# સંસ્કૃતિ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

सर्वभाषा सरस्वती

તંત્રી

રમણલાલ જોશી

૯૭



તંત્રી

## વિષમ વર્તમાન : લોકશાહીનો વિપર્યાસ અને ઉપહાસ

સાંપ્રત પ્રવાહો! વર્તમાનની વિષમતા દિનપ્રતિદિન વધતી જાય છે. અન્ય દેશોમાં રાજકારણ છે, રાજકારણીઓ છે, વિવિધ પક્ષો છે, પણ ભારતમાં સ્વાતંત્ર્ય પછી જે પરિબળો પ્રભાવક બનતાં ગયાં તેમણે અત્યારે તો માઝા મૂકી છે. લોકશાહીનો જાણે કે ઉપહાસ થઈ રહ્યો છે. ચર્ચિલે કહેલું કે માનવજાતિએ રાજ્યસંચાલનની જે જુદી જુદી પદ્ધતિઓ અજમાવી એમાં ઓછી દૂષિત લોકશાહી પદ્ધતિ છે, પણ જે દેશમાં વિશ્વના મોટા ભાગના નિરક્ષરો વસતા હોય એ ભારતમાં લોકશાહી કેટલી સફળ થઈ શકે ? આજે તો લોકશાહીનો વિપર્યાસ અને ઉપહાસ થઈ રહ્યો છે. જેને બંધારણમાં 'અનિવાર્ય સેવાઓ' કહે છે તે તાર-ટપાલ-ટેલિફોનની સેવાઓનું કંઈ ઠેકાણું નથી. અન્ન, વસ્ત્ર, રહેઠાણ અને વીજળી જેવી તદ્દન સામાન્ય જરૂરિયાતોમાં પણ પ્રજા ભીંસાઈ રહી છે. મોંઘવારી દિવસે દિવસે વધતી જાય છે. સત્તાધીશ બેશરમપણે પોતાના પગારો અને ભથ્થાં વધારે જાય છે. જે લોકો કેન્દ્રમાં અને રાજ્યોમાં સત્તાસ્થાને બેઠેલા છે તેમના પેટનું પાણી હાલતું નથી. પ્રજા ઢસરડો કરી જીવ્યે જાય છે. 'પ્રસાર ભારતી' ખરડો અસ્તિત્વમાં આવ્યો છે, પણ જુદી જુદી ચૅનલો દ્વારા સેક્સી વાર્તાઓ, ઠઠ્ઠામશ્કરી અને 'પ્રણય' નામધારી ટુચકાઓ અને આકાશવાણી પર પ્રેમનાં ટાયલાં જેવાં ગાયનો પ્રસારિત થાય છે. આમૂલાગ્ર પરિવર્તન જરૂરી છે. 'ઉદ્દેશ'ના જુલાઈ '૯૪ના અંકમાં મેં લખેલું કે "આ દેશને હવે તો ભગવાન જ બચાવી શકે." પણ હવે એ બાબતમાં પણ પ્રશ્ન થાય છે. કદાચ એક મોટી ક્રાન્તિના ભણકારા સંભળાય છે.

## વેદપારંગત અને સંસ્કૃતના આરૂઢ વિદ્વાન ભાઈશંકર પુરોહિતનું નિધન

સંસ્કૃત ભાષા-સાહિત્યના મૂર્ધન્ય વિદ્વાન ભાઈશંકર પુરોહિતનું છોત્તેર વર્ષની વયે તા. ૧૪ જુલાઈ '૯૮ના રોજ મુંબઈમાં અવસાન થતાં ગુજરાતને જ નહિ, પણ ભારતીય વિદ્યાજગતને ન પુરાય એવી ખોટ પડી છે. આચાર્ય ભાઈશંકર પુરોહિતે વર્ષો સુધી ભારતીય વિદ્યા ભવનમાં સંસ્કૃતના આચાર્ય તરીકે કાર્ય કર્યું હતું. તેમણે ધર્મ, તત્ત્વજ્ઞાન અને સંસ્કૃતિ વિષે ઘણાં પુસ્તકો લખ્યાં છે. વેદ-ઉપનિષદનાં મંત્રો-સૂક્તોનો આસ્વાદ કરાવતો તેમનો ગ્રંથ 'અમૃત સમીપે' શ્રી જયેન્દ્ર વ્યાસે ૧૯૮૮માં પ્રકાશિત કર્યો હતો. આ વિદ્યાપુરુષના અંગત પરિચયમાં આવવાની તક મળી હતી. 'ઉદ્દેશ' પ્રત્યે તેમને મમત્વ હતું અને પ્રસંગોપાત્ત પત્રવ્યવહાર પણ થતો. 'ઉદ્દેશ'માં તેમણે લેખો પણ લખેલા. તેમના અનેક વિદ્યાર્થીઓ અને સંસ્કૃતના અભ્યાસીઓને તેમ જ તેમનાં પત્ની આનંદીબહેન, પુત્રો સતીશ અને કિરીટ, પુત્રીઓ જ્યોત્સ્ના અને ભારતીને અને સમગ્ર પરિવારને તેમના અવસાનનું દુઃખ સહન કરવાની પ્રભુ શક્તિ અર્પે અને સાત્ત્વિક વૃત્તિના આ પરમ સારસ્વતના આત્માને ચિરશાંતિ અર્પે એ પ્રાર્થના.

## શ્રી બળવંત નાયકના ગ્રંથોનું લંડનમાં વિમોચન

પ્રસિદ્ધ લેખક શ્રી બળવંત નાયકનાં સાહિત્યસર્જનોનું વિમોચન લંડન ખાતે તાજેતરમાં થયું હતું. લંડનનાં ગુજરાતી સમાજના જાણીતા ઉદ્યોગપતિ શ્રી મનુભાઈ માધવાણીના વરદ હસ્તે બળવંત નાયકની નવલકથા 'પૅસેજ ફ્રોમ યુગાંડા'નું વિમોચન

વેમ્બલી ખાતે એશિયનોની વિશાળ મેદની સમક્ષ થયું હતું. એમના અમૃત મહોત્સવ પ્રસંગે પ્રકાશિત થયેલ 'અભિનંદનગ્રંથ' ('પંચોતેરમે')નું વિમોચન શ્રી ટી.પી. સૂચકે કર્યું હતું અને ડૉ. જગદીશ દવેએ એનો રસાસ્વાદ કરાવ્યો હતો. નવલકથાનું માર્મિક વિવેચન યુવાન કવિ યોગેશ પટેલે કર્યું હતું. અતિથિ વિશેષ હતા હાઉસ ઑફ લૉર્ડ્ઝના બીજા ગુજરાતી લૉર્ડ નવનીતભાઈ ધોળકિયા. સાહિત્યસંગીતકલા નિકેતન અને નાયક પરિવાર અને મિત્રોના સહયોગમાં યોજાયેલ આ સમારંભનું પ્રમુખસ્થાન સંભાળ્યું હતું કવિશ્રી ડાહ્યાભાઈ પટેલે.

### કડીના સાહિત્યલેખકોનું સન્માન

શ્રી મોહનલાલ પટેલ સાહિત્યવર્તુળ, કડી તરફથી કડીના ત્રણ લેખકો સર્વશ્રી રતિલાલ સાં. નાયક, ડૉ. પ્રસાદ બ્રહ્મભટ્ટ અને યશવંત કડીકરનું સન્માન કરવાનો સમારંભ કડી, સર્વ વિદ્યાલય કેમ્પસમાં રવિવાર તા. ૨ ઑગસ્ટ '૯૮ના રોજ યોજાયો હતો. આ લખનારે મુખ્ય અતિથિ તરીકે આ ત્રણેનું સન્માન કર્યું હતું. સમારંભના પ્રમુખ શ્રી માણેકલાલ એમ. પટેલના હસ્તે તેજસ્વી વિદ્યાર્થીઓને પારિતોષિક અપાયાં હતાં. સાહિત્યવર્તુળ સારું સાહિત્યિક કાર્ય કરી રહ્યું છે. આવા પ્રસંગો સાહિત્યસેવીઓને પ્રેરણારૂપ નીવડશે.



## અમને કોનો ભય

*અમને કોનો ભય ?*
*(નહિ રે કોઈનો કોઈ રીતે :)*
*બડા – બુઢ્ઢા ચોર-ડાકુ શું કરશે ?*
*(એવી મજાલ એમની શી તે !)*

*અમે રસ્તો લીધો સાદો સીધો,*
*નહિ કો ગલી, નહિ કો થેલી, નહિ રે ખભે ઝોળી,*
*લઈ લે લૂંટી જે કંઈ બીજું–*
*પણ અમારું પાગલપણું નહિ રે*
*એ તો રમતું રહે ગીતે.*

*અમોને જોઈતો નથી આરામ-વિરામ,*
*જોઈતું નથી ફલ, અમોને જોઈતું નથી નામ;*
*પડીએ અને ઊઠીએ બેમાં રહીએ સમાન નાચી*
*અણે સમાન હાર ને જીતે.*

**રવીન્દ્રનાથ ઠાકુર — અનુ. રાજેન્દ્ર શાહ**

[નોંધ : 'પરબ'ના મે ૧૯૯૮ના અંકમાં, પત્રચર્ચા-પૃ. ૫૪ પર એક રવીન્દ્રગીતના અનુવાદની મહેન્દ્ર મેઘાણીની ટહેલને અનુલક્ષી મકરન્દ દવે, સુરેશ દલાલ અને રમેશ પારેખ પણ અનુવાદ કરીને મોકલે તો અનુવાદની વિવિધ લાક્ષણિકતાઓ જોવા મળે. મારા અનુવાદમાં પંક્તિઓ ભલે ન્હાનીમોટી હોય, પણ મૂળ ગીતની હલક જાળવીને અનુવાદ કર્યો છે. રાજેન્દ્ર શાહ]

## પત્ર-પ્રસાદી :
# વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીના પત્રો*

**સંપા. રમણલાલ જોશી**

મૈત્રી, ૩૯, આદર્શ સોસાયટી,
સૂરત-૩૯૫ ૦૦૧
તા. ૧૨-૬-૧૯૮૧

પ્રિય ભાઈશ્રી રમણભાઈ,

આનંદશંકર ઉપર લખી શકું તો મારી એ ધન્યતા હશે. પણ કોણ જાણે કેવી સંકલ્પના અગતિકતા છે કે આંકડો કે એકડો પડતો નથી ! તોય મારી ભગવાનને પ્રાર્થના છે કે કૌટુમ્બિક પરિસ્થિતિ કંઈક હળવી થાય તો આ સુંદર કામ હાથ ધરું. શ્રીમતી ત્રિવેદીની તબિયતમાં કંઈ જ સુધારો નથી. ક્ષીણકાય થઈ ગયાં છે. ખોરાક પણ ઓછો થયો છે. એની વ્યગ્રતા મોટી છે. ભગવાનની કૃપા વિના કોઈ આધાર નથી. વળી મારી તબિયતમાં પણ ખાસ સુધારો નથી. ઊઠતાંબેસતાં (ખાટલામાંથી કે કમોડ ઉપરથી) ઢીંચણ ઉપર અને પાછળ ખૂબ વેદના થાય છે અને ચાલવામાં પણ સૌ. કીકીબહેનની મદદ લેવી પડે છે. જે કંઈ લખાણ થાય છે તે આ બધા ઉદ્વેગને ભૂલવા માટે થતું હોય એમ લાગે છે. એક પ્રકારનો અજંપો, નકારાત્મક (negative) આવેગ રહેતો હશે. તેનું આ પરિણામ સંભવે. માણસને અસુખનું સંવેદન ગમતું નથી. તેને મનના નેપથ્યમાં ધકેલી દે છે ! સિતાંશુના પુસ્તક માટે ઠીક મહેનત કરી. હમણાં રામનારાયણના' મહા-નિબંધના ઉપોદ્દ્ઘાત સારુ શ્રમ લીધો. ખાસ્સો લાંબો લેખ થયો છે. પણ હવે સાફ નકલ કરવાનું મન થતું નથી ! લેખ (?) થયો તેનો સંતોષ ખૂબ છે; જાણે એક અસાધારણ વ્યક્તિનો સમગ્રતાથી પરિચય થયો. મનની અલસતામાં ગો. વિશે લખવું બનશે ? ન જાને. આ તે કેવુંક કાર્ડ ! (ચિતરામણ ?)

સૌ કુશળ હશો.

લિ. વિષ્ણુભાઈના સપ્રેમ નમસ્કાર

*

* શ્રી વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીના થોડા વધુ પત્રો. જે શબ્દો ઊકલી શક્યા નથી ત્યાં '?' પ્રશ્ન કર્યો છે અને કેટલીક જગ્યાએ ('અવાચ્ય') એવો નિર્દેશ કર્યો છે. –સંપા.

મૈત્રી, ૩૯, આદર્શ સોસાયટી,
સૂરત-૩૯૫ ૦૦૧
તા. ૨૯-૬-૧૯૮૧

પ્રિય ભાઈશ્રી રમણલાલભાઈ,

તમારા સદ્ભાવપૂર્ણ બેઉ પત્રો મળ્યા. તમારો ભાવ હૃદયને સ્પર્શે છે. 'થીસિસ'ની વાત પહેલી કરું. આનંદશંકર ઉપર આગળ કોઈએ મહાનિબંધ નથી લખ્યો ? લખ્યો હોય તોય નવી દૃષ્ટિથી નવી રીતે, અલબત્ત, લખી શકાય. મારી તબિયત પાછી બગડી છે. શરદી – ઉધરસથી નબળાઈ લાગે છે. બે દિવસ તાવ પણ આવ્યો. હવે તાવ નથી, પણ શરદી ગઈ નથી. દવાઓને કારણે પણ સ્ફૂર્તિ ઓછી છે. પણ એક વાતમાં ઘણો સુધારો છે. મારા પગનાં હાડકાંનો દુખાવો લગભગ મટી ગયો છે. યુનિ.નો પત્ર આવશે ત્યાં સુધીમાં તો વધારે ઠીક લાગશે એમ ધારું છું. તો તો કામ લઈશ. ઘણી વાતો તાજી કરવાનું મળશે. એ લોભ ઓછો નથી. તબિયતને ખાસ પ્રતિકૂળ નહિ હોય તો કામ સ્વીકારીશ.

હમણાં ચિન્તા અને 'Ennui' (?) ભાસે છે. ચિ. કીકીબેનનાં બા અતિશય ક્ષીણકાય થઈ ગયાં છે. કોઈ ઉપચારમાં સફળતા મળતી નથી. દવાદારૂથી શરીર ટકે છે એટલું જ આશ્વાસન છે. હરિ ! હરિ !

લિ. વિષ્ણુભાઈના સપ્રેમ નમસ્કાર

*

મૈત્રી, ૩૯, આદર્શ સોસાયટી,
સૂરત-૩૯૫ ૦૦૧
તા. ૧-૭-૧૯૮૧

પ્રિય ભાઈશ્રી રમણલાલભાઈ,

સપરિવાર કુશળ હશો. મારી તબિયત હવે કંઈક ઠીક છે, પણ શરદી-ઉધરસને કારણે તથા 'ઍન્ટિ-બાયૉટિક'ની વિક્રિયાને લીધે મનની સ્ફૂર્તિ લાગતી નથી. કબજિયાત રહે છે. તેથી પણ આળસ અને શિથિલતા રહે.

એક વાત મનમાં આવી તેથી આ લખું છું. ગોવર્ધનરામ ઉપર નવું તો શું લખું ? બેચાર વાક્યની

માંડણી કરી, પણ આગળ ન ચાલ્યું. ગોવર્ધનરામની સાચી સર્જકતા ક્યાં છે તે વિચારતો હતો, પણ વાત અટકી ગઈ. મનને થાક લાગ્યો. 'સાહિત્યચિંતન'માં એક લેખ ગો. વિશે છે. તેમાંનો છેલ્લો ભાગ તમને કામ લાગે એવો છે. (આવું યાદ છે.) એમાં ગો.નો સાચો મહિમા ક્યાં છે તે દર્શાવ્યું છે. લખાણ રીતિમાં સારું છે અને એવું ફરી લખાય ત્યારે ખરું. એ કંડિકા (એક યા બે, છેલ્લી) તમારા ગ્રંથમાં ન ચાલે ?

શૈલી વિશે મારે નવીન તાત્ત્વિક લખવાનું નહોતું. મને ગંગાભાભીની પત્રશૈલી અને મણિલાલની પ્રેયસી શિક્ષિકાની પત્રશૈલી સમાવવા જેવી લાગી. આ બૈરીક શૈલીની સમાનતાનું રહસ્ય શું ? કંઈક એવું ભણેલી, અભણ પણ સંસ્કારી સ્ત્રીઓ લખતી હશે ? મને એ બંનેનો પત્રમરોડ, લહેકો સરખાવવા જેવો લાગ્યો.

લિ. વિષ્ણુભાઈના સપ્રેમ નમસ્કાર

*

મૈત્રી, ૩૯, આદર્શ સોસાયટી,
સૂરત-૩૯૫ ૦૦૧
તા. ૧૦-૭-૧૯૮૧

પ્રિય ભાઈશ્રી રમણભાઈ,

કુશળ હશો. સર્વ કુટુંબીજનને અને મિત્રમંડળને નમસ્કાર

ગઈ કાલ 'નિરંજન ભગત' પુસ્તક મળી ગયું. બે પેઢી વચ્ચે ઊભેલા તેજસ્વી સાહિત્યકાર નિરંજનભાઈ, અને આધુનિકતાથી રંગાયેલા વિદ્વાન શ્રી શાહનો યોગ કૌતુકપ્રેરક છે. નિરંજનભાઈ જેવો વિષય હોય તો પ્રો. સુમનભાઈને પણ કંઈક પાછળ (સુમન શાહે 'પુરોકાલીન' શબ્દ વાપર્યો છે. પૃ. ૩૬) સમવેદનના સુમેળ જેવું પડે. મને તો 'જનરેશન ગૅપ' એક ખોટો અને બેહૂદો સંપ્રત્યય છે. પેઢીઓ વચ્ચેનું અંતર તો દર વર્ષે બદલાય ! પ્રજાના યુગોનું અંતર એ જ સાચું. ગાંધીયુગના સંસ્કાર મેળવનાર મારા એક મામા મારાથી આઠ વર્ષે મોટા હતા અને એક ચાર વર્ષ નાના હતા. મારા પિતા અને મારી વચ્ચે બાવીસ વર્ષનું અંતર હતું, પણ મને 'જનરેશન ગૅપ' જરાકે નહોતો લાગતો. આવા ઘણા વિચિત્ર ખ્યાલો મગજમાં ભરાઈને આપણી વાચાને થકવી દે છે. વિચાર અને વિવેચનમાં પણ ઘણા વિચિત્ર ખ્યાલો પ્રવર્તે છે. શું કરશો ? 'જનરેશન ગૅપ'નો ખ્યાલ તર્કયુક્ત છે જ નહિ. સુમનભાઈનું 'કવિતા' માટે લાગણીતંત્ર કેવું હશે ?

ગો. ઉપર એક અંગ્રેજી લેખ E. J. L. માટે ડૉ. યશશ્ચન્દ્રે લખ્યો છે. એ લેખ આપી શકે તો એનો અનુવાદ તમારા ગ્રંથમાં લેવાય. એ અંગ્રેજી લેખ મને ઠીક લાગ્યો છે.

વિ.

*

મૈત્રી, ૩૯, આદર્શ સોસાયટી,
સૂરત-૩૯૫ ૦૦૧
તા. ૧૬-૧૦-૧૯૮૧

પ્રિય ભાઈશ્રી રમણભાઈ,

સકુટુંબ કુશળ હશો.

તમારો. તા. ૩જીનો પત્ર મળ્યો હતો. તમે આંગડિયા દ્વારા તમારું પુસ્તક "વિવેચનની પ્રક્રિયા' મને ભેટ મોકલ્યું છે તે જણાવ્યું હતું. પણ મને હજુ સુધી એ ચોપડી મળી નથી. તેથી એ બાબત તપાસ કરશો. બનવાજોગ છે કે તમે પ્રકાશકને સૂચના આપી હોય, પણ પ્રકાશક એ વીસરી ગયા હોય.

લિ. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીના
નમસ્કાર

*

મૈત્રી, ૩૯, આદર્શ સોસાયટી,
સૂરત-૩૯૫ ૦૦૧
તા. ૨૧-૧૦-૧૯૮૧

પ્રિય ભાઈશ્રી રમણલાલભાઈ,

સકુટુંબ કુશળ હશો.

મને તમારું સુંદર પુસ્તક મળી ગયું છે. ગ્રંથ અનેક રીતે સુંદર છે. પુસ્તક પ્રકાશકને ત્યાંથી જ અહીં મોકલાવ્યું છે. આંગડિયાનો દોષ વરતાતો નથી. હા, અહીંના આંગડિયાના માણસો અઠવા લાઇન્સ આવવા આતુર હોતા નથી અને ત્યાં પૈસા ભર્યા હોય તો પણ 'ચાપાણી'ની આશા રાખે ! હવે મેં નિયમ કર્યો છે કે પારસલના પૈસા ભર્યા હોય તોય આઠ આના બસ કે સાયકલના ગણી આપવા.

ગઈ કાલે રાત્રે તમારું ગોવર્ધનરામવિષયક વર્ણનાત્મક સંભાષણ સાંભળ્યું. મારું નડિયાદ અને

કંથારિયા ચકલાની ડાહીલક્ષ્મી લાયબ્રેરી અને ઝગડિયા પાડો પ્રત્યક્ષ થયાં !

હુ ઘણાં વર્ષ કંથારિયા ચકલે રહ્યો છું. મારું મૂળ વતન જાણે નડિયાદ જ કહો ને !

લિ. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીના
સપ્રેમ નમસ્કાર

*

મૈત્રી, ૩૯, આદર્શ સોસાયટી,
સૂરત-૩૯૫ ૦૦૧
તા. ૧૪-૧૦-૧૯૮૨

પ્રિય ભાઈ ડૉ. રમણભાઈ,

સહકુટુંબ કુશળ હશો. શ્રી ધીરુભાઈ આદિ સર્વ મિત્રોને તથા સર્વ સ્વજનોને મારા નમસ્કાર.

તમારી ખુશી અને સંતોષ એ મારી મુદા – અથવા તમારી મુદિતા (sympathetic joy) એ મારી પ્રીતિ (delight). વાત પત્રાર્થમાં પણ સાચી છે. આ પુરસ્કાર વિદ્વાન મિત્રોના સૌહાર્દની પુરસ્કૃતિ છે. તમારા જેવા સન્મિત્રોએ મારે માટે નિર્વ્યાજ સદ્ભાવની હવા જન્માવી છે તેનું જ આ સુફળ છે. તમારા સ્નેહભાવ માટે આભારી છું.

જુદા જુદા મિત્રો સાથે આનંદશંકર વિશે વાતચીતમાં એટલો બધો પરામર્શ કર્યો છે કે 'તેટલામાં' શ્રેણીનો ગ્રંથ લખાઈ જાત. મનમાં ગાંઠ વાળી છે. પણ પાછું ધીરુભાઈએ સોંપેલું 'મહાભારત' કામ પણ યાદ આવ્યું. અને ૮૩ વર્ષ તો થઈ ગયાં !

લિ. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીના
સપ્રેમ નમસ્કાર

*

મૈત્રી, ૩૯, આદર્શ સોસાયટી,
સૂરત-૩૯૫ ૦૦૧
તા. ૩/૪-૧૦-૧૯૮૨

પ્રિય ભાઈશ્રી રમણભાઈ,

લિ. વિષ્ણુભાઈના સપ્રેમ નમસ્કાર.

સહકુટુંબ કુશળ હશો. સકલ મિત્રમંડળને સ્નેહ-સ્મરણ કહેજો. મારી તબિયત એકંદરે ઠીક છે. તમે 'પદ્મનાભ', 'ખબરદાર', 'ડૉ. પ્રબોધ પંડિત' એમ ત્રણ પુસ્તકો ભેટ મોકલ્યાં તે માટે બહુ આભારી છું. ત્રણે ચોપડીઓ અધિકારી વિદ્વાનોએ લખી છે. અને તમારી કીમતી ગ્રંથશ્રેણીમાં સારો ઉમેરો થયો છે. (હું હજી સુધી એક કામ, કર્તવ્ય કરી નથી શક્યો તેનું તીવ્ર ભાન થાય છે.) મને આ ચોપડીઓ મળી તેથી આનંદ થયો. હવે એકબે વાત પૂછું. આ કાગળ લખવાનો પ્રસંગ છે તો લાભ લઉં.

(૧) નવી, અભિનવ કે નવતર કવિતામાં એક ઇન્દ્રિયના સ્પર્શને બદલે બીજી ઇન્દ્રિયનો સ્પર્શ વર્ણવ્યો હોય છે, જેમ કે શરણાઈની સુગંધ આવી. આ ઉક્તિ-વૈચિત્ર્ય કે વક્રોક્તિને મેં વ્યત્યય એવું ટૂંકું નામ આપ્યું છે. એ એક અલંકાર ગણવો જોઈએ. વસ્તુતઃ એ જ્ઞાનેન્દ્રિય – અર્થસન્નિકર્ષ-વ્યત્યય છે, કે જ્ઞાનેન્દ્રિય-ધર્મ-વ્યત્યય છે. આ અલંકારની કોઈએ ચર્ચા કરી છે ? એને ચોક્કસ નામ કોઈએ આપ્યું છે ? મેં હમણાં એક લઘુલેખ લખી નાખ્યો અને થોડું વિવરણ, વિલક્ષણ કર્યું છે તેથી પુછાવું છું. (૨) બીજી વાત અખાના એક પદના પાઠ વિશે. પદ ૧૨૨ (સસ્તું સા. આવૃત્તિ). 'રૂમાં જો અલપાય'. પાઠ બરાબર છે ?

લિ. વિષ્ણુભાઈના સપ્રેમ
નમસ્કાર

*

મૈત્રી, આદર્શ સોસાયટી,
સૂરત-૧
તા. ૧૨-૩-૧૯૮૩

સ્નેહી ભાઈશ્રી રમણભાઈ,

તમારાં અભિનંદનથી આહ્લાદ થયો. તમારી શુભેચ્છાઓ માટે બહુ આભારી છું.

વિદ્વત્તા તો ઠીક, 'સાહિત્ય' માટેનો ઉમળકો – આ ઉમળકો મને મારાં બા પાસેથી મળેલો અને મારાં બાને તેમના પિતા પાસેથી મળેલો. મારા પિતામહ અને માતામહ બંને ગુજ. શાળાના હેડમાસ્તર, દલપતરામ અને મહીપતરામ પાસે ભણેલા... આટલું આત્મકથા-ત્મક ! આ ઉમળકો મને, લેખક તથા અધ્યાપક તરીકે કામ આવ્યો છે. ઉચ્ચ વિદ્યા અને સમ્યગ્ વિચારમાં તો આપણે ઘણું ઘણું સાથે મળી કરવાનું છે... સર્વ અધ્યાપક મિત્રોને મારા નમસ્કાર કહેશો.

લિ. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીના
નમસ્કાર

*

મૈત્રી, ૩૯, આદર્શ સોસાયટી,
સૂરત-૩૯૫ ૦૦૧
તા. ૧૩-૪-૧૯૮૩

પ્રિય ભાઈ ડૉ. જોશી,

સપરિવાર કુશળ હશો. સૌ આપ્તજનોને નમસ્કાર. તમારા પત્રથી તથા તેમાં વ્યક્ત થતી તમારી મમતા તથા જાગૃતિ જોઈ આનંદ થયો. હું દરેક વખત એમ કહું છું કે આ બે કામ કરી લઈ, પેલું કામ હાથ ધરીશ. પણ 'આ કામ' તો ચાલ્યા જ કરે છે, અને પેલું કામ દૂર રહે છે. વારુ, એક નવો નિશ્ચય કરું. બે વધુ લેખ લખવાના છે. પછી ગુરુચરણે બેસું. આ દિવાળી સુધી, અથવા તો આવતી નાતાલ સુધી રાહ જોજો, પછી તમે તદ્દન છુટ્ટા – આમ તો છુટ્ટા જ હતા, આ પ્રમાદને કારણે પણ તે તમે નભાવ્યો છે. નવી મર્યાદાઓ સમજાય છે. મોતિયો બેઉ આંખે ઊતરે છે અને કદાચ તે જ કારણે સ્ફૂર્તિનો અભાવ ખેદ ઉપજાવે છે. ઉંમરની વાત તો ખરી જ. જુલાઈમાં ૮૪ પૂરાં થશે ! તમારા જેવાની ભાવસંપત્તિ મળી છે તે કંજૂસની પેઠે ગણ્યા કરું છું, તપાસ્યા કરું છું, વાગોળ્યા કરું છું.

I may appear to be ---- and ---- but I am not – I am always in quest and generally friendly.

વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીના સપ્રેમ
નમસ્કાર

[ઉપરના અંગ્રેજી વાક્યમાં લીટી દોરેલા બે શબ્દો અવાચ્ય છે.
– સંપા.]

*

મૈત્રી, ૩૯, આદર્શ સોસાયટી,
સૂરત-૩૯૫ ૦૦૧
તા. ૯-૭-૧૯૮૩

સ્નેહી ભાઈશ્રી રમણલાલભાઈ,

આપ સૌ (સહકુટુંબ, સપરિવાર, મિત્રમંડળ સહિત) કુશળ હશો. તમારો તા. ૨૯મી જૂનનો પત્ર મળ્યો હતો. ગઈ કાલે ત્રણ પુસ્તકો મળ્યાં – 'નવલરામ', 'પશ્ચાત્', અને 'ગુલમહોર'. આનંદ થયો. મારી તબિયત આંખ, વય અને અન્ય રીતથી અવસ્થામાં ખ્યાલ રાખું તો ખોટી ન ગણાય. થોડુંઘણું વાંચતાં વયનો થાક લાગે છે; કંઈક નિર્વેદ પણ અનુભવાય છે; કશામાં સ્ફૂર્તિનો લોપ આવતો નથી. એમાં પ્રમાદનું તત્ત્વ પણ ભળતું હશે. ડાબી આંખે મોતિયો ઊતરે છે તે પણ કારણ ગણાય. વિપુલદર્શક કાચથી પણ વંચાતું નથી, થાક લાગે છે... તમારી વિદ્યાસંપત્તિ અને મર્મજ્ઞતા 'દ્રુમપર્ણ'માં જે જુએ તે ખરું. તમને પ્રસન્નતાનું એ નિમિત્ત બન્યું હોય તો મારી એ સિદ્ધિ હશે. અવલોકન કે પ્રતિભાવરૂપ છપાય ત્યારે નકલ મોકલવા કૃપા કરશો... તમારી સાક્ષરતાએ ઘણું ઉપયોગી અને સાહિત્યની દૃષ્ટિએ ઊંચી કક્ષાનું કામ કર્યું છે. આટલુબધું કરી શકો છો તેની મને નવાઈ લાગે છે. તમારી પ્રજ્ઞા હજી વધારે ને વધારે ઊંચું પ્રદાન કરે, આપણા વિચારરાશિમાં, એ મારી શુભેચ્છા પાઠવું છું.

સાહિત્ય અકાદમીમાં 'જનરલ કાઉન્સિલ'ના સભ્ય નિમાયા તે માટે અભિનંદન.

લિ. વિષ્ણુભાઈના સપ્રેમ નમસ્કાર

*

મૈત્રી, ૩૯, આદર્શ સોસાયટી,
સૂરત-૩૯૫ ૦૦૧
તા. ૨૨-૭-૧૯૮૩

પ્રિય ભાઈશ્રી રમણલાલભાઈ,

આપ સૌ કુશળ હશો. સર્વ સ્વજનને તથા મિત્રવર્ગને મારા સાદર નમસ્કાર.

આ પત્ર કેવળ તમારો આભાર માનવા લખું છું. 'નિરીક્ષક'માંના અવલોકનમાં પ્રગટ થતી તમારી ઉષ્માભરી લાગણી માટે આભાર ન માનું તો નગુણો જાતને જ ગણું. વિદ્યાસંપન્ન અને 'વિવેકી' વિવેચક તો તમે છો જ, પણ તમે જે સ્નેહાદર દાખવ્યો છે તે માટે ઋણી છું.

લિ. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીના સપ્રેમ
નમસ્કાર

આ પત્ર છેક જ 'તુક્કા' વિનાનો ન થાય એ માટે લખું છું કે–

"The concept of abstract art is as absurd as that of abstract – (?)

માનવબાળ કવિ (?) જ જન્મે છે : હમણાં ગાર્ગી (સાડા ત્રણ વર્ષની)એ કહ્યું : "આ ભેંસ પૂંછડાનો અંબોડો વાળે છે !"

વિ. ર. ત્રિવેદીના સપ્રેમ નમસ્કાર

*

મૈત્રી, ૩૯, આદર્શ સોસાયટી,
સૂરત-૩૯૫ ૦૦૧
તા. ૨૮-૭-૧૯૮૩

પ્રિય ભાઈશ્રી રમણલાલભાઈ,

આપ સપરિવાર કુશળ હશો. સૌ કુટુમ્બીજનોને તથા સાથીમંડળને મારા નમસ્કાર.

મારો પત્ર મળ્યો હશે. 'નિરીક્ષક'માંનું અવલોકન વાંચીને તરત લખ્યો હતો. આજે તમારા અવલોકનની નકલ પણ મળી. આભારી છું. અવલોકન વસ્તુનિષ્ઠ, બિનઅંગત રીતે જોતાં પણ ચારુતા-સંપન્ન લાગે. તમારી વિદ્યા ને વિવેકબુદ્ધિ તેમ જ હૃદયની ઉષ્મા એમાં અનુસ્યૂત છે. ખુશી ઊપજી.

મારા મનમાં એમ વસી ગયું છે કે શુદ્ધતમ લાગણી રસરૂપ, (કલા રૂપે) બિનઅંગતની જ હોય, સાહિત્યકળામાં અનુભવાય, શુદ્ધ, બૌદ્ધિક, રસરૂપ એ શુદ્ધ સત્ય 'દર્શન'માં અનુભવાય અને શુદ્ધ સંકલ્પ (will) વિવેકાનંદ કે ગાંધીજી જેવાના પુરુષાર્થમાં, કર્મ-ઉદ્યોગમાં વરતાય – પણ આ ત્રણેય તત્ત્વો એકમેકને પૂરક હોઈ શકે, પ્રક્રિયામાં શોધક પણ હોય, કર્મયોગ એ શુદ્ધ ક્તુને પામવાનો માર્ગ છે.

લિ. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીના
સપ્રેમ નમસ્કાર

*

મૈત્રી, ૩૯, આદર્શ સોસાયટી,
સૂરત-૩૯૫ ૦૦૧
તા. ૪-૮-૧૯૮૩

પ્રિય ભાઈશ્રી રમણલાલભાઈ,

આપ સુકુટુંબ કુશળ હશો. સર્વ કુટુંબીજનોને તથા સાથીવર્ગને નમસ્કાર.

'પ્રવાસી'માં તમારી 'દ્રુમપર્ણ' વિશેની નોંધ વાંચી ખુશી થાય જ. તમારો સ્નેહ એમાં અનુસ્યૂત છે. તમે ગ્રંથને પ્રશસ્ત ગણ્યો તેથી પરિતોષ થાય જ. સ્નેહમાત્રાનું બળ ગાળી કાઢીએ તો પણ ઊંડો સંતોષ થાય – તમારો ખૂબ આભારી છું. આર્ષ દૃષ્ટિએ અલક્ષ્ય જોવાનું આવતે ભવે બને તો બને; લક્ષ્ય પદાર્થોમાં પ્રવૃત્તિપ્રવર્તન અને ભાવકોષોમાં અલક્ષ્યની ઝાંખી થઈ શકે તોય ઘણું. એ પુરુષાર્થની પ્રેરણા માટે સદ્ભાગ્યે – (?) અર્વાચીન કાળમાં પણ પાંચસાત મહાકુટુંબો આવ્યાં છે. વિવેકાનંદ, ગાંધીજી, ટાગોર અને શ્રી અરવિન્દ વ... વસ્તુલક્ષી કે પાત્રલક્ષી ચિત્રણ હોય અથવા ખુલ્લી રીતે તરંગલીલા હોય તો જુદી વાત; નહિ તો આપણે જોવાનું મોટું કામ આ છે કે આજની કવિતામાં (બલકે સકલ સર્જનાત્મક સાહિત્યમાં) કૃતકતા અને રીતિ દાસત્વ કેટલું છે ?

આપણે હવે રાધાકૃષ્ણથી, ગોવર્ધનરામ, આનંદ-શંકર, નર્મદાશંકર, સુખલાલજી આદર્શ ગણાય. લક્ષ્યમાં અવશ્ય જોવાય અને અલક્ષ્યથી લક્ષ્યને સમ્માનનાર તેઓ ગણાય.

લિ. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીના સપ્રેમ
નમસ્કાર

*

મૈત્રી, ૩૯, આદર્શ સોસાયટી,
સૂરત-૩૯૫ ૦૦૧
તા. ૧૪-૧૦-૧૯૮૩

પ્રિય ભાઈશ્રી રમણભાઈ,

તમારા પત્રથી સારું લાગ્યું. મારી તબિયત સુધરતી જાય છે. જોકે નબળાઈ છે અને જરાતરા 'ધગુ' (આછેરો તાવ) આવી જાય છે. પણ હવે ચિન્તા કરવા કારણ નથી. ઇસ્પિતાલમાંથી ઘેર આવ્યો છું. ઉપચાર ચાલુ છે. બાકી, ઉંમરને કારણે કેટલુંક તો અનિવાર્ય. जरा તિતિક્ષાનો સારો પાઠ આપે છે.

તમે સહકુટુંબ કુશળ હશો.

ગો.મા.ત્રિ. ઋષિ હતા અને એમનું તર્પણ યથોચિત થયું. અર્વાચીન ગુજ.ના આપણા પાંચ મહામાનવો – નર્મદ, દયાનંદ, ગોવર્ધનરામ, ગાંધીજી ને સરદાર. તેમાં ધર્મદ્રષ્ટા ગાંધીજી અને ઋષિ ગોવર્ધનરામ.

લિ. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીના સપ્રેમ
નમસ્કાર

□

## ઉમા-શંકરને ઑક્તાવિયો પાઝની પ્રાર્થના

રાધેશ્યામ શર્મા

**આવાહન**

*શિવ અને પાર્વતી :*
*અમે આપને ભજીએ છીએ*
*દેવદેવી રૂપે નહિ*
*પણ મનુજના દૈવી*
*પ્રતિરૂપ લેખે.*

*મનુષ્ય નિર્મે છે અને નથી નિર્મતો*
*સખ્ત પરિશ્રમની સજા ભોગવ્યા બાદ*
*તે જે બનશે વળી*
*એ આપ છો.*
*શિવ :*
*આપના ચતુર્હસ્ત છે ચાર સરિતાઓ*
*પાણીના ચાર ધધૂડા.*
*આપની સમગ્ર હસ્તી છે ફુવારો*
*જ્યાં રમણીય પાર્વતી સ્નાન કરે છે,*
*જ્યાં શોભાયમાન નૌકા જેમ તે હીંચે છે.*
*સૂર્ય નીચે સમુદ્ર અફળાય છે :*
*અટ્ટહાસ કરતા શિવના વિશાળ ઓષ્ઠદ્વય તે;*
*સમુદ્ર સળગવા માંડે છે :*
*જળરાશિ પર પાર્વતીના પગલાં.*
*શિવ અને પાર્વતી :*
*એક નારી જે મારી પત્ની*
*અને હું*
*આપ સમક્ષ પરલોકનું કાંઈ કહેતાં કાંઈ જ યાચતાં નથી :*
*માત્ર માગીએ*
*સમુદ્ર પર પ્રકાશ,*
*પ્રસુપ્ત ભૂમિ અને સમુદ્ર પર ઉઘાડપગો પ્રકાશ.*

**ઑક્તાવિયો પાઝ, અનુ. રા. શ.**

મેક્સિકોનો જગતખ્યાત (હવે સદ્ગત) કવિ પાઝ ઉમાશંકરને, શિવપાર્વતીને કવિ કાલિદાસની રીતેભાતે કાવ્યમાં પ્રાર્થે એ આશ્ચર્યપ્રદ છે એટલું જ આનન્દજનક છે. અહીં એલચી તરીકેની કામગીરી નભાવતાં ભારતપ્રવાસ ખેડેલો એની કેટલીક કવિતાઓ આ પ્રકારની બની આવી છે.

શિવ-પાર્વતીના મન્દિરમાં પ્રવેશી દેવદેવીને સંબોધી, આવાહન કરી કોઈ શ્રદ્ધાળુ ભાવિક પૂજાભજના કરે એવું પાઝ વિશે સાવ ધારી લેવામાં તથ્યદોષ લાગશે.

એક સંવેદનશીલ જગતનાગરિક સર્જક, આસ્થાવાન કેમ ના હોઈ શકે ? પણ એની દેવદેવીઓ પ્રત્યેની નિષ્ઠા અને આરાધના કેવા કાવ્યસ્વરૂપે મૂર્ત થાય એનો આ રચના એક રસાવહ નમૂનો મનાય.

'આવાહન' શીર્ષક બાદ રચનાના આરંભે જ શિવ અને પાર્વતી સમક્ષ સ્પષ્ટ નિવેદન કરી દે છે કે મહાદેવ-દેવી સ્વરૂપે નહિ, પણ મનુષ્યના દિવ્ય, દૈવી પ્રતિ-રૂપ તરીકે, એક સંકલ્પન તરીકે આપ ઉભયને અમે ભજીએ છીએ.

શંકરનું, પાલક બ્રહ્મા, પોષક વિષ્ણુ કરતાં સંહારક રૂપ ત્રિદેવકલ્પનામાં પ્રતિષ્ઠિત અને પ્ર-ખ્યાત છે.

પાઝ સર્જક બ્રહ્માના સ્થાને 'મેકર' લેખે, નિર્માણકર્તા તરીકે મનુષ્યને જ પ્રસ્તુત કરે છે. વ્યક્તિ જે રચી શકે કે ન રચી શકે અથવા તો પ્રારબ્ધ-સંયોગવશાત્ તનતોડ પરિશ્રમ પછી ભાવિમાં જે બનશે એવી સકલ નિખિલ નિયતિને જ તે પુરુષ- પ્રકૃતિના પ્રતિનિધિ પ્રતીક શિવ-પાર્વતી તરીકે ગણે છે.

પારલૌકિક દેવરૂપોના સ્થાને ઇહલોકમાં આવિષ્કાર પામેલા મનુષ્યના દિવ્ય પ્રતિરૂપને જ સર્જક માન્યતા અર્પે છે.

નોંધવા સરીખું છે કે રચનામાં પાર્વતીને, ઉમાને સ્વતંત્ર સંબોધન નથી; પાર્વતીને છે ખરું, પણ શિવસંયુક્ત છે.

'શિવ'ને સ્વતંત્ર સંબોધી આવાહન કરી પાઝ કેવી દૃષ્ટિપૂર્વક શિવસ્તવન શરૂ કરે છે તે આસ્વાદ્ય છે.

નટરાજના ચતુર્હસ્તને ચાર નદીઓ તેમ જ ચાર ધધૂડા-ફુવારાઓ કહ્યા છે, કલ્પ્યા છે. આમાં પરંપરિત ટીકાઓને અનુસરી ધર્મ-અર્થ-કામ-મોક્ષ એમ ચતુર્વિધ પુરુષાર્થ, જેમને જોવા હોય તે જોશે, પણ અહીં પ્રસ્તુત છે કવિતાકળાના કલ્પનવૈભવને મૂર્ત કરતી આ પંક્તિઓ :

*આપની સમગ્ર હસ્તી છે ફુવારો*
*જ્યાં રમણીય પાર્વતી સ્નાન કરે છે,*
*જ્યાં શોભાયમાન નૌકા જેમ તે હીંચે છે.*

નિજ જનનીના સૌંદર્યનું રસપાન કરવા મનોબાધ્ય બનેલા સંસ્કૃત ગિરાના કવિને શાપના ભોગ થવું પડેલું એવી દંતકથાનો વિદેશ મેક્સિકોના સર્જક પાઝના મનમાં લેશ પણ ઘસરકો કે 'ગિલ્ટ' નથી. કદાચ જાણ ના પણ હોય.

કલ્પનસ્થિત શિવના ચતુર્હસ્તને ચાર ધધૂડા-ફુવારા કહ્યા બાદ એમની સમસ્ત હયાતીને એક ફુવારો કહ્યો છે. અહીં ચાર બરાબર એક અથવા એક બરાબર ચાર ફુવારાં–હાથની કલ્પના છે, જેમાં ઉમા કહેતાં પાર્વતી નહાય છે અને શોભાયમાન નૌકા–જેમ હાલે ડોલે ઝૂલે છે. તાત્પર્ય કે શિવના હાથમાં, હયાતીમાં પાર્વતી સ્નાન કરે છે અને હોડીની પેઠે હાલે ડોલે ઝૂલે છે.

પાઝની આ સમાગમ સૂચવતી શૃંગારરમ્ય એરૉટિક કલ્પના, ગતિશીલ 'ઇમેજ'નું સરસ નિદર્શન છે.

અનુવર્તી પંક્તિમાં રમ્ય પછી ભવ્ય કલ્પન, ઉપમારીતિએ આવ્યું છે. સૂર્ય નીચે સમુદ્ર અફળાય છે તે કોના જેવો છે ? હાસ્ય વેરતા શિવના વિશાળ હોઠો સમો !

સમુદ્રને શિવના હોઠ-હાસ્ય સાથે સંકલિત કરવાનું તેમજ તરત પછી સળગવા માંડેલા સમુદ્રને 'જળરાશિ પર પાર્વતીનાં પગલાં' જોવાનું કવિકર્મ પાઝની વિસ્તીર્ણ 'ઇમેજિનેટિવ રેન્જ'નો ખ્યાલ આપે છે.

અંતે કર્તા પોતાની પત્ની સાથે પરલોકની કોઈ વસ માગતા નથી, પણ 'પ્રસુપ્ત ભૂમિ અને સમુદ્ર પર ઉઘાડપગો પ્રકાશ' વાંછે છે. સમુદ્રને શિવના હોઠો કલ્પ્યા એટલે ઉપાનહ્‌વિહીન 'ઉઘાડપગો પ્રકાશ' યાચ્યો હશે ? એમ હોય તો પ્રાર્થનાભિમુખ પાઝનો અભિનંદનીય વિનય કહેવાય.

અમદાવાદ, ૨ જૂન ૧૯૯૮

❐

**અનાયાસે ખૂલું**

શિખરિણી-સૉનેટ

*જનોઈ પ્હેરી મેં તદપિ કદી ના બ્રાહ્મણ બન્યો !*
*નહીં મંત્રો-જાપો, ભજવી મૂરતી, ધૂપ-દીપ ના;*
*જમાનાનું પેલું ક્યહીં રવડતું દેવ-ઘર જે,*
*ને કો'દી પૂજામાં સ્થિર મન થતું, ના ઊઘડતા*
*વસે પ્રાણાયામો, સ્તવન-સ્તુતિ કંઠે નવ કર્યાં;*
*ઘણી ધૂળે છાયા અપૂજ ઘરના દેવ કણસે...!*

*સખી ક્હેતી : "થોડું પ્રભુભજનમાં ધ્યાન ધરતાં*
*જતું શું ?" હું સામે કરી દલીલ પાછો બબડતો :*
*"ઉરે એની ભાળું છબિ, સતત શાને વિધિ બધી !"*
*હું મારાં કર્મોમાં રત રહું સદા મગ્ન બનતો !*
*પ્રભો ! તું હોવાનો અનુભવ થતો રોજ મુજને :*
*અનાયાસે ખૂલું – મઘમઘી જતો છંદ-લયમાં !*
*મને ભાસે : આથી સ્તવન વળી શાં હોય અદકાં ?–*
*તને માણું-જાણું હર પળ વિશે તું જ કવિતા !*

**દેવેન્દ્ર દવે**

# તપવું પડે...

## ઝવેરચંદ મેઘાણી

[૨૮મી ઑગસ્ટ : ગુજરાતે જેમને ખૂબ પ્રેમ આપ્યો છે એવા ઝવેરચંદ મેઘાણીની જન્મજયંતી. પારદર્શક એવા આ મોટા ગજાના માનવી પોતાની જાતને અને કલમને કેટલી સ્વસ્થતાથી અને તટસ્થતાથી મૂલવી શકતા હતા એ આ પ્રસંગે યાદ કરવા જેવું છે, આળાપણું અને અસહિષ્ણુતાનાં મુખ્ય લક્ષણોવાળા અત્યારના સમયમાં તો સવિશેષ.

એમના આત્મવૃત્તાંત 'અંતર-છબિ'માંથી એક સંકલન પ્રસ્તુત છે. સાહિત્ય અને સાહિત્યકાર વિશે જુદા-જુદા સમયે વ્યક્ત થયેલા એમના છૂટાછવાયા વિચારોને એકઠા કરી, ગોઠવીને અહીં રજૂ કર્યા છે. –હિમાંશી શેલત]



લેખકનું સાધન છે શબ્દકલા. જીવનદર્શનનું રહસ્ય શિલ્પસુંદર શબ્દરૂપે પ્રકટાવવું એ છે એનું સાધ્ય. આવી મર્યાદા ન બાંધીએ ને સાહિત્યકારને કૂટ વિશ્વપ્રશ્નોનો સત્યશોધક સમજીએ તો માથા કરતાં પાઘડું ઘણું મોટું થાય. પ્રાચીનોનો કવિ હતો સર્વવિદ્ સત્યપેખન્દો તપોધન. એ દ્રષ્ટા કહેવાતો. આજે આર્ષદર્શનની અધિકારી અલ્પસંખ્ય વિભૂતિઓનો જમાનો નથી. પ્રતિભા નામ માનવશક્તિ ચૂર્ણ થઈને કણી કણી ભાગે સામાન્યો — અતિસામાન્યોમાં વહેંચાઈ ગઈ છે. ધ્યેય તો અર્વાચીનકાળે પણ પરમ સત્યોના પારગામીપણાના આદર્શને પહોંચવાનું જ રહેશે. બહુસંખ્યાના શોરબકોરમાં આદર્શનો સૂર ટૂંપાઈ ન જવો જોઈએ. સંખ્યાને ભોગે પણ પ્રતિભાની ભૂમિકા ઊંચે આવવી જોઈએ.

તો શું મધ્યમોને ગરદન મારવા ? જરીકે નહિ. મધ્યમો તો મારી જમાત છે. એની પ્રથમ જાગૃતિના મિજાજથી રખે અકળાતા. રડ્યાખડ્યા જૂજ તરજુમાકારોની અને ટુકડો રોટલી ફેંકનાર પેટ્રનના પ્રભાવ નીચે દબાઈ રહેનારાઓની ભૂમિકા પાર કરી એક સમષ્ટિના રૂપમાં તો મધ્યમોનો સમૂહ પહેલી વાર દેખા દે છે... પહેલી જ વાર એનો કસબ સ્વમાનશીલ ભૂમિકા પર ઠેરાય છે.

૦૦૦મારો પ્રાંત અવલ દરજ્જાના પ્રતિભાવંતોથી વંચિત રહે એ, અલબત્ત, મને અકળાવે છે. એકાદા ગોવર્ધનરામનું સ્થાનેય અર્ધી સદી ખાલી રહે એ અસહ્ય છે — કારણ કે પ્રતિભાવંતોને અભાવે સામાન્યોમાં વામણા આદર્શોની પૂજા પેસી જાય. મધ્યમોનું જોણ ઊર્ધ્વમુખી રહે નહિ. ટૂંક-ભંડોળિયા મધ્યમોને ઊગ્યા-ન ઊગ્યા – આથમતા જોઉં છું. ઊગીને નભોમંડળમાં દ્યુતિ કાઢવા લાગે ત્યાં નિર્વાણ પામી જતા જોઉં છું... હું ભલે ટાગોરને નહિ, ગોવર્ધનરામને તો ગુજરાતને ટિંબે માગું છું. તથાપિ સામાન્ય-મધ્યમો પર હું જરીકે ઓછું જોર આપવા માગતો નથી....

સામાન્યોને હું વિવેક કરવા સૂચવું છું. 'કર્મમાં જ તારો અધિકાર, ફલમાં નહિ,' એવા ચવાઈને છોતાં બની ગયેલ ગીતાસૂત્રને તમારા માથામાં નહિ મારું. સાહિત્યક્ષેત્રે દ્રવ્યલાભ અને કીર્તિલાભના તમે અધિકારી છો; પણ સંપત્તિ અને કીર્તિ બંને તમારાં વારણાં લેતી આવે એ એક વાત છે; એ બેઉની પાછળ એકાદ હસ્તપ્રત લઈને લેખક લઠ્ઠુવેડા કરતો દોટો લગાવે એ બીજી વાત. દ્રવ્યકીર્તિ ઉપરાંત એક પ્રેરકબળ છે આત્મસંતૃપ્તિ. ને એ જ મુખ્ય છે. પ્રથમ

એની જ આવશ્યકતા, પછી કીર્તિની, ને તેની પછી દ્રવ્યપ્રાપ્તિની અપેક્ષા હિમાચળ ઘૂમી આવ્યો કે ગેરસપ્પા જોઈ આવ્યો; દેશપરદેશની ઉત્તુંગ વિભૂતિઓનું સાંનિધ્ય સેવવાનો મોકો મેળવ્યો; સાચા રસાનંદનું એકાદ બિંદુય મને લાધી ગયું, હું એની ખુમારીથી ડોલ્યા કરું, પછી એક દિવસ થાય કે આનંદ મનમાં સમાતો નથી, ઝલકાઈ ઝલકાઈ બહાર ઢળે છે; શબ્દમાં વહાવી અન્યને રસભાગી બનાવું નહિ તો જંપ નહિ વળે. નિજાનંદનો આ સભર કુંભ અન્યને પાવાની લાગણી સાચી હશે તો પેલા બિંદુમાત્ર અનુભવમાંથીયે અમૃતધારા છૂટશે. પણ લાવ ને, વિભૂતિદર્શનને ઝટ વટાવી નાખું, બે બોલ મેળવું, ચાર અભિપ્રાય કઢાવી લઉં — પરિણામ કીર્તિલેખ નહિ, મૃત્યુલેખની ગરજ સારતું એક ચોપડું, કારણ કે એ ફરી લખી શકવાનો નથી.

કલાપ્રદેશમાં મુરશિદ વગર ડગલું દઈ શકાતું નથી. ગુરુનો પંજો અનિવાર્ય બને છે. શબ્દકલાના ક્ષેત્રમાં એ સ્થિતિ ગેરહાજર છે. સૌ સૌને મન સવા શેર હોય છે. મુદતનો બાધ નથી, વયની શર્ત નથી. હસ્તપ્રતને છ મહિના સંઘરી રાખવાનું આરોગ્યદાયક નિયમન નથી, કુલાચાર નથી કારણ કે કુલપતિ નથી... કાચા નર્તકને રંગભૂમિ પર રજૂ કરવાની હિંમત કોણ કરે ? ... હરકોઈ આ... આ... આ... કરનારને ખાંસાહેબ કહી જલસામાં ખડો કરી શકાય છે ? કાન-આંખના કલાયુક્ત રસાસ્વાદમાં હાથચાલાકી ચાલે નહિ... સાહિત્ય મોટી અરાજકતાનો ભોગ બન્યું છે. વાચક પ્રજા વિવેચકને અનુસરતી હોય એ દીઠું ગુજરાતે ?

વિવેચનનો હેતુ પ્રજાને જાણ કરવાનો તેમ જ રસ લેવરાવવાનો છે, નહિ કે પ્રશસ્તિનો. પોતાની કૃતિ પર લોકો મોકળા મનથી લખે-બોલે એ માટે ગ્રંથકાર તૈયાર ન હોય તો પુસ્તક પ્રકટ ન કરવું... ... લેખકો પોતાની કંગાલ કૃતિઓનાં અવલોકનો ન લેવાય એટલે કાવતરું થઈ રહ્યું હોય તેવી બૂમો પાડે છે. તેમને નથી ભાસતો પોતાનો દોષ. છૂપી અદાવતના અસુરો એમના મગજમાં ઊભા થાય છે.

મેટ્રિક થતાં સાત વર્ષ લાગે, ગ્રેજ્યુએટ બનતાં ચાર-છ વર્ષ લાગે; પછી બે ચાર વર્ષ ટિપાવું પડે. એવી પૂર્વતૈયારી લેખનમાં થવી જોઈએ તે સ્વીકારવા એ તૈયાર નથી... કૃતિનું બે કે ત્રણ વાર પુનર્લેખન કરવાનું એ જરૂરી ગણતા નથી. જગતસાહિત્યના ઉત્કૃષ્ટ ગ્રંથોને એગ્સરસાઈઝ લેખે ગુજરાતીમાં ઉતારી પછી ફાડી નાખવા એ તૈયાર નથી. પોતાનું લખેલું રદ્દી કહેવામાં આવે છતાં બસ પુસ્તકરૂપ ધરે એવી કંગાલ ખ્વાહેશને સંતોષવા એ પ્રકાશકોને વીનવે છે, ખુશામદ કરે છે. ચોપડીને એ પરવાનો ગણે છે....

શબ્દ પરમ શક્તિ છે. શક્તિને આપણે શુદ્ધ એકાગ્રતાથી, અખૂટ તાલાવેલીથી ઉપાસતા નથી... એકાદબે પુસ્તકોને અંતે આપણને ફેંકી દેનાર વાચકો બેવકૂફ નથી... આપણે લખનારાઓ આપણી જાતને તેમ જ બીજાંને છેતરીએ છીએ. એ છેતરપિંડીનું સ્વરૂપ સૂક્ષ્મ છે.

પુસ્તકની પ્રસ્તાવનામાં કોઈ લખશે : "આ મેં સાહિત્યની દૃષ્ટિએ નથી લખ્યું, જીવનની દૃષ્ટિએ લખ્યું છે." કોઈ વળી લખશે : કલાની મને પરવા નથી. છો આમાં અણઘડપણું દેખાય. હું તો લાખોનાં જીવનમંથનોને ઉચ્ચારણ આપી રહ્યો છું. નવજુવાનોની સમસ્યા આલેખે છે; સાહિત્યની એને ખેવના નથી ! પીડિતોની વ્યથાઓ નોંધે છે, રસ અને અલંકારોનું એને કામ નથી ! નારીજગતનો નગ્ન ચિતાર આપવાનો દાવો ધરે છે; પાત્રાલેખનની એને પડી નથી ! કોઈ લખે છે થોથાં ને થોથાં, બચાવ કરે છે : "હું કંઈ લેખક કે વિદ્વાન નથી !" બચાવોમાં છલ છે. વિદ્વાન, સાક્ષર, કવિ, કલાકાર કે લેખક હોવાના ઇન્કારથી રસહીન-કલાહીન લખાણો વંચાવવાનો હક્ક સાંપડતો નથી. "આ તો, ભાઈ, ... હૃદયમાં ઊભરા આવી ગયા તે ઠાલવી નાખ્યા. કેવળ નિજાનંદ ખાતર લખ્યું છે. પુસ્તક મેં તો ગૂર્જરીમાતાને ચરણે ધરી દીધું છે." કૃતિની કચાશ પર ઢાંકણો ઢાંકવાનો હક્ક કોઈ પણ લેખકને નથી. લખો છો તો ખરા ને ? નિજાનંદ ખાતર લખતા હો તો છપાવો છો શા માટે ? ઊભરા ઠાલવવા હોય તો એકાંતે કાં ઠાલવી નથી કાઢતા ?

છટકી ન જઈએ. સીધી વાત : આપણું લખ્યું વંચાવવું છે... ચોક્કસ વાત ઠસાવવી છે. એ આપણું ધ્યેય : વાત ઠસાવવી છે વધુમાં વધુ સમય સુધી... સચોટ અને સ્થાયી અસર નિપજાવવાની ચેષ્ટા, પ્રવૃત્તિ, ક્રિયા, કલાવિધાન માગે છે કે નહિ ? લક્ષ્યવેધી તીરંદાજની કમાનને બેવડ વળી જવું પડે છે કે નહિ ?

'વૈષ્ણવજન' કાવ્ય ગાંધીજીના જીવનાદર્શોને બંધબેસતું થઈ ગયું તેથી પરિપૂર્ણ કાવ્ય નથી બની જતું. સર્જકનું સ્થાન આ : કારીગરીની એવી મર્મસ્પર્શી કલાધાર, ઉતાર કે અસુંદર વસ્તુ અથવા વિચાર પર એનો જીવલેણ ઘા પડે, એ ન કરી શકે તો કાં તો તું કસબને પરિપૂર્ણતાએ પહોંચાડવાની તમન્નાને ભજવા લાગ અથવા એવા સ્પષ્ટ એકરાર સાથે તારી કૃતિ પ્રગટ કર કે આમાં કલાત્મક અને રસપ્રદ હોય તેટલા જ પ્રમાણમાં હું લેખક બનવા હકદાર છું.

પ્રસિદ્ધિનાં વલખાં એ આપણી આસપાસની રોજિંદી દયાજનક દશા છે. થોડુંક લખીએ ત્યાં તો પ્રકટ કરવાની શરતના ઘોડા સમા આપણે હરકોઈ ભોગે ને શર્તે આગળ નીકળવા તડપી ઊઠીએ છીએ. સમયદેવની ચાળણીમાં આપણી કૃતિઓને ચળાવા દેવાની સબૂરી ન હોવાથી જ આપણામાંના કેટલાક પ્રસિદ્ધિના ખડક ઉપર પોતાની સુવર્ણનૌકાઓને ભટકાઈ-ભુક્કા થઈ જવા દેતા હશે, ને પછી ગુજરાત કદર નથી કરતી એવું રુદન કરતા બેસતા હશે.

વિખ્યાતિની મહેચ્છા મલિન છે એમ કહેવાનો આશય જરીકે નથી. પ્રસિદ્ધિ આપણી સંજીવની છે, પણ એ સંજીવની-સ્વરૂપ હારી બેસીને એના ચુડેલ-સ્વરૂપના દમેદમ આનંદશોષક આકર્ષણ પાછળ ઘેલા બની બેસવાનો આપણામાંના ઘણાખરાને માટે મોટો ભય રહે છે. સાહિત્ય-જગતમાં મળતી વાહવાહ ભયંકર તત્ત્વ છે. મને એનો મોહ બિલકુલ છૂટી ગયો છે એમ તો ન કહી શકું, પરંતુ દુનિયાએ મને મારી લાયકાત કરતાં વધારે આપ્યું છે એટલે એની પાછળ ઘેલા બનવાનું મારે માટે રહ્યું નથી.

પરિશ્રમ : હા, એ મેં કર્યો છે. કદી પણ દિલચોરી રાખી નથી... સતત પરિશ્રમની વચ્ચે કોઈ બાહ્ય પ્રલોભનને આવવા દીધું નથી. સભાઓનાં પ્રમુખસ્થાનો, જાહેર ચર્ચાઓની વાંઝણી કડાકૂટ, મોખરે સ્થાન મેળવવાની મહત્ત્વાકાંક્ષા, બંધારણો અને વાદોના ઝઘડા, એ બધી સાહિત્યના તપોવન પર ત્રાટકનારી અપ્સરાઓના રૂપમાં હું અંજાયો નથી. એને મેં સાહિત્યકારની તપશ્ચર્યાને ધૂળમાં મેળવનાર ગણી છે....

પરિશ્રમ મને પ્રિય છે. પરસેવો પાડીને મેળવેલું પરિણામ – જે આવે તે – મીઠું લાગે છે. એ પરિણામ જનતાને સંતોષે કે નહિ એ પ્રશ્ન પછી ઊઠે છે. હું એક કામ પૂરું કરું છું ત્યારે મારો સંતોષ એ હોય છે કે મારી શક્તિની સમગ્ર મર્યાદા આવી રહ્યા સુધી મેં મહેનત કરી છે. "આથી વધારે સારું હું ન જ કરી શક્યો હોત" એ થઈ મારી શક્તિની મર્યાદા. હું મારી જાતને કદી એમ સમજાવી લેતો નથી કે મારી જાહેરમાં જે પ્રતિષ્ઠા થઈ ગઈ છે તેને આધારે હું જે ઘસડીને ફગાવીશ તે લોકો ચલાવી લેશે. ના, હું જાણું છું કે સાહિત્યકારનું અને પત્રકારનું કશું જ લોકો શ્રીપુરાંતે રાખતા નથી.

સાહિત્યકારે તો તપવું પડે છે... Cringing Pains — રહેંસી નાખતી વેદનાઓ — સહન કરવી પડે છે. શબ્દોના સોદાગરો, સાહિત્યના સર્જકો... જૂજવા સીમાડાનો વ્યાપારી, હાટડું માંડીને એ બેસે નહિ. નવલા પ્રદેશોનાં એ અન્નોદક ચાખે... વિવેક એનું મોટું લક્ષણ છે.

('અંતરછબિ' – સં. હિમાંશી શેલત–વિનોદ મેઘાણી)

□

# સકીના અને સકીના

**સુવર્ણા**

ઘડિયાળમાં ચાર વાગ્યા ને સકીનાએ પથારી છોડી. રોજની જિંદગી લગભગ ઘડિયાળને કાંટે. સવારે બે કલાક ટ્યુશન. પછી બે કલાક ઝૂંપડાનાં બે બાળકોને ભણાવવાનાં. પછી લખવાનું. બપોરે જમવું, પપ્પાજીને જમાડવા. પછી છાપું. અંગ્રેજી છાપું વાંચતાં બે-ચાર ઇડિયમ્સ યાદ કરી લેવાં. પછી ત્રણની આસપાસ વામકુક્ષી ને પછી ઊઠીને કસરત કરતાં કરતાં ચાર વાગ્યાની રાહ. ઘડિયાળમાં ચાર વાગે અને આ તરફ ફોનની ઘંટડી વાગે કાં ફોનનું ડાયલ ફરે.

બીજી તરફ શર્વિલા અને અનુપમ. અનુપમ શહેરનો જાણીતો સરકારી વકીલ અને શર્વિલા સિતારિસ્ટ. સિતારમાં પાંચ-સાત સ્ટેજપ્રોગ્રામ કર્યા પછી એને પોતાની રિયાઝ ઓછી પડતી લાગી અને એણે માત્ર ઘરમાં જ સિતાર વગાડવાનું ચાલુ રાખ્યું. દેખીતી રીતે ઘરરખ્ખુ સ્ત્રી, પણ ઊર્મિ અને ભાવનાના ક્ષેત્રમાં ભલભલા ક્રાંતિકારી માનસને આંચકા આપી શકે તેવી સજ્જ.

શર્વિલા પરિણીત છે. અનુપમ પરિણીત છે. કૉર્ટ પૂરી થાય, પાંચ વાગે ને અનુપમ શર્વિલાને ફોન કરે.

"સૉરી, ગઈ કાલે ફોન રહી ગયો."

"શું થયું'તું ?"

"બહાર જવાનું હતું. આમ તો હું જ ઘેર જવાનો હતો, પણ મિતાલી સીધી જ કૉર્ટમાં આવી ગઈ."

'કોઈ વાર ફોન ન આવે તોય સારું લાગે."

'એટલે ?"

"બીજે દિવસે રાહ જોવાની તલપ થાય, બસ, એમ જ, સિતાર વગાડવાની મજા આવી જાય."

અનુપમ : "પત્ની સાથે બાંધવગઢ જઈ આવ્યો..."

શર્વિલા : "પણ... આપણે સાથે ગયાં હોત તો ? એવો વિચાર આવતો હતો, ને !"

અનુપમ : "કેમ ખબર પડી ?"

શર્વિલા : "આટલે વખતે એટલી તો ખબર પડે જ ને !"

અનુપમ : "તારા જેવી વાતો કેટલી ઓછી સ્ત્રીઓ કરી શકતી હશે, શર્વિલા ?"

*

"હલો..." સકીના ફોન પાસે જ બેઠી હતી. ટેબલ પર બેઠી બેઠી કંઈક લખતી હતી. આ દિવસોમાં એને સ્ત્રીઓ–અને ખાસ કરીને દલિત-વંચિત સ્ત્રીઓ–ની વિકરાળ સમસ્યાઓ ખૂબ સતાવતી હતી. શહેરમાં "નીચલા" સ્તરની સ્ત્રીઓ પર થતા અત્યાચારો પર ફોટો પ્રદર્શન યોજાયેલું તેને લગતી એક નોંધ તે ઉતારી રહી હતી.

પ્રસન્ન : "અત્યારે ખાલી છે કે કામમાં ?"

સકીના : "જરા ફોટો પ્રદર્શનની નોંધ લેતી હતી."

પ્રસન્ન "ક્યાં મોકલવાની છે ?"

સકીના : "પ્રદર્શન-આયોજિકા નંદિતા ચેટરજીએ મંગાવી છે. કદાચ એ લોકોના રેકોર્ડ માટે."

પ્રસન્ન : "આની એક કૉપી 'નિષ્ઠા' માટે આપી શકે ?"

સકીના : "ચોક્કસ...."

*

પ્રસન્ન અને સકીના વર્ષો પહેલાં એકબીજાના પ્રેમમાં હતાં. લગ્ન કરવા માગતાં હતાં, પણ ન કરી શક્યાં. પછી સકીના શહેર છોડી ચાલી ગઈ હતી. થોડાંક વર્ષો ભારતનાં જુદાં જુદાં શહેરોમાં ને થોડાંક વર્ષો અમેરિકામાં. યોગાનુયોગ હવે ફરી બંને એક જ શહેરમાં ભેગાં થઈ ગયાં હતાં. આ બધું કઈ રીતે બન્યું

તેની વાત જવા દઈએ.

*

સવારે સકીના લખતી હતી ત્યારે શર્વિલાનો ફોન આવ્યો :

'શું કરે છે ?"

"લખતી હતી."

"મેંય એક કલાક સિતાર વગાડયું."

"કયો રાગ વગાડયો ?"

"ઝીંઝોટી."

"હજુય એ જ ચાલે છે ?"

"હા, ક્લાસમાંય એ જ ચાલે છે. તું શું લખતી હતી ?"

" 'નિષ્ઠા' માટે લેખ."

"શેના પર ?"

"અનિતા બાગલાનું નામ સાંભળ્યું છે ? બહુ જુદી જાતની ચિત્રકાર છે. એના ચિત્રપ્રદર્શન પર. અનિતા ચિત્રો દ્વારા એવું કહેવા માગે છે કે જગતમાં બધાં જ પાયાનાં પરિવર્તનોની ખરી શરૂઆત સ્ત્રીઓએ જ કરી છે."

"એટલું બધું ? પણ ચિત્રો દ્વારા આવું કઈ રીતે કહી શકાય ?"

"એ જ ખૂબી છે ને, મનેય બધું બરાબર સમજાતું નથી. એટલે જ હું આવું લખતા પહેલાં ચિત્રકાર ખુદ સાથે જ એનાં ચિત્રો વિશે વિગતે વાત કરવાનો આગ્રહ રાખું છું."

"તારું લખવાનું ને મારું વગાડવાનું હવે ક્યારેય અટકવાનું નથી."

"ખરી વાત."

"પણ એક વાત કહું ?"

"બોલ"

"હમણાં હમણાં એમ થાય છે કે માત્ર ફોન પર સંબંધ રહે તેનો શો અર્થ ? ક્યારેક મળવું પણ જોઈએ... હલો..."

"સાંભળું છું, બોલ."

"લગભગ દોઢ વર્ષથી હું ને અનુપમ ફોન પર મળીએ છીએ. તું ને પ્રસન્નભાઈ ?"

"બે વર્ષ કે કદાચ અઢી."

"તને ઓછું નથી આવતું ?"

"સાચું કહું ? ના."

"પણ મને તો એમ જ થયા કરે છે કે ફોન પર આટલું સરસ લાગે છે તો પ્રત્યક્ષ મળતાં તો શુંય થાય."

"તો પછી મળી જુઓ, શો વાંધો છે ? અનુપમ તૈયાર છે ?"

"એ તો તૈયાર છે જ."

"તો પછી ?"

"પણ રચનાને જેમ તમારા ફોનની ખબર છે તેમ અનુપમની પત્નીને નથી. રચના પહેલેથી બધું જાણે છે ?"

"હા, મેં જ આગ્રહ રાખેલો કે પ્રસન્ન એની પત્નીને બધું કહે જ."

"પણ મિતાલી એટલી સમજુ નથી. રચના તો બહુ ઉદાર લાગે છે."

"સાચે જ છે."

"મને છે અમે તો મળીએ, તમેય લોકો...."

"એટલે કે હું, પ્રસન્ન ને રચના પણ ?"

"ચાલ, મશ્કરી ન કર. આપણે ચાર મળીએ."

"જવા દે ને, યાર."

"ના સકી, મેં બહુ વિચાર કર્યો. એક વાર અનુપમને પ્રત્યક્ષ નહીં મળું, મને ચેન નહીં પડે."

"તો મળ ને !"

"પણ તમે લોકો ?"

"તું તો જબરી છે. તમારી વાતમાં અમને ક્યાં સંડોવે છે ?"

"કેમ સકી, આપણામાં અમને-તમને જેવું ક્યારથી શરૂ થયું ?"

"ઓહોહોહો... તને મીઠું મીઠું બોલતાં તો બહુ સરસ આવડે છે..."

"તો પછી હા, ને !"

"હા, પણ મારે 'નિષ્ઠા'ના લેખની ડેડલાઇન

જાળવવાની છે એટલે બે દિવસ પછી."

"ભલે, પણ ફોન પર પ્રસન્ન સાથે મળવાનું નક્કી કરી નાખજે."

*

બપોર પછી ચાર વાગ્યે પ્રસન્નનો જ ફોન આવ્યો :

"હા, હલો..."

"હલો કહેતાં પહેલાં 'હા'ને પછી દસ ગણો છો?"

"હા, ને ક્યારેક પાંચ ! શું ચાલતું હતું ?"

" 'નિષ્ઠા' માટે લેખ. કાલે સાંજે ટપાલમાં નાખીશ."

"બરાબર સમયસર જ મળી જશે. પરમ દિવસે."

"પરમદિવસનું બીજુંય એક કામ હતું."

"બોલ... અચ્છા, બોલો... વચમાં પાંચ ગણી લીધા."

"શર્વિલા ખરી ને !"

"હા. મજામાં છે એ ?"

"હા, ખૂબ જ. એ અને એનો ફોનમિત્ર અનુપમ હવે એકબીજાંને મળવા માગે છે."

"એ તો સરસ વિચાર છે."

"પણ શર્વિલા કહે છે એ લોકોની સાથે આપણે બે પણ પરમ દિવસે બપોરે 'લાજવંતી'માં લંચ લેવા જઈએ."

"તમે શું કહો છો ?"

"તમને ઠીક લાગે તેમ. અચ્છા, આપણે છેલ્લી વાર કઈ રેસ્ટોરન્ટમાં સાથે ગયેલાં ?" સકીનાએ પૂછ્યું.

"વાડીલાલમાં. તમને યાદ નથી ?"

"હા હા, યાદ આવ્યું. ત્યાં જ તો પેલી અંગત્યની વાત થઈ હતી."

"કઈ ?"

"એય ભૂલી ગયા ?"

"આછું આછું યાદ આવે છે ખરું."

"મારા જાતીય સ્ખલનની વાત થઈ હતી. હું સ્ખલન વિશે સ્પષ્ટપણે કંઈ બોલી નહોતી, પણ રીતસરનું જૂઠ્ઠુંય નહોતી બોલી."

"એ સાચું. દર વખતે કબૂલાત કબૂલાતેય શું ?"

"એ વખતનો મારો મિજાજ જ એવો હતો. આવી તેવી ક્ષતિઓ માટે કબૂલાતનો કોઈ ભારેય ન વર્તાતો અને કબૂલાત કરવી જ પડે તો સંકોચ કે ભય પણ ન થતા."

"એમ જ હોય ને ! પણ સાંભળ, એ સાંજે હું અશોક મહેતાની જાહેર સભામાં ગયો હતો. પહેલી વાર લાગી આવેલું કે હવે આવી બધી સભાઓમાં સકીના વગર જવું પડશે. જોકે પછી મનને મનાવી લીધેલું."

"સરસ. પાછાં વર્તમાનમાં આવી જઈએ. પરમ દિવસનું શું ?"

"મને વાંધો નથી."

"તો જઈએ. બરાબર ? શર્વિલા સાથે પાક્કું કરી લઈશ."

*

"લાજવંતી" શહેરની સારી, પણ બહુ મોંઘી નહીં એવી રેસ્ટોરન્ટ હતી. પોતાના તરવરતા ક્રાંતિવાદી કાળમાં સકીના આટલી મોંઘી રેસ્ટોરન્ટમાં ન જતી. એ અને પ્રસન્ન બહુ બહુ તો ઢોસા કે ઈડલી ખાવા "મૈસૂર કાફે"માં જતાં. ક્યારેક એ લોકોના મંડળ "પુનર્જાગરણ"ની બેઠકમાં મોડું થઈ ગયું હોય તો કૉફી પીવાય "મૈસૂર કાફે"માં જતાં. બસ, આ એમની મોટામાં મોટી લક્ઝરી હતી. એ પછી સકીના ક્રાંતિકારિણી તો ન મટી, પણ મોંઘાસસ્તાની બાબતમાં થોડીક ઓછી જક્કી બની હતી.

શર્વિલા અને સકીના "લાજવંતી" પહોંચ્યાં ત્યારે પ્રસન્ન બહાર જ ઊભો હતો. શર્વિલાએ ટીખળ કરી,

"સકીના, પ્રસન્ન તો તને મળવા અધીરો થઈ ગયો લાગે છે."

સકીના હસી પડી. એને "મૈસૂર કાફે"ના દિવસો

યાદ આવી ગયા.

"અનુપમને તો મેં અંદર રાહ જોવાનું કહેલું."

—શર્વિલા બોલી ને ત્યાં જ અનુપમની ગાડી આવી. એણે પાર્કિંગ માટે ચોકીદારને પૂછ્યું. ગાડી મૂકી એ બધાંની પાસે આવી ગયો. શર્વિલાએ અનુપમ અને પ્રસન્નની ઓળખાણ કરાવી પછી બધાં અંદર ગયાં.

રેસ્ટોરન્ટ થોડીક વિશાળ હતી. ખૂણાના એક ભાગમાં ચાર જણનું ટેબલ હતું. કેરટેકરે તેમને ત્યાં બેસવા કહ્યું. બધાં પર સભાનતાનો ભાર વરતાતો હતો, સિવાય કે શર્વિલા. એ બોલી, "પ્રસન્નભાઈ, અનુપમભાઈને વાઇલ્ડ લાઇફનો બહુ શોખ છે હોં !" ત્યાં વેઇટર ઑર્ડર લેવા આવ્યો. ત્યારે અનુપમ સિવાય બધાંએ મેનુ હાથમાં લઈ લીધું.

"આજે શર્વિલા કહે તે ખાઈશું." અનુપમ બોલ્યો.

"મારું પણ એમ જ." કહી સકીનાએ મેનુ મૂકી દીધું.

"મને તો ઑર્ડરમાં ખબર જ નહીં પડે" કહી હસીને પ્રસન્ને પણ મેનુ મૂકી દીધું.

"કોઈને સૂપ ?" શર્વિલાએ પૂછ્યું.

"મને." સકીના બોલી.

"કયો ?"

"મશરૂમ કે વેજિટેબલ, ટમેટાં નહીં–"

શર્વિલાને બેક્ડ ડિશ ભાવતી એટલે એય મંગાવી. ટૂંકમાં ચાર જણાં થોડુંક જુદું જુદું ખાઈ શકે એ રીતે બે શાક, બે બેક્ડ ડિશ, નાન, તંદૂરી રોટી, સૂપ ને સલાડ આટલું મંગાવ્યું. બધું આવ્યું.

"પાલક પનીર તમારું શાક હતું, ને !" શર્વિલાએ અનુપમને પૂછ્યું.

"હા, અને સકીનાનુંય." અનુપમ બોલ્યો. શર્વિલાએ એકદમ ભાવપૂર્વક અનુપમને શાક પીરસ્યું. પછી સકીના તરફ ડિશ ધરતાં બોલી, "મૂકું ? કે તું જ પીરસીશ ?"

સકીનાએ ડિશ હાથમાં લઈ લીધી. પ્રસન્ન તરફ ધરતાં બોલી, "પહેલાં તમે લઈ લો."

પ્રસન્ને હસીને ડિશ લીધી, પોતાની પ્લેટમાં શાક લીધું ને હસીને સકીનાને પૂછ્યું, "મૂકું ?" સકીનાએ હસીને ડિશ પોતાના હાથમાં લઈ લીધી. પ્રસન્ન હસી પડ્યો. શર્વિલાએ અનુપમ સામું જોયું, અનુપમે સકીના સામું, ને બધાં વાતે વળગ્યાં.

"શર્વિલા, તારે સિતારના જાહેર કાર્યક્રમ આપવા જ જોઈએ." અનુપમ બોલ્યો.

"રિયાઝનો ટાઈમ જ ક્યાં છે ?" શર્વિલા બોલી.

"કેમ ?" અનુપમે પૂછ્યું.

"ફોન પર કેટલો બધો ટાઈમ જાય છે !"

બધાં હસી પડ્યાં. શર્વિલાએ અનુપમને નાન પીરસી અને નાનની મોટી ડિશ પ્રસન્ન તરફ ખસેડીને બોલી, "મૂકું ? સકીના તો નહીં પૂછે, પણ..."

પ્રસન્ન હસી પડ્યો. એણે જાતે નાન લીધી ને બધાં ફરી હસી પડ્યાં.

"શર્વિલા, તું તો ઘરમાં જમતાં હોઈએ તેવું વાતાવરણ ઊભું કરી દે છે, હો !" અનુપમ હરખાઈને બોલ્યો.

"ના, થોડુંક ખૂટે છે." શર્વિલા બોલી.

"શું ?"

"મોઢામાં કોળિયો મૂકવાનું."

બધાં ખડખડાટ હસી પડ્યાં.

"આ તો ટ્રાય કરો," કહી શર્વિલાએ સલાડમાંથી બાફેલા બીટરૂટના કટકા અનુપમની પ્લેટમાં મૂક્યા. ખુશ થઈને અનુપમ બીટરૂટ ખાવા માંડ્યો ને સકીના તરફ જોઈને બોલ્યો, "સકીના, તમને વાઇલ્ડ લાઇફનો શોખ ખરો ?"

"ખાસ નહીં, ને ખરું કહું તો બહુ સમય પણ નથી રહેતો."

"દલિતો-વંચિતો ને ફોન બહુ સમય લઈ લે છે ને ?" શર્વિલાએ ટીખળ કરી.

"ખરું." સકીના એકદમ સ્વસ્થતાથી બોલી. પછી પ્રસન્ન સામે જોઈને બોલી, "શર્વિલા જરાય બદલાઈ નથી, ને !" શર્વિલા બોલી, "પ્રસન્નભાઈ પણ ક્યાં બદલાયા છે ?"

"અનુપમભાઈ, તમને વાઇલ્ડ લાઇફનો શોખ છે તો એ વિશે કંઈક કહો, ને !" પ્રસન્ન બોલ્યો.

"શું ?"

"તમે ક્યાં ક્યાં ફર્યા છો ?"

"મધ્યપ્રદેશમાં બાંધવગઢ, રાજસ્થાનમાં સવાઈમાધુપુર, ભરતપુર, રણથંભોર અને દક્ષિણમાં થેકેડી."

"ઓહોહોહો, બહુ કહેવાય." પ્રસન્ન પ્રસન્ન થઈને બોલ્યો. "આમાં એવું ખરું કે અમુક સ્થળે અમુક પ્રાણીઓ જ મળે ?"

"બિલકુલ, પ્રસન્નભાઈ. બાંધવગઢમાં વાઘ ને હરણનાં જ દર્શન થાય. અમુક જગ્યાએ સેંકડો જાતનાં પંખીઓ જેમ કે નળસરોવરમાં, ને રણથંભોરમાં."

"મેં જરા ખૂબ સાદો સવાલ પૂછી નાખ્યો, ખરું, ને !" પ્રસન્ન સહેજ શરમાઈ ગયો.

"પ્રાણીઓ જોવા મળે એવી જગ્યાએ ગયા પછીય ઘણી વાર પ્રાણીઓ દેખાય જ નહીં. બાંધવગઢમાં સવારે સાડા ત્રણ-ચાર વાગ્યે ફૉરેસ્ટ વિભાગની જીપમાં નીકળી પડો તો વાઘનાં ઝુંડ દેખાઈ જાય, ન દેખાય તો બપોર પછી હાથીની અંબાડી પર જવું પડે."

"વાહ, રસિક વિષય છે."

" 'નિષ્ઠા' માટે લેખ લખી શકો એટલી બધી સામગ્રી અનુપમ આપી શકશે." શર્વિલા બોલી.

"આય કેળવવા જેવો રસ છે. પછી ?" પ્રસન્ન બોલ્યો.

"અમે હાથી પર નીકળ્યા ત્યારે હાથી કાંટાવાળા જંગલમાં ચાલતો હતો. શું વાત કરું પ્રસન્નભાઈ, થાય – હમણાં આંખમાં કાંટા ભરાઈ જાશે, નાકમાં કાંટા વાગશે, માથામાં વાગે... પણ વાઘ-હરણને એમના કુદરતી હૅબિટાટમાં જોવાની જિજ્ઞાસા, એક્સાઇટમેન્ટ એવાં હોય કે શું કહું ?"

"તમારી જિજ્ઞાસા મારામાંય જિજ્ઞાસા જગાવે છે." પ્રસન્ન બોલ્યો.

"હા, વિગતે જ કહીશ. અમારી સાથેના મિત્રો કમનસીબ નીકળ્યા. એમને રસ્તે વાઘ જ ન આવ્યા. જ્યારે અમે પાંચ વાઘોને એકીસાથે નદીમાં પાણી પીતા જોયા."

આ આખો વખત સકીના ધ્યાનથી બધાંની વાતો સાંભળતી હતી. પ્રસન્નની સામા માણસનો વિચાર કરવાની ટેવ, સામા માણસના રસના વિષયમાં રસ લેવાની સંનિષ્ઠા અને બધાને પ્રશ્નો પૂછી બોલતા કરવાનો ગુણ ને સ્વભાવ પહેલાં હતાં તેવાં જ રહ્યાં હતાં તે વાતની એણે ખાસ નોંધ લીધી. એને થયું. પ્રસન્ને પોતાના ક્ષેત્રમાં ઘણું મેળવ્યું છે, પણ એની સરળતામાં ક્યાંય કોઈ ફેર નથી પડ્યો. એને એમ પણ પ્રશ્ન થયો, "પ્રસન્ન હંમેશાં બીજાનો જ વિચાર કેમ કર્યા કરતો હશે ?"

વાત કરતાં કરતાં અનુપમ લાગણીપૂર્વક શર્વિલા સામે જોયા કરતો હતો. શર્વિલા બોલી, "આ બધું ફોન પર સાંભળ્યું છે. પણ પ્રત્યક્ષ સાંભળવાની મજા કંઈ ઓર જ છે."

"અને પ્રત્યક્ષ જોવાની મજા તો કંઈ વર્ણવી જ ન શકાય" અનુપમ બોલ્યો.

"ને એમાંય સાથે હોઈએ તો ? મજા જ મજા." શર્વિલા બોલી. બધાં હસી પડ્યાં ને શર્વિલાએ હસતાં હસતાં બધાંને પુલાવ પીરસ્યો.

*

સરસ રીતે જમીને બધાંએ ફિંગરબોલ્સમાં હાથ ધોયા. સકીના, શર્વિલા અને પ્રસન્ન બધાંએ બિલ ચૂકવવાનો આગ્રહ કર્યો, પણ "ફરી ક્યારેક" કહી અનુપમે કોઈને બિલ ચૂકવવા ન દીધું.

બધાં બહાર નીકળ્યાં અને પોતપોતાની રીતે પોતપોતાને ઘેર પહોંચી ગયાં. દરેકના મનમાં કંઈક અવનવું બની ગયાનો ઉશ્કેરાટ હતો. દરેકના મનમાં ક્યારે ફોન પાસે પહોંચાય ને ક્યારે ડાયલ ઘુમાવાય તેની અધીરાઈ હતી.

પહેલાં અનુપમ–શર્વિલાની વાત.

અનુપમ : "આજે મળ્યાં તો કેવું લાગ્યું ?"

શર્વિલા : "બહુ જ સરસ. તમને ?"

અનુપમ : "કહેવાની વાત છે? હું તો આકાશમાં જ હતો."

શર્વિલા : "આમ વારંવાર મળીએ ને વધુ નજીક આવીએ તો..."

અનુપમ : "સાચ્ચું, મને ખૂબ ગમે... પણ–"

શર્વિલા : "પણ..."

અનુપમ : "પણ મારો વ્યવસાય, મારી પત્ની, તમારા પતિ, આપણે વધુમાં વધુ કેટલાં નજીક આવી શકીએ? બહુ બહુ તો આ રીતે રેસ્ટોરન્ટમાં જઈ શકીએ. એ આનંદ જતો કરવો ન ગમે. ક્યારેક આપણે ચારે તો ક્યારેક માત્ર આપણે બે પણ જઈ શકીએ..."

શર્વિલા : "હું તો વિચારતી હતી કે તમારું બધું સચવાઈ જાય, હુંય મારી જવાબદારી સંભાળું ને આપણે ઘનિષ્ઠ થઈએ તોય શું ?"

અનુપમ : "કહેવું પડે તમારી સ્પષ્ટતા ને હિંમત, મને આ જ વાતનું ખૂબ માન છે... ને આ જ કારણે આકર્ષણ છે."

*

આ તરફ પ્રસન્ન અક્ષરશઃ ચાર વાગ્યાની રાહમાં થોડીક વાર ઘડિયાળ સામું જોતો બેસી રહ્યો હતો. પણ સૌથી વધુ ક્ષુબ્ધ સકીના હતી. ઘેર જઈ જાણે કંઈ બન્યું ન હોય તે રીતે તે ટી.વી. ખોલી બેસી ગઈ. નિરક્ષરતા-નિવારણ પર એક દસ્તાવેજી ફિલ્મ હતી. તેમાંથી બે-ત્રણ મુદ્દા એણે પોતાના વિદ્યાર્થીઓ માટે ટપકાવી લીધા. પણ ચાર ક્યારે વાગશે ? ત્યાં સુધીમાં તો યુગો વીતી જશે. યુગો. એને ને પ્રસન્નને છૂટાં પડ્યાનેય યુગો જ વીતી ગયા છે, ને !

ચાર નહોતા વાગ્યા, પણ સકીના ફોન પાસે પહોંચી ગઈ. પ્રસન્ન એની ઑફિસમાં જ હતો.

પ્રસન્ન : "હા, હલો... સકીના ? હું ફોનની જ રાહ જોતો હતો."

સકીના : "બહુ વખતે ચારનો નિયમ તૂટ્યો, નહીં ?"

પ્રસન્ન : "કોઈ કોઈ વાર નિયમ તોડવા સારા..."

સકીના : "આજે પ્રત્યક્ષ મળીને આપણે નિયમ તોડ્યો એ કેવું લાગ્યું ?"

પ્રસન્ન : "દર્શનથી અભિભૂત થયો. સકીના, તને ધારી ધારીને જોતાં ખ્યાલ આવ્યો કે તારા ગળા આગળ થોડી કરચલીઓ છે..."

સકીના : "પણ તારામાં બહુ ફેર ન લાગ્યો."

પ્રસન્ન : "એટલે કે તેં ઉંમરનું શાણપણ મેળવ્યું છે, હું હજુ... હા, પણ એ તો કહે, તને આજે મળીને શું થયું ?"

સકીના : "સાચ્ચું કહું ? જરાય પર્સનલ ન લે તો."

પ્રસન્ન : "હા હા બોલ..."

સકીના : "મને છે ને ફોન પર જરા વધારે જ ફાવે છે... એ મજા, મુક્તિ કંઈ જુદી જ છે."

પ્રસન્ન : "એમ ? એય સમજવા જેવી વાત છે."

પછી "નિષ્ઠા" માટે સકીના નવું શું લખે તેની થોડીક વાત થઈ. દહેજમૃત્યુ પરના કેટલા કેસ સુપ્રીમ કોર્ટ સુધી ગયા છે ને તેમાં સત્યરાણીનો કેટલો ફાળો છે તે વિષે સકીના લખવાની હતી. ફોન પૂરો થયો. ત્રણેક વાગ્યા હશે ને સકીના પથારીમાં આડી પડી.

...ના મને તો ફોનમાં જ ફાવે છે... પ્રત્યક્ષ મળવું, વળી વારંવાર મળતાં કોઈ બીજા પ્રશ્નો ઊભા થઈ જાય. રચના તો વાંધો ન પણ લે... એટલું નહીં, ક્યારેક પ્રસન્ન, રચના ને હું પણ જમવા જઈ શકીએ... ખોટું તો કંઈ નથી... પણ એ બધામાં પડવાની કંઈ જરૂર ખરી ? ફોન પરનો મારો ને પ્રસન્નનો સંબંધ જાણે ખાસ ખાસ, અમારો જ એવો સ્પેશ્યલ લાગે છે... એ ખોવો પોસાય ? પણ પ્રસન્ન શું ઇચ્છે છે ? એ કદાચ ક્યારેક ક્યારેક મળવા માગે છે. પણ તો સ્પષ્ટ કેમ ન થયો ? મેં કહ્યું, ફોનમાં જ સારું લાગે છે, તો મારી વાતમાં જોડાઈ ગયો ને કહે એય સમજવા જેવી વાત છે ! પ્રસન્ન આવો કેમ ? આ જ પ્રસન્નની ખાસિયત છે. ખાસિયત કે ખામી ? શક્તિ કે અશક્તિ ?

*

"સકીના, તું કેમ કહે છે કે આપણે પરણી ન

શકીએ ? તારાં મમ્મી-પપ્પા તો તૈયાર છે...''

''પણ તારાં ? ને એ સિવાય પણ પ્રસન્ન, આપણે બંને ખરેખર એકબીજાના પ્રેમમાં છીએ છતાં સારાં પતિ-પત્ની નહીં બની શકીએ.''

''એ વળી શું ? હું સમાજનો વિરોધ કરવા તૈયાર છું. મારાં પપ્પા-મમ્મી ના કહેશે તોય હું મારી વાત પકડી રાખીશ ત્યારે એ લોકો હા પાડ્યા વગર નહીં રહે.''

''તને ખરેખર લાગે છે કે તારાં મમ્મી-પપ્પા હા કહેશે ? પણ આપણા વચ્ચે ભેદ છે એનું શું ?''

''ભેદ ? આપણા વચ્ચે ? આ તું શું બોલે છે, સકીના ? તું ક્યારે ભેદભાવ જોતી થઈ ગઈ ?''

''પ્રસન્ન, મારી વાત પર ધ્યાનથી વિચારજે. આપણા વચ્ચેનો ભેદ સમાજે ઊભો નથી કર્યો. તું અતિ ધનાઢ્ય પિતાનો પુત્ર છે ને હું એક સામાન્ય સ્થિતિના ન્યાયાધીશની દીકરી છું એ ભેદ તનેય નથી લાગતો, મનેય નહીં. તું હિંદુ ને તેમાંય બ્રાહ્મણ છે અને હું મુસ્લિમ છું એ ભેદ પણ પ્રસન્ન, આપણે માટે તદ્દન ગૌણ છે, કે છે જ નહીં. પણ પ્રસન્ન, આપણા વચ્ચે ખરો ભેદ તો એ છે કે સમાજના પરિવર્તન માટે આપણે બેય સંનિષ્ઠ હોવા છતાં તું મધ્યમમાર્ગી છે અને હું ક્રાંતિકારિણી છું.''

''પણ તેથી શું ?''

''પ્રસન્ન, તું જોતો નથી ? 'પુનર્જાગરણ'ની બેઠકોમાં જુદી જુદી સામાજિક સમસ્યાઓ પર આપણે કેવાં સામસામાં આવી જઈએ છીએ !''

''બાપ રે, સકીના, તને પામવી એ તો...''

''જરા અઘરું છે, નહીં ?''

''જરા ?''

*

એ પછી પણ થોડોક વખત પ્રસન્ન-સકીના વચ્ચે ઘનિષ્ઠ સંબંધ રહ્યા હતા, પરંતુ પછી સકીના શહેર છોડી બીજે કામ કરવા ચાલી ગઈ હતી. તે પછી થોડાંક વર્ષે પ્રસન્ને બીજી આદર્શવાદી બ્રાહ્મણ યુવતી રચના સાથે લગ્ન કર્યાં હતાં. અને સકીનાએ બીજા ક્રાંતિકારી, નાસ્તિક મુસ્લિમ વકીલ નામે શબીર સાથે લગ્ન કર્યાં હતાં. પ્રસન્ન-રચનાનું દામ્પત્ય મીઠું, ઈર્ષ્યાપ્રેરક રહ્યું. બંને પોતપોતાની આગવી રીતે સમાજકાર્ય કરતાં હતાં. પણ સકીના-શબીરનું દામ્પત્ય બહુ ન ચાલ્યું. સકીનાને શબીરનો આદર્શવાદ સગવડિયો અને બેવડા ધોરણનો લાગ્યો, કહેતી કરણી જુદી લાગી, તો શબીરને લાગ્યો, કહેતી-કરણી જુદી લાગી, તો શબીરને સકીનાની સ્ત્રીઓ માટેની અને એમાંય મુસ્લિમ સ્ત્રીઓ માટેની મુક્તિની જેહાદ ઉતાવળી ને વધારેપડતી લાગી. બંને વચ્ચે વિવાદો વધ્યા ને છેવટે એ લોકો છૂટાંય પડી ગયાં. ત્યારબાદ સકીના પોતાનાં પપ્પા-મમ્મી સાથે રહેવા આ જ શહેરમાં પાછી આવી ગઈ. એક વણકર નારીવાદી જાહેરસભામાં સકીનાના ભાષણ પછી પ્રસન્ન એને મળવા સ્ટેજ પર ગયો હતો, ''તમારો જુસ્સો બિલકુલ ઓસર્યો નથી, હોં !'' કહી એણે સકીનાની પ્રવૃત્તિઓ વિષે પોતે પૂરેપૂરો વાકેફ રહે છે તે જણાવ્યું. પ્રસન્ન પોતે પણ જાહેર જીવનમાં ખૂબ સક્રિય હતો. સ્ત્રીઓ, દલિતો, વંચિતો બધાંના પ્રશ્નોમાં એ રાતદિવસ જોયા વગર મચી પડતો. તે વિષે જવાબદારીપૂર્વક લખતો, છપાવતો, ગામડે ગામડે જતો અને ધીમે ધીમે પણ સતત પરિવર્તન માટે, નવસમાજરચના માટે ભાષણો કરતો. આ તરફ સકીના ઉદ્દામવાદી કર્મશીલ જ રહી હતી, ખાસ કરીને દલિત-વંચિતોના આર્થિક ઉત્થાન માટે અને મુક્તિ માટે એ ખૂબ જી-જાનથી કામ કરતી હતી. પ્રસન્ન પેલી જાહેર સભામાં મળ્યો પછી બંને વચ્ચે ફોન પર લાંબા વાર્તાલાપ શરૂ થઈ ગયા હતા. બંનેએ વચમાંનાં વર્ષો એકબીજાંથી દૂર કાઢ્યાં તે વિષેની અઢળક વાતો, કાર્યો, લખાણો, ચુપકી વગેરે વાતો બંને હળવાશથી કરતાં, આત્મીયતા માણતાં.

*

પણ પ્રસન્ને પોતાની ઇચ્છા કેમ ન કહી ? એ તો ઠીક, જમતી વખતે વાતોમાંય એ અનુપમભાઈની દૃષ્ટિએ જ વાઇલ્ડ લાઇફમાં કેટલો રસ લેતો હતો ? મને ''શાક પીરસું ?'' પૂછ્યું ને મેં કહ્યું, ''હું લઈ લઈશ'' તો મૂકવાનો આગ્રહ કેમ ન રાખ્યો ? પ્રસન્ન હંમેશાં બીજાનો જ વિચાર કેમ કર્યા કરે છે...

બીજાનો ? બીજાનો એટલે અનુપમભાઈનો... બીજાનો એટલે માતાપિતાનો... માતાપિતા ? ને સકીનાના મનમાં એક વિચાર તીરની જેમ ભોંકાયો. પ્રસન્ને છેવટે બ્રાહ્મણ યુવતી સાથે જ લગ્ન કેમ કર્યાં ? માતાપિતા પૂરેપૂરાં રાજી રહે એટલા માટે ? પ્રસન્ન હંમેશાં બંને બાજુ જાળવવા મથે છે, આદર્શવાદી છે જ, પણ કુટુંબમાં બધાંને રાજી રાખીને પોતાના આગ્રહો જાળવે છે. ધારો કે એ જમાનામાં મેં પરણવાની હા કહી હોત તો પ્રસન્ન ખરેખર પોતાનાં માતાપિતા જે સારાં એવાં ધર્મિષ્ઠ અને રૂઢિચુસ્ત હતાં તેમનો સામનો કરી શકત ? ખરેખર એવું નહીં હોય કે મેં લગ્નની ના કહ્યે રાખી, કારણ કે હું જાણતી હતી કે પ્રસન્ન ના જ સાંભળવા માગે છે ? ખરેખર ? જુઓ ને, આજે મળ્યા પછીય પોતે કદાચ વારંવાર મળવા તૈયાર હતો, પણ મેં ફોનનો જ આગ્રહ રાખ્યો તો એ મારી સાથે જોડાઈ ગયો. ખરેખર તો એ જ કોઈ જોખમ લેવા તૈયાર નથી તેવું નહીં હોય ? પ્રસન્ન જાણતો હતો કે સકીના મુસ્લિમ હોવાને કારણે જ નહીં, પણ ઉદ્દામવાદી નારીવાદી હોવાને કારણે પણ એના કુટુંબમાં ગોઠવાઈ નહીં શકે. અને અમે પરણત તો એ પોતે પણ મને એના કૌટુંબિક માળખામાં ગોઠવવાના ભાર નીચે કચડાઈ ન જાત ? એટલે મેં પરણવાની ના કહી, કહ્યે રાખી તેથી ખરેખર તો એને રાહત જ થઈ હતી કેમ કે એય એ જ ઇચ્છતો હતો ! ખરેખર ? ખરેખર એવું જ હતું ? નહીં તો બીજું શું ?

સકીના પથારીમાંથી બેઠી થઈ ગઈ. આવું ? ખરેખર આવું ? પ્રસન્ને આવું કર્યું ? કોઈએ નહીં ને પ્રસન્ને ? એ બરાબર કહેવાય ? આય એક પ્રકારની વંચના ન કહેવાય ? વંચના ? મારા ને પ્રસન્નના સંબંધમાં વંચના ? આ રીતે ? આ સ્તર પર... એ કેમ ચાલે... ? ના, ના... એ બિલકુલ ન ચાલે... પણ કોને પૂછું ? શર્વિલાને ? એ મને સમજે છે, પણ આવું પૂછી પ્રસન્નની છાપ...ને તેય હવે આટલે વર્ષે... વાતેય પાછી કેવી સટલ છે... ના, આ ન જ ચાલે....

એ તરત ફોન પાસે ગઈ. ડાયલ ઘુમાવ્યું. પ્રસન્ન ઑફિસમાં જ હતો. સકીનાએ ફોન પર પ્રસન્ને પોતાને આવેલા બધા વિચારો, દ્વન્દ્વો, હિંદુ-બ્રાહ્મણ-મુસ્લિમ, ઉદ્દામવાદ, મધ્યમમાર્ગ, ક્રાંતિકારિતા આ બધું જે કંઈ મનમાં ચાલતું હતું તે કહ્યું. પ્રસન્ન હંકારા ભણતો હતો.

"કેમ કંઈ બોલતો નથી, પ્રસન્ન ?" સકીનાએ બહુ બોલ્યા પછી સહેજ સભાન થઈ પૂછ્યુ.

"તને સાંભળું છું."

"મને ખરેખર શું ખૂંચ્યું, કહું ?"

"બિલકુલ."

"એમ કે તે વખતે હું લગ્નની ના કહેતી હતી ને તું હા, પણ ખરેખર તો તું ના જ સાંભળવા માગતો હતો. એ ખરું ?"

"સકીના, તું શું કહી રહી છે ? જરા સ્પષ્ટ કર, તો."

"આથી વધુ સ્પષ્ટ કઈ રીતે થવાય ?"

"ના, છતાં પણ–"

"પ્રસન્ન, તું ક્યારેય માતાપિતાનો વિરોધ કરી ન શકત. તું લગ્ન માટે સતત હા કહેતો રહ્યો, પણ મારી નાય સ્વીકારતો રહ્યો. તું હંમેશાં સામા માણસનો જ વિચાર કરે છે. કુટુંબમાંય તેં હંમેશાં માતાપિતાની શાંતિનો જ વિચાર કર્યો છે. અરે, આજે રેસ્ટોરન્ટમાં વાઇલ્ડ લાઇફમાં બિલકુલ રસ ન હોવા છતાં તેં અનુપમને વાત કરવા મળે એટલે કેટલા બધા સવાલો પૂછ્યા ? તારી આ પહેલાંના ફોન પરની વાત પરથી લાગ્યું કે તું ઇચ્છે છે કે આપણે થોડુંક મળતાં રહીએ, પણ મેં 'માત્ર ફોન'ની વાત કરી તો તું રાજી થઈ ગયો. તું ખરેખર મારી ઇચ્છાનો આટલો વિચાર કરે છે કે વારંવાર મળી તું કોઈ જોખમ લેવા નથી માગતો ?"

"આ બધું મને કહી સકીના, તું ખરેખર શું કહેવા માગે છે ?"

"એમ કે પ્રસન્ન, તું આવો કેમ છે ?"

"આવો એટલે કેવો ?" પ્રસન્નને સહેજ ધ્રાસકો પડ્યો કે આ સકીનાનો છેલ્લો ફોન તો નહીં હોય ને ?

"આવો એટલે કે આવો... પોતાનો ઓછામાં ઓછો વિચાર... આવો એટલે કે હું ગમે તેવી

અણગમતી કે આત્યંતિક વાત કરું, તું શાંતિથી સાંભળી જ લે..."

"તો ?"

"તો એમ કે અણગમતી વાતો ને વિચાર કહેવા માટેય મને જરૂર તો પાછી તારી જ પડે છે... એનું શું ?"

"એટલે ?"

"એટલે કે મધ્યમમાર્ગી કે ન મધ્યમમાર્ગી, તારું સાચુકલાપણું મને પરાસ્ત કરી દે છે. મને હું છું તેવી નવાજવી, મારી ક્રાંતિકારિતાનો તોખાર જીરવવો-બિરદાવવો એ તું જ કરી શકે, પ્રસન્ન, તું જ..."

"સકીના, તને જેવી છે તેવી સમજવી એ તો મારા જીવનનું લક્ષ્ય છે. મારો દાવો છે કે દુનિયામાં બીજું કોઈ જ તને નહીં સમજતું હોય એટલી હું સમજું છું... પણ"

"પણ..."

"પણ તને પામવી... પચાવવી જરા અઘરી છે..."

"જરા જ ?" સકીના જરા ભાર દઈને બોલી.

બંને હસી પડ્યાં. ફોન પૂરો થયો ને ત્યારે ઘડિયાળમાં ચાર વાગ્યા હતા.

❐

## ખરી સુરક્ષા*

*ખરી સુરક્ષા અંદરની*
*દેશ અને અંતરતરની,*
*ખરી સુરક્ષા અંદરની.*

*શસ્ત્રોના ઢગલા ખડક્યે ના,*
*પાડોશીને શત્રુ કીધે ના,*
*પોતાનાં બણગાં ફૂંક્યે ના...*
*બીક જવાની ભીતરની :*
*ખરી સુરક્ષા અંદરની.*

*શસ્ત્ર વિનાશક સંઘરનારા,*
*ત્રણ ત્રણ વાર વાર કરનારા,*
*ઉગામીને નહિ વાપરનારા*
*ભીતિ ન ભાંગે નિજ ઉરની :*
*ખરી સુરક્ષા અંદરની.*

*અણુશસ્ત્રો ના રક્ષણ કરતાં,*
*અવરોધક પણ એ ભાગ્યે બનતાં,*
*શસ્ત્ર-દોડમાં એ પરવરતાં*
*અંત વગર, પરસ્પરની—*
*ખરી સુરક્ષા અંદરની.*

*દુશ્મન દેખ, આ ઘરમાં બેઠા,*
*દૈન્ય, વિષમતા રૂપે પેઠા*
*બહારનાં બહાનાં છે જૂઠાં,*
*ખડી લડાઈ છે ઘરની :*
*ખરી સુરક્ષા અંદરની.*

*કાયરતા ભીતર બેઠેલી,*
*એની કૂખે છે જન્મેલી*
*કઠોરતા – નિર્દયતા મેલી,*
*જીત ખરી છે અંતરની :*
*ખરી સુરક્ષા અંદરની.*

(વેડછી, ૧-૬-'૯૮)

**નારાયણ દેસાઈ**

* પોખરણ-૨ના સંદર્ભમાં

# વાતોડિયો

**બહાદુરભાઈ જ. વાંક**

(જૂઠાલાલ નામના પાત્રને કેન્દ્રમાં રાખી જીવનના મર્મ અને માનવસ્વભાવના વૈચિત્ર્યને કલાની રીતે-ભાતે ખોલી આપવા માટે મેં પાંચ વાર્તાઓ લખી છે, જેમાંની પ્રથમ આ વાર્તા અહીં રજૂ કરી છે. –લેખક)

જૂઠાલાલ કૉલેજમાં અર્થશાસ્ત્રના અધ્યાપક, પણ તત્ત્વજ્ઞાન, લૉજિક અને બીજા કેટલાય વિષયોના ઊંડા અભ્યાસી. પગાર મળે ત્યારે એક... બે...ત્રણ બોલીને જ પગારની ગણતરી કરે. અને માસ દરમ્યાન જ્યાં સુધી પગાર વપરાઈ ન જાય ત્યાં સુધી રૂપિયાની નોટોની આ રીતે જ ગણતરી કરવાની ટેવ. તેમને આવી ટેવને કારણે કે પછી અતિવાચનના કારણે કે પછી સતત વ્યાખ્યાન આપતા રહેવાની ટેવને કારણે, કોણ જાણે, સતત બોલ બોલ કરવાની એવી વિચિત્ર ટેવ પડી ગયેલી કે થોડી વાર માટે પણ ન બોલે તો તેમને કંઈનું કંઈ થઈ જાય. વાતો કરવા માટે કોઈ ન મળે તો બેચેન બની જાય. માથું ચકરાવા લાગે. હાથપગમાં તાણ અનુભવવા માંડે. તો ક્યારેક શરીરમાં તાવની ગરમી પણ ચઢી જાય !

કૉલેજમાં દાખલ થતાં જ તેમની વાણીનો અસ્ખલિત પ્રવાહ વહેવા માંડે. વર્ગમાં પીરિયડ લેતાં લેતાં એવા વાતોએ ચઢી જાય કે પીરિયડ ક્યારે પૂરો થયો તેનો પણ તેમને ખ્યાલ ન રહે. વર્ગમાંથી બહાર નીકળી સ્ટાફરૂમમાં અન્ય અધ્યાપકો સાથે વાતોએ વળગી જાય. અથવા તો લાઇબ્રેરીમાં પુસ્તકોના કબાટ ફેંદતા ફેંદતા ગ્રંથપાલ સાથે ચર્ચા કરવામાં વ્યસ્ત થઈ જાય. પુસ્તકો જોવામાં, વીંખવામાં કંટાળો અનુભવે એટલે કેન્ટીનમાં ચા-પાણી પીવા જાય. ચા પીતાં પીતાં પણ કોઈને તો વાતો કરવા માટે પકડી જ પાડે.

નોકરીમાં દાખલ થયા ત્યારે ત્રણ-ચાર માસ સુધી તેમની વાતોથી કોઈએ બહુ કંટાળો અનુભવ્યો નહોતો. વિવિધ વિષયો અંગેની તેમની ધારદાર દલીલો અને રજૂઆતને કારણે ઊલટાના બધાય તેમને સાંભળવામાં રસ લેતા ને બધાયના "વાહ વાહ, ક્યા બાત હૈ," "વાહ વાહ", "શું કો છો ?", "એમ કે..." કે પછી "વેરી વેરી ગુડ" જેવા હોંકારાથી પોરસાઈને તેઓ પણ બધાને ખુશ ખુશ કરી દેતા. પણ પછી તેમના માટે એવી પરિસ્થિતિ ઊભી થઈ કે દૂરથી તેમને જોતાં જ અધ્યાપકો અને વિદ્યાર્થીઓ રસ્તો ચાતરવા માંડે. કોઈને બાવડું પકડીને ઊભા રાખે તો પણ પેલો સ્પષ્ટ કહી દે, "હું અગત્યના કામમાં છું. નિરાંતે પછી મળીશું." તેઓ દલીલ કરે, એવું તે વળી શું અગત્યનું કામ છે ? પેલો જવાબ દીધા વગર આગળ વધવા માંડે. એટલે પાછળથી તેઓ ટકોર કર્યા વગર ન રહે, "તમે લોકો કાનથી કેવી રીતે સાંભળવું એ પણ શીખી શક્યા નથી."

તેઓ સ્ટાફરૂમમાં તો ક્યારેય પણ એકલા બેસી જ ન શકે. કદાચ ને એકલા બેઠા હોય તો અધ્યાપકો તેમની પાસે આવવાની હિંમત ન કરે. અને આવે તો ચબરખીમાં બે-ચાર વાક્યો લખીને ચબરખી જૂઠાલાલને પકડાવી દે : આજે અમારે મૌનવ્રત છે. બસ, આવી બન્યું સમજો પેલાઓનું. જૂઠાલાલ મૌનવ્રત ઉપર જ એકાદ લાંબું વ્યાખ્યાન ફટકારી દે !

કોઈ તેમની સામે દલીલ કરતાં કહે : "તમે અમને મૌનવ્રત વિશે વ્યાખ્યાન આપો છો, પણ તમે પોતે ક્યારેય પણ મૌનવ્રત પાળી શકો છો ખરા ?"

તેમની પાસે તર્કસંગત જવાબ તૈયાર જ હોય : "હું મૌનવ્રત પાળીશ તો તમને કહેવા જેવું કોણ કહેશે ? હું એ પણ જાણું છું — તમે મારા શબ્દો સાંભળી-સમજી નથી શકતા ને એટલે જ જ્યાં સુધી તમે સમજી નહીં શકો ત્યાં સુધી હું બોલતો જ રહીશ."

બસ, ત્યારથી જૂઠાલાલની અટક બદલાઈને બીજી અટક તેમના નામની પાછળ લાગી ગઈ હતી– જૂઠાલાલ વાતોડિયા !

*

ઘરે પણ જૂઠાલાલ શાંત બેસી શકે નહીં. કોઈ ને કોઈક તો તેમને વાતો કરવા માટે જોઈએ જ. મા-બાપ, ભાઈઓ-બહેનો અને પત્ની સુધ્ધાં તેમની વાતો સાંભળી સાંભળીને અને હોંકારા આપી આપીને બરાબરનાં કંટાળી ગયાં હતાં.

તેની બા તેને વારંવાર ટોક્યા કરે : "કોણ જાણે તને શું થઈ ગયું છે કે આખો દી બોલ બોલ કરવામાંથી જ ઊંચો આવતો નથી."

કુંટુબના પીઢ અને વ્યવહારુ માણસો તેને સમજાવવા પ્રયત્ન કરે : "તું જે કાંઈ બોલે છે એને કોઈ સમજી શકવાના નથી, તો પછી શા માટે બોલબોલ કર્યા કરે છે ?"

તો વળી પિતાજી કાનજીભાઈ પણ તેને સલાહ-શિખામણ આપતાં કહે : "બોલ બોલ કરીને તું તારી શક્તિઓને અકારણ વેડફી નાખે છે. એટલે તારે વધારેપડતું બોલવાનું તો કોઈ પણ ભોગે છોડી જ દેવું જોઈએ."

જૂઠાલાલ દલીલ કરે : "શક્તિ મારી વેડફાય છે કે નહીં, એની મને વધારે ખબર પડે કે તમને ?"

કાનજીભાઈ કહે : "ભલે તને ખબર પડતી હોય. પણ પાત્ર કે પ્રસંગને કેન્દ્રમાં રાખીને વાત કરવી જોઈએ એમ તને નથી લાગતું શું ? બધીય તું પ્લેટો કે ઍરિસ્ટૉટલની કે એવી બીજી ઊંચી ઊંચી વાતો કર્યા કરે તો એ સાંભળવામાં પણ રસ કોને હોય ?"

તે કહે : "હું કાંઈ મૂરખ નથી કે બધાને આવી ઊંચી ઊંચી વાતો સંભળાવ્યા કરું... પણ મારી સામાન્ય વાતો સાંભળવાની પણ કોઈ દરકાર ન કરે તો શું એ બરાબર ગણાય ?"

તેની બા નર્મદાબહેન કહે : "સામાન્ય કે અસામાન્ય એવી તારી વાત કોઈ સાંભળે જ એવો પણ તારે શા માટે આગ્રહ રાખવો જોઈએ ?"

"હું કોઈ આવો આગ્રહ રાખતો નથી. પણ સહજ રીતે વાણી મોંમાંથી બહાર નીકળવા માંડે તો..."

તો તેના મોટાભાઈ કહે : "પણ બીજા કોઈની વાણી તેમના મોંમાંથી સહજ રીતે કેમ બહાર નીકળતી નથી ?"

તે રોષથી બોલી ઊઠે : "તમારી પાસે અન્યને કહેવા જેવું કંઈ નથી એટલે..."

"પણ તારી પાસે કહેવા જેવું શું છે એ કંઈ કહીશ ?" મોટાભાઈ જરા ઊંચા અવાજે પૂછે.

"મારી પાસે તો કહેવા જેવું ઘણું છે, પણ એને સાંભળવાની તમારા કોઈ પાસે ધીરજ છે ખરી ?"

ને ઘરનાં બધાં તેનાથી કંટાળી જાય અને તેની સાથે વાતો કરવાનું કે તેની વાતો સાંભળવાનું જ માંડી વાળે. તે અંદરખાને ધૂંધવાઈ ઊઠે. એકાદ-બે દિવસ તે બોલ્યા વગર પસાર કરે એટલે તેને શરીર કળવા માંડે. તાવ આવી જાય. માથું પણ ભારે થઈ જાય. માથામાં સણકા આવવા માંડે !

*

એક વખત તેણે ત્રણેક દિવસ બોલ્યા વગર પસાર કર્યા તો શરીરમાં સારો એવો તાવ ચઢી ગયો. બેત્રણ દિવસ તાવ ન ઊતરતાં ઘરનાં બધાંને ચિંતા થવા માંડી. કાનજીભાઈએ તેને ડૉક્ટરને તબિયત બતાવવા આગ્રહ કર્યો. પણ ડૉક્ટરોને તો તે હંમેશાં મીંઢા માનતો આવ્યો હતો. એટલે ડૉક્ટર પાસે જવાની તેણે સાફ ના પાડી દીધી. તેનો તાવ ઊતરી જાય એ માટે ઘરનાં બધાં તેની મૂંગાં મૂંગાં સેવા કરવા માંડ્યાં, એમ એમ તો એના તાવની માત્રા પણ વધવા માંડી.

ગામમાં જ રહેતો જૂઠાલાલનો એક ખાસ મિત્ર તેની ખબર કાઢવા આવ્યો. તે જૂઠાલાલના સ્વભાવને, તેની વિચિત્ર ખાસિયતોને ખાસ જાણતો હતો. તેણે જૂઠાલાલને ડૉક્ટર પાસે ન જવાનાં કારણો વિશે, ઍલોપૅથિક દવાની આડઅસરો વિશે, આયુર્વેદિક સારવારની અગત્ય વિશે પૃચ્છા કરી, ને અનુરોધ કર્યો : "આ બધા પ્રશ્નોના જવાબ અમે બધાં તારી પાસેથી વિસ્તારથી સાંભળવા ઇચ્છીએ છીએ."

જૂઠાલાલ પથારીમાંથી બેઠા થયા. કૉફી મંગાવી. કૉફી પી લીધા પછી તકિયે વાંસો ટેકવી બોલવાનું શરૂ કર્યું. લગભગ એક–દોઢ કલાક સુધી તેમણે આયુર્વેદિક અને એલોપૅથિક સારવાર વિશે એવું સચોટ વ્યાખ્યાન આપ્યું કે બધાં ચકિત થઈ ગયાં. બોલતાં બોલતાં જ તેમનો તાવ, તેમની બેચેની ક્યાં અદૃશ્ય થઈ ગયાં એની

પણ કોઈને ખબર પડી શકી નહીં. મિત્રે અને કાનજીભાઈએ તેમનું કાંડું હાથમાં લઈ જોયું તો તાવનું નામનિશાન પણ નહોતું. બધાંને આશ્ચર્ય થયું. મિત્રની સલાહથી અને પ્રત્યક્ષ ડેમૉન્સ્ટ્રેશનથી ઘરનાં બધાંને એ વાતની પ્રતીતિ તો થઈ જ ગઈ હતી કે કોઈ પણ ભોગે જૂઠાલાલને સાંભળવો તો રહ્યો જ — જો તેની તબિયત જાળવવી હોય અને તેને આનંદમાં રાખવો હોય તો.

બીજા દિવસે તેણે કૉલેજે જવાનું શરૂ કરી દીધું. ઘરમાં અને કૉલેજમાં પાછો તેનો અવાજ ધમધમવા માંડ્યો. હમણાં તે તાવમાંથી માંડ બેઠો થયો હતો, એટલે બધા તેને ધ્યાનથી સાંભળતા. ઘરનાંને બધાંને ત્યારે કંટાળો આવતો, પણ આ સિવાય બીજો કોઈ વિકલ્પ પણ કોઈને દેખાતો નહોતો. ઘરનાં માણસોને ક્યારેક તેની વાતો સાંભળવાની ફુરસદ ન હોય ત્યારે શું કરવું એ પ્રશ્ન પણ બધાંને મૂંઝવતો હતો. તો કૉલેજમાં આખો દિવસ તેની સાથે વાતો કરવા કોણ નવરું હોય એવો પ્રશ્ન પણ હતો જ.

કોઈની સલાહથી કોઈ સારા માનસિક રોગના નિષ્ણાતને તેની તબિયત બતાવવા માટે કાન્જીભાઈએ તેને સમજાવેલો, પણ ડૉક્ટરોની તો તેને ભારે એલર્જી હોઈ તેણે કાનજીભાઈને ટૂંકું વ્યાખ્યાન જ આપી દીધું હતું. "ભૂલેચૂકેય પણ મારી પાસે ડૉક્ટરોનું તો નામ જ ન લેવું. બીજું, હું બોલ બોલ કરું છું, એથી હું માનસિક રીતે નબળો થઈ ગયો છું કે હું કોઈ માનસિક વિકૃતિનો ભોગ થઈ પડ્યો છું એમ પણ માનશો નહીં. હું કેમ બોલતો રહું છું..."

ને કાનજીભાઈએ ત્રાસી જઈને તેની વાત કાપી નાખતાં કહ્યું હતું : "બસ બસ, તારી વાત હું સમજી ગયો છું. તું લવારો બંધ કર."

તેણે દલીલ કરી હતી : "જે વાત હું સમજાવી શકતો નથી એ તમે કેવી રીતે સમજી શકતા હશો ?"

કાનજીભાઈએ કહ્યું હતું : "હા, તારી વાત કદાચ સાચી હશે, પણ તું બોલવાનું બંધ કર."

"મારી વાત સાચી હશે એમ પણ તમે કશું સમજ્યા વગર જ કહો છો ને ? હું બોલીશ તો ખરો જ."

કાનજીભાઈ ગુસ્સા સાથે બોલ્યા હતા : "તો શું તારી વાત ખોટી છે એમ કહું ?"

"તમારે શું કહેવું અને શું ન કહેવું એય મારે તમને સમજાવવું પડશે ?"

એ પછી કાનજીભાઈ અને ઘરનાં બધાં તેનાથી એવાં તો ત્રાસી ગયાં હતાં કે મોટાભાઈ તેમના કુટુંબ સાથે બીજી સોસાયટીમાં મકાન ભાડે રાખી રહેવા ચાલ્યા ગયા હતા. તો જૂઠાલાલની પત્ની પણ થોડા દિવસ આરામ કરવા માટે બાળકો સાથે તેના માવતરને ત્યાં ચાલી ગઈ હતી. જૂઠાલાલની વાતો સાંભળી સાંભળીને ત્રાસી ગયેલા કાનજીભાઈએ પણ પ્લાસ્ટિક રબરની કાનમાં નાખવાની ખાસ પ્રકારની 'સાઉન્ડપ્રૂફ' ડટ્ટીઓ કરાવી લીધી હતી. પછી જૂઠાલાલ સાથે વાતો કરવાનો સમય આવે કે તરત જ તેઓ કાનમાં ડટ્ટીઓ ચઢાવી દેતા. હવે ઘરમાં ફક્ત એક જ એવી વ્યક્તિ હતી કે જે મને-કમને જૂઠાલાલને હોંકારો દઈ સાંભળ્યા કરતી, અને તે હતાં જૂઠાલાલનાં બા નર્મદાબહેન. પણ એ પણ કેટલુંક સાંભળે ? ક્યાં સુધી સાંભળ્યા કરે ? સાંભળી સાંભળીને એમને પણ માથાનો દુખાવો થઈ ગયો હતો.

પોતાને અને પોતાની પત્નીને જૂઠાલાલથી થોડી પણ મુક્તિ મળી શકે એ માટે કાનજીભાઈએ કોઈની સલાહથી ઘરે ખાસ ટેલિફોન વસાવ્યો ને જૂઠાલાલને આનંદ આનંદ થઈ ગયો. કુટુંબીઓ, મિત્રો, વેપારીઓ અને બીજા કેટલાય ના ટેલિફોનનંબરો મેળવી જૂઠાલાલ વાતો કરવામાં એવા વ્યસ્ત થઈ જાય કે સામેથી ફોન 'કટ' ન થઈ જાય, ત્યાં સુધી ફોનને ઘડી બે ઘડી પણ નીચો મૂકે નહીં. પણ જૂઠાલાલની આ ફોન-યાત્રા બહુ લાંબો વખત ન ચાલી શકી. રિંગ મેળવી જૂઠાલાલ ફોનમાં "હલ્લો, જૂઠાલાલ બોલું છું", એવું કહે કે તરત જ સામેથી "સૉરી" કહીને ફોન નીચે મુકાઈ જાય.

*

એક દિવસ જૂઠાલાલ કૉલેજમાંથી આવીને ઘરમાં પોતાનો રોષ-આક્રોશ વ્યક્ત કરવા ઊંચા અવાજે બોલવા લાગ્યા. કાનજીભાઈ માથું ઊંચું-નીચું કરતાં તેને સાંભળવા લાગ્યા. માત્ર ડોકું ધુણાવવા સિવાય કાનજીભાઈ તરફથી વિશેષ કંઈ પણ પ્રતિભાવ ન મળતાં ગુસ્સા સાથે જૂઠાલાલ વધુ ને વધુ ઊંચા

અવાજે બોલવા લાગ્યા. હવે કાનજીભાઈને થયું કે તે કંઈક અગત્યની વાત કહેવા માંગે છે, ને હવે તેને સાંભળ્યા વગર છૂટકો જ નથી એમ વિચારીને કાનમાં નાખેલી ડટ્ટીઓ જૂઠાલાલને ખબર ન પડે એમ બહાર કાઢી નાખી ને બોલ્યા : "આખરે તું શું કહેવા માંગે છે ? જરા વિસ્તારથી વાત તો કર."

"ત્યારે તમે અત્યાર સુધી શું સાંભળ્યું ? તમારે કાન છે કે નહીં ?" બોલતાંક ને જૂઠાલાલે ધૂંઆપૂંઆ થતાં એક કાગળ કાનજીભાઈના હાથમાં મૂક્યો, ને બરાડી ઊઠ્યા : "હું આખી કૉલેજને આગ લગાડી દઈશ !"

કાનજીભાઈ તેને શાંત પાડવાનો પ્રયત્ન કરતાં કાગળ વાંચવા લાગ્યા. કપાળે ચશ્માં ચઢાવીને આખો કાગળ વંચાઈ ગયા પછી પત્રનો છેલ્લો પૅરા ફરી વાંચ્યો. લખ્યું હતું : તમે કૉલેજમાં આખો દિવસ બોલબોલ કર્યા કરો છો ને એ રીતે તમે તમારી ફરજ બજાવવામાં પૂરેપૂરા બેદરકાર નીવડ્યા છો. એટલું જ નહીં, અન્ય અધ્યાપકોને પણ ફરજ બજાવવામાં અંતરાયરૂપ થઈ પડ્યા છો. તમારાં ત્રાસદાયક વાણી-વ્યવહારને કારણે, અને કૉલેજમાં તમે જે અરાજકતાનું વાતાવરણ ઊભું કર્યું છે એ સબબ તમને નોકરીમાંથી શા માટે છૂટા ન કરવા, તે અંગેનો તમારો ખુલાસો દિવસ બેમાં રજૂ કરશો.

કાનજીભાઈ કાગળ તેના હાથમાં મૂકી આશ્વાસન આપતાં બોલ્યા : "આમાં તારે ચિંતા કરવાની કોઈ જરૂર નથી. તું બે-ત્રણ દિવસ વિચારીને વિસ્તારથી જવાબ તૈયાર કર. પછી વકીલનું માર્ગદર્શન મેળવી, એના ઉપરથી આપણે છેવટનું લખાણ–ખુલાસો તૈયાર કરીશું."

કાનજીભાઈની ગણતરી એવી હતી કે જો એ બે-ત્રણ દિવસ લખાણ તૈયાર કરવામાં રોકાઈ જાય તો તેમને બે પ્રકારનો લાભ થાય તેમ હતો. એક તો એના રોષનું શમન થઈ જાય. ને તેની વાચાળતા ને તેની તબિયતને નૉર્મલ કરવા શી કાર્યવાહી હાથ ધરવી તેની શાંત ચિત્તે વિચારણા થઈ શકે.

કાનજીભાઈને હવે એટલી તો પ્રતીતિ થઈ જ ગઈ હતી કે તેના માનસમાં કંઈક ગરબડ તો છે જ. તેમની બીજી દ્વિધા એ હતી કે કોઈ પણ સંજોગોમાં જૂઠાલાલ કોઈ પણ માનસચિકિત્સક પાસે આવવા પણ તૈયાર થાય તેમ નહોતો.

*

એક બાજુ જૂઠાલાલ ખુલાસો તૈયાર કરવામાં રોકાઈ ગયા તો બીજી બાજુ કાનજીભાઈ જૂઠાલાલનું હવે શું કરવું તે અંગેની મિત્રોની સલાહ લેવામાં – મિત્રોને મળવામાં વ્યસ્ત થઈ ગયા.

દરમ્યાન કાનજીભાઈને એક મિત્ર તરફથી માહિતી મળી — "દરેક પ્રકારની આધિ-વ્યાધિ-ઉપાધિનું નિરાકરણ કરતા એક વિદ્વાન તાંત્રિક ગામમાં આવ્યા છે, ને એમને જ જૂઠાલાલની 'વાત-ઘેલછા' વિશે વિસ્તારથી વાત કરી, એમનું માર્ગદર્શન મેળવવું."

બીજા દિવસે કાનજીભાઈ તાંત્રિકને મળ્યા. જૂઠાલાલ વિશેની સઘળી માહિતી તેમને કહી સંભળાવી, ને બોલ્યા : "આપ મારા ઘરે આવો ત્યારે આપ તાંત્રિક છો કે દવા-બવા કરવા આવ્યો છો એવી કશી જ માહિતી મારા પુત્રને આપવી નહીં... હું આપની એને માત્ર એક વિદ્વાન માણસ તરીકેની જ ઓળખાણ આપીશ. એની વાત–ઘેલછાના નિવારણ માટે આપ આવ્યા છો એની તો એને ગંધ સુધ્ધાં ન આવવી જોઈએ."

"તમારી બધી વાત હું સમજી ગયો છું. જૂઠાલાલને હું બિલકુલ નૉર્મલ કરી દઈશ." તાંત્રિકે કહ્યું.

બે-ત્રણ દિવસ પછી નક્કી થયા પ્રમાણે કાનજીભાઈ તાંત્રિકને ઘરે તેડી લાવ્યા. જરા તાવ હોવાથી જૂઠાલાલ પથારીમાં પડ્યા પડ્યા પોતે તૈયાર કરેલ ખુલાસાને ઊંચા અવાજે વાંચતા હતા.

જૂઠાલાલને તાંત્રિકનો પરિચય કરાવતાં કાનજીભાઈ બોલ્યા : "બહુ મોટા વિદ્વાન માણસ છે. ખાસ તને મળવા જ આવ્યા છે."

જૂઠાલાલે પથારીમાંથી ઊભા થઈ તેમને આવકાર આપતાં કહ્યું, "વિદ્વાન માણસોને મળીને મને બહુ આનંદ થાય છે." ને પછી જૂઠાલાલે તાંત્રિક સાથે અધ્યાત્મ, શિક્ષણ, રાજકારણ અને એવા બીજા વિષયો

વિષે સારી એવી ચર્ચા કરી.

તેમનાથી પ્રભાવિત થઈને તાંત્રિક બોલ્યા : "તમારી વિદ્વત્તા માટે મને તમારા પ્રત્યે માનની લાગણી થાય છે. તમે જ એકમાત્ર 'સાચા માણસ' હો, તેવી પણ મને પ્રતીતિ થઈ રહી છે."

જૂઠાલાલ ખુશ થતાં બોલ્યા : "પણ આજે તમારા જેવી ઊંડી સમજ ધરાવનારા માણસો પણ ક્યાં જોવા મળે છે ?" ને તેમણે કૉલેજ વિશેની, પ્રિન્સિપાલ તરફથી થયેલા અન્યાયની અને માંગવામાં આવેલ ખુલાસાની વિગતવાર વાત તાંત્રિકને સંભળાવી.

તાંત્રિક તેમને ક્યાંય સુધી સાંભળતા રહ્યા. પછી માંડ માંડ જૂઠાલાલથી છુટકારો મેળવી કાનજીભાઈ સાથે બહાર નીકળ્યા. જૂઠાલાલના કેસ વિશે કાનજીભાઈ સાથે ચર્ચા કરી : "તેઓ જો આમ સતત બોલ્યા જ કરશે તો એની ગંભીર અસરો એમના શરીર અને મન ઉપર પડ્યા વગર નહીં જ રહે. માટે કોઈ પણ ભોગે એમની સતત બોલ્યે રાખવાની ટેવ કે ઘેલછા તો છોડાવવી જ પડશે."

"પણ એ એની આ ટેવ કોઈ પણ રીતે છોડી શકે તેમ નથી એનું શું ?" કાનજીભાઈએ પોતાની દ્વિધા રજૂ કરી. તાંત્રિક બોલ્યા : "પ્રથમ આપણે એક કામ કરીએ. એ મૂંગા થઈ જાય તો શી પ્રતિક્રિયા પડે છે તે પહેલાં આપણે જોઈએ. પછી શું કરવું એની આપણે વિચારણા કરીશું." ને પડીકીમાં કશીક દવા-ચૂર્ણ આપતાં તેમણે કાનજીભાઈને સૂચના આપી : "આ દવા એમને દૂધમાં પાઈ દેજો. એનાથી બીજું કશું એમને નુકસાન નહીં થાય."

ઘરે આવીને કાનજીભાઈએ નર્મદાબહેનને બધી વાત કરી. નર્મદાબહેને જૂઠાલાલને રાત્રિના સૂતી વખતે દવા દૂધમાં નાખી પાઈ દીધી. થોડી વારમાં જ જૂઠાલાલને ઘેન ચઢ્યું હોય તેમ ઘસઘસાટ ઊંઘી ગયા.

સવારે જૂઠાલાલ પથારીમાંથી બેઠા થયા. બોલવા પ્રયત્ન કર્યો, પણ બોલી શક્યા નહીં. આથી તેઓ ગૂંગળામણ અનુભવવા લાગ્યા. ફરી બોલવા પ્રયત્ન કર્યો, પણ મોંમાંથી શબ્દો જ નીકળી શક્યા નહીં. તેઓ બરાબરના ધૂંધવાઈ ઊઠ્યા. પોતાનો રોષ વ્યક્ત કરવા હાથ ઉછાળવા માંડ્યા. માથા ઉપર હાથ પછાડતાં જાણે તે કાનજીભાઈને કહી રહ્યા હતા : અચાનક વળી મને આ શું થઈ ગયું ?

કાનજીભાઈએ તેમને આશ્વાસન આપતાં કહ્યું : "એ તો તારું જરા ગળું બેસી ગયું છે શરદીના કારણે. બીજું કંઈ નથી."

પણ જૂઠાલાલ સહેજ પણ શાંત ચિત્તે બેસી શક્યા નહીં. આખો દિવસ માર ખાઈ ગયેલા સાપની જેમ તરફડતા રહ્યા.

નક્કી થયા પ્રમાણે સવારના તાંત્રિક જૂઠાલાલની તબિયત જોવા આવ્યા. તેમણે જૂઠાલાલના ખબરઅંતર પૂછી આશ્વાસન આપ્યું : "તમને કંઈ જ નથી. બેચાર દિવસ આરામ કરશો એટલે તબિયત સાવ સારી થઈ જશે." ને તેઓ જૂઠાલાલની ચેષ્ટાનું નિરીક્ષણ કરવા લાગ્યા.

તાંત્રિકને જોતાં જ જૂઠાલાલ ક્રોધથી સળગી ઊઠ્યા. મોંમાં કોઈએ ધગધગતો કોલસો નાખી દીધો હોય તેમ હોઠ ઊંચા-નીચા કરવા લાગ્યા. તેમને એ સમજતાં વાર ન લાગી કે તેમને બોલતા બંધ કરવા માટે આ કહેવાતા વિદ્વાન માણસે જ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. એટલે બેસી ગયેલા અવાજે ચીસ નાખતાં તેઓ તાંત્રિક તરફ ધસી ગયા. તાંત્રિક હજુ કંઈ જુએ કારવે એ પહેલાં તો જૂઠાલાલે તેમના બંને હાથના પંજાથી તાંત્રિકના ગળાને ભરડો લઈ લીધો, ને તેમનું ગળું એવું જોરથી દબાવી દીધું કે તાંત્રિકના મોંમાંથી ચીસ નીકળી ગઈ. કાનજીભાઈ અને પડોશના બીજા કેટલાક માણસોએ ભેગા થઈ જૂઠાલાલની પકડમાંથી તાંત્રિકને માંડ માંડ છૂટા કર્યા.

બધાએ જોયું તો તાંત્રિકના ગળા ઉપર જૂઠાલાલનાં આંગળાંઓની છાપ સજ્જડ રીતે ઊપસી આવી હતી. એ છાપમાં જૂઠાલાલના શબ્દો જાણે કોતરાઈ ગયા હતા હતા : "દુનિયામાં મને કોઈ ચૂપ કરી શકે તેમ નથી !"

❑

# "દેવીનાં દર્શન કરી આવ્યો..."

વિનોદ પ્ર. ત્રિવેદી

કેલિફોર્નિયાથી ભારતની આવજા બકુભાઈ માટે નિવૃત્તિ પછીની સાહજિક પ્રવૃત્તિ બની ગઈ છે. આવે ત્યારે દેશમાં અચૂક ભ્રમણ કરે. આ વખતે અનાયાસે નેપાલ-જગન્નાથપુરી-કલકત્તા પ્રવાસમાં સાથે હતા. બકુભાઈ એટલે વિશ્વકોશ. એમના કોશમાં એન્કાર્ટા-૯૭ કે ગુજરાતી વિશ્વકોશમાં કદાચ રહી ગયેલાં વિષયો અને અચિંત્ય અધિકરણો છે એની અમને તેમના ટૂંકા સહવાસમાં ગળાબૂડ ખાતરી થઈ ગઈ છે. એમને વિદ્યા જિહ્‌વાગે. લગભગ ૭૦ની વયે પહોંચેલા આ યુવાનમાં પેલું 'વર્તુ' (Virtue-જીવનતત્ત્વ) ડાળેડાળે પાંગર્યું છે. વસંતનાં ગાતાં-પંખીઓનો કુક્કુ, જુગજુગ, પુ, વિટ્ટા, વૂનો કલરવ તેમની નિકટમાં હોઈએ ત્યારે સંભળાયા જ કરે. અયોધ્યા બાબરી મસ્જિદ-રામમંદિરનાં દર્શને ગયાં ત્યારે મારો કેમેરા અને સૉર્બિટેટની બૉટલ સાચવવાના બહાને દરવાજે જ ઊભા રહ્યા, ખાસ્સો દોઢ કલાક. અમે બહાર આવ્યા તો સહસા જ કહે : "રામનાં દર્શન કરી આવ્યા તો બાબરીના અવશેષનો કાંકરો તો લાવ્યા જ હશો. નીલ આર્મસ્ટ્રૉંગ તો ચંદ્રના ભૂમિતળનો ખડકનો ટુકડો લાવવો ભૂલ્યો ન હતો." મેં કહ્યું : "બકુભાઈ, શેષ જ ન મળી તો પ્રસાદનો હવાલો કેમ આપું ?" મારી મૂંઝવણ પછીના અમારા મૌનમાં કેટલો બધો સંવાદ-વિષાદ વ્યક્ત થતો હતો ! અયોધ્યાથી અમે બધાં ભગવાન સ્વામીનારાયણના છપૈયાનો કાર્યક્રમ ઘડતાં હતાં ત્યાં અમારામાંના એક સહપ્રવાસીને 'કાર્ડિયાક એરેસ્ટ'નો હુમલો થયો તો તેમને ફર્સ્ટ એઇડ આપી, દર્દીના હૃદયને કૃત્રિમ શ્વાસોચ્છ્‌વાસ દ્વારા ધબકતું રાખી, પ્રવાસની લક્ઝરી બસમાં બકુભાઈ હૉસ્પિટલ લઈ ગયા ત્યારે સાથે દર્દીનો પુત્ર અને હું હતા. પાછળથી અમને ખબર પડેલી કે અન્ય પ્રવાસીઓને છપૈયા-દર્શન ગુમાવ્યાનું દુ:ખ હતું : જ્યારે બકુભાઈની નિઃસ્પૃહી આંખોમાં અમી નીતરતાં હતાં — જાણે *મંગળાના દર્શનમાં સમૂળગી મૂર્તિને વંદના કરતી હોય !* કાયદાની, સમાજની, રાજકારણની, માનસશાસ્ત્રની, અરે કલા, ધર્મ, તત્ત્વ, સંસ્કૃતિ, ભાષા, વાણિજ્ય, વિજ્ઞાન, ટેક્નૉલૉજી, સમાજવિદ્યાથી માંડી અનેક પ્રકીર્ણ વિષયોની વાતોમાં, વગર પાસપૉર્ટે અમને જેટ-વિમાનની ઝડપથી ઉડાડતા, ગોળમટોળ મોં અને માથે ટાલવાળા આ તરવરતા અલગારી ઑલિયાને બસ સાંભળ્યા જ કરીએ. નાથદ્વારાની દસ-બાર વર્ષની બાળકીને પોતે મંગળાથી શયનઆરતીનાં દર્શન આવી ભીડમાં કેમ વારંવાર કરે છે તો પ્રત્યુત્તરમાં જણાવેલું : "ભાઈસા'બ, નાથજીના દર્શનથી આંખો ધરાતી જ નથી. બસ, એ તો શ્રીનાથજીના દર્શનની પ્યાસી ને પ્યાસી !" અદ્દલ આવો રોમાંચ બકુભાઈની વાતો સાંભળતાં થયા જ કરે. તૃપ્તિના ઓડકાર જ ન આવે; અમે તો ભૂખ્યાં ડાંસ વરુ જેવાં, મોઢું વકાસીને બકુભાઈને કાન-આંખ આપી બેઠાં તે બેઠાં જ. વારાણસીના કાશીવિશ્વનાથની દૂધે ગંધાતી ગંદકી અને કોલાહલમાં એમના મનમાં કેટલો ઉત્પાત થયો'તો તેની મને ખબર છે. જોકે ગંગાજીના આરેથી હોડીમાં બેસી ઘાટની સામેના તટની વચ્ચેની રેતીમાં ડાહ્યાડમરા બની, તેમનાં પત્ની શાંતાબહેનની લાગણીને માન આપતા અને શ્રાદ્ધવિધિમાં તન્મય બની જઈને પિતૃતર્પણના મંત્રો બોલતા બકુભાઈએ અમને સૌને મંત્રમુગ્ધ કરેલા.

બકુભાઈ મૂળ વકીલાતના વ્યવસાયમાં. અમેરિકામાં પણ એટર્નીની સનદ લઈ પ્રૅક્ટિસ કરેલી. પાછળથી દીકરાઓના કહ્યે નિવૃત્તિ-પેન્શન (સોશિયલ સિક્યૉરિટી) મેળવી, પતિપત્ની ઉભય, પોતાના

આગવા એપાર્ટમેન્ટમાં રહી શેષ જીવન આનંદમાં ગાળવાનું આયોજન કરી સમય પસાર કરતાં હતાં. ટીલાં-ટપકાં અને કર્મકાંડને 'નૉનસેન્સ' કહેતા બકુભાઈ શ્રદ્ધાના માનવી છે. શાન્તાબહેન શાંત અને ધીમે વહેતી ગંગા જેવાં, જ્યારે બકુભાઈ તો અસલ નાયગરાનો ધોધ. એમનું અસલ સ્વરૂપ સ્વર્ગમાંથી ધરતી પર અવતરણ કરતી ગંગા જેવું. એમની સરખામણી હું તો ગુલમર્ગમાં અચાનક જ ધસી પડતા હિમપ્રપાત સાથે કરું. બકુભાઈનો ફોટોગ્રાફ અને તે હિમપ્રપાતની મૂઠીઓ વાળીને જીવ બચાવવા દોડતાં દોડતાં મેં લીધેલી છબી એકસાથે જોડે જોડે મૂકીને જોઉં છું તો એમાં બકુભાઈ કયા અને હિમપ્રપાત કયો તે કળવું મુશ્કેલ પડે છે.

પગના ઢીંચણના 'ની પેઈન'ને લીધે શાન્તાબહેન વૉકિંગ સ્ટિકની મદદથી ચાલે. પળવાર પણ બકુભાઈ આઘાપાછા હોય તો ટહુકો પાડે – પારસી ગૃહિણીની અદાથી, "બકુભાઈ... ઈ." બકુભાઈ છુપાઈને મોંમાં પકડેલી સિગારેટને ફેંકી પગ તળે દબાવી મસળતા હોય તેવા દેખાય અને કહે : "મેડમ, સેવામાં હાજર છું." પ્રસન્ન દાંપત્ય. મંદિરોનાં અને વહેમશ્રદ્ધાનાં દેવદેવીઓ સામે ઘૂરકતા બકુભાઈને શાંતા બહેન કહે, "બકુભા...ઈ". એ શબ્દના ઉચ્ચારણે – લહેકે ધગધગતો વિસૂવિયસ ટાઢો હિમાલય બની જાય.

ખાટમંડુમાં નેપાળી ટોપી પહેરીને બજારમાંથી પ્રચંડ માતરિશ્વાના વેગથી આવ્યા અને અમને બન્ને મિત્રોને એકએક ભેટ આપી, સ્વહસ્તે અમારા માથા ઉપર ઠીકઠીક પહેરાવીને બજારમાં ચાલતાં ટહેલતાં કૉફી પીવા લઈ ગયેલા. ગૅંગટૉકથી 'લેક છાંગ્યો'ની મુલાકાતે એમનો શોખીન જીવ યાક પર બેસીને સરોવરતીરે ભયંકર, કહે નહિ છતાં કતલ કરી નાખે તેવી ઠંડીમાં ફરેલો. એ તો અમે એમના ઉત્સાહમાં પાણી રેડ્યું, નહિ તો નજીકની ચીનની સરહદે પ્રતિબંધિત પ્રદેશમાં જઈ આવીને ગુનો કર્યો હોત. એમને 'પોખરા'નું દર્શન કરતા જોઈને જાણે કે સમાધિ-અવસ્થામાં ઊતરી ગયા હોય તેવું લાગેલું. બહિર્મુખ જીવડો અન્તર્મુખ વૃત્તિવાળો બની જાય તેનું અમને સાનંદાશ્ચર્ય થતું.

પરંતુ મજાની વાત તો ત્યારે થઈ જ્યારે અમારો વરઘોડો કલકત્તા કાલીમાતાના દર્શને ઊપડ્યો. મંદિરમાં પ્રવેશ કર્યો ત્યારે પ્રાંગણમાં અબીલ, ગુલાલ-કંકુથી તરબોળ, ગળે હાર પહેરાવેલા અને શણગારાયેલા એક બકરાને બલિ માટે માનવટોળાની વચ્ચે ઊભેલો, જોયો. બકુભાઈએ આ દશ્ય જોયું ન જોયું અને લોકોની અંધશ્રદ્ધા અને 'બિલીફ' પર અંગારગોળા જેવા શબ્દો ઓકતા ક્યાં અદૃશ્ય થઈ ગયા તેની અમને ખબર ન પડી. કસાઈ આવીને એનું ડોકું ધડથી જુદું પાડે તે પહેલાં અમે પણ મુખ્ય મંદિરમાં ચાલતી પકડી. એ અસહ્ય ગૂંગળામણ અને ગિરદીમાં શાન્તાબહેન ને અમે બન્ને મિત્રો, અમારા પરિવારો સહિત, માંડ માંડ માર્ગ કરતાં, માતાજીનાં દર્શન કરી, પાછાં વળ્યાં, તો મંદિરના પ્રાંગણના મુખ્ય દરવાજે બકુભાઈ દેખાયા. અમને કહે : "હું તો અહીં પાસેના મંદિરમાં એક બીજી દેવીનાં દર્શન કરી આવ્યો. તમારે દર્શન કેવાં થયાં ?" મારાં પત્ની અને શાંતાબહેન તો સહસા બોલી ઊઠ્યાં, "અમને પણ એ મંદિરમાં લઈ જાવ ને !" એક પણ દર્શન રહી જાય તે આવા શ્રદ્ધાળુ જીવોને કેમ પાલવે ? બકુભાઈ અમને સહર્ષ લઈ ગયા જોડેના મંદિરમાં. આમ તો તે મધર ટેરેસાનો આશ્રમ હતો. અનેક કુષ્ઠરોગીઓ અને મરતાં મરતાં કોઈ અહેતુક કૃપાએ જીવતદાન પામેલાં માણસો ત્યાં પથારીઓમાં હતાં. નાની કિનારીવાળી સફેદ સાડીઓ ધારણ કરતી, દેશપરદેશની સાધ્વીઓ મધરની પ્રેરણાથી, કલકત્તાની ફુટપાથો પર કલાક-બે કલાકમાં મરવાની રાહ જોઈને છેલ્લાં ડચકાં ભરતી હોય તેવી અતિરોગગ્રસ્ત અને હાડકાના માળા જેવી, દુઃખથી, શરીરની વેદનાથી કણસતી વ્યક્તિઓને ઉષ્માભર્યા હાથે પાળીપંપાળી, તેમનામાંના પ્રત્યેકને માનું વાત્સલ્ય આપી આશ્રમમાં લઈ આવતી. એમના વિલીન થઈ જતા શ્વાસને રોકે, એમનાં હૃદયને પુનઃ ધબકતાં કરે

અને કલાકમાં મૃત્યુને તાબે થનારાં બેચાર માસ–કદીક તો વર્ષો સુધી – લાંબું જીવી જાય અને આ સાધ્વીઓના હાથે શુશ્રૂષા પામતાં જ રહે. અમે તે આશ્રમમાં ગયાં ત્યારે મધર ટેરેસા માંદાં પડેલાં અને હૉસ્પિટલમાં હતાં. પણ તેમના કુળની, સેવામાં રચીપચી સાધ્વીઓને બતાવીને બકુભાઈ અમને કહે : "આ મધર ટેરેસાનું મંદિર. દર્શન કરી લ્યો આ જગ્યાનું. ઘડીબઘડી જે મળી છે તેમાં આ સાધ્વીઓ અને દરિદ્રનારાયણોનું દર્શન કરી કૃતાર્થ થઈ જાવ. ફરી પ્રવાસમાં આપણને આવું મંદિર જોવા નહિ મળે." અમારા દર્શનમાં અમારાં આંસુઓએ વિક્ષેપ નાંખ્યો. બકુભાઈની વાત તો સો ટચના સોના જેવી, તદ્દન સાચી. બકુભાઈ બહાર નીકળતાં બોલ્યા તો નહિ, પણ એમની આંખો જાણે કે અમૃતના કૂપ સરખી, કરુણા નીતરતી કહેતી હતી કે આપણા પ્રવાસની ફલશ્રુતિનું શ્રેષ્ઠ મંદિર તો મધર ટેરેસાની આ જગ્યા જ ને !

❒

## ગોત

*હીરા-માણેક-રત્ન-ખજાના... બધ્ધું છે, જા, અંદર ગોત !*
*સૂરજ-ચંદર-ધ્રુવ ને તારા... બધ્ધું છે... જા, અંદર ગોત !*

*આપત્તિના પહાડી કિલ્લા કંઈકને આડા આવ્યા છે;*
*અટકીશ મા, ધર બુદ્ધિ, સધ્ધર શક્તિ-સ્રોત પુરંદર ગોત !*

*ડૂબવાનું છો હો નિર્માયું, તોય અલ્યા ! તું માટી થા !*
*છોડ ઢાંકણી, ખાડા-કૂવા-નાળાં છોડ, સમંદર ગોત !*

*એક જ થાપે-આશીર્વાદે, એક જ મીટમાં ન્યાલ થઈશ;*
*પરચૂરણિયા મૂક નકામા, જોગી કો'ક કલંદર ગોત !*

*શુભ-અશુભ ને સાચ-જૂઠના જગત-ખેલથી ક્યાં ભાગીશ ?*
*કશું ન સ્પર્શે એવું ખાખી-ભગવું એક પટંતર ગોત !*

*ઊપડ્યો છો તો કે'દીનો... ને હલ્લેસાં પણ બહુ માર્યાં;*
*ભલા આદમી ! ક્યાં જાવું છે ? પોતીકું ક્યાંક બંદર ગોત !*

*ભરતી-ઓટ-તૂફાનો... સઘળું... અનિવાર્ય કુદરતનો ક્રમ;*
*આસન તારું અડોલ રાખે એવું જબરું લંગર ગોત !*

*ઝાઝાં થોથાં, ઝાઝી બુદ્ધિ, ઝાઝા વાદ-વિવાદે શું ?*
*જડીબુટ્ટી તો આ સામે રહી : 'સત્ય, શિવ ને સુંદર' ગોત !*

*મળ્યા અને મળનારા જન્મે... તસુ-તસુ પણ ચડતો જા;*
*પાછો નહીં પડતો.. જોગંદર ! અંતર ગોત... નિરંતર ગોત !*

**યોગેન્દ્ર વિ. ભટ્ટ**

(પંચમહાલના પાટીદારોનાં)

# વીસરાતાં જતાં લગ્નગીતો

**મણિલાલ હ. પટેલ**

લોકગીતોના વર્તુળમાં લગ્નગીતો વ્યાસ જેવાં છે. બધી જ કોમોને તથા ગોળ-વાડાઓને પોતપોતાનાં લગ્નગીતો છે. એમાં ઘણાં ગીતોમાં સમાનતા મળે, કેટલાંક ગીતોમાં શબ્દો ને લય જુદા પણ હોય. થોડાંક ગીતો તો દરેક જ્ઞાતિને પોતાનાં આગવાં પણ હોવાનાં જ. વળી જૂની પેઢી દ્વારા ગવાતાં લગ્નગીતોમાં નવી પેઢી થોડા ફેરફાર પણ કરે છે. દા.ત.–

*કાળી કાળી વાદળીમાં વિમાન ઊડે,*
*નીચેની દુનિયા જોયાં કરે...*
*ભણેલા ભૂદરભૈ છાપાં વાંચે*
*અભણ રેવીવહુ દીવો ધરે !*

એક જમાનામાં ભણેલા ભૂધરભાઈઓ "નામું" લખતા કે "કાગળ વાંચતા"ને અભણ વહુઓ "પાણી ભરતા"ને "તાસીદાં વાળતાં" એવી રીતે પણ આવાં ગાણાં ગવાતાં. આજે "ભણેલા અમિતભાઈ ટીવી જુવે" ને "અભણ મિતાવહુ સેવા કરે..." એમ ગવાય છે. સમાજજીવનમાં જેમ જેમ પરિવર્તન આવે છે તેમ તેમ લોકગીતોમાં – ખાસ તો લગ્નગીતોમાં – પણ એના પડઘા પડે છે. જીવનધોરણ બદલાય એનું પણ પ્રતિબિંબ ગીતોમાં પડે છે. એ દૃષ્ટિએ જોઈએ તો બદલાતો સમાજ, એની આંતરિક ગતિવિધિઓને લગ્નગીતો સવિશેષ ઝીલે છે. લગ્નગીતો હજી પ્રજાજીવનથી વિમુખ નથી થયાં. બલકે આજેય એ ગામડાંમાં તો ગવાય છે. જોકે ગાનારીઓની કૉલેજિયન પેઢી (બહુ ઓછી એવી છોકરીઓ મળે જે કૉલેજ-ભણતી હોય ને લગ્નગીતો ગાતી હોય; એને શરમ આવે છે; જોકે ડિસ્કો કે અદ્યતન ફિલ્મીશાઈ ગરબા ગાતાં એને સંકોચ થતો નથી !) લગ્નગીતોમાં નવતા – તાણીતૂસીને પણ – નવીન સંદર્ભો લાવવા મથે છે. આવાં સંમિશ્ર ગીતો અલગ અભ્યાસનો વિષય બને એમ છે. દા.ત.–

*"વીરો એલ.એ.બી.એલ. ભણેલા,*
*વીરાને પહેરવા જોઈએ વૉચ,*
*વીરાના સસરા લે છે લાંચ,*
*વીરો એલ.એ.બી.એલ. ભણેલા"*

અહીં 'એલ.એ.બી.એલ.' નામની પદવી પણ કાલ્પનિક છે. (બી.એ., એલએલ.બી.નું મિશ્રણ કરીને પ્રાસ બેસાડનારી ગાનારી છોકરીઓ અમારી લુણાવાડાની આર્ટ્સ કૉલેજમાં ભણેલી પટેલ કન્યાઓ છે.) આવાં ગીતોમાં વીરા (વરરાજા)ને શું શું જોઈએ તેની યાદી મૂકીને કન્યાપક્ષની વ્યક્તિઓની નીતિમત્તાનું, પ્રવૃત્તિનું ખંડન કરવામાં આવે છે. લગ્નગીતોમાં વિધિવિધાનને લગતાં તબક્કાવાર ગવાતાં ગીતોમાં ઘણું વૈવિધ્ય છે, તો એ સાથે ગવાતાં ફટાણાંમાંય ખાસ્સી રંગીનતા છે.

ગણેશસ્થાપન પૂર્વે દશેક દિવસથી સાંજે (ભાવિ લગ્નપ્રસંગ મનાવવા) ગવાતાં સાંજીનાં ગીતો વર અને કન્યા બંનેના ત્યાં ગવાય છે, જેમાં એમનાં અરમાનો તથા કુળ-આબરૂની ધ્વજાઓ ફરકાવવામાં આવે છે. દા.ત. *"નદીને કિનારે રાયવર ઘોડો ખેલાવે..."/ "મોર જાજે ઉગમણે દેશ, મોર જાજે આથમણે દેશ, વળતાં જાજે રે વેવાઈ – માંડવે રે..."/ "દાદા હો દીકરી" / "લાડકડી ચડી રે કમાડ સુંદર વરને નીરખવા..." / "દીવડો ઘડ્યો" રે લાંબી લાંઘોનો ફરતી ફૂંદડી મેલાવી દસબાર." / "એક ઓડ તેડાવો ને ડુંગરા ગોડાવો... મારા મૈયરેથી બેની કોઈ ના આવ્યું." / "ઘડીએક વેલો પરણેશ, ઘડીએક મોડો પરણેશ, તારી અભણ લાડીને રાયવર નહીં પરણે..." "મોર તારી સોનાની ચાંચ, મોર તારી રૂપાની ચાંચ... સોનાની ચાંચે મોરલો મોતી ચરવા જાય."* જેવાં અનેક ગીતો ઢળતી વૈશાખી રાત્રિઓના અજવાળિયાને સોહામણું બનાવી રહે છે.

કેટલાક સમાજોમાં 'મામેરું' આગોતરું નોતરવામાં આવે છે. ત્યારે ગવાતાં ગીતોમાં મનને ભાવ-ભાવનાથી ભરી દેતું ગીત છે :

*"હું તો ચંપે ચઢું ને કેળે ઊતરું*
*હું તો જોઉં મારા માડીજાયા વાટ્યો–*
*મામેરાં મોંઘા મૂલનાં...!"*

મામેરિયાઓને વેવાઈપક્ષની થોડી ગાળો પણ આપવામાં આવે છે — જેમાં જાતીયતાના સંકેતો પણ વણી લેવામાં આવે છે. દા.ત.–

*"માંડવે બેઠી ચકલી પલકારા મારે,*
*નાથડ, તારી શેનાળ પલકારા મારે,*
*મારા રેવાભેને આબ્બા પલકારા મારે..."*

આવાં ફટાણાં તો એકાધિક અવસરે ગવાય છે. આમાં એક વિચિત્ર વાત એ છે કે સ્ત્રીઓ વડે ગવાતાં ગીતો – ફટાણાંમાં ગાળો પણ સ્ત્રીઓને લગતી જ આવે છે. પુરુષપ્રધાન સમાજ અને નારીમનની કોઈ મનોગ્રંથિઓ આની પાછળ કામ કરતાં હશે ? ન જાને ! ક્યાંક પુરુષને લબડધક્કે લેવાતાં ફટાણાં મળે. પણ એમાંય ખાસ તો હજી "ફુવા" નહીં બનેલા નવા-સવા જમાઈ સાસરે આવે ત્યારે (સાળા-સાળીના લગ્નમાં કે એમ આવે ત્યારે) એમને ગામની છોકરીઓ બરાબર નવાજે છે :

*'ઝેણી સિવાઈનો ટોપલો મેં રયજીને માથે દીઠો રે,*
*કોદરભૈના પાદરમાંથી છાંણાં વીણતાં દીઠો રે,*
*મીં જાંણ્યું ભંગ્યોનો છોરો ઢેફે મારી કાડચો રે..."*

અથવા જમાઈની ફજેતી કરતું મજાકિયું ગીત (જે લગ્નમંડપમાં કન્યાપક્ષેથીય ગવાય છે) :

*વાલજી આયા સાસરે રે / છોરીએ માર્યા ખાસડે રે...*
*કાનમાં ઓર્યા કાંકરા રે...*
*ખરવર ખરવર થાય નૅચોના શીદ આયા'તા*
*સાસરે રે...*
*ચોટલી બાંધ્યું સૂપડું રે...*
*ઝાટક ઝૂટક થાય શેનાળના શીદ આયા'તા સાસરે રે.*

ચારચાર રાતોનાં ફુલેકાં ફરીને પાંચમે દા'ડે પરણવા ઊઘલતા રાયવર માટે ગવાતાં ગીતોમાં મોટાઈ અને મોભો રજૂ થાય છે. *"આંબારા'ણને છાંયે વરજી કરે રે શણગાર/ એમનાં માતાનાં વખાણ, ભલ્લા શોભે રે રાયવર..." "વરને લીંબુડી ભાત્યોનાં ધોતિયાં.../ વરનાં મામીને હરખ ના માય રે /બાળો વરઘોડે ચડ્યો !"*

આમ મોઢામાં પાન, માથે સાફો-કલગી-સહેરા ને હાથમાં રૂમાલ, જરાક આંજેલી આંખડી ને કેડે કટારીવાળા વરરાજા જેવા સસરાના ગામપાદરે – જાનીવાસે કે મંડપે પહોંચે છે તેવા એમને લબડધક્કે લેવા કન્યાની સૈયરો ગાણાં – ફટાણાં લઈને ઊભી હોય છે. સામે વરપક્ષની જાનડીઓ પણ ગળાં ફાડીને જવાબ વાળે છે – આ વખતે ભડે ચઢેલા બંને પક્ષો વર-કન્યાનો અલગ અલગ પક્ષ લઈને જોરદાર મુકાબલો કરે છે – એ ગીતોની તાસીર કૈંક આવી છે :

*"વાટે કૂતરી વાઈ'તી રે જગંભરના બેટા,*
*હુવાવડ ઘાલવા યોં'તો રે જગભરના બેટા..."*

*

*"છોરા રાજુ રે તું ચ્યમ કાળોમેશ ?*
*તારી માએ ખાધાં જાંબુ રે/ જાંબુ ખઈને જન્મ્યો રે–*
*તેમાં કાળોમેશ...'*

સામે વરપક્ષની જાનડીઓ જવાબ વાળે છે–

*"છોરી આવડી મોટી ચ્યાં રાખેલી ?*
*છોરી મકોડોની કોઠીમાં રાખેલી.."*

ગરમાવો ઘટતાં પેલાં શાંત ગીતો વહેતાં થાય છે :

*"ઘરમાં ન્હોતા લોટા ત્યારે શીદ તેડ્યા'તા મોટા*
*મારા નવલા વેવાઈ..."*

*

*"મારા સંપતિયા વેવાઈ, તમે સાંભળો છો કે નંઈ રે ?*
*ભૂખાં લાજી રે વેવઈ ભોજન આલાં છોં કે નંઈ ?"*

આ વેળા વળી કોઈ નવજુવાન જમાઈ-સાળો-બનેવી રુઆબભેર ફરતો કે કામ કરતો દેખાય તો જાનડીઓ એને નવાજે છે–

*"વડોદરાનો ઊંચો ટાવર, મનુલાલને ઘણો પાવર,*
*એ પાવર નંઈ ચાલે નંઈ ચાલે..."*

આમાં "વેવાણને ઘણો પાવર" પણ ગવાય... ને વાતાવરણમાં ગમ્મત મચી રહે છે. પણ અતિ-ઉત્સાહમાં વાતાવરણ તંગ થઈ જાય એવાં ફટાણાંય

આવી જાય છે :
"વેવાંણ, આઘી રે' આઘી, તારી ઘાઘરી ગંધાય..."

*

"અલી ઓ વેવાંણ વેશ્યા રે, તારી ચરક જોવા દજે રે,
તારી ચરકમાં સૌ આંબા રે, તને પૈણે અમારા
માંમા રે..."

*

ઢોલો તો મળવાનો શેડ્યો આયો મારો ઢોલો...
ભરી જવાંની મારો ઢોલો...

આવાં ઘણાં ગાણાં-ફટાણાં નોંધી શકાય એમ છે. આ ગાણાંના લય, પ્રાસાનુપ્રાસ તથા કાવ્યગુણ ધરાવતા સંકેતો પણ તરત ધ્યાનમાં આવે છે. દરેક પક્ષને પોતાની મોટાઈ બતાવવી હોય છે. ગાણાંમાં એવાં વાનાં વણી લેવાની આ લોકરીતિઓ અભ્યાસ-પાત્ર છે. જાતીયતાના નિર્દેશવાળાં બે ફટાણાં જુઓ:

"શેરી વચ્ચે આંબલો ફાલ્યો લચકાલોળ રે રમતુડું વાગે...
ચિયા તારી શેનાળ ફૂલું લેવા જાય રે રમતુડું વાગે...
નાનજી, તારી રૂખી ફૂલું લેવા જાય રે રમતુડું વાગે...
ફૂલું લેવા નથી જતી, ધણી કરવા જાય રે રમતુડું વાગે..."

*

બાર બાર ગજનો વાંસડો કાંઈ રોપ્યો શેરી વચ્ચે જો...
કોદર, તારી ગોરડી કાંય વાંસલડે ચડાઈ જો...
ઊતર્ય છોરી સાંમઠી, તનં કાનભૈ મૉટી (ધણી) આલું જો...

લુણાવાડાના પાટીદારોમાં પુર્નલગ્ન – નાતરું-પ્રસંગે આવાં ઘણાં ફટાણાં ગવાય છે. કેટલાંકમાં તો ગંદા શબ્દો પણ આવે છે. આજે એવાં ગાણાં ઘટ્યાં છે. ગાનારાંય ઓછાં થયાં છે. પણ કેટલાંક ગીતો-ગાણાં તો પ્રસંગનેય રમ્ય બનાવનારાં હોય છે.

"વેવાઈ, અમને ગાલીચા પથરાવો,
ગાલીચા વના નૈં ચાલે..."

*

"મેં તો જોઈ જોઈ તેડાંની વાટ્યો કે તેડું ના
મોકલ્યું...
મારો દીવડો બળ્યો સારી રાત્ય કે તેડું ના મોકલ્યું.
વેવાઈનો પાક્યો સૌ ઓઠ કે તેડું ના મોકલ્યું...."

લગ્નવિધિ વખતે મંડપમાં બંને પક્ષે કેટલાંક જાણીતાં લગ્નગીતો ગાય છે. "નાણાંવટી રે સાજન બેઠું માંડવે.../ જેવા ઝગમગતા હીરા એવા કાળુભાઈના વીરા, નાણાંવટી રે સાજન બેઠું માંડવે.../ જેવા છાણમાંના કીડા એવા પન્નાવહુના વીરા નાણાંવટી રે સાજન બેઠું માંડવે..." વરકન્યાનાં વખાણ-ટીકા કરતાં ગાણાંનીય રમઝટ આવે છે. ગોરની પણ ખબર પુછાય છે. "ગોરનું ગોળી એવડું પેટ, ગોર સટાપટિયું..." વગેરે. ફિલ્મોનાં ગીતોને આધારે, શબ્દો બદલીને, એવા જ લયમાં ગવાતાં 'સંકર ગાણાં' પણ આજકાલ સાંભળવા મળે છે. પણ એમાં લયભંગ તથા અતાર્કિકતા વગેરે હોવાથી બધું દૂરાકૃષ્ટ ને ક્યારેક તો એ અભદ્ર – વરવું લાગે છે. જૂની પરંપરામાં જે સહજતા ને અર્થપૂર્ણતા છે તે નવી પરંપરા રચનારાં નથી લાવી શકતાં. એવા પ્રયત્નો કૃતક લાગ્યા છે.

એટલે, કન્યાવિદાયનાં પેલાં ગીતો "તને સાચવે તારો પતિ, અખંડ સૌભાગ્યવતી" કે "એક આંબો ઉછેર્યો સવા લાખનો / સુખની વેળાએ સૂડીલો લૈ ગયો" ('બળતાં પાણી' યાદ આવે છે ?!) સ્વજનોને રડાવી દે છે ! "અમે ઈડરિયો ગઢ જીત્યાં રે..." ગીત સાથે કન્યા વિદાય થાય છે... અને "ચડ લાડી, ચડ લાડી, રૂડી બતાવું તારી સાસરી" સાથે વરકન્યા પોંખાય છે...! લગ્નગાળો પૂરો થઈ જાય પછી કેટલાય દિવસો સુધી કાનમાં એ ઢોલશરણાઈ સાથે આ ગાણાં સંભળાયા કરે છે – આજેય !

પ્રો. જશવંત શેખડીવાળા

સાહિત્યક્ષેત્રે સામાન્યતઃ સુપ્રતિષ્ઠ સર્જકો-વિવેચકોનાં જીવન અને સાહિત્યની ચર્ચા સવિશેષ થતી હોય છે. ગૌણ લેખાતા સર્જકો-વિવેચકો વિશેના અભ્યાસની કાં તો ઉપેક્ષા થાય છે, યા તેના પ્રતિ ઉદાસીનતા સેવાય છે. સ્વૈરપણે એવું માની લેવાય છે કે તેમનું સર્જન-વિવેચન ધ્યાનપાત્ર નથી; તેમની કૃતિઓ આસ્વાદક્ષમ-અભ્યાસક્ષમ નથી. પરંતુ આવું વલણ ઉચિત નથી. ગૌણ લેખાતા સર્જકો-વિવેચકો પણ અભ્યાસક્ષમ હોય છે. સાહિત્યનાં વિકાસ અને સમૃદ્ધિમાં તેમનો પણ મહત્ત્વપૂર્ણ ફાળો હોય છે. તેમની અનેક કૃતિઓ સુપ્રતિષ્ઠ સર્જકોની ઉત્તમ કૃતિઓની સાથે સ્પર્ધામાં ઊભી રહી શકે તેવી કલાત્મક હોય છે. તેમનું સમભાવપૂર્વક નિરીક્ષણ-પરીક્ષણ-મૂલ્યાંકન કરવામાં આવે, તો આ વસ્તુ તુરત ઉજાગર થાય છે.

ડૉ. ગોવિંદભાઈ કાછિયા કૃત, કવિ અનામી (પ્રો. રણજિતભાઈ મો. પટેલ)ના વ્યક્તિત્વ અને વાઙ્‌મય વિશેનું, (મૂળ બૃહદ્ અધ્યયનનું સંક્ષિપ્ત) આ અધ્યયન તેનો પુરાવો છે. ગૌણ લેખાયેલ, અને તેથી વિવેચકો દ્વારા એકંદરે અવગણાયેલ, અનામી વ્યક્તિ-કવિ-ગદ્યકાર તરીકે કેવા ધ્યાનાર્હ છે, તેમની કવિતા સંખ્યા-સત્ત્વ-વૈવિધ્યમાં કેવી સમૃદ્ધ છે અને ગદ્યક્ષેત્રે પણ તેમનું કેવું મહત્ત્વનું પ્રદાન છે, તેનું તે સુપેરે દર્શન કરાવે છે. તેમના વ્યક્તિત્વ અને કર્તૃત્વનું તે સમુચિત નિરીક્ષણ-પરીક્ષણ-મૂલ્યાંકન કરે છે. તેમની બહુમુખી પ્રતિભા અને તેમના વૈવિધ્યમય લેખન પર તે પર્યાપ્ત પ્રકાશ પાડે છે. સમકાલીન યુગના શ્રેષ્ઠ કવિઓમાં તેમની ગણના ભલે ન થતી હોય, તેઓ કેવા એક જાણવા-પ્રમાણવા-માણવા જેવા કવિ છે, તેની તે પ્રતીતિ કરાવે છે.

અનામીનું વ્યક્તિ તરીકેનું અને તેમના સમસ્ત વાઙ્‌મયનું તેમાં સવિસ્તર, તલસ્પર્શી, સાંગોપાંગ, વાસ્તવિક, વિશદ નિરૂપણ થયું છે. કેવા અનુકૂળ અને પ્રોત્સાહક પારિવારિક સાંસ્કારિક શૈક્ષણિક વાતાવરણમાં ઉભયનો જન્મ-ઉછેર-વિકાસ થયો છે, તે તેમાં સમર્થક-સૂચક ઉદાહરણ સાથે અને સપ્રમાણ બરાબર દર્શાવાયું છે. કવિ-લેખક તરીકેનો તેમનો ઉદય અને વિકાસ, તેમનું સાહિત્યસર્જન, તેનાં પ્રેરક પરિબળ, તેનાં પરિણામ તેમાં ક્રમબદ્ધ રૂપમાં, વ્યવસ્થિત રીતે, આલેખાયાં છે. આલેખનમાં પરિચય-માહિતી-સમજૂતી-રસદર્શન-પૃથક્કરણ-મૂલ્યાંકનનો સુયોગ સધાયો છે. કર્તા અને તેમની કૃતિઓની વિશેષતાઓ તેમ જ મર્યાદાઓ બેઉનો તેમાં વિવેકયુક્ત આલેખ દોરાયો છે. અનામી અને તેમના સમગ્ર વાઙ્‌મયનો તેમાંથી સ્પષ્ટ ચિતાર મળી રહે છે.

અનામી મુખ્યતઃ કવિ છે. તેથી, સ્વાભાવિક રીતે જ, તેમાં કવિ તરીકેની તેમની પ્રતિભાનું અને તેમની કવિતાનું સવિશેષ વિવેચન થયું છે. વિવેચન પરિચય, વિવરણ, રસદર્શનયુક્ત ઉપરાંત ઠીકઠીક અંશે પૃથક્કરણ અને મૂલ્યાંકનયુક્ત બન્યું છે. ગુણદર્શનની સાથે તેમાં પ્રસંગોપાત્ત દોષદર્શન પણ કરાવાયું છે. અનામીના, કવિ તરીકેના, વિકાસનો આલેખ તેમાં સાફ જોઈ શકાય છે. લેખક કહે છે તેમ, આરંભકાળમાં કવિ પર કાન્ત દ્વારા દલપતરામની અને બ.ક. ઠાકોરની અસર વર્તાય છે. 'કાવ્યસંહિતા' અને 'ચક્રવાક' જેવા શરૂઆતના કાવ્યસંગ્રહોમાંની કવિતા જોતાં તે તુરત પ્રતીત થાય છે. ખાસ કરીને 'ચક્રવાક'નાં પ્રણયકાવ્યો પર ઠાકોરની વિચારપ્રધાન, અર્થભારયુક્ત પ્રણયકવિતાનો અને તેની વિભાવનાનો પ્રભાવ સ્પષ્ટ દેખાય છે. પરંતુ કાળક્રમે આ પ્રભાવ ઓસરતો ગયો છે. ગીતોમાં ન્હાનાલાલ અને છંદોબદ્ધ કાવ્યોમાં કાન્ત અનામીના આદર્શ બન્યા છે. કવિ પર તેમની અસર ઓછેવત્તે અંશે આજ સુધી ચાલુ રહી છે. પરંતુ તેમના નર્યા અનુકરણથી તેઓ દૂર રહ્યા છે. તેઓ પોતાની કવિતાની આગવી મુદ્રા ઉપસાવી શક્યા છે. તેમનાં

ગીતો એકંદરે જોતાં સહજ, સ્વાભાવિક, સરલ, મધુર બન્યાં છે; છંદોબદ્ધ કાવ્યો એકંદરે આર્દ્ર વિચાર-ભાવભર્યાં, રસળતાં, હૃદ્ય બન્યાં છે. બાની-ઢાળ-છંદ-અલંકાર-કલ્પના-વિચાર-ભાવ-સ્વરૂપનું તેમાં આકર્ષક વૈવિધ્ય છે. ભાવકને પોતામાં લીન રાખી શકે તેવી તેમાં ક્ષમતા છે. 'સ્નેહશતક' 'સારસ' 'પરિમલ' 'રટણા' જેવા ઉત્તરકાલીન કાવ્યસંગ્રહોમાંની તેમની કવિતા જોતાં તેની ખાતરી થાય છે.

કવિની કવિતામાંની, વસ્તુ-શૈલી-નિરૂપણ-સ્વરૂપની, વિવિધતા અને સમૃદ્ધિ ધ્યાનપાત્ર છે. તેમાં પ્રભુ-પ્રણય-પ્રકૃતિ જેવા સનાતન આકર્ષક વિષયોનું નિરૂપણ કરતી કવિતા સવિશેષ છે; તો જગત, સમાજ, જીવન, પરિવારની વિભિન્ન સુખદ-દુઃખદ બાજુઓનું આલેખન કરતાં કાવ્યો પણ ઘણાં છે. કેટલાંક કાવ્યોમાં રાષ્ટ્રપ્રેમ અને વિભૂતિવંદનાની અભિવ્યક્તિ થઈ છે. અનેક કાવ્યોમાં મનુષ્યનાં અંગત ચિંતન-કલ્પના-સંવેદન-આકાંક્ષાને વાચા મળી છે. થોડાંક કાવ્યોમાં ઇતિહાસ-ભૂગોળ-સંસ્કૃતિનાં મહત્ત્વનાં ઘટના-પાત્ર-સ્થળનું પણ ચિત્રણ થયું છે. મનુષ્યની બહુવિધ પ્રવૃત્તિઓ અને મનની વૃત્તિઓ સંખ્યાબંધ કાવ્યોમાં નિરૂપાઈ છે.

કાવ્યોમાં છંદોબદ્ધ કૃતિઓ છે, તેમ ગીતો પણ છે. છંદોબદ્ધ કૃતિઓમાં શિખરિણી, પૃથ્વી, વસંતતિલકા, મંદાક્રાન્તા, શાર્દૂલવિક્રીડિત, અનુષ્ટુપ, સ્રગ્ધરા, માલિની, હરિણી, ઉપજાતિ, દ્રુતવિલંબિત વગેરે ઉપરાંત હરિગીત, ગુલબંકી, ઝૂલણા, તોટક, અંજની આદિ ઘણા છંદોનો, ઘણુંખરું શુદ્ધ રૂપમાં, ભાવાનુરૂપ વિનિયોગ થયો છે. ગીતોમાં વિવિધ સુગેય ઢાળ-રાગ યોજાયા છે. સંસ્કૃતમય બાનીથી માંડી તળપદી લોકબોલી સુધીની પદાવલિનો તેમાં ઇષ્ટ અર્થ-ભાવ માટે પ્રયોગ થયો છે. વિવિધ સુરેખ, ભાવવાહી માર્મિક અલંકાર-કલ્પન-પ્રતીકનું તેમાં કલાત્મક સંયોજન થયું છે. ઊર્મિકાવ્ય, સૉનેટ, મુક્તક, ગીત, અંજનીગીત, પદ-ભજન, ખંડકાવ્ય, પ્રસંગકાવ્ય, છપ્પા, ગઝલ, હાઈકુ વગેરે ઘણાં જૂનાં-નવાં કાવ્યસ્વરૂપ ખેડાયાં છે. તેમાં પ્રસંગોપાત્ત શબ્દાળુતા, કઠોર સંસ્કૃત પદાવલિ, મુખર બોધ-ઉપદેશ, સાયાસ ચિંતન, શિથિલ નિરૂપણ, અન્યનું અનુકરણ જેવી મર્યાદાઓ દેખાતી હોવા છતાં એકંદરે આ કાવ્યો વસ્તુ-શૈલી-નિરૂપણ સ્વરૂપમાં આકર્ષક, રસળતાં, આસ્વાદ્ય બન્યાં છે. લેખકે આ તથ્ય વિવિધ કાવ્યોનાં ઉદાહરણ આપી, સમર્થક અવતરણ અને તજ્જ્ઞોનાં સૂચક મંતવ્યો ટાંકી, યથોચિત વિવરણ-પૃથક્કરણ કરી, તર્કબદ્ધ ચર્ચા-વિચારણા દ્વારા, પ્રતીતિકર રૂપમાં પ્રકાશિત કર્યું છે. અનામીની કવિતાની ઘણી વિશેષતાઓ અને કેટલીક મર્યાદાઓ ઉભયનું તેમાં બરાબર દર્શન થાય છે.

અનામી કવિ હોવાની સાથે વાર્તાકાર, નાટ્યકાર, વિવેચક-સંશોધક, નિબંધલેખક પણ છે. તેમની આ અલ્પખ્યાત બાજુઓનું પણ લેખકે તેમના આ અધ્યયનમાં સુરેખ દર્શન કરાવ્યું છે. 'ભણેલી ભીખ અને બીજી વાતો' નામક વાર્તાસંગ્રહને અનુલક્ષી, તેમાં અનામીની વાર્તાકાર તરીકેની તેમ જ તેમની વાર્તાઓની તેમણે વિસ્તૃત, માર્મિક, પ્રામાણિક સમીક્ષા કરી છે. સંગ્રહની વાર્તાઓ ગાંધીયુગીન વિચારો-આદર્શોથી અને વાર્તા-રીતિથી પ્રભાવિત છે. તેથી, તે જીવનલક્ષી, વસ્તુપ્રધાન, ગંભીર અને હેતુલક્ષી બની છે. તેમાં શ્રમજીવી ગ્રામજનોની અને બુદ્ધિજીવી નગરવાસીઓની સારી-નરસી વિવિધ સૂક્ષ્મ મનોવૃત્તિઓ અને સ્ફુટ પ્રવૃત્તિઓનું વાસ્તવિક, સમભાવયુક્ત, ઘણે ભાગે નાટ્યાત્મક, હૃદયંગમ નિરૂપણ થયું છે. સંઘર્ષગર્ભ ઘટના, જીવંત પાત્ર, ઘટનાપાત્રનું સુરેખ ચિત્રણ, તળપદી બોલીમાં નિરૂપાતા સચોટ સંવાદ તેમનું જમાપાસું છે; તો અનાવશ્યક વિચારકણિકાઓ, અનિવાર્ય નહિ તેવા વર્ણન-પરિચ્છેદો, ઉપર તરી આવતી હેતુલક્ષિતા અને વારંવાર યોજાતી આત્મકથનાત્મક નિરૂપણ-રીતિથી સર્જાતી એકવિધતા તેમની મર્યાદાઓ છે. આમ છતાં, પ્રત્યેક વાર્તામાં વસ્તુ યા શૈલી કે નિરૂપણની કોઈ ને કોઈ એવી વિશેષતા પણ છે, જે વાચકને વાર્તામાં લીન રાખી શકે છે. લેખકે પ્રત્યેક વાર્તાનાં ઘટના, પાત્ર, કાર્ય, સંવાદ, વર્ણન, શૈલી-નિરૂપણ આદિનું

ઝીણવટભર્યું વિવરણ અને પૃથક્કરણ કરી, તેમાંની આવી લાક્ષણિકતા તારવી બતાવી છે. પરંતુ તેની સાથે તેમણે એ પણ નોંધ્યું છે કે તેમાં સ્થૂલઘટનાહ્રાસ, મનોઘટનાનું સૂક્ષ્મ-સવિસ્તર ચિત્રણ, કલ્પન-પ્રતીક-પ્રધાન બાની-રીતિ, નિરૂપણવૈવિધ્ય, પ્રયોગશીલતા આદિની ઊણપ હોવાથી " 'અદ્યતન' લેખાતા વાચકો-વિવેચકોને અનામીની વાર્તાઓથી કદાચ પર્યાપ્ત સંતોષ નહિ થાય."

અનામીએ વાર્તાઓ ઉપરાંત એક-બે નાટક પણ લખ્યાં છે. ન્હાનાલાલની ડોલનશૈલી અને ચિંતન-ભાવનાપ્રધાન શ્રાવ્ય યા વાચ્ય નાટ્યરીતિના અનુકરણમાં લખાયેલ 'અજિત' તેમની કિશોરાવસ્થાનું નાટ્યસર્જન છે. તેનો એક નાનકડો અંશ 'રણજિત રત્નાવલી ભા. ૧' (ઈ.સ. ૧૯૩૬)માં પ્રકાશિત થયો હતો. શેષ સમગ્ર નાટક આજ સુધી અપ્રકાશિત રહ્યું છે. લેખકે તેનું નિરીક્ષણ-પૃથક્કરણ-પરીક્ષણ કરી, તેને વિશે સ્પષ્ટ નિષ્કર્ષ તારવ્યો છે કે "નાટિકામાં નાટ્યતત્ત્વનો અભાવ છે. તેમાં કાર્ય જેવું કશું નથી. તેમાં કાર્યને બદલે વર્ણન અને કથન યોજાયાં છે. તેમાં વાગ્મિતા છે, અને કંઈક આડંબર પણ... નાટક તરીકે તો તે નગણ્ય જ છે." 'ત્રણ વૈશાખી પૂર્ણિમા' (ઈ.સ. ૧૯૯૧) અનામીની પાકટ વયે લખાયેલું ત્રિઅંકી નાટક છે. ભગવાન બુદ્ધના જીવનને અનુલક્ષી, તેમાં બુદ્ધનું મહાન વ્યક્તિત્વ અને મહાન કાર્ય નિરૂપવાનું તથા તેને નિમિત્તે સાંપ્રતકાલીન ભારતની હિંસા-યુદ્ધ-કલહ વગેરે જેવી અનેક સમસ્યાઓના ઉપાય દર્શાવવાનું નાટ્યકારનું લક્ષ્ય છે. તેને સિદ્ધ કરવા માટે નાટકમાં ત્રણ અંક અને પ્રત્યેક અંકમાં ત્રણ પ્રવેશ એમ કુલ નવ પ્રવેશોનું આયોજન થયું છે. કેટલાક પ્રવેશોમાં નાટ્યાત્મક ઘટના-કાર્ય-સંવાદ નિરૂપાયાં છે; પરંતુ મોટા ભાગના પ્રવેશોમાં વર્ણન-કથન દ્વારા જ બુદ્ધના અપ્રતિમ જીવન અને કાર્યનું નિરૂપણ થયું છે. સફળ નાટક માટે અનિવાર્ય એવાં આંતર-બાહ્ય ઉત્કટ સંઘર્ષ, આકર્ષક અવિરત કાર્ય, ગતિસાતત્ય એકંદરે ઓછાં આલેખાયાં છે. વસ્તુગત ઘટનાક્રમના આલેખનમાં સમય-સ્થળ-કાર્યની એકતાની ઊણપ છે. સંવાદો ઘટના-પાત્ર-કાર્યનો સાક્ષાત્કાર ઓછો, પરિચય વધુ કરાવે છે. અલબત્ત, તે લલિત-મધુર, ભાવ-ભાવનાભર્યા, વિચારપ્રેરક, રસળતા છે. બુદ્ધના સૌમ્ય-ભવ્ય-અહોભાવપ્રેરક વ્યક્તિત્વને અને તેમના પ્રેરક ચિંતન-મનનને તે પ્રકાશિત કરે છે. ત્રણ પૂર્ણિમાઓ બુદ્ધના જીવનના ત્રણ મહત્ત્વના વળાંકની કેવી દ્યોતક બની રહે છે, તે આકર્ષક રૂપમાં આલેખાયું છે. નાટક વાંચવું ગમે તેવું બન્યું છે. પ્રત્યેક અંક-પ્રવેશની વિગતવાર સૂક્ષ્મ સમુચિત સમીક્ષા કરી, નાટકની સિદ્ધિ અને સીમાનું વિશદ દર્શન કરાવી, વિવેચક અંતે સ્પષ્ટ કહે છે કે "લેખકની વ્યુત્પત્તિ ઊર્મિકવિની વિશેષ છે, એટલે એમના આ નાટકમાં ભાવપ્રધાન નાટક (લિરિકલ ડ્રામા)ના અંશો સવિશેષ જોવા મળે છે... આ નાટક દશ્ય કરતાં વધુ શ્રાવ્ય છે. તે તખ્તા માટેની નહિ, પણ વાચન માટેની કૃતિ છે."

અનામીએ વિવેચન, સંપાદન-સંશોધન, ચરિત્ર, નિબંધ જેવાં લલિતેતર સાહિત્યસ્વરૂપોનું પણ ખેડાણ કર્યું છે. 'અર્વાચીન ગુજરાતી સાહિત્યસ્વરૂપોનો વિકાસ' (વિવેચન–રામચંદ્ર પંડ્યાના સહયોગમાં), 'મલયચંદ્ર કૃત સિંહાસનબત્રીસી' (સંપાદન-સંશોધન-વિવેચન), 'ઉદયભાનુ કૃત વિક્રમચરિત્ર રાસ' (સંપાદન-વિવેચન), 'શામળ' (વિવેચન-સંપાદન), 'મણિ-બાલ શતાબ્દી ગ્રંથ' (સંપાદન–રામચંદ્ર પંડ્યાના સહયોગમાં), 'કવિવર ટાગોરનું જીવન-કવન', 'આપણું રાષ્ટ્રગીત', 'તસ્મૈ શ્રીગુરવે નમઃ' (લેખમાળા), 'ગુજરાતણોની શરીરસંપત્તિ', 'સહશિક્ષણ', 'દાંત અને તેની સંભાળ' વગેરે જેવાં તેમનાં પુસ્તકોને અનુલક્ષી, લેખકે તેમની સવિસ્તર, તલસ્પર્શી, વિગતવાર, વિશદ સમીક્ષા કરી છે. અનામીની વિદ્વત્તા, બહુશ્રુતતા અને સૂક્ષ્મ સાહિત્યસૂઝ-સમજ ઉપરાંત તેમની ખંત, નિષ્ઠા અને પરિશ્રમપ્રીતિનું પણ તેમાં દર્શન થાય છે. 'તસ્મૈ શ્રીગુરવે નમઃ' અને 'કવિવર ટાગોરનું જીવન-કવન'માંના વિભૂતિચિત્રણમાં તો ક્યારેક વિવેચન અને સર્જનનો યુગપદ અનુભવ થાય છે. કવિનાં ચિંતન-કલ્પના-સંવેદના અને ઇંદ્રિયસંવેદ્ય બાની-શૈલી-નિરૂપણનો તેમાં સરસ સુયોગ સધાયો છે. લેખકે ટાંકેલ

સંખ્યાબંધ ઉદાહરણ-અવતરણ જોતાં તેની પ્રતીતિ થાય છે. પરંતુ ક્યારેક ઘણી બધી માહિતી, સમજૂતી, મુલવણી સંક્ષેપમાં રજૂ કરવા જતાં તેમનું વિષય-નિરૂપણ અછડતું અને ટાંચણિયું પણ બની જાય છે. લેખકે 'અર્વાચીન ગુજરાતી સાહિત્યસ્વરૂપોનો વિકાસ'ને અનુલક્ષી, તેમાંથી કેટલાંક સૂચક ઉદાહરણ આપી, આ વસ્તુસ્થિતિ સ્પષ્ટ કરી છે. પરંતુ સાહિત્યેતર વિવેચ્ય વિષયોનું તેમનું નિરૂપણ ઘણુંખરું ક્રમબદ્ધ, વ્યવસ્થિત, તર્કબદ્ધ, સમર્થક અવતરણ-ઉદાહરણયુક્ત, વિગતવાર, સાંગોપાંગ, લગભગ અશેષ રૂપમાં થયું છે, તે પણ તેમણે 'ગુજરાતણોની શરીરસંપત્તિ' 'સહશિક્ષણ' 'દાંત અને તેની સંભાળ' આદિની સવિસ્તર તેમ તલસ્પર્શી સમીક્ષા દ્વારા બરાબર બતાવ્યું છે. અનામીને સાહિત્ય ઉપરાંત સમાજ, શિક્ષણ, રાજકારણમાં પણ કેવો ઉત્કટ રસ છે. અને તેમાં પણ તેમનો કેવો ઊંડો અભ્યાસ છે, તેનું તે દ્યોતક બન્યું છે.

'અનામી : વ્યક્તિ અને વાઙ્મય'માં અનામીના આવા બહુમુખી સમૃદ્ધ જીવન અને વ્યક્તિત્વની, કવિ-લેખક તરીકેના તેમના ઉદય અને વિકાસની, તેનાં પ્રેરક પરિબળોની અને તેમના પ્રકાશિત-અપ્રકાશિત સમગ્ર સાહિત્યની સવિસ્તર, તલસ્પર્શી, ક્રમબદ્ધ, વ્યવસ્થિત, પ્રામાણિક, વિશ્વસનીય વિવેચના, અર્થવાહી, શિષ્ટ છતાં સરલ, વિશદ ભાષામાં, સહજ-સ્વાભાવિક લાગે તે રીતે, થઈ છે. વિવેચના વિવરણ-માહિતી-સમજૂતી-રસદર્શન-પૃથક્કરણ-તુલના-ગુણદોષદર્શનયુક્ત છે. અનામી અને તેમના વાઙ્મયનું તે સુરેખ, બહુરંગી, આહ્લાદક તેમ વિચારપ્રેરક, સંપૂર્ણ દર્શન કરાવી શકે છે. લેખકની અભ્યાસપરાયણતા, વિદ્વત્તા, બહુશ્રુતતા, સાહિત્યિક સૂઝ-સમજ ઉપરાંત જહેમત, ખંત, નિષ્ઠાનું તે પ્રશસ્ય પરિણામ છે. તેમને તે માટે ધન્યવાદ ઘટે છે.

મને આશા છે કે ડૉ. ગોવિંદભાઈ કાછિયા કૃત 'અનામી : વ્યક્તિ અને વાઙ્મય' નામક આ ગંભીર અધ્યયનગ્રંથ સાહિત્યના વિદ્યાર્થીઓ અને અભ્યાસીઓ ઉભયને ઉપયોગી થઈ પડશે.*

---

* પ્રૉ. ગોવિંદભાઈ કાછિયા કૃત આગામી પ્રકાશન 'અનામી: વ્યક્તિ અને વાઙ્મય'ની પ્રસ્તાવના.

□

## મનોહર

રચે છે ગઝલ્યા કે કબીલા મનોહર
કલમથી ઘડે ગીત-ભીલાં મનોહર

તમે જ્યાં હશો ત્યાં જ તમને જડી દે
ધરબતો તીણા કાવ્ય-ખીલા મનોહર

હસા-ગામથી ઊપડ્યું છે આ ગાડું
બધે પાડતું જાય ચીલા, મનોહર

પહેરણની ખાદી સમા બોલ બરછટ
છે દિલથી ખરા મ્હોબતીલા મનોહર

ઉમળકો, ઉતાવળ છે મિત્રોના કાજે
તમે, ખુદના કામે છો ઢીલા મનોહર

અહીં ઊછળે છે સમંદર બનીને
ધસે, ભીંજવે જળની લીલા મનોહર

'મુખી'ગીત, 'મિતવા'-ગઝલ, 'આ'-અછાંદસ
અને વૃત્ત-ગીતોની લીલા મનોહર

ઊઠે, અર્ધ રાતે એ શીરો જમાડે
ભલા બેઉ જણ, દોસ્ત લીલા-મનોહર

હર્ષદ ચંદારાણા

# વિસ્તરતી સીમાઓ
# (સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ)

ચન્દ્રકાન્ત ટોપીવાળા

મધ્યમકાળમાં ભાલણે બાણભટ્ટની 'કાદંબરી'નો અનુવાદ કર્યો છે. સમાસ અને સંધિથી ભરપૂર અને અલંકારવર્ણનોથી ખીચોખીચ બાણભટ્ટના અઘરા પણ સમૃદ્ધ ગદ્યમાંથી ઘણું બધું ગાળી નાખીને અને મુગ્ધજનોને પલ્લે પડે એ રીતે ભાલણે 'કાદંબરી'ને ગુજરાતીમાં પદ્યદેહ આપ્યો છે. આ પ્રકારે અઘરા ગદ્યનો ગદ્યમાં પણ અનુવાદ કરવો અઘરો હોય ત્યારે ભાલણે પદ્યાનુવાદ આપ્યો છે એનો વારંવાર આપણા ગુજરાતી સાહિત્યના મધ્યકાલીન ઇતિહાસમાં મહિમા થયો છે. અલબત્ત, અઘરાને સરલ કરવાની અને વિવેકપૂર્વક ચયન કરવાની ભાલણની રસવૃત્તિ અને એની આવડત દાદ માગી લે તેમ છે, પણ ગદ્યનો પદ્યમાં અનુવાદ થવા અંગે તો મધ્યકાળમાં પ્રચલિત પદ્યસ્વરૂપની સર્વોપરિતા જ કારણભૂત છે. એમાં ભાલણનો મહિમા કરી શકાય નહીં.

અનુવાદ અંગે એક મહત્ત્વની બાબત એ છે કે અનુવાદ જે તે યુગની લક્ષ્યભાષામાં પ્રચલિત ગદ્યપદ્ય સ્વરૂપોને હંમેશાં અનુસરે છે. અનુવાદ સાથે યુગલક્ષણો અનિવાર્યપણે વળગેલાં રહે છે એ મુદ્દાને અનુવાદના અભ્યાસીએ ધ્યાન પર રાખવા જેવો છે એવું 'વર્લ્ડ માસ્ટરપીસિઝ'ને અંતે એના મુખ્ય સંપાદક મેયૂનાડ મૅકે મૂકેલા એના 'અ નોટ ઑન ટ્રાન્સલેશન'માં સ્પષ્ટ કર્યું છે. એટલે કે અનુવાદ જે યુગમાં થયો હોય એ યુગની વૈયક્તિકતાને એ પ્રતિબિંબિત કરે છે. આપણે અનુવાદ કરીએ છીએ ત્યારે જે તે યુગનાં ચશ્માં ચડાવીને અનુવાદ કરીએ છીએ. કણકમાં વ્યાપી જતા આથાની જેમ અનુવાદમાં યુગલક્ષણોની હાજરી સર્વત્ર હોય છે.

આ ઉપરાંત અનુવાદ જે લક્ષ્યભાષામાં થાય છે તે લક્ષ્યભાષાની વ્યાકરણગત, વિન્યાસગત, શબ્દગત, ધ્વનિગત ખાસિયતો હોય છે અને એનાથી છૂટી શકાતું નથી. ખરેખર તો આ સીમાઓ જ લક્ષ્યભાષાની વૈયક્તિકતાને ઘડતી હોય છે. એટલે લક્ષ્યભાષાનાં લક્ષણો પણ અનુવાદને અનિવાર્યપણે વળગેલાં રહે છે. યુગલક્ષણ અને ભાષાલક્ષણની જેમ જ અનુવાદકનું પોતાનું વ્યક્તિલક્ષણ પણ એમાં ઊતર્યા વગર રહેતું નથી. એની ચોક્કસ પ્રકારની પ્રતિભા, અનુવાદ્ય કૃતિ પ્રત્યેનો એનો અંગત અભિગમ, નૈતિક, સૌન્દર્યનિષ્ઠ, આધ્યાત્મિક મૂલ્યો પરત્વેની એની પોતાની મૂલ્યવ્યવસ્થા – એની લઢણો અનુવાદમાં ઝળકે છે. એટલે કે અનુવાદક આધુનિક છે કે પરંપરાવાદી, અછાંદસનો હિમાયતી છે કે છાંદસનો, શ્રદ્ધાવાદી છે કે સંશયવાદી આ બધાનો પ્રતાપ પણ અનુવાદે ઝીલવો પડે છે.

આ રીતે ભાષા, યુગ અને અનુવાદક અંગેની આટઆટલી છૂટો આપ્યા પછી મૂળની કૃતિનું અનુવાદમાં શું અને કેટલું બચે છે, એ એક સમસ્યા છે. આથી મેયૂનાડ મૅક એક અતિ સંકુલ પ્રશ્ન કરે છે : "સાહિત્યકૃતિનો અનુવાદ વાંચતા હોઈએ ત્યારે 'મૂળ'ને આપણે વાંચતા નથી તો પછી આપણે શું વાંચીએ છીએ ?" આ પછી મેયૂનાડ મૅક હોમરની બે ગ્રીક પંક્તિ 'ઇલિયડ'માંથી લે છે અને જ્યૉર્જ ચૅપમન, ડ્રાયડન, પોપથી માંડીને એ.ટી. મરી, ઈ.વી. રીઉ, આય. એ. રિચર્ડ્ઝ, રિચમન્ડ લૅટિમોરના એ અંગેના અંગ્રેજી અનુવાદો તપાસે છે. 'છેવટે' પોતે જ એક હતાશ ઉત્તર આપે છે કે આપણે મૂળને વાંચી જ ન શકીએ એ કરતાં અનુવાદ થોડેઘણે અંશે પણ મૂળની નજીક મૂકી આપે છે એનો લાભ પણ ઓછો નથી.

આ જ કારણે અનુવાદકાર્ય પવિત્ર પાપ (sacred *sin*) ગણાયું છે. આ કાર્ય પવિત્ર એટલા માટે છે કે એક રાષ્ટ્રને બીજા રાષ્ટ્ર સાથે, એક પ્રજાને બીજી પ્રજા સાથે, એક સંસ્કૃતિને બીજી સંસ્કૃતિ સાથે, એક ભાષાને બીજી ભાષા સાથે, ટૂંકમાં, એક મનુષ્યને બીજા મનુષ્ય સાથે જોડે છે. તો, આ કાર્ય પાપ એટલા માટે છે કે એના ગમે એટલા પ્રયત્ન પછી એ પૂર્ણતાએ પહોંચી જ ન શકે અને મૂળને એક યા બીજી રીતે હાનિ પહોંચાડે છે. જો શબ્દશઃ પ્રયત્ન થાય તો સૂક્ષ્મ વ્યંજનાઓ ઊડી જાય છે અને કૃતિ ગાયબ થઈ જાય છે; જો નવી રચના બનવા તરફ જાય તો આખો ને આખો લેખક જ ગાયબ થઈ જાય છે. ન્હાનાલાલે 'મેઘદૂત'ના ભાષાન્તર વખતે કહ્યું છે તે સાચું કે "ભાષાન્તર એટલે જ છબી. મૂળ નહીં."

❑

# માનવતાનો સાદ પડ્યો છે, આવો ઝીલી લઈએ



વિનાશક વાવાઝોડાએ ગુજરાતમાં વ્યાપક વિનાશ સર્જ્યો છે. કુદરતી તોફાને અનેક લોકોનો ભોગ લીધો છે. આપણા સૌ પર આવી પડેલું આ સંકટ છે.

વાવાઝોડાથી અસરગ્રસ્ત વિસ્તારોમાં રાજ્ય સરકારે યુદ્ધના ધોરણે રાહતની કામગીરી શરૂ કરી દીધી છે. સ્વૈચ્છિક અને સામાજિક સંસ્થાઓ, મહાજનો વગેરે પણ રાહત કામગીરીમાં સક્રિય બન્યા છે.

પીડિતોને સહાય કરવી એ આપણી આગવી પરંપરા રહી છે. દેશભરમાં ક્યાંય પણ સંકટ આવી પડ્યું છે ત્યારે ગુજરાતની પ્રજા તેમની સહાયમાં દોડી ગઇ છે. આ તો આપણે જ આંગણે આવી પડેલી ભીષણ પરિસ્થિતિ છે.

આવી પડેલી આ કુદરતી આપત્તિનો સામનો કરવા મુખ્ય મંત્રીશ્રીના રાહત ફંડમાં ઉદાર હાથે ફાળો આપવા હું અપીલ કરું છું.

આ સંકટ આપણા સૌનું છે અને ગુજરાતની પ્રજા સહાયમાં પાછી નહિ પડે એની મને પૂરી શ્રદ્ધા છે.

-કેશુભાઈ પટેલ
મુખ્ય મંત્રી, ગુજરાત રાજ્ય

---

**આપનો ફાળો 'મુખ્ય મંત્રીશ્રીનું રાહત ફંડ'ના નામે ચેક, ડ્રાફ્ટ, રોકડથી મહેસૂલ વિભાગ, બ્લોક નં. ૧૧, નવા સચિવાલય, ગાંધીનગર પર મોકલી આપવા વિનંતી છે. મુખ્ય મંત્રીશ્રીના રાહતફંડમાં જમા કરાવેલાં નાણાં ૧૦૦% કરમુક્તિને પાત્ર છે.**

માહિતી '૯૮

## મુખ્ય મંત્રીશ્રીના રાહત ફંડમાં ઉદાર હાથે ફાળો આપીએ

**નંદિઘોષમાં ચક્ર !**

*નંદિની*
*ઉમાશંકરના નંદીવર્ધન!*
*કર્ક-આવૃત્ત અભય તવ*
*જીવનને*
*અભિનંદન*
*કોઈ*
*સ્વાતિ નક્ષત્રે*
*સમજનું મોતી પાક્યું*
*ગાલબ્રેથ અને ગાંધી મહાત્માનો*
*સમન્વય સાધી*
*ચરખાનું*
*સુ-દર્શન ચક્ર*
*ચલાવ્યું*
*સુપ્ત ગ્રામને*
*હલાવ્યું ને લીધી*
*અપેક્ષિત વિદાય*
*હજુયે સુણાય*
*નંદિઘોષમાં ચક્ર*
*ચરખાનો*
*ચરચરાટ*
*ચહચહાટ*

**રાધેશ્યામ શર્મા**

Uddesh (A literary, cultural monthly) August 1998 : ISSN 0971-6599
Licensed to post without prepayment, Licence No 188 R No GAMC/920

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

**सर्वभाषा सरस्वती**

વર્ષ નવમું : અંક બીજો　　　　સપ્ટેમ્બર : ૧૯૯૮

તંત્રી

રમણલાલ જોશી



# ઉદ્દેશ

વર્ષ : નવમું અંક : બીજો સળંગ અંક : ૯૮

## અનુક્રમ : સપ્ટેમ્બર ૧૯૯૮




પ્રકાશક રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

લેઆઉટ, ટાઇપસેટિંગ ઇમેજ સિસ્ટમ્સ, ૩૦૧, વૈભવી કૉમ્પ્લેક્સ, ફતેહપુરા પોલીસ ચોકી પાછળ, પાલડી, અમદાવાદ – ૩૮૦ ૦૦૭ ફોન : ૬૬૧ ૦૪૪૧

મુદ્રણસ્થાન . ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૪


## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૧૦૦ વિદેશમાં (ઍરમેલ) રૂ ૫૦૦, આજીવન પ્રોત્સાહક સભ્ય · રૂ. ૧૫૦૦
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે. અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે
- છૂટક નકલ રૂ. ૧૫, પોસ્ટેજ સાથે લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું
  **'ઉદ્દેશ' ફાઉન્ડેશન**
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
  ફોન ૭૪૫૬૨૭૭, ૭૪૫૨૦૨૭
- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં બહારગામના ચેકો સ્વીકારાશે નહિ
- 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેના સ્થળે પણ ભરી શકાય છે

(૧) **વિજય મૅગેઝીન વર્લ્ડ**
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન ૫૩૫૪૫૯૬

(૨) **ગ્રંથાગાર**
પો બૉક્સ નં. ૪૧૬૧
ધવલ કૉમ્પ્લેક્સ (પહેલા માળે),
નવરંગપુરા પોસ્ટ ઑફિસ પાછળ,
અમદાવાદ-૯, ફોન ૪૪૬૦૯૩

(૩) **મૅગેઝીન વર્લ્ડ**
સ્ટેશન રોડ,
આણંદ - ૩૮૮ ૦૦૧

ઉદ્દેશ

સપ્ટેમ્બર ૧૯૯૮



*सर्वभाषा सरस्वती*

# તવ હૃદયે અમ વાસ સદા હો

કવિશ્રી સુન્દરમ્‌નું શ્રી માતાજીવિષયક ભક્તિકાવ્ય 'તું હૃદયે વસનારી' જાણીતું છે. કાવ્યનો આરંભ "તું હૃદયે વસનારી, ઘટઘટ ભીતર નરતનહારી" એ પંક્તિઓથી થાય છે અને અંતિમ પંક્તિઓ છે: "તવ હૃદયે અમ વાસ સદા હો, હે હરિની રસધારા." સામાન્ય રીતે આપણે પ્રભુને પ્રાર્થીએ છીએ કે હે પ્રભુ, અમારા હૃદયમાં તારો કાયમ નિવાસ હો, અમે તને ક્યારેય ન ભૂલીએ. મહાન ભક્તકવિ તુલસીદાસ પણ પેલા જાણીતા કાવ્ય 'શ્રી રામચન્દ્ર કૃપાલુ ભજ મન'માં કહે છે: "મમ હૃદય-કુંજ નિવાસ કરુ કામાદિ ખલ-દલ ગંજનમ્." આપણી હૃદયકુંજમાં ભગવાન નિવાસ કરે એમ આપણે પ્રાર્થીએ છીએ. ભગવાન જો આપણા હૃદયમાં નિવાસ કરે તો પછી આપણાં બધાં કર્મો આપોઆપ આધ્યાત્મિક જ થાય. કવિ સુન્દરમ્ એથી એક ડગલું આગળ વધી પ્રભુના હૃદયમાં આપણો હંમેશાં વાસ હો એમ કહે છે. પ્રભુ આપણા હૃદયમાં રહે એ વાત તો બરાબર જ છે, પણ આપણે એવા હોઈએ અથવા થઈએ કે આપણો વાસ ભગવાનના હૃદયમાં હોય. અહીં ગર્ભિત રીતે ભગવાનના કરણ (instrument) બનવાની વાત છે. ભગવાનના કરણ બનવામાં જ મનુષ્યજીવનની સાર્થકતા છે, ચરિતાર્થતા છે. આપણે જાણીએ છીએ કે સાધના વગર સિદ્ધિ નથી, એના વગરની સિદ્ધિની કાંઈ કિંમત નથી. પણ આ જ અઘરી બાબત છે, એટલે અર્જુન શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં અવારનવાર આની મુશ્કેલી શ્રીકૃષ્ણ સમક્ષ રજૂ કરે છે – चञ्चलं हि मनः कृष्ण વ.વ. ત્વચા, ચક્ષુ, કાન, જીભ અને નાક એ જ્ઞાનેન્દ્રિયોની લીલા અતિ વિષમ હોય છે. ગીતામાં ચિત્તને વશ કરવાનો ઉપાય અભ્યાસ અને વૈરાગ્ય સૂચવાયો છે – अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते – અભ્યાસ અને વૈરાગ્યથી એ વશ થાય છે. એમાં અભ્યાસ અને વૈરાગ્ય બંનેને એક સાથે લેવાના છે. ઉપરના અવતરણમાં 'ચ'કારથી એ સૂચવાય છે.

નરસિંહ મહેતાએ તો કહ્યું જ છે કે "ભૂતળ ભક્તિ પદારથ મોટું, બ્રહ્મ-લોકમાં નાહીં રે." અત્યારના કાળમાં ભક્તિ-માર્ગ અત્યંત અસરકારક અને સદ્ય પરિણામકારી છે. આપણા ભક્ત કવિઓએ વિવિધ રીતે એનું રસગાન કરેલું છે. એક પદમાં સુરદાસ એનું સુંદર વર્ણન કરે છે. ઉદ્ધવ ગોપીને મળે છે. ગોપી કહે છે:

*उधौ हम आजु भई बड़भागी ।*
*जिन अंखिनि तुम श्याम बिलोके, ते अंखिया हम लागी ।*

જે આંખોથી તમે શ્યામને જોયા એ આંખો અમે આજે જોઈએ છીએ – જાણે હરિ અમોને મળ્યા, અમારી વિરહવેદના જતી રહી!

આવા શ્રીકૃષ્ણની ઝાંખી થવી એ જ માનવજીવનની પરમ સાર્થકતા નથી શું ?

**રમણલાલ જોશી**

તંત્રી

## સરલા જગમોહનનું અવસાન

આપણા સંમાન્ય કવિ સ્વ. સુન્દરજી બેટાઈનાં સુપુત્રી સરલાબહેનનું તા. ૬ ઑગસ્ટ '૯૮ના રોજ દિલ્હીમાં અવસાન થયું. મારા સૂચનથી તેમણે સુન્દરજીભાઈનાં સંસ્મરણો આલેખતી 'મારા વત્સલ કવિ-પિતાની સંસ્મરણ-સૌરભ' નામે લેખમાળા 'ઉદ્દેશ'ના માર્ચ '૯૧ના અંકથી શરૂ કરેલી અને ઑગસ્ટ '૯૧ના અંકમાં પૂરી કરી હતી. (આ લેખમાળા ગ્રંથસ્વરૂપે પ્રકટ થાય એ ઇષ્ટ છે.) સરલાબહેને અનુવાદિકા તરીકે પ્રશસ્ય કાર્ય કર્યું છે. અંગ્રેજીમાંથી ગુજરાતીમાં અને ગુજરાતીમાંથી અંગ્રેજીમાં અનેક પુસ્તકો તેમણે અનૂદિત કર્યાં છે. તે દિલ્હી સાહિત્ય અકાદમી અને નૅશનલ બુક ટ્રસ્ટ જેવી સંસ્થાઓ સાથે સંકળાયેલાં હતાં. સરલાબહેનનાં સુપુત્રી બહેન નીલિમા હાલ દિલ્હીમાં વસે છે. પ્રભુ આ વિદુષી કવિ-પુત્રી સરલાબહેનના આત્માને ચિરશાંતિ અર્પે અને સદ્‌ગતનાં કુટુંબીજનોને તેમના અવસાનનું દુઃખ સહન કરવાની શક્તિ અર્પે એ પ્રાર્થના.

## ચારણી સાહિત્યકાર પિંગળશી ગટવીનું અવસાન

લોકસાહિત્યકાર અને ચારણી સાહિત્યને લોકપ્રિય કરવામાં અમૂલ્ય ફાળો આમનાર પિંગળશી ગઢવીના તા. ૩૧ મે, '૯૮ના રોજ થયેલા અવસાનની સખેદ નોંધ લઈએ છીએ. તેમનો જન્મ ૨૭ જુલાઈ, ૧૯૧૪ના રોજ થયો હતો. પંચ્યાશી વર્ષના આયુષ્યકાળમાં તેમણે 'સોરઠ સરવાણી', 'નિજાનંદ કાવ્યધારા', લોકવાર્તાસંગ્રહ 'ખમીરવંતાં માનવી', 'નામ રહન્તાં ઠક્કરાં' અને 'જસ્મા ઓડણ' નવલકથા આદિ કૃતિઓ આપી હતી. પ્રભુ સદ્‌ગતના આત્માને ચિરશાંતિ અર્પો.

## દર્શક ફાઉન્ડેશનના એવૉર્ડ્ઝ

દર્શક ફાઉન્ડેશન તરફથી છઠ્ઠો એવૉર્ડ પ્રદાન સમારંભ સર્વોદય ચિંતક ન્યાયમૂર્તિ ચંદ્રશેખર ધર્માધિકારીના પ્રમુખપદે અમદાવાદમાં તા. ૨૯-૮-'૯૮ના રોજ યોજાયો હતો, જેમાં અનિલભાઈ ભટ્ટને શિક્ષણ માટે, ગ્રામસેવામંડળ- સાવરકુંડલાને ગ્રામપુનરુત્થાન માટે અને જોસેફ મેકવાનને સાહિત્ય માટે એવૉર્ડ એનાયત થયા હતા. એવૉર્ડ પ્રાપ્ત કરનાર સૌને અભિનંદન.

## ગુલાબદાસ બ્રોકરને ૧૯૯૮નો રણજિતરામ ચન્દ્રક

ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ તરફથી પ્રસિદ્ધ સાહિત્યકાર ગુલાબદાસ બ્રોકરને ૧૯૯૮નો રણજિતરામ ચન્દ્રક એનાયત થયાની જાહેરાત હમણાં થઈ. ગુલાબદાસની લેખનકારકિર્દી લગભગ સાઠ વર્ષની છે (તેમની ઉંમર ૮૯ વર્ષની : ૨૦મી સપ્ટેમ્બરે તેમની જન્મતિથિ હોઈ એક લેખ આ અંકમાં આપ્યો છે) એટલે આ ચન્દ્રક તેમને ઘણો મોડો મળ્યો. આ સમયગાળામાં તેમણે વિવિધ સાહિત્યસ્વરૂપોમાં મહત્ત્વનું પ્રદાન કરેલું છે એ સૌ સાહિત્યરસિકો જાણે છે. આ સંદર્ભમાં રણજિતરામ ચન્દ્રક વિશે કવિ ઉમાશંકર જોશીએ 'સંસ્કૃતિ'માં લખેલી બે નોંધો અહીં આપીએ છીએ. ૧૯૫૪ના જાન્યુઆરી-અંકમાં તેમણે લખેલું : "રણજિતરામ સુવર્ણચંદ્રક અને કાંટાવાળા પારિતોષિક માટે કોઈ નિયમોવાળી પદ્ધતિ વિચારાય તો સારું. નહિ તો જેની મારફત એ અપાય છે તે જૂની સંસ્થાઓ હોઈ મોભો જોવાનું અને સામાની મોટાઈ (reflected glory)માં સ્વયં માન પામવાનું વલણ બલવત્તર બનવાનું એવો ભય રહે છે." ઑગસ્ટ ૧૯૫૫ના 'સંસ્કૃતિ'માં 'ઝાંખો થતો રણજિતરામ

સુવર્ણચંદ્રક' એ શીર્ષકથી ઉમાશંકરે લખ્યું છે : ''ગુજરાતી સાહિત્યમાં સૌથી મોટું માન આ ચંદ્રક મળવાથી લેખાતું. કમભાગ્યે ઊંચી સર્ગશક્તિ કે સંગીન વિદ્વત્તાને બદલે કાંઈક બીજાં કારણોને પ્રાધાન્ય અપાતું હોય એવું લાગે છે. સદ્ગત પ્રો. બલવન્તરાય ક. ઠાકોરે એક વખત કહેલા શબ્દો આ પ્રસંગે સાંભરે છે : જે પ્રજા સાચા પૂજ્યોને બદલે બીજાઓને અર્ઘ્ય અર્પે છે એ કાળે કરીને પૂજ્ય પુરુષોને પેદા કરવાની શક્તિ પણ ગુમાવી બેસે છે.'' આપણી સાહિત્યસંસ્થાઓમાં ભારે જૂથબંધી પ્રવર્તે છે એનો આ એક વધુ પુરાવો છે. ગુલાબદાસ બ્રોકરને રણજિતરામ ચન્દ્રક આપી પ્રાયશ્ચિત્ત કરવા બદલ ગુજરાત સાહિત્ય સભાને અભિનંદન!

**કવિ રમેશ પટેલને શ્રેષ્ઠ શિક્ષક એવૉર્ડ**

ન. મો. ઝવેરી યૂનિયન હાઇસ્કૂલ, સુરતમાં શિક્ષક તરીકે કાર્ય કરતા કવિ શ્રી રમેશ પટેલને ગુજરાત રાજ્યનો શ્રેષ્ઠ શિક્ષક એવૉર્ડ એનાયત થયો એ પ્રસંગે તેમને અભિનંદન અને શુભેચ્છાઓ.

**થોડાં નવાં મહત્ત્વનાં પ્રકાશનો**

શ્રીકૃષ્ણ દૈનંદિની જેવી સુંદર ડાયરી પ્રગટ કરનાર 'ઉત્સવ' સંસ્થાએ Festivals of India નામે સચિત્ર ડાયરી પ્રગટ કરી છે.

(પ્રાપ્તિસ્થાનઃ ઉત્સવ, ૧૨, ચોથા માળે, 'મહાવીર', શાલીમાર હોટેલ પાછળ, ઑગસ્ટ ક્રાન્તિ માર્ગ, મુંબઈ-૪૦૦ ૦૩૬).

શ્રી અરવિંદ વિશે બે મૂલ્યવાન ગ્રંથોનું પ્રકાશન તાજેતરમાં થયું છે. શ્રી સત્પ્રેમે શ્રી અરવિંદ અને શ્રી માતાજી વિશે ઘણા ગ્રંથો અંગ્રેજીમાં લખ્યા છે. હમણાં તેમના ગ્રંથ 'Sri Aurobindo or the Adventure of Consciousness'નો સુંદર પ્રાસાદિક ગુજરાતી અનુવાદ રાજકોટ દૂરદર્શનના ભૂતપૂર્વ નિયામક શ્રી પી. એમ. વૈષ્ણવે 'શ્રી અરવિંદ અથવા ચેતનાનું સાહસિક ઉત્ક્રમણ' નામે પ્રગટ કર્યો છે.

(પ્રાપ્તિસ્થાનઃ મીરા અદિતિ સેન્ટર, ૬૨, 'શ્રીરંગ', બીજો મેઇન, ૧લો ક્રૉસ રોડ, ટી.કે. લેઆઉટ, સરસ્વતીપુરમ્, મૈસૂર-૫૭૦ ૦૦૯, કિં. રૂ. ૯૮).

અધ્યાત્મવિષયક પુસ્તકોનાં લેખિકા અને સુંદર નિબંધો આપનાર પોરબંદરની આર્યકન્યા ગુરુકુળ કૉલેજનાં અધ્યાપિકા શ્રી જ્યોતિબહેન થાનકીએ 'મહાયોગી શ્રી અરવિંદ' નામે વિસ્તૃત ગ્રંથ પ્રકટ કર્યો છે. તેમની વર્ષોની ભક્તિભાવયુક્ત મહેનતનું એ સુફળ છે. લગભગ પોણા પાંચ સો પાનાંના આ ગ્રંથમાં શ્રી અરવિંદનું વીગતવાર સાંગોપાંગ ચરિત્ર અપાયું છે અને એ સાથે તેમના જીવનકાર્યનો પણ સમ્યક્ ખ્યાલ મળે છે. ગ્રંથમાં કેટલીક સુંદર છબિઓ પણ આપી છે.

(પ્રાપ્તિસ્થાન : શ્રી અરવિંદ મેમોરિયલ ટ્રસ્ટ, શ્રી અરવિંદ-નિવાસ, દાંડિયા બજાર, વડોદરા-૩૯૦ ૦૦૧, કિં. રૂ. ૧૫૦.)

□

# શાકુન્તલનો છઠ્ઠો અંક : યૌગિક અર્થઘટન

મકરન્દ દવે

મારા પુસ્તક 'ગર્ભદીપ'માં 'કાલિદાસ અને કુમાર' (પાનાં ૧૨૦ થી ૧૨૫) વિશે લખતાં મેં કાલિદાસે શાકુન્તલમાં જે અધ્યાત્મસંકેતો વેર્યા છે તેની વાત કરી હતી. એક નાટક તરીકે જ સર્વોત્તમ કૃતિમાં આવું અધ્યાત્મ જોવું એ સાહિત્યની મર્યાદાનું ઉલ્લંઘન કરવા જેવું તો નથી ને? આ પ્રશ્ન મનમાં હજુ પણ ઘોળાયા કરે છે, અને છતાં જ્યાં જ્યાં આવું માર્મિક દર્શન જોવા મળ્યું છે તેની ચર્ચા કર્યા વિના રહેવાતું નથી, કારણ કે સાહિત્યના રસાસ્વાદથી વિશેષ જીવન-સાધનાના રસાયણમાં એ આપણને ઝબોળે છે. ભૂતકાળની રસમય કૃતિનું વાચન-મનન આપણા આ ચાલુ વર્તમાનમાં જ નિત્યરસનું પાન કરવા નિમંત્રે છે. આવી એક ગોષ્ઠિ 'અભિજ્ઞાનશાકુન્તલ'ના છઠ્ઠા અંકને કેન્દ્રમાં રાખીને મેં મિત્રો સમક્ષ કરી હતી, તે સંક્ષેપમાં અહીં ઉતારી આપું છું.

કવિએ નાટકનું મથાળું બાંધતાં જ કહ્યું છે કે 'અભિજ્ઞાન, વીંટી' તે નાટકનું મધ્યબિન્દુ છે. આ 'અભિજ્ઞાન' લુપ્ત થતાં શાપની વિષજ્વાળા સહન કરવી પડે છે, અને પુનઃપ્રાપ્તિ થતાં મિલનની મધુર રાગિણી બજી ઊઠે છે. ત્યારે એ વીંટીની જ ખોજમાં નીકળીએ. તે વીંટી ક્યાં ને કેવી રીતે ખોવાઈ જાય છે? તેને ફરી કોણ શોધી આપે છે? અને કોણ તેને આત્મવિસ્મૃત રાજા પાસે પહોંચાડે છે? કવિએ આ તમામ વાર્તા સુંદર કથાનકની પોટલીમાં બાંધી આપી છે. આ પોટલી પર દોરવામાં આવેલાં પાત્રો, સંવાદો, ચેષ્ટાઓ વગેરેમાં માનવસ્વભાવના પરખંદા સર્જકનું ચિત્રામણ છે, પણ પોટલીની ગાંઠ છોડીને નજર નાખીએ ત્યારે વીંટી કાંઈક જુદું જ સ્વરૂપ ધારણ કરે છે. અને આપણી અડવી આંગળી તરફ ધ્યાન ખેંચે છે. આવા ધ્યાન માટે છઠ્ઠા અંકમાં પ્રવેશ કરીએ.

પહેલાં આ પ્રવેશનાં પાત્રોનો પરિચય કરીએ : શ્યાલ-નગરરક્ષક, સૂચક અને જાનુક તેના મદદનીશ સિપાઈઓ, અને કુમ્ભીરક માછીમાર. આ પાત્રોનાં નામો તથા માછીમારને સિપાઈઓ કુમ્ભીરક અને ગ્રંથિભેદક અને પાટચ્ચર નામોથી સંબોધે છે તેમાં જ કવિએ તેમનો આંતરિક પરિચય પણ આપી દીધો છે. શ્યાલ એટલે સાળો. ઘણે ભાગે રાજાનો સાળો જ નગરરક્ષક હોય એટલે આ સામાન્ય અર્થ બંધબેસતો લાગે છે, પણ જરાક ઊંડા ઊતરીએ તો શ્યાલનું નવું સ્વરૂપ પ્રગટે.

'શ્યાલ' શબ્દ 'શ્યૈ' ધાતુ પરથી થયો છે. 'શ્યૈ' એટલે ચાલવું, ગતિ કરવી. આમ શ્યાલ એટલે જે ગતિમાન છે તે. નગરની રક્ષા માટે કોટવાળ ફરતો રહે છે.

આપણે જે નવદ્વારની નગરીમાં વસીએ છીએ એનો રક્ષક, કોટવાળ કોણ છે? નિત્ય ગતિશીલ તો આપણો પ્રાણ છે. એના દ્વારા જ આપણે જીવીએ છીએ. અને ચોરડાકુના ભય વિના નિશ્ચિંત મને જીવવું હોય તો આ પ્રાણના વિચરણને જાગૃતપણે નિહાળવું રહ્યું. અહીંથી પ્રાણ અને મનની શુદ્ધિની પ્રક્રિયા શરૂ થાય છે. એની વિગતમાં નહીં ઊતરીએ, પણ આ વિશુદ્ધ પ્રાણ અને મન દ્વારા જ આપણને સજાગ સ્મૃતિ પ્રાપ્ત થાય છે. આ સ્મૃતિથી આપણે વીસરી ગયા છીએ એ આત્મશક્તિનું સ્ફુરણ થાય છે અને એને પ્રાપ્ત કરવા મન વ્યાકુળ બની ઊઠે છે.

પણ એ માટે માર્ગ કયો? શ્યાલના સહયોગી સૂચક અને જાનુકના નામ પરથી આપણને માર્ગની સૂચના મળે છે, અને એ માર્ગ પર કેવી રીતે પગલાં મુકાય એનું પ્રયોગાત્મક શિક્ષણ મળે છે. સૂચકના નામમાં જ સૂચના આપનારો અભિપ્રેત છે. એ સિદ્ધાન્તનું જ્ઞાન જાણે છે – એ 'થિયરિસ્ટ' છે. આપણે અધ્યયન-સ્વાધ્યાય દ્વારા પ્રાપ્ત કરવાનું 'શ્રુતજ્ઞાન' એની પાસેથી મળે છે, પણ એની સાથે સાથે

અનુભૂતિના પ્રદેશમાં લઈ જનાર પ્રયોગશીલ 'પ્રૅક્ટિશનર' જાનુક પણ જરૂરી છે. જાનુક પાસેથી મળે છે 'શાંભવ જ્ઞાન'. જાનુક એટલે જેણે એક પગ આગળ લંબાવી, ગોઠણથી વાળી પ્રહાર કરવા માટે તલવાર ઉઠાવી છે એવો સૈનિક. એની પાસેથી વિજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. આ બંનેના સહયોગથી અજ્ઞાન કે આત્મવિસ્મૃતિ નાશ પામે છે.

ભાગવતે કહ્યું છે : ''અજ્ઞાનં ચ નિરસ્તં મે જ્ઞાન-વિજ્ઞાનનિષ્ઠયા.' (૧૨-૬-૭). (જ્ઞાન અને વિજ્ઞાનની સુદૃઢ પ્રાપ્તિથી મારું અજ્ઞાન નાશ પામ્યું).

ગીતા પણ 'જ્ઞાનં વિજ્ઞાનસહિત' (૯-૧)નો મહિમા ગાય છે. મોહ નાશ પામે છે ત્યારે સ્મૃતિ પ્રાપ્ત થાય છે અને અંતર્યામીની પ્રેરણા અનુસાર મનુષ્ય કર્તવ્ય બજાવવા તૈયાર થાય છે. પછી કશો જ સંદેહ રહેતો નથી. (ગીતા,૧૮/૭૩). અનુભવયુક્ત જ્ઞાન એ જ વિજ્ઞાન છે. આવી જ્ઞાન સાથે જ વિજ્ઞાનની નિષ્ઠા પરિપક્વ થતાં માછીમારનો પરિચય થાય છે. માત્ર શ્રુતજ્ઞાન હોય તો તે પુસ્તકિયું બની જાય છે, માત્ર અનુભૂતિ હોય તો તેમાં ભ્રમણા પ્રવેશી જવાનો ભય છે. માટે જ શ્રુતિ, યુક્તિ, અનુભૂતિ સાથે જવાં જોઈએ.

કાલિદાસે શ્યાલ, સૂચક અને જાનુકના માછીમાર સાથેના સંવાદોમાં દ્વિઅર્થી શબ્દો વાપરી કથારસને આંચ આવવા દીધા વિના રહસ્યકથા કહી દીધી છે. માછીમાર છે પ્રાણજયી યોગી. જેણે શ્વાસઉચ્છ્વાસ પર કાબૂ મેળવી કેવળ-કુંભક સાધ્યો છે, એ છે માછીમાર કુમ્ભીરક.

માછીમાર વિશે તંત્રગ્રંથોમાં કહ્યું છે :

*''ગંગાયમુનયોર્મધ્યે મત્સ્યૌ દ્વૌ ચરતઃ સદા,*
*તૌ મત્સ્યૌ ભક્ષયેત્ યસ્તુ સ ભવેત્ મત્સ્યભક્ષકઃ''.*

''ગંગાજમુનામાં (ઇડા તથા પિંગલામાં) બે માછલાં સદા તર્યા કરે છે. આ માછલાંનું જે ભક્ષણ કરે છે (બંનેને નિરુદ્ધ કરી કુંભક સાધે છે) તે મત્સ્યભક્ષક થાય છે.''

મત્સ્ય-ભક્ષક, મત્સ્યઘ્ન એ ખરી રીતે પ્રાણને વશ કરનાર પ્રાણજયી યોગી છે. એ મત્સ્યેન્દ્ર કે મીનનાથનો સહોદર છે.

કુંભીરકનો અર્થ કરવામાં આવે છે : ''કુમ્ભિનં હસ્તિનમ્ ઇરયતિ ઇતિ કુમ્ભીરઃ એવં કુમ્ભીરકઃ.'' અર્થાત્ મગર હાથીને છૂપી રીતે પાણીમાં ખેંચી જાય છે એમ ચોરી કરનારો. આ જરા ખેંચી-તાણીને અર્થ બેસાડવા જેવું છે. ખરી રીતે અહીં જળચર પ્રાણી નહીં, પણ મકર રાશિનું સૂચન છે. મકરનો સૂર્ય થતાં ઠંડી અને ગરમી વચ્ચેનો ગજ-ગ્રાહ ઓછો થાય છે અને વસંત આવતાં તો આ બંનેની સામ્યાવસ્થા સ્થપાઈ જાય છે. વસંતને એટલે કહ્યો મકરધ્વજ.

હિમની જડતામાંથી મુક્ત થયેલી સૃષ્ટિના વિવિધ નાદ વહેતા થયા એટલે વિષ્ણુએ ધારણ કર્યાં મકરાકૃતિ કુંડલ. હાથીનું માથું અને મકરનું ધડ ધરાવતી કમાન મંદિરના પ્રવેશદ્વારે મૂકવામાં આવે છે એ છે 'ગજમકર યોગ'. માછીમારે આવો યોગ સાધ્યો છે એટલે એને કહ્યો કુંભીરક.

'રઘુવંશ'માં નંદિની ગાય ઉપર ત્રાટકતા સિંહનું નામ 'કુંભોદર' છે, એ વિચારવા જેવું છે. કેવળ-કુંભક પછી જે વિસ્ફોટ થાય છે અને આત્મતેજ ઝગારા મારતું પ્રગટ થાય છે એ જ નંદિનીની દિવ્ય કાંતિ કે દુષ્યંતનું નામ કોતરેલી મણિમય વીંટી. મણિપુર ચક્રનું ભેદન થતાં માનવીને આવી પ્રાપ્તિ થાય છે એ સાહિત્યજગતની બહારની વસ્તુ છે. ઇતિ અલમ્.

માછીમારને સિપાઈઓ 'ગ્રન્થિભેદક' કહે છે એ કાંઈ અમસ્તું જ? 'કુંભીરક' અને 'ગ્રન્થિભેદક' ઉપરાંત કવિએ માછીમારને 'પાટચ્ચર' કહ્યો છે. પાટચ્ચર એટલે ચોર થાય, સાથે સાથે પાટચ્ચર એટલે 'કુસુમરસપાટચ્ચર', ફૂલના મધુરસનું પાન કરનારો ભ્રમર. 'શાકુન્તલ'ના પહેલા અંકમાં શકુન્તલાના મુખકમલ ઉપર મંડરાતા ભ્રમરનું એક શ્લોકમાં વર્ણન છે. આશ્ચર્ય તો એ છે કે આ શ્લોકની શૃંગાર-રસથી સિંચિત પંક્તિ રામકૃષ્ણ પરમહંસને જોતાં જ મહર્ષિ દયાનંદના હોઠે ચડી ગઈ હતી. રામકૃષ્ણને જોઈને મહર્ષિ બોલી ઊઠ્યા હતા :

*'વયં તત્ત્વાન્વેષાન્મધુકર હતાસ્ત્વં ખલુ કૃતી.'*

(અમે તો તત્ત્વનું અન્વેષણ કરતાં કરતાં માર્યા ગયા. ત્યારે મધુકર, તેં જ ખરું કાર્ય સાધી લીધું.)

એક વેદજ્ઞ પુરુષે એક અભણ, ગ્રામીણ, પણ સિદ્ધિપદને વરેલા પુરુષને આપેલી આ અંજલિ છે. પાટચ્ચર ભમર જાણે મનુષ્યરૂપે જીવંત થઈ ઊઠ્યો. મહર્ષિનાં વેણ કેશવ સેનની હાજરીમાં કહેવામાં આવ્યાં હતાં. કેશવ સેને તેનો અર્થ રામકૃષ્ણને સમજાવ્યો હોત તો એમણે એક ગાનમાં જ પોતાની પાટચ્ચર અવસ્થા વ્યક્ત કરી દીધી હોત :

*"મજ્જલો આમાર મન ભમરા કાલીપદનીલકમલે."* (કાલીનાં નીલ ચરણકમલમાં મારો મનભમરો નિમજ્જિત થઈ ગયો છે.)

હવે આ પાટચ્ચર – કુંભીરક – ગ્રન્થિભેદક માછીમાર ક્યાં ને કેવી રીતે મણિમુદ્રા મેળવે છે એમાંયે કવિએ ઝીણું 'ભરતકામ' કર્યું છે.

માછીમાર છે 'શક્રાવતારનો અંતરવાસી'. શક્રાવતાર તો ઇન્દ્રના આવિર્ભાવથી ઝળહળતું ક્ષેત્ર. એનું સરનામું 'લઘુસ્તવ'ના પહેલા શ્લોકમાં જ આપવામાં આવ્યું છે. ત્રિપુરાના લલાટે ઝળકતા 'ઐં' બીજનું વર્ણન કરતાં કહ્યું છે :

*"ઐન્દ્રસ્યેવ શરાસનસ્થ દધતી મધ્યે લલાટપ્રભામ્."*
*(જેણે ઇન્દ્રધનુ તણી ઝલકથી ધારી લલાટે પ્રભા.)*

મનુષ્યની ઇન્દ્રિયો તથા વાણીને ચિત્‌કુંડલિની, 'કપાલે કુંડલાકારા' જાગ્રત થઈ વિદ્યામૃતથી પરિપ્લાવિત કરે છે ત્યારે જ પ્રજ્ઞાનેત્ર ખૂલે છે. એનું વાગ્બીજ સર્વ વિદ્યાનું મંડાણ છે. શક્રાવતાર ક્ષેત્રમાં શચીતીર્થના જળને વંદન કરતાં શકુન્તલાની આંગળી પરથી વીંટી સરી પડી છે. આ શચીતીર્થમાં અભિજ્ઞાનનું ડૂબી જવું શું છે?

શક્રની પત્ની–ઇન્દ્રાણીનું નામ છે શચી. શચી શબ્દ શચ્ ધાતુ પરથી બન્યો છે, એનો અર્થ છે બોલવું. શચી એટલે વાણી. પણ આ વાણી વૈખરીથી ઉચ્ચારાતી સામાન્ય વાણી નથી. વાગ્દેવતાની અનુકંપાથી સ્ફુરતી સત્યપૂત વાણી છે. રાજાએ આપેલી વીંટી જળમાં ડૂબી જતાં રાજા સાચી સ્મૃતિ અને ઉક્તિ વીસરી જાય છે, પણ એ વીંટી જોતાં જ તેની આત્મવિસ્મૃતિ ચાલી જાય છે અને 'સ્મૃતિજન્ય પ્રજ્ઞા'થી તેનું અંતર જાગી ઊઠે છે, એ બોલી ઊઠે છે

*'હતહૃદયં સંપ્રતિ વિબુદ્ધમ્.'*

પ્રસુપ્ત રાજાને જગાડવાનું કાર્ય કુંભીરક દ્વારા થાય છે તેનો આનંદ પણ કવિએ અપૂર્વ કુશળતાથી દોર્યો છે. શરૂઆતમાં માછીમારને જે કટાક્ષભર્યાં અને કટુવાક્યો સિપાઈઓ કહે છે એ પણ અનેક સાંકેતિક અર્થોથી સભર છે. એક સર્જક અને સાધક ભાષા પાસેથી કેવી ઉત્તમ રીતે કામ લે છે તેનું ઉદાહરણ કાલિદાસ છે. કુંભીરક પોતે દુષ્કર્મ કરનારો નથી એમ કહે છે ત્યારે સૂચક ટોણો મારે છે :

"ત્યારે શું શોભાયમાન બ્રાહ્મણ માનીને રાજાએ તને દાનમાં વીંટી આપી છે?"

અને ખરે જ તેનું કાર્ય યોગજ – બ્રહ્મકૃત્ય છે. રોહિત મત્સ્યના કટકા કરવા એટલે શું? રોહિતનો અર્થ મત્સ્ય ઉપરાંત અગ્નિ અને સૂર્ય પણ થાય છે. અગ્નિનાં ત્રણ સ્વરૂપ : ભૌમાગ્નિ, અંતરીક્ષાગ્નિ અને દ્યૌ-અગ્નિ. આ ત્રિઅગ્નિ મૂળે પ્રાણાગ્નિ જ છે. તેની ભૌમ અવસ્થા સ્થૂલ શરીરમાં, તેની અંતરીક્ષ-અવસ્થા ચિત્તમાં અને તેની દ્યૌ – અવસ્થા પરમ ચિદ્‌ભાવમાં પ્રગટે છે. આ રોહિતનું આરોહણ છે અને તેની વચ્ચે આવતાં વિઘ્નોને કાપીને જ પ્રાણાગ્નિની ઊર્ધ્વગતિ થાય છે. કોઈને લાગશે કે હું બહુ ઝીણું કાંતું છું, પણ નાટ્યવસ્તુના ગર્ભાગારમાં પ્રવેશ કરવો હોય તો એ વિના છૂટકો નથી.

છેવટે શ્યાલ, સૂચક, જાનુક માછીમારને માનની દૃષ્ટિએ જુએ છે. શ્યાલ તો બોલી ઊઠે છે : "ધીવર, મહત્તરસ્ત્વં પ્રિયવયસ્યક ઇદાનીં મે સંવૃત્ત :."

જે ઘરફાડુ લાગતો હતો એ જ ઘરના રખેવાળની દૃષ્ટિએ મહાન અને માનીતો મિત્ર બની ગયો. પછી આ બધા 'કાદમ્બરી'ની સાક્ષીએ સૌહાર્દ ઊજવે છે. કવિ અહીં મદ્ય-મદિરા જેવા શબ્દો દારૂ માટે વાપરી શક્યા હોત, પણ તેમણે 'કાદમ્બરી' નામ જ કેમ વાપર્યું?

કદમ્બ ફૂલોમાંથી 'કાદમ્બરી' નામનો આસવ બને છે, પણ એ સાથે 'કદમ્બવનવાસિની' ત્રિપુરાની ઉપાસનાથી અલૌકિક આસવની પ્રાપ્તિ થાય છે. 'કાદમ્બિનીઅષ્ટક'માં શંકરાચાર્યે કહ્યું છે :

*"કદમ્બવનચારિણીં મુનિકદમ્બકાદમ્બિનીમ્*
*મહાર્હમણિહારિણીં મુખસમુલ્લસદ્વારુણીમ્*
*ત્રિલોચનકુટુમ્બિનીં ત્રિપુરસુન્દરીમ્ આશ્રયે."*

[કદમ્બવનમાં વિચરનારી, કદમ્બમુનિની (મતંગમુનિ પણ કહેવાય છે) આરાધ્ય કાદમ્બિની, મહામહિમ મણિમાલાને ધારણ કરનારી, વારુણીના પાનથી ઉલ્લસિત મુખવાળી, ત્રિલોચન મહાદેવની કુટુમ્બિની ત્રિપુરસુંદરીનો આશ્રય ગ્રહણ કરું છું.]

આ કાદમ્બિનીની કૃપાથી પ્રાપ્ત થતી અમર વારુણીનો નશો કદી પણ ઊતરતો નથી. આ જ સ્તોત્રમાં કાદમ્બિનીને 'સતત સિદ્ધ સૌદામિની' કહી છે. એ ક્ષણભર ઝબૂકી જતી વીજળી નથી, પણ સિદ્ધોના અંતરાકાશમાં પ્રેરણારૂપે ચમકતી સદા દ્યુતિમયી વિદ્યુત્ લતા છે.

અતિ પ્રાચીનકાળથી કાયાનગરીના આત્મધનને સુરક્ષિત રાખવા માટે રક્ષકો નીમવાની પ્રથા ચાલી આવે છે. વૈદિક યજ્ઞની ઇષ્ટકાઓ, દરેક દિશાના રક્ષક દેવતાઓ, બૌદ્ધ પરંપરાનું અષ્ટાદશ વિજ્ઞાન, જૈન પરંપરાનાં શાસનદેવતાઓ વગેરેમાં રક્ષકો તરીકે સ્થાન છે. આ ઉપરાંત નાથપરંપરામાં તો કોટવાળનું વિશિષ્ટ સ્થાન રાખવામાં આવ્યું છે. મત્સ્યેન્દ્ર જ્યારે કામરૂપમાં રસકસ ગુમાવી બેસે છે ત્યારે ગોરખ ખેમાઈને કોટવાળ તરીકે નીમવાનું કહે છે. 'ગોરખવિજય'માં આનું વિસ્તૃત વર્ણન છે. મૂળ તો 'ક્ષેમ' જે દુરિતો, દુર્વાસનાઓ અને કાલના પ્રહારની સામે સાધકની રક્ષા કરે છે, તેના પરથી આવેલ ખેમાઈ આપણે ત્યાં ખીમરો કોટવાળ બની ગયો છે. મારગી સંપ્રદાય અને ભીલી સમાજની પાટપૂજામાં કોટવાળ નીમવામાં આવે છે તે આ પ્રાચીન પ્રથાનું જ મૂર્ત સ્વરૂપ છે.

ભાવવાચક નામોને વિશેષ નામરૂપથી દેહધારી બનાવી નવાજ્યા વિના આપણને ચેન પડતું નથી.

શાકુન્તલના છઠ્ઠા અંકમાં જે યોગસંકેતો છે, એ વિશદ ચર્ચા માગી લે છે. વિસ્તારભયે આ લેખમાં અવતરણો ને ઉદાહરણો આપવાનો મોહ મેં જતો કર્યો છે. કાલિદાસને એક મહાન કવિ તરીકે તથા તેમની કૃતિઓને કાવ્યકલાની દૃષ્ટિએ મૂલવીએ તે બરાબર છે. સાથે સાથે એ ન ભૂલીએ કે તે કાલીના ઉપાસક હતા અને પ્રસન્નવદના કાલીના વરપ્રાપ્ત કવિ હતા.



**'ઉદ્દેશ'ના નવા આજીવન પ્રોત્સાહક સભ્યો**

| | | |
|---|---|---|
| ૧. | શ્રી જી.એ. શાહ | અમદાવાદ |
| ૨. | શ્રી મનસુખવન ગોસ્વામી | રાજકોટ |
| ૩. | શ્રી લલ્લુભાઈ એમ. પટેલ | અમદાવાદ |
| ૪. | કવિશ્રી બોટાદકર આર્ટ્સ એન્ડ કોમર્સ કૉલેજ | બોટાદ |
| ૫. | શ્રી આનંદી બહેન પટેલ | ગાંધીનગર |
| ૬. | શ્રી જગદીશ પી. બૂચ | અમદાવાદ |
| ૭. | પ્રો. દીપક વી. ભટ્ટ | અમદાવાદ |

# 'સપ્તક' : સંગીતના શ્રુતિલોકમાં સપ્તપદી શોધયાત્રા

લાભશંકર પુરોહિત

પુરાતત્ત્વ અને શિલ્પવિદ્યાના ઊંડા અભ્યાસી ને સંશોધકવૃત્તિના તજ્જ્ઞ તરીકે, શ્રી મધુસૂદન ઢાંકીનું નામ અને કામ, અખિલ ભારતીય કક્ષાએ સુકીર્તિત છે; પરંતુ ભારતીય સંગીતપરંપરાની ઉત્તરીય અને દક્ષિણીય બન્ને વિલક્ષણ ધારાઓના પણ સવ્યસાચી શાસ્ત્રવિદ્ અને રસજ્ઞ મીમાંસક છે એનો, અહોભાવ પ્રેરે તેવો અહેસાસ તો, 'સપ્તક'માંના સંગીતવિષયક મર્મગામી લેખોમાંથી પસાર થતી વેળા જ થાય છે.

સંગીતને લગતા વિવિધ મુદ્દાઓનાં પરીક્ષણ-સમીક્ષણ નિમિત્તે, સમયાંતરે લખાયેલા સાત જેટલા અભ્યાસલેખો 'સપ્તક' શીર્ષકના આ લેખસંગ્રહમાં સંઘરાયા છે. એમાંનાં પ્રથમ ચાર લખાણો સંગીતનાં એક વા અન્ય પાસાંની તાત્ત્વિક વિચારણાને ઉપલક્ષે છે; જ્યારે પાછલા ત્રણ લેખો, ભારતીય સંગીતવિદ્યા સાથે અંતરંગ અને અભ્યાસનિષ્ઠ અનુરાગ ધરાવતાં સંગીતવિદોનાં વ્યક્તિચિત્ર કે સ્મરણરેખા રૂપે છે.

*

સંગીતની આંતરસ્વરઘટનાને ધોરણે, એની સ્વરૂપલક્ષી ચિકિત્સા કરતા લેખોમાં અનુક્રમે ને સત્ત્વક્રમે પણ સૌપ્રથમ લેખ છે *'આગિયો અને સ્વર્ણભ્રમર'*. દૃશ્યપ્રતીકોનું શીર્ષકાભિધાન ધરાવતો આ પ્રસ્તારી લેખ, આપણી બન્ને સંગીતપ્રણાલીઓ – ઉત્તર ભારતની *'હિન્દુસ્તાની'* અને દક્ષિણ ભારતની *'કર્ણાટક'* ('કર્ણાટકી' નહિ!) સંગીત–ની આંતરિક શ્રુતિઘટનાની પોતીકી વિશેષતાઓને ઉપસાવીને, બન્ને ધારાઓનો તુલનાત્મક પરિચય કરાવતો અભ્યાસમંડિત લેખ છે. અહીં શરૂઆતમાં ભૂમિકારૂપે, આ બન્ને સંગીતધારાઓને ક્ષેત્રે પરસ્પર પ્રવર્તતી સમજણો, કેટલાંક ગૃહીતો (ને પૂર્વગ્રહો)નો તટસ્થતાપૂર્ણ નિર્દેશ માંડી આપે છે. આ કારણે જિજ્ઞાસુને બન્ને પદ્ધતિઓની સ્વરૂપગત ખૂબીઓ અને સ્વકીય વિશેષતાઓને સમ્યક્ પ્રકારે સમજવામાં ગ્રંથિરહિત વસ્તુલક્ષી અભિગમ સાંપડી રહે છે. આ બન્ને સંગીતપરંપરાનું નિરનિરાળું રસતંત્ર એમની પોતીકી સ્વરપ્રકૃતિની નીપજ છે. ઐતિહાસિક પરિબળો અને મધ્યયુગના સલ્તનતપ્રભાવે ઉત્તરના સંગીતની ગાયન-શૈલીમાં ઇતર અંશો આમેજ થતા રહ્યા, એને મુકાબલે દક્ષિણની સંગીતધારા આવાં બાહ્ય ઉમેરણોથી વેગળી રહીને પ્રાચીન શ્રુતિસાતત્ય જાળવી રાખે છે. બન્ને સંગીતપદ્ધતિઓનાં રસકેન્દ્રોની અળગી તાસીરને કારણે, રજૂઆત (performance) અને નિષ્પત્તિ (appreciation) પરત્વે પણ અલગઅલગ મૂલ્યો ને ધોરણો રહ્યાં. કર્ણાટક પદ્ધતિમાં કંઠમાધુર્યને મુકાબલે સંગીતની બારીક જાણકારીની વધુ પ્રધાનતા છે, એનું સ્વરકંપન પણ વૈદિક પરંપરાની કંપિત સ્વરપ્રસ્તુતિનું સાતત્ય સાચવે છે. વળી, એ પદ્ધતિનું પ્રવર્તન અને ચલણ મુખ્યતયા દેવપ્રાસાદોમાં ધર્માનુસંગે રહ્યું. એટલે એમાં 'બંદિશ'ની મુખ્યતા છે; આલાપવિસ્તાર નહીં, પણ 'કૃતિ'ના ભાવાર્થનું ગેયાવતરણ ઇષ્ટ રહે છે. રાગના આવર્તનમાં 'તાલ' અતિ નિર્ણાયક મનાયો, એ કારણે 'સમ'નો આગ્રહ નથી. આની સરખામણીમાં ઉત્તરનું સંગીત કંઠના સૂરીલાપણાની અગત્ય માને છે. ખ્યાલ ગાયનની અતિપ્રતિષ્ઠાને લીધે આલાપની વિલંબિતતા અને લયકારીની સૂક્ષ્મતાને એમાં પ્રાધાન્ય મળતું રહ્યું. કર્ણાટક સંગીતના પ્રબંધપ્રભાવી કૃતિગાનને બદલે ઉત્તરી સંગીતમાં અનિબદ્ધ ખ્યાલનો અર્થરિક્ત કે નિઃશબ્દ સ્વરવિસ્તાર વિલસતો રહે છે એ ઘટનાના મૂળમાં આ પદ્ધતિનો રાજપ્રાસાદસંબંધ કારણરૂપે રહ્યો છે એવા મંતવ્યને અહીં પુષ્ટિ મળે છે. તેત્રીસ પાનાં લગી પથરાયેલો આ તર્કપૂત લેખ, બન્ને પદ્ધતિઓની સાંગીતિક તદબીરની ઝીણવટના સયુક્તિક ખુલાસાઓને કારણે, એમાંનાં તારણો તથા નિષ્કર્ષને પ્રતીતિકર રીતે થાપી આપે છે. બન્ને પદ્ધતિઓની સાંગીતિક પ્રતિભાને કેવળ એકપદી પ્રતીકો દ્વારા સંકેતિત કરતું, *'આગિયો અને સ્વર્ણભ્રમર'* એવું સૂક્ષ્મ કાવ્યસૂઝભર્યું શીર્ષક પણ,

લેખના મથાળે જ કેવું બલિષ્ઠ અને ત્વરિત અર્થદ્યોતન કરાવીને લેખાભિમુખ થવા આપણને પ્રેરે છે! કર્ણાટક સંગીતમાં આગિયાના અભ્રરંગી ઉડ્ડયનનો ઝગમગાટ છે; તો હિન્દુસ્તાની સંગીતમાં, પુષ્પસભર વાટિકામાં અત્રતત્ર વિહરતા સુવર્ણરંગી ભ્રમરની ભ્રમણલીલાનો તરંગ – ચળકાટ છે!

*'સંગીતમાં 'રક્તિ'નો વિભાવ'* – એ શીર્ષકના બીજા અભ્યાસલેખમાં, 'રક્તિ'નો સંગીતગુણ પ્રસ્તુતિને કઈ રીતે પ્રભાવક અને ઉપકારક નીવડતો હોય છે, એની શાસ્ત્રીય ચર્ચા કરી છે. લેખનું મંડાણ કરતી વેળા 'નાદ', 'શ્રુતિ' અને 'સ્વર' વિશે વિભિન્ન સંગીતશાસ્ત્રીઓએ અદ્યપર્યન્ત કરેલી ચર્ચાનો હવાલો ટાંકી, વિચારતંતુને આગળ લંબાવે છે અને 'રક્તિ'વિષયક લક્ષણનિર્દેશો કે વ્યાખ્યાઓ જુદા જુદા શાસ્ત્રગ્રંથોમાંથી ઉદ્ધૃત કરીને 'રક્તિ'ના વિભાવ (concept)ને વિશદપણે વ્યાખ્યાયિત કરે છે. 'રક્તિ' સંજ્ઞાનો વ્યુત્પત્તિગત અર્થ તો છે 'ઓજસ' કે 'લાલિમા'; એ મૌલિક અર્થને અનુલક્ષીને જ સંગીતવિચારમાં એ સંજ્ઞાનો પારિભાષિક સંકેત છે 'અનુરંજન'. સ્વરની રંજકતા ધ્વનિ કે નાદની રક્તિમતા પર નિર્ભર રહે. એટલે નાદની વિશુદ્ધિ તથા શ્રુતિસ્થાનની સચ્ચાઈ રક્તિપ્રદ સ્વર માટે આવશ્યક ઠરે. આ અનુરણન કે ગુંજનરૂપ 'રક્તિ'ને, ગાન પરત્વે, જેમ નાદ સાથે સંબંધ છે, તેમ 'કાકુ' સાથે પણ સંબંધ છે. 'રક્તિ' એ માધુર્ય, સ્નિગ્ધતા કે માર્દવથી સ્વતંત્ર અને વિરલ સંગીતગુણ છે. એ નિસર્ગદત્ત તો હોય; રિયાઝ દ્વારા કંઠમાધુર્યને રક્તિગુણ સાંપડે પણ ખરો. સંગીતના અન્ય ગુણોને 'રક્તિ' પોષક અને આહ્લાદક બનાવે છે. એટલું જ નહીં, આ 'રક્તિ'ને કારણે જ ગાનમાં નિર્ઘોષતા (ખોખરાપણું) આવતી અટકે, અને રંજનપ્રભાવ ઝળકે. આ સાંગીતિક વિભાવનાં સ્વરૂપ ને ઉપકારકતાનો અવિકલ પરિચય આ લેખમાં એમણે કરાવ્યો છે.

તત્ત્વવિચારણાને લગતો ત્રીજો લેખ છે માલકોસના નામાભિધાન અંગે. *'રાગ માલકોસનું અસલી અભિધાન'* શીર્ષકના આ લેખમાં માલકોસ / માલકૌંસ જેવા ભવ્યગંભીર રાગનું કુળ અને મૂળ શોધવાનો ઉપક્રમ છે. 'માલવકૈશિકી' કે 'માલવકૌશિકી' ઉપરથી સાંપ્રત માલકોસ નીપજી આવ્યો હોવાની અત્યારે પ્રચલિત માન્યતાનો આરંભે ઉલ્લેખ કરી, એની સ્વરબાંધણીના પુરાણા સગડ પ્રાચીન શાસ્ત્રગ્રંથોમાંથી શોધે છે; તો બીજી બાજુથી, કર્ણાટક સંગીતના રાગ 'હિંડોલમ્' (જે માલકોસ હોવાનો સાંપ્રત મત છે), તથા હિંદુસ્તાની સંગીતના રાગ 'હિંડોલ'ના સ્વરમંડલ સાથે એની ક્યાં ને કેવી ભિન્નતા છે એની અતિસૂક્ષ્મ તપાસ આદરે છે. પ્રાચીન અને મધ્યકાલીન શાસ્ત્રગ્રંથોમાંથી, રાગવિશેષના સ્વરગ્રથનને લગતા પ્રસ્તુત પુરાવાઓને ક્રમબદ્ધ મૂકી આપીને એ એવા તારણ પર આવે છે કે, વર્તમાન 'માલકોસ' નામાભિધાન પરત્વે 'માલવકૈશિક' સંજ્ઞાજન્ય હોવા છતાં એનું સ્વરબંધારણ માલવકૈશિક નથી; વળી પ્રાચીન પરંપરાના 'હિંદોલક' કે કર્ણાટક પદ્ધતિના 'હિંડોલમ્' સાથે પણ એનો પૂર્ણતઃ સ્વરમેળાપ નથી. હકીકતે, આજનો 'માલકોસ' રાગ ઋષભ-પંચમવર્જિત ને કોમલ સ્વરયુક્ત ઔડવ પ્રકારનો પ્રાચીન ભૈરવ રાગ છે. સત્તરમા-અઢારમા સૈકાના અરસામાં 'ભૈરવ'ને સ્થાને 'માલવકૌશિક' રાગસંજ્ઞા પ્રચારમાં આવી હોવાની સંભાવના રહે.

*'સંગીતમાં વાદ્યવાદનની શ્રેષ્ઠતા?'* એ શીર્ષકનો લેખ સિદ્ધાંતવિચારને સ્પર્શતો અંતિમ લેખ છે. રસપ્રભાવકતા અને સંગીનવિકાસની દૃષ્ટિએ 'ગાયન' અને 'વાદન' — આ બન્ને આવિષ્કારોમાં કોનું ચડિયાતાપણું હોઈ શકે એ પ્રશ્ન આ લેખના કેન્દ્રમાં છે. ત્રણેક દશકા પહેલાં, આપણે ત્યાં, 'ગાયન'ને મુકાબલે 'વાદન'ની સંગીતમાં મુખ્યતા છે એવો પક્ષ પ્રચારમાં આવતાં, તથ્યપરક પ્રતિસ્થાપનાનો ચિંતાવ્યાપાર, પ્રસ્તુત ઊહાપોહનું સંચારી વલણ છે. વાદનની શ્રેષ્ઠતાના પક્ષધરોની સ્થાપનાનો એક મુદ્દો એ હતો કે, સંગીતના 'ગાયન', 'નૃત્ય' અને 'વાદન' – એ ત્રિવિધ આવિષ્કારોમાં 'ગાયન' શબ્દાત્મક કાવ્યને અને 'નૃત્ય' ભાવદ્યોતક અંગભંગિઓને ઉપસેવે છે, એટલે અન્યાશ્રયી છે; જ્યારે 'વાદન' તો નિતાન્ત સ્વરનિર્ભર હોવાથી અનન્યાશ્રયી છે. આ કારણે સંગીતનો નિરપેક્ષ વિકાસ તો 'વાદન'માં જ શક્ય છે. બીજો મુદ્દો એ રહ્યો કે વાદનના ચતુર્વિધ પ્રયોગોમાં ગાયનસંગતિ, નૃત્યસંગતિ અને ગાન-નર્તનસંગતિમાં 'વાદન', સહચારી રહે છે; પણ તે ઉપરાંત એનો અન્યનિરપેક્ષ સ્વતંત્ર પ્રયોગ પણ

પ્રચલિત છે. શ્રી ઢાંકી વાદનશ્રેષ્ઠતાને લગતી બન્ને દલીલોનું સયુક્તિક ને તર્કબદ્ધ નિરસન કરે છે.

છેક પ્રાચીન કાળથી સંગીતપરંપરાઓમાં 'વાદન' એ કંઠ્યગાનનું અનુસારક રહ્યું છે, કેમ કે સ્વરઉદ્ભવની મૌલિકતા એના કંઠવિધાનમાં રહી છે. મનોમયી સ્વરલીલા કંઠાવતરણ દ્વારા જ મૂર્ત અને શ્રુતિગોચર અભિવ્યક્તિ પામતી હોય છે. નિરપેક્ષ વાદન વખતે પણ વાદકના ભીતરી શ્રુતિલોકમાં, પ્રથમતઃ, અવ્યક્ત સ્વરવિહારનું માનસી સ્પંદન ગુંજતું રહે છે. આ પ્રાણપ્રદ ચૈતસિક સ્પંદ જ વાદ્યયંત્રની જડતાને પ્રતિસ્પંદથી ઝંકૃત કરે છે. એટલે, 'ગાયન' હો, વા 'વાદન' – સંગીતનો પ્રકટ આવિષ્કાર, સંગીતકારના ચિદાત્મક ને અનાકૃત કંઠવિવર્તનું સાકૃત આવર્તન પણ હોય છે. આમ, પક્ષધરોની પ્રથમ યુક્તિને અંકે કરે છે. વાદનના 'સ્વતંત્ર પ્રયોગ'નો નિર્દેશ, જે સંદર્ભમાં જે રીતે પ્રસ્તુત થયો છે ત્યાં શ્રેષ્ઠતાદર્શી અર્થમાં નથી, પણ શક્યતાદર્શી સંકેત છે એવું સપ્રમાણ ચીંધી બતાવ્યું. એટલું જ નહિ, વાદનશ્રેષ્ઠતાને પક્ષે ગ્રંથોનાં જે ઉદ્ધરણો ટાંક્યાં છે એની સંદર્ભવિકૃતિ, કર્તાનિર્દેશોની અસંગતિઓ ને અભિપ્રેતાર્થના અન્વયદોષો પર પણ આંગળી મૂકી, એનું લૂલાપણું ચીંધી આપ્યું છે.

*

સંગ્રહના પાછલા ત્રણ લેખો, પ્રત્યક્ષપણે સંગીતની સૈદ્ધાંતિક કે શાસ્ત્રીય જિકર કરતા નથી; કેમ કે એ લખાણોનું મુખ્ય સૂત્ર વ્યક્તિવિશેષની પરિચિત ને પ્રભાવક વ્યક્તિતાનું અનૌપચારિક રેખાંકન છે. અહીં જેમની વ્યક્તિપ્રતિભાનું 'તસવીરીકરણ' થયું છે, એ નીલમ્મા કડમ્બી, ઠાકુર જયદેવસિંહ અને વાય.જી. દોરાઈસ્વામી સંગીતવિદ્યા અને શાસ્ત્રની રુચિસંપન્ન, સર્ગશક્ત અને પોતીકો માર્કો ધરાવતી સંસ્કારમૂર્તિઓ છે. ત્રણેય લેખોનો નિરૂપણતરીકો અંગતતાની પરિપાટી અંગીકારતો હોવા છતાં, લેખકની સરત રહે છે સાંગીતિક કળાપ્રવણ પ્રતિભાનાં બહુવિધ પરિમાણો પરત્વે સમ્યક્ સંકેતનની. એટલે લેખના આરંભે, કશાક પ્રાસંગિક મેળાપ કે પૂર્વશ્રુત સંસ્કારોની નાટ્યાત્મક પીઠિકા બાંધી, તરત જ અલપઝલપ લસરકાથી આંતરવ્યક્તિતાની પ્રભાવક રેખાઓ દોરી આપે છે. ચિત્રવિષયના વ્યવહારજીવન અને કારકિર્દીની ટૂંકી વિગતો તો કેવળ એમના મહિમાબોધ માટેનો સમુચિત પરિપ્રેક્ષ્ય આપણને સાંપડી રહે એ હેતુ પૂરતી જ. પરિચય, સંપર્કની સતતતા ને સઘનતા કોળતી ગઈ, તેમતેમ જે આંતરદલોનો રુચિર સ્પર્શ સાંપડતો રહ્યો એમાંથી જ સાંગીતિક સૂઝ, કળાનિષ્ઠ આગ્રહો ને અભિગમો, શાસ્ત્રસિદ્ધિ અને રસસંસિદ્ધિનાં વિવિધ પરિમાણોને, સહજક્રમે, ખોલતા જાય છે. તાત્ત્વિક ચર્ચાને લગતા આગલા લેખોમાંની વિદ્યાકીય શોધપરક વસ્તુનિષ્ઠ શિસ્તબદ્ધ લિખાવટને બદલે અહીં અરૂઢ ને અનૌપચારિક અંતરંગતાનો સ્પર્શ ધરાવતી સહજસ્ફૂર્ત લિખાવટ પ્રાંજલ હૃદ્યતા ને સ્નિગ્ધ સાંદ્રતાનો અનુભવ પમાડે છે. તો બીજી દૃષ્ટિએ, પરિચયચિત્રો નિમિત્તે – એ રેખાંકનોની સપાટી પર – ચિત્રિત પ્રતિભાઓનો જેમની સાથે જીવનભર નાભિસંબંધ રહ્યો એ સંગીતવિદ્યા પ્રત્યેના કલાલક્ષી અભિગમને લગતા ઉદ્ગારો, અભિપ્રાયો ને વલણોના સંકેતોમાં, અત્રતત્ર વેરાતા રહેતા ચિંતનના બુટ્ટાઓ આપણી સંગીતસમજને વિશદ કરતા રહે છે.

*

અહીં ગ્રંથસ્થ લખાણોમાં વ્યક્ત થતાં સંગીત-સમીક્ષણની કેટલીક ખાસિયતો ટપકાવવાનું પણ રસપ્રદ બનશે. સમીક્ષક પંડ્યે, પ્રકૃતિએ અને પ્રવૃત્તિએ, પુરાતત્ત્વક્ષેત્રના અભ્યાસરત સંશોધકજીવ રહ્યા. એટલે અપ્રમાદી અને ઊંડું અવેક્ષણ, તજ્જન્ય ઉપ-સ્થિતિઓનું યથાસ્થિત આકલન, અને એના આધારે તર્કની કસોટીએ ખરાં ઊતરે એવાં વસ્તુલક્ષી તારણો : શોધવ્યાપારની આ વિદ્યાશિસ્ત તો એમના હાડમાં રહી. આ સંતુલિત સંશોધનવૃત્તિ ઉપરાંત, આ દિશામાં એમને અતિ ઉપકારક નીવડતી સંપદા છે એમની સમુદાર રુચિસંપન્ન રસપ્રવણતા અને રસજ્ઞતા. અનેકવિધ સંગીતવિલાસોને, રસપ્રદેશોને આ સકંપ 'ભાવચિત્રી'ને બળે એ હૃદયસાત્ કરી શક્યા છે. 'પંડિત' અને 'રસિક'ની આ અદ્વૈતમૂલ સંપૃક્તિને લીધે, આ સમીક્ષાલેખોમાં, રસપ્રવણ સંશોધકની વસ્તુનિષ્ઠ તપાસરીતિ, સતત સંચરતી રહે છે. કોઈ પણ લેખની બાંધણી જુઓ : ચર્ચાવિષયક મુદ્દાની વ્યવસ્થિત માંડણી, સાધક-બાધક ઉપપત્તિઓથી દોરાતું તર્કબદ્ધ પ્રતિપાદન, ચર્ચિત વિચાશૃંખલાઓને

સુગ્રથિત કરીને ગંઠાતો સમારોપ : આખાયે લેખની સાંગોપાંગ સુદૃઢ આકૃતિ નીપજી આવે છે. એમની નિરૂપણપદ્ધતિ, સમગ્રતયા, સ્પષ્ટતા, અસંદિગ્ધતા અને ચોખ્ખાઈની આગ્રહી છે. ધૂંધળાં કે ગમે તે દિશામાં ઢળી પડે એવાં અડૂકદડૂક વિધાનો એમાં શોધ્યાંય ન જડે. પ્રતિપાદનમાં આક્રમક પ્રતિબદ્ધતા કે વૈચારિક અભિનિવેશ મુદ્દલ નહિ; (હા, શૈલીપ્રમોદ દાખવતો ઉક્તિગત આક્રોશ – ભારેખમપણામાંથી ઉગારી લેવા માટેસ્તો-ક્વચિત્ દેખાશે !) પરંતુ વિષયગરિમા ધરાવતું ઠરેલપણું અને ધીટતા તરવરતાં રહે છે. એટલે જ અસંગત અભિપ્રાયો કે વૈતથ્યપૂર્ણ મંતવ્યોની પણ તર્કની નિરપેક્ષ ભૂમિકા પરથી સમભાવપૂર્વક તપાસ કરવાનું વલણ દાખવે છે.

સાચી વિદ્યાપ્રીતિથી પ્રેરાઈને લખાયેલા આ લેખોને વધુ પ્રતીતિબળ મળે છે એનાં ટિપ્પણોથી. લખાણમાં વૈચારિક સળંગસૂત્રતા જળવાઈ રહે એ માટે નિરૂપણનો દોર વક્તવ્યની શરગતિએ ચાલવો જરૂરી બને. વચ્ચે ક્યાંક પૂર્તિ, પુષ્ટિ કે આડવાત ઇત્યાદિ આણવાં આવશ્યક હોય તો એને પાદટીપ રૂપે મૂકવાનો વ્યુત્પન્ન રાજમાર્ગ પ્રશસ્ત છે. અહીં પ્રત્યેક લેખના અંતે વિપુલ પ્રમાણમાં ટીપ-સૂચિ જોવા મળે છે. પ્રથમ લેખમાં ૨૮, બીજામાં ૩૮, ત્રીજામાં ૩૧ : જોઈ શકાશે કે ટીપનોંધની પુષ્કળતા છે. રોચક, રસપ્રદ અને વિગતપ્રદ એવાં આ ટિપ્પણો ક્યાંક પૂર્તિરૂપે રહે છે; તો ક્યાંક સંદર્ભપ્રોક્ત વિધાનની વિશેષ પુષ્ટિ દાખવતાં સમર્થનરૂપે છે. કેટલેક સ્થળે સમર્પક દૃષ્ટાંત, મૌખિક વાતચીતનું ઉદ્ધરણ કે મર્મદ્યોતક કિસ્સો પણ ટાંકે છે; તો વળી ક્યાંક આધારસ્ત્રોતનો મૂળ પાઠ આપે છે. વક્તવ્યને પૂરક, સમર્પક, દ્યોતક, પ્રકાશક એવા વાગ્સંકેતો ધરાવતાં આ ટિપ્પણો લેખને વિશેષ અવિકૃતિ (authenticity) તો આપે જ છે; લેખકના વ્યાપક ને વિવિધશાખાસંપન્ન વિદ્યાવ્યાસંગની પણ પ્રતીતિ કરાવે છે. (શોધપદ્ધતિમાં વિદ્યાકીય શિસ્તની અદબમાં કેમ રહી શકાય એનો પદાર્થપાઠ પણ, જોનારને, એમાંથી મળી રહે !)

સંગીતવિચારને ક્ષેત્રે આપણે ત્યાં તાત્ત્વિક ઊહાપોહ ભાગ્યે જ થયો છે. ગણતર સિદ્ધાંતચર્ચાના લેખો, થોડાંક પરિચયાત્મક લખાણો સિવાયનું મોટા ભાગનું કામ 'શાલેય' પાઠ્યપુસ્તક ઢબનું. એ સ્થિતિમાં, સંગીત વિશે વિદ્યાચિંતન કરનારને માટે ભાષાપ્રયોજનની દુવિધા રહેવાની. પાયાના વિભાવોની સમજૂતી તથા પરિભાષા માટે તો નિતાન્તપણે સંસ્કૃતાશ્રિત રહેવાનું જ. નિરૂપણનો દોર જે ભાષાસપાટી પર વિચરે એમાં પણ પરિભાષા, વ્યાખ્યાયન, વિવરણાદિ વ્યાપારોની સમજણ સંસ્કૃતનિર્ભર જ રહે, આધારગ્રંથોની સંસ્કૃતાત્મકતાને લીધેસ્તો! આ સંજોગોમાં 'સપ્તક'માંના લેખોની તત્સમપ્રચુરતા સામે ફરિયાદ કરવાપણું રહે નહિ. એકંદરે, આ લેખો નિરૂપણ પરત્વે સંસ્કૃતાઢ્ય રહેવા છતાં, લેખકની નિજી મુદ્રા ઉપસાવતા કેટલાક નવા પ્રયોગો ને સ્થાનીય બોલીના બળકટ ઉદ્રેકોને કારણે પોતીકો શૈલીરંગ પણ દાખવે છે. 'ખરજીલું', 'જીવારીદાર', 'નાદપૂરો', 'તસવીરીકરણ' જેવી શબ્દઘટનામાં, 'ગલઢા' 'મોઢું મરડનારી' 'બેસણું', 'વહરા', 'ખરખરે' 'મોવડ', 'વળાકા', 'લક્કડું', 'હાકલો' : આના જેવા સોરઠી – કે બરડાઈ? – બોલીપ્રયોગોમાં; 'દૂધ વગર કણસતાં ગલૂડિયાં', 'ફાટેલ વાંસ જેવી બકારીઓ', 'ચૂડેલના અફળાતા ચૂડલાઓ સમા' : આવા ઉપમાપ્રયોગોમાં આ શૈલીરંગની છાંટ દેખાઈ આવશે.

*

સંગીતની શાસ્ત્રીય વિચારણાનું ક્ષેત્ર પ્રાયઃ અક્ષુણ્ણ રહ્યું છે. મૌલિકતાની સુવાસ અને તત્ત્વચર્ચાની ગંભીરતાને દાખવતાં ઊંડી સૂઝભર્યાં લખાણો કેટલાં? આવા દેશકાળમાં શ્રી મધુસૂદન ઢાંકીના પુસ્તકમાંના આ લેખો, શોધયાત્રાની મંગલ સપ્તપદીનો મહિમા ધરાવતા નીવડશે.*

('સપ્તક' : લેખક – શ્રી મધુસૂદન ઢાંકી; પ્રકાશક–ક્ષિતિજ સંશોધન કેન્દ્ર, વડોદરા/મુંબઈ; પ્રથમ આવૃત્તિ – સપ્ટે., ૧૯૯૭; પૃષ્ઠસંખ્યા – ૧૧૭; કિંમત – રૂપિયા ૬૬/–)

❑

* આકાશવાણી, રાજકોટ કેન્દ્ર પરથી પ્રસારિત વાર્તાલાપ (શોધન-વર્ધન સાથે)

દુષ્યન્ત પંડ્યા

### ૧૮. સ્કૂલ ખૂલી અને બૉંબ પડ્યા

સેલીબહેન સાથે સેવિલના સ્ટોરમાં જઈ પુષ્પા ઘઉંનો લોટ લાવી હતી. આખો ઑગસ્ટ મહિનો અને સપ્ટેમ્બરના છસાત દહાડા લટકાના ગણી આડત્રીસમે કે ઓગણચાળીસમે દહાડે ગોળ રોટલીનાં દર્શન થયાં. બ્રેડ ગમે તેટલી સારી હોય, તેની ઉપર તમે મસકાના ચપકા પાથરો, મુરબ્બો – જેમ લગાવો કે ચીઝ ભભરાવો, બ્રેડની બે સ્લાઇસ વચ્ચે કાકડી-ટમેટાં મૂકો, ચટણી ચોપડો, બાફેલા બટાકાનો મસાલા નાખેલો છૂંદો મૂકો કે બીજું ગમે તે મૂકો, મોણ નાખી કરેલી, ફૂલીને દડો બનેલી ફૂલકા રોટલીની તોલે એ ન આવે. આમ રોટલી, દાળ, ભાત, શાક, કચુંબર, કંઈ મિષ્ટાન્ન અને છાશનું ભોજન ચાલુ થતાં, બેપોર્ટમાં ગુજરાત ઊભું થઈ ગયું હતું.

અને, સપ્ટેમ્બરની પહેલી તારીખથી 'ન્યૂયૉર્ક ટાઇમ્સ'માં ગુજરાતની સરહદે આવેલું પાકિસ્તાન રોજ ચમકતું હતું. બેઉ દેશોની સરહદોના નકશા સાથે. પાકિસ્તાને કાશ્મીરમાં છમકલું કર્યું હશે તેનો પ્રતિકાર આપણાં સૈન્યોએ પાકિસ્તાનની હકૂમત હેઠળનો કેટલોક પ્રદેશ જીતી લઈને કર્યો હતો.

પ્રમુખ જૉન્સન ડેમોક્રેટ હતા – અને પ્રમુખપદે ગમે તે હોય – પણ, અમેરિકાની પરદેશનીતિનું સંચાલન શસ્ત્રોના સોદાગરો કરતા હોય છે. તેમ જ ત્યાંની પ્રસિદ્ધ ગુપ્તચર સંસ્થા સી.આઈ.એ.નો દોરીસંચાર પણ ખૂબ હોય છે. સાઠીના દાયકામાં એ સમયે, તેના વડા હતા જૉન ફૉસ્ટર ડલેસના ભાઈ. ડલેસની પ્રીતિ પાકિસ્તાન પર જ હતી. ભારત નાટોનું ચાહક ન હતું, અમેરિકન શસ્ત્રોનું ઘરાક ન હતું. રશિયા અને ચીનની તરફેણ કરતું હતું. અમેરિકન વિદેશનીતિનો ઝોક ભારતવિરોધી હોય એનું અચરજ ન થવું જોઈએ.

અમારા ઘરમાં અમે ટેલિવિઝન હજી વસાવ્યું ન હતું. વર્તમાનપત્ર પણ ખરીદવાની શરૂઆત મેં કરી ન હતી. ભારતમાંથી લઈ ગયેલા ડૉલરની માતબર મૂડી ઉપર તાગડધિન્ના હતી. ઓટલો ને રોટલો ટોચ–ક્રમે હોઈ અમે તેની વ્યવસ્થા કરી લીધી હતી. છાપું, ટી.વી. દૂર હતાં.

આથી, નવા નિશાળિયાની માફક બનીઠની, સાતમી સપ્ટેમ્બરે સવારે આઠ વાગ્યે ચાપાણી પી હું શાળાએ જવા નીકળ્યો. અમારા ઘરની ડાબી તરફ આવેલાં બેક ઘર વળોટી ડાબે હાથે જતી શેરીમાં વળતાં સામે જ સ્કૂલ હતી. પાંચ મિનિટ તો ઘણી થઈ પડે. અમારી શેરી પૂરી થયે જે રસ્તો આવતો હતો, તે રસ્તા પર શાળાનું મુખ્ય પ્રવેશદ્વાર ન હતું. એક નાનો દરવાજો ખોલી, બે ઓરડાઓ વચ્ચેની નેળ વળોટી આપણે 'હૉલ'માં આવીએ. આ 'હૉલ' એટલે આપણે જેને પરશાળ કે વરંડા કહીએ છીએ તે. હૉલમાં પહોંચી હું જમણી તરફ વળ્યો. ત્યાં વહીવટી કાર્યાલય તથા આચાર્યની ઑફિસ હતાં. ઘંટ તો ૮-૩૦ વાગ્યે વાગવાનો હતો. ત્યાં હાજરીપત્રકમાં સહી કરી તથા સમય લખી હું શિક્ષકખંડમાં ગયો. ત્યાં શ્રીમતી પૉર્ટ્સ મળ્યાં. હાથમાં 'ન્યૂયૉર્ક ટાઇમ્સ'. "ગુડ મૉર્નિંગ" બોલી મને તે બતાવી કહે, "ડૉ. પંડ્યા, આ વાંચ્યું ?"

"ગુડ મૉર્નિંગ" કહી મેં એ દળદાર અખબાર હાથમાં લીધું. પહેલા પાના પર ભારતનો નકશો. નકશામાં સૌરાષ્ટ્રનો દ્વીપકલ્પ બતાવેલો ને તેમાં જામનગર બતાવેલું. બાજુમાં જરા મોટા અક્ષરે હેડલાઈનમાં છાપેલું, "પાકિસ્તાન પ્લેન્સ બૉમ્બ જામનગર." આ શીર્ષક નીચે દિલ્હીથી આવેલા સમાચારમાં થોડી વિગત હતી. મારા વતન પર બૉમ્બ પડ્યાના આ સમાચારે મને સંક્ષુબ્ધ કરી નાખ્યો. કેટલા બૉમ્બ પડ્યા ? ક્યાં ક્યાં પડ્યા ? શી ખુવારી થઈ ?

આપણે શો પ્રતિકાર કર્યો? મિસિસ પૉર્ટ્સ જાણતાં હતાં કે જામનગર મારું વતન છે.

મને સ્ટાફરૂમમાં એક ખુરશીએ બેસાડ્યો. મને કૉફીનો કપ આપ્યો.મને કહે, "જરા ગરમ કૉફી પી, સ્વસ્થ થાઓ. આપણે પ્રાર્થના કરીએ કે, તમારા ઘરને, તમારાં કુટુંબીઓને અને મિત્રોને, તથા તમારી બંનેની શાળાઓને કશું નુકસાન ન થયું હોય."

કૉફીના ઘૂંટ લેતાં લેતાં એ સમાચાર વાંચ્યા. કરાંચીથી પાકિસ્તાન એરફૉર્સનાં બે વિમાનો આવી જામનગરના એરફૉર્સ પર એક અને ગામમાં એક એમ બે બૉમ્બ નાખી ગયાં હતાં. નહીં જેવું નુકસાન થયું હતું. જાનહાનિના કશા સમાચાર નથી. અમારા ભાડાના ઘરમાં ફોન માટે અમે અરજી કરી હતી, પણ હજી ફોન આવ્યો ન હતો. વળી, એ સમયે આજની માફક સીધો ફોન લગાડવાની સંગવડ પણ ન હતી. અમેરિકાથી પ્રથમ લંડન જોડવું પડે. ત્યાંથી મુંબઈનું જોડાણ થાય. અને મુંબઈ જામનગર જોડી આપે. બેત્રણ કલાકનો ગાળો અર્જંટ કૉલમાં જાય. મનને શાંત કરવાનો યત્ન કર્યા સિવાય અને પ્રાર્થના કર્યા સિવાય બીજો ઉપાય કયો હતો?

નવા સાથીઓ સાથે પરિચય કરવાનો યત્ન તો કર્યો જ, પણ મારા ચહેરા પર ભય અને ચિંતાના ઓળા ઊતર્યા હતા. એમને દૂર કરી, હસતે મોઢે હસ્તધૂનન કરવાનું નાટક મારે કરવું પડ્યું હતું.

મારો પહેલો તાસ સ્ટડી હૉલમાં હતો. મને સમયપત્રક મળ્યું ત્યારે, આ 'સ્ટડી હૉલ' વાંચી મને કૌતુક થયું હતું. ટીચર ડેવલપમેંટ પ્રોગ્રામ હેઠળ અમેરિકા જઈ આવેલા મારા મિત્ર, મુંબઈની અમૂલખ અમીચંદ સ્કૂલના આચાર્ય સોલી પાવરી આ 'સ્ટડી હૉલ'થી ખૂબ પ્રભાવિત થયા હતા. વિદ્યાર્થીઓ પોતાની મેળે અભ્યાસ કરે, સ્વાધ્યાય કરે તેના જેવું રૂડું શું હોઈ શકે? મને સ્મરણ છે તે પ્રમાણે, એમણે પોતાની મુંબઈની શાળામાં 'સ્વાધ્યાય ભવન'ની સગવડ ઊભી પણ કરી હતી. એટલે, આ સ્ટડી હૉલ કઈ બલા છે તે જાણવાનું મારું કુતૂહલ હતું. એ કુતૂહલે તત્કાળ મારી ચિંતાના, અમંગળ કલ્પનાઓના, કલ્પિત ભયના ઓથાર દૂર કર્યા. શાળાના કૅફેટેરિયામાં હું ગયો.

ત્યાં લગભગ દોઢ સો જેટલાં વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ બેઠાં હતાં. અને કોઈ લખતું હતું તો કોઈ વાંચતું હતું. મિ. મેન્શિયસ નામના શિક્ષક મારા સાથી હતા. ઝીણી આંખોવાળા, અમેરિકનોની દૃષ્ટિએ નાજુક અને નીચા કહેવાય તેવા મેન્શિયસનો વધારે પરિચય તો મને આગળ ઉપર થયો. એ ઇતિહાસના શિક્ષક હતા તે ખબર મને ત્યારે જ પડી, મારી ભારતીય પડપૂછવૃત્તિને કારણે. મેં તેમને આસ્તેથી સ્ટડી હૉલના માહાત્મ્ય વિશે પ્રશ્ન કર્યો. મને કહે, "ડૉ. પંડ્યા, અટપટા વિષયોને કારણે, દરેક તાસમાં કેટલાક વિદ્યાર્થીઓ એવા હોવાના જેમને તાસ ન હોય. આવા બધા વિદ્યાર્થીઓએ અહીં આવવાનું અને, પોતાનું ગૃહકાર્ય કે અભ્યાસ કે પુસ્તકાલયના પુસ્તકનું વાચન કરવાનું. સ્ટડી હૉલ નામ આ હેતુથી અપાયું છે."

'સ્વાધ્યાયપ્રવચનાભ્યાં મા પ્રમદિતવ્યમ્'નો સ્વાધ્યાય આ સ્ટડી હૉલ નથી એ મેં જાણ્યું.

મારું કુતૂહલ શમતાં જ જામનગર ઉપર ઘૂમરી લેતાં પાકિસ્તાની બૉમ્બરો મને દેખાવા લાગ્યાં.

□

# આચાર્ય કૃપાલાનીની આત્મકથા

શરીફા વીજળીવાળા

આચાર્ય કૃપાલાની તરીકે જાણીતા જીવતરામ ભગવાનદાસ કૃપાલાની (૧૮૮૮-૧૯૮૨) દરેક ભારતીય માટે પરમ આદરણીય નામ છે. આઝાદી પહેલાંનાં સાઠ વર્ષ અને પછીનાં પાંત્રીસ વર્ષના સાક્ષી રહી શકેલા આચાર્યને એ બંને સમયગાળાના ભારતમાં, એનાં જનજીવન, જનમાનસ, જીવનમૂલ્યો અને સામાજિક મૂલ્યોમાં કેવોક તફાવત લાગ્યો હશે? માભોમની આઝાદી માંટે સર્વસ્વ ન્યોચ્છાવર કરી દેનારને એમની નજર સામેની સત્તાની સાઠમારી કેવી લાગતી હશે? દેશમાં લદાયેલી કટોકટી કે આ બધાં વર્ષો દરમ્યાન દેશની નેતાગીરીનું થયેલું નૈતિક ધોવાણ જોવા માટે જીવતા રહ્યા એ બદલ આચાર્યે ઈશ્વરને ક્યારેય નહીં ભાંડ્યા હોય? આચાર્ય કૃપાલાનીની જેમ લાંબી જીવાદોરી લઈ અવતરેલાઓ માટે આપણને આવા પ્રશ્નો થવાના જ. આચાર્યની આત્મકથા આમાંના અમુક પ્રશ્નોના જવાબ આપે છે.

જીવનના આરંભે હિંસામાં માનનાર આ વ્યક્તિ ગાંધીજીના પરિચયે અહિંસાવાદી બન્યા, એટલું જ નહીં, જીવનભર ગાંધીને, ગાંધીવિચારને સમજતા-સમજાવતા રહ્યા છે. સ્વાતંત્ર્યસંગ્રામના વડા સિપાહી, દેશ આખામાં જાણીતા હોવા છતાંય મૂલ્યોની સામે આચાર્યે હંમેશાં સત્તાને ગૌણ જ માની. પરિણામે સ્વરાજજંગના સાથીઓ સાથે જ સ્વાતંત્ર્ય પછી જંગ આદરી બેઠા. પ્રજાતંત્રના જાગતા પ્રહરી, બીજી લોકશાહી માટેની લડતના વડીલ, વર્ષો સુધી સંસદ ગજાવતા રહેલા, રાષ્ટ્ર વતી પ્રશ્નો પૂછી નેતાઓને જગાડતા રહેલા ઇતિહાસપુરુષની આ આત્મકથા છે. અહીં આઝાદીની લડાઈનું નિકટદર્શન છે, પૂર્વગ્રહ-રહિત હકીકતોનું આલેખન છે. કઈ રીતે ગાંધીજીના આગમને સ્વતંત્રતા માટેનું આંદોલન સંગઠિત થતું ગયું, કઈ રીતે ગાંધીજીએ પ્રજાના દરેક વર્ગને એમાં જોતર્યો, પ્રાંતે પ્રાંતે અહિંસક નેતાગીરીની હરોળ ઊભી થઈ, એમાં રચનાત્મક કાર્યો, ગ્રામવિકાસ, ખાદીકાર્ય કઈ રીતે એકરૂપ થતાં ગયાં એનું સિલસિલાબંધ આલેખન છે. આત્મકથા હોવા છતાંય અહીં વ્યક્તિની કથા ગૌણ છે. ખાદીઉદ્યોગની ચડતી-પડતી, રાષ્ટ્રીય વિદ્યાપીઠોની સ્થાપના, એના હેતુઓ, એનો વિકાસ, એમાંથી નીપજેલા મહાનુભાવો, અંગ્રેજ શિક્ષણનીતિની સામે વિદ્યાપીઠોની ભૂમિકા, ગાંધીવિચાર પાછળ છુપાયેલ સર્વાંગી વિકાસનો રચનાત્મક અભિગમ વગેરે વિશે વ્યાપક પટ પર પથરાયેલું ચિંતન આત્મકથાનો મોટો ભાગ રોકે છે. એક તીક્ષ્ણ બુદ્ધિ ધરાવતા, ઇતિહાસના પ્રખર અભ્યાસીની અનુભવી નજરે તવાઈને નીપજેલાં તારણો છે અહીં. આઝાદીની લડાઈના સમગ્ર ઇતિહાસ ઉપરાંત પછીનાં પાંત્રીસ વર્ષનાં લેખાંજોખાં પણ મળે છે અહીં. સ્વતંત્ર ભારતે અપનાવેલી આર્થિક વિદેશી નીતિઓ વિશે અણઘડ કટાક્ષ નથી, પણ અનુભવી, જાણકારની વ્યથાભરી ચેતવણીઓ છે. ચીન સંબંધે ક્યાં અને કેવી રીતે આપણે ઠોકર ખાધી, આપણે કેટલા કાચા ને નિર્બળ પુરવાર થયા, આયોજનના જટાજૂટમાં કેવા તો ફસાતા ગયા, ઉદ્યોગોની માયાજાળે આપણને કેવા લપેટમાં લીધા, કઈ રીતે વિકેન્દ્રીકરણની ગાંધીજીની વાતોને અભરાઈએ ચડાવી દીધી, એનાં કેવાં માઠાં પરિણામો ભોગવવાનો વારો આવ્યો... આ બધી વાતો દરેક ભારતીયને જાણવી ગમે જ. મૌલાના આઝાદના 'ઇન્ડિયા વિન્સ ફ્રીડમ'ની જેમ અહીં સનસનીખેજ વાતો નથી. પણ એક તટસ્થ વ્યક્તિની કલમે લખાયેલો સિલસિલાબંધ ઇતિહાસ છે. આત્મકથાકારે યાદશક્તિ પર ભરોસો ન રાખવો જોઈએ એ વાત કૃપાલાની જાણે છે. એટલે જ ઢગલો એક સંદર્ભસાહિત્ય સાથે રાખીને એમણે આ પ્રમાણભૂત આલેખન કર્યું છે. જિંદગીનો

બહુ મોટો ભાગ આઝાદીની લડતમાં ગાળ્યો હોવાને કારણે ઇતિહાસની સાથે સાથે સાથીમિત્રો વિશે, એમના સ્વભાવના સારાનરસા પાસા વિશે પણ નોંધ હોવાની જ. કટ્ટર ગાંધીવાદી હોવાને કારણે એમનાં નિરીક્ષણોમાંથી આપણને ગાંધીજીની એક વિલક્ષણ છબિ પ્રાપ્ત થાય છે.

અત્યારે જે પ્રદેશ પાકિસ્તાનમાં છે એ સિંધ પ્રાંતમાં કૃપાલાનીનો જન્મ. કૃપાલાનીઓ અઠંગ જુગારીઓ તરીકે જાણીતા હતા. પિતા પ્રામાણિક અધિકારી હતા, પણ ભેટસોગાદો માટે ના ન પાડતા. કૃપાલાનીજીના એક ભાઈ પત્ની અને પુત્રી સાથે હિંદુ ધર્મ છોડી મુસલમાન થઈ ગયા હતા. અને અન્ય હિંદુ યુવાનોનું ધર્માન્તર પણ એમણે કરાવ્યું હતું. કૃપાલાનીજી વિદ્યાર્થી તરીકે એકદમ જ નફિકરા હતા. પરીક્ષાની તૈયારી વખતે અચૂક ઊંઘી જતા. ઝાઝી મહેનત કર્યા વગર પાસ થઈ જતા ને મોટા ભાગનો સમય અન્ય વાચન કે પ્રવૃત્તિમાં ગાળતા. ૧૯૦૬માં બિપિનચંદ્ર પાલ સંપાદિત 'ન્યૂ ઇન્ડિયા'ના વાચને એમની જિંદગીનો રસ્તો બદલી નાખ્યો. પછીથી નાના-મોટા પ્રસંગો બનતા ગયા ને કૃપાલાનીજી કૉલેજો બદલતા રહ્યા. ચળવળને લગતી પ્રવૃત્તિને કારણે કોઈ કૉલેજ એમને પ્રવેશ આપવા તૈયાર નહોતી. આઝાદી માટેની લડત હિંસક જ હશે એ બાબતે એમને જરાક પણ શંકા નહોતી એટલે જ પૂનાની ફર્ગ્યુસન-કૉલેજમાં ભણતા હતા ત્યારે કહે છે : "જ્યારે કોઈ અંગ્રેજ ઉપર અથવા સરકારની દમનકારી નીતિનો અમલ કરનાર કોઈ હિંદી ઉપર બૉમ્બ ફેંકવામાં આવતો અથવા ગોળી છોડવામાં આવતી ત્યારે અમે રાજી થતા (૨૬)". અધ્યાપક થયા પછી પણ ચળવળને કારણે નોકરીઓ છૂટતી રહે છે. ગાંધીજી સ્વદેશ પાછા ફરે છે ત્યારે કૃપાલાનીજી બિહારમાં મુઝફ્ફરપુરની કૉલેજમાં કામ કરતા હતા, જે પછીથી એમનું મુખ્ય કાર્યક્ષેત્ર બની રહે છે.

ગાંધીજી સ્વદેશ પાછા ફર્યા ત્યારે દેશ વેરવિખેર હતો, લડાઈ વેરવિખેર હતી. અને કૉંગ્રેસ પણ વેરવિખેર હતી. કૃપાલાનીજી લખે છેઃ "૧૯૦૭માં સુરતમાં પડેલા ભંગાણથી કૉંગ્રેસ નબળી પડી ગઈ હતી. તે પછી એ લોકોને પ્રેરણા, પ્રોત્સાહન કે શિક્ષણ આપતી અટકી ગઈ હતી. એ આત્મા વગરના દેહ જેવી થઈ ગઈ હતી... (૪૬)." ગાંધીજી સાથે કૃપાલાનીની પહેલી મુલાકાત શાંતિનિકેતનમાં થઈ હતી. પ્રથમ મુલાકાતમાં બંને એકબીજાનું માપ કાઢવાની કોશિશ કરે છે. કૃપાલાનીનું નિરીક્ષણ કંઈક આવું હતું. "ગાંધીજી વિલાયત જઈ આવેલા શિક્ષિત હિંદુઓનો એક વિચિત્ર નમૂનો હતા. તેમનું બધું જ વિચિત્ર અને કંઈક વહેવારુ બુદ્ધિ વિનાનું સુધ્ધાં લાગે (૪૭)." ગાંધીજી સાથે અઠવાડિયું રહ્યા તે દરમ્યાન કૃપાલાનીજી એમને સ્પષ્ટપણે જણાવે છે કે "સ્વતંત્રતા માટેની લડતમાં હું અહિંસામાં માનતો નથી. હું ઇતિહાસનો અભ્યાસી છું. સ્વતંત્રતા માટેની કોઈ પણ લડત અહિંસા મારફતે સફળ થઈ નથી (૪૯)." – જેના જવાબમાં ગાંધીજીએ કહ્યું હતું : "ઇતિહાસે હજી છેલ્લું પાનું લખી નાખ્યું નથી." જોકે કૃપાલાની શંકિત છે ગાંધીજીની શક્તિઓ માટે. એટલે તરત લખે છેઃ "જોકે તે વખતે મને શંકા હતી કે તેઓ ઇતિહાસમાં એક નવું ક્રાન્તિકારી પ્રકરણ ઉમેરનારા બનશે કે કેમ! (૪૯)." એમને એ સમયે ગાંધીજીના રાજકીય વિચારો તદ્દન ભૂલભરેલા લાગ્યા હતા. (આપણે આના પરથી ગાંધીજીના પ્રચંડ પ્રભાવની કલ્પના કરી શકીએ... જેના કારણે કૃપાલાનીજી જેવા ગાંધીવિચારના ભાષ્યકાર બને છે!) અહિંસાથી આઝાદી મળી શકે એ બાબતે કૃપાલાની વારંવાર પોતાની શંકા જાહેર કરે છે (૭૧), પણ જ્યારે એ ગળે ઊતર્યું ત્યારે કબૂલે પણ છે : "વર્ષો પછી હું ગાંધીજીની અહિંસા વિશેની અને હિંદની પ્રજાના અહિંસક સ્વભાવ અંગેની દૃષ્ટિ સમજી શક્યો. (૭૧)."

ગાંધીજી પ્રત્યે અપાર આદર ને સ્નેહ હોવા છતાંય કૃપાલાનીજી કદી એમના અંધ અનુયાયી નથી બન્યા. ગાંધીજીના માનવીય અવગુણો વિશે 'મહાત્મા'ની છબિથી અંજાયા વગર ટીકા કરી છે. પ્રથમ વિશ્વયુદ્ધમાં ગાંધીજીએ રંગરૂટોની ભરતીનું કામ માથે લીધું હતું. કૃપાલાની લખે છે : "મને રંગરૂટની

ભરતીની તરફેણનું ગાંધીજીનું દૃષ્ટિબિંદુ સમજાતું નહોતું, તેમ ગમતું પણ નહોતું, એટલે હું તેમનાથી છૂટો થઈ ગયો હતો (૮૨).'' (જોકે પાછળથી ગાંધીજી પણ નિખાલસપણે આ ભૂલ કબૂલે છે.) કૃપાલાનીજીને ગાંધીજીએ જાત પર અને આશ્રમવાસીઓ પર લાદેલી શિસ્ત પસંદ નહોતી. કદાચ એટલે જ તેઓ બનારસના આશ્રમમાં કોઈ નિયમો બનાવતા નથી. ગાંધીજીની ઉપવાસપદ્ધતિ વિશે પણ એમને કદાચ શંકા હતી. જેલમાં કરેલા ચાર ઉપવાસથી હેરાન થયા પછી ઉપવાસ ન કરવા એવું નક્કી કરે છે અને નોંધે છે : ''મને હંમેશાં એમ લાગ્યું છે કે બીજાના પાપ માટે અથવા તેમને સુધારવા માટે ઉપવાસ કરવાનું મહાત્માને માટે રાખવું. નાગરિકની ફરજો બજાવતા સામાન્ય માનવે આવાં પુણ્યકાર્યોમાં ન પડવું! (૧૧૪).'' કોઈ પણનો સાવ નજીવો દોષ પણ અન્ય સાથીઓ ગાંધી સુધી પહોંચાડતા અને તેઓ એવી ટેવને ઉત્તેજન આપતા. કૃપાલાનીને ગાંધીજીની એવી ટેવ નહોતી ગમતી. તેઓ લખે છે : ''માણસો પોતાનાં સ્ખલનોની તેમની આગળ કબૂલાત કરે એ પણ તેમને ગમતું હતું (૭૫).'' પોતાનો વિષય ન હોય એવી બાબતોમાં પણ ગાંધીજી લોકોને ઇલાજ બતાવતા. આ બાબતે એમનો અણગમો એમની વિશિષ્ટ નર્મમર્મભરી શૈલીમાં વ્યક્ત થયો છે. તેઓ લખે છે : ''મેં કદી અંગત બાબતોમાં ગાંધીજીની સલાહ લીધી નથી (૭૫).'' વર્ષો પછી સુચેતા સાથેના લગ્ન બાબતે ગાંધીજી વિરોધ કરે છે, પણ કૃપાલાની એમને ગાંઠ્યા નથી. કૃપાલાનીને ગાંધીજીની બીજી એક ટેવ કદી નથી સમજાઈ. અમદાવાદ આશ્રમમાં બનેલ પ્રસંગ વિશે તેઓ લખે છે કે ગાંધીજીએ આશ્રમવાસીઓ વિશેનો અભિપ્રાય પૂછ્યો અને એમણે સ્પષ્ટ અભિપ્રાય આપ્યો... ''તેઓ જાણે પોતાની અહિંસાના બોજાથી કચડાઈ ગયા હોય એવું લાગે છે.'' (૭૬). ગાંધીજી આ અભિપ્રાય સાંજની પ્રાર્થનામાં કહે છે અને ઉમેરે છે કે તેઓ કૃપાલાનીના અભિપ્રાયને સાચો નથી માનતા. સ્વાભાવિક છે કે કૃપાલાનીની હાલત કફોડી થાય જ. વર્ષો પછી દેશભરમાં થયેલાં કોમી રમખાણો પછી સ્વાતંત્ર્યદિને ગાંધીજી અને કૃપાલાની બેઉ કલકત્તામાં હતા ત્યારે કૃપાલાની ગાંધીજીને એક પ્રશ્ન પૂછે છે : ''હિંદુસ્તાનભરમાં ગમે ત્યાં થયેલાં કોમી રમખાણો માટે જવાબદાર સુહરાવર્દી જેવા માણસ સાથે તમે સંબંધ શી રીતે રાખી શકો છો?'' ગાંધીજી ત્યારે જવાબ નથી આપતા, પણ જેવા સુહરાવર્દી ઓરડામાં આવ્યા કે તરત ગાંધીજીએ એમને આ કહી સંભળાવ્યું અને ઉમેર્યું : ''આ કૃપાલાનીનો મત છે. પણ મને તમારા ઉપર વિશ્વાસ છે (૭૦૬).'' ગાંધીજી આવું શા માટે કરતા હતા એ કૃપાલાનીને કદી નથી સમજાયું. મહાત્માની એ માનવગત નબળાઈ હતી? જોકે આવા નાનામોટા પ્રસંગોએ કે દૃષ્ટિભેદે એમનો ગાંધીજી પ્રત્યેનો આદર કદી ઓછો નહોતો થયો. કદાચ મહાદેવભાઈ પછી ગાંધીજીને સમજપૂર્વક ચાહનારામાં, અનુસરનારામાં કૃપાલાનીનું જ નામ લેવું પડે.

કૃપાલાનીજીને પણ આપણા બધા જેવો જ પ્રશ્ન થાય છે. મૂળગત બાબતો વિશે જવાહરે વારંવાર ગાંધીજી સાથે મતભેદ પ્રગટ કરવા છતાંય ગાંધીજીએ એવું કેમ કહ્યું હશે કે મારા મૃત્યુ પછી જવાહર મારી ભાષા બોલશે? (૧૭૩). જવાહરલાલને ગાંધીજીનાં મૂલ્યો, ખાદીમાં એમની શ્રદ્ધા કદી ગળે નથી ઊતર્યાં. એ બંને વચ્ચેના લાંબા પત્રવ્યવહારને ઉતાર્યા પછી કૃપાલાનીજી નોંધે છે, ''સાચી વાત તો એ છે કે, જવાહરલાલ કદી ગાંધીજીનો રાષ્ટ્રની સ્વતંત્રતા માટેનો સુસંકલિત કાર્યક્રમ સમજ્યા જ નહોતા. એ દુર્ભાગ્યની વાત છે કે આજે પણ સામાન્ય રીતે બુદ્ધિશાળી વર્ગ એ સમજતો નથી. મને કહેતાં દુઃખ થાય છે કે જવાહરલાલના પોતાના જ વિચારો સુસંકલિત નહોતા. (૧૭૨).'' એકબીજા સામે કેવળ તલવારના પટ્ટા ખેલતા રહેલા આ બે મહાન પુરુષોને જોડતી કડી માત્ર લાગણીનું બંધન હતું. જવાહરની તો ગાંધી જરૂરિયાત હતા. પણ ગાંધીજી તો લાગણીના દોરવાયા જ આવું કરતા હતા. સરદાર કે રાજેન્દ્રબાબુ જેવા દૃઢનિશ્ચયી અને અદ્‌ભુત સંગઠનશક્તિ ધરાવતા નેતાઓ હોવા છતાંય ગાંધીજી શા માટે જવાહરલાલને પસંદ કરે છે? એના જવાબમાં અનેક તર્ક લડાવ્યા પછી છેલ્લે

કૃપાલાનીજી નોંધે છે : "લાગણીજન્ય આસક્તિનો બૌદ્ધિક ખુલાસો, દેખીતી હકીકતોને મરડ્યા, મચડ્યા વગર આપી શકાતો નથી (૧૭૪)."

બીજી ગોળમેજી પરિષદમાં અસ્પૃશ્યોને અલગ મતદારમંડળ આપવા સામે ગાંધીજીએ તીવ્ર વિરોધ પ્રગટ કર્યો. "અસ્પૃશ્યતા જીવે એના કરતાં તો હિંદુ ધર્મ રસાતાળ જાય એ હું વધુ પસંદ કરું..." (૨૧૨) એવું કહેતા ગાંધીજી યરવડા જેલમાં ઉપવાસ આદરે છે ત્યારે જવાહરલાલને એમની આ ચળવળ વેવલી લાગેલી. તેમને મન એ ચળવળ ધાર્મિક હતી, રાજકીય નહોતી. ઉપવાસ અંગે પણ એમનું વલણ ટીકાત્મક હતું. પણ ચળવળ સફળ થયા પછી એ ગાંધીને જાદુગર કહે છે (૨૨૩). આ અને આવી અનેક વિગતો દર્શાવે છે કે જવાહરલાલ આવેગથી નિર્ણય લેતા, સમય જોઈ મત બદલતા, પોતાના મત પર અડગ રહેવાનું સરદાર જેવું દૃઢ મનોબળ એમની પાસે નહોતું ને તોય દૃઢ મનોબળધારી ગાંધીજીએ એમને વારસ ગણાવ્યા એને કાળનું અવળું પગલું કહીશું, વ્યક્તિની આસક્તિ કહીશું કે દેશનું દુર્ભાગ્ય કહીશું? ગાંધીજી અને જવાહરલાલ વચ્ચે પ્રકૃતિ અને તાલીમના ભેદ ઉપરાંત રાષ્ટ્રની મહત્ત્વની બાબતો વિશે, સ્વાતંત્ર્યની લડત વિશે, મૂળગત મતભેદ હતા જ. રેંટિયો કાંતવાને તેમણે "ઘરડી ડોસીનું કામ" કહ્યું હતું. કૃપાલાનીજી નોંધે છે કે "તેમ છતાંય સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી પણ જાહેરમાં બધાં રાષ્ટ્રીય પર્વો વખતે કેમેરાની ચાંપો દબાતી હોય ત્યારે તેઓ રેંટિયો સુધ્ધાં કાંતતા હતા (૨૪૫)." ગાંધીજીના જવાહર પ્રત્યેના પ્રેમનો ખુલાસો લાગણીજન્ય આસક્તિ સિવાય કંઈ જ ન આપી શકાય એવું કૃપાલાની કબૂલે છે (૨૪૬).

હું હંમેશાં મારી પોતાની રીતે જ જીવતો આવ્યો છું અને કદી ગાંધીજીની જીવનપદ્ધતિનું યાંત્રિક અનુકરણ નથી કર્યું (૧૩૫) એવું સ્પષ્ટ કહેનાર જિંદગીભર ગાંધીવિચારને અનુસર્યા, ગાંધીમાર્ગ પર ચાલ્યા અને ગાંધીવિચારના ઉત્તમ ભાષ્યકાર બની રહ્યા. એમની ગાંધીભક્તિ તર્કઆધારિત છે. તેઓ નોંધે છે : "માત્ર અજ્ઞાની માણસો જ નહીં, પણ શિક્ષિત અને સંસ્કારી માણસો પણ ગાંધીજીને હિન્દુ દેવદેવીઓની હારમાં બેસાડવાનો પ્રયત્ન કરે છે. રામનવમી ને કૃષ્ણાષ્ટમીની જેમ તેમના જન્મદિન ને મૃત્યુદિન ઊજવાય છે. તે વખતે તેમના આર્થિક કાર્યક્રમના પ્રતીકરૂપ રેંટિયો બહાર કાઢી તેમના સ્મરણમાં ક્રિયાકાંડરૂપે ચલાવાય છે. જો આપણે એક રાષ્ટ્ર તરીકે જીવતા રહેવું હોય તો આપણા મોટામાં મોટા આગેવાનને આ રીતે દેવ બનાવી દેવાની પ્રવૃત્તિને સખત રીતે વખોડી કાઢવી જોઈએ. હિંદુ ધર્મમાં આપણી પાસે દેવદેવીઓ અને અવતારો પૂરતા છે. ગાંધીજી માનવ તરીકે પૂરતા સારા હતા." (પ્રસ્તાવનામાંથી). અકળામણ ટાળવતી કૃપાલાનીજીની આવી નર્મમર્મભરી શૈલીના ચમકારા આત્મકથામાં અન્ય પ્રસંગોએ પણ જોવા મળે છે.

સવિનયભંગ-મોકૂફીથી અકળાઈને ૧૩-૮-'૩૪ના જવાહર ગાંધીજીને લાંબો પત્ર લખે છે. એની ભાષા તોછડી અને વિચારો વેરવિખેર છે. મોડી રાતે પત્ર લખાયો હતો એવા ઉલ્લેખ પાસે અટકીને કૃપાલાની મશ્કરી કરી લે છે : "સ્વાભાવિક રીતે જ, એ વખતે માણસને ખરાબ સ્વપ્નો આવે પણ ખરાં. જવાહરલાલ માટે ઉત્તમ માર્ગ એ હતો કે એમણે ઊંઘી જવું જોઈતું હતું...(૨૪૨)". ઇન્દિરા ગાંધીએ રાષ્ટ્રપતિપદ માટે સંજીવ રેડ્ડીના નામની દરખાસ્ત કરી અને વી.વી. ગિરિ માટે અંતરાત્માને નામે હિમાયત કરી ત્યારે કૃપાલાનીજીએ કહ્યું હતું : "આપણે રાજકારણીઓ કંઈ વાલિયા લૂંટારા જેવા મોટા ગજાના ડાકુ નથી કે આપણો અંતરાત્મા જાગે. આપણે તો સામાન્ય કોટિના ચોટ્ટાઓ માત્ર છીએ. આપણે વળી અંતરાત્મા કેવો ને વાત કેવી?"

સાચો ઇતિહાસકાર કદી વ્યક્તિગત પૂર્વગ્રહ રાખી ન શકે એ વાતથી કૃપાલાનીજી સભાન છે. એટલે જ પ્રખર રાષ્ટ્રવાદી મૌલાના આઝાદ પ્રત્યે અપાર આદર હોવા છતાંય એમના પુસ્તક 'ઇન્ડિયા વિન્સ ફ્રીડમ'માંનાં એમનાં વિધાનોનો વિરોધ કરે છે. સાચો ઇતિહાસ લોકો સુધી પહોંચવો જ જોઈએ એટલે તેઓ મૌલાનાનાં પૂર્વગ્રહપ્રેરિત વિધાનોનો દાખલાદલીલોથી

છેદ ઉડાડે છે. જે સરદારે, પુરુષોત્તમદાસ ટંડન સામે કૃપાલાનીનું પત્તું કાપવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો, એમના લેખ છપાતા બંધ કર્યા હતા, આકાશવાણી પર એમને બોલતા અટકાવ્યા હતા, એ સરદારનો પણ એ બચાવ જ કરે છે. કારણ કે સરદારની દેશભક્તિ, એમની કર્મઠતા માટે કૃપાલાનીને જરાય શંકા નથી. ધારદાર દલીલો અને પુરાવાથી મૌલાનાની વાતોનો છેદ ઉડાડી, સરદારને થતા ખોટા અન્યાયનો જડબેસલાક વિરોધ નોંધાવતાં લખે છે : "વિભક્ત થઈ ચૂકેલા ભારતની એકતા સાધવામાં એમણે આપેલો ફાળો એમને કાયમ પ્રતિષ્ઠા અપાવતો રહેશે. ભારતના રાજ્યસંઘમાં છ સોથી પણ વધુ દેશી રાજ્યોના વિલીનીકરણ પછી સરદાર વિશે મૌલાનાએ જે લખ્યું તે વાંચીને ખેદ થાય છે (૬૮૬)." સરદારનાં બધાં જ સારાં કામનાં એમણે વખાણ કર્યાં છે. સાથે સાથે એમના જગજાહેર દોષ નોંધવાનું પણ ચૂક્યા નથી. વિદ્યાપીઠના મકાનના આડેધડ ચણતર બાબતે કૃપાલાનીએ વિરોધ નોંધાવ્યો ત્યારે સરદાર ચિડાઈ ગયા હતા. કૃપાલાની નોંધે છે : "તેઓ મિત્રભાવે અને સારા હેતુથી કરવામાં આવેલો વિરોધ પણ સહન કરી શકતા નહોતા (૧૪૦)."

ભારતના ભાગલા કયાં દુઃખદ કારણોસર બધાએ સ્વીકાર્યા હતા એની અહીં સિલસિલાબંધ રજૂઆત થઈ છે. અન્ય કોઈ જ વિકલ્પ નહોતો બચ્યો ત્યારે આ કડવી હકીકત સ્વીકારવા સૌ તૈયાર થયા હતા. ઝીણા અંગ્રેજો માટે કૉંગ્રેસ વિરુદ્ધ હુકમનો એક્કો હતા એટલે ઝીણાની બધી આડોડાઈ ચલાવી લેવામાં આવતી. ઝીણાને મન હિંદુઓ તો 'દુશ્મન' હતા, પણ બિનલીગી મુસલમાનો તો 'ગદ્દારો' હતા. ઝીણાને અંગ્રેજોએ ખાતરી આપી હતી કે જો તેઓ કૉંગ્રેસ સામે વિરોધ ચાલુ રાખશે તો તેમને તેમનું પાકિસ્તાન મળશે (૬૭૮). ગાંધીજી તો છેલ્લે સુધી ભાગલાનો વિરોધ જ કરતા રહ્યા હતા. ને ધારો કે ભાગલા પાડવા જ પડે તો દેશમાં શાંતિ સ્થપાય પછી જ પાડી શકાય. એ પણ બ્રિટિશરોની વિદાય પછી જ પાડવા જોઈએ એ બાબતે ગાંધીજી દૃઢ હતા. અંગ્રેજો દ્વારા તો 'વાનરન્યાય' જ મળે એમાં ગાંધીજીને જરાય શંકા નહોતી. જવાહરલાલની દૃષ્ટિએ "માથાના દુખાવાથી મુક્ત થવા માથું કાપવા" ભાગલા બાબતે સંમત થવાનું હતું. સરદાર માનતા હતા કે એક પાકિસ્તાન નહીં આપીએ તો દરેક કાર્યાલયમાં એક-એક પાકિસ્તાન ઊભું થશે. કૃપાલાનીજી પણ માને છે કે ગાંધીજીની આદર્શવાદી દૃષ્ટિ કરતાં સરદારની વાસ્તવવાદી નીતિ વધુ સાચી હતી. એ સમયે એના સિવાય અન્ય રસ્તો હતો જ નહીં. જોકે કૃપાલાની માઉન્ટબૅટનના "હું હંમેશાં ભારતના ભાગલાની વિરુદ્ધ હતો" દાવા સાથે જરાય સંમત નથી. માઉન્ટબૅટન હિંદુસ્તાન છોડી ગયા પછી પણ હંમેશાં કહેતા રહ્યા કે હિંદના ભાગલા ઝીણાના આગ્રહને કારણે થયા હતા. કૃપાલાની દલીલ કરે છે : "જે બ્રિટિશ સરકાર એકલી જ હિટલરના બળને પડકારી શકી હતી તે ભાગલા માટેની ઝીણાની ગેરવાજબી અને બિનલોકશાહી માગણીને દબાવી ન શકી એ કેવી રીતે માની શકાય? (૬૫૨)". ઝીણા અંગ્રેજોના હાથનું રમકડું બની રહ્યા. હિંદુ અને મુસ્લિમ ધર્મ જુદા છે એવું કહેતા ઝીણા એ વાત ભૂલી જાય છે કે રાષ્ટ્રની દૃષ્ટિએ જોતાં પ્રત્યેક મુસ્લિમ હિંદી છે. હિંદુ ન હોય તે હિંદી તો હોઈ શકે એ વાત મુઠ્ઠીભર કટ્ટરવાદીઓ ન સમજી શક્યા ને દેશના ટુકડા થયા. કોઈ પણ ભોગે ભાગલા અટકાવવા ગાંધીજી લીગ સામે વધુપડતા નમી રહ્યા હતા એ બાબતે કૃપાલાનીજી પણ સંમત છે.

કૅબિનેટ મિશન સાથેની વાટાઘાટો ઝીણાની આડોડાઈને કારણે પડી ભાંગવાની અણી પર હતી ત્યારે ૧૯૪૬ની ૧૬મી ઑગસ્ટને લીગે 'સીધાં પગલાં દિન' જાહેર કર્યો હતો. લીગ એ દિવસે શું કરશે એ વિશે કંઈ જાહેર નહોતું કરાયું, પણ જરૂર પડ્યે લેવાનારાં પગલાં હિંસક હશે એવું નક્કી હતું. પંજાબમાં, ફીરોઝખાન નૂને ત્યાંની ધારાસભાના લીગી સભ્યોને સંબોધતાં કહ્યું હતું કે, મુસ્લિમો જે તારાજી કરશે તે ચંગીસખાન અને હલાકુએ કરેલી તારાજીને પણ શરમાવે એવી હશે (૫૫૯). એક જ માટીમાંથી પેદા થનારા, માભોમને મુક્ત કરાવવા જેલમાં સાથે

રહેનારા, આઝાદી માટે ખભેખભા મિલાવી કસમો ખાનારા ને માથાં દેનારા, સામી છાતીએ ગોળીઓ ઝીલનારામાંથી મુઠ્ઠીભર આગેવાનો સંકુચિત માનસથી દોરવાય કે કોઈના હાથા બની જાય ત્યારે કેવાં ભયાનક પરિણામો આવે એનાં દૃષ્ટાંત બંગાળ અને બિહારની કત્લેઆમે પૂરાં પાડ્યાં. દમનનો દોર છૂટો મૂકનાર સુહરાવર્દી જેવા નેતાઓને માનવતાની દુહાઈ પણ નહીં જ સ્પર્શી હોય ને? દુનિયાનો કયો ધર્મ આવી કત્લેઆમ માટે છૂટ આપે છે? નોઆખલીની તારાજીથી વ્યથિત ગાંધીજીએ કૃપાલાનીજીને કલકત્તા મોકલ્યા. કૃપાલાનીજી નોંધે છે કે સરકારી તંત્ર જ જ્યાં દમન-લૂંટફાટની તરફેણમાં હોય ત્યાં શાંતિ જલદી ન જ સ્થપાય. હિંદુ સ્ત્રીઓનાં અપહરણ બાબતે કૃપાલાનીજીના પ્રશ્નનો તદ્દન બેપરવા ને સ્વસ્થ ગવર્નર કેવો નફ્ફટ જવાબ આપે છે : "મુસલમાન સ્ત્રીઓ કરતાં હિંદુ સ્ત્રીઓ વધારે રૂપાળી હોય છે એટલે એ અનિવાર્ય છે (૫૬૩)." ગાંધીશિષ્ય હોવાને કારણે, કૃપાલાનીને મારવાનું મન થયું, માર્યું નહીં. જે મુસ્લિમોએ હિંસાનું તાંડવ મચાવ્યું હતું એ બધા પહેલાં હિંદુઓ સાથે હળીમળીને રહેતા હતા. હંમેશાં બનતું આવ્યું છે કે કોમોને ખરેખર એકબીજા પ્રત્યે વેર નથી હોતું. પોતાના રોટલા શેકવા માગનારાઓ આવાં વેરઝેરનાં તાપણાં સળગતાં રહે એવું ઇચ્છતા હોય છે. કોમવાદનું વરવું સ્વરૂપ સમજવા દરેકે 'બંગાળ અને બિહારમાં 'કત્લેઆમ'વાળું પ્રકરણ વાંચવું જોઈએ. બિહારનાં તોફાનોમાં સહન મુસ્લિમોને કરવાનું આવ્યું. આ તોફાનો અન્ય કારણો ઉપરાંત ખાસ તો કલકત્તાની પ્રતિક્રિયારૂપ હતાં અને માનવસ્વભાવ આવી પ્રતિક્રિયા આપે જ એવું સ્વીકારતાં કૃપાલાની અચકાતા નથી. ગાંધીમાર્ગને સૌથી સારી અને સાચી રીતે સમજનાર આ માણસ નર્યો આદર્શવાદી નહોતો. એમના પગ વાસ્તવની ભોંય પર હતા એટલે જ આવું સ્વીકારી શક્યા છે. કોઈને આ પ્રકરણમાં કૃપાલાનીનું હિંદુવાદી માનસ ન ડોકાય એટલા માટે એમણે ભરપૂર અવતરણોથી કામ લીધું છે. મહોરી ઊઠેલી માનવતાનાં બેઉ કોમનાં ઉદાહરણો નોંધ્યાં છે. છતાંય સમગ્રપણે જોતાં લીગનો ગુનો કોઈ પણને અક્ષમ્ય જ લાગશે. બિહારમાં કૉંગ્રેસનેતાઓ હિંદુઓને એમની પ્રતિક્રિયા બદલ ગાળ-શાપ દેતા, "તમે ધર્મ વિરુદ્ધ આચરણ કર્યું છે" એવું કહેતા... એમની પાસે અહિંસા પાળવાની પ્રતિજ્ઞા લેવડાવતા. બંગાળમાં લીગે આવું કંઈ ન કર્યું. ગાંધીજી સુધ્ધાં નોઆખલીમાં મુસ્લિમોના ભયંકર અત્યાચારો સામે દબાયેલા અવાજે બોલતા હતા એવું કૃપાલાની સ્પષ્ટપણે નોંધે છે. ઇતિહાસ સાક્ષી છે કે જેમ આપણે વધુ ને વધુ લીગને નમતા ગયા એમ તેના ફૂંફાડા વધતા ગયા. લઘુમતીને વધુપડતી પંપાળવાથી એકંદરે રાષ્ટ્રહિતને નુકસાન જ થાય. પણ આપણે કદાચ ઇતિહાસ પાસેથી પાઠ શીખવામાં માનતા જ નથી. જે રીતે કૉંગ્રેસી નેતાઓ બિહારના હિંદુઓને ગાળો આપી શક્યા એને પડછે લીગ તો ઠીક, પણ રાષ્ટ્રવાદી મુસ્લિમ નેતાઓ પણ ચૂપ રહ્યા. કૃપાલાનીજીનો આક્રોશ સાચો જ છે. કેમ રાષ્ટ્રવાદી મુસ્લિમો પોતાના ધર્મબંધુઓને એ વાત ગળે ન ઉતારી શક્યા કે તેઓ હિંદુસ્તાનના માત્ર એક ખૂણાને ખાતર આખા હિંદુસ્તાન ઉપરનો તેમનો હક જતો કરતા હતા?... તેમણે મુસ્લિમોને એમ કેમ ન કહ્યું કે હિંદુસ્તાનના જે ભાગોમાં મોટામાં મોટા સંતો અને મૌલાનાઓએ જીવન વિતાવ્યું હતું, કામ કર્યું હતું અને છેલ્લો શ્વાસ લીધો હતો તે બધાં સ્થાનો છોડી જતા હતા? તેમણે તેમને કેમ ન કહ્યું કે નિઝામુદ્દીન શરીફ, અજમેર શરીફ અને બિહાર શરીફ પાકિસ્તાનમાં નહિ, પણ હિંદુસ્તાનમાં હશે? આગ્રાનો તાજમહાલ, દિલ્હીમાંની જામા મસ્જિદ અને હુમાયૂંની કબર જેવી મુસ્લિમ સ્થાપત્યની મહાન અને ભવ્ય કૃતિઓ તેઓ મામૂલી વસ્તુ માટે હિંદુસ્તાનમાં છોડી જશે? ગમે તેમ પણ, મુસ્લિમોએ જે અમૂલ્ય ખજાનો હિંદુસ્તાનમાં છોડી જવો પડશે તેની ઝીણાને કશી ખબર નહોતી. કારણ કે ઝીણા હિંદી કે મુસ્લિમ કરતાં અંગ્રેજ વધુ હતા (૬૭૯). એટલે જ કદાચ અંગ્રેજોની 'ભાગલા પાડો ને રાજ કરો'ની ફૂટનીતિ ઝીણાને વધુ માફક આવતી હતી!

મેરઠ અધિવેશનમાં પ્રમુખપદેથી આપેલા

યાદગાર ભાષણ પરથી દેખાય છે કે કૃપાલાનીજી આપણા દેશની સમસ્યાઓ, એના ઉકેલો, ગાંધીવિચાર અને એની ઉપયોગિતાને કેટલા ઊંડાણથી સમજ્યા હતા. રાષ્ટ્રીય એકતા સંદર્ભે એમણે કહેલી વાત આજે પણ એટલી જ લાગુ પડે એવી છે. તેમણે કહ્યું હતું : "હું એમ માનું છું કે જે હિંદુ મુસલમાનને પરદેશી માને છે તે પોતાના ધર્મને અન્યાય કરે છે, એટલું જ નહિ, તે હિંદુસ્તાનની સ્વતંત્રતા અને પ્રગતિનો પણ દુશ્મન છે. બીજે પક્ષે, આપણાં જ હાડમાંસનો બનેલો કોઈ મુસ્લિમ, પોતે હિંદની ભૂમિ પર પરદેશી છે એમ માને અને વર્તે તો તે પોતાની કોમને અને રાષ્ટ્રને સરખું નુકસાન કરે છે. ધર્મ સિવાય આપણી વચ્ચે બધું જ સમાન છે, અને ધર્મ તો અંગત બાબત છે. ધર્મના પ્રશ્ન ઉપર લડવું એ જંગલી રીત છે." (૬૧૭). કૃપાલાનીજીની વાત સાવ સાચી છે. આવું નહીં થાય ત્યાં સુધી દેશ પ્રગતિ નહીં સાધી શકે. આજે આઝાદીને પચાસમે વર્ષે પણ આપણે જોઈએ છીએ કે મુઠ્ઠીભર અણસમજુ મુસ્લિમો ભારતમાં વસતા હોવા છતાંય પાકિસ્તાનની ચિંતા વધુ કરે છે. અને મુઠ્ઠીભર બુદ્ધિજીવી હિંદુઓ રાષ્ટ્રવાદી મુસ્લિમોને પણ પાકિસ્તાન સંદર્ભે 'તમારાવાળા' કહેતાં જરાય લજાતા નથી. બંને પક્ષ પોતાને અને અન્યને માત્ર ભારતીય કેમ નથી માની શકતા એ મારે મન કોયડો છે.

જિંદગીભર સાથીઓ તરીકે દેશની આઝાદી માટે લડનારાઓ સત્તાસ્થાને પહોંચ્યા પછી બદલાયા છે એવું લાગતાં કૃપાલાની કૉંગ્રેસપ્રમુખ તરીકે રાજીનામું આપે છે. 'મારું આત્મવિલોપન' નામના આ પ્રકરણમાં એમની વ્યથા, વેદના આપણને સ્પર્શી જાય છે. અહીં ચર્ચાયેલી કેટલીક વાતો, કેટલીક આગાહીઓ પછીથી વરવા રૂપે સાચી ઠરી છે. ૧૯૪૭માં રાજીનામું આપતી વખતે પણ બગડતી જતી આર્થિક વ્યવસ્થા તરફ ધ્યાન દોરે છે (૭૦૧). હોદ્દાની ઑફર થતી રહે છે, પણ કૃપાલાની સ્વીકારતા નથી. પણ સજાગ વિરોધીની ભૂમિકા ભજવતા રહ્યા, સરકારને સતત જાગતી રાખવા ૧૯૭૨ સુધી ચૂંટણીઓ લડતા રહ્યા, હારતા રહ્યા, જીતતા રહ્યા. જીતવાની ખાતરી હોય એવું મતક્ષેત્ર છોડી "કૃષ્ણમેનન જેવો માણસ જવો જ જોઈએ" માનતા કૃપાલાની અજાણ્યા મતક્ષેત્રમાંથી ચૂંટણી લડે અને હારે ત્યારે લાગે કે આ માણસને મન મૂલ્યો, સિદ્ધાંત અને દેશથી ઉપર કંઈ નહોતું. જવાહર જ્યારે એમને રાજ્યપાલપદની ઑફર કરે છે, ત્યારે કૃપાલાનીજી ગાંધીજી સાથે જે દલીલો કરે છે તે આજના નેતાઓને જોનારાના ગળે ભાગ્યે જ ઊતરે. એમના પ્રશ્નો છે : ત્યાંના રક્ષકોનું, કર્મચારીઓનું હું શું કરું? ૫,૦૦૦ રૂ. ના પગારનું શું કરું? આવડા મોટા નિવાસનું શું કરું? (૭૦૩). રાજાજી એમને અન્નના દફતરની ઑફર કરે છે ત્યારે પણ કૃપાલાનીજીનો જવાબ જુઓ : "મને અન્નમાં રસ નથી. મને તો રાજ્યવહીવટમાં ઝપાટાભેર વધતા જતા ભ્રષ્ટાચારની વધારે ચિંતા થાય છે. એને લીધે કામોમાં ઢીલાશ આવે છે. એ બાબત હાથ ધરી શકું એવી કોઈ ઑફર આવે તો હું અનૂકૂળ થવાનું વિચારું (૭૦૩)." પણ ભારતના કમનસીબે જવાહરલાલે આ વાત કાને ન ધરી.

ગાંધીજીની જેમ જ કૃપાલાનીજી પણ ૧૫મી ઑગસ્ટના જલસામાં ભાગ નથી લઈ શકતા. તેઓ નોંધે છે : "મેં ૧૫મી ઑગસ્ટની ઉજવણીમાં ભાગ ન લીધો તેનું કારણ એ હતું કે ભાગલાએ ઊભી કરેલી કૃત્રિમ સરહદની બંને બાજુના મારા દેશબંધુઓ અકથ્ય દુઃખો ભોગવી રહ્યા હતા (૭૦૫)." જોકે કૃપાલાનીજી માત્ર લાગણી કે આદર્શથી જ કામ નથી લેતા. એ અભૂતપૂર્વ કટોકટીના સમયે, દુનિયાના ઇતિહાસમાં નોંધાયેલી સૌથી મોટી હિજરત પ્રસંગે કોમી રમખાણોને ઠારવા, નિરાશ્રિતોનાં ધાડાંને ઠેકાણે પાડવાની બાબતે ગાંધીજી લઘુમતી તરફ વધુપડતી સહાનુભૂતિ વ્યક્ત કરી રહ્યા હતા એનો કૃપાલાની ઇન્કાર નથી કરતા. પાકિસ્તાનને ૫૫ કરોડ રૂ. આપી દેવાની બાબતે એમની જીદે ભલે નેતાઓને નમાવ્યા, પણ આ જ કારણોએ ગોડસે જેવા કટ્ટરપંથીઓને ઉશ્કેર્યા હતા. કૃપાલાનીજી એક તટસ્થ દાર્શનિકની જેમ નોંધે છે : "કોમી શાંતિ ફરી સ્થાપવાનો ગાંધીજીનો ઉપાય એ હતો કે, પાકિસ્તાન ગમે તે કરે અને ત્યાંના

કે અહીંના મુસ્લિમો ગમે તે કરે, તો પણ હિંદુઓ અને શીખોએ તેનો બદલો ન લેવો જોઈએ (૭૦૯).'' જોકે લૂંટફાટ ને કત્લેઆમનો ભોગ બનેલ માણસ પણ ગાંધીજી જેટલો આદર્શવાદી બને એ અપેક્ષા વધુ-પડતી જ હતી અને જિંદગી આખી દેશ માટે ખર્ચી નાખનાર, ભારતને આઝાદી અપાવનાર, હિંદુત્વને બૃહદ્ પરિપ્રેક્ષ્યમાં જોનાર આ મહાત્માને કેટલાક ઝનૂની હિંદુઓએ 'હિંદુઓના દુશ્મન' ગણ્યા અને તેમને મારી નાખ્યા. આ પ્રસંગે પ્રોફેસર કૃપાલાનીની કલમને સર્જકતાનો સંસ્પર્શ થાય છે. તેઓ લખે છે : "જે જ્યોતે લગભગ ત્રીસ વર્ષ સુધી આપણને આપણા સ્વાતંત્ર્યસંગ્રામમાં માર્ગદર્શન આપ્યું હતું તે આમ બુઝાઈ ગઈ. જે અવાજે આપણને આપણા રાષ્ટ્રના સ્વાતંત્ર્યના ધ્યેયે પહોંચાડ્યા હતા અને પ્રસંગોપાત્ત આપણા માર્ગમાંની મુશ્કેલીઓ અને જોખમો સામે ચેતવ્યા હતા, તેને ખૂનીની ગોળીએ શાંત કરી દીધો. પણ ખૂનીની ગોળી કે ખંજર સત્યની જ્યોતને બુઝાવી શકે? એના અવાજને શાંત કરી દઈ શકે? સત્યનો અવાજ પોતાની રાખમાંથી ફરી બેઠો થાય જ છે... ખરું જોતાં, એ ખૂનીએ માત્ર એક હિંદુ સંતને જ નહોતા મારી નાખ્યા, પણ કોઈ પણ ધર્મના ઈશ્વરપરાયણ માણસ પર હાથ ન ઉગામનાર હિંદુ ધર્મની યુગયુગ જૂની પરંપરાનો પણ નાશ કર્યો છે.'' (૭૧૧).

ગાંધીજીની હત્યા પછીના બીજા ખંડમાં આપણને કૉંગ્રેસની પડતી, કૃપાલાનીજીનું કૉંગ્રેસ છોડી નવા પક્ષનું સ્થાપવું, સરકાર સાથેનો સંઘર્ષ, વગેરે ઘટનાચક્રનાં દર્શન થાય છે. પણ આ ખંડમાં સૌથી મહત્ત્વનો હિસ્સો છે ચીન-તિબેટ સંદર્ભે ભારત સરકારના છબરડાઓ, રાજ્યોની પુનર્ઘટના અને આર્થિક તથા વિદેશનીતિ વિશેનું કૃપાલાનીજીનું ચિંતન. જોકે દેશની પ્રથમ અને બીજી આઝાદી માટે ઝઝૂમનાર આ જાગતા પ્રહરી પાસેથી ઇંદિરાના કટોકટીશાસન વિશે વધુ જાણવાની આપણી અપેક્ષા સંતોષાતી નથી.

૧૯૫૦ના અંતે કૉંગ્રેસ છોડી કૃપાલાની કિસાન મજદૂર પ્રજા પક્ષની સ્થાપના કરે છે. રાષ્ટ્રવાદી નેતાઓ સત્તાસ્થાને હોવા છતાંય બે જ વર્ષમાં દેશમાં વ્યાપેલ સગાવાદ, ભ્રષ્ટાચાર આપણને આશ્ચર્ય પમાડે છે. સરદારે એમના લેખો પર, રેડિયો પરનાં ભાષણો પર લાદેલા પ્રતિબંધો સંદર્ભે કૃપાલાની માર્મિક ટકોર કરે છે : "શિક્ષિત હિંદીઓ મહત્ત્વની બાબતો વિશે વસ્તુનિષ્ઠ સમાચારો માટે આકાશવાણીને બદલે બી.બી.સી.ને જ સાંભળે છે. આપણો રેડિયો એ સાચે જ આકાશવાણી છે, અને એને પૃથ્વીની બાબતો સાથે કશી લેવાદેવા નથી (૭૨૦).'' અહીં યાદ રાખવું જોઈએ કે આ કટાક્ષ એમણે કટોકટી સમયે કરેલો છે. ૧૯૫૦માં કૉંગ્રેસપ્રમુખ તરીકે ટંડન સામે હારી ગયા પછીની એમની નિખાલસ કબૂલાત માન ઊપજે એવી છે. ટંડનને સરદારનો ખુલ્લો ટેકો હતો. કૃપાલાનીજી લખે છે : "મારે સમજવું જોઈતું હતું કે આંતરિક બાબતોમાં સરદારનું વજન જવાહરલાલ કરતાં ક્યાંય વધારે હતું. સરદાર દૃઢનિશ્ચયી માણસ હતા. તેમણે એક વાર નક્કી કર્યું હોય એટલે તેઓ બધા વિરોધો સામે પોતાની વાત કબૂલ કરાવ્યા વગર રહેતા નહિ. મને લાગે છે કે બીજાઓથી ગેરમાર્ગે દોરવાઈ જવામાં મેં ભૂલ કરી હતી. ટંડન સારા માણસ હતા અને પ્રામાણિક રાજકારણી હતા... મારે સમજવું જોઈતું હતું કે સરદાર તરફથી મને મુશ્કેલી આવશે અને જવાહરલાલ મને મદદ નહિ કરી શકે. પણ મને લાગે છે કે, મારા અહમે મને ગેરમાર્ગે દોર્યો હતો. કદાચ મને એમ બતાવી આપવાનું મન થયું હશે કે હું બીજી વાર કૉંગ્રેસનો પ્રમુખ થઈ શકું છું.'' (૭૨૩). આવો નિખાલસ માણસ સરદારનાં વારંવાર વખાણ કરે ત્યારે એની નિષ્પક્ષતા, પ્રામાણિકતા માટે આદર થાય જ.

સ્વતંત્ર ભારતમાં રાજ્યોની પુનર્ઘટનાની વાતો થઈ રહી હતી ત્યારની કૃપાલાનીજીની ભારતીય સંસ્કૃતિ વિશેની વિચારણા અદ્‌ભુત છે. લેખ લાંબો થઈ જવાના ભયે હું એમાંથી અમુક વાતો જ ટાંકું છું. તેઓ લખે છે : " 'સંસ્કૃતિ' શબ્દનો અર્થ સ્પષ્ટ નથી તેમ છતાં, ભારતમાં, એનો સંબંધ ભાષાની એકતા સાથે જોડવામાં આવતો નથી. ભાષા અને રાજકીય સંસ્થાઓની એકતાથી એ પર છે... આપણે બંગાળી, તામિલી, મહારાષ્ટ્રી કે બીજા કોઈ પ્રદેશની સંસ્કૃતિ

નથી કહેતા. ભારતની એકતા છટકણી છે, પણ તે ઓળખાય એવી છે... ભારતીય સંસ્કૃતિમાં આર્યોનું પ્રદાન છે, પછી ઇસ્લામનું પ્રદાન આવે છે. કોઈ આંધળો અને ધર્મઝનૂની હિંદુ જ ભારતીય સંસ્કૃતિમાં– સ્થાપત્ય, ચિત્રકળા, સંગીત, નૃત્ય અને બીજી લલિત કળાઓમાં ઇસ્લામે કરેલા પ્રદાનનો ઇન્કાર કરે. આપણા મહાન પુરુષો કે રાષ્ટ્રીય નેતાઓ કોઈ પ્રાંતના નહોતા, ભારતીય હતા... આથી, ભારતીય સંસ્કૃતિને કોઈ એક ભાષાભાષી પ્રદેશ કે વિસ્તાર પૂરતી મર્યાદિત કરવી એ અક્કલ વગરનું છે...'' (૭૫૮-૯).

ચીનના આક્રમણ બાબતે લંબાણથી વાત કરતા કૃપાલાનીના મુદ્દાઓથી સિદ્ધ થાય છે કે આ લડાઈ આપણે ભોળપણ (જેને આમ તો મૂર્ખાઈ જ કહેવાય)ના કારણે હારેલા. કૃપાલાનીજી સ્પષ્ટપણે લખે છે : ''પંચશીલનો જન્મ પાપમાંથી થયો છે. કારણ, એક શાંતિપ્રિય પડોશીને જ્યારે ગૂંગળાવી મારવામાં આવ્યો ત્યારે આપણે તેની પડખે ન રહ્યા (૭૭૨). સરંક્ષણમંત્રી કૃષ્ણમેનનનાં દંગ કરી દે તેવાં વિધાનો સામેની અકળામણ હળવાશથી ઠાલવતાં કૃપાલાની લખે છે : ''મેનને અમેરિકામાં કહ્યું કે ચીનાઓ સાથે કોઈ 'સક્રિય દુશ્મનાવટ' નથી, ચોર મારા ઘરમાં આવે છે. હું ગોદડું માથે ઓઢી લઉં છું. અહીં કોઈ સક્રિય દુશ્મનાવટનો પ્રશ્ન જ નથી... સંરક્ષણમંત્રી આપણી સરહદો કરતાં અમેરિકામાં વધુ જોવા મળે છે. મને લાગે છે કે, આપણને વિદેશોમાં સ્વરાજ મળ્યું છે, અને તેઓ અમેરિકામાં તેનું સંરક્ષણ કરી રહ્યા છે.'' (૭૭૪). કૃપાલાનીજીનો આ કટાક્ષ જરાય ખોટો નથી. ૧૯૬૨ના સપ્ટેમ્બરમાં ચીને ઉત્તર સરહદે જોરદાર હુમલા કર્યા ત્યારે જવાહરલાલ રાષ્ટ્રકુટુંબના વડા પ્રધાનોની પરિષદ માટે લંડન ગયા. એ કટોકટીભર્યા ગાળામાં સરસેનાપતિને રજા પર જવાની પરવાનગી આપી ને આટલું ઓછું હોય એમ જવાહરલાલે સંરક્ષણ-પ્રધાન મેનનને સપ્ટેમ્બરની ૧૮મીએ દેશને દેવોના હાથમાં સોંપી યુનો જવા માટે દિલ્હી છોડવાની રજા આપી. આ બધા ઉપર કળશ ચડાવ્યો સપ્ટેમ્બરની ૨૦મીએ. જ્યારે થાંગ્લા થાણા ઉપર ચીનનો ગોળીબાર શરૂ થયો ત્યારે, લશ્કરના સેનાપતિઓએ સામો ગોળીબાર કરવાનો મેનનનો હુકમ ન્યૂયૉર્કથી મેળવવાનો હતો! (૮૦૦). ટાંચાં સાધનો અને આવા રાંક નેતાઓ હોય એ યુદ્ધ હારવું જ પડે એમાં નવાઈ શી! આપણા લશ્કર પાસે હિમાલયના પ્રદેશમાં લડવા માટે જરૂરી સાધનસામગ્રી નહોતી એવી ખબર લોકો સુધી પહોંચી કે તરત જ રાષ્ટ્રીય સંરક્ષણ ફાળાને લોકોએ ઉદાર હાથે છલકાવી દીધો. કૃપાલાનીજી નોંધે છે : ''સાચી વાત એ છે કે, જ્યારે જ્યારે કટોકટી ઊભી થઈ છે ત્યારે ત્યારે આપણા લોકો તેને પહોંચી વળ્યા છે. લોકો કદી એમાં પાછા પડ્યા નથી. લોકોએ કદી રાષ્ટ્રને નિરાશ કર્યું નથી. સામાન્યપણે નેતાગીરી જ ઊણી ઊતરી છે.'' (૮૦૩).

ચીનની જેમ જ કાશ્મીરના પ્રશ્ને પણ જવાહલાલના કારણે કેટલું કાચુ કપાયું હતું એ સરદારના જીવનચરિત્રકારો ઉપરાંત કૃપાલાનીની વાત પરથી સ્પષ્ટ થાય છે. સરદારે ચીન બાબતે ૧૯૫૦માં જવાહરલાલને ચેતવ્યા હતા, પણ એમને સરદાર કરતાં કદાચ ચીનાઓ પર વધુ વિશ્વાસ હતો. કાશ્મીરનો પ્રશ્ન કોઈ ત્રીજાને સોંપવાની વાત જ વાહિયાત લાગે. સરદારે આનો વિરોધ કર્યો જ હતો. ગાંધીજી પોતે પણ હિંદુસ્તાન-પાકિસ્તાન વચ્ચેનો કોઈ પણ ઝઘડો બહારની સંસ્થા આગળ જાય એમ ઇચ્છતા નહોતા. તેમણે કહ્યું હતું કે એથી તો 'વાનરન્યાય' જ મળશે (૬૪૪) ને ખરેખર એમ જ બન્યું!

બહુ સ્વાભાવિક છે કે આવી સક્રિય, કર્મઠ, સર્વસ્વ ન્યોચ્છાવર કરી દેનાર વ્યક્તિને લાંબી જીવાદોરીને કારણે પછીની પડતી જોવા વારો આવે તો એ ભારે વેદનાથી બે સમયની સરખામણી કરે જ. અહીં પણ વારંવાર નૈતિક, સામાજિક, રાજકીય મૂલ્યો બાબતે એમનાથી સરખામણી થઈ ગઈ છે. જે આશ્રમ પાછળ એમણે જીવન રેડી દીધું હતું એની અવદશા જોઈને અપાર પીડા થાય છે. ખાદી કાર્યકર્તાઓના આજના 'સરકારી' વલણ પ્રત્યે નારાજ કૃપાલાનીજી કહે છે : ''જો અમે બધાએ અમને બીજા કોઈ પણ ક્ષેત્રમાં મળત તેટલો પગાર માગ્યો હોત તો ખાદીકાર્ય

જન્મતાં જ મરી ગયું હોત...'' (૧૦૫). નેતાઓનો 'યુનિફૉર્મ'બની બેઠેલી ખાદી માટે કૃપાલાનીજી જોકે ખુલ્લા દિલે કબૂલે છે કે ભવિષ્યમાં ખાદી માટે કોઈ આશા નથી. પણ વળી ઉમેરે છે કે ''કુટુંબમાંના વૃદ્ધ વડીલના જીવન વિશે બધા જ ડૉક્ટરો હાથ ધોઈ નાખે તોયે તે ખરેખર મરણ ન પામે ત્યાં સુધી તેને સ્મશાને ન લઈ જવાય'' (૧૦૭). ભવિષ્ય પર શ્રદ્ધા રાખી કટોકટીમાં પણ જૈફ વયે ઝઝૂમનાર આ માણસનો આશાવાદ કેટલો તો પ્રબળ હશે?

રાષ્ટ્રના અંતરાત્મા તરીકે, લોકશાહીના જાગતા પ્રહરી તરીકે જીવનભર ઇતિહાસકર્તવ્ય બજાવનાર કૃપાલાનીજીની આત્મકથાનો અંગ્રેજી પરથી અનુવાદ એમના જ શિષ્ય નગીનદાસ પારેખે કર્યો અને પ્રસ્તાવના દાદાને અંતિમ વર્ષોમાં સાથ આપનાર પ્રકાશભાઈ શાહે લખી એ સુયોગ પણ નોંધવો રહ્યો. નાદુરસ્ત તબિયતે આવા ગંજાવર કામને પૂરું પાડી નગીનભાઈએ આપણા પર બહુ મોટો ઉપકાર કર્યો છે. આપણને ગૌરવ એ વાતનું થવું જોઈએ કે આચાર્યશ્રીની આત્મકથા અંગ્રેજીમાં કે દેશની અન્ય કોઈ ભાષામાં હજુ પ્રગટ નથી થઈ. હસ્તપ્રત પરથી નગીનભાઈએ અનુવાદ કર્યો છે. આ પ્રકારના, પ્રમાણમાં ઓછું વંચાવાની ભીતિ ધરાવતા દળદાર ગ્રંથને પ્રગટ કરવાની હિંમત કરવા બદલ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અભિનંદનનું અધિકારી છે. પોતાને 'ભારતીય' માનનાર દરેકે આ ગ્રંથ વાંચવો જ રહ્યો.

[મૂળ અંગ્રેજીમાં, અનુવાદક – નગીનદાસ પારેખ (પ્રથમ આવૃત્તિ, ૧૯૯૪, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, ૯૦૬+૩૬ = ૯૪૨ પાનાં, ૩૫૦ રૂ.)]



## પાણી

વાદળ છવાયાં છે આભ... પાણી મલક્યાં રે,
મારી છાતીમાં મ્હેક્યાં ગુલાબ... પાણી છલક્યાં રે...

ફળિયું પલળ્યું, પલળ્યું ગામ... પાણી મલક્યાં રે,
દહીંદૂધનાં ઊભરાયાં ઠામ... પાણી છલક્યાં રે...

વાયુ વાયો ને નાચ્યાં ઝાડ... પાણી મલક્યાં રે,
નદી સાથે વ્હેતા પહાડ... પાણી છલક્યાં રે...

પ્હેરી ઓઢી નીકળ્યો ચાંદ, પાણી મલક્યાં રે,
રૂડા અંધારાએ આપી કાંધ, પાણી છલક્યાં રે...

ઘરના મોભારે બેઠો મોર... પાણી મલક્યાં રે,
પગમાં ફૂટ્યા આઠે પ્હોર... પાણી છલક્યાં રે...

કોઈ છાંટો રે કંકુછાંટા... પાણી મલક્યાં રે,
મને વાગ્યા ઝાકળકાંટા... પાણી છલક્યાં રે...

**રામચન્દ્ર પટેલ**

બંગાળી : આશાપૂર્ણાદેવી
બંગાળીમાંથી અંગ્રેજી અનુવાદ : અણિમા બોઝ
ગુજરાતી અનુવાદ : પ્રીતિદા એન. પંડ્યા

દીકરી અનુપમાને ઘેર પિતા મળવા આવે છે. હા, તદ્દન ઓચિંતા પણ નહીં. હવે સાસરપક્ષની કુલવધૂ બનેલ અનુપમા તેના ઘરની જવાબદાર યજમાન હોઈ, પિતાનો આતિથ્યસત્કાર કરવા લાગી. આમ તો અનુપમાનાં સાસુજી જ ઘરનાં ખરાં યજમાન, વડીલ. પરંતુ, સ્વભાવે અતિ શરમાળ, તેથી નવાસવા વેવાઈ અનુપમાના પિતા સાથે વાતચીત કરવામાં ખૂબ જ સંકોચ અનુભવ્યા કરે. વાસ્તવમાં, સાસુજીએ નિર્ણય કર્યો કે પોતે વડાં યજમાન તરીકેના કોષ્ટકમાં વિચિત્રતા અનુભવશે માટે કુલવધૂને જ કારભાર સોંપ્યો.

જવાબદારી અનુપમાના શિરે આવી. સસરાના ઘેર પિતાની હાજરીમાં એક મુખ્ય અધિપતિનો તેનો અભિનય. પોતાની ફરજોનું યોગ્ય વહન કરી તેણે પોતાની પાત્રતા સિદ્ધ કરી. રાજવી ઠાઠમાઠથી પોતાના પિતાની સંભાળ લીધી, સત્કાર્યા. આઠ પ્રકારનાં વૈવિધ્યપૂર્ણ પકવાનોને એક ચાંદીની થાળી ફરતે ગોઠવ્યાં. વળી, થાળીમાં પણ ત્રણ માણસો આરામથી આરોગી શકે એટલા તો ભાત પીરસ્યા હતા!

આ ઈ.સ. ૧૯૨૦ના સમયગાળાની વાત છે કે એ જમાનામાં અતિથિ ભલે એક જ હોય, પરંતુ હદ ઉપરાંત પીરસવામાં આવતું. અતિશયોક્તિઓના ભિન્ન ભિન્ન પ્રકારો અપનાવ્યા વિના તમે તમારા અતિથિ પ્રત્યેનો તમારો સ્નેહ અને આદર કઈ રીતે પ્રદર્શિત કરી શકો? ભોજન અનિવાર્ય રીતે આમાં સમાવિષ્ટ છે. ખોરાકની બાબતમાં આર્થિક ગણતરીઓ વ્યક્તિની નબળાઈ, હલકાપણું મનાતાં. સાસરાના ઘરની આબરૂ જાળવવા તેણે પોતાના પિતાને પેલું બધું જ આરોગી જવા માટે ધીરે-ધીરે ફોસલાવ્યા કર્યા. પુત્રવધૂ અનુપમાની ફરજનો એ એક ભાગ હતો.

પ્રેમાળ પિતા સ્મિત સાથે બોલ્યા, "અચ્છા, તો હવે તું એક સમજદાર ગૃહિણી બની ચૂકી છો, ખરું? તારા 'માનનીય અતિથિ'ને તું ઉત્તમ પ્રકારે સત્કારી રહી છો. શું કોઈ માણસ આટલું બધું જમી શકે ખરો?" અને તેમણે પકવાનો તરફ ઇશારો કર્યો.

અલબત્ત, અનુપમા પણ જાણતી–સમજતી હતી કે એ તદ્દન અશક્ય હતું. પરંતુ, વિવેચન કરતી બે આંખો તેને પડદા પાછળથી ધ્યાનપૂર્વક જોઈ રહી હતી એ પણ એટલું જ ખરું. તેથી પછીની કોઈ ક્ષણે બારીક વિવેચનની શક્યતા નકારી શકાતી નહોતી. પરિસ્થિતિ પામી ગયેલ અનુપમાએ કહ્યું: "કંઈ વાંધો નહીં બાબા (પિતાજી), જો તમારાથી 'ફિશ' અને આ 'મટન' ન ખવાતાં હોય તો 'પાયેસ' અને મીઠાઈઓ તો ચોક્કસ ફાવશે. આ 'સંદેશ' આ લોકોના વડવાઓના ગામથી આવ્યો છે. એક તો ચાખો, બાબા."

હસતા-હસતા પિતા બોલ્યા, "બેટા, માફ કર હવે. આટલેથી જ સીમારેખા દોરવી પડે એવી મારી હાલત થઈ ગઈ છે. મારા ભાગનું મિષ્ટાન્ન તું જમજે," એમ જમવાનું પૂરું કરી ઊભા થતા-થતાં કહેવા લાગ્યા.

એ જમાનામાં જમણની બાબતમાં થતો તદ્દન વ્યર્થ બગાડ અને અમાપ આગ્રહો-દુરાગ્રહો કંઈ ટીકા કે વિવેચનના વિષયો નહોતા બનતા, કારણ કે એ તો તત્કાલીન જીવનશૈલીનું એક અભિન્ન અંગ હતું.

ધીરે રહીને પિતા પાસેથી પસાર થતી પુત્રી અનુપમાએ ખૂબ જ ધીમા સ્વરે ગણગણાટ કર્યો, "બાબા, ભૂલ્યા વિના તમે આ લોકોને વાત કરજો કે તમે મને તમારી સાથે ઘેર લઈ જવાના છો. ભૂલશો તો નહીં ને?" પિતાને જમાડતી વખતે પણ આ વાત પોતે કહી શકી હોત, પરંતુ, તે વખતે ઘણા કાન અને ઘણી આંખો પિતા-પુત્રી-સંવાદ પર જ મંડાયેલ હતાં, જેનાથી તે સુપેરે પરિચિત પણ ખરી જ.

"અલબત્ત, હું મુખ્યત્વે એ જ હેતુસર તો આવ્યો

છું, બેટા. એટલે એ વાત તો કરવાની ભૂલી શકાય જ નહીં. અને વળી, જો તને લીધા વિના જ ઘેર જઈશ તો તારી મા મને ઘરમાં પેસવાય નહીં દે. મારા ખ્યાલથી આપણે આવતી કાલે વહેલી સવારે તો નીકળી જ જવું જોઈએ.''

બસ, આટલું સાંભળતાં તો અનુપમાનું યુવાન હૃદય આનંદના ઉમળકાથી છલકાઈ પડ્યું અને કંઈક અંશે ચિંતાતુર પણ બન્યું. એના માટે ''આવતી કાલ'' એટલે કેટકેટલાં વર્ષો-યુગો! પણ સાથોસાથ એ અનુપમા કોઈક કુટુંબની એક પુત્રવધૂ તો હતી જ – એક પુત્રવધૂ પણ હતી જ. પોતાના પિયર જવાની ઇચ્છા થવી અને વ્યક્ત કરવી એ એક પુત્રવધૂનું ફરજ વિરુદ્ધનું અને પ્રણાલિકા વિરુદ્ધનું અશોભનીય, કંઈક અસભ્ય કૃત્ય મનાતું. તેથી ફરી અનુપમાએ શાણપણથી પિતાને સલાહ આપી, ''બાબા, જ્યારે પણ તમે મારા સસરા સામે પેલી વાત મૂકો ત્યારે મહેરબાની કરીને ખૂબ જ કુનેહપૂર્વક, એક મુત્સદ્દીની માફક મંડાણ કરજો, કારણ કે નહીંતર તરત જ ઊકળી ઊઠે એવા છે, ખબર છે?''

''એમ કે? ગુસ્સે થઈ જાય છે? જો એ એમના અસલી સ્વરૂપમાં આવીને બોલવા લાગશે તો પછી મારો મગજ પણ જશે, હા. ખેર, આ વખતે હું મારાથી બનતા બધા જ પ્રયત્નો કરીશ અને સંભવિત સ્થિતિને સંભાળી લઈશ...''

હવે અનુપમાએ નિરાંતનો શ્વાસ લીધો અને એવામાં અચાનક જ કોઈનો પગરવ સંભળાયો,... ને... ઇશારાથી એણે પિતાને તદ્દન અટકાવી જ દીધા, જેથી રખે ને કોઈ કાન દઈને, છાનેછાને સાંભળવા તત્પર હોય તો પણ સાંભળી ન શકે. અનુપમાનાં સાસુજી શરમાળ ખરાં, પણ પરિસ્થિતિને પામવાનું ધૈર્ય અને 'ચલાવી લેવાની' વૃત્તિ એ બંનેનો એટલો જ અભાવ.

આશરે એકાદ કલાક પછી, હવે એ જ અનુપમા, એ જ જગ્યા પર (જ્યાં પોતાના પિતાને જમવા બેસાડ્યા હતા), એના સસરાજીને જમાડતી હતી. હા, પેલું પાથરણું, જેના પર પિતા બેઠા હતા, એ હવે સંકેલીને ક્યાંક મુકાઈ ગયું હતું. વળી અનેક પકવાનોની જગ્યાએ માત્ર ચાર જ પીરસાયા હતા. પછી માખીઓને દૂર કરવા અનુપમા વીંઝણો લઈને સામે બેઠી. અલબત્ત, એ એક અલગ વાત છે કે એક પણ માખી આસપાસ હતી જ નહીં. સસરાજીને એક મહેમાનની માફક સાચવતી હોય તેમ આગ્રહ કરી કરીને જમાડતી હતી અને સાથે સાથે દુઃખ પણ જાહેર કર્યું કે ''સસરાજીએ કશું જ ન ખાધું, નામ માત્રનું જમ્યા.'' હા, આ બધું જ અપેક્ષિત પણ હતું જ. શું એક પુત્રવધૂ પાસેથી હદ ઉપરાંત કાળજી અને માનપાન, સરભરાની અપેક્ષાઓ નથી રખાતી? હા, આ બધું જ અપેક્ષિત હોય છે, હોવાનું જ. અને અનુપમાએ પણ એક પુત્રવધૂને છાજે તેવું જ કર્યું. સસરાજીને નિરાશ ન કર્યા. સસરાજી પુત્રવધૂ પર સાચે જ પ્રસન્ન થયેલ જણાતા હતા.

એકાએક જ સસરાજીને યાદ આવ્યું એટલે બોલ્યા, ''અરે હા! તમારા પિતા તમને એમની જોડે થોડાક દિવસ માટે લઈ જવાનું કહેતા'તા...''

''પિતાજી તો હંમેશાં એવું જ કહેતા હોય છે...'' આટલું બોલતાં તો અનુપમાના ધબકારા વધી જતા હતા – ઉમંગ સમાતો નહોતો. પરિણામે, અજાણતાં જ જોરજોરથી વીંઝણો ચલાવવા માંડી. અને ફરી ઉમેર્યું– ''બાબા (સસરાજી), મહેરબાની કરીને તમે એમને દાદ જ ન આપશો.''

કંઈક કટાક્ષવાળું સ્મિત આપતા સસરાજી બોલ્યા, ''એ તો ખરેખર દુષ્કર છે, અશક્ય છે. તમારા પિતાજી દૃઢ રીતે સંકલ્પબદ્ધ જણાય છે. અને કહેતા હતા કે જો તમને લીધા વિના જ પરત થશે તો તમારી મા એમને ઘરમાં પ્રવેશવા જ નહીં દે!'' અનુપમાએ ખાસ કંઈ રસ ન બતાવ્યો. કહેવા લાગી, ''એ જ તો તકલીફ છે. મારી મા કંઈક જુદા જ ખ્યાલોવાળી છે. જ્યારે પણ એમને એમની દીકરી સાંભરે છે અને એને મળવાની-જોવાની ઇચ્છા થાય છે ત્યારે ત્યારે એ ચોધાર આંસુએ રડવા લાગે છે. અને બિચારા મારા પિતાને પણ એ સંગીત સહન કર્યે જ છૂટકો. ગયે વખતે થયું એવું કે મારી મોટી બહેન 'પૂજા'ના ઉત્સવ પર આવી શકી નહોતી, અને માએ તો સાત દિવસો સુધી

અન્નનો સદંતર ત્યાગ કરી દીધો! હવે એવું તે કદી કરાતું હશે! ઊલટું, ઉત્સવો તો ઊજવવા માટે હોય છે. પણ ના, મા સાંભળે જ શેનાં? શું હંમેશાં વચન આપ્યા છતાંય મા-બાપને મળવા જવાનું શક્ય બને છે ખરું? શું બીજા લોકોની સગવડ નહીં જોવાની?"

સસરાજી કંઈક મલકાયા ને બોલ્યા, "જોકે હવે હું તો લાચાર છું, કારણ કે મેં તમારા પિતાજીને મારા તરફથી વચન આપી દીધું છે." એમ કહેતાં કહેતાં સસરાજીએ પેલી મિષ્ટાન્નની થાળી ખુશ થતાં થતાં પોતાના તરફ ખેંચી. 'દીકરી' પિયર જવા ખુશ નહીં, પણ નાખુશ હતી, એ આનંદ, આશ્ચર્ય નિપજાવે એવું હતું.

અનુપમા પણ મલકાઈ રહી હતી. મનોમન ભાવે છતાંય નનૈયો જ બતાવ્યા કરે. કુનેહપૂર્વક મનનો ઉમંગ છુપાવતાં કહેવા લાગી, "બાબા (સસરાજી), તમે એમ શા માટે વચન આપી દીધું? માની (સાસુજીની) તબિયત સારી રહેતી નથી. વળી, આવતા અઠવાડિયે નણંદજી પણ આવવાનાં છે. આપણો રસોઈયો પણ રજા પર જવાની ધમકી આપવા લાગ્યો છે, ખબર છે?" અનુપમા તો જાણે દુ:ખો અને યાતનાઓના પર્વત તળે કચડાઈ ગયેલ જણાતી હતી!

"ખેર, મેં વચન આપી દીધું છે... એટલે..." વાક્ય અધૂરું છોડી સસરાજી હંમેશની માફક લીંબુ-શરબત પીવા લાગ્યા. એ જમાનામાં લીંબુ સસ્તાં ખરાં– એક પૈસાનાં બે. અનુપમાએ અભિનય ચાલુ જ રાખ્યો, "જો હું જતી રહીશ તો મારાં નણંદ શું કહેશે? શું વિચારશે મારા વિશે? મહેરબાની કરી તમે આ બધું જ પિતાજીને સમજાવજો. આવા સમયે આ ઘર છોડવું મુશ્કેલ છે, બાબા."

હવે હદ થઈ હતી એટલે સસરાજી ઊભા થઈ ગયા અને પરાણે બોલવું પડતું હોય એમ ત્રાસ સાથે કહેવા લાગ્યા, "વહુજી, હું લાચાર છું. માફ કરશો. આપેલ વેણ પાછું ન જ લઈ શકું. એક સભ્ય માણસનું વચન હંમેશાં અફર હોય છે, નિષ્ઠા અને સમ્માનથી ભરેલું હોય છે. મેં હા પાડી દીધી છે અને 'હા' જ રહેશે, જ્યાં સુધી હું જીવીશ ત્યાં સુધી એ 'હા'ની 'ના' નહીં જ થાય."

અનુપમા પણ શું કરે હવે? વળી, છલકાતા ઉત્સાહને નિયંત્રિત કરવાનું કપરું કામ (અભિનય) અનુપમા પર આવી પડ્યું હતું. સસરાજીને એક પછી એક, હાથ લૂછવાનું કપડું આપ્યું, ચશ્માં આપ્યાં અને એ દરમિયાન એણે જાત પર કાબૂ મેળવ્યો અને સ્વસ્થ થઈ બોલી, "બાબા, મને સવાલ થાય છે કે પિતાજી બરાબર આવા જ સમયગાળામાં શા માટે આવ્યા? શું બીજો કોઈ સમય પસંદ નહોતો થતો? અધૂરામાં પૂરું, ત્યારે જ આવ્યા છે જ્યારે માની (સાસુજીની) તબિયત સારી નથી."

આમ, સાસુજીની તબિયતના મુદ્દે અનુપમાએ સસરાજીને અને પિતાજીને સરખે ભાગે ખુશ રાખવાનો પ્રયત્ન જાળવી જ રાખ્યો હતો.

હવે પછીના દૃશ્ય માટે આપણે નવા સ્થાન પર પ્રયાણ કરીશું. રાત્રિનો સમય. પત્ની અનુપમા પતિ તારાનાથ સમક્ષ કલાકો સુધી ખેદ અને વિરહનો અણગમો દર્શાવતાં કહે છે કે 'એમને એક દિવસ માટેય છોડીને જવું એ પોતાના માટે અતિ દુ:ખદાયી થઈ પડશે.' પરંતુ, અનુપમા કરે તો શું કરે? બે વૃદ્ધોએ પરસ્પર બધું નક્કી કરી લીધું હતું. ખરેખર, અનુપમા-ને તો આવા ગાળામાં નહોતું જ જવું. હા, જો કોઈ ખાસ પ્રસંગ હોત તો સમજી શકાય. માની ઇચ્છા અયોગ્ય છે એમ પણ એણે જણાવ્યું. અને અનુપમાની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. તારાનાથની આંખો પણ આંસુથી છલકાઈ ગઈ. આવનાર વિરહ બંને માટે અસહ્ય થઈ પડ્યો છે.

બીજા દૃશ્યનો પડદો હટાવીએ. હવે અનુપમા પોતાનાં મા-બાપના ઘેર આવી પહોંચી છે.

અને પચ્ચીસ વર્ષો પછી એ જ સસરાજીનું ઘર અને એ જ મુખ્ય ચરિત્ર અનુપમા. એના ચહેરા પરના ફેરફારો ખાસ કંઈ નહોતા. અલબત્ત, રંગરૂપ તાજગી વગરનાં અને વાળમાં ફીકાશ. તારાનાથનો ચહેરો પણ એનાં ૫૦ વર્ષો વીત્યાની ચાડી ખાતો હતો.

ઘરનું રાચરચીલું એની એ જ સ્થિતિમાં સચવાયેલ છે, જે સ્થિતિ પિતાના સમયમાં હતી, હા, ખાનપાન, પીરસવાની રાજવી શૈલી તો તદ્દન બદલાઈ

ચૂકી હતી. જોકે એ તત્કાલીન સમયનું પરિણામ હોઈ શકે. જેમ કે, કોઈને આગ્રહ કરી કરીને "હજુ થોડું ચાલશે, હજુ થોડુંક...", કહી કહીને જમાડવા એ ભૂતકાળના જમાનાની વાત બની ચૂકી હતી. અનુપમા પણ વીતેલા જમાનાના સુખદ દિવસો અને એના વર્તમાનની સરખામણી કરતી રહે છે કે "ક્યાં પેલી સોંઘી કિંમતો અને ક્યાં આ મોંઘવારીનો મહત્તમ, 'અસ્પૃશ્ય' આંક!!!" પરંતુ, અત્યારે, આ દૃશ્યમાં અનુપમા બજારભાવોની ચિંતા ઉખેળતી નથી, કારણ કે તારાનાથનો 'મૂડ' કંઈક ઠીક નહોતો. અનુપમા સમયની માંગ પામી ગઈ અને સાવધાન બની ગઈ.

થોડી વાર પછી તારાનાથે પૂછપરછ શરૂ કરી, "આપણા સાહેબશ્રી તારી સાથે દલીલો શા માટે કર્યા કરતા હોય છે?" આ 'સાહેબશ્રી' એટલે એમનો એકનો એક દીકરો ખોકા, જે એક બેકાર યુવાન છે. હવે અનુપમા એકની એક રામાયણથી, જીદથી ત્રાસી ગઈ હતી. એણે કહ્યું, "બીજું શું હોય! આ વખતે એ દિલ્હી જ જવાની રઢ લઈને મંડ્યો છે. દિલ્હીનું કંઈક ઘેલું લાગ્યું છે એને." તારાનાથ લાલચોળ થઈને બોલી ઊઠ્યા, "શું હજુ પણ એની એ જ હઠ છે? તો પછી મારો નિર્ણય એ જ કે – 'એ દિલ્હી નહીં જ જાય.' બસ, હવે તો વાત મૂકો ને."

"આ બધું હું એને કહી ચૂકી છું. પણ એ ક્યારેય કશુંય સાંભળે ખરો? આખોય વખત એણે મારી સામે કેટકેટલા તો સવાલો કર્યા! – 'હું શા માટે ન જઈ શકું? એમાં શો વાંધો? શું બીજા બધા નથી જતા? તમે મને એક તો કારણ આપો કે હું શા માટે ન જઈ શકું?' આવું તો કંઈક એણે પૂછ્યાં કર્યું." ત્રાસેલી અનુપમા – પત્ની, મા – બોલી.

"કારણ! કારણ તો હોય જ વળી," તારાનાથ ગુસ્સાથી કહેવા લાગ્યા, "એ છોકરો આવું બધું પૂછવાની હિંમત કેમ કરી જ શકે? શું આ તારાનાથની 'ઇચ્છા' એ 'કારણ' તરીકે પૂરતી નથી? હું કંઈ એનો નોકર નથી કે એને 'કારણ'ની ચોખવટ કરતો ફરું. બેજવાબદાર છોકરડાઓના ટોળા સાથે દિલ્હી જવા માટેની પરવાનગી હું તો નહીં જ આપું. આ ઘરમાં હું જ તો કમાઈને લાવું છું. એક પૈસો પણ કમાઈ લાવવાની ત્રેવડ એનામાં છે ખરી? અરે! એના વાળ કપાવવા માટેના પૈસા પણ મારે જ તો આપવાના હોય છે કે નહીં? તો પછી આવી ઉદ્ધતાઈ કેમ ચાલે? મારી સાથે ચર્ચા કરવાનો થોડોક પણ સમય એની પાસે નથી! મારી સંભાળ લેવાની એની ફરજ નથી બનતી, વળી?"

અનુપમાનો પ્રતિભાવ પણ તારાનાથના મંતવ્યથી ઘણો જ નજીક હતો. એણે કહ્યું, "એ આખાય જગત સાથે એક જ રીતે વર્તે છે. બધાને એક જ સરખું હંકાર્યા કરે. જો આ જ એની 'રીત' હોય તો મનેય એની કશી પડી નથી. હા, એક વાત તો નક્કી જ છે કે એ પૈસા માગી શકતો નથી. શું એ પણ એના માટે 'અયોગ્ય' ન કહેવાય? એ બિચારો તો આપણા સારા માટે ન જ બોલે, પણ તમારે એને પૈસા લઈ લેવા માટે પ્રેમથી સમજાવવો જ પડશે."

"વારુ, હું જે કહેવા જઈ રહ્યો છું એ તને નહીં જ ગમે, પણ ખરેખર તો તેં જ એને બગાડ્યો છે, કારણ કે એના દરેક તુક્કા-તરંગમાં રાચવામાં તું પણ એટલી જ શામિલ થઈ જાય છે," તારાનાથ બોલ્યા.

બળતામાં ઘી હોમાયું અને અનુપમા બોલી ઊઠી, "એમાં રાચવાનો સવાલ જ નથી. હું ઇચ્છું કે એક પિતા તરીકે તમે એના ચિત્ર-વિચિત્ર વિચારોથી વાકેફ થાવ. વળી, હજુ સુધી તમે બંને અરસપરસ મૌન તોડી શક્યા છો ખરા?"

ક્રોધિત તારાનાથ બોલ્યા, "હું એને બતાવી જ દઈશ. તને નહીં જ ગમે એમ વિચારીને મેં અત્યાર સુધી માંડી વાળ્યું હતું."

બસ, એટલામાં તો અનુપમાના ચહેરા પર હળવું સ્મિત પથરાઈ ગયું. એની આંખોમાં કશોક અર્થ જણાતો હતો, તેમ છતાં પ્રત્યુત્તર ખૂબ હળવો હતો. એણે શાણો જવાબ વાળ્યો "એમ કે! આમ તો મારા આવા તીખા મગજથી તમે અડધા મૃત છો... તો પછી તમારે મારાથી ડરવું જ શા માટે જોઈએ? ખરું કહું તો આ જમાનામાં દરેકે પોતાનાં બાળકોથી સાવચેત રહેવું જ જોઈએ. થોડા દિવસો પહેલાં ખોકા કહેતો

ખોકા એના હાથને દૂર હટાવીને પોતાની પથારી તરફ વળી જાય છે. જાણે કંઈ જાણતી જ ન હોય તેવા દેખાવ સાથે અનુપમાએ ફરી પૂછ્યું, "કેમ પાછો આવ્યો?"

પણ કંઈ જ પ્રતિભાવ ન મળ્યો. મા-બાપ વચ્ચે ચાલી રહેલ પેલી ચર્ચા ખોકાએ સાંભળી જ લીધેલ. તેમ છતાંય, અનુપમાએ એ વાતને ન જ ટાળી. એણે પોતાનામાં રહેલ સઘળી કોમળતા, ઋજુતા ભેગી કરી અને ખૂબ આત્મીયતાથી બોલી, "તારી તબિયત આજે સારી ન હોય એમ બને ખરું? શું પરમ દિવસે તારે દિલ્હી નથી જવાનું?"

"શું કહેવા માગો છો?" ખોકા કંઈક છંછેડાયો. જોકે પ્રશ્ન સમજી નહોતી, છતાં અનુપમાએ અભિનય ચાલુ જ રાખ્યો. નિર્દોષ ભાવે કહેવા લાગી, "કેમ? તેં મને નહોતું કહ્યું કે મંગળવારે તારા મિત્રો દિલ્હી જવા નીકળવાના છે?"

વધારે છંછેડાયેલ ખોકા બોલ્યો. "તેથી શું થયું? એ લોકો ત્યાં જાય પણ ખરા. મારે અને એમને શું લાગેવળગે? એ લોકો પાસે પૈસા છે. મન ફાવે એમ કરવા મુક્ત છે."

ખોકાને સાંભળી અનુપમા વિચિત્ર પ્રકારે હસી જ પડી અને બોલી, "અચ્છા! તો વાત જાણે એમ છે કે મારો દીકરો નારાજ છે!" એક બાળકને લાડ લડાવતી હોય એમ એણે ચાલુ જ રાખ્યું, "તારા પપ્પા તારા પર ગુસ્સો કરી રહ્યા હતા, વિવેચન કરી રહ્યા હતો એટલે નારાજ છો?" પોતે કેવી કેવી ફરિયાદો-ટીકા કર્યાં હતાં એના વિશે એક પણ શબ્દ ઉચ્ચારતી નથી, પરંતુ રંગ છે એની અભિવ્યક્તિને, જે હકીકતને છેતરતી નથી, છુપાવીને સાચવે છે! એ 'હકીકત' હતી – ખોકા વિરુદ્ધ અનુપમાએ રજૂ કરેલ અમુક ચોક્કસ અભિપ્રાયો.

અભિનયને સાહજિક ઓપ આપતાં અનુપમાએ ખોકાને કહ્યું, "ઓહો! હવે સમજાયું. હિંમત ન હાર. હું તને પૈસા આપીશ, બસ? હવે ઊભો થઈ જા, દીકરા."

"પણ પૈસા તમારી પાસે કેવી રીતે આવશે? પૈસાના માલિક તો મિસ્ટર તારાનાથ રૉય છે!.... ના, મમ્મી, આરામની પળો, મોજમજા માણવા હું ખાસ ઉત્સુક નથી. મહેરબાની કરી તમે અહીંથી જાઓ, મને એકલો મૂકી દો. એક બેકાર વ્યક્તિને વળી ઇચ્છાઓ, મહેચ્છાઓ કેવી?" ખોકા બોલ્યો. વળી પાછો તરત જ આવેગ સાથે બેઠો થયો ને આક્રોશમાં કહેવા લાગ્યો, "તમે એવું કર્યું જ શા માટે? શા માટે પણ? ખરેખર એ ખોટું થયું છે, અનર્થ થયો છે."

સ્મિતની લહેર એના હોઠોના બન્ને કિનારે પથરાઈ ગઈ. પોતાના અદ્‌ભુત અભિનયથી સંતુષ્ટ અનુપમા મનોમન ખુશ થતી હતી. એ વિચારી રહી હતી કે જો એણે માત્ર બુદ્ધિપૂર્વકનો જ વ્યવહાર ચાલુ રાખ્યો હોત તો એનું આ ગૃહસ્થજીવન આવું સરળ અને શાંત ન હોત. ખરેખર, ત્યાં જ તો અનુપમાની કુશળતા, કુનેહ અને બુદ્ધિનું અનુપમ સંમેલન અને સમતોલન છે! પિતા અને પુત્ર બંનેના અભિગમો સાંભળે — જાણે ખરી. શું અનુપમા પોતાનાં સ્પષ્ટ મંતવ્યો લાદવા માટે અસમર્થ છે? ના, જરા પણ નહીં. ઊલટું, પત્ની અને માતા તરીકેના બેવડા અભિનય વચ્ચે એણે દોરેલ ભેદરેખા જ એ અભિનય-અભિનેત્રીનું સાફલ્ય સૂચવે છે, જે અનુપમાએ ખરા અર્થમાં સિદ્ધ કરી બતાવ્યું.

સમયની માંગને પારખી લઈને અનુપમા ખોકાને કહેવા લાગી, "ખોકા, તને એ ક્યારેય નહીં સમજાય. શું કોઈ 'ડિગ્રી' દ્વારા હજુ સુધી કોઈ માનવ-સ્વભાવ, એની રીતિ-નીતિ, વર્તણૂક સમજી શક્યું છે ખરું? ચાલ, ચાલ, આ બધું રહેવા દે. ઊભો થા જોઉં. હા, અને દિલ્હી જવાની તૈયારી શરૂ કરી દે. જો, તારા મિત્રો જતા રહેશે અને તું અહીં એકલો પડી જઈશ તો મને જરાય નહીં ગમે. તારા પપ્પા ભલે ચિડાય. તું એની ચિંતા રહેવા દે... મને તો આજ સુધી બહાર હરવાફરવાનો મોકો મળ્યો જ નથી. બહારની દુનિયાની મને ભાગ્યે જ ખબર છે એમ કહું તો ચાલે. અત્યાર સુધીનું મારું જીવન ચાર દીવાલો વચ્ચે ઘેરાયેલા કેદી જેવું જ રહ્યું છે, એથી વિશેષ કંઈ જ નહીં. તેથી જ તો તમને લોકોને (ખોકા અને શૈલાને) તમારી ઇચ્છાઓ-આકાંક્ષાઓ પરિપૂર્ણ કરતાં જોઈશ તો મને થોડોકેય સંતોષ મળશે," એમ બોલતાં બોલતાં

હતો કે એનો એક મિત્ર ઘર છોડીને ક્યાંક ભાગી ગયો, કારણ કે એના પિતાએ એને સખત ઠપકો આપ્યો હતો. અલ્યા, ત્યાં કોણ છે?"

"આપણો રસોઈયો જ હશે," તારાનાથે દરકાર વિના જ અટકળ કરી. અનુપમાએ શંકા સાથે કહ્યું, "મને ખાતરી નથી, પરંતુ મોટે ભાગે ખોકા ઉપલા માળે ગયો લાગે છે."

"ખોકા અહીં ક્યાંથી હોય, ભઈ? હજુ તો હમણા જ મેં એને ઠાઠમાઠ કરીને જતાં જોયો છે! એના હાથમાં 'પૉર્ટફોલિયો' પણ હતો. એ પોતાની જાતને વડો સંચાલક માની બેઠો છે," તારાનાથ બોલ્યા.

"હવે તો એ 'ફૅશન' થઈ ચૂકી છે. કંઈક જરૂર પડી હોય ને આવ્યો હોય એમ લાગે છે."

"આમ આવવાનું કંઈ કારણ ખરું?" તારાનાથ પૂછવા લાગ્યા

"કદાચ કંઈક ભૂલી પણ ગયો હોય. હમણાં જ એક દિવસ એની કાંડાઘડિયાળ ભૂલી ગયો હતો એટલે એકીશ્વાસે, હાંફતોહાંફતો ઘેર આવ્યો હતો."

લીંબુશરબત પીતાં-પીતાં તારાનાથે કંઈક કટાક્ષ કર્યો, "બહાર જઈએ અને કાંડા પર ઘડિયાળ ન હોય એ તો જાણે અધર્મ આચર્યા જેવું થાય, ખરું ને? પણ તારા લાડકાને એક વખત ઘરવખરી લઈ આવવા કહેજે અને જો એના પર આભ તૂટી પડ્યા જેવો ભાર ન દેખાય તો કહેજે."

સમયને પારખી તારવી લઈને જ વાતને વાળવી, વિકસાવવી કે વિખેરવી એ જ તો મુત્સદ્દી અનુપમાનું સૌંદર્ય છે! હવે એનો વિષય હતો – 'શિક્ષિત હોવા છતાં આજકાલનાં બાળકો કેવાં અણઘડ અને નાસમજ હોય છે!!!' ઉદાહરણ સાથે સમજાવવા એણે પોતાનાં ભત્રીજાઓ-ભત્રીજીઓ, ભાણી-ભાણિયાની વાત છેડી વળી, પોતાના ખોકાનો પણ સમાવેશ કર્યો, કારણ કે અનુપમા અને ન્યાય વચ્ચે એક અનુપમ સેતુ પણ એટલો જ ઉલ્લેખનીય છે. (એનો અભિનય એ 'અભિનય' માત્ર નહોતો. પરંતુ, અભિનય દ્વારા 'ન્યાય'ને ન્યાય આપવા-અપાવવામાં જ એની પાત્રતા અને એનો વિજય બંનેની એ એકરસ અભિવ્યક્તિ!)

"એમ.એ. પાસ, કલકત્તા યુનિવર્સિટીનો યુવાન જો ચલચિત્રો અને હોટલોમાં જ ભટક્યા કરતો હોય તો એ કેટલે અંશે લાયક વ્યક્તિ કહેવાય? એ ધારે તો એક નોકરી મેળવવા કમર ન કસી શકે? આવું કંઈક સમજે કરે તો એના પિતાને કેટલી નિરાંત થાય! ન થાય?" જોકે, અનુપમાની આ બધી વાતોમાં તારાનાથને કંઈ રસ પડતો નહોતો. અનુપમાનો એકપાત્રી અભિનય વ્યર્થ ગયો. રજાનો દિવસ હોઈ તારાનાથને કશી જ ઉતાવળ નહોતી. અનુપમા દ્વારા પ્રસ્તુત વિવેચનની ક્ષણોને તારાનાથ જાણે ખૂબ માણી રહ્યા હોય એમ અનુપમાને જણાયું. છેવટે, હંમેશની માફક તે દિવસે પણ બપોર થતાં તારાનાથ અલકમલકનાં ગપ્પાં મારવા-માણવા હિમાંશુબાબુને ત્યાં ગયા, અને રસોઈયા દ્વારા બનાવાતી રસોઈ પરનું અનુપમાનું નિરીક્ષણકાર્ય પણ પૂરું થયું હતું જ્યાં એ જમવા બેઠી ત્યાં તો અચાનક જ દીકરી શૈલા ગભરાટ સાથે સીડી ઊતરતાં ઊતરતાં પેલા રસોઈયાને બૂમ પાડીને પૂછવા લાગી, "મહેરબાની કરીને મને થોડું ગરમ પાણી આપશો? જલદી કરો, મારે ઝડપથી ચા બનાવવાની છે."

હજુ તો બપોરનો દોઢ વાગ્યો છે, ને ચા? અનુપમાને આશ્ચર્ય થયું. શૈલા બોલી, "મારે માટે નહીં, ભાઈને સખત માથું દુખે છે એટલે એમને ચા પીવી છે."

અનુપમાએ પ્રશ્ન કર્યો, "શું ખોકા ઘરમાં જ છે?"

"હાસ્તો વળી, ઘરમાં જ છે. પણ થોડી વાર પહેલાં બહાર ગયા હતા અને હાલ એમને માથું ચઢ્યું છે." એમ વાત કરતી કરતી શૈલા ગરમ પાણી તૈયાર કરેલ છે કે નહીં તે જોવા રસોઈયા પાસે પહોંચી.

અનુપમાનો જીવ હવે જમવામાં રહે જ શાનો? હાંફળી ફાંફળી એ તો ખોકા પાસે દોડી, "શું થયું છે તને, ખોકા? તબિયત ઠીક નથી કે શું? મને એમ કે તું તો ક્યાંક બહાર ગયો હોઈશ."

ખોકા કંઈ જ ન બોલ્યો. અનુપમા જ્યાં હાથ લંબાવીને 'તાવ કેટલો છે' એ તપાસવા જાય છે ત્યાં

હતો કે એનો એક મિત્ર ઘર છોડીને ક્યાંક ભાગી ગયો, કારણ કે એના પિતાએ એને સખત ઠપકો આપ્યો હતો. અલ્યા, ત્યાં કોણ છે?"

"આપણો રસોઈયો જ હશે," તારાનાથે દરકાર વિના જ અટકળ કરી. અનુપમાએ શંકા સાથે કહ્યું, "મને ખાતરી નથી, પરંતુ મોટે ભાગે ખોકા ઉપલા માળે ગયો લાગે છે."

"ખોકા અહીં ક્યાંથી હોય, ભઈ? હજુ તો હમણા જ મેં એને ઠાઠમાઠ કરીને જતાં જોયો છે! એના હાથમાં 'પૉર્ટફોલિયો' પણ હતો. એ પોતાની જાતને વડો સંચાલક માની બેઠો છે," તારાનાથ બોલ્યા.

"હવે તો એ 'ફૅશન' થઈ ચૂકી છે. કંઈક જરૂર પડી હોય ને આવ્યો હોય એમ લાગે છે."

"આમ આવવાનું કંઈ કારણ ખરું?" તારાનાથ પૂછવા લાગ્યા.

"કદાચ કંઈક ભૂલી પણ ગયો હોય. હમણાં જ એક દિવસ એની કાંડાઘડિયાળ ભૂલી ગયો હતો એટલે એકીશ્વાસે, હાંફતોહાંફતો ઘેર આવ્યો હતો."

લીંબુશરબત પીતાં-પીતાં તારાનાથે કંઈક કટાક્ષ કર્યો, "બહાર જઈએ અને કાંડા પર ઘડિયાળ ન હોય એ તો જાણે અધર્મ આચર્યા જેવું થાય, ખરું ને? પણ તારા લાડકાને એક વખત ઘરવખરી લઈ આવવા કહેજે અને જો એના પર આભ તૂટી પડ્યા જેવો ભાર ન દેખાય તો કહેજે."

સમયને પારખી તારવી લઈને જ વાતને વાળવી, વિકસાવવી કે વિખેરવી એ જ તો મુત્સદ્દી અનુપમાનું સૌંદર્ય છે! હવે એનો વિષય હતો – 'શિક્ષિત હોવા છતાં આજકાલનાં બાળકો કેવાં અણઘડ અને નાસમજ હોય છે!!!' ઉદાહરણ સાથે સમજાવવા એણે પોતાનાં ભત્રીજાઓ-ભત્રીજીઓ, ભાણી-ભાણિયાની વાત છેડી. વળી, પોતાના ખોકાનો પણ સમાવેશ કર્યો, કારણ કે અનુપમા અને ન્યાય વચ્ચે એક અનુપમ સેતુ પણ એટલો જ ઉલ્લેખનીય છે. (એનો અભિનય એ 'અભિનય' માત્ર નહોતો. પરંતુ, અભિનય દ્વારા 'ન્યાય'ને ન્યાય આપવા-અપાવવામાં જ એની પાત્રતા અને એનો વિજય બંનેની એ એકરસ અભિવ્યક્તિ!)

"એમ.એ. પાસ, કલકત્તા યુનિવર્સિટીનો યુવાન જો ચલચિત્રો અને હોટલોમાં જ ભટક્યા કરતો હોય તો એ કેટલે અંશે લાયક વ્યક્તિ કહેવાય? એ ધારે તો એક નોકરી મેળવવા કમર ન કસી શકે? આવું કંઈક સમજે કરે તો એના પિતાને કેટલી નિરાંત થાય! ન થાય?" જોકે, અનુપમાની આ બધી વાતોમાં તારાનાથને કંઈ રસ પડતો નહોતો. અનુપમાનો એકપાત્રી અભિનય વ્યર્થ ગયો. રજાનો દિવસ હોઈ તારાનાથને કશી જ ઉતાવળ નહોતી. અનુપમા દ્વારા પ્રસ્તુત વિવેચનની ક્ષણોને તારાનાથ જાણે ખૂબ માણી રહ્યા હોય એમ અનુપમાને જણાયું. છેવટે, હંમેશની માફક તે દિવસે પણ બપોર થતાં તારાનાથ અલકમલકનાં ગપ્પાં મારવા-માણવા હિમાંશુબાબુને ત્યાં ગયા, અને રસોઈયા દ્વારા બનાવાતી રસોઈ પરનું અનુપમાનું નિરીક્ષણકાર્ય પણ પૂરું થયું હતું. જ્યાં એ જમવા બેઠી ત્યાં તો અચાનક જ દીકરી શૈલા ગભરાટ સાથે સીડી ઊતરતાં ઊતરતાં પેલા રસોઈયાને બૂમ પાડીને પૂછવા લાગી, "મહેરબાની કરીને મને થોડું ગરમ પાણી આપશો? જલદી કરો, મારે ઝડપથી ચા બનાવવાની છે."

હજુ તો બપોરનો દોઢ વાગ્યો છે, ને ચા? અનુપમાને આશ્ચર્ય થયું. શૈલા બોલી, "મારે માટે નહીં, ભાઈને સખત માથું દુખે છે એટલે એમને ચા પીવી છે."

અનુપમાએ પ્રશ્ન કર્યો, "શું ખોકા ઘરમાં જ છે?"

"હાસ્તો વળી, ઘરમાં જ છે. પણ થોડી વાર પહેલાં બહાર ગયા હતા અને હાલ એમને માથું ચઢ્યું છે." એમ વાત કરતી કરતી શૈલા ગરમ પાણી તૈયાર કરેલ છે કે નહીં તે જોવા રસોઈયા પાસે પહોંચી.

અનુપમાનો જીવ હવે જમવામાં રહે જ શાનો? હાંફળી ફાંફળી એ તો ખોકા પાસે દોડી, "શું થયું છે તને, ખોકા? તબિયત ઠીક નથી કે શું? મને એમ કે તું તો ક્યાંક બહાર ગયો હોઈશ."

ખોકા કંઈ જ ન બોલ્યો. અનુપમા જ્યાં હાથ લંબાવીને 'તાવ કેટલો છે' એ તપાસવા જાય છે ત્યાં

ખોકા એના હાથને દૂર હટાવીને પોતાની પથારી તરફ વળી જાય છે. જાણે કંઈ જાણતી જ ન હોય તેવા દેખાવ સાથે અનુપમાએ ફરી પૂછ્યું, "કેમ પાછો આવ્યો?"

પણ કંઈ જ પ્રતિભાવ ન મળ્યો. મા-બાપ વચ્ચે ચાલી રહેલ પેલી ચર્ચા ખોકાએ સાંભળી જ લીધેલ. તેમ છતાંય, અનુપમાએ એ વાતને ન જ ટાળી. એણે પોતાનામાં રહેલ સઘળી કોમળતા, ઋજુતા ભેગી કરી અને ખૂબ આત્મીયતાથી બોલી, "તારી તબિયત આજે સારી ન હોય એમ બને ખરું? શું પરમ દિવસે તારે દિલ્હી નથી જવાનું?"

"શું કહેવા માગો છો?" ખોકા કંઈક છંછેડાયો. જોકે પ્રશ્ન સમજી નહોતી, છતાં અનુપમાએ અભિનય ચાલુ જ રાખ્યો. નિર્દોષ ભાવે કહેવા લાગી, "કેમ? તેં મને નહોતું કહ્યું કે મંગળવારે તારા મિત્રો દિલ્હી જવા નીકળવાના છે?"

વધારે છંછેડાયેલ ખોકા બોલ્યો. "તેથી શું થયું? એ લોકો ત્યાં જાય પણ ખરા. મારે અને એમને શું લાગેવળગે? એ લોકો પાસે પૈસા છે. મન ફાવે એમ કરવા મુક્ત છે."

ખોકાને સાંભળી અનુપમા વિચિત્ર પ્રકારે હસી જ પડી અને બોલી, "અચ્છા! તો વાત જાણે એમ છે કે મારો દીકરો નારાજ છે!" એક બાળકને લાડ લડાવતી હોય એમ એણે ચાલુ જ રાખ્યું, "તારા પપ્પા તારા પર ગુસ્સો કરી રહ્યા હતા, વિવેચન કરી રહ્યા હતો એટલે નારાજ છો?" પોતે કેવી કેવી ફરિયાદો-ટીકા કર્યાં હતાં એના વિશે એક પણ શબ્દ ઉચ્ચારતી નથી, પરંતુ રંગ છે એની અભિવ્યક્તિને, જે હકીકતને છેતરતી નથી, છુપાવીને સાચવે છે! એ 'હકીકત' હતી – ખોકા વિરુદ્ધ અનુપમાએ રજૂ કરેલ અમુક ચોક્કસ અભિપ્રાયો.

અભિનયને સાહજિક ઓપ આપતાં અનુપમાએ ખોકાને કહ્યું, "ઓહો! હવે સમજાયું. હિંમત ન હાર. હું તને પૈસા આપીશ, બસ? હવે ઊભો થઈ જા, દીકરા."

"પણ પૈસા તમારી પાસે કેવી રીતે આવશે? પૈસાના માલિક તો મિસ્ટર તારાનાથ રૉય છે!.... ના, મમ્મી, આરામની પળો, મોજમજા માણવા હું ખાસ ઉત્સુક નથી. મહેરબાની કરી તમે અહીંથી જાઓ, મને એકલો મૂકી દો. એક બેકાર વ્યક્તિને વળી ઇચ્છાઓ, મહેચ્છાઓ કેવી?" ખોકા બોલ્યો. વળી પાછો તરત જ આવેગ સાથે બેઠો થયો ને આક્રોશમાં કહેવા લાગ્યો, "તમે એવું કર્યું જ શા માટે? શા માટે પણ? ખરેખર એ ખોટું થયું છે, અનર્થ થયો છે."

સ્મિતની લહેર એના હોઠોના બન્ને કિનારે પથરાઈ ગઈ. પોતાના અદ્ભુત અભિનયથી સંતુષ્ટ અનુપમા મનોમન ખુશ થતી હતી. એ વિચારી રહી હતી કે જો એણે માત્ર બુદ્ધિપૂર્વકનો જ વ્યવહાર ચાલુ રાખ્યો હોત તો એનું આ ગૃહસ્થજીવન આવું સરળ અને શાંત ન હોત. ખરેખર, ત્યાં જ તો અનુપમાની કુશળતા, કુનેહ અને બુદ્ધિનું અનુપમ સંમેલન અને સમતોલન છે! પિતા અને પુત્ર બંનેના અભિગમો સાંભળે – જાણે ખરી. શું અનુપમા પોતાનાં સ્પષ્ટ મંતવ્યો લાદવા માટે અસમર્થ છે? ના, જરા પણ નહીં. ઊલટું, પત્ની અને માતા તરીકેના બેવડા અભિનય વચ્ચે એણે દોરેલ ભેદરેખા જ એ અભિનય-અભિનેત્રીનું સાફલ્ય સૂચવે છે, જે અનુપમાએ ખરા અર્થમાં સિદ્ધ કરી બતાવ્યું.

સમયની માંગને પારખી લઈને અનુપમા ખોકાને કહેવા લાગી, "ખોકા, તને એ ક્યારેય નહીં સમજાય. શું કોઈ 'ડિગ્રી' દ્વારા હજુ સુધી કોઈ માનવ-સ્વભાવ, એની રીતિ-નીતિ, વર્તણૂક સમજી શક્યું છે ખરું? ચાલ, ચાલ, આ બધું રહેવા દે. ઊભો થા જોઉં. હા, અને દિલ્હી જવાની તૈયારી શરૂ કરી દે. જો, તારા મિત્રો જતા રહેશે અને તું અહીં એકલો પડી જઈશ તો મને જરાય નહીં ગમે. તારા પપ્પા ભલે ચિડાય. તું એની ચિંતા રહેવા દે... મને તો આજ સુધી બહાર હરવાફરવાનો મોકો મળ્યો જ નથી. બહારની દુનિયાની મને ભાગ્યે જ ખબર છે એમ કહું તો ચાલે. અત્યાર સુધીનું મારું જીવન ચાર દીવાલો વચ્ચે ઘેરાયેલા કેદી જેવું જ રહ્યું છે, એથી વિશેષ કંઈ જ નહીં. તેથી જ તો તમને લોકોને (ખોકા અને શૈલાને) તમારી ઇચ્છાઓ-આકાંક્ષાઓ પરિપૂર્ણ કરતાં જોઈશ તો મને થોડોકેય સંતોષ મળશે." એમ બોલતાં બોલતાં

અનુપમાનો અવાજ કંઈ ગંભીર, કંઈક ઉદાસ થતો ગયો.

ખોકા પોતાની માની આંખોનાં ઊંડાણોમાં દર્દનો ધીર-ગંભીર સાગર જોતાં જોતાં સ્તબ્ધ જ બની ગયો હતો!

આખરે, મા-દીકરાની વાતચીતે સુંદર વળાંક લીધો. ચાનો પ્યાલો લઈ શૈલા પણ એમની સાથે જોડાઈ ગઈ. ખોકાએ એક પછી એક સ્થળની લાંબીલચ યાદી રજૂ કરવાનું શરૂ કર્યું, જ્યાં એ એની મા અનુપમાને ફરવા લઈ જશે, જ્યારે એ ખુદ કમાતો થશે ત્યારે. સ્થળોની યાદીમાં 'મસૂરી' આવ્યું એટલે અનુપમાએ પોતાની પસંદગી સૂચવતાં 'પુરી' (જગન્નાથપુરી) કે 'ભુવનેશ્વર' જેવાં સ્થળોનો સમાવેશ કર્યો અને મસૂરીના બદલે આ સ્થળો એના માટે વધુ મહત્ત્વનાં હતાં, કારણ કે એ બધાં પવિત્ર યાત્રાધામો હતાં. આવી જૂનીપુરાણી પસંદગી માટે શૈલા મજાક કરવા લાગી.

હવે ખોકાએ વિચાર બદલ્યો ને માનાં સૂચન-પસંદગી સ્વીકાર્યાં. એણે યાદ અપાવ્યું કે 'પુરી' તો શિલ્પ-સ્થાપત્યનો અદ્વિતીય વૈભવ છે! વાસ્તવમાં, અનુપમાનાં કલાપ્રેમ અને કલાસૂઝ બંનેનું ખોકા દ્વારા સમર્થન થયું. પછી તો અન્ય જોવાલાયક સ્થળોની સૂચિ તૈયાર કરવા ફરીથી ત્રણેય વિચારવા લાગ્યાં અને ત્યાંથી કઈ કઈ વસ્તુઓની ખરીદી કરવી એ વિશે પણ નોંધ ટપકાવતા જતાં હતાં. રસપ્રદ વિગતોની ચર્ચા અને નોંધ સાથે ત્રણેયની બેઠક સારો એવો સમય લઈ ચૂકી હતી. આશરે સાંજના સાડા ચારથી પણ વધુ સમય થયો હશે, ત્યાં તો અચાનક જ પિતા તારાનાથની બૂમ સંભળાઈ, "શું આજે ચા મળવાની છે કે નહીં?"

હવે છેક અનુપમાની નજર ભીંત પર લટકતી ઘડિયાળ પર પડી. ચાર ને ચાલીસનો સમય થઈ ગયો હતો! અનુપમા પણ કંઈક આકુળવ્યાકુળ થઈ ગઈ. "હે ભગવાન! હવે શું થશે?" ચાર વાગી ગયા હોય ને તારાનાથ માટે ચા બનાવવામાં મોડું થઈ જાય તો તો તારાનાથને છાતીનો દુખાવો શરૂ થઈ જાય!

માતા અને પત્ની અનુપમા ફરી એક વાર સમતોલન મેળવી લઈને સાહજિક રીતે જ કહેવા લાગી, "તમે જ જુઓ ને આ સમય કેવો પવનવેગે દોડ્યો જાય છે! શૈલા, તને પણ ખબર ન રહી? તારે તો ધ્યાન રાખવું'તું! હા, અને, પેલો માધો, એ વળી શું કરી રહ્યો છે? ઘોર નિદ્રામાં હશે." આ સાંભળી તારાનાથનો ગુસ્સો વધ્યો, "એમ કે! ખરેખર! માધોને પગાર મળે છે એના બદલામાં એણે એની જવાબદારીઓ બરાબર રીતે અદા કરવી જોઈએ. આવું તે કંઈ ચાલતું હશે?"

અનુપમાએ પણ મનોમન તર્ક લડાવ્યો – 'એક નોકરાણી – જેને કંઈ પગાર ચૂકવવામાં આવતો નથી, પણ જવાબદારીઓ પૂરેપૂરી અપેક્ષિત છે – હુકમોનું પાલન પણ એટલું જ અપેક્ષિત – બદલામાં ન તો પૂરો હક્ક, ન તો પૂરો હિસ્સો, ન તો યોગ્ય બદલો – એણે દરેકનાં સાથીદાર બની રહેવું એ જડ નિયમ-હુકમ છે, પણ... એનાં ખુદનાં દુઃખદર્દનું ભાગીદાર કોઈ બને છે ખરું?'

એ તર્કથી એનામાં ફરી ફરીને સભાનતાનું જાગરણ થયું. પરંતુ, વીજળીને ચમકારે જ જાણે એણે એ જ તર્કનું ઇરાદાપૂર્વક દમન કરી નાખ્યું! અને પૂર્વવત્ અભિનયનો દોર જકડી લીધો. તારાનાથ સામે ખેદનો દેખાવ કરી કહેવા લાગી, "ખોકાની તબિયત સારી નથી. મને તો ફ્લુની શંકા જાય છે, કારણ કે હમણાં હમણાં એના વાયરા ચાલે છે, ખબર છે?"

હવે નવું દશ્ય શરૂ થાય છે. રાત્રિનો સમય. અનુપમા અને તારાનાથ એમના શયનખંડમાં છે. તારાનાથના હાથમાં બે 'ટૅબ્લેટ્સ' અને પાણીનો ગ્લાસ પકડાવી અનુપમાએ દરવાજો અંદરથી બંધ કરી દીધો અને આરામથી, નિરાંતનો શ્વાસ લેતી એ પથારી પર બેઠી. પત્ની તરીકેનો અભિનય શરૂ કરતાં પૂછવા લાગી, "તમારી તબિયત તો ઠીક છે ને? કેમ કંઈ બોલતા નથી? આ એક તમારો ગુસ્સો ત્રાસ કરાવે છે. વળી, બાપની માફક દીકરો પણ આખોય વખત ફટકેલ મગજનો રહે છે. તમે ખરેખર એમ માનો છો કે ખોકા કંઈક અસ્વસ્થ હતો? આમ તો એનો 'મૂડ' જ બગડેલ

હતો. એના બધા જ મિત્રો દિલ્હી જવા તૈયાર થઈ ગયા છે. અને ખોકા એ લોકો સાથે જઈ શકે તેમ નથી એટલે જ તો દુઃખી અને અસ્વસ્થ થઈ ગયો છે. એવું તે વળી દિલ્હીમાં શું છે જે કલકત્તામાં નથી? અરે હા! યાદ આવ્યું, તમે કહેતા'તા કે શ્યામલાલનાં કાકા દિલ્હીમાં જ કામ કરતા. બીજા એક તમારા મિત્ર સુબોધ બાસુની બદલી પણ દિલ્હી જ થઈ છે, ખરું ને?"

તારાનાથ ફરી ગુસ્સે થઈ ગયા, "તો શું થયું? તું એમ માને છે કે તારો દીકરો જેવો ત્યાં પહોંચશે કે તરત જ પેલા લોકો એને ખુરશી ગ્રહણ કરવા કહેશે? એના માટે નોકરી તૈયાર જ હશે એમ માને છે તું?"

"એમ કે!" બોલતાં બોલતાં તો અનુપમાના ચહેરા પર મધુર સ્મિત લહેરાઈ ગયું. વીસ વર્ષો પહેલાં હતી તેટલી જ આકર્ષક અત્યારે દેખાતી હતી! "તમે તો હંમેશાં પજવો છો, શાંતિ નથી લેવા દેતા. ચાલો, હું તો હવે ઊંઘી જાઉં છું... અરે હા! મચ્છરદાની તો સાવ ભુલાઈ જ ગઈ."

અનુપમા ઊભી થવા જતી હતી ત્યાં તો તારાનાથ ખુદ ઊભા થઈ ગયા, "રહેવા દે હવે. ચાલશે. આ અચાનક આજે તું તારી કહેવાતી ફરજ પ્રત્યે આટલી બધી કાળજી કેમ લેવા માંડી? છેલ્લાં સત્યાવીસ વર્ષો દરમિયાન તેં કેટલી વાર મચ્છરદાની બાંધી આપી છે?" આટલું કહેતાં તારાનાથના હોઠ પર હળવું સ્મિત રેલાઈ ગયું.

તારાનાથને મોડેકથી ઊંઘ આવી તો ખરી. અપચાની તકલીફને લઈને ખુદ પરેશાન થઈ ગયા હતા. પણ અનુપમાને તો એક જ મિનિટમાં ઊંઘ આવી ગઈ! કંઈક અંશે થાકેલીપાકેલી તેમ છતાંય સંતુષ્ટ જણાતી હતી, કારણ કે આજે એનો અભિનય ઘણો જ સફળ સાબિત થયો.

હાસ્તો, અભિનય જ તો વળી! બીજું શું? ભૂલ વિનાનો, સચોટ અને કુશળ અભિનય. આટલું જ નહીં, પણ એના અદ્‌ભુત અભિનયને લીધે ક્યારેક તો એના 'વાસ્તવિક સ્વ'ને એની પેલી 'અભિનેત્રી'થી અલગ તારવવાનું સાચે જ કપરું થઈ પડે!

એકમાત્ર અનુપમા જ શા માટે? શું સઘળી સ્ત્રીઓ અભિનેત્રી નથી? અનુપમાની કક્ષા એટલે એવા દરેકની કક્ષા કે જેણે અભિનયમાં સફળતા પ્રાપ્ત કરી છે. અથવા તો એ 'અભિનય' છે જ નહીં એમ કહેવું-માનવું પણ એટલું જ યોગ્ય ગણાશે. અભિનયને સંબંધ છે સ્ત્રીના 'વાસ્તવિક સ્વ' સાથે – એક માતા તરીકે અને સાથેસાથે એક પ્રિયતમા તરીકે પણ. એનો અભિનય છેતરામણો નથી કે છેતરવાની કળા પણ નથી; એનો અભિનય એનામાં રહેલ દયાભાવ છે. અભિનય અને અનુકંપા બંને પરસ્પર પૂરક બની 'અનુપમા' રચતાં જણાય છે. અનુપમાનો અભિનય એટલે અનુકંપાની યોગ્ય માવજત અને મોકળાશ. જો આ દયા નામનું કોઈ તત્ત્વ જ અસ્તિત્વમાં ન હોત અને એનું રક્ષણ-પોષણ કરવા જો આવી અનુપમ 'અભિનેત્રી'નો ઢાલ સમો છતાંય ઋજુ અને સ્વાભાવિક 'અભિનય' ન હોત તો માત્ર ઘરની ચાર દીવાલોની અંદર જ નહીં, પરંતુ આખાય જગતમાં વધુ ને વધુ સંઘર્ષ અને કલહ પ્રસરી ગયા હોત.



# ઉછરંગરાય ઢેબર : સૌરાષ્ટ્રના સંત પંતપ્રધાન*

મનુ રાવળ

મુંબઈ શહેરના મલબાર હિલના માલેતુજાર લત્તામાં ગિરધરલાલ કોટકના આલીશાન મકાનમાં સૌરાષ્ટ્ર રાજ્યના પ્રથમ પંતપ્રધાન ઉછરંગરાય ઢેબર, કાઠિયાવાડના 'ઢેબરભાઈ' માંદગીના આખરી દિવસો ગાળતા હતા. કોટક કુટુંબને ઢેબર કુટુંબ સાથે ત્રણ પેઢીનો નાતો. ૧૯મી સદીના છેલ્લા વર્ષમાં ઉછરંગરાયના દાદા વ્રજલાલ ઢેબર આખું કુટુંબ લઈને જામખંભાળિયાથી રાજકોટ રહેવા આવ્યા ત્યારે ખડપીઠમાં તાજા જ બંધાયેલા નાટકશાળાના મકાનની બાજુમાં વસ્યા ત્યારે અનાયાસે કોટક કુટુંબના પાડોશી બન્યા.

ગિરધરલાલ દીવાન કુટુંબના નબીરા, મુંબઈની વિખ્યાત પેઢી કોટક ઍન્ડ કંપનીના વારસાગત ભાગીદાર, ઢેબરના દ્વિતીય મંત્રીમંડળમાં નાણામંત્રી અને મોરારજી દેસાઈએ સ્થાપેલા સુવર્ણ નિયંત્રણ મંડળના અધ્યક્ષ ઉપરાંત અનેક સામાજિક અને લોકોપયોગી સંસ્થાઓના સભ્ય અને આશ્રયદાતા. દેખાવે સોહામણા, શુદ્ધ ખાદીધારી. વ્યાપારી હોવા છતાં અણિશુદ્ધ પ્રામાણિકતા, ગાંધીરંગે રંગાયેલા, લક્ષ્મીના પ્રભાવથી પ્રકાશિત હોવા છતાં સંસ્કારના છડીધર જેવા ગિધુભાઈ ઢેબરભાઈના છેવટ સુધીના અભેદ્ય સાથી રહ્યા.

૧૯૭૬ના ડિસેમ્બરમાં મારી પત્ની ચન્દા અને હું ઢેબરભાઈને ગિધુભાઈના મલબાર હિલના ઘરમાં મળવા ગયાં. ઘર આલીશાન અને વિશાળ. એમની તબિયત નરમગરમ રહેતી હતી અને કુટુંબના વડીલ જેવા સજ્જનની સંભાળ લેવી એ અમારો વાત્સલ્યયુક્ત ધર્મ હતો. પહેલી મુલાકાતમાં અમને લાગ્યું કે કોટક કુટુંબનાં સૌ પોતપોતાને કામે જાય ત્યારે આવડા મોટા મકાનમાં ઢેબરભાઈને એકલું લાગતું હશે, પણ તે કરતાં વિશેષ અકળાવનારી વાત તો ઢેબરભાઈએ પોતે કરી.

પ્રથમ માંદગી વખતે તેઓ ખાદી કમિશનના અધ્યક્ષ હતા અને હજુ તેના વ્યવસ્થાપક મંડળના સભ્ય હોઈ તેમને માટે એક પરિચારકની વ્યવસ્થા ખાદી કમિશને કરી હતી. તે પરિચારક તેમના સ્નાન માટેનું પાણી અતિશય ગરમ કરતો અને તેમની માગણી છતાં તેમાં જરૂરી ઠંડું પાણી ઉમેરતો નહિ. એ ઉપરાંત દઝાડનારું ગરમ પાણી એમના લગભગ વાળ વગરના તાલકા પર રેડતો. આ સતામણી જાણે ઓછી હોય તેમ જ્યારે સ્નાન પૂરું થાય ત્યારે તર્જની અને અંગૂઠાનો અંકોડો બનાવી તેમના વાળ વગરના તાલકામાં જોરથી ટકોરો મારી ઊભા થવાનો સંકેત કરતો.

અસ્વસ્થ અને અશક્ત શરીર, મગજમાં પ્રાણઘાતક ગાંઠ અને કાઠિયાવાડના રૂઢિચુસ્ત નાગર કુટુંબમાં ઊછરેલા સંસ્કારી અને સંયમી પુરુષ માટે અનુચરનો આવો અઘટિત અને અસભ્ય વર્તાવ કેટલો અકળાવનારો થઈ પડ્યો હશે ત્યારે આવી વાત અમને કરી.

અમે બન્ને આ સાંભળીને આભાં થઈ ગયાં. અમે ઢેબરભાઈના તત્કાલીન મંત્રી નલિન મહેતાને વાત કરી અસંસ્કારી અનુચરની જગ્યાએ માનવીય પરિચારક મૂકવાની ગોઠવણ કરી. ઉપરાંત એમને આવી અકળામણમાંથી મુક્તિ અપાવવા અમે સહસા અમારે ત્યાં આવવાનું આમંત્રણ આપ્યું અને તેમની સારસંભાળની ખાતરી આપી. એમના સંસ્કારગત સંકોચથી તેમણે તે વાતને નકારી, છતાં તેમની સાથે ઘણાં વર્ષો ગાળવાથી તેમના સ્વભાવની પરિચિતતાને લીધે આશા બંધાઈ કે એમની સારવાર કરવાની અભિલાષા સફળ થશે.

* તા. ૨૧ સપ્ટેમ્બર, સ્વ. ઉછંગરાય ઢેબરની જન્મતિથિ પ્રસંગે – લેખક.

બીજે અઠવાડિયે અમે તેમની ખબર કાઢવા ગયાં ત્યારે તેમને અમારે ઘેર લઈ જવાની માનસિક અને ભૌતિક તૈયારી કરીને જ ગયાં હતાં. સદ્‌ભાગ્યે અમારી વિનંતીને સ્વીકારીને તેઓ અમારે ઘેર આવ્યા. તે વખતે અમે કફ પરેડ પર જોલી મેકર નામના ત્રણ શયનખંડના સગવડભર્યા એપાર્ટમેન્ટમાં રહેતાં હતાં. અમારે મન તો એમના જેવા મહાનુભાવ અમારે આંગણે પગ મૂકે અને અમારી કાલીઘેલી સેવા સ્વીકારે તે 'પ્રભુ પધાર્યા'નો ભાવ પેદા કરતાં હતાં. જોકે આ પહેલાં અમારાં જુદાં જુદાં ઘરોમાં અનેક વાર અમારે ત્યાં આવ્યા હતા, પરંતુ હવે એકોતેર વર્ષની વયે, આવી ગંભીર માંદગીમાં અને ભગ્ન મનશરીરે, જ્યારે ક્ષણભંગુરતાનો નિશ્ચિત વિશ્વાસ ઘેરો બન્યો છે ત્યારે અમારી વિનમ્ર સેવા સ્વીકારે એ અમારે મન જીવનનો મહામૂલો લહાવો હતો.

યુવાન વયે જ હૃદયરોગના પ્રપાતથી ચન્દ્રાની તબિયત થોડેઘણે અંશે નરમ રહ્યા કરતી, તેમાં હમણાં પ્લાસ્ટિકની 'ઍલર્જી'ને લીધે વધારે નરમ હતી. તે દિવસોમાં હું ભારતના એક અગ્રગણ્ય ઉદ્યોગગૃહ નૅશનલ રેયન કૉર્પોરેશન જેવી રેયન, નાયલૉન અને ટાયરકૉર્ડ ઉત્પન્ન કરતી મહાકાય સંસ્થાનો વરિષ્ઠ અધિકારી હતો અને ઘણી સગવડો અને સારી આવક છતાં વિશાળ ઉદ્યોગગૃહ ચલાવવાના સ્વાભાવિક માનસિક તણાવ નીચે રહેતો હતો. છતાં જે વ્યક્તિએ મારા જીવનને નવો રાહ બક્ષ્યો હતો, જેમના સહવાસથી મારા જન્મજાત સંસ્કારને પરિપક્વતા સાંપડી હતી, મારા જીવનના અનેક વળાંકોમાં જેમણે મને રાગદ્વેષરહિત મમતાભર્યું માર્ગદર્શન આપ્યું હતું, તેવા વડીલની સેવાનો અનુપમ લાભ અમે દૈવી અનુગ્રહ તરીકે ક્ષણેક્ષણ ભોગવતાં હતાં.

પરિણામે શોકજનક છતાં બન્યો ત્યારે સુખ અને શાન્તિદાયક આ બનાવની શરૂઆત ૧૯૭૬ના ડિસેમ્બરની મધ્યમાં થઈ. પહેલું અઠવાડિયું તો ઉભયપક્ષે થોડા સંકોચ અને ઉભયપક્ષે ઓછામાં ઓછી અગવડ આપવાની ચિંતામાં જ ગયું.

ગિધુભાઈ કોટકના શ્રીમંત ઘરમાંથી અમારા જેવા મધ્યમવર્ગના સામાન્ય કુટુંબને તેમની સારવાર કરવામાં અમને શારીરિક અને આર્થિક કેટલો બોજો પડતો હશે તેનો ઢેબરભાઈએ એકબે વાર ઉલ્લેખ કર્યો. બીજી વાર વાત નીકળી ત્યારે મેં વિનયપૂર્વક ખાતરી ઉચ્ચારી કે તેમના આશીર્વાદથી હમણાં હું ભારતના એક મોટામાં મોટા ઉદ્યોગગૃહના મુખ્ય અધિકારી તરીકે નાણાં અને સાધનોની કશી ઊણપ અનુભવતો ન હતો, પરંતુ કદાચિત્ હું ખરેખર સામાન્ય સ્થિતિમાં હોત અને સાધનસામગ્રી ટાંચાં હોત તો અમારી પાસે જે કંઈ હોત તે સઘળું વેચીસાટીને પણ છેલ્લી પાઈ સુધી અમે તેમની સેવાસારવારમાં ગાળત. ઊંડી લાગણી અને પૂરી સહૃદયતાથી બોલાયેલા આ શબ્દોથી તેમના મનને સમાધાન મળ્યું હશે, કારણ કે તે પછી પોતાના પુત્રને ત્યાં રહેતા હોય એવા હળવા મને અને મોકળાશથી રહેવા લાગ્યા.

આમ છતાં શરૂમાં એમને એક નાની અગવડ એ પડતી કે ઘરની અટપટી ભૂગોળને લીધે તેમના શયનખંડમાં દીવાનખાનામાં અથવા ભોજનખંડમાં જવા ડાબે હાથે વળવાને બદલે ભૂલમાં અમારા શયનખંડમાં આવી ચઢતા, અને સંસ્કાર અને સભ્યતાના શિસ્તબદ્ધ આગ્રહી તરીકે આવા અવિવેક માટે આનંદદાયક મુંઝવણ અનુભવતા. હું તેમને સાંત્વન આપતો કે આ આકસ્મિક બનાવ કોઈ રીતે અનુચિત ન હતો, કારણ કે અમે તેમનાં બાળકો જેવાં જ હતાં. એ વાત તેઓ ક્ષોભ સાથે સ્વીકારતા. પણ બેત્રણ દિવસમાં જ તેમને ઘરની ભૂગોળ સમજાઈ ગઈ અને પછી એવો બનાવ બનવાની શક્યતા રહી નહીં.

થોડા દિવસમાં તેમના સ્વાસ્થ્યમાં સુધારો જણાવા લાગ્યો. અમારા સૌના જીવમાં પ્રાણનો સંચાર થયો. સાંજે હું કામ પરથી ઘેર આવું એટલે સાતમા માળના અમારા ઘરમાંથી અમારા સંકુલના વિશાળ ચોગાનમાં થોડી વાર ચાલવા જવાનું નક્કી થયું. અમારા ચોગાનથી ૧૦૦-૨૦૦ ફૂટને અંતરે નરીમાન પૉઇન્ટ પાસેની ગોળાકાર જમીનને લીધે સાગરનાં મોજાંથી ઊછળતું સરોવર બન્યું હતું. સામે દૂર પૂર્વમાં હૅંગિંગ ગાર્ડન અને પશ્ચિમે મુંબઈના રાજ્યપાલના

ભવન પર ત્રિરંગો ફરકતો દેખાય. અમારી સાથે ધીમે પગલે મંદગતિએ ચાલવામાં અમારી વયોવૃદ્ધ બરફશ્વેત આલ્સેશિયન કૂતરી લ્યૂસી પણ હોય. અરબી સમુદ્ર પરથી વાતા શીતલ પવનને લીધે ઠંડી લાગે છતાં ગરમ કફની સહન કરી શકે નહિ. તેથી તેમની અનુમતિ મેળવી મારી એક અર્ધ રેશમ અર્ધ ગરમ કફની એમને પહેરવા આપી. તેની હૂંફમાં થોડા આંટા મારે. અને અમે એમના દીર્ઘ જીવનની આશાભરી મનોકામના કરીએ. પરંતુ ત્યારે કોને ખબર હતી, હવે ત્રણચાર મહિનામાં જ ગાંધીજીની લઘુઆવૃત્તિ સમા પવિત્ર, અકિંચન, લોકપ્રિય જનસેવક એક અનંત ભવસાગરના ક્ષણભંગુર પરપોટાની જેમ પેદા થઈ કાઠિયાવાડની હજારો વર્ષ જૂની રાજશાહી અધમતામાંથી ખેડૂતો અને શ્રમિકો, સામંતો અને શ્રીમંતો, પંડિતો અને પાખંડીઓને સ્વરાજ્ય, લોકશાહી અને સુરાજ્યના સૌરાષ્ટ્રમાં દોરી જશે?



## ગઝલ

*હા, દોસ્ત, હું ઈશ્વરનો ઇનકાર કરું છું,*
*હું નાસ્તિક છુ, એ સત્યનો સ્વીકાર કરું છું.*

*તારું માનવું, ઈશ્વર છે તો તને મુબારક,*
*માફ કરજે, તારી વાતનો નકાર કરું છું.*

*તર્ક મારી નાસ્તિકતા ઓગાળી નથી શકતા,*
*તારી વાત પર જ્યારે ઊંડો વિચાર કરું છું.*

*આપણી હા અને નાને વિસ્તારવાનો અર્થ શો,*
*આ બાબત ધ્યાનમાં રાખી વ્યવહાર કરું છું.*

*સારું છે, આપણા મત ટકરાતા નથી, 'ચિરાગ',*
*તને તારી આસ્તિકતા સાથે પ્યાર કરું છું.*

**હીરાલાલ 'ચિરાગ'**

# કાન ધરે એવા માણસ*

**દર્શના ધોળકિયા**

આપણે ત્યાં ને કદાચ સર્વત્ર, ગમે એટલું કહીએ તો પણ, 'Style is the man' એ સૂત્રનો મહિમા થયો છે. સતત વંચાતા ને એ કારણે લોકચાહના પ્રાપ્ત કરતા સર્જક માટે ભાવકની એક અપેક્ષા રહેલી હોય છે – તેનામાં માણસાઈ હોવાની. સર્જક તરીકે સભર વ્યક્તિત્વ ધરાવનાર વ્યક્તિ જો માનવ તરીકે ઊણી ઊતરતી હોય તો સર્જકને ચાહનારા વર્ગનું મન દુભાતું હોય છે. શ્રી ઉમાશંકર જોશીએ આ વાતનો ઉકેલ શોધતાં સર્જકના વાઙ્મયગત શીલને મહત્ત્વ આપવા જણાવ્યું છે. વૈચારિક તંદુરસ્તીની દૃષ્ટિએ આ વાત સ્વીકારવા જેવી પણ છે, પણ આપણામા ઊંડે ઊંડે પડેલા, પેલો તાળો મેળવવાના મૂલગત, આદિમ સંસ્કાર આપણને નડતા તો હોય જ છે, ને પરિણામે, અનાયાસે જ્યારે શીલ તેવી શૈલીનો, બલકે શૈલી તેવા શીલનો મેળ જામી જતો દેખાય ત્યારે આપણાથી રાજી રાજી થઈ જવાતું હોય છે એ તો ખરું જ.

'શૈલી તેવું શીલ'ની અપેક્ષા આપણે રાખીએ તો ખરા, પણ તેની પાછળ ઘણાં પ્રેરક બળો કામ કરતાં હોય છે એ પણ સ્વીકારાવું જોઈએ. સર્જકનો ઉછેર, તેનો સમયસંદર્ભ, તેને મળેલી વિવિધ મહાનુભાવોની નિશ્રા એ સઘળું તેમાં શીલને ને પછીથી તેની શૈલીને ઘડવામાં કારણભૂત બનતું હોય છે. ને એમાં ભળે છે એની નિજી પ્રકૃતિ. આ બધું જ્યારે એકાએક ભેગું થાય છે ત્યારે ધ્યાન ખેંચાય એવું સર્જકત્વ ને મનુષ્યત્વ સાથેલાગાં નિષ્પન્ન થાય છે. ગુજરાતના ખ્યાતનામ સાહિત્યકાર શ્રી ગુલાબદાસ બ્રોકર માટે તેમના જન્મમાસ નિમિત્તે આવા યુગપત્ સંદર્ભે ઘણું કહી શકાય તેવું છે.

પોતાની સર્જનપ્રક્રિયાને તપાસતાં-ચકાસતાં શ્રી બ્રોકરે તેમના વિવેચનગ્રંથ 'રૂપસૃષ્ટિ'માં એક જગાએ નોંધ્યું છે : "એમ નવાં ચરિત્રો ને પાત્રોની ખોજ તો ચાલ્યા જ કરે છે, પણ એ ખોજનો કાર્યપ્રદેશ અનોખો છે. એ જેટલી મથામણભરી વેદનાનો એટલો જ કલાકાર માટે સુભગ ધન્યતાનો વિષય છે. સજાગ કલાકાર એથી કદીયે વંચિત રહેતો નથી. માત્ર તેનો સંવેદનાતંતુ જાગ્રત હોવો જોઈએ. એની આંખ ઉઘાડી હોવી જોઈએ ને તેના કાન સરવા. તો જ બીજાંને ન દેખાતું એ જોઈ શકે, ન સંભળાતું સાંભળી શકે. ને એ દૃશ્ય ને એ શ્રાવ્ય પણ બીજા અનુભવોના રગડા વચ્ચે છુપાયેલું હોવા છતાં એના એકલાની આંખને જ દેખાય, તેના એકલાના કાનને સંભળાય."

સર્જકે કલ્પેલી-ઇચ્છેલી આ પ્રકારની સતેજ ઇન્દ્રિયગ્રાહ્યતા તો તેમને પ્રાપ્ત થઈ જ છે એવું એમને વાંચનારો ભાવકવર્ગ કહી શકે; સાથોસાથ, માત્ર અનુભવને જ નહીં, મનુષ્યહૃદયના ધબકારને સાંભળી શકે તેવો આંતર્‌કર્ણ પણ શ્રી બ્રોકર ધરાવે છે તેવું તેમના અલ્પ પરિચય પછી પણ કહી શકાય.

શ્રી ગુલાબદાસ બ્રોકરને મળેલી 'પ્રજ્ઞાકર્ણ'ની બક્ષિસના મૂળમાં તેમના નિજી વ્યક્તિત્વની સાથોસાથ તેમને મળેલા શિક્ષકો, સરોજિની નાયડુ જેવી વ્યક્તિનો પ્રભાવ, ગાંધીજીનો વ્યક્તિગત તેમ જ યુગસંદર્ભે થયેલો પરિચય, તેમનું જેલજીવન, તેમની ગૃહસ્થી વગેરેને પણ ગણાવવાં જોઈએ એવું તેમની આત્મકથા 'ગયાં વર્ષો, રહ્યાં વર્ષો' જોતાં જણાય. પણ તેમની આત્મકથા તો તેમને મળ્યા પછી વંચાઈ એટલે દાખલો ઊલટેથી પણ સાચો પડ્યો ને સવળેથી પણ. એનું મહિમાગાન ગાવાનું મન થાય છે.

એક સર્જક તરીકે શ્રી બ્રોકરનો પરિચય વિદ્યાર્થીકાળથી ખરો જ. એ પછી તેમની વાર્તાઓ વર્ગમાં ભણાવવાની આવી ત્યારે 'ફૂંદી' વાર્તા એમાં રહેલા નાયકના માતૃપ્રેમને લઈને તે કરતાંયે એ પ્રેમની અન્યો દ્વારા થતી અવગણનાના ભારને લઈને વધારે

* તા. ૨૦ સપ્ટેમ્બર, શ્રી બ્રોકરની જન્મતિથિ પ્રસંગે લખાયેલું– લેખિકા.

અસરકારક જણાયેલી. વર્ગખંડમાં વિદ્યાર્થીઓ પણ એ વાર્તા ભણીને ગદ્ગદ બનેલા એ જોઈને સર્જનના વ્યાપનો પરિચય પણ પમાયેલો.

એ પછી મનોમન શ્રી બ્રોકર પ્રત્યે બંધાયેલો આદર તેમને પહેલી વાર, ૧૯૯૦માં મુંબઈમાં તેમના નિવાસસ્થાને મળવાનું થયું ત્યારે દૃઢ થયો. અકારણ, તેમને માત્ર મળવા, અમે ચારેક જણ ગયેલાં ત્યારે તેમના વ્યક્તિત્વમાંથી પ્રગટતી સ્ફૂર્તિ, ભરપૂર જીવનપ્રેમ ને રંગરાગિતા જોઈને એમને 'કૂંડી' વાર્તાના લેખક તરીકે પ્રમાણ્યા.

પછી તો અવારનવાર મળવાનું થયું. તેમની સાથે નિરાંતે વાતો કરવાની તક મળી. એ ગાળામાં તેમના ખુશનુમા વ્યક્તિત્વનું રહસ્ય પૂછતાં તેમણે પોતાની પ્રસન્નતાના કારણમાં મહાન વ્યક્તિત્વો પાસે તેમણે મેળવેલાં સખ્યનો રદિયો આપતાં તેનું મુખ્ય શ્રેય શ્રીમતી સરોજિની નાયડુને આપ્યું. તરુણાવસ્થાથી શ્રી બ્રોકરને નાયડુનો ગાઢ પરિચય. એ પરિચય વધતો જ રહેલો. પછી ઘણો સમય મળવાનું બનેલું નહીં. ઘણા સમય બાદ શ્રીમતી નાયડુનું એક જગાએ વ્યાખ્યાન હતું ત્યારે શ્રી બ્રોકર તેમને સાંભળવા ગયા ને પાછળ બેઠા – એમ ધારીને કે હવે કંઈ નાયડુ આપણને ઓળખે બોળખે નહીં. એ રહ્યાં મોટાં માણસ. પણ વ્યાખ્યાન દરમ્યાન જ શ્રીમતી નાયડુનું ધ્યાન ગયું. વ્યાખ્યાન પૂરું થતાં જ તેમણે મંચ ઉપરથી જ તેમની આગવી સ્ટાઈલમાં સાડીનો છેડો ફરફરાવીને સરખી રીતે ખોસતાં બૂમ મારી, "Gulab! You!" ને પછી બ્રોકરને ધબ્બો મારીને પાછળ બેસવા બદલ ને અત્યાર સુધી ન મળવા બદલ ખખડાવી નાખીને ત્યાં બેઠેલા સૌને સ્તબ્ધ કરી નાખ્યા! ગુલાબદાસભાઈના મોઢે આ વાત સાંભળીને હુંયે સ્તબ્ધ થયેલી! આત્મકથામાં આ વિગતને ટેકો આપતી ઘટના નોંધતાં શ્રી બ્રોકરે જણાવ્યું છે તેમ, એક વાર મિત્રના નાના ભાઈને લઈને સરોજિનીદેવી પાસે ગયેલા ગુલાબદાસભાઈને સરોજિનીદેવીએ પૂછેલું, "તારો નાનો ભાઈ છે?" જવાબમાં બ્રોકરે જણાવ્યું : "મિત્રનો ભાઈ છે. તમને જોવા–મળવાનું તેને ખૂબ મન હતું." આથી સરોજિનીએ તેને ખૂબ વહાલ કરીને પોતાને હાથે ખવડાવેલું. ત્યાંથી નીકળીને મિત્રના ભાઈએ કહ્યું : "હું તો એમ સમજતો હતો કે આવડાં મોટાં માણસની આપણને બીક લાગે." ત્યારના યુવાન ગુલાબદાસનો ઉત્તર હતો : "સાચાં મોટાં માણસ આવાં જ હોય." સર્જકનાં આંખ-કાન ને હૃદય ધરાવતા બ્રોકરે આ વાક્યને પોતા દ્વારા સાર્થ કરવાનું બીડું ઝડપીને ઊભી કરેલી ને જાળવેલી પરંપરા પ્રસન્નતા પ્રેરે એવી સાબિત થઈ.

આવો જ બીજો પ્રસંગ તેમણે નહેરુજી વિશે મને જણાવેલો. એક વાર નહેરુજીને તેઓ મળવા ગયા ત્યારે તેઓ એમને બરાબર ઓળખે તે માટે મિત્ર યૂસુફ મહેરઅલીની ઓળખાણ લઈને ગયેલા. તેમનો ક્રમ આવતાં તેમને અંદર બોલાવવામાં આવ્યા ત્યારે શું થયું તેનો વિસ્મિત આંખોથી શ્રી બ્રોકરે કરેલો અભિનય મનમાં વસી ગયો છે. "મેં અંદર જઈને કંઈક બીકથી કહ્યું, મહેરઅલી તમારા મિત્ર છે ને હું મહેરઅલીનો. જવાબ, નહેરુને છાજે તેવો મળેલો, 'મહેરઅલી શા માટે? હું પણ તમારો મિત્ર છું.' ને અપરિચયની જવનિકા સરકી પડેલી. કોઈ પણ સામે ઉદ્ઘાટિત થવાની આ રીત હું મિસિસ નાયડુ ને નહેરુ પાસેથી શીખ્યો છું," કહેતાં શ્રી બ્રોકરની એ ક્ષણે પ્રગટતી નમ્રતા તેમનામાં રહેલા સર્જક ને શિષ્યનો એક સાથે પરિચય કરાવતી ગઈ.

થોડાં વર્ષો પહેલાં તેઓ ભુજ આવેલા. તેમનું વ્યાખ્યાન ગોઠવાયેલું. બીજા દિવસે તેમના કેટલાક અગત્યના કાર્યક્રમોની જાહેરાત કરવામાં આવી. વહેલી સવારે ભાવકો સાથે તેમની ગોષ્ઠિ ગોઠવેલી. ત્યારે ભુજ કૉલેજના કેટલાક પ્રથમ-દ્વિતીય વર્ષના વિદ્યાર્થીઓ પોતે લખેલી વાર્તાઓ લઈને તેમની પાસે કંઈક ગભરાટના મૂડમાં ગયા ત્યારે ત્યાં બેઠેલા સૌને મૂકીને વિદ્યાર્થીઓ વચ્ચે ગોઠવાઈને શ્રી બ્રોકર સઘળું ભૂલી જ ગયા. ત્યારનો વિદ્યાર્થીઓનો પ્રસન્નતાસભર ચહેરો બ્રોકરની પ્રસન્નતાનો ચેપ લાગ્યાની ચાડી ખાતો આજે પણ તરવરી ઊઠે છે.

સર્જકની સર્જન સાથેની નિસબત કેવી તો ઊંડી હોય છે તેની વાત કરતાં એક વાર તેમણે કોઈ પરદેશી

લેખકની એક વાર્તા (કે નાટક) વિશે વાત કરેલી, જેના નાયકને ફાંસીની સજા થયેલી છે. ફાંસી મળવાના આગલા દિવસે તેને સ્વપ્નમાં ઈશ્વરનાં દર્શન થાય છે ને ઈશ્વર તેને કંઈક માગવા જણાવે છે ત્યારે ઉત્તરમાં પેલો કહે છે : "મારા નાટકનો છેલ્લો અંક અધૂરો છે, તે પૂરો થાય પછી મૃત્યુ મળે તેવું માગું છું." "તો આ છે સર્જક!' કહેતાં ખોવાઈ ગયેલા શ્રી ગુલાબદાસના સર્જક વ્યક્તિત્વની સુગંધ આખા ખંડમાં પથરાયેલી અનુભવાઈ.

શ્રી બ્રોકરનું સર્જકત્વ ને વ્યક્તિત્વ પ્રસન્ન થઈને પાંગરી શક્યું છે તેના મૂળમાં તેમનો રંગીન મિજાજ રહેલો છે એવું પણ તેમની પાસે બેસતાં અનુભવાયું છે. મને વારંવાર મારી ઉંમર પૂછીને કહે : "બસ, તને બત્રીસ જ થયાં? Oh, you are a girl!" ને હું ખુશ થઈ જાઉં! સોળની બેવડી ઉંમરે મને કોઈ girl કહે તો ગમે જ ને? પછી તેમને પૂછું, "બ્રોકરસાહેબ, તમને આ ઉંમરે કેવું લાગે છે?" જવાબમાં તેમણે કહ્યું : "એક વાર હું ને બલ્લુકાકા (શ્રી બ.ક.ઠા) અમદાવાદના ભદ્ર વિસ્તારમાં ફરતા હતા. બલ્લુકાકા પંચ્યાસીના ને હું પિસ્તાળીસનો. મને શું સૂઝ્યું કે મેં તેમને પાછળ વળીને પૂછ્યું, 'હેં બલ્લુકાકા, તમને આ વૃદ્ધાવસ્થામાં કેવું લાગે છે?' ને બલ્લુકાકા લાકડી ઠોકીને ઊભા રહ્યા ને કહ્યું, 'ગુલાબ, આ પ્રશ્ન કોઈ બુઢ્ઢાને પૂછજો'!" શ્રી બ્રોકરે આ ક્ષણે કરેલા ખડખડાટ હાસ્યમાં તેમની યુવાની છલકાવી દીધેલી!

એક વાર તેમને મળવા ગયા પછી ઊભા થતાં મેં પૂછેલું, "તમારું વતન પોરબંદર?" ઉત્તરમાં જરા ઉદાસ થઈને તરત જ હાસ્ય ફરકાવતાં તેમણે કહ્યું, "હા, હું પોરબંદરનો. મહાત્માજીનું ગામ. અમે બંને પોરબંદરના, બંને વાણિયા. ગાંધીજીએ પણ બાળપણમાં હરિશ્ચંદ્રનું નાટક જોયેલું ને મેં પણ. હું ને મારા મિત્રો એ નાટક જોવા ગયેલા. પાછા ફરતાં મોડું થઈ ગયું. ઘેર આવીને માએ પૂછેલું, 'કેમ ગુલાબ, મોડું થયું?' મેં ઉત્તર આપેલો, 'ભાઈબંધને ઘેર વાર લાગી ગઈ.' બસ, આટલો જ ફરક. આ ઉત્તરને લઈને હું ગુલાબદાસ જ રહી ગયો ને પેલા મોહનદાસ બની ગયા." આ ક્ષણે તેમની કોરી આંખ પાછળ ડોકાતી મહાત્મા પ્રત્યેની ભીની આદરાંજલિ ને સામાન્ય ને મહત્ વચ્ચેનો ભેદ ઓળખવાની શક્તિનો જે પરિચય થયો તે તેમાં પડેલી પારદર્શકતાને લઈને. આ ક્ષણે એમનું એમણે માનેલું નાનેરું વ્યક્તિત્વ ક્ષણિક મહાત્માની લગોલગ થતું જોયાનું કદી નહીં ભુલાય.

ડૉ. ઈશ્વર પરમારના એક પુસ્તકનું અર્પણ "કહેવું છે કોઈ કાન ધરે તો" એમ મુકાયું છે. આજે કોણ એવું છે જે આપણી પ્રત્યે કાન ધરે? યંત્રયુગના વેગીલા વાતાવરણમાં, મુંબઈના ધમધમતા વિલે પાર્લે જેવા વિસ્તારના રસ્તા ઉપરના ઘરમાં જ્યાં પડ્યો બોલ સંભળાવો મુશ્કેલ બને તેવા સ્થળે બે કાન હજુ જાગે છે ને હજુ પણ વધુ ને વધુ નિરામય તંદુરસ્તીથી જાગતા રહેશે એવી શ્રદ્ધા છે એની ખુશાલી સૌ ભાવકો સાથે શ્રી બ્રોકરના જન્મદિન (૨૦ સપ્ટેમ્બર) નિમિત્તે વહેંચતાં કૃતજ્ઞતા અનુભવાય છે.



### સ્વાતંત્ર્યની સુવર્ણ જયંતીના સમાપન પ્રસંગે

# સાર્વત્રિક પરિવર્તનનો નવો પંથ કંડારીએ

૧૫મી ઑગસ્ટ એટલે આપણા રાષ્ટ્રની સ્વતંત્રતાનું પનોતું પર્વ. પ્રત્યેક ભારતવાસી માટે આ આનંદ અને ગૌરવનો અવસર છે. સ્વાતંત્ર્યનાં પચાસ વર્ષ આપણે પૂર્ણ કર્યાં. આજે આઝાદીના સુવર્ણજયંતી વર્ષની ઉજવણીના સમાપનનો દિવસ છે.

સ્વતંત્રતાની અડધી સદી એ કોઈ પણ રાષ્ટ્ર માટે નાનીસૂની ઘટના નથી. આ પચાસ વર્ષમાં આપણે પ્રજાકલ્યાણ માટે, રાષ્ટ્રનિર્માણ માટે શું શું કર્યું એનું લેખુંજોખું કરવા બેસીએ તો નિરાશ થવાય એવું છે. આપણી સામે આજે પણ આ સવાલો મોં ફાડીને ઊભા છે. આઝાદી તો મળી, પણ તે સાથે આબાદીનું આપણું જે લક્ષ્ય હતું તે પાર પડ્યું છે? છેવાડાના માનવી સુધી આઝાદીનાં ફળ પહોંચાડવાની આપણી નેમ હતી તે સિદ્ધ થઈ છે? 'સ્વરાજ્યથી સુરાજ્ય'ની સ્થાપનાનું આપણું સ્વપ્ન હતું તે સાકાર થઈ શક્યું છે? આ બધા સવાલોનો જવાબ આપણને 'ના'માં મળશે.

અમારી સરકારે શાસનનાં સૂત્રો સંભાળ્યા બાદ પરિવર્તનનો નૂતન માર્ગ પકડ્યો છે. અને શાસનના ટૂંકા ગાળામાં પણ કેટલાંક મક્કમ અને નક્કર કદમ ભર્યાં છે. આ તો હજુ શરૂઆત છે. દાયકાઓથી ઘર કરી ગયેલી જૂની ઘરેડમાં બદલાવ લાવવાનું કામ સહેલું નથી. આ એક ભગીરથ કાર્ય છે. સંપૂર્ણ પરિવર્તન કંઈ રાતોરાત આવી જવાનું નથી. પરંતુ અમે એ દિશામાં ધ્યેય અને નિષ્ઠાથી પગલાં માંડ્યાં છે. અનેક અવરોધો અને પડકારોની વચ્ચે પણ અમે અડગ નિશ્ચયબળથી આગળ વધી રહ્યા છીએ. ગુજરાતને સમૃદ્ધ, સલામત, સમરસ, સ્વાભિમાની અને ઉન્નત બનાવવા અમે કૃતસંકલ્પ છીએ. પરિવર્તનલક્ષી વિકાસવ્યૂહનો અમારો પુરુષાર્થ પ્રબળ જનવિશ્વાસ અને પ્રજાકીય સહયોગ વડે જ સાર્થક થઈ શકે. અમારા પ્રયાસોમાં પ્રજાએ ઉમળકાભેર પ્રતિસાદ આપ્યો છે આથી અમારો ઉત્સાહ બમણો થયો છે.

આપણી લડાઈ તો અનિષ્ટો સામેની છે, સમગ્ર સમાજે એકતાથી આ ખરાબીઓ સામે બાથ ભીડવાની છે. આજના અવસરે મારી સૌને અપીલ છે કે આવો, આપણે સૌ સાથે મળી અનિષ્ટોનો નાશ કરી સાર્વત્રિક પરિવર્તનનો નવો પંથ કંડારીએ.

**કેશુભાઈ પટેલ**
*મુખ્ય મંત્રી,*
*ગુજરાત રાજ્ય*

# સાર્વત્રિક પરિવર્તનને પગલે પગલે... ... ...

✣ ગરીબોનાં આંસુ લૂછવા, એમનાં દુઃખોમાં સહભાગી થવા અમે તત્પર રહ્યા છીએ. બે રૂપિયે કિલો ઘઉં અને ત્રણ રૂપિયે કિલો ચોખા આપીને પોણા બે કરોડ ગરીબ લોકોની આંતરડી ઠારી છે.

✣ ઘરવપરાશના વીજ બિલમાં અમે ૭૫ યુનિટ સુધી ૨૫ ટકા રાહત આપવાનું વચન આપેલું. પણ એથી આગળ વધીને હવે ૧૦૦ યુનિટ સુધી આ રાહત આપી છે. આજે ૪૬ લાખ કુટુંબોમાં એનુ અજવાળું પથરાઈ રહ્યું છે.

✣ પાણીની અનેક યોજનાઓ છતાં તેના અમલની ખામીઓને લઈને ચાર હજાર જેટલાં ગામો અને સંખ્યાબંધ શહેરો પીવાના પાણીની હાડમારી વેઠતાં હતાં. અમે આવાં ગામો અને શહેરોને ભરઉનાળામાં વૈકલ્પિક ઉપાયો યોજીને પાણી પૂરું પાડ્યું છે. આગામી બે વર્ષમાં ૨,૫૨૫ જેટલાં ગામોમાં પાણી પુરવઠા જૂથ યોજના પૂરી કરવાનું સંગીન આયોજન કર્યું છે.

✣ ચીલાચાલુ ઢાંચો છોડી નવો બદલાવ, નવું પરિવર્તન પ્રજા ઝંખે છે. અમે પ્રજાને શાસનમાં સીધા ભાગીદાર બનાવવા અને વહીવટ સહિત વિકાસના તમામ ક્ષેત્રે રચનાત્મક પરિવર્તન માટે 'પરિવર્તન સેલ' કાર્યાન્વિત કર્યું છે. આ યોજનાને હજારો સૂચનો સાથે ઉમળકાભર્યો પ્રતિભાવ સાંપડી રહ્યો છે.

✣ ખોટાં કૃત્યો વિષે, ખામીઓ વિષે, તંત્ર, શાસન, વહીવટ, ગુનાઓ વગેરે વિષે ઘણાને કંઈ કહેવું હોય છે. નાગરિક આવી ફરિયાદો નિર્ભય રીતે કરી શકે તે માટે ગૃહ વિભાગ તથા અન્ન અને નાગરિક પુરવઠા વિભાગમાં સ્વયંસંચાલિત ટેલિફોન સિસ્ટમ ઊભી કરવામાં આવી છે. નાગરિકની આ માહિતી ગુપ્ત રહે તેની પણ કાળજી અમે રાખી છે.

✣ શાસન અને પ્રજા વચ્ચેના અંતરને પૂરવા માટે અમે જનસંપર્ક કાર્યક્રમને વિશેષ આત્મીય અને વાસ્તવલક્ષી બનાવ્યો છે. વર્ષોથી તંત્રમાં જેમને કોઈ સાંભળતું નહોતુ તેમના પ્રશ્નો હકારાત્મક અને માનવીય અભિગમથી ઉકેલાઈ રહ્યા છે.

✣ પહેલા જ અંદાજપત્રમાં અમે ગુજરાતના ઇતિહાસમાં સૌથી મોટી અને ગત વર્ષ કરતાં ૨૧ ટકા વધારે દર્શાવતી રૂ. ૫,૪૫૦ કરોડની વાર્ષિક યોજના ઘડી છે. વળી એક પણ રૂપિયાનો નવો કરબોજ અમે પ્રજા ઉપર નાંખ્યો નથી. પ્રજાનો પૈસો પૂરેપૂરો પ્રજા પાસે પહોંચે એની અમે પૂરી તકેદારી રાખી રહ્યા છીએ.

✣ અમને તો વારસામાં ભાંગેલાં, બેહાલ ગામડાં મળ્યાં છે. આ ગામડાંઓને બેઠાં કરવા, તેમને પાયાની સવલતો પૂરી પાડવા અમે 'ગોકુળ ગ્રામ યોજના' અમલી બનાવી છે. આગામી પાંચ વર્ષમાં રાજ્યનાં ૧૮,૩૬૦ ગામડાંઓને પાયાની સુવિધાઓથી સંપન્ન બનાવવાનો અમારો દૃઢ નિર્ધાર છે.

✣ માંદલા અને ચેતનહીન અર્થતંત્રને ધમધમતું કરવા તથા આર્થિક મંદીની સાર્વત્રિક અસરોમાંથી ઉગારવા અમે પંદર મુદ્દાની કાર્યયોજના અમલમાં મૂકી છે. ઔદ્યોગિક મૂડીરોકાણ ક્ષેત્રે ચોથા ક્રમે પાછળ પડી ગયેલા ગુજરાતને રાષ્ટ્રને ઔદ્યોગિક નકશામાં હવે પ્રથમ સ્થાન હાંસલ કર્યું છે.

✣ નાગરિક રક્ષણ, પ્રજાના જાનમાલની સલામતી અમારી ટોચની પ્રાથમિકતા છે. અસામાજિક તત્ત્વોને જેર કરવા માટે ઍન્ટીએક્સ્ટૉર્શન સેલની રચના કરવામાં આવી છે. પોલીસ તંત્રને અદ્યતન ટેક્નૉલોજીથી સુસજ્જ કરવામાં આવ્યું છે.

✣ ગ્રામ અર્થતંત્રને બેઠું કરવું હશે, આર્થિક બેહાલી, બેકારી અને ગરીબાઈમાંથી બચવું હશે તો કૃષિ ક્ષેત્રે ઘર કરી ગયેલી સ્થગિતતા દૂર કરવી પડશે. અમે કૃષિ પેદાશોના ઉત્પાદનમાં દર વર્ષે ૧૦ ટકા વૃદ્ધિનો લક્ષ્યાંક નક્કી કર્યો છે અને તે સિદ્ધ કરવા માટે પ્રતિબદ્ધ છીએ. વીજમથકોની લોડ પ્લાન્ટ ફેક્ટરની સુધારણા અને તેની કાર્યક્ષમતા સુધારીને ખેડૂતોને ઉનાળામાં ૧૬ કલાક વીજળી આપી તેની પ્રતીતિ કરાવી છે.

✣ ગામડાંઓની કાયાપલટ કરવા ગ્રામીણ રોજગારીની તકો વધારવા અમે પ્રયાસો હાથ ધર્યા છે. આ માટે રોજગારી બાંહેધરી યોજનાની સાથોસાથ ગ્રામીણ વિકાસ કાર્યક્રમો હેઠળ ૪૦૦ લાખથી વધુ માનવદિન રોજગારીનું અસરકારક આયોજન કરવામાં આવ્યું છે. બેકાર યુવાનોને નોકરીમાં વયમર્યાદાની છૂટછાટની સાથોસાથ ઇન્ટરવ્યૂના સ્થળે આવવાજવા મફત પ્રવાસની સુવિધા ઊભી કરી છે.

✣ શિક્ષણ ક્ષેત્રની સાર્વત્રિક સુધારણા માટે અમે સઘન ઝુંબેશ હાથ ધરી છે. પ્રથમ તબક્કે પ્રાથમિક શાળાઓના દશ હજાર ઓરડા બાંધવાનો કાર્યક્રમ હાથ ધર્યો છે. પ્રાથમિક શાળાઓનાં શિક્ષકોની ઘટ પૂરવા અને પ્રાથમિક શિક્ષણને વધુ પરિણામલક્ષી બનાવવા સારુ વિદ્યા સહાયક યોજના હાથ ધરી છે.

✣ લોકોની આરોગ્યવિષયક સુખાકારી વધે તે માટે પ્રારંભથી જ અમે ધ્યાન કેન્દ્રિત કર્યું છે. સર્વ નાગરિકોને હેલ્થકાર્ડ મળી રહે તેવું આયોજન કર્યું છે અને પ્રથમ તબક્કે અમદાવાદથી તેનો પ્રારંભ કરવામાં આવ્યો છે. ધોરી માર્ગો ઉપર થતા અકસ્માતોમાં કોઈ ધણીધોરી થતું ન હતું. અમે મોબાઈલ જીવનસુરક્ષા કેન્દ્રો દ્વારા એમની વહારે ધાયા છીએ.

✣ આધુનિક ટેક્નૉલોજીનું સ્થાનિક જરૂરિયાતના સ્વરૂપમાં ટ્રાન્સફર્મેશન કરવા અમે ઇન્ફર્મેશન ટેક્નૉલોજીનો નવો વિભાગ શરૂ કર્યો છે. વિશ્વભરના પારદર્શક પ્રતિભાવોના આદાનપ્રદાન માટે ઇન્ટરનેટ વેબસાઈટ અપનાવી છે.

✣ નર્મદા યોજના ઝડપથી પરિપૂર્ણ કરવાનો નિર્ધાર.

✣ વાવાઝોડાની સંભવિત વિનાશક અસરો નિવારવા રૂ. ૨,૨૦૦ કરોડનો પ્રૉજેક્ટ.

✣ ગુજરાતની આગવી ઓળખ અને સ્વાભિમાનની અનુભૂતિ માટે 'ગુજરાત પૅટર્ન'

✣ ૨૧મી સદીમાં ગુજરાતને સક્ષમ-અગ્રેસર બનાવવા આંતરમાળખાકીય વિકાસનો એજન્ડા

Uddesh (A literary, cultural monthly) September 1998: ISSN 0971-6599
Licensed to post without prepayment, Licence No 188 R No GAMC/920

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

**सर्वभाषा सरस्वती**

વર્ષ નવમું : અંક ત્રીજો

ઓક્ટોબર : ૧૯૯૮

તંત્રી
રમણલાલ જોશી

૯૯



# ઉદ્દેશ

વર્ષ : નવમું  અંક : ત્રીજો  સળંગ અંક : ૯૯

અનુક્રમ : ઑક્ટોબર ૧૯૯૮



પ્રકાશક : રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

લેઆઉટ, ટાઇપસૅટિંગ : ઇમેજ સિસ્ટમ્સ, ૩૦૧, વૈભવી કૉમ્પ્લેક્સ, ફતેહપુરા પોલીસ ચોકી પાછળ, પાલડી, અમદાવાદ – ૩૮૦ ૦૦૭. ફોન : ૬૬૧ ૦૪૪૧.

મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૪

## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૧૦૦. વિદેશમાં (ઍરમેલ) રૂ. ૫૦૦, આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂ. ૧૫૦૦.
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે, અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે.
- છૂટક નકલ રૂ. ૧૫, પોસ્ટેજ સાથે. લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું :

  **'ઉદ્દેશ' ફાઉન્ડેશન**
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
  ફોન : ૭૪૫૬૨૭૭; ૭૪૫૨૦૨૭
- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ.
- 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે :

(૧) **વિજય મૅગેઝીન વર્લ્ડ**
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન: ૫૩૫૪૫૯૬

(૨) **સૌરભ પુસ્તક ભંડાર**
ડેલિકો ડોમ પાસે, મેડા ઉપર
રીલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧
ફોન : ૩૮૧૨૩૦, ૭૪૭૫૦૯૭

(૩) **મૅગેઝીન વર્લ્ડ**
સ્ટેશન રોડ,
આણંદ - ૩૮૮ ૦૦૧

ઉદ્દેશ

ઑક્ટોબર ૧૯૯૮



*सर्वभाषा सरस्वती*

# सह नाववतु ।

મુક્તિકોપનિષદમાં ૧૦૮ ઉપનિષદોને વેદો સાથે જોડ્યાં છે. તે મુજબ ઋગ્વેદના ૧૦, શુક્લયજુર્વેદના ૧૯, કૃષ્ણયજુર્વેદના ૩૨, સામવેદના ૧૬ અને અથર્વવેદના ૩૧ એમ પાંચ વિભાગોમાં વહેંચી પ્રત્યેક વિભાગના શાન્તિમન્ત્રો જણાવ્યા છે (૧. ૨-૫). તદનુસાર 'સહ નાવવતુ' એ મન્ત્ર કૃષ્ણયજુર્વેદના કઠોપનિષદનો અને તૈત્તિરીય ઉપનિષદની બીજી બ્રહ્મવલ્લીનો શાન્તિમન્ત્ર છે.

ઉપનિષદનો પાઠ, અધ્યયન કે અધ્યાપન કરતી વખતે તે તે ઉપનિષદનો શાન્તિમન્ત્ર ઉચ્ચારવામાં આવે છે.

આજે સહ નાવવતુ એ શાન્તિમન્ત્ર ભોજન કરતા પહેલાં બોલવાનો પ્રઘાત પડ્યો છે. તેથી શાળાઓમાં નાસ્તો કરતા પહેલાં બાળકો આ મન્ત્ર બોલે છે. સન્તોમહન્તોના આશ્રમોમાં સામૂહિક ધાર્મિક ભોજનના આરંભમાં તથા કેટલાંક સંસ્કારી કુટુંબોમાં ભોજનસમયે આરંભમાં આ મન્ત્ર બોલાય છે.

પરંતુ વસ્તુતઃ આ મન્ત્રને ભોજન સાથે જરાય સંબંધ નથી. પ્રસ્તુત મન્ત્ર ઉપનિષદ-અભ્યાસના આરંભમાં ગુરુ અને શિષ્ય બંનેએ એક સાથે ઉચ્ચારવાનો છે.

બંને જણ પરબ્રહ્મ પરમાત્માને પ્રાર્થના કરે છે–

(૧) સહ નાનવતુ

= सह नौ अवतु ।

પરમાત્મા नौ (આપણા બંનેનું[1]) એક સાથે રક્ષણ કરો.

(૨) सह नौ भुनक्तु ।

પરમાત્મા આપણા બંનેનો સાથે સાથે ભોગ કરો.

સાતમા ગણના भुज् ધાતુનો અર્થ ધાતુપાઠમાં રક્ષણ કરવું અને જમવું એમ બે અર્થમાં પાણિનિ મહર્ષિએ આપ્યો છે. આ ધાતુ જ્યારે પરસ્મૈપદમાં વપરાય. છે ત્યારે એનો અર્થ अवन = રક્ષણ થાય છે. અને भुजोऽनवने એ વચનાનુસાર [અવન (રક્ષણ) અર્થ ન હોય ત્યારે] એનો પ્રયોગ આત્મનેપદમાં થાય છે.

આનાથી સ્પષ્ટ થાય છે કે ભોજન અર્થ અભિપ્રેત હોય ત્યારે भुज् ધાતુ આત્મનેપદમાં જ વપરાય.

પ્રસ્તુત મન્ત્રમાં सह नो भुनक्तु એ આજ્ઞાર્થનું રૂપ પરસ્મૈપદમાં વપરાયું હોવાથી 'જમો' એવો એનો અર્થ કદાપિ ન થાય. અને હાલમાં જે સમજણ છે તે પ્રમાણે તો આ વાક્યનો અર્થ 'પરમાત્મા આપણા બંનેનું એકીસાથે ભોજન કરો' એવો વિપરીત અને અનર્થકારક અર્થ થશે.[2]

મૂળ વાક્ય પરસ્મૈપદનું રૂપ હોવાથી 'પરમાત્મા આપણા બંનેનું સાથે રક્ષણ કરો' એવો અર્થ થશે. પરંતુ એ અર્થ પહેલા વાક્યમાં (अवतुમાં) આવી જવાથી આ બીજા વાક્યમાં એનો અર્થ "પરમાત્મા આપણા બંનેનો એકીસાથે ભોગ (ઉપયોગ) કરો" એવો થાય છે.

---

૧. नौ એ अस्मद् સર્વનામનું દ્વિતીય વિભક્તિના દ્વિવચન આવામ્‌નું વૈકલ્પિક રૂપ છે.

૨. આ भुज् ધાતુ ઉપરથી જ ભોજન, ભોગ ઇત્યાદિ શબ્દો નિષ્પન્ન થાય છે.

(३) सह वीर्यं करवावहै

પરમાત્માથી રક્ષાયેલા અને ઉપયોગમાં લેવામાં આવતા (आवाम्) આપણે બંને સાથે વીર્ય (પરાક્રમ) કરીએ. એટલે કે વિદ્યાક્ષેત્રમાં પરસ્પરનો સહકાર સાધી નવી નવી બાબતોનો આવિષ્કાર કરીએ, સંશોધન કરીએ.

(४) तेजस्वि नावधीतमस्तु (= तेजस्वि नौ अधीतम् अस्तु )।

આ વાક્યમાં नौ એ अस्मद् સર્વનામના ષષ્ઠી વિભક્તિના દ્વિવચનના आवयोः રૂપનું વૈકલ્પિક રૂપ છે. તેથી તેનો અર્થ આપણા બંનેનું अधीतम् (= ભણેલું) = અધ્યયન તેજસ્વી થજો (હજો). એટલે કે આપણા બંનેએ સાથે કરેલું અધ્યયન હમેશાં પ્રકાશિત = તાજું રહેજો – વિસ્મૃત ન થજો.

(५) मा विद्विषावहै ।

= (आवां परस्परं) मा विद्विषावहै । આપણે બે એકબીજાનો (ક્યારેય) વિદ્વેષ ન કરીએ.

આ વાક્ય સૂચવે છે કે ઉપનિષદકાળમાં ગુરુથી આગળ વધેલો શિષ્ય સ્વગુરુ કરતાં પોતે વધુ જ્ઞાની છે એમ માની તેમનો દ્વેષ કરતો હતો. આવું ન બને અને ગુરુશિષ્યમાં આદર, પ્રેમ ટકી રહે તે આ વાક્ય સૂચવે છે.

હવે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે આ મન્ત્ર ભોજન પૂર્વે કેમ ઉચ્ચારાય છે?

તેનો એક ખુલાસો એ છે કે લોકો સંસ્કૃતના સાચા જ્ઞાનથી જ્યારે વંચિત થયા ત્યારે વેદો અને ઉપનિષદોના અર્થ સમજી શકે તેટલી સજ્જતાનો લોપ થવાથી भुनक्तुનો ભોજન અર્થ સમજી આપણે સાથે ભોજન કરીએ એવો આશય માની ભોજન પહેલાં આ મન્ત્ર ઉચ્ચારાવા લાગ્યો.

બીજો એક ખુલાસો મીમાંસકોની દૃષ્ટિએ આપી શકાય તેમ છે. મીમાંસકોએ કર્મકાંડમાં જ્યારે વૈદિક મન્ત્રોનો ઉપયોગ કરવા માંડ્યો, ત્યારે તેઓ વેદમન્ત્રોના અર્થો જાણવાનો પરિશ્રમ કરતા ન હતા. મન્ત્રના અર્થથી અનભિજ્ઞ કર્મકાંડી મીમાંસકોએ વૈદિક શબ્દના બાહ્ય રૂપને જોઈ કર્મકાંડમાં તેનો ઉપયોગ કરવા માંડ્યો. દા.ત. પૂજનમાં દેવને ગન્ધ અર્પણ કરવા માટે કર્મકાંડીઓ 'त्वां गन्धर्वा अखनन्' એ મન્ત્રમાં ગન્ધર્વ-શબ્દાન્તર્ગત ગન્ધ એ અક્ષરોને કારણે તેનો ઉપયોગ કરવા માંડ્યા. દધિસ્નાનમાં તેઓ दधिक्राव्णो अकारिषम् એ મન્ત્ર બોલે છે. આ મન્ત્રમાં दधिक्राव्णः એ दधिक्रावन् નામના ઘોડાના ષષ્ઠી એકવચનનું રૂપ છે. પરંતુ दधि શબ્દ આવતો હોવાથી તેનો દધિસ્નાનમાં ઉપયોગ કરે છે.

આ પદ્ધતિને માન્યતા આપવા માટે આ પ્રકારના મન્ત્રોને મીમાંસાશાસ્ત્રમાં लिङ्गमन्त्र એવી સંજ્ઞા આપી મીમાંસકોએ આવા પ્રયોગોને શાસ્ત્રીયતા આપી.

આ દૃષ્ટિએ જોતાં भुनक्तुમાં भुज् ધાતુ હોવાથી આપણે (બધા) સાથે ભોજન કરીએ એવો અર્થ સમજી લોકોએ આ મન્ત્રને ભોજનના પ્રારંભમાં પ્રયોજવા માંડ્યો.

ભાવની દૃષ્ટિએ આ પ્રકારનો ભાવ મનમાં રાખી તેનું ઉચ્ચારણ થાય તો કોઈ દોષ લાગે નહિ. મીમાંસક મતે આ પણ લિંગમન્ત્ર કહેવાશે.

વાસ્તવિક અજ્ઞાનને વ્યાવહારિક સત્ય આપવાનો મીમાંસકોનો આ અભિગમ ભાવની દૃષ્ટિએ નિર્દોષ ઠરે છે.

**અરુણોદય ન. જાની**

તંત્રી

### ડૉ. સિતાંશુ યશશ્ચન્દ્રને કબીર સન્માન

પ્રસિદ્ધ કવિ-વિવેચક ડૉ. સિતાંશુ યશશ્ચન્દ્રને મધ્યપ્રદેશ સરકાર તરફથી ૧૯૯૮-૯૯ના વર્ષનું રાષ્ટ્રીય કબીર સન્માન એનાયત થયું છે. ૧૯૯૧ના વર્ષનું કબીર સન્માન સ્વ. હરીન્દ્ર દવેને મળેલું. ડૉ. સિતાંશુ યશશ્ચન્દ્રને હાર્દિક અભિનંદન અને શુભેચ્છાઓ.

### ચંદુલાલ સેલારકા પારિતોષિક

'ઉદ્દેશ'માં ઑગસ્ટ '૯૭થી જુલાઈ '૯૮ સુધીમાં પ્રગટ થયેલી કૃતિઓમાંથી શ્રી પ્રીતિ સેનગુપ્તાની લેખમાળા 'નિત નવા વંટોળ'ને ચંદુલાલ સેલારકા પારિતોષિક આપવાનું નક્કી થયું છે. નિર્ણાયક તરીકે ડૉ. ચન્દ્રકાન્ત ટોપીવાળા અને 'ઉદ્દેશ'ના તંત્રી હતા. ડૉ. ચન્દ્રકાન્ત ટોપીવાળાનો આભાર. શ્રી પ્રીતિ સેનગુપ્તાને હાર્દિક અભિનંદન.

### ફાર્બસ ગુજરાતી સભાની અમદાવાદ શાખાનું વિસર્જન

અત્યારે આપણી વિદ્યાની અને સાહિત્યની સંસ્થાઓનાં ધોરણો ઉત્તરોત્તર નીચાં ઊતરતાં જાય છે એમ લાગ્યાં કરે છે. ઐતિહાસિક મહત્ત્વ ધરાવતી અને સંશોધનકાર્યની યશસ્વી પરંપરાવાળી જૂની સંસ્થાઓની પણ આવી અવદશા થઈ રહી છે. ગુજરાતની સંસ્કૃતિ, ઇતિહાસ અને સાહિત્યમાં ઊંડો રસ લેનાર ફાર્બસના નામ સાથે સંકળાયેલી મુંબઈની ફાર્બસ ગુજરાતી સભાની અમદાવાદ શાખા સાતઆઠ વરસની ગણનાપાત્ર કાર્યપ્રવૃત્તિ પછી સમેટી લેવાય છે. ગુજરાત સાહિત્ય અકાદમીની સહાયથી તેણે 'સિંહાસનબત્રીસી' જેવી કૃતિઓનું પુનર્મુદ્રણ કર્યું, હસ્તપ્રતોની સવિસ્તર સૂચિ તૈયાર કરી, માઇક્રોફિલ્મ કરાવવા અનુદાન મેળવ્યું, વ્યાખ્યાનો ગોઠવ્યાં, હસ્તપ્રતવાચનના વર્ગોનું આયોજન કર્યું, કેટલીક મધ્યકાલીન કૃતિઓનું સંપાદનકાર્ય હાથ પર લીધું — અને હવે એ એકાએક બંધ કરવામાં આવી હોવાનું જાણવા મળ્યું છે. મુંબઈમાં સભાની બધી પ્રવૃત્તિ સ્થગિત છે, અને ત્રૈમાસિકના પ્રકાશન સિવાય બીજી કશી પ્રવૃત્તિ થતી નથી. ડૉ. ભાયાણી કેટલાંક વરસોથી રસ લઈને ફાર્બસ સભાને સંશોધનસંસ્થા તરીકે પુનર્જીવિત કરવા કાર્યશીલ હતા. અત્યારે યુનિવર્સિટીઓ અને સાહિત્યસંસ્થાઓમાં મધ્યકાલીન ગુજરાતી સાહિત્ય અને સંસ્કૃતિનો સાત સો વરસનો ગાળો ઉપેક્ષિત છે, ત્યારે આ ક્ષેત્રમાં કામ કરતી એકમાત્ર સંસ્થા સમેટાઈ જાય એ આઘાતજનક છે.

### 'શું ભાષાશુદ્ધિ અભિયાન એક તૂત છે ?'

શ્રી જયંત કોઠારી લિખિત ઉપરના પુસ્તકની ભેટનકલ મેળવવા માટે લખો : ઉત્તમ ગજ્જર, ૫૩, ગુરુનગર, વરાછા રોડ, સૂરત-૩૯૫ ૦૦૬.

### ઘરે ઘરે ગીતામૃત

શ્રી ગુણવંત શાહે ગીતાના અઢાર અધ્યાયનો સાર બત્રીસ પાનાંની આ પુસ્તિકામાં સરલ રીતે રજૂ કર્યો છે. આ પુસ્તિકા નહિ નફો નહિ નુકસાન ધોરણે વિશ્વભરમાં પથરાયેલા ગુજરાતીઓને પહોંચે તેવા લેખક અને પ્રકાશકના સંયુક્ત આયોજનથી એની ગ્રાહકલક્ષી યોજના કરવામાં આવી છે. એક સાથે ૧૦૦ નકલ લેનારને રૂ. ૧૦નું આ પુસ્તક રૂ. ૫.માં આપવામાં આવશે એમ જણાવાયું છે. વધુ વિગત માટે લખો: આર.આર. શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૪૦૦ ૦૦૨. અથવા ગાંધી રોડ, ફુવારા સામે, અમદાવાદ-૩૮૦ ૦૦૧.

### ભૂલ-સુધાર

'ઉદ્દેશ'ના સપ્ટે. '૯૮ના અંકમાં શ્રી લાભશંકર ઠાકરનું કાવ્ય 'એ' ત્રીજા પૂંઠા ઉપર છપાયું છે. એનો ઉલ્લેખ 'અનુક્રમ'માં થયો નથી. આ જ અંકમાં પહેલા પાને છપાયેલ 'તવ હૃદયે અમ વાસ સદા હો' એ લેખની પંદરમી લીટીમાં ''ત્વચા, ચક્ષુ, કાન, જીભ અને નાક એ જ્ઞાનેન્દ્રિયો''ની પછી ''વાચા, હાથ, પગ, અવદ્વાર અને ઉપસ્થેંદ્રિય એ કર્મેન્દ્રિયોની લીલા અતિવિષમ હોય છે'' આ પ્રમાણે ઉમેરી લેવા વિનંતી. મુદ્રણની આ ક્ષતિ માટે ક્ષમાયાચના.

❑

# કોઈ અહીં રણી-ધણી ?

હિમાંશી શેલત

હમણાં હમણાં મોટા ભાગનાં અખબારોના તંત્રીઓ કે તેના વિભાગીય સંપાદકોનો, તેમ જ કોઈ કોઈ સામયિકોના સંપાદકોનો લેખકો સાથેનો વ્યવહાર ઠીક ઠીક મનસ્વી, ઉદ્દંડ અને ધૃષ્ટ બન્યો હોવાથી આ લખવાની ફરજ પડી છે.

કૃતિઓ જ્યાંથી-ત્યાંથી ઉપાડીને, ક્યાંથી ઉપાડી એનો ક્યારેક તો ઉલ્લેખ સુધ્ધાં કર્યા વિના, આખી કે અડધી, આડેધડ છાપી મારવાની બેશરમ આદત આ અહંકારી માધ્યમને પડી જાય એ પહેલાં આવું કરતાં એને અટકાવવું પડશે. અખબારોને તો જાણે કશું કહેવાય જ નહિ એવી એમની ગરજ દેખાડ્યા કરવાનું આ સીધું પરિણામ હોય તો નવાઈ નથી. કોઈ કોઈ વાર થોડા કે ઘણા લેખકોએ આ જાગીરના સ્વામીઓનો ચરણસ્પર્શ કર્યો હોય કે હાથ જોડ્યા હોય એવી સંભાવના નકારી ન કઢાય. એને પરિણામે કદાચ તમામ લેખકો એમનું નામ છપાય તે જોવા વલવલે છે એવો એમનો ખ્યાલ દૃઢ બન્યો હોય. તેમાં જ એમની લાપરવાહી હવે નફ્ફટાઈનું રૂપ લેતી જાય છે.

એક ઉદાહરણ: મારી એક વાર્તા કોઈ અખબાર / સામયિક મને પૂછ્યા વિના જ પ્રગટ કરે. એ સીધી મારા વાર્તાસંગ્રહમાંથી ઉપાડી હોય. હવે વાર્તાસંગ્રહમાં પ્રગટ થતા પહેલાંયે એ એકાદ સામયિકમાં છપાઈ ગઈ હોય. માની લો કે ૧૯૯૭ની વાર્તાઓનું ચયન છપાતું હોય તેમાં આ કૃતિનો ઉલ્લેખ સામયિકના નામ સાથે થાય. ચોંકવાનું મારે ભાગે, કારણ કે મૂળ તો આ કૃતિ ૧૯૯૫ કે ૧૯૯૬માં છપાઈ ગઈ છે, ને ત્યારપછી વાર્તાસંગ્રહમાં આવી છે. ડહાઈને સંપાદક સાથે પત્રવ્યવહારમાં પડો, જો આવી ગરજ હોય તો, અને ઉત્તરમાં રળો બેજવાબદાર વલણ. પૂછ્યા વિના છાપ્યું તો કયું આભ તૂટી પડ્યું, તેવો પ્રચ્છન્ન હુંહુંકાર સંભળાશે.

આ તો કેશવિહીન બ્રહ્મવનિતાનું ક્ષેત્ર. ન કોઈ રણી-ધણી, ન રાવ-ફરિયાદ. ઉપરથી કોઈ શેરલૉક હોમ્સ દાઝ કાઢશે કે ફલાણા લેખક તો એકની એક વાર્તા બે વાર કે ચાર વાર છપાવે છે! નીચી મૂંડી રાખીને સાંભળવાનું, કારણ કે લેખક તો ગરજાળ, છાપાં-સામયિકો વિના તો એનું નામ કોણ છાપે? બધાં જોડે મીઠા, સદ્‌ભાવભર્યા સંબંધ રાખવા પડે, શી ખબર ક્યારે ખપ પડે!

એક તાજું ઉદાહરણ તા. ૬ સપ્ટેમ્બર ૧૯૯૮નું. 'ગુજરાતમિત્ર' એક વાર્તાનો ટુકડો કોઈ એક વિભાગના ખૂણે છાપી દે છે. (આ થીંગડાની શી જરૂર પડી તે તો રહસ્ય જ છે!) નીચે લખે છે : 'અખંડ આનંદ'માંથી સાભાર, અને વળી છોગામાં 'ક્રમશઃ'. બાપડા લખનારને તો એયે ખબર નથી કે આ વળી 'અખંડ આનંદ'માં છપાયું તો ક્યારે છપાયું! એને તો પૂછવાની કે જાણ કરવાની શી જરૂર? આખર એ છે કિસ ખેતકી મૂલી? પત્રવ્યવહારની પળોજણમાં પડવામાંયે સાર નથી, કારણ કે આવા જવાબો આપવાના સૌજન્યમાંથીયે મોટા ભાગના સંપાદકો ગયા ખાતે છે.

આ નઘરોળ વ્યવહારને પડકારીશું નહિ તો એની આદત પડી જશે લાગતાંવળગતાંઓને. લાગે છે કે એકાદ સાહિત્ય-સંસ્થાએ કાયમી ધોરણે વકીલ રાખી લેવાનો સમય આવી ગયો છે. જોકે જાગીરના સ્વામીઓ તો વકીલની નોટિસથીયે ક્યાં ડરવાના? લાજ નહિ તેનું રાજ.

પોતાનું લખ્યું કોઈ અખબાર કે કોઈ સામયિક ન છાપે તોયે હરકત નથી, પણ આવો બેજવાબદાર અને ઉદ્ધત વ્યવહાર સાંખી ન જ લેવાય એવો નિર્ણય લેવો બહુ અઘરો તો નથી જ નથી.

□

# સાહિત્ય અને કલા વિષે ફ્રૉઇડ

હર્ષિદા પંડિત

વર્તમાન સદીના એક પ્રખર, મૌલિક તથા મનોવિજ્ઞાન ઉપરાંત કળા, સાહિત્ય, સંસ્કૃતિ, માનવીય સંબંધો, માનસિક સ્વસ્થતા અને તેનાં કારણો, નિદાન, ઉપચાર વગેરે અનેક ક્ષેત્રો પર છવાઈ જનાર વ્યક્તિ તરીકે ફ્રૉઇડનું નામ નિ:શંક લઈ શકાય. મનોવિશ્લેષણશાસ્ત્રીઓ ઉપરાંત જુદાં જુદાં ક્ષેત્રોમાં સક્રિય એવા અનેક વિદ્વાનોએ ફ્રૉઇડની વિચારધારાઓનો જુદા જુદા દૃષ્ટિકોણથી અભ્યાસ કર્યો છે. ફ્રૉઇડ વિષે ઘણું લખાયું છે. થોડુંક એને બરાબર સમજીને અને ઘણું બધું એના વિચારોનો તલસ્પર્શી અભ્યાસ કરવાને બદલે ઉપરછલ્લો અભ્યાસ કરીને તેમજ પૂર્વગ્રહોથી પ્રેરાઈને ઘણા ટીકાકારોએ લખ્યું છે. સ્થિર-શાંત પાણીમાં ફ્રૉઇડના વિચારોએ થોડાંક વમળો ઉપજાવવા ઉપરાંત ઘણા વાદવિવાદો પણ સર્જ્યા છે એની ના નહીં, આમ છતાં એની પ્રતિભાને માઠી અસર નથી પહોંચાડી શકાઈ. અભ્યાસુઓ આજે પણ ફ્રૉઇડના ખ્યાલોની મનોવિજ્ઞાનની પ્રયોગશાળામાં ચકાસણી કરવા માટેના પ્રયોગોની રૂપરેખા તૈયાર કરે છે, પ્રયોગો કરે છે અને તારણો પ્રગટ કરે છે. અમુક ખ્યાલોનું કૌવત સ્વીકારીને એના ખ્યાલોની ને કાર્યોની પ્રશંસા પણ કરે છે. એની ગણના યુગપ્રવર્તકમાં કરે છે. પરિણામે સર્જનાત્મક સાહિત્યનો મનોવિશ્લેષણશાસ્ત્રની દૃષ્ટિએ અભ્યાસ કરવાનું વારંવાર સૂચવાય છે. વિવેચનના સિદ્ધાંતો વર્ણવતાં પુસ્તકોમાં એના માપદંડો પણ વિગતવાર રજૂ કરવામાં આવે છે.

પ્રસ્તુત પુસ્તકના લેખક અંગ્રેજી સાહિત્યમાં ડૉક્ટરેટ ધરાવે છે, નૉર્થ-ઈસ્ટર્ન હિલ યુનિવર્સિટીના શિલૉંગસ્થિત મિઝોરામ કેમ્પસમાં શીખવે છે. નરીન્દ્ર પ્રધાન પુરસ્કારથી ૧૯૯૧માં પુરસ્કૃત થયા છે. આ ગ્રંથમાં ફ્રૉઇડના ખ્યાલોની પદ્ધતિસરની તેમ જ વિસ્તૃત છણાવટ એમણે કરી છે. ઉપર્યુક્ત વિષય પરનાં ફ્રૉઇડનાં લખાણો છૂટાંછવાયાં અને વેરવિખેર હોઈ એક ઠેકાણે સંચિત કરવાની જરૂર હતી. પ્રાધ્યાપક બરાલે એ કાર્ય સારી રીતે પાર પાડ્યું છે એમ જરૂર કહી શકાય. આમ છતાં આ અભ્યાસ સર્વગ્રાહી નહીં હોવાનું લેખક પ્રસ્તાવનામાં વર્ણવે છે અને ફ્રૉઇડના ખ્યાલોથી સામાન્ય તથા સાહિત્યિક વિવેચનમાં રસ હોય એવા વર્ગને પરિચિત કરવાના એમના આશય વિષે પણ સ્પષ્ટતા કરે છે.

પુસ્તકમાં કુલ નવ પ્રકરણો છે : પ્રાસ્તાવિક, ફ્રૉઇડ અને ખ્યાલોનો ઇતિહાસ, મનોવિશ્લેષણ-શાસ્ત્રના ખ્યાલોનો મૂળ સ્રોત અને વિકાસ, રમૂજ (joke)નો ખ્યાલ, કળા અને સાહિત્ય અંગેનો સિદ્ધાંત, મનોવિશ્લેષણશાસ્ત્રનો સાહિત્યિક વિવેચનમાં અમલ, ફ્રૉઇડ અને યુંગ, ઉપસંહાર. શરૂઆતનાં આઠ પ્રકરણોમાં સંક્ષેપમાં ફ્રૉઇડના વિચારોની રજૂઆત અને એના અંગેની છણાવટ લેખકે કરી છે, જેમાં સ્પષ્ટતાની સાથે પરલક્ષીપણું પણ જાળવ્યું છે.

સિગમંડ ફ્રૉઇડનો જન્મ ૧૮૫૬માં થયો અને એનું અવસાન ૧૯૩૯માં થયું. સામાજિક વિજ્ઞાનના ક્ષેત્રમાં તથા સાહિત્યના વિવેચન ક્ષેત્રે આજે એના અવસાનનાં ૫૯ વર્ષ બાદ પણ એના પ્રભાવને સ્વીકારવો પડે એવું સ્થાન એણે પોતાના કામ થકી મેળવ્યું છે. ઇતિહાસ, ખનનશાસ્ત્ર, માનવશાસ્ત્ર, માનસશાસ્ત્ર, ધર્મ, સમાજશાસ્ત્ર અને સાહિત્ય પર ફ્રૉઇડનાં વિચારો-બોધનો તથા સમગ્ર મનોવિશ્લેષણશાસ્ત્રની અસર દેખાયા વગર રહેતી નથી. ઓગણીસમી સદીનાં અંતિમ વર્ષોમાં યંત્રવિદ્યાના પ્રચાર-પ્રસારની સાથે માનવીના વિચારોમાં પણ પરિવર્તન આવવા માંડ્યું. ઔદ્યોગિક ક્રાન્તિ પછીના સમાજમાં માનવી-માનવી વચ્ચેના પારસ્પરિક

સંબંધોમાં પણ ઘણી ઊથલપાથલ મચી. ગામડાં ભાંગવા માંડ્યાં અને શહેરીકરણ, વિજ્ઞાનની અવનવી શોધોનો રોજિંદા જીવનમાં સારો એવો પ્રભાવ પડ્યો, જીવનશૈલીમાં આમૂલ પરિવર્તન આવ્યું. કુટુંબસંસ્થા, માનવનું સામાજિક જીવન, ધર્મ અને નીતિના ક્ષેત્રે પણ વૈચારિક ક્રાન્તિ આવે એવી પરિસ્થિતિ નિર્માણ થઈ. ફ્રોઇડ પોતાને Conquistador – ૧૬મી સદીમાં મેક્સિકો અને પેરુ પર વિજય મેળવનાર સ્પેનના વિજેતા – તરીકે ઓળખાવે છે, જે રૉબિન્સન ક્રૂઝોની જેમ માનવ-આત્મ (Psyche)ના અજાણ્યા ટાપુમાં ખોજ કરવા નીકળી પડેલો હતો. એના જ શબ્દોમાં – "વાસ્તવમાં હું વિજ્ઞાનનો માણસ નથી, કે નથી નિરીક્ષક, પ્રયોગકર્તા પણ નથી અને વિચારક પણ નથી. સિવાય કે સ્વભાવે હું સાહસિક વિજેતા (conquistador) ખરો. આ શબ્દનો અનુવાદ, કુતૂહલ, બહાદુરી, અને ખંત સાથે સાંકળીને કરો તો હું એવો ખરો." વિચારોના ઇતિહાસમાં ફ્રોઇડનું સ્થાન ખૂબ સ્પષ્ટ છે જ. અજ્ઞાત મન અથવા અવચેતન મનનો ખ્યાલ એની મૌલિક દેણગી રહી છે. ફિલસૂફીના ક્ષેત્રમાંથી કાન્ટને બદલે એને હ્યૂમના વિચારો વિશેષ ગળે ઊતરતા હતા. માનસિક ઘટનાઓનો એનો અભ્યાસ દ્વૈતવાદી હતો.

સર્જનાત્મક સાહિત્યકારો અને આંતરસૂઝવાળા (intuitive) વિચારકો અજ્ઞાતના પ્રભાવથી પરિચિત હતા. ગટેનો ફ્રોઇડ પર વિશેષ પ્રભાવ રહ્યો. ફ્રોઇડે પોતે કબૂલ્યું છે તે મુજબ તબીબી વ્યવસાયની પસંદગીનું શ્રેય ગટેના 'Nature' શીર્ષકના નિબંધને આપવું રહ્યું. ગટેએ પોતાની આત્મકથામાં એક એવા ઊર્જાસ્રોતનો ઉલ્લેખ કર્યો હતો, જેનું નામ એણે demoniac – આસુરી આપેલું. ફ્રોઇડનો અજ્ઞાત મનનો ખ્યાલ એને મળતો આવે છે. demoniac એવી એક ઊર્જા છે કે જેને તાર્કિક કે નૈતિક શ્રેણીમાં ઘટાવી શકાતી નથી. એ એક એવા સ્થાને રહે છે કે જ્યાં અશરીરી (inorganic) પદાર્થ, શરીરી સ્વરૂપ અને માનવમનનો સંગમ થાય છે. સાથે સાથે ફ્રોઇડના માનસપટ પર નીત્સેના વિચારોની પણ અસર હતી. નીત્સેનું નિરીક્ષણ એવું હતું કે દરેક જણ પોતાની જાતથી ઘણો દૂર છે અને તેથી કાયમ આત્મવંચનાના વિશ્વમાં રહે છે. માનવસ્વભાવને સમજવામાં ફ્રોઇડને પ્રેરણા (instinct)નો ખ્યાલ સહાયક નીવડ્યો હતો.

આંતરસૂઝવાદી ફિલસૂફોના વિચારોના પ્રભાવથી પોતાને મુક્ત કરવાના પ્રયાસને કારણે ફ્રોઇડ પ્રાકૃતિક વૈજ્ઞાનિકો તરફ વધુ આકર્ષાયો હતો. ૧૯મી સદીના મધ્યમાં ડાર્વિન અને લેમાર્કે પ્રકૃતિ અને માનવ વિષેના ખ્યાલમાં ક્રાન્તિ આણી હતી. ઉત્ક્રાંતિવાદના સિદ્ધાંતે માનવીના અસ્તિત્વને સમજવા માટેની ચાવી પૂરી પાડી હતી. વર્તમાનને સમજવા માટે ભૂતકાળમાં ડોકિયું કરીને એ બંનેએ આ ગુરુચાવી શોધી હતી.

મનોવિશ્લેષણશાસ્ત્રના પ્રાદુર્ભાવ પહેલાં મનના કાર્યને ચેતનમનની ઘટના તરીકે સમજવામાં આવતું હતું. ફ્રોઇડનું માનવું હતું કે આ ચૈતસિક સાધનને બહાર તેમ જ અંદર એમ આંતરબાહ્ય રીતે ગતિશીલ બનાવી શકાય. આથી એણે મનનું વિભાજન ચેતન, પૂર્વચેતન અને અચેતન એમ ત્રણ વિભાગોમાં કર્યું. થોડા વખત પછી સુપરઈગો, ઈગો, ઈડ જેવી પરિભાષા દ્વારા એની ગહન સમજ વિસ્તારી. માનવીના ચિંતન અને વર્તન ઉપર અચેતન મનની ગતિવિધિઓની જે અસર થતી હોય છે તેને ખોજવાનો ફ્રોઇડનો પ્રયાસ રહ્યો. વ્યક્તિના વિકાસમાં ઈડ અથવા લિબીડોનું મહત્ત્વ એણે સમજાવ્યું. તદુપરાંત મૌખિક (oral), ગુદાકીય (anal) અને લૈંગિક (genital) એવા ત્રણ તબક્કાનો ખ્યાલ આપ્યો. કામુકતા (sexuality) અને કામતૃપ્તિ વચ્ચે અંતરાય આવે કે વાસનાનું દમન કરવું પડે ત્યારે એની પ્રતિક્રિયા (reaction) થાય; વિજાતીય માવતરની પ્રત્યે આકર્ષણ ઊપજે (Oedipus complex) અને કામવાસનાનું ઊર્ધ્વીકરણ (sublimation) આ બધી પરિભાષા અન તેના વિષેની ઊંડી સમજ ફ્રોઇડે આપી. માનવી મનોરંજન માટે જે રમૂજો એકબીજાને કહે છે તેમાં અચેતન મનનું પ્રાકટ્ય કેવી સિફતાઈથી થાય છે અથવા કલમની ચૂક (slip of pen) અને જીભની ભૂલ (slip of tongue) અજાણતાં કેવી રીતે થાય છે તેનાં અનેક દૃષ્ટાંતો

Psychopathology of everyday life' નામના ગ્રંથમાં આપ્યાં છે. આપણે ત્યાં એવી કહેવત છે – હૈયે તેવું હોઠે, એવું જ કાંઈક ફ્રોઇડે નોંધ્યું છે.

ફ્રોઇડે એના ખ્યાલોને વિકસાવવા માટે સર્જનાત્મક સાહિત્યમાંથી ઘણા મુદ્દા લીધા છે. જોકે એણે કળા અને સાહિત્યને વ્યવસ્થિત સૈદ્ધાંતિક સ્વરૂપ આપવાની કોશિશ કરી નથી. પણ કળા અને સાહિત્યમાં કળાકાર અને સર્જક અને એના ભાવકો સાથેના સંબંધનો વિચાર તો આવે જ. મનોવિશ્લેષણ-શાસ્ત્રની વિચારધારામાં કળાકાર અને સર્જક કેન્દ્રસ્થાને આવે એ તો સમજાય એવું છે, પણ ફ્રોઇડે સર્જન-પ્રક્રિયાને સમજવાની સાથે સાથે કળાકાર અને સર્જકના વ્યક્તિત્વને સમજવાનો પ્રયાસ કર્યો. સર્જનને એણે બાળકની રમતની સાથે સરખાવ્યું. બાળક જેમ એની રમતમાં એના મનોરથો, સ્થાનાંતરો, આક્રોશ અને હતાશાને વ્યક્ત કરવા મથે છે તેમ સર્જન દ્વારા સર્જકને ઇચ્છાપૂર્તિનો સંતોષ પ્રાપ્ત થાય છે. કાવ્યસર્જન સ્વપ્નાં, તરંગોની કલ્પના સાથે સંબંધ ધરાવે છે, નાટકમાં દર્શકો સાથે સંબંધની દૃષ્ટિએ વિચારવું પડે છે. સાહિત્યના વિવેચનમાં ફ્રોઇડે પોતાનાં બોધનોને લાગુ પાડવાના પ્રયાસરૂપે સાહિત્યિક વિવેચનના ક્ષેત્રે અજાણતાં એક નવી શાખાની સ્થાપના કરી. ફ્રોઇડના ગયા પછી મનોવિશ્લેષણશાસ્ત્ર વિકસતું રહ્યું છે (જુઓ: 'ફ્રોઇડ પછીનું મનોવિશ્લેષણ' – હર્ષિદા પંડિત, પરિચયપુસ્તિકા નં ૮૫૨). યુંગ, લાકાન, ડેરિડા વગેરેએ મનોવિશ્લેષણશાસ્ત્રની કડક ટીકા કરી, પોતાની જુદી શાખાઓ સ્થાપી, પણ ફ્રોઇડના અવચેતનના ખ્યાલને વિકસાવી પુરાણકલ્પનો, મિથ, સામૂહિક અવચેતન જેવા બીજા ખ્યાલો ઉમેર્યા. ફ્રોઇડે મનોવિશ્લેષણશાસ્ત્રના સિદ્ધાંતોને કામે લગાડીને પ્રેસિડન્ટ વિલ્સન વિષે જીવનચરિત્ર લખ્યું હતું તે જ રાહે એરિક એરિકસને માર્ટિન લ્યૂથર ('Young Man Luther') અને મહાત્મા ગાંધીજી વિષે ('Gandhi's Truth') મનોવિશ્લેષણાત્મક જીવનચરિત્રો આપ્યાં.

પુસ્તકનાં કુલ નવ પ્રકરણોમાંથી પહેલું ને છેલ્લું પરિચય તથા ઉપસંહાર સિવાય બાકીનાં સાત પ્રકરણોમાં ફ્રોઇડનાં બોધનોની સંપૂર્ણ સમજ પ્રાપ્ત થઈ શકે એવો અભિગમ દેખાય છે. ફ્રોઇડ અને વિચારોનો ઇતિહાસ, મનોવિશ્લેષણશાસ્ત્રના સિદ્ધાંતોનો મૂળ સ્રોત અને વિકાસ, રમૂજનો સિદ્ધાંત, કળા અને સાહિત્ય વિષે ફ્રોઇડના પુરોગામીઓના સિદ્ધાંતો, ફ્રોઇડનો કળા અને સાહિત્ય અંગેનો સિદ્ધાંત, મનોવિશ્લેપણશાસ્ત્રના સિદ્ધાંતોનો સાહિત્યિક વિવેચનમાં અમલ, ફ્રોઇડ તથા યુંગ એવાં સાત પ્રકરણોનાં શીર્ષકો છે. સાહિત્યિક વિવેચનના અભ્યાસુ માટે પ્રકરણ પાંચ, છ, સાત ખૂબ મહત્ત્વનાં છે. એમાં સાહિત્યિક કૃતિને મૂલવવા માટેની વહેવારિક પ્રણાલીની રજૂઆત છે. કોઈ પણ વિવેચકને માટે સૌ-પ્રથમ કૃતિ મહત્ત્વની છે, પછી એનો કર્તા એટલે કે સર્જક અને ત્યારબાદ છેલ્લે એમાં સમાયેલો વિષય (theme). કૃતિ અને વિષયને માણનાર ભાવક, વાચક અને સંગીત હોય તો શ્રોતા, નાટક હોય તો એનો પ્રેક્ષકગણ એ બધાંનું મહત્ત્વ સ્વીકારવું રહ્યું. ફ્રોઇડના પહેલાં પણ આ બાબતમાં કોઈએ વિચાર નહોતો કર્યો એવું નથી. જેમણે ઍરિસ્ટૉટલનું 'પોએટિક્સ' વાંચ્યું છે, તેઓ વિચારના સિદ્ધાંત – theory of ideas–થી વિદિત છે જ. તદુપરાંત તેઓ વિવેચન અથવા કેથાર્સિસના સિદ્ધાંતથી પણ પરિચિત છે. ઊર્મિકાવ્યોને માણનારો વર્ગ સૌન્દર્યશાસ્ત્રના ખ્યાલોથી પણ જાણકાર છે. કળા અને સાહિત્ય સમયના સંદર્ભની સાથે મનોવૈજ્ઞાનિક તથ્યોથી પણ સંબંધ ધરાવે છે. સર્જનની પ્રક્રિયા મનોવિજ્ઞાનની દૃષ્ટિએ મહત્ત્વની છે અને આ પ્રક્રિયામાં સર્જકનું 'સ્વ', એના હેતુઓ-મિજાજો અને 'સ્વ'ની ગોપિત ગુફાઓ – એકાંતની ક્ષણો (recesses) વિષેની સમજ પણ ઉપયોગી નીવડે.

ફ્રોઇડના વિચારો આ સમજ કેળવવામાં ઉપકારક નીવડે તેમ છે. લખાયેલા શબ્દ અને સર્જાયેલા ચિત્રની પાછળ સર્જક-કળાકાર હંમેશાં રહેલો હોય છે. સાથે સાથે સર્જકને સર્જક બનાવનાર સંજોગો, એની આંતરસૂઝ, એનું અવચેતન મન, એનાં નિરીક્ષણો, માનવસ્વભાવ અંગેની ગહન સમજ વગેરે બાબતો વિષેની જાણકારી કૃતિને સમજવામાં-

માણવામાં ખૂટતી કડીઓ પૂરી પાડે છે. મનોવિશ્લેષણાત્મક સિદ્ધાંતમાં સર્જન કેન્દ્રસ્થાને અને સર્જનના આવેગમાં અજ્ઞાત મન તેમ જ એનાં તરંગો, સ્વપ્નો, રમૂજો, ઇચ્છાતૃપ્તિ અને અભિવ્યક્તિ (parapraxis) સહાયક પરિબળો છે. એની હતાશાઓ-નિરાશાઓમાંથી છૂટવા એણે અપનાવેલી બચાવપ્રયુક્તિઓ (defense mechanisms), વાસનાઓનું દમન અને ઊર્ધ્વીકરણ વગેરે ખ્યાલોનું મહત્ત્વ ફ્રોઇડે સ્થાપ્યું. કોઈ પણ સર્જનમાં કલ્પનાનું સ્થાન અગત્યનું હોય છે. ફ્રોઇડે 'સર્જનાત્મક લેખકોનાં દિવાસ્વપ્નો' શીર્ષકના નિબંધમાં ઉપર વર્ણવ્યા તે ખ્યાલોની સમગ્ર પ્રક્રિયા વિષેની સમજ આપી છે. તરંગોને સમજીએ તો અજ્ઞાત મન અને સમગ્ર સર્જનક્ષમતાને પામી શકાય.

કોઈ પણ કૃતિ ભાવકમાં અમુક સ્પંદનો જગાડે છે. ભાવકની પોતાના જીવનની વાસ્તવિકતાઓ, તણાવો, હતાશાઓ, ઉદ્વેગો, આકાંક્ષાઓ હોય, આથી રચનાના કોઈ પાત્ર સાથે કે દૃશ્ય સાથે તાદાત્મ્ય સાધીને એ કૃતિને માણે, એનું મૂલ્યાંકન કરે કે એના વિષેનો પોતાનો પ્રતિભાવ વ્યક્ત કરે. ફ્રોઇડ આ વાત 'હૅમલેટ', 'ઓડિપસ રેક્સ' અને 'બ્રધર કારામાઝોવ' જેવી કૃતિઓનાં દૃષ્ટાંતો દ્વારા સ્પષ્ટ રીતે સમજાવે છે. ઊર્ધ્વીકરણની પ્રક્રિયાનું સ્વરૂપ સમજાવી સર્જનનું કાર્ય કેવી રીતે પ્રગટ કરવું (process of release) છે તેનું બયાન કરે છે. સર્જનશક્તિનો ઉદ્ભવ અને તેનું પ્રાકટ્ય પ્રસન્નકારી હોય છે. ફ્રોઇડ આનંદ-શોક સિદ્ધાંત (plesure-pain priciple)ની મદદ વડે આ વાત સમજાવે છે. માનવીની સુખવાદી ભાવનાની વાત પણ કરે છે. સર્જકનું મુખ્ય ધ્યેય પોતાને માનસિક સંઘર્ષોમાંથી મુક્ત રાખવાનું છે.

સર્જકના વ્યક્તિત્વ વિષેની છણાવટમાંથી ફ્રોઇડનું વલણ મનોજીવનચરિત્ર (psychobiography)ના ક્ષેત્ર ભણી દોરી ગયું. લિયોનાર્ડો દ વિન્ચી અને એના બાળપણનાં સંભારણાં વિષેના નિબંધમાં એણે બાહ્યસૃષ્ટિ સાથેની એના આંતરમનની આંતરક્રિયાની છણાવટ એણે દોરેલાં ચિત્રોના સંદર્ભમાં કરી. માયર્સ, દૉસ્તોયેવ્સ્કી, શેક્સપિયર વગેરેનાં જીવનમાંથી દૃષ્ટાંતો ટાંકીને એમની કૃતિઓની છણાવટ કરી. સર્જકની કૃતિ એક રીતે જોઈએ તો જાહેર સ્વપ્ન છે એવું કથન કર્યું. કોલરિજની કૃતિ 'કુબલા ખાન'ની વાત વિગતે કરી. કળાજગતના વિવિધ પ્રવાહોથી ફ્રોઇડ વાકેફ હતો અને સાહિત્યમાં અપનાવાતા પ્રયોગોથી પણ માહિતગાર હતો. એટલે કથા અને નાટ્ય સાહિત્યમાં સંઘર્ષ અને ચરમસીમા (climax)નું મહત્ત્વ વિવેચનના સિદ્ધાંતોમાં નિરૂપ્યું. 'હૅમલેટ'માં હૅમલેટનો સંઘર્ષ, પિતાની હત્યા કરનાર અને માતા સાથે લગ્ન કરનાર કાકા પરત્વેનો આક્રોશ અને પોતે બદલો નહીં લઈ શકવાને કારણે હતાશા અનુભવતો હૅમલેટ એ બધી ઘટનાઓનું વિવરણ એણે કર્યું. બાળક રમત દ્વારા પોતાનાં અવચેતન મનનાં અરમાનોને તથા દમન કરાયેલી હતાશાઓને બહાર કાઢવા મથે છે તેવું જ સર્જકમનનું પણ છે. પ્રસ્તુત પુસ્તકમાં શેક્સપિયરનાં 'કિંગ લિયર' અને 'મર્ચન્ટ ઑફ વેનિસ'માંથી મનોવૈજ્ઞાનિક વિવેચન કરતાં દૃષ્ટાંતો લેખકે ટાંક્યાં છે, જેથી મનોવિશ્લેષણાત્મક સિદ્ધાંતો વિષેની સ્પષ્ટતા થાય છે. ટ્રીલિંગ કહે છે તેમ "દરેક વિકસિત સમાજમાં સાહિત્ય 'સ્વ'ની તથા અન્યના 'સ્વ'ની સમજને જન્મ આપે છે, જે સાંસ્કૃતિક ખાઈ (gap) કરતાં ગહન હોય છે." ટ્રીલિંગના આ વિધાનમાં ફ્રોઇડના વિચારોને વિશાળ પરિપ્રેક્ષ્યમાં સમજવાની આવશ્યકતા છતી થાય છે.

પુસ્તક સર્વગ્રાહી રીતે સ્પષ્ટ ભાષામાં લખાયું છે. સાહિત્યના સાચકલા ભાવકો તથા વિવેચનક્ષેત્રે રસ ધરાવતા દરેકે વાંચવું રહ્યું. પુસ્તકને અંતે ચૂંટેલાં પુસ્તકોની સૂચિ આપીને લેખકે ઘણો ઉપકાર કર્યો છે.

[Sigmund Freud : A Study of His Theory of Art & Literature : By K. C. Baral, 1995, Sterling Publishers, New Delhi, Price Rs. 250, P. 145]



## રાધે

*રાધે! રાધે! પરમ રસકલ્લોલિની રાસરમણી,*
*રાચે, નાચે નટવર મહામોદમાં નર્તનમણિ,*
*તારે તાલે બજત મુરલી, મોહતી આભધરણી,*
*કુંજેકુંજો સ્વરલહર આહ્લાદતી નીલવરણી.*

*ગોપીવૃન્દો રસલય વહે, કોઈ તેના સ્વવશમાં,*
*ડાળે ડાળે વનવિહગ સંમુગ્ધ લેલીન રસમાં,*
*બુંદે બુંદે નટન સરિનું કો' અજાણ્યા સ્પરશમાં,*
*ધેનુ ઊભી મુખ્તરણસ્તબ્ધા, અનામી તરસમાં.*

*કેવી રાધે! તવ પ્રણયસંમોહિની કૃષ્ણ વિવશ!*
*રાધે રાધે રટત હરિના રોમરોમે પરવશ,*
*તારે નામે જગતપતિ ચૈતન્ય કેવું રસબસ!*
*ધન્યા તારી રતિ અનુપમા શી રસશ્રી લસલસ!*

*છોડ્યા રાસો, વ્રજરમણક્રીડા સદાનંદ ભરતી,*
*છોડ્યાં રાગોદ્દયન, વ્રજનીયે તજી દિવ્ય ધરતી,*
*છોડ્યું શું ના? અરવ મુરલી વેગળી એ અધરથી,*
*તુંને કિન્તુ કરી નવ શકાઈ પરી ચક્રધરથી.*

*રાધે! તું તો રમણવરનું એક અસ્તિત્વ અસલ,*
*બંસી બાજી તવ હૃદયના રાગમાં માત્ર અસલ,*
*તું તો રાધે! હૃદય જગદાધારનું નેત્રકમલ,*
*તું તો રાધે ગિરિધરણનું આત્મએકત્વ અમલ.*

*તારી માતરૂ! રસિક રમણા સંભરો વિશ્વ સ-રસ,*
*સ્નેહાદ્વૈતે હૃદય નરનારી બધાંનાં રસરસ,*
*વંદું માતરૂ! મધુરમધુરા, મસ્ત, આનંદનિલય,*
*સંસારે હો રસનિધિ સદા વ્યાપ્ત તારો અવિલય.*

*સ્નેહધારા, સુધાધારા, રસાધારા રસાયન,*
*રાધા ધારા, મહાધારા, મૂલાધારા મહાયન,*
*પ્રાણસ્વરા, મહાશક્તિ, મહાનંદા મહાલય,*
*કૃષ્ણમયી પ્રભાપૂર્ણા, અદ્વૈતી પરમાલય.*

**લાભશંકર રાવળ**

(પ્રથમ છ કડીઓના મંદાક્રાંતામાં છેલ્લે 'ગાગા'ને બદલે 'લલગા'નો ફેરફાર કર્યો છે. –લા.રા.)

## દિન વહી જાય

*દિન વહી જાય.*

*વૃક્ષોનાં પર્ણોમાં તડકાનો કંપ લઈ,*
*ચાના કપમાં ચમચીનો મૃદુ રણકાર,*
*ઘરગથ્થુ વાતોનો સ્વાદ એમાં ભરી દઈ,*
*જેમ વસંતની શેષ વિદાય*
*નીરવ પગલાં માંડી દિન ચાલી જાય.*

*જે ચૂપકીથી આવી એનો પોશ ભરી પ્રેમ લઈ,*
*જે વારંવાર આવી, પણ નહીં પકડાઈ,–*
*તેની હતાશા દિલમાં દાબી દઈ,*
*દૂરગામી પંખી જ્યમ જાય*
*દિવસ બધા ચાલી જાય*
*એકલો જ મૂકી મને, હાય!*

*ઘડી થકી, બિન્દુમાંથી, વહી વખત જાય :*
*આ નિરંતર લય-વિલય,*
*ભીતર સ્થિર અખંડ સમય,*
*જ્યમ દરિયો–સહી*
*અનંત ભંગ–તરંગ.*
*વૃક્ષોનાં પર્ણોમાં તડકાનો કંપ લઈ*
*સંસારી વાતોનો સ્વાદ પામી જઈ*
*નીરવ પગલાં માંડી જાય અને આવે.*

*સમયનો સ્વર્ણબિંદુ ભૂકો ભૂકો થઈ જઈ*
*ગગનમાં, પવનમાં વ્યાપી રહે શ્વાસમાં.*
*હું હોઉં, જે બી હોય,*
*આવે, ફરી ફરી આવે*
*માર્ગશીર્ષના પાકા ધાનમાં,*
*શરદ્ઋતુના ઘાસમાં.*

**અજુ મુખોપાધ્યાય, અનુ. ધનવન્તી**

દુષ્યન્ત પંડ્યા

**૧૯. શાળાના અનુભવો : પુત્રીઓ સાંપડી**

શાળાઓ અને વિદ્યાર્થીઓ લગભગ બધે સરખાં હોય એવું વિધાન કરી શકાય. બારતેરથી સત્તરઅઢાર વરસની વયનાં છોકરાછોકરીઓનું માનસ ઠીક ઠીક અંશે સમાન હોય છે, પણ એમના વિકાસમાં પર્યાવરણ જે ભાગ ભજવે છે તેનો તફાવત, કેટલીયે બાબતોમાં, ઊડીને આંખે વળગે તેવો હોય છે. અમેરિકન પુરુષની માફક ભારતમાં પુરુષ છોકરાંઓનાં બાળોતિયાં બદલતો જોવા નથી મળતો, તેમ જ પત્ની હજી સૂતી હોય ત્યારે 'બ્રેકફાસ્ટ' તૈયાર કરતો પણ જોવા મળતો નથી. અમેરિકન બાળકો માબાપ સાથે, કે બેમાંથી એક સાથે, રહેતાં હોય, આપણાં બાળકોના પ્રમાણમાં ઘણી સ્વતંત્રતા ભોગવે છે. અને માતાપિતા વિના મોટાં થતાં છોકરાંઓનો ત્યાં નોટો નથી. આવાં બાળકો ઘણી સમસ્યાઓ ઊભી કરે છે.

ત્યાંની ઘણા મોટા ભાગની શાળાઓ રાજ્યાશ્રિત છે. થોડીક ખાનગી શાળાઓ પણ છે. પણ આ ખાનગી શાળાઓમાં ફીનું પ્રમાણ ઘણું ઊંચું હોય છે. ૧૯૯૩માં જોયેલી એક ખાનગી મોંતેસોરી શાળામાં બાળકની વાર્ષિક ફી આઠ હજાર ડૉલર હતી. રાજ્યાશ્રિત શાળાઓનું સંચાલન મોટે ભાગે સ્થાનિક પ્રજાએ ચૂંટેલી શાળાસમિતિ કરતી હોય છે.

હું જે બેપોર્ટની હાઇસ્કૂલમાં હતો, ત્યાં પ્રિન્સિપલ અને વાઇસપ્રિન્સિપલ બધું વહીવટી કાર્ય કરતા. બંને કશું શિક્ષણકાર્ય કરતા નહીં. ૧૯૬૬ના એપ્રિલમાં એક દિવસે અમારા આચાર્ય કોવેલ સવારે નવેક વાગ્યે શાળામાંથી બહાર જતા હતા. મને કહે, "આવતા શૈક્ષણિક વર્ષ માટે શિક્ષકોની પસંદગી કરવા, કોલંબિયા યુનિવર્સિટીની સ્કૂલ ઑવ એડ્યુકેશનમાં હું જાઉં છું." શિક્ષણપસંદગીની આ રીત આપણી રીત કરતાં કેટલી જુદી?

બીજો પણ એક તાત્ત્વિક ભેદ, મારા આચાર્યની કૃપાથી મને જોવા મળ્યો. અંબાજીથી અમલસાડ સુધી અને દ્વારકાથી ડાંગ સુધી, આપણે ત્યાં છે તેવો બીબાઢાળ સમાન અભ્યાસક્રમ અને તેવાં જ બીબાઢાળ સમાન પાઠ્યપુસ્તકો નહીં. આચાર્ય કૉવેલે ચાલુ દિવસોએ મને રજા આપીને, આસપાસના વિસ્તારની જુદજુદી પાંચછ શાળાઓ અમે જોઈએ તેવી વ્યવસ્થા કરી આપી હતી તે એ હેતુથી કે અમેરિકન માધ્યમિક શિક્ષણ કેટલું વૈવિધ્યભર્યું છે તેનો અમને થોડોક પણ ખ્યાલ આવે.

અમારી શાળાની વિશાળ જગ્યાની તુલનાએ એકદમ નાનકડા મકાનવાળી અને સાવ નાનકડા કંપાઉન્ડવાળી એક શાળા અમે જોવા ગયાં. ત્યાં જઈ, આચાર્ય સાથે વાતચીત કરતાં શાળામાં શિખવાડાતા વિષયો વિષે પ્રશ્ન કર્યો — આ બાબતમાં શાળાઓ અપાર સ્વતંત્રતા ભોગવે છે. ઉત્તરમાં આચાર્યે કહ્યું: "અમારો અગત્યનો વિષય ખેતી છે."

"તમારે કેટલા એકર જમીન છે?" મેં જિજ્ઞાસા દેખાડી.

"જમીન! અમારે જમીનનું શું કામ પડે?" આચાર્યે મને પ્રતિપ્રશ્ન કર્યો.

"જમીન વિના — શાળાની જમીન વિના વિદ્યાર્થીઓ પ્રત્યક્ષ શિક્ષણ ક્યાં ને કેવી રીતે મેળવે?" મેં મારી મૂંઝવણ વ્યક્ત કરી.

"કૃષિનો વિષય લેનાર દરેક વિદ્યાર્થી પોતાના પિતાના ખેતરમાં કામ કરે છે. એના કામનો પૂરો રિપોર્ટ અમારી પાસે આવે છે. પછી અમારે જમીન શા માટે જોઈએ?"

આ અભિગમ કેટલો વ્યવહારુ છે! વિદ્યાર્થી એના પિતા પાસેથી જાણકારી મેળવે તેનું આમાં યોગ્ય બહુમાન છે. આપણાં કૃષિ વિદ્યાલયોમાં આપણે આ

બાબતનો સાવ છેદ જ ઉડાડી દીધો છે.

બીજી એક શાળામાં દસમા ધોરણમાં વિદ્યાર્થીઓ તત્ત્વજ્ઞાન ભણતા હતા. આ પણ મારે માટે આશ્ચર્ય હતું. અમુક વિષયો શાળાકક્ષાએ ન જ શીખવી શકાય એ ગૃહીત જ નાપાયાદાર છે. લંડનની એક પ્રાથમિક શાળામાં આઠનવ વરસનાં બાળકો, ગણિતશાસ્ત્રનો અઘરામાં અઘરો ગણાતો એક વિષય, 'પ્રૉબેબિલિટી', સાધનોની મદદથી શીખતાં જોઈ હું એટલું જ આશ્ચર્ય પામ્યો હતો. જ્ઞાનને બાંધેલી બધી મર્યાદાઓ કેટલી કૃત્રિમ છે? એ મર્યાદાઓ આંકનારાઓની બુદ્ધિ કેટલી વામણી છે?

આપણે ત્યાં હોય છે એવી એસ. એસ. સી. કે એચ.એસ.સી.ની જાહેર પરીક્ષાઓ અમેરિકાની શિક્ષણ-પદ્ધતિમાં પ્રવેશી શકી નથી. દરેક શાળા અને દરેક કૉલેજ પોતાના વિદ્યાર્થીઓની પરીક્ષાઓ લે છે. ન્યૂયૉર્ક રાજ્યમાં રીજન્ટ્સ નામની એક જાહેર પરીક્ષા લેવાય છે. ત્યાંનાં દસ ધોરણ પસાર કરેલ કોઈ પણ વિદ્યાર્થી એ પરીક્ષા આપી શકે છે. પરીક્ષાનો અભ્યાસક્રમ નિશ્ચિત નહીં. આપણે ત્યાં દસ ધોરણ સુધી અભ્યાસ કરનાર વિદ્યાર્થીને પ્રેમાનંદનો, નરસિંહનો, ઉમાશંકરનો, સુન્દરમ્‌નો, નિરંજન ભગતનો કંઈક ને કંઈક પરિચય હોય જ: ગણિતમાં, વિજ્ઞાનમાં, ઇતિહાસમાં, ભૂગોળમાં પણ એ દેશ વિશે અને વિદેશો વિશે પરિચય પામ્યો જ હોય. નિયત પાઠ્યપુસ્તકો નહીં એટલે ગાઈડબુકો અને અપેક્ષિતો નહીં.

આ પરીક્ષા લેનાર રીજંટ્સ બોર્ડની વિશિષ્ટતા એ કે, એના સભ્યોમાં એક પણ શિક્ષક કે અધ્યાપક નહીં. વેપારીઓ, ઉદ્યોગપતિઓ, ઇજનેરો, દાક્તરો; વકીલો, બીજા ધંધાદારીઓ એવા જ સૌ બોર્ડના સભ્યો. કારણ સાવ સાચું : શિક્ષણની પેદાશ કેવી જોઈએ તે એના ઘરાકો નક્કી કરે. શિક્ષણ કેવી રીતે આપવું તે ભલે શિક્ષકો નક્કી કરે. એ બોર્ડની વિવિધ નિષ્ણાતસમિતિઓના સભ્યો તરીકે શિક્ષણ સાથે પ્રત્યક્ષ સંકળાયેલી વ્યક્તિઓ કામ કરે. પણ એ નિષ્ણાતોની સલાહ એ વ્યવહારચતુર સભ્યો એમ ને એમ ન સ્વીકારે. આ બધું જોતાં, વિજ્ઞાન, ટેક્નૉલોજી અને વ્યવહારનાં સાધનો આટલાં ક્રાંતિકારક ઝડપે આગળ વધી રહ્યાં છે ત્યારે, ગુજરાતના મહાન શિક્ષણશાસ્ત્રીઓ મિનિમમ લેવલ ઑવ લર્નિંગની વાત કરે છે તે કેટલું બેહૂદું લાગે છે? બે કે ત્રણ વર્ષ પહેલાં બાલમંદિરોનો અભ્યાસક્રમ તૈયાર કરનાર મહાન શિક્ષણશાસ્ત્રીઓને ગુજરાતમાં ગિજુભાઈએ બાલમંદિરો અને એમના અભ્યાસક્રમ વિશે જે ભગીરથ પ્રદાન કરેલું તેનો કશો જ ખ્યાલ ન હતો. મૉન્તેસૉરી પદ્ધતિ વિશે એ તદ્દન અંધકારમાં હતા.

દરેક નવી શિક્ષણસંસ્થા પોતપોતાની પરીક્ષાની વ્યવસ્થા કરે છે તે વાત આગળ કરી છે. આ પરીક્ષાનું પણ એક દૃષ્ટાન્ત રજૂ કરવા જેવું છે. ન્યૂયૉર્ક રાજ્યના મુખ્ય શહેર ઑલબેનીમાં સ્ટેટ યુનિવર્સિટી ઑવ ન્યૂયૉર્કનું વિશાળ કેમ્પસ આવેલું છે. બાવીસપચ્ચીસ હજાર વિદ્યાર્થીઓ ત્યાં અભ્યાસ કરે. ત્યાંની શિક્ષણ-પ્રથા અનુસાર દરેક વિદ્યાર્થીએ, પોતે જે વિદ્યાશાખાનો અભ્યાસ કરતો હોય તેનાથી ભિન્ન વિદ્યાશાખાના એક વિષયનો અભ્યાસ કરવો પડે. આવી રીતે જુદી જુદી વિદ્યાશાખાઓમાં અભ્યાસ કરતાં વિદ્યાર્થીવિદ્યાર્થિની-ઓના ત્રીસેકના સમૂહે આવા ભિન્ન વિષય તરીકે ભારતીય તત્ત્વજ્ઞાનનો વિષય પસંદ કરેલો. એ વિષયના પ્રાધ્યાપક ડૉ. ગાર્વિને દરેક વિદ્યાર્થી પાસે ભારતીય તત્ત્વજ્ઞાનને લગતાં પંદરવીસ પુસ્તકો વંચાવી પોતે વાંચેલા દરેક પુસ્તક વિશે અહેવાલ લખાવી એ અહેવાલ પર વર્ગમાં ચર્ચા કરી. વધારામાં, દરેક વિદ્યાર્થીએ ભારતીય તત્ત્વજ્ઞાનને લગતા જુદા જુદા વિષયો પર વર્ષ દરમિયાન બાર નિબંધો લખી આપ્યા. આ નિબંધો પણ વર્ગમાં ચર્ચાયા. વિદ્યાર્થીઓને સાઠેક પુસ્તકોની અને વીસેક વિષયોની યાદી ગાર્વિને આપી હતી અને દરેક વિદ્યાર્થીએ તેમાંથી પસંદગી કરવાની હતી. આથી વ્યાપને પૂરો અવકાશ હતો. અંતે પોતાને ગમતો કોઈ પણ વિષય લઈ તેનો અનુબંધ ભારતીય તત્ત્વજ્ઞાન સાથે જોડતો નિબંધ દરેક વિદ્યાર્થીએ વર્ષાન્તે આપ્યો. અને, વર્ષાન્તે કશી જ વિધિસરની પરીક્ષા લીધા સિવાય, વિદ્યાર્થીઓના વર્ષ દરમિયાનના આ

કામને આધારે ગાર્વિનસાહેબે દરેક વિદ્યાર્થીને ગ્રેડ આપી દીધા. "અમને અન્યાય થયો છે," એવો ઢોલ પીટી એ વિદ્યાર્થીઓએ હડતાલ ન પાડી કે, યુનિવર્સિટીએ ગાર્વિનના ગુણાંકનને અમાન્ય કરી વિધિપૂર્વક પરીક્ષા લેવા તેમને ફરજ ન પાડી. આપણી બોર્ડો અને યુનિવર્સિટીઓની પરીક્ષામાં પ્રશ્નપત્રો ફૂટે છે, કોથળાબંધ કાપલીઓ પકડાય છે, તથા વ્યાપક પ્રમાણમાં ગેરરીતિઓ થાય છે તેનો ત્યાં અવકાશ નથી. વળી પ્રોફેસરોએ ઉતરાવેલી નોટ્સ સિવાય બીજું કશું જ વાંચ્યા વિના આપણે ત્યાં સરળતાથી પ્રથમ વર્ગમાં ઉત્તીર્ણ થવાની સગવડ પણ ત્યાં નથી.

આ બધી સામાન્ય વાત આડે મારી સ્કૂલની મારી વાત રહી ગઈ.

શ્રેણી ૭ થી ૧૨ સુધીની છ શ્રેણીઓના વર્ગો, અર્થાત્ લોઅર હાઈ અને અપર હાઈના વર્ગો અમારી એ શાળામાં હતા. શિક્ષણ વર્ગ-પદ્ધતિનું, પણ આપણી વર્ગપદ્ધતિથી તદ્દન ભિન્ન. પચ્ચીસેકની સંખ્યા કરતાં કોઈ વર્ગમાં વધારે વિદ્યાર્થીસંખ્યા નહીં. અને ત્યાંની વર્ગપદ્ધતિ આપણી વર્ગપદ્ધતિથી તદ્દન ભિન્ન છે.

શાળા શરૂ થયાનો ઘંટ વાગે તે પહેલાં દરેક 'હોમ રૂમ'માં વર્ગશિક્ષક પહોંચી ગયેલ હોય. પછી વિદ્યાર્થીઓ દાખલ થાય. થોડી વાર પછી વર્ગમાંના ધ્વનિવર્ધક પર સિગ્નલ અપાય અને વિદ્યાર્થીઓ તથા વર્ગશિક્ષક સૌ ઊભાં થઈ દેશભક્તિના શપથ લે પછી વિદ્યાર્થીઓની હાજરી પૂરવામાં આવે. હાજરી સાદા, નિર્ધારિત કાગળ ઉપર પૂરવાની. હાજર સંખ્યા, કુલ સંખ્યા બતાવવાની અને ગેરહાજર વિદ્યાર્થીઓનાં નામ લખી એ કાગળ વાઇસપ્રિન્સિપલને પહોંચાડવાનો. દસેક મિનિટમાં બેલ પડે અને શિક્ષણકાર્ય આરંભાય.

એ માટે, અમારી શાળામાં દરેક વર્ગના વિદ્યાર્થીઓને ત્રણ ટુકડીઓમાં વહેંચવામાં આવતા. : પહેલી ટુકડી તે ૮૫ ટકા અને વધારે ગુણ મેળવતાં વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓની. એ 'ઑનર્સ' વર્ગ કહેવાય. બીજી ટુકડી ૬૫થી ૮૪ ટકા ગુણ મેળવનારાંઓની. તે 'રેગ્યુલર' કહેવાય. અને ૬૫થી ઓછા ગુણધારકો 'જી' ટુકડીમાં જાય. દરેક વિષય માટે દરેક વર્ગમાંથી આવી જુદી જુદી ટુકડીઓ રચાય. મારા સમયપત્રકમાં મારે શ્રે. ૧૦ના ઑનર્સ વિદ્યાર્થીઓના વૃંદને અને શ્રે. ૧૨ના રેગ્યુલર ત્રણ વર્ગોને અંગ્રેજી ભણાવવાનું હતું. તે ઉપરાંત પહેલા સત્રમાં પ્રથમ તાસ 'સ્વાધ્યાય'નો હતો અને બીજા સત્રમાં શ્રે. ૯નો એક નાનો હોમ રૂમ સંભાળવાનો હતો.

દર બે તાસની વચ્ચે ચાર મિનિટનો લઘુકડો વિરામ આવે. સામાન્ય રીતે શિક્ષક વર્ગમાં પહેલાં જ પહોંચી જાય અને વિદ્યાર્થીવૃંદ મારમાર કરતું આવે. આપણે ત્યાં છે તે રીતે ત્યાં શૉર્ટ અને લૉંગ રિસેસ નહીં. વિદ્યાર્થીઓને અને શિક્ષકોને લંચ બ્રેક મળે પણ તે ત્રણ કટકે. અમુક વિદ્યાર્થીઓ અને શિક્ષકો લંચ – વિદ્યાર્થીઓને રાજ્ય તરફથી નામને ભાવે લંચ આપવામાં આવે–લેતાં હોય ત્યારે બાકીનાં અભ્યાસરત હોય. કેફેતેરિયામાં ઘોંઘાટ હોય. તે સિવાય સર્વત્ર શાંતિથી કાર્ય ચાલી રહ્યું હોય.

એક તસુ જમીન વિના કૃષિના વિષયવાળી શાળાની વાત કરી છે તેવું અમારી શાળામાં પણ કશુંક હતું. શ્રેણી ૧૧ અને ૧૨ની કેટલીક વિદ્યાર્થિનીઓ બ્યૂટિશિયન બનવાનો વિષય ભણતી. એની પ્રત્યક્ષ તાલીમ માટે અઠવાડિયામાં બેક દિવસ તેમને બસમાં બીજે કશેક લઈ જવામાં આવતી. '૬૬-૬૭થી આપણી માધ્યમિક શાળાઓમાં 'કાર્યાનુભવ' દાખલ કરવામાં આવ્યો હતો. ઇંગ્લંડમાંથી આ વિષયનો ખ્યાલ આણવામાં આવેલો. પણ ઇંગ્લંડમાં, તેમ જ સ્વીડનમાં અને રશિયામાં, કાર્યાનુભવ માટે વિદ્યાર્થીઓને કારખાનાંઓમાં કે ખેતરોમાં મોકલવામાં આવતા હતા.

ત્યાં શિક્ષણસાધનો વિપુલ છે અને એ સાધનો નિયમિત ઉપયોગમાં લેવાય છે. દરેક શિક્ષકે જાતે જ ૧૬ મિ. મી. પ્રોજેક્ટર કે ઓવરહેડ પ્રોજેક્ટર ઊંચકી વર્ગમાં લઈ જવાનું, જાતે જ ચલાવવાનું અને જાતે જ તે પાછું મૂકી આવવાનું હોય છે. ભારત વિશેની એક ફિલ્મ મેં બતાવેલી તેમાં દાંડીકૂચ કરવા જતા ગાંધીજી પણ બતાવાયા હતા. બારમી શ્રેણીમાં 'મેકબેથ' અભ્યાસક્રમમાં હતો. 'ધ થીમ ઑવ મેકબેથ' નામની અતીવ સુંદર ફિલ્મનો ઉપયોગ અમે એ માટે કરેલો.

'મેકબેથ' ફિલ્મમાંથી દૃશ્યો બતાવી એક આલોચક આલોચના કરતા જાય, અને વસ્તુવિકાસ કેવી રીતે થયો છે તે ચીંધતા જાય.

વિદ્યાર્થીઓ છઠ્ઠા ધોરણમાં આવે ત્યારથી, પોતે વાંચેલા કોઈ પણ પુસ્તક વિશે તેમણે 'બુક રિપૉર્ટ' લખવાનો. ઉપલી શ્રેણીઓનાં વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓએ 'રિસર્ચ પેપર' પણ આપવાનો. આ માટે તેમણે સંદર્ભ-ગ્રંથોની સહાય લેવી પડે, તથા સંશોધનરીતિની જાણકારી મેળવવી પડે. વાચનની આદત વગર ચાલે જ નહીં. શ્રે. ૧૨ની એક વિદ્યાર્થિનીએ 'યોગ' વિશે આવો પેપર લખેલો. પેપરમાં મૌલિકતાની અપેક્ષા જ નહીં રાખવાની. પદ્ધતિ ઉપર કેટલું પ્રાવીણ્ય પ્રાપ્ત કર્યું છે તે જ લક્ષમાં લેવાનું.

પણ ત્યાંનું શિક્ષણજગત સ્વર્ગ નથી જ. છૂટાછેડા લઈ બાળકોને ભગવાનભરોસે મૂકી દીધાં હોય તેવાં બાળકો અનેક પ્રશ્નો ઊભા કરે. ચાર મિનિટની રિસેસ દરમિયાન છોકરાછોકરીઓ ટૉઇલેટમાં જઈ સિગરેટના દમ મારી આવે. વર્તનમાં આપણે ત્યાં છે તે કરતાં વધારે મુક્ત વાતાવરણ. શ્રે. ૧૨નો મારો એક વર્ગ છૂટે ત્યારે રિચર્ડ નામનો વિદ્યાર્થી જૂલીને ગળે હાથ મૂકીને જતો જોવા મળતો. અંગ્રેજી વિભાગનાં અધ્યક્ષ મિસિસ પૉર્ટ્સને મેં પૂછ્યું કે આ ચલાવી લેવું કે અટકાવવું? 'અટકાવવું જ,' એમણે કહ્યું. બીજે જ દિવસે, મારો તાસ પૂરો થયો અને પરસાળમાં જતાં જ રિચર્ડે જૂલીને ખભે હાથ મૂક્યો. ત્યાં જઈ મેં કહ્યું: "રિચર્ડ, જૂલી, આ જાહેર બાગ નથી, સ્કૂલ છે. તમારે વિવેકથી વર્તવું જોઈએ." બંને જરા ઝંખવાઈ ગયાં, પણ પછીથી કદી એ પ્રશ્ન ઊભો ન થયો.

મેકબેથ પરની ફિલ્મની વાત મેં કરી છે. અમે એ ફિલ્મ બતાવતાં હતાં ત્યારે બેક વિદ્યાર્થીઓ ઊંઘી રહ્યા હતા. એ સાધનથી પર થઈ ગયા હતા!

બેપોર્ટથી ન્યૂયૉર્ક જવાને રસ્તે, આઠેક કિલોમીટર દૂર આવેલા બેશોરમાં એક દહાડો શાળા છૂટવાને સમયે, શાળામાંથી કાઢી મૂકેલો પંદરસોળ વર્ષનો એક વિદ્યાર્થી પિસ્તોલ લઈને ગયો અને એની ગોળીથી એક શિક્ષક ગંભીર રીતે ઘવાયા હતા.

બારમા ધોરણમાં અભ્યાસ કરતી અઢારેક વર્ષની એક વિદ્યાર્થિનીએ મને પૂછેલું, "ભારતમાં રસ્તા છે?" ઉત્તરમાં મેં કહેલું: "નો, મૅડમ, વી ફ્લાય — ના, બાનુ, અમે ઊડીએ છીએ." પણ પછી ભારતના વિકાસનો થોડોક ખ્યાલ આપ્યો હતો.

વિખ્યાત ગણિતશાસ્ત્રી કાર્લ રિચર્ડ્ઝનો પૌત્ર કાર્લ ખૂબ બુદ્ધિશાળી. દસમા ઑનર્સનો વિદ્યાર્થી. હાજરીમાં અને કામમાં નિયમિત, વિવેકી, શીખવા તત્પર, પ્રસન્ન. પણ એના અક્ષર એકદમ ગરબડિયા, લગભગ અવાચ્ય. ભણતો થયો હશે ત્યારથી બધા શિક્ષકોની ટીકાટિપ્પણીનો ભોગ બિચારો બન્યો હશે. મેં એનું પહેલું લેખન વાંચી મારી પાસે બોલાવ્યો. "કાર્લ", મેં કહ્યું, "તારો નિબંધ વાંચી હું ખુશ થયો છું. એમાં વ્યક્ત થયેલા વિચારો, એની શૈલી, તારી શબ્દપસંદગી બધું સુંદર છે. પણ તારા આ ગરબડિયા અક્ષરો તારે સુધારવા જ રહ્યા. મારા અક્ષર તારા અક્ષર જેવા જ ગરબડિયા હતા. પ્રયત્ન કરી મેં થોડા સુધાર્યા છે. અક્ષર સુંદર બને તે જરૂરનું નથી, પણ તે સુવાચ્ય તો બનવા જ જોઈએ." મેં એને કહ્યું કે અક્ષરો બધા સીધા અને એકસરખા માપના લખવા. મેં લખીને બતાવ્યું. એણે ગંભીરતાપૂર્વક યત્ન આદર્યો. કાર્લનાં માએ આથી ખુશાલી વ્યક્ત કરી હતી.

એ જ વર્ગની એક છોકરી વિની હેગનબર્ગર. ખૂબ નજાકતભરી, આંખે હસતી, હોઠે મરકતી, મીઠડી, પ્રેમાળ. એને ઘેર જઈ, એનાં માતાપિતાને મળવાનું એણે અમને નિમંત્રણ આપ્યું. અમે ગયાં. દીકરીની માફક વિની મને વહાલ કરે. મેં કહ્યું: "વિની અમારી દીકરી છે." માતાપિતા બંને મલક્યાં. અમે ભારત પાછાં આવવા નીકળવાનાં હતાં તેના બે'ક દિવસ પહેલાં એ પિતાપુત્રી અમને મળવા આવ્યાં. અમારી પુત્રી વરદા ત્યારે વીસ વાસાની થઈ હતી. વિનીએ એને જરા રમાડી ને પછી મારી બાજુમાં બેઠી. એને માથે હાથ ફેરવતાં, સામે બેઠેલા એના પિતાને મેં કહ્યું: "આ મારી મોટી દીકરીને પણ મારી સાથે ભારત મોકલો. એને બે ટંક ખાવાનું આપશું, પહેરવા કપડાં આપશું,

ભણાવશું, અને જરા ઉમ્મરલાયક થતાં, એને યોગ્ય મુરતિયો મળી રહેતાં લગ્ન કરી દેશું. અમારી વરદાને અમેરિકન બહેનનો લાભ મળશે."

"એની ઇચ્છા હોય તો જરૂર આવે," એ બોલ્યા. પછી કહે," "એની મોટી બહેન હાર્વર્ડ ભણવાને ગઈ. જર્મન ભાષા મુખ્ય વિષય રાખ્યો હતો. કૉલેજના છેલ્લા વર્ષમાં જર્મન શીખતાં વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ જર્મનીને પ્રવાસે ગયાં. એ ત્યાં એક યુવકના પ્રેમમાં પડી અને પરણી ગઈ. એક બાળકની મા બની છે. પાંચ વર્ષે એ અમને મળવા આવવાની છે. જેવું વિનીનું ભાગ્ય." પણ વિનીના ભાગ્યમાં ભારત ન હતું.

અહીં ૧૯૯૩નો એક પ્રસંગ પણ ટપકાવવા જેવો છે. પ્રેમની સરવાણી ક્યાં ને ક્યારે ફૂટશે તે કોઈ કહી શકતું નથી. વરદા ન્યૂયૉર્ક રાજ્યના સચિવાલયના નાણાખાતામાં નોકરી કરતી હતી. એની સાથે, એનાથી પાંચેક વર્ષ મોટી એક વિયેતનામની મહિલા ટનેટ નોકરી કરે. બંને અમેરિકા માટે પરદેશી. બંને વચ્ચે મૈત્રી બંધાઈ. એ પણ એક અમેરિકન ગૃહસ્થને પરણેલી છે. ટનેટ, એનો વર ડેનિસ અને પાંચેક વર્ષની પુત્રી મેગન અમને મળવાને આવ્યાં.

૧૯૬૪-૬૫ આસપાસ વિયેતનામમાં અમેરિકન સૈન્યો ગયાં તે જ અરસામાં તેનાં માતાપિતા કુટુંબ સહિત ફ્રાન્સ ગયાં. પૅરિ(સ)થી ટનેટ અમેરિકા આવી. ત્યાં જ ઉચ્ચ અભ્યાસ કર્યો, પરણી અને ઑલ્બેનીમાં નોકરીએ વળગી. સંસ્કારે બૌદ્ધ, અને અમે વળી બુદ્ધના દેશનાં. આવતી વખતે અમારે માટે એ કશુંક ખાવાનું લાવેલી. એને પુષ્પાની ભારતીય રસોઈ ખૂબ ભાવી. અમારે ત્યાં ત્રણેક કલાક બેઠાં. ખૂબ વાતો કરી. વિદાય લેતી વેળા પુષ્પાને ભેટી, પ્રેમાળ નજરે મારી સામે જોતાં મને કહે, "મને પણ તમારી દીકરી જ ગણો, વરદાની મોટી બહેન." મેં ઉત્તર આપ્યો, "અમે અહીં આવ્યાં ત્યારે એક દીકરી મળશે એની ખાતરી હતી. પાછાં જશું ત્યારે બે પુત્રીઓને મૂકીને જશું. અમારી સમૃદ્ધિ બેવડી થઈ ગઈ. તથાગતની કેવી કૃપા!"



## ગઝલો

**રમેશ પટેલ**

### વેદના

આ રાત પણ પૂરી થશે,
ને આંખ આ ખૂલી જશે!

ને કોડિયે દિવેલ પણ–
અંતે હવે ખૂટી જશે

આકાશ સાંજનું હવે–
બસ વેદના ઘૂંટી જશે.

ધીમે ધીમે હવે તને,
સંબંધીઓ ભૂલી જશે!

બેઠું પતંગિયું ખભે,
એકાંતને લૂંટી જશે.

આખી ગઝલ પૂરી થશે,
ને આંખ લ્યો, ખૂલી જશે!

### મૂળ સુધી

પ્રશ્ન કેમ ઊઠે છે?
ચિત્ત રોજ ચકરાતું!

ગૂપચૂપ બેસીને–
મૂળ સુધી પ્હોંચાતું.

ધોધમાર શબ્દોથી,
મૌનપાત્ર છલકાતું.

મેઘ એ જ 'કાસદ' હોય,
'મેઘદૂત' સરજાતું.

હું વિષાદનો માણસ,
દિલ મારું વ્હેરાતું!

મેં ગઝલ લખી નૂતન,
ફૂલ આજ હરખાતું!

### અંગત વાત

સાંજ પાછળ આવી રાત,
ફૂલ પર મોતીની ભાત!

ચોરેચૌટે એ જ વાત,
આ ન બનતે આમ થાત.

મૌન સાથે કરતો વાત,
શબ્દ પાડે નોખી ભાત.

બે હૃદય ભેગાં મળે–
ક્યાંથી ખૂટે અંગત વાત!

સ્વપ્ન પણ ભીનું થયું,
મેઘ આવ્યો આખી રાત.

"ચાહું છું બસ ચાહું છું..."
પ્રેમી કરતાં એ જ વાત!

**પ્રીતિ સેનગુપ્તા**

### ગુજરાત મ્હોરી મ્હોરી રે

ગુજરાતી પ્રજા આખા વિશ્વમાં વેપારવૃત્તિ અને ધનોપાર્જન માટે ખ્યાતનામ છે. એમાંયે, અમેરિકામાં વસતાં ગુજરાતીઓ માટે તો આનાથી જુદું કદાચ કોઈ વિચારતું નહીં હોય. પણ એ સ્પષ્ટ છે કે દરેક સામાન્યીકરણનું ખંડન કરનાર અપવાદ હંમેશાં હાજર હોય જ છે. દા.ત. અમેરિકામાં એવાં પણ ગુજરાતીઓ છે કે જે સામાજિક કાર્યો કરતાં હોય; પૈસાની પાછળ નહીં, પણ બૌદ્ધિક સંતોષ પામવાની પાછળ સમય ખરચતાં હોય; કે ગુજરાતી ભાષા અને ભારતીય સંસ્કૃતિ જીવંત રાખવા પ્રયત્નો કરતાં હોય. અમેરિકામાં ગુજરાતી સાહિત્ય અકાદમી પણ સ્થપાયેલી છે, એ જાણ કેટલાંને હશે?

મણિભાઈ જોષી નામના આગેવાન ધનિક, તેમ જ ઉદાર, વેપારી દ્વારા સાહિત્ય-પ્રવૃત્તિનું બીજ ન્યૂયૉર્ક શહેરના પરિસરમાં રોપાયેલું એને પણ આજે અઢાર વર્ષ થઈ ગયાં. આપણાં ભાષા અને સાહિત્ય અહીં ફેલાવવાના-ટકાવવાના વિચારથી જે શરૂ થયું એને પછી એક આકાર આપવામાં આવ્યો, સંસ્થા તરીકેનું સ્વરૂપ કંડારવામાં આવ્યું, ને એને 'ગુજરાતી લિટરરી અકાદમી ઑફ નૉર્થ અમેરિકા'નું નામાભિધાન પ્રાપ્ત થયું. ઉત્તર અમેરિકા કહેતાં એ ખંડ – યુ.એસ.એ. અને કેનેડા-નું સૂચન થાય, એ ઉદ્દેશ રહેલો છે.

આ અકાદમીના ઉપક્રમે ગુજરાતમાંથી ઘણા અગ્રગણ્ય સાહિત્યકારોને આમંત્રણ અપાયાં છે, અને અહીંનાં બાર-પંદર શહેરોમાં કાર્યક્રમો યોજાતા રહ્યા છે. સર્વ શ્રી મનુભાઈ અને વિજયાબહેન પંચોળી, ઉમાશંકર જોશી, હરીન્દ્ર દવે, નિરંજન ભગત, ભગવતીકુમાર શર્મા, મકરન્દ દવે અને કુન્દનિકા કાપડિયા, ચિનુ મોદી, રઘુવીર ચૌધરી ઇત્યાદિ સર્જકોનો લાભ અહીંના સાહિત્ય-પ્રેમીઓને મળ્યો છે. ગયા વર્ષે ચૂંટણી થતાં જે નવી કારોબારીએ અકાદમીનું સુકાન હાથમાં લીધું, એના પ્રમુખ રામ ગઢવીના મનમાં તો ખૂબ મોટી ઇચ્છા હતી– બે-ત્રણ કલાકના વાર્તાલાપો અને કાવ્ય-પઠનો જ નહીં, પણ ત્રણ દિવસનું એક સાહિત્યસંમેલન ભરવાની.

એ પ્રસંગે ઉપસ્થિત રહેવા લાભશંકર ઠાકર અને સિતાંશુ યશશ્ચંદ્રને સાદર આમંત્રણ અપાયાં. સંમેલન માટેની અનેકવિધ તૈયારીઓમાં પાંચ-છ મહિના નીકળી ગયા. નિયત થયેલા શુક્ર, શનિ, રવિ દરમ્યાન સર્વત્ર સામાજિક અને ધાર્મિક કાર્યક્રમોનો પાર નહીં. કેટલી સંખ્યા થશે એનો અંદાજ લગભગ છેલ્લી ઘડી સુધી આવે નહીં. ખર્ચો તો અનેક-હજાર ડૉલરમાં થવાનો હતો. ફંડ ઉઘરાવવા પાછળ ઘણી મહેનત કરાઈ હતી, છતાં સાડા ત્રણ સો જણ થાય તો જ કદાચ સરભર થાય એમ હતું. એટલી સંખ્યા થશે? નહીં થાય? – કરતાં એ દિવસો આવી લાગ્યા. એક મહત્ત્વાકાંક્ષા મૂર્તિમંત બની, અને અમેરિકામાંનું સર્વપ્રથમ ગુજરાતી સાહિત્ય સંમેલન શરૂ થયું.

ઘણા વિચારપૂર્વક ઘડવામાં આવેલા સંમેલનની કાર્યક્રમ-સૂચિમાં – રજિસ્ટ્રેશન, મિલન અને ભોજન પછી – સૌથી પ્રથમ દિવસે, પ્રથમ કલાક ગોષ્ઠિ માટે રાખવામાં આવેલો. સંમેલનના ત્રણ મુખ્ય મહેમાન-સર્જકો સર્વશ્રી લાભશંકર ઠાકર, સિતાંશુ યશશ્ચંદ્ર અને મધુ રાય સાથે વાતચીતની, પ્રશ્નોત્તરની તક શ્રોતાઓને મળે એ ઉદ્દેશથી એ સમયને 'ગોષ્ઠિ'નું નામ આપેલું. સંચાલન અકાદમીનાં ઉપ-પ્રમુખ તરીકે મારે કરવાનું હતું. આવા સાહિત્યક્ષેત્રના મહારથીઓની વાતોનો દોર હાથમાં રાખવાની મારી ક્ષમતા ક્યાંથી, પણ શ્રોતાઓને જરા સહેલું પડે ખરું – જો કોઈ મધ્યસ્થ હોય તો. પ્રમુખની ઇચ્છા કે અપેક્ષા હળવાશ માટેની હતી : અમેરિકામાં શું ગમ્યું, એ જમવાનું કેવું લાગ્યું? ખરેખર તો, આવા સર્જકો પાસે આવી અપેક્ષા જ અસ્થાને ગણાય, પણ એ દ્વારા કદાચ અહીં વસતા સમાજ (આપણા)ની જરૂરિયાતનો ખ્યાલ મળે છે. હળવાશ ને રમૂજની જરૂર.

સંચાલક માટે તો કેવી મુસીબત–ને જ્યારે આ સાહિત્યકારો સર્જનનાં કોઈ પણ પાસાં વિશે વાત કરવા તૈયાર હતા ત્યારે મેં એકએક પ્રશ્ન જરૂર પૂછવા ધારેલો,

પણ એ શક્ય ના બન્યું. શ્રોતાઓમાંથી અમુક સ્ત્રી-પાત્રો વિષે અને સાહિત્યને લોકાભિમુખ બનાવવા માટે શા પ્રયત્નો થઈ રહ્યા છે જેવા પ્રશ્નો પુછાયા હતા. એકંદરે એ સમય ઘણો સારો જ ગયો હતો.

આ પછી સુગમ સંગીતની રજૂઆત, અમદાવાદથી આવેલી સુપ્રસિદ્ધ ગાયકત્રિપુટી શ્યામલ, સૌમિલ અને આરતી મુનશીએ કરેલી. તબલાં પર સાથ મનીષી રાવળે આપેલો. કેવળ મનોરંજન નહીં, પણ સાહિત્યિકતા પર ભાર મૂકતી, ગુજરાતી ભાષાની સુંદરમાં સુંદર, કવિત્વ-સભર કૃતિઓની પસંદગી કરવામાં આવેલી. નરસિંહ અને મેઘાણીથી શરૂ થઈ, રાજેન્દ્ર શુક્લ અને ચંદ્રકાન્ત શેઠને યાદ કરી, જગદીશ જોષી અને રાવજી પટેલની રચનાઓ સુધી એ સંગીત-રાત્રી ચાલેલી. અઢી કલાક જેટલા ગાળામાં આપણા ઉત્તમ કવિઓનાં ગીત અને ગઝલો શ્રોતાઓએ માણ્યાં. આ હતું શ્રાવ્ય રીતે રજૂ થયેલું આપણું સાહિત્ય.

બીજો દિવસ તે શનિવાર. સવારના નાસ્તા પછી દસેક વાગ્યે શરૂ થયેલો બહુવિધ કાર્યક્રમ રાતે સવા-દોઢ વાગ્યે, સાહિત્યને નાટકના દૃષ્ટ સ્વરૂપે રજૂ કરતાં, સમાપ્ત થયો. સંમેલનના પ્રારંભે કવિ ઉમાશંકરે લખેલું, આપણું પ્રાંત-ગીત કહી શકાય તેવું–

*"મળતાં મળી ગઈ મોંઘેરી ગુજરાત,*
*ગુજરાત મોરી મોરી રે..."*

ગીત મુનશી-દંપતીએ ગાયું. પછી દીપ પ્રગટાવી અતિથિ-વિશેષ ડૉ. ધીરુભાઈ પરીખે વિધિસર સંમેલનનું ઉદ્ઘાટન કર્યું. અમારા સદ્ભાગ્યે એમણે અમારી વિનંતીનું માન રાખ્યું. એમણે કહ્યું કે "સ્થળ-વિશેષ અમેરિકા છે, પણ વાતાવરણ– વિશેષ ગુજરાતી છે, ને અહીં ગુજરાત મ્હૉરી મ્હૉરી છે. જેને લખવું છે તેને ભૂગોળ નડતી નથી, પણ લોક-ભોગ્યતાના નામે સાહિત્યને નીચું ના જ પડાય." કળાના સર્જન વિષે એમણે ઘણી પ્રેરણાત્મક વાતો કરી, અને સમાપન કરતાં કહ્યું કે "કલાનું કામ તે નિજત્વ અને સર્વત્વનું રક્ષણ છે."

કારોબારીના સભ્ય અશોક મેઘાણીએ પ્રાસંગિક ઉદ્બોધન કરવા આમંત્રેલા, બસોથી માંડીને ચાર હજાર માઈલ દૂરથી આવેલા પાંચેક સાહિત્યોત્સાહીઓની ટૂંકમાં ઓળખાણ આપી. એ દરેકે અકાદમીના કાર્યને વધાવ્યું, અને પોતપોતાનાં શહેરોમાં થતા ગુજરાતી સાહિત્ય-વિષયક પ્રયત્નોનો ચિતાર આપ્યો.

ત્રણ મહેમાન-સર્જકો સંમેલનની મુખ્ય ત્રણ બેઠકોના અધ્યક્ષસ્થાને હતા. 'નાટ્ય-સંવાદ'ની પ્રથમ બેઠક શરૂ કરતાં લાભશંકર ઠાકરે કહ્યું કે "સ્વને પામવા સર્જક જે અનેક સ્વરૂપો સર્જે છે તેમાંનું એક નાટક છે. આજનો માણસ સંવાદ ગુમાવી બેઠો છે, ને એની શોધના પ્રયત્નો આપણે ચાલુ રાખવાના છે." સહયોગમાં પાંચ જાણીતા નાટ્યકારો હતા, ને એ દરેકે પોતપોતાના આગવા વ્યક્તિત્વ પ્રમાણે સચોટ વાતો રમતી મૂકી : સિતાંશુ યશશ્ચંદ્ર – "ખીચોખીચ ભાષા લઈ, એને ઝીણવટથી કંડારીને એની અંદર જગ્યા ઊભી કરો – જે નવું નાટક હશે." મધુ રાય – "નેવું ટકા નાટક પ્રેક્ષકના મનમાં પહેલેથી જ હોય છે; બાકીનું દસ ટકા જ એને માટે નવું હોય છે." ડૉ. જયંતી પટેલ – "જીવનના વહેણમાં પાત્રો બદલાતાં રહે છે, પણ પ્રવાહ એનો એ જ રહે છે." તારક મહેતા – "ગુજરાતમાં રંગભૂમિ છે જ નહીં. મુંબઈમાં જરૂર છે – ગુજરાતી અને એથીયે વધારે, મરાઠી." ચંદ્રકાંત શાહ – "ગુજરાતી નાટક ક્ષેત્રે નવી દિશા ખૂલી રહી છે, ને એ વધારે વિકાસ જરૂર પામશે."

ત્રણેય મહેમાન-સર્જકોનાં નાટકમાંથી એક એક દૃશ્યનું પઠન સ્થાનિક કળાકારોએ કર્યું હતું, જે કદાચ જોઈએ એટલું અસરકારક કે રસપ્રદ નહોતું લાગ્યું. ગુજરાતના મુખ્ય મંત્રી કેશુભાઈ પટેલ તરફથી મોકલાવાયેલો શુભેચ્છાનો ફેક્સ-સંદેશો પ્રમુખે વાંચ્યો હતો. આ પછી બીજી બેઠક 'કાવ્યકલાપ' શરૂ થઈ હતી.

અધ્યક્ષ-સ્થાનેથી સિતાંશુ યશશ્ચંદ્રનું કહેવું હતું કે "કવિતાની સફર સાહસ-સફર છે. એના સર્જનમાં પીડા છે, જેને પછી કવિતા પોતે જ આનંદમાં ફેરવી પણ આપે છે. અસ્મિતાથી અસ્તિતા સુધી જતી એ સફર છે. એ કેવળ શોધ છે – લોકેષણાથી મુક્ત એવી એ પ્રવૃત્તિ છે."

સહયોગમાં ફરીથી પાંચ જાણીતા કવિઓ, તથા ભૂતપૂર્વ અધ્યાપક શ્રી મધુસૂદન કાપડિયા હતા. લા.ઠા. – "પહેલી પંક્તિ અનાયાસે આવે છે, ને પછી એ જ મને આગળ દોરી જાય છે. ક્રીડા કરતો કરતો,

લીલયા હું આગળ વધું છું.'' ડૉ. સુમન શાહ – ''કવિતા પાસે કોઈ અપેક્ષા ના રખાય. એ અર્થ જાણવાની નહીં, અનુભવવાની વસ્તુ છે.'' આદિલ મન્સૂરી – ''કવિતા તે પોતાના સુધી જવાની વાત છે.'' મધુસૂદન કાપડિયા – ''કવિતાનું સંવનન કરવું પડે, તો હૃદય ખૂલે, ને એને પામી શકીએ.'' ધીરુભાઈ પરીખ – ''કવિતાનો અવાજ એટલે શું? એનો લય, એમાંનું કલ્પન.'' મધુ રાયે 'હાર્મોનિકા' નામના, શબ્દોની રમત માટે લખાતા પ્રકારની વાત કરી, એવી એક પોતાની કૃતિ વાંચી હતી.

ચારેક સ્થાનિક કવિઓ પોતાની કવિતા અથવા પોતાને ગમતી કવિતા વિષે બે-ચાર બે-ચાર મિનિટો બોલેલા. આ સંમેલનમાં અકાદમીનો ઉપક્રમ એ રહ્યો છે કે ગુજરાતી સમાજમાં સાહિત્ય પ્રત્યે રસ વધે, તેમ જ સ્થાનિક સર્જકોને પણ અભિવ્યક્તિનો સુયોગ મળે. આ જ ઉદ્દેશથી, સ્થાનિક લેખકોએ લખેલી મૌલિક ટૂંકી વાર્તાની સ્પર્ધા પણ રાખેલી. કુલ અઢાર વાર્તાઓમાંથી મહેમાન-સર્જકોએ ત્રણ પસંદ કરેલી. પસંદગીનાં કારણ અને વાર્તાઓની શૈલી, કથાનક વગેરે વિષે થોડી સમજૂતી આપી હોત તો સારું થાત, કારણ કે એમના નિર્ણય સાથે સંમત થવું સહેલું ન હતું.

સંમેલનની ત્રીજી બેઠક 'વાર્તા-વિશેષ'ના અધ્યક્ષ મધુ રાયે જણાવ્યું કે ''વાર્તાકાર છરા ફેંકે છે વિષયવસ્તુની આસપાસ, જે સ્થિર ઊભું છે. છરાથી આકાર બને છે, પછી વિષયવસ્તુ બહાર નીકળી જાય છે. બચે છે ફક્ત આકાર... કોઈ પણ કૃતિ અંતે તો તમને જે લાગે તે જ છે.'' એમના સહયોગમાં ત્રણ વક્તાઓ હતા, પણ કશું જામ્યું નહીં. સુરેશ જોષીના નામ કે એમના પરંપરાભંજક કામનો ઉલ્લેખ પણ થયો નહીં, એમની બૌદ્ધિક છત્રછાયા પામેલા સર્જકો દ્વારા પણ નહીં. અલબત્ત, શ્રોતાગણનો મહદ્ અંશ એ સભાનતાથી પર રહ્યો. અધ્યક્ષ જરૂર સભાન હતા, પણ કશું થઈ ના શક્યું. સમય ઓછો, ને વક્તા ઝાઝા હતા.

રવિવારે સવારે રાખેલી જાહેર વાર્ષિક સભામાં અમારી એક વર્ષ તાજી કારોબારીએ આર્થિક હેવાલ આપ્યો, પ્રવૃત્તિની ઝાંખી આપી, અને શ્રોતાઓના પ્રશ્નોના યથોચિત જવાબ આપ્યા. મુખ્યત્વે એ ઇચ્છા પ્રદર્શિત થઈ કે અકાદમીનાં પેટા-કેન્દ્ર અમેરિકા ને કેનેડામાં અન્યત્ર ખૂલવાં જોઈએ, તેમ જ કેવળ પૂર્વ કિનારાનાં જ નહીં, પણ દૂર રહેતાં સભ્યોને પણ નિર્ણય-પ્રક્રિયામાં જોડાવા દેવાં જોઈએ. આ ઇચ્છાઓ પૂરી થવી લાગે છે તેટલી સહેલી નથી. અહીંનાં બહુ લાંબાં અંતર, ખર્ચાળ મુસાફરીઓ, અને સાહિત્યમાં ઊંડો રસ ને સમજણ ધરાવનારાંની સંખ્યા– આ બધા પ્રત્યે વાસ્તવિક ખ્યાલ રાખીને જ આગળ વધી શકાય, અને વિકાસની આશા સેવી શકાય.

શ્રોતાઓ સાવ ઓછા આવે છે, એવું પણ નથી. લગભગ દરેક કાર્યક્રમમાં પચાસથી એક સો શ્રોતા-સંખ્યાની અપેક્ષા રાખી શકાય – ને આ તો વ્યાખ્યાન કે કાવ્ય-વાચનમાં. સંગીત અને નાટકનાં અનુષ્ઠાનોમાં આંકડો અઢી સો-ત્રણ સો સુધી પણ પહોંચે. અમેરિકામાં યોજાયેલા આ પ્રથમ સાહિત્યસંમેલનમાં ત્રણ સો-સવા ત્રણ સોની હાજરી તો થઈ જ હતી, પણ તે ઘણા શ્રમ પછી. એ બધાંએ જે રીતે વિવિધ બેઠકો ને કાર્યક્રમો માણ્યાં, તે પરથી અનુમાન કરી શકાય કે દ્વિતીય સાહિત્ય-સંમેલનમાં સંખ્યા ઘણી વધશે.

શનિવારે રાતે ત્રણ નાટક સ્થાનિક કળાકારોએ ભજવેલાં – લા.ઠા.નું 'બાથટબમાં માછલી', સિતાંશુ યશશ્ચંદ્રનું 'આ માણસ મદ્રાસી લાગે છે', અને સ્થાનિક નાટ્ય-લેખક ડૉ. આર.પી. શાહનું 'મારી નિગાર સુલતાના''. રાતે દોઢ વાગ્યા સુધી સર્જનાત્મક ઊર્જાના તણખા ઊડતા રહ્યા હતા. રવિવારે સંમેલનનો અંતિમ કાર્યક્રમ સ્થાનિક કવિઓ દ્વારા કવિતા-પઠનનો હતો. સિતાંશુભાઈએ સંચાલન અત્યંત સહૃદયતા અને ધૈર્યપૂર્વક કર્યું. અહીંના કાચા-પાકા, આશાસ્પદ ને અનુભવી, પ્રારંભિક ને પ્રગલ્ભ કાવ્યકર્મીઓને શ્રોતાઓ પણ દાદ આપતા રહ્યા. એ બધાં દેશાંતરવાસીઓના મનમાં ગુજરાત ખીલી ગયું હતું, સંતોષ ને ઉત્સાહનો ભાવ સર્વોપરી હતો.

અમારા ત્રણેય મહેમાન-સાહિત્યકારો વર્ષો પહેલાં ચીલાચાલુ બધું જ છોડી, પોતપોતાના સુવિશિષ્ટ નવા રસ્તાઓ શોધી એ તરફ વળી ગયા. સાથે સાથે ગુજરાતી સાહિત્યને એ તરફ વાળતા ગયા. શક્ય છે કે એમની શુભેચ્છાથી અમેરિકામાંની આ સાહિત્ય અકાદમી પણ નવા ચીલા પાડવામાં સફળ થાય. □

# કાગડાનો માળો

**જશવંતી દવે**

એ અમલના લગ્નનો દિવસ હતો. અમલ અને અપરા પરણી રહ્યાં હતાં. એ પ્રસંગ ઊજવવા તેમનાં બધાં મિત્રો ભેગાં મળ્યાં હતાં. ચારેબાજુ આનંદ-ઉત્સવનું વાતાવરણ હતું. છતાં બધાંને એક વાતનું આશ્ચર્ય તો હતું જ. આ બે વિરોધી ધ્રુવો એકબીજા પ્રત્યે આકર્ષાયાં કેવી રીતે? અમલ અને અપરા ઘણા સમયથી એકબીજાનાં મિત્રો હતાં એ તો સૌ જાણતાં હતાં. પણ કોઈનેય કલ્પના સુધ્ધાં નહોતી કે આ મૈત્રી છેવટે લગ્નમાં પરિણમશે. કારણ, બન્નેનું વ્યક્તિત્વ એકબીજાથી તદ્દન વિરોધી જ હતું. અમલ નિષ્ઠાપૂર્ણ, વાસ્તવિક અને પરંપરાગત દૃષ્ટિકોણ ધરાવતો હતો. જ્યારે અપરા બહિર્મુખ, ભૌતિકવાદી અને પાશ્ચાત્ય ઢબે રંગાયેલી હતી. પણ કહેવાય છે ને Marriages are made in heaven ? અને એટલે આ બન્ને પરણ્યાં. બધાંએ તેઓ સુખી થાય એવી પ્રાર્થના કરી અને લગ્નની ઉજવણીમાં ભાગ લીધો.

અમલનાં માતાપિતા અને અપરાનાં માતાપિતા મિત્રો હતાં. એ લોકો એકબીજાની બહુ નજીક રહેતાં હતાં. અને પ્રસંગોમાં, પાર્ટીઓમાં એકબીજાને મળતાં, એકબીજાને ઘરે જતાં. ત્યારે અમલ અને અપરા નાનાં હતાં. એ લોકો પણ મળતાં અને એકબીજા સાથે રમતાં. પણ તેમની વચ્ચે હળવી મજાકો કરવા પૂરતો જ સંબંધ હતો.

અમલનાં માતાપિતા થોડાં રૂઢિવાદી અને પ્રણાલિકાગત જીવનસરણી પસંદ કરનારાં હતાં. અર્થાત્ 'Simple living and high thinking' પ્રકારનાં હતાં એ લોક. એટલે અમલનો ઉછેર, શાળાશિક્ષણ વગેરે પણ તેમની વિચારસરણી અનુસાર થયાં હતાં. એને ગુજરાતી માધ્યમની શાળામાં મૂકવામાં આવ્યો હતો. અને એનાં ચારિત્ર્ય અને વ્યક્તિત્વનું ઘડતર પ્રશિષ્ટ રીતે કરવામાં આવ્યું હતું.

અપરાનાં માતાપિતા એવાં કંઈ શ્રીમંત નહોતાં, છતાં જીવનમાં પ્રાપ્ત થતા બધા ભોગ-ઉપભોગ તેમને માણવા ગમતા. 'Eat, drink and be merry' પ્રકારના એ જીવો હતા. એમને ખાસ કોઈ વિધિ-નિષેધો નહોતા. એટલે અપરા એકદમ મૉડર્ન ઢબે ઊછરી હતી. એ હવા જેવી મુક્ત હતી. અમલ અંતર્મુખ હતો, તો અપરા આકાશમાં વિહાર કરનારી હતી.

*

અમલ અને અપરા બન્ને પોતપોતાની રીતે પોતપોતાનાં ક્ષેત્રોમાં વ્યસ્ત હતાં. પાર્ટીઓ અને પ્રસંગો સિવાય એકબીજાને ભાગ્યે જ મળતાં. હા, એમનાં માતાપિતા નિયમિત મળતાં રહેતાં. એ લોકો ધીરે ધીરે એકબીજાની વધુ ને વધુ નજીક આવતાં ગયાં અને પોતાનાં સંતાનોનાં એકબીજા સાથે લગ્ન કરીને પોતાની મૈત્રીના આ બંધનને મજબૂત બનાવવાનું તેમણે નક્કી કરી પણ લીધું. અને આમ અમલ અને અપરા પરણ્યાં.

લગ્નસમારંભ પતી ગયો. વધૂએ શ્વસુરગૃહે પ્રવેશ કર્યો. પરંપરાગત રીતરસમો અનુસાર ઘરમાં તેનું સ્વાગત કરવામાં આવ્યું. અપરાને આ બધું બહુ પસંદ નહોતું, પણ એણે જેમતેમ કરીને પોતાની જાત પર સંયમ રાખ્યો. છતાં Face is the index of mind એટલે અમલે એની નોંધ તો લીધી જ. એ એક શબ્દ પણ બોલ્યો નહિ. મનોમન ગુસ્સાથી લાલપીળી થતી અપરાએ પોતાની રૂમમાં પ્રવેશ કર્યો. અમલ શાંત અને સ્વસ્થ હતો.

લગ્નની રાત કોઈ અનુચિત ઘટના વિના પસાર થઈ ગઈ.

સમય વીતતો ગયો અને અમલ-અપરાને ત્યાં દીકરો જન્મ્યો — ઊર્જિત.

*

"અમલ! પછી તેં મારી latest proposal બાબત શું નક્કી કર્યું? આપણે અઠવાડિયામાં તો

જણાવી દેવાનું છે?" એક દિવસ અપરાએ અમલને પૂછ્યું.

"કઈ proposal, અપુ? મને તો કંઈ યાદ નથી."

"તે શેની યાદ હોય? અને શા માટે યાદ હોય? આમે તને મારી કોઈ પણ વાતમાં કે મારા કોઈ પણ કામમાં ક્યારેય interest હોય છે ખરો? તું તારી મા સિવાય કોઈને ઓળખે છે?" અપરા ગુસ્સે થઈ.

"એવું નથી, અપુ! ઑફિસના કામકાજમાં હું એટલો બધો ડૂબેલો રહું છે ને કે બીજું કંઈ યાદ જ આવતું નથી." અમલે અપરાને ટાઢી પાડતાં કહ્યું. "આજે આ મીટિંગ ને કાલે પેલી મીટિંગ. વળી આ બહારગામના આંટાફેરાથી તો હું એવો તંગ આવી ગયો છું કે બિચારાં મમ્મી-પપ્પા પાસે બેસીને થોડી વાર શાંતિથી વાત પણ કરી શકતો નથી." અમલે અપરા સાથે નજર મેળવવાનો પ્રયત્ન કર્યો. એ બહાર એક કાગડાને જોઈ રહી હતી.

"Thank God" અમલે કહ્યું, "કે ઊર્જિતને રમાડવા-ભણાવવાની બધી જવાબદારી મમ્મીએ જ ઉપાડી લીધી છે. નહિ તો એ બિચારા છોકરાને લાગત કે મારી તો કોઈને પડી જ નથી."

"એટલે આખી વાતમાંથી મારો તો સાવ કાંકરો જ નીકળી ગયો છે, નહિ? તું અને તારાં મમ્મી-પપ્પા અને તારો ઊર્જિત! જાણે મારું તો આ ઘરમાં અસ્તિત્વ જ નથી. પણ સાંભળી લે કાન ખોલીને! હવે હદ થઈ ગઈ છે. આવું બધું હવે વધારે વખત નહિ ચાલે." અપરા સહેજ અટકી. તેણે અમલ તરફ નજર કરી. અમલના ચહેરા પર મૂંઝવણ સ્પષ્ટ તરી આવી.

થોડી વાર પછી અપરા ધીરે ધીરે પણ મક્કમતાથી બોલી :

"અંધેરી-વરસોવામાં હું એક fantanstic flat જોઈ આવી છું. મારા તરફથી તો final જ છે. ફક્ત તારે જ જોવાનો બાકી છે. તું જોઈને Okay કરી લે એટલે આપણે બને તેટલાં જલદી એ ફ્લૅટમાં રહેવા જતાં રહીએ."

"પણ, અપુ! અંધેરી કેટલું દૂર છે? આખી જિંદગી જે લોકો Proper Bombayમાં રહ્યાં હોય તેમને પરામાં કેવી રીતે ફાવે?" અમલે દલીલ કરી.

"તે તારાં મા-બાપ ત્યાં રહેવા જવાનાં નથી. એ લોકો તો અહીં જ રહેશે. ફક્ત આપણે જ ત્રણ જણાં અંધેરી જવાનાં છીએ. હા, અવારનવાર આપણે તેમની ખબર કાઢવા આવીશું."

"તું શું બોલે છે એનું તને ભાન છે ખરું, અપરા? તું શું એમ ઇચ્છે છે કે આ ઉંમરે વૃદ્ધાવસ્થાને આરે આવેલાં મારાં માબાપને હું છોડી દઉં? ના, ના, એવું તો હું નહિ જ કરી શકું. તને ખબર છે? એ લોકોએ પેટે પાટા બાંધીને મને ઉછેર્યો છે, ભણાવ્યો છે. એમને પ્રતાપે જ આજે હું આ ઊંચો હોદ્દો ભોગવી રહ્યો છું. ના, એ અશક્ય છે."

"એવું હતું તો તારે તારાં માબાપને વળગીને જ રહેવું હતું. લગ્ન નહોતાં કરવાં મારી સાથે! તને એ બુઢ્ઢાંઓની જ પડી છે? મારી તને કંઈ પડી જ નથી? પણ હું કંઈ જડ ફર્નિચર નથી. મારે પણ મારાં ગમા, અણગમા, ઇચ્છા, આકાંક્ષા હોય કે નહિ? હું કંઈ આખી જિંદગી આ બુઢ્ઢાંઓની સેવા કરવામાં પૂરી કરવાની નથી."

"Stop that nonsense, Apara! તેં શું સેવા કરી મારાં માબાપની, કહે તો ખરી! મારાં માબાપ તો ઠીક, આ તારા છોકરાની સામું જોવાનો પણ તને ટાઈમ છે? તું તારાં મિત્રો અને પાર્ટીઓ અને શૉપિંગમાં જ વ્યસ્ત હોય છે. અને કોઈ ને કોઈ બહાને બહાર રખડતી હોય છે. અને હા, આપણે જો અંધેરી રહેવા જઈશું તો આ ઊર્જિતનું ધ્યાન કોણ રાખશે, નોકરો કે આયા?" અમલે પિત્તો ગુમાવ્યો.

એટલામાં ઊર્જિત તેમની રૂમમાં આવ્યો. એણે 'અંધેરી' શબ્દ સાંભળ્યો હતો, એટલે એ બોલ્યો, "મમ્મી! તું અને ડેડી અંધેરી જાવ છો? ભલે જાવ. હું તો મોટાં મમ્મી પાસે રહીશ. તને ખબર છે! એમણે મને એટલી સરસ વાર્તા કહી હતી રામાયણની. મને ખૂબ જ મજા આવી. આજે રાત્રે મોટાં મમ્મી મને બીજી વાર્તા કહેવાનાં છે. હમણાં છે ને તે હું દાદાજી સાથે રમવા જાઉં છું. દાદાજી મને બહુ સરસ games શિખવાડે છે."

"હા, હા. જા, સાંભળ રામાયણની વાર્તા અને જા પાંચ હજાર વર્ષ પાછળ! આજે પ્રગતિનો યુગ છે.

લોકો કૂદકે ને ભૂસકે આગળ વધે છે અને તને પાંચ હજાર વર્ષ પાછળ જવાના પાઠ ભણાવવામાં આવે છે?" અપરાએ તિરસ્કારથી કહ્યું.

"અપરા, તું ખરેખર મહાન છે! તેં શું કહ્યું, રામાયણની વાત પાંચ હજાર વર્ષ પાછળ લઈ જાય છે? તું સમજતી નથી કે રામાયણમાં પ્રસ્તુત કરવામાં આવેલાં જીવનમૂલ્યો અને આદર્શો આપણા આજના તથાકથિત સુશિક્ષિત સમાજે અભરાઈ પર ચડાવી દીધા છે ને એટલે જ આજે કુટુંબસંસ્થા વિચ્છિન્ન થઈ ગઈ છે. ચારેબાજુ અરાજકતા અને હતાશાનું વાતાવરણ નજરે પડે છે. આપણે ભલે ૨૧મી સદીમાં પ્રવેશ કરવાનું અભિમાન કરતાં હોઈએ, પણ એનાથી સમાજમાં માનવીય મૂલ્યોનું સ્તર ઊંચું જવાનું નથી. પાંચ હજાર વર્ષ જૂના રામાયણમાં વર્ણવેલાં આદર્શો અને મૂલ્યો અપનાવીને જ કદાચ એમ કરી શકાય."

"મમ્મી! તું મોટાં મમ્મી સાથે કેમ બોલતી નથી? એ બહુ સારાં છે. તને પણ એ રામાયણની સરસ વાર્તા કહેશે, મને કહે છે ને એમ!" ઊર્જિતે ભોળા ભાવે કહ્યું.

"બાપ તેવો બેટો. આ ચાંપલો પણ મોટાં મમ્મી અને દાદાજી સિવાય કોઈને – મને ઓળખતો જ નથી." અપરાએ હતાશાથી કહ્યું.

"તે ન જ ઓળખે ને?" અમલે કહ્યું, "બાળકો વહાલનાં ભૂખ્યાં હોય છે. એમનો પ્રેમ મેળવવો હોય તો પહેલાં પ્રેમ આપવો પડે છે, સમજી! બહારથી રખડી રઝળીને આવ્યા પછી રમકડાં અને ચૉકલેટોની લાંચ આપવાથી બાળકો નથી રીઝતાં."

"બસ બસ, મારે તારો ઉપદેશ નથી સાંભળવો. બે દિવસમાં મને તારો સ્પષ્ટ જવાબ જોઈએ, હા કે ના. બીજી કોઈ ભાષણબાજી નહિ જોઈએ."

"બે દિવસ પછી શા માટે? મારો જવાબ અત્યારે જ તૈયાર છે. મમ્મી-પપ્પાને એકલાં છોડીને મારે ક્યાંય જવું નથી." અમલે સ્પષ્ટ કહી દીધું.

"અચ્છા, તો મારો નિર્ણય પણ સાંભળી લે. હું જઈશ. I will go in for divorce. મારી જિંદગી હું મારી રીતે જ જીવીશ. ઊર્જિતને લઈને હું અહીંથી જતી રહીશ."

"ના, અપરા, એવું શું બોલે છે? તું તારી સાથે ઊર્જિતને નહિ લઈ જઈ શકે. તું કેમ સમજતી નથી! તું એને લઈ જશે તો મારાં માબાપનું શું થશે? તેઓ કેવી રીતે જીવશે? ઊર્જિત તો એમનું સર્વસ્વ છે. અને જો આપણે એમને આ અવસ્થાએ છોડીને જતાં રહીએ તો આપણી માણસાઈ લાજે. મારે તો એ બન્નેની જરૂર છે. બિઝનેસમાં મને પપ્પાની સલાહની જરૂર છે અને મમ્મી તને ઘરનાં કામકાજમાં અને બીજી બાબતોમાં કેટલાં મદદરૂપ થાય છે?" અમલે આજીજીપૂર્વક કહ્યું.

"એ જ તો પ્રૉબ્લેમ છે! મને કોઈની સલાહની કે મદદની જરૂર નથી. મને મારી રીતે જીવવું છે. કોઈની દખલગીરી જોઈતી નથી." અપરાએ નિષ્ઠુરપણે કહી દીધું.

"તો ભલે તારે જવું જ હોય તો જા, પણ મારા ઊર્જિતને તું તારી સાથે નહિ લઈ જઈ શકે. એ અહીં મારી સાથે જ રહેશે."

"તેં શું કહ્યું? તારો ઊર્જિત! કોણે કહ્યું કે ઊર્જિત તારો છે? તું પેલા બેવકૂફ કાગડા જેવો છે. પોતાના માળામાં રહેલાં ઈંડાંને એ પોતાનાં જ સમજ્યા કરે છે. એને ખબર નથી કે એમાં કોયલનાં ઈંડાં છે."

"આ તું શું કહે છે, અપરા? ઊર્જિત મારો દીકરો નથી. તું આટલી અધમ હોઈશ એની મને સ્વપ્ને પણ કલ્પના નહોતી. જેનો જન્મ થતાં ઘર આખું હરખથી પાગલ થઈ ગયું, જેના સ્મિતના એક કિરણથી ઘરમાં રોનક પથરાઈ ગઈ હતી, જેની કાલીઘેલી બોલી સાંભળી જીવનની ધન્યતા અનુભવી હતી, મમ્મી-પપ્પાના આનંદની કોઈ સીમા નહોતી એ ઊર્જિત શું મારો દીકરો નથી?" અમલ તદ્દન હતાશ થઈ વ્યથિત સ્વરે બોલ્યો.

પછી એ થોડું અટક્યો, બારી પાસે ગયો. એણે ક્ષિતિજમાં નજર કરી અને મંદસ્વરે કહ્યું :

"મેં અને મારાં માતાપિતાએ શાં શાં સ્વપ્નો સેવ્યાં હતાં ઊર્જિત માટે. અમે વિચાર્યું હતું કે ઊર્જિતને સારામાં સારું શિક્ષણ આપીશું, એનામાં ઉચ્ચ સંસ્કારોનું સિંચન કરીશું, જેથી એ કુટુંબને અને દેશને તો ઉજાળે જ, પણ આખા જગતને એને માટે ગર્વ થાય. અમારું આ સ્વપ્ન સિદ્ધ કરવા માટે હું બધું જ કરી

છૂટીશ. મારાં માતાપિતાનો એમાં મને પૂરો સહકાર મળી રહેશે. આ બધું તું એક ઝાટકે મિથ્યા કરી દેવા માગે છે? તો સાંભળી લે મારો નિશ્ચય! તારી મેલી મુરાદ હું બર નહિ જ આવવા દઉં. ઊર્જિત મારો જ છે અને મારો જ રહેશે. એ ભલે ગમે તેનાં લોહીમાંસનો અંશ હોય, પણ મેં અને મારાં માબાપે એનું જિગરના ટુકડાની જેમ જતન કર્યું છે. એનો દેહપિંડ ગમે તેનો હોય, એના ભાવપિંડનું નિર્માણ અમે જ કર્યું છે એ બાબત તો તું પણ નહિ નકારી શકે.''

અમલ હજી પણ ક્ષિતિજ તરફ મીટ માંડી રહ્યો હતો. આકાશમાં એક એકાકી પક્ષી ઊંચે ઊડી રહ્યું હતું.

''જા, હવે તારે અહીંથી જવું હોય તો. સ્વાર્થી અને સ્વચ્છંદી જીવનમાં સાથ આપનારા અનેક લેભાગુઓ તને મળી રહેશે.'' પોતાની આસપાસ ચાલી રહેલા આ કકળાટથી સુખપૂર્વક અનભિજ્ઞ ઊર્જિત દાદાજીએ લાવેલું રમકડું રમવામાં તલ્લીન હતો.

અપરા સ્તબ્ધ થઈ ગઈ. તિરાડ પડેલી અને પ્રદૂષણથી કાળી પડી ગયેલી ભીંત સામે જોતી એ દરવાજે ઊભી રહી.

□

**જડતું નથી**

*જડતું નથી એ ગીત જે ગાયું હતું હમણાં સુધી,*
*ફંફોસવા એને જવું પડશે હવે શમણાં સુધી.*

*આ ખેપમાં નીકળી ગયે વીતી ગયાં વરસો હતાં,*
*પણ આંખ ખૂલી તો હતા સ્મરણોની પરકમણા સુધી.*

*ઉત્તર તમે જે ગોપવ્યા'તા ઓષ્ઠદલમાં તે હજી*
*ખોળ્યા કરું ઉચ્છલ હવામાં ગંધની રમણા સુધી.*

*બાંધી તમે રાખી ઉગમણી પાળ, તમને ક્યાં ખબર?*
*રેલાઈ જાવું'તું અમારે આભ આથમણાં સુધી.*

*હર દિન ખરી જાતાં રહ્યાં આ પારિજાત-મનામણાં :*
*લઈ જાઓ કોઈ એમને રિસામણાં નમણાં સુધી.*

*ને એમ રાખી રૂહ્યા છીએ જીવનને તાજુંતમ અમે,*
*દુર્વાર વાસ્તવને પટાવી લઈ જતા ભમણા સુધી.*

*કેમે કર્યાં આ મખમલી વખ સ્હેજ ઊતરતાં નથી,*
*પ્રસરી ગયાં મહુવર બની જે ટેરવાં જમણાં સુધી.*

**ભાનુપ્રસાદ ત્રિવેદી**

**નંદિગ્રામ**

*કેવું અદ્‌ભુત નંદિગ્રામ.*
*નંદિ એટલે ભવ્ય સમૃદ્ધિ,*
*નંદી આનંદ-ધામ;*
*ભોળા શંભુનું વાહન નંદી*
*બળદાયક બલ-ધામ.* ૧

*ઋષભદેવનું લાંછન નંદી,*
*નંદી આગમ-નામ;*
*નંદી પંચ-શિખાનો દીવો*
*જ્ઞાન તણો અભિરામ.* ૨

*ઊઘડે પ્રકૃતિ કરીને અળગાં*
*વળગણ અહીં તમામ;*
*કમલ-પત્ર શો અલખ પુરુષ પણ*
*પામે હ્યાં આરામ.* ૩

*ખદ્યોતોની નર્તનલીલા,*
*મધુરું દાદુર-ગાન;*
*અંધકાર-મંડિત અજવાસે*
*સહજ સધાવે ધ્યાન.* ૪

*ઝરમર ઝરમર વાદળ વરસે,*
*હરસે વૃક્ષ તમામ;*
*મોર બપીહા કોયલ સહુ અહીં*
*વિલસે આઠો જામ.* ૫

*સહજ-સરોવરના કિનારે*
*ફુલ્લ-કમલ આ ધામ;*
*તસ મકરંદનું પાન કરંતાં*
*હરખ્યો આતમરામ.* ૬

**વિજયશીલ ચંદ્રસૂરિ**

**અજુ મુખોપાધ્યાય**
**અનુ. ધનવન્તી**

વર્ષે વર્ષે ફરવા જવાનો રિવાજ અમારો છે જ નહીં. જીવન હંમેશાં થાબડથીબડ કરી જેમતેમ ચલાવતો રહ્યો છું. સમજો કે એ શોખ જ નથી એ મારું સદ્ભાગ્ય. નહીં તો અકારણ એક અભાવના ભાવનો ભોગ બની રહેત.

ત્યારે, જ્યારે મારા લગ્નનાં બે વર્ષ પૂરાં થયાં, પિતાજીની તબિયત કાંઈક વધારે જ લથડી પડેલી. એમને ઘણા સમયથી ઘર કરી ગયેલી પેટની બીમારી. મારા પહેલા પુત્રનો જન્મ થયો ત્યારે માંદગી સારી એવી ઉગ્ર દેખાઈ. ત્યારપછી ઓછી થતી લાગી. પણ પછી ઝડપથી વધતી જ ગઈ. દાક્તર, દવા બધું તો હતું જ — પણ એ વિષે મને એવું જ લાગ્યા કરતું — મારો પુત્ર જેમ જેમ મોટો થશે, ઘૂંટણિયે પડશે, ચાલતાં શીખશે, તેમ તેમ પિતાજી પણ લાકડી ઠુકઠુકાવતા પ્રયાણ કરતા થશે એમના પંથના અંત ભણી. જોકે અમે પણ એમને અનુસરણ કરતાં જ હોઈશું. પણ તે બહુ સ્પષ્ટ રૂપે સમજાશે નહીં, ત્યારે.

પિતાજી પેટના રોગી. ઘણા વખત સુધી, ઓછામાં ઓછું બા હતાં ત્યાં સુધી, સંયમ-નિયમમાં દિવસો વીતી ગયા. પણ હવે દિવસ જાય છે. લોભ વધે છે. પિતાજી જમે, પથારી પકડે, સાજા થાય, પાછા ખાય. સમજતો હતો હું આ ચિહ્નો શેનાં છે. પણ અમારે હવે કરવાનું હતું જ શું?

અમારા લગ્નનાં બે વર્ષ પૂરાં થયાં, પિતાજીનું શરીર હાડપિંજર બની ગયું. દાક્તરે કહ્યું, થોડા દિવસ હવાફેરની ખાસ જરૂર છે. પત્ની સાથે મસલત કરી. દાક્તરે સૂચવેલા પહાડી પ્રદેશોમાંથી એક જગા પસંદ કરી જવાનું નક્કી થયું. આ બધું પૂજાઓથી પહેલાં. પૂજાની છુટ્ટી ઉપરાંત મહિનાએકની છુટ્ટી લીધી. સહકારી લોનભંડોળમાંથી પૈસા પણ મેળવ્યા. પિતાની માંદગી. પત્નીને પ્રવાસનો હર્ષ. મને હર્ષ અને ઉદ્વેગ, બન્ને. આથી પહેલાં અમે ઉલૂબેડિયા, કે માસીને ત્યાં કૃષ્ણનગર ફરવા ગયેલાં થોડા દિવસ માટે. પણ આટલે દૂ...ર... આ પહેલી જ વાર, આ પહેલો જ મોકો. પિતાજી પણ પ્રસન્ન દેખાયા. મારા મનમાં આશાનો અંકુર ફૂટ્યો. મેં ધાર્યું, આમ આનંદથી જ પિતાજી જરૂર સાજા થઈ જશે. આમ અંતરની અશાંતિને થાબડી સમજાવી બધાંએ આનંદ તરફ જ ઝુકાવ્યું.

પંદરેક દિવસ પસાર થયા, ખુશખુશાલ. પિતાજીની તબિયત પણ સુધરતી લાગી. પણ પછી ઠંડી વધી, વધતી ગઈ અને શરીર પણ એ જ ગતિએ બગડતું ગયું. પિતાજી હવે પથારીમાંથી ઊઠી પણ શકતા નથી. સૂતા સૂતા કોક વાર કણસે. સુષમા ગરમ પાણીની બૅગ એમના પેટ ઉપર દાબી પકડી રાખે. પીડા ત્યારે ઓછી લાગે. પણ પછી ખૂબ વધી જાય. પિતાજીની મુખાકૃતિ પર તીવ્ર વેદનાની રેખાઓ સ્પષ્ટ અંકાઈ જાય. એ રેખાઓ એમના મુખ પર, હું ઘણા સમયથી જોતો આવ્યો છું. પીડાઈને ચીસ પાડવાની એમની ટેવ નહીં. મૂંગા, મૂંગા બધું જ સહે.

સ્થાનિક દાક્તરને મળ્યાં. એમણે દવા આપી. દિનરાત બારીબારણાં બંધ રાખવા સૂચવ્યું. અમારું પણ ફરવા જવાનું બંધ જ થઈ ગયું, ન સાંજે, ન સવારે. યોજના પ્રમાણે ઠંડી શરૂ થતા પહેલાં જ અમારે પાછાં ફરી જવાનું હતું. તે ન બન્યું. હૂ... હૂ... કરતી ઠંડી વધતી ગઈ. પહાડી પવન હાડકાં વીંધી આરપાર ફૂંકાય. કલકત્તાથી લાવેલાં ગરમ કપડાં બધાં જ હાર માની ગયાં. ઠંડી દ્રુત ગતિએ વધતી ગઈ. છુટ્ટીઓ પૂરી થઈ ગઈ. હવાફેરનો સમય પૂરો થતાં, સ્થળાંતરી પંખીઓની જેમ, ફરવા આવેલા બધા જ લોકો એક એક કરતા ત્યાંથી સરી જતા દેખાયા.

દાક્તર પણ દૂર એમના ભાઈને ત્યાં ચાલ્યા ગયા. આ ઋતુમાં એ હંમેશાં નીચે ઊતરી જતા એવા ખબર

મળ્યા. જતા પહેલાં ઘણી બધી દવાઓ, એક મહિના માટે, અને પરેજી આપી ગયા. પિતાજી એકદમ પથારીવશ, એટલે અમારો નીકળવાનો પ્રશ્ન જ ન ઊઠે. આ એક મહિનાની દવાઓના વધારાના ખર્ચે મારી આર્થિક વ્યવસ્થાને હચમચાવી દીધી. આ સંજોગોમાં અમારા પાછાં જવાના ખર્ચાની રકમ બાજુએ મૂકી, ખેંચીતાણી કેમે કરી અમે એકાદ મહિનો ત્યાં રોકાઈ શકત. અચાનક કટોકટીની ઘડી ઊભી થાય તો, દાક્તર રહેતા હતા ત્યાં સુધી પણ પહોંચવાની શક્તિ ન હતી. આમ રહી ગયાં અમે ત્યાં, ફરજિયાત. એ જ પહાડોમાં, જનવિહીન ભેંકારની વચ્ચે, મૃત્યુપથયાત્રી પિતાને લઈને. અમારાં સાથી હતાં: સ્થાનિક આદિવાસીઓ, સ્થાનિક જીવજંતુ, અસહ્ય ઠંડી.

બરફ વર્ષવા લાગ્યો. રોજ સવારના અમારા ઘરની સામે બરફના નાના પહાડો રચાઈ જતા. બંધ બારીઓ બરફથી ઢંકાઈ જતી. સહાનુભૂતિથી પ્રેરાઈને, ત્યાંના લોકો અમને એમનાં શીતવસ્ત્રો ઉછીનાં આપી ગયા. ઉપરાંત રોજ થોડું સૂકું બળતણ ઘરે પહોંચાડી જતા.

બપોર થતાં, અમે કોક વાર બહાર નીકળતાં. આ પથ, પહાડ, આકાશ, આ પવન: આ બધાયની સાથે અમારા જીવનમાં અમારો આ પ્રથમ પરિચય. શો નિષ્ઠુર! કેવો નિર્દય હતો આ સંબંધ. એક પણ પાંદડા વગરનાં લાંબાં, ઊંચાં ઝાડ. મૂળિયાંથી માંડી નાનામાં નાની ડાળી બરફ નીચે ગાયબ. ચહેરા પર હાથ ફેરવો તો જ સમજણ પડે કે બરફથી છંટકાયેલો છે. વજનદાર ગરમ કપડાં બરફથી ઓર બી ભારી બની જાય. સૂ.... સૂ... કરતો પવન વાય. ભાલાની જેમ ભોંકાય. શારીરિક અનુભૂતિનું રહ્યુંસહ્યું ભાન શેષ થઈ જાય.

બહુ વાર બહાર રહેવાય નહીં. અમે પાછાં ફરીએ. શૂન્યમાંથી શૂન્યમાં. ઘરમાં કોઈ કોઈની સાથે વાત કરતું નહીં. પિતાજી પણ મૂક જ રહેતા. સુષમા રોજના કાર્યક્રમો નિયમિત રીતે કર્યે જતી, યંત્રવત્. કપાળમાં કે ચહેરાની ક્ષીણ રેખાઓમાં અસહ્ય વેદનાની અલ્પતમ ઝાંખી પડતાં, સુષમા નિયમ પ્રમાણે ગરમ પાણીની બૅગ દાબી પકડી રાખતી, પિતાજીના પેટ ઉપર.

બરફ હવે પડતો વારંવાર. પરસ્પરથી દૂર સરતાં હતાં અમે, લગાતાર. જીવી રહેવા, ટકી રહેવા, લડી રહ્યાં હતાં અમે સતત નિજની સાથ. દીકરો ગોદડી, કામળી નીચે દટાયેલો પડી રહેતો, જાણે મડદું. ભૂલી ગયો હતો એ રમવાનું કે રડવાનું. પિતાજી પણ ઊંઘમાં જ, ઘેનમાં જ રહેતા. સુષમા અને હું જાગતાં હોઈએ. દિવસરાત. સુષમા અને હું. ક્યારે પણ પાસે સૂવાનું તો શું, દૈહિક તો દૂરની વાત, માનસિક સંપર્ક પણ હવે અમારી વચ્ચે રહ્યો ન હતો. મોડી રાતે ઓરડીના મંદ ઉજાસમાં એની હિલચાલ, એના શ્વાસનો શબ્દ, અથવા અજાણતાં જ ફરકતા એના ઓષ્ઠ જોતો, ત્યારે સમજાતું, હું છું. બહુ મુશ્કેલીથી હાથ ઉપાડી ચહેરા પર ફેરવતો. આ મારું નાક, આ મારી આંખો, આ મારી ચિબુક... છે. દિવસનું એકેએક કામ, એનાથી ઉપજતાં ગતિ, રવ એવાં તો ક્રમશઃ કોતરાઈ ગયેલાં ચિત્તમાં કે જરા પણ જુદી જાતનું 'ઠક્' સંભળાતું કે અમે ઉત્કર્ણ થઈ જતાં.

કોક વાર વળી એમ પણ થતું, પિતાજીને આમ જ છોડી ભાગી જાઉં. હવે વધારે જીવી નહીં શકાય આ રીતે. સુષમા મારી સામે જોતી. હું એની આંખો, એનું મુખડું વાંચી લેતો. એની આંખમાં પણ એ જ ઇચ્છા. પછી મારી અપરાધી નજર અજાણતાં જ પિતાની તરફ ફરતી. એમની વિશાળ ખુલ્લી પાંપણો મને જ તાકી રહી હતી. એ આંખમાં જે દેખાતું તે હું તત્ક્ષણ અનુભવતો. મને અનુસરી સુષમા પણ પિતા તરફ દૃષ્ટિ ફેંકતી. પિતા પાંપણ નમાવી દેતા. મૂક નજર કેટલું બોલી નાખતી. પિતાની આંખ બંધ થાય અને અમારી આંખો એકબીજામાં પરોવાય. ઉદાસીન, ભાવશૂન્ય. ફેરવી લેતાં અમે તુરંત.

આમ જીવન જીવતાં હજી પણ થોડો સમય વહી ગયો. એક દિવસ, બપોર પછી સાંજ પડતાં – તે વખતે સૂર્યવિહીન વાતાવરણમાં સવારસાંજ સમાન હતાં; પછીથી જ ખબર પડી એ સાંજ હતી – તો એ સાંજે પિતાજીનું અવસાન થઈ ગયું. મિનિટ બેએક પહેલાં જ સુષમા દવા ખવડાવી ગઈ હતી. પછી ગરમ પાણીની

બૅગ લઈ ઓરડીમાં પેસતાં જ એમને મૃત જોયા. હું તો ત્યાં જ હતો. મૃત્યુની ઘડી આવી અને ગઈ. ભાન જ ન રહ્યું. હું પિતાની નજીક પણ ન ગયો. ચાલ્યા ગયા એ, ચૂપકીથી. ઘટના બની ગઈ છે જાણ્યા પછી પણ અમને લગારે શોક ન થયો. શું કરી શકાય એવા નિઃસહાય વિચારે અમે એકબીજાની સામે તાકી રહ્યાં. સ્થાનિક લોકો રોજનું બળતણ દેવા આવ્યા ત્યારે એમને ખબર આપવામાં આવી. એ બધા જ લોકો સૌ પોતપોતાનું ઘર ખાલી કરી દઈ કાષ્ઠ લઈ આવ્યા. શબ દૂર લઈ જવાની વાત કરતાં જ બધા "હેં હેં" કરી ઊઠ્યા. પણ બહાર ઘોર અંધારું હતું. અને સુષમાના મત પ્રમાણે ઘરના આંગણમાં એક ખુલ્લી જગાએ ચિતા ગોઠવાઈ. તે ઘડીએ પિતાના દહન ઉપરાંત કાંઈ કરવાનું હોઈ શકે એવો ખ્યાલ પણ ન આવ્યો.

થોડી જ વારમાં આગ હાઉ હાઉ કરતી ઊછળવા લાગી. લખ લખ કરતી જ્વાલાઓ વચ્ચે સુવાડી દીધા, પિતાજીને. મેં જ ચિતા પ્રગટાવેલી. ગરમ કપડાંના ભારથી લદાયેલો, હું, બધું જ કરતો હતો યંત્રવત્. તે વખતે લોહીમાં કોઈ પણ જાતની અનુભૂતિનું ભાન ન હતું. હાડકાંમાં તુષારપાત થતો હતો. કણકણતી હવામાં બચી રહેવા ઝઝૂમી રહ્યો હતો.

આગનો ભડકો વધતાં જ અમે બધાં ચિતાની નજીક ખસવા લાગ્યાં. આ જ્વાલા — ઉષ્મા પાસે થોડો સમય ગાળ્યા પછી અમને જરા હોશ આવવા લાગ્યા. હું હથેળીઓ ઘસતો હતો. દીકરો પણ ઘૂંટણિયે દોડતો ચિતાની એકદમ ધારે આવી બેસી ગયો. સ્થાનિક લોકો બધા જ ઘર છોડી અહીં, આગની નજીક, ચિતાની આસપાસ ગોઠવાઈ ગયા. આવો પ્રચંડ અગ્નિ અમે કોઈ દી પ્રગટાવી શક્યા ન હતા. તે દિવસે અગ્નિમહોત્સવમાં અમે બધાં ભાગીદાર હતાં.

મારી નજર સુષમા તરફ ખેંચાઈ. એ આછું આછું હસતી હતી. ઘણા સમય પછી એને હસતી દેખી મેં આંતરિક સુખ અનુભવ્યું. મારા હોઠે પણ ફિક્કું સ્મિત ફરકી ગયું. દીકરો ડોલતો ડોલતો હજી વધુ આગની નજીક જતો હતો. સ્થાનિક વાસીઓ કલકલ કરતા વાતો કરવા માંડ્યા, એમની ભાષામાં.

લાંબા સમય સુધી આગ જલતી રહી. પછી જ્વાળાઓ નમી પડી. ગરમી ઓછી થઈ. ચેતન પાછું આવવા લાગ્યું. પિતાજીનો દેહ તો આગની અંદર ક્યારનો ભસ્મ બની ગયો હતો. મને ઓચિંતી એક અદ્ભુત વાત યાદ આવી. ભારત સ્વાધીન થયું એ પહેલાં એક વખત હતો જ્યારે પિતાજી વિપ્લવીઓમાંના એક હતા. સ્વાધીનતા મળ્યા પછી? કોઈને એમની ખબર જ ન રહી. એ વાતનું જાણે વિસ્મરણ જ થઈ ગયું. બસ, છેલ્લે છેલ્લે આ દૂર દૂરના પહાડોમાં થોડી ગરમી વહેંચતા ગયા એ. પણ એ તેજ, એ ઉષ્મા આ ગોલાકારમાં બેઠેલાં અમને ઓળંગી આગળ તો ન જ ધપી શકી.

આગ બુઝાઈ. અમે સૌ પોતપોતાને ઘેર પહોંચી ગયાં. મધરાતે પિતાજી માટે મન ભારે ભારે. પાંસળીઓ કંપી ઊઠી. ત્યારે સુષમા ના પાડતી હતી તો પણ મેં પશ્ચિમની બારી ખોલી. પેલી ખુલ્લી જગા તરફ તાકી રહ્યો. એ ખુલ્લી ખાલી જગા બરફના ઢગલા નીચે ખોવાઈ ગઈ હતી.

તે દિવસે, બીજું કાંઈ અમે અનુભવ્યું હોય કે ન હોય, અમારામાંથી કોઈનેયે શોક તો થયો ન જ હતો. શોક ન થયાનો અપરાધભાવ આજે પણ છાતીમાં શૂળની જેમ ભોંકાયા કરે છે. હજી પણ કોક વાર પસીને રેબઝેબ થઈ ઊંઘમાંથી ધડમડ કરી જાગી બેસી જાઉં છું.

સુષમા પૂછે : "શું થયું?"

હું કહું: "પેલું સ્વપ્નું."

પછી ઊઠી બત્તી કરું. સુષમા કૂજામાંથી પાણીનો પ્યાલો ભરી લાવે. પાણી પીઉં. પાછો સૂઈ જાઉં. ઊંઘ આવે નહીં. ખબર છે, એ પણ આખી રાત જાગતી જ રહેવાની.

બાજુની ઓરડીમાં નસકોરાં બોલાવતો સંભળાય, અશિત. એ મારો દીકરો. ઊંચા હોદ્દા પર સારી નોકરી છે એની. જલદી જ એનાં લગ્ન લેવાશે. એનાં આ નસકોરાંના અવાજથી મને ભારે ચીઢ ચઢે છે. પાછો ભય પણ થાય. વિચાર આવે: 'રાત શું ઊંઘવા માટે નથી?'

◻

# સ્વભાવ*

માણિક વન્ધોપાધ્યાય
અનુ. ઉમા રાંદેરિયા

સામાન્ય રીતે દસ વર્ષ પછી સ્વદેશ પાછા ફરવું એ ઘણી જ ઉત્સાહભરી ઘટના હોય છે. પરંતુ બધાને માટે તેમ હોતું નથી. દુનિયામાં એવા ઘણા મનુષ્યો છે, જેમને જીવન જ એવું શિક્ષણ આપે છે કે કોઈ પ્રકારની અપેક્ષા રાખવાનું તેઓ વીસરી ગયા હોય છે. સ્વદેશ-વિદેશ, પોતાનાં-પારકાં આ સઘળાનો ભેદ તેઓ માટે ભૂંસાઈ જાય છે. જ્યાં તેઓ રહે, તે જ તેમનો દેશ બની જાય છે. કોઈ કારણસર, અથવા અકારણ, જેઓની સાથે પરિચય થાય, તેઓ જ સ્વજન–મિત્ર બની જાય છે.

હાવડાના સ્ટેશને ઊતરી ઊભા રહેતાં જ અમૃતે ખાસ કરીને ચંચળ બનવું જોઈતું હતું. સર્વસ્વ ગુમાવીને જે દેશનો એક દિવસ તેણે ત્યાગ કરેલો, આજે ફરી એક વાર તે જ દેશમાં ગુમાવ્યાથી ત્રણગણું કમાઈને તે પાછો ફર્યો છે. કેટલી વિચિત્ર પ્રકારની અનુભૂતિઓ અમૃતની ભીતરમાં જાગી ઊઠી શકી હોત. કેટલા જાતજાતના ભાવાવેગથી તેનું અંતર છલોછલ ભરાઈ જઈ શક્યું હોત. પણ આમાંથી કશું જ બન્યું નહિ. ફક્ત એક જ વાત તેને યાદ આવી કે એક દિવસ આ જ સ્ટેશન ઉપરથી થર્ડ ક્લાસમાં બેસી તેણે દેશનો ત્યાગ કરેલો, આજે અહીં તે ફર્સ્ટ ક્લાસમાંથી ઊતર્યો હતો. કોને ખબર શા કારણે તેને ખાસ આ જ વાત યાદ આવી. એકાએક રસ્તાનો ભિખારી બની સ્વદેશ છોડ્યા કરતાં થર્ડ ક્લાસમાં બેસી દેશ છોડ્યો તે શું તેને માટે મોટા દુર્ભાગ્યનું કારણ હતું? તેના સહયાત્રીઓ — અંગ્રેજો સાથે વિદાય લેતી વેળાએ, આજે જાણે તે દિવસે લોકોની ભીડ વચ્ચે, ગંદા, પરસેવાથી રેબઝેબ થતા લોકો વચ્ચે બેસતાં તેને જે અસહ્ય કષ્ટ થયેલું, તે સિવાય કાંઈ પણ યાદ કરવાનું તેને સૂઝ્યું નહિ.

લગભગ ત્રણેક વર્ષ તેણે ગરીબાઈ વેઠેલી. આ ત્રણ વર્ષનો ઇતિહાસ સંભારતાં, આ પ્રકારની સ્મૃતિઓ જ જાણે તેને વધુમાં વધુ સ્પષ્ટરૂપે યાદ આવતી હતી — ક્યારે, ક્યાં મેલા-ગંદા લોકોનો નજીકથી થયેલો સંપર્ક તેને અસહ્ય દુઃખ દેતો. તેના અંતરમાં એક આશ્ચર્યજનક રહસ્યની સૃષ્ટિ તેણે ઊભી કરી હતી. તેનો એવો આશ્ચર્યજનક સ્વભાવ હતો, કે ગરીબાઈ કરતાં ગરીબ લોકોને સહન કરતાં તેને વધુ કષ્ટ થતું.

મોટા ભાગનો સામાન અને મોટર તો તેણે આગળથી જ કલકત્તા મોકલી દીધાં હતાં. ડ્રાઈવર ગાડી લઈને આવ્યો હતો. મોટરમાં બેસી તેણે હાલમાં જ પાછા ખરીદી લીધેલા પોતાના જૂના ઘર તરફ જતાં જતાં, આ જ વાતનો અમૃત વિચાર કરતો હતો. ધનનો અતિરેક એક શાપરૂપ છે તે વાતથી એ અજાણ ન હતો. જરૂરિયાત કરતાં વધુ ધન જેઓ પાસે છે, તેઓ માટે તેને ખરા દિલથી ઘૃણા હતી. જરૂર પૂરતા પૈસા જેઓ પાસે નથી, તેમને પણ તે સહન કરી શકતો નહિ.

પરંતુ તેઓ માટે એક પ્રકારના ચોખ્ખા આદરનું તેણે અંતરમાં પોષણ કરેલું — વિશેષ કરીને પોતાના દેશના ગરીબ મધ્યમવર્ગના લોકો માટે. પૈસા માટે આજીવન તેઓ વલખાં મારતા, ધન આગળ માથું નીચું કરી, જીવનમાં ઘણું બધું જે અમૂલ્ય છે તેનું તેઓ વિસર્જન કરતા હોય છે, અને તેમ છતાં, કેવળ માત્ર પૈસાથી જ માણસને મૂલવવો, એમ પણ તેઓ માનતા નથી, માનવતાની બીજી મર્યાદાઓ પણ તેઓ સમજતા હોય છે. પોતાના જ જીવનમાં અમૃતે આ જ્ઞાન મેળવેલું. અને તેનો કડવો સ્વાદ તે આજે પણ ભૂલ્યો ન હતો. પૈસાની સાથે સાથે તેણે કેટલા પૈસાદાર મિત્રો પણ ખોયેલા. 'સુખના સાથી' વિશેની કહેવત તો બધા જ જાણતા હોય છે. પરંતુ પોતાના જીવનમાં જ્યારે આવું બને છે ત્યારે જે સમજ આવે છે, તે જાણે જુદી જ હોય છે. ધનિક સમાજ પ્રત્યે ચિરસ્થાયી દ્વેષની ભાવનાથી અમૃતનું હૃદય ભરાયેલું હતું.

* મૂળ બંગાળી વાર્તાનું શીર્ષક છે 'પ્રકૃતિ'.

પરદેશમાં આ દ્વેષની તીવ્રતાની માત્રા ઓછી હતી. ભાષા, તેમ જ સામાજિક રીતભાતનું પાર્થક્ય જાણે વિદેશી ધનિકોની તરફેણમાં વકીલાત કરતું, એમ લાગતું કે તેઓ બરાબર આપણા દેશના ધનિકો જેવા નથી, જેમને માટે વ્યક્તિનું ફક્ત બૅન્કબૅલેન્સ જ તેને સન્માન આપવાનો માપદંડ છે. જેમ કે, રાખાલ હાલદાર, જેના ટેનિસ કૉર્ટ ઉપર, અને જેનાં સંતાનો સાથે ટેનિસ રમી ઓછામાં ઓછા તેના સાત જોડ બૂટ ઘસાઈ ગયા હતા તેને જ ત્યાં તે છેલ્લી વાર ગયો ત્યારે એકદમ બહાર બેસવાનો ઓરડો ઓળંગી, અંદર પ્રવેશ કરવાની અનુમતિ તેને મળી ન હતી. તેમની સાથે સરખાવાય એવી પરદેશમાં જુદી જુદી જાતિઓની અને ધર્મની કોઈ પણ વ્યક્તિ તેને મળી ન હતી. તેથી જ તે તેઓ સાથે હળીમળી શકતો, તેને પરેશાન કરતો વિદ્વેષ તેને આઘો રાખતો ન હતો. ત્યાં જે એકબે પૈસાદાર બંગાળીઓ હતા, તેઓ સામે તેને વિરોધ હતો. એક લાગણી વિનાની ઉપેક્ષાપૂર્ણ ભદ્રતા સાથે તેમને તે પોતાનાથી દૂર રાખતો, ઘરોબો બાંધવાની તેમને તક આપતો નહિ. તેઓ બંગાળી હતા માટે નહિ, પરંતુ તેઓ ધનિક હતા માટે.

ભાગ્યના વિપરીત વાયુપ્રવાહને કારણે મનનો આવેગ શીતળ બની ગયો હોવા છતાં પણ, અમૃતને બંગાળ, તેમ જ બંગાળીઓ માટે એક શાંત, સહજ મમતા હતી. સ્વદેશાગમન બાદ તેનું જીવન આનંદ અને સાર્થકતાથી ભરપૂર બની જશે એવી અમૃતને બિલકુલ આશા ન હતી, પરંતુ, તેમ છતાં બાકી રહેલું જીવન સ્વદેશમાં જ વિતાવવાનો તેણે નિર્ણય કર્યો હતો. બંગાળનાં હવાપાણી, તેમ જ બંગાળીઓ સાથેનો સંપર્ક – મધ્યમવર્ગના બંગાળીઓની જેમ એક ક્ષીણ, ભીરુ સંકલ્પ પણ અમૃતના મનમાં હતો — કોઈ એક ગૃહસ્થ પરિવારના સંસારની, શાંત સેવાપરાયણ, સાદીસીધી કન્યાને કદાચ તે પોતાની પત્ની પણ બનાવશે.

પોતાનું જ આ ઘર અમૃતે એક દિવસ વેચી નાખેલું. તે પાછું મેળવતાં તેને ઓછી મહેનત કરવી પડી ન હતી. પૈસા પણ ઘણા વધારે આપવા પડેલા. ભલે તેમ બન્યું હોય, પરંતુ આ ઘરના દરવાજા ઉપરથી તેનું નામ લખેલી પિત્તળની તકતી એક દિવસ ખસેડી નાખવામાં આવેલી. આજે, ફરી એક વાર, એક પિત્તળની તકતી ત્યાં બેસાડવામાં જે આનન્દ અને ગર્વ રહેલો હતો, તેને માટે કોઈ પણ મૂલ્ય ચૂકવવા તે પાછી પાની કરત નહિ. તેનું જૂનું રાચરચીલું પણ ઘણું રહી ગયું હતું. આખું ઘર ફરીને જોયા બાદ, અમૃતને ઘણી શાતા વળી. તેને થયું કે આ રીતે ફરી એક વાર આ ઘરનો કબજો મેળવવા દસ વર્ષ સુધી તેના મનમાં કેટલી પ્રબળ આકાંક્ષા સંતાયેલી પડેલી હતી, આટલા સમય સુધી તેનો તેને ખ્યાલ પણ આવ્યો ન હતો. ભૂતકાળના દિવસોની જૂની રીતભાતને અનુસરી જીવવાના મોહનો તો તેણે ત્યાગ કર્યો હતો, તેમ છતાં, એ કેવી તો આશ્ચર્યજનક વાત છે કે કેવળ તેનું જૂનું ઘર અને પુરાણું રાચરચીલું તેને આટલો બધો આનંદ આપી શક્યાં છે! તેનું કદાચ ખાસ કોઈ કારણ નહિ હોય. જ્યારે તે અહીં રહેતો હતો, ત્યારે જે વ્યક્તિઓ સાથે કેવળ માત્ર દેખાવ પૂરતો પ્રેમનો સંબંધ હતો, તેમની તે ઘૃણા કરે છે. અહીંની જડ વસ્તુઓના મૌન આવકારનો તે આગ્રહપૂર્વક સ્વીકાર શા માટે ન કરે? આ ઘર, અને આ સરસામાન માટે એક વેળા તે ઓછો વ્યાકુળ બનેલો?

બીજા માળના પહેલા વરંડામાં ઊભો રહી અમૃત ચારેબાજુ જોઈ રહ્યો. તેના ઘરની આસપાસ કેટલાંક નવાં મકાનો બંધાયાં છે. ગિરીનબાબુનું મોટું ત્રણ માળનું મકાન હતું. તેને લગભગ ઢાંકી દઈ, કોઈકે એક તેથીય ઊંચું મકાન બાંધ્યું છે. ગિરીનબાબુ! અમૃત માટે તેમને કેટલો ઊંડો પ્રેમ હતો. તેમણે તેની અગિયાર હજારની મોટર, રોકડા પાંચ હજાર રૂપિયા આપી ખરીદી લીધેલી. ગિરીનબાબુ એટલા તો કાળજીવાળા અને ચકોર હતા કે તે મોટર વેચવાથી બે-ત્રણ હજારનો ફાયદો ન થતાં, કદાચ હજી એ જ મોટરમાં તે ફરતા હશે! રસ્તાના નાકા ઉપર રામલાલની પાનની દુકાન હજી છે. એક કાળે રામલાલ અમૃતનો નોકર હતો. જૂના-પુરાણા પહેરવેશમાં, પગે ચાલીને, ચોરની જેમ જે દિવસ અમૃત છેલ્લી વાર અહીં આવ્યો હતો, ત્યારે રામલાલે વાંકા વળી તેને સલામ કરી હતી. તેની દુકાન

સામેથી જતી વેળા મોટર ઊભી રાખી અમૃત તેની સાથે થોડી વાર વાતચીત કરવાનો હતો. તેની પેલી સલામને કેવી રીતે ભૂલી શકાય?

અમૃતે પહેલેથી જ નક્કી કરી મૂકેલું કે તે કોને કોને મળવા જશે. બીજે જ દિવસે સવારે તે નીકળી પડ્યો. અલીપુરના વકીલ પ્રમથબાબુને ત્યાં તે પહેલો ગયો. અમૃતનો છેલ્લો કેસ પ્રમથબાબુએ જ ફી લીધા વિના જ પતાવી આપેલો, અને ત્યારબાદ બીમાર પડી ગયેલા અમૃતને છ મહિના પોતાને ત્યાં રાખી તેની સારવાર કરેલી. તેમનો વકીલાતનો ધંધો બરાબર ચાલતો ન હતો. જેમ તેમ પોતાનો સંસાર તે ચલાવતા હતા. અમૃતે ઘણી વાર, જુદે જુદે પ્રસંગે તેમને પૈસા મોકલેલા. વચ્ચે વચ્ચે, પ્રમથબાબુ જે રીતે પૈસા માંગવા અનાવશ્યક શબ્દોનો ઉપયોગ કરી ઘણું લખતા, અને પૈસા મળ્યા બાદ, આનંદનો અતિરેક વ્યક્ત કરી જે પત્રો લખતા, તેથી અમૃતને આઘાત લાગેલો ખરો, પણ તે આઘાતને દાબી દઈ તે ભૂલી ગયો હતો. તેણે પોતાની જાતને એ રીતે સમજાવી લીધેલી, કે કદાચ એ લોકો આ જ રીતે પત્રો લખતા હશે.

સાંકડી ગલીમાં, રસ્તે ચાલતા લોકોને બે બાજુનાં ઘરો તરફ ખસી જવાની ફરજ પાડી, સંભાળીને ગાડી પ્રમથબાબુના ઘર આગળ આવી ઊભી રહી. પ્રમથબાબુ પોતે જ બહાર ઊભા હતા. આદરપૂર્વક આવકાર આપી, અમૃતને બેસવાના ઓરડામાં લઈ ગયા. ત્યાં તેમનો મોટો દીકરો અવિનાશ બંગાળી છાપું વાંચતો હતો. અમૃતને જોઈ જલદી ઊભો થઈ ગયો. જે રીતે ઊભો રહ્યો એથી એમ લાગ્યું કે હવે તે ફરીવાર બેસશે નહિ. તે અને અમૃત લગભગ સરખી જ ઉંમરના હતા. જ્યારે અમૃતે આ પરિવારમાં આશરો લીધેલો, ત્યારે સાત જ દિવસની અંદર આ બંને વચ્ચે ગાઢ મૈત્રી બંધાયેલી. પરંતુ, ત્યારબાદ તો દસ વર્ષ વીતી ગયાં, અને આજે તો અમૃત આશરો માંગવા ભિખારી બની આવ્યો ન હતો. આજે અમૃત સાથે મૈત્રીભાવે વાતચીત કરવી તેને માટે ઘણું કઠણ બની ગયું હતું.

પ્રમથબાબુના બધા જ વાળ સફેદ થઈ ગયા હતા. દસ વર્ષમાં તે આટલા વૃદ્ધ બની જશે, તેવો વિચાર સુધ્ધાં અમૃતને આવ્યો ન હતો. સંકોચ તેમ જ આદરથી ખચકાઈ તેમને અસ્વસ્થ બની ગયેલા જોઈ અમૃતે પોતે જ વાતચીતનો આરંભ કર્યો. સૌની ખબર-અંતર પૂછી. થોડીક ક્ષણ બાદ વાતચીત થોડીઘણી સહજ બની ખરી, પણ સંપૂર્ણપણે સ્વાભાવિક તો તે બની શકી નહિ. ત્યારે એકાએક અમૃતને સાંભરી આવ્યું, તે સમયે જેવી રીતે તે પોતે હંમેશાં સભાન રહેતો કે શું કહેવું કે શું ન કહેવું ઉચિત છે, તેવી જ સભાનતા જાણે આજે તેમની વાતચીતને નિયંત્રિત કરતી હતી.

થોડીક ક્ષણો માટે, અમૃતના ચહેરા ઉપર એક પ્રકારનો દુઃખનો ભાવ ફેલાઈ ગયો. મોં ઉપર, તેમ જ મોટા પેટ ઉપર ભાત લાગેલો એક ચારેક વર્ષનો છોકરો ઓરડામાં દાખલ થતાં જ શંખની બંગડીઓ* પહેરેલા બે દૂબળા હાથ તેને પકડી અંદર લઈ ગયા. ઓરડાની જમીન ભેજવાળી હતી, વરસાદના પાણીથી ભીંજાયેલી વાસ અમૃતને આવી. તે આવવાનો હતો તેમાં આખું ઘર સાફ કરવાનો પ્રયાસ થયેલો એ તો સ્પષ્ટ દેખાઈ આવતું હતું — તેમ છતાં, ચારેબાજુ બધું અવ્યવસ્થિત — ગંદું હતું. કેવળ જાળાં પાડવાથી ઝાંખી થઈ ગયેલી દીવાલોમાં ઓછી જ શુભ્રતા લાવી શકાય છે? જમીન ઉપર પડેલા ખાડા ઝાડુથી ઓછા જ સાફ કરી શકાય છે? એક ન સમજાય એવા ક્ષોભથી અમૃત ઘેરાઈ વળ્યો – જાણે જોઈએ તે કરતાં નાના માપનાં કપડાં પહેરવાથી એક પ્રકારના કઠિન આવરણે તેને જકડી ન લીધો હોય? તેના રૂમાલની મૃદુ, મૂલ્યવાન સુગન્ધ જાણે એકાએક ઉગ્ર બની તેને ઘેરી વળી, જેથી અહીંની અપરિચિત, તેમ જ અસ્વસ્થ બનાવી દેતી દુર્ગન્ધ તે દાબી દઈ શક્યો. એકાએક તેને ભાન થયું કે તેની બેસવાની રીતમાં એક પ્રકારનાં અસ્વસ્થતા, સંકોચ અને સાવધાની હતાં. ખુરશીના હાથા ઉપર હાથ મૂકતાં, કાળી તેલના ડાઘાવાળી પીઠ ઉપર અઢેલીને બેસતાં પહેલેથી જ તેણે સંકોચ અનુભવેલો. આવું તો ચાલશે નહિ. અહીં તો તે પોતાનાં સ્વજનોને શોધવા

* બંગાળમાં સૌભાગ્યવતી સ્ત્રીનું ચિહ્ન.

આવ્યો છે, વારંવાર આવજા કરશે, દિલ ખોલીને હળશે-મળશે, તેના સંગીહીન જીવનમાં આ ઘરનાં જ સૌ એનાં મિત્રો બનવાનાં હતાં. આ પ્રમાણે અક્કડ બની તેમની લાકડાની ખુરશી ઉપર બેસવાથી તે કઈ રીતે તેમને પોતાનાં સ્વજન બનાવી શકશે?

પ્રત્યક ક્ષણે અમૃત આશા રાખતો હતો કે તેને અંદર બોલાવવામાં આવશે. પરંતુ, કોઈએ તેને બોલાવ્યો નહિ. બે-એક વાર અંદર આવજા કરી અવિનાશ એક રકાબીમાં નાસ્તો, એક ગ્લાસમાં પાણી, અને પછી ચા લાવ્યો. અહીં ખાવું પડશે એ ખ્યાલથી અમૃત કાંઈ પણ ખાધા વિના આવ્યો હતો, તેને ભૂખ પણ લાગી હતી, પણ તેની સામે મુકાયેલી વાનીઓ જોઈ તેની ભૂખ સતેજ બનવાને બદલે જાણે ઊંઘી, મરી ગઈ. અજીઠાં વાસણ જ્યાં છૂટાંછવાયાં પડેલાં હશે, તેવી લીલવાળી જગ્યાએ નળ નીચે રાખથી માંજીને, ગંદા કપડાથી રકાબી ને ગ્લાસ ધોવામાં આવ્યાં હશે. ચાના કપના તૂટેલા વાંકા હાથાની તડમાં બદામી રંગની, થોડી સુકાયેલી તર બાઝેલી હતી. જેણે ચા બનાવેલી, તેના ખોળામાં, મોમાંથી લાળ પડતી હોય, અને નાક ગળતું હોય, એવું કોઈ નાનું બાળક પણ હોય.

સહેજ સ્મિત કરી અમૃત બોલ્યો, "હું કાંઈ ખાઈશ નહિ કાકા, ખાઈને જ નીકળ્યો હતો."

મોં પરની કરચલી પડેલી ચામડીમાં વધારે કરચલી પાડી પ્રમથ પણ વિનયપૂર્વક હસી બોલ્યા, "તારે લાયક સરભરા કરી શકીએ એવી તો અમારી પરિસ્થિતિ જ નથી બેટા, કાંઈક સહેજ તો મોંમાં મૂક."

અવિનાશ બોલી ઉઠ્યો, "કદાચ મીઠાઈ તમને નહિ ભાવતી હોય, તે કરતાં કેક લો ને, સારી કેક છે."

તેનું અડધું મન આનો વિરોધ કરતું હતું. "આ નહિ ચાલે, દસ વર્ષ મેં નિશ્ચય કરેલો, આ ઘરમાં ઘૂસી જઈશ, છોકરાની જેમ માંગી લઈ બધું ખાઈશ, તે આશામાં તો સવારે ચા પણ નથી પીધીઃ આ બધું તારે ખાવું જ પડશે" – પરંતુ આ વસ્તુઓ મોંમાં મૂકવાના વિચારથી પણ અમૃતને સૂગ ચઢતી હતી. તેના પોતાના રસોડામાં ધૂળની જરા સરખી રજ પણ ન હતી, તેના રસોઇયા સ્વચ્છ યુનિફૉર્મ પહેરતા, તેની ખાદ્ય વસ્તુઓને કોઈના હાથનો સ્પર્શ સુધ્ધાં થતો નહિ. તેના વાટકા, કપ, રકાબી બધું જ સાબુ, સોડા, ગરમ પાણીથી ધોવાતું. સામાન્ય કંદોઈની દુકાનનું આ બધું બ્રેડનું બનાવેલું ખાવાનું, દુકાનની આ કેક, તે મોંમાં મૂકશે જ કઈ રીતે? સાત દિવસની વાસી તર બાઝેલા ચાના કપમાંથી એ ઘૂંટડો ભરશે જ કઈ રીતે?

આ વેળા અમૃત માંડ હસતાં બોલ્યો, "કાકા, તમે મારા ખાવાની ચિંતા શા માટે કરો છો? કેટલીય વાર હું આવીશ, કેટલીયે વાર જમી જઈશ. આજે મને ભૂખ નથી. આજે મેં ન ખાધું તોય શું? મારી તબિયત પણ બરાબર નથી. ખાવાની બાબતમાં નિયમનો ભંગ થાય તો તબિયત બગડે છે."

પ્રમથ દુઃખી થઈ બોલ્યા, "ચા તો પી."

"ચા? ચા તો હું પીતો જ નથી!"

અમૃતને કહેવું હતું કે ચા પણ તે નહિ પીએ. તેને બદલે આટલી મોટી જુઠ્ઠી વાત તેણે કેમ કહી? બધું જ જાણે ઊલટ-પાલટ થઈ જતું હતું. દસ વર્ષ સુધી જે સંકલ્પોને તેણે પોષણ આપેલું, તે અર્થહીન બની જતા હતા. તેમ છતાં, તેને જે બધી કલ્પના પ્રિય હતી, તેના દુઃખદ પરિણામથી તેનું મન વિષાદગ્રસ્ત બની ગયું હતું. કોઈ પ્રકારની દ્વિધા અનુભવ્યા વિના તેણે મિથ્યા શબ્દો ઉચ્ચારેલા હતા. તેને માટે તેને પશ્ચાત્તાપ થતો હતો. પણ આ સઘળી બાબતોમાં પણ અવિનાશના ગળાની કરચલીઓમાં રહેલા મેલથી તેને જે સૂગ ચઢતી હતી, તે વાત તે ભૂલી શક્યો નહિ. જેને તે પોતાનો સૌથી ઘનિષ્ઠ મિત્ર બનાવશે તેમ તેણે ધારેલું, તેના ગળા ઉપર એક સૂક્ષ્મ મેલની રેખા હોય તો એમાં શું મોટો વિરોધ કરવા જેવું હતું? સાબુથી ધોયેલા, કાળજીપૂર્વક સાફસૂથરા બનેલા મનુષ્યની એને જરૂર ન હતી, તેને તો સરળ મનની સ્વાભાવિક પ્રીતિ જોઈતી હતી, જે મનમાં રૂપિયા-પૈસા પથરાયેલા ન હોય. તે સિવાય, આ તો એક સ્વયંસિદ્ધ વાત હતી, કે જેની પાસે પૂરતા પૈસા ન હોય, પોતાની રોજી-રોટી મેળવવાની તપસ્યા કરવામાં, તેને ગળાની કરચલીમાંથી મેલ કાઢવાનો સમય જ નથી મળતો. જો

તે આ બધું બરદાસ્ત ન કરી શકે એમ હોય, તો ગરીબ મધ્યમવર્ગની વ્યક્તિઓની વચ્ચે પોતાનું સામાજિક જીવન કઈ રીતે ઊભું કરી શકશે?

એકાએક, વધારેપડતો ઉત્સાહ દર્શાવતાં અમૃત બોલ્યો, "ચાલો, કાકીને જઈ મળી આવું." આટલું કહી, અંદર જવા તૈયાર થઈ ઊભો થઈ ગયો. પણ તેને ખ્યાલ આવી ગયો કે તેના આ એકાએક કરેલા નિર્ણયથી પિતા-પુત્ર બંને સહેજ અસ્વસ્થ બની ગયા. કાંઈ બોલ્યા વિના અવિનાશ અંદર ચાલ્યો ગયો. થોડીક વારમાં પાછો આવી બોલ્યો, "ચાલો".

અવિનાશનાં મા, ઉતાવળમાં મટકા રેશમની સાડી પહેરતાં હતાં, અમૃતે જ્યારે જઈને પ્રણામ કર્યા ત્યારે હજી સાડી સરખી રીતે પહેરી પણ ન હતી. તેમણે શું આશીર્વાદ આપ્યા, કે પછી આપ્યા જ નહિ, તે સમજાયું નહિ. સાદડી પાથરી મહેમાનને બેસવાનું કહ્યું. કપાળ ઉપર આગળના કાળાધોળા વાળને છેડે નાની એવી ગાંઠ હતી, ત્યાં સુધી માથે ઓઢી બોલ્યાં, "સારો છે ને, બેટા?"

અમૃત સ્વાભાવિક રીતે જ બોલ્યો, "સારો જ છું, કાકી. બીજાં બધાં ક્યાં ચાલ્યાં ગયાં, કાકી?"

"સુનીતિ વિષે પૂછે છે? તે કદાચ રસોડામાં હશે."

અમૃતે કહ્યું, "તેને બોલાવો ને, જોઉં તો ખરો, કેટલી મોટી થઈ ગઈ છે?"

સુનીતિ આવી. શરીર ઉપર ભાત લાગેલા, ઉઘાડા છોકરાને જે બે શંખની બંગડીઓ પહેરેલા હાથે અંદર ખેંચી લીધેલો, તે જ બે હાથ વડે, તેણે થોડી મેલી એવી સાડીનો પાલવ પકડ્યો હતો. આના જ લગ્ન વખતે, અમૃતે બે વાર લગભગ રૂ. ૫૦૦ મોકલેલા. પોતાના મનમાં હિસાબ ગણી અમૃતે નક્કી કર્યું, કે તેરમાં દસ ઉમેરતાં, સુનીતિની ઉંમર તેવીસ વર્ષની છે. પરિપૂર્ણ યૌવનની આ ઉંમર છે, પણ તેનો એક ભગ્નાંશ પણ સુનીતિમાં નથી.

બીજી બાજુ, લગભગ સંતાઈને ઊભા રહીને, પ્રમથ અને અવિનાશ વચ્ચે કાંઈ સલાહ-સૂચન ચાલી રહ્યાં હતાં. થોડી વારે એક પ્રૌઢ દેખાતી ઘરની વહુ, એક પંદરેક વર્ષની છોકરી, એક સુનીતિની ઉંમરની વિધવા સ્ત્રી એક પછી એક ઓરડામાં આવી ઊભાં રહ્યાં, અને તે ઉપરાંત થોડાં નાનાંમોટાં છોકરાંઓ પણ આવ્યાં. કોઈકના મોં ઉપર ભયની છાપ હતી, તો વળી કોઈ કુતૂહલથી જોઈ રહ્યાં હતાં. પરંતુ, કોઈ એક શબ્દ પણ બોલ્યું નહિ. અમૃતના આવવાથી આ ઘરનું રોજિંદુ જીવન જાણે સ્થગિત થઈ ગયું હતું.

અમૃત સમજ્યો કે ઘરની સ્ત્રીઓને તેની આગળ લાવવામાં થતા સંકોચને તે ઘરના બે પુરુષો માંડ દૂર કરી શક્યા હતા. સુનીતિની નાની બહેન સુમતિને જોઈ અમૃતને સૌથી વધુ આઘાત લાગ્યો. સુમતિની ઉંમર ખાસી થઈ છે, હવે એનાં લગ્ન કરવાં જ જોઈએ. આ પૂર્વે આ વાતનો આભાસ-ઇશારો તો પ્રમથે પોતાના પત્રમાં કર્યો જ હતો. આ હતી તેની ભૂમિકા. ત્યારબાદ અમૃત પાસે તે મદદ માગતા. મધ્યમવર્ગની એક સીધી-સાદી છોકરીને પત્ની બનાવવાની જે એક મૃદુ ઇચ્છા અમૃતના મનમાં હતી, તેનાથી પ્રેરાઈને શું સુમતિને પોતાની નજરે જોવા તે વિશેષરૂપે ઉત્સુક બન્યો હતો? દેખાવમાં સુમતિ ખરાબ ન હતી. જરા મેલી સાડી પહેરેલી હોવા છતાં, આ ઉંમરે જે એક સ્વાભાવિક સુઘડતા હોય છે, તેનો અભાવ તેનામાં ન હતો. તેનો લજ્જાશીલ, નમ્ર ભાવ પણ મનોરમ લાગતો હતો, અને તેમ છતાં, અમૃતના અંતરમાં એક પ્રકારની પ્રખર નિરાશા પેદા થઈ. કોણ જાણે તેને કેમ એવું લાગ્યું કે સુમતિમાં જાણે સઘળું જ આરંભથી અંત સુધી-ભ્રામક છે. આ તેની ભ્રમમાં નાખતી અસ્થાયી અભિનય કરતી મૂર્તિ છે. કોઈ હિસાબે કોઈની પત્ની બની શકે તે માટે થોડા સમય સુધી તેણે આ બધું સંગ્રહ કરી રાખ્યું છે. તેનો અસલ ચહેરો આબેહૂબ સુનીતિ જેવો જ છે. દેહનો તેમ જ મનનો પણ. સેંથીમાં સિંદૂર પૂર્યા બાદ જોતજોતામાં એનું લાવણ્ય ખરી પડશે. નમ્રતાને સ્થાને હશે ખુશામદ, સ્નેહ બની જશે ગાંડપણ, કિશોરવયની લાગણીપ્રવણ સરળતા ક્યાંય અલોપ થઈ જશે, અને પોતાનો સ્વાર્થ સાચવવા નિર્ભેળ ઢોંગ એનું સ્થાન લેશે. આ આશ્ચર્યજનક અંતર્દૃષ્ટિ એક દીવાની જેમ અમૃતના

આવ્યો છે, વારંવાર આવજા કરશે, દિલ ખોલીને હળશે-મળશે, તેના સંગીહીન જીવનમાં આ ઘરનાં જ સૌ એનાં મિત્રો બનવાનાં હતાં. આ પ્રમાણે અક્કડ બની તેમની લાકડાની ખુરશી ઉપર બેસવાથી તે કઈ રીતે તેમને પોતાનાં સ્વજન બનાવી શકશે?

પ્રત્યક ક્ષણે અમૃત આશા રાખતો હતો કે તેને અંદર બોલાવવામાં આવશે. પરંતુ, કોઈએ તેને બોલાવ્યો નહિ. બે-એક વાર અંદર આવજા કરી અવિનાશ એક રકાબીમાં નાસ્તો, એક ગ્લાસમાં પાણી, અને પછી ચા લાવ્યો. અહીં ખાવું પડશે એ ખ્યાલથી અમૃત કાંઈ પણ ખાધા વિના આવ્યો હતો, તેને ભૂખ પણ લાગી હતી, પણ તેની સામે મુકાયેલી વાનીઓ જોઈ તેની ભૂખ સતેજ બનવાને બદલે જાણે ઊંઘી, મરી ગઈ. અજીઠાં વાસણ જ્યાં છૂટાંછવાયાં પડેલાં હશે, તેવી લીલવાળી જગ્યાએ નળ નીચે રાખથી માંજીને, ગંદા કપડાથી રકાબી ને ગ્લાસ ધોવામાં આવ્યાં હશે. ચાના કપના તૂટેલા વાંકા હાથાની તડમાં બદામી રંગની, થોડી સુકાયેલી તર બાઝેલી હતી. જેણે ચા બનાવેલી, તેના ખોળામાં, મોમાંથી લાળ પડતી હોય, અને નાક ગળતું હોય, એવું કોઈ નાનું બાળક પણ હોય.

સહેજ સ્મિત કરી અમૃત બોલ્યો, "હું કાંઈ ખાઈશ નહિ કાકા, ખાઈને જ નીકળ્યો હતો."

મોં પરની કરચલી પડેલી ચામડીમાં વધારે કરચલી પાડી પ્રમથ પણ વિનયપૂર્વક હસી બોલ્યા, "તારે લાયક સરભરા કરી શકીએ એવી તો અમારી પરિસ્થિતિ જ નથી બેટા, કાંઈક સહેજ તો મોંમાં મૂક."

અવિનાશ બોલી ઉઠ્યો, "કદાચ મીઠાઈ તમને નહિ ભાવતી હોય, તે કરતાં કેક લો ને, સારી કેક છે."

તેનું અડધું મન આનો વિરોધ કરતું હતું. "આ નહિ ચાલે, દસ વર્ષ મેં નિશ્ચય કરેલો, આ ઘરમાં ઘૂસી જઈશ, છોકરાની જેમ માંગી લઈ બધું ખાઈશ, તે આશામાં તો સવારે ચા પણ નથી પીધીઃ આ બધું તારે ખાવું જ પડશે" – પરંતુ આ વસ્તુઓ મોંમાં મૂકવાના વિચારથી પણ અમૃતને સૂગ ચઢતી હતી. તેના પોતાના રસોડામાં ધૂળની જરા સરખી રજ પણ ન હતી, તેના રસોઇયા સ્વચ્છ યુનિફૉર્મ પહેરતા, તેની ખાદ્ય વસ્તુઓને કોઈના હાથનો સ્પર્શ સુધ્ધાં થતો નહિ. તેના વાટકા, કપ, રકાબી બધું જ સાબુ, સોડા, ગરમ પાણીથી ધોવાતું. સામાન્ય કંદોઈની દુકાનનું આ બધું બ્રેડનું બનાવેલું ખાવાનું, દુકાનની આ કેક, તે મોંમાં મૂકશે જ કઈ રીતે? સાત દિવસની વાસી તર બાઝેલા ચાના કપમાંથી એ ઘૂંટડો ભરશે જ કઈ રીતે?

આ વેળા અમૃત માંડ હસતાં બોલ્યો, "કાકા, તમે મારા ખાવાની ચિંતા શા માટે કરો છો? કેટલીય વાર હું આવીશ, કેટલીયે વાર જમી જઈશ. આજે મને ભૂખ નથી. આજે મેં ન ખાધું તોય શું? મારી તબિયત પણ બરાબર નથી. ખાવાની બાબતમાં નિયમનો ભંગ થાય તો તબિયત બગડે છે."

પ્રમથ દુઃખી થઈ બોલ્યા, "ચા તો પી."

"ચા? ચા તો હું પીતો જ નથી!"

અમૃતને કહેવું હતું કે ચા પણ તે નહિ પીએ. તેને બદલે આટલી મોટી જુઠ્ઠી વાત તેણે કેમ કહી? બધું જ જાણે ઊલટ-પાલટ થઈ જતું હતું. દસ વર્ષ સુધી જે સંકલ્પોને તેણે પોષણ આપેલું, તે અર્થહીન બની જતા હતા. તેમ છતાં, તેને જે બધી કલ્પના પ્રિય હતી, તેના દુઃખદ પરિણામથી તેનું મન વિષાદગ્રસ્ત બની ગયું હતું. કોઈ પ્રકારની દ્વિધા અનુભવ્યા વિના તેણે મિથ્યા શબ્દો ઉચ્ચારેલા હતા. તેને માટે તેને પશ્ચાત્તાપ થતો હતો. પણ આ સઘળી બાબતોમાં પણ અવિનાશના ગળાની કરચલીઓમાં રહેલા મેલથી તેને જે સૂગ ચઢતી હતી, તે વાત તે ભૂલી શક્યો નહિ. જેને તે પોતાનો સૌથી ઘનિષ્ઠ મિત્ર બનાવશે તેમ તેણે ધારેલું, તેના ગળા ઉપર એક સૂક્ષ્મ મેલની રેખા હોય તો એમાં શું મોટો વિરોધ કરવા જેવું હતું? સાબુથી ધોયેલા, કાળજીપૂર્વક સાફસૂથરા બનેલા મનુષ્યની એને જરૂર ન હતી, તેને તો સરળ મનની સ્વાભાવિક પ્રીતિ જોઈતી હતી, જે મનમાં રૂપિયા-પૈસા પથરાયેલા ન હોય. તે સિવાય, આ તો એક સ્વયંસિદ્ધ વાત હતી, કે જેની પાસે પૂરતા પૈસા ન હોય, પોતાની રોજી-રોટી મેળવવાની તપસ્યા કરવામાં, તેને ગળાની કરચલીમાંથી મેલ કાઢવાનો સમય જ નથી મળતો. જો

દીધો. ખભા આગળના ભિખારીના ઘણા જૂના ઘામાંથી જે લોહી નીકળતું હતું તે હથેળીથી દબાવી દઈ, ડ્રાઈવરને કહ્યું, "હૉસ્પિટલ !" ના, હૉસ્પિટલમાંથી બહાર આવી, અમૃતે આત્મસંતોષથી હળવાશ અનુભવી નહિ. તાત્કાલિક ઉત્તેજનાથી તેનામાં ઊંડી જ્વાળા પ્રગટેલી તે શમી જતાં, લોહીથી ખરડાયેલાં કપડાંના સ્પર્શથી જાણે તેનું શરીર સંકોચાઈ જવા લાગ્યું. તેને થયું કે તે જાણે એક ખાડામાં પડી ગયો છે, એક કચરાપેટીમાં. ગાડી જલદી હાંકી ડ્રાઇવર તેને ઘેર લઈ ગયો.

આખો દિવસ તેને પોતાનો દેહ મેલો લાગતો રહ્યો. મજ્જાતંતુઓની બીમારીથી પીડાતી વ્યક્તિઓની જેમ પોતાના સ્નાત અને પવિત્ર શરીરના એક અડધા કલાકના દુર્વ્યવહારને તે જાણે ક્ષમા કરી શકતો ન હતો. સાંજ પડ્યા પછી, મનમાં વિષાદથી ઘેરાયેલો, નારાજ અને હતાશ બની ગયેલો તે, બીજા માળના દીવાનખાનામાં જઈ બેઠો. ત્યાં નોકરે આવી કાર્ડ આપ્યું – રાખાલ હાલદારનું.

અમૃત સહેજ ધીમું હસ્યો. તે જાણતો હતો કે રાખાલ હાલદાર આવશે. તે જાણતો હતો કે બધા જ આવશે. આજે, નહિ તો કાલે. નથી તેમનામાં સંકોચ કે કશી દુર્બળતા. હાલદાર જેવો ઓરડામાં આવ્યો કે અમૃતે આતુરતાથી તેની તરફ હાથ લંબાવ્યો. કેટલો બધો સમય સાથી વિના વિતાવ્યો છે! માણસના સાહચર્ય વિના માણસ રહી શકે? ઘૃણા કર્યા વિના, પ્રેમ કર્યા વિના! ઓછામાં ઓછું તેનો એક બરાબર વાસ્તવિક અભિનય કર્યા વિના? ભલે પછી તે મિથ્યા હોય કે ભ્રમ હોય, માણસનો એ સ્વભાવ છે.

□

**મને સંભળાય છે–**

*મને સંભળાય છે એક સંગીત–*
*શુદ્ધ-સ્પષ્ટ, સતેજ, સૂક્ષ્મ,*
*ચંચળ, નિત્ય પરિવર્તન પામતું,*
*સદા નવલ રૂપે પરિણમતું,*
*ઝંકારતું જીવનનો લય,*
*ઉદ્‌ઘોષતું જીવનનું લક્ષ્ય.*
*એ ઘોષણામાં,*
*એ સંગીતમાં*
*હું*
*ખોવાઈ જાઉં છું.*

**ફ્રૅન્ક ટાઉન્સૅન્ડ**
**(અનુ. ધનવંતી)**

મનમાં પ્રજ્વલિત થઈ ઊઠી. સુમતિને મૂલવવા આવી તે પરીક્ષા કરવા લાગ્યો સુનીતિની! અડધા કલાક પૂર્વે દ્વિધા અનુભવતી સુનીતિ ઓરડામાં દાખલ થઈ હતી. અડધા કલાકની અંદર જ તેના હૃદયમાં મમતાનું પૂર ઊભરાઈ આવ્યું હતું. પરંતુ, તે જો ફક્ત ઊભરાઈને શમી ગયું હોત, તો આંખો બંધ કરેલા અંધની જેમ અમૃત પોતાની જાતને કૃતાર્થ થયેલો માની બેસત, તેણે કાંઈ જોયું ના હોત, તેણે કાંઈ સમજવાની ઇચ્છા પણ ન રાખી હોત. પરંતુ, ફક્ત એટલું જ હતું નહિ.

અમૃતના લાંબા પહેરણના અંદરના ખીસામાંથી પૈસાનું પાકીટ સાદડી ઉપર પડી ગયું હતું, સુનીતિના પાલવ તળે તે ઢંકાઈ ગયું હતું. સુનીતિનો ચહેરો પીળો પડી ગયો હતો. તેનું બોલવું, હસવું હિસ્ટીરિયા જેવું લાગતું હતું. સુનીતિના પતિને નોકરી હતી નહિ. ભલે તેમ હોય, પણે તે પોતે, તેમ જ તેનો પતિ અને પુત્ર ભૂખે મરશે નહિ. સુમતિનું, ભવિષ્યમાં કેવળ સુનીતિ જેવું જ પરિવર્તન થશે, આ જ ખ્યાલ પકડી રાખે એવો મૂર્ખ અમૃત ન હતો. પણ કોઈ રીતે એ વાત વીસરી શકાય એમ ન હતી કે લાંબા સમયથી સુનીતિના પતિને નોકરી ન હતી. અને, જોકે, તે પોતે સુમતિ સાથે લગ્ન કરે એ દિવસ કદાચ કદી પણ આવશે જ નહિ, છતાં સુમતિને મોંએ થયેલી એક વિનંતીને કારણે સુનીતિના પતિ જેવા બે-ચાર જણને નોકરી અપાવવાથી અમૃતને સંતોષ નહિ થાય. તે સુમતિને પત્નીરૂપે ગ્રહણ કરે તો સુમતિ કોઈ એક દિવસ સુનીતિ જેવી બની જશે, તે ડર તો મોટરમાં બેસતા પહેલાં જ અમૃતના મનમાંથી ચાલી ગયો હતો. પરંતુ, સુમતિ વિશે કોઈ જાતની આશા રાખી શકાશે કે કેમ તે વિશે અમૃતને સંદેહ હતો. તદ્દન જુદા જ કારણસર તેનામાં પણ એક નવા પ્રકારની પરિણતિ દેખા દેશે. મધ્યમવર્ગના પરિવારની સરળ કલ્પનાપ્રવણ શરમાળ કિશોરી સુનીતિ ગરીબાઈને કારણ જો આવી બની ગઈ હતી, તો ભરપૂર સમૃદ્ધિ સુમતિને કેવી બનાવી દેશે, કોને ખબર? ગરીબાઈ જો સુનીતિથી સહન ન થઈ શકી હોય, તો સમૃદ્ધિ સુમતિ કેવી રીતે સહન કરશે? પૈસા ન હોવા, તે કરતાં પૈસા હોવા તે ઓછી ભયાનક પરિસ્થિતિ નથી. અમૃત કરતાં કોણ આ વાત વધારે સારી રીતે જાણતું હશે?

ઑફિસમાં જવાનો સમય થયો હતો. રસ્તામાં મોટરોની અને ફુટપાથ ઉપર લોકોની ભીડ હતી. મોટર કોઈક વાર જલદી, તો કોઈક વાર ધીમી ચાલતી હતી. મોટરની ગતિ ધીમી પડતાં, બંને બાજુએ ચાલતા લોકોના ચહેરા ઉપર અમૃતને આજે જાણે ક્ષોભ અને ક્ષુધા જ દેખાતાં હતાં. આજે લોકોનાં નગ્નશરીર વિશેષરૂપે તેને નજરે પડતાં હતાં. આ સૌને માટે અમૃતના મનમાં ઊંડી લાગણી હતી, પરંતુ તેમના સાન્નિધ્યની ખૂબ જ ઘૃણા! એકાએક મોટર ઊભી રખાવી, એક ભિખારી તરફ તેણે એક રૂપિયો ફેંક્યો. બીજા એક જણને લંગડાતાં લંગડાતાં પાસે આવતો જોઈ, ભયભીત બની, વ્યાકુળતાથી તેણે ડ્રાઇવરને મોટર હાંકી મૂકવા કહ્યું. અને તેના જેવી જ એક બીજી મોટી મોટરે આવી તે ભિખારીને જ્યારે કચરી નાખ્યો, ત્યારે તેણે થોડો સંતોષ પણ અનુભવ્યો. તે મોટરમાં બેઠેલી સ્થૂળકાય, સુંદર પોશાકવાળી વ્યક્તિ માટે તો એક આશ્ચર્યજનક તીવ્ર ઘૃણા તેને હતી. પરંતુ લંગડાતાં લંગડાતાં જ્યારે ભિખારી તેની તરફ આવી રહ્યો હતો, ત્યારે તે ધ્રૂજી ઊઠેલો. પણ જ્યારે તેની મોટર સહેજ આગળ જઈ ઊભી રહી ત્યારે બે જ હાથ દૂર પેલી સ્થૂળકાય ઘૃણાજનક ધનાઢ્ય વ્યક્તિને જોઈ જરા હળવી પણ ધ્રુજારી તેને કેમ ન આવી? ધનની અન્યાયી અસમાન વહેંચણીનું પાપ જેઓ પાસે આજીવન કુત્સિત પ્રાયશ્ચિત્ત કરાવે છે, લાખો રૂપિયાની શક્તિ સંચિત કરીને તેમની વચ્ચે રહી તેઓ પ્રત્યે પ્રેમ રાખી, તેમનામાંનો એક બની જીવિત રહેવાના ઉદ્દેશ માટે દસ વર્ષ સુધી કરેલી તપસ્યાનું આ તે કેવું પરિણામ? દૂરથી તેઓ પ્રત્યે લાગણી રાખવાની એક પ્રકારની કેવળ માનસિક વિલાસિતા તો ઓછા-વધતા પ્રમાણમાં કોનામાં નથી હોતી? તો પછી આ સ્થૂળ ધનિક વ્યક્તિ, મેનકાના પિતા રાખાલ હાલદાર અને તેની પોતાની વચ્ચે પછી ફેર શો?

અમૃત ઊતરી પડ્યો. હોઠ ભીંસીને ભિખારીના કચરાઈ ગયેલા દેહને બે હાથે ઊંચકી મોટરમાં મૂકી

# વિસ્તરતી સીમાઓ

ચન્દ્રકાન્ત ટોપીવાળા

લોકોને સાહિત્યની અભિમુખ કરવામાંથી લોકો તરફ અભિમુખ થવામાં આજનો સાહિત્યકાર સપડાઈ તો નથી ગયો ને એવી વારંવાર દહેશત જાગ્યા કરે છે. કાફિયા અને રદીફની કે ધ્રુવપંક્તિ અને આંતરાઓની કૃતક ગણતરી સાથે સીમિત સંવેદનમાં બદ્ધ રહી વિવિધ શક્યતાઓને અને મોટા પડકારોને ભૂલી ગયેલી મોટા ભાગની કાવ્યપ્રવૃત્તિ તેમ જ બોલીઓને નામે વ્યંજકઘટનાથી પ્રસંગોના અભિધાવૈભવ તરફ ઘસડાયેલી મોટા ભાગની કથાપ્રવૃત્તિ જાણે કે લોકોને તાત્કાલિક તૃપ્તિ આપવાની જહેમત કરી રહી છે.

સદ્ય અને શીઘ્ર પ્રત્યાયનના જમાનામાં ઉત્તમ સાહિત્યના વિલંબ અને પ્રતિકાર જેવાં મૂલ્યોને પછવાડે છોડીને સાહિત્ય જાણે કે શીઘ્રપતન કે શીઘ્રસ્ખલનમાં સંતુષ્ટિ શોધી રહ્યું છે. ફ્રોઇડે આનંદને ઉદ્દીપન સાથે નહીં, પણ સમતુલા સાધવા માટેના ઉદ્દીપનના નિયંત્રણ સાથે સાંકળ્યો છે એ વાત વીસરાવી ન જોઈએ. ઇચ્છા અને ઇચ્છાની સદ્ય પરિતૃપ્તિ એ તો આદિમ સ્થિતિ છે. પરંતુ જે પરિષ્કૃત પુખ્તતાની સ્થિતિ છે એમાં તો વિરોધી વૃત્તિઓના સંયોજન દ્વારા અને સંતૃપ્તિ પરત્વેના પ્રતિકારો દ્વારા વૈયક્તિકતાની ક્રિયા હાંસલ કરવામાં આવે છે. તાત્કાલિક સંતોષ એ બીજું કશું નથી, પણ શીઘ્રપતન કે શીઘ્રસ્ખલન છે. સમૂહ સંસ્કૃતિમાં આવી તાત્કાલિક તૃપ્તિનાં ભયસ્થાનો ઓછાં નથી.

લેનર્ડ માયરે (Leonard Meyer) ૧૯૫૯માં 'સંગીતનું મૂલ્ય અને એના સામર્થ્ય પર કેટલીક નોંધ' એ નામે એક લેખ કરેલો, જે આજની પરિસ્થિતિમાં પણ એટલો જ સંગત છે. માયરે પ્રાથમિક સંગીત સાંભળતાં જે આનંદ ઊપજે એને પરિષ્કૃત સંગીતથી ઊપજતા આનંદથી જુદો તારવ્યો છે. માયરનું માનવું છે કે પશ્ચિમનું પૉપ સંગીત પ્રાથમિક સંગીત છે અને એ રૂઢિગત ચવાયેલી વસ્તુઓ સાથે એવી રીતે કામ પાડે છે કે એમાંથી તાત્કાલિક સંતૃપ્તિ જન્મે છે, જ્યારે પરિષ્કૃત સંગીત (એટલે કે શાસ્ત્રીય અથવા જૅઝ સંગીત) સૂક્ષ્મ આનંદ સમર્પે છે, જેમાં તાત્કાલિકતાને જતી કરવાની એક પ્રબળ ઇચ્છા હોય છે અને અનાગત સંતૃપ્તિ માટે અલ્પતૃપ્તિનો આદર હોય છે. પ્રાથમિક શ્રોતા ઇન્દ્રિય-વિષયક આનંદથી સંતુષ્ટ રહે છે, જ્યારે પરિષ્કૃત શ્રોતા ઘણી બધી અનિશ્ચિતતાઓ અને પ્રતિકારોને સહેવા સમર્થ હોય છે. કેવળ લાગણીવિસ્ફોટનો ભોગ બનેલો આજનો ગ્રાહકશ્રોતા ભૂલી ગયો છે કે તમારું ભોજન પૂરું ન કરો ત્યાં સુધી તમને મિષ્ટાન્ન (ડિઝર્ટ) પીરસવામાં આવવાનું નથી. આજે એ જ સ્થિતિ સાહિત્યમાં છે. સ્વીકૃત વિચારો અને રૂઢ પ્રતિભાવોને દઢાવતો સાહિત્યનો તાત્કાલિક પરિતોષ તમારા અભ્યંતરનો ઊંડો પરિપોષ આપી શકે એવું જગતનું કોઈ સાહિત્યશાસ્ત્ર સમજાવી શકે તેમ નથી.

સાહિત્યમાં તાત્કાલિક પરિતોષને ઠેલવાનો અર્થ એવો નથી થતો કે સાહિત્યના પ્રસાદગુણને બાદ કરવાનો છે. પણ સાહિત્યમાં તાત્કાલિક પરિતોષ સાથે સંકળાયેલો અતિપ્રસાદ અત્યંત ખતરનાક છે. અને એ અતિપ્રસાદ જ વર્જ્ય છે. સાહિત્યમાં પ્રસાદનું મહત્ત્વ છે. અતિપ્રસાદ કે અલ્પપ્રસાદ સાહિત્યના અનુભવને વણસાડે છે. સંસ્કૃત આલંકારિક મમ્મટે તાત્કાલિક આનંદ (સદ્યઃપરનિર્વૃતયે)ની વાત કરી છે, પણ એ તો કાવ્યપ્રયોજન સંદર્ભે કરી છે. એનું કહેવું છે કે તાત્કાલિક સધાતું પ્રયોજન આનંદનું છે. કાવ્યનાં અનેક પ્રયોજનોમાં યશ, અર્થ વ્યવહારજ્ઞાન, અમંગલનાશ અને કાન્તાસંમિત ઉપદેશનો સમાવેશ છે, પણ આ બધાં પ્રયોજનો કાલવ્યય પછી સિદ્ધ થનારાં છે, પણ

# વાટ જોતું ઊભું છે આકાશ...

**રમણીક સોમેશ્વર**

એક નાનકડું પંખી આવી ગયું છે બારી વાટે મારા ઓરડામાં. નાનકડું, રૂપકડું, જાણે હવાનું બનેલું હોય એવું. અરે, આને તો પાસેના સરગવાના વૃક્ષ પર જોયેલું. મજાનો માળો બાંધીને અંદર બેઠેલું. નાનકડી ચાંચથી આકાશને ફોલતું. સરગવાની ડાળી પર ઝૂલતું. ફરરર દઈ આકાશમાં આંટો મારી આવતું. આ પંખી ભૂલું પડ્યું છે મારા ઓરડામાં. ઓરડામાં તો છે પુસ્તકોના ઢગલા. ભેજભરી દીવાલો. ઊડવા જાય છે ને દીવાલો પર અથડાય છે. હું ઊભો થઈ, હળવે રહી પંખો બંધ કરું છું. અહીંતહીં અથડાતું એ પંખાના પાંખડા પર બેસી જાય છે. ઊડવા મથે છે તો ઉપર આકાશને બદલે છત. પુસ્તકોને ઢાંકી બેઠેલા કબાટના કાચ સાથે ઘડીકમાં અથડાય. પાછું ફરર કરતુંક બેસી જાય પંખાની પાંખે.

ભયાવહ નજરે પંખીને તાકતો હું પંખી બની જાઉં છું. દીવાલો મને ઘેરી વળી છે. ક્યાં છે મારું સરગવાનું સુગંધભીનું વૃક્ષ? ક્યાં છે માળો? ક્યાં છે મારી પાંખોમાં ભરાયેલું આકાશ, ઝાડ પરનાં મારાં સાથીઓ, પાંદડાંઓ વચ્ચે રમતો તડકો, મુક્ત હવા – ક્યાં છે? ક્યાં? ભૂલો પડ્યો છું દીવાલોના પ્રદેશમાં! માથે છત. ગૂંગળામણ. અથડામણ.

પંખીના ખોળિયામાં હું ઝાઝું રહી શકતો નથી. ફરી આવી જાઉં છું ટેબલ પાસેની ખુરશી પર. ઓહ! મને કળ વળતી નથી. મૂંઝાયેલું શ્વેતકંઠ નાની નાની ભયભીત આંખોથી તાક્યા કરે છે ચોમેર. હળવેકથી ઊભો થઈ બધી જ બારીઓ ખોલી નાખું છું. બારણું તો ખુલ્લું જ છે. મનોમન કહું છું – ભાઈ પંખી, ચાલ્યું જા, ચાલ્યું જા તારા આકાશમાં. નીકળી જા બારીમાંથી બહાર. પણ એ ક્યાં સમજે છે મારી ભાષા! અને એની ભાષા તો મને આવડતી નથી. થોડી વાર પૂતળાની જેમ બેસી રહું છું ખુરશી પર નિષ્પલક. થાય છે, મારો સંચાર કદાચ એને ભયભીત કરતો હોય. મારું અહીં હોવું એને કનડતું હોય. પછી ચુપકીદીથી નીકળી જાઉં છું. ઓરડાની બહાર. અને થોડી વારે આવીને જોઉં છું તો પંખીએ એનો માર્ગ શોધી લીધો હોય છે.

આવી ચડ્યો છું હુંય આ પંખીની જેમ કોઈ અજાણ્યા ઓરડામાં. આકાશમાં ફેલાઈ જવા પાંખ પ્રસારું છું ને છત સાથે અથડાઉં છું. અડખેપડખે પાર વિનાની ભીંતો. અરે, કોઈ તો બારી ખોલો. ના. તમારો બતાવ્યો માર્ગ મને નહીં ફાવે. શોધી લેવા દો મને એકલાને મારો માર્ગ. બહાર. આકાશ મારી વાટ જોતું ઊભું છે.



## વાવાઝોડું

(હાઇકુ)

**રમેશ પટેલ**

(૧)
*નોધારું બાળ*
*વાવાઝોડામાં, હવે–*
*આધાર શોધે!*

(૨)
*હોલવી દીધા*
*ફૂંક મારી દીપકો,*
*વાવાઝોડાએ!*

(૩)
*અંધારાં આવે*
*વાવાઝોડાની આંખે,*
*ચિતાઓ જોઈ!*

(૪)
*કંડલા કહે :*
*"રાક્ષસનો પર્યાય—*
*વાવાઝોડું છે!"*

(૫)
*પવન કહે-*
*વીજળીવેગે વહું—*
*હું વાવાઝોડું!*

# વિસ્તરતી સીમાઓ

ચન્દ્રકાન્ત ટોપીવાળા

લોકોને સાહિત્યની અભિમુખ કરવામાંથી લોકો તરફ અભિમુખ થવામાં આજનો સાહિત્યકાર સપડાઈ તો નથી ગયો ને એવી વારંવાર દહેશત જાગ્યા કરે છે. કાફિયા અને રદીફની કે ધ્રુવપંક્તિ અને આંતરાઓની કૃતક ગણતરી સાથે સીમિત સંવેદનમાં બદ્ધ રહી વિવિધ શક્યતાઓને અને મોટા પડકારોને ભૂલી ગયેલી મોટા ભાગની કાવ્યપ્રવૃત્તિ તેમ જ બોલીઓને નામે વ્યંજકઘટનાથી પ્રસંગોના અભિધાવૈભવ તરફ ઘસડાયેલી મોટા ભાગની કથાપ્રવૃત્તિ જાણે કે લોકોને તાત્કાલિક તૃપ્તિ આપવાની જહેમત કરી રહી છે.

સદ્ય અને શીઘ્ર પ્રત્યાયનના જમાનામાં ઉત્તમ સાહિત્યના વિલંબ અને પ્રતિકાર જેવાં મૂલ્યોને પછવાડે છોડીને સાહિત્ય જાણે કે શીઘ્રપતન કે શીઘ્રસ્ખલનમાં સંતુષ્ટિ શોધી રહ્યું છે. ફ્રૉઇડે આનંદને ઉદ્દીપન સાથે નહીં, પણ સમતુલા સાધવા માટેના ઉદ્દીપનના નિયંત્રણ સાથે સાંકળ્યો છે એ વાત વીસરાવી ન જોઈએ. ઇચ્છા અને ઇચ્છાની સદ્ય પરિતૃપ્તિ એ તો આદિમ સ્થિતિ છે. પરંતુ જે પરિષ્કૃત પુખ્તતાની સ્થિતિ છે એમાં તો વિરોધી વૃત્તિઓના સંયોજન દ્વારા અને સંતૃપ્તિ પરત્વેના પ્રતિકારો દ્વારા વૈયક્તિકતાની ક્રિયા હાંસલ કરવામાં આવે છે. તાત્કાલિક સંતોષ એ બીજું કશું નથી, પણ શીઘ્રપતન કે શીઘ્રસ્ખલન છે. સમૂહ સંસ્કૃતિમાં આવી તાત્કાલિક તૃપ્તિનાં ભયસ્થાનો ઓછાં નથી.

લેનર્ડ માયરે (Leonard Meyer) ૧૯૫૯માં 'સંગીતનું મૂલ્ય અને એના સામર્થ્ય પર કેટલીક નોંધ' એ નામે એક લેખ કરેલો, જે આજની પરિસ્થિતિમાં પણ એટલો જ સંગત છે. માયરે પ્રાથમિક સંગીત સાંભળતાં જે આનંદ ઊપજે એને પરિષ્કૃત સંગીતથી ઊપજતા આનંદથી જુદો તારવ્યો છે. માયરનું માનવું છે કે પશ્ચિમનું પૉપ સંગીત પ્રાથમિક સંગીત છે અને એ રૂઢિગત ચવાયેલી વસ્તુઓ સાથે એવી રીતે કામ પાડે છે કે એમાંથી તાત્કાલિક સંતૃપ્તિ જન્મે છે, જ્યારે પરિષ્કૃત સંગીત (એટલે કે શાસ્ત્રીય અથવા જૅઝ સંગીત) સૂક્ષ્મ આનંદ સમર્પે છે, જેમાં તાત્કાલિકતાને જતી કરવાની એક પ્રબળ ઇચ્છા હોય છે અને અનાગત સંતૃપ્તિ માટે અલ્પતૃપ્તિનો આદર હોય છે. પ્રાથમિક શ્રોતા ઇન્દ્રિય-વિષયક આનંદથી સંતુષ્ટ રહે છે, જ્યારે પરિષ્કૃત શ્રોતા ઘણી બધી અનિશ્ચિતતાઓ અને પ્રતિકારોને સહેવા સમર્થ હોય છે. કેવળ લાગણીવિસ્ફોટનો ભોગ બનેલો આજનો ગ્રાહકશ્રોતા ભૂલી ગયો છે કે તમારું ભોજન પૂરું ન કરો ત્યાં સુધી તમને મિષ્ટાન્ન (ડિઝર્ટ) પીરસવામાં આવવાનું નથી. આજે એ જ સ્થિતિ સાહિત્યમાં છે. સ્વીકૃત વિચારો અને રૂઢ પ્રતિભાવોને દઢાવતો સાહિત્યનો તાત્કાલિક પરિતોષ તમારા અભ્યંતરનો ઊંડો પરિપોષ આપી શકે એવું જગતનું કોઈ સાહિત્યશાસ્ત્ર સમજાવી શકે તેમ નથી.

સાહિત્યમાં તાત્કાલિક પરિતોષને ઠેલવાનો અર્થ એવો નથી થતો કે સાહિત્યના પ્રસાદગુણને બાદ કરવાનો છે. પણ સાહિત્યમાં તાત્કાલિક પરિતોષ સાથે સંકળાયેલો અતિપ્રસાદ અત્યંત ખતરનાક છે. અને એ અતિપ્રસાદ જ વર્જ્ય છે. સાહિત્યમાં પ્રસાદનું મહત્ત્વ છે. અતિપ્રસાદ કે અલ્પપ્રસાદ સાહિત્યના અનુભવને વણસાડે છે. સંસ્કૃત આલંકારિક મમ્મટે તાત્કાલિક આનંદ (સદ્યઃપરનિર્વૃતયે)ની વાત કરી છે, પણ એ તો કાવ્યપ્રયોજન સંદર્ભે કરી છે. એનું કહેવું છે કે તાત્કાલિક સધાતું પ્રયોજન આનંદનું છે. કાવ્યનાં અનેક પ્રયોજનોમાં યશ, અર્થ વ્યવહારજ્ઞાન, અમંગલનાશ અને કાન્તાસંમિત ઉપદેશનો સમાવેશ છે, પણ આ બધાં પ્રયોજનો કાલવ્યય પછી સિદ્ધ થનારાં છે, પણ

સાહિત્યમાંથી પ્રાપ્ત થતા આનંદનું પ્રયોજન તાત્કાલિક છે. તો, મમ્મટે 'તાત્કાલિક આનંદ' કહ્યો ત્યારે પ્રયોજનોના ક્રમમાં એનું સ્થાન સદ્ય છે એવું એ પ્રતિપાદિત કરવા માગે છે. મમ્મટે એમાં કાવ્યની આનંદપ્રક્રિયા અંગે તાત્કાલિકતાની વાત કરી નથી.

આનંદપ્રક્રિયા અંગે સંસ્કૃત આલંકારિકોને સંભારવા જ હોય તો પ્રસાદના એમના વર્ણન પરત્વે સંભારી શકાય. કાવ્યમાં પ્રસાદગુણને વર્ણવતાં કહેવાયું છે કે સૂકા લાકડામાં જેમ અગ્નિ પ્રસરે અથવા જલ જેમ સહસા સર્વત્ર પ્રસરી જાય તેમ ચિત્તને વ્યાપી દેતો અને સર્વ રસ અને સર્વ રચનામાં રહેલો તે પ્રસાદ-ગુણ છે. અહીં પ્રસાદની ગતિ સહસા છતાં ક્રમશઃ છે. સૂકા લાકડાવામાં અગ્નિ પ્રસરે કે સ્વચ્છ જલ જેમ સર્વત્ર પ્રસરે એ 'પ્રસર' ક્રમશઃ જ હોય. સહસામાં વેગ છે, પણ ક્રમ તો નિહિત છે જ. દૃષ્ટાંત પોતે જ આનંદની ક્રમશઃ પ્રસરતી પ્રક્રિયાનું દ્યોતક છે.

તાત્કાલિકતાના જમાનામાં બધું જ તાત્કાલિક માગતી સામાજિક સ્થિતિ વચ્ચે સાહિત્યે પણ તાત્કાલિકતા અપનાવી તો એનો પ્રભાવ પણ તાત્કાલિક જ હશે. સાહિત્યની તકલાદી તાત્કાલિકતાની સામે સાહિત્યની સ્થિરમુદ્રા માટેનાં ખંત અને ધીરજ ક્યાં શોધવાં?

❑

## માને

**દક્ષા વ્યાસ**

*મા!*
*તું ગઈ ને*
*વહાણાં વાઈ ગયાં.*

*લાગે છે–*
*અવકાશના અફાટ મહાસાગરમાં*
*અમને ફંગોળાતાં મેલીને*
*તારા ગયાને*
*યુગોના યુગો વહી ગયા.*

*ક્યારેક લાગે છે–*
*હજુ તો આ અત્તરઘડી તું અહીંયાં હતી,*
*પેલા રસોડામાં*
*ભાતભાતનાં ભોજન બનાવતી*
*દીકરાદીકરી કાંઈ ખાતાં નથીનો બળાપો કાઢતી*
*ઠૂંસી ઠૂંસીને કોળિયા ભરાવતી.*

*સાંજ ઢળ્યે*
*ઓસરીએ ઊભી ઊભી*
*જણેજણની વાટ જોતી*
*વહેલુંમોડું થયે માનતા માનતી*
*બાધા-આખડી લેતી.*

*તારો એ મધમીઠો વત્સલ સાદ*
*હજી અબીહાલ તો સાંભળ્યો'તો,*
*તારું એ ચિંતાઘેર્યું મુખ*
*હજી હમણાં તો ભાળ્યું'તું — નહીં?!*

*તડપી ઊઠું છું*
*તારી એ પંચમહાભૂતની મૂરતનું દર્શન કરવા*
*ને તું તો હવામાં ઓગળી ગઈ!*

*મા!*
*તું સાદ પાડી પાડીને થાકી જાય*
*ને હું ન આવું એવું બને,*
*પણ*
*હું 'મા' કહું ને તું મને સોડમાં ના લે*
*એવું તો ના જ બને–*

'ઉદ્દેશ'ના વાચનની ફલશ્રુતિ કે સંગીતવિષય પર જવલ્લે જ કોઈ પ્રતિભાવંત લેખક મળે છે તે ભેટ્યા, અક્ષરદેહ દ્વારા. એ છે શ્રી લાભશંકર પુરોહિત. આનંદ, આનંદ. તમારો આભાર, આવી પ્રતિભાવંત કલમનો પરિચય કરાવ્યો.

મુંબઈ
તા. ૩-૨-'૯૮ — અજિત શેઠ

*

'ઉદ્દેશ' નિયમિત મળે છે. ગુજરાતી સાહિત્યમાં એનું આગવું સ્થાન છે. તમારા અથાગ શ્રમ અને લગને અમને આવું ઉત્તમ સાહિત્ય મળે છે.

કલકત્તા
તા. ૧૧-૩-'૯૮ — બિહારીભાઈ શાહ

*

આજે બપોરે ૧ વાગ્યે ટપાલમાં 'ઉદ્દેશ' મળ્યું. બધું જ કાર્ય છોડી દઈ તરત જ વાંચી કાઢ્યું. બે લેખો ખૂબ ગમ્યા... 'એક અનોખો સેવાધર્મ' અને 'પ્રશિષ્ટ પરંપરાના એક વિવેચક'. જોકે શ્રી રાજેન્દ્ર શાહ-કૃત કઠોપનિષદનો અનુવાદ પણ ઘણો સારો લાગ્યો. તે માટે તેમને અભિનંદન. કાંઠે પહોંચેલા શ્રી બ્રોકરે પણ ઉત્તમ પ્રકારનો સેવાધર્મ આ લેખ લખીને બજાવ્યો ગણાય. સમાજ જેને 'અશુચિ' ગણીને તિરસ્કારે છે, તેને 'શિષ્ટીકૃત' કરવાની પ્રેરણા પ્રાપ્ત કરનારના હૃદયમાં પરમાત્માનો જ આવિષ્કાર થયેલો કહેવાય. મારી દૃષ્ટિએ ઉત્તમ પ્રકારનું એ પ્રભુકાર્ય જ લેખાય. વિષ્ણુસહસ્રનામનો પાઠ કરનારને જો 'શિષ્ટીકૃત અશુચિ' એવા નામનો મહિમા ન સમજાતો હોય, તો આવા લેખો મહિમાને સમજાવનાર નીવડે. તમારો પરિચય તો હતો તે હવે પ્રગાઢ બન્યો, 'પ્રશિષ્ટ પરંપરાના એક વિવેચક' લેખ વાંચ્યા પછી. બાહ્ય પરિચય તો સહેજે થાય, પણ આંતરિક પરિચય થતાં વાર લાગતી હોય છે, કારણ કે તે માટે દૃષ્ટિ કેળવવી પડે. આવા લેખો એ માટે અવશ્ય ઉપકારક નીવડે.

કપૂરા (જિ. સુરત)
તા. ૨૩-૩-'૯૮ — ઈશ્વરભાઈ પ્ર. પટેલ

*

જૂના 'કવિતા'ના અંકમાં અચાનક આપનો ફોટો જોવા મળ્યો. ખુશી થઈ. એમાં ઉમેરો કરતો 'પ્રશિષ્ટ પરંપરાના વિવેચક' લેખ 'ઉદ્દેશ'ના માર્ચ '૯૮ના અંકમાં વાંચવા મળ્યો. આ અંકમાં મુ. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીના પત્રોની પ્રસાદીનો સત્ત્વશીલ આસ્વાદ, મુ. ગુલાબદાસ બ્રોકર દ્વારા લિખિત 'એક અનોખો સેવા-ધર્મ'નો ઉમદા વિષય અને ઊંડી છાપ મૂકી જતું આછું ચરિત્રાંકન, કઠોપનિષદનો સુંદર ભાવાનુવાદ – અંકની આ બધી સામગ્રી માણવા જેવી છે.

વડોદરા
તા. ૨૪-૩-'૯૮ — ભૂપેન્દ્ર વ્યાસ

*

મુ. વિષ્ણુભાઈ ત્રિવેદીના પત્રો પણ ખૂબ પ્રેરક છે. અંગ્રેજી શબ્દોને બદલે ગુજરાતી પર્યાય મૂકી અંગ્રેજી શબ્દ કૌંસમાં આપવાનું એમનું સૂચન ખૂબ પ્રસ્તુત છે. હાલમાં વર્તમાનપત્રોમાં પણ અંગ્રેજી શબ્દોનું આક્રમણ વધુપડતું દેખાય છે. રાજેન્દ્ર શાહનો 'કઠોપનિષદ'ના અનુવાદનો પ્રયત્ન સારો છે. સમશ્લોકી અનુવાદમાં મૂળનો ભાવ ઊતરી શકતો નથી. અર્થબોધ થઈ શકે નહીં. ગુલાબદાસ બ્રોકરનો લેખ ગમ્યો. તેમનો ઉપસંહાર "માણસો જ્યાં સુધી... કલ્યાણમાર્ગે છે" તે હકીકત છે. મહારાષ્ટ્ર આવી ઘણી બાબતોમાં આપણાથી આગળ છે.

તુષાર ભટ્ટનો તમારા વિશેનો લેખ તમારા વ્યક્તિત્વનો પરિચાયક છે અને તમારા કાર્યને સારી રીતે — સુયોગ્ય રીતે બિરદાવે છે. શ્રીમતી જશવંતીબેનને પ્રો. સુરેશ દલાલનાં ગુજરાતી કાવ્યોનાં તેમનાં સંસ્કૃત રૂપાન્તરોને માટે સારો આવકાર મળેલો. સાહિત્ય એકેડેમીમાં પ્રસિદ્ધ કરેલા તમારા ગોવર્ધનરામ વિશેના પુસ્તકના સંખ્યાબંધ ભાષામાં અનુવાદો થયાનું જાણીને ખૂબ રાજી થયો. તમે "નવા અને પ્રયોગશીલ પ્રતિભાવવાળા લેખકો પ્રત્યે હંમેશાં સંવેદનશીલ અને સહાનુભૂતિ ધરાવનારા રહ્યા છો" તે વિધાન તદ્દન સાચું છે... દિલીપકુમાર રૉયને અપાયેલ નિરુપમા અને

અજિત શેઠનો 'અર્ઘ્ય' ખરેખર સમુચિત છે. આવી વિરલ પ્રતિભાસંપન્ન વ્યક્તિઓ હવે દુર્લભ થતી જાય છે એ ખેદનો વિષય છે. 'અર્ઘ્ય' વાંચતો હતો ત્યારે વડોદરામાં ન્યાયમંદિર હૉલમાં તેમને સાંભળેલા તે દૃશ્ય તાજું થયું.

વડોદરા

તા. ૨૫-૩-'૯૮ અરુણોદય ન. જાની

*

'ઉદ્દેશ'ના માર્ચ અંકમાં 'પ્રશિષ્ટ પરંપરાના એક વિવેચક' વાંચ્યું. એમાં તમારી છબી બરાબર પડે છે. ખાસ વાત તો એ છે કે લેખમાં એક પ્રકારની ઉષ્મા પ્રગટ થતી અનુભવાય છે. તમે જે રળ્યા, તમારા તપથી, તમારી સાધનાથી ને સ્વભાવથી, તેનો એમાં હિસાબ છે સધ્ધર જમાપાસાવાળો! ધન્યવાદ.

સુરત

તા. ૨૫-૩-'૯૮ જયન્ત પાઠક

*

'ઉદ્દેશ'નો ૧૦૦મો અંક નિશ્ચિત પરિપાટી મુજબનો અંક ન બની રહેતાં, સંદર્ભપોષક અભ્યાસ-સામગ્રીને સંઘરનાર વિશેષાંક તરીકે ઉપસાવો તો?

જામનગર

તા. ૧૯-૭-'૯૮ લાભશંકર પુરોહિત

*

'ઉદ્દેશ' જુલાઈ '૯૮માંની એક વાર્તા 'પ્રતિબિંબનો પડઘો' (મહેશ દવે) અંગે એક સૂચન – સમગ્ર વાર્તાનો ધ્વનિ, જો એક જ શબ્દ 'પ્રતિબિંબ'/ અથવા 'પડઘો'માં આવી જતો હોય, તો 'પ્રતિબિંબનો પડઘો' રાખવાની જરૂર ખરી? વાર્તા સારી છે. લેખકશ્રીની જાણ સારુ.

મહેરવાડા

તા. ૨૨-૭-'૯૮

*

'ઉદ્દેશ'નો સપ્ટે. '૯૮નો અંક મળ્યો. મધુસૂદન ઢાંકીના 'સપ્તક' પરનો શ્રી લાભશંકર પુરોહિતનો મર્મગામી લેખ ખૂબ સરસ છે. આભાર.

'તવ ચરણે અમ વાસ સદા હો' પરનું ઊઘડતા પાના પરનું આપનું ભાષ્ય રસાવહ અને હૃદ્ય છે.

સુર.ની ગોપીના શબ્દો–

*'...તે અંખિયા હમ લાગી !'–*

નું ગુજરાતી... 'તે આંખો અમને (જોવા) લાગી...' કરવું યોગ્ય રહે.

મહેરવાડા

તા. ૨૦-૯-'૯૮ ઈશ્વરભાઈ જી. પટેલ

*

'ઉદ્દેશ' નિયમિત મળે છે. વાર્તાઅંક ઘણો સુંદર-ઉત્કૃષ્ટ છે.

પોરબંદર

તા. ૧૨-૮-'૯૮ જ્યોતિબહેન થાનકી

*

'ઉદ્દેશ' જેવું સાહિત્યસ્પંદનો ધરાવતું સામયિક ટકાવી રાખવું અને તેમાં ઉત્કૃષ્ટ સાહિત્યકૃતિઓ પ્રગટ કરવી એ કપરું કામ આપ બજાવી રહ્યા છો... સાહિત્યના પ્રવાહો સાથે રહેવા માટે 'ઉદ્દેશ' નિમિત્ત બન્યું છે તેનો અદકેરો આનંદ છે.

રાજકોટ

તા. ૯-૯-'૯૮ રમણીક પીઠડિયા

*

સપ્ટેમ્બર- ૯૮ના અંકમાં 'આચાર્ય કૃપાલાનીની આત્મકથા' અભ્યાસલેખ બદલ શરીફા વીજળીવાળાને હાર્દિક અભિનંદન. આદરણીય ઇતિહાસપુરુષો વિશેનાં આ પ્રકારનાં પુસ્તક વિશે કોઈ અભ્યાસુ આ જમાનામાં નિષ્ઠાપૂર્વક અભ્યાસલેખ આપે તે જોઈ 'વિદ્યાતપ' કે 'સામાજિક પ્રતિબદ્ધતા' જેવા શબ્દોનું ગૌરવ ઝળાહળ થતું જણાય છે. દળદાર ગ્રંથ પ્રગટ કરવા બદલ જે રીતે ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અભિનંદનનું અધિકારી ઠરે છે, તે રીતે જ આવી સાચુકલી વિદ્યાપ્રીતિ બદલ શરીફાબહેનને અભિનંદન. આવા વિરલ પ્રસંગોમાં જ તંત્રીશ્રીનું તંત્રીપણું સાર્થક પુરવાર થતું હોય છે. કૃપાલાનીજીની આત્મકથાના આલેખમાં ગાંધી-સરદાર-જવાહરનો તો ભેટો થાય જ; થયો જ; પણ શરીફાબહેનની બિનસાંપ્રદાયિકતા અને ભારતીયપણું સવિશેષ સ્પર્શી ગયાં.

અમદાવાદ

તા. ૧૮-૯-'૯૮ યોગેન્દ્ર પારેખ

*

## વૈવિધ્યમય વાર્તાવિશ્વ

આજથી આઠેક વર્ષ પહેલાં 'ઉદ્દેશ' માસિક શરૂ થયું ત્યારે તેનો પ્રથમ અંક જોઈને જ 'સંસ્કૃતિ' (તંત્રી: ઉમાશંકર જોશી)ની સ્મૃતિ તાજી થઈ ગઈ હતી. આજે 'ઉદ્દેશ'ના ૯૬ અંકો પ્રગટ થઈ ચૂક્યા છે ત્યારે એટલું તો જરૂર કહી શકાય કે ગુજરાતી સાહિત્યરસિકો અને સાહિત્યના મરમીઓને દર મહિને 'ઉદ્દેશ'ની પ્રતીક્ષા રહે છે. 'ઉદ્દેશ'માં મહદ્ અંશે સાહિત્યના ચોક્કસ સ્તરનો આગ્રહ દેખાયો છે. તેની વૈવિધ્યમય સાહિત્યિક સ્વરૂપો ધરાવતી સામગ્રીમાં બહુધા એ ધોરણ જળવાયું જોવા મળ્યું છે.

ગુજરાતી સાહિત્યક્ષેત્રે ટૂંકી વાર્તા જેવી પ્રમાણમાં સુકાતી જતી સાહિત્યિક પ્રવૃત્તિને પાંગરતી રાખવાના પ્રયત્નોમાં સક્રિય ગણ્યાંગાંઠ્યાં માસિકોપાક્ષિકોમાં 'ઉદ્દેશ'નું સ્થાન છે. 'ઉદ્દેશ'નો જુલાઈ ૧૯૯૮નો અંક વાર્તા-વિશેષાંક છે. અગિયાર જેટલી ટૂંકી વાર્તાઓ આ અંકમાં સમાવિષ્ટ કરી શકાઈ છે. તેમાં હિમાંશી શેલત જેવાં કસબી કલાકારની વાર્તાથી લઈને ડૉ. ભારતી હરીન્દ્ર જેવાં નવોદિતની વાર્તાઓ છે. સુવર્ણા, બહાદુરભાઈ વાંક ઇત્યાદિની વાર્તાઓ અહીં સમાવી શકાઈ નથી તે આગામી અંકમાં પ્રગટ થશે તેવી નોંધ પણ તંત્રીએ આરંભમાં મૂકી છે.

અંકના આરંભે જ મૂકેલી હિમાંશી શેલતની વાર્તા 'ગાઈડ' ટોળાના માનસની તાસીરને હૂબહૂ પેશ કરતી સુંદર વાર્તા બની છે. અલબત્ત, કથાનાયક 'ગાઈડ'ની મનોવૃત્તિનો ખ્યાલ વાર્તા પૂરી વાંચતા પહેલાં જ વાચકને આવી જાય છે. આમ, લેખિકા અંતમાં જે રહસ્યસ્ફોટ કરે છે તેનો અંદેશો વાચકને પહેલાં જ આવી જાય છે. હરીશ નાગ્રેચાની મનોવૈજ્ઞાનિક પરિણામ ધરાવતી વાર્તા 'ખીંટી' કથાનાયિકાના માનસિક સંતાપ અને તનાવને વાચકના માનસમાં સુપેરે સંક્રમિત કરવામાં સફળ થાય છે.

વરસો પહેલાં રાજ કપૂર દિગ્દર્શિત 'મેરા નામ જોકર' ફિલ્મ જોઈ હતી. એમાં સીમી ગરેવાલને સૌંદર્યવાન યુવાન શિક્ષિકા તરીકે અને પાછળથી વૃદ્ધા તરીકે દર્શાવાઈ હતી. એક દશ્યમાં વૃદ્ધ સીમીને રાજ કપૂરને જોઈ પોતાની યુવાનીના દિવસો યાદ કરતી દર્શાવી છે.

કિશોર વયનો રાજ કપૂર પોતાની યુવાન શિક્ષિકા સીમી પર મુગ્ધ બન્યો હતો ત્યારનું એ દશ્ય યાદ કરતી વૃદ્ધ સીમીના ચહેરા પર યૌવનનો સોનેરી સમયખંડ ગુમાવ્યાની જે તીવ્ર પીડા દિગ્દર્શકે દાખવી હતી એ અદ્ભુત હતી!

પ્રવીણસિંહ ચાવડાની વાર્તા 'શ્વેત' વાંચતાં સીમીએ આંખો દ્વારા અભિવ્યક્ત કરેલી એ ગુમાવી દીધાની લાગણી યાદ આવી ગઈ. 'શ્વેત'નો વાર્ધક્યને આંબવા આવેલો કથાનાયક વિનોદ કાફી સ્ફૂર્તિલો અને ટિપ-ટૉપ છે. સવારમાં કલાક-કલાક ચાલવા જાય છે. અને સ્કૂલકૉલેજમાં હતી તેવી સ્ફૂર્તિ હજુ એના પગમાં છે. પણ છેલ્લા થોડા દિવસમાં ઉપરાઉપરી નિવૃત્ત બુઝુર્ગો તરફથી તેમની મંડળીમાં જોડાવાનાં આમંત્રણ મળતાં એ ખળભળી જાય છે. વિનોદનો આ ખળભળાટ લેખકે અત્યંત કલાત્મક રીતે વ્યક્ત કર્યો છે.

રમેશ ર. દવેની 'હા, રસ્તો એક જ છે' કથાવસ્તુના નાવીન્ય અને લેખકની આગવી શૈલીના પ્રભાવથી નોખી તરી આવે છે. ભગવત્ સુથારની લઘુકથા હૃદયસ્પર્શી છે.

આ ઉપરાંત રાઘવજી માધડ, ચિન્મય જાની, મુકુન્દ પરીખ, મહેશ દવે, તારિણી દેસાઈ, બી. કેશર-શિવમ્ તથા ડૉ. ભારતી હરીન્દ્રની વિષયવૈવિધ્ય ધરાવતી વાર્તાઓ રજૂ થઈ છે.

એકીસાથે આટલી બધી ટૂંકી વાર્તાઓ વાચનાર્થે ઉપલબ્ધ કરી આપવાનો 'ઉદ્દેશ'નો આ પ્રયોગ આવકાર્ય છે–અન્ય સાહિત્યિક સામયિકોએ અપનાવવા જેવો પણ છે.

'જન્મભૂમિ', તા. ૩-૮-'૯૮
('કલમ અને કિતાબ' વિભાગમાં) — તરુ કજારિયા

*

## 'ઉદ્દેશ' વાર્તા-વિશેષાંક

ગુજરાતી વાર્તા આજે સ્વરૂપ, સંકલના, કલ્પન અને રીતિરચનાના બહુવિધ આયામો પ્રગટાવતી ઘણું ગજું કાઢી ચૂકી છે. વાર્તાકલાનાં સર્વગ્રાહી પાસાંને નિજી કલાધારી આપવાનો સર્જનપુરુષાર્થ હજીયે નીવડેલા વાર્તાકારોની કલમમાં એવો જ બલકે એક શિલ્પકારની નિષ્ઠા સમો રહ્યો છે. 'ગુજરાતી વાર્તાનો નાભિશ્વાસ' ચાલી રહ્યાની અગાઉ જે ચિંતા પ્રવર્તેલી

તે ભ્રમ હવે દૂર થયો છે. જીવનવિચાર અને સાહિત્યના વિચારના, સાહિત્યપદાર્થના પર્યાય સમા બની રહેલા 'ઉદ્દેશ' સામયિકનો વાર્તાવિશેષાંક ગુજરાતી વાર્તાકારના સમગ્રલક્ષી સર્જનકર્મની ને કૌશલની પ્રતીતિ કરાવતી વાર્તાઓ સાથે પ્રગટ થયો છે.

ગુજરાતી સાહિત્ય અકાદમી ને સાહિત્ય અકાદમીનું પારિતોષિક મેળવી ચૂકેલાં ખરેખરાં સિદ્ધ-હસ્ત નીવડેલાં વાર્તાકાર હિમાંશી શેલતની વાર્તાથી પ્રારંભાતા આ અંકમાંની અન્ય વાર્તાઓમાં પણ વસ્તુવૈવિધ્ય, વસ્તુસંકલના, પ્રભાવક પાત્રાલેખન, નાનકડી ઘટનામાં જીવનની અખિલાઈના મનોવૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુ સાથેનું રચનાકૌશલ જોવા મળે છે. હિમાંશી શેલતની વાર્તા 'ગાઈડ' માનવસ્વભાવનાં લાક્ષણિકતા ને વૈવિધ્ય સાથે મનુષ્ય કેટલો કોમર્શિયલ ભાવનાવાળો થઈ ગયો છે, શિક્ષિતો પણ પરિસ્થિતિવશ ભીરુતા કેવી દાખવે છે અને પ્રચ્છન્નપણે છેતરવા છતાં આત્મવંચના કેવી દાખવે છે તેની સાદી વાત કહી જાય છે.

સમગ્ર વિશેષાંકમાં શ્રેષ્ઠ વાર્તા ગણી શકાય હરીશ નાગ્રેચાની 'ખીંટી' વાર્તા. આવી શકવર્તી વાર્તા અનાયાસ રચાઈ જાય છે. વાર્તાનાં સર્વતઃસ્પર્શી ઘટના, પાત્રો, પ્રસંગોમાંથી નિષ્પન્ન થતા પરિસ્થિતિજન્ય નિર્ણયો, આઘાતો-પ્રત્યાઘાતો, ભાવનાઓ, વાસ્તવિકતા, સામાજિકતા આ બધું જ એક સાથે સતત સાતત્ય સર્જકતાથી સધાય ત્યારે 'ખીંટી' જેવી વાર્તા રચાય. એનો સંઘેડાઉતાર ઘાટ, એના સુગ્રથિત તાણાવાણા, લેખકનું ભાષાકર્મ, રચનાકૌશલ એટલું નીતર્યા નીર સમું પ્રવહમાન રહે છે કે એમાંની કશી વાત કરવા કરતાં એ વાર્તા જ વાંચવી રહી, વાર્તા સ્વયં પર્યાપ્ત પરિચાયક બનીને ઊભી રહે છે. લેખકશ્રીને હૃદયભીનાં અભિનંદન. એવી જ બીજી વાર્તા 'હા, રસ્તો એક જ છે!' (રમેશ ર. દવે) પણ સઘન, મનોવૈજ્ઞાનિક લાક્ષણિકતાની કેટલીક છટાઓ દર્શાવે છે. પુરુષના સ્ત્રૈણ ભાવો જીવનમાં વિસ્તરતા જાય, પત્ની જાતીય તરફડાટ અનુભવે, ઘરના મોટા બાળક પર આઘાતજન્ય અસર પડે, બહેન ડૉક્ટર હોઈ આખો પ્રશ્ન સમજૂતીની ભાવનાની પીઠિકા પર વિચારે, એમ છતાં છેવટે પુરુષ સ્ત્રીમાં ફેરવાવાનો 'એક જ રસ્તો' અનિવાર્યપણે અનુભવે એવા એક અસ્તિત્વના કારુણ્યની ઘટના પણ અસરકારક રીતે દર્શાવી જાય છે. જોકે એ માટે મેડિકલ કારણો દર્શાવવામાં વાર્તા બનતી અટકી જાય છે.

નિવૃત્ત થયેલા સેલાર ને કૌમુદીના રોજિંદા જીવનની સહજ, સરળતાથી વાત કરતાં છેવટે સેલાર 'અક્કલ વગરનું કામ ઉપાડી લે' છે તે કયું કામ તે વાચક પર છોડી દેતા અંતવાળી વાર્તા 'સવાર સવારમાં' (તારિણીબહેન દેસાઈ) સરસ છે. સતત સ્ત્રીઓનું આકર્ષણ બનતા રહેતા પરશુને એક સામાન્ય છોકરી 'પોતાનો પ્રિયતમ પોતાની એકલીનો જ હોવો જોઈએ' તેવા કારણસર પ્રેમનો ઇન્કાર કરે તે મહેશ દવેની 'પ્રતિબિંબનો પડઘો' વાર્તા પણ વાર્તાકલાની સરસતાને છલકાવી જાય છે.

નિવૃત્ત થવાને આરે આવેલાને નિવૃત્ત થયેલા જીવનનો આનંદ જે રીતે શોધવા મથે છે તે કેવો હતાશ કરે છે – કારણ કે એને તો બાળક સમા નિર્દોષ વૃદ્ધત્વની જરૂર છે – એ તો વાર્તાના કવિતાઈસભર અંતમાં પ્રાસાદિક રીતે જણાવાયું છે. વાર્તા 'શ્વેત' (પ્રવીણસિંહ ચાવડા)નું રચનારીતિનું માધુર્ય માણવા જેવું છે.

મુકુન્દ પરીખની 'મિસ્ટર અ, મિસ બ અને કંડક્ટર' વાર્તા મિસ્ટર અ, મિસ બ અને કંડક્ટર એટલાં જ પાત્રોના મનોભાવો ને મનોવ્યાપારોમાંથી માનવજીવનની ભાવનાત્મક સંકુલતાનું જે સૂઝભર્યું આકલન કરીને યથાર્થને સિદ્ધ કરે છે, તે મનભાવન બની રહે છે. 'પાંચના ટકોરે' (રાઘવજી માધડ) વાર્તામાંની, પ્રેમમાં એક વાર છેહ પામ્યા પછીના ગૌરવહનનથી છેડાયેલી નારી, પતિના પુનરાગમન પહેલાં ઘર બહાર નીકળી જાય એવા નારીગૌરવની વાત પણ નોંધપાત્ર છે. અન્ય વાર્તાઓમાં ડૉ. ભારતી હરીન્દ્ર, બી. કેશરશિવમ્, ચિન્મય જાની, ભગવત્ સુથાર (લઘુકથા) સાંપ્રતના યથાર્થને વ્યક્ત કરી જાય છે. સમગ્ર અંક મૂર્ધન્ય વિવેચક રમણલાલ જોશી જેવા પીઢ ને પ્રગલ્ભ અભ્યાસી તંત્રીની નિગેહબાની હેઠળ તૈયાર થયો છે એટલે વાર્તાપસંદગીમાં કહેવાપણું ન હોય.

'લોકસત્તા-જનસત્તા', તા. ૧૪-૯-'૯૮, 'અક્ષરની આલમ' વિભાગમાં — દેવહુમા

□

# પ્રગતિના પંથે ઝડપી પ્રયાણ...
# નવા પાનો, નવો પ્રારંભ...



ગુજરાત રાજ્ય અને દેશની ઔદ્યોગિક પ્રગતિમાં વર્ષો સુધી નોંધપાત્ર પ્રદાન કરતું રહેલું ગુજરાત ખનિજ વિકાસ નિગમ લિમિટેડ (જીએમડીસી) હવે પરિવર્તનના પંથે પ્રગતિ સાધી રહ્યું છે. કેટલાક વિશિષ્ટ ફેરફારો સાથે જીએમડીસી પ્રજાની વધુ સારી સેવા માટે આવી રહ્યું છે. આ ફેરફારો છેઃ

નિગમના કુલ મૂડીરોકાણમાંથી ૨૬% મૂડી ગુજરાત સરકાર દ્વારા જાહેર જનતા માટે ઓફર કરવામાં આવી છે. એટલે કે,

- જીએમડીસી હવે તેના ૨૨,૦૦૦ જેટલા શેરહોલ્ડરો પ્રતિ ઉત્તરદાયી બને છે. આ ઉત્તરદાયીત્વ નિભાવવા જીએમડીસીનું સંચાલન-પ્રબંધ વધુ વ્યાવસાયિક બનશે. એટલે સંચાલન વધુ કાર્યક્ષમ બનશે અને પરિણામલક્ષી પણ.
- લિગ્નાઈટ માટેની રજિસ્ટ્રેશન ક્વૉટા પદ્ધતિ રદ કરવામાં આવી છે હવે લિગ્નાઈટ મુક્ત રીતે, પૂરતા પ્રમાણમા મળી રહેશે.
- આંતરરાજ્ય વેચાણમાં થતી ગેરરીતિઓ પર સંપૂર્ણપણે અંકુશ.
- જીએમડીસીની પ્રોજેક્ટ તથા વડી કચેરીઓમાં કામગીરીનું સંપૂર્ણ કમ્પ્યુટરાઈઝેશનની પ્રક્રિયાનો પ્રારંભ
- લિગ્નાઈટ ઉત્ખનનની મર્યાદિત કામગીરીમાંથી હવે વિસ્તરણની દિશામાં પગલાં... ફોરવર્ડ ઈન્ટીગ્રેશન દ્વારા વીજ ઉત્પાદન ક્ષેત્રે પ્રવેશ માટે જીએમડીસી તૈયાર.






**ગુજરાત ખનિજ વિકાસ નિગમ લિ.**
(ગુજરાત સરકારનુ સાહસ)
ખનિજ ભવન, નહેરૂપુલ સામે, આશ્રમ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૯
ફોન નં.: ૬૫૮૨૪૭૫, ૬૫૮૪૪૭૭ ફેક્સ નં.: ૦૭૯-૬૫૮૧૦૮૨

B dh3n GMDC 02/98 Guj

**જી.એમ.ડી.સી. વધુ સક્ષમ કામગીરી માટે કટિબદ્ધ.**

Uddesh (A literary, cultural monthly) October 1998 : ISSN 0971-6599
Licensed to post without prepayment, Licence No. 188 R. No. GAMC/920

PHARMACEUTICALS • DIAGNOSTICS • BIOLOGICALS • ONCOLOGICAL PRODUCTS • BULK DRUGS • AGRICULTURE • AGRICULTURE • AQUACULTURE • VETERINARY • MEDICAL ELECTRONICS • COSMETICS • PHARMACEUTICAL ENGINEERING • TRAVEL BUSINESS

"શરીરને કંકણની ઉપમા આપી છે, તે સાચી જ છે. જેટલીવાર કંકણને ફૂટતાં લાગે છે તેટલી પણ શરીરને નથી લાગતી. જતનથી રાખીએ તો કાચનું કંકણ દિર્ઘાયુ નહી શકે."

મહાત્મા ગાંધી (ગંગાબેનને પત્રોના ૮-૫-૧૯૩૧)



આરોગ્ય સંભાળના ક્ષેત્રમાં રોગ પ્રતિકાર કરતાં રોગ પ્રતિરોધ એ જ મહત્વની બાબત છે. જીવનના સંપૂર્ણ જતનના દ્રઢ નિર્ધાર સાથે પ્રતિરોધ-પ્રતિકાર, ઉપચાર અને નિદાન ક્ષેત્રે એક ઉમદા પરંપરાનું પ્રતીક એટલે કેડિલા હેલ્થકેર. પરંપરાગત કોઠા સૂઝ, પ્રયોગશીલ સર્જનાત્મકતા અને તરોતાજા તરવરાટનો ત્રિવેણી સંગમ એટલે કેડિલા હેલ્થકેર. કેડિલા હેલ્થકેર આરોગ્ય સેવાઓના ક્ષેત્રે સતત કાર્યશીલ રહેવા ચાર દાયકા કરતાં પણ વધુ સમયથી પ્રતિબધ્ધ છે.

ઉત્તમ ગુણવત્તાસભર ઓષધોથી સુશ્રુષાક્ષેત્રે તબીબી સેવાઓને સંપૂર્ણ અને વધુ સુદ્દઢ બનાવવા પ્રયત્નશીલ કેડિલા હેલ્થકેર. દેશ વિદેશમાં ખૂણેખૂણેથી ટેકનોલોજી અને પ્રતિભા, સંશોધન અને સાધનોના સમુચિત વિનિયોગ દ્વારા આરોગ્ય સેવાઓના ક્ષેત્રે અનેરુ પદાર્પણ કરવા કટિબધ્ધ -

Cadila healthcare




આપના સ્વાસ્થ્ય-સંભાળની કાળજી લેતી કંપની

કોર્પોરેટ ઓફિસ · ૨૦૧/૨/૩, 'સેફીન', આબાવાડી, અમદાવાદ - ૩૮૦૦૦૬. ફોન · (૦૭૯) ૬૫૬ ૪૩ ૭૧-૭૬, (૦૭૯) ૬૪૨ ૫૯ ૨૩/૨૪, ફેક્સ · (૦૭૯) ૬૫૬ ૧૬ ૫૯

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

**सर्वभाषा सरस्वती**

વર્ષ નવમું અંક ચોથો

નવેમ્બર ૧૯૯૮

તંત્રી
રમણલાલ જોશી

## ૧૦૦



# ઉદ્દેશ

વર્ષ : નવમું અંક : ચોથો સળંગ અંક : ૧૦૦

અનુક્રમ : નવેમ્બર ૧૯૯૮



પ્રકાશક રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

લેઆઉટ, ટાઇપસેટિંગ : ઇમેજ સિસ્ટમ્સ, ૩૦૧, વૈભવી કૉમ્પ્લેક્સ, ફતેહપુરા પોલીસ ચોકી પાછળ, પાલડી, અમદાવાદ – ૩૮૦ ૦૦૭. ફોન : ૬૬૧ ૦૪૪૧

મુદ્રણસ્થાન · ભગવતી ઑફસેટ બારડોલપુરા અમદાવાદ – ૩૮૦ ૦૦૪

## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૧૦૦, વિદેશમાં (ઍરમેલ) રૂ. ૫૦૦. આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂ. ૧,૫૦૦.
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે. અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે.
- છૂટક નકલ રૂ. ૧૫, પોસ્ટેજ સાથે.
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું :

  **'ઉદ્દેશ' ફાઉન્ડેશન**
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
  ફોન . ૭૪૫૬૨૭૭; ૭૪૫૨૦૨૭
- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં બહારગામના ચેકો સ્વીકારાશે નહિ
- 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે .

(૧) **વિજય મૅગેઝીન વર્લ્ડ**
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન: ૫૩૫૪૫૯૬

(૨) **સૌરભ પુસ્તક ભંડાર**
કૅલિકો ડોમ પાસે, મેડા ઉપર
રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧
ફોન: ૩૮૧૨૩૦, ૭૪૭૫૦૯૭

(૩) **મૅગેઝીન વર્લ્ડ**
સ્ટેશન રોડ,
આણંદ - ૩૮૮ ૦૦૧

ઉદ્દેશ

નવેમ્બર ૧૯૯૮

सर्वभाषा सरस्वती



# સુખ-દુઃખ એટલે શું ?

સુખ-દુઃખ એટલે શું ? આપણાં શાસ્ત્રોમાં તો કહ્યું છે કે અનુકૂળ એટલે સુખ, પ્રતિકૂળ એટલે દુઃખ. અનુકૂળ-પ્રતિકૂળ કોને ? ઉત્તર છે, મનને. માણસનું મન અજ્ઞાનઆવરિત છે. એટલે જ કહ્યું છે કે સંપત્તિ એ સંપત્તિ નથી અને વિપત્તિ એ વિપત્તિ નથી. ભગવાનનું સ્મરણ એ સંપત્તિ છે અને એની વિસ્મૃતિ એ વિપત્તિ છે. સુખના યાદગાર પ્રસંગો તો જીવનમાં ઘણા આવ્યા હોય અને દુઃખના પ્રસંગો પણ હોય જ, પણ કારકિર્દીની દૃષ્ટિએ હું ગુજરાત યુનિવર્સિટીમાં 'રિસર્ચ ફેલો' તરીકે જોડાયો તેને સુખનો મહત્ત્વનો યાદગાર પ્રસંગ માનું છું. એમ.એ.ની પરીક્ષામાં હું ગુજરાતી વિષયમાં પ્રથમ આવેલો, ઘણા ચન્દ્રકો અને પારિતોષિકો મળેલાં. કૉલેજો ગુજરાતીના લેક્ચરર તરીકે મને લેવા તૈયાર હતી, પણ મેં જાણ્યું કે ઉમાશંકર જોશી ભાષાભવનના અધ્યક્ષ તરીકે જોડાયા છે એટલે તેમની સાથે કામ કરવાની તક મળે એ ઇચ્છાએ મેં ઓછા પગારની 'રિસર્ચ ફેલો'ની જગ્યા માટે અરજી કરેલી. એ વખતે કુલપતિ તરીકે જસ્ટિસ હરસિદ્ધભાઈ દિવેટિયા હતા. તેમણે મને ઇન્ટરવ્યૂમાં પૂછ્યું કે તમારી સારી લાયકાત હોવા છતાં તમે લેક્ચરર તરીકે કોઈ કૉલેજમાં જવાને બદલે અહીં કેમ આવવા ઇચ્છો છો ? મેં જવાબ આપ્યો હતો કે: "ભણાવવા પહેલાં ભણવાની ઇચ્છા છે, અને બને તો ઉમાશંકર જોશી પાસે." અને હું લેવાયો. મારા જીવનનો આ અત્યંત સુખમય પ્રસંગ હતો. પછી તો હું લેક્ચરર, રીડર અને પ્રોફેસર થયો અને છેવટે યુનિવર્સિટીના ભાષા-સાહિત્ય ભવનના અધ્યક્ષ તરીકે ૧૯૮૬માં નિવૃત્ત થયો, એ પછી યુનિવર્સિટીની કૉલેજ ડેવલપમેન્ટ કાઉન્સિલના ડાયરેક્ટર તરીકે પણ ત્રણેક વર્ષ કામ કરેલું. પરંતુ 'રિસર્ચ ફેલો' તરીકે ઉમાશંકરનું સાંનિધ્ય પામ્યો, તેમના માર્ગદર્શન હેઠળ ગોવર્ધનરામ ઉપર પીએચ.ડી. કર્યું, અધ્યાપનકાર્ય કર્યું એ સદૈવ સ્મરણીય રહેશે.

કોઈ યાદગાર દુઃખદ ઘટના હોય તો ૩ માર્ચ, ૧૯૭૪ના રોજ પિતાનું અને ૧૬ ઑક્ટોબર, ૧૯૯૬ના રોજ મારાં બાનું અવસાન થયું એ છે. મારા પિતાશ્રી કોઈ વાર માંદા પડતા ત્યારે મારા વતન વડનગરના હાટકેશ્વર મહાદેવમાં જઈ હું પ્રાર્થના કરતો કે પ્રભુ, મારા આયુષ્યમાંથી થોડું મારા પિતાશ્રીને આપજે અને એમને મારી પાસેથી લઈ લઈશ નહીં. એવું જ મારાં પૂ. બાના અવસાનનું દુઃખ મેં અનુભવ્યું છે, અને આજે મૃત્યુ વિશે ઘણું વાચન-ચિંતન કર્યા છતાં આ દુઃખ ભૂલી શકાતું નથી. સુખ-દુઃખના દિવસો વિશે તો મેં ઉપર વાત કરી જ છે. નાનામોટા સુખદુઃખના પ્રસંગો તો મનુષ્યજીવનમાં આવતા જ રહે છે. પણ મને લાગે છે કે સાચું આશ્વાસન તો આપણને અંદરથી જ મળે છે. જુદા જુદા સ્નેહીમિત્રો સદ્‌ભાવથી આવા પ્રસંગે જે શબ્દો કહે એનું મૂલ્ય અવશ્ય છે, પણ આપણે ઊંડાણથી જોઈશું તો સાચું આશ્વાસન આંતરિક રીતે જ મળતું હોય છે. હવે સુખની વાત. મારા તંત્રીપદે પ્રગટ થતા 'ઉદ્દેશ' માસિકમાં જાન્યુઆરી '૯૨ના અંકમાં મેં તંત્રીલેખ લખેલો. એનું શીર્ષક હતું, 'શ્રીકૃષ્ણ'. આ લેખનું છેલ્લું વાક્ય આ પ્રમાણે છે : "તો હવે જે સમય આપણી પાસે છે, એમાં એની (શ્રીકૃષ્ણની) ભાળ લગાડવી એ જ એક કામ – એક મુદ્દાનો કાર્યક્રમ." જીવનની આ સર્વોત્તમ સુખની ક્ષણની પ્રતીક્ષા કરી રહ્યો છું.

[સાપ્તાહિક 'નેટવર્ક' એના દીપોત્સવી અંક માટે 'સુખદુઃખ' વિશે મને થોડા પ્રશ્નો પૂછેલા. એના જવાબરૂપે મેં કહેલું તે 'નેટવર્ક' દીપોત્સવી '૯૮માં પ્રગટ થયું છે તે અહીં આપ્યું છે, 'નેટવર્ક'ના સૌજન્યથી. ર.જો. ]

**રમણલાલ જોશી**

તંત્રી

### પૉર્ટુગીઝ નવલકથાકાર જોસ સારામાગોને નોબેલ પ્રાઇઝ

૧૯૯૮ના વર્ષનું નોબેલ પારિતોષિક પૉર્ટુગીઝના નવલકથાકાર જોસ સારામાગોને એનાયત થયાની જાહેરાત થઈ છે. પૉર્ટુગીઝ ભાષામાં આ પારિતોષિક પ્રથમ વાર અપાય છે. એમની જાણીતી નવલકથા 'બલતાસાર ઍન્ડ બ્લુમુન્ડા'ને કેન્દ્રમાં રાખી આ પારિતોષિક એનાયત થયું છે. ભારતીય સાહિત્યના સર્જકોને ફાળે આ ઉચ્ચ સન્માન આવતું નથી એનાં કારણોમાં કદાચ ભારતીય લેખકોની કૃતિઓ અંગ્રેજીમાં અને અન્ય યુરોપીય ભાષાઓમાં પૂરતા પ્રમાણમાં અનૂદિત થતી નથી એ હોઈ શકે. ગમે તેમ, પૉર્ટુગીઝના સંનિષ્ઠ સર્જક જોસ સારામાગોને અભિનંદન ઘટે છે.

### ડૉ. જયન્ત પાઠક કવિતા પુરસ્કાર

સુરતની એમ.ટી.બી. આર્ટ્સ કૉલેજની શ્રી જયન્ત પાઠક કવિતા પુરસ્કાર સમિતિ તરફથી ૧૯૯૬ અને ૧૯૯૭ વર્ષ દરમ્યાન પ્રગટ થયેલા કાવ્યસંગ્રહોમાંથી તજ્જ્ઞોએ શ્રી અદમ ટંકારવીની 'ગઝલોની ચોપડી'ને ડૉ. જયન્ત પાઠક કવિતા પુરસ્કાર આપવાનું નક્કી કર્યું છે.

### ગુજરાત સાહિત્ય અકાદમી

ગુજરાત સાહિત્ય અકાદમીની તાજેતરમાં મળેલી મીટિંગમાં અકાદમીના ઉપક્રમે કરવા જેવાં કામોની સારી ચર્ચા થઈ. આ લખનારે એમાં કહ્યું હતું કે આપણે અનેક નાનીમોટી કૃતિઓના અન્ય ભાષાઓમાંથી ગુજરાતીમાં અનુવાદ કરીએ છીએ, પણ ગુજરાતી સાહિત્ય વિશે દેશના બીજા ભાગોમાં ખાસ જાણકારી પ્રવર્તતી નથી. ગુજરાતી સાહિત્યનો અન્ય ભારતીય સાહિત્યરસિકોને સમ્યક્ પરિચય થાય એ માટે આપણા સાહિત્યની સત્ત્વશીલ કૃતિઓને અંગ્રેજી અને હિન્દીમાં ઉતારવી જોઈએ. આપણે ત્યાં અંગ્રેજી અને હિન્દીના અધ્યાપકો અને લેખકો છે. તેમના દ્વારા આ કાર્ય સક્રિય રીતે થાય એ ઇષ્ટ છે. આશા છે કે ગુજરાતી સાહિત્ય અકાદમી આ અંગે ઘટતી કાર્યવાહી કરશે.

### સંસ્કૃત સાહિત્ય અકાદમી

સંસ્કૃત સાહિત્ય અકાદમી, ગાંધીનગરની એક અખબારી યાદી જણાવે છે કે ગુજરાત રાજ્યની સર્વ માધ્યમિક શાળાઓ, ઉચ્ચતર માધ્યમિક શાળાઓ, કૉલેજો, યુનિવર્સિટીઓ, સંસ્કૃત પાઠશાળાઓ અને જાહેર સંસ્થાઓ અને ગ્રંથાલયો પુસ્તકો રૂપે આર્થિક સહાય મેળવવા ઇચ્છતી હોય તેમણે તા. ૧૬-૧૧-'૯૮ સુધીમાં 'સંસ્કૃત સાહિત્ય અકાદમી, જૂના વિધાનસભા ભવન, ત્રીજો માળ, સેક્ટર૧૭, ગાંધીનગર' એ સરનામે વિગતો મોકલી આપવી.

### 'શબ્દસૃષ્ટિ'નો દીપોત્સવી અંક

ગુજરાત સાહિત્ય અકાદમીના મુખપત્ર 'શબ્દસૃષ્ટિ'નો દીપોત્સવી અંક 'ગઝલ વિશેષાંક' તરીકે પ્રગટ થશે તેવું જણાવાયું છે. ગઝલકારોએ પોતાની રચનાઓ સંપાદકને મોકલી આપવી. □

રમાડી હાથમાં હેતે,
અડાડી હોઠ, શ્રી હરિ !
વગાડો પ્રેમની ફૂંકે,
રમ્ય જીવનબંસરી.

**જિતેન્દ્ર કા. વ્યાસ**

*

શ્રેયાર્થીની સ્વર્ગીય સુખ-શાન્તિ,
કામાર્થીની કજ્જલ કૃષ્ણ ક્લાન્તિ,
પાંખો ઊડે વેગીલી સૂર્ય-લોકે
આંખો ધુવાતી શું અસૂર-ચોકે !
વર્ષે વર્ષે વ્યાસની સાર્થ વાણી
માનવબાલે વ્યર્થ કીધી કહાણી !
ટળો મહાભારત નવ્ય વર્ષે,
રંગાવ રામાયણથી પ્રહર્ષે.

**અનામી**

*

ફૂલ મળે તો ચૂમી લે'શું, કંટકને પણ કરશું વ્હાલ;
આ સારું, આ નરસું એવા ભેદભાવ ભૂલીને ચાલ.
પથમાં છાંયો ધરશે કલ્પતરુ,
હવે અહીંથી સફર આપણી શરૂ.

**લાલજી કાનપરિયા**

*

આજ અજવાળાં થયાં છે ડેલીએ,
ફૂલની ભાષા હવે ઉકેલીએ.

**નીતિન વડગામા**

*

બાઢ બિચ ભઁવર, ભઁવર બિચ તિનકા,
તિનકે પર હૈ ચીંટી !
બહુત બહુત સોચત ભીતર મેં
ઉગરૈ કૈસી રીતિ ?
ઉલટ લહર, સરિતાકૂલ ભેટી;
ચીંટી તટ પર લેટી !
પ્રભુકી કરુણા ઐસી !
'નાથ, તુમ જાનત હો સબ ઘટકી,
મીરા ભગતિ કરે પરગટકી !'
વાસો મારો તવ ચરણમાં દ્વારિકાનાથ, દેજો !

**લાભશંકર પુરોહિત**

*

પૃથુલ ભાર તણા પરિવેશમાં
નમિત પક્ષ્મ રહ્યાં અવશેષમાં.

**ભાનુપ્રસાદ ત્રિવેદી**

*

હું તરસનું જ પ્રતિનિધિત્વ સંભાળું છું,
એક દરિયાને તો ઇનામ છલોછલ આપો.

**ગુલામ અબ્બાસ 'અબ્બાસ'**

*

મૂક બાજુ પર બધા વિવાદને,
ચાલ સાથે માણીએ વરસાદને;
સદ્યસ્નાતા જેમ વૃક્ષો છે ઊભાં,
રોકવાનો કઈ રીતે ઉન્માદને ?

**દિનેશ ડોંગરે 'નાદાન'**

રાતવાસો મોજથી થાશે હવે,
શબ્દની તાણી દીધી છે રાવટી.

**એસ.એસ. રાહી**

*

ઓગળે છે આગિયા અજવાસમાં,
દિલરુબા પર જ્યાં ગઝલ છેડાય છે.

**દિલેરબાબુ**

*

હું તો હરિ વગરનો હીંચકો જી રે.
કેમ ફૂલ સંગ ગાઉં, કેમ વેલ પર જાવું,
હું તો ખાલી ફરું ને અટકું જી રે.

**શૈલેશ ટેવાણી**

*

અમી ભર્યાં બુંદે ઝમક ઝમકે રંગ ઉરના,
નવાં નૃત્યો સંગે વિધિ વિલસતી તૈત-તતથા,
સ્મિતોની લીલા તે ઉદધિનયને મંદ હસતી,
નમેલાં અંગોમાં છટપટ તરે રમ્ય રમણા,

તરંગોની નાવે જગત સરતું વ્યોમ ગહના,
ક્ષણો ઘાટે ઘાટે અગમ-યુગની સંસ્કૃતિ વહે,
મહાયાત્રા મ્હેકે રસિક વરદા પદ્મસરમાં!

**હિમાંશુ ભટ્ટ**

*

ચલો, હર્ષે દિવાળી ઊજવીએ,
ઘરને સાવરણી લઈ પજવીએ.
બીજા દિવસની સવાર થતાં જ
મનનેય નવેસરથી સજવીએ!

**બળદેવ પટેલ**

*

જિંદગીનો રાહ ના રે! સાંકડો,
માંડીએ ખોટેરો નાહક આંકડો!
આપણે દાતા, ભિખારી ના કદી,
કોણ કહે છે, બંધવા, તું રાંકડો ?

**ચન્દ્રકાન્ત મહેતા**

*

એમ તો હવે
તમને કંઈ કહેવાનો
કશો જ અર્થ નથી,
કારણ કે
ચકલાં બધી ચણ ચણી ગયાં છે
અને ભોળાં કબૂતરો
ભૂખ્યાં રહી ગયાં છે.
હવે
ભૂખ્યાં કબૂતરો
માથાં પછાડીને મરશે
કે પેલાં ચકલાંઓને ખાઈ જશે
તે તો સમય જ કહી શકે.

**નાનુભાઈ નાયક**

*

વરસતાં સત્યનાં ફોરાં
છતના નાના સરખા બાકોરામાં થઈને
નીચે ટપકે છે
ટપાક્ ટપ ટપાક્ ટપ
ટપાક્ ટપ ટપાક્ ટપ.
ફર્શ પરના પાત્રમાં
તે અધ્ધર ઝિલાય છે.
પાત્ર સંપૂર્ણ ભરાય છે
સત્યજળથી ત્યારે
હું ગટગટાવી જાઉં છું તેને.
હવે
હું ઈશુ છું.
હું પયગંબર છું.
હું ગાંધી છું.

*

એક ચપરાસી હાંફળોફાંફળો
ધસી આવે છે ખંડમાં,
કહે છે–
સર. આપણા જુગારખાના પર
રેડ આવી છે.

**જનક નાયક**

*

સૌને સૌના 'ઉદ્દેશ' ફળે,
મનવાંછિત હંમેશ મળે,
ઊગતા સૂર્યની યાત્રામાં
નૂતન વર્ષનો સંદેશ ભળે.

**રામુ ડરણકર**

*

અટલ રહીને અણુસત્તાનાં ગૌરવ ફાકો!
ભૂખ્યા છો ? ભોજન કરવું છે ? સાલ મુબારક.
તનમનનાં તંત્રોયે ખાડે જાય, એ પહેલાં–
હાસ્યથી સંમોહન કરવું છે? સાલ મુબારક.
કલમને આ ભવમાં એનો મેળાપ થયેલો ?
'અર્થ'નું આયોજન કરવું છે ? સાલ મુબારક.
રુદન અરણ્યોમાં કરવાના શોખ ફગાવી-
હાસ્યનું આંદોલન કરવું છે ? સાલ મુબારક.

**નિર્મિશ ઠાકર**

*

હળવા સાહિત્યનો હું લેખૈયો, મુજને વાચક વહાલા રે;
હસવાથી જે દૂર રહેશે, તેના ફોગટ ફેરા ઠાલા રે.

**રતિલાલ બોરીસાગર**

# બે પ્રસંગચિત્રો

મધુસૂદન ઢાંકી

[પુરાતત્ત્વીય સર્વેક્ષણ-સંશોધનમાં (અને વિશેષ કરીને દેવાલયોના શિલ્પ-સ્થાપત્ય વિષયે) પ્રાયઃ ૪૮ વર્ષથી પ્રવૃત્ત રહેલો છું, જે દરમિયાન કેટલાક યાદગાર પ્રસંગો બની ગયેલા, જેની સ્મૃતિ ઘણી વાર હૈયે ચઢી આવે છે અને મિત્રોને પણ ક્યારેક ક્યારેક તે વર્ણવતો હોઉં છું. ભાયાણીસાહેબનું સૂચન હતું કે મારે તે ટૂંકા લેખો રૂપે પ્રતિષ્ઠિત ગુજરાતી સામયિકોમાં પ્રકાશિત કરવા. એમનું સૂચન લક્ષમાં લઈ અહીં તેમાંથી બે પ્રસંગો વિષે કહેવા ધાર્યું છે.]

(૧)

ગુજરાતની સોલંકી કાળની દેવાલયાદિ સ્થાપત્યની શૈલીના પ્રભવસ્થાન તથા તેની ક્રમિક ઉત્ક્રાંતિના તબક્કાઓ અને કેડીઓની શોધમાં ગુજરાત-પ્રદેશમાંથી પૂરી ભાળ મળી શકી નહીં અને પગેરાં ઠેઠ રાજસ્થાન સુધી લંબાતાં લાગ્યાં. ગુજરાત રાજ્યના પુરાતત્ત્વ ખાતામાં કામ કરતો હતો તે વર્ષોમાં, સન ૧૯૬૧ તથા પુનઃ ૧૯૬૨માં, એક એક માસની રજા પર ઊતરી, તસવીરકાર વિનુભાઈ પારેખ તેમ જ મારાં પત્ની સાથે પશ્ચિમ રાજસ્થાનના અર્બુદમંડલ, મરુમંડલ, ગોડવાડ આદિ ઉપપ્રદેશોમાં ખોજમાં નીકળી પ્રવાસો કરેલા. તેમાં ફરતાં ફરતાં ૨૨મી ડિસેમ્બરે નાડોલ પહોંચ્યાં. ત્યાં જિન પદ્મપ્રભના મંદિરની ધર્મશાળામાં ઊતર્યાં. સાથે રસોઈનો સીધો સામાન, પ્રાઇમસ વગેરે હતાં જ. પ્રવાસોમાં મારાં પત્ની રસોઈ બનાવે અને સર્વેક્ષણનું કામ રોજ ૧૨-૧ વાગ્યા સુધી કરી પછી જમતાં. નાડોલના એ જિનમંદિરમાં એ વખતે કેટલાક સલાટો-શિલ્પીઓ કામ કરી રહ્યા હતા. તેમના મુખિયાએ મને કહ્યું કે સાહેબ, તમને વાંધો ન હોય તો અમારી ખીચડી ચડશે અને રીંગણાનું શાક થશે તેમાં તમારા ત્રણના ભાગનો પણ સમાવેશ કરીશું, જેથી તમે તમારું કામ નિરાંતે કરી શકો. મેં સાભાર હા પાડી અને અમે નીલકંઠ મહાદેવના દશમી સદીના અંતે બંધાયેલા મંદિર પર જઈ અમારું કામ શરૂ કર્યું. અર્ધોએક કલાક વીત્યો નહીં ત્યાં કેસરી પાઘડીવાળા એક શેઠ ત્યાં આવી ચડ્યા. અમને જોઈને પૂછ્યું:

"કઠે બિરાજનો?"

"ગુજરાત દેશ."

"કૈસો પધારનો હુઓ?"

"પુરાને મંદિરોં કે અધ્યયન કે લિયે."

"ખાને કા ક્યા બંદોબસ્ત હુઆ?"

મેં એમને સલાટોના સહૃદયતાપૂર્વકના આમંત્રણની વાત કરી.

"નાડોલરી નાક કટનો હૈ? મૈં હૂં નાડોલ કા નગરશેઠ પન્નાલાલ. આપ કા ખાના હમારે ઘર હોગા. મૈં મંદિર જાકે ઉન લોગોં કો બતા દેતા હૂં. આપ આરામ સે અપના કામ કીજિયે. મૈં દેઢ બજે બુલાને આઊંગા."

અમે તો એમના સૌજન્યથી દિંગ થઈ ગયાં. કંઈ બોલી શકીએ તે પહેલાં તો તેઓ મંદિર તરફ રવાના થઈ ગયા.

શેઠની પત્ની તથા પુત્રીએ ખૂબ મહેનત કરીને ઘણી સરસ સરસ રાજસ્થાની વાનગીઓ બનાવેલી. ચાંદીના થાળોમાં અમને ખૂબ હેતપૂર્વક જમાડ્યાં. મેં શેઠને કહ્યું, અમે આપની તસવીર લેવા ઇચ્છીએ છીએ. દીકરી વચમાં બોલી કે ઇસ ડોકરી કા ભી ફોટૂ ખીંચ લો. કભી મર જાયેગી તો હમારી પાસ વહ કૈસી થી, દેખને મિલેગા. અમે શેઠ-શેઠાણીની સંયુક્ત છબી લીધી. રાજકોટ ગયા પછી પ્રિન્ટ સાથે નેગેટિવ પણ, આભારપત્ર સહિત મોકલાવી.

બરોબર પચીસ સાલ બાદ, સન ૧૯૮૬માં હું વારાણસીમાં American Institute of Indian Studies તરફથી રાજસ્થાનનાં મંદિરોના છબીકરણ અર્થે અને સર્વેક્ષણ માટે ડ્રાફ્ટ્સમૅન તથા તસવીરકાર સાથે ગયેલો. આશ્ચર્યની વાત એ હતી કે જોગાનુજોગ તે દિવસે પણ ડિસેમ્બરની ૨૨મી તારીખ હતી! હું નેમિનાથના મંદિરનાં પગથિયાં ઊતરી રહ્યો હતો, ત્યાં ધોતિયું, ભૂરો ડગલો, અને ગોળ કાળી બનાતની ટોપી

(આપણે ત્યાં ગુજરાતમાં ચાલીસીમાં પહેરાતો બરાબર તેવો જ પોશાક) પહેરેલા, કાળી ફ્રેઇમનાં ચશ્માં ધારણ કરેલા એક સજ્જન મારી સામે ધ્યાનપૂર્વક જોઈ રહેલા. પછી તેમણે કહ્યું:

"કઠે બિરાજનો?"

"અસલ મેં ગુજરાત દેશ. અબ વારાણસી."

"કૈસો પધારનો હુઓ?"

"મંદિરોં કે નકાશે બનાને કે લિયે ઔર તસવીરેં ખીંચને કે લિયે."

હું તો ચકિત થઈ ગયો. પચીસ વર્ષ પહેલાં આ જ પ્રશ્નો પૂછવામાં આવેલા. પછી મેં તેમને કહ્યું:

"હમ પચીસ સાલ પહેલે યહાં આયે થે. ઉસ વક્ત નીલકંઠ મહાદેવ સે જો દક્ષિણ તરફ રાસ્તા જાતા હૈ, વહાં નાડોલ કે નગરશેઠ રહેતે થે. ઉન્હોં ને હમેં બડે સ્નેહ સે ખાના ખિલાયા થા. હમ લોગોં ને ઉન કી ઔર ઉન કી પત્ની કી તસ્વીર ભી ખીંચી થી. ઉન કી એક બેટી ભી ઉસ વક્ત વહીં રહી."

"પન્નાલાલજી શેઠ? વહ તો કુછ સાલ પહેલે ગુઝર ગયે, ઔર ઉન કી બેટી હમારી ઘરવાલી લગતી હૈ. ઔર આપ કી ખીંચી વહ તસ્વીર ભી હમારે ઘર મેં હૈ. આપ કા, ઔર આપ કે સાથવાલોં કા ખાના આજ સે હમારે ઘર હી હોગા."

"આપ હમ લોગ સે બિલકુલ અનજાન હૈં. આપ કો હમ કૈસે તકલીફ દે સકતે હૈં?"

"અનજાન કૈસે? હમારે શ્વસુર સે આપ કી પિછાન રહી. ઉન કે ઘર આપ ને ખાના ખાયા થા, તો ભલા, ઉન કે દામાદ કે ઘર આપ નહીં ખાયેંગે? વહ કૈસે હો સકતા હૈ? આપ સંકોચ મત કીજિયે."

હું તો એમની સજ્જનતા અને સ્નેહથી ભાવવિભોર બની ગયો. એમણે પ્રેમપૂર્વક અમને ત્રણેને ખૂબ ખૂબ જમાડ્યા. અને અમે પણ એમની અને એમના પૂરા પરિવારની અનેક તસવીરો ખેંચી. પછીથી બનારસથી નેગેટિવો અને પ્રિન્ટો સાથેનું પાર્સલ, ઘણો ઘણો આભાર માનતા પત્ર-સાથે, મોકલેલું.

(૨)

ઉપરકથિત American Instituteને ભારતીય દેવાલય મહાકોશની એક વિશાળ યોજનાની મેં રૂપરેખા આપેલી, જે અનુસાર સન ૧૯૬૭ના જાન્યુઆરી માસથી ભારતનાં તમામ પ્રાચીન-મધ્યકાલીન મંદિરોના છબીકરણનો મારા નિદર્શન નીચે પ્રારંભ થયેલો એ ઉપલક્ષમાં, દક્ષિણમાં પ્રારંભ તામિલનાડુનાં મંદિરોથી કરેલો. ત્યાં શ્રીવિલ્લિપુત્તુર ગામમાં એક પ્રસિદ્ધ વૈષ્ણવ મંદિર છે. તેનાં ગોપુરાદિની તસવીરો તો બહારથી ખેંચી, પણ અંદરના હિસ્સામાં કેમેરો લાવવાની મનાઈ હતી. મંદિર મૂળે આઠમી સદીમાં થઈ ગયેલી વિષ્ણુભક્ત, અને લક્ષ્મીનો અવતાર મનાતી કવયિત્રી 'આણ્ડાલ' દ્વારા સ્થાપિત હતું, અને તેનો પુનરુદ્ધાર બાણ અને નાયકયુગમાં થયેલો. મંદિરનું હાલનું અપ્રતિમ વિમાન નાયકસમયમાં, ૧૬મી સદીના અંત કે ૧૭મીના આરંભકાળે, બંધાયેલું. અમારે એની જ તસવીરોનો ખપ હતો, પણ કાર્ય સધાયું નહીં. બીજી વાર મારા સંશોધન મદદનીશ, આંધ્રપ્રદેશના ડૉ. રાજેન્દ્રપ્રસાદને, ટીમ સાથે ત્યાં મોકલેલા; પણ તેમને પણ સફળતા મળી નહીં. પછીનાં વર્ષોમાં ત્રીજી વાર વરિષ્ઠ તસવીરકાર દયાશરણને મોકલ્યા, તેઓ પણ નાસીપાસ થઈને પાછા આવ્યા. સન ૧૯૭૫ના અરસામાં હું ફરીને ટીમ લઈને ગયો ત્યારે મેં વિચાર કર્યો કે આમાં મોટી મદદ અને વગ વિના સફળતા નહીં મળે. મદ્રાસમાં Commissioner for Religious Endowmentsની પૂરા તામિલનાડુનાં મંદિરોના ચિત્રીકરણ માટે પરવાનગી લીધી. અને એ બાબતમાં મારા બે ઘનિષ્ઠ મિત્રો, તામિલનાડુના પુરાતત્ત્વ ખાતાના વડા ડૉ. નાગસ્વામીની અને Archaeological Survey Indiaના મદ્રાસ ખાતેના Temple Survey Projectના વડા હરિવિષ્ણુ સરકારની સાથે પણ ચર્ચા કરી. તેઓ બન્નેએ કહ્યું કે અમે પણ તમારી સાથે આવીશું; જોઈએ આ વખતે તમને કેમ તસવીરો લેવા દેતા નથી.

અમે તો આમ વાજતે ગાજતે, મોટા ઘરની જાન જોડી હોય તેમ, શ્રીવિલ્લિપુત્તુર પહોંચ્યા. મંદિરમાં સરકાર તરફથી નિયુક્ત તન્ત્રપાલે તો તસવીરો લેવા દેવાની સંમતિ આપી, પણ સાથે કહ્યું કે નિજમંદિરની તસવીરો ખેંચવા માટે મંદિર તરફથી નિયુક્ત અધ્યક્ષ

(Temple Superintendent)ની પરવાનગી લેવી પડશે. એમની સાથે નાગસ્વામી તથા સરકારે વાત કરી. પોતે કોણ છે તેનો પરિચય આપ્યો. અધ્યક્ષે રોકડું પરખાવ્યું કે રાજસત્તાનો પ્રભાવ દેવદ્વારે અટકી જાય છે. અમે કોઈને પણ અંદરના હિસ્સામાં તસવીર લેવા દેતા જ નથી, એટલે તમને પણ પરવાનગી આપવાનો સવાલ જ પેદા થતો નથી. વાતચીત તામિલમાં ચાલતી હતી. દરમિયાન અમને રજા મળશે જ એવા વિશ્વાસ સાથે હું તો અમારા છબીકાર નંદા સાથે મંદિરના વિમાનની ઉત્તર તરફની ભમતીના ભાગમાં રાહ જોતો બેઠો. સમય બચાવવા નંદાએ પણ કૅમેરો સજ્જ કરી વિમાનના ભદ્રભાગની સામે ગોઠવ્યો. એટલામાં નાગસ્વામી અને સરકાર વીલે મોઢે મારી પાસે આવ્યા. એમણે મને જે કહ્યું તે શુદ્ધ કાઠિયાવાડી ભાષામાં આ પ્રમાણે હતું:

"મા....ળો, ઈવડો ઈ જરાયે મચક દેતો નથી."

"ત્યારે અમે બધા ત્રણ ત્રણ વાર આંટો મારી અમથા પાછા વિયા આઈવા હઈશું?"

નિરાશ વદને એક પળ નીચું જોઈ હું વિચાર કરવા લાગ્યો કે અહીંથી માનપૂર્વક અમે હવે પાછા કેવી રીતે જઈએ. નંદા પણ કૅમેરો છોડી મારી બાજુમાં મોઢું વકાસી બેસી પડ્યો. પછી મને એકાએક વિચાર સ્ફુર્યો. એ વર્ષોમાં હું કર્ણાટક શૈલીનું સંગીત શીખતો હતો. બનારસમાં મારા ગુરુઓ હતા વ્યંકટરામાનુજમ્, ચંદ્રશેખર, અને વીરભદ્ર રાવ. ચંદ્રશેખરે મને આણ્ડાલનું એક ભજન શીખવેલું. મને થયું, આ મોકે હવે કોઈ મદદ કરી શકે તો ભગવતી આણ્ડાલ જ. ઊભા થઈને મેં માથું ઊંચું કરી, વિમાન સામે જોઈ, બે હાથ જોડી વંદના દીધી અને રાગ કુન્તલવારાટીમાં, આઠમા શતકની તામિલ ભાષામાં નિબદ્ધ 'માલે મણિવન્ના, માર્ગળી નિરાળુ વા' ગાવું શરૂ કર્યું. હું સૂરમાં હતો. સાચા ઉચ્ચારો અને દ્રવિડી સ્વરોના કંપન સાથે મોટા અવાજે પણ મીઠાશપૂર્વક, ભક્તિભાવના રંગ સાથે ગાઈ રહ્યો હતો. મારો અવાજ ભમતીમાં થઈ પ્રદક્ષિણાપથમાં મહામંડપમાં પડતા દ્વારમાં થઈ અંદર પહોંચ્યો. અર્ચકોના કાન ચમક્યા. એમાંથી બે, દ્વારમાં ઊભા અચંબાપૂર્વક, દૂરથી મારી સામે જોઈ રહ્યા. પછી એકબીજાની સામે જોઈ કહેવા લાગ્યા કે "અરે આ તો ઉત્તરવાસી છે. આણ્ડાલનું ભજન ગાય છે. આશ્ચર્ય!" પછી બન્ને મારી પાસે આવ્યા અને ગાવામાં જોડાયા. અમે ત્રણેય ભક્તિભાવપૂર્વક આગળનાં ચરણો ગાવા લાગ્યા. ભજન પૂરું થયું અને તેમાંના એકે મને અંગ્રેજીમાં પૂછ્યું, "ક્યાંથી આવો છો, સાહેબ?" મેં જવાબ આપ્યો, "કાશીથી." "કા...શી...? પુનિત નગરી, મહાતીર્થમ્. અહીં શું કામ માટે આવ્યા છો?" મેં એમને ટૂંકમાં અમારી યોજના સમજાવી અને ઉમેર્યું કે એના પ્રકાશનમાં તામિલનાડુનાં બધાં જ મહત્ત્વપૂર્ણ મંદિરોનાં ચિત્રો વર્ણન સાથે આવરી લેવામાં આવશે. માત્ર આ સુંદર અને પ્રાચીન કાળે મહાન વિભૂતિ આણ્ડાલ દ્વારા સ્થપાયેલ મંદિર જ બાકી રહી જશે એનો અફસોસ છે. અમને તસવીરો ખેંચવાની રજા મળી નથી. બન્ને આચારીઓ એક બીજાની સામે જોઈ રહ્યા. મોટા આચારીએ પછી સ્મિતપૂર્વક મારી સામે જોઈ કહ્યું: "તમારો આશય શુભ છે. ખુશીથી છબીઓ ખેંચો."

અમારા આનંદનો પાર રહ્યો નહીં. સરકારે મારી સામે જોઈ હસીને કહ્યું કે ભારે ચમત્કાર થયો. જ્યાં અમે હારી ગયા ત્યાં તમે જીતી ગયા. મેં માથું ધુણાવી કહ્યું, "ના રે ના, આ તો ભગવદ્ભક્તિનો ચમત્કાર; આણ્ડાલની નિઃસીમ કરુણા સમજો." કામ પતાવી અમે મંદિરના મહામંડપમાં ગયા. ગર્ભગૃહ સામે ઊભા રહી ભગવાન્ વિષ્ણુને ભાવપૂર્વક નમન કર્યું. પછી રૂ. ૫૧ થાળમાં મૂક્યા અને મોટી આરતી કરાવી. અર્ચકોએ પ્રસન્ન વદને, ત્યાંની પ્રથા મુજબ, દેવનો રત્નજડિત સુવર્ણનો કિરીટ ઉતારી અમારા ચારેયના શિર પર વારાફરતી મૂક્યો અને મુખ્ય નાયક, ભૂદેવી, અને શ્રીદેવીના કંઠમાં પહેરાવેલી પુષ્પમાળાઓમાંથી એક એક ઉતારી અમને આશિષપૂર્વક પહેરાવી. પછી છેક બહારના મોટા ગોપુરમ્ સુધી વળાવવા આવ્યા, અને સંસ્કૃતમાં અમારા કાર્યને સાફલ્ય માટે શુભેચ્છાઓ સહિત આશીર્વચનો કહ્યાં. હું અશ્રુભીની આંખે, આભારપૂર્વક તેમને નમી રહ્યો. ને અમે મોટર તરફ વળ્યા.

❑

# આકારબદ્ધ સંવેદનાઓની ફોરમ

**રમણલાલ જોશી**

ડૉ. શ્રદ્ધા ત્રિવેદીએ 'ગુજરાતી બાલકથાનું સ્વરૂપ અને એનો વિકાસ' એ વિષય ઉપર મહાનિબંધ લખી ૧૯૮૯માં પીએચ.ડી.ની પદવી મેળવી. તેમનો મહાનિબંધ ત્રણ ભાગમાં પ્રગટ થયો છે. આ અધ્યયન-વિવેચનની સાથે સાથે તે સાહિત્યસર્જન પણ કરતાં રહ્યાં છે. તેમનાં પુસ્તકો વિવિધ પારિતોષિકો દ્વારા પોંખાયાં છે. આપણને અત્યારે નિસ્બત છે એ 'બંધ ઓરડાની ભીતરમાં...' વાર્તાસંગ્રહ તેમની સર્જકતાની દૃષ્ટિએ ધ્યાન ખેંચે છે. સર્જનાત્મક ઉન્મેષો તો આપણે સતત અનુભવીએ છીએ. આ અનુભવ આનંદપ્રેરક છે.

શ્રી શ્રદ્ધાબહેને આ સંગ્રહમાં ૨૫ રચનાઓ સંગૃહીત કરી છે. ઉમાશંકર જોશીએ ક્યાંક કહેલું કે કોઈ પણ કાવ્યસંગ્રહમાં ચાર-પાંચ કાવ્યો હોય તો આપણે ન્યાલ થઈ જઈએ. 'બંધ ઓરડાની ભીતરમાં...'માં પણ કેટલીક અનવદ્ય રચનાઓ આપણને મળે છે. સાહિત્યરસિક પરિતૃપ્તિ અનુભવશે.

એનું કારણ મને એ લાગે છે કે ડૉ. શ્રદ્ધા ત્રિવેદીએ લખવા ખાતર આ વાર્તાઓ લખી નથી. ઘટનાજાળ તો સર્વત્ર ફેલાયેલું છે, પણ જે ઘટનાએ એમની સંવેદના ઉપર અસર કરી હોય એનું જ આલેખન કરવા તે પ્રેરાયાં હોઈ એમનું નિરૂપણ હૃદયસ્પર્શી નીવડે છે. એમની લેખનશૈલી પણ એથી સરલ, સ્વાભાવિક અને પ્રાસાદિક બની છે.

જેના ઉપરથી સંગ્રહનું નામાભિધાન થયું છે એ સંગ્રહની છેલ્લી વાર્તા 'બંધ ઓરડાની ભીતરમાં...'માં માત્ર મંજરી જ બંધ ઓરડામાં બદ્ધ નથી, ઘણાં મનુષ્યો એક યા બીજી રીતે ઓરડામાં પુરાયેલાં છે. કોઈ સંવેદનશીલ સર્જક એ ઓરડો ખોલે તો શું શું દેખાય છે એને? લેખિકાએ કેટલાક ઓરડા ખોલ્યા છે. આ ઓરડામાં મંજરી "પોતાને ખબરેય ના પડી ને પોતાની રૂમમાં જ" કેદી બની ગઈ. પીયૂષ મંજરીને વૃદ્ધાશ્રમમાં શા માટે મૂકી ગયો? લેખિકા લખે છે "એક દૃશ્ય ચારે દિશામાંથી તેમની પાસે પટકાયું. સુબંધુના (એના પતિના) લકવાગ્રસ્ત પિતાને પોતે કેવી સિફતથી નણંદને ઘેર મોકલી દીધા હતા!" આ વાક્ય આગળ વાર્તા પૂરી થઈ હોત તો કથયિતવ્ય Poetic Justice પૂરતું મર્યાદિત રહેત. પણ વાર્તાનું અંતિમ વાક્ય છે : "બહાર વંટોળિયો ચાલુ જ રહ્યો. વેલી પરથી પાંદડાં ટપોટપ નીચે પડતાં રહ્યાં... ને મંજરીબહેન..." જીવનમાં અને સમાજમાં વંટોળિયો ચાલુ જ હોય છે અને મનુષ્ય આમતેમ ફંગોળાતો રહે છે. સંગ્રહની પ્રથમ વાર્તા 'અલગારી!' (! આશ્ચર્યચિહ્ન જરૂરી છે?)માં સુરૂપાને ખભે વીરેન્દ્ર હાથ મૂકે છે ત્યારે સુરૂપાને લાગે છે કે "કોણ, વસંત આવ્યો?" અને છેવટે "વીરેન્દ્રના હાથના ટેકે તે ઊઠી. તેની સાથે જ તે ઘરમાંથી બહાર ગઈ ને કારમાં બેઠી. પણ...તે જેવી આવી હતી તેવી નહોતી. વીજળીને પેટાળમાં સમાવ્યા પછીની ધરતી જેવી હતી. આ છેલ્લું વાક્ય છે. એમાં કેટલું બધું ધ્વનિત થાય છે! આપણે પેટાળમાં કેટલી બધી વીજળી સમાવીને જીવીએ છીએ. મનુષ્યજીવનના સ્વરૂપ ઉપર ઇંગિતથી આંગળી મૂકનાર લેખિકાની સૂક્ષ્મદૃષ્ટિ અભિનંદનીય છે. વાર્તાનો નાયક વસંત શાહ એક યાદગાર પાત્ર છે.

અંજુ નામે એક છોકરી છેવટે હેમંતને પરણી જાય છે એ અંત આકસ્મિક લાગતો નથી અને છતાં ચમત્કૃતિજન્ય પણ છે. તેમ છતાં ચમત્કૃતિ લાવવાનો સભાન પ્રયત્ન નથી. સફરુદ્દીન ચાચાની ઘોડાગાડી પુત્ર મોહ્યુદ્દીન વેચી મારી રિક્ષા લાવે છે ત્યારે શું થયું એ માટે તો વાર્તા વાંચવી જ રહી. 'ક્ષિતિજ પરનું આકાશ'માં અનસૂયા પોતાની કામવાળી લીલી અને તેની દીકરી મીના માટે જે ભાવ અનુભવે છે તે હૃદયને સ્પર્શી જાય છે. અત્યંત લાઘવયુક્ત આ વાર્તામાં અંતે આવેલો વિપુલનો પત્ર સદ્‌કાર્ય કરનારની ભગવાન કેવી સંભાળ રાખે છે એનો પુરાવો આપી દે છે. ઘણી વાર્તાઓ દિલચસ્પ થયેલી છે. તો, 'એક કિસ્સો ઇન્ક્રિમેન્ટનો' જેવી કિસ્સારૂપ વાર્તાઓ પણ છે. પરંતુ સમગ્રતયા સંગ્રહ નોંધપાત્ર રીતે મૂલ્યવાન છે.

લેખિકાની હૃદયસંવેદનશીલતાનો સંસ્પર્શ પામેલી આ વાર્તાઓ પુનઃ પુનઃ આસ્વાદવી ગમે તેવી છે. જુદી જુદી સંવેદનાઓથી વાર્તા આકારબદ્ધ બને છે એ લેખિકાની સર્જકતાની સંસિદ્ધિ છે. છેલ્લા દશકાની ગુજરાતી સ્ત્રી લેખિકાઓમાં, ડૉ. શ્રદ્ધા ત્રિવેદીનું સ્થાન સુનિશ્ચિત કરનાર આ વાર્તાસંગ્રહનું સહર્ષ સ્વાગત અને લેખિકાને હાર્દિક અભિનંદન*.

---

* શ્રી શ્રદ્ધા ત્રિવેદીના વાર્તાસંગ્રહ 'બંધ ઓરડાની ભીતરમાં...'ની પ્રસ્તાવના

# પ્રારંભે*

રમણલાલ જોશી

ગુજરાતી ભાષાના એક 'મેજર પોએટ' સુન્દરમે હૃદયસ્પર્શી પ્રણયકાવ્યો, ઉત્કૃષ્ટ અધ્યાત્મ– અનુભવનાં અને ભક્તિરસનાં કાવ્યો આપ્યાં છે. તેમના 'યાત્રા' સંગ્રહ વિશે 'Masterpieces of Indian Literature'ના પ્રથમ સંગ્રહમાં મેં લખેલું કે પ્રસ્તુત સંગ્રહ "A high peak of Modern Gujarati Poetry" – અર્વાચીન ગુજરાતી કવિતાનું ઉચ્ચ શૃંગ છે. પરંતુ એમની કટાક્ષયુક્ત રમતિયાળ નિરૂપણરીતિ 'કોયાભગતની કડવી વાણી'થી આરંભાયેલી તે ઠેઠ 'પલ્લવિતા' અને 'મહાનંદ' સુધી વિસ્તરી છે. જેના પરથી સંગ્રહનું નામકરણ થયું છે તે 'નયા પૈસા'માં પણ એ દેખાય છે. આ કાવ્યની નોંધમાં તે લખે છે, "આ કાવ્ય આમ તો ૧૯૫૭માં નયો પૈસો જન્મ્યો ત્યારે જ શરૂ થયેલું, ૧૯૫૭માં. પણ એની રમતાં રમતાં હાથ આવી ગયેલી શરૂની બે પંક્તિઓ પર ચણાયેલી ઇમારત ત્રણચાર વાર ઊભી થઈ થઈને પછી પડી ભાંગેલી.. આ પાંચમા વર્ષે હવે જ્યારે આ પૈસો ઠરીઠામ થયો છે ત્યારે એ નાનકડા પૈસાએ પોતા ઉપર આટલી ઇમારત પાંચમી વાર ઊભી થવા દીધી છે. આવતી કાલની ચિંતા કર્યા વગર આજે તો એનો આભાર માનવાનું મન થાય છે." ચાર દાયકા પછી પણ આ ઇમારત જોવી ગમે એવી છે એ કવિકૌશલનો કીમિયો છે.

આનો, પૈ+માંથી પૈસા રૂપે જન્મેલ આ નાણાની વિકાસગાથા દિલચસ્પ રીતે ગવાઈ છે. એમાં બોલચાલની ભાષાભંગિઓનો વિનિયોગ થયો છે. "સ્ટ્રીમલાઈન", "ઢબુ", "ફૂકા" પણ તે સ્વાભાવિકતાથી પ્રયોજે છે. પાઈ, પૈસો, પાવલીનો પ્રશ્ન તો આખી સંસ્કૃતિનો છે એમ કહી નયા પૈસાની આ કહાની ઠેઠ માનવ-ઉત્ક્રાન્તિ સુધી લઈ જાય છે :

*આ ભૂમિમાં માનવ કેરી ત્યારે*
*એવી હશે શ્રી છલકંત સૂક્ષ્મ :*
*ભર્યાં ભર્યાં ખેતર ધાન્યથી હશે,*
*ઘરો હશે, વસ્ત્ર, વિહાર સૌ હશે.*

*હશે ભર્યાં જ્ઞાન તણાં મહાલયો,*
*ને શક્તિનાં સાધન સૌ સમર્થ,*
*આનંદના કોઈ અતાગ સાગરો-*

*જે જેને ક્ષણ જે કાંઈ જોઈશે જીવનાર્થ તે*
*અર્પતી સભરા શક્તિ હશે કો પ્રેમસાગરાં.*

નયા પૈસાની અદ્ભુત ગતિને પ્રતિભાનેત્રથી જોતા સુન્દરમ્ એક સામાન્ય વિષયને ક્યાંનો ક્યાં પહોંચાડે છે અને કેવી રમણીય ઇમારત સર્જે છે એનું આ એક નિદર્શન છે. આવી રચનાઓ એના સર્જનારના વ્યક્તિત્વનો પણ સુંદર પરિચય કરાવે છે. સુન્દરમ્ના વ્યક્તિત્વનો વિચાર કરતાં મન અતીતમાં ડોકિયું કરે છે ત્યારે–

સૌપ્રથમ વડોદરામાં પ્રત્યક્ષ મળવાનું બનેલું. ૧૯૪૭-૪૮ની સાલ હશે. સુન્દરમ્ વડોદરામાં જે મિત્રને ત્યાં ઊતરેલા ત્યાં હું મારા સહાધ્યાયી મિત્ર શાન્તિભાઈ પટેલને લઈને પહોંચી ગયો. અમે ગયા ત્યારે સુન્દરમ્ બાથરૂમમાંથી મોઢું ધોઈને બહાર આવતા હતા. નિશ્ચયાત્મક સ્પષ્ટ અવાજ, માધુર્ય અને પ્રસન્નતા વેરતી પ્રેમાળ આંખો અને સહજ હૃદયાનુસંધાનની મારા ચિત્ત પર ઊંડી છાપ પડી. શાન્તિભાઈએ મને કહેલું કે આપણ સૌને જાત-જાતના વિચારો તો આવે, પણ સુન્દરમ્ને એ વિચારો "May I come in, Sir?" કહીને આવતા હોય એવું લાગે છે.

સુન્દરમ્માં બાલસહજ નિર્દોષતા હતી. મહેસાણામાં લવન્ડર સુગંધવાળું ટાટા કોકોનટ હેર

* શ્રી સુન્દરમ્ના પ્રગટ થનાર કાવ્યસંગ્રહ **'નયા પૈસા'**ની પ્રસ્તાવના.

+ જૂના સમયનું ભારતીય નાણું : ૧ રૂપિયો = ૧૬ આના, ૧ આનો = ૪ પૈસા, ૧ પૈસો = ૩ પાઈ, ૨ પૈસા = ૧ ઢબુ, ૩ પૈસા = ૧ ટકો.

ઑઈલ લેવા અમે ચારપાંચ દુકાને ફરેલા. એક વાર પૉંડિચેરીમાં કવિ પ્રજારામ રાવળ, હું અને સુન્દરમ્ દરિયાકિનારે ફરવા ગયેલા. પ્રજારામે મને બાજુએ બોલાવી કહ્યું કે અત્યારે આઇસ્ક્રીમ ખાવાની કેવી મજા આવે. પણ સુન્દરમ્‌ને આ શી રીતે કહેવાય? અમારી ગુસપુસ સાંભળી સુન્દરમે કહ્યું, "મારા યુટોપિયામાં ભોજન પછી આઇસ્ક્રીમ છે!" અને અમે ત્રણે હોટેલમાં ગયેલા.

સુન્દરમ્‌ને છેલ્લે ત્રીજી નવેમ્બર, ૧૯૯૦ના રોજ રાત્રે મળેલો. ચોથીએ તે શ્રી અરવિન્દ શિબિર માટે માતર જવાના હતા, ત્યાંથી બારમીએ વડોદરા થઈ મુંબઈ અને ત્યાંથી પૉંડિચેરી. કારણ કે ૧૭મીએ શ્રી માતાજીના નિર્વાણદિન પહેલાં પહોંચી જવું હતું. એ પહેલાં બીજી નવેમ્બરે એક સારી બેઠક થઈ ગયેલી. એમના વિશે 'ગુજરાતી ગ્રંથકાર શ્રેણી'માં મારે પુસ્તક લખવાનું હતું. એ સંદર્ભે તેમણે પોતાનાં બાળપણનાં સ્મરણો મને લખાવ્યાં. રાતના બાર થયા. પુત્ર ગંધર્વને માતૃભવનમાંથી ફોન કરી મને ઘેર લઈ જવા બોલાવેલો. આગળનાં સ્મરણો બે મહિનામાં તે શિબિર માટે અમદાવાદ આવે ત્યારે લખાવશે અથવા હું પૉંડિચેરી જઈશ ત્યારે લખાવશે એમ કહેલું. ત્રીજી નવેમ્બરે રાત્રે એમને મળ્યો તે મારું છેલ્લું મિલન. મારી પૌત્રી રુચિરા માટે તેમણે ચૉકલેટો અને સૂકો મેવો આપ્યો. (રુચિરાનું નામ પણ તેમણે જ પાડી આપેલું.) અને પછી વળાવવા બારણા સુધી આવ્યા. અડધી-પડધી શાલ ઓઢેલી. મોઢા પર ભાવસભર સ્મિત, હાથ ઊંચો કર્યો... બસ, આ છેલ્લું દર્શન. હવે એ ચહેરો ક્યાં જોવા મળવાનો?

અને છતાં જોવા મળે છે એમની સાથેનાં અનેક અનેક સ્મરણોમાં. તો કવિ કલાપીના આ સવા શતાબ્દી વર્ષમાં એમની જ પંક્તિ યોજી કહીએ કે "માણ્યું તેનું સ્મરણ કરવું..."

અમદાવાદ
તા ૩ નવેમ્બર, ૧૯૯૮



## સાભાર સ્વીકાર

**પુનિત પ્રકાશન પ્રતિષ્ઠાન** (સંત પુનિત માર્ગ, મણિનગર, અમદાવાદ-૩૮૦ ૦૦૮)નાં

(બધાંના સંપાદકઃ પુનિતપદરેણુ). **ઘરની શોભાઃ** લે. રજનીકાન્ત પટેલ, કિં. રૂ. ૨૫. **પ્રેરણાની પરબઃ** લે. સંત 'પુનિત', કિં. રૂ. ૪૦. **નરસૈંયો ભક્ત હરિનોઃ** લે. સંત 'પુનિત', કિં. અ-મૂલ્ય. **બા અને બાળકઃ** લે. ડૉ. હરકિશન ગાંધી, કિં. રૂ. ૨૨.૫૦. **ભાવનાની ભરતીઃ** લે. નાથાલાલ દત્તાણી, કિં. રૂ. ૪૦. **જીવનનું ભાતું :** લે. સંત 'પુનિત', કિં. રૂ. ૪૦. **પ્રેરણાનો પ્રકાશઃ** લે. મગનલાલ પંડ્યા, કિં. રૂ. ૪૦.

અન્ય

**સાંપ્રત સહચિંતનઃ** લે. રમણલાલ ચી. શાહ, પ્ર. શ્રી મુંબઈ જૈન યુવક સંઘ, ૩૮૫, સરદાર વી.પી. રોડ, મુંબઈ-૪૦૦ ૦૦૪, કિં. રૂ. ૨૫. **મહાકવિ કાલિદાસ – સમીક્ષાત્મક અધ્યયનઃ** લે. પ્રા. જી. સી. ઝાલા, અનુ. ડૉ. રમેશ બેટાઈ, પ્ર. સંસ્કૃત સાહિત્ય અકાદમી, જૂનું વિધાનસભા ભવન, ત્રીજા માળે, સેક્ટર ૧૭, ગાંધીનગર-૩૮૨ ૦૧૭, કિં. રૂ. ૧૧૦. **એક ચમકતો તારો (જીસસ ક્રાઇસ્ટના જન્મની વાત)ઃ** લે. પ્ર. નીતા રામૈયા, ૨૦, લીલાગૃહ, સર વિઠ્ઠલદાસ નગર, સાંતાક્રૂઝ-વેસ્ટ, મુંબઈ-૪૦૦ ૦૫૪, કિં. રૂ. ૧૦. **ખિલ ખિલ ખિલ ટુરુક ટુરુકઃ** લે. પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૨૫. **મૃગજળના ડાઘઃ** લે. પ્રભુ પહાડપુરી, પ્ર. પૂર્વી પ્રકાશન, ૩૦, અમર, સમુદ્ર કૉમ્પ્લેક્સ, ક્લાસિક ગોલ્ડ હોટલ પાસે, એલિસબ્રિજ, અમદાવાદ-૩૮૦ ૦૦૬, કિં. રૂ. ૭૦. **શ્રી અરવિંદ અથવા ચેતનાનું સાહસિક ઉત્ક્રમણઃ** લે. સત્યપ્રેમ, અનુવાદકઃ શ્રી પી.એમ. વૈષ્ણવ, પ્ર. મીરા અદિતિ સેન્ટર, ૬૨, શ્રીરંગ, બીજો મેઈન ૧લો ક્રૉસ રોડ, ટી.કે. લેઆઉટ, સરસ્વતીપુરમ્, મૈસૂર-૫૭૦૦૦૯, કિં. રૂ. ૯૮. **ભગવદ્‌ભક્ત મોહનભાઈઃ** લે. રમણલાલ સોની, પ્રાપ્તિસ્થાનઃ રમણલાલ સોની, સુતરિયા હાઉસ, ત્રીજા માળે, ભાઈકાકા ભવન પાસે, અમદાવાદ-૬, નવનીતલાલ મોહનલાલ ગાંધી, ૩/બી, વિજય ચેમ્બર્સ, ત્રીજા માળે, ત્રિભુવન રોડ, મુંબઈ-૪, કિં. નિઃશુલ્ક. **મુક્તિઃ** અનુ. નિરુપમા શેઠ, પ્ર. સંગીત ભવન ટ્રસ્ટ, ઇસ્માઈલ બિલ્ડિંગ, ફ્લૉરા ફાઉન્ટન, મુંબઈ-૪૦૦ ૦૨૩, કિં. રૂ. ૯૫.

એટલે આ બ્રિટાનિકા એન્સાઇક્લોપીડિયાની ફિલ્મ દ્વારા ભારતના ભવ્ય ભૂતકાળની અનેક ઘટનાઓનાં ચિત્રો હું પોતે પહેલી વાર જોતો હતો. મારે માટે એ આત્મશિક્ષણ પણ હતું.

પરંતુ, સૌથી અદ્ભુત અમે બારમી શ્રેણીના બધા વિદ્યાર્થીઓને દેખાડેલી એક ફિલ્મ હતી. ઝાડ પાછળ ચક્કર ચક્કર ફરવામાંથી, ગોવાને કે કોવાલમને દરિયાકાંઠે, મૈસૂરના વૃંદાવન ગાર્ડન કે ઊટીના બગીચામાં જ ઘૂમતી અને ત્યાં આળોટતાં હીરા-હીરોઈનને સેક્સી ઇંગિતો કરતાં દેખાડવામાંથી ઊંચી નહીં આવતી 'પ્યાર'ની પ્યારી આપણી બૉલિવુડિયા ફિલ્મોના ઉતારનારાઓ કલ્પી પણ ન શકે કે, 'થીમ ઑવ મેકબેથ' – મેકબેથનું વસ્તુ – નામની ફિલ્મ ઉતારી શકાય.

મેકબેથ ફિલ્મનાં એક કરતાં વધારે રૂપાંતરો સાંપડે છે. પણ, ૧૯૬૫-૬૬ આસપાસ, રિચર્ડ બર્ટન અને ઇલિઝાબેથ બર્ટનના મેકબેથ અને લેડી મેકબેથના અભિનયવાળી ફિલ્મ ખૂબ પ્રશંસા પામેલી. શેક્સપિયરની મૂળ ઉક્તિઓ જ તેમાં છે. એ સુંદર, કલાત્મક ફિલ્મને આધારે, તૈયાર થયેલી ફિલ્મ તે આ 'થીમ ઑવ મેકબેથ'. 'મેકબેથ' નાટકનું વસ્તુ શું છે અને તેનો વિકાસ નાટકમાં કેવી રીતે થાય છે તે વિશે પ્રાસ્તાવિક વાત કર્યા પછી, પેલી પ્રખ્યાત ફિલ્મમાંથી ક્રમશઃ દશ્યો રજૂ કરવામાં આવે. એ દશ્યોમાંની જ કોઈ એકની પીઠિકામાં – ઉ.ત. બર્નામ વનની કે મેકબેથના કિલ્લાની પીઠિકામાં – પેલો પ્રવક્તા વસ્તુ-વિકાસનાં સીમાચિહ્નો ચીંધે. આ ચીંધાતું હોય ત્યારે, ફરી પેલા દશ્યને રીરન આપવામાં આવે – ફરી દર્શાવવામાં આવે. મેકબેથની મહત્ત્વાકાંક્ષાનું બીજ કેવી રીતે મહાવૃક્ષમાં ફૂલેફાલે છે અને એ કેવું વિષવૃક્ષ છે, એ સઘળું ફિલ્મમાંનાં દશ્યોની, પાત્રોની ઉક્તિઓની, પાત્રોના અભિનયની અને એ અભિનયની કે એ દશ્યમાંના કૃત્યની અન્ય પાત્ર કે પાત્રો પર પડતી અસરો સાથે સાંકળી, વિવેચનની અદ્ભુત કલાકૃતિ જ એ ફિલ્મમાં સર્જાઈ છે એમ મને લાગ્યું છે.

પરંતુ આ ફિલ્મ જોતાં મને અનન્ય આનંદ થતો હતો, તો એ જોનાર લગભગ એંશી જેટલાં વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓમાંથી ચારપાંચને ઊંઘતાં જોઈને મને ઊંડો ખેદ પણ થયો હતો. મારે સદ્ભાગ્યે મને કંઈ કરવા પ્રેરે એવું 'સામના' ત્યારે હજી જન્મ્યું ન હતું. પણ એ એંશી જેટલાં વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓમાં એટલા અરસિક જીવો હોય તેમાં કંઈ દુઃખ પામવા જેવું નથી એમ, ફિલ્મ જોયા પછી, અંગ્રેજી વિભાગનાં અધ્યક્ષ શ્રીમતી પૉર્ટ્સ અને બીજા શિક્ષક મિત્ર ડૉનેલુ સાથેની ચર્ચા પરથી ગળે ઊતરી ગયું.

ઓવરહેડ પ્રોજેક્ટર મને ખૂબ ઉપયોગી જણાયું છે. કોઈ વિદ્યાર્થીના લેખનકાર્યનું એક પાનું લઈ આપણે એનો પ્રક્ષેપ કરીએ અને એમાં જે ભૂલો હોય તે ચીંધી બતાવીએ તો વર્ગના મોટા ભાગના વિદ્યાર્થીઓ પોતાની તેવી ભૂલો સુધારી શકે. મોટી વિદ્યાર્થીસંખ્યાવાળા આપણા વર્ગોમાં આ સાધન ખૂબ જ ઉપયોગી પુરવાર થવાનું અને લેખન-તપાસણીનો શિક્ષકનો બોજો ઘણો જ ઓછો થઈ જવાનો.

અરસિકતાના જેવો પૂર્વગ્રહ અને એના જેવું અજ્ઞાન પણ ત્યાં જોવા મળ્યું. ગોવા પર ચડાઈ કરી ભારતે ગોવા લઈ લીધાની ઘટના ત્યારે તાજી હતી. અને ભારતવાસીઓ કરતાં ગોરા પૉર્ટુગીઝો ગોરા અમેરિકનોને વધારે વહાલા લાગે એ નવાઈ નથી. પણ ઝાઝી દલીલ કરવાને બદલે આપણી પરિસ્થિતિ સમજાવવાનો એક સરળ રસ્તો મેં ખોળી કાઢ્યો. અમારું બેપૉર્ટ ગામ, ન્યૂયૉર્કને અડીને આવેલા લંબુદ્વીપ – લૉંગ આઇલૅંડ – પર આવેલું છે. ગોવામાં ભારતના પગલા વિશે મને જેટલી વાર પૂછવામાં આવ્યું છે – સાતથી આઠ વાર જુદા જુદા વર્ગોમાં – ત્યારે, પૂછનારની વાત શાંતિથી સાંભળ્યા પછી હું ધીમેથી કહું : આ લૉંગ આઇલૅંડ તમારા જ દેશનો ભાગ છે. પણ ધારો કે આ ટાપુ પર ચીન – એ વેળા ચીન અમેરિકનોનું દુશ્મન નં. ૧ હતું – ૪૦૦ વર્ષથી કબજો જમાવી બેઠું છે, તમે અનેક વાર વિનંતીઓ કર્યા છતાં એ અહીંથી જતું નથી, તો પછી તમે શું કરો? મારા આ પ્રશ્ન પછી ગોવા વિશે કશી સ્પષ્ટતા મારે કરવી

પડી ન હતી.

અજ્ઞાનની વાત કરી છે. બારમા ધોરણના એક વર્ગમાં એક દિવસે વિદ્યાર્થીઓની વિનંતીથી, મારા રોજિંદા શિક્ષણકાર્યને બદલે, ભારત વિશે પ્રશ્નોત્તરનો કાર્યક્રમ રાખ્યો. એમાં આ ગોવાનો પ્રશ્ન આવ્યો તો તે મેં ઉપર જણાવ્યા પ્રમાણે પતાવી દીધો. પછી એક જિજ્ઞાસુ (?) વિદ્યાર્થિનીએ પૂછ્યું, "ભારતમાં રસ્તા છે?" ઉત્તરમાં મેં કહ્યું: "ના બાનુ, અમે ઊડીએ છીએ." આ કટાક્ષ એ સમજી કે નહીં તે હું નથી જાણતો. પણ પછી તરત જ, ભારતના માર્ગો વિશે થોડી માહિતી આપી.

આથી વિરુદ્ધનો પણ એક સુંદર કિસ્સો છે. અગાઉના પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે, અમારા આચાર્યની કૃપાથી અમે ત્યાંની વિવિધ શાળાઓ જોવા જઈ શક્યાં હતાં. આવી એક શાળામાં ગયાં ત્યારે, શાળાના એ વર્ગમાં વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ સાથે અમારે ભારત વિશે વાત કરવાની હતી તે વર્ગની એક ઉત્સાહી છોકરી સાડી પહેરી આવી હતી અને અમારે માટે પ્રેમપૂર્વક ભાત રાંધ્યો હતો. એ લાવણ્યમયીની હોંશ એ ભાતમાં એણે નાખેલા લવણથી દેખાઈ આવતી હતી. શબરીનાં એંઠાં બોર આરોગતા રામને સ્મરીને એ સુકન્યાએ બનાવેલો ખૂબ ખારો ભાત દહીં સાથે અમે ખાધો.

શિક્ષણકાર્ય મારે માટે સામાન્ય રીતે આનંદનું જ કાર્ય રહ્યું છે, અને વિદ્યાર્થીઓનો પ્રતિભાવ સારો જ સાંપડ્યો છે. બારમા ધોરણના અંગ્રેજીના પાઠ્યપુસ્તકમાં રોમૅંટિક યુગના પ્રખ્યાત કવિ બાયરનનું 'પ્રિઝનર ઑવ શિલોં' કાવ્ય હતું. સ્વદેશપ્રીતિ વ્યક્ત કરતું એ અતિ સુંદર અને પ્રભાવશાળી કાવ્ય છે. એ કાવ્ય વર્ગમાં લેવાનું આવ્યું ત્યારે, અપેક્ષિત પ્રતિભાવ નિષ્પન્ન થતો ન જોઈ હું નિરાશ થઈ ગયો. ઘેર ગયો ત્યારે પુષ્પાએ મારી ખિન્નતાનું કારણ પૂછ્યું. મેં આ કાવ્યના નિષ્ફળ પ્રતિભાવની વાત કરી. સાંજે વાળુમાં મને આનંદ ન આવ્યો અને રાત પણ અસુખમાં જ વિતાવી.

બીજે દહાડે વર્ગમાં જઈ, તે વખતે અમેરિકા લડી રહ્યું હતું તે, વિયેતનામના યુદ્ધની વાત કાઢી. વર્ગમાં થોડો જુસ્સો ઊભો થયો. પછી મેં પૂછ્યું :

"ન કરે નારાયણ અને, હો-ચી-મિન્હનાં લશ્કર અમેરિકા પર ચડી આવે, સાન્ફ્રાન્સિસ્કો અને લૉસ ઍંજેલિસ રગદોળી, વૉશિંગ્ટન પર ત્રાટકે તો?" એ સૌ વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓમાં દેશભક્તિનો મોટો જુવાળ જાગ્યો પછી, એ જ 'પ્રિઝનર ઑવ શિલોં' એ સૌ બરાબર માણી શક્યાં. કઈ રગ દબાવવી એ જાણવું પણ શિક્ષકે જરૂરી બને છે.

અમારી એ શાળામાં વિદ્યાર્થીઓને માર્ગદર્શન આપવા માટેના નિષ્ણાત પણ હતા. બુદ્ધિમાપન ઉપરાંત, વલણમાપનનું તથા વ્યક્તિત્વની કસોટીઓ આપવાનું કાર્ય પણ એ કરતા. જરીક પણ શંકા જેવું જણાતાં, વિદ્યાર્થીને એ નિષ્ણાત પાસે મોકલવામાં આવતો. જરૂર લાગે તો એ વિદ્યાર્થીનાં માતાપિતાને પણ બોલાવવામાં આવતાં. ઠીકઠીક સુખી અને સારું કમાતો ઉચ્ચ મધ્યમ વર્ગ બેપોર્ટમાં વસતો, એટલે વિદ્યાર્થીઓની ગેરવર્તણૂકના પ્રશ્નોનું પ્રમાણ ઓછું હતું. બાકી ત્યાંનાં વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓમાંથી કેટલાંક સંજોગોને લઈને, ખૂન કરવા સુધી જઈ શકવાના બનાવો બને છે. બેલ કૉફમૅનની 'અપ ધ ડાઉન સ્ટૅરકેસ' નવલકથાનો ઉલ્લેખ અગાઉ કરેલો છે તેમાં, ન્યૂયૉર્કની પછાત વિસ્તારની એક શાળાની ઘટનાઓનું સુંદર ચિત્ર દોરવામાં આવ્યું છે. બેપોર્ટથી ન્યૂયૉર્ક તરફ આવતાં, બારપંદર કિલોમીટરને અંતરે આવેલા બેશૉર ગામની એક શાળામાંથી ગેરવર્તનને માટે કાઢી મૂકેલો એક વિદ્યાર્થી શાળા છૂટવાને સમયે પિસ્તોલ લઈને દાખલ થયો હતો અને એક શિક્ષકના પેટમાં એ પિસ્તોલની એક ગોળી ઘૂસી ગઈ હતી.

સોળસત્તર વર્ષના એ છોકરાનું માનસ આવું વિકૃત બનવા પાછળનું કારણ એ હતું કે, ચારપાંચ વર્ષ પહેલાં, એનાં માબાપ છૂટાછેડા લઈ પોતપોતાને અલગ રાહે ચાલી ગયાં હતાં. એ વિચ્છેદ પહેલાં પણ, ખૂબ ઢીંચીને આવતો પિતા ઘેર આવી ગાળાગાળી અને મારામારી કરતો, ચીજવસ્તુઓના ઘા કરતો અને ઘરમાં અશાંતિની હોળી સળગાવેલી જ રાખતો.

સાંજના સાત વાગ્યે ઘરની નજીકના સ્ટોરમાં દૂધ લેવા ગયેલી તેરચૌદ વરસની છોકરી રાતના અગિયાર વાગ્યે ઘરથી આઠદસ કિલોમીટર દૂર કોઈ છેલબટાઉ સાથે આનંદથી ફરતી જોવા મળે તેની પાછળ પણ કૌટુંબિક વિખવાદ જ કારણભૂત.

ત્યાંની સામાજિક વ્યવસ્થામાં વ્યક્તિસ્વાતંત્ર્ય પર ખૂબ ભાર હોઈ નાના બાળકને પણ કંઈ કહેતાં માબાપે વિચારવું પડે. બાળકને તમાચો મારવાનું કે બીજા પ્રકારની શિક્ષા કરવાનું અપવાદરૂપે જ બને. માતાપિતા બંને નોકરી કરતાં હોય એટલે, બાળકો 'બેબીસિટર' પાસે જ મોટાં થાય. સસ્તું પડે એટલા માટે, બેબીસિટરને પોતાને ઘેર બોલાવવાને બદલે, બાળકને મા બેબીસિટરને ઘેર મૂકી આવે. ત્યાં બીજાં પાંચસાત નાનાં બાળકો હોય. આ બધાંને સહેલાઈથી વશમાં રાખવા માટે બેબીસિટર ટી.વી. ચાલુ કરી દે, ને તે કેટલીક વાર એટલા મોટા અવાજે કે, બાળકોની અંદરઅંદરની લઢવાડ કે રુદન, કશાનો અવાજ રૂમની બહાર જાય નહીં. વળી, ત્યાંના ઠંડા હવામાનને કારણે, ઘરનાં બારીબારણાં તો બંધ જ હોય. બાલમાનસ પરની ટી.વી.ની અસર કેટલી વિઘાતક છે તેના અભ્યાસો પણ ત્યાં થયા છે.

અમારે ત્યાં સાંજનું સ્થાનિક અખબાર દેવા શાળાનો જ એક વિદ્યાર્થી આવતો. બાળશ્રમનો વિરોધ કરનાર એ દેશમાં, દસેક વરસથી માંડી પોતે પુખ્ત થાય ત્યાં સુધીની વયના અનેક છોકરાઓને એક કે બીજું કામ કરતા જોયા. પછી જાણવા મળ્યું કે એ છોકરાઓ 'પ્રૉમ'ને માટે પૈસા ભેગા કરતા હતા. આ 'પ્રૉમ' શું છે?

અંગ્રેજી શબ્દ 'પ્રૉમેનેડ'નું એ લાઘવરૂપ છે. એનો અર્થ થાય છે 'એક વર્ગનાં વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ માટે યોજાયેલો નૃત્યનો કાર્યક્રમ'. ત્યાંના સામાજિક પર્યાવરણમાં આવા કાર્યક્રમની કશી નવાઈ લાગવી જોઈએ નહીં. પણ, આ પ્રૉમ માટે, છોકરો સાતઆઠનો થાય, અર્થાત્, જરાક સમજણો થાય, ત્યારથી એ પૈસા બચાવવા માંડે એવું એનું મહત્ત્વ શા માટે? રહસ્ય એની મેળે જ ખૂલતું ગયું.

ત્યાં શૈક્ષણિક વર્ષ સપ્ટેમ્બરના આરંભથી જૂનના ત્રીજા અઠવાડિયા સુધીનું હોય છે. ખૂબ આકરા થીજવી દેતા શિયાળા પછી, માર્ચના અંતથી વસંતઋતુનું આગમન થવા લાગે. એપ્રિલમાં એની બહાર આવવા લાગે અને મે માસમાં, દિવસો લાંબા થવા લાગે, જાડાં, ગરમ કપડાં ઊંચાં ચાલ્યાં જાય, વાતાવરણ ખુશનુમા હોય અને ચાંદની માણવાનું મન પણ થાય. મેના અંતમાં કે, જૂનના આરંભમાં, વૈશાખી પૂર્ણિમાની નજીકના શુક્રવારે શાળામાં ઓ પ્રૉમનું આયોજન થાય. એ થાય માત્ર શ્રેણી અગિયારનાં વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ માટે. સોળથી અઢારની વયનાં એ છોકરા-છોકરીઓ યૌવનને ઉંબરે ઊભાં હોય. આપણાં રવિવારી વર્તમાનપત્રોમાં સુજ્ઞ માબાપો તરફથી, ગ્રીન કાર્ડ ધરાવતાં પોતાનાં ફરજંદને માટે અમુક જ ગોળની કે જ્ઞાતિની કે જ્ઞાતિબાધ વગરની, લગ્નના જોડીદાર માટેની જાહેરાતો આવે છે તેવી પ્રથા ત્યાં અસ્તિત્વમાં જ નથી. અને, પોતાના જીવનસાથીની પસંદગી વ્યક્તિએ જાતે જ કરવાની હોઈ, તેને એ માટેની તક આ પ્રૉમ આપે છે.

એ શુક્રવારે શ્રેણી અગિયારમીનાં વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓને બપોરે બે વાગ્યે શાળામાંથી રજા આપવામાં આવે. પણ, તે પાછાં ચાર વાગ્યે શાળામાં આવવા માટે. એ રીતે ચાર વાગ્યે પાછાં આવતાં છોકરાછોકરીઓ એવાં તો બનીઠનીને આવે કે આપણે એમને ઓળખી ન શકીએ. આઠેક વર્ષની વયથી, છાપાં વહેંચવાનું, ગરાજના મદદનીશનું, શૉપ-આસિસ્ટંટનું કે એવું બીજું કંઈ ને કંઈ કામ કરીને અને, જરાક સમજણા – તેરચૌદના – થયે લાંબી રજાઓમાં વળી વધારે કલાકનું કામ કરીને, છોકરાએ જેટલા ડૉલર બચાવ્યા હોય તેટલા ડૉલરની ભેટ, ઘણી વાર, તેનાં માતાપિતા આપે. આ રીતે થયેલી ચારપાંચ હજાર ડૉલરની રકમમાંથી એ લવરમૂછિયો પોતાની પસંદગીનો સૂટ લે અને, નાની સૂની સેકંડહેન્ડ કાર પણ લે. ડ્રાઇવિંગની શાસ્ત્રીય તાલીમ ઘણીખરી શાળાઓ જ આપે, અને પુખ્ત વયને ઉંબરે પહોંચેલાને ત્યાં લાઇસંસ પણ મળે. જેન્ટલમન જેવો બની, પોતાની મોટર લઈ આ છોકરો,

મુશ્કરાતો, ચારને સુમારે શાળાએ આવી પહોંચે.

શાળાના કૅફેતેરિયામાં મદીલાં પીણાં ન જ મળતાં હોય, શાળામાં એના પર પ્રતિબંધ હોય, છતાં કોઈ બહાદુરો પોતાની ગાડીમાં શૅમ્પેઈન કે શેરી જેવાં પ્રમાણમાં હળવાં પીણાં લાવ્યા હોય તેમાંથી ઘૂંટ લઈ આવે. પછી ત્યાં કંઈ નાસ્તા જેવું કર્યા પછી નાચગાન ચાલે. રાતના દસ વાગ્યા સુધી શાળામાં ચાલતા આ કાર્યક્રમ ઉપર દેખરેખ રાખવાનું કાર્ય બેક શિક્ષકો કરે. દસ વાગ્યા પછી એન ઘેન ડાહીનો ઘોડો છુટ્ટો. શાળાનો કાર્યક્રમ પૂરો થાય એનો અર્થ એ નહીં કે કાર્યક્રમની ત્યાં પૂર્ણાહુતિ આવી ગઈ. એનો અર્થ એ કે, સૂટબૂટમાં સજ્જ થઈ આવેલો જેન્ટલમન પોતાની ગર્લફ્રેંડને પોતાની ગાડીમાં બેસાડે. અમારું બેપૉર્ટ સાગરતટે આવેલું છે. ત્યાંથી આઠદસ કિલોમીટર દૂર આવેલા રેતાળ પટ પાસે આવેલી કોઈ હોટેલમાં અગાઉથી બુકિંગ કરાવ્યું હોય ત્યાં એ ત્રીસચાળીસ મોટરોનો કાફલો જાય. શિક્ષકો શાળામાંથી એમને વિદાય આપી પોતાને ઘેર ચાલી ગયા હોય એટલે, આ ધણનું ધ્યાન રાખનાર કોઈ ગોવાળ ન હોય. આખી રાત ત્યાં ખાણીપીણી અને નાચગાન ચાલે, અને, બીજી સવારે એ રાવળું પાછું ફરે ત્યારે, જે છોકરીએ કોઈ છોકરા પર કળશ ઢોળ્યો હોય તેને, બ્રેકફાસ્ટ સમયે પોતાનાં માતાપિતાને મળવા માટે, પોતાને ઘેર લઈ જાય.

વડીલશાહીના અંકુશવાળા જે સમાજમાં મારો ઉછેર થયો હતો તેથી બિલકુલ વિરુદ્ધનું યૌવનનું આ નિરંકુશ વર્તન તદ્દન ભિન્ન હોઈ આપણને આંચકો આપે તેવું છે. કોચિંગ ક્લાસોની લોકપ્રિયતાનું એક કારણ એ છે કે, આપણા એ વર્ગો શરૂ થવાના સમયની પહેલાં, એ વર્ગોની બહાર ઊભેલાં યુવકયુવતીઓ નિરંકુશપણે મળી શકે છે. ત્યાં રોપાયેલું પ્રેમબીજ કૉલેજોની આજુબાજુ આવેલાં રેસ્ટોરાંઓમાં અંકુરિત થાય છે. આ આખો પ્રણયવ્યાપાર ઘણાંને નિંદ્ય લાગે છે. પ્રેમની જ ફિલ્મો પર ઊછરેલાં યુવકયુવતીઓ જ્ઞાતિ બહારના પાત્ર સાથે પ્રેમમાં પડે છે ત્યારે, માબાપની આંખ ઊઘડે છે. પોતાના મોભાનું, જ્ઞાતિનું, પ્રતિષ્ઠાનું અભિમાન કેટલીક વાર પંદરસોળ વર્ષની જુલિયેટોના આપઘાતમાં પરિણમે છે. ત્યાં દીકરાદીકરીઓનાં લગ્ન ગોઠવવાની ઉપાધિ માતાપિતાને શિરે નથી. છોકરાછોકરીઓએ એકમેકના પરિચયમાં આવવું રહ્યું અને પોતાના સાથીની શોધ કરવી રહી. આ પ્રૉમ એ શોધમાં સહાય થનારી સામાજિક વ્યવસ્થા છે. વડીલોએ ગોઠવેલાં બધાં લગ્ન આદર્શ અને સુખી નથી નીવડતાં, તેમ આ પ્રૉમની પસંદગી પછી પણ બનતું હશે જ. પરંતુ, દરેક સમાજ પોતાને માટે પોતાને યોગ્ય લાગતી વ્યવસ્થા ઊભી કરે તે સામે આપણે શા માટે ટીચકું ચડાવવું ?

□

## સાભાર સ્વીકાર

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય** (રતનપોળ નાકા સામે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧.)નાં

**તત્પુરુષ:** લે. વિજય શાસ્ત્રી, કિં. રૂ. ૧૧૦. **ઉદ્ગાર:** લે. ઉપર મુજબ, રૂ. ૬૦. **દરિયામાં ડૂબકી મારીએ:** લે. ડૉ. નગીન મોદી, કિં. રૂ. ૬૦. **ધ ફૉલ:** લે. આલ્બેર કામૂ, અનુ. રવીન્દ્ર ઠાકોર, કિં. રૂ. ૪૮. **નિજી આકાશ:** લે. રંજના હરીશ, કિં. રૂ. ૮૦. **અધીત પ્રમુખીય પ્રવચનો:** સંપા. ચંદ્રકાન્ત શેઠ, જયદેવ શુક્લ, ભરત મહેતા, જગદીશ ગૂર્જર, કિં. રૂ. ૨૦૦.

**નવભારત સાહિત્ય મંદિર** (૧૩૪, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૪૦૦ ૦૦૨)નાં

**પદ્મા પદ્મિની!:** લે. ગુલાબદાસ બ્રોકર, કિં. રૂ. ૮૫. **તન્મયતાની તલાશમાં:** લે. તરલા મહેતા, માલતી પરીખ, કિં. રૂ. ૧૦૦.

**આર.આર. શેઠની કંપની** ગાંધી રોડ, અમદાવાદ-૧)નાં

**માનવતાના ભેરુ:** લે. ભગીરથ બ્રહ્મભટ્ટ, કિં. રૂ. ૬૦. **ઘરે ઘરે ગીતામૃત:** ગુણવંત શાહ, કિં. રૂ. ૧૦.**સંશયાત્મા:** લે. યાસીન દલાલ, કિં. રૂ. ૮૦. **એટલું બધું સુખ:** ધીરેન્દ્ર મહેતા, કિં. રૂ. ૮૦.

પ્રીતિ સેનગુપ્તા

**ભાષાને વળગે ઘણાંયે ભૂર**

તો શું તમે એમ માનો છો કે બધાં અમેરિકનો પોતાના સાહિત્યાકાશમાંના જાજ્વલ્યમાન સર્જક-સિતારાઓથી પરિચિત છે? એમની કૃતિઓ તો શું, એમનાં નામથી પણ? – વૉલ્ટ વ્હિટમૅન, એમિલી ડિકિન્સન, રૉબર્ટ પૅન વૉરન, માર્ક મૅડૉફ, રેમન્ડ કાર્વર, જોઈસ કેરલ, ઓટ્સ (જૂનાં-નવાં, વિદ્વાન-લોકપ્રિય, કવિ-લેખકોનાં નામની તદ્દન ટૂંકી યાદી ફક્ત ઉદાહરણ તરીકે). અમેરિકાની વસ્તીમાં વીસેક કરોડ તો અમેરિકનો હશે જ ને (બાકીના પાંચ કરોડ દેશાંતરવાસીઓની સંખ્યા ધારીએ તો) એમાંથી કેટલાંને પોતાના જ સાહિત્ય અંગે રસ કે જાણકારી હશે?

એમની ભાષામાં જે નબળાઈઓ આવી રહી છે એ માટે અમેરિકન ભાષાવિદો પણ ચિંતા સેવતાં જ હશે ને? આજના જમાનામાં, કે જ્યારે 'ભાષા' જેવો શબ્દ કૉમ્પ્યુટરની કોઈ 'લૅન્ગ્વેજ'ના સંદર્ભે વપરાય છે ત્યારે પ્રજાના અધિકાંશને નથી રહ્યો સર્જનની ભાષાની વૃદ્ધિમાં રસ કે, એની શુદ્ધિમાં રસ. ઘણી ક્ષતિઓ ને વિચિત્રતાઓ 'અમેરિકન-ઇંગ્લિશ'ના નેજા હેઠળ સ્વીકારી લેવામાં આવે છે. અલબત્ત, એ રીતે એક આગવા વ્યક્તિત્વવાળી ભાષા તૈયાર થઈ પણ છે, પણ મૌલિકતાના નામથી બધી નબળાઈઓ સ્વીકારાવી ના જોઈએ. આવી ચર્ચા અમેરિકન સાહિત્યકારો અને સાહિત્યપ્રેમીઓમાં થતી જ હશે, એમાં શંકા ના હોઈ શકે.

હું કહેવા એ માગું છું કે ભાષા અંગેની ચિંતા ફક્ત આપણને ગુજરાતીઓને જ નથી હોતી. સર્જનાત્મક ભાષા અને સાહિત્યમાં જેમનો જીવ પરોવાયેલો હોય તેવા લોકોની સંખ્યા નહિવત્ હોય છે, એ હકીકત સૌથી વધારે ચિંતાજનક અને પીડાકારક લાગે છે. કૉમ્પ્યુટરની ભાષા શીખવી ઘણી અઘરી હોય છે, પણ એની પાછળ લોકો કેટલી મહેનત કરે છે. તો માતૃભાષા અને સર્જનની ભાષાથી લોકો કેમ ગભરાય છે? કેમ દૂર ભાગે છે? એમાં રસ કે જાણકારી કેળવવા કેમ એ પ્રયત્ન કે મહેનત કરતા નથી?

સર્જનની ભાષા કેટલી હદ સુધી સહેલી હોવી જોઈએ? આલેખ-રેખાના કયા નિમ્ન બિંદુ પર એની કક્ષા હોય તો એ લોકભોગ્ય ગણાય? 'સરળ'નો અર્થ 'સાધારણ' થતો જોઉં છું, ને મનમાં છરીઓ ભોંકાતી લાગે છે. ધ્યાન અને વિચાર વિષેની એક અંગ્રેજી ચોપડીનો ગુજરાતીમાં અનુવાદ કરવાનું કામ એક વાર મેં માથે લીધું, કારણ કે જૂથનાં ઘણાં સદસ્યોને અંગ્રેજીમાં વાતો બરાબર સમજાતી ન હતી. ગુજરાતી અનુવાદથી બધાં ખૂબ ખુશ થયાં. ને તેથી મને પણ આનંદ થયો. છતાં થોડાં જણ એવાં નીકળ્યાં, જેમણે મને કહ્યું કે "સહેલું ગુજરાતી વાપરવું હતું ને?"

મને સમજાતું નથી કે સહેલું એટલે કેવું? કશા જ પ્રયત્ન વગર સમજાય તેવું સહેલું? એમ કરતાં ભાષાનાં સૌંદર્ય અને સમૃદ્ધિને ભૂલવાં પડે તો ચાલે? તો શું શબ્દકોશ ખોલી ના શકાય? પ્રયત્ન કરવામાં પણ મઝા હોય છે. એ પછી થતી જાણ, સરસ નવી ઓળખાણની જેમ, નિર્ભેળ આનંદ આપી શકે છે. આટલું જ જો લોકો યાદ રાખે તો? એ શું બહુ જ અઘરી બાબત છે? જો પુખ્ત પ્રજા, અને મા-બાપો જ, ભાષાથી વિમુખ હોય તો પછીની પેઢીમાં માતૃભાષા માટે પ્રેમ ક્યાંથી આવવાનો? અને અહીં ઊછરેલી એ પેઢી માટે કઈ માતૃભાષા ગણાય? અમેરિકન અંગ્રેજી, કે મા-બાપોની મૂળ ભાષા? એ યુવા પેઢીનાં મૂળિયાં ખરેખર ક્યાં રહેલાં ગણાય?

જવાબ વગરના, ઉકેલ વગરના ગમે તેટલા પ્રશ્નો

પુછાયા પછી પણ એક વાત સ્પષ્ટ દેખાય છે – તે એ કે દુનિયાની નાની નાની અનેક આદિવાસી કોમોની જબાનની જેમ આપણી ગુજરાતી ભાષાનો લોપ થવાનો નથી. હા, એના ભૂંસાઈ જવાનો ડર નથી, પણ એ ઉત્તરોત્તર નબળી, પાંખી અને નિસ્તેજ બનતી જશે, એ ડર અવશ્ય છે.

વિદેશ-વાસી ગુજરાતીઓ દ્વારા લખાતી ગુજરાતી ભાષાને પણ આ જ ભયસ્થાનો નડતાં રહેવાનાં, એ ખ્યાલ આ સર્જકોએ સતત રાખવાનો હોય છે. એમની પાસે જેટલું હશે, તેટલું જ કે તેથી ઓછું એ યુવા પેઢીને આપી શકશે, એટલું પુખ્ત પેઢીની સભાનતામાં સતત રહેવું જ જોઈએ.

વિષય-વસ્તુની બાબતમાં વિદેશોમાં વસતાં ગુજરાતી લેખકો માટે બે-ત્રણ મુશ્કેલીઓ છે — ત્યાં ત્યાંનાં કળા, સાહિત્ય, વાતાવરણ વગેરેથી પરિચિત થયાં હોય એમને માટે પણ. એક, દરેક ભાષા અમુક જ પ્રકારના વિષયોનો ભાર વહન કરી શકે છે. જુદી જ જાતનાં જીવન અંગેની વાતો બીજી દરેક ભાષા અને એના વાચક-વર્ગને જચવાની નથી. બીજું, પશ્ચિમી પાત્રો કે વિષયોના નિરૂપણ માટે પશ્ચિમી ભાષા વાપરવાની જરૂર પણ પડવાની, જેને લીધે આપણી ભાષા ભેળસેળવાળી લાગવાની. આવી રીતે કેવું સાહિત્ય સર્જાવાનું? વળી, આપણા લેખકને પશ્ચિમી ભાષાની પૂરેપૂરી અને સાહિત્યિક કક્ષાની હથોટી પણ હોવી જ જોઈએ ને? ત્રીજું, પશ્ચિમી વિષયોથી યુક્ત કથા-વાર્તાઓ આપણા વાચક-વર્ગને ગમશે? તંત્રીઓ એ છાપવા તૈયાર થશે?

ઉપરાંત, દુનિયાની બીજી ભાષાઓનાં મોટા ભાગનાં લેખકો પોતાની જન્મભૂમિ, ને પોતાના અતીતના અનુભવો વિષે લખી લખીને જ દેશ-વિદેશમાં વિખ્યાત બનતાં હોય છે. વિખ્યાત બનેલાં ભારતીય સર્જકો પણ ક્યાં પોતપોતાની માતૃભાષામાં લખે છે? મોટાં નામ પામી રહેલાં સર્વ ભારતીય સર્જકો અત્યારે અંગ્રેજીમાં લખી રહ્યાં છે, અને શા છે એમનાં ખ્યાતનામ પુસ્તકોના વિષયો? એ તો ભારતીય જીવન, વાતાવરણ, રીત-રિવાજો વગેરે પર જ આધારિત હોય છે. અપવાદ છે ખરા, પણ ઘણા જ ઓછા.

હું તો એ પણ જોઈ રહી છું કે નાની ઉંમરે મા-બાપ સાથે પરદેશ ગયેલાં, ને પરદેશમાં ઉછેર પામેલાં યુવા પેઢીનાં સદસ્યો હજી ભારતીય મૂળિયાંમાંથી જ વિષયો ખેંચી રહ્યાં છે. એમની લેખન-ભાષા, અલબત્ત, અંગ્રેજી છે, પણ એમાં મા-બાપની માતૃભાષાના શબ્દોનાં છાંટણાં જરૂર થવાનાં. એ મિષ્ટ ફૅશનમાં અને સુચારુ મૌલિકતામાં ખપે તેવો ઉદ્દેશ હોય છે. આ નીતિમાં તકવાદીપણું અને અધકચરાપણું પણ રહેલાં છે. મને લાગે છે કે કદાચ આપણી અઢીમી કે ત્રીજી પેઢી પશ્ચિમી જીવન તથા સાહિત્યના મુખ્ય પ્રવાહમાં સફળ તેમ જ એકાગ્ર થઈને વહી શકશે. એ સર્જકોમાં ગુજરાતી સાહિત્યિક તો શું, પણ બોલ-ચાલને સ્તરે પણ નહીં રહી હોય, ને છતાં દેશાંતરવાસી ભારતીયોના ઇતિહાસમાં એ મહત્ત્વની બિના લેખાશે.

જંગલી આખલાનાં બે તીક્ષ્ણ શિંગડાં જેવા આ પ્રશ્નો છે – નબળી થતી જતી ભાષાને સંકોર્યા કરવી જોઈએ, કે પશ્ચિમી સાહિત્યના માહોલમાં સાચી સફળતા મળે તો તેને વધાવી લેવી જોઈએ?

આપણને બધા પ્રશ્નો કરવાનો હક્ક છે, ઊંડી ચિંતા કરવાની છૂટ છે, પ્રયત્નો કરતાં રહેવાની આવશ્યકતા છે, પણ સૌથી અગત્યની બાબત એ છે કે આપણે ભાષાની શુદ્ધિ અને સમૃદ્ધિ માટે આગ્રહ રાખીએ, અને એને સબળ રાખવા માટે સદા શ્રમ કરતાં રહીએ. ભાષાનું ગૌરવ કરવાની જવાબદારી પુખ્ત પ્રજા પર, પ્રથમ પેઢી પર છે. એ પેઢીના દરેકેદરેક સદસ્યે માતૃભાષાની પ્રજ્વલિત મશાલ હાથ ઊંચો કરીને હંમેશાં ધરી રાખવાની છે – પછી ભલે ને "હાથ આખેઆખો બળે – એમ પણ બને." એમ થતાં તો તેજ વધવાનું – કેવળ ભાષાનું જ નહીં, પરન્તુ દરેક ગુજરાતી વ્યક્તિનું પણ.

□

# કવિનો પનારો

વિનોદ પ્ર. ત્રિવેદી

કવિતા લખવી અને કવિતા વાંચવી એનો મારા જીવનમાં શો અર્થ? કવિતા લખવી તે જીવન જીવવાની એક શૈલી હોઈ શકે; ક્વચિત્ સમયને તે રીતે ગાળતાં મજા પણ પડતી હોય. કેટલાકને કંઈ પણ બીજું થયા કરતાં કવિ જ થવું ગમે. કવિ-વિવેચક. સી.ડી. લૂઈસને પોતે કવિતા સિવાયનું અન્ય કોઈ કામ હાથ પર લઈ શકશે નહિ તેની પાકી ખાતરી થઈ ગઈ હતી. આ સારી શરૂઆત છે, કારણ કે પોતાની શક્તિઓ પર કેન્દ્રિત થયેલા પૂરા ધ્યાનની આ વાત છે. એનાથી આપોઆપ ધક્કો લાગે છે. કલા ધર્મનો પર્યાય ન બની શકે, પરંતુ કવિતા લખવી એ પ્રાર્થના કરવાની ટેવ જેવી બાબત છે. આ બન્ને મારફત અગમઅગોચર કહો કે મીરાંના રામરમકડાને શોધવાની વાત છે. અહીં તો માંહી પડીને મહાસુખ માણવાનું છે. હૃદયના અતલ ઊંડાણમાં ડૂબકી મારવાની છે. અહીં કશાકને પ્રત્યે રાજીપો વ્યક્ત કરવાનો છે. કવિને કંઈક સમજણ પામવી છે એટલે તો તે કશાકનું ચિંતન-મનન કરે છે. તેને ધ્યાન ધરવાનું છે, તેને કોઈ ખાસ કસબને શીખવાનો છે. મનના વિચારોને અનુરૂપ ભાષા પ્રયોજવાની વાત છે. બાકી તો કવિતા સિવાય આ મનને વ્યક્ત કરવું પણ શી રીતે? ધ્યાન અને કસબ એકમેકના પર્યાય છે. કસબ કવિના ધ્યાન માટેની શૈલી છે.

કવિનો પનારો શબ્દ સાથે છે; ઊગતા કવિએ તો વિવિધ શબ્દોને જાણવા જ જોઈએ; અન્ય કવિઓએ એ શબ્દબ્રહ્મને કેવી કેવી રીતે પ્રયોજ્યા છે તે જાણવું ઘટે. કવિએ તો રોજેરોજ શબ્દકોશનાં એકબે પાનાં વાંચવાં જોઈએ, જે રીતે બ્રાહ્મણદેવતા પાઠપૂજાના મંત્રોનું નિયમિત રટણ કરે છે. શબ્દના રંગ, બાહ્યાકૃતિ અને સૂચિત અર્થમાં કવિતાનું બિયારણ હોય છે. એટલે તો કવિએ ભૂતકાળના અને વર્તમાનના કવિઓને વાંચવાના છે. તેથી તે કવિતા શું છે એ જાણી શકશે. આ પછી તેને ખબર પડશે કે સારી કવિતા રચવી તે કેટલું અઘરું કામ છે. સી.ડી. લૂઈસ શાળામાં કાવ્ય લખતા કારણ કે તેમને રોફ મારવા હતો. પોતે ગામડાના સાવ બરછટ અને છતાંય સ્વપ્નદર્શી સંતાન હતા. પરંતુ શબ્દના સંગીતે તેમના ઉપર જબરો જાદુ કર્યો'તો. ઊર્મિકવિતાનો આકાર તેમની સામે પ્રગટ થવા લાગ્યો'તો. એક એવી સમજ ઊભી થતી હતી કે પોતે અદ્ભુત રહસ્યને કિનારે ઊભા છે અને પ્રકૃતિ માટેની પોતાની લાગણી જાણે કશોક પ્રતિભાવ આપતી હતી અને તેનું પ્રતિબિંબ અન્ય કવિઓની કવિતામાં તેમને દેખાતું હતું. પુખ્ત ઉંમરની શરૂઆતમાં થયેલી મૈત્રી દીર્ઘકાલીન બની રહે છે તે જ પ્રમાણે કવિતા વાંચ્યાની પહેલી છાપ.

બહુધા ઊગતા કવિનું કાવ્યવાચન તૂટકછૂટક હોય છે, કોઈ ખાસ પદ્ધતિસરનું નહિ અને ખંતપૂર્વક પણ નહિ. જોકે તેના માટે પ્રેરણાદાયી બને તેવા કવિઓની નવી કવિતા કે નવી ટેકનિકલ શક્યતાઓ હોય તેવી કવિતાઓનું વાચન આવશ્યક છે. પરંપરાનો કદાચ આ અર્થ છે. પરંપરા એટલે પોતાની ઉપર ઉદ્ભવેલ અસરોનો સાચો ઉપયોગ – એક પ્રકારની મધ્યસ્થીવાળું દૂતકર્મ કરવું તે.

કેટલીક વાર અનાયાસે કવિઓનું એક વૃંદ રચાય છે. કદાચ એકસરખા વાતાવરણમાંથી તે બધા આવે છે. એકમેકની રચનાઓને પ્રોત્સાહક બનતા હોય છે. જો આવું વૃંદ એક જ દિશામાં જતું હોય તો તેને મહત્ત્વનો આવેગ મળી રહે છે. પરંતુ આ આવેગનો ખ્યાલ ત્યારે જ આવે છે કે જ્યારે તે જૂથ અન્યથી અલગ પડી જાય છે. સાહિત્યસર્જન એક જુદી જ દિશા પકડે છે. કેટલાક કવિઓમાં આ પ્રકારના વિકાસનું સાતત્ય હોય છે. જોકે એમની કવિતામાં

કેટલાક વિષયો વારંવાર આલેખાય છે. કોઈ કોઈ વિષય પર કવિની જબરજસ્ત પકડ જણાઈ આવે છે. કોઈ પણ બાબતમાંથી 'કંઈક કાવ્ય' કરવું એવી જો ટેવ પડે તો કવિતા બનતી અટકી જાય તે ચોક્કસ વાત છે.

કાવ્ય વાંચીએ કે લખીએ ત્યારે તેનું એક સ્તર હોય છે. કાવ્યસર્જન કોઈ ખાસ સ્તર પકડી લે તે સ્પૃહણીય છે. કેટલાક કવિઓ પોતાની 'કાવ્યવસ્તુ'ને ખાસ રીતે ટીપીટીપીને ઘાટ આપે છે, એમના વિષયને સાવ ખોઈ બેસે તેટલી હદે તે કાવ્યને કદી પણ ગૂઢ ભાવવાળું બનવા દેતા નથી. કવિઓ કંઈ હંમેશાં શેક્સ્પિયર કે દાન્તે વાંચતા હોતા નથી, તેમ તેઓ હંમેશા કોઈ મહાન કાવ્ય લખતા હોતા નથી. સી.ડી. લૂઈસ જ્યારે નાના હતા ત્યારે તેમને ઑડન લખે છે તેનાથી વધારે સારું કાવ્ય લખવું હતું. પરંતુ પાછળથી પોતે જે કંઈ કાવ્ય લખે તે તેમની શ્રેષ્ઠ રચના હોય તેમ ઇચ્છતા. તે કહે છેઃ "હવે, મારે *મારી* કવિતા લખવી છે." તેમને છંદોબદ્ધ કવિતા લખવી ગમે છે. અછાંદસ (ફ્રી વર્સ) રચના વિશે મારો જરા પણ લગાવ નથી. અત્યારે તો એવું ભાસે છે કે ભવિષ્યની કવિતા અછાંદસ હશે. એવી કવિતા સાચી રીતે મૂળભૂત રચનાગત (ઑર્ગેનિક) હશે. એનો અર્થ જે કંઈ હશે તે. તે સંગઠિત હશે? તે કૃત્રિમ ખાતરો અથવા જંતુનાશક દવાઓ વિના પેદા કરેલાં ધાન્ય – ફળ જેવી ઇન્દ્રિયગામી કવિતા હશે? લૂઈસને મન કાવ્યનું કુતૂહલ એટલે છંદ અને લયનું સુભગ મિલન. અછાંદસ રચના કરતાં આ વધુ આહ્લાદક હશે. જોકે આનો અર્થ કવિ કાવ્ય ઉપર સ્વરૂપને ઠોકી બેસાડે છે તેમ નથી. વાસ્તવમાં તો કાવ્ય રચાય તેમ તેની સાથે સ્વરૂપ પણ રચાય છે. એ તો 'વાગર્થાવિવ સંપૃક્તૌ' છે. શૈલી અને સ્વરૂપ એકસાથે ચાલે છે. મુદ્દાની વાત તો કવિતાની પ્રક્રિયાને વધુ ને વધુ સમજવાની છે. પ્રત્યેક કલાકારે અવ્યવસ્થિતમાંથી વ્યવસ્થિત આકારો બનાવવાના છે. માત્ર જેમના તેમ તેમને પુનઃ પેદા કરવાના નથી. 'ક્ષણે ક્ષણે નવતાં ઉપૈતિ' કરવાનું છે.

જે કવિ છે તે કવિતાને ખાસ રીતે વાંચે છે. આમાં એવું પણ બને કે કવિની નવી ટેકનિકની નોંધ સુધ્ધાં પચાસ વર્ષ સુધી ન પણ લેવાય. તો પછી સમકાલીનો તો એને નવાજે જ ક્યાંથી? વ્હિટમૅનની અછાંદસ રચનાઓ વિષે આજે પણ વિરોધીઓ છે જ. પરંતુ જ્યાં સુધી આ પ્રકારની કવિતાના કસબીઓ તેને યાદગાર અને નવી રીતે નવાજી અને પ્રયોજી શકે ત્યાં સુધી એવી કૃતિઓ પોતાના અસ્તિત્વને ન્યાયી ઠેરવશે. એટલે મજાની વાત તો એ છે કે દેખીતાં અસ્વરૂપમાંથી નવાં નવાં સ્વરૂપો પ્રગટશે અને ભિન્ન ભિન્ન પ્રકારની અવ્યવસ્થિત કવિતાઓમાં પણ કાવ્યની એક નવી પરંપરા દેખાશે.

સમકાલીન કવિતાઓમાંથી કેટલી ટકશે? દસ ટકા? એક ટકો? મૂળ વાત તો આ કવિતાઓ કવિતાનું સન્માન કરે છે તે છે. આધુનિક કવિઓ પ્રયોગશીલ છે. આ કવિઓ ભવિષ્યના કવિઓ માટે છે. એટલે આજનો કવિ તો ચોક્કસ એમને વાંચશે અને પોતાના વાચનને વિશાળ કરશે. કોઈ પણ કાવ્યસંગ્રહ તેમાં રજૂ થયેલ વિવિધ કાવ્યો દ્વારા રસાદાર અને ચટાકેદાર વાનગીઓનો થાળ પીરસે છે. એમાંથી ભાવકે કવિતાની નવી શોધને અને તેની શક્તિને પામવાનો પ્રયત્ન કરવાનો છે.

❑

**સાભાર સ્વીકાર**

સાહિત્ય અકાદમી (રવીન્દ્રભવન, ૩૫, ફીરોજશાહ રોડ, નવી દિલ્હી-૧૧૦ ૦૦૧)નાં

**આત્મકથાલેખનઃ** સંપા. ચન્દ્રકાન્ત ટોપીવાળા, કિં. રૂ. ૧૩૫. **છાયારેખાઓઃ** લે. અમિતાવ ઘોષ, અનુ. શાલિની ટોપીવાળા, કિં. રૂ. ૧૪૦.

ગુજરાત સાહિત્ય અકાદમી (જૂનું વિધાનસભા ભવન, ત્રીજો માળ, સેક્ટર ૧૭, ગાંધીનગર-૩૮૨૦૧૭)નાં

**ધર્મવિચાર-૧ – આનંદશંકર ધ્રુવ શ્રેણી :** સંપા. યશવંત શુક્લ, ધીરુ પરીખ, વિનોદ અધ્વર્યુ, કિં. રૂ. ૨૩૫. **મેહરુનાં એકાંકી ફારસઃ** અન્તોન ચેહફ, અનુ. હસમુખ બારાડી, કિં. રૂ. ૬૦. **ઇંગ્લાંડની મુસાફરીનું વર્ણનઃ** મહીપતરામ રૂપરામ નીલકંઠ, કિં. રૂ. ૭૫.

મહેશ દવે

હરિકાકાનો પ્રદીપ પહેલેથી ભારે હોશિયાર. ભણવામાં તો એક્કો. એની 'રેન્ક' હંમેશાં પહેલા પાંચમાં રહેતી. એકધ્યાન થઈ મહેનત કરે તો તો એ પહેલે નંબરે જ આવે. એક વાર પહેલો આવ્યો'તોય ખરો, પણ એની એક ભારે આડોડાઈ. એને કોઈ નવી ચાનક ચડી જાય તો ભણવાનું ને પરીક્ષા માર્યાં ફરે અને એ ભાઈ મચી પડે એ નવી ધૂનમાં.

ચોથા ધોરણમાં એ પહેલે નંબરે આવ્યો. બસ, પછી તો હરિકાકા એની પાછળ પડી ગયા. આખો વખત કહ્યા કરે, "હવે નંબર જાળવી રાખવાનો છે હોં, પાછળ નથી ગબડવાનું!" પાંચમાની ત્રિમાસિક અને છ-માસિકમાં પ્રદીપે નંબર જાળવ્યોય ખરો, પણ બીજી ટર્મમાં ભાઈ કેરમ રમવાને રવાડે એવા ચડી ગયા કે દિવસ-રાત કેરમ જ ટીચ્યા કરે. તેની ફોડ હોય તો પહેલા જ બોર્ડમાં સાતેક કૂકરી કાઢી લે. બીજી સ્ટ્રાઈક આવે ત્યારે બોર્ડ પૂરું. હરિકાકાએ બહુ ટોક્યો, ઘણો વાર્યો, પણ કેરમની ગેમમાં ચૅમ્પિયન ચોટલી થઈને જ જંપ્યો. પરિણામે ભાઈ પાંચમાની વાર્ષિકમાં પહેલા નંબરેથી પાંચમે નંબરે ગબડી પડ્યા. છઠ્ઠીમાં ભાઈ ડિટેક્ટિવ થ્રિલરો વાંચવાને ચાળે ચડી ગયા ને નંબર આવીને ઊભો રહ્યો ચોથો. હરિકાકા માથે પસ્તાળ પાડે, સમજાવે, દાખલા-દલીલ આપે, પણ પ્રદીપને કશું અડે નહીં. એને તો કંઈક મળવું જોઈએ. આદુ ખાઈને મચી પડે. પકડ્યું હોય તેમાં ટોચ પર પહોંચીને જંપે. ભણવાનું ને પરીક્ષા રહી જાય એક બાજુ. આગળ-પાછળ નંબર આવે તેનો પ્રદીપને કોઈ હરખ-શોક નહીં.

એસ.એસ.સી.માં પ્રદીપ શહેરના પહેલા દસમાં આવે તેવી હરિકાકાની ભારે મહેચ્છા. નવમાનું પરિણામ આવ્યું ત્યારથી હરિકાકા મચી પડ્યા. પણ આ વરસે પ્રદીપને વળી નાટકની ધૂનકી ચડી. બાળનાટકોમાં તો ઠીક, પણ એક-બે ત્રિઅંકી નાટકોમાં કિશોરની ભૂમિકામાં તેણે નામ કાઢ્યું. હરિકાકાને તો થયું, ભોગ લાગ્યા, દીકરો હાથથી ગયો. નાટક-ચેટક માટે હરિકાકાને બહુ હલકો અભિપ્રાય. જોકે પ્રદીપ આમ ભારે સમજદાર. જવાબદારી સમજે. બીજા શોખ, ફેલ-ફિતૂરમાં પડે, પણ ભણવાનું સાવ વિસારે ન પાડે. શહેરના પહેલા દસમાં તો એ ન આવ્યો, પણ ફર્સ્ટ-ક્લાસ તો મેળવ્યો જ. હરિકાકા એને ડૉક્ટર બનાવવા માગતા હતા, પણ હરિકાકાના કમનસીબે મેડિસિનમાં એડમિશન માટે પ્રદીપને પાંચ માર્ક ખૂટ્યા. હરિકાકાએ તો કાળો કકળાટ કરી મૂક્યો. પણ પ્રદીપ જેનું નામ, એને કોઈ વસવસો નહીં. એન્જિનિયરિંગમાં ગયો ને ત્યાં પણ ઝળક્યો. પ્રદીપ તો માને કે જેમાં રસ લઈએ તે આવડે, જ્યાં મન દઈને મહેનત કરીએ ત્યાં સફળતા પાછળ પાછળ ચાલી આવે.

હરિકાકાને ભલે અફસોસ રહી ગયો, પણ પ્રદીપે ઇજનેરીમાં પણ ઊજળો હિસાબ આપ્યો. એ વખતે ગુજરાતમાં નર્મદા-યોજનાની શરૂઆત. ઇજનેરોની ખેંચ. આવડત અને મહેનતુ પ્રકૃતિને કારણે એને ફટાફટ બઢતી મળતી ગઈ અને જોતજોતામાં તે ચીફ એક્ઝિક્યુટિવ એન્જિનિયર થઈ ગયો.

પ્રદીપની ઝડપી બઢતી ખાસ કરીને લાંચિયા, ખાઈ બધેલા, સીનિયર એન્જિનિયરોને ખૂંચી. પ્રદીપની બઢતી સામે હાઇકૉર્ટમાં બે-ત્રણ રિટ-પિટિશન થઈ. એ બધાં કૉર્ટ-કેસ અને તેની કાર્યવાહીએ પ્રદીપ સામે નવું વિશ્વ ખુલ્લું કર્યું. બઢતી માટે 'મેરિટ-કમ-સીનિયૉરિટી' અને 'સીનિયૉરિટી-કમ-મેરિટ'ના સિદ્ધાંતો વચ્ચેનો ભેદ; સરવિસ-માંહ્યલા અને સીધી ભરતીવાળાનાં અલગ જૂથ; તેમના 'રોટેશન' અને 'ક્વોટા'ના રોટા-કોટાના નિયમો; પછાત વર્ગો, તેમને માટે નવી અને બઢતીની જગાઓમાં રિઝર્વેશન, તે માટેનું 'રૉસ્ટર' –

આ બધા મુદ્દાઓની અંદરોઅંદર આળપંપાળ ને આંટીઘૂંટીઓ! ઓહોહો! જીવ, બ્રહ્મ ને માયા જેવા અગમનિગમ કરતાંય અટપટી વાતો હતી આ બધી! પ્રદીપને તો રસ પડી ગયો.

કેસો ચાલતા ત્યારે સરકાર વતી અને પોતા થકી પ્રદીપ કોર્ટમાં જતો. વકીલો અને જજની તડાફડી સાંભળતો. એણે બધા નિયમો વાંચવા માંડ્યા, એ સિદ્ધાંતો સમજવા લાગ્યો, વાતનો બરાબર પાર અને સાર પામવા પ્રદીપે દાખલારૂપ (precedents) ચુકાદા વાંચી કાઢ્યા. પ્રદીપને તો મજા પડી ગઈ. એ એવો તો પારંગત થઈ ગયો કે એ જે સૂચનાઓ (instructions) આપે તે વકીલોને પણ કાન પકડાવે તેવી નીવડતી. ક્યારેક નામદાર ન્યાયમૂર્તિ પણ એનો મુદ્દો સાંભળી વિચાર કરતા થઈ જતા. આમાંથી પ્રદીપને વકીલાતનો શોખ જાગ્યો. સાંજની લૉ કૉલેજ ભરી પ્રદીપ એલએલ.બી. થઈ ગયો. ઍડવોકેટ બન્યો અને એક સવારે એણે સરકારી ઇજનેરની નોકરીમાંથી રાજીનામું આપ્યું. પોતે વકીલાત કરવાનો છે એવું જાહેર કર્યું.

પ્રદીપના રાજીનામાએ સરકારમાં તો ખળભળાટ મચાવ્યો, પણ તેનાં કુટુંબીજનો અને મિત્ર-સંબંધીઓમાં રોષ અને દુઃખનો ધરતીકંપ સર્જ્યો. સલામત સરકારી નોકરી ન છોડવા બધાએ પ્રદીપને ખૂબ સમજાવ્યો. વડીલોએ બહુયે વાર્યો. ઘરમાં રોકકળ ચાલી. પણ પ્રદીપ એટલે પ્રદીપ. દૃઢ-નિશ્ચયથી ધાર્યું કરે, અથાગ પરિશ્રમથી પાર પાડે. પાંચ વર્ષમાં તો પ્રદીપે વકીલ તરીકે નામના કાઢી. દળદાર રેકર્ડ વાંચી જઈ તેમાંથી ઝીણી ઝીણી વિગત શોધી કાઢવી અને મુદ્દા ઊભા કરવા તે પ્રદીપની ખાસિયત. એ દલીલ કરવા ઊભો થાય ત્યારે ન્યાયમૂર્તિઓ પણ ધ્યાન દઈ કાન માંડે. ભલભલા સીનિયર ઍડવોકેટ એની સામે ચીત થઈ જાય. પ્રદીપ વકીલાતમાં કમાયો પણ સારું. એનો બંગલો એટલે 'ટૉપ,' 'લેટેસ્ટ મૉડેલ'ની ગાડી એની પાસે પહેલી આવી જાય.

વકીલાતમાં ટોચ પર પહોંચ્યા પછી પ્રદીપના મનમાં વળી નવી ધૂન આવી. એ હવે કહેતો, "આ કોર્ટ એટલે ન્યાયબજાર. જે મોટી બોલી બોલે એને ન્યાય નામનો પદાર્થ મબલખમાં મળે. – You can buy justice. – આ કોર્ટો સત્યની નહીં, પુરાવાઓની અદાલતો છે. પુરાવા ખરીદો ને ન્યાય વેચાતો મળશે, કેસ જીતી જશો. કાયદાના વૈયાકરણી અર્થો કાઢો, છીંડાં શોધો ને ખટપટ કરો, ગમે તે નિર્ણય મેળવી શકશો. કોર્ટો એ ન્યાયનું મંદિર નથી, કાવાદાવા ને દાવપેચનું મેદાન છે. તેમાં લુચ્ચાઓ ને લફંગાઓ વધુ ફાવે."

તગડી ફી-વાળા કેસો છોડી પ્રદીપ હવે 'પબ્લિક ઇન્ટરેસ્ટ લિટિગેશનો' લડવામાં પડ્યો. એમાંથી પછાત વર્ણો-વર્ગો, આદિવાસીઓ, બાળ-મજૂરો, વેઠિયા ને અસંગઠિત મજૂરોનાં કામોમાં પડ્યો. એણે કૈંક સ્વૈચ્છિક (N.G.O.) સંસ્થાઓ સ્થાપી. વકીલાત છોડી આવી સંસ્થાઓનાં કામો માટે પ્રદીપ નીકળી પડતો.

પ્રદીપે વકીલાત સાવ છોડી દીધી. ફરી પાછો એ કુટુંબીજનો, મિત્ર-સંબંધીઓ અને વડીલોની ટીકાઓનો ભોગ બન્યો. છોકરાઓ હવે મોટા થયા હતા. તેમણેય પપ્પાને ભેજાગેપ ગણ્યા. પણ પ્રદીપને પોતાના પાગલપનમાં જ મજા આવતી હતી. હવે એ પૂરેપૂરો સમાજસેવાના કામમાં પડ્યો. જોકે તેની પ્રવૃત્તિને તે સમાજસેવા કે માનવસેવા નહોતો ગણતો. એ તો એને પોતાના આનંદ માટેની પ્રવૃત્તિ જ કહેતો. એ ભાગ્યે જ ઘેર હોય. અહીં-તહીં, અંતરિયાળ ગામોમાં, હરિજન ગિરિજનમાં એ ભમતો રહેતો.

સાત-આઠ વર્ષમાં સામાજિક કાર્યકર તરીકે પ્રદીપની રાષ્ટ્રીય જ નહીં, આંતરરાષ્ટ્રીય ખ્યાતિ બંધાઈ. તેનું બુનિયાદી કામ ક્રાંતિકારી ગણાવા માંડ્યું. જોકે પ્રદીપ તો મજાકમાં કહેતો, મારું કામ ઉત્ક્રાંતિકારી છે, મારી ઉત્ક્રાંતિ પ્રમાણે હું પ્રવૃત્તિ કરું છું. પ્રદીપ આચાર્યને બદલે હવે બધા તેને આચાર્ય દાદાબાપુ તરીકે ઓળખતા અને સંબોધતા. તેના કામ વિષે છાપાં અને સામયિકોમાં અભ્યાસપૂર્ણ લેખો આવતા. તેના 'ઇન્ટરવ્યુ' છપાતા. દેશ-પરદેશથી તેને આમંત્રણ આવતાં. તેની પ્રતિષ્ઠાથી તેના કુટુંબના માણસો, મિત્ર-સંબંધીઓ પોરસાતા. પોતે આચાર્ય દાદાબાપુની

નજીકના છે તેવું ગૌરવપૂર્વક કહેતા અને જાહેર કરતા. દાદાબાપુના જીવન વિષે તેઓ અધિકારપૂર્વક વાતો કરતા અને તેમના જીવન-પ્રસંગો ટાંકતા. દાદાબાપુ ક્યારેય એમને વિષે સારું કે નરસું કહેતા નહીં.

આચાર્ય દાદાબાપુનો વચેટ દીકરો કરણ ભારે ખેપાની ને ખટપટી હતો. તે ખબર લાવ્યો હતો : દાદાબાપુને એશિયાનું 'નોબેલ પ્રાઈઝ' મૅગસેસે એવૉર્ડ મળવાનો છે. જોકે ખાનગી વર્તુળોમાં એ એવું પણ કહેતો કે તેણે એ માટે 'મૅનેજ' કર્યું છે. એટલું જોકે ખરું કે દાદાબાપુનું નામ એવૉર્ડ માટે સૂચવાયા પછી કરણે દોડાદોડ કરી હતી, દોરીસંચારના પ્રયાસ કર્યા હતા, જેથી એ એવૉર્ડ બીજા કોઈને ન જાય. આગળ વધીને કરણે મૅગસેસે એવૉર્ડની ઘટનાને શાંતિ માટેના 'નોબેલ પ્રાઇઝ' માટેના પગથિયા તરીકે વાપરી. કરણનો ફાળો કેટલો એ તો ભગવાન જાણે, પણ બે વર્ષ પછી દાદાબાપુને શાંતિ માટેનું 'નોબેલ પ્રાઈઝ' જાહેર થયું ત્યારે આખાય દેશે દાદાબાપુના ગૌરવને દેશનું ગૌરવ ગણાવ્યું. રાષ્ટ્રપતિએ દાદાબાપુ ઉપર 'ભારતભૂષણ'ના ઇલકાબની નવાજેશ કરી.

આઝાદીના અર્ધશતાબ્દી વર્ષમાં આચાર્ય દાદાબાપુ પર 'ભારતભૂષણ'નું સર્વોચ્ચ સન્માન એક વિરલ ઘટના હતી. બધા રાજકીય પક્ષો આ નવાજેશ સાથે એકમત હતા. દિલ્હીમાં ભવ્ય સમારંભ યોજાયો. મૅગસેસે અને નોબેલ વખતે કુટુંબીજનો અને બહુ જ નિકટના મિત્ર-સંબંધી બૅંગકોક અને જિનીવા ગયાં હતાં. દિલ્હીમાં તો અનેક સગાં-સંબંધીઓ ઊમટી પડ્યાં. વળી, એમને મળેલા તમામ એવૉર્ડોની રકમો કેવી રીતે વાપરવાના છે તે આ સમારંભમાં દાદાબાપુ જાહેર કરવાના હતા. એટલે તેમના ગામના, નાતના, કુટુંબના, નજીકની સંસ્થાઓના અને મંદિરના માણસો દિલ્હી આવી પહોંચ્યા હતા. કુટુંબીજનો એમને એકલા પડવા દેતા નહોતા.

ભવ્ય ઝાકઝમાળ સમારંભ યોજાયો હતો. દાદાબાપુના દૂરના અને નજીકનાનો ધસારો હતો. 'પાસિઝ' માટે ભારે મોટી માગણી હતી. વિજ્ઞાન-ભવનને બદલે સમારંભ રામલીલા મેદાનમાં ખસેડાયો હતો. હકડેઠઠ મેદની વચ્ચે આચાર્ય દાદાબાપુની મોંફાટ પ્રશંસા થઈ. હાર-તોરા, ફૂલ-ગજરાના ઢગલા થયા. દાદાબાપુને ખ્યાલ નહોતો એવા એમના ગુણો વર્ણવાયા, યાદ નહોતા એવા જીવન-પ્રસંગો કહેવાયા. અંતે પ્રતિભાવ આપવાનો દાદાબાપુનો વારો આવ્યો. સભા પર એકાએક ચુપકીદી પથરાઈ ગઈ. નમ્ર પણ દૃઢ સ્વરે દાદાબાપુ બોલ્યા :

"મારા વહાલા દેશવાસીઓ,

બધાં હવે મને દાદાબાપુ કહે છે, પણ મને તો પ્યારું લાગે છે મારું મૂળ નામ : પ્રદીપ હરિલાલ આચાર્ય.

ઠીક છે, નામમાં શું વિશેષ છે? આમ તો મારામાંય શું વિશેષ છે? મને કંઈ દેખાતું નથી. ઈશ્વરે મારામાં, તમારામાં, સૌમાં પારાવાર શક્તિ મૂકી છે. તે બધી શક્તિ-ક્ષમતાઓ સાકાર કરવા તેણે આપણને આ પૃથ્વી પર મોકલ્યા છે. આપણી અંદર રહેલી એ સઘળી શક્યતાઓને ચરિતાર્થ કરીએ તો આપણે ઈશ્વરને ઊજળો હિસાબ આપી શકીએ.

આપણે આપણી શક્તિઓને ઓળખતા નથી, એને ઓછી આંકીએ છીએ, એક જ બાજુ સીમિત કરીએ છીએ. વિશાળ સાગરને આપણે ખાબોચિયું બનાવી નાખીએ છીએ.

હું આખી જિંદગી ઇજનેર રહી શક્યો હોત. સુખી પેન્શનર બની જીવી શક્યો હોત. દુન્યવી દૃષ્ટિએ એ સફળ જીવન લેખાત. પણ મારો નિયંતા જ્યારે મારો જવાબ માગત ત્યારે મારે કહેવું પડત કે 'તેં આપેલામાંથી અંશમાત્ર વિકસાવી હું પાછો આવ્યો છું. તેં આપેલી બીજી બધી શક્તિઓ મેં મારામાં જ ઢબૂરી દીધી. હું અઠ્ઠોતેર વર્ષ જીવ્યો, પણ મારો જીવન-અનુભવ બે-પાંચ વર્ષનો જ છે. એ બે-પાંચ વર્ષનું મેં અઠ્ઠોતેર વર્ષ સુધી પુનરાવર્તન કર્યા કર્યું છે.'

આજે જેમણે મારાં વખાણ કર્યાં તેમણે જ મને દરેક તબક્કે ટોક્યો હતો. મૂરખ ગણ્યો હતો. સફળ ઇજનેરી, સફળ વકીલાત છોડી સમાજ-જીવનના મહાસાગરમાં પડવાની મારી ચેષ્ટાની તેમણે મશ્કરી ઉડાવી હતી. મને લોકમાન્ય ટિળકની વાત યાદ આવે

છે. અધ્યયન, અધ્યાપન, સંશોધન છોડી એ વિદ્વાન પુરુષે સ્વાતંત્ર્યસંગ્રામમાં ઝંપલાવ્યું. તેમની પ્રતિભા ઈશ્વરે આપેલા પ્રદીપ – સૂર્યની જેમ ઝળકાવી.

અમારી ગુજરાતી ભાષામાં એક કહેવત છે : 'ફાવ્યું વખણાય.' અમેરિકનો કહે છે: 'Nothing succeeds like success.' જે તે ક્ષેત્રમાં હું ફાવ્યો, તેથી વખણાયો, અને તેથી આજે મારું સન્માન. હું કદાચ સફળ ન પણ થયો હોત. ટીકાકારોએ કહ્યું હોત, 'જોયું, અમે નહોતા કહેતા?' પ્રભુકૃપાએ હું સફળ થયો. પણ કેટલાય એવા હશે જે ઈશ્વરને ઊજળો હિસાબ આપવા મથ્યા હશે, પણ દુન્યવી નજરે તેમણે ખત્તા ખાધા હશે. એવાઓની ટીકા ન કરશો, તેમની દયા ન ખાશો, તેમની હાંસી ન ઉડાડશો. તેઓ ઈશ્વરના સાચા બંદા છે. તેમને પ્રોત્સાહન આપજો, તેમના મારગ મોકળા કરજો. આવી દૃષ્ટિ રાખશો તો જ સમાજમાંથી મેધાવી પ્રતિભાવંતો મેળવી શકશો. એ સિવાય આપણી ભૂમિ વામણાઓનો દેશ બની રહેશે. એવું બનવા માંડ્યું છે તેનો મને ખેદ છે.

હવે મને મળેલી ઇનામી રકમોની વાત. રકમો મોટી ને મબલખ છે. તેનાથી ઘણું ઘણું થઈ શકે. મારાં કુટુંબીઓ, સગાં, સંબંધીઓ, નાતીલા, ગામના ને પ્રાંતના મારી સાથે સંકળાયેલી સંસ્થાઓના, મારા ધર્મ-સંપ્રદાય ને મંદિરના ઘણા ઘણા માણસોએ મને સીધાં કે આડકતરાં સૂચન કર્યાં છે. પણ હું બહારને બદલે અંદરના અવાજને સાંભળવા ટેવાયેલો છું. મને '' જુદું સંભળાય છે.

મારું નવું ક્ષેત્ર રાજકારણનું હશે.''

મેદનીમાં ચણભણાટ શરૂ થયો. એમાંથી હોહાટ સર્જાય એ પહેલાં ખોંખારો ખાઈ દાદાબાપુએ ફરી શરૂ કર્યું :

''રાજકારણ મારે માટે સમાજકારણ, માનવકારણથી જુદું નથી. રાજકારણ અત્યંત ગંદું બની ગયું છે એવી ટીકા થાય છે. સારા માણસોએ એ ગંદકીથી દૂર રહેવું એવી સલાહ અપાય છે. પણ ગંદકી સહી લેનાર પણ ગંદકી કરનાર જેટલો જ બૂરો છે.

ટિળકની પ્રેરણા લઈ હું રાજકીય જીવનમાં પડવાનો નિર્ધાર કરી બેઠો છું. મારા બે-ત્રણ અવતાર થયા. હવેનો અવતાર રાજકારણમાં, રાજકારણનો. રાજકારણીઓ ગંદા હશે, રાજકારણ ગંદું નથી. ગંદા રાજકારણીઓની જગાએ ચોખ્ખા લાવવાનો મારો પ્રયાસ હશે. ભારતમાંથી પાંચ સો-સાત સો કહેવાતા રાજકારણીઓને ફારેગ કરીએ, તેમને સ્થાને નવા પ્રતિબદ્ધ માણસો લાવીએ તો કામ થઈ રહેશે. મને મળેલાં ઇનામોની પાઈએ પાઈ આ નવા અખતરામાં વાપરવી છે. આ નવા અવતારમાં પણ પ્રભુ સફળતા અપાવે એવી પ્રાર્થના કરું છું, તમે પણ કરજો. તે અવતાર સફળ થયે વળી નવો અવતાર. જીવન ચાલે ત્યાં લગી સંભવામિ ક્ષણે ક્ષણે...''

વીખરાતી મેદનીમાં ચણભણ ચાલતી હતી. જતી ઉંમરે દાદાબાપુનું ખસ્યું લાગે છે. કે પછી એમને પણ સત્તાનો મોહ લાગ્યો છે?

□

**દેશ થયો આઝાદ !**

૧. ઈ.સ. ૧૯૪૭

દેશ થયો આઝાદ!
આખર જંજીરો ગઈ તૂટી! એનો શો ઉન્માદ!
દેશ થયો આઝાદ!

કેટકેટલાં બલિદાનો દીધ, સહ્યો કેટલો ત્રાસ!
આજ અમે આઝાદ થયા, પણ આવે ના વિશ્વાસ!
બાંધવના ખૂનથી વરસાવ્યો કંકુનો વરસાદ?
દેશ થયો આઝાદ!

કૈંક શહીદે પ્હેરી લીધી ફાંસીની ફૂલમાળ,
સ્વતંત્રતા-દેવીને અરપ્યો શીશકમળનો થાળ.
પુણ્યબળે એના પામ્યા આ સ્વતંત્રતા-સોગાદ!
દેશ થયો આઝાદ!

કઈ દિશામાં જવું અમારે? કઈ દિશા છે સાચી ?
લડથડિયાં ખાતાં, પણ માન્યું અમે રહ્યા સૌ નાચી !
તોય હતાં મબલખ સપનાં કે દેશ થશે આબાદ!
દેશ થયો આઝાદ!

૨. ઈ.સ. ૧૯૯૭

દેશ થયો આઝાદ!
પચાસ વર્ષો વહી ગયાં-ની ઘટના કરીએ યાદ.
દેશ થયો આઝાદ!

મંદિર-મસ્જિદ લડતાં, સાધુ ને દરવેશ ઝઘડતા;
અને અમારા ખૂન મહીં ખુન્નસ-ભડકા ભડભડતા.
છતાં ગજવીએ ઉચ્ચ સ્વરે સઘળે શાન્તિનો નાદ!
દેશ થયો આઝાદ!

અભયારણ્યો વાઘ-સિંહ-દીપડાનાં અહીંયાં ખૂલે,
કપોતને મારો તો એની નોંધ અહીં ના કો લે.
જંગલ અહીં બરબાદ થયાં, ને જંગલિયત આબાદ!
દેશ થયો આઝાદ!

બચપણ ભૂખ્યું, જોબન ભટક્યું, ઘડપણ લથડ્યે જાય;
ભૂખ-ભીખ-ભય દાવાનળ શાં બધે પ્રસરતાં જાય!
ઠરી ગયા છે આગ-ઠારકો; કોને કરવો સાદ?
દેશ થયો આઝાદ!

નીચું કરી મુખ ખાધે રાખે, નેતાઓ કે ભૂંડ?
નફ્ફિકરા થઈ નાક કપાવે અને સાચવે મુંડ.
અને એમનાં પેટ-ભરણને શિયાળવાં દે દાદ!
દેશ થયો આઝાદ!

આજે લાગે, વ્યર્થ ગયાં છે શહીદોનાં બલિદાન.
ભારતમાની લૂંટે આબરૂ એનાં કૈં સંતાન.
ક્યાં પેલા નરબંકા વીરો, ને ક્યાં આ ઓલાદ!
દેશ થયો આઝાદ!

સત્યાગ્રહ ના, આગ્રહપૂર્વક કરી સત્યની હાંસી;
સૂતર-આંટીથી ગાંધીની પ્રતિમાને પણ દીધ ફાંસી!
રંજ નહિ રે! મનમાં કંઈ, નહિ અંતરમાં અવસાદ!
દેશ થયો આઝાદ!

શિક્ષણધામો થઈ ગયાં છે શિક્ષણ કેરાં હાટ,
સરસ્વતી જ્યહીં ભીંતે લટકે, રડતી હૈયાફાટ!
પરમપૂજ્ય પરબ્રહ્મ ગુરુઓ, થઈ બેઠા 'ઉસ્તાદ'!
દેશ થયો આઝાદ!

ઘોર નહિ, ઘનઘોર રાત્રિ છે, ઘૂઘવે કેવળ ઘૂક;
કોકિલ-મોર-બપૈયાને કંઠે ડૂમો, છે મૂક.
કોણ કરે કોની આગળ આ દશા તણી ફરિયાદ?
દેશ થયો આઝાદ!

ક્યાંક હજી રણઝણતા મીઠું તંબૂર કેરા તાર;
ક્યાંક હજી વાગે છે બંસી, વાગે ક્યાંક સિતાર.
પણ સાંભળવા ના દે એને શંખો કેરા નાદ.
દેશ થયો આઝાદ!

કોણ શકે અટકાવી અમને? અમે હવે આઝાદ!
અમે અમારી જાતે કરતા અમને તો બરબાદ!
દેશ થયો આઝાદ!

જિતેન્દ્ર કા. વ્યાસ

## હંસ

હું છું એ હંસ :
પાણીમાં તરું, ડૂબકી મારું,
– પણ ઉપર આવું –
ઉપર આવી ફરીને નિહાળું
આ નૈસર્ગ ચારેપાસનું -
આકાશ, તરુવર, મનુજો,
અને આ એમનો પથરાયેલો ઘરસંસાર.
અને પછી પાળીએ ચઢી
એક ઝાપટે ખંખેરી નાખું
પાંખોમાંથી, આ ચોંટેલું કાદવ-પાણી.
જલમિશ્રિત દૂધના પ્યાલામાંથી
ખૂબ જ સાવચેત રહી
ચૂસી લેતાં શીખ્યો છું હું, દૂધ માત્ર.
તજી દીધું છે મેં હતું જે કાંઈ
ઉપરછલ્લું અને અનિષ્ટ.
દિવસ આખો પસાર થઈ જાય છે
જાતજાતના હંસ, પંખીઓના સહવાસમાં:
તણાઈ નથી જતો હું કૂડ, કપટ, નિંદાના પ્રવાહમાં.
ડૂબી નથી જતો હું આ જૂથબંધી વમળમાં.
આમ જ વિધવિધ પ્રકારનાં નરનારીઓ સાથ રહી
કોલાહલમુખર નિંદાના સ્પર્શથી નિજને બચાવતો
અલગો પડી જાઉં છું હું, સદાયે સહેલાઈથી.
પાળ ઉપર ચઢી, પાંખો પહોળી ફેલાવી
ખંખેરી નાખું છું ક્લાન્તિ આખા દિનની,
કાદવનું પાણી. સ્વેદબિંદુ.

**મૃણાલ દત્ત**
**અનુ. ધનવન્તી**
['બાંગલા કબિતાર સાઠેર દશક'માંથી]

## સરનામું

૧
ઉપર આકાશી ઘટાટોપ
અસલ ભૂરો
આજુબાજુ અદ્દલ મોકળાશ જેવી
મોકળાશ
દેખાયા કરે સતત એવી જોગવાઈ છે
હેઠળ વિવિધ રંગોની વધતીઓછી છાયા
વાંસોવાંસ હાજર
'હેતુ-કારણ'ની સમજણ પણ.
તમને એકલું ન લાગે વાસ્તે
તેઓ પણ તમારી સાથે જ છે
પિંજરમાં.
૨.
ગલીમાં ગલી
ગલી, પછી તરત ગલી
ગલીની અંદર વળી પાછી ગલી
ચબરખી સરનામાની હલાવતાં
બેવડત્રેવડમાંથી ખરી પડે નવી ગલી.
દુખતે પગે આવ્યો લાગે છેડો
ત્યાંથી શરૂ આગલી ગલી...
૩.
પિંજરની બહાર પિંજર
    તેની બહાર પિંજર
        તેનીય બહાર પિંજર
પિંજરોમાં
વાંકીચૂંકી વિસ્તરેલી જરીતરી
    મોકળાશમાં તરતાં
નાનાં નાનાં પિંજર પોતપોતાનાં.

**રમણીક અગ્રાવત**

### ગઝલ

વહેદાનિયત*ના પાઠ અમે તો ભણ્યા હતા,
દાણા ગણીને હંસલે મોતી ચણ્યાં હતાં.

માથે અમારે શાપ જન્મતાં જ ઊતર્યા,
જાણે નસીબના જ નિસાસે જણ્યા હતા.

ખેતી અમારે કર્મની કરવી ન'તી, છતાં,
લીલા હતા અમે ને વિધિએ લણ્યા હતા.

બંધાઈ ગઈ વસ્તુ બધી એક સૂત્રથી,
તેણે કફનના કાપડે અમને વણ્યા હતા.

જન્મ્યા કબરમાં એક તખલ્લુસ લઈ 'કરીમ',
જાણે તખલ્લુસે જ અમોને હણ્યા હતા.

**અબ્દુલકરીમ શેખ**

---

*વહેદાનિયત = એકેશ્વરવાદ.

### ભીનું ભીનું

ભીનાં ભીનાં ઘન ટપકતાં, વાયરા વાય ભીના,
ભીનાં ભીનાં વન ટપકતાં, ઉત્સરે ભીની ગંધ,
ભીનો ભીનો સૂરજ ટપકે પર્ણથી દીપ્તઅંગ,
ભીના પ્હાડો, ખળખળભીના બેય કાંઠા નદીના,
વાછંટોથી જરી જરી ભીની ઓકળી આંગણાની,
નેવાં નીચે છબછબ ભીની પાનીઓ નાની નાની.

ભીનાં ભીનાં મન ટપકતાં શી કથાઓ મજાની!
કંઠાશ્લેષો તણી પુલકતાં અંગની સ્પર્શવાણી;
ફૂટ્યાં ભીની ઉરભૂમિ પરે સામટાં એ શિલીન્ધ્ર,
ધારે ધારે રગ રગ કશો રેલતો રાગ ઇન્દ્ર!
ભીની કાયા સળવળ કશી ભીતરે ભીની માયા!
ભીના પ્રાણપ્રસૂન પર શી ડોલતી મેઘછાયા!

એકાકી હું ચિરવિરહથી શપ્ત સંતપ્ત એવો
ભીનાં ભીનાં ઘન ટપકતાં, વન ટપકતાં, મન ટપકતાં
જોઈ રૂહીં યક્ષ જેવો.

**જયન્ત પાઠક**

### મનાલીની પહાડીઓમાંથી જતાં

પહાડોની રુક્ષતા બધી ઢાંક્યાં કરે છે વૃક્ષ,
વરસાદનીયે આબરૂ રાખ્યાં કરે છે વૃક્ષ!

એવું હશે રહસ્ય શું આ આભમાં ભર્યું?
ઊંચાં થઈ થઈ બધાં તાક્યાં કરે છે વૃક્ષ!

છે રક્ત મારું લાલ ને છે પાન તો લીલાં,
સ્વજન સમાન તોય કાં લાગ્યાં કરે છે વૃક્ષ?

તૂટી પડે, કપાય ને ઊખડી જતાં છતાં
યુગોથી ક્યાંક પ્હોંચવા ચાલ્યાં કરે છે વૃક્ષ.

'યોસેફ', મુજ હયાતીનો અનુવાદ આ થયો!
છે અર્થપૂર્ણ વ્યર્થતા, ભાળ્યાં કરે છે વૃક્ષ!

**યોસેફ મેકવાન**

# વસૂલાત

**મુનિકુમાર પંડ્યા**

મા છેલ્લાં ડચકાં ખાતી હતી.

ચાર દિવસથી માને તાવ આવે છે. ગઈ કાલ બપોર પછી તો તબિયત વધારેપડતી બગડી છે. માંડ માંડ શ્વાસ લઈ શકાય છે. શ્વાસ લેતાંય છાતીનાં પાંસળાં ઊંચાં થઈ જાય છે. છાતીમાં પાંસળાં સિવાય રહ્યું છે શું? લબડતી ચામડી પાંસળાંને સાચવી રહી છે.

સાંજે શ્વાસની લેમેલ એકદમ વધી ગઈ. દાક્તરને બોલાવવા પડશે. અહીં ધરારનગરના નાકે જકાતછાપરી પાસે જ ડૉ. શાહનું દવાખાનું છે.

શહેર તો મોટું છે. જિલ્લાનું મથક છે. એની ઉત્તર દિશાના છેવાડે ધરારનગર ઊભું થયેલું છે. જમણી બાજુની મુખ્ય સડક પર જ્યાં શહેર પૂરું થાય છે ત્યાં જકાતછાપરી પાસેના વિસ્તારમાં ખુલ્લી પથરાળ જમીનમાં કાચાં, અર્ધપાકાં ઝૂંપડાંઓ આવેલાં છે. મજૂરવર્ગ અને શ્રમજીવીઓનો આ વસવાટ છે. આ બધાં લોકો દિવસભર શહેરમાં જઈને નાનીમોટી મજૂરીનું કામ કરે છે. દિ' આથમ્યે ધરારનગર વહ્યાં આવે છે. સુઘડ શહેરમાં એવું કોઈ સ્થળ નથી જ્યાં આ વસ્તીનો સમાવેશ થઈ શકે. ધરારનગરની પાસે જ પથરાળ, સુકાઈ ગયેલી નદી છે. એમાં શહેરમાંથી છોડાયેલાં ગટરનાં મલિન પાણીની એક નીક સતત વહેતી રહે છે. ગંદકી, કચરો, દુર્ગંધ બધું આવીને એમાં ભળી રહે છે. એમાં ઉમેરાય છે ધરારનગરની ગંદકી.

જમની પોતાની મા સાથે અહીં જ રહે છે. ધણીએ લગ્ન પછી એને બે વરસે કાઢી મૂકી છે. જમનીને કાઢી મૂકવાનું કારણ શું? કાંઈ ખબર નથી. માત્ર એટલી જાણ છે કે એને મારીને કાઢી મૂકી છે. જમનીને બાપ નથી, ભાઈ નથી, બહેન નથી. એક આ મા છે. માએ પણ જમનીને પૂછ્યું નથી કે તને શા માટે કાઢી મૂકી છે. દૂબળી, પાતળી, કેડેથી વળી ગયેલી મા, બોજ ઊંચકી ઊંચકીને થાકી ગયેલી મા જવાબનો ભાર વેંઢારી શકે એમ નથી.

માની સાથે ને સાથે જ જમની રહે છે. એ કામ કરવા જાય છે ત્યાં પણ માની સાથે જ જાય છે. એકલાં જવાનું ટાળે છે. એક આધેડ વયના વેપારીના ઘરે માટીકરી કામ કરવા જતાં. દશેરાની સાંજે આવીને વધ્યુંઘટ્યું ખાવાનું લઈ જવા વેપારી શેઠે જમનીને કહેલું. સાંજે શેઠાણી દેવદર્શને જાય છે. શેઠ ઘરમાં એકલા જ હોવાના. જમની એ જાણે છે. જમની એકલી ન ગઈ. માને સાથે લઈને ગઈ.

ધરારનગર જવાનો રસ્તો થોડો લાંબો છે. સિનેમાઘર પાસે થઈને ટૂંકા રસ્તે ઘરે જઈ શકાય છે, પણ અનેક લુખ્ખાઓ અને રખડેલાઓથી વગોવાયેલો એ રસ્તો છોડીને લાંબા રસ્તે બંને ચાલે છે. એવું બધું જમનીને ગમતું નથી. તે સાચવીને ચાલે છે.

બીમાર મા માટે દવા લાવવાની છે. થોડી વારમાં સાંજ પડશે. દવાખાનું બંધ થાય એ પહેલાં દવા લઈ આવવી જોઈએ. જમની ઉતાવળી ઉતાવળી ચાલી. વીગત સાંભળીને દવા આપતાં દાક્તરે કહ્યું, "લે, આ દવા પાઈ દેજે, પણ હવે આઘીપાછી ન થઈશ. મા પાસે જ રહેજે. સ્થિતિ ગંભીર છે."

દવાખાનાનાં પગથિયાં ઊતરી જકાતનાકા પાસેના ખાંચામાં જમની વળી. અચાનક એની નજર સામેની ચાની કેબિન ભણી ગઈ. વશરામ ઊભો ઊભો બીડી પીતો હતો. મેલું પૅન્ટ ને કાળું અંડરવેર પહેરેલો, મોટી મૂછો ને દોઢળા શરીરવાળો વશરામ આંખો ફાડીને પોતાની તરફ તાકી રહ્યો હતો.

ટ્રક ફેરવતો વશરામ પણ અહીં ધરારનગરમાં જ રહે છે. ગટરની સામેના ખૂણા તરફ ખુલ્લી ઓસરી ને બે ઓરડાવાળું મોટું કહી શકાય એવું વશરામનું ઘર આવેલું છે.

મા બચી નહીં. ચાલી ગઈ.

આસપાસની વસ્તી જમનીની ઝૂંપડી પાસે ટોળે વળી. બે વાંસ ને ઘાસ ને સીંદરી ને એવું બધું એકઠું કર્યું. શબ બાંધ્યું. પુરુષવર્ગમાં અત્યારે ત્રણ જણા હતા. મસાણ આઘું હતું. મસાણે શબને કેમ પહોંચાડવું?

એક જણ વશરામ પાસે ગયો. એને બધી વાત કરી. શબને મસાણે પહોંચાડવા ખટારો આપવા કહ્યું.

"હં–" વશરામ થોડી વાર મૂંગો રહ્યો. પછી બોલ્યો, "ભલે હું જ ખટારો લઈને આવીશ. પેટ્રોલના દશ રૂપિયા થાશે–" ને ઉમેર્યું, "વાંધો નૈં. ઈ તો હું જમની હાર્યે સમજી લૈશ."

છેલ્લું વાક્ય બોલતાં વશરામના મોં ઉપર કશીક ચમક આવીને ચાલી ગઈ.

ખટારામાં શબને ચડાવાયું. ઝૂંપડપટ્ટીના કાદવકીચડ ને પથરાળ જમીન પરથી નીકળીને ખટારો મુખ્ય રોડ ઉપર પહોંચ્યો. ત્યાંથી સડસડાટ મસાણ ભણી દોડવા લાગ્યો. થોડી વારમાં દેખાતો બંધ થયો.

મા ચાલી જતાં જમની એકલી પડી ગઈ. માને લઈ ગયા એ દિશામાં ક્યાંય સુધી તે તાકી રહી. ન બોલી કે ન ચાલી. રડી પણ નહીં.

રાત પડતાં આસપાસનાં બૈરાઓ રોટલી ને શાક લઈને આવ્યાં. જમનીને પરાણે ખવરાવ્યું.

"જમની, વશરામ ખટારાવાળાને દસ રૂપિયા ભાડું આપવાનું છે." જે પુરુષે વશરામ જોડે વાત કરી હતી એની બૈરીએ જમનીને કહ્યું.

પગ અધૂકડા વાળી ગોઠણ ઉપર માથું મૂકીને સૂનમૂન બેઠેલી જમનીએ જરા ડોકું હલાવ્યું. 'દસ રૂપિયા કેમ દેવાશે? માની બીમારીમાં ખર્ચો થઈ ગયો છે. શેઠને ત્યાંથી એક મહિનાના પગારના પૈસા અગાઉથી ઉપાડેલા એય વપરાઈ ગયા છે.'

મોડી રાતે બૈરાંઓ વીખરાયાં. ધરારનગરમાં સોપો પડી ગયો. જમનીની આંખમાં ઊંઘ નહોતી. પોતે નોધારી બની ગઈ. ઘાસલેટનો દીવો ઝાંખા, પીળા અંજવાશની ભેગો ધુમાડો ઓકતો હતો. ઝૂંપડીના ખૂણામાં પતરાની એક જૂની ટ્રંક ઉપર ગોદડાના બે ગાભા હતા. બીજા ખૂણામાં ચૂલો હતો. ચૂલા ઉપરના પાટિયામાં ટીનની બે તપેલીઓ અને એક પિત્તળની થાળી હતાં, એની પડખે ધુમાડાથી કાળું પડી ગયેલું ભગવાનના ફોટાવાળું દિવાળી-કાર્ડ હતું. સવારમાં ઊઠી, મોં ધોઈને મા છબી સામે હાથ જોડતી. જમની પણ હાથ જોડીને પગે લાગતી.

જે સમયની વશરામ રાહ જોઈ રહ્યો હતો, એ સમય અત્યારે છે. ચોરપગલે તે જમનીની ઝૂંપડીમાં આવ્યો. જમની હજી પૂર્વવત્ બેઠી હતી. તેણે ચમકીને ઊંચું જોયું. વશરામે ફૂંક મારી દીવો ઓલવી નાખ્યો. અને...

થોડી વાર પછી એ જ ચોરપગલે વશરામ પાછો ફર્યો. તેણે પોતાના લેણા દસ રૂપિયાની વસૂલાત કરી લીધી હતી.

આજ સુધી સાચવેલું બધું... ભાનમાં આવતાં જમની ઠૂઠવો મૂકીને રડી પડી. પડોશીઓ સમજ્યાં, માના મોતના આઘાતે જમની રડે છે. ભલે રડતી બિચારી. એનું હૈયું હળવું થશે.

રડવા સિવાય જમની પાસે બીજો ઉપાય શો હતો? તે દિવસે, જુગારની લતે ચડી ગયેલા ધણીએ પૈસાની લાલચે પારકા પુરુષ પાસે તેને મોકલવા ઘણો પ્રયાસ કર્યો હતો, પણ જમની માની નહોતી. ધણી સાથે ઝઘડીને એનો માર ખાઈને પિયર ચાલી આવેલી. પણ જેનાથી પોતે આઘી ભાગતી હતી એ જ છેવટે થઈને રહ્યું.

આસપાસના લોકોના કાને જમનીનું રુદન પડ્યું. એ વખતે ભગવાનની છબીય થોડી હાલી ખરી, પણ એ તો પવનના કારણે. દ્રૌપદીની વાત જુદી છે. એ તો રાજરાણી કહેવાય.

□

# બટુભાઈનું છેલ્લું એકાંકી (રસાસ્વાદ)

## (બટુભાઈની જન્મશતાબ્દી નિમિત્તે)

પ્રફુલ્લ દેસાઈ

ઈ.સ. ૧૯૨૭માં 'કૌમુદી'માં પ્રથમવાર પ્રગટ થયેલું 'શૈવાલિની' શ્રી બટુભાઈ ઉમરવાડિયાનું છેલ્લું એકાંકી છે. જોગસંજોગે બટુભાઈના પ્રથમ નાટક 'લોમહર્ષિણી'ની જેમ એનું કથાવસ્તુ ઉદાર, વિવેકી અને ચિંતનશીલ પતિના, આડે રસ્તે ચાલી ગયેલી પત્ની સાથેના વિસંવાદી દાંપત્યનું જ છે; જોકે 'લોમહર્ષિણી'માં એકાદ ક્ષણે દેખાતી અગમ્ય સૌન્દર્યભાવનાની વાત મુખ્ય છે, જ્યારે અહીં 'બળથી સૌન્દર્ય પ્રાપ્ત નથી થતું' એ નાટકનો મુખ્ય વિચાર છે.

વિષયવસ્તુ શોધવાની શ્રી બટુભાઈ પાસે સૂક્ષ્મ અને ફળદ્રુપ બુદ્ધિ છે, સાથે સાથે એ વિષયવસ્તુને અનુરૂપ વાતાવરણ સર્જવાની મૌલિકતા છે. સંકલનાની કલાત્મક સંકુલતા ન હોવા છતાં તેઓ સરળ, પ્રવાહી છતાં ચિંતનશીલ સંવાદો દ્વારા વાચક પર પકડ જમાવી રાખે છે. સંવાદ સ્વાભાવિક હોવાની સાથે ભાવસભર અને જીવંત લાગે છે. ઘણી વાર તેઓ સૂચનકલાનો યથાર્થ ઉપયોગ પણ કરી લે છે. એમણે અનેક સત્ત્વશીલ અને સુંદર નાટકો સર્જ્યાં છે અને એ માટે તેમની પ્રશંસા જરૂર કરવી જોઈએ. છતાં આટલે વર્ષે જ્યારે તેમનું મૂલ્યાંકન કરવા જઈએ છીએ અત્યારે બહુ સંતોષ પામતા નથી.

'શૈવાલિની'માં ચાર પ્રવેશો છે. સૌથી કુતૂહલપ્રેરક વાત એ છે કે જેના પરથી નાટકનું શીર્ષક અપાયું છે, તે શૈવાલિનીનું પાત્ર લગભગ છેલ્લે સુધી સૂચિત પાત્ર જેવું લાગે છે; છેલ્લે બેત્રણ ત્રૂટક વાક્યો બોલવા જ તે મંચ પર આવે છે! બટુભાઈનાં અન્ય નાટકો જેમણે વાંચ્યાં હશે તેમને માટે એ આશ્ચર્યકારક વાત નથી. બટુભાઈની એ લઢણ જ લાગે છે કે મુખ્ય પાત્રો કાં તો સૂચિત પાત્રો રૂપે હોય, કાં તો મંચ પર આવે તો ઓછામાં ઓછું બોલતાં હોય, જ્યારે ગૌણ પાત્રો ઘણી વાર બહુ અગત્યના સંવાદો બોલતાં હોય યા તો બહુ અગત્યના વિચારો પ્રગટ કરતાં હોય. આ જાતની પાત્રો વચ્ચેની અસંતુલના ઘણી વાર કલાપોષક નીવડતી નથી. લેખકની એકાંકીરચના વિષેની ઓછી સમજ પ્રગટ થાય છે.

પહેલા પ્રવેશમાં સુબોધ અને શ્રીમુખની વાતચીત પરથી આપણને શ્રીમુખની આડે રસ્તે ચાલી ગયેલી પત્ની શૈવાલિની વિષેની સુબોધની અકળામણ અને શ્રીમુખની છાની વેદના સમજાય છે. શ્રીમુખ મા પ્રત્યેની લાગણીને લીધે જ અબોલપણે આ વેદના સહી રહ્યો છે, એવો પણ ખ્યાલ આવે છે. શ્રીમુખને શૈવાલિનીનો વાંક કેમ વસતો નથી એનું કારણ આપતાં શ્રીમુખ જણાવે છે કે શૈવાલિનીએ તેની સાથે સ્વેચ્છાએ લગ્ન કર્યાં નથી. પોતાનું પરોક્ષ દબાણ હતું એમ પણ એ કબૂલી લે છે. અહીં બટુભાઈ નાટકની કરુણગર્ભ પરાકાષ્ઠા વિષે બેએક સૂચનો મૂકી દે છે. શ્રીમુખની મા કહે છે: "દીકરા, હવે કદી તડકો થશે જ નહિ." બીજું પણ સૂચન લેખક શ્રીમુખના ગીત દ્વારા મૂકે છે. શ્રીમુખ માને ભજન સંભળાવે છે: "એક જ દે ચિનગારી, મહાનલ", "ચાંદો સળગ્યો, સૂરજ સળગ્યો, સળગી આભ અટારી". અંતમાં જ ખ્યાલ આવે છે કે એક નાનકડી ચિનગારી જ શ્રીમુખ — શૈવાલિનીના દાંપત્યને છેલ્લે ભસ્મીભૂત કરી નાંખવાની છે! શ્રી હરિહર ભટ્ટનું એ ભજન શું ભૈરવી રાગમાં ગવાયું હશે?

બીજા પ્રવેશમાં શ્રીમુખ સુબોધ આગળ શૈવાલિનીનો બચાવ કરતાં અનેક દલીલો અને વિચારો રજૂ કરે છે. વસ્તુતઃ લેખક જ પોતાના વિચારો દર્શાવે છે. શ્રીમુખ કહે છે, "લગ્ન એ માણસે સરજેલી સંસ્થા છે — અને હૃદયની કારીગરી એ ઈશ્વરની કુનેહ છે. બે હૃદયોનું આકર્ષણ થાય છે એમાં કુદરતનો ક્રમ હોય છે: બે માણસોનાં લગ્ન થાય છે તેમાં માણસનો હાથ

હોય છે અને માણસ કરતાં કુદરત ચઢે છે, એટલું જ નહિ પણ વધારે બળવાન પણ હોય છે.'' વળી શ્રીમુખ એ પણ કહે છે: ''પુણ્ય પાપની સામે નથી થતું એમાં જ પુણ્યનું ગૌરવ છે. જ્યારે પોતાની મર્યાદા બહાર જઈ પુણ્ય પાપનો હિસાબ લેવા નીકળે છે ત્યારે પાપ હિસાબ નથી આપતું, ઊલટું પુણ્યને માનભંગ ખમવો પડે છે ને શ્રેય તો કોઈનું જ નથી થતું.'' શ્રીમુખ આગળ ચાલતાં પૂછે છે : ''આપણી સમૃદ્ધ સંસ્કૃતિ આવા જનસમૂહે સરજી, એમ? ના, ના, એના વિધાતા તો પાંચદસ નરપુંગવો હતા. આ બધાં તો ઘેટાંનાં ટોળાં જેવાં, એક અગ્રેસરને ચીલે ચાલી જાણે છે.'' આ છેલ્લો વિચાર બટુભાઈનો માનીતો વિચાર લાગે છે, કેમ કે આગળ 'માલાદેવી'માં પણ એ જ વિચાર આવી ગયો છે. ગમે તેમ પણ આપણને આ પ્રવેશ વાંચતાં રવીન્દ્રનાથ અને શરદબાબુ બન્ને સાંભરે છે.

આટલાં દાખલાદલીલો છતાં સુબોધ કે શ્રીમુખ શૈવાલિનીના પતનને ક્ષમ્ય નથી ગણી શકતા એવો ખ્યાલ આપણને આવે છે. લેખક પણ પોતાની વિચારધારાથી સંતુષ્ટ નથી લાગતા, કેમ કે ત્રીજા પ્રવેશમાં લેખક શ્રીમુખના પૂર્વાશ્રમની વાત લઈ આવે છે. ઉપકથાનક જેવી એક વાત મૂળ કથાથી સહેજ અલગ પડી જતી દેખાય છે અને એ લંબાણપૂર્વક રજૂ થયેલી હોઈ આપણને ખાસ્સા રસભંગ પણ કરે છે અને કલાબાધક પણ લાગે છે. આ એકાંકીમાં ખરેખર તો એની કશી જરૂર પણ ન હતી. થાય છે કે લેખક આ ઉપકથાનક લાવ્યા તે કરતાં ત્રીજા પ્રવેશમાં શૈવાલિનીને મંચ પર લાવીને તેનો પક્ષ કોઈક રીતે રજૂ કર્યો હોત તો નાટક વધારે સંતુલિત થતે. વળી પ્રવેશને અંતે માના મૃત્યુની સાથે જ નાટક પણ પૂરું થઈ શક્યું હોત. માની ચિતા સળગવાની સાથે જ શ્રીમુખ-શૈવાલિનીના દાંપત્યને ભસ્મીભૂત થતું લેખક બતાવી શક્યા હોત. પણ લેખકે તેમ ન કરતાં નાટકને ચોથા પ્રવેશ સુધી લંબાવ્યું છે, ફક્ત શૈવાલિનીને પશ્ચાત્તાપની આગમાં બળતી બતાવવા. શરદબાબુની 'ગૃહદાહ' લેખકે વાંચી હશે કે નહિ, ખબર નથી, પણ વળી તેમની યાદ આવી જાય છે. નષ્ટ થયેલા શૈવાલિનીના ઘરને જોતાં સુબોધ વિચારે છે : ''કર્મ અને ફળ દિવસ અને રાત પેઠે ચાલ્યાં જ આવે છે.''

નાટકમાં આમ ઘટનારૂપે બહુ ઓછું બને છે, મુખ્યત્વે તો શ્રીમુખ-સુબોધની લગ્ન-કુદરતી આકર્ષણ, પાપ-પુણ્ય, સ્વતંત્રતા-સ્વચ્છંદતા વિષેની ચર્ચા જ મોટો ભાગ રોકે છે. જે નવનીતરૂપે એકાંકીમાં તરી આવવું જોઈએ તે નીરસ ચર્ચારૂપે મળે છે તેથી કલાતૃપ્તિ થતી નથી. વળી શ્રીમુખનાં ઘર ને સંસાર સળગી જવાથી તેની વેદનામાં તો કોઈ ફરક પડતો નથી એટલે નાટકની પરાકાષ્ઠારૂપ લેખકનો ઉકેલ મહદંશે કૃતક લાગે છે અને શૈવાલિનીનો પક્ષ જાણવા ન મળતાં તે આઘાતજનક હોવા છતાં કલાસાધક બનતો નથી. લાગે છે કે 'લોમહર્ષિણી'ની માલતીની જેમ શૈવાલિનીની 'અધમ સુંદરતા' પણ લેખકને મન ક્ષમાને પાત્ર નથી. માલતી ભટકી ભટકીને મરે છે, જ્યારે શૈવાલિની જીવતાં સળગી મરે છે. લેખકની આ 'સજા' નથી? એવો પ્રશ્ન ઊઠે ત્યારે શ્રીમુખ-સુબોધની પેલી લંબાણપૂર્વકની ચર્ચાનો સારગર્ભ સમજાતો નથી.

ઐતિહાસિક દૃષ્ટિએ આમ આ નાટક — આ જ શું કરવા, બધાં જ નાટકો અભ્યાસપાત્ર અને રસપ્રદ લાગે, એમાં નવાઈ નથી.

❐

**સાભાર સ્વીકાર**

Where are you, My Madhav: by Harindra Dave, Pub. Bharatiya Vidya Bhavan, Kulapati Munshi Marg, Mumbai-400 007, Price Rs. 150. **FESTIVALS OF INDIA [PICTORIAL DIARY]**: Pub. : UTSAV, 12, 4th Floor, 'Mahavir', Behind Shalimar Hotel, August Kranti Marg, Mumbai-400 036. **વ્હાલો મારો દેશ**: લે. એલન પૅટન, અનુવાદક: જયન્ત પંડ્યા, પ્ર. સંસ્કૃતિ, ૭૦૮, સાંકડી શેરી, અમદાવાદ-૧, કિં. રૂ. ૧૩૦. **તેજે વીંધ્યાં તિમિર**: લે. જનુભાઈ મહેતા, સંપાદન: વાલ્મીક મહેતા, સંપર્ક: ૯૭૩, ઝૂમખીની ખડકી, સાંકડી શેરી, અમદાવાદ-૧, કિં. નથી.

# असत्यमेव जयते યાને જૂઠું બોલવાની કળા

બળવંત નાયક

[આ લેખ વાંચ્યા પછી તમેય ઘરઉંબરે આવું તોરણ લટકાવશો જ એની મને ખાતરી છે. પણ તમે જો સત્યના પૂજારી હો તો આ લેખ વાંચવાની તમને મનાઈ છે.]

*ઘાસ પર રમતા'તા / રેતીના કિલ્લા બાંધતા'તા/ ... એ બધું સ્વપ્ન થઈ ગયું.*

*પણ પછી તો / વરુઓ મળ્યા માણસના ચહેરામાં / આપણને ભયભીત કરી મૂકે એવા.*

*માએ કહ્યું હતું કે / જુઠું ન બોલતો.*

*પિતાએ સાચું બોલવાની / શિખામણ આપી હતી.*

*પણ જ્યારથી કદરૂપાને રૂપાળા / કહેવાની*

*સમાજમાં પ્રથા જોઈ / નર્યા દંભની કથા જોઈ,*

*ત્યારથી જુઠું કઈ રીતે બોલાય / એની કળા હું શીખી ગયો –*

(અરેબિયન કવિતાના સંચયમાંથી,
ભાષાંતર: સુરેશ દલાલ,
'ધ લિટરેચર ઑફ મૉડર્ન અરેબિયા')

ઉપલું કાવ્ય છે એક અરબી કવિનું. એમાં જૂઠું બોલવાની કળાની વાત છે. વાત ખૂબ વિચારવા જેવી છે. આપણે પણ કદરૂપાને રૂપાળા કહેતા ક્યાં નથી જોયા? સમાજમાં ફેલાતા નર્યા દંભ, મિત્રોમાં દેખાતી બેવફાઈ, રાજ્યોમાં ફેલાતી નરી અરાજકતા, સત્યને નામે અસત્યનાં આચરણ થતાં ક્યાં નથી જોયાં? ઈસુ ખ્રિસ્ત સામે અવિવેકી અને અજુગતું બોલી કે 'મહમ્મદ ધી ઇડિયટ', 'ધ મ્યૂટ પ્રૉફેટ' જેવી વાર્તાઓ લખી સામાજિક સંવેદનશીલતા ઉશ્કેરી ધર્મોને લડાવતા ધર્મીઓને ક્યાં નથી જોયા? અમેરિકામાં રેગનના કારભાર દરમિયાન ઈરાનગેટ અને ઈરાનકૉન્ટ્રાનાં જુઠ્ઠાણાં અને સત્-અસત્ અંગે ખેલાતી રમત, યા થૅચરના કારભારા વખતે સર્જાયેલાં અનેક કૌભાંડો અને 'ઈકોનૉમિકલ ટ્રૂથ'નાં જુઠ્ઠાણાં યા રાજીવના સમયનાં બોફોર્સ કૌભાંડ અને તે અગાઉ નિક્સનનું 'વૉટરગેટ' તેમ જ આજના ક્લિન્ટન-મૉનિકા પ્રકરણથી પ્રસરેલાં જુઠ્ઠાણાં ક્યાં નથી જોયાં?

આવાં બધાં જુઠ્ઠાણાંની સર્જક માનસ પર કેવી અસર થતી હોય છે તે પણ આપણે સલમાન રશદીની 'સૅતાનિક વર્સિઝ' અને જૉન અર્વિંગની 'પ્રેયર ફૉર ઓવન મિની' નવલકથા દ્વારા જોયું. આ બન્ને નવલોમાં સર્જક એના સમાજમાં આચરાતાં જુઠ્ઠાણાં અને એવાં જુઠ્ઠાણાંને દબાવવા કેવાકેવા નિર્લજ્જ અને વામણા પ્રયાસો થતા હોય છે તેનું ઉઘાડે છોગે નિદર્શન કરાવે છે.

ટૉમસ કાર્લાઈલ જેવો સર્જક તો કહે છે કે "તમે ભલે સચ્ચાઈપૂર્વક બોલો, શાણપણ (ડહાપણ)થી વિચારો, છતાં હકીકત (સત્ય) અને તમારી વચ્ચેનું પેલું વિશાળ અંતર તો રહેવાનું જ." ખુદ વિશ્વનાં ધર્મપુસ્તકોએ જુઠ્ઠાણાંનો આશરો લીધો છે. ભગવદ્ગીતામાં અને બાઈબલમાં પણ ક્યાં ઓછી 'રિડલ્સ' છે? એનું સમર્થન જ્યૉર્જ બર્નાર્ડ શૉ જેવો મહાન સર્જક કરે છે. મિલ્ટન જેવા મહાકવિએ તો બાળકો, અસ્થિર માનસવાળાઓ, બીમારો, દારૂડિયા, દુશ્મનો, લૂંટારાઓ અને જુઠું બોલનારાઓ માટે તો ઓલ્ડ ટેસ્ટામેન્ટમાં પ્રભુએ જેમને જુઠું બોલવાની રજા આપી છે તે ફકરાઓનું લિસ્ટ બનાવ્યું છે.

જુઠું કોને કહેવું તે સંબંધે ફિલસૂફો અને ચિંતકો વચ્ચે ભારે મતમતાંતર પ્રવર્તે છે. સેંટ ઑગસ્ટાઈન, વેસ્લી અને કેન્ટ જેવા ફિલસૂફો જુઠું બોલવાનું માન્ય રાખતા નથી. આમ છતાં કેન્ટ જે ભયંકર સંજોગોમાં જુઠું બોલવાનું સ્વીકારે છે તે પણ જરા વિચાર કરવા જેવું લાગે છે. સૅમ્યુઅલ બટલરને મન જુઠું બોલવું એ માનવપ્રકૃતિ માટે સ્વભાવગત છે. જ્યારે ઑસ્કર વાઈલ્ડ જેવા સર્જકને મન જુઠું બોલવું એ એક આગવી શૈલી છે.

અત્રે એક વાતની યાદ આવે છે. એ વાત ખૂબ જ પ્રચલિત છે. ગોડાલમિંગ નામના ગામમાં ૧૭૨૬માં મેરી નામની મહિલા રહે. તેણે વીસ સસલાંને અને તે પણ એક જ મહિનામાં જન્મ આપ્યો એવું જાહેર કર્યું. આવી પરમ સિદ્ધિની વાત જ્યૉર્જ પહેલાના કાને

પહોંચી. એણે તપાસ માટે પોતાના દાક્તરને મોકલ્યો. દાક્તરે એની તપાસ બાદ એ વાત સાચી હોવાનું જણાવ્યું. રાજવીએ પણ એ વાત સાચી માની. લોકોએ પણ વાત સ્વીકારી.... પણ અંતમાં તો એ હકીકત નર્યું જુઠ્ઠાણું જ સાબિત થઈ.

એવી જ એક બીજી વાત જાણીતી છે. નગરમાં રાજાની સવારી નીકળી છે. રાજા દિગંબર અવસ્થામાં છે. પણ રાજાના દરબારીઓ અને સાગરીતો તો લોકોને એવું જ ઠસાવવા માગતા હતા કે રાજાએ ભારે કિંમતી અને ભપકાદાર પોશાક પહેર્યો છે. પેલા દરબારીઓ સાથે સારીય પ્રજા બાદશાહના કિંમતી પોશાકનાં વખાણ કરતી રહી. સરઘસ આગળ વધે છે. ત્યાં જ એક બાળક નિર્દોષ ભાવે બોલી ઊઠે છે : "લુક, ધ કિંગ હેઝ નો ક્લોધ્ઝ ઑન!"

આવી જ વાતો છે જુઠ્ઠાણાંની. એનાં પણ વિવિધ રૂપો છે. જેવાં કે વ્હાઇટ લાઈઝ, ફેન્ટાસ્ટિક લાઈઝ, કે ઈવિલ લાઈઝ.

જુઠ્ઠાણાંની આવી જમાતમાં સામાન્ય માનવીઓ ઉપરાંત લેખકો, કવિઓ, રાજ્યકર્તાઓનાં જુઠ્ઠાણાંઓ (ઈકોનૉમિકલ ટ્રૂથ), ધર્મોપદેશકોનાં પોકળ વચનો, પ્રચાર કરતાં પુસ્તકો, પોસ્ટરો, પત્રિકાઓ, નિબંધો, અદાલતી અહેવાલો, ઇતિહાસના પાને કે આત્મકથાઓમાં સંગ્રહાયેલી વાતો આવે! આજે ખૂબ જ પ્રચાર અને પ્રસાર પામતું સાયન્સ ફિક્શન અને એનાં પાત્રો, અવકાશયાત્રાની વાતો વગેરેનો પણ તેમાં સમાવેશ કરી શકાય. આ લિસ્ટ જેટલું લંબાવવું હોય તેટલું લંબાવી શકાય.

વ્હાઈટ લાઈઝ (white lies)ના દાખલા શોધવા જવાની જરૂર નથી. દરેક વ્યક્તિના જીવન સાથે એ સંકળાયેલાં છે. તમે ઘર આગળ જ હો છતાં બહાર બજારમાં ગયા છો, તમે માંદા ન પડ્યા હો છતાં માંદા પડ્યા છો એવું જણાવી જેને ન મળવું હોય તેને ટાળી શકાય. ખાસ કરીને રાજકર્તાઓ મોટે ભાગે વિરોધીઓ અથવા 'દુશ્મન' લેખાતા મિત્રોને ન મળવા માટે એ કીમિયાનો ઉપયોગ કરતા હોય છે. સામાન્ય રીતે એને માટે ટેલિફોનનું દોરડું ખૂબ જ ઉપયોગી નીવડતું હોય છે. આપણે ડગલે ને પગલે જુઠ્ઠું બોલતા હોઈએ છીએ, પણ આપણને એ જુઠ્ઠું લાગતું નથી. વ્યવહારમાં એનો અવારનવાર ઉપયોગ થતો જ રહ્યો છે. જાણે મંદિરમાં પ્રવેશતાં જ પવિત્રતાનું આભાચક્ર આપણી ફરતે રચાતું હોય એવું જ જુઠ્ઠાણાંનું આભાચક્ર મંદિરમાંથી બહાર નીકળતાં પણ રચાતું હોય છે એમ આપણને કોઈ કહે તો સામે બચાવમાં આપણે તરત જ કહેવાના, એ તો એવું જ હોય, ભઈ. બધે જ સાચું બોલવા ગયા તો મર્યા જ સમજવું, હં!

આમ જુઠ્ઠું બોલીને ક્ષણે ક્ષણે મરવાનું આપણા કરતાં પેલા રાજકારણીઓને વળગેલું રહ્યું છે. તેઓ ભોળી જનતાને એમની શબ્દજાળની ભુલભુલામણીમાં એવી તો ફસાવતા હોય છે... એવી તો ફસાવતા હોય છે કે એમને બિચારાને એમનાં સૂત્રો વેદવાક્યો જ લાગતાં હોય છે. પછી એ ભલે ચૂંટણીઢંઢેરાઓમાં અપાયેલાં જૂઠાં વચનો હોય.

આવાં જુઠ્ઠાણાં દેશમાં જ ફેલાતાં હોય છે એવું નથી. વિદેશોમાં કંઈ ઓછાં ફેલાતાં નથી. દેશમાં એ બોફોર્સનાં કૌભાંડ હોય, બ્રિટનમાં થેચરના કારભાર વખતે જનતાને માટે 'વેસ્ટલેન્ડ એફેર્સ'નાં, અમેરિકામાં નિક્સનથી માંડી ક્લિન્ટન સુધીના પ્રમુખોનાં જુઠ્ઠાણાં શોધવા જવાં પડે એમ નથી. એ પછી 'ઈરાનગેટ' હોય કે 'ઈરાનકૉન્ટ્રા' યા ક્લિન્ટનમૉનિકા પ્રકરણ હોય. તો વળી એમની અગાઉ સ્ટાલિન, હિટલર કે માઓએ ક્યાં ઓછાં જુઠ્ઠાણાં ફેલાવ્યાં હતાં? કદાચ એને માટે સમાજ પણ ઓછો જવાબદાર ન લેખાય.

આજના કે અગાઉના સમાજે પણ સદાચાર, પ્રામાણિકતા અને સત્યનાં બણગાં ક્યાં નથી ફૂંક્યાં? સમાજનો એ દંભ ક્યાં ઓછો જાણીતો છે? સમાજ જેટલો દંભી તેટલો એવો દંભ ફેલાવનારાઓને જલસો. સમાજને જે જોઈએ તે આપવાના કહેવાતા સદ્આશયથી તેઓ એવું આચરણ કરતા હોવાનો દાવો કરતા હોય છે. સમાજમાં જેમજેમ લોભવૃત્તિ અને સ્વાર્થવૃત્તિ વધતી ગઈ તેમતેમ જુઠ્ઠાણાંનો પણ વધારો થતો રહ્યો. જુઠ્ઠું બોલનારા પ્રતિષ્ઠિત લેખાવા લાગ્યા. વિજયની માળા તેમના ગળામાં આરોપાતી રહી. એ રીતે જુઠ્ઠાણાંનો પ્રચારક એવો એક 'નવા સમાજ' ઊભો થતો રહ્યો. મોટા ભાગના આવા સમાજમાં જ્યાં જૂઠું બોલનારનાં ચણીબોર હીરાના ભાવે વેચાતાં હોય અને સાચું બોલનારના હીરા ચણીબોરના ભાવે જતા હોય

એવા સમાજ પાસે પછી શેની અપેક્ષા રાખી શકાય?

આવા સમાજમાં રાજકારણીઓ અને સત્તાલોલુપોને અખબારો, દશ્ય-શ્રાવ્ય માધ્યમો, પ્રચાર – પ્રસારનાં સાધનો પણ એટલાં જ ઉપયોગી બની શકે તે માટે એવાં પ્રચારસાધનો પર પણ તેમની વગ વપરાતી હોય છે. આ સાધનો તેમના પ્રચારની પિપૂડી ચોવીસે કલાક વગાડીને આમપ્રજાના કાન એવા તો ભંભેરી મૂકે કે પછી એ બધિર કાનો બીજું કશું સાંભળવા તૈયાર જ નથી હોતા. સમાજમાં વિષનું આવું વાવેતર થતું હોય, આવો આતંક ફેલાતો હોય, સમાજ આખો જ્યાં હિંસા પર જીવતો હોય, ત્યાં સત્યની દીવડીનો પ્રકાશ કેટલો ફેલાવાનો? જુઠ્ઠાણાંના રોબોટ – યંત્રમાનવના દિલમાં આંતરખોજ – આત્માનો પ્રકાશ ક્યાંથી ફેલાવાનો? એટલે જ જ્યૉર્જ ઑર્વેલ જેવા સર્જકને ભાવિસમાજની, યાંત્રિક માનવસમાજની ચિંતા હતી. એણે એની નવલકથા '૧૯૮૪'માં માનવતાવિહોણા સમાજની આગાહી કરી હતી. નવલકથામાં એણે 'મિનિસ્ટ્રી ઑફ ટ્રૂથ'ની રચના કરી હતી. 'ન્યુ સ્પીક'ની વાતો કરી હતી. કારણ, શબ્દ-શક્તિની સંહારક શક્તિનો એને ડર હતો. અણુશસ્ત્રોના વિનાશક શસ્ત્રભંડાર કરતાં શબ્દ-શક્તિની સંહારક શક્તિ સામે એટલે જ એણે લાલબત્તી ધરી હતી. સૂત્રો–જૂઠાં સૂત્રો–નો પ્રચાર કેવાં કેવાં અનિષ્ટોનું સર્જન કરી શકે તેનું નિદર્શન કરાવ્યું છે. માનવસ્વભાવ કોઈ વાદનો ભોગ બની સૂત્રો પોકારે તે એને રુચતું ન હતું. વિચારશીલ માનવીએ આત્મનિર્ણયના પંથે વળવું જોઈએ, વધવું જોઈએ. હુકમને તાબે થઈ યંત્રવત્ પ્રયાણ કરવાનું ન હોય. માનવવ્યવહાર જેટલો શિષ્ટ અને સૌંદર્યસભર તેટલું જ વિશ્વ (અને સમાજ પણ) શિષ્ટ અને સુંદર એમ પોતે ખરા દિલથી માનતો, કારણ, વિચારશીલ માનવસમાજ, માનવજાત અને માનવવર્તન પ્રત્યે એને ભારોભાર ગૌરવ હતું. એ જ વિચારશક્તિ માનવમુક્તિનું અમોઘ અંગ છે અને એથી વિચારશક્તિના વિજય માટેના પ્રયાસમાં જ એ તલ્લીન હતો.

આવો વિચારશીલ માનવીનો 'નવો સમાજ' રચવા માટે અને રાજદ્વારી અંધાધૂંધી ફેલાતી અટકાવવા માટે ભાષાસાહિત્યનો ઉદ્ધાર કરવો જરૂરી છે, એટલે જ વિશ્વસુધારણા પહેલાં શબ્દસુધારણાનો એ પુરુષાર્થી બન્યો હતો. શબ્દશક્તિ અને શબ્દમાધુર્ય દ્વારા ભાષાસાહિત્યનો એ ઉદ્ધારક બન્યો હતો. અપભ્રંશ શબ્દની માફક શબ્દાર્થનો ખોટી રીતે, જૂઠાણાંના પ્રચાર માટે, ઉપયોગ થતાં જીવનઘડતરને અને માનવસ્વરૂપને બેડોળ અને બિહામણું બનાવે તે સામે તે સતત જાગૃત અને સાવચેત રહેતો અને સૌને સાવચેત રહેવા વીનવતો. શિષ્ટ સમાજનું ચણતર અને એવા સમાજને ઘડતા રાજકારણ વિરુદ્ધની કનિષ્ઠ મનોવૃત્તિનો સામનો કરતી તેજસ્વી શક્તિએ – એવા crystal spiritએ – એનો આત્મા ચમકતો હતો.

અમેરિકામાં એના યુવાસર્જક જૉન અર્વિંગે એની બેસ્ટસેલર નવલકથા 'પ્રેયર ફૉર ઓવેન મિની'માં ૧૯૬૦ પછીના અમેરિકાના કાળા ઇતિહાસને વાચા આપી છે. અમેરિકાએ દૂર પૂર્વના દેશોમાં, મધ્યપૂર્વમાં અને દ. અમેરિકા જેવા બૅકયાર્ડમાં જે નિર્લજ્જ અને અનીતિને બેફામ ઉત્તેજતી કામગીરી બજાવી હતી, કોરિયા, વિયેટનામ, ઈરાન, નિકારાગુઆ તેમ જ પનામા જેવા દેશોમાં ઊભા કરેલા પ્રશ્નો, એને લઈને એ દેશોમાં તેમ જ ઘરઆંગણે જે આફત ઊતરી પડી, દેશ જે રીતે માનહાનિમાંથી પસાર થયો હતો, ઈરાનગેટ, વૉટરગેટ અને ઈરાન-કૉન્ટ્રાથી સર્જાયેલ સત્-અસત્‌નાં દ્વન્દ્વો, નીતિભ્રષ્ટતા, જૂઠાણાં અને અસત્યની જાળવણી માટેનાં રચાયેલાં કૌભાંડોનો લોકોએ જે અનુભવ કર્યો હતો તેનો જોટો અમેરિકાના ઇતિહાસમાં મળવો મુશ્કેલ છે. એ રીતે (વિયેટ) નામ, નિક્સન અને નેન્સીનાં કુકર્મોની ભીંસમાં જકડાયેલી એ દેશની પ્રજાના સૂતેલા સંસ્કારોને – જૂઠાણાંનાં પડળો ખુલ્લાં પાડી જગાડવા આહ્વાન કરતી એ એક નોખી કથા બને છે. નવલનો ઉત્તરાર્ધ આવાં બધાં જુઠ્ઠાણાંને ઉઘાડાં પાડે છે.

રશદીએ એની નવલકથા 'સૅતાનિક વર્સિઝ'માં ધર્મનાં સ્થાપિત હિતો અને સમાજ પર થતી એની વિપરીત અસર સામે સખત પ્રહારો કર્યા છે.

જનસમાજ સમક્ષ એમના સમયમાં આચરાતાં જૂઠાણાં, માનવતાવિહોણાં કૃત્યો અને અપરાધીની કક્ષાએ પહોંચેલ માનવી સત્યના ઓઠા નીચે

જૂઠાણાંના કેવા નિર્લજ્જ પ્રયાસો કરતો હોય છે, તેનાં આવાં જૂઠાં આચરણોનો ઉઘાડે છોગે રજૂ કરવાની કામગીરી આવા સર્જકો કરતા હોય છે.

ભલે આવા ઓલિયા એમના આશયની પાછળ પડી રહે. આપણે તો લોકશાહીમાં જીવીએ છીએ. લોકશાહી આપણને ખપે છે, ખટકતી નથી. કારણ, લોકશાહીમાં વાણીસ્વાતંત્ર્યની છૂટ છે. વાણીવિહારમાં સ્વચ્છંદે રાચવાનું મળે. વળી જુઠ્ઠાણાંને જો ઉત્તેજન ન અપાય તો સત્યનો વિજય થાય. અને સત્યનો વિજય એટલે અફર સત્તાનો ફતવો... સત્તા પર ચઢી બેઠેલાનો રકાસ... લેખકો, કવિઓ, કલાકારો, ફિલસૂફો, ચિંતકો જેઓ સત્યની ઉપાસના કરે છે તેઓ આખરે ગળણીમાંથી ગળાતા સત્યને જોઈ હતાશ, નિરાશ બની મદિરા અને મંદાકિનીનો આશરો લેતા દેખાય છે. એ નશો એમને જુઠ્ઠાણાંનાં મેઘધનુષ્યના રંગોનું જ દર્શન કરાવતો લાગે છે. આનાતોલ ફ્રાન્સ જેવા સર્જક તો સાચે જ કહે છે તેમ જુઠ્ઠાણાંના પારાયણ વિના માનવજાત નિરાશાની ખીણમાં જ ધકેલાઈ જવાની. માનવી 'બૉરડમ'માં જ જીવવાનો. કંટાળાથી તેને બચાવવા માણસે નવાનવા નુસખા શોધ્યા છે. જૂના જમાનાથી એણે જીવનમાંથી કંટાળો ઘડીભર ઓછો થાય, એનું મન ઘડીકમાં રમૂજ, ઘડીક આનંદપ્રમોદમાં રાચે એવી કથાઓ ઉપજાવી કાઢી છે. આવી કથાઓ આપણી સંસ્કૃતિની વાહિની બની. માનવજીવનને ઉમંગી બનાવી તેને જીવનની હળવાશનો અનુભવ કરાવતી લાગી. આવી કેટલીક પુરાણકથાઓ માનવજીવનનું ઘડતર બની રહી. સદાચાર, નીતિ, દયાભાવના, પ્રેમભાવ, ઉદારતા ઉપરાંત એકબીજાને સહાયક બની તે જમાનામાં પેલાં જુઠ્ઠાણાં સામે એ ઢાલ બની રહી. આખરે સત્યનો જય થવાનો એવું એવું બતાવી સારુંય જીવન તેમણે વેદના, યાતના, દુઃખમાં સબડી સબડી જીવવાનું રહ્યું. આવી કસોટીમાંથી પાર ઊતરનારને આખરે અમૃત મળતું હોય છે એવું એવું ધર્મોનાં સૂત્રોમાં, રાજકારણીઓનાં કરતૂતોમાં વણાયેલું રહ્યું. વળી આખરે તો રાવણનો વધ થવાનો હોય જ એવું એમનાં ભોળાં માનસ પર ઠસાવી લોહીનો પસીનો પાડનાર માટે જુઠ્ઠાણાનું મીઠું મધ કોણીએ લટકાવાતું. પોતાનામાં ફૂલીફાલી રહેલ રાવણનો વધ કર્યા વિના જ તે રામનામના જપ કરવા લાગતો. તે વખતે સંતોએ, ભગતોએ, ઋષિમુનિઓ, કળાકારો, સર્જકો, ફિલસૂફો, ધર્મના વડાઓએ અને ગાયકોએ પણ એના જ પડઘા પાડવા માંડ્યા.

જૂના જમાનામાં જો આવું બનતું હતું તો આજના જમાનામાં કંઈ ઓછું થતું નથી. ફેર માત્ર રીતિનો છે, નીતિનો નહિ. આજનાં પ્રચારરીતિનાં સાધનોમાં દૃશ્ય-શ્રાવ્ય સાધનો અને જાxખ દ્વારા તેમ જ હવે ઇન્ટરનેટના ઉપયોગ દ્વારા થતાં પ્રસારણ મુખ્ય ભાગ ભજવે છે. વળી છાપાં, ચલચિત્રો, ટીવી પરદો અને રેડિયો સવારથી સાંજ અને હવે તો ચોવીસે કલાક જુઠ્ઠાણું ઓકતાં જ રહે છે. તાજેતરના એક સર્વેક્ષણ પ્રમાણે ફક્ત ૫% લોકો એવા છે જે માનતા લાગે છે કે આવી જાxખ હાનિકારક નથી, ૯૫% માને છે કે ફક્ત જુઠ્ઠાણાં જ ફેલાતાં હોય છે. એ સત્ય હકીકત છે કે આજે જુઠ્ઠાણાં એના નગ્ન સ્વરૂપે રજૂ થતાં નથી, કારણ કે એની તપાસ માટે 'વૉચડૉગ' ઊભા કરાયેલા છે. છતાં આવી જાxખ થતી રહે છે.

ચીજવસ્તુના વેચાણ માટે વેપારીઓ, મત મેળવવા માટે ઉમેદવારો અને એમના પક્ષો તરફથી થતી જાxખમાં છુપાયેલાં જુઠ્ઠાણાં જ દીવાલો પરનાં પોસ્ટરોમાં મોં ફાડી બોલતાં જ રહે છે. આવાં જુઠ્ઠાણાંના પ્રચાર-પ્રસાર માટે અઢળક નાણાં વેડફાય છે. જુઠ્ઠાણાંને જીવંત બનાવતી આવી જાxખની સચ્ચાઈ કે સત્યકથનની અખબારના માલિકોને પડી નથી. એમને પડી છે નાણાંની અને અખબારના ફેલાવાની.

આજનાં અખબારો – ખાસ કરીને 'ટૅબ્લૉઈડ' છાપાં – સનસનાટીભર્યા સમાચારો આપવામાં રાચતાં હોય છે. તેઓ તો 'વા' વાયો ને નળિયું પડ્યું, નળિયું પડ્યું ને કૂતરું ભસ્યું' એ પંક્તિની અફવા જેવી અફવા છાપી મારવામાં કશું ખોટું જોતાં નથી. આવી અફવા ફેલાવતાં છાપાં પેલાં જુઠ્ઠાણાંની સરોગેટ માતા બની રહ્યાં છે.

પ્રજા આજે આવાં જુઠ્ઠાણાંથી ખૂબ જ પરિચિત બની ગઈ છે. સત્ય એને દેખાતું નથી અથવા એ ન દેખાય તે માટે ધર્મગુરુઓ, રાજકારણીઓ, સત્તાધારીઓ, અખબારો એને સત્યને બદલે એમની

માન્યતાના બિલોરી કાચમાંથી અવનવા રંગોનું – એ રંગાયેલાં અસત્યોનું જ દર્શન કરાવે છે. એને પોતપોતાની માન્યતા યા ધર્મની કંઠી, પ્રચાર યા ભગવો કે ઝભ્ભો ધારણ કરાવે છે. આમ માણસ સત્યથી-સચ્ચાઈથી વિમુખ બને છે. અસત્ય માન્યતાઓને પૂજે છે. અમુક સિદ્ધાંતનો ભોગ બને છે. પક્ષો અને પંથોમાં વહેંચાઈ જાય છે. સત્ય એ સત્ય છે. એ કોઈ હિંદુનું નથી, કોઈ ખ્રિસ્તીનું નથી, કોઈ મુસલમાનનું નથી, નથી પૂર્વનું કે પશ્ચિમનું, સર્વેનું છે, તો ધર્મ પણ સર્વનો છે. સર્વેનો આદર્શ બની શકે છે. એટલે જ દુનિયાના માનવસમાજનો એક જ ધર્મ હોય. એ બધા ધર્મપ્રિય હોય એવા આદર્શના અને એવા આદર્શ જગતના રજનીશજી આગ્રહી હતા. તેને બદલે આજે ફરીથી ધર્મમંડિત રાજકારણ માથું ઊંચકી રહ્યું છે. ધર્મ-નિરપેક્ષતાવાળા રાજકારણને બદલે ધર્મમંડિત રાજકારણ જ અનેક અધર્મોને ઉત્તેજન આપી રહ્યું છે. વિવિધ પંથોમાં એનું વિભાજન થઈ રહ્યું છે. આવું વિભાજન માનવજીવનને ઉન્નત બનાવવાને બદલે અધોગતિ જ સર્જવાનું.

જૂઠ અને સાચ, સત્-અસત્ વચ્ચેની લક્ષ્મણરેખા આજે ભૂંસાતી જાય છે. સ્વેચ્છાએ કે અનિચ્છાએ તોડાતી જાય છે. આજે સત્યનું અપહરણ થતું રહ્યું છે ભરદરબારે સત્યની દ્રૌપદીનું વસ્ત્રાહરણ થતું જોવા છતાં એને અટકાવવા સૌકોઈ અસમર્થ લાગે છે. વાસ્તવમાં સત્યનાં પારખાં આપણામાંથી કોઈને ખપતાં નથી. એટલે આપણા દરેકમાં છૂપા પડેલા પેલા રાવણનો વધ ન થાય ત્યાં સુધી હું તો પોકારતો જ રહીશ કે असत्यमेव जयते ! યાને જૂઠું બોલવાની કળા જિંદાબાદ !

❐

## સાભાર સ્વીકાર

**यात्रा परिणामरमणीया :** લે. પ્ર. પ્રા.ડૉ. રક્ષાબેન પ્ર. દવે, જીવન કૉટેજ, ૪૩૯/એ, અજવાસ, પ્રભુદાસ તળાવ ચોક, ભાવનગર-૩૬૪ ૦૦૧, કિં. રૂ. ૭૦. **એકતાનાં મૃગજળ:** લે. રાજેશ શાસ્ત્રી, પ્ર. રાષ્ટ્રચેતના પ્રકાશન એન્ડ ચેરિટેબલ ટ્રસ્ટ, ડૉ. વણીકર સ્મારક ભવન, ૧૧, મહાલક્ષ્મી સોસાયટી, પાલડી, અમદાવાદ-૭, કિં. રૂ. ૨૦. **ઇસ્લામ આરબ રાષ્ટ્રીય ચળવળ:** લે. અનવર શેખ, અનુ. ભગવતી જાની, પ્ર. એ. ઘોપ પબ્લિશર્સ, ૫૭૪૦, ડબ્લ્યુ લિટલ ઇયર્ક, ૨૧૬, હ્યુસ્ટન, ટેક્સાસ ૭૭૦૯૧, યુ.એસ.એ., કિં. રૂ. ૨૦. **ગાંધી-મહાપદના યાત્રી:** લે. જયંત પંડ્યા, પ્ર. સંસ્કૃતિ, ૭૦૮, સાંકડી શેરી, અમદાવાદ-૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૬૦. **રોળાયેલાં રતન:** લે. પ્રવીણ ઉપાધ્યાય, પ્ર. જ્યોતિ મનસુખલાલ ઉપાધ્યાય, ૧૩-એ, આશીર્વાદ, પ્લૉટ નં.-૩૫૩-બી-૧૪, વલ્લભબાગ લેન, ઘાટકોપર (ઈસ્ટ), મુંબઈ-૪૭૦ ૦૭૭, કિં. રૂ. ૫૦. **હાથનાં કર્યાં હૈયે વાગ્યાં** (સંગીત- રૂપકો) : લે. પ્ર. કિં. ઉપર મુજબ. **પારિજાતનાં ફૂલ:** લે. કૃપાશંકર જાની, પ્ર. સ્વ. મણિલાલ છગનલાલ શાહ, પ્રેસ પરિવાર, ૧, અલકનંદા સોસાયટી, શાંતિનગર સોસા. સામે, વાડજ, અમદાવાદ-૧૩, કિં. રૂ. ૪૦. **અનામી: વ્યક્તિ અને વાઙ્મય:** લે. પ્ર. ડૉ. ગોવિંદભાઈ કાછિયા, ૩૨, નવાપુરા, પીરની શેરી, પેટલાદ, જિ. ખેડા, કિં. રૂ. ૧૪૦. **ઈશ્વરનો ઇન્કાર:** લે. નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ, પ્ર. જમનાદાસ કોટેચા, અબ્દુલભાઈ વકાની, પ્રાપ્તિસ્થાન: જમનાદાસ કોટેચા, માનસ પ્રદૂષણ નિવારણ કેન્દ્ર, જોરાવરનગર-૩૬૩૦૨૦, કિં. રૂ. ૬૦. **જીવન-ઝરણું:** સંપા. ડૉ. ભારતી ઠાકર, ડૉ. ચંપક મોદી, નરહરિ પંડ્યા 'રંગેશ', પ્ર. હ. ઠા. જન્મજયંતી ઉજવણી સમિતિ, ૩, વલ્લભનગર, પીજ રોડ, નડિયાદ-૩૮૭૦૦૨, કિં. રૂ. ૫૦. **જીવનકસબીઓ:** લે. કૃપાશંકર જાની, પ્ર. શ્રી લક્ષ્મી પુસ્તક ભંડાર, ગાંધી માર્ગ, અમદાવાદ-૧, કિં. રૂ. ૫૦. **જાજમ પાથરજો:** જયંતી પટેલ, પ્ર. મુદ્રા પ્રકાશન, c/o, મોતીવાલા ક્લિનિકલ લૅબોરેટરી, ઇન્દિરા માર્કેટ પાસે, અમરેલી-૩૬૫૬૦૧, કિં. રૂ. ૬૦. **કૉફીહાઉસ:** લે. વિપિન પરીખ, પ્ર. એન. એમ. ઠક્કરની કંપની, ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૪૦૦ ૦૦૨, કિં. રૂ. ૬૫.

**અરુણ જોષી**

**'લિપિ વિષયક મનનીય મુદ્દા'**

'જોડાક્ષરવિચાર' નામના પુસ્તક દ્વારા ખ્યાતિપ્રાપ્ત પૂજ્ય મુનિશ્રી હિતવિજયજી મહારાજ સાહેબ દ્વારા લખાયેલ અને સંકલિત કરાયેલ પુસ્તક 'લિપિ વિષયક મનનીય મુદ્દા' તાજેતરમાં પ્રસિદ્ધ થયું છે. લિપિની બાબતમાં પરંપરાના ભંજક અને કંઈક નવું કરવાની વૃત્તિવાળા વિચારકોનો પ્રયત્ન બાલિશ છે એમ અનેક દલીલો દ્વારા અને વિદ્વાનોનાં મંતવ્યોના આધારે આ પુસ્તકમાં સિદ્ધ કરવામાં આવ્યું છે. જેમ મહાત્મા ગાંધીજીએ સ્વેચ્છાએ જોડણી કરવાનો કોઈને અધિકાર નથી એમ સ્પષ્ટ જણાવેલું તેમ આ પુસ્તક પણ લિપિની બાબતમાં સ્વેચ્છાચારને રોકવામાં સફળ થશે જ એમ નિઃશંકપણે કહી શકાય.

આ પુસ્તકમાં સ્વરોની સમસ્યા, લિપિમાં વર્ણકાપ વૈજ્ઞાનિક ખરો?, બોલાય તેવું લખાય કે લખાય તેવું બોલાય?, આપણી ત્રણ માળવાળી લિપિની સૂક્ષ્મતા અને સાર્થકતા જેવાં દશ પ્રકરણોમાં વિષયની છણાવટ કરવામાં આવી છે. સમગ્ર પુસ્તકની વિશિષ્ટતા તેનું છપાઈકામ અને છપાઈકામની શુદ્ધિ ધ્યાન ખેંચ્યા વગર રહે તેમ નથી.

આપણી લિપિને કઠણ અને અઘરી સમજીને તેને સરળ બનાવવાની ભાંજગડમાં પડવાથી લિપિની મૌલિકતા નષ્ટ થશે એવી લાલબત્તી આ પુસ્તકમાં દર્શાવવામાં આવી છે.

આપણને પરંપરાથી પ્રાપ્ત થયેલ લિપિ એ તો તપશ્ચર્યા કરનારા ઋષિ-મુનિઓના પ્રયાસનું પરિણામ છે. આવી તપઃપૂત લિપિમાં ખામીઓ નિહાળવી એ આપણાં અજ્ઞાન અને પ્રમાદને છતાં કરે છે. લિપિમાં સુધારા દાખલ કરવા ઇચ્છનારાઓને ઉદ્દેશીને લેખકશ્રી કહે છે કે યુગેયુગે સુધારા તો થાય, પણ આ સુધારા મારીમચડીને કરવામાં ડહાપણ નથી. આવા કૃત્રિમ રીતે કરવામાં આવેલ સુધારાઓને લોકમતનું સમર્થન પ્રાપ્ત થયું નથી. આ બાબતમાં મનસ્વિતાને સ્થાન નથી.

લેખકશ્રીએ જણાવેલ છે કે શાસ્ત્રીય બોધ મેળવવા માટે આપણી પરિપૂર્ણ લિપિને અનુસરવું એ જ હિતાવહ છે. લિપિવિષયક કેટલાક મનનીય મુદ્દાઓ લેખકશ્રીને પૂ.આ.ભ. શ્રી જગચ્ચન્દ્રસૂરીશ્વરજી મહારાજ સાહેબ પાસેથી પ્રાપ્ત થયેલા છે.

લિપિમાં વગર વિચાર્યે સુધારા કરી નાખવાની ધગશવાળા વિદ્વાનો નેત્રને બદલે નેત્ર, ઋષિને બદલે રુશિ, ગવૈયાને બદલે ગવઈયા એમ લખવાથી સરળતા રહે એમ જણાવે છે, પરંતુ આવા ફેરફારોથી ઉચ્ચારણ-શુદ્ધિ, લખવાનો શ્રમ, લેખનની નયનરમ્યતાને કેટલી હાનિ પહોંચે તે તટસ્થ બુદ્ધિથી વિચારવા જેવું છે એમ પુસ્તકમાં કહેવામાં આવ્યું છે.

'અ'ની બારાક્ષરી ન થઈ શકે, પણ વ્યંજનોની બારાક્ષરી થઈ શકે એમ જણાવતાં લેખકશ્રીએ કહ્યું છે કે એકલો વ્યંજન ઉચ્ચારણક્ષમ નથી તેથી તેને બાર સ્વરો જોડીને ઉચ્ચારણયોગ્ય બનાવવામાં આવે છે. લેખકશ્રીએ સ્વર અને વ્યંજનોના ભેદને સ્પષ્ટ રીતે સમજાવેલ છે.

સમગ્ર પુસ્તકમાં ઠેરઠેર જણાવવામાં આવેલ છે કે કંઈક નવું કરવાની વૃત્તિથી લાંબા કાળથી સ્થિર થયેલી લેખનપ્રણાલીને ડહોળવી યોગ્ય નથી. આ બાબતમાં સવાઈ ગુજરાતી ગણાતા કાકાસાહેબ કાલેલકરનો ઉલ્લેખ કરીને જણાવવામાં આવ્યું છે કે તેમણે પોતાના સંપાદનમાં પ્રગટ થતાં લખાણોમાં ફેરફારવાળી લિપિને રજૂ કરવા પ્રયત્ન કરેલો, પણ તે લોકરુચિ વિરુદ્ધ લાગવાથી પોતાના ફેરફારના પ્રયાસને પડતો મૂકેલો.

સુધારાવાદીઓ એક દલીલ એવી કરે છે કે

લિપિ એવી હોવી જોઈએ કે જે બાળકોને સરળ લાગે. આ સામે લેખકશ્રી જણાવે છે કે બાળકો તો શિક્ષણનું પાત્ર છે. શિક્ષણ જેવી બાબતમાંય અબુધ બાળકોની બધી જ વાત માની લેવાની ન હોય. તેને સરળતાથી કઠિનતા તરફ દોરી જવાનું હોય છે. તેની સમક્ષ સરળ બાબતો જ રજૂ થયા કરે તો જીવનના ગંભીર પડકારોનો સામનો કરવાની તેની સજ્જતા ક્યાંથી ખીલે? લિપિ લખતાં બાળકોથી ભૂલ થાય, પણ તે ભૂલનું નિવારણ કરવાની તાલીમ એ જ શિક્ષણ કહેવાય. ભૂલોનું નિવારણ કરવા માટે જ શિક્ષકની જરૂર છે.

લેખકશ્રીએ જણાવ્યું છે કે ગુજરાતી લિપિનો દેવનાગરી લિપિ સાથેનો સંબંધ મા કે દાદી જેવો છે. વર્તમાન ગુજરાતી લિપિમાંથી અમુક સ્વર-વ્યંજનોની બાદબાકી કરવાથી દેવનાગરી અને ગુજરાતી લિપિ વચ્ચેનો સંબંધ લુપ્ત થશે અને સમય જતાં પ્રજા અમૂલ્ય જ્ઞાનવારસાવિહોણી બનશે, કારણ કે જૂના સમયમાં લખાયેલ લખાણને તે વાંચી શકશે નહિ.

આ રીતે પૂ. મુનિશ્રીએ ગુજરાતી ભાષા ઉપર ઉપકાર કરીને લિપિની યોગ્ય જાળવણી કરવા ઉપર ખૂબ જ ભાર મૂક્યો છે. પોતાની રજૂઆતને અન્ય વિદ્વાનોનાં મંતવ્યોનો ટેકો છે એમ જણાવવા માટે અનેક વિદ્વાનોનાં મંતવ્યોને દરેક પ્રકરણને અંતે સમાવી લેવામાં આવ્યાં છે. પુસ્તકમાં આપેલ વાગ્દેવીનાં ચિત્રો પણ પુસ્તકની શોભામાં અનેરો વધારો કરે છે. પુસ્તક ઉઘાડતાં જ જોવા મળતી સૂચના – થૂંકવાળી આંગળી કરીને પુસ્તકનાં પાનાં ફેરવવાથી સરસ્વતી નારાજ થાય છે તે નોંધપાત્ર છે.

લિપિ ઉપરાંત અંકની બાબતમાં પરિવર્તન લાવનાર વિદ્વાનોનો પણ લેખકશ્રીએ ઉલ્લેખ કર્યો છે અને તેમનો પ્રસ્તાવ પણ અવ્યવહારુ છે એમ દાખલા-દલીલોથી સ્પષ્ટ કરવામાં આવ્યું છે.

સુંદર આવરણપૃષ્ઠ ધરાવનાર આ ગ્રંથમાં પૂ. મુનિશ્રીના ખંત અને પરિશ્રમનાં દર્શન થાય છે. આ પુસ્તકમાં ગુજરાતના ખ્યાતનામ વિદ્વાનો જેવા કે ડૉ. અરુણોદય જાની સાહેબ, ડૉ. ભાયાણી સાહેબ, ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી સાહેબ વગેરેનાં મંતવ્યો જાણવા મળે છે.

સમગ્ર પુસ્તક ખૂબ જ ઉપયોગી, માહિતીપ્રદ અને લેખકશ્રીના પરિશ્રમને સફળતા આપે તેવું છે.

નામ : લિપિ વિષયક મનનીય મુદ્દા
લેખક : પૂ. મુનિશ્રી હિતવિજયજી
પૃષ્ઠ : ૧૭૨
મૂલ્ય : રૂ. સો
પ્રકાશન : સંઘવી અંબાલાલ રતનચંદ, c/o બી.એ. શાહ ઍન્ડ બ્રધર્સ, ૭૬, ઝવેરી બજાર, મુંબઈ-૪૦૦ ૦૦૨.



**સાભાર સ્વીકાર**

પાર્શ્વ પ્રકાશન (નિશા પોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧)નાં

**મધુ રાયઃ વિદગ્ધ આધુનિક કથાસર્જક**: લે. બિપિન આશર, વિક્રેતા : કિં. રૂ. ૬૦. **અનેકાયન**: લે. ચન્દ્રકાન્ત ટોપીવાળા, કિં. રૂ. ૮૦. **સુન્દરકાણ્ડમ્**: સંપા. ડૉ. વિજય પંડ્યા, કિં. રૂ. ૨૦૦. **જનાન્તિકે**: લે. સુરેશ હ. જોષી, કિં. રૂ. ૭૫. **ઇતરા**: લે. સુરેશ જોષી, કિં. રૂ. ૨૫. **ભંગુરતાનાં ચાર સર્જક પરિમાણ**: પારુલ રાઠોડ, કિં. રૂ. ૮૦. **નાટ્યતાલીમ**: લે. હસમુખ બારાડી, કિં. રૂ. ૭૫. **આધુનિક વિવેચનાની વિવિધ તરેહો**: લે. પી.જે. પટેલ, કિં. રૂ. ૧૫૦. **રંગભૂમિ કેનવાસે**: લવકુમાર મ. દેસાઈ, કિં. રૂ. ૧૦૦. **માધ્યમ- ચિંતન**: લે. યાસીન દલાલ, કિં. રૂ. ૮૫. **ઊર્મિકવિતા**: ચન્દ્રશંકર ભટ્ટ, કિં. રૂ. ૧૩૦. **સંશોધનની પ્રવિધિ**: લે. પ્રા. સી.વી. મહેતા, કિં. રૂ. ૫૫. **સ્વરૂપસન્નિધાન**: તંત્રી: સુમન શાહ, કિં. રૂ. ૯૦. **અર્વાચીન ગુજરાતી કવિતામાં મૃત્યુનું નિરૂપણ**: ડૉ. ભાનુમતી જાની, વિતરક: કિં. રૂ. ૨૨૫. **નરસિંહની ભજનચેતના**: ડૉ. હિમાંશુ ભટ્ટ, વિક્રેતા: કિં. રૂ. ૧૫૦.

# વિસ્તરતી સીમાઓ

## સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ

**ચન્દ્રકાન્ત ટોપીવાળા**

કવિતાનું ગદ્ય, કથાસાહિત્યનું ગદ્ય, નિબંધનું ગદ્ય, નાટકનું ગદ્ય, એમ ગદ્ય જુદાં જુદાં સ્વરૂપોમાં પ્રયોજાય છે ત્યારે સ્વરૂપગત અને હેતુગત એવાં જુદાં જુદાં કલેવર નીપજે છે. એને પામવાની અને સંવેદવાની પ્રક્રિયામાં પણ ખાસ્સો ફરક પડે છે. ૧૯૫૨માં હૅરિસ ઝેલિગ દ્વારા 'ભાષાબંધ વિશ્લેષણ' (discourse analysis) સંજ્ઞા પ્રચારમાં આવી ત્યારથી જુદા જુદા સાહિત્યસંપ્રદાયોએ એનો જુદો જુદો અર્થ કર્યો છે અને વિવિધ અભિગમો એને માટે અખત્યાર કર્યા છે. પણ એક વાત આ બધામાં નિશ્ચિત છે તે એ છે કે 'ભાષાબંધ વિશ્લેષણ' એ ભાષાનો અભ્યાસ છે. વ્યાકરણની સીમા વાક્યની સીમા આગળ પૂરી થાય છે. જ્યારે ભાષાબંધ વિશ્લેષણની સીમા વ્યાકરણની સીમા જ્યાં પૂરી થાય છે ત્યાંથી શરૂ થાય છે. બીજા શબ્દોમાં કહીને તો 'ભાષાબંધ વિશ્લેષણ' મૂળભૂત રીતે વાક્યાંતર્ગત સંબંધોને અતિક્રમીને આંતરવાક્ય સબંધોના અભ્યાસને તાકે છે.

હમણાં ૧૯૯૮માં વિમલા હેરમનનું 'નાટ્યાત્મક ભાષાબંધ' (Dramatic Discourse) પુસ્તક રુટલેજ દ્વારા પ્રકાશિત થયું છે અને એમાં નાટકના ભાષાબંધની વિશિષ્ટતાને તપાસવાનો પ્રયત્ન થયો છે. આપણે ત્યાં નાટકનું ગદ્ય તપાસવાનો રડ્યોખડ્યો પ્રયત્ન વિનોદ અધ્વર્યુએ કર્યો છે ખરો, પરંતુ અહીં નાટકના ગદ્યને નહીં, પણ નાટકના ભાષાબંધને વિશ્લેષવાનો હેતુ છે, એમ કહીએ ત્યારે ભાષાવિજ્ઞાનની અને ભાષાબંધની નવી પદ્ધતિઓની અને એની અભિજ્ઞતાની સહાય લેવામાં આવી છે એવો અર્થ સ્પષ્ટ થાય છે.

અહીં પુસ્તકનું પેટાશીર્ષક 'સંવાદ – એક પારસ્પરિક આંતરક્રિયા' એવું અપાયું છે. નાટકમાં સંવાદ અન્યોન્યને ભાષાકાર્યમાં અને અભિનયકાર્યમાં સાંકળે છે. અહીં જે વાણી ઉપયોગમાં લેવાય છે તે કોઈની વાણીના સંદર્ભમાં ઉપયોગમાં લેવાય છે. એ કોઈ એકલદોકલ પાત્ર કે અભિનેતાની માત્ર શાબ્દિક અભિવ્યક્તિ નથી. પાત્રો કે અભિનયકારો વચ્ચે વાણીવિનિમયની રીતિ છે. નાટકના વાણીવિનિમય દરમ્યાન વક્તા અને શ્રોતાની ભૂમિકાઓ પાત્રો ભજવે છે અને એ ભૂમિકાઓ સંવાદ દરમ્યાન બદલાતી રહેતી હોય છે. આ ભેદ રોજિંદા વ્યવહારમાં પણ આપણે જોઈએ છીએ. કોર્ટકચેરીમાં થતો સંવાદ વર્ગખંડોમાં થતા સંવાદથી અલગ છે; એ જ રીતે સામાજિક ચડભડ સંસદમાં થતી ચર્ચાથી અલગ છે.

સંવાદને જ્યારે વાણીવર્તન (speech behaviour) તરીકે તપાસીએ છીએ ત્યારે એની સીમા માત્ર વ્યાકરણગત સીમા સુધી મર્યાદિત નથી રહેતી. એમાં વ્યાકરણના નિયમોની જાણકારી સહિતનું ભાષાસામર્થ્ય તો જોઈએ જ છે, પણ એ ઉપરાંત બીજા સામર્થ્યની જરૂર પડે છે. ઉક્તિ એકદમ, વ્યાકરણની દૃષ્ટિએ, બરાબર હોય, પણ કોઈ ચોક્કસ સંદર્ભમાં એ બિલકુલ અનુચિત હોઈ શકે. આનો અર્થ એ થયો કે ભાષા ઉપર સંદર્ભ પ્રમાણે અનેકવિધ દબાવો આવી પડતા હોય છે. પ્રત્યાયનના માધ્યમ તરીકે ભાષાએ સંદર્ભોના સંખ્યાબંધ દબાવોની સામે સંવેદનશીલ બનવું પડે છે. પાત્રોની ભૂમિકા અને એમના દરજ્જાઓને જોવાં પડે છે; વાણીવર્તનની ઉચિતતાને ધ્યાનમાં રાખવી પડે છે. ઔપચારિકતા કે અનૌપચારિકતાની માત્રાઓનો ખ્યાલ રાખવો પડે છે. કેટલું પ્રગટ કરવું, કેટલું ન કરવું, કેટલું ગુપિત રાખવું, કેટલું પ્રકાશિત કરવું, કોની તરફ કટાક્ષપૂર્ણ થવું, કોની પાસે મૂંગા રહેવું, કોની પાસે આવેગથી ખૂલી જવું આ બધાનો દબાવ પ્રત્યાયન ઝીલે છે.

બરાબર આવા જ દબાવો અને એ અંગેના નિર્ણયો આપણે વ્યવહારમાં પણ વાણીવિનિમય વેળાએ લેતા હોઈએ છીએ; પરંતુ તેથી રોજિંદી વાણી અને નાટકના સંવાદને એક ગણવાની ભૂલ કરવા જેવી નથી. આ પુસ્તકમાં લેખક સ્પષ્ટ કરે છે કે રોજિંદી વાણી અને નાટકના સંવાદ બંને એકબીજા પર અવલંબિત જરૂર છે, પણ એ બંને એક નથી. નાટકના સંવાદો રોજિંદી વાણીનો માત્ર આધારસ્રોત તરીકે ઉપયોગ કરે છે. નાટક આમેય એક બુલંદ બનાવટની પ્રવૃત્તિ છે, તો સંવાદ પણ એ બુલંદ બનાવટની પ્રવૃત્તિનું જ એક અંગ છે.

વિમલા હેરમને અહીં નાટકના સંવાદોના આંતરસ્તરે રહેલા સંદર્ભગત દબાવોનાં પરિબળો સંવાદોને કઈ રીતે ઘડે છે અને કઈ રીતે નાટકનું ગદ્ય-કે નાટકનો ભાષાબંધ તૈયાર થાય છે એની કેટલીક વીગતને ઉત્તમ રીતે પ્રકાશિત કરી છે.

❒

રન્નાદે પ્રકાશન (૫૮/૨, બીજો માળ, દેરાસર સામે, ગાંધી રોડ, અમદાવાદ-૧)નાં

**અને છતાં પણ :** લે. હરીશ નાગ્રેચા, કિં. રૂ. ૧૦૨. **મીકિ મીકિ વાલ્મીકિ:** લે. વાલ્મીક મહેતા, કિં. રૂ. ૭૫. **આઠો જામની દિલદારી (દોર બીજો) :** લે. મનહર 'દિલદાર', કિં. રૂ. ૬૫. **સૂના વનના ટહુકા:** લે. વાસુદેવ સોઢા, કિં. રૂ. ૯૬. **પાળિયા થઈ પૂજાવું:** લે. પુરુષોત્તમ સોલંકી, કિં. રૂ. ૬૫. **કેસૂડો:** લે. અનિલ ભટ્ટ, કિં. રૂ. ૬૦.

**કવિ શ્રી મનોહર ત્રિવેદી અભિવાદન સમિતિ, જનપથ પ્રકાશન** (ઢસા જંકશન-૩૬૪૭૪૦)નાં

**છુટ્ટી મૂકી વીજ:** મનોહર ત્રિવેદી, રૂ. ૧૫૦. ગજવામાં ગામ: લે. કિં. ઉપર મુજબ. **ઘરવખરી:** લે. ઉપર મુજબ, કિં. રૂ. ૧૦૦.

અન્ય

**સંસ્કૃતિસેતુ કચ્છ:** લે. ડૉ. ગોવર્ધન શર્મા, ડૉ. ભાવના મહેતા, વિતરક: અક્ષરભારતી, ૫, રાજગુલાબ સેન્ટર, વાણિયાવાડ, ભુજ (કચ્છ), કિં. રૂ. ૫૦. **દાદાબાપુની પદયાત્રા (ગાંધીજન્મભૂમિથી નિર્વાણભૂમિ સુધીની):** સંપા. શ્રીમતી આશા જી. થાનકી, પ્ર. શ્રી તનસુખભાઈ મણિશંકર થાનકી, મોતીવેલ મ્યુનિસિપલ કૉલોની, વાડિયા રોડ, પોરબંદર-૩૬૦ ૫૭૫, કિં. ગાંધીદર્શન પ્રત્યે જાગૃતિ. **હિન્દુત્વ એટલે માનવતાવાદ અથવા હિન્દુ ધર્મનાં શાશ્વત મૂલ્યો:** લે. પ્ર. ડૉ. રમેશ બેટાઈ, ૧૦૭, સર્વોદયનગર-૩, રન્ના પાર્ક પાછળ, અમદાવાદ-૬૧, કિં. રૂ. ૨૦. **હે સખી! સંદર્ભ છે તારો અને – (મુક્તકો):** લે. પ્ર. દિલીપ મોદી, રચના પ્રકાશન, ૧૦, નવનિર્માણ સોસાયટી, ટીમલિયાવાડ, નાનપરા, સુરત-૩૯૫ ૦૦૧, કિં. રૂ. ૭૫. **પાસપોર્ટની પાંખે:** લે. રમણલાલ ચી. શાહ, પ્ર. શ્રી મુંબઈ જૈન યુવક સંઘ, ૩૮૫, સરદાર વલ્લભભાઈ પટેલ માર્ગ, મુંબઈ-૪૦૦ ૦૦૪, કિં. રૂ. ૧૫૦. **ધરતીપુત્ર** (શ્રી લલ્લુભાઈ પટેલનું જીવનચરિત્ર): લે. મનસુખ સલ્લા, પ્ર. શકિલમ ફાઉન્ડેશન, એસ્પી હાઉસ, બી.જે. પટેલ રોડ, મલાડ (પશ્ચિમ), મુંબઈ-૪૦૦ ૦૬૪, કિં. રૂ. –. **ॐ आरती स्तव और श्री रामनाम - संकीर्तनम् :** અનુ. સુકન્યા ઝવેરી, પ્ર. स्वामी वागीशानंद, श्री रामकृष्ण मठ, खार, मुंबई-૪૦૦ ૦૫૨, કિં. નથી. **દાદાની દૃષ્ટિ:** લે. રમેશ ભટ્ટ, પ્ર. જય સચ્ચિદાનંદ સંઘ, મુંબઈ; વિભૂતિ સોસાયટીના નાકે, શ્રી ગોકુળનાથ ચોક, મીરા સિનેમા રોડ, અમદાવાદ-૩૮૦ ૦૨૮, કિં. નથી. **મૌનનો શબ્દ:** લે. ભૂપેન્દ્ર ત્રિવેદી, પ્ર. મા શ્રી અરવિંદ સાધના કેન્દ્ર, ૨૫૯, વૃંદાવન સોસાયટી, કાલાવડ રોડ, રાજકોટ-૩૬૦ ૦૦૫. કિં. રૂ. ૬૦. **જીવનયાત્રા:** લે. ચન્દ્રકાન્ત પ્રા. દેસાઈ, પ્ર. ગુજરાત પુસ્તકાલય સ.સ. મંડળ લિ, સંસ્થા વસાહત, રાવપુરા, વડોદરા, કિં. રૂ. ૪૦. **આંતર્ધ્વનિ:** લે. પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૫૨. **ઢળી ગયો છે ચંદ્રમા:** અનુ. ડૉ. નલિન પંડ્યા, પ્ર. પૂર્વી પુસ્તક ભંડાર, ૩૦, અપર સમુદ્ર, હોટલ ગોલ્ડ ક્લાસિક પાસે, એલિસબ્રિજ, અમદાવાદ-૩૮૦ ૦૦૬, કિં. રૂ. ૬૦. **સમામ્નાય** (વૉ. ૫ અને ૬): સંપાદક : આર. પી મહેતા, પ્રજ્ઞા જોશી, પ્ર. મહર્ષિ વેદવિજ્ઞાન અકાદમી, ૩-બી, હાઇલૅન્ડ પાર્ક સોસાયટી, પૉલિટેક્નિક પાછળ, અમદાવાદ-૩૮૦ ૦૧૫. **સાધુચરિત રાષ્ટ્રીય કેળવણીકાર વિઠ્ઠલદાસ કોઠારી:** લે. પ્ર. ડૉ. અંબાલાલ મો. પટેલ, ૧૩, મંદાર એપાર્ટમેન્ટ્સ, ઝેવિયર્સ સ્કૂલ ક્રૉસ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧૪, કિં. રૂ. ૪૫. **ચંદ્રકાન્ત બક્ષીનું નવલકથાવિશ્વ:** લે.પ્ર. ડૉ. બિપિન આશર, એમ-૧/૧૩, રૂરલ હાઉસિંગ બોર્ડ, એ.જી. સોસાયટી પાછળ, કાલાવડ રોડ, રાજકોટ-૫, કિં. રૂ. ૧૫૦. **सागरदत्त-श्रेष्ठि-रासक, ललितांग-चरित्र-रासक:** अनुवाद: आचार्य विजयशीलचंद्रसूरि, प्राप्तिस्थान: सरस्वती पुस्तक भंडार, ११२, हाथीखाना, रतनपोल, अहमदाबाद-३८० ००१, कीमत रु. ६५. **શબ્દ મારા સ્વભાવમાં જ નથી:** લે. રઈશ મનીઆર, પ્ર. વિશાલ પબ્લિકેશન્સ, ૧૪, 'સરિતા', ફ્રેન્ડ્ઝ કો- ઑપ. સોસાયટી, ૫મો રસ્તો, જે.વી.પી.ડી. સ્કીમ, મુંબઈ-૪૦૦ ૦૫૬, કિં. રૂ. ૧૨૫. **ક્ષણનો ઝરૂખો:** લે. પ્ર. ભગીરથ બ્રહ્મભટ્ટ, ૧૩, કૃષ્ણ કો.હા. સોસાયટી, અરુણોદય પાસે, વલ્લભવિદ્યાનગર-૩૮૮૧૨૦, કિં. રૂ. ૪૦. **પ્રેમાનંદની કાવ્યકૃતિઓ,** ખંડ ૧ અને ખંડ ૨: સંશોધક-સંપાદક: કેશવરામ કા. શાસ્ત્રી, શિવલાલ જેસલપુરા, પ્રાપ્તિસ્થાન: કુસુમ પ્રકાશન, ૨૨૨, બીજે માળ, સર્વોદય

કોમર્શિયલ સેન્ટર, જી.પી.ઓ.ની બાજુમાં, રિલીફ સિનેમાના ખાંચામાં, અમદાવાદ-૧, કિં. બન્ને ખંડની રૂ. ૩૦૦. **શિક્ષણના સિતારા:** લે. ઈશ્વર પરમાર, પ્ર. પ્રવીણ પુસ્તક ભંડાર, લાભ ચેમ્બર્સ, મ્યુ. કોર્પો. સામે, ઢેબર રોડ, રાજકોટ-૩૬૦ ૦૦૧, કિં. રૂ. ૪૦૦. **ગુજરાતી કૃષ્ણલાલ શ્રીધરાણી:** લે. રમણ સોની, પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૨૫. **સુન્દરમ્: સર્જક પ્રતિભા** (નવી આવૃત્તિ): સંપા. મફત ઓઝા, પ્ર. સવિતા ઓઝા, એમ/૨૯/૨૪૯, વિદ્યાનગર, આંબાવાડી, અમદાવાદ-૩૮૦ ૦૧૫, કિં. રૂ. ૧૦૦. **વિરલ સત્ય:** લે. નલિન વ્યાસ, પ્રાપ્તિસ્થાન: શ્રીમતી સુધા નલિન વ્યાસ, 'હિંડોલ', ૨૨/ક, જાગનાથ પ્લૉટ, રાજકોટ-૩૬૦ ૦૦૧, કિં. રૂ. ૩૫. **અધ્યાત્મનાં અમી:** લે., પ્રાપ્તિસ્થાન ઉપર મુજબ, કિં. રૂ. ૪૦. **ખોવાયેલી ઓળખ :** લે. ભાવના મહેતા, પ્ર. જ્ઞાનલોક પ્રકાશન, ૩૪, સેક્ટર ૧૯, ગાંધીનગર-૩૮૨૦૧૯, કિં. રૂ. ૬૦. **આશાપૂરા ધૂપ:** લે. ડૉ. ગોવર્ધન શર્મા, ડૉ. ભાવના મહેતા, પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૫૦. **ગઝલનાં ગુલાબ:** લે. પ્ર. ડૉ. સુરક્ષા મહારાજા, ઋતંભરા પ્રજ્ઞા ટ્રસ્ટ (યોગનું આધ્યાત્મિક ફાઉન્ડેશન), વિમેન ઈક્વલ રાઇટ્સ ગ્રૂપ, અમદાવાદ-૬, કિં. રૂ. ૪૦. **યોગતત્ત્વ-ચિંતન:** લે.પ્ર: ઉપર મુજબ, કિં. રૂ. ૨૧. **આગિયા:** લે. પંકજ ત્રિવેદી, પ્ર. હરસિદ્ધિ પ્રકાશન, ગોકુલ પાર્ક, ૮૦ ફુટનો રસ્તો, સુરેન્દ્રનગર-૩૬૩૦૦૨, કિં. રૂ. ૮૫. **મનભાવન:** લે. ડૉ. દિવ્યાક્ષી દિવાકર શુક્લ, પ્ર. નીજુ પ્રકાશન, વિદ્યાનંદ-૧૪, સરસ્વતી સોસાયટી, વાસણા રોડ, વડોદરા-૩૯૦ ૦૧૫, કિં. રૂ. ૪૫. **હું જ દરિયો, હું જ ભેખડ:** લે. યોગેશ વૈદ્ય, પ્ર. સાહિત્યસંગમ, વેરાવળ, કિં. રૂ. ૨૫. **શું ભાષાશુદ્ધિ અભિયાન એક તૂત છે ?:** લે. જયંત કોઠારી, પ્ર. શબ્દમંગલ, ૨૪, નેમિનાથનગર, સુ.મં. માર્ગ, અમદાવાદ-૧૫, કિં. રૂ. ૧૦. **જીવનનું સાચું સુખ:** લે. રાલ્ફ વાલ્ડો ટ્રાઇન, અનુ. મીરા ભટ્ટ, પ્ર. એમ. પી. પટેલ ફાઉન્ડેશન, ૩-૪, વિઠ્ઠલભાઈ ભવન, સરદાર પટેલ કૉલોની ક્રૉસિંગ પાસે, અમદાવાદ-૩૮૦ ૦૧૩, કિં. નથી. **અસ્મિતા-કરુણપ્રશસ્તિ ખંડ ૧, અશ્રુગીતા:** લે. ડૉ. બહેચરભાઈ પટેલ, પ્ર. અસ્મિતા પ્રકાશન, ૧૫, ધૂપસળી એપાર્ટમેન્ટ્સ, જોધપુર ગામ, અમદાવાદ-૩૮૦ ૦૧૫, કિં. રૂ. ૩૦. **ભગવદ્ગીતા સુગીતા** (અધ્યાય ૧૦ થી ૧૪) : લે. પ્ર. ભારતીય તત્ત્વજ્ઞાન મંદિર, ગોકુલનાથજીના મંદિર પાસે, મોડાસા-૩૮૩૩૧૫, કિં. રૂ. ૧૦. **લિપિ વિષયક મનનીય મુદ્દા:** લે. મુનિશ્રી હિતવિજયજી, પ્ર. સંઘવી અંબાલાલ રતનચંદ, c/o. બી.એ. શાહ ઍન્ડ બ્રધર્સ, ૭૬, ઝવેરી બજાર, મુંબઈ-૪૦૦ ૦૦૨, કિં. રૂ. ૧૦૦. **મત્સ્યવેધ:** લે. મોહનલાલ પટેલ, પ્ર. આદર્શ પ્રકાશન, ગાંધી માર્ગ, જુમ્મા મસ્જિદ સામે, અમદાવાદ-૧, કિં. રૂ. ૯૫. **નાભાજીકૃત ભક્તમાલાના ઐતિહાસિક ભક્તો – એક અધ્યયન:** પ્ર. નિયામકશ્રી પ્રાચ્ય વિદ્યા મંદિર, મ.સ. વિશ્વવિદ્યાલય, વડોદરા, કિં. રૂ. ૧૦૬. **જૈન અને બૌદ્ધ મત – સંક્ષિપ્ત ઇતિહાસ અને સિદ્ધાંતો:** લે. મોહનલાલ દલીચંદ દેસાઈ, સંપા. ડૉ. કાન્તિભાઈ બી. શાહ, પરામર્શકો આચાર્ય વિજયપ્રદ્યુમ્નસૂરિજી, ડૉ. એસ્તેર સૉલોમન, પ્ર. શ્રી મહાવીર જૈન વિદ્યાલય, ઑગસ્ટ ક્રાન્તિ માર્ગ, મુંબઈ-૪૦૦ ૦૩૬, કિં. રૂ. ૨૦૦. **સહજસુંદરકૃત ગુણરત્નાકરછંદ:** સંશોધક-સંપાદક ડૉ. કાન્તિભાઈ બી. શાહ, પ્ર. શ્રી શ્રુતજ્ઞાન પ્રસારક સભા, c/o શ્રી હર્ષદભાઈ બી. શાહ, બી/૫, ગૌતમ ફ્લૅટ, માણેકનગર પાસે, સરખેજ રોડ, પાલડી, અમદાવાદ-૩૮૦ ૦૦૭, કિં. રૂ. ૧૫૦. **જે કોઈ પ્રેમઅંશ... (કવિશ્રી દયારામનાં અપ્રકાશિત પદો)** : સંપાદક-સંશોધક ડૉ. જગદીશ શાહ, પ્ર. ડૉ. રમેશ ઓઝા, માનદ નિયામક, ચૂનીલાલ ગાંધી વિદ્યાભવન, અઠવા લાઈન્સ, સુરત-૩૯૫ ૦૦૧, કિં. રૂ. ૬૫. **શાંતિનિકેતનનાં સંસ્મરણો:** લે. મણિભાઈ શાહ (અલગારી), પ્રકાશક: રવીન્દ્ર પ્રકાશન, ૧૦૬, બાહુબલિ કૉમ્પ્લેક્સ, કાળા નાળા, ભાવનગર-૩૬૪ ૦૦૨, કિં. રૂ. ૧૫. **મહાયોગી શ્રી અરવિંદ:** લે. જ્યોતિ થાનકી, પ્રાપ્તિસ્થાન : શ્રી અરવિન્દ મેમોરિયલ ટ્રસ્ટ, શ્રી અરવિન્દનિવાસ, દાંડિયા બજાર, વડોદરા-૩૯૦ ૦૦૧, કિં. રૂ. ૧૫૦. **ભૂલી જાઉં તો કહેજો:** ગુલામ અબ્બાસ 'અબ્બાસ', પ્ર. ધબક ગઝલ ત્રૈમાસિક, ૧૫૫, સબીના પાર્ક, આજવા રોડ, વડોદરા – ૩૯૦ ૦૧૯, કિં. રૂ. ૬૫. **ઘરથી દૂર એક ઘર:** લે. લતા હીરાણી, પ્ર. લાયન્સ ક્લબ્ઝ ઇન્ટરનૅશનલ, ડિસ્ટ્રિક્ટ ૩૨૩-બી, અમદાવાદ, કિં. રૂ. –. **પ્રદૂષણ:** સંકલન : લતા હીરાણી, પ્ર. ગુજરાત પ્રદૂષણ નિયંત્રણ બોર્ડ અને લાયન્સ ક્લબ્ઝ ઇન્ટરનૅશનલ, ડિસ્ટ્રિક્ટ ૩૨૩-બી, અમદાવાદ, કિં. રૂ. –.

## થાય છે

કલાનો ના વિરોધ, પણ કલામાં આમ થાય છે
ત્વચા નીચે કુહાડીઓથી ચિત્રકામ થાય છે

તમારી દોસ્તીનો અર્થ શું હશે – ખબર નથી
તમારો અર્થ  દોસ્ત, માત્ર હાડચામ થાય છે!

પૂછ્યું મેં – વૃક્ષ મોટું બીજમાંથી થાય કઈ રીતે?
મને ચૂમી ભરીને એ કહે કે, 'આમ થાય છે!'

મનોરથો ગતિની છે કરોડરજ્જુ, અન્યથા
ચરણ રુકે છે એ જ સ્થળનો અર્થ ગામ થાય છે

અનુભવે છે અન્યના હિસ્સાની અગ્નિઝાળ પણ
હૃદય એ અંતમાં બળીને તીર્થધામ થાય છે

હૃદયની ગુહ્ય પીડ અંતમાં વહે ગઝલ-રૂપે
શું અશ્રુ આંખમાં કદી ઠરીને ઠામ થાય છે?

હૃદયનો સાથ હોય તો, રિવાજ અન્ય છોડ તું
રમેશ, પાંપણોથી પણ અહીં પ્રણામ થાય છે

**રમેશ પારેખ**

## પ્યાલો

પ્યાલો પીધો રે અમે પ્યાલો પીધો,
પ્યાલો પીધો લ્યો પોતાના નામનો રે...
ઠાલો પીધો રે અમે ઠાલો પીધો,
ઠાલો પીધો લ્યો ઠકરાઈ તમામનો રે...

પહેલાં તો બહુ હા-ના થઈ, બહુ પછી-પછી પણ થયું,
(ત્યાં તો) તળિયું નજરે પડ્યું ને ભેળું અગરમગર સહુ ગયું.
હાલક નહિ ના ડોલક નહિ ના કશુંય કંઈ છલકાય,
હેઠો બેઠો પ્યાલો આખા મલકનું લ્યો મલકાય!
સીધો પીધો રે અમે સીધો પીધો.
કોઈ નહીં પડપૂછ, હાથમાં લીધો પીધો રે...

પાંચ ધાતુનો પ્યાલો ઉપરે ઝીણું નકશીકામ,
એક તરફ સીતા આળેખ્યાં, બીજી બાજુ રામ.
ગોળ ઘુમાવું ઘાટ તો એ બે ભેળાં નજરે આવે.
પિંડે ને બ્રહ્માંડે બિંદુ બધાં ચઢ્યાં ચકરાવે.
એકીશ્વાસે રે અમે એક જ ઘૂંટે,
અધ્ધર ઝાલી મૂછ ગટક દઈ ખાલી કીધો રે...

હાથ ધર્યો એ મોર્યો ખાલી, ખાલી મૂક્યો હેઠ.
તોય એમ પીધો કે અમને ભરી ગયો એ ઠેઠ.
કોઈ નહિ ગુરુજી, કોઈ નહિ ચેલા, ક્યાંયે નહીં અખાડો,
તોયે લાધ્યું ગિનાન એનું નામ ન કંઈ પણ પાડો.
અંદર/ઉપર તરફ આંગળાં આમ ન ચીંધો રે,
એક પ્યાલો પીધો...

**સિતાંશુ યશશ્ચંદ્ર**

Uddesh (A literary-cultural monthly) November 1998 : ISSN 0971-6599
Licensed to post without prepayment, Licence No. 188 R. No. GAMC/920

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

**સર્વભાષા સરસ્વતી**

વર્ષ નવમું : અંક પાંચમો

ડિસેમ્બર : ૧૯૯૮

તંત્રી
રમણલાલ જોશી

૧૦૧



ઉદ્દેશ

ડિસેમ્બર ૧૯૯૮

सर्वभाषा सरस्वती



# પ્રાવધાન

સવારના છની શુમાર. આંખ ઊઘડી ગઈ. જરા દૂરથી કોયલનું કુહુ કુહુ, બુલબુલના લયબદ્ધ બોલ, હોલાનું ઘૂઘૂ-ઘૂ, દરજીડાનું ચીઅ ચીઅ, કબૂતરનો ઘૂઘવાટ, ખિસકોલીનું ચિક ચિક, ચકલાંના ચીચકારા અને આસપાસ થતી સહેજ પણ હલચલથી ટીટી ટીઈ કરી મૂકતી ટિટોડી – હજી અહીં, આધુનિક નગર હોવા છતાં થોડીક ખુલ્લી જગ્યા અને ઝાડપાન, છોડવેલનો અહીંતહીં લીલો પથરાટ છે તેથી સવારને આવકારતાં પંખીઓનો કલરવ સંભળાય છે.

આહાર, ભય, સંવનન જેવી પ્રાકૃતિક જરૂરિયાતોથી પ્રેરિત બનેલ પંખી બોલી ઊઠતાં હોય છે. પણ સવારે, સાંજે તેમ જ દિવસના બીજા સમયે પણ કશા દેખીતા કારણ વગર, બસ કલરવ કરવાની મોજ ખાતર પણ પંખી બોલતાં હોય એમ લાગે છે.

જાત-ખુશામતનો આક્ષેપ વહોરીને પણ એમ ઘટાવવાનું મન થાય છે કે પ્રકૃતિ આ રીતે આપણું મનોરંજન કરે છે. માનવ અને નિસર્ગની આમાં કશીક એકાત્મકતા, સંગતિ હોવાનું પ્રતીત નથી થતું ? લાગે છે, પ્રકૃતિએ મનુષ્ય એનો આનંદ માણે માટે જાતે પ્રાવધાન કર્યું છે.

**હરિવલ્લભ ભાયાણી**

તંત્રી

### ઉપેન્દ્ર પંડ્યાનું દુ:ખદ અવસાન

જૂની પેઢીના વિદ્વાન અને વિવેચક ઉપેન્દ્ર પંડ્યાનું ગઈ તા. ૧૩ નવે '૯૮ના રોજ રાજકોટ ખાતે અવસાન થયું. ઉપેન્દ્ર પંડ્યા નડિયાદની સાક્ષર – પરંપરાના સારસ્વત હતા. બાણભટ્ટની કાદંબરી'ને ગુજરાતીમાં ઉતારનાર છગનલાલ પંડ્યા એમના પિતાશ્રી થાય અને 'શ્રીયુત ગોવર્ધનરામ'ના લેખક કાન્તિલાલ પંડ્યા એમના ભાઈ. ગોવર્ધનરામ એમના મામા થાય. જીવનભર આ બંને ભાણાઓ મામાના અક્ષરદેહની માવજત કરતા રહ્યા. ઉપેન્દ્રભાઈએ દિલ્હી સાહિત્ય અકાદમી માટે 'સરસ્વતીચંદ્ર'તો બૃહદ્ સંક્ષેપ તૈયાર કરી આપ્યો અને ગોવર્ધનરામની શતાબ્દી પ્રસંગે ૧૯૫૫માં 'ગોવર્ધન શતાબ્દી ગ્રંથ'નું સંપાદન કર્યું. તેમના બે વિવેચન સંગ્રહો 'અવબોધ' અને 'પ્રતિબોધ' પ્રગટ થયા છે. તેમણે સંપાદનો પણ કર્યાં છે. 'ઝરમર'નામે તેમનો કાવ્યસંગ્રહ પણ પ્રગટ થયેલો, આવા સાત્ત્વિક સારસ્વત ઉપેન્દ્ર પંડ્યાના અવસાનથી ગુજરાતી સાહિત્યને મોટી ખોટી પડી છે. તેમના અવસાનનું દુ:ખ સહન કરવાની શક્તિ પ્રભુ તેમનાં કુટુંબીજનોને આપે અને સદ્ગતના આત્માને ચિર શાંતિ અર્પે એ પ્રાર્થના.

### કવિશ્રી મકરન્દ દવેનો અમૃત મહોત્સવ

કવિશ્રી મકરન્દ દવેની ૭૫મી જન્મજયંતીનો ઉત્સવ નંદિગ્રામ ખાતે તા. ૧૩-૧૧-'૯૮ના રોજ યોજાયો હતો. આ પ્રસંગે સંગીત ભવન ટ્રસ્ટ દ્વારા 'અમે રે સૂકું રૂનું પૂમડું' નામે કવિનાં ચુનંદાં આઠ ગીતોની કેસેટ પ્રસિદ્ધ કરવામાં આવી હતી. કવિશ્રી મકરન્દ દવેને ખૂબખૂબ અભિનંદન અને શુભેચ્છાઓ. આવો ગરવો અને કલાત્મક ઉપક્રમ યોજવા માટે સંગીત ભવન ટ્રસ્ટનાં શ્રી નિરુપમાબહેન અને શ્રી અજિત શેઠને પણ અભિનંદન.

### 'માધવ ક્યાંય નથી' અંગ્રેજીમાં

સ્વ. કવિ હરીન્દ્ર દવેની સત્ત્વશીલ અને લોકપ્રિય નવલકથા 'માધવ ક્યાંય નથી'નો અંગ્રેજી અનુવાદ સ્વર્ગસ્થનાં પત્ની ડૉ. ભારતીબહેને કર્યો છે, એ અભિનંદનીય ઘટના છે. ગુજરાતી ભાષાની ઉત્તમ કૃતિઓ અંગ્રેજીમાં અને હિન્દીમાં સુલભ થવી જોઈએ. પ્રસ્તુત અનુવાદ 'WHERE ARE YOU, MY MADHAV !' નામે ભારતીય વિદ્યા ભવન, કુલપતિ મુનશી માર્ગ, મુંબઈ-૪૦૦ ૦૦૭ દ્વારા પ્રગટ થયો છે.

### 'ગુજરાતના સારસ્વતો'નું નવું સંસ્કરણ

ગુજરાત સાહિત્ય સભાની અખબારી યાદી જણાવે છે કે ગુજરાત સાહિત્ય સભાએ સાક્ષરવર્ય શ્રી કે. કા. શાસ્ત્રી રચિત 'ગુજરાતના સારસ્વતો' (પ્ર. આ. ૧૯૭૭)નું નવું સંસ્કરણ ડૉ. શ્રદ્ધા ત્રિવેદી તથા ડૉ. કીર્તિદા જોશી દ્વારા તૈયાર કરાવીને પુનઃ પ્રકાશિત કરવાનો નિર્ણય લીધો છે. આથી સર્વ સાહિત્યકારોને પોતાનાં ઉપનામ, જન્મતારીખ, જન્મસ્થળ, વતન, અભ્યાસ, વ્યવસાય, અને સાલવાર આવૃત્તિનિર્દેશ સાથેની સંપૂર્ણ યાદી મંત્રી, ગુજરાત સાહિત્ય સભા, C/o શ્રી હ. કા. આર્ટ્સ કૉલેજ, આશ્રમ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૯ના સરનામે મોકલવા વિનંતી છે. આ માહિતી મોડામાં મોડી ફેબ્રુઆરી ૧૯૯૯ના અંત સુધીમાં મળશે તો તેનો પ્રકાશ્ય સંદર્ભગ્રંથમાં યોગ્ય રીતે લાભ લઈ શકાશે. સૌ સાહિત્યકારોને આ યજ્ઞકાર્યમાં કર્તવ્યભાવે, સહકાર આપવાની આગ્રહપૂર્વક વિનંતી છે.

### ફાર્બસ ગુજરાતી સભાની અમદાવાદ શાખા વિશે

મુંબઈની ફાર્બસ ગુજરાતી સભાની અમદાવાદ શાખાના વિસર્જન અંગે 'ઉદ્દેશ'ના ઑક્ટોબર ૧૯૯૮ના અંકમાં નોંધ પ્રગટ થઈ હતી. એ સંદર્ભમાં ફાર્બસ ગુજરાતી સભાનાં શ્રી મંજુ ઝવેરીએ જે ખુલાસો મોકલ્યો છે, તે શબ્દશઃ નીચે આપ્યો છે, અને એ પછી તંત્રીની નોંધ પણ આપી છે :

"ઑક્ટોબર ૧૯૯૮ના 'ઉદ્દેશ'ના અંકની 'સાંપ્રત પ્રવાહો' એ મથાળા હેઠળની ફાર્બસ ગુજરાતી

સભાની અમદાવાદની પ્રવૃત્તિઓ વિશેની આપની નોંધથી આશ્ચર્ય થાય છે. અમદાવાદમાં જ ડૉ. હરિવલ્લભ ભાયાણી હોવાથી એમની પાસેથી આપ વિગતો મેળવી શક્યા હોત. અમદાવાદની શાખા એકાએક બંધ કરવામાં આવી એ વિગત આપે ક્યાંથી મેળવી એ આપની નોંધ ઉપરથી જાણવા મળતું નથી. થોડી સ્પષ્ટતા કરીએ. ફાર્બસ ગુજરાતી સભાનું મુંબઈમાં ૩૬૫, વી. પી. રોડ ઉપર આવેલું મકાન ૧૯૯૩માં વેચાયું. અથાક પ્રયત્નો છતાં વૈકલ્પિક જગ્યાના પ્રશ્નનું નિરાકરણ ન થયું એટલે સભાની કેટલીક પ્રવૃત્તિઓ અમદાવાદથી ચલાવવાનો સંસ્થાએ નિર્ણય કર્યો. ડૉ. હરિવલ્લભ ભાયાણીની દેખરેખ હેઠળ અમદાવાદમાં એ પ્રવૃત્તિ થાય એ પ્રલોભન મુખ્ય હતું અને એ પ્રવૃત્તિઓ માટેની કામચલાઉ જગ્યાનો પ્રશ્ન પણ એ રીતે હલ થતો હતો. આમ ૧૯૯૩થી ૧૯૯૮ના પાંચ વર્ષના ગાળામાં અમદાવાદમાં ફા.ગુ.સ.એ સંશોધનગ્રન્થો અને હસ્તપ્રતોનું કામ ડૉ. ભાયાણીની નિગાહ હેઠળ સફળતાપૂર્વક પાર પાડ્યું.

ખેર, અમદાવાદમાં ફા.ગુ.સ.ની પ્રવૃત્તિઓ એકાએક બંધ કરવાની વાત તો નથી જ આવતી, પણ બંધ કરવાનો નિર્ણય પણ મુંબઈથી લેવાયો નથી. અમુક બાબતોમાં મતભેદો ઊભા થતાં અમદાવાદની પ્રવૃત્તિઓ બંધ કરવાની પરિસ્થિતિ ઊભી થઈ એમ કહેવું વધુ ઉપયુક્ત છે. ૧૯૯૭-૯૮ વર્ષનું ગુજરાત સરકારનું અનુદાન જે પદ્ધતિથી અમદાવાદમાં મેળવવામાં આવ્યું એ સામે સભાને વાંધો હતો. આ દરમ્યાન ડૉ. હરિવલ્લભ ભાયાણીએ ટ્રસ્ટી અને પ્રમુખ તરીકે રાજીનામું આપ્યું. બીજો મુદ્દો, અમદાવાદમાં કેટલા કર્મચારીઓ રાખવા અને કેટલો ખર્ચ કરવો એ અંગે મતભેદ ઊભો થયો. સભાને ચાર કર્મચારીઓ અને વેતન-ખર્ચ ત્યાંની પ્રવૃત્તિઓ માટે જરૂરી નહોતાં લાગતાં. અમદાવાદમાં એ સિવાય કામ નહીં થઈ શકે એમ ત્યાંથી જણાવાતાં ત્યાંની પ્રવૃત્તિઓ બંધ પડવાનો વારો આવ્યો. અસ્તુ."

–ફાર્બસ ગુજરાતી સભા વ્યવસ્થાપક સમિતિ

[નોંધ : 'ઉદ્દેશ'માં પ્રગટ થયેલ લખાણ ડૉ. હરિવલ્લભ ભાયાણીને રૂબરૂ મળીને એ અંગેની નોંધ એમની પાસેથી જ મેળવીને પ્રગટ કરવામાં આવ્યું હતું. – તંત્રી]

**વિમોચન-અભિવાદન સમારંભો**

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ તરફથી વિવિધ સાહિત્યસ્વરૂપોના વીસ સંચયોનું વિમોચન મૂર્ધન્ય કવિશ્રી રાજેન્દ્ર શાહના હસ્તે તા. ૭-૧૧-'૯૮ના રોજ કરાયું હતું. ગૂર્જર-અનડા પ્રકાશનની સહયોગી સંસ્થા અક્ષરા પ્રકાશન તરફથી સર્વશ્રી એ. જે. પટેલ, રતિલાલ સાં. નાયક તથા રજની વ્યાસનાં અભિવાદનનો અને શ્રી રજની વ્યાસ-રચિત '૧૧૧ ગરવા ગુજરાતી' ગ્રંથનો શ્રી ભૂપત વડોદરિયાના હસ્તે વિમોચનનો કાર્યક્રમ તા. ૨૮-૧૧-'૯૮ના રોજ યોજાયો હતો.

**બાળસાહિત્ય સસ્તા દરે**

બાળદિન પ્રસંગે ગુજરાત બાળસાહિત્ય સસ્તા દરે આપવાની યોજના લોકમિલાપ ટ્રસ્ટ તરફથી જાહેર થઈ છે. આ પુસ્તિકાઓ દિલ્હીના નૅશનલ બુક ટ્રસ્ટે પ્રગટ કરેલ છે. સંપર્કસૂત્ર : લોકમિલાપ ટ્રસ્ટ, સરદારનગર, ભાવનગર-૩૬૪ ૦૦૧.

❑

*જીવન આખું એક ભવ્ય ભાત છે.*
*એ ભાતનો એકેએક અંશ*
*દરેકે દરેક બીજા અંશ ઉપર આધારિત છે;*
*બધા જ અંશો પરસ્પર જોડાયેલા ગૂંથાયેલા રહી*
*લયબદ્ધ અને ગતિમાન છે.*
*ક્રિયામાં મુક્ત, પ્રતિક્રિયામાં અનિવાર્ય*

*હું ઈશ્વર છું.*
*મારી ભીતર પ્રજ્વલે છે*
*– જીવનની ચિનગારી –*
*શક્તિનું સંચારણ કરતી*
*ચોમેર, નિરંતર.*

ફ્રૅન્ક ટાઉન્સૅન્ડ
અનુ. ધનવન્તી.

# 'પ્રકાશનો પડછાયો'માં કલ્પનાવિહાર

**ચી. ના. પટેલ**

શ્રી દિનકર જોષીની વિવાદાસ્પદ બનેલી આ નવલકથા વાંચતાં મારા મનમાં ત્રણ પ્રશ્નો થયા :

(૧) નવલકથાનાં પહેલાં ત્રણ પ્રકરણોમાં હરિલાલને બદનામ કરે એવી કેટલીક માહિતી છે તે જાહેર કરવાના ઔચિત્યનો અને એ માહિતીની શ્રદ્ધેયતાનો;

(૨) જેનાં પાત્રો કાલ્પનિક નહીં, પણ જગપ્રસિદ્ધ ગાંધીનામધારી પરિવારનાં સભ્યો હોય એવી નવલકથા લખવાની શ્રી જોષીની સજ્જતાનો;

અને (૩) નવલકથામાં શ્રી જોષીએ આલેખેલાં ગાંધીજીના પિતારૂપ અને પતિરૂપની યથાર્થતાનો.

(૧)

ઉપરોક્ત ત્રણ પ્રશ્નોમાંથી પહેલા પ્રશ્નનો વિચાર કરતાં લક્ષમાં રાખવાની એક નોંધપાત્ર હકીકત એ છે કે નવલકથાનાં પહેલાં ત્રણ પ્રકરણોમાં શ્રી જોષીએ જાહેર કરેલી હરિલાલને બદનામ કરે એવી કેટલીક માહિતી જેમની પાસેથી તેમને જાણવા મળી હતી તે કેશવલાલ ગાંધી એ મગનલાલ ગાંધીના પુત્ર હતા જેમણે ગાંધીજીએ ૧૯૦૪ના ડિસેમ્બર માસમાં નાતાલમાં ડરબન પાસે ફીનિક્સ આશ્રમની સ્થાપના કરી ત્યારથી જ પોતાનું જીવન ગાંધીજીની સેવામાં સમર્પિત કર્યું હતું. તેમની ગાંધીજી પ્રત્યે અનન્ય નિષ્ઠા આકરી કસોટીમાંય અક્ષુણ્ણ રહી હતી. હરિલાલ ગાંધીજી સાથે રિસાઈને ૧૯૧૧ના મે માસની છઠ્ઠીના અરસામાં જોહનિસ્બર્ગથી ડરબન જતા રહ્યા ત્યારે મગનલાલને લાગ્યું હશે હરિલાલની રીસનું કારણ પોતે છે અને તેમણે ફીનિક્સ આશ્રમ છોડી જવાનો વિચાર કર્યો હશે અને પોતાનો એ વિચાર ગાંધીજીને પત્ર લખીને જણાવ્યો હશે. ગાંધીજીને તેમને ૧૯૧૧ના મેની ૧૫મીએ આપેલા ઉત્તરમાં આ વાક્યો હતાં : "હરિલાલના કિસ્સાથી ઘણાં મન ગભરાયેલાં છે. તમારી લાગણીઓ તરેહવારની ઊછળતી હશે એ સમજી શકાય છે. આટલો વિચાર કરજો. હરિલાલ અથવા મણિલાલ અથવા બાના તમારી પ્રત્યેના અસંતોષ કે કટાક્ષોથી જો તમે ખસવા ઇચ્છો તો તમે ભેદ રાખ્યો ગણાય."

(ગાંધીજીનો અક્ષરદેહ, ખંડ ૧૧, પૃ. ૯૨)

મગનલાલ હરિલાલ, મણિલાલ અને કસ્તૂરબાના કટાક્ષોનો કડવો ઘૂંટડો ગળી ગયા અને ૧૯૧૪ના જુલાઈના અંત સુધી ફીનિક્સ આશ્રમના મંત્રીપદે ચાલુ રહ્યા.

દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ૧૯૧૪ના જૂનમાં સફળ અંત આવતાં મગનલાલ ફીનિક્સવાસીઓની એક ટુકડી સાથે ૧૯૧૪ના ઑગસ્ટની ૭મીએ ડરબનથી આગબોટમાં મુંબઈ જવા રવાના થયા અને મુંબઈ પહોંચીને ત્યાંથી રવીન્દ્રનાથ ઠાકુરના શાન્તિનિકેતનમાં ગયા. અહીં તેમણે હરિલાલે મુંબઈથી ૧૯૧૫ના માર્ચની ૩૧મીએ ગાંધીજીને ઉદ્દેશીને લખેલા અર્ધ-ખુલ્લા પત્ર વિષે જાણ્યું અને તેમના મન ઉપર એવી છાપ પડી કે એ પત્રમાં પોતાની, અને પોતાના બે ભાઈઓ, છગનલાલ અને જમનાદાસ ઉપર ઝેર વરસાવવામાં આવ્યું હતું. (ચંદુલાલ દલાલ : 'હરિલાલ ગાંધી', પૃ. ૫૮, ૫૯). મગનલાલ આ ઝેર પણ પી ગયા.

આ મગનલાલનું ૧૯૨૮ના એપ્રિલની ૨૩મીએ નિધન થયું ત્યારે ગાંધીજીએ 'યંગ ઇન્ડિયા'ના ૨૬-૪-૧૯૨૮ના અંકમાં આવી ભવ્ય અંજલિ આપી :

"Let not the reader imagine that he knew nothing of politics. He did, but he chose the path of selfless, silent service.

He was my hands, my feet, and my eyes. The world knows so little of how much my so-called greatness depends upon *the incessant toil and drudgery of silent,* devoted, able and pure workers, men as well as women. And among them all Maganlal was the greatest, the best and the purest... His life is an inspiration to me, a standing demonstration of the efficacy and the supremacy of the moral law."

(ગાંધીજીનો અંગ્રેજી અક્ષરદેહ, ખંડ ૩૬, પૃ. ૨૬૩)

જેમને ગાંધીજીએ પોતાનાં હાથ, પગ અને આંખો ગણાવ્યા હતા, જેમના સાત્ત્વિક જીવનમાંથી ખુદ ગાંધીજી પોતે પ્રેરણા મેળવતા હતા, એ મગનલાલ ગાંધીજીના જ પુત્ર હરિલાલ જાહેરમાં બદનામ થાય એમ સ્વપ્નમાં પણ ઇચ્છે એ આપણે કલ્પી શકતા નથી. સંભવ છે કે કેશવલાલ પણ નહીં ઇચ્છતા હોય. નવલકથાના પૃ. ૨૦ ઉપર શ્રી જોષીએ તેમને સુરેન્દ્ર મશરૂવાળાને કહેતા કલ્પ્યા જ છે : "જુઓ, હરિલાલકાકા અહીં અજાણ્યા છે. એમની સાચી ઓળખાણ આપણે નથી આપી ! આ ઓળખાણ જો પ્રગટ થશે તો બનવાજોગ છે – આવતી કાલે દુનિયાભરનાં અખબારોમાં આ મોત અને તેના સંજોગોની ભાતભાતની રંગીન અને સનસનાટીભરી વાતો છપાશે. આમાં બાપુના – મહાત્મા ગાંધીના નામનેય બટ્ટો લાગશે – બાપુ વિષે ઘસાતું લખાશે – બોલાશે."

પણ વિધિવક્રતા તો જુઓ. કેશવલાલ નહોતા ઇચ્છતા એવી હરિલાલના મોતની અને તેના સંજોગોની "ભાતભાતની રંગીન અને સનસનાટીભરી વાતો" તેમના મિત્ર હોવાનો દાવો કરતા શ્રી દિનકર જોષીએ જ જગજાહેર કરી. જે વાતો પ્રગટ થાય એ કેશવલાલ નહોતા ઇચ્છતા એ વાતો પ્રગટ કરવામાં શ્રી જોષીએ મિત્રદ્રોહ જ કર્યો ગણાય ને ?

તો કેશવલાલના વર્તન વિષેય એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે. જો તે નહોતા જ ઇચ્છતા કે ગાંધીજીના નામને બટ્ટો લાગે એવી વાતો પ્રગટ થાય, તો પોતે ૧૯૪૮ના જૂનની ૧૮મીએ જે જાણ્યું હતું તે તેમણે સદા માટે ખાનગી કેમ ન રાખ્યું ? અને જે પ્રગટ થવાથી ગાંધીજીના નામને બટ્ટો લાગશે એવી પોતાને આશંકા હતી છતાં એવી માહિતી તેમણે શ્રી દિનકર જોષીને કેમ આપી ? એ માહિતી શ્રી જોષી પ્રગટ કરશે એવી સ્વાભાવિક શંકા પણ તેમને ન થઈ હોય તો તે તેમના પક્ષે સામાન્ય સમજનો અભાવ ગણાય. અને જો એવી શંકા તેમને થઈ હોય છતાં તેમણે એવી માહિતી શ્રી જોષીને આપી હોય તો તેમણે પિતૃદ્રોહ કર્યો ગણાય.

હવે નવલકથાનાં પહેલાં ત્રણ પ્રકરણોમાં હરિલાલને બદનામ કરે એવી કેટલીક માહિતી છે એ માહિતીની શ્રદ્ધેયતાનો પ્રશ્ન. એ માહિતી અમુક અંશે શંકાસ્પદ ઠરાવે એવી એક હકીકત એ છે કે 'હરિલાલ ગાંધી' પુસ્તિકાના પૃ. ૧૭૧ ઉપર એ પુસ્તિકાના લેખક શ્રી ચંદુલાલ દલાલે નોંધ્યું છે કે "તા ૧૮-૬-'૪૮ ને શુક્રવારના રોજ મુંબઈની શિવરી હૉસ્પિટલમાં એમનું અવસાન થયું. એ વખતે એમનાં બંને પુત્રીઓ – રામીબહેન અને મનુબહેન – તથા મનુબહેનના પતિ સુરેન્દ્ર મશરૂવાળા હાજર હતાં," જ્યારે કેશવલાલ ગાંધીએ શ્રી જોષીને આપેલી માહિતીમાં રામીબેન અને મનુબહેનનાં નામ નથી.

આવો જ મહત્ત્વનો એક બીજો મુદ્દો આ છે. મુંબઈના લાલ બત્તીના વિસ્તારમાંથી પબ્લિક ટેલિફોન બૂથમાંથી કોઈ રેશમાબાઈએ કેશવલાલને ટેલિફોન કરીને તેમને એ મતલબની જાણ કરી હતી કે હરિલાલના ખિસ્સામાંથી પોતાને કેશવલાલના નામનું કાર્ડ મળ્યું હતું એટલે પોતે તેમને ટેલિફોન કરે છે, હરિલાલ ૧૯૪૮ના જૂનની ૧૭મીએ પોતાની કોઠીમાં બેશુદ્ધ થઈ ગયા હતા એટલે પોતે એ દિવસે તેમને શિવરી હૉસ્પિટલમાં ભરતી કરી આવ્યાં હતાં અને ૧૯૪૮ના જૂનની ૧૮મીએ હરિલાલ એ હૉસ્પિટલમાં જીવન-મરણ વચ્ચે ઝોલાં ખાતા હતા.

(પ્રકાશનો પડછાયો, પૃ. ૪-૫)

હવે આ ટેલિફોનની બાબતમાં પહેલી શંકા. શ્રી જોષી પોતાના ૧૯૮૮ના ઑગસ્ટની પહેલીએ પ્રસિદ્ધ થયેલા 'થોડુંક' શીર્ષકના નિવેદનમાં જણાવે છે કે કેશવલાલ ગાંધી "જોડે પંદરેક વરસ પહેલાં ઠીક ઠીક પરિચય કેળવાયેલો." 'પંદરેક વરસ પહેલાં' એટલે ૧૯૭૧ કે ૧૯૭૨માં હોઈ શકે. પોતે ૧૯૪૮ના જૂનની ૧૮મીએ ટેલિફોનમાં સાંભળેલી વાતની કેશવલાલને ૨૩-૨૪ વર્ષ પછી સ્પષ્ટ સ્મૃતિ રહે ? બીજી શંકા. રેશમાબાઈને કેશવલાલના નામનું કાર્ડ હરિલાલના ખિસ્સામાંથી ક્યારે મળ્યું હશે ? એ બાઈના શબ્દોનો સ્પષ્ટ અર્થ તો એ જ થાય કે ૧૯૪૮ના જૂનની ૧૮મીએ પણ એ કાર્ડ તેને અકસ્માત્ તો નહીં જ મળ્યું હોય ને ? તેણે હરિલાલના કોઈ વસ્ત્રના ખિસ્સામાં પોતાનો હાથ નાખીને જોયું હશે. તો હરિલાલ ૧૯૪૮ના જૂનની ૧૭મીએ બેશુદ્ધ થઈ ગયા

તે દિવસે જ રેશમાબાઈએ હરિલાલને શિવરી હૉસ્પિટલમાં ભરતી કરતા પહેલાં તેમના કોઈ વસ્ત્રના ખિસ્સામાં હરિલાલના કોઈ સ્વજનના નામનું કાર્ડ છે કે નહીં એ જાણવાનો પ્રયત્ન કેમ ન કર્યો ? વળી હરિલાલ ૧૯૪૮ના જૂનની ૧૭મીએ બેશુદ્ધ થઈ ગયા તે પહેલાંય તેમની સ્થિતિ ગંભીર હશે જ ને ? તો સંભવ છે કે રેશમાબાઈ હરિલાલને જૂનની ૧૭મીએ શિવરી હૉસ્પિટલમાં ભરતી કરી આવી તે પહેલાં જ હરિલાલનું તેની ઓરડીમાં મૃત્યુ થયું હોત અને રેશમાબાઈને પોતાના વિસ્તારના પોલીસથાણામાં એ ઘટનાની ખબર આપવી પડી હોત. એ સંજોગોમાં પોલીસે તેને જાતજાતના પ્રશ્નો પૂછીને હેરાનપરેશાન ન કરી હોત ? આ બધુ ન સમજે એટલી એ બાઈ ભોટ હશે ? તો હરિલાલ જૂનની ૧૭મીએ બેશુદ્ધ થઈ ગયા તે પહેલાં જ કેમ તેણે પોતાના વિસ્તારના પોલીસથાણામાં જાણ ન કરી કે પોતાની ઓરડીમાં હરિલાલ નામનો એક પુરુષ ગંભીરપણે બીમાર છે અને પોલીસને કેમ ન સૂચવ્યું કે હરિલાલનાં કોઈ સ્વજનો મુંબઈમાં રહે છે કે નહીં એ જાણવાનો પ્રયત્ન કરવામાં આવે ? જો એવા પ્રયત્નના પરિણામે જાણવા મળ્યું હોત કે હરિલાલનાં અમુક સ્વજનો મુંબઈમાં રહે છે તો તે પોલીસની મદદથી હરિલાલને એ સ્વજનોને સોંપી આવી શકી હોત. રેશમાબાઈને આવું કંઈ કરવાનો વિચાર નહીં આવ્યો હોય એ અસંભવિત નથી જણાતું ?

જેની શ્રદ્ધેયતા અતિશંકાસ્પદ છે એવી બીજી વાત હરિલાલનું મૃત્યુ ગુપ્તરોગથી થયું હોવાની છે. હરિલાલનાં પુત્રી શ્રીમતી મનુબહેન મશરૂવાળા માનતાં કે પોતાના પિતાનું મૃત્યુ ક્ષયરોગથી થયું હતું. સામે પક્ષે શિવરી હૉસ્પિટલના ડૉક્ટરે કેશવલાલ ગાંધી અને સુરેન્દ્ર મશરૂવાળાને ૧૯૪૮ના જૂનની ૧૮મીએ આપેલા મૃત્યુ પ્રમાણપત્રમાં હરિલાલના મૃત્યુનું કારણ 'સિફિલિસ વગેરે' જણાવ્યું હતું. પણ એ પ્રમાણપત્રની શ્રદ્ધેયતા કેટલી ? 'વિનીત જોડણીકોશ'માં 'વગેરે' શબ્દનો અર્થ 'અને બીજા; ઇત્યાદિ' એવો આપ્યો છે. વળી શિવરી હૉસ્પિટલના એ જ ડૉક્ટર કેશવલાલ ગાંધી અને સુરેન્દ્ર મશરૂવાળાને કહે છે : "તમે તો જાણતા જ હશો કે મિસ્ટર ગાંધી કેવા કેવા રોગોથી ઘેરાયેલા હતા !" (પૃ. ૧૮-૧૯). શ્રી જોષી નોંધે કે અહીં 'રોગો' શબ્દ બહુવચનમાં છે. એટલે કે હરિલાલને ગુપ્તરોગની સાથે બીજો કોઈ રોગ પણ હતો. એ બીજો રોગ ક્ષય ન હોઈ શકે ?

હરિલાલનું મૃત્યુ ક્ષયરોગથી થયું હતું એવા મનુબહેનના મતનું સમર્થન કરવાના ઉદ્દેશથી તેમનાં પુત્રી શ્રીમતી ઊર્મિબહેન દેસાઈએ પોતાનાં માતુશ્રીના પત્રસંગ્રહમાંથી મળેલી એક અખબારી કાપલી 'જન્મભૂમિ-પ્રવાસી'ના તંત્રીને મોકલી હતી જે તેમણે એ દૈનિકના ૧૯૯૭ના ઑક્ટોબરની પાંચમીના અંકમાં 'હરિલાલનું મૃત્યુ ગુપ્તરોગથી નહીં, પણ ક્ષયથી થયું હતું' એવા શીર્ષકથી પ્રગટ કરી હતી અને તંત્રીનોંધમાં જણાવ્યું હતું : "આ સાથે તેમનાં દીકરી મનુબહેનના અંગત સંગ્રહમાંથી દૌહિત્રી ઊર્મિ દેસાઈએ એક અખબારી કાપલી પાઠવી છે તેને અક્ષરશઃ અહીં પુનઃ પ્રગટ કરીએ છીએ." એ કાપલીમાં હરિલાલના મૃત્યુ વિષે આવો ઉલ્લેખ હતો : "મહાત્મા ગાંધીજીના ચાર પુત્રો. તેમાં સૌથી મોટા હરિલાલ ગાંધી. તેઓ લગભગ સાઠ વરસની ઉંમરે મુંબઈની એક ક્ષયની હૉસ્પિટલમાં અવસાન પામ્યા છે."

શ્રી જોષીએ શ્રીમતી ઊર્મિબહેન દેસાઈને જન્મભૂમિ-પ્રવાસીના ૧૯૯૭ના નવેમ્બરની ૧૬મીના અંકમાં ઉત્તર આપ્યો છે તેમાં તેમણે કાપલીમાં હરિલાલનું મૃત્યુ ક્ષયરોગથી થયું હોવાનો નિર્દેશ છે તેનો પ્રતિવાદ એ મતલબની દલીલ કરીને કર્યો છે કે અખબારી કાપલીઓની વિશ્વસનીયતા ઉપર આધાર ન રાખી શકાય, ૧૯૪૮ના જાન્યુઆરીના ૩૧મીએ પ્રગટ થયેલાં અખબારોમાં કે 'હિન્દુ'ના ૧૯૪૮ના ફેબ્રુઆરીની ૧લીના અંકમાં ગાંધીજીને ગોળી વાગતાં તે 'હે રામ' બોલીને ઢળી પડ્યા હતા એવો ઉલ્લેખ નહોતો, પણ ૧૯૪૮ના જાન્યુઆરીની ૩૦મીએ "નવી દિલ્હીથી યુપીઆઈએ આપેલા અહેવાલ મુજબ મનુબહેને કહ્યું છે, "પહેલી જ ગોળી મહાત્માજીના પેડુમાં વાગી અને મહાત્માજી 'હે રામ' બોલી ઊઠ્યા". આપણે શ્રી જોષીની આ દલીલમાં રહેલો તર્કદોષ જોઈએ.

"સર્વ મનુષ્યો મર્ત્ય છે" અને " 'ક' મર્ત્ય છે" એ બે વિધાનોમાંથી અનિવાર્યતયા ફલિત થાય કે 'ક' મર્ત્ય છે

પરંતુ "કેટલાંક મનુષ્યો મર્ત્ય છે" અને " 'ક' મનુષ્ય છે" એ બે વિધાનોમાંથી અનિવાર્યતયા ફલિત ન થાય કે 'ક' મર્ત્ય છે.

શ્રી જોષીની દલીલ એ છે કે ગાંધીજી 'હે રામ' બોલીને ઢળી પડ્યા હતા કે નહીં એ બાબત ૧૯૪૮ના જાન્યુઆરીની ૩૧મીએ પ્રગટ થયેલાં અખબારો અને 'હિન્દુ'નો ૧૯૪૮ના ફેબ્રુઆરીની ૧લીનો અંક અવિશ્વસનીય હતાં, અર્થાત્ કેટલાંક અખબારો અવિશ્વસનીય હતાં અને પેલી કાપલી અખબારી કાપલી હતી તેથી તેય અવિશ્વસનીય ગણાય.

પ્રાચીન ગ્રીક ચિંતક અને તર્કશાસ્ત્રી ઍરિસ્ટૉટલે પ્રતિપાદિત કરેલા અનુમાનપ્રમાણના નિયમોનો જેમણે અભ્યાસ કર્યો હશે તે શ્રી જોષીની દલીલમાં રહેલો તર્કદોષ જોઈ શકશે. શ્રી જોષીએ પણ એ નિયમોનો અભ્યાસ કર્યો હોત તો સંભવ છે કે આપણે તેમની દલીલમાં જે તર્કદોષ જોયો તે તેમણે ન કર્યો હોત.

હરિલાલનું મૃત્યુ ક્ષયરોગથી થયું હતું કે ગુપ્તરોગથી, એ બાબત 'જન્મભૂમિ-પ્રવાસી'ના ૧૯૯૭ના નવેમ્બરની ૧૬મીના અંકમાં શ્રી જોષી પૂછે છે : "ક્ષયરોગ અંગેની કોઈ સારવાર અગાઉ એમણે ક્યાંય કરી કે કરાવી હોય એવો ઉલ્લેખ કેમ જડતો નથી ?" અને તે સાથે શ્રદ્ધાપૂર્વક જણાવે છે કે "ક્ષયરોગ મૃત્યુનું કારણ રાતોરાત નથી બની જતું."

શ્રી જોષી કદાચ નહીં જાણતા હોય કે galloping tuberculosis તરીકે ઓળખાતો એક પ્રકારનો ક્ષય થાય છે જે ટૂંકસમયમાં દરદીનું મૃત્યુ નિપજાવે છે. અને હરિલાલે ક્ષયરોગની સારવાર કરી કે કરાવી હોય એવો ઉલ્લેખ જડતો નથી, તો તેમણે ગુપ્તરોગ અર્થાત્ ઉપદંશની સારવાર કરી કે કરાવી હોય એવો ઉલ્લેખ જડે છે ખરો ? ઉપદંશની સારવાર બાબત Bailey and Love's 'Short Practice of Surgery'માં લેખકો જણાવે છે : 'A high cure rate is achieved in early syphilis with intramuscular injection of Procaine penicilin of 600,000 units daily for 15 days. The dosage is prolonged to 21-30 days for late syphilis." (પૃ. ૩૯)

મારા એક એમ.ડી. ડૉક્ટર મિત્રનો અભિપ્રાય છે કે ઉપદંશનો ચેપ લાગ્યા પછી પંદરેક વર્ષે દરદીની સ્થિતિનો અંતિમ તબક્કો શરૂ થાય છે. એટલે હરિલાલનું ઉપદંશથી મૃત્યુ ૧૯૪૮ના જૂનની ૧૮મીએ થયું હોય તો તેમને ઉપદંશનો ચેપ ૧૯૪૦ પહેલાં લાગ્યો હોવો જોઈએ. પણ ૧૯૪૦થી ૧૯૪૮ સુધીના આઠ વર્ષના ગાળામાં તેમણે ઉપદંશની સારવાર કરી કે કરાવી હોવાનો ક્યાંય ઉલ્લેખ મળતો નથી. બીજું વિશ્વયુદ્ધ ૧૯૪૫ના ઑગસ્ટમાં પૂરું થયું તે પછી પેનિસિલિન આપણા દેશમાં ક્યાંક ક્યાંક મળતું જ હતું અને ગાંધીજીના કોઈક ધનિક મિત્રોએ હરિલાલને એ દવાનાં ઈંજેક્શનો લેવા આર્થિક સહાય પણ કરી હોત.

શિવરી હૉસ્પિટલના ડૉક્ટરે કેશવલાલ ગાંધી અને સુરેન્દ્ર મશરૂવાળાને આપેલા મૃત્યુપ્રમાણપત્રમાં હરિલાલના મૃત્યુનું કારણ ઉપદંશ જણાવ્યું છે એ ખરું, પણ એ ડૉક્ટરે હરિલાલના મૃત્યુના કારણનું નિદાન કરવામાં ભૂલ ન કરી હોય ? અનુભવી ડૉક્ટરો પણ ક્યારેક એવી ભૂલો કરે છે. મારી પોતાની બાબતમાં મને ૧૯૬૬માં જઠરનું કૅન્સર હોવાનું માનવામાં આવ્યું હતું. પણ ૧૯૯૮ના નવેમ્બરમાં હું હજુય જીવતો છું

શિવરી હૉસ્પિટલના ડૉક્ટરે હરિલાલના મૃત્યુના કારણનું નિદાન કરવામાં ભૂલ કરી હોય એવી સંભાવના શ્રી જોષીએ લક્ષમાં નથી રાખી એટલું નહીં, તેમણે તો ગાંધી પરિવાર ઉપર એવો આરોપ મૂકવાનું પસંદ કર્યું છે કે "ગુપ્તરોગનું કારણ જાહેર કરવાથી જે લાંછન ગાંધી પરિવારને લાગે એ પરિસ્થિતિમાંથી ઊગરવા માટે અખબારોને ક્ષયરોગની માહિતી આપવામાં આવી હતી."

ગાંધી પરિવાર ઉપર આવો આરોપ મૂકવામાં શ્રી જોષીએ ગાંધી પરિવાર ઉપર બદહેતુનું આરોપણ કર્યું છે, પણ તેઓશ્રી ભૂલી જતા જણાય છે, પ્રતિપક્ષી ઉપર બદહેતુનું આરોપણ કરવાથી પોતાના પક્ષે કંઈ સાબિત નથી થતું.

[ક્રમશઃ]

❐

# 'કાવ્યચતુષ્ટય': સુન્દરમ્‌ની અ-પૂર્વ કવિતા*

રમણલાલ જોશી

સુન્દરમે કવિતા લખવાની શરૂઆત કરી એ ગાળામાં દલપતરામ સાથેના પોતાના અનુસંધાનની વાત તેમણે લખેલી છે. પચ્ચીસ વર્ષની વયે ૧૯૩૩માં તેમનો પ્રથમ કાવ્યસંગ્રહ 'કાવ્યમંગલા' પ્રગટ થયો. ભરૂચની ન્યૂ ઇંગ્લિશ સ્કૂલમાં છોટુભાઈ પુરાણી, વિ. મ. ભટ્ટ વગેરે પાસે તે ભણેલા. તેમના શિક્ષકોમાંથી પ્રસિદ્ધ વિવેચકો વિશ્વનાથ મ. ભટ્ટ અને રા. વિ. પાઠકે તેમના સાહિત્યસર્જનની ખાસ ભૂમિકા રચેલી. ગુજરાત સાહિત્ય સભાની કાર્યવાહીમાં 'કાવ્યમંગલા'ની કવિતા વિશે વિશ્વનાથ ભટ્ટે લખેલું કે સુન્દરમ્‌નો સૂર બધાં સપ્તકોને પહોંચી વળે છે અને તેમની કાવ્યબાની કાલિદાસના શિષ્યને શોભે એવી છે. ગાંધીયુગની ઉદ્દેશપ્રધાન કવિતામાં ઘણું અકાવ્ય ઘસડાઈ આવેલું, પણ સુન્દરમ્ ઉત્તરોત્તર સૌંદર્યનિર્મિતિ ઉપર ભાર મૂકતા રહ્યા. ૧૯૫૧માં તેમનો સંગ્રહ 'યાત્રા' પ્રગટ થયેલો. 'સંસ્કૃતિ'માં એનું અવલોકન કરતાં મેં એને આપણી અર્વાચીન કવિતાનું ઉન્નત શૃંગ કહેલો. એ પછી તેમની સમગ્ર કવિતાનો ગ્રંથ પ્રગટ કરવાનો આગ્રહ સાહિત્યકારો કરતા. પરંતુ પહેલાં નાના નાના સંગ્રહો તૈયાર કરું પછી સમગ્ર કવિતાની વાત, એમ તે કહેતા. પણ આ નાના સંગ્રહો પ્રગટ થવામાં વિલંબ થતો ગયો. કાવ્યચતુષ્ટયનો પ્રથમ સંગ્રહ 'વરદા' તેમના અવસાન પછી પ્રગટ થયો. અવસાનના થોડા દિવસો પહેલાં તેમણે મને લખેલું કે "વરદાને જાણે વિલંબનું વરદાન છે!"

'વરદા'માં મુખ્યત્વે ૧૯૫૧થી ૧૯૭૩ સુધીનાં કાવ્યો આપ્યાં છે.એમાં પ્રભુ-પ્રીતિ, પ્રણય, પ્રકૃતિ, એમ વિવિધ વિષયો ઉપર કાવ્યો મળે છે. એમાં ગીત અને સૉનેટ એ બે સ્વરૂપો ઉપર કવિએ વિશેષ કામ કર્યું છે. એ કામ ઝીણું નકશીકામ છે. સુન્દરમ્‌નાં 'ત્રિ-પથ', 'કૃપા-સાધન', 'અગાધ ભરતી', 'ધૂળની આરત', 'ક્યાં સાથે', 'વહી આવે, મારાં –' જેવાં સૉનેટ અને 'ઘડો રે ઘડો', 'આલોજી', 'આવોજી આવોજી', 'ચલો ચમેલી' – જેવાં ગીતો અહીં સમાવિષ્ટ થયાં છે. મનુષ્યપ્રેમી કવિ સમગ્ર ભૂતલને બાથમાં લેવા ઇચ્છે છે. અગાઉના સંગ્રહોની ભાવનાઓ ક્રમશઃ દિવ્યતા સાથે અનુસંધિત થતી અહીં અનુભવાય છે. ઘણાં કાવ્યોમાં ચેતનાનો આ ઉછાળો હૃદ્ય નીવડે છે. સુન્દરમ્‌નું અતીવ રમણીય કાવ્ય 'પુષ્પ થૈ આવીશ' અહીં મોજૂદ છે. અનેક સંપાદનોમાં આપણે એ માણ્યું છે.

'વરદા'ના અનુગામી સંગ્રહ 'મુદિતા'માં કવિ પોતાના સૂરોના અસવારને શોધી રહ્યા છે. છંદોબદ્ધતા એ સુન્દરમ્‌ની કવિતાની એક વિશેષતા છે. અહીં સંગૃહીત રચનાઓમાં કેટલીક ગદ્ય-રચનાઓ પણ મળે છે, અને છતાં એ ગદ્યાત્મક નથી. ગદ્યઅંતર્ગત લયની ભાત અવાજ દ્વારા અર્થબોધ અને ભાવબોધ સાધે છે.

'ઉત્કંઠા'માં પ્રકીર્ણ વિષયો ઉપરની રચનાઓ છે. એમાં કૃષ્ણ છે તો કૃષ્ણલાલ પણ છે. વ્યક્તિ-વિશેષોમાં પન્નાલાલ, રા. વિ. પાઠક પરની કૃતિઓ ખાસ ધ્યાન ખેંચે છે. શ્રી અરવિન્દ – શ્રી માતાજી-વિષયક બે પ્રાર્થનાકાવ્યો અહીં છે. રવીન્દ્રનાથનું 'નમસ્કાર' કાવ્ય અહીં સુન્દર અનુવાદરૂપે મળે છે.

'કાવ્યચતુષ્ટય'ની આ કવિતા કવિતારસિકને મુદિત કરી નવી ઉત્કંઠા જગવે એવી છે. સુન્દરમ્‌ની વરદાયિની કવિતા આપણી કવિતાનો અનન્ય વારસો છે. તો, આવો, આપણે ગુજરાતી ભાષામાં આવી અનાગતા કવિતાનો આસ્વાદ લઈએ....

* સુન્દરમ્‌ના પ્રગટ થનાર સંગ્રહ 'કાવ્યચતુષ્ટય'ની પ્રસ્તાવના.

# કાયમુદ્દીન ચિશ્તીકૃત બારમાસી : જ્ઞાનમાર્ગ અને પ્રેમલક્ષણા ભક્તિમાર્ગનો વિરલ સમન્વય

**બળવંત જાની**

ગુજરાતના મુસ્લિમ સંતોની પરંપરામાં કાયમુદ્દીન ચિશ્તી અત્યંત મહત્ત્વના જણાયા છે. મુસ્લિમ સંતો ઉપદેશકો તરીકે હિન્દુસ્તાનમાં આવ્યા અને અહીંની મૂળ પ્રજાને ઉપદેશ દ્વારા ઇસ્લામી વિચારધારા તરફ વાળવામાં ઘણા સફળ પણ થયેલા. આ ધર્મપરિવર્તનથી અહીં અસ્તિત્વમાં આવેલ – વટલાયેલ – પ્રજાથી ઓળખાતા ધર્માંતરિત જૂથ ખોજા, વહોરા, મુમના, મોલેસલમા, મીર, મતવા હકીકતે લોહાણા, બ્રાહ્મણ, કણબી, રાજપૂત, બારોટ અને ભરવાડ જ્ઞાતિના હતા. પણ ધર્માંતરિત થયા પછી એમની ઓળખ માટે મુસ્લિમોએ એમને નવાં, ઉપર નિર્દિષ્ટ, નામો આપ્યાં. આ ધર્માંતરિત પ્રજા મુસ્લિમોથી પ્રારંભે જ જુદી પડી અને રોટી-બેટીના વ્યવહાર પણ જે તે જૂથ પૂરતા જ સીમિત રહ્યા.[૧] આ બધી જ્ઞાતિઓને ઉપદેશ આપનારા મુસ્લિમ સંતો-ઉપદેશકોમાં અહીંની સંસ્કૃતિનો ઊંડો અભ્યાસ અને એમની ઉપદેશ આપવાની તરકીબોમાંથી ધૈર્યનો પરિચય પ્રાપ્ત થાય છે.

આવા ઉપદેશકોએ ભારતની સંસ્કૃતિ અને સાહિત્યના ઊંડા જ્ઞાનથી અભિજ્ઞ થઈને ભારતના પ્રાચીન સાહિત્ય અને સાહિત્યસ્વરૂપોને પોતાનાં ઉપદેશાત્મક પદોનું માધ્યમ બનાવેલું. એ રીતે અસ્તિત્વમાં આવેલી અહીંની પરંપરાની પદ-ભજન-રચના પ્રકારની ગિનાન, કસીદા રચનાઓ, પ્રભાતિયાં, ગરબી અને આરતી જેવી રચનાઓ મુસ્લિમ ઉપદેશક સંતોએ રચી છે તે ખૂબ જ મહત્ત્વની છે. એમની અભિવ્યક્તિનું સ્વરૂપ અને વિષયસામગ્રી પૂરાં ભારતીય અને તળપદાં છે. માત્ર લિપિ અને કેટલાંક ભાષાકીય રૂપો જ અરબી-ફારસી છે.[૨] એમાં મધ્યકાલીન ગુજરાતી ભાષા જ બહુધા દૃષ્ટિગોચર થાય છે.

આમ પોતાની વિચારધારાને બદલે જેને ઉપદેશ આપવો છે એ પ્રજાની સંસ્કૃતિ, સાહિત્ય અને માનસિકતાનો અભ્યાસ કરીને એના માધ્યમ દ્વારા અજાણ્યા સમાજમાં પોતાના વ્યક્તિત્વને – અસ્તિત્વને – સ્વીકૃતિ અપાવવામાં – સ્થાપિત કરવામાં આ મુસ્લિમ સંતો સફળ થયેલા.[૩] આવી મુસ્લિમ સંતપરંપરામાં કાયમુદ્દીન ચિશ્તીનું સ્થાન મહત્ત્વનું છે. તેમનું જન્મવર્ષ નિશ્ચિત નથી, પરંતુ મૃત્યુવર્ષ હિજરી સન ૧૧૮૭ એટલે કે ઈ.સ. ૧૭૬૮ નિશ્ચિત છે. નંદરબાર તરફના ધોકડા ગામે તેમનું મૃત્યુ થયેલું. પછી મહી નદીના કાંઠે આવેલા એકલબારા ગામમાં તેમની ઇચ્છા મુજબ તેમને દફનાવવામાં આવેલા. ત્યાં તેમની દરગાહ છે.[૪] આજે પણ હિન્દુ-મુસ્લિમ પરિવારો ત્યાં દર્શનાર્થે આવે છે.

### કાયમુદ્દીન ચિશ્તીના પૂર્વજો

ઇરાકની હેરાત નદી પાસે ચિશ્ત નામે શહેર આવેલું છે ત્યાં ચાર મહાન બુઝર્ગ ચિશ્તી ખ્વાજાઓ થઈ ગયા. એમાંના એક ચિશ્તી ખ્વાજાની વંશપરંપરામાં બાબા ફરીદસાહેબ પીર જાણીતા છે. આ પીરને હિન્દુસ્તાનના બાદશાહો સાથે ગાઢ સંબંધ હતો અને મોટે ભાગે હિન્દુસ્તાનમાં જ રહેતા હતા. દિલ્હીના સુલતાન શમ્સુદ્દીન અલ્તમશના પુત્ર સુલતાન ગ્યાસુદ્દીનની પુત્રી સાથે એમનાં લગ્ન થયેલાં હતાં. આમ જ્ઞાની ઉપરાંત શાહી ખાનદાન પરિવાર તરીકે તેમની ખ્યાતિ પણ આ કારણે હતી.

આ બાબા ફરીદના વંશજો ત્રણ સોએક વર્ષ પછી ગુજરાતમાં આવી પાટણમાં સ્થાયી થયા હતા. ત્યાંથી કડીમાં નિવાસી થયા હતા. પીરપરંપરામાં હજરત બદરુદ્દીન સાહેબ પણ ખૂબ પ્રખ્યાત હતા. એમના પુત્ર કાયમુદ્દીન બચપણથી જ પિતાની પાસેથી વારસામાં જ કુરાનનું જ્ઞાન મેળવીને એમાં ખૂબ જ ઊંડા ઊતરેલા.[૫] આઠમે વર્ષે તો એમને સમગ્ર કુરાન

કંઠસ્થ હતું. પિતા પછી તેમણે પીરપદ પ્રાપ્ત કરેલું. તેમનો અરબી, ફારસી, સંસ્કૃત અને ગુજરાતી જેવી ભાષા ઉપર ભારે કાબૂ હતો. તેઓ હિન્દુસ્તાની પ્રજાના સંસ્કારોથી, રીતરિવાજોથી પણ ભારે પ્રભાવિત હતા. પીરસાહેબ કાયમુદ્દીન પૂરા શાકાહારી હતા. એમની દરગાહ-રોજાની આસપાસ આજે પણ માંસની દુકાન નથી કે એ પરિસરમાં પણ માંસાહાર થતો નથી.

તેઓ ભારતીય યોગવિદ્યા, વેદાન્તના પણ ઊંડા અભ્યાસી હતા. તેમનું ઊંડું અધ્યયન જ નહીં, પણ જીવનમાં એનો વિનિયોગ પણ તેઓ કરતા, અર્થાત્ સાધનામાં પણ આગળ વધેલા. યોગનું રહસ્ય પામીને ષટ્ચક્રભેદન જેવી ક્રિયામાં સફળ પણ થયેલા. આ કારણે કેટલીક સિદ્ધિઓ હાંસલ કરેલી. એમને મુસ્લિમ તેમ જ હિન્દુ એમ બન્ને જ્ઞાતિના શિષ્યો – અનુયાયીઓ હતા.

**કાયમુદ્દીન ચિશ્તીની શિષ્યપરંપરા**

એમના શિષ્યોમાંના ઇબ્રાહીમ તો અભરામ ભગત તરીકે સમગ્ર ઉત્તર ગુજરાતમાં બહુ ખ્યાતનામ છે. બીજા એક પૂંજાબાવા પણ જાણીતા છે.

કાયમુદ્દીનના મુરીદ, ચમનસાહેબના શિષ્ય, નિરાંત ભગત, જીવન મસ્તાન નામના પાટીદાર ભગત, અને એમની પિતરાઈ બહેન રતનબાઈ પણ ખૂબ જ જાણીતાં છે. રતનબાઈની કબર તો પીરસાહેબની દરગાહમાં જવાની નિસરણીનાં પગથિયાં પાસે છે.[૬] આ ઉજ્જ્વળ શિષ્યપરંપરા પણ કાયમુદ્દીનની માફક પદ-ભજનરચના અને પદભજનગાન તરફ જ અભિમુખ રહેલ છે.

**કાયમુદ્દીન ચિશ્તીનું કવન**

કાયમુદ્દીન ચિશ્તીના બે ગ્રંથો 'દિલે રોશન' અને 'નૂરે રોશન' મનાય છે. 'દિલે રોશન'નો અભ્યાસ થઈ શક્યો નથી. પરંતુ 'નૂરે રોશન'માંથી પસાર થતાં ખ્યાલ આવે છે કે મધ્યકાલીન ગુજરાતી વ્રજ હિન્દી ભક્તિપદરચના-ભજનપરંપરાની જેવી જ એ બધી રચનાઓ છે.

આમાં ધનાશ્રી, બિલાવલ, મલ્હાર, મેવાડો જેવા રાગ અને ગરબા, વિવાહના ઢાળ તો બિલકુલ મધ્યકાલીન ગુજરાતી છે.[૭] ઉપરાંત પણ ગરબી, બારમાસી, પદ, ભજન વગેરે સ્વરૂપો પણ પ્રયોજાયાં છે અને વિષયસામગ્રીમાં પણ સવિશેષપણે ભારતીય યોગવેદાન્તનાં તત્ત્વોને સ્થાન મળેલું છે. એમની રચનાઓમાંથી અત્રે માત્ર એક બારમાસી સ્વરૂપની 'અગમના બાર મહિના'[૮] નામની કૃતિની વાચના, એનો સારાંશ અને અર્થઘટન રજૂ કરવાનો ઉપક્રમ છે.

**કાયમુદ્દીનકૃત બારમાસી**

*ચરણે સતગુરુને રમીએ, ઝીણા થઈ મુરશદને નમીએ,*
*ત્યારે તો અલખ ધણીને નમીએ ............................. (ટેક)*
*સુરતા સૂન માંહીં લાગી, કે વાંસળી અગનમાં વાગી,*
*ખુમારી પ્રેમ તણી જાગી .......... ચરણે સતગરુને૦* ૧
*કારતકે કાયામાં જાગી, શબ્દ અગમ જાય લાગી,*
*કે ન્યાંહાં નહીં વેદ કિતાબ કાજી .. ચરણે૦* ૨
*માગસરે મન મારું મોહ્યું, દર્શન નૂર તણું જોયું,*
*કે મેં તો આપપણું ખોયું ......... ચરણે૦* ૩
*પોષે પિંડ મારું ખોયું, મન તો સતુગુરુસે મોહ્યું,*
*કે મેં તો અરસ કુરસ જોયું .... ચરણે૦* ૪
*માહે મહાસૂનમાં ફોડી, સુરતા સાહેબશું જોડી,*
*કે શુધ મેં તો દેહી તણી છોડી ..... ચરણે૦* ૫
*ફાગણે બ્રહ્મ થયો પ્રકાશ, લાગી મને અંતરઘટમાં આશ,*
*કે ઘટમાં પોતે થયા પ્રકાશ ..... ચરણે૦* ૬
*ચઈતરે ચરણ જઈ લાગી, ધૂન મારી સાહેબશું વાગી,*
*કે ભ્રાન્તિ મન તણી ભાગી ..... ચરણે૦* ૭
*વૈશાખે મન સૂનમાં મોહ્યું, કે દર્શન નૂર તણું જોયું,*
*કે તે તો સાહેબશું મોહ્યું ................ ૮*
*જેઠે જગતમાં જાગી, તાળી આભમંડળ લાગી,*
*ચિત્તમાં ચેતન થઈ જાગી ........ ચરણે૦* ૯
*અષાઢે અલેક રહ્યો ભરપૂર, હું તો જઈ ઊભી હજૂર,*
*કે વાજાં વાગે અનહદ તૂર ..... ચરણે૦* ૧૦
*શ્રાવણે સુરતા જઈ લાગી, મેં તો મન મમતા ત્યાગી,*
*પિયુજીસે રંગ કેસરી બાંધી ...... ચરણે.* ૧૧
*ભાદરવે વરમંડને ફોડી, સુરતા ગઈ વૈકુંઠ છોડી,*
*દરસ મેં તો જીવતાં જોડી ....... ચરણે૦* ૧૨
*ગરબો અગમ તણો કીધો, ભેદ શાહ કાયમુદ્દીને લીધો,*
*આસો મહિને હરિરસ પીધો ... ચરણે૦* ૧૩

**બારમાસીની વિષયસામગ્રી**

બારમાસીના આરંભે સરસ્વતીવંદનાને બદલે ગુરુવંદનાની વિગત મૂકી છે. ગુરુને નાના થઈને

(વિનમ્રતાના ભાવથી) પ્રથમ વંદન કર્યા પછી જ પરમાત્માને વંદન કરવાનું આલેખેલ છે. (અહીં ગુરુ દ્વારા જ પરમાત્માનું દર્શન શક્ય બન્યું હોઈને ગુરુને પ્રથમસ્થાને મૂક્યા જણાય છે.) એ પછીની કડીમાં એકાગ્રતા સમાધિ-અવસ્થામાં લીન થયાનો ઉલ્લેખ છે. આ સમાધિ-અવસ્થામાં તેજતત્ત્વમાં વાંસળીનો ધ્વનિ સંભળાયો છે. પ્રભુપ્રીતિનો કેફ ચઢ્યો છે. અહીં પ્રભુપ્રીતિમાં એકાકાર તલ્લીન થયાનો નિર્દેશ છે. (સૂફી પરંપરામાં ઈશ્વરને માશૂકા માનવામાં આવે છે અને કૃષ્ણભક્તિ પરંપરામાં ભક્ત પોતે જ માશૂકાનો ભાવ અનુભવતો હોય છે.[૯] અહીં કાયમુદ્દીન ચિશ્તી સૂફી પરંપરાને બદલે કૃષ્ણભક્તિની ગોપીભાવની પરંપરાને અનુસર્યા છે.)

કારતક મહિનામાં અનાહતની સ્થિતિ જાગી એવું આલેખન છે. જે ઇન્દ્રિય દ્વારા ગમ્ય નથી તે અગમ તત્ત્વ તરફનો અનુરાગ કાયામાં જાગૃત થયો છે એ અનુભૂતિનું આલેખન કરવામાં આવ્યું છે. આ સ્થિતિ અગમ્ય છે. એને અનાહતની સ્થિતિ પણ માનવામાં આવે છે. આ સ્થિતિમાં પહોંચે એને વેદની કે કુરાનની અને કુરાનની આયાતો પઢાવનાર કાજીની આવશ્યકતા રહેતી નથી.

માગશર મહિનામાં તેજતત્ત્વના દર્શનને કારણે મન મોહિત થયું છે એટલે એણે આપપણું ગુમાવ્યું છે. સોહમ્ સોહમ્ નાદને કારણે આ મારાપણું લય પામે એવી સ્થિતિએ પહોંચાય છે તેવી સ્વાનુભૂતિનું નિરૂપણ છે.

પોષ મહિનામાં મન સદ્ગુરુમાં મોહિત હોવાને કારણે દેહભાવ ખોવાયાનો નિર્દેશ છે. આ કારણે બધું અરસ (બેસ્વાદ) જણાય એવો અ-રસ-કુરસ-ખરાબ સ્વાદના સાક્ષાત્કારનો અનુભવ અહીં નિર્દેશાયો છે. પછી સંસારસુખમાં રસ રહેતો નથી, એ. ભાવને અભિવ્યક્ત કર્યો છે. દેહભાવ ભુલાયો અર્થાત્ શૂન્ય (અમનીભાવની) સ્થિતિને (તુરીય અવસ્થાને) પામ્યાની વિગત એમાં નિહિત છે. સોહમ્-સોહમ્ મંત્રજાપના પરિણામરૂપ આ સ્થિતિ છે.

મહા મહિનામાં દેહ પરત્વેના જોડાણનો (સભાનતાનો) ભાવ છૂટ્યાનો નિર્દેશ છે. મહાશૂન્યરૂપી સંસારની સાથે સંબંધ તોડીને પરમતત્ત્વ (માલિક) જોડે સંબંધ સ્થપાયો છે તેવું આલેખન છે.

ફાગણ મહિનામાં બ્રહ્મરૂપી પ્રકાશ – તેજના દર્શનની હૃદયમાં અભીપ્સા જાગી અને એ કારણે શરીરમાં એ તેજ અવતર્યું એની પરમતૃપ્તિનો નિર્દેશ છે.

ચૈત્ર માસમાં સોહમ્-સોહમ્ના અનાહત નાદની ધૂન પરમાત્માનાં – માલિકનાં ચરણોમાં લઈ જાય છે. ભ્રાંતિ (અર્થાત્ શરીર – સંસાર – હુંપણું) ભાંગ્યાનો નિર્દેશ છે. અદ્વૈતભાવ – શિવગૌરીભાવની અનુભૂતિ – એકત્વને પામ્યાની સ્થિતિની વિગતો અહીં સ્થાન પામી છે.

વૈશાખ મહિનામાં મન શૂન્ય (પરમતત્ત્વ)માં મોહિત થવાને કારણે પરમતેજનાં દર્શન થયાનો અનુભવ વર્ણવ્યો છે. એ પછી સમગ્ર અસ્તિત્વ પણ પરમતત્ત્વ પરત્વે મોહિત થયું એમ જણાવ્યું છે.

જેઠ માસમાં જગતમાંથી આભમંડળ સાથે (છાંદોગ્ય ઉપનિષદમાં આકાશનું જે રીતે નિરૂપણ છે તે દર્શાવે છે કે આ સમગ્ર નામ અને રૂપ તેમાં જ સમાવિષ્ટ હોવાથી તે પરબ્રહ્મ છે. ઉપરાંત તૈત્તિરીય ઉપનિષદમાં આકાશને આનંદ તરીકે નિરૂપેલ છે. તે પણ તેનું પરબ્રહ્મપણું પુરવાર કરે છે. અને એને જ અહીં આભમંડળ તરીકે નિરૂપેલ છે)[૧૦] તન્મય-તલ્લીન થયાનો નિર્દેશ છે. હૃદયમાં આવો ઊંડો ભાવ ચૈતન્યરૂપે જાગૃત થયાનો નિર્દેશ છે.

અષાઢ માસે પૂર્ણતાનો-અહાલેક (અલક્ષ્ય)નો (સઘળી બાજુ બ્રહ્મ છે એવો) અનુભવ થયાની વિગતો છે. પોતે સેવા માટે પ્રિયતમ પાસે હજૂરરૂપે ઊભી રહી છે. અનાહત તેજના પરમાનંદ – વાયુવેગી વાજિંત્ર સાંભળવાનો અનુભવ થયાનો નિર્દેશ છે.

શ્રાવણ માસમાં પ્રિયતમમાં જ હવે એકાગ્રતા લાગી છે. અને એ કારણે મન મમતાનો ત્યાગ કરીને કેસરી રંગને – પ્રિયતમના રંગને – પ્રાપ્ત કરીને એના મય, એમાં એકાકાર થઈને ભળી ગયાની એકત્વની અનુભૂતિનો નિર્દેશ છે.

ભાદરવા મહિનામાં બ્રહ્માંડને ફોડીને પ્રત્યક્ષ અપરોક્ષાનુભૂતિથી જીવતા અર્થાત્ સદેહે જ તેને પરમાત્માનું પ્રત્યક્ષ દર્શન થયું છે. એટલે વૈકુંઠને

પામવાની એકાગ્રતા-તાલાવેલી છૂટી ગઈ છે એવું આલેખન થયેલું છે.

આસો માસમાં અગમ્યનો-પરબ્રહ્મનો ગરબો ગાઈને કાયમુદ્દીને ભેદને-રહસ્યને જાણી લીધેલ છે. હરિરસનું પાન અર્થાત્ પરમાત્માના સાક્ષાત્કારનો પરમાનંદ પ્રાપ્ત કરી લીધો છે.

### *વિષયસામગ્રીનું અર્થઘટન*

અહીં પ્રેમલક્ષણાભક્તિમાર્ગ (સગુણ) અને જ્ઞાનમાર્ગ (નિર્ગુણ) એમ બન્ને પ્રવાહનું દર્શન થાય છે. થોડાક અરબી, ફારસી શબ્દો સિવાય બધે જ પૂરું ભારતીય તત્ત્વદર્શન – યોગસાધના, વિષયસામગ્રી અને ભાષા દ્વારા પ્રગટે છે. એ રીતે આ બારમાસીમાં યોગસાધનાની અનુભૂતિના સાક્ષાત્કારના તબક્કાઓની અભિવ્યક્તિ પ્રાપ્ત થઈ છે.

ષટ્ચક્રભેદનની સાધનાને લોકધર્મસંસ્કૃતિમાંના વિવિધ સંપ્રદાયોમાં ઊલટની સાધના-પલટની સાધના તરીકે ઓળખાવવામાં આવે છે. અહીં અલેખધણી, સાહેબ, ઘટ, વરમંડ જેવા શબ્દો પ્રયોજાયા છે, તે લોકસંસ્કૃતિના લોકપંથો – સંપ્રદાયો મહાપંથ અને રવિભાણપંથમાં પણ દૃષ્ટિગોચર થાય છે. એ રીતે આ બારમાસી રચના અને એના રચયિતા લોકધર્મસંપ્રદાય સાથે અનુસંધાન ધરાવતી પરંપરા સાથે સંકળાયેલા હોય એવું અનુમાન થઈ શકે. પીરપરંપરામાં પણ ઘટ-ઘાટની ઉપાસનાપદ્ધતિ જોવા મળે છે. એ રીતે મૂળભૂત રીતે અહીં ઊલટની સાધનાની પરંપરાનું અર્થાત્ ષટ્ચક્રભેદનની સાધનાક્રિયાનું દર્શન પ્રાપ્ત થાય છે.

બારમાસીમાંનો બારનો સંખ્યાદર્શક આંક ચોથા ચક્રનો પરિચાયક છે. આ ચોથા ચક્રને અનાહત નામે ઓળખવામાં આવે છે. આ ચક્રના આસનની પાંખડીઓની સંખ્યા બાર હોય છે. આ બાર પાંખડીની સંખ્યાનું નિદર્શન બારમાસીના બાર આંક દ્વારા મળી રહે છે. અનાહતનો નિર્દેશ કારતક માસમાં અને એ પછી અનેક માસમાં થયેલો છે. આ ચોથા ચક્રના દેવ – અધિપતિ – શિવગૌરી છે. અહીં ચૈત્ર અને શ્રાવણ માસમાં એનો નિર્દેશ છે. આ ચક્રનું સ્થાન હૃદય છે. અહીં ફાગણ, જેઠ વગેરે માસમાં એનો નિર્દેશ થયેલ જોવા મળે છે. આ ચક્રનો ગુંજારધ્વનિ સોહમ્ સોહમ્ છે, જેનો નિર્દેશ પોષ, મહા, ચૈત્ર વગેરે માસમાં થયેલો છે. આ ચક્રનું તત્ત્વ તેજ છે, જેનો નિર્દેશ અહીં માગશર, વૈશાખ, જેઠ, અષાઢ, ભાદરવો વગેરેમાં થયેલો જોવા મળે છે.

આમ આ રચના ચોથા ચક્રભેદની – અનાહત-ભેદની અનુભૂતિની અભિવ્યક્તિ છે. અહીં સુધી સાધનાપંથે પહોંચનાર પુરુષને સાધુ અને સ્ત્રી હોય તો તેને સાધની પદવી – બિરુદ પ્રાપ્ત થાય છે. એ રીતે આ રચના કાયમુદ્દીનની સાધુપદપ્રાપ્તિની અનુભૂતિની અભિવ્યક્તિ છે. આવી સાધનાક્રિયા ભારતીય યોગસાધના અને લોકસંપ્રદાયમાં ઊતરતી સાધના તરીકે ઓળખાય છે. એ રીતે અહીં બારમાસીમાં ભારતીય યોગસાધના ધારાનું, પોતાને પ્રાપ્ત અનુભૂતિનું આલેખન કેન્દ્રસ્થાને છે.

યોગસાધના ઉપરાંત અહીં ભારતીય તત્ત્વદર્શનનાં અનેક ઉદાહરણો પણ સ્થાન પામ્યાં છે. નાના થઈને રહેવાની – અલ્પતાના ભાવની શિષ્યની વિભાવના, ગુરુમહિમાનું તત્ત્વ, શરીર પરત્વેના ભાવનું દૃષ્ટિબિંદુ, આપપણું-મારાપણું ભૂંસાવાની વિગત, અદ્વૈતભાવના[11] તન્મય એકાકાર, અને ભ્રાંતિનું અને શૂન્યનું જે નિરૂપણ થયેલું છે તે વેદ-ઉપનિષદકથિત વેદાન્તવિચારની સાથે – ભારતીય તત્ત્વદર્શનની સાથે સંબંધ ધરાવે છે.[12] એ રીતે અહીં બારમાસીમાં ભારતીય યોગસાધનાક્રિયા ઉપરાંત ભારતીય તત્ત્વદર્શન પણ સ્થાન પામેલ છે એમ કહી શકાય.

યોગસાધનાક્રિયા અને ભારતીય તત્ત્વદર્શન-નિરૂપણને કારણે આ બારમાસી જ્ઞાનમાર્ગી પરંપરાની બારમાસીનું સ્થાન પ્રાપ્ત કરે છે. પરંતુ સાથે સાથે અહીં પ્રેમની ખુમારીથી પરમતત્ત્વ પરત્વે ગોપીભાવ અનુભવવાની વિગતો સ્થાન પામી છે. ઉપરાંત, પ્રિયતમ પાસે સાક્ષાત્ પ્રત્યક્ષ સેવાસુશ્રૂષામાં હાજર રહેલ છે એ નિરૂપણ તથા પ્રિયતમના રંગે રંગાઈ જવાની – એમાં એકાકાર એકરસ થઈ ગયાની અનુભૂતિનું પણ આલેખન થયેલું છે. આવાં બધાં આલેખનોને કારણે આ બારમાસીને પ્રેમલક્ષણા

ભક્તિમાર્ગનું પરિમાણ પણ પ્રાપ્ત થાય છે. બીજી રીતે જોઈએ તો ચોથા ચક્રમાં નિર્ગુણસગુણભેદો નાશ પામે છે. એટલે અહીં એ રીતે પણ બન્ને માર્ગનું નિરૂપણ ઉચિત રીતે થયું છે.

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યના સંદર્ભે જોઈએ તો આ બારમાસી સ્વરૂપની રચના અને એના રચયિતા કાયમુદ્દીન ચિશ્તી અખો, ભોજો, બાપુસાહેબ, વસ્તો અને કેવળપુરી જેવા મધ્યકાલીન પરંપરાના માત્ર જ્ઞાનમાર્ગી કવિઓની સાથે નહીં, પણ એમાં નરસિંહ, મીરાં અને દયારામ આદિમાં નિરૂપાયેલ જ્ઞાનમાર્ગ તેમ જ પ્રેમલક્ષણા ભક્તિનું દર્શન પણ થાય છે. આમ મધ્યકાલીન ગુજરાતની જ્ઞાનમાર્ગી અને પ્રેમભક્તિમાર્ગી એમ બન્ને પરંપરા આ બારમાસી રચનામાં સ્થાન પામી છે. એ રીતે એ વિશિષ્ટ રૂપની છે. ભારતીય સંદર્ભે જોઈએ તો અહીં સુરદાસ-કબીરની પરંપરાનું અનુસંધાન દષ્ટિગોચર થાય છે.

એક મુસ્લિમ ઉપદેશક – સંત પોતાની રચનામાં અર્થપૂર્ણ રીતે આવી ભારતીય યોગસાધનાક્રિયાને અનુસરે, ભારતીય તત્ત્વદર્શનને અને (સગુણ અને નિર્ગુણ) પ્રેમલક્ષણા ભક્તિભાવનાને હૃદયસ્પર્શી અભિવ્યક્તિ અર્પીને પ્રયોજે, મુસ્લિમ મહિનાઓનાં નામને બદલે ભારતીય મહિનાઓનાં નામનો વિનિયોગ કરે એ કારણે મધ્યકાલીન ભારતીય પરંપરામાં આ બારમાસી રચના અને એના રચયિતા મહત્ત્વનાં સ્થાન-માનનાં અધિકારી બને છે.

□

**કલ્પો**

૧

મૂળિયાં શોધું તો
તળિયાં તૂટે છે–
અભિન્ન અવાજનાં, એમ કલ્પો.
આ શોધાયન–
કલ્પાયન–
રામાયણના
સ્ખલિત અવાજને કલ્પો.
સાંભળવા ઉત્સુક બેબાકળી
લયસ્તબ્ધતાને કલ્પો.
રણક્યો છે, કલ્પો.
રણકીને અટક્યો નથી, કલ્પો.
અટકીને રણકશે,
કલ્પો.
હા, સંભળાય છે તેમ કલ્પો.
આવે છે અવાજ અંદરથી, કલ્પો.

૨

અવાજથી અભિન્ન
શ્રોતાને કલ્પો.
સળવળતી
સજીવ
લયફાડને
કલ્પો.
આવે છે
અવાજ
ભાષાનો,
કલ્પો.
(જૂન, ૧૯૯૮, યુ.એસ.એ.)

લાભશંકર ઠાકર

# ચોક્કસ ચહેરાનાં માણસો*

દિગીશ મહેતા

વાર્તા, સાહજિકતાથી કહેવાયેલી વાર્તા, એ આમેય એવી એક વસ્તુ છે કે તમને તાજુબીથી ભરી દે. ચિત્રવિચિત્ર માણસો અને પ્રસંગોથી ભરેલા આ પટમાં આમ તો હું અને તમે આપણે બધા સંડોવાયેલા છીએ, પણ એ બધા વચ્ચે આ માણસને આ કહેવાનું ક્યાંથી જડ્યું એ વિમાસવાનો આનંદ એ જ ઘણી વાર વાર્તા વાંચ્યાનો આનંદ નીવડે છે.

મહેશ દવેની 'કેન્દ્રબિંદુ'માંની આ વાર્તાઓ વાર્તાકથનના આવા જ કોઈક આદિમ મૂળને ક્યાંક સ્પર્શી રહે છે. અત્યારે તો ગુજરાતીમાં વાર્તાનો મધ્યાહ્ન તપે છે. એટલી વિવિધ અને વિત્તસભર કૃતિઓ ચાકડેથી ઊતરતી રહે છે. એટલે એક છેડે વાર્તાકારોમાં જો સ્વાયત્તતાનું વલણ વધતું જોવા મળે છે, તો બીજે છેડે વિવેચકો જાણે ટોળકીમાં રહેવાનું પસંદ કરતા દેખાય છે. એકલદોકલ નીકળે ને ક્યાંક થાપ ખાઈ જવાય તો? આ વખત વિદેશી પરિભાષા કે થિયરી પણ મદદ કરે એમ નથી.

આવી પળે 'કેન્દ્રબિંદુ'ની વાર્તાઓ જોનારની નજર ઠરે એવી નીવડી રહેશે એમ થાય છે. અહીં જોનાર એટલે સામાન્ય વાચક, અને આવો સામાન્ય વાચક એ આપણા ગુજરાતી સાહિત્યવ્યાપારનું ખોવાયેલું પાત્ર રહ્યું છે. 'કેન્દ્રબિંદુ' સાથે એ જાણે કેન્દ્રમાં પ્રવેશે છે. છેલ્લાં વીસત્રીસ વર્ષના વારાફેરા પછી મહેશભાઈ અને તેમના બરના લેખકોના આવવા સાથે જાણે લેખક આખરે વાચક સુધી આવી પહોંચ્યો છે, અને અલબત્ત, આ લાંબી મજલનો અનુભવ નકામો નથી ગયો. મહેશ દવે જે દેખીતી સરળતાથી અનુભવના નાના-મોટા ખંડો, નાના-મોટા બ્લૉક્સ, આમથી તેમ ગોઠવી જુએ છે – કોઈક વાર નરી ટેકનિકની રીતે, કોઈક વાર એમની અંદર આકાર લેવા મથતા અમુક દર્શનને અવલંબીને, એ બધામાંથી આ જ વાત ફલિત થાય છે.

આ વાર્તાકારનો અનુભવવિસ્તાર બહોળો છે. વાર્તાની પાર્શ્વભૂ કોઈ નાનકડા સ્ટેટમાં ઘડાયેલી સંવેદના હોય ('ત્રીજા માર્ગનો યાત્રી') કે દક્ષિણમાં થેક્કેડીથી મુન્નાર, કોડાઈ તરફ ફેલાતા લીલમલીલા ચાના ઢળતા બગીચાનો પ્રદેશ હોય ('પ્રતિબિંબનો પડઘો') કે વાયા યુગાન્ડા બ્રિટનમાં જઈ લાંગરેલા અને હવે આધેડ વયે વળી પોતાના ભારતમાંના વતનને ખોળતા આવેલા પોસ્ટકોલોનિયલ કોલમ્બસ નામે ત્ર્યંબકલાલ ઉર્ફે તીકલાનું નાનું અમથું પણ શહેર થવા મથતું ખાટોદરા ગામ હોય ('તિરાડ') કે વાર્તાઓમાં લગભગ સળંગ ધબકતું મુંબઈ મહાનગરનું જીવન હોય – લેખક કોઈ ઠાલી હલચલ વગર સમથળ રીતે આ અને આવા બધા વિવિધ પ્રદેશોમાંથી પસાર થતા રહે છે, અને આપણને સાથે રાખે છે. એમને અનુભવપ્રદેશોની વિવિધતાની નવાઈ નથી.

પણ અમુક એક રીતની નવાઈ એમને ચોક્કસ છે અને એ નવાઈ માણસોની વિવિધતા વિશેની છે. સેટિંગ તો છે, આપેલું છે, પણ એ વચ્ચે માણસો પોતાનાં વ્યવહાર, વર્તન, વાણી, પરસ્પર સાથેનો વ્યાપાર એથી જે નવીનતા બતાવતા રહે છે તેનું વિસ્મય આ વાર્તાકારને મન ખૂટતું નથી. 'કેન્દ્રબિંદુ' સંગ્રહમાંની છેલ્લી વાર્તા 'ક્ષણે ક્ષણે...'નો ધ્વનિ આ રીતે સાર્થક છે.

પોતાની પત્ની રંજન તો કેન્સરમાં ગઈ, પણ એ ઉપરાંત બીજી બે ઇલા અને વિશાખાની સ્મૃતિઓને વાગોળતો 'બીલીપત્ર'નો નાયક; હાઈ સોસાયટીના વિવર્તમાં ફસાયેલા, પણ એકબીજાનો હાથ ગ્રહી રહેવામાં સફળ રહેતાં ચિંતન-નીનાનું 'વિસ્મરણ'માં આલેખાયેલું દાંપત્ય; વિષમતાભર્યાં દબાણો વચ્ચે પણ પોતાનું માતૃત્વ સિદ્ધ કરતી ગોમતીબાની પુણ્યસાક્ષીએ

* મહેશ દવેના વાર્તાસંગ્રહ 'કેન્દ્રબિન્દુ'ની પ્રસ્તાવના.

જોયેલી 'ગોમતીબાના ગૃહમંદિરે'માંની સુશીલા; પત્ની પમીને વફાદાર, પણ તે સાથે બાજુની અનસૂયાથી નિર્દોષ આકર્ષણ અનુભવતા નિમાઈની 'ઉંબરા પરનો દીવો' વાર્તામાંની દ્વિધા...

આ બધી વાર્તાઓના એટલા પ્લૉટ્સ કરતાંય નૈતિક, મૉરલ સમસ્યાઓ છે. આમાં પાપ-પુણ્યની આત્મઘાતક ઉત્તેજના નથી. આમાં માત્ર બદલાયેલી જીવનતરાહો વચ્ચે લાગણીઓને ચઢતા વળનું મર્માળું રેખાંકન છે. મહેશભાઈને વિસ્મય હોય તો આમ ઝડપથી બદલાતા જતા આજના જીવનના માહોલ વચ્ચે પણ વ્યક્ત થતી માણસની, ગુજરાતી માણસની અંદર નિહિત એક જાતની નીતિમત્તા છે. વાર્તાઓનો આ એક બહુ પાયાનો વિષય, થીમ છે, અને મહેશભાઈ એની નજીક રહીને સુકાન ફેરવતા રહે છે.

આનો નિકષ આ વાર્તાસંગ્રહમાંની બે વાર્તાઓ છે : 'આત્મસમાગમ' અને 'ભરદોરે કપાયેલો પતંગ'. બન્નેમાં સ્ત્રી-સ્ત્રી પ્રત્યેનું સજાતીય શારીરિક આકર્ષણ જુદીજુદી રીતે કેન્દ્રમાં છે. અત્યારે આધ્યાત્મિક અનુભવમાં ડૂબેલાં ગોદાવરીબાનું લાગણીનું કેન્દ્રબિન્દુ તો જયશ્રી સાથે તેમણે એક સમયે વિતાવેલું સહજીવન છે, એ 'આત્મસમાગમ' માં ધ્વનિત થતી વિષમતા છે. પણ અત્યારના સામાજિક સ્તરીકરણના પડેપડને વીંધી અનેકાનેક પડઘા જગાવતી જો એક વાર્તા આ સંગ્રહમાંથી પસંદ કરવાની હોય તો, તે પેલી 'ભરદોરે કપાયેલા પતંગ'વાળી : "વૉટ નૉનસેન્સ! યૂ ટેઇક મી ટુ બી અ લેસ્બિયન?... ગો... ગેટ આઉટ..." – પણ આમ કહેવામાત્રથી વાર્તામાંની વિશાખા છૂટી નથી જતી...

મજાની વાત એ છે કે આમ વર્તતા દેખાતા મહેશભાઈની વાર્તાઓનાં પાત્રો ચહેરા વગરનાં માણસો નથી; એ ચોક્કસ ચહેરાનાં માણસો છે. એ કદાચ અત્યારના પોસ્ટમૉડર્ન વાર્તાવિશ્વનું લક્ષણ હોય. ❑

**પટારો**

હતો ખૂણામાં એ સૂનમૂન પડ્યો એકલ, સહી
રહે પીઠે ખીલા, તન જસતનું, લોહકવચ
ભરી છાતી, ગાજે નિત હણહણાટી મગજમાં,
છતાં રોમે મ્હેકે મધુરી મધુરી કાષ્ઠનકશી.

વળે અંધારું તો નસનસ બધી એક કરીને
પછી જાગે: મૂકે નખલી, ઝૂલણાં નાભિ વચમાં–
વળી હીરામોતી, કનક, ઘરચોળું, નગરિયાં,
પિછોઈ, ચોખાકંકુ, વડીલ તણી પાઘડી અને
દહીં,ઘી-ના કૂજા, ઝરણ સરીખો ખેસ, સુરમો
કદી જોડે બેસે વરવહુ, કદી ઘોડિયું અડે,
તહીં નાચી ઊઠે તસુતસુ જગા શ્વાસ ઊડતા...
કરે ચોકી: કુંભે ઝળહળ બળે દીપ ઘરનો!

ન ઊંઘે કે જાગે જળ ઉપર બેઠેલ મછવો,
પટારો ખૂલે તો બીજ સહ ઊગી જાય પડવો.

**દાદર**

રહી ઊંચી મેડી ઘરતળિયું નીચે અધવચે
જડી સીડી, એના ચડઊતર છેડે શિખરમાં
ઝગે ચોખૂટું એક સીસમ તણું બારણું – ચડ્યા
અડ્યા એકશ્વાસે નવ પગથિયાં, સાંકળ તથા
કઠેરાની શોભા મખમલ બની જાય પછી તો
ધરી દે એ કોઠા, છતછત નવાં રૂપ, ગરિમા.

કદી જો મોભારે મયૂર ટહુકે, મેઘ ચડતો...
સરી આવીને એ સમીરણ થઈ ચોક વચમાં
પડે બેસી: ફૂટે શરીર પર ફૂલો કપૂરનાં,
ઝમે ભીંતો ત્યારે રસબસ રમે સોનઝરણાં.
ધરી વૃદ્ધોના બોલ શિશુરવ પી ઊંઘ-સપનાં
સજી અંધારામાં ઉડુગણ રચી ચન્દ્ર ચીતરે...

ચડે જો કોઈ એક પગથિયું તો દાદર હસે,
ચડાવે-ઉતારે ફરજ પર એ ના કદી ચસે.

**રામચન્દ્ર પટેલ**

# મનસૂબાજીની નગરચર્યા

ધીરેન્દ્ર મહેતા

નગરી એક વસાવીને એ થઈ બેઠા છે સૂબાજી,
મનસૂબાજી મનસૂબાજી.
નગરચર્યાએ નીકળે છે એ બેસીને આ રથમાં જી,
મનરથમાં જી, મનરથમાં જી.
કામમાં શું તો કે' કૈં નૈં, ખાલી કરવી પડપૂછ જી,
ને મરડ્યા કરવાં પુચ્છ જી.
સીધો રસ્તો મેલીને એ ઝાલે આડી વાટ જી,
જેવી દીપકવાટ જી.
આખે રસ્તે ઝાલર બાજે, ગવાય રૂડા રાગ જી,
જામે મનમાં રાગ જી.
દિવસો ભેળા ભેળા ચાલે, ભેગી ચાલે રાત જી.
જાણે મોટી ઠકરાત જી!

ટગર મગર તું દેખ,
કહે છે,
'ક્યાં છે, ક્યાં છે?'
માથે મારી મેખ,
કહે છે,
'ત્યાં છે, ત્યાં છે.'

સાત કૂંડાળાં પાર કરતાં આગે એક દરિયો છે,
આંસુનું એક ટીપું સારી એને છલછલ ભરિયો છે.

એને કેમે પાર કરી જા,
સાતે ભવ તું સહેજ તરી જા.
સોજ્જુ સોજ્જુ...
ક્યાં જઈને ખોજું?

'આઘે આવે ઝલમલ થતાં પાસ આવી પુકારે,
સ્પર્શે આવી પવન સરખું રાતમાં કે સવારે!
મેદાનોમાં, શિખરશિખરે ડોલતો જાય, લેટે,
ભેટે સૌને ગમન કરતાં માર્ગ વચ્ચે ત્રિભેટે...'

ઝીણું ઝીણું દળતા જાય,
ધીમે ધીમે ગળતા જાય,
રાતદિવસમાં ભળતા જાય,
પોતામાં એ ઢળતા જાય...

રણમાં જીતવા તું નીકળ્યો છે? હાફ્ છી!
પથ્થર થઈને તું પીગળ્યો છે? હાફ્ છી!
ભલે ન લેવાદેવા છેઃ હાફ્ છી!
કહે, એ માણસ કેવા છે? હાફ્ છી!
મથુરાનગરી દીઠી છે? હાફ્ છી!
કાનુડાની ચીઠી છે? હાફ્ છી!
જુગટું રમતાં હાર્યો છે? હાફ્ છી!
ત્યાં કોઈને માર્યો છે? હાફ્ છી!

હાફ્ છી હાફ્ છી કર મા તું ને અહીંયાં ઊભો રહી જા,
ઊંઠા-ગૂંઠા પાડાપલાખાં, જે સૂઝે તે કહી જા.

ગાતો ને મદમાતો ચાલ,
ચારેપા વેરાયું વ્હાલ!
પગલાં નહિ તો પડઘા ઝાલ,
તલવારુંની થાશે ઢાલ.

ક્યાંથી આવું જલદી બોલ,
દરવાજો નહિ, ભીંત્યું ખોલ;
કુંજગલીમાં છે કિલ્લોલ,
ઘડીક મનવા, તું તો ડોલ!

ચાલે આખે રસ્તે કે'તા, 'મને આવ્યું ફ્હેણ છે,'
દડબડ દડબડ ચાલે એવા, જાણે વ્હેતાં વ્હેણ છે!
મનમાં મલકીમલકી જાતા, ગણગણતા ગીત જી,
જાતની સામે હારે તોયે માને મોટી જીત જી!
સુખદુઃખના બે અશ્વો જોડ્યા, મોઢા પર મલકાટ છે,
આંખો કેવી ચળકે છે, એ આંસુનો ચળકાટ છે!
મોટી છે મો'લાતો, પ્હેરો ભરે સૂનકાર છે,
પડઘા જેવી વાત્યું ને હોંકારો ભેંકાર છે.
બનવાકાળે બન્યું જો, કસ્તર આ કાળમાં,
એવું શાને ધારો છો કે કાળું છે કૈં દાળમાં?
પિયાલો સામે છે સભર ભરિયો જો છલકતો,
જઈને ક્યાંનો ક્યાં સમય સરકીને મલકતો...

લીલું જરીકે હસતો જ ગાજે,
ને સૃષ્ટિમાં જાય ભળી, વિરાજે!

તારકછાઈ રાત ને ધોળા દિનની ધૂપ,
અવિરત આ કોનાં અહો, રેલ્યાં આવાં રૂપ!
જો પૂછે તો બોલીએ, નહિ તો રહીએ ચૂપ,
ના'વે કોઈ સીંચવા, પાણી દે નહિ કૂપ.

હોય મરડવા મૂછ કે આમળવા હોય પુચ્છ,
એને જઈને પૂછ કે અબ જોયેં બીજું કુછ?
ઊંડા શ્વાસે સૂંઘ ને ઝીણાં નેણે ભાળ,
દોનોં હાથ ઉલેચિયે, ભરી લીજિયે થાળ.
અગ્નિ હશે, ચોક્કસ હશે, જો બાઝી છે રાખ;
બાંધી મૂઠી શું કરાં, હોય ભલે ને લાખ.

ચક્કર ચક્કર
ફરે એટલે જે ચક્ર કહેવાતું.
આ ઘડીએ
વાત બની – વંટોળ
કરે છે ટોળ.
પર્વત લાગે સાવ ટચૂકડા નીચા,
ખાઈઓ ઊંડી ઊછળી આવે બહાર
ઉછાળી સૃષ્ટિ આખી
પહોંચાડે આમ લગણ ઠેઠ.
વૃક્ષોનાં વૃક્ષો....
એય તોતિંગ
પછાડે માથું
છેક કડડભૂસ...
છોડવા રાખે મસ્તક ઉન્નત.
વહે નહીં આ વાયુ,
વહેતું જાય ગજબનું જોર
આઠે પહોર
આકાશમાંથી
વરસે મુશળધાર દરિયો
જળચર થળચર થઈને એક,
મોટાં વહાણ – હોડી દરેક,
મત્સ્ય-અજગરના ભૂલી ભેદ
નકામો ખેદ
માણસ થઈને શબ
સબોસબ
ચક્કર ચક્કર ચાલે ચક્ર...

દરિયામાં રેતીના કૂવા,
રણમાં તો છે જળના કૂવા,
કોઈ બતાવો, યે ક્યા હુવા?
કોને શું પૂછું?

એક નહિ ત્યાં હોય ક્યાં બીજો?
આ તો છે તકલાદી ચીજો!
કેવું કારણ, કેવો નતીજો?
કોને શું પૂછું?

□

**ગાળી લીધી**

વાત અણગમતી કશે વાળી લીધી,
વેદનાને જામમાં ઢાળી લીધી.
ઊછળે છે લાગણીના લોઢ, પણ–
એક તોફાની નદી ખાળી લીધી.
એક ક્ષણ પણ યાદની બાકી નથી–
જિંદગીની ચાળણી ચાળી લીધી.
નામ એનું ક્યાંય પણ લખવું નથી,
એટલે આ તર્જની બાળી લીધી.
ઘર મૂકીને એ હવે જાતી નથી,
એક મેના પિંજરે પાળી લીધી.
જળ પ્રતીક્ષાનું સતત પીધા કરું,
રાત પ્યાસી વીરડે ગાળી લીધી.

**દાન છું**

ઝાડથી છૂટું પડેલું પાન છું.
બંધ હોઠે કોઈ ગાન છું.
જિંદગી તો બે-ઘડી હિલચાલ છે,
એક પ્યાલે ઊઠતું તોફાન છું.
ઊંચકે છે આ સમય હળવાશથી,
આમ પરપોટા તણો સામાન છું.
દરગુજર કરજે હવે મારી ખતા,
હું નથી કૈં દેવતા, ઇન્સાન છું.
કોઈ ખિસ્સે ક્યાં જવાનો, શું ખબર?
હાથ પણ જાણે નહીં, એ દાન છું.

**આહમદ મકરાણી**

દુષ્યન્ત પંડ્યા

**૨૧. શિક્ષણના અનુભવો : થોડાક વધારે**

આપણે ત્યાં અગાઉ બાળકને નિશાળે બેસાડવામાં આવતું ત્યારે એને શણગારવામાં આવતું અને એને જે વર્ગમાં પ્રવેશ અપાયો હોય તેમાં સૌ બાળકોને પતાસાં વહેંચાતાં. બીજે દહાડેથી સોટી વાગે ચમચમ ને વિદ્યા આવે રમઝમ ચાલુ થઈ જતું. ઘંટે માર્યા આવવું ને ઘંટે માર્યા જવું એ રોજિંદા શાળેય રૂટીનમાં રોજ નવું શું બનવાનું હતું? પણ ત્યાંનું કેટલુંક રૂટીન આપણા રૂટીન કરતાં જુદું પડે.

સૌપહેલું નોંધવાનું એ કે, વિદ્યાર્થીઓ માટે શાળાનો સમય સવારના ૮-૩૦થી બપોરના ૨-૪૦ સુધીનો, ત્યારે શિક્ષકો માટે સવારના ૮-૧૦થી બપોરના ૩-૩૦ સુધીનો. જે વિદ્યાર્થીઓને કોઈ ને કોઈ ગેરવર્તણૂક માટે ડિટેન્શન ક્લાસ માટે રોકી રાખ્યા હોય તે બધા ૩-૩૦ સુધી હોય. આવાં વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓની સંખ્યા રોજ ૪૦થી ૫૦ની તો હોવાની જ. તોફાનમાં કોઈએ ગાપચી મારી હોય, સિગરેટ પીતાં પકડાયો હોય કે બીજું કોઈ ગેરવર્તન કર્યું હોય. શિક્ષામાં આ ડિટેન્શન, ૩-૩૦ સુધી શાળામાં 'કેદ' રહેવાનું.

વિદ્યાર્થીઓના ગેરવર્તનના બે અનુભવો મને થયા હતા. શ્રેણી બારમીના મારા એક વર્ગનો વિદ્યાર્થી રિચર્ડ, તાસ પૂરો થયે વર્ગમાંથી બહાર નીકળી, વર્ગમાંથી એક વિદ્યાર્થિનીને ગળે હાથ વીંટી પરસાળમાં ચાલતો જાય. ચારપાંચ દિવસ આ જોયા પછી, અમારા અંગ્રેજી વિભાગનાં અધ્યક્ષ શ્રીમતી હેલન પૉર્ટ્સને મેં આ વાત કરી કહ્યું, "વિદ્યાર્થીઓનું આવું વર્તન શાળામાં અમારે ત્યાં ચલાવી લેવામાં ન આવે. અહીંની સામાજિક વ્યવસ્થા ભિન્ન છે તેથી હું આ પૂછું છું. વિદ્યાર્થીઓનું શાળામાં આવું વર્તન અહીં ચલાવી લેવામાં આવે છે?"

"હરગિજ નહીં, ડૉ. પંડ્યા." મિસિસ પૉર્ટ્સે મને કહ્યું, "તમે એને જરૂર અટકાવી શકો છો." મારે તે કેમ અટકાવવું તે વિશે ન એમણે મને કશું સૂચન કર્યું, ન મેં એમને કશું પૂછ્યું.

બીજે દિવસે એ વર્ગમાં મારો તાસ પૂરો થયો અને સાઈરન વાગતાં વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ બહાર પડ્યાં અને હું પણ બહાર નીકળ્યો. રોજની માફક રિચર્ડ એની ગર્લફ્રેંડને ગળે હાથ વીંટાળી ચાલતો જતો હતો. હું તરત એમની પાસે પહોંચી ગયો. રિચર્ડને ખભે આસ્તેથી ટાપલી મારતાં એણે મારી સામે જોયું. મેં કહ્યું. "રિચર્ડ, જ્યૂડી, આ સ્કૂલનો હૉલ – ત્યાં પરસાળને એ નામે ઓળખવામાં આવે છે – છે, પબ્લિક પાર્ક નથી."

બંને છોભીલાં પડી ગયાં. રિચર્ડનો હાથ જ્યૂડીના ગળામાંથી છૂટી સીધો થઈ ગયો. મને કહે: "સૉરી, ડૉ. પંડ્યા, વી વુડન્ટ ડૂ સો અગેન (અમે ફરીથી આવું નહીં કરીએ)." અને મારે કહેવું જોઈએ કે, પછી કદી જ એ મારા જોવામાં ન આવ્યું.

બીજો અનુભવ બીજા રિચર્ડનો હતો, પણ એ બારમી શ્રેણીના બીજા વર્ગનો વિદ્યાર્થી હતો. દર બે તાસની વચ્ચે ચાર મિનિટના વિરામની વાત ક્યાંક કરી છે. તાસ આરંભાતા પૂર્વે હું વર્ગમાં પહોંચી ગયો હોઉં. છોકરા-છોકરીઓ તરત આવી લાગે. તાસ શરૂ થતા સુધીમાં બધાં જ આવી ગયાં હોય, એક આ રિચર્ડ ન હોય. બે મીટર કરતાં વધારે ઊંચો, તંદુરસ્ત, દુનિયા પાટમાં પડે–નો ભાવ ધારણ કરતો એ લહેરી લાલો રોજ બેત્રણ મિનિટ મોડો જ આવે. અને એ આવે તેની સાથે, બંધ બારીબારણાંવાળા એ વર્ગમાં સિગરેટની ગંધ પણ આવે. ચાર મિનિટની છુટ્ટીમાં ટૉઈલેટમાં જઈ, સિગરેટ સળગાવી, છેલ્લા દમ સુધી ફૂંકવાનો લોભ રહે એટલે, રિચર્ડભાઈ સમયસર વર્ગમાં ક્યાંથી આવી શકે? વળી, કદાચ, આ ભારતીય શિક્ષક શું કરી લેવાનો? એ ભાવ પણ એના મનમાં હોય. પાછો આવે ત્યારે, કે પછી વર્ગમાં, અવિવેકીપણું ન દાખવે.

આરંભના બેચાર દિવસ મેં કશું કહ્યું નહીં, પણ એથી એની ટેવમાં કશો સુધારો ન થયો. પછી બેએક વાર "વર્ગમાં મોડા નહીં આવવું જોઈએ, સમયસર જ આવી જવું જોઈએ", એ વાત ફેરવી ફેરવીને કરી. પણ પ્રતિભાવમાં "સૉરી"થી આગળ કશું જોવા ન મળ્યું. મારે માટે એક રસ્તો હતો: એનું નામ વાઈસ- પ્રિન્સિપલને મોકલવાનો અને શા માટે એ નામ મોકલું છું તે જણાવવાનો. પણ એમ કરવાથી રિચર્ડ કેટલો સુધરશે તે

આરંભ્યો. સ્વભાવે ખંતીલા એ કાર્લના અક્ષરો જરૂર થોડા સુવાચ્ય થયા હશે.

*

અહીંની અને ત્યાંની પરીક્ષાપદ્ધતિમાં મોટો ફરક છે. અહીં છે તેવી બોર્ડ જેવી બહારની સંસ્થા પરીક્ષાઓ લેતી નથી. દરેક શાળા પોતાના વિદ્યાર્થીઓની શાળાંત પરીક્ષા લે. એમાં તથા શાળાની તમામ પરીક્ષાઓમાં, વિદ્યાર્થીઓએ આખા વર્ષ દરમિયાન કરેલા કાર્ય પર વધારે ધ્યાન દેવાય. વર્ષ દરમિયાનનું વિદ્યાર્થીનું લેખનકાર્ય, એણે આપેલા 'પેપર્સ' (નિબંધો), એણે ખાસ તૈયાર કરેલો 'રિસર્ચ પેપર' – સંશોધનનિબંધ, વર્ગમાં લેવાયેલી કસોટીઓ અને અંતે લેવાતી આ વાર્ષિક પરીક્ષા, આ બધાંને આધારે વિદ્યાર્થીને ગુણ અપાય. ૬૦ ટકા જેટલા પ્રશ્નો વસ્તુલક્ષી તૈયાર કરવાના હોય એટલે, એની પાછળ એકાદ મહિના જેટલો સમય દેવો પડે. લેખક અને સાહિત્યકૃતિનો મેળ બેસાડવા જેવા આપણા બારમા ધોરણમાં પુછાતા બાલિશ પ્રશ્નોને ત્યાં સ્થાન નથી. વિશાળ અભ્યાસક્રમને આવરી લે તેવા બહુવૈકલ્પિક પ્રશ્નો તૈયાર કરવા પાછળ સારી જહેમત ઉઠાવવી પડતી હોય છે.

બધા જ પ્રશ્નો વસ્તુલક્ષી હોતા નથી. બીજા જે વધારે લંબાઈના પ્રશ્નો હોય છે તેના ઉત્તરમાં માહિતી ઓકવાની હોતી નથી. કોઈ પ્રશ્ન વિશે વિદ્યાર્થીનો ચિંતનવ્યાપાર કેવો ચાલે છે તેનો તાગ લેવાનો હેતુ પરીક્ષાનો હોઈ ત્યાંના પ્રશ્નોનો અભિગમ જુદો હોય છે. હૅમલેટના પાત્ર વિશે પ્રશ્ન હોય તો એનો ઉત્તર આપવો સરળ છે. પણ, 'હૅમલેટની પરિસ્થિતિમાં તમે હો તો શું કરો?' એ પ્રશ્નનો ઉત્તર ચિંતવવો પડે છે અને પહેલા પ્રશ્નના ઉત્તરમાં વિદ્યાર્થીઓના એકસરખા ગાઈડિયા ઉત્તરોને બદલે આના ઉત્તરમાં વિદ્યાર્થીની કલ્પનાશક્તિ, પોતાની જાતને અમુક સંજોગોમાં મૂકવાની શક્તિ, એ સંજોગોમાંથી માર્ગ કાઢવાની તેની આવડત અને આ સર્વ વ્યક્ત કરવા માટેની એની ભાષા વગેરે ભિન્ન ભિન્ન બાબતોને લઈને ઉત્તરોમાં વૈવિધ્ય જોવા મળે છે.

વિદ્યાર્થીઓના રિસર્ચ પેપર એમના સંશોધનને મૂલવવાની દૃષ્ટિથી નહીં, પણ, એ સંશોધન માટે વિદ્યાર્થીનો અભિગમ, એણે કરેલી વિષયમાંડણી, એણે કરેલી સંદર્ભસાહિત્યની પસંદગી અને એ સાહિત્યનો તેણે કરેલો ઉપયોગ ઇત્યાદિ બાબતો જ લક્ષમાં લેવાની હોય છે. અમારા ઘરધણીની ૧૨ વર્ષની દીકરી ક્રિસ્ટીને પોતાના છઠ્ઠા ધોરણના વાર્ષિક સબમિશન માટે મારી એન્સાઇક્લોપીડિયા બ્રિટાનિકાનો ઉપયોગ કર્યો હતો. "કંઈ મદદની જરૂર હોય તો મને કહેજે," એમ મારી તત્પરતાના ઉત્તરમાં એણે મને કહ્યું હતું. "થૅંક્યુ, ડૉ. પંડ્યા. હું મારી મેળે શોધી લઈશ." અધ્યાપકોએ ઉતરાવેલી 'નોટ્સ' પર જ આધાર રાખતા આપણા મોટા ભાગના વિદ્યાર્થીઓથી આ કેટલું જુદું ચિત્ર છે?

અહીં મારો નહીં, પણ મારી પુત્રીનો એક અનુભવ નોંધવા જેવો છે. ન્યૂયૉર્ક સ્ટેટ યુનિવર્સિટીના, ૨૨,૦૦૦ વિદ્યાર્થીઓવાળા, ઑલ્બેની કૅમ્પસમાં એણે અભ્યાસ કર્યો છે. ત્યાંની પદ્ધતિ અનુસાર શુદ્ધ ગણિતના એના વિષયના અભ્યાસક્રમ સાથે, તદ્દન જુદી જ શાખાના ફરજિયાત વિષય તરીકે એણે ભારતીય તત્ત્વજ્ઞાન પસંદ કરેલું. પચીસત્રીસ વિદ્યાર્થીઓના એ વર્ગમાં એ વિષયના અધ્યાપકે વર્ગ શરૂ કર્યો તે પહેલે દહાડે દરેક વિદ્યાર્થીને ભારતીય તત્ત્વજ્ઞાનને લગતાં ૫૦-૬૦ પુસ્તકોની એક યાદી આપી કહ્યું: "તમારે દરેકે આમાંથી કોઈ પણ વીસ પુસ્તકો વાંચવાનાં અને વાંચીને દર પખવાડિયે તમારો બુકરિપૉર્ટ મને આપવાનો. આપણે વર્ગમાં એની ચર્ચા કરીશું." પછી દરેક વિદ્યાર્થીને એમણે બીજી યાદી આપી. એ યાદીમાં ભારતીય તત્ત્વજ્ઞાનને લગતા વીસપચ્ચીસ મુદ્દાઓ હતા. "આ યાદીમાંથી તમારી પસંદગીના વિષય પર, પ્રથમ યાદીમાંનાં પુસ્તકોની સહાય વડે તમારે ૬૦ થી ૧૦૦ લીટીઓ લાંબા નિબંધો તૈયાર કરી, દર પખવાડિયે અક્કેક નિબંધ લખવાનો. એક અઠવાડિયે નિબંધ અને એક અઠવાડિયે બુકરિપૉર્ટ મને મળવા જ જોઈએ. વર્ગમાં એની ચર્ચા થશે. બુકરિપૉર્ટ અને નિબંધ લખનારે ઉત્તરો આપવા તૈયાર રહેવું પડશે."

વર્ષ દરમિયાન વિદ્યાર્થીઓએ આપેલા આ કાર્ય પરથી, વર્ગમાં ચર્ચામાં લીધેલા ભાગ પરથી અને વર્ષાન્તે એ દરેક વિદ્યાર્થીએ પોતાની પસંદગીનો કોઈ વિષય – એની સબ્જેક્ટ અંડર ધ સન – લઈ, એને ભારતીય ફિલસૂફી સાથે સાંકળી જે નિબંધ લખી આપ્યો તે સર્વને આધારે, કોઈ વાર્ષિક પરીક્ષા લીધા વિના, પ્રશ્નપત્ર કાઢ્યા વિના, ઉત્તરવહીઓ તપાસ્યા વિના, પરિણામપત્રક તૈયાર કર્યા વિના, એ અધ્યાપકે પોતાના દરેક વિદ્યાર્થીને ગ્રેડ

આપી દીધો અને, એની સામે ન વિદ્યાર્થીઓએ વાંધો ઉઠાવ્યો, ન એ યુનિવર્સિટીના વિદ્યાર્થીઓના યુનિયને હડતાલનું એલાન આપ્યું કે ન યુનિવર્સિટીના સત્તાધ્યક્ષોએ એ પ્રોફેસરના મૂલ્યાંકન બદલ શંકાકુશંકા કરી.

અમેરિકન શિક્ષણની – શાળેય શિક્ષણની – એક અન્ય બાબત પણ નોંધવા જેવી છે. ત્યાં રજાઓનું પ્રમાણ ઘણું ઓછું છે. વર્ષભરમાં ચારછ 'કેઝ્યુઅલ' રજા અને છ માંદગીની રજા મળે. અહીંની એક ઉચ્ચતર માધ્યમિક શાળામાં બારમી શ્રેણીમાં ગણિત અને વિજ્ઞાન શીખવતા અને ધમધોકાર કોચિંગ ક્લાસ ચલાવતા બે શિક્ષકો વર્ષમાં ૬૦ દિવસની રજાઓ ભોગવતા, પોતાના કોચિંગ ક્લાસમાંથી એક દહાડાની પણ નહીં. પરિણામે ત્યાં પ્રૉક્સીની વ્યવસ્થા હોતી જ નથી. એ બિલકુલ ન હોવાનું બીજું એક કારણ એ છે કે, કોઈ કારણસર કોઈ શિક્ષક શાળાએ ન જઈ શકેલ હોય તો, આચાર્ય ફોન કરી કોઈ ને કોઈ વ્યક્તિને 'સબસ્ટિટ્યૂટ ટીચર' તરીકે બોલાવી લે. આમ કામ કરનાર શિક્ષકને યોગ્ય વેતન પણ અપાય. પુષ્પાએ અમારી શાળામાં પંદરવીસ વાર આ રીતે કામ કર્યું હશે. પડખેનાં ગામોની બે'ક શાળાઓમાં પણ એ તે રીતે જતી.

અમેરિકન શિક્ષણનું મારા અનુભવ – આધારિત આ ચિત્ર, મારે ફરીથી કહેવું જોઈએ કે, એ આખા દેશને લાગુ પાડવાનો વિચાર પણ હું નહીં કરું. ત્યાંની શાળાઓમાં કામે આવતા જેનિટર – દરવાન, પટાવાળાની ગાડી ઘણી વાર આચાર્યની ગાડી કરતાં વધારે મોંઘી હોય ત્યાં, ગાડી વગરનો હું એમની કે, જે શિક્ષણવ્યવસ્થાના આધારરૂપ એ બંને છે તે શિક્ષણવ્યવસ્થા વિશે શી ટીકાટિપ્પણ કરી શકું?

**વાદળ બોલ્યાં કે...**

*મોસમી વાયરો એવો ચડ્યો કે...*
*વાદળ બોલ્યાં ને મને સરવર સાંભર્યાં...*
*સરવર બોલ્યાં ને મને તરુવર સાંભર્યાં...*
*એક હવેલી ઝાકળની બાંધી રે સજનવા,*
*માંહ્ય મેંદીનાં મેડીમાળિયાં,*
*એના ઉંબરે આવી બેઠો રે આસોમાસ*
*ઝપ્યાં મોરપીંછનાં જાળિયાં.*

*આભનો તડકો એવો અડ્યો કે...*
*તેતર બોલ્યાં ને મને ખેતર સાંભર્યાં...*
*ખેતર બોલ્યાં ને મને ગામતર સાંભર્યાં...*
*કદંબના વનમાં એકલી બેઠી રે સજનવા,*
*વાગે છે જમનાનાં વ્હેણ;*
*સોનારૂપાના રથડા શંગાર્યા રે સજનવા,*
*મોકલો દ્વારકાથી કંકુનાં કહેણ.*

*મોભેથી અંધાર એવો પડ્યો કે...*
*જંતર બોલ્યાં ને મને અંતર સાંભર્યાં...*
*અંતર બોલ્યાં ને મને ઈશ્વર સાંભર્યા...*

**રામચન્દ્ર પટેલ**

**મુખ જોયાનું સુખ**

*ઘડી ઘડી મુખ મલકે સામે,*
*ભવભવનાં સુખ અંતર પામે!*
*મુખને જોઈ જીવું કેવું,*
*મઘમઘતા ચંદનના જેવું!*
*નહીં પરાયું લાગે કોઈ,*
*સૌ આતમ-શું લાગે જોઈ!*
*સમણું એક રહ્યું છે મારે,*
*જીવી જવું સથવારે તારે!*
*પળ પળ પાસે પાસે તું રે,*
*એથી ગમતું બીજું શું રે?*
*રૂંવે રૂંવે અંતર બોલે,*
*શું છે જગમાં તારી તોલે?*

**કનુ સુથાર**

પ્રીતિ સેનગુપ્તા

**સીતા ન્યૂયૉર્કમાં ?**

નવ સો-હજાર વર્ષો પહેલાં જ્યારે હિંદુ ધર્મનો ફેલાવો ભારતની બહાર થવા માંડ્યો ત્યારે સાથે સાથે બીજી કેટલીયે પ્રથાઓ, તેમ જ ભાષા ને સાહિત્ય પણ ગયાં. ભારતના પશ્ચિમ કિનારાથી શરૂ કરીને પૂર્વ તરફ ચાલવા માંડો, તો છેક ચીની સમદ્ર સુધી એ બધી બાબતોની લાંબી, ધીમી, તથા દૃઢ સફરના પુરાવા મળતા રહે છે. ગીચ જંગલો, ઊંચા પર્વતો અને અસંખ્ય નદીઓ પણ એ મજલને રોકી ના શક્યાં. વચ્ચે આવતા બધા જ દેશોમાંથી આજે હિન્દુ ધર્મ લગભગ સાવ નીકળી ગયો છે, પણ કેટલીક પ્રથાઓ રહી ગઈ છે, જેમ કે, બે હાથ જોડીને નમન કરવાની પ્રથા. અમુક દેશોની ભાષામાં હજી – તેમ જ સદાને માટે – સંસ્કૃતની અસર છે, જેમ કે, ઇન્ડોનેશિયા, મલેશિયા.

બાલી ટાપુ પર હજી હિન્દુ ધર્મ પ્રચલિત છે, પણ એનું સ્વરૂપ બદલાઈ ગયું છે. બ્રહ્મા, વિષ્ણુ ને મહેશમાં પ્રજા માને છે ખરી, પણ એમની પ્રતિમાઓ હોતી નથી. પરન્તુ જ્યાં આ ધર્મ રહ્યો નથી, તે બધે – બર્મા, થાઇલૅન્ડ, લાઓસ, કમ્બોડિયા, વિયેતનામ – આ તથા આપણાં બીજાં ઘણાં દેવ-દેવીઓનાં પ્રાચીન શિલ્પો ત્યાં ત્યાંનાં કળાસંગ્રહાલયોમાં સચવાયેલાં જોવા જરૂર મળે છે. એ જોઈને સાનંદાશ્ચર્ય થતાં રહે છે. સદીઓ પહેલાં ભારતવર્ષનાં પ્રજાજનો ક્યાંનાં ક્યાં પહોંચ્યાં, અને સદીઓ પછી પણ એ નિશાનીઓ બચી રહી છે – એ બંને બાબતો વિસ્મયપ્રદ લાગે.

આપણે ત્યાંથી ત્રીજી જે બાબત અગ્નિ એશિયાના દેશોમાં પહોંચી તે છે મહાકાવ્ય રામાયણ. કમ્બોડિયાનાં કલ્પનાતીત-ભવ્ય હિંદુ મંદિરોની દીવાલો પર રામાયણ કોતરાયેલું છે, પણ ત્યાં, લાઓસમાં અને વિયેતનામમાં બૌદ્ધ ધર્મ વિકસ્યો, ને રામાયણ સાંપ્રત જીવનમાંથી ભૂંસાઈ ગયું. વળી, ત્યાંની સરકારોના સામ્યવાદી વલણને કારણે પણ ઘણી ધાર્મિકતા નષ્ટ થઈ ગઈ. સિંગાપુર અને મલેશિયામાં ઇસ્લામે અગ્રસ્થાન લીધું, ને રામાયણ ત્યાંના જીવન-પ્રવાહમાંથી બહાર વહી ગયું. થાઈલૅન્ડ અને ઇન્ડોનેશિયામાં ધર્મ તો અનુક્રમે બૌદ્ધ અને ઇસ્લામ જ મુખ્ય છે, પણ કોઈ અગમ્ય કારણે રામાયણ ત્યાં ટકી જ નહીં, પણ જીવી રહ્યું છે.

થાઈલૅન્ડમાં એ 'રામાકિયેન' કહેવાય છે. 'રાજકુમાર રામના જીવનની કથા' તરીકે પ્રજા એને જાણે છે. રાષ્ટ્રીય સંગ્રહાલયમાં એનાં દૃશ્યો આલેખતાં જૂનાં ચિત્રો જોવા મળે છે, અને થાઈ શૈલીનાં નૃત્યોમાં એમાંના બનાવો રજૂ થતા રહે છે. ઇન્ડોનેશિયાના નૃત્ય-ક્ષેત્રે રામાયણ ઘણું વધારે જીવંત છે. ત્યાં તો બે નૃત્ય-શૈલીઓ વિખ્યાત થયેલી છે – જાવાનીઝ અને બાલીનીઝ. આ બંને દેશોમાં રામાયણની કથા કાળક્રમે થોડી બદલાઈ ગઈ છે. હનુમાન સીતાનો પુત્ર બનીને આવે છે, એક નાગકન્યાના પ્રેમમાં પડે છે, મંદોદરી વિભીષણ તરફ આકર્ષાય છે વગેરે. બહુ જ વિચિત્ર લાગે આપણને. ક્યારેક હસવું આવે, ને ક્યારેક ગુસ્સો ચડે – એવા ફેરફાર.

પરન્તુ આ સાથે જો આપણા જ દેશની વાત લઈએ તો દેખાશે કે વાલ્મીકિ, તુલસીદાસ અને લોક-જીભે રામાયણના સંદર્ભો જુદા જુદા છે – ક્યાંક સૂક્ષ્મ રીતે, ક્યાંક સ્પષ્ટ રીતે. ઉપરાંત, વિભિન્ન દેશોના વિદ્વાનો વિશ્વનાં મહાકાવ્યો વિષે અભ્યાસ અને સંશોધન કરતા જ રહેતા હોય છે. અમેરિકા અને ઇંગ્લૅંડમાં રામાયણ પર કેટલું કામ થઈ રહ્યું છે તે જાણીએ તો ઘણું વધારે આશ્ચર્ય થાય. એવો અનુભવ હમણાં ન્યૂયૉર્ક શહેરમાં થયો.

કોલમ્બિયા યુનિવર્સિટીના 'ધરમ હિન્દુજા ઇન્ડિક રિસર્ચ સેન્ટર' તરફથી એક પરિસંવાદ-સત્ર

યોજાયું, જેનો વિષય હતો 'રામાયણની સીતા ન્યૂયૉર્કમાં.' પશ્ચિમી વિદ્વાનોની સાથે બે-ત્રણ ભારતીયોએ પણ એમાં ભાગ લીધો. આમાં બે વાત સ્પષ્ટ થઈ: પશ્ચિમી વિદ્વાનોનો અભ્યાસ વાલ્મીકિ અને તુલસી-કૃત રામાયણ પર આધારિત હતો, અને એમણે રજૂ કરેલા નિબંધો વિષય તેમ જ મળેલા સમયની સીમામાં રહેલા હતા. એ દરેકનો શિસ્ત-બદ્ધ અભ્યાસ તેમ જ સુસંયત 'પ્રોફેશનાલિઝમ' પ્રશસ્ય હતાં. બીજી બાજુ, ભારતીય પ્રસ્તુતકર્તાઓએ લોક-જીવન અને લોક-સાહિત્યમાં મળતા સીતાના નિરૂપણના દાખલા આપેલા. આ વ્યક્તવ્ય હતાં વધારે રસપ્રદ, પણ આડી-અવળી વાતો કરવાની ને સમયનું ભાન નહીં રાખવાની એમની ટેવો કંટાળાજનક બની રહી.

સૅલી ગોલ્ડમૅન નામનાં અમેરિકન પ્રાધ્યાપિકા સંસ્કૃત વ્યાકરણ અને સાહિત્યનાં વિશેષજ્ઞ છે, અને તાજેતરમાં એમણે વાલ્મીકિ-રામાયણના સુંદરકાંડનું અંગ્રેજીમાં ભાષાંતર કર્યું છે. એમણે અશોકવાટિકામાં રાક્ષસીઓ અને સીતાનાં વર્તનનું સોદાહરણ વર્ણન કરી સુંદરકાંડમાંના શાર્ઙ્ગારિક તેમ જ વૈરાગી પરસ્પરવિરોધી ભાવોની નોંધ લીધી. ફિલિપ લટ્ગન્ડૉર્ફ નામના પ્રાધ્યાપકે સાહિત્ય ઉપરાંત સામાજિકધાર્મિક સંદર્ભોનો પણ અભ્યાસ કર્યો છે, હિન્દી શીખ્યા છે, તુલસી-કૃત રામાયણ પર પુસ્તક લખ્યું છે, ને વાનરદેવ હનુમાનના પંથ પર પુસ્તક લખી રહ્યા છે. એમણે માતા અને પુત્ર તરીકેના સીતા અને હનુમાનના સૂત્રની વાત કરી. એના કેન્દ્રમાં પણ સુંદરકાંડ જ હતું, જેમાં સીતા અને હનુમાન ઉત્કટ રીતે રામની વાતો કરે છે. બંને જણ શક્તિ અને ભક્તિનાં મૂર્તિમંત રૂપ છે, ને એમ પ્રતીકાત્મક રીતે હનુમાન સીતાના પુત્ર બને છે. પૉલા રિચમૅન અગ્નિ એશિયાના ઇતિહાસમાં ધર્મનું સ્થાન અને રામાયણ જેવા વિષયો કૉલેજમાં ભણાવે છે, પણ એથીયે વધારે, એમની વિશેષતા તામિલ ધાર્મિક સાહિત્ય છે. એમણે વીસમી સદીમાં તામિલ ભાષામાં લખાયેલી ત્રણ ટૂંકી 'સીતા-વાર્તાઓ' વાંચેલી.

ભારતીય હોવાથી જ હિન્દુ ધર્મ, આપણાં મહાકાવ્યો, તત્ત્વજ્ઞાન વગેરે વિષે ઊંડી જાણકારી મળી જાય છે એમ જે ભારતીયો માનતાં હોય એમનો ઘમંડ ઊતરી જાય એટલું કાર્ય આ ત્રણ, અને બીજા પશ્ચિમી વક્તાઓએ કર્યું છે, તે નિર્વિવાદ છે.

નવનીતા દેવ-સેન કલકત્તાની જાદવપુર યુનિવર્સિટીમાં ભણાવે છે. એમણે સોળમી સદીમાં બંગાળીમાં ચંદ્રાવતી નામનાં લેખિકાએ લખેલા રામાયણના ઉલ્લેખથી શરૂઆત કરેલી. ચંદ્રાવતી બંગાળીનાં પ્રથમ કવયિત્રી ગણાય છે. એમના કથાનકમાં કેવળ સીતાની વાત છે, ને સ્ત્રીના દૃષ્ટિકોણથી એ લખાયું છે. એ જ રીતે બંગાળી, મરાઠી, મૈથિલી અને તેલુગુ ભાષા બોલતી, ગામડાંની સ્ત્રીઓ દ્વારા ગવાતાં ગીતોમાં આવતી સીતા વિષે નવનીતાદિએ લંબાણથી વાત કરેલી. ઘરમાં, ખેતરોમાં, નદી-કિનારે કામ કરતાં કરતાં સ્ત્રીઓ આ ગીતો ગાય છે. એમાં રામની વીરતાને સ્થાન નથી, પણ સીતાના જન્મ, ઉછેર, લગ્ન, ગર્ભ-ધારણ, ત્યક્ત થવું, અને બાળકોને જન્મ–આટલા બનાવો વર્ણવાય છે. એ સ્ત્રીઓ રામને ક્રૂર, પાપી ને પાખંડી કહેતાં અચકાતી નથી. કહે છે, "રામ, તમારી બુદ્ધિ નાશ પામી છે," અને "સીતાને સાત દરવાજાની પાછળ પૂરી રાખવામાં આવી હતી; બિચારી સીતાનું યૌવન વેડફાઈ ગયું છે." ગરીબીની કે કામના ઢસરડાની નહીં, પણ ગ્રામ્ય નારીઓ એ અવહેલના અને અન્યાયની સામે ફરિયાદ કરે છે. 'જન્મ-દુ:ખિની' સીતાએ ભોગવેલાં અપમાનો સાથે આ સ્ત્રીઓ ઐક્ય અનુભવે છે. સીતાના કરુણ જીવનનાં ગીતો ગાતાં ગાતાં આ સ્ત્રીઓ પોતાની અસહાયતાને જાણ્યે-અજાણ્યે વાચા આપી બેસે છે.

અમેરિકામાં રહેતાં ઉષા નિલ્સન નામનાં હિન્દી-ભાષી લેખિકાએ પણ લગભગ આ જ વિષય પર નિબંધ વાંચેલો. એમના દાખલા ભોજપુરી અને વ્રજભાષામાં ગવાતાં ગીતોમાંથી લેવામાં આવેલા. ઉત્તર ભારતનાં ગામડાંની સ્ત્રીઓ સીતાને પોતાના જેવી જ એક સ્ત્રી બતાવે છે – સીતા પાણી ભરવા ગંગા-ઘાટ જાય છે, લક્ષ્મણ માટે રસોઈ કરે છે, નણંદ સાથે ધાન દળે છે – પણ એ ગીતોમાં કડવાશ કે

કરુણતાના ભાવ નથી. વનવાસમાં સીતા એકલી હોય છે ત્યારે પણ નહીં, પણ એક ગીતમાં લક્ષ્મણ સીતાને કહે છે, "હું છું ને. મારી પથારી પર ફૂલો બિછાવો. જોજો, તમારું દુઃખ તમે ભૂલી જશો." જવાબમાં સીતા જ્યારે બોલે છે, "મેં મીઠી કેરીનું અમૃત ચાખ્યું છે. તમે ખાટી આમલી છો. વળી, તમે મારા દિયર છો. હું તમારી ના જ થઈ શકું." ને ત્યારે તરત લક્ષ્મણ ફેરવી તોળે છે, અને સીતાનો વાંક કાઢે છે, "ઓ પાપિણી ભાભી, આવી વાતો તમે કહી જ કઈ રીતે શકો છો? તમે તો મારે માટે મારાં કૌશલ્યા માતા જેવાં છો."

સીતા જુગજુગથી સતી ગણાતી આવી છે – ધૈર્યવાન, સહનશીલ, એકનિષ્ઠ. એના જેવાં થવાનું આજ સુધી સ્ત્રીઓને શિખવાડવામાં આવે છે. છતાં, સ્ત્રીઓની અધિકાર-સભાનતાના આ જમાનામાં સીતાનું એ રૂઢિબદ્ધ સ્વરૂપ ચર્ચાનો અને મતભેદનો વિષય બની રહ્યું છે. આ બંને પાસાં વિષે બુદ્ધિગમ્ય રજૂઆત કરવાનો ઉદ્દેશ આ પરિસંવાદનો હતો. બીજા દિવસના વિષયોમાં દેશાંતરવાસી માતાઓ અને બીજી પેઢીના ભારતીયો માટે સીતાનું સ્થાન, તથા જાહેર વિચાર-વિમર્શનો સમાવેશ થતો હતો.

આ પ્રસંગે આશ્ચર્ય એ હતું કે શ્રોતાઓની સંખ્યા ત્રીસ-પાંત્રીસ જેટલી જ હતી. એમાં બાર-પંદર તો વક્તાઓ હતા. વિદ્યાર્થીઓ માંડ ચાર-પાંચ હશે. પરીક્ષાઓનો સમય હતો, એ વાત ખરી; પણ પરિસંવાદોમાં ક્યારેય આથી વધારે હાજરી થતી જ નથી, એમ એક વિદ્યાર્થિનીએ મને કહ્યું. મને એ અફસોસ હતો કે એ જ દિવસે ને એ જ સમયે હોવાને કારણે હું દક્ષિણ એશિયાના સાહિત્ય ઉપરના પરિસંવાદમાં હાજર રહી ના શકી. છેલ્લે ત્યાં ડોકિયું કર્યું તો જોયું કે સીતા માટે ખેંચાઈને આવેલાં એનાથી ઘણી ઓછી સંખ્યામાં શ્રોતાઓ સાહિત્ય માટે થયેલા.



**કહેવાય નહીં**

*વ્યર્થ વાતોમાં સમય જાય તો કહેવાય નહીં,*
*સત્ય સંદર્ભમાં અટવાય તો કહેવાય નહીં.*

*તને મળવાના ઇરાદાએ હું નીકળું ઘરથી,*
*મોત રસ્તામાં મળી જાય તો કહેવાય નહીં.*

*વાત જે શબ્દ રૂપે હોઠ પર આવી જ નહીં,*
*આંસુ થઈ આંખથી છલકાય તો કહેવાય નહીં.*

*બાંધવો વચ્ચે બધી વસ્તુઓ વહેંચાઈ ગઈ,*
*ક્યાંક માબાપ પણ વહેંચાય તો કહેવાય નહીં.*

*છે હયાતીમાં દશા મારીયે ગાલિબ જેવી,*
*મૂલ્ય મર્યા પછી અંકાય તો કહેવાય નહીં.*

**'રાઝ' નવસારવી**

**ખૂબ અઘરું છે**

*અહમ્‌ની સરહદોમાંથી નીકળવું ખૂબ અઘરું છે,*
*અને સંગમના પાણી જેમ મળવું ખૂબ અઘરું છે.*

*કોઈ મહેણું નહીં મારે કે મેં કોશિશ નથી કીધી,*
*હું જાણું છું કે પથ્થરનું પીગળવું ખૂબ અઘરું છે.*

*હું જઈ એકાન્તમાં બેઠો છતાંયે ફેર ના પડ્યો,*
*જગતની ભીડમાં તો ખુદને મળવું ખૂબ અઘરું છે.*

*ખુદાનું નામ લઈ આગળ વધો, કેડી મરણની છે,*
*જીવનપંથે અહીંથી પાછા વળવું ખૂબ અઘરું છે.*

*ફરી દુર્ઘટના જેવો 'રાઝ', આ મારો દિવસ ઊગ્યો,*
*સૂરજની જેમ ધીરે ધીરે ઢળવું ખૂબ અઘરું છે.*

**'રાઝ' નવસારવી**

# "બાળ-સાહિત્ય"માંના 'બાળ'ની વય વિશે

મોહનભાઈ શં. પટેલ

બાળ-સાહિત્યને હજી હમણાં હમણાં સાહિત્યનું સગોત્ર ગણતા થયા છીએ. યુનિવર્સિટીના સ્તરે બાળસાહિત્ય વિશે શોધ-સંશોધન-વિવેચન થવા લાગ્યું છે. પરંતુ હજી બાળસાહિત્યના અધ્યયન-અધ્યાપન-સર્જન-ભાવન વિશે કશો પાઠ્યક્રમ નિયત થયો હોય તો તેની મને જાણ નથી! બાળસાહિત્યના વિવેચન-વિષયક કશાં ધોરણો નિયત થાય તો એ સાહિત્યના ઊહાપોહની પીઠિકા બંધાય.

બાળસાહિત્ય 'બાળ' માટે આનન્દપર્યવસાયી હોય એ તો તેની અનિવાર્યતા છે, કેવળ મનોરંજન એનો ઉદ્દેશ હોઈ શકે ખરો ? આનન્દ અને મનોરંજન વચ્ચે પણ ખાસ્સો ભેદ છે એ લક્ષમાં રહે તે ઇષ્ટ છે. બાળસાહિત્ય એ બાળ-ઉછેરનું ઉપાદાનકારણ પણ હોય છે. બાળ-ઉછેરમાં 'બાળ'ની કેળવણી પણ અંતર્ગત છે, શિક્ષણ પણ. કેળવણી અને શિક્ષણ વચ્ચે અવિનાભાવનો સંબંધ છે. એની વિશેષ ચર્ચા અહીં અપ્રસ્તુત છે, પણ આટલું આપણા મનમાં હોય તે જરૂરી છે.

બાળસાહિત્યના સર્જન-ભાવન, તેના ઉદ્દેશો, હેતુઓ વગેરે વિશે કશું સર્વસામાન્ય વિધાન કરી શકાય ખરું ? બાળસાહિત્ય વિશે વિચારીએ ત્યારે 'બાળ'ની વયકક્ષાનો સંદર્ભ નજર સામે હોય તે મને અનિવાર્ય જણાયું છે. વયનો સંદર્ભ આપણે શી રીતે સમજીશું ? ને એનો મેળ બાળસાહિત્ય સાથે કેવી રીતે બેસાડીશું ? મેળ મળે તો, ત્યાં અને ત્યારે બાળસાહિત્યની ખરાઈનું મૂલ્યાંકન કરી શકાય.

વય વિશે વિચારીએ ત્યારે 'શરીર'ની અવસ્થાઓ વિશે વિચારવું પડે. શાસ્ત્રમાં શરીરની છ અવસ્થાઓ કહી છે :

૧. શિશુ, ૨. કૌમાર, ૩. પૌગંડ, ૪. કિશોર, ૫. યુવાન અને ૬. જરા.

શરીર એક વર્ષનું હોય ત્યાં સુધી તેની શિશુ અવસ્થા, બેથી પાંચ વર્ષ સુધીની શરીરની અવસ્થા તે કૌમાર અવસ્થા, છથી દસ વર્ષ સુધીની દેહની અવસ્થા તે પૌગંડ અવસ્થા, અગિયારથી પંદર વર્ષ સુધીની દેહની અવસ્થા તે કિશોર અવસ્થા, સોળથી ચાળીસ વર્ષ સુધીની અવસ્થા તે યુવાન અવસ્થા અને ચાળીસથી ઉપરની વયની અવસ્થા તે જરા અવસ્થા છે.

શરીર વધતું જાય એમ અવસ્થાઓ બદલાતી જાય છે. શરીર વધતું જાય એમ શરીરની જરૂરિયાતો બદલાતી જાય. શરીરનું વધવું એની પણ કેટલીક અપેક્ષાઓ હોય છે. શરીર વધે છે તે તો નરી આંખે દેખાય છે, પણ બાળસાહિત્ય એ શરીર વધે તેનું નિમિત્તકરણ નથી. તો બાળસાહિત્ય જેના પર તેનો પ્રભાવ પાડે છે તે શું છે ? તે છે મન અને બુદ્ધિ. મન અને બુદ્ધિ એ અંતઃકરણ છે. સાહિત્ય એ અંતઃકરણના વિકાસનું નિમિત્ત છે. મન વધે, બુદ્ધિ વધે એ કેવી રીતે વધે છે ? શરીર, મન અને બુદ્ધિનો સમાહાર એટલે મનુષ્ય. મનુષ્ય એ ચેતના, ચૈતન્યનું અધિષ્ઠાન છે. વ્યક્તિમાં જે ચેતના કે ચૈતન્ય છે તે સમષ્ટિમાં જે ચેતના અને ચૈતન્ય છે તે જ છે. વ્યષ્ટિનો સમષ્ટિ સાથે અનુબંધ રચવા સારુ બાળસાહિત્યને નિયોજવાનું છે

'બાળસાહિત્ય'માંના 'બાળ' વિશે તેથી જ પૂરું લક્ષ્ય આવશ્યક બને છે. આપણે સામાન્ય રીતે બાળસાહિત્યના સંદર્ભે 'બાળક' 'બાળક' એમ બોલીએ કે વિચારીએ ત્યારે શિશુ, બાળક, કુમાર, કિશોર વગેરે શબ્દો પ્રયોજીએ છીએ. પૌગંડ અવસ્થાની વાત પણ કરતા નથી! આ બધા શબ્દોની અર્થચ્છાયાઓ વયના સંદર્ભે રચાય છે. શિશુનો વિકાસ, કૌમારનો વિકાસ, પૌગંડનો વિકાસ, કિશોરનો વિકાસ... એ તમામની અપેક્ષાઓ, અનિવાર્યતાઓ એકસરખી હોઈ શકે નહિ. આપણે પંદર વર્ષની કક્ષા

સુધીનું જ બાળસાહિત્યનું ક્ષેત્ર ગણી શકીએ. પંદરની વય વટાવતાં યુવાવસ્થા શરૂ થઈ જાય છે. એ અવસ્થાને પોતાની આગવી સમસ્યાઓ હોય છે.

આ જોડકણું જુઓ,

*"ચકી ચોખા ખાંડે છે,*
*પીતાંબર પગલાં પાડે છે..."*

પંદર વર્ષ સુધીના તમામને માટે આ જોડકણું છે ? ના, એ બધાંને માટેનું આ જોડકણું નથી. ચૌદ-પંદરની વયના બાળકને એ રુચે એવો સંભવ જણાતો નથી. કેમ ? "બાળક" એ શબ્દ આપણે વયકક્ષાના સંદર્ભે થોડા વ્યાપક અર્થમાં પ્રયોજીએ છીએ. શિશુ (એક વર્ષ) અવસ્થાવાળું બાળક શબ્દના અર્થ કરતાં શબ્દના નાદ પ્રત્યે વિશેષ આકર્ષાતું હોય છે. એટલે રચનામાં લય હોય, વર્ણાનુપ્રાસ હોય, શબ્દાનુપ્રાસ હોય, રવાનુકાર હોય એટલું પર્યાપ્ત છે, – એ બધું મધુર હોય, કોમળ હોય, કઠોર તો હોય જ નહિ તો એ રચના એના 'વધવા'ની ગતિને ઉચિત દિશા આપે છે. અર્થની કશી ખખા એને હોય નહિ. અર્થ સાથેની એની નિસબત તો પછી ઊગે છે ને વિકસે છે. જુઓ.

*"એક સવારે આવી મુજને કોણ ગયું ઝબકાવી ?"*

એ ગૂઢ આનંદપ્રદ રહસ્ય સુધી તો વય વધે વધે વધે પછી જ એ પહોંચે. પણ એમ પહોંચવા માટેય એને તો નાદરૂપ ગરુડરાજ પર બેસીને વિષ્ણુની જેમ વિહરવાનું છે. એમ વિહરતાં વિહરતાં

*"ઝરણું રમતું રમતું આવે."*

o

*"ઝરણું અલકમલકમાં જાય..."*

એ જોતા જવાનું છે. વળી ખિસકોલી જેવા જીવોની જીવનલીલા પણ નજીકથી જોતા રહેવાનું છે, જેમ કે,

*"તું જ્યારે ખિલખિલ ગાય, મજાની ખિસકોલી!*
*તારી પૂંછડી ઊંચી થાય, મજાની ખિસકોલી!"*

આ બધું વય વધવા સાથે સંગતિ કરે છે. વય વધે તેમ શરીર વધે, શરીર વધે તેમ અંતઃકરણ પણ તેની સાથે તાલ-લયની ઉપલબ્ધિ પામતું જાય.

એકાધિક દૃષ્ટાંતો થકી આ બાબત તેની સૂક્ષ્મતાઓમાં સમજી શકાય. પણ ટૂંકમાં જન્મથી માંડીને પંદર વર્ષ સુધીની અવસ્થાઓને એક જ નામે, 'બાળક' એવા નામે ભલે ઓળખાવો, પણ બાળસાહિત્યના સર્જકો અને મીમાંસકોએ શિશુ, કૌમાર, પૌગંડ, કિશોર એ અવસ્થાઓમાં એ 'બાળક'ની જરૂરિયાતોને સતત નજર સામે રાખવી જોઈએ. સોળથી ચાલીસ વર્ષની વયકક્ષા એ અત્યંત સાવધાની રાખીને પસાર કરવાની છે. આ ગાળા દરમ્યાન એનું મૌગ્ધ્ય ઓસરતું જતું હોય છે અને એ પ્રૌઢ થતું જાય છે. ચાળીસ પછી તો જરાની ઊંચાઈઓ આંબવાની છે.

એટલે બાળકની વયકક્ષાને અનુકૂળ રહે અને તેના અંતઃકરણને ઉર્વર બનાવે એવું સાહિત્ય એને માટે સર્જવું અને એને આપવું એ બાળસાહિત્યના સર્જકનું દાયિત્વ છે. આજે કોઈ એમ કહે કે મારું બાળક સાત વર્ષનું છે એને વાંચવા માટેનાં કાવ્યનાં, વાર્તાનાં, ચરિત્રનાં પાંચેક પુસ્તકોનાં નામ આપો, તો...? આપણે એવી કામચલાઉ યાદી પણ આપી શકીશું ખરા ? મોટે ભાગે પ્રકાશકો 'આપ્યું તે છાપ્યું' એવો અભિગમ ધરાવતા દેખાય છે. બાળસાહિત્યનું ક્ષેત્ર હજી જાણે કે રણીધણી વિનાનું છે. આ પરિસ્થિતિમાંથી આપણે ઝટ બહાર આવીએ તે માટે 'બાળસાહિત્ય'ના વ્યવસ્થિત પાઠ્યક્રમો યુનિવર્સિટીઓમાં હોવા જોઈશે. ▢

*ભારતમાં હું સાત વર્ષ રહ્યો.*
*અગર આ પૃથ્વી પર ક્યાંય*
*સાચી સમજ હૃદયમાં સ્થાપિત હોય*
*તો જરૂર એ અહીં છે, ભારતમાં*

**ફ્રૅન્ક ટાઉન્સૅન્ડ**
**અનુ. ધનવન્તી**

યોગેશ પંડ્યા

'કાકાનો કાગળ આવ્યો છે. બાપાને શ્રાદ્ધમાં ભેળવવાના છે. લખે છે, સાતમને દિ' બપોરટાણે બધાં આવી જાવ. એટલે કામગીરીમાં પૂગી એકાય. મોટાભઈને વડોદરે લખી નાખ્યું છે.'

ઘરમાં પેસતાં જ ઝંખનાએ જયંતિને કહી દીધું.

બાપા એની આંખ આગળ હૂબહૂ ચીતરાઈ ગયા : જીવનની એ છેલ્લી ક્ષણો... બાપાનો શ્વાસ ધમણની જેમ ચાલે છે. દેહ આખો ઊંચોનીચો થાય છે. પોતે બાપાની નાડી પકડીને બેઠો છે. ખાટલા પર પાથરેલા ગાદલા પર ચત્તાપાટ સૂતેલા બાપાના ચહેરા ઉપર ફાળિયાનો છેડો ઊડાઊડ કરે છે... હથેળી, કપાળ, ગાલ, હાથ, પગ ઠંડાં પડી રહ્યાં છે. આંખો તો એ ક્યારનાય વીંચી ગયા હશે એ ક્યાં ખબર જ રહી છે? જીવ ગયો કે હમણાં જ જશે બસ એમ જ...

ઝંખનાએ કાગળ હાથમાં આપ્યો. એ સડસડાટ વાંચી ગયો. દસ્તકમાં હંસાનું નામ હતું : હંસા... એ ઝંકૃત થઈ ગયો. એ કેવી રીતે ત્યાં આવી ચડી હશે કે દસ્તકમાં હંસાનું નામ?

'ચા બનાવું ને?'

'હા.'

'ક્યારે સાતમને દિ' જ નીકળવું છે ને?'

'હમ્... સાતમને દિવસે તો મોડામાં મોડું નીકળવું જ પડે. આમ તો આપણે વે'લાં'હાર જવું જોઈએ, ઝંખના.'

'તો છઠને દિવસે નીકળીએ. બરાબરને?

જયંતીએ કાગળને ફરીવાર નજરના રસ્તા પર બાયપાસ કરી દીધો. આમ ને આમ બાપા ગયાને ત્રણ વરસ થઈ ગયાં. એમ તો વરસોને જતાં ક્યાં વાર લાગે છે? તખતપુરાથી નીકળ્યો એનેય આઠ વરસ થઈ ગયાં. અને લગન કર્યાં એને!

–મગજમાં ગણતરી ચાલુ થઈ ગઈ: છવ્વીસ બે એકાણું, છવ્વીસ બે બાણું, ત્રાણું, ચોરાણું, પંચાણું, છન્નું, સતાણું, અને હવે?

'લ્યો આ ચા...'

પંચાણુંમાં બાપા ગયા. છન્નું – અને આ સત્તાણું...!

'આ ચા મૂકી છે. એય... તમને કહું છું...'

ઝંખનાનો ટહુકારો તેની વિચારધારાને ખંડિત કરતો ગયો. અને કપ હોઠે મંડાયો.

*

ચા...

'આ ચા મૂકી છે એય જંત્યા, ક્યાં ખોવાઈ ગ્યો છ?'

એ દિવસોમાં એ સવાર થતાં ઓટલા પર આવીને બેસતો અને હંસાના ઘર તરફ તાકી રહેતો. હાઈસ્કૂલ જઈ આવ્યા કેડે બપોરે લીંબડા હેઠે ખાટલો ઢાળીને દફતર લઈને હંમેશની ટેવ મુજબ બેસતો. ત્યારે હંસુ પણ એને એમ જ કહેતી. 'આ ચા મૂકી છે... એય જંત્યા, ક્યાં ખોવાઈ ગ્યો છે?' અને પછી... 'હવે પોપટ પઢવા માંડશે...' કહી અડાળી લઈ જતી. અડાળી મૂકીને વિજ્ઞાનની ગાઈડ લઈને છાના પગે પાછળથી સરકી આવી જંત્યાની આંખો પર હાથ દાબીને ચીડવતી : 'તોય... પેલ્લો નંબર તો તારો નઈં જ આવે. જોજે ને તું તારે... મારો ભઈ ચેટલો બધો હુંશિયાર છ! તન ઈમ નઈં ફાવવા દે...'

'તઈં કોણ ફાવે છ ઈ જોઈએ.'

કોણ ફાવ્યું હતું એ તો જયંતીને આજદિ' સુધી ખબર નહોતી પડી.

આ બધું યાદ આવતાં હસી પડ્યો... એ પછી – હંસા વાંચીવાંચીને કંટાળી જતી હોય એમ બોલી ઊઠતી: 'ગધની, એક ખાલી જગ્યા ઈયાદ નથી રહેતી.'

'કઈ?'

'ખાલી જગ્યાન લીધઅ તળાવનું પાણી લીલું દેખાય.'

'લીલાં ચહમાંને લીધે.'

'ગાંડીપાંચમ, લીલાં ચહમાંને લીધે નંઈ પણ લીલને લીધે. હજી તું એવો જ અડબૂથ રહ્યો.'

'ત્યાર મનઅ શું ખબર?'

'તને આ ખબર...' કહી હંસા પોતાની સુંવાળી હથેળીનો ધબ્બો જંત્યાના વાંસામાં ધબકાવતી. એ કૂણો હાથ સુંવાળો સુંવાળો થઈ કુંવારી છાતી ઉપર ફરવા મંડે એમ જંત્યો ઇચ્છતો ને એ હંસુને એવી જ મીઠાશથી જકડી લેતો. પણ માની બૂમે હંસા કાંડું છોડાવીને ભાગી જતી. પણ પાછી વળતી પળે, ચાની બીજી અડાળી ભરીને આવતી. 'લે, માએ બીજી અડાળી મોકલી છ. કે'સ કે બિશાકરો જંત્યો એકલો જ છન તી. બીશારાનઅ–'

પણ જંત્યો હંસુમાં જ ખોવાતો જતો. એટલે 'આ ચા ઠરી જશઅ' કહી હંસુ જંત્યાનો કાન મરડતી.

અત્યારે ચા પીતાં પીતાં પણ હંસુને હારોહાર પિવાઈ ગઈ...

*

મોટાભાઈ, ભાભી આવી ગયાં હતાં. ખબર-અંતર પુછાયા. દેરાણીજેઠાણી બથ ભરીને મળ્યાં. મા જીવનની સંધ્યાને આંખોમાં ભરીને બેઠી હતી.

'ભઈ જંતી, અમણાં અમણાં તારી બાને બહુ અણોહરું અણોહરું લાગ્યા કરે છે હો ભઈ.''

'કાકા કે'છે ઈ સાચું છે, બા?' મોટાભાઈ બોલ્યાઃ 'ના ગમતું હોય તો હાલો બરોડા...'

મા કંઈ બોલી નહીં. પણ 'બરોડા' પ્રત્યે તેને બહુ આસક્તિ ન હોય એમ લાગ્યું.

'નહીં તો મારી ભેગાં ચાલો ગાંધીનગર... તમને બહુ ગમશે, બા. અમારી બાજુમાં જ કોલવડાના દરબાર રામભાઈ રહે છે. એમનાં બા અદ્દલ તમારી હેડીનાં જ છે. તમને કંપની રે'શે.' મેં કહ્યું.

કંપનીનો અર્થ તો એ બિચારી ક્યાંથી સમજે? પણ જવાબમાં એનું ઊંહું... ઊંહું... ચાલુ રહ્યું. આ 'ઊંહું' અમારા, બેય ભાઈઓમાંથી નીકળીને માની માલીપા વસી ગયું છે. નાના હતા ત્યારે અઠવાડિયે મા બે વાર માથું ધોઈ દેતી. પછી બપોર કેડે હાથમાં તેલનું કચોળું લઈને અમને બોલાવતીઃ 'લ્યા જંત્યા, લ્યા વસ્યા... હાલો જોવઅ... તમનઅ બેય ભઈઓન તેલ નાશી દઉં...'

જવાબમાં અમારું 'ઊંહું' જ હોય, પણ મા તો...

અમે રોતલ અવાજે કરગરીએઃ 'મા, હળવે હળવે હોં. માથામાં બળ છ બઉ...'

'માર ડીચરા બહુ ડાયા થૈ ગ્યા સ નઅ. જો ભઈ, તેલ નાશીએ ન તો સન આંશ્યુંનું તેજ વધઅ. અન ગૈઢિયા થાવ ત્યાં લગી માથાનો મોવાળો કાળો ન કાળો જ રૂઅ... માર બેય ડીચરા હાટુ છીક બુંબઈથી વવું લાવવી સઅ...'

આ બધું જ બારણામાં ઊભી ઊભી હંસા સાંભળતી હોય. પછી ખડખડાટ હસી પડતાં મને આંખો વડે જ કહે, 'કાં દોસ, આવી ગ્યો ન લાગમાં...'

હું ડોળા કાઢું તો એ અંગૂઠાનો ડિંગો બતાવી દોડી જોય...

'જોજે તો ખરી, એક દિ' તને એવી લાગમાં લેવડાવી લઉં છું કે નંઈ?'

–એવું મારા હોઠ ઉપર આવી જતું, પણ ઈ ક્યાં આ બધું સાંભળવા નવરી હતી?

*

મોટાભાઈ ઊઠીને કાકા સાથે વાતે વળગ્યા. કાકા બોલતા હતા તે મને અહીં બેઠાં બેઠાં સંભળાતું હતું. 'મા'રાજનું તો દસ-પંદર દિ' પે'લાંનું નક્કી કરી નાખ્યું સ. બાકી રેયાં સીદુંસેમાન. ઈ તો, બોટાદથી રાજિયાની દુકાને જઈનઅ લઈ આવીએ. ને નોતર બોતરનું કે'વાનું હોય ઈ આજે જ કઈ દઈએ. બાકી પસે ટેમ નઈં મળે. આમ તો આપડે, ચૂનો ન રમણિયો બધા જુવાનિયાવ છઅ તી કામકાજમાં વાંધો નઈં આવે.'

'લિસ્ટ-બિસ્ટ તો કરી નાખીએ...' મોટાભાઈએ કહ્યું તે મેં સાંભળ્યું. ચૂનો પેન લેવા મારી પાસે આવ્યો. પેન આપીને હું રસોડામાં ભાભી પાસે બેઠો. ઝંખના

રસોઈ કરતી હતી. ભાભી બેઠાં હતાં. મેં ભાભીના ખોળામાં માથું મૂક્યું. ઝંખના આ જોઈને હસી પડી. 'હજીય આ તો છોકરા જેવા જ રહ્યા.' ટહુકી. ભાભી હમણાં જ હસી પડશે પોતાની ટેવ મુજબ એમ લાગ્યું, પણ ભાભી હસ્યાં નહીં. મારા માથામાં હાથ ફેરવતાં રહ્યાં. કદાચ વિચારતાં હશે: બિચારો હજી છોકરા જેવો જ છે ને?

હું વાંચી વાંચીને બહુ થાકી જતો ત્યારે બાપા ખિજાઈ જતા. અને મા ખોળામાં લઈ હાથ ફેરવવા માંડતી: 'બટા જંતી, તું તારઅ નઈ વાંસ્ય તોય સારા ટકા જ આવશી...'

'એ ચઈ રીતે, મા?'

'મેં મેલડીની માનતા માની સઅ.'

'પણ હંસાનો ભઈ તો મારી કરતાંય હુંશિયાર છઅ.'

'કાં? ચેવી બીક લાગસ મારા ભઈની?' – હંસા બારણામાં ઊભી ઊભી સાંભળતી અને મને ધમકીભર્યા સૂરે તતડાવતી. પણ મા કાંઈ એમ ગાંજી જાય એમ નહોતી. એ પણ સામે જ તાડૂકતી : 'તાર અ ભઈ સું ધોળકું ધોળવાનો સઅ! પેલ્લો નંબર તો મારો જંતી જ લાવસી જોજેન... તમતારઅ...'

હંસાને ખોટું લાગી જતું. એ રિસાઈને પાછી ફરવા જતી, પણ હું એનું બાવડું પકડી લેતો: એમ આ રતનને જવા દેવાય?

હું હવે મોટો થઈ ગયો હતો.

*

'એ મોટા, ફરૂટ લાબબાનું સઅ.' કાકાએ મોટાભાઈને કહ્યું. મોટાભાઈએ મને કહ્યું: 'જા ને, બોટાદ જઈને ગોરબાપાના લખ્યા મુજબનું ફ્રૂટ લેતો આવ ને. ગાડી લઈને જ જજે.'

'હંસાને મળતા આવજો. તમારી રાહ જોતી હશે.' ઝંખના ટહુકી. ભાભી હસી પડ્યાં. હૉન્ડાની કિક મારી હું બહાર નીકળ્યો.

*

'કાં એલા, ક્યારે આવ્યો?'

'બસ. દોઢ-બે વાગ્યે...'

'આવ્યો ખરો મળવા.'

'આવું જ ને. એમ કાંઈ થોડો ભૂલી જાઉં...?'

'તારું ખાતું છે...'

'કેમ ચાલે છે? આમ તો મજા છે ને?'

'જલસા છે.'

'ક્યારે આવી તું?'

'હું તો નોરતાંની અહીંયાં જ છું. ભયજીનું શ્રાદ્ધ હતું. તે રોકાઈ ગઈ...'

'ટપાલ તેં લખી હતી?'

'અક્ષર ઓળખી ગ્યો?'

'ભૂલું કાંઈ?'

'કાકાએ મારી પાસે લખાવી હતી.'

'તો ઠીક. મને થતું'તું કે–'

'બેય આવ્યાં હશો.'

'યસ.'

એ, મને એકધારી ટીકીટીકીને જોઈ રહી. જાણે એકસામટો પી જવો હોય એમ.

'ચાલ, હું નીકળુ છું. બોટાદ. તું પછી ઘેર આવજે. ઉતાવળ છે. ફ્રૂટ લેવા જાઉં છું. આવતી કાલની વિધિ માટે.'

'હા...'

અને મેં ઍક્સિલરેટર દબાવ્યું. હૉન્ડા દોડવા લાગ્યું.

*

રાત્રે ક્યાંય સુધી બા પાસે બેસી રહ્યો. બાપાનાં સ્મરણફૂલોની સુવાસ ફેલાવતાં રહ્યાં. એમની મર્દાનગી, સાચુકલાઈ, ગરીબી, પરોપકારભાવ, વગેરે વગેરે.

'ગમઅ એવી ઉપાધિ હોય તોય તાર બાપા હરમત્ય નો હારઅ. હોં ભઈ.'

'હં...'

'આમ પાસા કેવા હાચક. જીયા તયેં આગલી રાત્યે મનઅ કઈ દીધું ક જવ સવ. બવ બવ તો ચોવી કલાકનો મે'માન.'

'હમ્.'

'સાચું કવ સવ. તારા હમ...'

'હું હતો ને તે દિવસે...' હું બોલ્યો.

*

'જયંતી, બહુ બહુ તો હું હવે ચોવીસ કલાકની મહેમાન.'

'હંસા...'

'માયા છોડી દેજે. મમતા મૂકી દેજે. સંબંધોને જુદાઈનું ગ્રહણ નડી ગયું છે. હું તો હવે પરદેશી થઈ ગઈ.'

'હવે મને અહીં નહીં ગમે. ઠીક છે, બાપનું ગામ છે. એટલે. બાકી તો–'

'ઢીલો ન પડ. આપણાં રૃદિયાં ક્યાં એકબીજાને ભૂલી શકવાનાં છે?'

'કાલે તને વળાવશે એ દૃશ્ય હું કેમ જોઈ શકીશ?'

'....'

*

'શું વિચારમાં પડી ગયા છો એકલા એકલા? મોટાભાઈ કાકાને ત્યાં, અને ફૈબા ભયજીને ત્યાં સૂવા માટે વયાં ગયાં. આપણે હવે સૂઈ જવું છે ને?' ઝંખનાએ જયંતીને ઢંઢોળ્યો.

'ભાભી, બા ને એ બધાં?'

'ઈ લોકો તો ઓસરીમાં સૂતાં છે.'

'મને અહીં ખાટલો ઢાળી દઈશ?'

ઝંખના ઘડીભર જયંતી સામે જોઈ રહી. પછી બોલી: 'પેલાં આકાશમાં તો નજર નાખો. બધું કાળું ઠણક થઈ ગયું છે. મને તો એવું લાગે છે કે હમણાં ખાબકશે હોં?'

–ઓહ! ઝંખના... ઝંખના...

તેના સ્મૃતિતટ ઉપરની રેતી ઊખળવા લાગી. અને એ પોતાની માલીપા જ ભીનો ભીનો થતો ગયો...

*

'તું મને જવા દે ને, જયંતી. જો તો, વરસાદ અંધાર્યો છે. હમણાં ખાબકશે અને ઘરે ગોતાગોતી થશે.'

'અરે, પણ એમ ન જવાય. ચા પીને જ જા...' કહીને મારાથી અડાઈ ગયું. પછી બોલી જવાયું: 'નાની હો તો ઠીક છે, કે બધાં ગોતે. હવે તો મોટી થઈ ગઈ છો...'

તે હસી પડી: 'મોટી? હજી નાની જ છું!'

'ગાંડી... તને તારું શું શું બતાવું તો તું પોતાને મોટી માને?'

કૈંક આવા અણધાર્યા શબ્દ નીકળી ગયા ને એ મને નવી નજરે જોઈ રહી. પરણ્યા પછીના પહેલા ચોમાસે હંસા પિયરમાં આંટો મારવા આવી હતી ત્યારની વાત:

'એકલો જ છો?'

'બા ને બાપુ તો વાડીએ ગયાં. તું ક્યારે આવી?'

'કાલે રાતે.'

'તે મને મોઢું દેખાડવાય નહીં આવવાનું?'

'આવી તો ખરી.' અને પછી શરમથી ઉમેર્યું: 'મોઢું જ શું કામ? આખેઆખી જ જોઈ લે ને.' કહી એ મારી પાસે જ ઊભી રહી ગઈ. સાવ અડોઅડ.

ચુસ્ત ચોળીની અંદર ધબકતા ધબકારા, વરસાદની ગાજવીજ – વાછંટના અવાજો વચ્ચે ગળાઈને મારા કાન સોંસરવા થઈને રગરગમાં ઊતરી ગયા. એ હજી વધુ નજીક સરકી. સાડીના આવરણને તોડી નાખી બહાર નીકળવા મથતી એની જુવાની અનોખું ઇજન દેતી હતી. ગોરી માંસલ પીઠ પરથી લસરતાં ટીપાં બ્રેસિયરની પટ્ટી વાટે અંદર ઊતરી જઈને એની જુવાનીને નવો રંગ આપતાં હતાં. એનું આખુંય તનબદન ભીનું ભીનું થઈ ગયું. પરસ્પરના ઊંડે ઊંડેથી લઈને ઝડપથી મુકાતા શ્વાસોનો ગરમાવો આજુબાજુમાં વેરાઈ ગયો. વણપ્રીછી સુગંધનો દરિયો મારી આરપાર ઊછળવા લાગ્યો. બુઝાતા દીપકમાં દિવેલ પૂરવાથી જ્યોત જોરથી પ્રજ્જ્વલિત થઈ જાય એમ મારા લોહીના કણેકણમાં 'તરફડાટ'નું દિવેલ પુરાયું. સમગ્ર ચેતના આળસ મરડીને બેઠી થઈ ગઈ...

ખુલ્લા કમાડમાંથી ખોબા મોઢે આવતું પાણી...

સુગંધ, ભીનપ, તાજપ, સુંવાળપ, ધબકારા, સ્પર્શ, હોંશ–બધું જ પાણીમાં ધોવાતું ગયું...

હું વરસતા વરસાદની સાક્ષીએ આખેઆખો તેનામાં ઓગળી ગયો...

તેના હોઠ ગરમ હતા.

આંખો બંધ હતી.

ક્યાંય સુધી મને આશ્લેષમાં લઈને તે પડી રહી... પછી ચાલી ગઈ...

હું ઊભો થઈને વરસતા વરસાદમાં બારી બહાર તાકી રહ્યો. રહી રહીને, તેના બેહોશીમાં બોલાયેલા શબ્દો યાદ આવતા રહ્યા: જયંત, રિયલી યૂ આર ડૅશિંગ ઍન્ડ સ્ટ્રૉંગ. આઈ ઍમ સો મચ હૅપી ઍન્ડ સૅટિસ્ફાઇડ. અવિ સાથે તો આમ ક્યારેય... એ તો આખો દિવસ ડાયમન્ડ... ડાયમન્ડ ને ડાયમન્ડ...! ઑફિસનો કારોબાર... ધમાચકરડી... ના ફુરસદ... ના પ્રેમની વાતો, ના સાથે બેઠાંનો સહવાસ... સવારના આઠથી રાત્રિના દસ સિગારેટ-ટીવી-પાર્ટનરો..

*

જયંતી વિચારમાળામાં પરોવાતો રહ્યો.

લીંબડા હેઠે ઢાળેલા ખાટલામાં ક્યાંય સુધી અનિમેષ નજરે હંસાના ઘર સામે તાકી રહ્યો. પણ પછી આ એકલતા ન સહેવાતાં ઓરડામાં ઢાળેલા ખાટલામાં સૂતેલી ઝંખનાની પડખે–

'મનઅ ખબર જ હતી કે તમે આવશો...' ઝંખના ઊઠી ગઈ.

*

'મનઅ ખબર જ અતી ક તું આબબાનો સઅ...' આજથી ત્રણ વર્ષ પહેલાં બાપા જ્યારે મરણપથારીએ હતા ત્યારે જયંતી ગાંધીનગરથી આવેલો ત્યારે બાપાએ કહેલું.

'એ તમને કેમ ખબર પડી?'

'મારો આતમો બોલસ. ઈ હંધુંય હાચું જ બોલઅ.'

'હવે હું ક્યારે આવીશ એ કહી દ્યો તો-'

'અવઅ ક્યાં આવવાપણું જ સઅ? અવ તો હું ચોવી કલાકનો મે'માન છવ. પછી તો હું મારા મારગે. મારે ન તમાર ભવભવનું છેટું. પણ મારા મરણનો પરસંગ હારી રીતઅ ઊજવજો. રોણાં બોણાં તો જરાય નઈં. તમ બેય ડીચરાવ ડાયા સો. દીચરીયું જેવી વહુવારુ સઅ. પસ માર શું વાંધો, ભઈ? તમારી માન હાચવજો. મારું મરણ તો વિવા' જેવું રૂડું.'

*

'આપણે શ્રાદ્ધનો પ્રસંગ બડી મૌજથી મનાવવો છે, કાકા. મારા બાપાનો આત્મા રાજી થઈ જાય એમ. આપણા કુટુંબમાં બધાંને સાગમટે ને ગામ આખામાંથી ઘર દીઠ એક-એક જણને જમવાનું કહેવરાવવું છે. બરાબર ને?'

'હા ભઈ હા, જેટલું મનેખ જમે એના આતમાને એનાથી વધારે રાજીપો તો બીજો હોય વળી સું? બિચારો બવ સંતોષી જીવ હતો. અન, તમ બેય ભઈ તો ડાયા સો. અટલે મારે કે'વાપણું પણ ના હોય.'

કાકાનો કંઠ રૂંધાઈ ગયો. ફળિયાના છેડેથી આંખે આવેલ પાણી લૂછી નાખ્યાં, મોટાભાઈથી પણ આ ક્ષણ ન જીરવી શકાઈ...

*

આ બધું યાદ આવ્યું એટલે મારું મન પણ ભારેખમ થઈ ગયું. અને એથી ઝંખનાને તીવ્ર લાગણીથી બથ ભરાઈ ગઈ. જ્યારે જ્યારે ઝંખનાને આમ બથ ભરાઈ જાય છે ત્યારની ક્ષણોને તે ઓળખતી થઈ ગઈ છે. એટલે, મારી ભારેખમ ક્ષણોને ખાળવા મારી બાજુ ફરીને મને પડખામાં લઈ લીધો: 'ચાલો, શાંતિથી સૂઈ જાવ.'

રાત હળુ હળુ પસાર થતી રહી – કોને ખબર?

*

'રાત ચ્યાં જઈ કૂને ખબર જ સઅ? હમી હાંજમાં ઈમ લાગતું'તું કે મે' આવશે, પણ લગરીક પડીન જ બંધ રઈ જ્યો..' કાકા.

'ડિલ ટાઢાં કરતો ગ્યો.' મોટાભાઈ.

'હોવે. લાગતું નહોતું ને આઈવો...' ભાભી.

'ગામડામાં તો રાતે ગજબની-ઊંઘ આવી જાય. મને તો કૈં ખબર જ ન રહી.' ઝંખના.

*

ગોરબાપા આવી ગયા..

'મા'રાજ આવી જ્યા, મોટા... અવ તું મોટા, મા'રાજ જ્યમ કે' ઈમ પૂંજામાં બેહી જા. ભઈ.' બાપાના બારમા વખતે કાકા બોલેલા તે આજ

ગોરબાપાને આવતા જોઈ કાકાએ કહી દીધુંઃ 'જો મોટા, મા'રાજ આવી જ્યાસ. અવ તું બંધઈ જ્યો...'

'અવ તું બંધઈ જ્યો મોટા...' કહી કાકાએ જ બાપાના 'બારમા'ની વિધિ પત્યા કેડે હીબકે હીબકે રડતાં કહેલુંઃ '...ને અજી તો ઈમનઅ તારાં ન જંત્યાનાં સોકરાં રમાડવાની કેટલી બધી હોંશ હતી. પણ ધાર્યું ધરણીધરનું જ થાય સઅ. ઈ તો બિશાકરો જીવ જીવતી અબળખા લઈને ઈના મારગે હાલ્યો ગ્યો... વાહ રે વાહ મારો ધણી!'

'ફાધર તો ગયા, પણ તારા કે જંતીના છોકરાને રમાડતા ગયા હોત તો મધરને આટલું બધું દુઃખ ન રહેત. મોટા, તને તો ખબર ન હોય, પણ તમારા ઘરે પારણાં બંધાય એ માટે થઈને મારી પાસે બેત્રણ વખત તારા ફાધર આવેલા. ગમે તે હોમહવન કે પૂજાપાઠ કરવા મને કહેલું. માન ને કે પથરા બી દેવ કરેલા. તમારા ઘરે શેર માટીની ખોટ પુરાય એને માટે તો એમણે શું શું નથી કર્યું? – એ તને ખ્યાલ ન હોય. પણ એમનો આતમા તરસ્યો રહી ગયો. એમનો નેચર પણ કેવો સરસ?' સુરત રહી રહીને સુરતી ગુજરાતી શીખી આવેલા હસુ ગોર મોટાભાઈને કહેતા હતા.

*

પુરુષો બધા ઓસરીમાં બેઠા હતા એક છેડે. બીજા છેડે બૈરાવૃંદ હતું. હું મોટાભાઈની બિલકુલ પાછળ જ બેઠો હતો. લાંબીલચક ઓસરીમાં સામે બેઠેલ નારીવૃંદમાં બા સૌથી આગળ બેઠી હતી. ભીની આંખે, હસુ ગોરની પ્રક્રિયાઓ જોતી હતી. બાપાનો સરસ મજાનો પૉર્ટ્રેઇટ (ફોટો) હસમુખો બની પુરુષ-નારીવૃંદની વચ્ચેની ખાલી જગ્યામાં ટિપૉય પર ગોઠવેલો હતો. સુગંધિત અગરબત્તીની સુવાસ સમગ્ર વાતાવરણને ઑર પવિત્ર બનાવી રહી હતી.

જવતલ, ફળ, સોપારી, કાળી દ્રાક્ષ, આદુ... વગેરે જોઈશે.

જલજારી, ત્રાંબાનો એક બીજો લોટો, તરભાણું, ચમચી, બે થાળી, તુલસીનાં પાન, બેત્રણ વાટકા, સ્ટીલની રકાબી... લાવો.

પિંડ માટે ચોખાને બાફવા મૂક્યા છે ને?

ઘી, હવનસમિધ, દાભડો, ધરો તૈયાર છે ને?

–ગોરબાપાના ઉપરાઉપર હુકમ છૂટતા હતા. અને એના જવાબમાં રમણ તથા ચૂનાની 'હા' વન્સમોર થઈ હતી.

મોટાભાઈ પૂજામાં બેસી ગયા હતા.

'સ્ટાર્ટિંગ આપણે વિષ્ણુપૂજનથી કરવાનું છે એટલે કાળી દ્રાક્ષ જોઈશે.' ગોરબાપાએ ચાલુ કર્યુંઃ 'ચાલો, પ્રથમ જમણા હાથમાં પાણી રાખો. અને પછી તેની ત્રણ અંજલિ ભૂમિને, પછી દેવને, અને પિતૃને ચડાવો. ચાલો, હવે બીજી વાર પાણીને ડાબી હથેળીમાં રાખી દર્ભની ત્રણ સળીઓ હથેળીમાં રાખી મૂકો.'

'ઓમ્ વિશ્વેદેવા ભવન્તુ આવાહવિષ્યો ૐ આવાહયમ્ ૐ વિશ્વેદેવા આગત્ શૃણુતામ્ ઈમઃ હવમ ઈદ બર્હિનિષિદત્ વિશ્વેદેવા. હવમેય અન્તરીક્ષે... આસ્વાષ્મિન્હર્ષિમાધ્યમમ્."

*

જળ ભરવાનો મંત્ર, આવાહનનો મંત્ર, ત્રણ પ્રકારનાં પૂજન. આ બધુ ચાલ્યું. કાકાએ મને એક કોર બોલાવીને કહી દીધું : 'એ જંતી, અવ બધાની જમવાની વેવસ્થા કરી રાખઅ, ભઈ. મે'માન ને ગામની 'નોતર' આવી જઈસઅ. તો પસ તું ન રમણ ને ચૂનો જુવાનડા લાગી જાવ સો ને?'

–આ બધી વ્યવસ્થામાં...

*

'આ બધી વ્યવસ્થામાં તારે હાજરી આપવી જ પડશે. મારો ભાઈ આટલે બધે નહીં પહોંચે.'

'પણ?'

'બસ ને? દોસ્તી પૂરી થઈ ગઈ?'

'ના.'

અને એ દર્દને ઘોળી પી જઈને પણ જયંતીએ અથથી ઇતિ સુધી હાજર રહેવું પડ્યું. માનો ને કે, પ્રેમિકાને પોતાના સગા હાથે જ... બીજાના... હાથમાં.

*

'આ પીરસવાની વ્યવસ્થા કોને સોંપેલી છે એ જરા ટેલી કરી રાખજો.' રમણે જયંતીને કહ્યું.

'બધું બરાબર છે.'

'ય્યમ ભઈ, સંધુંય બરાબર સન? આ તો સું કે હજી અડધીપોણી કલાક વિધિ હાલશે, ભઈ! અને સાડા બાર તો થઈ જ્યા સઅ. નંઈ નંઈ તોય એક વાગતામાં તો પૂરું થઈ જાશે.' કાકાએ કહી દીધું.

હું બાપા સામે જોઈ રહ્યો. જાણે ફોટામાંથી સજીવન થયા હોય એમ એકધારું મારી સામું જ તાકી રહ્યા હતા. સતત હસતો પ્રેમલ ચહેરો... જાણે ધીરે ધીરે સઘળું જીવંત બનતું જતું હતું.

*

'અવ તો ભઈ, બે-તણ મઈને તું આવસ. વવને લઈન પંદર-વીહ દિ'એ આંટો મારી જતો હોય તો–'

પણ હું નોકરીની પળોજણમાં એ કરી શક્યો જ નહીં. અત્યારે એનો વસવસો અને અકેલાપનની ફીલિંગ્ઝ મને સતાવતી રહી.

ઘણી વાર ઝંખના સાથે શનિ-રવિમાં આવ્યો હોઉં ને સોમવારે જવા નીકળું તો બાપા કહી જ દેતા: 'અવ ભઈ, અમણાં ચ્યાં તું આબબાનો સ. આજનો દિ' રોકાઈ જા...'

'પણ બાપા, આ નોકરીની માયાજાળ–'

એ પછી એ મને કંઈ ન કહે, પણ 'ઝંખા બટા, આજનો દિ'. બસ અવ વધુ નઈ કવ...' (ઝંખનાને એ ઝંખા કહેતા) કહેતાં ઝંખનાને માત્ર આટલું જ કહે ને વળતી પળે ઝંખના એમને કહી દેતી, 'હા, બાપા. આજે રોકાઈ જઈએ. બસ?' અને મને કહેતી, 'રોકાઈ જઈએ. બાપા બિચારા કે'છે ત્યારે શું! સી. એલ. મૂકી દેજો ને...'

ઝંખના ઉપર એમને સગી દીકરી જેવો ભાવ. ભાભી કરતાંય ઝંખના એમને બહુ વહાલી.

અમે રોકાઈ જતાં.

એમનાં બાવડાં સાબૂત અને મજબૂત હતાં ત્યાં સુધીમાં તો કેટલીય વાર એમનાં મીઠાં બંધનમાં બંધાઈ ગયો હોઈશ એ કેમ ગણાવું? પણ હવે એ જ આંગળાથી અમારા વસ્તારને પા-પા પગલી ચલાવવાની હોંશ ને ઝુલાવવાની અપેક્ષા. પરંતુ...

બાપાના કહેવાથી ઝંખના એમની લાજ કાઢતી નહોતી. એટલે બાપદીકરી જેમ એ લોકો રહેતાં. 'હાલો ને બાપા ગાંધીનગર. ત્યાં તમને બહુ જ ગમશે.'

'ના રે, બટા.'

વચ્ચે આવેલા, પણ માંડ એકાદ વીક રોકાણા હતા. જતાં જતાં મને તો ઠીક, પણ ઝંખનાને કદાચ ખોટું લાગ્યું હશે એમ ધારીને ઝંખનાને કહેલું: 'બટા ઝંખા, મને હવે ગમતું નથી. આનો અરથ એવો ન કરતી કે તારી હાચવણમાં કોઈ કમી આઈ. પણ મન છ્ન ઈ પાદરનો ઓટલો... ઈ ધરતી... ઈ ઝાડવાં સાદ કરછ... અટલે...'

ઝંખનાથી રડી પડાયું'તું.

એ માણસની માયા...

મારી ભીનાશવાળી આંખોની આડે ધીરે ધીરે બાપાનો ફોટો આંસુના ઓઝલથી ઝાંખો થતો ગયો.

'એ જંતી બટા, હાલો. ગોરબાપા બોલાવે છે.'

'હાલો, જયંતી. તર્પણ અર્પણ કરવાનું છે.'

હું ગયો. એક તરભાણું જળથી ભર્યું ભર્યું હતું. એમાં અડધોઅડધ દૂધનો ભાગ હતો. બાજુના ખાલી તરભાણામાં જવ-તલ રાખ્યા હતા. દીવાની જ્યોત જલતી હતી. અગરબત્તીની સુગંધ પ્રસરતી હતી. ભર્યા તરભાણામાં કંકુ-ગુલાલની લાલાશ પ્રસરી હતી. આગળ પાટલા ઉપર ચોખાના પિંડ બનાવીને મૂક્યા હતા.

'આ બધું જ તમારે જેમ હું કહું એમ પિંડ ઉપર અર્પણ કરવાનું છે જંતી, ભાઈ મોટા. તમને બન્ને ભાઈઓને કહું છું.'

મેં અને મોટાભાઈએ માથું ધુણાવ્યું અને એમણે પિતૃને આહ્વાન આપ્યું. 'આગર છન્યુ મહાભાગા વિશ્વેદેવા મહાબલા યે તર્પણાસ્ત્ર વિહિતા સાવધાના ભવન્તુ.''

વાતાવરણમાં કંઈક ખળભળાટ થયો હોય એમ મને લાગ્યું.

''જુઓ, આપણે ત્રણ વખત તર્પણ અર્પણ કરવાનું છે. ફર્સ્ટ દેવનું, સેકન્ડ ઋષિનું અને એન્ડમાં પિતૃનું...'

ફરીવાર :

'આગર છન્યુ મહાભાગા વિશ્વેદેવા મહાબલા યે

તર્પણાસ્ત્રવિહિતા સાવધાના ભવન્તુ..'

ત્રીજી વાર :

'આગર છન્યુ મહાભાગા વિશ્વેદેવા ભવન્તુ-'

એ બધું પત્યું. 'હવે બાકીના તર્પણ અને મોક્ષપ્રાપ્તિના મંત્રો.

'તમારે લોકોએ પિંડ ઉપર આ પૂજન ચડાવવાનું છે. હું મંત્રો બોલતો જઈશ.' ગોરબાપા બોલ્યા.

'હા...'

'અનાદિનિધિનો દેવઃ શંખચક્રગદાધર અક્ષય પુંડરીકાક્ષ પ્રેતમોક્ષ પ્રદોભવઃ નારાયણ સુરક્ષેત્રઃ સ્વરૂપિણ... ભવ સર્વદા...'

એ બધું ચડાવતા ગયા.

'ચાલો, હવે કુટુંબના બાકીના સભ્યો આવી જાવ.' ને, રમણ, ચૂનો, નીલકંઠ, હરેશ, સંજય – બધા આવ્યા.

'તમારે આ ભાઈઓ સાથે સાથે તર્પણવિધિમાં જોડાઈ જવાનું છે.' ગોરબાપાએ બધાની ડાબી ટચલી આંગળીમાં દાભની પત્તીની પવિત્રી બનાવી પહેરાવી ને બોલ્યા :

'ॐ... પિતૃરક્ષ્યે પિતૃભ્યો ઈષવમ... રક્ષિતો ઈષુભ્યો ઇદ ન મમ્...

'ॐ... પિતૃરક્ષ્યે પિતૃભ્યો ઇષવમ... રક્ષિતો ઈષુભ્યો ઇદ ન મમ્...

'ॐ પિતૃરક્ષ્યે...'

'ભાઈ જયંતીભાઈ, તમારા ને મોટાભાઈના છોકરાવને પણ બોલાવો ને તર્પણ તો જેમ બધાનું એમ સારું. છોકરાના છોકરાનું તર્પણ તો પેલ્લાં પહોંચે. ને બાપાનો આત્મા એટલો વધારે પ્રસન્ન થશે...' હસુ ગોરનો સન સંદીપ બોલ્યો ને કાકાથી રડી પડાયું: 'નકરી અબળખા... બાપ, નકરી અબળખા. ભગવોન એટલો બધો ચ્યારથી દયાળુ થઈ જ્યો...'

મા મોટેથી રડી પડી : 'પાણાય ખૂટી જ્યા પાણા-ય... ભગવાન હોય તો તો પાણો ફાડીન બા'ર આવઅ બા'ર મારો રામ! મનેખનાં દુઃખ ભૂલી જ્યોસ. એવાં તે ચ્યાં પરભવનાં કરમ હતાં કે બિશારીયુંક બેય વેલીયું (વહુ) ફળ્યા વિનાની જ રઈ જઈ... અને ઈય જીવતી અબળખામાં ઝૂરતા ઝૂરતા હાલ્યા ગયા...'

અને પછવાડે ડૂસકાં. પાછળપાછળ ભાભી અને ઝંખનાનાં ડૂસકાં પણ સંભળાયાં...

મારાથી બાપાના ફોટા સામે જોવાઈ ગયું. ટચલી આંગળીએ પહેરેલી દર્ભની પવિત્રી સ્થિર થઈ ગઈ. મનમાં ઘણાં બધાં વમળો ઊઠ્યાં. ને પાછાં શાંત બનીને શમી ગયાં. પણ એ તો માત્ર ગલતફહેમી. ઘૂમરી ખાઈને મગજમાં ચડી ગયાં. બધુ ગોળગોળ...

ઝંખનાની પાછળ હંસા બેઠી હતી. ખોળામાં ઠાવકો થઈને નીલ બેઠો હતો. હું તેની સામે ક્યાંય સુધી તાકી રહ્યો. તાકી જ રહેવાયું! નીલ બાપાના ફોટા સામે એકીટશે જોઈ રહ્યો હતો. બાપાના, નીલના અને મારા ત્રણેયના નજરત્રિકોણ રચાયા ન રચાયા એ પહેલાં તો લાગ્યું કે બાપાનો હાથ ફોટામાંથી બહાર આવી જાણે મારા માથા પર મુકાઈ ગયો. સઘળું ગોળગોળ. તીવ્ર ભાવસમાધિ... કોઈ અગોચર, પણ હૂંફાળો, શીતલ, પ્રેમથી ધબકતો સ્પર્શનો કેફ. અને કાનમાં પડઘાતા શબ્દો : 'બસ બસ, બટા જંતી... અવ તો હું સુખેથી મોક્ષધામ પામીશ. તારુ તર્પણ મન પોંચી ગ્યું છ, ભઈ... તારું તર્પણ મન પોંચી ગ્યું છ... મારી અબળખા પૂરી થઈ જઈ, બટા જંતી... અવ તો મારી અબળખા પૂરી થઈ જઈ...'

–આટલા બધામાં હસતા હતા તો માત્ર બે જ જણ : એક નીલ અને બીજા બાપા....

□



# વિસ્તરતી સીમાઓ

**ચન્દ્રકાન્ત ટોપીવાળા**

આજે શહેરના બાગબગીચા કે સમુદ્રકાંઠાઓ સવારે અને સાંજે ચાલવા અને દોડવા નીકળી પડતા, શરીરને સુગઠિત રાખવા ઇચ્છતા સ્વાસ્થ્યપ્રેમીઓથી ઊભરાય છે. ગલીગલીમાં ખૂલેલાં બૉડી શૉપ્સ, હેલ્થ સેન્ટર્સ અને બ્યૂટી પાર્લરોમાં શરીરનું વિશેષ જતન થઈ રહ્યું છે. વિયેગ્રા જેવી કામોત્તેજક ગોળીઓની શોધે શરીરબલની છેલછાને જગાવી છે. શહેરે શહેરે યોજાતી સૌન્દર્યની ઉપસ્પર્ધા અને સ્પર્ધામાં શરીરના લહેકા સાથે કેટવૉક લેતી સુન્દરીઓ ટી.વી.ના પડદા મારફતે ઘરના ખૂણા સુધી પહોંચી છે. જાહેરાતોમાં ફ્યુચરા જેવા કુકરને તૈયાર કરતી કંપની કુકરના વળાંકો અને નારીના વળાંકોને ઇન્દ્રિયોત્તેજક દૃશ્યભાષામાં રજૂ કરી રહી છે.

આજનાં ચલચિત્રોએ પણ ખાસ્સો ઊહાપોહ સર્જ્યો છે. એમાં આવતી મબલખ હિંસા અને વારંવારનાં બળાત્કારોનાં દૃશ્યોમાં સંડોવાતાં શરીરોની ઉત્તેજના અજંપો ઊભો કરે તેવી છે. એના સંગીતમાં મનને ડોલાવતા લયને સ્થાને શરીરને ડોલાવતો તાલ પ્રવેશ્યો છે. નાયકનાયિકા સ્પર્શ્યા વિના પ્રેમ નથી પ્રગટ કરતાં, પણ પ્રેમ કરવા માટે તળ સંસ્કૃતિની લીલાઓ ઓળંગીને શરીરની કસરતો અને કરામતો સુધી પહોંચ્યાં છે. નાયકનાયિકા એકલાં એકલાં ઝાડની ફરતે ગીતો ગાતાં નથી, પણ આસપાસ અને આગળપાછળ ઝટકો આપી નાચતાં સંખ્યાબંધ શરીરોની આગળ આવીને પોતાનાં શરીરોને પ્રદર્શિત કરે છે.

આ બધું બતાવે છે કે લાંબા ગાળાથી ચાલી આવેલી આધુનિકતા અને આધુનિકતાવાદની સીમા તોડીને અનુઆધુનિક ભૂમિકા પર શરીરે આક્રમક રીતે પ્રવેશ કર્યો છે. પુનરુત્થાનકાળથી ઉત્તરોત્તર તર્કબુદ્ધિના વધતા જતા દબાવ અને નિયંત્રણ સામે આ ખુલ્લો બળવો છે. પશ્ચિમમાં તો, કહેવાય છે કે કાર્ટેશિયન પરંપરાએ શરીરને હાનિ પહોંચાડી છે. દેકાર્તે કહ્યું હતું કે 'હું વિચારું છું માટે હું છું' અને એવું કરીને દેકાર્તે શરીર ઉપર મનને મૂકેલું અને શરીરની અવગણના કરેલી. આ અવગણના એટલી માત્રામાં આગળ વધેલી કે 'બૉડી' (શરીર) જેવો શબ્દ ઉચ્ચારવામાં આવતાં પહેલાં તો મૃતશરીર કે શબની જ કલ્પના આવે છે. ટૉમસ ઍક્વેનાસ જેવા તો કહે છે કે મૃતશરીર કે શબ જેવું કશું છે જ નહીં. જે છે તેને જીવતાનો અવશેષ કહી શકાય. અનુઆધુનિકતાવાદે શરીરનો જે મહિમા કરવા માંડ્યો છે અને તર્કબુદ્ધિ યા મનની સીમાઓની ઉપર ઊઠીને ફરીને જે શરીરની સ્થાપના કરવા માંડી છે તે આધુનિકતાએ સતત સેવેલી વૈજ્ઞાનિક વસ્તુલક્ષિતા અને અમૂર્તતાની વિરુદ્ધમાં ઊઠેલી ગતિ છે. માર્લો પોન્તિએ શરીરની વ્યાખ્યા આપતાં કહેલું કે 'કશુંક કરવાનું છે ત્યાં શરીર છે' એટલે શરીર ઉપકરણ છે, પણ અનુઆધુનિકતાવાદમાં નવું શરીરશાસ્ત્ર (Somatics) ઉદ્ભવમાં આવ્યું છે જેમાં જોવાથી માંડી અન્ય ક્રિયાઓ શરીર પર કરવામાં આવે છે એટલે કે શરીર અધિકરણ છે.

અનુઆધુનિકતાવાદની આ ગતિને સમજવા માટે આલાં તુરેન (Allain Touraine)ના 'આધુનિકતાની આલોચના' ('ક્રિટિક ઑવ મૉડર્નિટી', અનુવાદ, ડેવિડ મેસી) નામક ગ્રંથને જોવો જરૂરી છે. આ ગ્રંથમાં આધુનિકતાનું નિદાન કરતાં આલાં તુરેને સ્પષ્ટ કર્યું છે કે ઘણા લાંબા સમય સુધી સમાજવિજ્ઞાનીઓ, તત્ત્વચિંતકો અને સંસ્કૃતિના આલોચકોએ જે આધુનિકતાનાં લક્ષણો ઉપસાવ્યાં છે તેમાં એક જ ધરીનો ઉપયોગ થયો છે. એમણે વૈજ્ઞાનિક પુનર્ગ્રથન (Rationalisation)ની ધરીને ખપમાં લઈ બીજી એટલી જ મહત્ત્વની વ્યક્તિ-પુનર્ગ્રથન (Subjectivation)ની ધરીની ઉપેક્ષા કરી છે.

માનવચેતનાનું સાંસ્કૃતિક ઘડતર એથી વિચારણાના પૂરેપૂરા કેન્દ્રમાં નથી આવ્યું. આધુનિકતા બુદ્ધિતર્કના વસ્તુલક્ષી વિસ્તાર સાથે જેટલી નિસ્બત ધરાવે છે, એટલી વ્યક્તિપુનર્ગ્રથનમાં પણ એની નિસ્બત છે. વ્યક્તિપુનર્ગ્રથનને વૈયક્તિક સંજ્ઞાઓમાં ઓળખવાની જરૂર નથી. વ્યક્તિપુનર્ગ્રથન સામાન્ય રીતે અન્ય સાથેના સંબંધોની પણ અપેક્ષા રાખે છે. વૈજ્ઞાનિક પુનર્ગ્રથન અને વ્યક્તિપુનર્ગ્રથન પરસ્પરના વિરુદ્ધમાં રહ્યાં છે. આથી જ આધુનકિતાને અતિક્રમી જવા માટે વ્યક્તિપુનર્ગ્રથનની બીજી ધરી સક્રિય બની છે.

આલાં તુરેન માને છે કે આજના અનુઔદ્યોગિક સમાજમાં વ્યક્તિપુનર્ગ્રથન સામાજિક આંદોલનોના રૂપે પ્રધાન રૂપ ધારણ કરે છે. આવા અનુઔદ્યોગિક સમાજને તુરેન 'પ્રોગ્રામ્ડ સોસાયટી' કહે છે, જેમાં સાંસ્કૃતિક માલસામાનનું ઉત્પાદન અને વિતરણ કેન્દ્રસ્થ ભૂમિકા બજવે છે. આ ભૂમિકા પાછી ઔદ્યોગિક સમાજમાં ભૌતિક માલસામાન સાથે સંકળાયેલી છે. વ્યક્તિપુનર્ગ્રથનની આ સક્રિય બનેલી ધરી આજે ફ્રેંચ તત્ત્વવિચારણામાં 'વ્યક્તિતા તરફનું પુનરાગમન' (Return to the subject) સંદર્ભે પરિચિત વિષય છે. સામૂહિક સમાજની સરકતી રેતમાં જો મનુષ્યે અદશ્ય ન થઈ જવું હોય તો એણે પોતાની જાત પર ધ્યાન કેન્દ્રિત કરવું પડશે.

મનની અમૂર્તતા સામે ઇન્દ્રિયસંવેદ્ય શરીર સ્વરૂપે આક્રમક રીતે જાત ઉપર ધ્યાન કેન્દ્રિત થઈ રહ્યું છે.

□

**હે, સુંદરતમ!**

*હે, સુંદર સુંદરતમ!*
*પરમ રૂપની સરજી કવિતા પ્રિયા પ્રકૃતિ અનુપમ.*

*લચી પડ્યું લાવણ્યે, લાલી*
*લથપથતું દિગ્મંડળ,*
*અંતરીક્ષ ભૂપદ્મ પ્રફુલ્યું*
*નીતરતે નભમંડળ.*
*રસભીની સ્વરસરિતા પ્રગટી, સમયસુધાની સરગમ.*
*હે, સુંદરતમ!*

*મત્ત મત્ત કોઈ નશો શરાબી*
*ચહુદિશ છાયો ઘેરો,*
*મેઘધનુથી શત શર છૂટ્યાં*
*નર્તનમસ્ત મયૂરો,*
*કુસુમ કુસુમ, નવ પરણ પરણ પર ઝાકળ વરસી ઝમઝમ.*
*હે, સુંદરતમ!*

*એકાકાર થયાં નભભૂમિ*
*ઘન ઘનઘોરાં ગરજે,*
*અદીઠ તારો રણઝણ રણઝણ*
*તૃષા તલપની તરજે,*
*એક અનેકો સહ રસક્રીડા રમે, વિલાસે વિભ્રમ!*
*હે, સુંદરતમ!*

**લાભશંકર રાવળ 'શાયર'**

# નૂતન વર્ષાભિનંદન



મુખ્ય મંત્રી શ્રી કેશુભાઈ પટેલ
અને -
રાજ્ય મંત્રી મંડળ
ગુજરાતના સૌ નાગરિકોને
દીપાવલી પર્વની શુભકામનાઓ અને
સંવત ૨૦૫૫ના નૂતન વર્ષાભિનંદન પાઠવે છે





નવા વર્ષે આપણો સંકલ્પ :
સમૃદ્ધ અને સંસ્કારી ગુજરાત



માહિતી '૯૮

# રાષ્ટ્રીય એકતા અને અખંડિતતાના શિલ્પી સરદાર પટેલને કોટિ કોટિ વંદન

સંગઠન વિનાનું સંખ્યાબળ એ બળ નથી.
સૂતરના બારીક તાર જુદા જુદા હોય છે,
પણ જ્યારે મોટી સંખ્યામાં ભેગા થઈને મહોબત કરે છે,
તાણા-વાણામાં વણાઈને કપડાનું રૂપ લે છે
ત્યારે એની મજબૂતી, સુંદરતા અને
ઉપયોગીતા અદ્‌ભુત બની જાય છે.....



-સરદાર પટેલ



સરદાર વલ્લભભાઈ પટેલને
હું યુગ પરિવર્તનના પ્રેરક દૃષ્ટા માનું છું.
તેમણે સેંકડો રજવાડાંનું વિલીનીકરણ કરીને ભારતનું અખંડ રાષ્ટ્ર કંડારવાનું વિરલ કાર્ય કર્યું છે. એ રીતે તેમનું સ્થાન ઈતિહાસમાં અમર થવાનું હતું જ, પરંતુ તે ઉપરાંત પણ તેમણે જે જે ક્ષેત્રો હાથમાં લીધાં તેમાં તેમણે પોતાની આગવી પ્રતિભા ઝળકાવી છે. સરદાર તો સરદાર હતા....રાષ્ટ્ર સમક્ષની સમસ્યાઓ અને પ્રજામાનસની નાડ પારખવાની એમની સૂઝની તોલે કોઈ ના આવે....સમસ્યાના ઉકેલ માટેની કુનેહ અને મનોબળ તો સરદાર સાહેબનાં જ. સરદાર વલ્લભભાઈ પટેલ આજે હોત તો - આપણા દેશનો ઈતિહાસ જુદો હોત...

-કેશુભાઈ પટેલ
મુખ્ય મંત્રી, ગુજરાત રાજ્ય

સરદાર પટેલની ૧૨૩મી જન્મજયંતી, ઓક્ટોબર - ૧૯૯૮

માહિતી '૯૮

# ગૂર્જરનાં પ્રાણવાન પ્રકાશનો

| પુસ્તકનું નામ | લેખકનું નામ | કિંમત | વિષય |
|---|---|---|---|
| ગુલઝારીલાલ નંદા | કનુભાઈ રાવલ | ૭૫/- | જીવનચરિત્ર |
| પરમતત્ત્વને પંથે | કાન્તિલાલ કાલાણી | ૯૦/- | ચિંતન |
| દિવ્યદર્શન | કાન્તિલાલ કાલાણી | ૧૦૦/- | ચિંતન |
| તાઓ સૂત્ર | માવજી સાવલા | ૪૦/- | ચિંતન |
| મૃગચર્યાના લાભ | ફાધર વાલેસ | ૪૦/- | ચિંતન |
| તરસ એક ટહુકાની | રાઘવજી માધડ | ૧૧૦/- | નવલકથા |
| તત્ત્વમસિ | ધ્રુવ ભટ્ટ | ૯૦/- | નવલકથા |
| રિક્તા | ભગવતીકુમાર શર્મા | ૧૧૫/- | નવલકથા |
| ભદ્રંભદ્ર | રમણભાઈ નીલકંઠ | ૧૦૦/- | નવલકથા |
| આઈન્સ્ટાઈન | ઉષા જોશી | ૪૦/- | ચરિત્ર |
| રાજા રામન્ના | ઉષા જોશી | ૫૭/- | ચરિત્ર |
| ભારતરત્ન અબ્દુલ કલામ | ઉષા જોશી | ૬૦/- | ચરિત્ર |
| સ્વામી રામદાસ | પ્રસાદ બ્રહ્મભટ્ટ | ૧૪૦/- | ચરિત્ર |
| ગંગોત્રી | ઉમાશંકર જોશી | ૫૦/- | કાવ્ય |
| સૌરભ વ્રત કથા | સં. હસુ યાજ્ઞિક | ૬૦/- | પ્રકીર્ણ |
| એક્યુપ્રેશર | હિનાવદન | ૫૦/- | આરોગ્ય |
| માણસ નામે ચંદરવો | ભગવતીકુમાર શર્મા | ૧૧૦/- | નિબંધ |
| સોટી પોઠી પુ. ૧થી ૫ | ધનંજય શાહ | ૧૨૦/- | બાળસાહિત્ય |
| વરુણનું સોનેરી સપનું | મધુસૂદન પારેખ | ૪૦/- | બાળસાહિત્ય |
| ચાંદરણાં ૧-૫ | રતિલાલ નાયક | ૧૨૦/- | બાળસાહિત્ય |
| ગુજરાતની અસ્મિતા | રજની વ્યાસ | ૬૦૦/- | સંદર્ભગ્રંથ |
| Glory of Gujarat | Rajni Vyas | ૬૫૦/- | સંદર્ભગ્રંથ |
| [illegible] ગરવા ગુજરાતીઓ | રજની વ્યાસ | ૭૫૦/- | સંદર્ભગ્રંથ |
| કથાવિભીષિકા ભા.૧-૨ | અશોક હર્ષ | ૧૬૦/- | નવલિકા |
| બંધ ઓરડાની ભીતરમાં | શ્રદ્ધા ત્રિવેદી | ૮૨/- | નવલિકા |
| નટીશૂન્ય | રવીન્દ્ર ઠાકોર | ૫૦/- | નાટક |
| ત્વમસિ મે | રવીન્દ્ર ઠાકોર | ૫૦/- | નાટક |
| અને એકાંકી | રવીન્દ્ર ઠાકોર | ૬૦/- | નાટક |
| ભીતર ભીતર | દિલીપ રાણપુરા | ૧૦૮/- | સંસ્મરણકથા |
| સંસ્કૃત કાવ્યશાસ્ત્રની આધુનિક કૃતિવિવેચનમાં પ્રસ્તુતતા | જયંત કોઠારી | ૬૪/- | વિવેચન |
| પ્લેટો-ઍરિસ્ટૉટલ-લૉંજાઈનસની કળાવિચારણા | જયંત કોઠારી | ૮૦/- | વિવેચન |
| આવો ગાઈએ ગરબા | સં. અરુણા ચોકસી | ૫૦/- | ગરબાવલી |
| નિજી આકાશ | રંજના હરીશ | ૮૦/- | લેખસંગ્રહ |
| મૃત્યુ પછીની દુનિયા | આત્મારામ પટેલ | ૫૦/- | લેખસંગ્રહ |

ગુજરાતી ગ્રંથકારશ્રેણી
સંપા. રમણલાલ જોશી
નવાં પુસ્તકો

| પુસ્તકનું નામ | લેખકનું નામ | કિંમત |
|---|---|---|
| સુરેશ જોશી | ચન્દ્રકાંત ટોપીવાળા | ૪૦/- |
| ધૂમકેતુ | નીતિન વડગામા | ૨૨/- |
| ઝવેરચંદ મેઘાણી | કનુભાઈ જાની | ૨૦/- |
| પન્નાલાલ પટેલ | પ્રમોદકુમાર પટેલ | ૫૦/- |
| પ્રહ્લાદ પારેખ | પ્રસાદ બ્રહ્મભટ્ટ | ૩૦/- |
| મનસુખલાલ ઝવેરી | દુષ્યંત પંડ્યા | ૪૫/- |
| કનૈયાલાલ મુનશી | મનસુખલાલ ઝવેરી | ૩૨/- |
| કાકા કાલેલકર | ચન્દ્રકાન્ત મહેતા | ૩૬/- |
| પ્રિયકાન્ત મણિયાર | નલિન રાવળ | ૪૦/- |
| ન્હાનાલાલ | જયંત ગાડીત | ૪૦/- |

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

રતનપોળ નાકા સામે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧

*Uddesh (A literary, cultural monthly) December 1998 : ISSN 0971-6599*
Licensed to post without prepayment, Licence No. 188 R. No GAMC/920

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

सर्वभाषा सरस्वती

વર્ષ નવમું : અંક છઠ્ઠો

જાન્યુઆરી : ૧૯૯૯

તંત્રી
રમણલાલ જોશી

૧ ૦ ૨



# ઉદ્દેશ

**વર્ષ : નવમું    અંક : છઠ્ઠો    સળંગ અંક : ૧૦૨**

## અનુક્રમ : જાન્યુઆરી ૧૯૯૯



પ્રકાશક : રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

લેઆઉટ, ટાઇપસેટિંગ : ઇમેજ સિસ્ટમ્સ, ૩૦૧, વૈભવી કૉમ્પ્લેક્સ, ફતેહપુરા પોલીસ ચોકી પાછળ, પાલડી, અમદાવાદ – ૩૮૦ ૦૦૭. ફોન : ૬૬૧૦૪૪૧.

મુ[illegible] ભ[illegible]તી ઑફસેટ બારડોલપુરા અમદાવાદ – ૩૮૦ ૦૦૪

## સૂચનાઓ

- ❐ 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- ❐ 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
- ❐ આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
- ❐ વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૧૫૦, વિદેશમાં (ઍરમેલ) રૂ. ૫૦૦, આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂ. ૧,૫૦૦.
- ❐ 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે, અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- ❐ સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે.
- ❐ છૂટક નકલ રૂ. ૧૫, પોસ્ટેજ સાથે.
- ❐ લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું :

**'ઉદ્દેશ' ફાઉન્ડેશન**
૨, અચલાયતન સોસાયટી,
સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
ફોન : ૭૪૫૬૨૭૭; ૭૪૫૨૦૨૭

- ❐ લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ.
- ❐ 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે :

(૧) **વિજય મૅગેઝીન વર્લ્ડ**
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન: ૫૩૫૪૫૯૬

(૨) **સૌરભ પુસ્તક ભંડાર**
કેલિકો ડોમ પાસે, મેડા ઉપર
રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧
ફોન: ૩૮૧૨૩૦, ૭૪૭૫૦૯૭

(૩) **મૅગેઝીન વર્લ્ડ**
સ્ટેશન રોડ,
આણંદ - ૩૮૮ ૦૦૧

ઉદ્દેશ

જાન્યુઆરી ૧૯૯૯

सर्वभाषा सरस्वती



## શું આમાંથી કોઈ માર્ગ નહીં નીકળે ?

થોડા સમય પહેલાં 'પ્રસિદ્ધિઘેલછાથી ગ્રસ્ત આજનું ગુજરાતી સાહિત્ય' વિશે લેખ લખવાનું બનેલું. મને લાગે છે કે અત્યારની સાહિત્યક્ષેત્રની સ્થિતિ પણ એવી જ છે. સાહિત્યાચાર્ય મમ્મટ કાવ્યનાં પ્રયોજનોમાં યશ, અર્થ, વ્યવહારજ્ઞાન, મંગલ, મધુર ઉપદેશ અને સદ્ય પરમાનંદ એ સૌની પ્રાપ્તિને ગણાવે છે, પરંતુ આજકાલ રાજકારણીઓના અનુકરણમાં આપણે પ્રસિદ્ધિ પાછળ આંધળી દોટ મૂકી છે. ઠેરઠેર ઇનામો એવૉર્ડોની વહેંચણી-લહાણી થતી હોય છે. તદ્દન સામાન્ય કક્ષાનાં પારિતોષિકો અને માન-સન્માનો થાય છે એ હાસ્યાસ્પદ લાગે છે. આમેય સાહિત્યકારોને ઘણું ઓછું મળે છે એટલે સંમાન્ય સંસ્થાઓ કે મંડળો કોઈ ખાસ મહત્ત્વનું પ્રદાન કરનાર સાહિત્યકારને સન્માને એમાં કશું ખોટું નથી. પણ ગામેગામ નાનાં મંડળો કે મિત્રવર્તુળો એકઠાં થઈ અમુક-તમુકનું માનસન્માન કરે એ વસ્તુ ઇચ્છવાયોગ્ય નથી. મેં કહેલું કે ૧૯૦૫માં ગુજરાતી સાહિત્ય પરિષદનું પ્રથમ અધિવેશન અમદાવાદમાં ગોવર્ધનરામના પ્રમુખપદે મળ્યું, ત્યારે કવિ કાન્તે ન્હાનાલાલની જ એક કાવ્ય પંક્તિ 'ઊગ્યો પ્રફુલ્લ અમીવર્ષણ ચંદ્રરાજ'થી ન્હાનાલાલના ગુજરાતી સાહિત્યક્ષેત્રમાંના પ્રવેશને વધાવ્યો હતો. એ રીતે આજે વધાવી શકાય એવો કોઈ કવિ-સર્જક ગુજરાતી સાહિત્યાકાશમાં દેખાય છે ખરો? ગુજરાતની અસ્મિતાનાં ચોમેર ગાણાં ગવાય છે અને પરદેશની નાનીમોટી સંસ્થાઓ ગુજરાતી લેખકોને પોતાને ત્યાં નિમંત્રે પણ છે. પરંતુ ત્યાં જઈને શું કામ થાય છે એનો અંદાજ મેળવવો જોઈએ. મુદ્રણની સુવિધાને કારણે રોજેરોજ ઢગલાબંધ ચોપડીઓ અને પુસ્તિકાઓ છપાતી હોય છે પણ, એમાં ખરેખરું સાહિત્યિક અને કસવાળું કેટલું ?

ગુજરાતી સાહિત્યને આજે નરસિંહરાવ કે સુરેશ જોષીની જરૂર છે. પરિસ્થિતિ ખરેખર ચિંતાપ્રેરક છે. તો આમાંથી કોઈ માર્ગ નહીં નીકળે?

રમણલાલ જોશી

# સાંપ્રત પ્રવાહો

તંત્રી

## ત્રણ મહાનુભાવોને ડી.લિટ.ની માનદ પદવી

પ્રસિદ્ધ ભાષાવિજ્ઞાની અને સાક્ષર ડૉ. હરિવલ્લભ ભાયાણીને, સ્વાધ્યાયયજ્ઞના ઉદ્ગાતા પાંડુરંગ શાસ્ત્રી આઠવલેને અને ઇતિહાસકાર શંભુપ્રસાદ દેસાઈને સૌરાષ્ટ્ર યુનિવર્સિટી તરફથી ડી.લિટ.ની માનદ પદવી એનાયત થઈ, એથી આનંદ થયો. ડૉ. ભાયાણીએ ભાષાવિજ્ઞાન, મધ્યકાલીન સાહિત્યનું સંશોધન અને સાહિત્યિક સૈદ્ધાંતિક વિવેચનમાં નોંધપાત્ર અર્પણ કર્યું છે. શ્રી પાંડુરંગ શાસ્ત્રી આઠવલેએ સાંસ્કૃતિક પરંપરાગત મૂલ્યોની જાળવણી માટે જીવનભર કામ કર્યું અને ભગવદ્ગીતાના આધુનિક બૌદ્ધિક અર્થઘટન દ્વારા સામાજિક અભ્યુત્થાનનો નવતર પ્રયોગ કરી ધર્મને જીવનમાં સક્રિય બનાવ્યો. અને શ્રી શંભુપ્રસાદ દેસાઈએ ખૂબ પરિશ્રમ માંગી લેતા સંશોધનને પરિણામે ગુજરાતનો, વિશેષે સૌરાષ્ટ્રનો સાંસ્કૃતિક ઇતિહાસ સુલભ બનાવ્યો, એ એમનું મહત્ત્વનું પ્રદાન છે. આ ત્રણેય મહાનુભાવોને ડી.લિટ.ની માનદ પદવી એનાયત કરી સૌરાષ્ટ્ર યુનિવર્સિટીએ એક સ્તુત્ય વિદ્યાકાર્ય કર્યું છે. ત્રણેય મહાનુભાવોને અને યુનિવર્સિટીને અભિનંદન.

## સાહિત્ય અકાદમી એવૉર્ડ

દિલ્હી સાહિત્ય અકાદમી તરફથી આ વર્ષે ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ વિદ્વાન અને વિવેચક શ્રી જયંત કોઠારીને તેમના પુસ્તક 'વાંકદેખાં વિવેચનો' માટે પારિતોષિક મળ્યું છે. શ્રી જયંતભાઈને અભિનંદન.

## સાહિત્યકારોનું સન્માન

ગુજરાતના સુપ્રસિદ્ધ નવલકથાકાર શ્રી ચંદ્રકાન્ત બક્ષીને મુંબઈના શેરિફ બનાવવામાં આવ્યા, તે સમાચાર આનંદદાયક છે. તેમણે તા. ૧૯-૧૨-'૯૮ના રોજ આ મોભાના સ્થાનના શપથ પણ લીધા. ગુજરાતને આ માન મહારાષ્ટ્ર તરફથી મળ્યું, એ ઘટના ખાસ નોંધપાત્ર છે. ગુજરાતની અસ્મિતાનાં છાશવારે ગાણાં ગાતાં આપણે થાકતા નથી. ત્યારે મુંબઈના શેરિફની પદવી એક ગુજરાતી સાહિત્યકારને આપવામાં આવી એ ઘટના ગુજરાતની અસ્મિતા માટે કાર્ય કરનારાઓને આંખ ઉઘાડનારી નીવડશે. શ્રી બક્ષીને અભિનંદન.

ઈ.સ. ૧૯૯૧ના વર્ષનો ધનજી કાનજી સુવર્ણચંદ્રક, વિશિષ્ટ સાહિત્યસર્જન માટે, ડૉ. મધુસૂદન પારેખને અર્પણ કરવાનો એક સમારંભ તા. ૧૯-૧૨-'૯૮ના રોજ શ્રી કે. કા. શાસ્ત્રીના અધ્યક્ષપદે યોજાયો હતો. ડૉ. મધુસૂદન પારેખને હાર્દિક અભિનંદન. સ્વ. મફત ઓઝાને મરણોત્તર સંસ્કાર એવૉર્ડ આપવામાં આવ્યો છે. પ્રસિદ્ધ લેખક અને મધ્યકાલીન સાહિત્યના અભ્યાસી ડૉ. કુમારપાળ દેસાઈને દિવાળીબેન મોહનલાલ મહેતા એવૉર્ડ એનાયત થયો. ડૉ. કુમારપાળ દેસાઈને અભિનંદન.

## ઢસા ગામે ઊજવાયેલો સાહિત્યોત્સવ

તા. ૭ જૂન '૯૮ના રોજ ભાવનગર જિલ્લાના ઢસા જંક્શન ગામે એક સાહિત્યોત્સવ ઊજવાઈ ગયો. પ્રસંગ હતો કવિશ્રી મનોહર ત્રિવેદીનાં ત્રણ પુસ્તકો 'છુટ્ટી મૂકી વીજ' (કાવ્યસંગ્રહ), 'ઘરવખરી' (નિબંધસંગ્રહ), 'ગજવામાં ગામ' (વાર્તાસંગ્રહ)ના લોકાર્પણનો. મનોહર ત્રિવેદીએ વનપ્રવેશ કર્યો હોઈ તેમનું જાહેર સનમાન કરવામાં આવ્યું અને આ પ્રસંગે કવિસંમેલન પણ થયું. આ સમારંભના પ્રમુખ તરીકે આ લખનારે મનોહર ત્રિવેદીના સાહિત્યસર્જન વિશે વાત કરી. શ્રી મોરારિબાપુ આ પ્રસંગે ખાસ ઉપસ્થિત રહ્યા હતા. તેમણે આર્શીવચનરૂપે સરસ સંભાષણ કર્યું. અન્ય સૌરાષ્ટ્રના સંતો, ખ્યાતનામ કવિઓ અને સાહિત્યકારોની ઉપસ્થિતિ ધ્યાન ખેંચતી હતી. 'છુટ્ટી મૂકી વીજ'ની પ્રસ્તાવના આ અંકમાં અન્યત્ર આપી છે. સમારંભ સરસ થયો. શ્રી મનોહર ત્રિવેદીને શુભેચ્છાઓ.

## અવસાનનોંધ :

રાષ્ટ્ર ભાવનાનાં સુંદર ગીતોના રચયિતા કવિ પ્રદીપનું ગઈ ૧૧મી ડિસેમ્બરના રોજ અવસાન થયું. ગુજરાતીના કવિ શ્રી ઇન્દુકુમાર ત્રિવેદી ગઈ ૨૫ જુલાઈ '૯૮ના રોજ અવસાન પામ્યા. શ્રી ત્રિવેદીનો પ્રથમ કાવ્યસંગ્રહ 'ક્વચિત્' ૧૯૬૫માં અને બીજો સંગ્રહ 'સંનિવાસ' ૧૯૮૫માં પ્રગટ થયો હતો. તેઓ સાચા સંવેદનશીલ કવિ હતા. પ્રભુ આ બન્નેના આત્માને ચિર-શાંતિ અર્પે એ પ્રભુને પ્રાર્થના.

❑

# લયની રમણીય લીલા*

રમણલાલ જોશી

શ્રી મનોહર ત્રિવેદીનો પરિચય મને એમની કવિતા દ્વારા જ થયો. એ સાચો પરિચય છે. તે 'ફૂલની નૌકા' લઈને આવ્યા (આ એમનો પ્રથમ કાવ્યસંગ્રહ. 'ઝીંઝરણું' નામે કાવ્યપુસ્તિકા એ પહેલાં તેમણે આપેલી, પણ એ જુદી વાત). ત્યારે મેં તેમને રમેશ પારેખની પરંપરાના કવિ તરીકે ઓળખાવેલા. મેં લખેલું કે "રમેશ પારેખની કવિતાનો પ્રભાવ સ્વીકારવા સાથે આ કવિતાએ પોતાનું આગવાપણું પણ સાચવ્યું છે. મનોહરની વિશેષતા ગીત અને ગઝલ પરત્વે છે. આ બંને પરંપરાગત પ્રકારોમાં જૂની તરેહના અનુસરણથી તે અટકી ગયા નથી. પણ એમાંય કાંઈ નવું કરતા રહ્યા છે. એક સળંગ ભાવને તેમણે બબ્બે-ત્રણત્રણ ગીતો સુધી વિસ્તાર્યો છે. સૌરાષ્ટ્રનું સમગ્ર વાતાવરણ અને લોકજીવન એમની કવિતામાં મૂર્તતા ધારણ કરે છે... અહીં ફળિયાં અને વંડી, ખેતરના શેઢા અને નદીનાળાં, ગામ બહારનાં મંદિરો અને પીપળા, ખેતરમાં ભાત લઈ જતી ભતવારીઓ, મુગ્ધ કન્યાઓ અને ખેડૂતો, મુગ્ધ ગ્રામજનોનાં આશાઅરમાનો અને મુગ્ધાની મદીલી આંખો એક આગવી સૃષ્ટિ રચે છે. આ સૃષ્ટિ એ તેમનો જાતઅનુભવ છે, એથી એમની કવિતા સચ્ચાઈનો રણકો લઈ આવે છે. મનોહર ત્રિવેદીની રગ પરંપરાની છે. અને એમાં તેમણે પોતાની શક્તિઓનો સારો હિસાબ આપ્યો છે. કલ્પના અને ચિંતનની ફાળ વધતાં તેમની કવિતા કેટલુંક વધુ સત્ત્વશીલ આપી શકે એવી શક્યતા આ સંગ્રહ અવશ્ય દાખવે છે. મનોહરની આ કવિતા વાંચનારને પણ 'ક્યાંકથી લયની હવા ટહુકી ગઈ'નો અનુભવ થશે."

હવે જ્યારે તે 'છુટ્ટી મૂકી વીજ' લઈને આવે છે ત્યારે ઉપર કહેલી શક્યતા સાકાર થયેલી જોઈ આનંદ થાય છે. લયની હવા ટહુકી ગયાનું કહેનાર કવિ અહીં જાણે એને છુટ્ટી મૂકતા લાગે છે. કોઈએ કહેલું કે બ્રહ્માની જેમ શબ્દબ્રહ્મની બનેલી કવિતા અવ્યાખ્યેય છે, પણ કવિતા એ, જેમાં કવિની હાજરીનો અનુભવ થાય. એ થાય છે લય દ્વારા. છંદ એ લયનું વિશિષ્ટ સ્વરૂપ છે. કાળફલક પર લયનું આવર્તન એટલે છંદ. કવિતાના લયને કેવળ છંદ સાથે જ લેવાદેવા નથી, સ્વમાધુર્યની સાથે પણ એને સંબંધ છે. પ્રાસાનુપ્રાસ, શ્લોકયોજના અને એમ બંધાતા જતા આખી કૃતિના સ્વમાધુર્યની સાથે, અને એથીય વિશેષ વિચારોના, ભાવપ્રતીકોના અને છેવટે લાગણીના લય સાથે સંબંધ છે. કાવ્યમાં લય દ્વારા સર્જનશક્તિનો એક ઉત્તમ પરિચય થતો હોય છે. 'છુટ્ટી મૂકી વીજ'માં લયની જે રમણીય લીલાનો પરિચય થાય છે તે આહ્લાદક છે.

જગતભરની કવિતાના મુખ્ય વિષયો પ્રણય, પ્રકૃતિ અને મૃત્યુ. પ્રણયનું ગાન કરતાં કવિઓ થાકતા નથી. એકનાં એક વર્ણનો, પ્રતિરૂપો અને સંબોધનો પ્રણયકાવ્યને ચીલાચાલુ બનાવી દે છે. કાવ્યના આરંભે જ ભાવકને એમાં શું આવશે એનો અણસાર મળી જાય છે એટલે વિસ્મયજન્ય આનંદ રહેતો નથી. શ્રી મનોહર ત્રિવેદીએ પણ ઘણાં પ્રણયકાવ્યો આપ્યાં છે. નારી-હૃદયના મનોગતને તે બરાબર પિછાને છે અને ખાસ કરીને નવોઢાના મનોભાવોને તે યથાર્થ રૂપે વ્યક્ત કરી શકે છે. નારીહૃદયને તારેતાર સમજે છે એવી છાપ પડે છે. એમાં સંબોધનો અને શબ્દપ્રયોગો જોતાં લાગે છે કે તે ગ્રામકન્યા, નવોઢા કે પરિણીતાના હૃદયભાવોને તાજગીભરી અભિવ્યક્તિ આપી શકે છે. માનવહૃદય તો સર્વત્ર એક જ છે, એટલે ગ્રામબોલીના શબ્દોના ભારણ વગરનાં થોડાં પ્રણયકાવ્યો તેમણે આપ્યાં હોત તો કેવું સારું એવી લાગણી જન્મે છે! પણ જે કાવ્યો છે એનું સૌન્દર્ય પણ આપણે માણીએ છીએ. હું ભૂલતો ન હોઉં તો કવિ હસિત બૂચે લખેલું કે હવે ગામડાં

* શ્રી મનોહર ત્રિવેદી કૃત 'છુટ્ટી મૂકી વીજ'ની પ્રસ્તાવના

માત્ર કવિકલ્પનામાં રહ્યાં છે. પરંતુ ગ્રામપરિવેશમાં આવતું મનોહરે કરેલું ગ્રામનારીના મનોભાવનું આલેખન આપણને સ્પર્શી જાય છે. ઋતુઋતુના ભાવવિવર્તો પણ સરસ નિરૂપણ પામ્યા છે. એ સમગ્ર સૃષ્ટિની આબોહવામાં ભાવક જાણે શ્વસી રહ્યો હોય એવી અનુભૂતિ થશે. સામાજિક પરિવર્તનની પ્રક્રિયામાં ગામડાંનું ઝડપી શહેરીકરણ થતું હોવા છતાં કવિઓએ આલેખેલાં ગામડાં એટલાં જ જીવંત અને તેથી તાદૃશ બને છે. તેમણે પોતાના વતન ઢસાનું આપેલું વર્ણન તેમના વાસ્તવનિરીક્ષણનું એક નોંધપાત્ર નિદર્શન છે. મૃત્યુ વિશે સીધું કશું ન કહેવા છતાં તેમણે આલેખેલી રમણીય સૃષ્ટિની ઉપેક્ષા એ જ જાણે મૃત્યુ ન હોય એવી પ્રતીતિ થાય છે. મનોહર ક્યાંય ઉપદેશાત્મકતા દાખવતા નથી. અધઝાઝેરું કામ તેમણે ચિત્રો પાસેથી લીધું છે. આ ચિત્રો આપણા સંવિદ્ પર એક ચોક્કસ છાપ મૂકી જાય છે અને એની અસર વિવાદાતીત છે. કદાચ એનો કીમિયો કવિની ઋજુ સંવેદનશીલતામાં રહ્યો હોય. ‘છુટ્ટી મૂકી વીજ’ની કવિતા ફરી ફરી આસ્વાદવી ગમે એવી છે. કોઈ પણ સર્જકને માટે એથી ઉપલબ્ધિ બીજી કઈ હોઈ શકે? હવે જ્યારે શ્રી મનોહર ત્રિવેદીએ વીજને છુટ્ટી મૂકી દીધી છે ત્યારે આપણને એક એક કરતાં ચડિયાતી રચનાઓ મળશે એ શ્રદ્ધા સાથે તેમને સાનંદ અભિનંદન.

૧૭ મે, ૧૯૯૮, અમદાવાદ-૩૮૦ ૦૦૯



# 'પ્રકાશનો પડછાયો'માં કલ્પનાવિહાર*

ચી.ના. પટેલ

જેનાં પાત્રો કાલ્પનિક નહીં, પણ જગપ્રસિદ્ધ ગાંધીનામધારી પરિવારનાં સભ્યો હોય એવી નવલકથા લખવાની શ્રી જોષીની સજ્જતાના પ્રશ્નનો વિચાર કરતાં એ લક્ષમાં રાખવું જોઈએ કે 'પ્રકાશનો પડછાયો' 'નવલકથા' શબ્દના સાચા અર્થમાં નવલકથા નથી, અર્થાત્ એનાં પાત્રો અને એમાં નિરૂપવામાં આવેલાં પ્રસંગો અને ઘટનાઓ કલ્પિત નથી. એ એક જીવનચરિત્રાત્મક કૃતિ છે, એ અર્થમાં કે તેમાં અમુક સમયે હયાત હતાં એવાં સ્ત્રીપુરુષોનાં ચારિત્ર્યનું અને તેમના જીવનના કેટલાક પ્રસંગોનું નિરૂપણ છે.

શ્રી જોષી 'પાત્રો અને પાર્શ્વભૂમિ' એ શીર્ષકથી કરેલા પોતાના નિવેદનમાં જણાવે છે કે " 'પ્રકાશનો પડછાયો' એક નવલકથા છે. એ કોઈ દસ્તાવેજી ઇતિહાસનું આલેખન નથી." પણ તેમણે જ 'જન્મભૂમિ-પ્રવાસી'ના ૧૯૯૭ના નવેમ્બરની ૧૬મીના અંકમાં શ્રીમતી ઊર્મિબહેન દેસાઈનો 'પ્રકાશનો પડછાયો' વિષે દિનકર જોષીએ આ પુસ્તકમાં ઇતિહાસને કાલ્પનિક રૂપ આપી સાહિત્યમાં ખપાવી ગાંધીજી અને તેમના જ્યેષ્ઠ પુત્ર હરિલાલ ભાઈના સંબંધો આલેખ્યા છે" એવો અભિપ્રાય ટાંકીને તેમને આવો ઉત્તર આપ્યો છે: "ઊર્મિબહેનને માલૂમ થાય કે આ પુસ્તકમાં કયા ઇતિહાસને કાલ્પનિક રૂપ આપ્યું છે એનાં કોઈ ચોક્કસ ઉદાહરણો આપ્યાં હોત તો એને તપાસવાનું અને તમને સંતોષ થાય એ રીતે સ્પષ્ટતા કરવાનું શક્ય બન્યું હોત. પુસ્તકમાં કઈ ઘટનાઓ કાલ્પનિક છે એ ઉદાહરણ સાથે કહેવું જોઈતું હતું."

શ્રી જોષીના આ ઉત્તરનો એ જ અર્થ થાય કે 'પ્રકાશનો પડછાયો'માં નિરૂપિત ઘટનાઓ યથાતથ જ નિરૂપવામાં આવી છે. તો જે નવલકથામાં નિરૂપવામાં આવેલી ઘટનાઓ એ નવલકથાના લેખક પોતે જ સાચી ઘટનાઓ હોવાનું જણાવે છે એ નવલકથામાં સ્વતઃ અસંભવિત વાતો નહીં જ હોય એવી અપેક્ષા આપણે રાખી શકીએ ને ?

આપણે બીજી પણ એવી અપેક્ષા રાખી શકીએ ને કે 'પ્રકાશનો પડછાયો'માં શ્રી જોષીએ કરેલું કોઈ વિધાન તેમણે આપેલી સંદર્ભસૂચિમાં જેમનો સમાવેશ થયો છે એ નીચે નોંધેલી સંદર્ભસાહિત્યની કૃતિઓમાંથી પ્રાપ્ત થતી માહિતી સાથે વિસંગત નહીં હોય ?–

(૧) 'હરિલાલ ગાંધી' : સંપાદક ચંદુલાલ ભગુભાઈ દલાલ;

(૨) 'ગાંધીજીની દિનવારી ૨-૧૦-૧૮૬૯થી ૯-૧-૧૯૧૫ સુધી' : ૯-૧-૧૯૧૫ થી ૩૦-૧-૧૯૪૮– સંપાદક ચંદુલાલ ભગુભાઈ દલાલ;

(૩) 'અમારાં બા' : સંપાદક વનમાળા પરીખ;

(૪) 'સત્યના પ્રયોગો અથવા આત્મકથા' : ગાંધીજી;

(૫) 'દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ' : ગાંધીજી;

(૬) 'જીવનનું પરોઢ' : પ્રભુદાસ ગાંધી; અને

(૭) ગાંધીજીનો અક્ષરદેહ.

'પ્રકાશનો પડછાયો' વાંચતાં આપણી આ બે અપેક્ષાઓ ન સંતોષાય તો એ નવલકથા લખવાની શ્રી જોષીની સજ્જતા શંકાસ્પદ ઠરે.

આ દૃષ્ટિએ આપણે હવે શ્રી જોષીએ 'પ્રકાશનો પડછાયો'માં કરેલાં કેટલાંક વિધાનો જોઈએ.

પૃ. ૨૮: "લગ્ન પૂર્વે જ પોતે પૂરા બે મહિના સુધી સેવેલો સાસરવાસનો સમય હરિલાલથી ભુલાતો નહોતો! ગુલાબને તો ત્યારે પોતે જોઈ પણ નહોતી."

પૃ. ૨૯ : "અને આમ સસરાના ઘરે પથારીવશ રહેલા હરિલાલે પહેલી વાર ગુલાબને જોઈ!"

આ બે વિધાનોનો મેળ કેવી રીતે બેસાડવો?

* ગયા અંકથી ચાલુ

ગાંધીજી ૧૯૦૨ના નવેમ્બરની ૨૫મીએ ત્રીજી વાર દક્ષિણ આફ્રિકા જવા મુંબઈથી નીકળ્યા તે પહેલાં તેમણે મુંબઈથી નવેમ્બરની ૮મીએ રાજકોટમાં વકીલાત કરતા બૅરિસ્ટર દલપતરામ શુક્લને પત્ર લખીને જણાવ્યું હતું કે રાજકોટ મરકીના ઉપદ્રવમાંથી મુક્ત થશે તે પછી હરિલાલ અને ગોકળદાસ મુંબઈથી રાજકોટ જશે અને તે સાથે તેમને વિનંતી કરી હતી કે હરિલાલ અને ગોકળદાસને કાઠિયાવાડ હાઈસ્કૂલમાં દાખલ કરાવવા.

(ગાંધીજીની દિનવારી, પૃ. ૪૫ અને ગાંધીજીનો અંગ્રેજી અક્ષરદેહ, ખંડ ૩, બીજી આવૃત્તિ, ૧૯૭૯ જૂન, પૃ. ૩૧૫).

કસ્તૂરબા, મણિલાલ, રામદાસ અને દેવદાસ મુંબઈમાં સાંતાક્રૂઝમાં ભાડે રાખવામાં આવેલા બંગલામાં રહ્યાં અને હરિલાલ રાજકોટ રળિયાતફોઈ સાથે રહેવા ગયા. અહીં તે ૧૯૦૩ના એપ્રિલ-મે માસમાં સખત માંદા પડી ગયા. રળિયાતફોઈ સાથે કોઈ પુરુષ ન હોવાથી ગાંધીજીના મિત્ર હરિદાસ વખતચંદ વોરા હરિલાલને પોતાને ઘેર લઈ ગયા અને હરિદાસના ઘરમાં હરિલાલ પથારીવશ હતા તે દિવસોમાં તેમને ગુલાબનો પરિચય થયો.

('હરિલાલ ગાંધી', પૃ. ૧૦-૧૧).

હરિલાલ ૧૯૦૩ના જૂનની ૩૦મી સુધીમાં સારા થઈ ગયા (ગાંધીજીનો અંગ્રેજી અક્ષરદેહ, બીજી આવૃત્તિ, પૃ. ૪૨૪). એટલે કે હરિલાલ ૧૯૦૩ના એપ્રિલ-મે-જૂનમાં જ હરિદાસ સાથે રહ્યા હતા. તે પહેલાં હરિલાલે પૂરા બે માસનો સમય સાસરવાસમાં સેવ્યો હોય એવો ઉલ્લેખ ક્યાંય મળતો નથી.

પૃ. ૪૨ : "એમાંય જ્યારે જોહાનિસબર્ગથી નાના ભાઈ મણિલાલે લખ્યું– મોટાભાઈ! બાપુની ઑફિસમાં કામ કરતો પેલો કારકુન રિચ તમને યાદ છે? આ રિચ વિલાયત જઈને બૅરિસ્ટર થઈ આવ્યો છે."

સૌજન્યમૂર્તિ જેવા ગાંધીજીના પુત્ર મણિલાલ ગાંધીજીના સાથીનો એકવચનમાં 'પેલો કારકુન રિચ' જેવા તોછડા શબ્દોથી ઉલ્લેખ કરે ખરા?

મણિલાલે 'મોટાભાઈ'ને આ પત્ર ક્યારે લખ્યો હશે? હરિલાલને એ પત્ર મળ્યો ત્યારે તે એસ્પ્લેનેડ હાઈસ્કૂલમાં અભ્યાસ કરતા હતા. ('પ્રકાશનો પડછાયો', પૃ. ૪૧). મુંબઈની એ હાઈસ્કૂલમાં અંગ્રેજી પાંચમા ધોરણમાં હરિલાલના એક સહાધ્યાયી ૧૩ વર્ષની વયના કિશોરલાલ મશરૂવાળા હતા. કિશોરલાલનો જન્મ ૧૮૯૦ના ઑક્ટોબરની પાંચમીએ થયો હતો.

('શ્રેયાર્થીની સાધના': સંપાદક – નરહરિ પરીખ, પૃ. ૨૪ અને ૮૦)

આનો અર્થ એ થયો કે હરિલાલને મણિલાલનો પત્ર ૧૯૦૩ના ઑક્ટોબરમાં મળ્યો. પણ તે સમયે તો મણિલાલ કસ્તૂરબા, હરિલાલ, રામદાસ અને દેવદાસ બધાં મણિલાલની માંદગી પછી ગાંધીજીએ સાંતાક્રૂઝમાં ભાડે રાખેલા બંગલામાં રહેતાં હતાં. ગાંધીજીનો ૧૯૦૪માં તાર મળતાં કસ્તૂરબા મણિલાલ, રામદાસ અને દેવદાસને લઈને 'સુલતાના' આગબોટમાં દક્ષિણ આફ્રિકા જવા મુંબઈથી નીકળ્યાં હતાં (ચં.દ. : હરિલાલ ગાંધી, પૃ. ૮, અને રામદાસ ગાંધી : સંસ્મરણો, પૃ. ૮).

વળી રિચ તો ૧૯૦૫ના ફેબ્રુઆરી સુધી જોહાનિસબર્ગમાં જ હતા. તે વિલાયત જવાના હતા ત્યારે તેમને વિદાય આપવા ૧૯૦૫ના માર્ચની ૯મીએ જોહાનિસબર્ગમાં મળેલી સભામાં ગાંધીજી બોલ્યા હતા અને રિચ વિલાયતથી ૧૯૧૦ના ઑક્ટોબરની ૧૨મીએ જ પાછા આવ્યા હતા. (ગાંધીજીની દિનવારી, પૃ. ૫૩ અને ૧૦૭).

પૃ. ૪૩ : "એ રંગ ભાવિ પત્ની ગુલાબનો હતો."

હરિલાલ ૧૯૦૬ના ચોમાસામાં દક્ષિણ આફ્રિકા જતા હતા અને એમનાં ગુલાબ સાથે એ પહેલાં ૧૯૦૬ના મેની બીજીએ લગ્ન થઈ ગયાં હતાં. ('પ્રકાશનો પડછાયો', પૃ. ૨૬, અને 'હરિલાલ ગાંધી', પૃ. ૧૬). અને તોય ગુલાબ હરિલાલનાં ભાવિ પત્ની!

પૃ. ૬૩ : " હિન્દીઆએ માથાદીઠ પચીસ પાઉન્ડનો કર ભરવાનો, હિન્દીઆએ ઓળખપત્રો

સરકારી કચેરીમાંથી મેળવીને પોતાની પાસે જ રાખવાનાં, હિન્દી વિધિ પ્રમાણે સ્વદેશમાં જેમણે લગ્ન કર્યાં હોય એવાં સ્ત્રીપુરુષો જો ગોરી સરકારની કચેરીમાં નોંધણી ન કરાવે તો એમનાં લગ્ન ગેરકાયદે ગણાય."

નાતાલ સરકારના બે પ્રતિનિધિઓએ હિંદુસ્તાનના તત્કાલીન વાઈસરૉય લૉર્ડ એલ્ગિન સમક્ષ એવો પ્રસ્તાવ મૂક્યો હતો કે ગિરમીટિયા મજૂરનો

(૧) મજૂરીનો કરાર પૂરો થયે ગિરમીટિયો પાછો હિંદુસ્તાન જાય, અથવા

(૨) બબ્બે વર્ષની ગિરમીટ નવેસર કરાવ્યાં કરે ને તેવી દર વેળાએ તેને પગારમાં કંઈક વધારો મળે;

(૩) જો પાછો ન જાય ને ફરી મજૂરીનું કરારનામું પણ ન કરે તો તેણે દર વર્ષે પાઉન્ડ ૨૫ કરના ભરવાના.

લૉર્ડ એલ્ગિને "પચીસ પાઉન્ડનો કર તો નામંજૂર કર્યો; પણ તેવા દરેક હિંદી પાસેથી પાઉન્ડ ત્રણનો કર લેવો એમ સ્વીકાર્યું." (સત્યના પ્રયોગો, ભાગ બીજો, પ્રકરણ ૨૧)

આમ કર ત્રણ પાઉન્ડનો જ હતો, પચીસ પાઉન્ડનો નહીં, અને ત્રણ પાઉન્ડનો કર પણ એવા ગિરમીટિયાએ ભરવાનો હતો જે પોતાની પહેલી પાંચ વર્ષની ગિરમીટનો કરાર પૂરો થયે ન પાછો હિન્દુસ્તાન જાય, કે ન બબ્બે વર્ષની ગિરમીટ નવેસર કરાવ્યાં કરે કે ન ફરીથી મજૂરીનું કરારનામું કરે. અર્થાત્ ગિરમીટમુક્ત સ્વતંત્ર હિંદી તરીકે નાતાલમાં જ રહી જાય. ટ્રાન્સવાલમાં તો ગિરમીટિયા હિંદી મજૂરો હતા જ નહીં અને નાતાલમાં કે ટ્રાન્સવાલમાં વસતા બાકીના હિંદીઓએ ન તો પચીસ પાઉન્ડનો કે ન ત્રણ પાઉન્ડનો કર ભરવાનો હતો. બહુપત્નીત્વની પ્રથા માન્ય રાખતી હોય એવી ધર્મવિધિ પ્રમાણે પરદેશોમાં થયેલાં લગ્નો– કેઈપ કૉલોનીના ૧૮૬૦ના ૧૬મા ધારામાં કરવામાં આવેલી જોગવાઈઓ પ્રમાણે એવાં લગ્નો નોંધવા નિયુક્ત કરવામાં આવેલા અધિકારી સમક્ષ નોંધાવવામાં ન આવ્યાં હોય તો એ લગ્નો ગેરકાદેસર ગણાય એ મતલબનો ચુકાદો તો કેઈપ કૉલોનીની વરિષ્ઠ અદાલતના ન્યાયાધીશ ન્યાયમૂર્તિ સર્લે ૧૯૧૩ના માર્ચની ૧૪મીએ આપ્યો હતો (ગાંધીજીનો અંગ્રેજી અક્ષરદેહ, ખંડ ૧૨, પરિશિષ્ટ ૧, પૃ. ૫૬૮-૬૯, અને દિનવારી, પૃ. ૧૩૦).

હરિલાલ ૧૯૧૩ના માર્ચમાં દક્ષિણ આફ્રિકા હતા જ નહીં. તે ૧૯૧૨ના ડિસેમ્બરની ૧૪મીએ મુંબઈમાં અને ૧૯૧૩ના નવેમ્બરની ૨૨મીએ અમદાવાદમાં હતા. (દિનવારી, પૃ. ૧૨૮ અને ૧૩૭). પણ શ્રી જોષી તો લખે છે: "બાપુની ઑફિસ તથા ફીનિક્સ આશ્રમના કામ વચ્ચે હરિલાલ હવે ગળાબૂડ રહેતા હતા." (પૃ. ૬૨).

એટલે કે ૧૯૧૩માંય હરિલાલ જોહાનિસ્બર્ગ અને ફીનિક્સ આશ્રમ વચ્ચે આવજા કરતા હતા!

પૃ. ૯૧, ૯૨ : "બાપુને હજુ વિલાયતથી પાછા ફરવાને વાર હતી અને હરિલાલ તો હજુ જેલમાં જ હતા ત્યાં પોલાક એક દિવસ 'ઇન્ડિયન ઓપિનિયન'ના કામે અચાનક ફીનિક્સ આવી પહોંચ્યા... – મિસિસ ગાંધી! મારે તમને એક વિશેષ સમાચાર આપવાના છે... વિલાયતથી મિસ્ટર ગાંધીનો મારા પર પત્ર આવ્યો છે... ડૉક્ટર મહેતાએ મિસ્ટર ગાંધીને કહ્યું છે કે જો તમારા એક પુત્રને બૅરિસ્ટર બનવા વિલાયત મોકલો તો એનો તમામ ખર્ચ અને બધી ગોઠવણ તેઓ કરી આપશે."

પોલાક પરના ગાંધીજીના જે પત્રનો અહીં ઉલ્લેખ છે તેમાં તેમણે લંડનથી ૧૯૦૯ના સપ્ટેમ્બરની બીજીએ લખ્યું હતું:

"હું તમને જણાવી ગયો છું કે મારે ડૉ. મહેતા સાથે લાંબી વાતો થઈ હતી અને તેમણે શાળા માટે ૧૫ પાઉન્ડ આપ્યા હતા. પણ ડૉ. મહેતાએ હજુ વધારે આપવાનું વચન આપ્યું છે. તેમનો એક શિષ્યવૃત્તિ આપવાનો ઇરાદો છે, જે શિષ્યવૃત્તિની રકમમાંથી એક હિંદી કિશોરનો ફીનિક્સમાં રહેવાનો, ભણવાનો અને જમવાનો ખર્ચ નીકળે. તદુપરાંત એક ફીનિક્સવાસીને ઇંગ્લંડમાં ભણતાં જે ખર્ચ થાય તે કરવાની મને છૂટ આપી છે. આ વિચાર મારા પોતાના પુત્રોમાંથી એકના

શિક્ષણનો પ્રબંધ પોતાના ખર્ચે કરવાની તેમની ઇચ્છામાંથી ઉદ્ભવ્યો હતો. મેં તેમને કહ્યું છે કે એવી કોઈ વ્યવસ્થા હું સ્વીકારી શકું નહીં, પણ ફીનિક્સવાસીઓમાં જે શ્રેષ્ઠ હોય તેના ઉપયોગ અર્થે એ ખર્ચ સ્વીકારતાં મને આનંદ થશે અને જો ઇંગ્લંડ મોકલવા માટે હું મણિલાલને સૌથી વધુ યોગ્ય ગણું તો તેનેય મોકલતાં મને સંકોચ નહીં થાય.''

મૂળ અંગ્રેજીનો ગુજરાતી અનુવાદ.

(ગાંધીજીનો અંગ્રેજી અક્ષરદેહ, ખંડ ૯, પૃ. ૩૮૨).

ગાંધીજીના આ પત્રમાં તેમના કોઈ પુત્રને બૅરિસ્ટર બનવા વિલાયત મોકલવાનો ઉલ્લેખ જ નથી, અને વળી પૉલાક તો ૧૯૦૯ના જુલાઈની ૭મીએ ડરબનથી હિંદુસ્તાન જવા નીકળ્યા હતા અને ૧૯૧૦ના ઑક્ટોબરની ચોથીએ જ ડરબન પાછા આવ્યા હતા.

(ગાંધીજીની દિનવારી, પૃ. ૯૧ અને ૧૦૬).

તો ગાંધીજીએ લંડનથી ૧૯૦૯ના સપ્ટેમ્બરની બીજીએ લખેલો પત્ર પૉલાકને હિંદુસ્તાનમાં જ્યાં મળ્યો હશે ત્યાંથી વિમાનમાં ઊડીને ફીનિક્સ આવ્યા હશે?

[આવતા અંકે પૂરું]



**જીવન : એક પ્રેમગીત**

*જીવન એક વિજયોલ્લાસ અને એક નૃત્ય છે.*
*ધરતીના લયતાલમાં ઉદ્ભવેલું*
*એક પ્રેમગીત, એક મધુર સંવાદ.*

*એનું પરોઢ તન્દ્રામાં અને વિસ્મયમાં પ્રગટ થાય છે,*
*એનું પ્રભાત સ્વચ્છંદપણે કંઈક કરવાની ઝંખનામાં*
*વિકસે છે.*
*વાસ્તવિકનું ઉલ્લંઘન કરી અલૌકિક ઉદય પામે,*
*ત્યારે કલ્પનાપુષ્પોથી જીવનપંથ ઢંકાઈ જાય–*
*યૌવન પૂરેપૂરું પાંગરી, પરિપક્વ બને ત્યાં સુધી.*
*પછી જીવનમાં ખીલી ઊઠે*
*સાચી સમજ, કાર્યદક્ષ હોવાનો સંતોષ,*
*સુચારુ રીતે કાર્ય કરવાનો સંતોષ,*
*એક સર્જક હોવાનો હર્ષ,*
*પરિપૂર્ણતાનો પ્રસાદ,*
*સાફલ્યની સ્થિરતા,*
*અને સાંજ ઢળે ત્યાં લગી*
*પૃથ્વીના બધા જ આનંદપ્રમોદો.*

*પછી સન્ધ્યાટાણે*
*મનુષ્ય પાછો એના રસ્તે ફરે છે*
*સંપૂર્ણ શાંતિમાં.*

**ફ્રૅન્ક ટાઉન્સૅન્ડ**
**અનુ. ધનવન્તી**

# ઓહ અમદાવાદ !

સુન્દરમ્

ઓ મુજ અમદાવાદ !
શું આબાદ !
શું બરબાદ !
શી તુજ આજે ડામરલીંપી રૂડી રૂપાળી શેરી,
ગલી ગલીમાં રંગ અનેરા, દીવા જલે રૂપેરી;
શા તુજ પહોળા પંથ પ્રલંબિત લક્ષ્મી તણા શું રેલા,
શાં દોડે ત્યાં વાહન, શા શા હાંકણહારા ઘેલા.
ઓ મુજ૦
શાં શાં ભવન નવીન ભભકતાં, પલટી સૂરત પુરાણી,
નવા નવા સોદાગર શા શા, શી સોદાની કહાણી !
અહો બજારબજારે ભાષા કેવી ગૂઢ પ્રગટતી,
હર બાબતમાં હરણફાળમાં તારી દેખું પ્રગતિ.
ઓ મુજ૦
કશા સરિત સાબરને હૈયે નવા દુપટ્ટા પુલના,
નવા બગીચા ફૂલ ફૂલના જ્યાં ઝૂલતા નૌતમ ઝૂલણા;
કુંજ કુંજમાં નવાં પ્રેમીઓ, નવાં ટહુકતાં બુલબુલ,
નવાં શરબતો, નવા આઇસ્ક્રીમ, નવાં અને ત્યાં રસ-ગુલ.
ઓ મુજ૦
નવી નિશાળો કશી અણગણી, નવાં ભવન વિદ્યાનાં,
નવાં સ્ટેશનો ગગનવાણીનાં, નવાં ગ્રંથનાં પાનાં;
અને નવા ભણતર ભણનારા, ધન્ય ભણાવનહારા,
નવા વળી ઇતિહાસો, નવલાં ગણિત – નવા સૌ તાળા.
ઓ મુજ૦
અહો નવાં શા ઓસડખાનાં, નવા રોગ, નવ દરદી,
કશા દાક્તરો, કશી દાક્તરી, ભણનારાની ગિરદી;
નવાં બજાર દવાનાં, નવલી દવા તણી બાટલીઓ,
નવાંનકોર બિલો શાં – બેસી ભરવા નવી પાટલીઓ.
ઓ મુજ૦
નવી ગાદીઓ રાજ તણી, દરબાર નવા દરબારી,
નવી ધજાઓ નવા ધામ પર, નવા નવા પ્રતિહારી;
અહો, નવી શી ચોટ નગારે, નવાં કશાં રણશિંગાં,
નવા ખજાના શા છલકાતા, રાજભવન શાં ઘિંગાં.
ઓ મુજ૦
અહો મંદિરો નવાં નવાં શાં, નવા નવા શા દેવો,
નવી આરતી, નવા પૂજારી, નવો થાળમાં મેવો;
નવા નવા શા ભક્તજનો ને નવા કથાના કારો;
નવા પુરાણી, નવાં પુરાણો, નવાં ભવિષ-વરતારો.
ઓ મુજ૦

કશા ભાવિના વરતારા તુજ, જોપી જગના ભૂલે,
કશી કાલ ને આજ કશી – મુજ મન પાગલ થૈ ડૂલે;
ઘડી ઊઠે કલ્લોલી ગાંડું, ઘડી ડૂસકે રોવે,
શી આબાદી–શી બરબાદીઃ શું અણદીઠું જોવે.
ઓ મુજ૦
ગયા રૂપાળા દુર્ગકોટ, તુજ બખ્તર જાણે તૂટ્યાં,
રહ્યા અટૂલા દરવાજા, હા, ભાગ્ય સકલ તુજ ખૂટ્યાં;
અને સોડ તુજ વહતી નિર્મળ ગઈ ક્યહીં એ સાબર?
ઢગ ઢગ રેતી ઢગલા એનાં લૂંટી ગયા હા અંબર !
ઓ મુજ૦
અને તીર એ શ્વભ્રમતી*ને સંત તણો જે વાસો,
આજ પડ્યું પિંજર હંસા વિણ – ખાલી રહ્યો દિલાસો;
એ સંતે જે ધૂણી ધખાવી, જે વ્રત-તપ આદરિયાં,
આજ નથી કો અહીં મહાત્મા-જન સંધાં ટાબરિયાં.
ઓ મુજ૦
નથી ઝળકતા મહા અગ્નિ કો તપના, ના પ્રતિભાના,
નહિ મેધાના મેરુ, નહિ કો અંતર કરુણાભીનાં;
અહીં સળગતા આઠે પ્રહરો એંજિન કેરા અગની,
પૈ પૈમાં બુદ્ધિ વેચાતી, નિષ્ઠુર જૈં જૈં લગની.
ઓ મુજ૦
અહીં માત્ર વીજળીના દીવા, નાક નાક પર ચશ્માં,
ગાઈડ ગાઈડની ગાડી ચડતાં ડગ દે બાળક વસમાં;
અહીં ગુરુ ગણતા કો વિદ્યા નવલી, શિષ્ય નિરાળા,
સરસ્વતી નિજ વીણા વેચી, ભરી ગઈ જ ઉચાળા.
ઓ મુજ૦
અહો, આજ સૌ જ્ઞાન-લહાણી વ્યાસપીઠથી થાતી
અહો, આજ સૌ વીર્યશૌર્યની ગતિ નવી વરતાતી;
અહો, આજ કરુણાનાં આંસુ મગરઆંખથી દડતાં,
રસો ભયાનક – બીભત્સ કેરાં આજ બજારો ચડતાં.
ઓ મુજ૦
અહો, ઊગ્યા મુક્તિના સૂરજ, નિજનાં રાજ્ય રચાયાં,
પણ સુખશાંતિ તણાં ચોઘડિયાં હાય હજી નવ વાગ્યાં;
આજ વધ્યાં ધન ઢગલે ઢગ, પણ ધાન અહા શાં ખૂટ્યાં,
પાઈપ બધે નંખાયા નળના, પણ પાણી નહિ પૂગ્યાં.
ઓ મુજ૦

* નદી સાબરમતી

આજ અરે રૂપિયા શા સસ્તા, સસ્તી નેતાગીરીઓ,
ઘડી ઘડી-શા મચે મોરચા, સ્થળ સ્થળ રે ખાંભીઓ;
આજ ખરે કોને રોવું ને કોને હસવું ન જાણું,
–આજ નયનમુખ બંધ કરી દઉં – બંધ કરું મુજ ગાણું.
ઓ મુજ૦

તોય ઊઠે છે મનથી છાની છાની એક સુરાવટ,
કાલ હતી તે આજ નથી ને આજ બદલશે કરવટ;
ત્રિકાળને મારગ મંડાઈ જગની કૂચ-કદમ આ,
તુજ આત્મા તુજને મળશે હા–થાશે ખુદા-રહમ હા.
ઓ મુજ૦

ઓ મુજ અમદાવાદ !
ઝિંદાબાદ ઝિંદાબાદ !'

૧૨-૧૭ રાત્રે
૧૨-૯-'૬૪

* શ્રી સુન્દરમ્‌ના પ્રગટ થનાર કાવ્યસંગ્રહ 'નયા પૈસા'માંથી



## સાભાર સ્વીકાર

**સાધના પ્રકાશન** (એ/૨, ન્યુ અસ્મિતા એપાર્ટમેન્ટ્સ, મેવાડા છાત્રાલયની બાજુમાં, કૉમર્સ કૉલેજ છ રસ્તા પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯)નાં

**મળેલા જીવ:** લે. પન્નાલાલ પટેલ, કિં. રૂ. ૧૨૦. **માનવીની ભવાઈ:** લે. ઉપર મુજબ, કિં. રૂ. ૧૫૦. **ભાંગ્યાના ભેરુ:** લે. ઉપર મુજબ, કિં. રૂ. ૧૫૫. **પન્નાલાલની શ્રેષ્ઠ વાર્તાઓ:** લે. ઉપર મુજબ, કિં. રૂ. ૯૫.

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય** (રતનપોળ નાકા, ગાંધી રોડ, અમદાવાદ-૧)નાં

**નવલિકા સંચય:** સંપા.. રઘુવીર ચૌધરી, હરિકૃષ્ણ પાઠક, કિં. રૂ. ૧૩૬. **અદ્યતન નવલિકા સંચય:** સંપા. ઉપર પ્રમાણે, કિં. રૂ. ઉપર પ્રમાણે. **ગ્રામચેતનાની નવલિકાઓ:** સંપા. રઘુવીર ચૌધરી, રમેશ ર. દવે, કિં. ઉપર પ્રમાણે. **નારીચેતનાની નવલિકાઓ:** સંપા. રઘુવીર ચૌધરી, સુનીતા ચૌધરી, કિં. રૂ. ૧૪૮. **મધ્યકાલીન ગુજરાતી પદ્ય સંચય:** સંપા. ચિમનલાલ ત્રિવેદી, રમણ સોની, કિં. રૂ. ૧૦૦. **લલિત નિબંધ સંચય:** સંપા. ભોળાભાઈ પટેલ, રમેશ ર. દવે, કિં. રૂ. ૮૫. **જીવનચરિત્રાત્મક નિબંધ સંચય:** સંપા. ચિમનલાલ ત્રિવેદી, આરતી ત્રિવેદી, કિં. રૂ. ૯૫. **ચિંતનાત્મક નિબંધ સંચય:** સંપા. ચિમનલાલ ત્રિવેદી, પ્રવીણ દરજી, કિં. રૂ. ૧૦૦. **અદ્યતન નિબંધ સંચય:** સંપા. ભોળાભાઈ પટેલ, હર્ષદ ત્રિવેદી, કિં. રૂ. ૯૦. **એકાંકી સંચય :** સંપા. રઘુવીર ચૌધરી, સતીશ વ્યાસ, કિં. રૂ. ૧૪૪. **અદ્યતન એકાંકી સંચય:** સંપા. ઉપર મુજબ, કિં. રૂ. ૧૫૦. **આત્મચરિત્રાત્મક નિબંધ સંચય:** સંપા. ચિમનલાલ ત્રિવેદી, તરલા દેસાઈ, કિં. રૂ. ૧૦૦. **પ્રવાસ નિબંધ સંચય:** સંપા. રઘુવીર ચૌધરી, બિન્દુ ભટ્ટ, કિં. રૂ. ૧૩૬. **પ્રણયકાવ્ય સંચય:** સંપા. ચંદ્રકાન્ત શેઠ, યોગેશ જોષી, શ્રદ્ધા ત્રિવેદી, કિં. રૂ. ૧૫૦. **અદ્યતન કાવ્ય સંચય:** સંપા. ઉપર પ્રમાણે, કિં. રૂ. ૧૫૫. **ગીત સંચય:** સંપા. ઉપર પ્રમાણે, કિં. રૂ. ૧૨૫. **ગઝલ સંચય:** સંપા. ચંદ્રકાન્ત શેઠ, યોગેશ જોશી, કિં. રૂ. ૧૩૪. **પ્રહસન સંચય:** સંપા. રઘુવીર ચૌધરી, રતિલાલ બોરીસાગર, કિં. રૂ. ૧૨૦. **અદ્યતન પ્રહસન સંચય:** સંપા. ઉપર પ્રમાણે, કિં. ઉપર પ્રમાણે. **હાસ્યનિબંધ સંચય:** સંપા. ભોળાભાઈ પટેલ, રતિલાલ બોરીસાગર, કિં. રૂ. ૧૦૦. **બગલથેલો:** લે. રામચંદ્ર પટેલ, કિં. રૂ. ૮૪

## ચીલાની કબરમાંથી કોચમીન

### અગિયારથી પાંચ

*કાગળોના કબરસ્તાન જેવી*
*મારી ઑફિસમાં*
*સ્ટાફના માણસો રોજ*
*એપિટાફ લખ્યા કરે અને વાંચ્યા કરે.*
*ગોળ-પાપડીની જેમ*
*સમયને ઠારીને*
*માણસ એનાં ચોસલાં પાડતો રહે છે;*
*અગિયારથી પાંચનું એક ચકતું!*
*ઘણાં વર્ષોથી અંધારું*
*સૂર્યની પાછળ પડ્યું છે.*
*તાપથી બળીજળીને એ કજળાયા કરે છે*
*ને*
*પૃથ્વી પર કાળી રાખોડી*
*વેરાતી રહે છે.*

*ઑફિસનું ટાઈપરાઈટર મૌન તોડે*
*ત્યારે*
*ટાઈપિસ્ટ ગર્લનાં જુલફાં ફફડી ઊઠે છે*
*અને*
*ખૂણામાં બેઠેલો એકાઉન્ટન્ટ*
*ચોપડામાં સ્મિત જમા કરતો રહે છે!*
*ખુરશીમાં બેઠેલી જડતા*
*ને*
*ટેબલ પર પથરાયેલો વિલંબ*
*આખો દિવસ ખૂબ busy રહે છે.*
*મારી લાપરવાહી*
*ચાના કપમાં ઊભરાતી રહે છે.*

*ઘડિયાળનો કાંટો*
*આળસ મરડે ત્યારે*
*પાંચ વાગ્યા હોય છે.*
*શબપેટીઓ ધડાધડ બંધ થાય છે.*

*ઑફિસે ઘણા માણસો આવે છે.*
*એક વાર*
*કોચમીન અલી ડોસો પણ આવેલો–*
*મરિયમનાં દસ્તાવેજી કાગળિયાં લેવા.*

('ટહુકો', ગુણવંતવિશેષ, પૃ. ૧૦૮) **ગુણવંત શાહ**

**રાધેશ્યામ શર્મા**

કૃષ્ણમૂર્તિ 'ક્રોનોલૉજિકલ ટાઈમ', ક્રમબદ્ધ કાળનો નહિ, પણ સાયકોલૉજિકલ સમયની ઘટનાનો મહિમા વિશેષ કરે છે. મનોવૈજ્ઞાનિક સમય, એ વ્યક્તિની ચેતનાસાપેક્ષ અક્રમિક ઘટના છે, જે ઘડિયાળ-કાંટાના ઘુમાવને ગાંઠતી નથી. પરંતુ આધુનિક જીવનચક્રના આંટામાં, 'મૉડર્ન ટાઈમ્સ' ફિલ્મમાં ચેપ્લિન ફસાયેલો તેમ, આધુનિક મનુષ્ય પણ સંકડાયો-જકડાયો છે એને કૃષ્ણમૂર્તિના બોધ સાથે શું સ્નાનસૂતક!

અગિયારથી પાંચ – નકરા નરવા ગદ્યકાવ્યનું શીર્ષક કહેવાનું બધું જ સ્પષ્ટ કરી જાય છે. ૧૧-૦૦ થી ૫-૦૦ કેવળ કૉર્ટકચેરી ઑફિસનો જ સમય નહીં, પણ નિશાળે જવા છૂટવાના ઘંટનો રણકાર પણ કાનમાં ઈંડાં મૂકી નાસી નીકળે...

શીર્ષક બાદ કાવ્યનાયકની સ્વગતોક્તિ કે એકોક્તિ એના તટ-સ્થ વસ્તુલક્ષી નિરીક્ષણને પ્રસ્તુત કરે છે.

પોતાની ઑફિસને 'કાગળોના કબરસ્તાન'ની ઉપમા તો એવો માણસ જ આપી શકે જે 'ગ્લેમર'થી અંજાયો ના હોય, ઓઝપાઈ ઓલવાયો ના હોય; વત્તા અસંગ શસ્ત્રથી દઢપણે પ્રસક્તિછેદન કરીને ફિનૉમિનનને 'જેમ છે તેમ' જોઈ શક્યો હોય. આ વ્યાપક ઘટના કઈ? દૈનંદિન ક્રમ સ્તો. ઘાંચીની ઘાણીના ચીલા! જેમ ચાલો તેમ કાલક્ષેત્રમાં ઊંડા ચાસ પડતા જ જાય! તીવ્ર નિર્વેદ, કાંટાળો કંટાળો ભોંકાઈ જાય તોયે ચીલાના ગહન કૂવામાંથી છલાંગ લગાવી કૂપમંડૂકો બહાર આવી શકતા નથી એ ઘરેડ. ઘરેડ કદી ઘરડી થતી નથી, ક્યારેક તો સહવાસથી ઘરેણા જેવી વહાલી લાગે છે!

કવિએ ઑફિસને કબરસ્તાનરૂપે મૂર્ત કરી છે ને! એમને માલૂમ હશે કે કેનેડાના કેળવણીકાર લૉરેન્સ પીટરે ઘરેડ – ચાલ વિશે કેવું (એમના જેવું જ થોડું) કહ્યું છે?

'A rut is a grave with the ends

knocked out.'

૧૧થી ૫ કચેરીના કબરસ્તાનમાં સ્ટાફર્સ રોજ કબર-આલેખ (એપિટાફ) લખ્યા કરે છે ને વાંચ્યા કરે છે. કર્તાએ અહીં કોના કોના એપિટાફ લખાય છે ને વંચાય છે તે ચોખ્ખું કહ્યું હોત તો કૃતિ સાવ અભિધાની કક્ષાએ નીચે ઊતરી, પડતે. માત્ર એપિટાફ લખાય છે, વંચાય છે એટલું જ કહ્યું છે. તાત્પર્ય કે કબરસ્તાનનો વ્યાપ ઑફિસ જેટલો નથી. કાગળોની કબરો કચેરી બહાર પણ ફેલાઈ છે ને કબરલેખ લખવામાં યમરાજનો સ્ટાફ માહિર, મશહૂર, મશગૂલ છે.

કાવ્યારંભે કબરસ્તાનના મૃત્યુસંદર્ભ પછી તરત જ અગિયારથી પાંચના સમયને ગોળ-પાપડીના ઠારેલા ચોસલાના મિષ્ટાન્નનો ઉલ્લેખ સૂચક છે. મનુષ્ય બહુવિધ મૃત્યુ જોઈને પણ બહુ બહુ તો સ્મશાનવૈરાગ્ય કે કબરસ્તાનના ઝાંપે હાથ દઈ પાછો ફરે છે. મૃત્યુ બાદ, માટે તો મિષ્ટાન્ન આરોગવાનો (બારમા તેરમા પર) વ્યવહારક્રમ છે!

સરકતી જતી રેતી શી પ્રવહમાન ક્ષણને ઠાર્યા સિવાય વ્યક્તિ જીવી નથી શકતી. એની નિયતિ જ એવી છે – ક્રમબદ્ધ કાળની ઘાણી મધ્યે.

અહીં સુધી રચનાનું લોકાલ સ્થાનિક ને સીમાબદ્ધ રહ્યું, નાયકની નૈરાશ્યભૂમિ સાથે ચીપકેલું રહ્યું, પણ હવે તે કર્તાની ઈષત્ વક્રોક્તિનો આધાર લઈ 'ટેઈક ઑફ' કરે છે :

*ઘણાં વર્ષોથી અંધારું*
*સૂર્યની પાછળ પડ્યું છે.*

તાપથી બળીજળીને એ કજળાયા કરે છે ને પૃથ્વી પર કાળી રાખોડી વેરાતી રહે છે.

કર્તાએ હળવેક રહી 'ઇકોલૉજિકલ બૅલેન્સ' ખતમ થઈ ગયું છે, પર્યાવરણના પર્યવસાનથી પૃથ્વી પોતે જ મહાકબરસ્તાનમાં પલટાતી જવાની વાતને વર્તમાનમાં વણી લીધી છે. કારણ? ભઈ! અન્ધારું જ સૂર્યની પાછળ પડ્યું હોય ત્યાં અન્યથાની વ્યર્થ કલ્પનાને અવકાશ ક્યાં!

પણ કર્તા અવકાશમાંથી અનવકાશના સેટિંગમાં એન્ટ્રી લઈ શકે. વળી પાછી ઑફિસ, ટાઈપરાઈટરનું ટકટકટક, ટાઈપિસ્ટ ગર્લનાં ફફડી ઊઠતાં જુલ્ફાં જોઈ એકાઉન્ટન્ટ – મુનીમ કદાચ 'ઉડેં જબ જબ જુલ્ફેં તેરી' જેવું ગુંજી ચોપડે સ્મિત જમા કરતો જોવા મળે છે. ખૂણામાં બેઠેલા એકાઉન્ટન્ટને અનેક ઍંગલ-ખૂણેથી ટા. ગર્લને નિહાળવાની સુવિધા છે! અહીં ઑફિસની રૂટીની જડતા અને પથરાયેલા વિલંબના સ્થાણુવત્ 'busy'-nessમાં સકંજાયેલા નાયકનું નિષ્કાળજીભર્યું વર્તન જાતસ્વીકૃતિની નિખાલસતાપૂર્વક ઝમ્યું છે: *'મારી લાપરવાહી ચાના કપમાં ઊભરાતી રહે છે.'* (લાપરવાહીના રાષ્ટ્રીય રોગની જિકર ચાપ્યાલામાં તોફાન નથી સર્જતી!)

આલસ્યધુરીણ શો ઘડિયાળકાંટો પાંચના આંકડે આવતાં શબપેટીઓ ધડાધડ બંધ થાય છે. કબરસ્તાનનો સંદર્ભ કફન-શબ-પેટીઓથી ફરી ઘૂંટાઈ આવ્યો છે. ટા. ગર્લનાં જુલફાં સાથે 'ફફડી' ઊઠતું ભયદ્યોતક ક્રિયાપદ અને શબપેટીઓ સાથે 'ધડાધડ' ધ્વનિ સાભિપ્રાય છે.

ઑફિસોની શબપેટીઓ ધડાધડ બંધ જાહેર કર્યા પછી પણ કૃતિ ક્લાયમૅક્સે વળાંક લે છે – શાથી? એમ કોઈ પૂછી શકે. આશ્ચર્યનો એક પ્રઘાતક આંચકો અર્પવાની, વાર્તાજેમ કવિતામાં પણ પૂંછડીએ ડંખ લાવવાની સંરચનાત્મક પ્રયુક્તિ કાબિલે દાદ છે:

*એક વાર*
*કોચમીન અલી ડોસો પણ આવેલો–*
*મરિયમનાં દસ્તાવેજી કાગળિયાં લેવા.*

ઑફિસે તો ઘણા માણસો આવે છે, કબરસ્તાનની મુલાકાતે તો ઘણાં જીવતાં-મરેલાં મુર્દાં આવતાં રહે, પણ એમાં મરિયમનાં દસ્તાવેજી કાગળિયાં લેવા આવનાર કોચમીન અલી ડોસાનું આગમન નિર્દેશીને કવિશ્રી ગુણવંતે કૃતિને નિરૂપણસામર્થ્યથી કરુણ અને કરુણાસૂચક પરિમાણ બક્ષ્યું છે. (અહીં ભાવક પાસે એક અપેક્ષા છે. ધૂમકેતુ, એમની વાર્તા. મરિયમ અને અલી ડોસાના રૂટીન ક્રમથી તે વાકેફ હોવો ઘટે. નહીંતર 'ભેંસ સમક્ષ ભાગવત' જેવો ઘાટ થાય..) 'ધૂમકેતુ'ને આવી વિરલ ગુણવંતી કાવ્ય-અંજલિ અર્પવા માટે શાહ કવિને સાધુવાદ.

અમદાવાદ, ૧૧-૫-'૯૮



**દુષ્યન્ત પંડ્યા**

### ૨૨. સુઝી, વર્લ્ડ ફેર અને ભોજન

કંટકપુષ્પ – થોર્નબ્લૂમના ઘરમાં ગોઠવાયે અમને મહિનો પૂરો થાય તે પહેલાં વૉશિંગ્ટનથી સુઝીબહેનનો સંદેશો આવ્યો: "હું તમારે ત્યાં વીકએંડ માટે આવું છું." ૧૯૬૫ના ઑક્ટોબરની ૧લી તારીખ ને શુક્રવારની સાંજે સુઝી આવી. સુઝી એ સમયે 'લાઇફ' સાપ્તાહિકની સાથે સંકળાયેલી હતી. એની પાસે ન્યૂયૉર્કને પાદરે મળેલા વર્લ્ડ ફેરના પાસ હતા. અંદર પ્રવેશ માટે પાંચ ડૉલર આપી ટિકિટ લેવી પડતી હતી.

શનિવારે સવારે જરા વહેલો બ્રેકફસ્ટ – શિરામણ – પતાવી, બસમાં એ મને અમારી પૂર્વે આવેલા પેચોગ ગામમાં લઈ ગઈ. પેચોગ બેપૉર્ટ કરતાં ઠીકઠીક મોટું છે. જતા પહેલાં, ફોનની ડિરેક્ટરીમાંથી નંબર શોધી એણે કોઈ ટૅક્સી ભાડે આપનાર સાથે વાત કરી લીધી હતી. ત્યાં જર્નેલિસ્ટને ગાડી પણ સસ્તે ભાવે ભાડે મળે. એ રીતે ગાડી ભાડે લઈ અમે બંને ઘેર આવ્યાં ત્યાં પુષ્પા કામકાજથી પરવારી તૈયાર થઈ ગઈ હતી. પચાસેક મિનિટમાં અમે વર્લ્ડ ફેર પાસે પહોંચી ગયાં.

અમેરિકામાં રોટલા-ઓટલાની અછત નથી. રામકૃષ્ણ મિશનના હાલના અધ્યક્ષ સ્વામી રંગનાથાનંદજીએ પોતાના અમેરિકન શ્રોતાજનોને એક વાર કહેલું કે "તમારે ભગવાન પાસે રોજની રોટી માગવાની પ્રાર્થના કરવાની જરૂર નથી, પણ 'મારી ગાડીને પાર્ક કરવાની જગ્યા આપો' એ પ્રાર્થના કરવાની જરૂર છે." મોટરકારોના એ જગતમાં સુઝીએ ગાડી માટે ક્યાંક જગ્યા શોધી કાઢી અને એના ઠેકાણાનું નિશાન તથા નંબર યાદ રાખી લીધાં. તીર્થક્ષેત્રે બેઠેલા ગોરની માફક એ પાર્કિંગ લૉટનો જે 'ગોર' હતો તેને દક્ષિણા આપી તેની રસીદ લઈ અમે ઉમંગભેર આગળ વધ્યાં. ગાંધીજયંતીનો આનંદ હતો, વર્લ્ડ ફેર જોવાનો આનંદ હતો, 'લાઇફ'ના ખબરપત્રીના પાસ વડે મફત જવાનો આનંદ હતો.

આ વર્લ્ડ ફેરનો આરંભ ઇંગ્લૅંડની રાણી વિક્ટોરિયાના પતિ પ્રિન્સ આલ્બર્ટે કરેલો. ઓગણીસમી સદીની મધ્યમાં, ઔદ્યોગિક ક્રાંતિને લઈને ઇંગ્લૅંડ ખૂબ આગળ આવી ગયું હતું. એનાં સંસ્થાનો જગતમાં ચોમેર પ્રસરેલાં હતાં અને પોતાની સમૃદ્ધિ ઇંગ્લૅંડમાં ઠાલવતાં હતાં, જગતની સર્વોપરી સત્તા હોવાનું ગૌરવ એની નસમાં વહેતું હતું ત્યારે, પ્રિન્સ આલ્બર્ટે, ૧૮૫૧માં પહેલા વર્લ્ડ એગ્ઝિબિશન – વિશ્વ પ્રદર્શન – નું આયોજન કર્યું હતું. એ સમયે દરિયામાં સ્ટીમરો ચાલુ થઈ ગઈ હતી અને રેલવે વ્યવહાર પણ આરંભાઈ ચૂક્યો હતો. કેટલાક લાખ લોકોએ એનો લાભ લીધો હતો.

૧૮૮૭ કે ૧૮૮૮માં, ફ્રાન્સના રાજ્યકર્તાઓએ ફ્રેંચ વિપ્લવની શતાબ્દી ઊજવી ત્યારે એવો બીજો વિશ્વ મેળો યોજ્યો હતો. ઇંગ્લૅંડના પ્રથમ મેળા પછીના ત્રણ દાયકામાં વિજ્ઞાન-ટેક્નૉલૉજી ખૂબ આગળ વધી ગયાં હતાં અને પૅરિ(સ)માં ભરાયેલા આ મેળાનો લાભ લેનારની સંખ્યા પ્રથમ મેળાનો લાભ લેનારની સંખ્યા કરતાં અનેકગણી વધી ગઈ હતી.

કોલંબસે અમેરિકા ખંડ 'શોધ્યો' તેની ચાર સોમી જયંતી ઊજવવાના આશયથી અમેરિકાના શિકાગો શહેરમાં, ૧૮૯૩માં ત્રીજો વિશ્વ મેળો ગોઠવાયો હતો. એડિસને કરેલી વીજળીની શોધે એ મેળાની રોનક બદલી નાખી હતી. એ મેળાના આયોજકોએ એ મેળાની સાથે યોજેલાં વિવિધ સંમેલનોમાંના વિશ્વ ધર્મ સંમેલનમાં ભાગ લેવા ગયેલા સ્વામી વિવેકાનંદ, મિશિગન સરોવરને કાંઠે ઝળહળતા ઇલેક્ટ્રિક દીવાઓનાં એ સરોવરજળમાં પડતાં પ્રતિબિંબોથી અંજાઈ ગયા હતા.

૧૮૯૩થી ૧૯૬૫ સુધીમાં જગતે ઘણી પ્રગતિ કરી હતી. અમે જોવા ગયાં હતાં તે મેળામાં દુનિયાના વિવિધ દેશોના મંડપો હતા, વિવિધ ઉદ્યોગોના મંડપો હતા, દેશદેશની ખાણીપીણીના મંડપો હતા, સ્પૅનિશ ગામડું પણ ત્યાં ઊભું કરવામાં આવ્યું હતું, અને જગતનો ભૂતકાળ અને ભાવિદર્શન કરાવતો પણ વિશાળ મંડપ હતો. કોઈએ દરેકેદરેક મંડપ જોવો હોય, ભાતભાતનાં ખાણાંપીણાં માણવાં હોય, અને આનંદપ્રમોદનાં અનેકવિધ સાધનોની મજા માણવી હોય, તો અઠવાડિયાનો સમય, અને પાંચ સો ડૉલર પણ ઓછા પડે.

મેળાનું વિહંગાવલોકન કરાવવા માટે મેળાના આયોજકોએ હેલિકૉપ્ટરની સગવડ રાખી હતી, અલબત્ત, એની ટિકિટ લેનારને માટે જ. નાની રેલગાડી અંદર ફરતી રહેતી. તેની ટિકિટ લીધી હોય પછી એના કોઈ પણ સ્ટેશને ઊતરી શકાય અને ત્યાંથી પાછું તેમાં બેસી શકાય. મેળાની ગાઈડ લઈ લો એટલે તેમાં બધી માહિતી મળી રહે.

અમે ત્રણેય વયમાં નાનાં ન હતાં. વળી સમયની પણ મર્યાદા હતી જ. ચાલીને જેટલું ફરી શકાય તેટલું ફરવું અને જોવાય તેટલું જોવું એમ અમે નક્કી કર્યું. અંદરના જે જે મંડપોની જુદી ટિકિટ લેવાની થતી ત્યાં પણ સુઝીનું 'લાઇફ'ના ખબરપત્રીનું કાર્ડ અમને વિના મૂલ્યે પ્રવેશ અપાવી દેતું હતું. એક બ્રાહ્મણ દંપતીને આમ બધે યાત્રા કરાવી સુઝી કેટલું પુણ્ય કમાઈ હશે?

ભારતનો મંડપ પણ ત્યાં હતો, પરંતુ અમેરિકાના જનરલ મોટર્સ, આઈ.બી.એમ., દુ પોં વગેરેના મંડપોની તુલનાએ સાવ ઝાંખો લાગતો હતો. બીજા દેશોના, દા.ત. સ્પેન, ઇટલી, ફ્રાન્સના મંડપોના કાર્યકરો જે ઉમંગથી આવનારને સત્કારતા, તેનો આપણા મંડપમાં સદંતર અભાવ હતો. હા, સમોસાં જેવી બેચાર ભારતીય ખાદ્ય વાનગીઓ મળતી હતી. શુદ્ધ કેસર નાખી રાંધેલા સ્પૅનિશ ભાતનો સ્વાદ મારી દાઢે વળગી ગયો છે અને ઇટૅલિયન મંડપમાંનું માઇકલ-ઍંજેલોનું અતીવ સુંદર, કરુણાપૂર્ણ શિલ્પ 'પાએતા', મારી દૃષ્ટિએ, એ આખા મેળામાંનું સૌથી ઉત્તમ પ્રદર્શનીય અંગ હતું. મેરીના ખોળામાં સૂતેલા ઈસુની મુખમુદ્રાઓમાં કારુણ્ય, ઉપરતિ અને શાંતિના ભાવનો અદ્ભુત ત્રિવેણીસંગમ એ મહાન શિલ્પીએ સાધ્યો છે. એ શિલ્પ સામે જતાં જ આપણી વાચા શાંત થઈ જાય, આપણા હૃદયમાં અકથ સંવેદન પ્રગટવા લાગે, આપણા ચિત્તમાં આદરનો ભાવ જાગે. રોમ ગયા વિના આ અનન્ય કલાકૃતિનું દર્શન, ઘેર બેઠે ગંગાસ્નાન સમું હતું. સુઝી ખરે જ ખૂબ પુણ્ય કમાઈ છે.

આ બધું જોઈ, લોથપોથ થઈ અમે સમયસર ઘરભેગાં થઈ ગયાં. પેચોગ જઈ એ ટેક્સીવાળાને પૈસા આપ્યા પછી, એ ભલો માણસ અમને પાછાં ઘેર મૂકી ગયો.

પણ કઠણાઈ હવે બેઠી. તરત જમવા બેસી શકાય એ હેતુથી પુષ્પાએ રસવાળું શાક, ભાત અને ખારા પૂડા બનાવ્યા. પુષ્પા પૂડા ઉતારતી હતી અને અમને બંનેને એણે જમવા બેસાડ્યાં. મુરબ્બો, જૅમ સૉસ વ. હતું. કંઈ કાચુંપાકું અથાણું પણ હતું. એ બધું તો ઠીક. ચમચાની મદદથી ખાઈ શકાય. પણ આ પૂડો કેવી રીતે ખાવો? હાથેથી ટુકડો કરીને પૂડાનો ટુકડો મોંમાં મૂકવાનો આપણો રસ્તો સરળ હતો. મેં એમ કર્યું હોત તો સુઝીબહેન મને અનુસર્યાં હોત. મને અચાનક સ્ફુર્યું, લોકો આમ્લેટ ખાય છે તે રીતે છરીકાંટાની સહાયથી આ પૂડો ખાઈ શકાય.

હું ડાબોડી હોઈ મેં સુઝીને કહ્યું કે "હું ડાબોડી છું માટે છરી ડાબે હાથે પકડું છું, જમણે હાથે છરી પકડી પૂડો કાપવા જઈશ તો, કાં પૂડાનો ટુકડો તારી કે મારી આંખમાં પડશે, કાં પૂડાની સાથે એને ધારણ કરતી પ્લેટ પણ કપાઈ જશે." આમ કહી, પૂડા ઉપર સૉસનો છંટકાવ કરી એને ગોળ વાળી, છરીથી ટુકડો કરી, એ ટુકડાને કાંટાથી પકડી મેં મારા મોંમાં મૂક્યો. મારું આ પરાક્રમ જોયા પછી પૂડો ખાવાનું શરૂ કરનાર સુઝી પૂડો પૂરો કરવામાં મારાથી આગળ થઈ ગઈ.

પુણે, દિલ્હી, કલકત્તા, ચેન્નઈમાં પણ આપણે ગુજરાતી ખાણાવળ શોધીએ છીએ, અને એક ટંક રોટલી-દાળ-ભાત-શાક ન મળ્યાં, તો છ મહિનાથી

આપણે ભૂખ્યા રહ્યા હોઈએ તેવો ભાવ આપણે મોઢે વ્યાપી જાય છે. અમારે ત્યાં અનેક અમેરિકન મિત્રો અને સંબંધીઓ જમી ગયાં છે. ગુજરાતી ખાણું જ અમે એમને પીરસ્યું છે. સૌ પેટ ભરીને એ જમ્યાં છે. પંદર અને વધારે દિવસ અમારાં અતિથિ બનનાર અંગ્રેજ મિત્ર રાલ્ફ, આ સુઝી – એ અને એના પતિ પોલ, ૧૯૯૪માં પાંચેક દિવસ અમારાં અતિથિ અહીં બની ગયાં છે – કે અમારા જમાઈ લી વૉન પંદરવીસ દિવસમાં, અમારા કહ્યા છતાં પણ, એક્કેય ટંક બહાર જમવાને ગયા નથી. આપણી બધી જ રસોઈ એ સૌએ પ્રેમથી ખાધી છે. ચપચપ આપણને જ મુબારક.

વિદેશની, ઇંગ્લંડ અને અમેરિકાની ઘણી વાનગીઓ આપણે ખાઈ શકીએ તેવી છે – જોકે એ મૂળ એ દેશોની નથી. પીઝા, મૅકરૂની અને સ્પેઘેટી હવે ભારતમાં પણ પ્રવેશી ચૂક્યાં છે. મૅક્સિકોનો તોતિયા બ્રેડ, ફલાફલ કે સિરિયન બ્રેડ આપણે સરળતાથી ખાઈ શકીએ છીએ. ચીની પ્રકારનું શાકાહારી ખાણું પણ આપણે આરોગી શકીએ છીએ. પરંતુ, સ્પેઘેટી કેમ ખાવી એ પ્રશ્ન છે. પેન્સિલના કદની ભૂંગળા જેવી સેવ તે સ્પેઘેટી આ ભૂંગળાંને પાણીમાં બાફી વાટકામાં કે ઊંડી રકાબીમાં પીરસવામાં આવે છે. ઉપર તમે મનગમતો સૉસ ભભરાવો. પ્રશ્ન છે એ ભૂંગળાંને ચમચામાં કે કાંટામાં કેમ પકડવાં. તમે ચમચો પ્લેટમાં નાખો, ત્રણચાર ભૂંગળાં ભેગાં કરી ચમચામાં નાખો અને ચમચો ઉપાડો, એટલે સાપોલિયાં જેવાં એ ભૂંગળાં સરવા માંડે. એમાંનું એકાદ એવો દગો દે, કે લગભગ મોઢા સુધી આવી, પછી તમારાં કપડાં પર સરકે અને તમારાં કપડાં પર મૉડર્ન આર્ટની આકૃતિ ઊપસે. પૂડામાં, આમ્લેટમાં કે બટાકાના ટુકડામાં કાંટો ભોંકી શકાય તેમ આ સ્પેઘેટીમાં કાંટો જઈ શકે નહીં. એ નૈનં છિન્દન્તિ શસ્ત્રાણિ છે. તો પછી એ ખાવી કેવી રીતે? તમે, રવાઈની માફક, કાંટાને ગોળગોળ ફેરવી, કાંટા ફરતો એનો વીંટો કરી, ઝડપથી ઊંચકી, અને સિફતથી તમારા મોંમાં મૂકી શકો તો જ એ ખાઈ શકો. નહીં તો શિયાળ બગલાને ત્યાં અને બગલો શિયાળને ત્યાં ભૂખ્યાં રહ્યાં હતાં એ રીતે તમારે ભૂખ્યા રહેવાનું આવે. મારે એકરાર કરવો જોઈએ કે સ્પેઘેટી ખાવામાં હું બહુ સફળ થયો નથી.

મૅક્સિકન સૅલેડ, રશિયન સૅલેડ અને ચીની ખાણું મેં ખાધાં છે. મને માંસાહારી ખોરાક ખાનાર પ્રત્યે સૂગ નથી અને મારી બાજુમાં બેઠેલો માણસ માછલી કે માંસાહારી વાનગી આરોગતો હોય તો મને તેથી કંઈ થતું નથી. પણ ૧૯૮૭માં ઑલ્બેનીના એક ચીની ભોજનાલયમાં મને દુઃખદ અનુભવ થયો હતો. મારી પુત્રી વરદા અને એનાં બે'ક મિત્રો મને એક ચીની ભોજનાલયમાં લઈ ગયાં. વરદાએ અમારે બંને માટે શાકાહારી વાનગીઓ પસંદ કરી. એનાં મિત્રોએ પણ એવી જ વાનગી પસંદ કરી. અમારું ખાણું આવે એ પહેલાં, અમારી બાજુના એક મેજ પર જમવા બેઠેલા કોઈ ગૃહસ્થે માછલી જોવા માગી. વેઇટર પાંચછ જીવતી માછલીઓ લાવ્યો તેમાંથી એ સજ્જને એક પસંદ કરી. થોડી વાર પછી ઇલેક્ટ્રિક તવા ઉપર, અમારી નજર સામે જ એ જીવતી માછલીને ભૂંજવામાં આવી. ગરમ તવા પર માછલી નખાતાં જે છમકારો થયો તેમાં મને એ માછલીની ચીસ સંભળાઈ. તે પછી ભોજનમાંથી મારો રસ ઊડી ગયો. મારે ગળે કોળિયા ઉતાર્યા તો ખરા, પણ મારું મન આજ સુધી એ દૃશ્ય ભૂલી શકતું નથી.

□



# નિત નવા વંટોળ

**પ્રીતિ સેનગુપ્તા**

ન્યૂયૉર્ક શહેરની નજીકના એક મહાવિદ્યાલયમાં યોજાયેલા, ભાષાંતર પરના એક અધિવેશનમાં ભાગ લેવાની તક તાજેતરમાં મળી અને વિશ્વની વિવિધ ભાષાઓમાં જે કામ થઈ રહ્યું છે એનો થોડો ચિતાર મળ્યો. અધિવેશનનો વિષય હતો : 'ભાષાંતર – અગ્રતા, મીમાંસા, અમલ.' તથા એનું આયોજન થયું હતું 'અનુવાદકો, વિવેચકો, વિદ્વાનો, ગદ્યલેખકો અને કવિઓ માટે.' 'શુક્રવાર બપોરથી રવિવાર બપોર સુધીમાં કુલ છત્રીસ બેઠકો યોજાઈ હતી. ઉપરાંત, વિભિન્ન ભાષાઓમાં વર્કશૉપ પણ ગોઠવાયાં હતાં હાજરી આપનારાં કેટલાંક જણની એ ફરિયાદ રહી કે ચાર-પાંચ બેઠકો જુદા જુદા રૂમોમાં એક સાથે થતી હતી, જેને લીધે પામવાને બદલે ઘણું વધારે ચૂકી જવાનું થયું

જે જે ભાષાઓ વિષે નિબંધો રજૂ થયા એની યાદી તો જુઓ : પૉર્ચુગીઝ, રશિયન, ગ્રીક, લૅટિન, હીબ્રુ, ફ્રેન્ચ, સ્પૅનિશ, અને ચીની (પ્રાચીન અને સમકાલીન). આમાંની કેટલીક ભાષાઓમાં કાવ્યવાચન થયાં ને એ ઉપરાંત, રુમેનિયન, પોલિશ અને ડચ ભાષામાં પણ થયાં. આપણા દેશની ભાષાઓનું પ્રતિનિધિત્વ બાકાત ન હતું. મેં મૂળ હિન્દી અને ગુજરાતીમાં લખેલાં કાવ્યોના મારા જ કરેલા અંગ્રેજી અનુવાદો વાંચેલા. પ્રોફેસર પ્રસાદે કન્નડ ભાષાનાં દાસ-કાવ્યોના કેટલાક તરજુમા વાંચેલા, તથા ઍન્ડ્રુ શેલિન્ગ નામના એક અમેરિકને સંસ્કૃત તેમ જ પાલિ ભાષાનાં પ્રાચીન ટૂંકાં કાવ્યોનાં પોતે કરેલાં અંગ્રેજી રૂપાંતર વાંચેલાં. અલબત્ત, શ્રોતા બીજા ત્રણ જ હતા.

લગભગ દરેક બેઠકમાં મેં આમ જ બનતું જોયું કુલ નોંધણી બસોથી વધારે હતી, એમ મને કહેવામાં

**મૌલિક અને અનુવાદ વચ્ચેનાં અંતર**

ભારતમાં અગણિત એવાં કુટુંબો છે જે બધાં અંદરોઅંદર માતૃભાષા નહીં, પણ અંગ્રેજી જ બોલતાં હોય. આવી વ્યક્તિઓ તેમ જ એવાં કુટુંબોમાંનાં યુવાન સદસ્યો પરદેશ વસવાટ કરવા અને અભ્યાસ કરવા આવે છે, ત્યારે ઘણી વાર એવું બને છે કે લગભગ પહેલવહેલી વાર એ બધાંને માતૃભાષા અથવા રાષ્ટ્રભાષામાં બોલવું પડે છે. કારણ એ કે પરદેશમાં સામાજિક સંપર્ક તો ભારતીયો સાથે જ કેળવવો પડે છે. ભારતીયોને જેટલી ટેવ હોય છે તેટલા પ્રમાણમાં સામાજિક મુલાકાતો પરદેશમાંની મૂળ પ્રજા સાથે શક્ય જ નથી હોતી. વળી, પરદેશમાં સ્થાયી થયેલા ભારતીયો 'આપણં કલ્ચર, આપણું કલ્ચર'નાં ગાણાં ગાતાં થઈ જતાં હોય છે. પછી પારકાંને કઈ રીતે કહેવાય કે ભારતીય ભાષા એમને આવડતી જ નથી ?

પરદેશમાં આવી વસેલાં સાઠ ટકા જેટલાં ભારતીયોને તો તે શહેર કે દેશની મૂળ (બિન-ભારતીય) પ્રજા સાથે કોઈ સંપર્ક થતો જ નથી, અને તેથી એમનાં જીવન અને 'કલ્ચર' વિષે ખાસ જાણકારી પણ એમને હોતી નથી. પણ હા, મન ફાવે તેવા મત જરૂર બાંધી લેવાતા હોય છે.

જો પ્રાદેશિકતામાંથી જાતને થોડી છૂટી કરી શકીએ તો બીજી પ્રજાઓની અનેકવિધ પ્રવૃત્તિઓ પણ ધ્યાન પર આવી શકે, અને ઘણું નવું, જુદું જાણવા મળી શકે. બીજાં 'કલ્ચર'માં, ને બીજી ભાષાઓમાં પણ આપણા જેવી જ મુશ્કેલીઓ હોય છે, અને સાથે જ, ગૌરવની અનુભૂતિ પણ હોય છે. મને બધાંમાં રસ પડે. આપણી, તેમ જ અન્ય પ્રજાનાં અનેકવિધ પાસાં વિષે જાણવું ગમે. કોઈ વાર ખાસ તક મળે ત્યારે બહુ આનંદ થાય.

આવ્યું, પણ એનાથી અડધી સંખ્યાયે મેં જોઈ નહીં. કેવળ શનિવાર રાતની મુખ્ય બેઠક વખતે સંસ્થાના પુસ્તકાલયમાંનું સભાગૃહ પૂરેપૂરું ભરાઈ ગયું હતું. એ પ્રસંગે 'વિશ્વકવિતા – પ્રાચીનથી આપણા કાળ સુધી' એ નામના ભાષાંતરિત કાવ્યસંગ્રહનું વિમોચન થયેલું, અને કેટલાક અનુવાદકોએ એ અનૂદિત કૃતિઓનું પઠન કરેલું.

પરદેશી ભાષાઓમાંનાં મૌલિક સાહિત્યસર્જન કેટકેટલા પ્રમાણમાં અંગ્રેજીમાં રૂપાંતર પામી રહ્યાં છે, એ વિષે આટલી જાણ તો ત્યારે જ થઈ. મુખ્યત્વે આ કામ કરનારાં અમેરિકાની મહાશાળાઓ સાથે સંયુક્ત હતાં, અને આ અધિવેશનમાં ભાગ લેવા માટે દૂર દૂરથી આવેલાં હતાં. સાથે જ, આ સિવાય સ્વતંત્ર રીતે કામ કરતાં હોય એવાં જણ પણ હતાં. અમેરિકન કે અંગ્રેજ સર્જકોને પોતાની માતૃભાષામાં ઉતારવાના કાર્યમાં પરોવાયેલાં અભ્યાસીઓ રશિયન અને સમકાલીન મૅન્ડેરિન (ચીની)ભાષી હતાં. બંને કેટલી કઠિન ભાષાઓ, અને વળી, સાવ જુદાં 'કલ્ચર' – મૂળ અને રૂપાંતરિત – છતાં કામ થયા કરે છે, તે ઓછું નથી.

જે જે ભાષાઓમાં વર્કશૉપ યોજાયાં હતાં એનાં નામ જોઈને મને જ નવાઈ લાગી હતી : આફ્રિકાનર (મૂળ ડચમાંથી ઊતરી આવેલી દક્ષિણ આફ્રિકા દેશમાં વપરાતી ભાષા), આર્મેનિયન, ચીની – પ્રાચીન, ચીની – સમકાલીન, ફ્રેન્ચ, જર્મન, ગ્રીક – પ્રાચીન, ગ્રીક – સમકાલીન, હીબ્રુ, હિન્દી, ગુજરાતી, ઇટાલિયન, પૉર્ચુગીઝ, રશિયન, સંસ્કૃત, સ્પૅનિશ, તુર્કી. સૂચિ તો ઘણી જ મહત્ત્વાકાંક્ષી હતી, પણ એ વર્કશૉપમાં ભાગ લેનારાંની સંખ્યા કાં તો શૂન્ય, કાં તો નહિવત્ હતી. અમુકમાં તો કોઈ ગયું જ નહીં, એટલે થોડી રાહ જોયા પછી વર્કશૉપ આપવા આવેલાં કવિઓ ને અભ્યાસીઓ જતાં રહ્યાં. મારા વર્કશૉપમાં એક જણ આવેલો. એ હતો તો એન્જિનિયરિંગનો વિદ્યાર્થી, ને પાછો દક્ષિણ ભારતીય, પણ હિન્દીમાં એને રસ હતો. ચલો, મારો ફેરો સાવ નકામો ના ગયો ! પણ મને એ તો ના જ સમજાયું કે મહાવિદ્યાલયનાં વિદ્યાર્થીઓ આ અધિવેશનનો લાભ કેમ ન હતાં લઈ રહ્યાં. કદાચ એમ હશે કે વિદ્યાર્થીઓનાં વલણ સર્વત્ર એકસરખાં જ હોય છે, પછી એ આપણા દેશનાં હોય કે બીજા કોઈ દેશનાં !

ભાષાંતરનાં સ્વરૂપ, શક્યતાઓ અને એમાં ઊભા થતા પ્રશ્નો અંગે ચર્ચાઓ ઘણી બેઠકોમાં થઈ : યશ મૌલિક કૃતિના સર્જકને મળવો જોઈએ કે સારા અનુવાદકને ? અનુવાદ કરતા પહેલાં એ કૃતિ વાંચવાની, એ કર્તાને વિષે જાણવાની જરૂર ખરી કે નહીં ? અનુવાદકે મૂળ કૃતિને કેટલા અંશે વફાદાર રહેવું જોઈએ ? અને કેટલી હદ સુધી બાંધ-છોડ કરી શકાય ? વગેરે આવા અનેક પ્રશ્નોના ઉત્તરો પણ અનેક હોવાના. એક ભાષામાંથી બીજી ભાષામાં કૃતિને ઉતારવી એનો અર્થ જ એ કે કૃતિને એક 'કલ્ચર'માંથી બીજા સાવ જુદા 'કલ્ચર'માં દોરી જવી. કૃતિનાં મૂળ સ્વરૂપ સાચવી રાખવાં કઠિન, અને બહુધા તો અશક્ય જ, ને તેથી અનુવાદમાં સાવ નવાં, સાવ જુદાં સ્વરૂપ સર્જાવાનાં. એમને કેટલી હદ સુધી સ્વીકાર્ય ગણી શકાય ?

એકમાંથી બીજા 'કલ્ચર'માં યથોચિત સાહિત્યિક પ્રતિબિંબ મેળવવાની મુશ્કેલી પહાડ જેવી મોટી હોય છે. દરેક બેઠકમાં દરેક વક્તાએ આ વાત તો કરી જ. બે પશ્ચિમી ભાષાઓ. દા.ત. સ્પૅનિશ અને અંગ્રેજી પણ જો મૂળ કૃતિમાંનાં સંદર્ભો ને વાતાવરણને બદલ્યા સિવાય રૂપાંતર પામી ના શકતી હોય, તો એક પશ્ચિમી અને એક પૂર્વીય, દા.ત. અંગ્રેજી અને ભારતીય કે ચીની ભાષાના પારસ્પરિક રૂપાંતરમાંના અવરોધોની તો વાત જ શી કરવી ? એ બેની વચ્ચે કલ્પનોની અત્યંત ભિન્નતા હોય છે, એટલું જ નહીં, પણ કાવ્યો ને કથાનકમાંનાં વિષય, સૂચિતાર્થો, સંવેદનો, મૂલ્યો ઇત્યાદિ સર્વ તત્ત્વો પણ ભિન્ન જ હોવાનાં. આપણે જેને વાંચતાં ભાવાર્દ્ર બની જઈએ તે કાવ્ય 'મેઘદૂત'માંની વાદળ દ્વારા પ્રિયતમાને સંદેશો મોકલતા યક્ષની કથા એક અમેરિકન સ્ત્રીને સાવ વિચિત્ર ને વાહિયાત લાગેલી.

તો એ અધિવેશન દરમ્યાન એક ખંડમાં પ્રદર્શિત

થયેલાં પુસ્તકોમાંનું મીરાંબાઈનાં ગીતોના અનુવાદનું પુસ્તક જોતાં મને મોટો આઘાત લાગેલો. જે શબ્દોથી, જે નામોથી, મીરાંબાઈની રચનાઓની અંતરંગ ઓળખ મળે છે તે 'મેરે તો ગિરિધર ગોપાલ', કે 'મીરા કે પ્રભુ ગિરિધર નાગર' એ અંગ્રેજી અનુવાદોમાં સમૂળગાં પ્રયોજાયાં જ ન હતાં. એને સ્થાને, મીરાં-ભજનોમાં આવતા 'શ્યામ'ના નામ પર ધ્યાન કેન્દ્રિત કરી અનુવાદકે 'ડાર્ક વન' (Dark One) સંબોધન વાપર્યા કર્યું છે. પરશુરામ ચતુર્વેદીએ ૧૯૮૩માં સંગૃહીત કરેલી 'મીરાબાઈ કી પદાવલી'માંથી અનુવાદકે મોટા ભાગની રચનાઓ લીધી છે. શું એ રચનાઓમાં 'શ્યામ' જ આવ્યા કર્યું હશે, 'ગિરિધર ગોપાલ', 'ગિરિધર નાગર' જેવાં નામ આવ્યાં જ નહીં હોય ?

અનુવાદક ઍન્ડ્રૂ શેલિન્ગને મેં જરા ઉત્તેજિત થઈને પૂછ્યું હતું, "આ અનુપસ્થિતિ તમને કનડતી નથી ?" મેં કહ્યું હતું, "મીરાંનાં પદ અમારાં જીવનનો અભિન્ન, અને ઊંડો અંશ છે; અને આવું લુપ્તીકરણ મને અસહ્ય લાગે છે." જવાબમાં એમણે કહ્યું કે એ નામાભિધાન સાચવવાં શક્ય જ નથી. પણ હું પૂછું છું, નથી શા માટે ? એક પાના પર બધાં જ નામો, સંબોધનોની સૂચિ મૂકીને સાથે સરસ સમજૂતી અવશ્ય આપી શકાઈ હોત.

મીરાંની વાત હતી ને મનને માઠું લાગી ગયું. બાકી આવી ક્ષતિ કે લુપ્તિ વગરના અનુવાદ કોઈ પણ ભાષામાં હોય એમ માનવું જ અશક્ય છે. રૂપાંતરનો લાભ એટલો કે વિશ્વના સાહિત્યની ઉપલબ્ધિ તો થાય; દુનિયામાંના ઉત્તમ સાથે થોડી ઓળખાણ તો થાય.

છેલ્લે, એક બાબતનો ઉલ્લેખ કરું. આ અધિવેશનમાં બધાં વ્યાખ્યાતાઓ પોતપોતાની ભાષા બોલનારાંનાં જૂથ બનાવીને રહ્યાં. ખાસ કોઈ હળ્યુંભળ્યું નહીં. મારી પોતાની બેઠકો સિવાય મેં એક સ્પૅનિશ અને એક ચીની બેઠકમાં પણ હાજરી આપી. એ બંનેમાં ભિન્નભાષી જુઓ તો હું એક જ હતી. એ રીતે ભાગ્યે જ બીજું કોઈ પરભાષાની બેઠકમાં જોડાયેલું. એટલે અંતે તો આ નિરીક્ષણને લીધે જરા ખિન્ન થઈ જવાયું. જેમ આપણે આપણી જાત-જમાતને જરા વિસારીને બીજી પ્રજાઓની જાત-જમાત માટે રસ, સમજણ ને સહિષ્ણુતા કેળવવાનાં હોય છે, તેમ એમણે આપણે માટે કે અન્ય માટે પણ કેળવવાનાં હોય છે.

શું જન-સાધારણ વચ્ચેની આવી અપેક્ષા અસ્થાને કહેવાય ? – જેમ સાહિત્ય-કૃતિઓના સર્વાંગસંપૂર્ણ રૂપાંતરની અપેક્ષા હોય છે તેમ ?

❐

## વ્હાલ

વ્હાલ કરે તે વ્હાલું!
આ મેળામાં ભૂલો પડ્યો હું કોની આંગળી ઝાલું?

ફુગ્ગા ને ફરફરિયાં જોઉં, જોઉં લેણાદેણી
કોઈક વેચે વાચા, કોઈક વ્હોરે ફૂલની વેણી

કોઈક ખૂણે વેચે કોઈ પરમારથનું પ્યાલું

ક્યાંક ભજન વેચાય, ક્યાંક વેચાય કંઠી ને ઝભ્ભો
શું-શું અચરજ કાઢે પેલો જાદુગરનો ડબ્બો!

સૌ-સૌનો ઉત્સવ છે એમાં હું અટવાતો ચાલું

કોઈક છાતી લઈને જાતી સસ્તા ભાવે સગડી
કોઈક લેતું મોંઘામૂલી છતાં લાડની લગડી

શું લઈશ તું? પૂછે મને આ મારું ગજવું ઠાલું

૨૭-૧૧-'૯૮ / શુક્ર
(જન્મદિવસ)

રમેશ પારેખ

## તેં...

અરબત-સરબત જેવું કૈં તેં આંખોમાંથી ઢોળ્યું
ભારે થઈ! ફળિયાનું પેલું કરગઠિયુંયે કોળ્યું!

તોલ – ત્રાજવાં ગીતો થૈ ગ્યાં, બજાર થૈ ગઈ ચૂપ
જાહલ ભીંતોમાંથી દડદડ દદડી હાલ્યું રૂપ

ભાભડભૂતડી ઘટનાઓ થૈ ગઈ કંકુની છોળ્યું

પંખીઓએ ભેળાં થઈને ફળિયાને શણગાર્યું
ગુલાલ થઈને ઊડતું ઘર ના રહેતું કેમે વાર્યું

મને કંઈ ના સૂઝયું તે મેં મન તારામાં બોળ્યું!

૨૫-૧૧-'૯૮/શનિ

રમેશ પારેખ

## એક વિદ્રોહી ડાયાબેટિકનું ગીત

સ્હેજ આંગળી બોળીને મેં જરીક ગળપણ ચાખ્યું....
ત્યાં જ ખાંડનાં આંસુ ટપટપ ખરી મૂઈ બે આંખ્યું!

મીઠાં મીઠાં પંખીઓથી ભર્યો ફળીનો થાળ
તેના કલરવની સોડમથી મનમાં ટપકે લાળ

કડવો ઘૂંટડો ઢોળી, ચાખી ટગરટગર એ દ્રાખ્યું!

ગ્રહ એવા તો અડિયલ કે ગળચટ્ટો સૂરજ ઊગ્યો
ગળ્યું ગળ્યું પરભાત લઈ એ છાતી સુધી પૂગ્યો

મેં સાકરિયા તડકાનું અરધુંક પ્યાલું પી નાખ્યું!

૧૫-૧૧-'૯૮/રવિ

રમેશ પારેખ

# મકરસંક્રાન્તિની ક્રાન્તિમાં

ઉશનસ્

## ૧. બધું જ નવું

(પૃથ્વી-સૉનેટ)

નવું જ બધું આજ, સૂર્ય નવ, નૌ હવા ફર્ફરી,
નવું ગગન, નવ્ય નીલ નીલમો સમા ડુંગરો;
નવાં ઝરણમાં નવી કલકલો, નવા સીકરો,
વનેવન નવાં જ, રાતી નવ પર્ણમાં મર્મરો.

તને શુભવિદાય પર્ણ પીત આખરી હે ખર્યાં !
મળીશું ભવચક્રમાં કદીક ક્યાંક આવી રીતે :
હું પર્ણ પણ હોઉં તે વખત શીર્ણ વર્ણે પીતે;
પરંતુ, બસ આજ સ્વાગત નવાનું પ્રાણે ભર્યાં.

નવા શુકન શો પધાર મુજ ભીતરે સૂર્ય હે !
બધું જ અજમાવી નાખ; નવવાયુની લ્હેરખી !
મને તું નવી ફૂંક દે; નવું અનન્ય તું દે લખી,
પ્રવેશ મુજ શબ્દમાં નવ લયે, નવે વીર્ય, હે !

નવી જ રત છે; તું હું ધરતી સૌ નવાં, નીતિયે,
નવે જ ગીત ચાહવી ફરી તને વસંતે પ્રિયે !

## ૨. રતુંબડ ક્રાન્તિ

(હરિણી-સૉનેટ)

બધું જ વરણાયું છે વ્હાલી ! રતુંબડ ઝાંયમાં
સળવળી ઊઠ્યા પ્રાણો મૂર્છા-સફેદ પ્રશાન્તિમાં
ધવલ હિમ ઓઢી પોઢેલા, રતુંબડ ક્રાન્તિમાં !
રવિય નીતર્યો છે રાતી થૈ જરી ઊની છાંયમાં.
ધરતીય હવે રાતીમાતી ઝૅમંત કણીકણી
મધુપુટ સમી, માખી રાતી વિહંગમચંચુયે
રતૂમડી થઈ; વાયુ રાતો રતુંબડું સૂસવે,
તરુકૂંપળ શું, કાંટાનીયે રતુંબડ થૈ અણી !

રતિ ખુદ હવે થોડી રાતી વધૂ વરણાગી છે,
ફૂટું ફૂટું થતું છે સેવાઈ ઈંડું પણ બ્રહ્મનું
જરીક ઊપસ્યું લાગે સ્પર્શ્યું ગમે પડ અંભનું
તડકિત બધું કોકરૂવર્ણું, શિવેન વિરાગી છે;
રતિની પળ રાતીમાં આજે શકુ લઈ રંભણે
અખિલ અખિલાઈ આવેગે; પછી નવ કાં તને ?

## ૩. નવા પ્રાણોમાં

(હરિણી-સૉનેટ)

બધું જ પલટાયું છે આજે અચિન્ત્યું જ પ્રાતમાં
વધુ અનુનયે ભાનુ પોતે કરે મૃદુલે નવે
શતદલ સરે ધીમે સ્પર્શે દલેદલ ખીલવે;
કશુંક બદલાયું છે ભાગ્યશ્રીશું ગત રાતમાં.

ધરતી શું બધું બ્રહ્માંડેયે અણુઅણુ પ્રાણિત,
અણુ અણુ બધા વિશ્વે અશ્વો સમાન સુચાલિત,
કણકણ અહો, આન્દોલાતા સળંગ તરંગિત !
સ્ખલતું લયમાં નાડીનાડી યુવાવય શોણિત.

અધીર ઊછળ્યા પ્રાણપ્રાણો સમુત્સુક સર્જને !
રતિસ્મર હવે એકાબીજા તણું જૂજવાપણું
જરી નવ સહે; પાસે પાસે ખસે અણુયે અણુ,
ભવભવ સમી ત્રેહાવસ્થા ખમાય નહીં ક્ષણે.

શિશિરતરુઠૂંઠાશો હું છું, મને મધુવલ્લરી
સરખી પ્રિય ! તું વીંટાઈ, થા તું સદ્ય ફૂલે ભરી !

## ૪. ધુતિકણની આંધીમાં (એક એક્સ્ટસી)

(હરિણી-સૉનેટ)

સફલ મધુસંક્રાન્તિ : તડકો દશેદિશમાં પડ્યો !
ગરમ થઈ છાયા સૌ થોડી ગમંત હૂંફે ભરી,
મધુપવનફૂંકે ફૂંકાઈ બજી ઊઠી બંસરી
સરખી વિટપો : પુષ્પે પર્ણે દ્યુતિ-સ્વર ઊઘડ્યો !

જીરણ ઘરખૂણે જ્યાં છેલ્લા ખૂટ્યા-ઘૃત-કોડિયે
જરીક નવું પુરાતાં આજ્યે ટટાર યથા દ્યુતિ,
કજળી ગઈ દિવેટે પાછી પ્રભા ઊજળી થતી !
ત્યમ ફરી પ્રભા ઝાંખે સૂર્યે પુરાય પરોઢિયે !

અવ પ્રથમીના આ પ્રાસાદે ભીંતે છત દર્પણો :
અરસપરસે ફેંકે સામાં સુ-વર્ણિત એરિયાં !
પવન પણ હીરાભુક્કીનાં ઉછાળત લ્હેરિયાં !
દ્યુતિકણની વાછંટે ઐન્દ્રી ધનુ તત તોરણો !

દ્યુતિ-વરણની શેઢો વીંધે મને ગરબા જશી !
તગત કણ આંધીમાં માણું ઊડાઊડ એક્સ્ટસી !

## ૫. નવાં અનુકૂલનોમાં

(હરિણી-સૉનેટ)

મધુર મધુના દૂહાડા આવ્યા રતુંબડ-ઊજળા :
કૂંપળ સરખા ! પ્રાતઃસૂર્યે નવાં અનુકૂલનો !
હિમથી પ્રગટ્યા પ્રાણો; રાતાં કસુંબલ છે મનો !
રવિકરની કાંડીએ ચાંપ્યાં ઊંડાં તળ ઝળૂહળ્યાં !

રતિખટૂમડી રીઝી આજે અનુકૂલ પ્રીતમાં :
સકલ નર-માદાની આંખો જરી સુરખીભરી,
અતડી હતી તે સૌ અન્યોન્ય પ્રતિ સરકી જરી,
મધુર વય વંકાયું તે સૌ વળ્યું મનમીતમાં.

મદિર ઋતુમાં માધુર્યોનો હજો જય રક્તિમ,
મધુર ઋતુમાં જ્યાં ત્યાં હોજો યુવાવયનો જય;
કુસુમરતમાં કાંટાનો હો સદાય પરાજય;
અનુનય તણો કૌટિલ્યો પે થજો જય અંતિમ.

અનુકૂલનનું ટાણું : સંધું નમે દિશ પ્રીતની,
હુંય નમી જઉં, જો ને, હાવાં રિસાયલ તું ભણી !

## પહાડોમાં ઉછેર અને દીક્ષા

(સૉનેટયુગ્મક)

૧

પહાડી પૂરો છું : રહી રહી પહાડી વસતિમાં
ઉછેરાયો તેથી બચુકડી કંઈ ટેકરી-ટૂકો
તણી દોસ્તી ત્યારે હતી મુજ; હું એ પ્હાડી બટુકો
તણા સંગે ભિલ્લુ રમત રમતાં; એવી સ્થિતિમાં

ગયો ઊભો ઊભો અહીં જ સ્થિર ઊગી તરુ સમો :
મહારાં ફેલાયાં હર ગિરિકણે ગૂઢ મૂળિયાં;
વસંતો આવી કૈં, શિશિર ખરી કૈં, આંધી ધૂળિયા
ગઈ ઝંઝેડી કૈં હચમચવી; વેઠ્યા ઋતુક્રમો.

અહીં ઊભાં ઊભાં ગિરિકુલ દીઠું મેં સગી દગે
થતું ધીમે ધીમે જરઠ-જર્જર્યું-જીર્ણ તનથી,
દીસે અંગે અંગે કરચલી, વધ્યા શાણપણથી
થયું મૂંગું લાગે, ખૂંધ નીકળી, થાક્યું મન લગે;
હવે તો આ પ્હાડો વયવડીલ સંયુક્ત ઘરના,
ન આમન્યા જેની અવગણી શકે કોઈ કુળના.

૨

હવે તો પ્હાડો આ વડીલ ઘરડા મોભી કુળના,
ન આમન્યા જેની ઉપસ્થિતિ મહીં કો અવગણી
શકે એવા, જેની સતત ઘરમાં હાજરી ગણી
નવી સૌયે પેઢી અદબ વરતે; ઝાડ, ઝરણાં...

ન જોકે બોલે એ, દગ પણ હવે ઝાંખી, ન જુએ
કશુંયે, કોને ના કશું પણ કહે; જોયું ખૂબ છે,
અને દુન્યાદારી ખૂબ·સમજી છે, સાવ ચૂપ છે;
ઠર્યા છે સમૂજીને જગત, ઋતુના રંગ, બધુંયે–

–બધું હા, એ પક્ષે; પણ વડીલની ધાક સહુને
હવે રૂહે; વાસંતી ઋતુવખત ફૂલોની કળીઓ,
હવાઓ ને ભૃંગો મદીલ વગડાઉ તીતલીઓ
બધાં સંકોચાતાં, વડીલની યથા લાજ વહુને.

હવે તો હું પોતે પણ અનુભવું છું સંકોચન ઘરે,
રખે વૃદ્ધો વચ્ચે કશું અશુચિ શોચાય ભીતરે.

**મોંઘા મહેમાન**

*તમે વાયરાની પાલખીમાં આવજો રે મારા મોંઘા મહેમાન!*
*સાથે સોડમના ગજરાને લાવજો રે મારા મોંઘા મહેમાન!*

*વરસો ગણીએ તો કાંઈ વેઢા ખૂટે*
*અને દિવસો ગણીએ તો ખૂટે આંક,*
*લોચનને મીંચું તો શમણાંઓ ખટકે*
*ને ખોલું તો લાગે છે થાક!*

*તમે સ્મરણોની છબીયું મઢાવજો રે મારા મોંઘા મહેમાન!*
*તમે વાયરાની પાલખીમાં આવજો રે મારા મોંઘા મહેમાન!*

*આંગણામાં આવીને પંખી બોલે તો*
*કેમ કરી જાકારો દેશું?*
*એક પછી એક એના ટહુકાઓ વીણીને*
*છાતીમાં સંઘરી લેશું!*

*તમે બંસીમાં બોલ બે વગાડજો રે મારા મોંઘા મહેમાન!*
*તમે વાયરાની પાલખીમાં આવજો રે મારા મોંઘા મહેમાન!*

લાલજી કાનપરિયા

**સ્વપન સર્યું...**

(શિખરિણી)

*હજી મૂક્યાં શેઢે ચરણ; સહસા ઘાસલ કૂણો*
*સર્યો રૂંવે રૂંવે હરિતવરણો સ્પર્શ ક્ષણમાં!*
*ભર્યાં દૂધે ડૂંડાં લસલસ દગોમાં તગતગ્યાં*
*અને તૃણે તૃણે ફરકતી ધજાઓ પવનની!*

*લીલાં પર્ણો વચ્ચે નટખટ પણે સૂર્ય રમતો;*
*સુગંધો માટીની શ્વસન પ્રસરી; આંખ ફરકી.*
*વિહંગોના સીમે ત્વરિત પડછાયા સરકતા,*
*જરા માંડું કર્ણો : સુણું ઘૂઘરમાળા બળદની*
*ઊભા ચાસે ચાસે રણકતી અને મારગ થકી*
*વહી આવે મીઠું ગીત, નયન હેતે મલકતાં.*
*તરુછાંયે છૂટે રસ છલકતાં ભાત, બટકે*
*ચડાવી ચાખું છું મુખ મલકતા ભાવ મીઠડા!*

*અચિંતો જાગ્યો તો સીમ સૂસવતી લૂ ચઇતરી*
*દઝાડી ગૈ તીખું; સ્વપન સર્યું મોંઘેરું ક્ષણમાં!*

લાલજી કાનપરિયા

### વૃક્ષ હું શાશ્વતીનું

વૃક્ષ હું શાશ્વતીનું
અનેક જન્મોનાં પર્ણ ખરી જાય
અનેક નવજન્મોની કિસલય ફૂટે
તેથી ના હું ક્ષુબ્ધ
કષાયોથી ન લુબ્ધ
મારામાં અમૃત સંજીવનીનો સંચાર
ઉત્ફુલ્લ પ્રાણોનો પ્રસાર
પ્રસાદિતાની કો એક અવિરત ધાર
અનાહતથી ઝંકૃત મારો તારેતાર
અપાપવિદ્ધ અનાવિલ ચૈતન્યસાર
એકમેવ બ્રહ્મરસ વહું આરપાર
નીલિમ અવકાશની પશ્ચાદ્ભૂમાં
ઊઘડે મારું હરિત સુવર્ણ શિલ્પ
સ્વયં રચાઈ જતો મારો સુષમ ઘાટ
ઉભયાન્વયી હું
મારું આદિમૂલ વિસ્તરતું જાય અતલ પાતાલમાં
મારી ઊર્ધ્વ શાખાઓ વિસ્તરતી જાય અમેય
અવકાશમાં
હું જ સેતુ
પૃથ્વીની અધશ્ચેતનાનો અને નભની ઊર્ધ્વચેતનાનો
હું શાશ્વતીનું વૃક્ષ, ભલે રુક્ષ!

**પુષ્પા ભટ્ટ**

### ભાઈ ! અમે

ભાઈ ! અમે નહીં ઘરના કે નહીં ઘાટના!
 સૂરજચંદરને આછે અંજવાળે હાલ્યા
 રતાંધળા પથિક માઝમરાતના !... ભાઈ!
હાટડીએ હાટડીએ સંબલની શોધ કીધી,
 ટુકડા પામ્યા બે એંઠી ચળના !... ભાઈ !
વાયુનો ગરભ ધારી વાહ્યો અમે વિઠ્ઠલાને,
 ખાધા મલીદા મોંઘા દાટના... ભાઈ!
મધદરિયેથી મોતી મરજીવા લાવે,
 સતિયા શહીદો સાચી વાતના... ભાઈ!
સૂરજ-ચંદરને આછે અંજવાળે હાલ્યા!
 રતાંધળા પથિક માઝમરાતના–
ભાઈ ! અમે નહીં ઘરના કે નહીં ઘાટના !... ભાઈ !
પાકી પ્રસૂતિ-પીડ કુંવારી શું જાણે?
 વિરલા વ્હેવારિયા એ વાટના !... ભાઈ!

**'અનામી'**

### વેદના

વાંસની જેમ વીંધાયાં અનેક વાર,
આ તો છે વાંસળી ન બન્યાની વેદના.
વીરની જેમ ઘાવ ઝીલ્યા અનેક વાર,
આ તો છે રક્તની ન વહ્યાની વેદના,
શબ્દની જેમ વ્યક્ત થયાં અનેક વાર,
આ તો છે અર્થ ન સમજ્યાની વેદના.
શબરીની જેમ બોર ચાખ્યાં અનેક વાર,
આ તો છે રામજી ન આવ્યાની વેદના.
આદમ કે ઈવ થઈ જન્મ્યાં અનેક વાર,
આ તો છે શિવને ન પામ્યાની વેદના.
કૂંપળ ફૂટ્યાની સહજતાથી લાગણી ફૂટે છે
 સતત.. સૂરજ... સતત...
રે પ્રભુ! એને પાનખર દેખાડીશ મા.

**ચેતના પંડ્યા**

# અધૂરી નોંધ

ચંદ્રકાન્ત દેસાઈ

એકદા
ફ્રાન્સમાં ક્રાન્તિ થઈ, બળવો થયો.
ન્યાયની, સ્વાતંત્ર્યની, જનગણોના હક્કની અવહેલનાથી
ઉદ્ભવ્યા આઘાતથી ફ્રાન્સનાં તનમનહૃદય જખ્મી થયાં.
ઉગ્ર ને કાતિલ બની
સરકાર ને જનગણ સખત ઝઘડી પડ્યાં.
મેથ્યુ ડૅંગલર એ સમયનો પત્રકાર
આંખે દીઠો અહેવાલ લેવા
ઘમસાણના એકાદ સ્થળ પર તે સમે આવી ચડ્યો.
ક્રાન્તિકારીઓ અને પોલીસ વચ્ચે
થઈ ઝપાઝપી કટ્ટર.
વરસી ઝડી ત્યાં ગોળીઓની સરસરર.
રક્તધારાઓ વહી રહી અહીં ત્યહીં છલછલલ.
મેથ્યુની ચાલી કલમ સડસડાટ.
નજરે નિહાળ્યાં તાંડવો એ બેધડક લખતો રહ્યો.
વિશ્વ કાજે જનગણસમરના શૌર્યભર ઇતિહાસનાં આલેખનો
નિર્ભીક એ કાગળ ઉપર ચીતરી રહ્યો.

એટલામાં એક પથ્થર મેથ્યુના લમણે પડ્યો.
રક્તની ધારા વહી
તોય એની લેખિની
કર્તવ્યગૂંથી શબ્દમાળાઓ સુઘડ ગૂંથતી રહી,
પત્રકારિત્વની પરાકાષ્ઠા સમી.
પણ અરે પથ્થરની વર્ષાનો પ્રત્યુત્તર
પોલીસોની ગોળીઓની સતત ઝડીઓથી મળ્યો.
ત્યાં એક ગોળી મેથ્યુનું હૈયું વીંધી ગઈ.
રક્તની ધારા પ્રબળ વહી રહી, અરે,
મેથ્યુને જાણે સલિલ ગંગા તણું પાવન કરે શું!
પત્રકાર તણી (કે પત્રકારિત્વની?) છાતી અભય
કર્તવ્યનિષ્ઠાથી છલોછલ છલકતી પ્યાલી, અરે,
ઢોળાઈ ગઈ.

ડૅંગલર ભોંયે ભલો ગબડી પડ્યો.
ત્યાં એક ડૉક્ટર લશ્કરી આવી ચડ્યો.
ઘાયલ નીડર મેથ્યુ તણી મદદે તરત દોડી ગયો.
ડૉક્ટર વદ્યો, "મેથ્યુ, તમે જાઓ ગૃહે, આરામ લ્યો,
જીવન બચાવી લ્યો અમૂલ."
એ સુણી મેથ્યુ વદ્યો,
"ડૉક્ટર, અધૂરી નોંધ મારી રહી ગઈ;
કૃપયા તમે પૂરી કરો તે, લ્યો લખી,
પોલીસોની ગોળીઓથી ચાર જણ ઘાયલ થયા
ને એકનું મૃત્યુ થયું."
ડૉક્ટરે લખતાં તરત પૂછી લીધું,
"મૃત્યુ તે કોનું થયું?"
મેથ્યુ વદ્યો, "એ મેથ્યુ ડૅંગલરનું થયું."
ને એટલું કહેતાં સદાને માટ
એ શૂરવીર કલમકસબી તણી
નિર્ભીક કર્તવ્યગૂંથી પાંપણ, અરે, બિડાઈ ગઈ.

# જિકી નહીં જાય

પ્રવીણસિંહ ચાવડા

રેડિયો વાગતો હતો અને જિકી ધીમેધીમે નાચતી હતી. હાથમાં કાંસકો હતો. તેલ નાખીને એક ચોટલો ગૂંથ્યો હતો અને બાકીના છૂટા વાળ કમરની નીચે સુધી ઝૂલતા હતા.

રેડિયા સાથે એ ગાતી હતી – 'તેરે ચરનોં કી ધૂલ મિલ જાયે...'

ત્યાં રસોડામાંથી એની માની બૂમ સંભળાઈ, 'જિકી, નાહી લેવું હતું ને, બેટા–'

શરીરનો તાલ તોડ્યા વગર જિકીએ કહ્યું, 'તું નાહી લે.'

'માથું ધોઈ લેવું હતું ને, જલદી સુકાઈ જાય. હમણાં પેલા આવશે–'

'તું માથું ધોઈ લે.'

એની મા બારણામાં આવીને ઊભી રહી. થોડી વાર એની સામે જોઈ રહી, પછી ગુસ્સાથી બોલી, 'ભાઈસા'બ, આ છોકરીથી તો તોબા! તેલ નાખી દીધું? આવી જઈશ એમની સાથે તે સારી લાગીશ?'

જિકી કંઈ બોલી નહીં, પણ એનું નાચવાનું બંધ થઈ ગયું. હવામાં દોરેલી લીટીઓ ભૂંસી નાખતી હોય એમ શરીરને સંકેલીને એ ખુરશીમાં બેસી ગઈ અને ઝડપથી વાળ આગળ લાવીને ચોટલો ગૂંથવા લાગી. ચોટલો ગૂંથાઈ ગયો એટલે હાથનો ઝાટકો મારીને એને પાછળ નાખી દીધો, બે હથેળી મોં ઉપર લૂછી, પછી ઊભાં થઈને માની સામે જોયા વગર એ બાથરૂમમાં ગઈ.

ત્યાં જગાના શબ્દો સંભળાયા, 'ક્યાં જવાનું છે, બા?'

માએ કંઈ જવાબ આપ્યો નહીં.

'એને લઈ જવાની અને અમને નહીં! એકલી જિકીને બધે ફેરવો. બધાંને જિકી વહાલી!'

સાંકડા અંધારા બાથરૂમમાં એ જોરજોરથી મોં ઉપર પાણી છાંટવા લાગી. પાણીથી આંખો બળતી હતી, પણ સારું લાગતું હતું. છાલક વાગે એની સાથે ઝબકી જવાતું હતું. થોડું પાણી ગળે થઈને છાતી ઉપર ઊતર્યું. દુપટ્ટાથી મોં લૂછતી લૂછતી એ પાછી ખુરશીમાં જઈને બેઠી અને ટેબલ ઉપરથી હાથમાં આવી એ ચોપડી વચ્ચેથી ઉઘાડીને વાંચવા લાગી. ઊંચું જોયું નહીં. એને ખબર હતી, મા એની સામે તાકી રહી હતી.

'મરો બધાં! બધાંની વચ્ચે એકલું મારું મોત! પેલાનેયે–' એણે જાળી બહાર હાથ લંબાવ્યો – 'આ ઉંમરે વળી શું ભૂત ભરાયું છે!'

આટલું કહી એ પાછી રસોડામાં જતી રહી.

જગો કબાટ પાસે નીચે બેસી લેસન કરતો હતો. એણે કહ્યું, 'જિકી, ઉદેપુર જવાનું છે ને કાકાની સાથે?' જિકી કંઈ બોલી નહીં.

'ઉદેપુર બગીચાઓની નગરી છે. એનું સૌંદર્ય જોતાં આપણી આંખો ધરાતી જ નથી. મેવાડની આ રાજધાની સાથે ભારતવર્ષના એક મહાન સપૂતનું નામ જોડાયેલું છે.' જગો ગાતો હોય એમ આટલું બોલી ગયો. આ દરમ્યાન એણે દફતરમાંથી એક ચોપડી કાઢી હતી. એને ફેંદતો ફેંદતો એ ઊભો થયો એ સાથે એના ખોળામાંથી સ્લેટલપેન નીચે પડી ગયાં. પેનના ટુકડા થઈ ગયા અને સ્લેટનો ખૂણો જમણા પગ ઉપર પડ્યો એટલે સહેજ બૂમ પાડીને એક પગ ઉપર લંગડી લેતો લેતો જિકી પાસે જઈ ચોપડી એની સામે ધરતાં એ બોલ્યો, 'જો, વાંચ – ''ઉદેપુરનો પ્રવાસ.'' '

જિકી હસી. એ સાથે એનું આખું મોં લાલલાલ થઈ ગયું અને આંખો ચૂંચળી બની ગઈ. જગાને માથે હાથ મૂકી એની બાબરી ફેંદી નાખતાં એ બોલી, 'તે એ મહાન નગરી જોવા જાઓ ને મા-દીકરો.'

પછી એકદમ એની આંખો લાલ થઈ ગઈ, 'જાઓ તો ખરા! મહારાણા પ્રતાપ આમ ભાલો ખોસી

દે!'

'કોને, મને?'

'ના. તને નહીં, કાકાને.'

જગો તરત જઈને એની જગ્યાએ બેસી ગયો. જિકીને ખબર હતી, કાકાને વિશે આમ બોલાય તે લાલાને ગમતું નહીં. ગઈ કાલે રાત્રે આવ્યા ત્યારે રેવડી, ચમચમ બધું થેલી ભરીને લાવ્યા હતા. જગાને તો મજા હતી. કાકા આવે ત્યારે નવાંનવાં કપડાં, નાટક જોવા જવાનું, મોડે સુધી વાતો કરીને હસાવે – ગઈ કાલે ટીશર્ટ લાવ્યા તે પહેરીને જ જગો સૂઈ ગયો હતો અને અત્યારે પણ કાઢ્યું નહોતું.

પાછી સ્લેટ ખોળામાં લેતાં એ બોલ્યો, 'બહુ ફાટી ગઈ છે. કાકાને જેમતેમ બોલે છે તે. જીન્સ લેવું હોય તો કાકા. પિક્ચર જોવું હોય તો કાકા. પાવડર, ક્રીમ બધું સારું લાગે છે!'

જિકીએ ચોપડી બંધ કરીને ટેબલના ખૂણા તરફ ફેંકી અને ઊભી થઈને રસોડામાં ગઈ. માની સામે જોયા વગર માટલામાં પ્યાલો નાખીને પાણી પી લીધું. અડધું પાણી હોઠની બે બાજુથી છાતી ઉપર ઊતર્યું.

'જો ને તારા વેતા.'

'છો રહ્યા અમારા વેતા.'

માએ એના માથે હાથ મૂક્યો, ગૅસ બંધ કર્યો અને એને બાજુના ઓરડામાં લઈ ગઈ. ત્યાં ખાટલા ઉપર બેસાડી એની પાસે બેઠી.

'ડાહી થા, જિકી.'

'નથી ડાહ્યાં થવું.'

'બે દિવસ ફરવા જવાનું એમાં ના શું પાડવાની? એય ને રૂપાળાં સારી હોટલમાં રહેવાનું, ત્રણ ટાઈમ સારું સારું ખાવાનું અને ફરવાનું. એમને તો ફૅક્ટરીઓમાં જવાનું એટલે આખો દિવસ બહાર હોય. આપણે ટીવી જોવાનું અને ઊંઘવાનું. ગાંડું માણસ હોય તે ના પાડે.'

જિકી એની મા સામે તાકી રહી, 'મા, આ ફરવા જવાનું છે?'

'તો બીજું શું? એમને ઉંમર થઈ એટલે કોઈ સાથે હોય તો સારું રહે.'

'તે તું જા ને!'

'અમે આટલાં વરસ ન ગયાં? અને તારી ઉપર આટલું હેત છે. કંઈ હોય તો જિકી જિકી. જ્યાં જાય ત્યાં જિકી મારો દીકરો!'

'તે એની કોણ ના પાડે છે?'

'જે માગે તે હાજર. હાથથી છેટી ના થવા દે. ખાસ્સા આવડી થઈ ત્યાં સુધી તો તેડીને ફરતા. ના, જિકીને છોકરીનાં કપડાં નહીં પહેરાવવાનાં. પાનાં રમવા જાય તોયે સાથે લઈ જાય. એમના ભાઈબંધોને બધાનેયે કેટલાં લાડ. બધું ભૂલી ગઈ?'

જિકીએ જોરથી આંખો બંધ કરતાં કહ્યું, 'હા, હા, બધું યાદ છે!'

'તમને શાનું યાદ હોય! યાદ હોત તો આજે આવું બોલતાં હોત? છ મહિના એવા એ ખાટલે રહ્યા ત્યારે આ સગા ભાઈ કરતાંયે વધારે થઈને પાસે ઊભા રહ્યા હતા.'

વળગણી ઉપર લટકતી બાની સાડી અને કાકાના પાટલૂનની પાછળ ભીંત ઉપર એક નાની છબી હતી. જિકી એની સામે જોવાની હિંમત કરી શકી નહીં. એકદમ તાકાત કરીને મનને વાળી દીધું. પછી મોં ઉપર હાસ્ય ઊભરાયું.

'જાડી!'

એ સાથે ઓરડાનું વાતાવરણ બદલાઈ ગયું. એની મા હસી પડી અને ખોટો ગુસ્સો કરતાં બોલી 'છો રહ્યાં અમે જાડાં! આ છોડી તો જો! જાડાં થયાં છીએ તે કોઈને ભારે પડીએ છીએ?'

જિકીએ માનો જમણો હાથ પોતાના હાથમાં લીધો. એ ફેરવી ફેરવીને જોવા લાગી.

'શું જુએ છે?'

હાથને કરચલીઓ પડી હતી.

'કંઈ નહીં. જો ને આ નખ! અમારે મહિના પછી પરીક્ષા નહીં? વાંચવાનું નહીં હોય?'

એની મા ખુશ થઈ ગઈ.' 'બેત્રણ દહાડાનો જ સવાલ છે ને! પછી આ જતા રહેશે. આવીને ઉજાગરા ખેંચી લેવાના. ભણવું હોય તો ઉજાગરાયે વેઠવા પડે. કંઈક કરશો તો આગળ વધશો.'

'પણ મમ્મી, બારમાની બોર્ડની પરીક્ષા કોને કહેવાય એ ખબર પડે છે? લોક કેટલું ભણે છે! કોઈને ઘેર આવા ભવાડા નહીં હોય.'

એની મા બોલી નહીં એટલે મોટેથી કહ્યું, 'મને આ બધું ગમતું નથી, મમ્મી. આ કહી દીધું. અમે શું છીએ?'

'શું નથી ગમતું?'

'મારે મોઢે બોલાવવું છે? તું નથી જાણતી? ટળચો. સાઈઠ વરસનો થયો તોયે–'

એની માએ ઝાટકો મારી હાથ ખેંચી લેતાં કહ્યું, 'શું બોલી?'

'ટળચો. જરઠ. સાડી સત્તર વાર.'

સટાક લઈને એક તમાચો જિકીના જમણા ગાલે ઝીંકાયો.

'બહુ ફાટી ગઈ છે? ફાવે એમ બકે છે? નાનામોટાની મર્યાદા જ નથી? તું કોણ માણસની–'

ત્યાં બહાર જાળી ખખડી અને જગાનો અવાજ સંભળાયો – 'હે કાકા!'

'અને એક મહેરબાની કરશો બધાં? હવે આ "જિકી જિકી" કહેવાનું બંધ કરશો?'

'કેમ?' રસોડા તરફ જતાં એની મા બોલી.

'ઊર્મિ નથી કહેવાતું? નામ નથી મારું? નામ બગાડો છો કોઈનું બધાં ભેગાં થઈને?'

બહારના ઓરડામાંથી અવાજ સંભળાયો, 'જિકી નથી?'

જિકીએ હથેળીથી આંખો લૂછી નાખી અને 'જિજ્ઞા!' કરતી બહારના ઓરડામાં ગઈ.

જગાએ પૂછ્યું, 'જિજ્ઞાબેન, મૅચનો સ્કોર?'

'તારે મૅચના સ્કોરની પડી છે!'

જગો કંઈ યાદ આવ્યું હોય એમ ચોપડીઓ મૂકીને બહાર નાઠો.

જિજ્ઞા ઊંચી અને ફિક્કી, લગભગ પીળાશ – પડતી છોકરી હતી. એ ઝટઝટ બોલવા લાગી, 'એ, સાયકોની નોટ્સ તારી આલ ને'

જિકીએ ખુરશી બતાવતાં કહ્યું, 'બેસ.'

'ના. તું ખરી છો! પોતે બધું તૈયાર કર્યું હોય એટલે અમને બેસાડીને વાતો કરાવવાની.'

જિકી ખુરશીમાં બેઠી હતી ત્યાં લાંબી થઈ અને માથું પાછળ કબાટના કાચને અઢેલીને ગોઠવ્યું. પછી ટેબલ તરફ હાથ ફેલાવતાં બોલી, 'લઈ જા જે લઈ જવું હોય તે. આ આખું રાજપાટ તારું.'

'બોલતાં આવડ્યું છે! એ, તેં મંદાક્રાંતા કર્યું?'

'કયું આક્રંદ?'

'શાનું આક્રંદ? મંદાક્રાંતા, શિખરિણી–'

'કયું શિખર? આ બધું ખરું છે! શાની વસંત? કેવું તિલક?'

'શું બકવાસ કરે છે!' કહેતાં જિજ્ઞાએ ટેબલ ઉપરથી બે-ત્રણ નોટબુકો ઉપાડી. હું ભાગું, યાર. તારે કેમ ચાલે છે?'

'જોરદાર.'

'એમ નહીં. વાંચવાનું પૂછું છું. કેવું ચાલે છે?'

'તોડી નાખે એવું.'

'ગ્રેટ, ઠેકો' એવું કરતી જિજ્ઞા ચાલી ગઈ.

એ ગઈ એવો જ જગો દોડતો આવ્યો, 'એં, જિકી, સચીનના એઈટી ટુ!'

જિકી ઊભી થઈ ગઈ, 'ના હોય!'

'અરે બાપુ! કંઈ ઝૂડે છે!'

'સચીનડો તો એવો જ છે.' એણે બૂમ પાડી, 'મમ્મી, સચીનના એઈટી ટુ!'

એની મા બારણામાં આવીને ઊભી રહી. 'આમ ખુશ રહેતી હોય તો! હસે છે તે કેવી ડાહી લાગે છે.' પછી અવાજ ધીમો કરીને બોલી, 'બેગ ભરું?'

જિકી પાછી ખુરશીમાં બેસી ગઈ.

જગો તાડૂક્યો, 'તે હજુ નથી માનતી? બહુ હોશિયારી સારી નહીં, હોં, જિકી–'

'તું બેસ.'

'બેસવાવાળી! પોતે જ ડાહી? કોઈનું સાંભળતી જ નથી. હમણાં એક પડશે ને–'

જિકી એની સામે નવાઈથી જોઈ રહી, 'કોની પડશે, જગા?'

જગો જઈને માના સાડલાની પાછળ ભરાયો. એક હાથે માનો સાડલો પકડી બીજો હાથ લંબાવતાં

બોલ્યો, 'આ હાથ જોયો છે?'

એક સપાટે જિકી એની પાસે પહોંચી ગઈ. જગો પાછળ ખસવા ગયો. જિકીનો હાથ લંબાયો. એટલે એ સ્ટુંરટું થઈ ગયો. જિકીએ હળવેથી એના ગાલે આંગળીઓ મૂકી અને એની આંખોમાં જોઈ રહી

જગો કંઈ સમજ્યા વગર થોડી વાર જોઈ રહ્યો પછી દોડીને જાળીની બહાર નીકળી ગયો

મા પાછી રસોડામાં ચાલી ગઈ.

આંખો બંધ કરીને જિકી થોડી વાર ખુરશીમાં બેસી રહી, પછી એમ બંધ આંખે જ એણે બૂમ પાડી,

'મમ્મી–'

એની મા આવીને બારણામાં ઊભી રહી,

'જિકી નહીં જાય.' જિકીએ બંધ આંખે ગાતી હોય એમ રાગડામાં કહ્યું.

'આવું શું કરો છો, દીકરા–'

'જિકી નહીં જાય.'

'ડાહ્યાં થવાનું, બેટા–'

જિકીએ એકદમ આંખો ઉઘાડી નાખી અને ખડખડ હસીને બોલી, 'જિકી જશે! જાઓ માતાજી, બેગ ભરો.'

□

## સાભાર સ્વીકાર

ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ. (૧૯૯, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૪૦૦ ૦૦૨; સેન્ચુરી બજાર, આંબાવાડી, અમદાવાદ-૩૮૦ ૦૦૬)નાં

**ઝલક પુષ્પો:** લે. સુરેશ દલાલ કિં. રૂ. ૫૦. **કાવ્યવિશેષ:** પ્રહ્લાદ પારેખ, સંપા. સુરેશ દલાલ, કિં. રૂ. ૩૫. **કાવ્યવિશેષ:** કૃષ્ણલાલ શ્રીધરાણી, સંપા સુરેશ દલાલ, કિં. રૂ. ૩૫. **કાવ્યવિશેષ:** રાવજી પટેલ, સંપા. સુરેશ દલાલ, કિં. રૂ. ૪૦. **તે હિ નો દિવસા:** હરિવલ્લભ ભાયાણી, કિં. રૂ. ૪૦. **છાતીમાં બારસાખ:** લે. રમેશ પારેખ, કિં. રૂ. ૫૦. **PRAYERS:** સંપા સુરેશ દલાલ, મહેશ દવે, કિં. રૂ. ૩૦. **કેન્દ્રબિંદુ:** લે. મહેશ દવે, કિં. રૂ. ૭૫. **માધવપ્રિય સ્વામી : એક મુલાકાત** : લે. સુરેશ દલાલ, કિં. રૂ. ૩૦. **કામિની** : મધુ રાય, કિં. રૂ. ૮૦.

આર. આર. શેઠની કંપની (મુંબઈ-૪૦૦ ૦૦૨, અમદાવાદ-૩૮૦ ૦૦૧)નાં

**ગાંઠે બાંધ્યું આકાશ** : લે. વર્ષા અડાલજા, કિં. રૂ. ૭૦. **ભારતીય દર્શનશાસ્ત્ર** : લે. માવજી કે. સાવલા, કિં. રૂ. ૫૦. વિચાર, વાણી અને વર્તન : લે. લક્ષ્મીદાસ ખટાઉ, કિં. રૂ. ૫૫. **હૃદયની વાત** : લે. ફાધર વર્ગીસ પૉલ, કિં. રૂ. ૫૦. **પ્રેમને રસ્તે** : લે. ફાધર વર્ગીસ પૉલ, કિં. રૂ. ૫૦. **લક્કડપગી માસી** : અનુ. શ્રદ્ધા ત્રિવેદી, કિં. રૂ. ૨૫. **દુનિયા કરે સલામ** : લે. હરીશ નાયક, કિં. રૂ. ૪૫. સંશયાત્મા : લે. યાસીન દલાલ, કિં. રૂ. ૮૦. **મંદોદરી** : લે. વર્ષા અડાલજા, કિં. રૂ. ૩૦. **દૂરનો આવે સાદ** : લે. પ્રીતિ સેનગુપ્તા, કિં. રૂ. ૭૫. **દેશ-દેશાવર** : લે. પ્રીતિ સેનગુપ્તા, કિં. રૂ. ૭૫. એટલું બધું સુખ : લે. ધીરેન્દ્ર મહેતા, કિં. રૂ. ૮૦. **સાહિત્ય-પ્રાણ અને પ્રવર્તન** : લે. ચંદ્રકાન્ત શેઠ, કિં. રૂ. ૧૦૦. આ તડ ને આ ફડ : લે. નગીનદાસ સંઘવી, કિં. રૂ. ૧૮૦.

રમેશ ર. દવે

અર્ધો-પોણો કલાકનો એ સમય કેમ વીત્યો છે, એ માત્ર અનુરાધા જ જાણે છે. અકસ્માત લગભગ સવા છ-સાડા છની વચ્ચે થયો હશે અને સાત-સવા સાત વાગતા સુધીમાં તો તુષારના ઘરનાં લોકો આવી પહોંચ્યાં હતાં. તુષારના મોટાભાઈએ ખૂબ ખૂબ આભાર માનીને ઘેર સૌ તમારી રાહ જોતાં હશે, બહુ મોડું થઈ ગયું છે, એમ કહી એને ઘેર પહોંચાડવા તુષારના કાકાને કહ્યું હતું. એણે પગ ઉપાડ્યો એ ક્ષણે જ સ્ત્રીવર્ગમાં વીંટળાયેલી બે આંખોની આભારવશતાએ એને જકડી લીધી હતી... પૂરા બે દિવસ જોખમના હતા. અડતાલીસ કલાક પછી જ ડૉક્ટરો કહી શકવાના હતા કે તુષાર જીવશે કે જશે! લોહી ખૂબ વહી ગયું છે, સારવાર વહેલી મળી શકી હોત તો... "ના, સારવાર મળવી જોઈએ એનાથી મોડી નથી મળી." ઘાટી-લાંબી કરકાબરી નેણવાળા ડૉ. સેનને મતે કશું વહેલુંમોડું હોતું કે થતું નથી. તમે માનો કે તુષારને તમે દવાખાને પહોંચતો કર્યો છે – તો મને વાંધો નથી. બાકી તુષાર આ ક્ષણે, આ હાલતમાં આવી રીતે દવાખાને પહોંચવાનો જ હતો. એણે આમ, જીવન અને મરણ વચ્ચે બે દિવસ ઝોલા ખાવાના જ હતા...

અનુરાધાને પૂછવાનું મન થઈ આવ્યું હતું કે તો પછી આ તમારાં અદ્યતન સાધનો-સગવડો અને સ્ફૂર્તિથી ઑપરેશન કરતાં તમારાં આ આંગળાંનો જાદુ શું આમાંનું કંઈ કરતાં કંઈ... પણ... એની સામે તુષાર... કે તુષારનું... એનાથી આગળ વિચારી શકાયું નહીં. એ જ્યાં અટકી ગઈ ત્યાંથી આગળની સ્થિતિ કોઈનેય માટે કલ્પવી ન ગમે ત્યારે આ તો તુષાર... એણે તો વર્ષોથી કલીગ તરીકે...

આ તુષાર! જીવન-મરણના જંગે ચઢેલો આ તુષાર એને સૌપ્રથમ ક્યાં, ક્યારે, શા માટે, શી રીતે મળ્યો હતો એ યાદ કરવા અનુરાધા મથી. તુષારના કાકા મારુતિ લાવીને હૉસ્પિટલની પૉર્ચમાં રાહ જોતા હતા. અનુરાધાએ અંદર જવા માગતા પગને પરાણે બહાર, પૉર્ચ તરફ ધકેલ્યા. કારનું બારણું ખોલતાં કાકાને એણે કહ્યું: "વડીલ, મને બહાર દરવાજેથી જ રિક્ષા મળી જશે, તમે અત્યારે દૂર છેક બોપલ સુધી ક્યાં ધક્કો ખાશો?"

સો વૉટ–ની મુદ્રા સિવાય કશો જવાબ ન મળતાં એ કારમાં બેઠી. બારણું બંધ થયું. કાર ચાલી. સ્ટિયરિંગ પર ફરતાં – ફેલાતાં કાકાનાં આંગળાં એણે જોયાં કર્યાં. તુષારનાં આંગળાં પણ આવાં જ ઘાટીલાં છે. જોકે આંગળીઓ ઉપર આવા-આટલા ઘાટા વાળ નથી; ન જ હોય! હજુ તો એની ઉંમર... કેટલી હશે? બે-ત્રણ કે પછી વધુમાં વધુ ચારેક વર્ષ નાનો હશે. જવાબ જરા જુદી રીતે મળતાં તે સાવધ થઈ ગઈ. તુષારે ભલે કહ્યું. એ પળ જ એવી હતી, ઑનર કરવા જેવી! માણસના બોલને સાચવી લેવા જેવી! એ ક્ષણોમાં માત્ર માણસ નહીં, એની અંદર ધીમી શગે પ્રજળતો દીવો બોલતો હોય છે. પણ પોતે સાવધ રહેવાનું છે. તુષારે કહેલી વાત માત્ર એની... ના, એની નહીં, તુષાર અને એની જ રહેવી જોઈએ. તુષારની જન્મતારીખ અને પોતાની ઉંમર સાથે એને કંઈ સંબંધ નથી. તુષાર એનાથી નાનો કે મોટો, નજીક કે દૂર કંઈ જ ન હતો. અલબત્ત, તુષાર હતો પણ માત્ર સેક્શન ઑફિસર! અને અનુરાધા? એ આમાં વચ્ચે પાછી ક્યાં આવી?

કાકા રસ્તો પૂછતા હતા. એને અન્યમનસ્ક જોઈ ફરી, અવાજનું વૉલ્યુમ સહેજ વધારીને પૂછ્યું, "આગળ સુદર્શન રો હાઉસિઝ છે ત્યાંથી ડાબી બાજુ વળવાનું ને?" "હા...હા..." એણે હડબડાઈને કહ્યું. કાકાએ લાગણીભર્યા અવાજે કહ્યું: "આવું થઈ જતું હોય છે. અમસ્તાં, રસ્તે ચાલતાં, કોઈનો અકસ્માત જોઈએ છીએ તોય મન બેચેન બેચેન થઈ જાય છે, ત્યારે તુષાર તો તમારી સાથે..."

હા, ઘણા સમયથી. અક્ષરો સરસ. ચાલુ કારે પણ ગતિથી લખી શકે. માત્ર મુદ્દાઓ ટપકાવી લીધા હોય. પછી તમને સીધી તૈયાર ડ્રાફ્ટ મળે. લખાણ બોલતું લાગે. બધી વીગતો કવર થઈ હોય. આરગ્યુમેન્ટ્સ પણ બિલકુલ સાફ. હસમુખો પણ ગણાય. બધાં પાસેથી કામ લઈ શકે. પોતે પણ ઢગલાબંધ કામ કરે. લગભગ કોઈની સામે ફરિયાદ ન હોય. અકળાય પણ નહીં. જોકે એક

વાર ગુસ્સે થઈ જતો જોયો છે. એણે યાદ કર્યું. બજેટની દરખાસ્ત મોકલ્યા પછી સ્ટેટેસ્ટિકલ ક્વેરીઝ આવી હતી. એની શાખાની ફાઈલ આમ કદી પાછી ફરી ન હતી, અનુરાધાને આશ્ચર્ય હતું. જોયું તો ભૂલ જ હતી. તુષારને બોલાવ્યો. એણે પોતાના ટેબલે જઈ ફાઈલ નિરાંતે જોઈ. આગળપાછળ બધું બરાબર, પણ ફ્લૅપ મારેલા પાના ઉપરનાં ત્રણેય ટેબલમાં આંકડા ખોટા હતા. એણે પોતાની ફાઈલ સાથે સરખાવ્યું. બીજા ડ્રાફ્ટ સુધી તો બધું બરાબર હતું. ત્રીજો ડ્રાફ્ટ પણ એણે જ કરેલો. એ વખતે જ ફિગર બદલાયા હતા. એમ થવાનું કારણ સમજાતું ન હતું. અકળાઈને એણે પોતાના વાળને બાચકો ભરીને પીંખી નાખ્યા હતા. ઝટકો લાગવાથી ચશ્માં ટેબલના કાચ ઉપર પડી લસરી નીચે ફર્શ પર પછડાયાં હતાં. કાચ ફૂટ્યા ન હતા. વળતી પળે જ એ ઉપાડી, આંખે ગોઠવીને "સૉરી" કહી એ ચેમ્બર બહાર નીકળી ગયો હતો.

અનુરાધાને એનો કામ માટેનો આવો લગાવ ગમતો. માણસ આત્મવિવેકથી વર્તે એ એને ગમે છે. કામ કરવાના કલાકોમાં પણ લગીરેય ટેન્સ નહીં. પેલી એક ઘટના સિવાય લગભગ ગણગણતો હોય. ક્યારેક તો ચોથો કાન સાંભળે નહીં એવું ધીમું વ્હિસલિંગ પણ ચાલે. એ ક્ષણો એના નિજાનંદની સમજવી. ડાયાબેટિક છે. ક્યાંય પણ ગળપણની વાત આવે એટલે હસીને, દિવેલ જેવું મોં કરીને કહેશે: "શુગર? નો. સૉરી, સર!" કલીગ્ઝમાં તો નામ જ પડી ગયું છે : 'શુગર સૉરી.' આમ તો સેઈમ બૅચ, પણ મેડિકલ ટેસ્ટમાં શુગર નડી. નહીં તો એ પણ અંડરસેક્રેટરી હોત. પણ હતાશાને વાચન – લેખનથી ખંખેરી નાખી. સારો કવિ ગણાય છે. જોકે સંગ્રહ તો હજુ હવે થશે. આવા માણસો સ્હેજ ચૂઝી અને અપાર ધીરજવાળા હોવાના.

એમ.આર.એફ.ની જબરી, લાલ નિયોન લાઈટવાળી જાહેરાતે એની આંખો આંજી દઈને એને ઘર આવી ગયું છે એ અંગે સભાન કરી. ગલીના વળાંક આગળ જ, વિનંતી કરીને એ ઊતરી ગઈ અને કાકાને પાછા વાળ્યા. "આવજો" કહેતાં કહ્યું: "હું ફોન કર્યા કરીશ તો તમે સૌ ડિસ્ટર્બ થશો. એને બદલે તમે જ, મને એના સમાચાર...."

"હું દરરોજ સવારે યાદ રાખીને, તમને ફોન કરીશ. તમે સાથે હતાં તો વેળાસર બધું થયું ને એટલે તો અમને, ડૉક્ટરનેય આશા છે, બાકી તો કેટલાય કેસ એમ રસ્તા ઉપર જ..."

"ના, એવું કશું નહીં થાય..." કહેતાં એની જીભ લથડી. પાણી પીને નાહવા જતાં એણે બાથરૂમનું બારણું બંધ કર્યું ને તુષારની હોલવાતી આંખો એની નજર સામે તરવરી ઊઠી. શરીરમાંથી નખશિખ લખલખું પસાર થઈ ગયું. બી.પી. લેતાની સાથે જ ડૉક્ટરે માથું ધુણાવ્યું હતું. એ બાજુમાં ઊભી લેવાઈ ગઈ હતી. બ્લડ ટ્રાન્સફ્યુઝન સેટ ગોઠવાય એ દરમ્યાન તુષારે આંખો ખોલી હતી. ડૉક્ટરે એની આંખના પોપચાને સહેજ નીચે ખેંચીને આંખ જોઈ હતી. તુષારે એમ થતાં અણગમો દર્શાવી અનુરાધા તરફ જોયું હતું. બાજુમાં ઊભેલી પ્રૌઢ નર્સે અનુરાધાને આંખના ઇશારે તુષારની નજીક જવાનું સૂચવ્યું હતું. એણે નજીક જઈ કશુંક કહેવા માગતા તુષારનો હાથ હાથમાં લઈ થપથપાવતાં કહ્યું હતું: "કશું સીરિયસ નથી. બે દિવસમાં તો તમે..." તુષારે એનો હાથ પકડી લઈને જાણે એને બોલતી અટકાવી દીધી હતી. આ હાલતમાં એ કશુંય પોકળ આશ્વાસન સાંભળવા-સ્વીકારવા કદાચ તૈયાર ન હતો. કહ્યું, "મને થાય છે, મારે..." કહેતાં અટકી જઈને એણે ડૉક્ટર અને નર્સ સામે જોયું. ડૉક્ટરે નર્સને રૂમને દરવાજે ઊભી રાખીને બહાર જતાં જતાં કહ્યું: "મૅડમ, બી કેરફુલ! પેશન્ટના આ કદાચ છેલ્લા શબ્દો, છેલ્લી વાત પણ હોઈ શકે. તમે... તમે... આઈ મીન..."

"હા, હું એમની ઑફિસમાં ગાંધીનગરમાં કલીગ છું."

"આપણે એમના રિલેટિવ્ઝની રાહ જોઈએ છીએ. અત્યારે ભલે એ આંખો મીંચી ગયા હોય, પણ કહેવાની વાત કહી દેવા એ ફરી મથશે. એમનાં સગાં આવી જાય તો ઠીક, પણ તમે... મિસિસ મેનન, મૅડમને તમે પેન્સિલ અને પૅડ..." મિસિસ મેનને ખિસ્સામાંથી નાનકડી પેન્સિલ અને એવડું જ લેટરપૅડ કાઢીને આપ્યાં. પછી પાછા રૂમના દરવાજે જઈને ઊભાં રહ્યાં.

અનુરાધાએ સાચવીને તુષારનો હાથ હાથમાં લીધો અને બ્લડ – બૉટલમાંથી ચોક્કસ સમયે ટ્યૂબમાં ટપકતા લોહીના બુંદને જોતી રહી. એક કુશંકા થઈ

આવી : શું તુષારે કહેલું વાક્ય "મને થાય છે, મારે..." અધૂરું જ રહી જશે? એ ફરી કદી આંખો નહીં ખોલે? એક પારાવાર અફસોસમાં જાણે એ ફંગોળાઈ ગઈ. પણ એટલામાં તુષારની આંગળીઓનાં ટેરવાં ફર્યાં. એણે આંખો ખોલી. આજુબાજુ જોયું. પછી રૂંધાતા દબાતા અવાજે એણે કહ્યું: "મેડમ, કદાચ... ના, કદાચ નહીં..." બોલતાં એને થાક લાગતો હતો. અનુરાધાને શું કરવું એ સમજાયું નહીં. એણે વિવશતાથી મિસિસ મેનન તરફ જોયું. નર્સે એની વ્યાવસાયિક પ્રૌઢિથી, તુષાર તરફ આંગળી ચીંધીને એની સામે એને સાંભળવા સૂચવીને પોતે અહીં જ ઊભી છે, એમ સૂચવી કશી ચિંતા ન કરવા જણાવ્યું.

"મેડમ, મને બીક લાગે છે. મારો હાથ જરા વધારે જોરથી પકડો ને!" અનુરાધાએ એની હથેળીને મુલાયમ દાબ આપી પસવારી "... બિલકુલ જુમા ભિસ્તીને હતો એવા જ કાળાડિબાંગ પાડા ઉપર બેસીને એ આવે છે. એની આંખો ને દાંત લાલ સિંદૂરિયા રંગનાં છે. એ મને લઈ જશે, મારે નથી જવું... પ્લીઝ મેડમ, મને પકડી રાખો ને! મારે નથી જવું... મારે નથી જવું!"

"તુષારભાઈ, તમને કંઈ નથી થવાનું. આમ ગભરાવ છો કેમ?"

"ના મેડમ, મારી પાસે હવે ઝાઝો સમય નથી. તમારાં એ આશ્વાસનો બધાં..." એનો શ્વાસ હવે ઘરઘરાટી સાથે ચાલતો હતો. અનુરાધાએ ફરી મિસિસ મેનન તરફ જોયું. એ તો માત્ર મૉનિટર તરફ જ સતત તાકી રહ્યાં હતાં.

"મેડમ, મારે છેલ્લી વાત કહેવી છે, તમે સાંભળશો ને?"

અનુરાધાએ પૅડ અને પેન્સિલ સાબદાં કર્યાં, પણ તુષારે માથું ધુણાવીને ના પાડી. "... હું કહું તે બરાબર સાંભળજો, સાંભળશો ને?"

અનુરાધાએ સહેજ નીચાં નમીને પૂછ્યું: "તમને શ્રમ નહીં પડે ને?" તુષારે આંખથી ના પાડીને કહ્યું: "આજનો આ સૂરજ કદાચ છેલ્લો... પણ મારી છેલ્લી વાત કહી દઉં? તમને નહીં ગમે, ખરાબ લાગશે, એ ભયે આજ સુધી..." એણે સુકાતા હોઠ ઉપર જીભ ફેરવીને આગળ કહ્યું, "આજ સુધી ભલે નહોતું કહ્યું, પણ મેડમ... મેડમ... હું તમને..." વાક્ય પૂરું થાય એ પહેલાં શ્વાસધમણ જોરજોરથી ચાલવા લાગી. હવે તો એની છાતી ઊછળતી હતી. પણ એના ચહેરા પર લોહીની સાથે અધૂરી વાત પૂરી કરવાનું ઝનૂન પણ ધસી આવ્યું: "મેડમ, સાચું માનજો. હું... હું તમને ખૂબ ખૂબ ચાહું છું! પણ... પણ... હવે તો મારે... મારે એમ જ કહેવું જોઈએ કે હું તમને ખૂબ... ખૂબ ચાહતો હતો! મેડમ, તમને ખરાબ તો નહીં લાગે ને? પણ કંઈ નહીં. મેં ભલે મારી આ વાત... મારી આ... વા...ત તમને... કહી... દીધી. પણ તમે... તમે એને ભૂલી જજો. કહો, ભૂલી જશો ને?" એની અકળામણ, ચહેરા પર ધસી આવતા લાલ-કાળા ઓછાયા... આ બધું સહન ન થતાં અનુરાધાએ આંખ મીંચી દઈ માત્ર સાંભળ્યા કર્યું. પણ "ભૂલી જશો ને?"-નો પડઘો એના કાનમાં પડઘાયા કર્યો એટલે એણે એકાએક આંખ ખોલી તો જોયું: તુષાર તો આંખ મીંચીને સૂઈ ગયો છે!

*

"પણ હવે તો મારે એમ જ કહેવું જોઈએ કે હું તમને ખૂબ ખૂબ ચાહતો હતો!" આ વાક્યે અનુરાધાને હચમચાવી દીધી છે. આ જગતની વિદાય લઈ રહેલા એક માણસે પૂરી સચ્ચાઈથી, હિંમત એકઠી કરીને કહેલી વાત! તુષારે, સદાને માટે જતી રહેવાની સરહદ પર ઊભેલા તુષારે એની ચાહતને આજ સુધી સાવ મૂગા રહીને સતત સેવી-સંગોપી હતી. એ વાત એણે કહી તોય કેવી રીતે? "મેડમ, હું તમને ચાહું છું... પણ હવે તો મારે એમ જ કહેવું જોઈએ કે હું તમને ખૂબ ખૂબ ચાહતો હતો!" એના જીવનની પરમ પવિત્ર અને પ્રબળ ઝંખનાભાવનાને વ્યક્ત કરવા માટે આ માણસે એક જ ક્ષણે વર્તમાન અને ભૂતકાળ વાપરવા પડ્યા? 'ચાહું છું' કહેવાની ક્ષણે જ 'ચાહતો હતો' કહેવું પડ્યું! એની બુઝાઈ રહેલી ચેતનાએ એના 'હોવા' અને 'ન હોવા' વિશેનો સ્પષ્ટ સંકેત આપી દીધો હશે?

પણ અનુરાધાનો મૂળ સવાલ, એને સતત પજવી રહેલો સવાલ તો એ છે કે તુષારે એની સાથે આવો ભાવ અનુભવ્યો હશે કેમ કરીને? પોતાનું એવું કયું વર્તન, કયો વ્યવહાર તુષારને એની સરસ સુખી ગૃહસ્થી હોવા છતાં આવો ભાવ, ભલે ને મનોમન તો મનોમન, અનુભવવા

તરફ દોરી ગયાં? એમ તો એને પોતાના વિશે પણ આશ્ચર્ય છે કે ઑફિસમાં રોજબરોજ સાથે રહેનારી વ્યક્તિની, આટલી નિસબત સાથે અનુભવેલી લાગણી એના સુધી તો પહોંચી જ નથી! એ વીતેલાં વર્ષોમાં પાછે પગલે આ સંદર્ભ સાથે પરિચયના આરંભની ક્ષણથી માંડી આ ક્ષણ લગી જઈ આવી છે, પણ એને આવું વિશિષ્ટ સંવેદન ન તો અનુભવાયું છે, ન તો પમાયું છે! પણ ધુમાડો હોય ત્યાં અગ્નિ હોય જ – એમ કહેવાયું છે એનું શું? કે પછી તુષારે નિતાંત, આ ભાવ એકપક્ષીય અનુભવ્યો હશે? વધુ ઊંડે જતાં એનું માથું ચકરાઈ જાય છે. વાતને વધુ સફાઈથી સમજવા જતાં એ વધુ ગૂંચવાઈ જાય છે.

અનુરાધાને અંકે એ કરવું છે કે એના તરફથી કદી એવું કંઈ પણ થયું નથી જે તુષારને જ નહીં, એની આસપાસના કોઈ પણ પુરુષને એને માટે આવી લાગણી સેવવા પ્રેરે! એક અકારણ ગુનાઇત ભાવ એને પજવી-સંતાપી રહ્યો છે. એમાંથી એ હેમખેમ બહાર આવવા મથે છે. નથી એણે કદી કંઈ ચિઠ્ઠી-ચબરખી લખી કે નથી કોઈ ભેટસોગાદ લીધી-દીધી જન્મદિને! અલબત્ત, એને યાદ આવ્યું: પત્ર તો નથી લખ્યા, પણ જન્મદિન અને નવા વર્ષની શુભકામના નિમિત્તે તુષાર સરસ કાર્ડ લખતો. આમ તો સાદું સરકારી પોસ્ટકાર્ડ જ હોય, પણ એમાં જગ્યા સાચવીને એકાદું, નાનુંસરખું રેખાંકન હોય અને બાજુમાં ટાંકી હોય ભાવભરી, યાદ રહી જાય એવી કાવ્યપંક્તિ. અનુરાધાએ એક વાર તો પૂછેલું પણ ખરું, તમે પોતે કાવ્યો લખો છો તો પછી કાર્ડમાં તમારી પંક્તિઓ કેમ નથી લખતા? તુષારે હસીને જવાબ આપેલો, મૂળ વાત તો આપણા મનોભાવને સામાના હૃદય સુધી પહોંચાડવાની જ છે ને! એ કામ જો વધારે સારી રીતે મારી નહીં ને બીજાની કાવ્યપંક્તિથી થતું હોય તો પછી મારા-પરાયાનો ભેદ જરૂરી ખરો?

અનુરાધાએ ઊભાં થઈ એને ગમતાં, સાચવી રાખેલાં પત્રો–કાર્ડનું કવર શોધીને તુષારે લખેલાં કાર્ડ અલગ તારવ્યાં. એક કાર્ડમાં, પવનમાં ઝૂમતું વાંસનું ઝુંડ દોર્યું હતું. એની પાછળ ડૂબતા સૂર્યનું રતૂમડું બિંબ મૂક્યું હતું. દેખીતી રીતે બહુ ઝડપથી પણ અભ્યસ્ત હાથે દોરાયેલું રેખાંકન હતું. બાજુમાં બે પંક્તિઓ હતી:

*પગરવ, દિશાઓ, માર્ગ, વચન કાંઈ પણ નથી,*
*તારી પ્રતીક્ષા આંખને શણગારવાનું નામ!*

બીજા કાર્ડમાં વળી, કોઈ મુગલ શાહજાદી પહેરે એવું કાનનું હીરામોતી જડેલું કર્ણફૂલ દોર્યું હતું ને બાજુમાં લખ્યું હતું:

*શૃંગારનેય મૌન તમારું નથી ગમ્યું,*
*મુદ્રા ઉદાસ છે અને કંકણ ઉદાસ છે.*

એક કાર્ડ સાવ સાદુંસીધું બ્રાઉન પેપર જેવું હતું. એમાં ઇંડિયા રંગની શાહીથી બે પંક્તિઓ લખી હતી:

*તમારી ઉષ્માએ ગહનતમ એકાંતક્ષણમાં,*
*ન જાણ્યું એ રીતે ઉપવન રચ્યું છે જીવનમાં!*

કાર્ડ અને એમાં ટાંકેલી કાવ્યપંક્તિઓમાંથી પેલી, તુષારે કરેલી વાતના દીવા સાથે પસાર થતાં અનુરાધાને થઈ આવ્યું કે આ બધાં કાર્ડ મળ્યાં હતાં ત્યારે એમાંની આ કાવ્યપંક્તિઓ આમ સજીવી નહોતી જ અનુભવાઈ, પણ એ લખવા ખાતર તો નહોતી જ લખાઈ! આજે નવી પરિસ્થિતિમાં આ બધા જ શબ્દો, સાંજને ટાણે ઓશરી – આંગણામાં ઊડાઊડ કરતાં અબાબીલ સમા કેમ અનુભવાય છે? તો શું પોતે આજ-દિવસ સુધી તુષાર સંબંધે બાઘાં જ માર્યાં છે, એમ?

*

કાલે ઑફિસ જવાનું છે. દેવાશિષ કહેતો હતો: ચા-કૉફી ગોઠવ્યાં છે. કમિશનર રાજાધ્યક્ષસાહેબે પણ સ્વીકાર્યું છે, એ સમયે જો કોઈ અણધાર્યું ઍંગેજમેન્ટ નહીં નીકળી આવે તો એ પણ આવશે. બધાં બહુ રાજી છે. કેટલા દિવસો થયા? પૂરા ત્રેપન. – તુષારે મનોમન કહ્યું: બધાં બહુ રાજી છે! પછી હસ્યો, વિલાયેલું! બધાં રાજી જ થાય. આ રીતે જીવલેણ અકસ્માતમાંથી કોઈ બચી જાય એનો આનંદ જ હોય, પણ તુષારને? એને આનંદ છે? એની મૂંઝવણ કોણ જાણે છે? એ કોને જઈને કહે કે... કોને જઈને, શું કહે? એમ કહે કે "હું તમને ચાહું છું" એમ મેં મૅડમને કહી દીધું છે! પોતાની અંતિમ ક્ષણોમાં કહેવાયેલી, મનના ઊંડાણમાં ગોપવી રાખેલી અત્યંત મુલાયમ એવી વાત, આમ અણધાર્યું જીવી જવાતાં કેવી ઊલટાઈ ગઈ છે? મૃત્યુના મોમાંથી પાછા ફર્યાના સૌના આનંદમાં એ ભળી શકતો નથી. ઘરનાં સૌએ તો, "એમ જ હોય. મનને કળ વળતાં વાર લાગશે" એ રીતે જ એની ઉદાસીને લીધી છે. લગભગ, યમરાજના કાળા આરસના મહેલ લગી પહોંચીને પાછા

ફરાયું છે. કથા-વાર્તામાં કરે છે, એવી જ ભૂલ જાણે યમદૂતોએ કરી હતી! એમની ભૂલ તો આમ પુનર્જીવનથી સુધારાઈ ગઈ, પણ તેં પોતે જાતે કરેલી પહાડ જેવડી આ ભૂલનું શું કરીશ?

જોકે એમાં મારો શો વાંક? થોથવાતી જીભે અને રૂંધાતા પ્રાણે પણ માણસ પોતાના મનની વહાલામાં વહાલી વાત મનમાં જ રાખીને છેલ્લો શ્વાસ મૂકે, એમ? મારી વાત તો ઠીક, અકસ્માત થયો ને મૃત્યુ પામી રહ્યો હતો, પણ ફાંસીની સજા પામેલા રીઢા ગુનેગારને પણ ફાંસીગરને સોંપતા પહેલાં એની અંતિમ ઇચ્છા પૂછવામાં આવે છે. તો મને મારી વાત... અને યોગાનુયોગ પણ કેવો હતો? મૅડમ વિશેની જ વાત હતી અને મારી અંતિમ પળે (જોકે એ અંતિમ પળ અંતિમ ન નીવડી એનો કેવો કારમો વસવસો છે – એ કોને કહું?) મારી સામે મૅડમ જ ઊભાં હતાં! વર્ષો સુધી જે વાત, અમોલી સંપત હોય એમ મનની તિજોરીમાં સંઘરી રાખેલી એ ગણતરીના શ્વાસ બાકી રહ્યા હતા ત્યારે કહેવાઈ ગઈ. આમ તો સૂરજ ડૂબી જ ગયો હતો, પણ અતળ ઊંડાણેથી પ્રાણસંચાર થયો ને ત્રૂટક ત્રૂટક શબ્દે પણ કહેવાની વાત કહી દીધી. મને તો અવગતે જઈને ભૂત થવાનો વાંધો ન હતો, પણ મૅડમને કંઈ થોડું એમ હેરાન કરાય?

પણ તો પછી આજે મન પાછું કેમ પડે છે મોઢામોઢ થતાં? તારી એક વાત સાચી કે વાત કરી દીધા પછી તારે તો મુક્ત થઈ જવાનું હતું. સાવ નિર્વિકલ્પ અંધકારની ચાદર ઓઢીને સૂઈ જવાનું હતું. પણ એ તો તારી ધારણા હતી માત્ર! હકીકત તો – તું કાલે ઑફિસ જવાનો અને મૅડમ તને મળવાનાં! એમની સામે આંખ માંડી શકવાનો? એમની આંખમાં જ હોવાનો એ સવાલનો જવાબ તું શો આપીશ? અને આ બધું થવાનું બધાંની હાજરીમાં, ચા-કૉફી સમયે! એ તો ભલાં માણસ છે એટલે મોટાભાઈને ફોન કરી કરીને તારી ખબર પૂછતાં રહે છે. બાકી તારી સાથે સીધી વાત કરી છે? અને કરે તોય શી રીતે? તેં સીધી એમના પગ નીચે જ સુરંગ ફોડી છે તે? વાત સાંભળતાવેંત કેવાં લેવાઈ ગયાં હતાં બાપડાં? એ તો ભલું થયું કે તારો હાથ, હાથમાં હતો એ પડતો ન મૂક્યો. જોકે એક ધીમો હળવો પ્રયત્ન તો એમણે હાથ મૂકી દેવાનો કર્યો જ હતો. તું જ કહે, એ વેળાનો આછોતરો કંપ તને યાદ નથી?

*

જીવન અને મૃત્યુને આમ સાવ જોડાજોડ મૂકી આપતી ઘટનાઓ બહુ ઓછી બને છે. બધાંના મનમાં આનંદની–વેલકમની લાગણી છે. તુષાર આજે ઑફિસ આવ્યો છે! હૉસ્પિટલથી એને ઘેર લઈ આવ્યા ત્યારે કિશોર, જે. કે રામન, મનસુખ અને દેવાશિષ બધાંના વતી ફૂલ લઈને ગયેલા. અત્યારે પણ દેવાશિષ સૌની મોખરે છે, તુષારનો હાથ એના હાથમાં છે. તુષાર જાણે નવેસરથી ચાલતાં શીખતો હોય એમ પગલાં માંડે છે. એની આવી સ્થિતિને સૌ બીમારી સંદર્ભે જ જુએ છે. પણ તુષાર મનની વાત મનમાં જ સમજે છે. પગલે પગલે છતી થતી એની મનઃસ્થિતિ કોને કહે? ભયભીત મનથી જેની રાહ જોયા કરી છે એ ક્ષણ, ફરીવાર મરવાનું મન થઈ જાય એવી અસહ્ય ક્ષણ હવે દૂર નથી. બસ, કમિશનરની જ રાહ જોવાય છે. પહેલે માળેથી એમને અહીં આવતાં થાય એટલી જ વાર છે. લો, એ આવ્યા. અને વચ્ચેનો સમૂહ આમતેમ થઈ ગયો. એમણે મજબૂતાઈથી હાથ મેળવીને તુષારને નવા જીવનની શુભેચ્છાઓ આપી, પછી ખુરશી પર બેસતાં બાજુની ખાલી પડી રહેલી ખુરશી સામે જોઈને પૂછ્યું: "અનુરાધાજી કેમ નથી? કશે ડિસ્ટ્રિક્ટમાં ગયાં છે?" દેવાશિષે કહ્યું: "છે ને, અહીં જ છે, ઓ... ઊભાં ત્યાં, બહુ કહ્યું, પણ..."

"અરે એમણે તો સમયસર હૉસ્પિટલ પહોંચાડીને તુષારને બચાવ્યો છે... ત્યાં કેમ ઊભાં છો, આવો અહીં..." તષારની બાજુની પોતે ઍંગેજ કરેલી ખુરશી ખાલી કરીને બાજુની ખુરશીમાં બેસતાં કમિશનર રાજાધ્યક્ષે કહ્યું. બધાંની આંખો તુષાર અને કમિશનર તરફથી હટીને પાછળ દરવાજા ભણી ફરી. અનુરાધા ત્યાં ત્રણ-ચાર બહેનો વચ્ચે ઊભી હતી. એમની નજર કમિશનરના, ખાલી ખુરશી ચીંધતા હાથ ઉપરથી હટીને હવે તુષારના ચહેરા તરફ ખસી રહી છે. પણ દૃશ્ય પૂરું ઝિલાય એ પહેલાં જ રેળાઈ જાય છે. એની નજર અને સામે ઊભેલા તુષાર વચ્ચે જાણે કે એક પારદર્શી જલાવરણ રચાઈ ગયું છે, જે ક્રમશઃ ઘેરું થતું જાય છે! ☐

**નાથાલાલ ગોહિલ**

**આ મન સમજ્યા વિના**

*"મનવો જાણે કે અમે સારાં કામ કરશું ને,*
*ઊલટાનો પડ્યો રે સંતાપ...*
*આ મન સમજ્યા વિના..."*

ભાંગતી રાતે ભેરવગરના કંઠે ગવાતું આ ભજન – તેની ધ્રુવપંક્તિનું સંવેદન આ નવલકથાનાં પાત્રોના મનઃસંઘર્ષ માટે ધ્રુવપંક્તિ બની બે વખત આવર્તન પામે છે. પાત્રોના મનમાં તો કેટકેટલીયે કલ્પનાઓના મહેલ ને લીલી નાઘેર જેવી વાડીઓ રચાતી રહે છે, જે ઝાંઝવાંનાં જળ જેવી આભાસી જ હોય છે. મનવો તો સારાં કામો ઇચ્છે, પણ પાસાઓ ઊલટા પડે છે. 'મન જાણે મેં કરું, કરતલ દૂજો કોઈ'. દોરીસંચાર કરનારો જુદો છે, આપણે તો માત્ર તેના ઇશારે નાચવાનું, તેમાં આ મનને સમજવું જ અઘરું છે. પાત્રોના ઉધમાતનું કારણ 'આ મન સમજ્યા વિના'. મુખી, વિલાસ, વિઠ્ઠલના મનના સંતાપની કથા એટલે 'તરસ એક ટહુકાની'.

આ કથા પ્રથમ તો 'વાડીમાં ઊગ્યો એક ટહુકો' વાર્તારૂપે 'જનસત્તા' દૈનિકમાં પ્રગટ થયેલી ને વાર્તાસ્પર્ધામાં ચારેક વાર્તાપુરસ્કાર મેળવી યશસ્વી બનેલી તેથી લેખકની એ માનીતી વાર્તા. લેખક નિવેદનમાં જણાવે છે કે "કથાનું દરેક પાત્ર મારામાં જ ઉથલપાથલ કરવા લાગ્યું અને તેમાં કથાની નાયિકા.. જાણે કે, મારો શ્વાસ... મારી રગેરગમાં લોહીની જેમ ધબકે, મને ઢંઢોળે, છંછેડે..." ને તેમાંથી સર્જાય છે નવલકથા 'તરસ એક ટહુકાની', જે 'ફૂલછાબ' દૈનિકમાં ક્રમશઃ પ્રગટ થઈ.

કથા ગ્રામીણ પરિવેશમાં ખેતી-વાડી, ઢોર-ઢાંખર, ખેડૂત-વસવાયાંના સમાજજીવનનું આલેખન કરે છે. ગામના મુખી આધેડ વયે ઘરભંગ થયા. ખોરડાની ખાનદાની, ઊજળી આબરૂ ને ખડતલ શરીર હોવાથી બીજું ઘર કરવું તેમના માટે સહેલ હતું, પણ આંખના દીવડા જેવાં એક દીકરી ને એક દીકરાના સુખ ખાતર અંતરના ઓરતાને સાપની જેમ કરંડિયે પૂરી દીધા. દીકરા કરસનને વાજતે ગાજતે પરણાવ્યો. વહુ વિલાસ આણું વળીને આવી, પણ કરસનને ખેતરમાં એરુ આભડી ગયો ને વિલાસનું સૌભાગ્ય નંદવાઈ ગયું. ને નોધારાં બન્યાં મુખી, વિલાસ અને વાડી! અહીં લેખકને મન વાડી એક પાત્ર છે. ખેડૂત માટે આ પાત્ર જીવાદોરી છે એ સંવેદનાને લેખક આબાદ પકડી શક્યા છે.

વિલાસને બીજું ઘર કરવા ખૂબ સમજાવી, પણ પથ્થર માથે પાણી રેડ્યા જેવું બન્યું. વિલાસની એક જ વાત હતી કે મુખીબાપાનું કોણ? મારે તો આ વાડી લીલી રાખવી છે ને મારામાં મારાપણું નૈ રે'ય ને તે દી હું કોઈને મોં બતાવવા ઊભી નં રે'વ... ઘણા સે, ભાડિયા કૂવા!

સમય પાણીના વહેણની જેમ વહેતો ચાલ્યો. એક વખત મુખી વાડીએ ગયા ને ત્યાં કૂંડીના બહોળા પાણીમાં વિલાસ નહાતી હતી. તેનું અદકું રૂપ, મુખીની આંખોમાં અનાયાસે કેદ થઈ ગયેલું. તેમના શરીરમાં નવતર પીડા સળગવા લાગી. સૂરજના તેજને ઝાંખું પાડે તેવું આ રૂપ ક્યાંક મારી વિલાસને ભરખી તો નહીં જાય ને! બસ આ એક જ પીડા મનમાં ઘોળાતી રહી ને મુખીએ મનોમન એક નિર્ણય લઈ લીધો. કરસનનો ખાસ ભાઈબંધ વિઠ્ઠલ ગામમાં જ હીરાની ઘંટીઓ ચલાવતો હતો. તેને વાડીએ ટેલટપો કરી વાડી, વિલાસ ને ઘરનું ધ્યાન રાખવા કહ્યું, ને ઉમેર્યું, "હવે તો તું જ મારો કરસન છે." આથી વિલાસ અને વિઠ્ઠલનો વાડીનો સહવાસ, લાગણી, ફરજ, સામાજિક સંબંધો અને યૌવન-સહજ પ્રેમની કૂંપળો ફૂટે છે. બંને વચ્ચે પ્રણયનો પાતળો દોર સંધાય છે.

વિઠ્ઠલ-વિલાસનું તારામૈત્રક વાડીએ થતું રહે છે. વિઠ્ઠલને રજકો વાઢતાં દાતરડું લાગ્યું ને વિલાસે સાડી

ફાડી પાટો વાળ્યો. એકબીજાની આંખોમાં ખોવાઈ જવું, ભાતું ખોલીને એકબીજાને મોઢામાં કોળિયા દેવા, લીલીછમ વાડીમાં ખિલખિલાટ કરતું મુગ્ધતાભર્યું ગાન પ્રેમના ટહુકાની પ્રતીતિ કરાવી જાય છે. છતાં વિલાસ કરસનને ભૂલવા માંગતી નથી, "ને આ પ્રેમ તો આખું જીવતર હળગાવી દે તેવો અંગારો છે, તેનાથી આઘાં રે'વું ઈ જ વાજબી કે'વાય." 'સરસ્વતીચંદ્ર'ની કુમુદ 'પ્રમાદધન મુજ સ્વામી સાચા'ની માળા ફેરવે છતાં ભીતરનો સરસ્વતીચંદ્ર છૂટતો નથી. અહીં વિલાસ મનને ખૂબ મનાવે, છતાં ભીતરની આગ, પ્રેમનો ઉન્માદ બળવો કરતો જ રહે છે. તેને એમ થાય છે કે "વિઠ્ઠલના પહોળા કપાળ પર ચુંબનના ચાંદલા કરી દઉં... આખા શરીરે હાથ ફેરવીને સુંવાળો લેપ લગાડી દઉં ને પછી તેની પહોળી છાતીમાં માથું ઢાળી દઉં. અને કહું કે મને ભીંસો, ખૂબ જ ભીંસો... મારા તનમાં લાગેલી આગ ઠરે નહીં ત્યાં લગી ભીંસો!"

લેખકે વિલાસની આ સ્થિતિ સાથે જ બીજી વલોપાતની વેદના મૂકી છે તે તેનું વિધવાપણું છે. વિધવા વિલાસથી આવો પ્રેમ કરી શકાય? સમાજ વિકરાળ ડાયનાસૉરની જેમ મોઢું ફાડી બેઠો છે તેની સામે આ પારેવડીનું શું ગજું! બાપ જેવા સસરાને વિશ્વાસ આપ્યો છે. વાડી લીલી રાખવાનું પણ લીધું છે. પિયરિયાંની બદનામીનો ભય. આ બધા મન:સંઘર્ષ વચ્ચે વિલાસ પીંખાતી રહે છે, એ ભાવને લેખક સફળ રીતે ઉપસાવી શક્યા છે

કથામાં ખલનાયકની ભૂમિકા મુખીનો સગો ભત્રીજો લવજી ભજવે છે. લવજીમાં તમામ અપલક્ષણોનો શંભુમેળો થયો છે. ખાસ તો કરસનના મૃત્યુ પછી મુખી પાસેની જમીન વારસામાં પડાવી લેવી અને વિલાસના રૂપયૌવનને ભોગવી લેવું, આ માટે શક્ય તેટલા કાવાદાવા તે ખેલે છે. ત્યાં વિઠ્ઠલ વાડીએ જતો થયો તેની ગામમાં ચર્ચા, ચુગલી થવા લાગી, તેની અફવાઓ ફેલાવવામાં લવજી જોડાઈ ગયો. મુખી પાસે મીઠી વાતો કરી, પગચંપી કરી, વાતમાં મોણ નાખી કહ્યું કે "ઈ હરામી વિઠ્ઠલો વિલાસ વાંહે જાય છે... ને કાલ્ય હવારે સૂરજ છાબડે ઢાંક્યો નંઈ ઢંકાય.. તંઈ મને કે'તા નંઈ કે, લવકા, આવું હતું તોય મને કીધું નંઈ!" મુખીને આ વાતની હવે અસર થઈ, પણ મોટી અસર તો – રસોડામાં ઊભી વિલાસ આ સાંભળી ધ્રૂજી. ફફડી. દૂધનું દોણું ઢળી પડ્યું. બિલાડી કૂદકો મારીને ભાગી.

અહીં દૂધનું ઢળી જવું, બિલાડીનું કૂદકો મારીને ભાગવું એ બંને સંકેતો આપી લેખકે વિલાસના ભાવિની દશાનો અણસાર આપ્યો છે. બિલાડીનું કૂદકો મારીને ભાગવું એ સંકેત કથામાં બીજી વખત પ્રયોજીને લેખક વિલાસને વિઠ્ઠલ સાથેના પતનની નાજુક પળમાંથી બચાવી લે છે. એટલે એક જ સંકેતને બે રીતે મૂકી નવું પરિમાણ આપી જાય છે.

વિઠ્ઠલ-વિલાસના સંબંધની જાણ વિઠ્ઠલનાં માતા-પિતાને થતાં કથા ગતિશીલ બને છે. વિઠ્ઠલના પિતાએ પરસોતમ મુખીને મોઢે ઠપકો આપી કહ્યું કે "તમે ગામ આખાના ભાણાની માખીયું ઉડાડતા હતા, પણ પોતાના ભાણાની માખીયું ઉડાડતાં નો આવડ્યું... આ તમારી રૂપાળી વઉવે તો અમારું જીવતર બગાડ્યું. હવે તો મને અફીણ પાઈ દ્યો.. નકર પી લ્યો!" બીજી તરફ વિલાસને તેનાં મોટાભાઈ ને ભાભી મોટરમાં બળજબરીથી ઉપાડી ગયાં. વિલાસ મુખી સાથે કોઈ વાત કરી શકી નહીં. વિલાસ વગરનું મુખીનું ઘર વેરણછેરણ થઈ ગયું. મુખી બેભાન થઈ ઢળી પડ્યા. સમાજમાં અનેક નિંદાત્મક વાતો વહેતી થઈ. લવજી જમીન પડાવવા ખોટા કાગળો કરી સહી કરાવવા આવ્યો. મુખીને મારવાનો ત્રાગો પણ કર્યો. આથી મુખી પોતાની મિલકત એકની એક દીકરીને આપી દેવા માંગે છે. પણ શારદાને મિલકત જોઈતી નથી. તેને તો પિયરનું ઘર ખુલ્લું રહે ને આવવા મળે, વારતહેવારે પિતા તરફથી પ્રેમથી થોડુંઘણું મળે એ જ અપેક્ષા છે. દીકરીની પિયરિયાં તરફની મમતા, આ મારા પિયરનું ઘર છે, મારા બાપનું ઘર ને જમીન છે એ ભાવને-મમતાને લેખકે ઉચ્ચ સ્થાને મૂકી દીકરીની સંવેદના અને સંસ્કૃતિનું દર્શન કરાવ્યું છે.

મુખીએ મનોમન મિલકત સોંપવાનો નિર્ણય કરી લીધો છે. અમરેલી ગયા ને વિઠ્ઠલને સાથે લેતા ગયા

ને જમીન-મિલકતનાં કાગળિયાં કરી તેમાં વિઠ્ઠલની સહી લીધી. બસ આટલો જ ઉલ્લેખ કરી ભાવકોને થોડા તરતા મૂકી શક્યતાઓની કલ્પનાનું ઉડ્ડયન કરાવી જાય છે.

સારાં પરિણામોની ધારણાએ મુખીએ પગલું ભર્યું, પણ હરામખોર લવકો મુખીને વીંછીના ડંખ આપતો રહે છે. મુખી આધેડ વયે ઘરભંગ, યુવાન દીકરા કરસનનું અવસાન, દીકરી જેવી વિલાસ વહુનું ચાલ્યાં જેવું, વિઠ્ઠલને પોતાની ચાલનું પ્યાદું બનાવ્યો ને તેને ચારે તરફથી માર પડ્યો, લવકા ઉપર પોતાથી ઘા થયો, દીકરીને જમીન દાયજામાં દેવી હતી, પણ તેણે ના પાડી, આ બધાં કારણોએ જમીન-મિલકત માથે કાળોતરા નાગ થઈને બેસવું ને ઓશિયાળી જિંદગી મોત ન આવે ત્યાં સુધી જીવવી, તેને બદલે આ બધું છોડી લાંબી જાત્રાએ જવાનું નક્કી કર્યું. મનવો તો નક્કી કરે છે, પણ...

વિલાસ માવતરે આવી, પણ સૌ સ્વાર્થનાં સગાં જણાયાં. પોતાના દુઃખનો એકમાત્ર અંત મૃત્યુ જણાયો. કેરોસીન છાંટી આપઘાત કરવા ગઈ, પણ વિધિએ સફળતા આપી નહીં. વિલાસની ફારગતી કરી અમદાવાદ રહેતા બાપ જેવડી ઉંમરના પુરુષને ઘરઘાવી તેનાં આગલા ઘરનાં સંતોનોની મા બનાવવાનું નક્કી થયું. પિયરિયાંને કરિયાવર, સમાજની આબરૂ, જમીન પડાવવી ને સાપનો ભારો પાર ઉતારવાની પડી હતી. લેખકનું આ દર્શન ગ્રામ્ય સમાજના પ્રત્યક્ષ અનુભવની પ્રતીતિ કરાવે છે.

નવલકથાનો નાયક વિઠ્ઠલ સમગ્ર નવલકથામાં 'તરસ એક ટહુકાની' સાંભળવા તલસી રહ્યો છે. નવલકથાના આ શીર્ષકની આસપાસ વિઠ્ઠલ ચકરાયા કરે છે. વિલાસ તરફનું તેનું આકર્ષણ સહજ છે. વિલાસ વિઠ્ઠલને ચાહે છે તેની પ્રતીતિ અનેક જગ્યાએ થાય છે, પણ એ મૂક છે. તેને તો સાંભળવો છે ટહુકો. વિઠ્ઠલ મુખીને ઘેર પાછલી ખડકીએથી રાત્રે જાય છે ત્યારે પણ એક જ તલપ છે કે "એક જ વખત કહી દે... હું તને ચાહું છું..." વિઠ્ઠલ વિલાસને પિયર બે વખત ગયો. વિલાસનો ભાઈ રામો ધારિયું મારવા ગયો ને વિલાસ વિઠ્ઠલને ચોંટી ગઈ. બીજી વખત તે વાડીએ ગયો ત્યાં રામો કુહાડાનો કૂંદો મારે છે ત્યારે પણ ઘા વિલાસ ઝીલે છે. આ ઘટનાઓ બન્યા પછી ને વિલાસની આંખો, સ્પર્શમાંથી બોલતો ટહુકો શું નાયક અનુભવી શકતો નથી? વળી વિલાસ વિધવા છે. મુખી બાપાને આપેલો વિશ્વાસ – તે તૂટે તો જિવાય ખરું? તેમ છતાં લેખકે નાયકની એક જ તરસ નિરૂપી તેને સતત કરગરતો જ રાખ્યો કે વિલાસ, એક વખત ટહુકીને ક'ઈ દે કે હું તને પ્રેમ કરું છું.

'તરસ એક ટહુકાની' – તેમાં કથાનાયકની એક– માત્ર તરસ પ્રેમના એકરારનો ટહુકો સાંભળવાની છે.

"વિલાસ...! બસ, એક વાર કે', હું તને પરેમ કરું છું. બસ, એક જ વાર..." વિઠ્ઠલના અવાજમાં અંતરનો આર્તનાદ હતો.

વિલાસ મટકુંય માર્યા વગર વિઠ્ઠલની સામે જોતી રહી ને આંખો કહેતી હતીઃ વિઠ્ઠલ! તું તો એક વારનું કે'સો પણ હું તો તને એકેય ભવની ગણતરી વગર, ભરપેટ ચાહું છંવ.. ને ચાહતી રે'શ ભવોભવ...

આ અંતરની વાણી હતી, પણ વિઠ્ઠલને તો તે સ્થૂળ શબ્દોમાં સાંભળવાની તરસ હતી.

બીજી તરસ વાડીને પાણીથી લીલીછમ રાખવાની છે. તે ઉજ્જડ ન થાય તેની એક ઝંખના વિલાસમાં પડી છે. કથાના અંતમાં વિલાસ વાડીને જોઈ હિજરાય છે. ને તેના મનઃસંઘર્ષની વેદના – લાય લાગે છે, આખી સળગતી હોય તેવું અનુભવાય છે ને ત્યારે વાસ્તવિક પાણીની તરસ લાગે છે. તરસને લીધે, ગળામાં થતી બળતરાને લીધે, વાડી મૃગજળમાં ખળખળતી લાગે છે. દોટ મૂકીને અથવા તો એક જ કૂદકો મારીને પહોંચી જવું. પછી પેટ ફાટી જાય એટલું પાણી પીવું...

–જીવવા માટે પાણી પીવું ને!

વિલાસને અંદરનો ધખારો, ભૂખ, દુઃખ ને તરસ.

ત્રીજી તરસ દેહની છે. વિલાસ કહે છે કે "હુંય અસ્તરી છંવ... જવાન છંવ... મારા પંડ્યમાંય ખંજવાળ આવે... લવજી છો ને? કોઈની બીક રાખ્યા વગર્ય

આવી જા. ને મને ચૂંથી નોખ્ય... હોલાની જેમ પીંખી નોખ્ય. હવે... હવે,,, હું કોઈના ખપની નથી...'' આ તૃષ્ણા તેને પજવવા લાગી.

"તેની આંખોમાં નાગણની જીભ જેવા લપકારા ડોકાવા લાગ્યા હતા.'' અહીં લેખકે નાગણની જીભનું પ્રતીક મૂક્યું ને દેહની સેક્સની તરસ જે વિલાસે ખૂબ જ રોકી છે તે પાળ તોડીને વહેવા લાગી. લવજી હોય કે વિઠ્ઠલ, આ અવસ્થાએ તેને કોઈ ફેર પડતો નથી.

કથાના અંતની કેટલીક શક્યતાઓ તપાસવા જેવી જણાય છે. કથા સુખાંત છે, પરંતુ વાસ્તવિક સમાજમાં તેમ બનવું શક્ય નથી. ભાવના એ જુદી વાત છે ને હકીકત જુદી બને છે. એટલે જ 'મળેલા જીવ'માં અંતે જીવીને પાગલ કરી છોડી મૂકવી પડે છે. 'સરસ્વતીચંદ્ર'માં લેખક વિધવા કુમુદને ફરી પરણાવી શક્યા નહીં. ભલે આજે સમય બદલાયો છે, પણ કથાનો માહોલ ગ્રામ્ય સમાજનો છે, ત્યાં તો લેખકે છવીસમા પ્રકરણે કથાને પૂરી કરવાની જરૂર હતી. કથાની ચરમ સીમા : વાડીએ વિલાસ પહોંચી ખેતરની વચ્ચે આવી ખેતરના ચારેય શેઢે નજર નાખી ને વરસોની તરસી હોય, એક જ ઘૂંટડે સઘળું પી જવા માગતી હોય તેવી તૃષાતુર નજરે સઘળું જોયું... ધરાઈ ધરાઈને સીમ આખી, આંખોની પાંપણો વડે પીધી! વિઠ્ઠલને ફાટી પડે તેવી ચીસ નાખતાં નંઈ...નંઈ...ની ના પાડી દીધી. મુખી છેવટે આવ્યા ને કહ્યું, "દીકરી, હું તારો ગુનેગાર છંવ. મને... મને માફ કરી દે! તારે દીકરી થાવું'તું તે મારે બાપ થાવું પડે ને!'' ને અંતમાં–

વિલાસ હવે કોઈની દીકરી નથી, કોઈની બેન નથી, કોઈની વહુ નથી, કોઈની મા નથી, અરે! કોઈની પ્રિયતમા પણ નથી... આટલેથી અટકી જવાની જરૂર હતી.

પણ લેખક વાચકોની લાગણીને માન આપી કલાત્મક અંતને સુખાંત કરવા ગયા. લોહીમાં લવક્યા કરતી વેદનાની મીઠાશ મારીને, નઘરોળ વાસ્તવિકતા છોડીને કંસારની સોડમ લેવા ગયા ત્યાં એક પ્રકરણ ઉમેરી લેખક લાગણીના પ્રવાહમાં તણાઈ ગયા. 'આ મન સમજ્યા વિના.'

સમગ્રપણે કથા ગ્રામીણ સમાજ સાથે જોડાયેલી છે. લેખક આ સમાજના તાણા-વાણા સાથે વણાયેલા જણાય છે. તો જ આટલી ઝીણવટભરી છણાવટ કરી શકે. કથાની ભાષાશૈલી સફળ રહી છે. તળપદા શબ્દો, તેમની લઢણો અને રૂઢિપ્રયોગો, કહેવતો સરળ અને ઉચિત ગોઠવાઈને કલાત્મક રૂપ ધારણ કરે છે. તેના કેટલાક નમૂના જોઈએ–

–નિર્ણય, ગૂંદીના ઠળિયાની જેમ છટકી જતો હતો.

આવેગ તબેલામાંથી છૂટેલા અશ્વોની જેમ હણહણાટ કરવા લાગ્યો.

–વહુ, વછેરી ને વોડકી ઈ તો નીવડ્યે વખાણ.

–ને આશા તો સૂતરનો તાંતણો...–

–નીંભાડે આગ મૂકવાની વાત રે'વા દ્યો!

–ને મને ચૂંથી નોખ્ય... હોલાની જેમ પીંખી નોખ્ય.

–દિલમાં ઘાવ એક સાથે ઊભો થઈને, દૂઝવા લાગ્યો.

–આંખોમાં નાગણીની જીભ જેવા લપકારા.

–ધરમ કરતાં ધાડ પડે તેવી સ્થિતિ.

– ધોળામાં ધૂડ પડે ને...

–આંગળીથી નખ વેગળા ઈ વેગળા.

કેટલાક શબ્દો જે લોકબોલીના છે તે સહજ ભાષા સાથે વણી લીધા છે. જેમ કે વારુકા, પારુઠ, રોંઢડિયે, ઠામૂકાં, જોતર, અદલ, હંધાયનું, મોં વકાસીને, કમત, આવીહ, બે લવાહા, તારોડિયાં, ગોલકીની, ફણાભેર વગેરે અનેક શબ્દો અસ્ત પામે તે પહેલાં બચાવી લીધા છે.

શ્રી રાઘવજી માધડે નાની ઉંમરે કથા, વાર્તા, લોકકથા અને 'ઇતિહાસનું સોનેરી પાનું' દ્વારા સાહિત્ય-સર્જનક્ષેત્રે પોતાનું ઠીકઠીક કાઠું કાઢ્યું છે. વાર્તાકથા- ક્ષેત્રે મળતાં પારિતોષિક તેમની પીઠ થાબડી દૂરની મંજિલે પહોંચવાની પ્રેરણા આપે છે.*

❑

* 'તરસ એક ટહુકાની'; લે. રાઘવજી માધડ, હર્ષ પ્રકાશન, અમદાવાદ. પૃ. ૨૯૬; કિ. રૂ. ૧૧૦.

# વિસ્તરતી સીમાઓ

## (સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ)

**ચન્દ્રકાન્ત ટોપીવાળા**

ગઈ કાલ સુધી સાદી અને સરલ મનાયેલી અનુવાદની ક્રિયાને આજે અનેક અભિગમથી અને અનેક સિદ્ધાન્તોથી જોવાઈ રહી છે. તંત્રવિજ્ઞાનના વિકાસ સાથે એ એક બાજુ યાંત્રિક સંકેતાન્તરણને છેડે પહોંચી છે, તો બીજી બાજુ શાસન અને સંસ્કૃતિની બદલાયેલી અર્થચ્છાયાઓ નીચે એ સૂક્ષ્માતિસૂક્ષ્મ વિવેકોનો આધાર શોધી રહી છે. અનુવાદની ગંભીર રીતે જોવાઈ રહેલી પ્રવૃત્તિ આજે તો એક સ્વતંત્ર શિસ્ત રૂપે, વિદ્યાશાખા રૂપે, અનુવાદમીમાંસા (Traslation Stdies)ના નામે ઊભરી આવી છે. અનુવાદમીમાંસા અનુવાદની પ્રવૃત્તિની અનેકાનેક દૃષ્ટિકોણથી છણાવટ કરી રહી છે. આ છણાવટમાં 'અનુવાદનું કાવ્યશાસ્ત્ર' (Poetics of Translation)નો મહત્ત્વનો મુદ્દો બહાર આવી રહ્યો છે.

અનુવાદનું શાસ્ત્ર સ્વતંત્ર હોઈ શકે, પણ અનુવાદ સ્વતંત્ર ન હોઈ શકે એ એક હકીકત છે. અનુવાદ બે છેડા વચ્ચેના સંબંધથી સંકળાયેલો છે. સ્રોતભાષા અને લક્ષ્યભાષા એની બે અંતિમ સીમાઓ છે. આ સીમાઓ સંવાદથી માંડી વિરોધ સુધીની ગતિવિધિની સાથે નિસ્બત ધરાવે છે. ઉદાહરણ તરીકે ઉત્તરભારતીય ભાષાઓ વચ્ચેના સંબંધો કે દક્ષિણની દ્રવિડ ભાષાઓ વચ્ચેના સંબંધો એકંદરે સંવાદના છે, તો ઉત્તરભારતીય ભાષાઓ અને દ્રવિડ ભાષાઓ વચ્ચે, પરસ્પરના સંબંધ વિરોધના છે. કદાચ ભારતીય સંસ્કૃતિની ભિન્નતા વચ્ચેની એકતા એને એકસૂત્ર કરવા પ્રવેશે અને પ્રવૃત્તિને થોડી ઓછી કઠિન બનતી અટકાવે એ શક્ય છે. એ જ રીતે ભારતીય ભાષાઓના યુરોપીય કે યુરોપીય ભાષાઓના ભારતીય ભાષાઓમાં થતા અનુવાદો ખાસ્સી વિરોધની ભૂમિકા પર ટકેલા છે.

ભાષાઓના સંવાદની કે વિરોધની ભૂમિકાની જેમ આજે અનુવાદ ક્ષેત્રે કાવ્યશાસ્ત્રના સંવાદની કે વિરોધની ભૂમિકાને પણ લક્ષમાં લેવાય છે. સ્રોતકૃતિનું કાવ્યશાસ્ત્ર અને લક્ષ્યકૃતિનું કાવ્યશાસ્ત્ર અલગ હોય ત્યારે 'અનુવાદનું કાવ્યશાસ્ત્ર' અનુવાદક પાસે વિશિષ્ટ સંવેદના માગે છે. બીજી રીતે કહીએ તો અનુવાદના કાવ્યશાસ્ત્રની નિસ્બત સ્રોતકૃતિના કાવ્યશાસ્ત્ર અને લક્ષ્યકૃતિના એથી તદ્દન વિભિન્ન કાવ્યશાસ્ત્ર સાથેના સંબંધમાં પડેલી છે. સર્જનાત્મક સાહિત્યના અનુવાદમાં અનુવાદના કાવ્યશાસ્ત્રનો મુદ્દો મહત્ત્વનો બને છે.

ભારતમાં દક્ષિણના દ્રવિડ સાહિત્યનો ઘણો બધો ભાગ દ્રવિડ કાવ્યશાસ્ત્ર પર નિર્ભર હોય ત્યારે ઉત્તરભારતના સંસ્કૃત કાવ્યશાસ્ત્ર પર નિર્ભર અનુવાદકે કે પછી એથી ઊલટું દ્રવિડ અનુવાદકે પણ થોડેઘણે અંશે એકબીજાનું કાવ્યશાસ્ત્ર અંકે કરવાનું રહે છે. એમાંય સ્રોતકૃતિ અને લક્ષ્યકૃતિના કાવ્યશાસ્ત્રની જાણકારી પૂરતી નથી, પણ બંને કાવ્યશાસ્ત્રની ઉપપત્તિઓને અનુવાદકે સંવેદનશીલતાપૂર્વક નજીકમાં નજીક મળતી સમાન્તરતાઓના પરિપ્રેક્ષ્યમાં ખપે લગાડવાની રહે છે. સર્જનાત્મક સાહિત્યના અનુવાદમાં આ ભાગ અનુવાદક પાસે સૌથી વધુ વિવેક અને સૂક્ષ્મ સૂઝ માગી લેનારો છે.

ગ્રીક કાવ્યશાસ્ત્રથી અજાણ અનુવાદક હોમરના મહાકાવ્યોને કે ફ્રેંચ પ્રતીકવાદી કાવ્યશાસ્ત્રથી અજાણ અનુવાદક બૉદલેર, માલાર્મે કે વાલેરીની કાવ્યરચનાઓને પોતાની ભાષામાં ઉતારવા જાય તો સાહિત્યની વિશિષ્ટ હાણ સીધી નજરે ન પડે, પણ અનુવાદમીમાંસા હવે એવી હાણને અણદેખી કરી શકે તેમ નથી. ટૂંકમાં, અનુવાદની ક્રિયા એક ભાષામાંથી બીજી ભાષામાં કશુંક લઈ જવાની, આપણે માનીએ છીએ તેવી, સરલ ક્રિયા રહી નથી.

રૉબર્ટ ફ્રૉસ્ટે કહેલું કે અનુવાદમાં, અને ખાસ તો કવિતાના અનુવાદમાં, એની સુગંધ અદૃશ્ય થઈ જાય છે. આ અદૃશ્ય સુગંધનો આછો અણસાર આપવા માટે પણ અનુવાદકે આવા આવા મુદ્દાઓ પરત્વે સાવધ રહેવું જોઈશે.

□

આયુ પ્રકાશન (૩૦૩, હરેકૃષ્ણ કૉમ્પ્લેક્સ, વી.એસ. અને પાલડી વચ્ચે, એલિસબ્રિજ, અમદાવાદ-૩૮૦ ૦૦૬)નાં– બધાંના લેખક શોભન વસાણી.

સ્વાસ્થ્યરક્ષા : કિં. રૂ. ૨૦; આરોગ્યરક્ષા : કિં. રૂ. ૨૦. રોગપ્રતિકાર : કિં. રૂ. ૨૦. આરોગ્ય અને ઔષધ : ભા. ૧૧ : કિં. રૂ. ૪૦. આરોગ્ય અને ઔષધ : ભા. ૧૨ : કિં. રૂ. ૪૦. આરોગ્ય અને ઔષધ : ભા. ૧૩, કિં. રૂ. ૪૦. દિવ્ય ઔષધિ શતક : કિં. રૂ. ૫૦. આરોગ્ય આપણા સૌનું : ભાગ. ૩ (વિહાર-૧), કિં. રૂ. ૨૦. દિવ્ય ઔષધિ : ભા. ૩. કિં. રૂ. ૩૦. તમે જ તમારા વૈદ્ય : કિં. રૂ. ૧૦. ઝેર તો પીધાં'તાં જાણી જાણી : ભા. ૩-૪ કિં. રૂ. ૨૫. ઇમરજન્સી બૉક્સ : કિં. રૂ. ૨૫. અનુભવનું અમૃત : ભાગ ૨, કિં. રૂ. ૫૦. ચામડીના રોગો (સંક્ષિપ્ત) : કિં. રૂ. ૧૦. સદ્યચિકિત્સા : કિં. રૂ. ૨૦. સો રોગોમાં શિવામ્બુ-સેવન : કિં. રૂ. ૪૫. આરોગ્ય આપણાં સૌનું, ભાગ ૩, કિં. રૂ. ૧૫.

**અન્ય**

**તસલ્લી:** લે. વિજય આશર, પ્ર. પ્રવીણ આશર, મહાવીરકૃપા, આરોગ્યનગર, વાંકાનેર, કિં. રૂ. ૩૦. **મહાભારત, મનન અને મંથન:** સંપા. જયાનન્દ લ. દવે, પ્ર. શ્રી ગોપાલકૃષ્ણ ટ્રસ્ટ, જૂનાગઢ, કિં. રૂ. ૮૦. **સાહિત્યરંગી પત્રકારત્વ:** લે. પ્ર. ડૉ. અમિતા ઠાકોર, એ-૩, ન્યૂ આગમન એપાર્ટમેન્ટ, વલ્લભવાડી, ગુજરાત કૉલેજ પાસે, એલિસબ્રિજ, અમદાવાદ-૩૮૦ ૦૦૬, કિં. રૂ. ૨૦૦. **શ્રી અરવિંદનું માર્ગદર્શન:** લે. નગીન દોશી, પ્ર. શ્રી અરવિંદ સોસાયટી, શ્રી અરવિંદનિવાસ, દાંડિયા બજાર, વડોદરા, કિં. રૂ. ૬૦. **અભિવ્યક્તિ – સંવત ૨૦૫૫:** લે. પુરુષોત્તમ ગ. માવળંકર, પ્ર. સંનિષ્ઠ પ્રકાશન, 'ગોપિકા', મહારાષ્ટ્ર સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ-૬, કિં. રૂ. ૨૦. **મુંજી માતૃભૂમિ કે નમન:** લે. માધુભાઈ પ્રા. ભટ્ટ, પ્ર. કોઠારી પ્રકાશન ગૃહ, ૬૪, ગાંધી રોડ, પુલ નીચે, અમદાવાદ, કિં. રૂ. ૭૦. **પરમા પ્રકૃતિ શ્રી શ્રી શારદામણિ:** મૂ. લે. અચિન્ત્યકુમાર સેનગુપ્ત, અનુ. મોહનદાસ પટેલ, પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા સામે, ગાંધી માર્ગ, અમદાવાદ-૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૧૦૦. **Contribution of Gujarat to Sanskrit Literature** (Dr. M. I. Prajapati Felicitation Volume) : General Editor: Dr. Gautam Patel, Editors: M. K. Prajapati, Dr. Hansa Hindocha, Dr. H. R. Patel, Pub. Dr. M. I. Prajapati Sastipurti Sanman Samiti, c/o M.K. Prajapati, F/ 1-6, University Staff Quarters, North Gujarat University Campus, Patan- 384265, Price Rs. 625. **પ્રાર્થનાપલ્લવી:** લે. રતુભાઈ દેસાઈ, પ્ર. પરિમલ પ્રકાશન પ્રતિષ્ઠાન વતી મૃણાલ દેસાઈ, પાર્વતી, હનુમાન રોડ, વિલેપારલે, મુંબઈ-૪૦૦ ૦૫૭, કિં. રૂ. ૫૦. **મેઘાણીવંદના:** સં. ડૉ. બળવંત જાની, પ્ર. સૌરાષ્ટ્ર યુનિવર્સિટી, રાજકોટ-૩૬૦ ૦૦૫, કિં. –. **જામ ભરીને સૂરજ:** લે. પ્ર. રસિક 'ફકીર' પંડ્યા, બી/ ૧૦૩, ઈશિતા ટાવર્સ, નવરંગપુરા, અમદાવાદ-૯, કિં. રૂ. ૮૦. **Underground Shrine – Queen's Step – well at Patan :** Shri Jaikishandas Sadani, Pub. B. J. Institute of Learning and Research, R.C. Road, Ahmedabad-9, Price Rs. 125. **पलकों के मोती (हिन्दी) :** डॉ. अरविन्द कोरडे, प्रः डॉ. देवचंदभाई योगी फाउन्डेशन, ममता केन्द्र, नानी कडी-३८२७१५, ता. कडी, जि. महेसाणा मूल्य ५०. **बिखरता सच (हिन्दी) :** दिव्या रावल, प्र. डॉन प्रकाशन, सोनारूपा एपार्टमेन्ट्स, लाल बंगला, सी. जी.

રોડ, અહમદાવાદ – ૩૮૦ ૦૦૫, મૂલ્ય : ૫૦ (૮૦). **ચણીબોર અને બીજી વાર્તાઓ:** ચંદ્રાબહેન શ્રીમાળી, પ્ર. ચાહના પ્રકાશન, ૭૧૧, 'ચાહના', સેક્ટર-૬બી, ગાંધીનગર-૩૮૨ ૦૦૬, કિં. રૂ. –. **સમયનું સરનામું:** લે. પ્ર. રસિક 'ફકીર' પંડ્યા, બી/૧૦૩, ઈશિતા ટાવર્સ, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯, કિં. રૂ. ૪૦. **અજવાળાં આથમતાં:** લે. છોટુભાઈ અનડા, પ્ર. અનડા ટ્રસ્ટ, ૨૩, પંચવટી, મણિનગર, અમદાવાદ-૩૮૦ ૦૦૮, કિં.- . **ભંગુરતાનાં ચાર સર્જક પરિમાણ** (મીરાં, અખો, લાભશંકર ઠાકર, મધુ રાય) : લે. પ્ર. પારુલ રાઠોડ, ૨, ભાગ્યદીપ એપાર્ટમેન્ટ, વસ્ત્રાપુર રોડ, અમદાવાદ-૧૫, વિતરક : પાર્શ્વ પ્રકાશન, નિશા પોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ-૧, કિં. રૂ. ૮૦. **'ચૌદ લોક'** : સં. પ્રેમજી પટેલ, પ્ર. પ્રેમજીભાઈ સોમાભાઈ પટેલ, મુ.પો. ખેરોલ, તા. તલોદ, જિ. સાબરકાંઠા. કિં. રૂ. ૫૫. **ખોવાયેલાં ચંપલ:** લે. કિશોર પારેખ, પ્ર. કુસુમ પ્રકાશન, ૬૧ એ, નારાયણનગર, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ-૩૮૦ ૦૦૭, કિં. રૂ. ૫૦. **ગુજરાતી જોડણી-સમસ્યા :** લેખક: સોમાભાઈ પટેલ, પ્ર. કમળાબેન એસ. પટેલ, ૧, રચના સોસાયટી,. સેટેલાઈટ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૧૫, કિં. રૂ. ૨૦. **કોઈ:** લે. સાગર નવસારવી, પ્ર. ઇન્દુકાન્ત પબ્લિશર્સ પ્રા. લિ., પ્રેમજી કૉમ્પ્લેક્સ, ૧લો માળ, મહારાણી શાંતાદેવી રોડ, નવસારી-૩૯૬ ૪૪૫, કિં. રૂ. ૭૫. **મારી જીવનસાધના** (આત્મકથા) : લે. હરિશંકર પુરાણી, પ્ર. સ્વ. હરિશંકર પુરાણી સ્મૃતિ ટ્રસ્ટ, સેક્ટર ૨/એ, પ્લૉટ નં. ૧૦૩/૨, સરકારી નર્સરી પાછળ, ગાંધીનગર, કિં. રૂ. ૨૦. **પરમ પંથના પ્રવાસી:** લે. પ્ર. ઉપર મુજબ, કિં. નથી. ગુજરાતી લખાણ માટે એક જ 'ઇ-ઉ' બસ છે. સંપાદકો મોહનભાઈ પટેલ, ઉત્તમ ગજ્જર, સરોજ પટેલ, પ્રકાશક : મધુકાન્તા ઉત્તમ ગજ્જર, ૫૩, ગુરુનગર, વરાછા રોડ, સૂરત-૩૯૫૦૦૬, મૂલ્ય રૂ. ૫. **જો મન ખુલ્લું હોય તો** : લે. જયંત કોઠારી, પ્ર. શબ્દમંગલ, ૨૪, નેમિનાથનગર, સુ. મં. માર્ગ, અમદાવાદ-૩૮૦ ૦૧૫, કિં. રૂ. ૧૫. **મોટા જ્યારે હતા નાના :** લે. યશવન્ત મહેતા, પ્ર. ડૉ. ચતુરભાઈ એ. પટેલ ફાઉન્ડેશન પ્રકાશન, સરદાર પટેલ ફાર્મ, કઠવાડા, જિ. અમદાવાદ, કિં. સદ્‌ભાવ, સુવાચન. **પાસપૉર્ટની પાંખે ઉત્તરાલેખન** : લે. રમણલાલ ચી. શાહ, પ્ર. શ્રી મુંબઈ જૈન યુવક સંઘ, ૩૮૫, સરદાર વલ્લભભાઈ પટેલ માર્ગ, મુંબઈ-૪૦૦ ૦૦૪, કિં. રૂ. ૧૫૦. ૧૧૧ ગરવા ગુજરાતી : લેખક-ચિત્રકાર : રજની વ્યાસ, પ્ર. ગૂર્જર પ્રકાશન, રતનપોળ નાકા સામે, ગાંધી રોડ, અમદાવાદ-૧ અને અનડા સાહિત્ય પ્રકાશન, ૧૭૫૬, ગાંધી રોડ, અમદાવાદ-૧, કિં. રૂ. ૭૫૦. **ખોજ** : લે. કનુ સૂચક 'શીલ', પ્ર. કલાગુર્જરી, શ્રીકુંજ, દેના બૅંક પાસે, વી.એમ. રોડ, વિલે પાર્લે (વેસ્ટ), મુંબઈ-૪૦૦ ૦૫૬, કિં. રૂ. ૩૫. **થનગનતા મોરલા** : લે. ગોવિન્દભાઈ, પ્ર. મારિષા મહેતા, બી-૩૩, પ્રિયદર્શિની એપાર્ટમેન્ટ-૨, બોડકદેવ, અમદાવાદ-૩૮૦ ૦૧૫, કિં. રૂ. ૨૫. **પહાડ ઓગળતા રહ્યા** : લે. ભાગ્યેશ જહા, પ્ર. કૃષ્ણકાન્ત જહા, પ્રાર્થના પ્રકાશન, ૬૮૩/૨, સેક્ટર ૮, ગાંધીનગર, કિં. રૂ. ૪૧.

# અંધારું
(મૉનોઇમેજ)

(૧)

ચૂપચાપ
પાણી પીવા માટે
વાવમાં ઊતરેલું અંધારું
બહાર નીકળ્યું
ઘુવડનો ચિત્કાર થઈને.

(૨)

રાતભર કણસતા
અંધારાના પક્ષીએ
પ્રભાતે પ્રસવ્યું
સૂર્યનું ઝળહળતું ઈંડું!

(૩)

વદ આઠમના અંધારાએ
વિશ્વને આપ્યો
યુગોના યુગોને અજવાળતો
એક દિવ્ય પ્રકાશ.

(૪)

અંધારું જ્યારે જ્યારે
ધૃતરાષ્ટ્રની આંખોમાં
માળો બાંધીને
સ્વપ્નનાં ઈંડાંઓ સેવે છે
ત્યારે ત્યારે જગતમાં
સર્જાય છે એક મહાભારત.

(૫)

ઓરડામાં
ચોરપગલે ફરતું અંધારું
ચૂપચાપ ખોલે છે–
સ્વપ્નની તિજોરી!

(૬)

સર્વને નિર્દયપણે
ભરખી જતું અંધારું
બિલાડીની આંખોને
સ્પર્શી પણ નથી શકતું.

(૭)

સૂમસામ રાતે
નદીના પટમાં
સંભળાય છે
અંધારાનો પગરવ.

(૮)

આકાશના ચોકમાં
અંધારાની ચોપાટ પાથરી
તારકોનાં સોગઠાં મૂકી
કોણ નાખે છે નિરંતર દાવ?

**લાલજી કાનપરિયા**

Uddesh (A literary, cultural monthly) January 1999 : ISSN 0971–6599
Licensed to post without prepayment, Licence No. 188 R. No. GAMC/920

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

**સર્વભાષા સરસ્વતી**

વર્ષ નવમું : અંક સાતમો

ફેબ્રુઆરી : ૧૯૯૯

તંત્રી
રમણલાલ જોશી

**૧૦૩**



# ઉદ્દેશ

**વર્ષ : નવમું** **અંક : સાતમો** **સળંગ અંક : ૧૦૩**


## અનુક્રમ : ફેબ્રુઆરી ૧૯૯૯



---


પ્રકાશક : રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

લેઆઉટ, ટાઇપસેટિંગ : ઇમેજ સિસ્ટમ્સ, ૩૦૧, વૈભવી કૉમ્પ્લેક્સ, ફતેહપુરા પોલીસ ચોકી પાછળ, પાલડી, અમદાવાદ – ૩૮૦ ૦૦૭, ફોન : ૬૬૧ ૦૪૪૧.

મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૪


## સૂચનાઓ

- ❑ 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- ❑ 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
- ❑ આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
- ❑ વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૧૫૦, વિદેશમાં (ઍરમેલ) રૂ. ૫૦૦, આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂ. ૧,૫૦૦.
- ❑ 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે. અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- ❑ સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે.
- ❑ છૂટક નકલ રૂ. ૧૫, પોસ્ટેજ સાથે.
- ❑ લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું :

**'ઉદ્દેશ' ફાઉન્ડેશન**
૨, અચલાયતન સોસાયટી,
સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
ફોન : ૭૪૫૬૨૭૭; ૭૪૫૨૦૨૭

- ❑ લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ.
- ❑ 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે :

(૧) **વિજય મૅગેઝીન વર્લ્ડ**
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન: ૫૩૫૪૫૯૬

(૨) **સૌરભ પુસ્તક ભંડાર**
કેલિકો ડોમ પાસે, મેડા ઉપર
રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧
ફોન: ૩૮૧૨૩૦, ૭૪૭૫૦૯૭

(૩) **મૅગેઝીન વર્લ્ડ**
સ્ટેશન રોડ,
આણંદ - ૩૮૮ ૦૦૧

# ઉદ્દેશ

ફેબ્રુઆરી ૧૯૯૯




*सर्वभाषा सरस्वती*

## એકવીસમી સદીમાં પ્રવેશવાની આપણી તૈયારી કેવી છે ?

એકવીસમી સદીમાં પ્રવેશવાની આપણી તૈયારી કેવી છે ? એક શબ્દમાં કહેવું હોય તો 'દયાજનક'. કેમ ? આપણા સમગ્ર સમાજજીવન ઉપર રાજકારણે ભરડો લીધો છે. આપણા સમાજજીવનમાં અત્યારે પ્રવર્તતી મૂલ્યહીનતા, પશ્ચિમનાં હીણાં તત્ત્વોને વળગવાનું વલણ, પૈસા પાછળની આંધળી દોટ, ખૂનામરકી, લૂંટફાટ, કુત્સિત જીવનવ્યવહાર વ. રાજકારણને આભારી છે. અલબત્ત, લોકશાહી પદ્ધતિ એ ચર્ચિલે કહ્યું હતું તેમ દોષરહિત નથી, પણ માનવજાતિએ વ્યવહાર માટે શોધેલી પદ્ધતિઓમાં બીજી એથી સારી પદ્ધતિ હાથ ન લાગે ત્યાં સુધી એનાથી કામ લેવાનું રહે છે. લોકશાહી પદ્ધતિની સફળતાનો આધાર અક્ષરજ્ઞાન અને સૂઝસમજ પર રહ્યો હોય છે. પણ સ્વાતંત્ર્ય મળ્યા પછી (મહાત્મા ગાંધીજીના છેલ્લા દિવસોમાં) પેટાળમાં રહેલાં દુરિત તત્ત્વો એક પછી એક બહાર આવતાં ગયાં અને આજે તો એણે માઝા મૂકી છે. વાતવાતમાં એક ભોળા શાણા વૃદ્ધજને કહેલું કે એના કરતાં તો અંગ્રેજોના વખતમાં પ્રજા વધુ સુખી હતી. આમાં તથ્ય નથી એમ નથી. અત્યારે તો ડાંગ-આહવામાં થયેલાં કોમી રમખાણો, ધર્માન્તરપ્રવૃત્તિ, ચુસ્ત સાંપ્રદાયિકતામાં જડબેસલાક બદ્ધ થયેલી ધર્મભાવના, 'બિન-સાંપ્રદાયિકતા'ની પોકળ વાતો સાંભળવા મળે છે. ભાજપ ક્યારેય વિશ્વ હિંદુ પરિષદ, આર.એસ.એસ. કે બજરંગ દળથી મુક્ત નહિ થઈ શકે. ખોટાં નિવેદનો કે સુફિયાણી વાતોનો કોઈ અર્થ નથી. સમાજના જાગૃત અને વિચારશીલ નાગરિકો એક બની ક્રાન્તિનો રાહ નહિ અપનાવે ત્યાં સુધી પરિસ્થિતિ સુધરવાનાં કોઈ એંધાણ વરતાતાં નથી.

સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી બે વર્ષે કવિ ઉમાશંકર જોશીએ લખેલું : "રાજકારણ એ જીવનનો એક અગત્યનો ભાગ છે છતાં એક ભાગ માત્ર છે, સમગ્ર જીવન નથી. પ્રજાજીવનની પ્રગતિનું એ સાધન થઈ શકે, પ્રજાજીવનની ઇતિશ્રી કદી હોઈ ન શકે. સાચું રાજકારણ પ્રજાકારણની છાયા બની રહેવામાં કૃતાર્થતા માને, અને નહિ કે પ્રજાને માથે ચઢી સતત પોતાનું મહિમાપ્રદર્શન કરવામાં. આપણે ત્યાં પરદેશી સત્તાને હટાવવાના પ્રયત્નમાં રાજકારણ ખીલ્યું એટલે યોગ્ય રીતે જ પ્રજાના હૃદય ઉપર એની પ્રબલ મોહિની હતી. રાજકારણ નહિ, બલકે એ રાષ્ટ્રપ્રેમ-રાષ્ટ્રભેખ હતો. સ્વાતંત્ર્ય મળ્યા પછી હવે એ પ્રેમ, એ ભેખ જાણે ભૂતકાળની વસ્તુઓ લાગે છે. તેને બદલે પ્રજાહૃદય ઉપરની જૂની મોહિનીને વટાવવાનો પ્રયત્ન જોવા મળે છે. અંગ્રેજ સરકારની આજુબાજુ જેમ બધી પ્રવૃત્તિઓ ગતિ કરતી, તેમ જ અત્યારે પણ દેખાય છે. આ બાબતમાં આપણે હિંદની અંગ્રેજ સરકાર, અને નહિ કે ઇંગ્લૅન્ડની અંગ્રેજ પ્રજા, પાસેથી શીખવાનો નિશ્ચય કર્યો લાગે છે. નોકરશાહી અને સરકારશાહીની બોલબાલા છે. અને એ ઘટવાનાં કોઈ ચિહ્નો દેખાતાં નથી." આ શબ્દો તો આજે કેટલા બધા સાચા લાગે છે ! કવિને આપણે આર્ષદ્રષ્ટા કહીએ છીએ તે યથાર્થ છે.

આ પરિસ્થિતિમાં દેશના સૌ વિચારશીલ નાગરિકો કવિ વર્ડ્ઝવર્થના આ શબ્દોમાંથી પ્રેરણા લઈ સક્રિય બને એમ ઇચ્છીએ :

*Bliss it was to be alive in that age,*
*But to be young was very Heaven!*

રમણલાલ જોશી

તંત્રી

## કન્નડ નાટ્યકાર ગિરીશ કર્નાડને ભારતીય જ્ઞાનપીઠ એવૉર્ડ

'ખ્યાતિ' (૧૯૬૧), 'તુઘલક' (૧૯૬૪), 'હયવદન' (૧૯૭૧), અંજૂમલિગે (૧૯૭૭), 'નાગમંડલ' (૧૯૮૮), 'તાલે-ડાંડા' (૧૯૮૯) જેવાં નાટકો આપનાર, રંગભૂમિ અને ફિલ્મના ક્ષેત્રમાં રસપૂર્વક કાર્ય કરનાર કન્નડ લેખક ગિરીશ કર્નાડને ૧૯૯૮નો ભારતીય જ્ઞાનપીઠ એવૉર્ડ એનાયત થયાની જાહેરાત થઈ. કન્નડ ભાષાના, જ્ઞાનપીઠ એવૉર્ડ મેળવનાર તે સાતમા સાહિત્યકાર છે. આ અગાઉ કે.વી. પુટ્ટપ્પા (ઉમાશંકર જોશી સાથે), ડૉ. ડી.આર. બેન્દ્રે, માસ્તી વ્યંકટેશ આયંગર, ડૉ. શિવરામ કારન્થ, ડૉ. વી.કે. ગોકાક અને ડૉ. યુ.આર. અનંતમૂર્તિને આ એવૉર્ડ મળ્યો હતો. ડૉ. ગિરીશ કર્નાડ હાલ સંગીત નાટ્ય અકાદમીના અધ્યક્ષ છે. ડૉ. ગિરીશ કર્નાડને અભિનંદન.

## ચંદરયા ચૅરિટેબલ ફાઉન્ડેશન તરફથી કવિશ્રી રમેશ પારેખને સાહિત્ય પુરસ્કાર

શ્રી ચંદરયા ચૅરિટેબલ ફાઉન્ડેશન તરફથી 'ઉદ્દેશ'માં વિકાસોન્મુખ લેખકને ૧૯૯૭થી ૨૦૦૧ સુધી પ્રત્યેક વર્ષે રૂ. પાંચ હજારનાં બૉન્ડ આપવામાં આવે છે. એ પ્રમાણે ૧૯૯૮ના વર્ષ માટે અગ્રણી કવિ શ્રી રમેશ પારેખની પસંદગી કરવામાં આવી છે. પસંદગી 'ઉદ્દેશ'ના તંત્રીએ કરી છે. શ્રી રમેશ પારેખને ચંદરયા ચૅરિટેબલ ફાઉન્ડેશન તરફથી રૂ. પાંચ હજારનાં બૉન્ડ મોકલી આપવામાં આવ્યાં છે. શ્રી રમેશ પારેખને હાર્દિક અભિનંદન.

## સંનિષ્ઠ સાહિત્યિક પત્રકાર અને સંપાદક યશવંત દોશીનું અવસાન

ગઈ તા. ૧૩ જાન્યુઆરી '૯૯ના રોજ મુંબઈ ખાતે સાહિત્યિક પત્રકાર, અનુવાદક, સંપાદક અને કટારલેખક શ્રી યશવંત દોશીનું અવસાન થતાં ગુજરાતી સાહિત્યને મોટી ખોટ ગઈ છે. સ્વ. વાડીલાલ ડગલી સાથે જોડાઈને પરિચય ટ્રસ્ટના ઉપક્રમે તેમણે વર્ષો સુધી સાહિત્યની દુનિયામાં ડોકિયું કરાવતું ગ્રંથસમીક્ષાનું માસિક 'ગ્રંથ' ચલાવ્યું હતું. 'ગ્રંથ'માં નવલકથા, ટૂંકી વાર્તા, કવિતા, વિવેચન એમ વિવિધ સાહિત્યસ્વરૂપોનાં પુસ્તકોનાં અવલોકનો અધિકારી સમીક્ષકો પાસે તૈયાર કરાવી આપવામાં આવતાં. ભારતની જુદી જુદી ભાષાઓના સાહિત્ય વિશે લેખો આપવામાં આવતા, વિજયરાય વૈદ્ય જેવા 'ગ્રંથાલયે લટાર' શીર્ષકથી સાહિત્યિક રોજનીશી પણ આપતા, યુરોપીય સાહિત્યની મહત્ત્વની કૃતિઓના કથાસાર પણ આપવામાં આવતા. સ્વ. ડોલરરાય માંકડના 'નૈવેદ્ય'ને દિલ્હી સાહિત્ય અકાદમીનો ઍવોર્ડ મળ્યો ત્યારે તેમણે એ પુસ્તક ખરીદીને એનું અવલોકન લખી મોકલવા મને જણાવેલું. એજ રીતે 'સંસ્કૃતિ'એ ગુજરાતી સાહિત્યમાં કરેલા પ્રદાન વિશે યશવંતભાઈએ મારી પાસે લેખ તૈયાર કરાવેલો. 'ગ્રંથ'ના એપ્રિલ, ૧૯૭૨ના અંકમાં પ્રગટ થયેલા એ લેખમાં મેં લખેલું કે યશવંત દોશી બીજાંઓ પાસે અવલોકનો લખાવે છે પણ તેમનાં પોતાનાં કેમ જોવા મળતાં નથી ? તેમનાં અવલોકનોમાં તીક્ષ્ણતા, માર્મિકતા હતી, મુદ્દાઓની સ્વસ્થ રજૂઆત ધ્યાન ખેંચતી. ઇન્દુલાલ યાજ્ઞિકની આત્મકથાનું સરસ અવલોકન તેમણે 'સંસ્કૃતિ'માં લખેલું. 'ગ્રંથ' માસિક લગભગ ત્રેવીસ વર્ષ ચાલ્યું અને પછી અધવચે બંધ કરવું પડ્યું એ ઘટના ગુજરાત માટે શોભાસ્પદ નથી. સ્વ. વાડીલાલ ડગલીએ જેમ 'ગ્રંથ' માસિક શરૂ કર્યું તેમ પરિચય પુસ્તિકા પ્રવૃત્તિપણ શરૂ કરેલી. યશવંત દોશી એની સાથે પણ સક્રિયપણે સંકળાયેલા હતા. અત્યાર સુધીમાં ૯૬૦ પરિચય પુસ્તિકાઓ પ્રગટ થઈ છે એમાં એમનો ફાળો મુખ્ય છે. તે સારા અનુવાદક પણ હતા. તેમણે મેરી સ્ટોપ્સનાં પુસ્તકોના અનુવાદો કર્યા છે. ચરિત્રો પણ તેમણે આપ્યાં છે. છેલ્લે તેઓ સરદાર વલ્લભભાઈ પટેલનું વિસ્તૃત ચરિત્ર લખી રહ્યા હતા. તેઓ જુદાંજુદાં દૈનિકોમાં કૉલમો પણ લખતા. કશું પણ સત્ત્વશીલ પ્રગટ થાય તો એને આવકારવાનું તેમનું વલણ રહેતું. મેં ૧૯૯૦માં સાહિત્ય અને જીવનવિચારનું માસિક 'ઉદ્દેશ' શરૂ કર્યું. એને પાંચ વર્ષ થયાં ત્યારે યશવંતભાઈએ 'સમકાલીન' દૈનિકની તેમની કૉલમ 'કિતાબી દુનિયા'માં તા. ૨૫-૮-૯૫ના રોજ 'ઉદ્દેશ શરૂ થયું અને સાંકળ અતૂટ રહી' નામે અવલોકન લેખ લખી એને ઉમળકાભેર આવકારેલું એનું કટિંગ મને મોકલ્યું એ સાથેજ આજીવન લવાજમનો ચેક મોકલેલો અને જણાવેલું કે બીજાઓને 'ઉદ્દેશ'ની ભલામણ પોતે કરતા હોય ત્યારે તેમણે પોતે આજીવન સભ્ય થવું જ જોઈએ. આવી હતી તેમની મહાનુભાવિતા. અવારનવાર ફોનથી વાત થતી. આવા મૂલ્યનિષ્ઠ સારસ્વતના આત્માને પ્રભુ ચિર શાંતિ અર્પે અને એમના અવસાનનું દુઃખ સહન કરવાની પ્રભુ તેમનાં પત્ની વસંતબહેનને, પુત્ર અભિજિતને અને પુત્રી ચિત્રાને અને કુટુંબીજનોને બળ આપે એ પ્રાર્થના.

## પત્રકાર હસમુખ ગાંધીનું અવસાન

'સમકાલીન'ના ભૂતપૂર્વ તંત્રી શ્રી હસમુખ ગાંધીનું મુંબઈ ખાતે તા. ૨૬ જાન્યુ. '૯૯ના રોજ અવસાન થતાં ગુજરાતી પત્રકારત્વને મોટી ખોટ ગઈ છે. તેઓ નિર્ભીક અને દૃષ્ટિવન્ત પત્રકાર હતા. 'જનસત્તા'ની મારી કૉલમ 'અક્ષરની આબોહવામાં'ના ઘણાં લેખો તે 'સમકાલીન'માં પુનઃ પ્રકાશિત કરતા. આ નિમિત્તે તેમની સાથે પત્રવ્યવહાર થતો, કોઈવાર ફોન ઉપર પણ વાત થતી. પ્રભુ શ્રી હસમુખભાઈના આત્માને ચિર શાંતિ અર્પે અને તેમનાં કુટુંબીજનોને તેમના અવસાનનું દુઃખ સહન કરવાની શક્તિ અર્પે એ પ્રાર્થના.

## ગુજરાતી ભાષા વિકાસ સંગઠન

ગુજરાતી ભાષાના વિકાસ અને સંવર્ધન માટે મુંબઈમાં શ્રી કિશોર મહેતાના સંયોજક પદે આ સંગઠનની સ્થાપના કરવામાં આવી છે. નવી પેઢીમાં ગુજરાતી ભાષા પ્રત્યે અભિરુચિ વધે તે માટે રાષ્ટ્રીય શાળામાં વિદ્યાર્થીઓ-વાલીઓ માટે વર્ગો, ગુજરાતી સંગીત-નાટ્ય, કાવ્યપઠન, વાર્તા-પઠન-લેખન વ. કાર્યક્રમો દર રવિવારે રાખવાની જાહેરાત કરવામાં આવી છે. સરનામું : કિશોર મહેતા, સંયોજક, ગુજરાતી ભાષા વિકાસ સંગઠન, બી-૨૧, પરિતોષ, વિ. મહેતા રોડ, જે.વી.પી.ઓ. સ્કીમ, મુંબઈ-૪૦૦ ૦૪૯.

## સર્વભાષા કવિસંમેલન

ગઈ ૧૮ જાન્યુ.'૯૯ના રોજ લખનૌમાં યોજાયેલ સર્વભાષા કવિસંમેલનમાં બંધારણમાન્ય અઢાર ભાષાઓના કવિઓએ પોતાની રચનાઓ રજૂ કરી હતી. આ વખતે ગુજરાતી ભાષાનું પ્રતિનિધિત્વ અમરેલીના કવિ શ્રી લાલજી કાનપરિયાએ કર્યું હતું. અભિનંદન.

## નરસિંહ મહેતા કવિતા પુરસ્કાર

વિદ્યમાન ગુજરાતી કવિને તેના સમગ્ર કવિતા-સર્જનને અનુલક્ષીને પ્રતિવર્ષ રૂ. એક લાખ એકાવન હજારનો 'નરસિંહ મહેતા કવિતા પુરસ્કાર' આપવાના પ્રયોજનથી જૂનાગઢ ખાતે 'આદ્ય કવિ નરસિંહ મહેતા સાહિત્યનિધિ' નામના ટ્રસ્ટની સ્થાપના કરવામાં આવી છે. સંપર્કસૂત્ર : પો.બૉ. ૪૬, સેન્ટર પૉઇન્ટ, મહાત્મા ગાંધી રોડ, અમરેલી-૩૬૫ ૬૦૧.

## ઉપનિષદ અમૃત

દસ મુખ્ય ઉપનિષદોમાંથી પ્રત્યેકના દસ મંત્રો સંગીતાત્મક સ્વરૂપે અને સમજૂતી સાથે બે કેસેટો અને સીડી દ્વારા રજૂ થનાર છે. સમજૂતી સ્વામી શ્રી ચિદાનંદજી મહારાજે આપેલી છે. મંત્રોનું ગાન દેવકી પંડિત અને શંકર મહાદેવન્ દ્વારા થયેલું છે અને મંત્રોને જગવિખ્યાત સંતૂરવાદક પંડિત શિવકુમાર શર્માના મધુર સંગીતનો લાભ મળેલો છે. મંત્રોના ઉચ્ચારસંબંધી માર્ગદર્શન સ્વ. ભાઈશંકર પુરોહિતે આપેલું છે. પ્રત્યેક કેસેટની કિંમત રૂ. ૧૫૦ છે. પ્રાપ્તિસ્થાન : શ્રી રવિકપૂર અનુગ્રહ, ૭૦૧, વિનસ લોખંડવાલા કૉમ્પ્લેક્સ, મુંબઈ-૪૦૦ ૦૫૩ અને શિશુવિહાર, ભાવનગર.

## મોરારજીભાઈ દેસાઈનાં જીવન અને કાર્ય વિશે નિબંધસ્પર્ધા

મોરારજીભાઈ દેસાઈ લોકકેળવણી પ્રતિષ્ઠાનના ઉપક્રમે એક નિબંધસ્પર્ધા યોજવામાં આવી છે એનો પરિપત્ર શ્રી રામલાલ પરીખ, ટ્રસ્ટી, લોકકેળવણી પ્રતિષ્ઠાન દ્વારા પ્રગટ થયો છે. સંપર્ક- સૂત્ર : સેવાસદન ટ્રસ્ટ, ભદ્ર, અમદાવાદ-૩૮૦ ૦૦૧.

## ગુજરાતના કુષ્ઠરોગ-દર્દીઓ માટેની આયોજન-પુસ્તિકા

ગુજરાત રાજ્યના આરોગ્ય અને પરિવાર કલ્યાણ ખાતા તરફથી કુષ્ઠરોગીઓ માટેની આયોજન – પુસ્તિકા Leprosy Elimination, Disability Care & Rehabilitation, Gujarat - Action Plan 1999 તાજેતરમાં આરોગ્યમંત્રી શ્રી અશોક ભટ્ટે પ્રગટ કરી છે. અનેક કોઠાઓ અને આંકડાઓ સાથેની આ પુસ્તિકા ગુજરાતી ભાષામાં પણ સુલભ કરવી જોઈએ.

## Effective Manager's Handbook

'ઉત્સવ' તરફથી શ્રી અરુણા સોલંકીએ શ્રી કૃષ્ણદૈનંદિની, Festivals of India એ બે સચિત્ર ડાયરીઓ પ્રગટ કર્યા બાદ હમણાં Effective Manager's Handbook પ્રગટ કરી છે. એમાં અંગત માહિતી, યાદ રાખવા જેવી તારીખો, પ્રવાસ અને આર્થિક આયોજન, મીટિંગો, પ્રદર્શનો અને કૉન્ફરન્સની માહિતી વ.ની નોંધ કરી શકાય એવી સુરેખ ડાયરી પ્રગટ કરી છે. કિં. રૂ. ૧૮૦ છે. પ્રાપ્તિસ્થાન : ઉત્સવ, ૧૨, ચોથે માળે, મહાવીર ઑગસ્ટ ક્રાન્તિ માર્ગ, મુંબઈ-૪૦૦ ૦૩૬.

## દિલ્હી સાહિત્ય અકાદમીનો કાર્યક્રમ

દિલ્હી સાહીત્ય અકાદમીના Meet the Author કાર્યક્રમમાં તા. ૧-૧૧-૯૮ના રોજ કવિ શ્રી ઉશનસ્ વિશેનો કાર્યક્રમ સૂરત ખાતે યોજ્યો હતો. અભિનંદન !

□

મકરન્દ દવે

હરિવલ્લભ ભાયાણીનાં સંસ્મરણો 'તે હિ નો દિવસા' મારી નજર સમક્ષ એક જમાનો જીવતો કરી ગયાં. એમાં આવતાં પાત્રો પરિચિત લાગ્યાં. બાળપણમાં સાંભળેલાં ગીતો, ઢાળ, લય, તાલ પોતીકાં સ્વજનો હોય એમ ઘેરી વળ્યાં. એમાંયે એક ગીત તો વળગી જ પડ્યું. એને વારંવાર સાંભળ્યું છે, પણ ગરબીમાં ગવાતું નહીં; મારા કાશીમામાની ઓસરીમાં બેસીને ગાતાં લાધીમા, પુરીમા જેવાં વડીલ પાડોશીઓ પાસેથી. મને સાંભરણમાં આવાં વેણ છે:

*'ઓધા, અમને જાણે તે એને જાણીએ રે,*
*રાણી રાધાજીના વરને વખાણીએ જી રે.'*

લોકગાયક મેરુભા કહેતા કે અમારાં ગીતો તો રબરનાં છે. લંબાવો એટલાં લાંબાં થાય અને ટૂંકાવો એટલાં ટૂંકાં થાય. ભરતીના શબ્દો દડબડ દોડતા આવે અને થોડા શબ્દો હોય તો લાંબે ઢાળે ડાંફ ભરીને ચાલે. પણ તાલ જાળવી લે. 'ઓધા, અમને જાણે' – એ ગીતે જાણે કે મારો પીછો પકડ્યો. એ ઢાળમાં જે ગીત રચ્યું તે નીચે આપું છું.

**મોભારે બોલે છે મોરલો**

*મારે મોભારે બોલે છે મોરલો રે,*
*ઈ તો વહેલી પરોઢનો પરોણલો જી રે,*
*મોભારે બોલે છે મોરલો.*
*મારે આંગણિયે વેર્યાં મેં સોણલાં રે,*
*ઈ તો જૂઠી વધાયુંનાં જોણલાં જી રે,*
*આંગણિયેએ વેર્યાં મેં સોણલાં.*
*મારી શેરડીએ આંકી મેં ચાખડી રે,*
*ઈ તો લઈ બેઠી આઘેની આખડી જી રે,*
*શેરડીએ આંકી મેં આખડી.*
*મારે ચોકે મેં છોગલું તે ચીતર્યું રે,*
*ઈ તો નેણલેથી નોંધારું નીતર્યું જી રે,*
*ચોકે તે છોગલું મેં ચીતર્યું.*
*મારી સીમડીએ માંડી મેં મીટડી રે,*
*ઈ તો અણદીઠી વાટે ઢળી પડી જી રે,*
*સીમડીએ માંડી મેં મીટડી.*

સુન્દરમ્‌ના તાજેતરમાં પ્રગટ થયેલા ચાર કાવ્યસંગ્રહો સુધાબહેન તરફથી મળ્યાં. એમાં 'પ્રિયાંકા'માં (પાનું ૩) આવેલું એક ગીત 'મહુડાં ગરે છે' મનનો કબજો લઈ બેઠું. ખાસ તો એના મુખડાની માયા લાગી. અને નીચેનું ગીત અવતર્યું.

**મહુડાંની મંછા**

[ઢાળ: 'મહુડાં ગરે છે મીઠાં સીમમાં ઓ માવજી.']

*મહુડાં ગરે છે સૂની રાતમાં ઓ રાવજી!*
*મહુડાં ગરે છે ઊની રાતમાં.*

*ઓ રાવજી, અરધી તે રાત લગી મહુડાં ગણું*
*ને પછે પાછલી પહોરની માંય,*
*પાંગતિયે શીળું સોણું ઝરે ને*
*મારે ઓશીકે લાગતી લાય;*
*મુંને હોમી કોણે પરભાતમાં, ઓ રાવજી!*
*મહુડાં ગરે છે સૂની રાતમાં.*

*ઓ રાવજી, ડુંગર ઠેકીને ડગ માંડી તું આવતો,*
*નદીયું તરીને કરે સાદ,*
*મૂંગી આ ઝૂંપડી ને મૂંગી આ સીમ,*
*મારી મૂંગી ઝૂરે મરજાદ;*
*ક્યાંક ભેરવ બોલે છે ઉઘમાતમાં, ઓ રાવજી!*
*મહુડાં ગરે છે સૂની રાતમાં.*

*ઓ રાવજી, એવું દીસે કે તને વેરીડે આંતર્યો*
*કે દીપડે પીંખી તારી દેય,*
*ફાગણિયો ચંદ ઝેર ઘોળીને પાય,*
*તારી શ્યામલી ન જીવતી રે'ય;*
*મારી મંછા મહુડાંની સમાતમાં, ઓ રાવજી!*
*મહુડાં ગરે છે સૂની રાતમાં.*

❑

# ડી.લિટ.ની ઉપાધિના અર્પણવિધિમાં પ્રસ્તુત કરેલું વક્તવ્ય

હરિવલ્લભ ભાયાણી

માનનીય કુલપતિશ્રી, ઉપકુલપતિશ્રી, માન્ય અતિથિ-વિશેષ ડૉ. મુરલીમનોહર જોશી, સિન્ડિકેટના સભ્યશ્રીઓ, આદરણીય આઠવલે શાસ્ત્રીજી તથા અન્ય શ્રોતાગણ,

સૌરાષ્ટ્ર યુનિવર્સિટી તરફથી મને માનાર્હ ડી.લિટ.ની ઉપાધિ અપાઈ છે તે માટે હું યુનિવર્સિટી પ્રત્યે મારી ઊંડી આભારની લાગણી વ્યક્ત કરું છું અને મારા વિદ્યાકાર્ય નિમિત્તે મને આ સંમાન અપાય છે તે માટે હું ગૌરવ અનુભવું છું. આવા સંમાનથી વિદ્યાક્ષેત્રમાં કામ કરનાર નવી પેઢીને પણ પ્રેરણા અને સમર્થન મળે એ પણ એક મોટો લાભ છે. આ પ્રસંગ નિમિત્તે હું યુનિવર્સિટી-ગુજરાતી વિભાગે કરવાનાં થોડાંક કામોનો નિર્દેશ કરું તો તે સમયોચિત ગણાશે.

મધ્યકાલીન ગુજરાતી ભાષા-સાહિત્ય અને લોકસાહિત્યના અધ્યયન-અધ્યાપનમાં હાલ રસ લેવાનું ઘણું ઓછું થયું છે. તો યુનિવર્સિટીએ વિદ્યાર્થીઓને ઘટતું પ્રોત્સાહન આપીને એ વિષયોના તાલીમવર્ગો શરૂ કરવા જોઈએ અને કેટલીક સંશોધન-યોજનાઓ હાથ ધરીને નવા સંશોધકોને એ કામમાં જોડવા જોઈએ. દૃષ્ટાંત લેખે હું એકબે યોજના સૂચવું. મધ્યકાલીન ગુજરાતીનો ઉત્તમ કહો કે સર્વોત્તમ કહો એવો સંત-ભક્ત કવિ નરસિંહ મહેતા છે. એનો સૌરાષ્ટ્ર સાથે ગાઢ સંબંધ છે. તો સૌરાષ્ટ્ર યુનિવર્સિટીમાં નરસિંહ મહેતા સ્વાધ્યાયપીઠ સ્થાપી તેના દ્વારા નરસિંહના સાહિત્ય, તેની પૂર્વપરંપરા અને તેનો ગુજરાતી સમાજ પર આજના દિવસ સુધી રહેલો પ્રભાવ તેનું વ્યવસ્થિત અધ્યયન થવું જોઈએ. નરસિંહ મહેતાની રચનાઓની હસ્તપ્રતો ગુજરાત બહારના સંગ્રહોમાં પણ છે. તે પ્રાપ્ત કરીને તેની સામગ્રીને સંશોધન માટે ઉપયોગમાં લેવી જોઈએ.

બીજું, ભજનો, વૈષ્ણવ પરંપરામાં ગવાતાં ધોળ, જૈન પરંપરાની સજ્ઝાયો, લગ્નગીતો, લોકકથાઓ, પરંપરાગત સંતચરિત્રો અને પછાત કોમોમાં સચવાયેલાં મહાકાવ્યો, આખ્યાનો વગેરેની મૌખિક પરંપરા બેત્રણ પેઢીમાં તદ્દન લુપ્ત થઈ જવાનું જોખમ છે. તો તેને ધ્વનિમુદ્રિત કરીને તથા કેટલાંક વિધિવિધાનો અને પરંપરાગત રિવાજોનું દૃશ્યશ્રાવ્ય કરાવીને તે જાળવવા ઘટતું કરવું જોઈએ.

ત્રીજું, ગુજરાતના સંસ્કૃત-પ્રાકૃત સાહિત્યનો ઇતિહાસ, સાહિત્ય અકાદમી, સાહિત્ય પરિષદ વગેરેના સહકારમાં તૈયાર કરવો જોઈએ. જૂનાગઢના સમ્રાટ અશોકના શિલાલેખથી (અને કદાચ તે પહેલાંની ગુજરાતની જૈન અને બૌદ્ધ પરંપરાઓ ધ્યાનમાં લઈને) મૈત્રકયુગ, સોલંકીયુગ વગેરેનું આ વિષયમાં જે યોગદાન છે તેનો વ્યવસ્થિત, પ્રમાણભૂત વૃત્તાંત આપણી પાસે નથી. વળી પ્રાચીન વલભી એક અખિલ ભારતીય બૌદ્ધ, જૈન અને વૈદિક પરંપરાનું અગ્રણી વિદ્યાકેન્દ્ર હતું. તેનો સમગ્રદર્શી વૃત્તાંત હજી સુધી આપણે તૈયાર નથી કર્યો. વલભી સ્વાધ્યાયપીઠ જેવી કોઈ સંશોધનસંસ્થા સ્થાપીએ તો જ એ કામ હાથ ધરાય અને તે માટે સંશોધકો તૈયાર કરવાનું અનિવાર્ય છે. આવાં કામો એક પછી એક હાથ ધરાય તો તેથી યુનિવર્સિટીના સાહિત્યવિભાગોની સાર્થકતા પુરવાર થાય. આ માટે અધિકારી કાર્યકરો તૈયાર કરવા અને આર્થિક પ્રબંધ કરવા યોજનાબદ્ધ રીતે ઘટતું કરાય એ આજની અપેક્ષા છે. વિદેશમાં ભારતીય મધ્યકાલીન સાહિત્ય અન સંતભક્ત સાહિત્યને લગતી આઠ આંતરરાષ્ટ્રીય પરિષદો યોજાઈ ગઈ અને નવમી નેધરલૅન્ડ્ઝમાં આવતા વરસે ભરાવાની છે. તો આપણે માટે પણ આપણા પૂર્વવર્તી સાહિત્ય અને સંસ્કારની પરંપરાનું અધ્યયન કરવું એ વિશેષ કર્તવ્ય બની રહે છે.

અહીંના અને વિદેશના ઘણા વિદ્વાનોને તેમના સંશોધનકાર્ય અંગે માર્ગદર્શન કે સલાહસૂચન આપવાનું મારે થાય છે ત્યારે તેઓ ઉપકારભાવ વ્યક્ત કરે છે. પરંતુ એ તો મારો ધર્મ છે અને એ દ્વારા જિનવિજયજી વગેરે મારા ગુરુઓનું ગુરુઋણ ચૂકવાય છે. ગુરુશિષ્યની પરંપરા દ્વારા જ વિદ્યાકાર્યની પ્રગતિ થતી રહે. આપ સૌનો હું આભાર માનું છું. ભાઈ બળવંત જાનીએ, એમને વિચાર આવ્યો ત્યારથી તે આજ સુધી, આમાં એટલો રસ લીધો છે અને આયોજનની પાછળ સમય અને શ્રમ આપ્યો છે કે એમના પ્રત્યે આભાર સૌથી પહેલાં વ્યક્ત કરવો જોઈએ. પણ વરસોથી અમારી મૈત્રી અને શોધકાર્યમાં સહયોગ હોઈને એવો ઉપચાર અનુચિત ગણાય. એ કારણે કશું વિશેષ હું કહેતો નથી.

□

# આધુનિક સર્જક
# સ્વ. ભૂપેશ અધ્વર્યુના પત્રો

**સંપાદક: રમણલાલ જોશી**

તા. ૧૩-૭-'૭૨

પ્રિય મુ.શ્રી જોશીસાહેબ!

અભિનંદન! અભિનંદન!!

-'શબ્દસેતુ'ને પ્રથમ ઇનામ મળ્યું એ અંગે ઘણા ઘણા સમયથી તમને મળવાનું કે પત્ર લખવાનું સંજોગો અનુસાર બની શક્યું ન હતું. હવે કંઈક સ્થિરતાનો અનુભવ કરું છું.

હાલ હું પાલનપુર છું. કદાચ તમને એ ખબર પરોક્ષ રીતે મળ્યા હોય. કદાચ ન મળ્યા હોય. અહીંની કૉલેજમાં (બનાસકાંઠા આર્ટ્સ ઍન્ડ સાયન્સ કૉલેજ) પાર્ટટાઈમ લેક્ચરરની જગ્યા મળી છે. અમારા ગુજરાતી વિભાગના પ્રોફેસર શ્રી નવનિધ શુક્લસાહેબ તથા અમારા આચાર્ય શ્રી નવનીતલાલ યાજ્ઞિકનું તથા સમગ્ર સ્ટાફનું વર્તન કૌટુંબિક ભાવનાવાળું છે. વિદ્યાર્થીઓ પણ 'કૉલેજી' સ્વભાવ સાપેક્ષ રીતે જોતાં ધરાવતા નથી, અલ્પાંશે ધરાવે છે.

અમારી કૉલેજનાં શ્રી પન્નાબેન એમ.એ. માટે આપણા ભવનમાં દાખલ થયાં છે. અત્યારે તો કૉલેજના S.Y. અને T.Y.ના વર્ગોમાં અનુક્રમે રા. વિ. પાઠક તથા અપઠિતનાં પેપર તથા Pre Sc.માં 'તણખા-મંડળ-૧' મારે લેવાનાં છે અને એટલા વર્તુળ પૂરતી કોઈ તેજસ્વી પ્રતિભા નજરે પડતી નથી. જોકે અંગત કહી શકાય એવા પરિચયમાં પણ કોઈ વિદ્યાર્થી જોડે આવ્યાનો દાવો હજુ ન કરી શકું. એકંદરે બધું ખૂબ અનુકૂળ છે. પત્ર જરૂર લખશો ને?

**ભૂપેશ અધ્વર્યુ**

*

૧૦૩, હિંગળાજ મહોલ્લો,
ગણદેવી, જિ. વલસાડ
પિન : ૩૯૬ ૩૬૦
૬-૧૦-'૮૧

પ્રિય જોશીસાહેબ,

કેમ છો?

તમારો છેલ્લો પત્ર તા. ૪-૧૦-'૮૧ના તમારા વિભાગમાં: 'વિજ્ઞપ્તિ' પ્રગટ થવાની જાણ કરતો, મળી ગયેલો, ક્યારનોય. હમણાં તરત હાથવગો નથી એટલે એની તારીખ અહીં નોંધી નથી શકતો. (આમે પત્ર રાખ્યા વિના આમ ઉત્તર લખવાનો આવે એવું મારે ખાસ બનતું નથી, આનો ખેદ છે.) ઉત્તર તરત લખવો હતો, પણ સંજોગવશ તેમ ન થઈ શક્યું.

અનિરુદ્ધ-પત્ર-સંપાદનના મારા કામમાં તમે જે સહકાર આપી રહ્યો છો, આવવાની ઇચ્છા વ્યક્ત કરી છે એ તો જાણે એ આખા કામને તમે તમારું જ કામ ગણી લીધું હોય એમ બતાવે છે. બધા તરફથી આવો સાથ હોય પછી મારે ભાર શાનો રહે? જરૂર, આ કામમાં કોઈ પણ સ્તરે તમારે યોગ્ય કોઈ પણ કામ, સહાયની જરૂર ઊભી થશે ત્યારે તમને જણાવીશ.

તમારી તબિયત અને કામના દબાણની વચ્ચે હમણાં અનિરુદ્ધના તમારા પરના પત્રો શોધવાનું માથે ન જ લેશો. તમને ત્રણેક માસ પછી એ અંગે લખું તો ફાવશે? એ દરમિયાનમાં અનુકૂળતાએ નિરાંતે તપાસ કરશો.

તમારી 'ગુજરાતી ગ્રંથકાર શ્રેણી'માં મને લખવા માટે કહો છો એનો આનંદ છે. એક લેખકને સળંગ આવરી લેવાનું આવું કામ મને ગમશે. 'સ્વામી આનંદ' પર લખવા ધારું છું, ફાવશે? એ શ્રેણીનાં અન્ય પુસ્તકોને આધારે તમારે અપેક્ષિત સ્વરૂપ જાણી શકાય, પણ તમે પોતે જ જણાવો તો વધુ સારું રહે. આવતી ૧૬મી-૧૭મીથી આ કામ સળંગ હાથ પર લઈ શકું. કેટલી મુદતમાં (વધુમાં વધુ અને ઓછામાં ઓછી)

કરી આપવાનું છે તે, પાનામર્યાદા વગેરે પણ જણાવશો. તબિયત જાળવશો. પ્રબોધને યાદ.

ભૂપેશ

*

૧૦૦૩, હિંગળાજ મહોલ્લો,
ગણદેવી,
જિ. વલસાડ
પિન-૩૯૬૩૬૦
તા. ૧૦-૯-'૮૧

પ્રિય જોશીસાહેબ,

મજામાં હશો.

અનિરુદ્ધના પત્રોનું સંપાદન હાથ ધર્યું છે. એ સંબંધમાં નીચેની વૃત્તનોંધ તમારા સાહિત્યવિભાગમાં પ્રગટ કરી સહકાર આપવા વિનંતી છે.

'ગોવર્ધનરામ સવા શતાબ્દી' નિમિત્તે યોજાયેલી વ્યાખ્યાનમાળા માટે તમારો નિમંત્રણપત્ર મળ્યો હતો. મને આમ યાદ કરેલો તે બદલ આભારી છું.. જોગાનુજોગ તે દિવસે મારે અમદાવાદ આવવાનું થયેલું ને વ્યાખ્યાનમાં હાજર રહેવાનું, ખાસ તો રાજેન્દ્રને સાંભળવાનું ખૂબ મન હોવા છતાં મારા કામનો અને એનો સમય પરસ્પર છેદાતો હોવાથી આવી શકેલો નહીં.

પ્રબોધ હાલ ક્યાં છે? શું કરે છે?

ભૂપેશ

નોંધ :

શ્રી ભૂપેશ અધ્વર્યુએ સ્વ. અનિરુદ્ધ બ્રહ્મભટ્ટના પત્રોનું સંપાદનકાર્ય હાથ ધર્યું છે. જેમની પાસે એમના પત્રો, પત્રો સંબંધી માહિતી કે, પત્રો અપ્રાપ્ય હોય ત્યાં પત્રોમાંની વિગતની યાદ સુધ્ધાં મોજૂદ હોય, તેમને સહકાર આપવા વિનંતી છે. પત્રો મોકલવાનું અને અન્ય પત્રવ્યવહાર માટેનું સરનામું છે : શ્રી ભૂપેશ અધ્વર્યુ, હિંગળાજ મહોલ્લો, ગણદેવી, જિ. વલસાડ, ગુજરાત, પિન-૩૯૬૩૬૦. પત્ર ધરાવનાર વ્યક્તિની પૂર્વ-સંમતિ વિના આખો પત્ર કે તેમાંની કોઈ પણ વિગત પ્રગટ કરાશે નહીં એટલે પત્ર સાથે એ માટેની સંમતિ અને જરૂરી હોય તો અન્ય સૂચનો કે શરતો પણ લખી મોકલવા વિનંતી છે. જરૂરી કામ પૂરું થયે પત્રો કાળજીપૂર્વક પાછા મોકલવામાં આવશે.

*

૧૦૦૩, હિંગળાજ મહોલ્લો,
ગણદેવી,
જિ. વલસાડ,
દક્ષિણ ગુજરાત
પિન-૩૯૬૩૬૦
તા. ૪-૧૧-'૮૧

પ્રિય જોશીસાહેબ,

આજે જ તમારો તા. ૩૧-૧૦-'૮૧નો પત્ર મળ્યો. ખરેખર સ્પર્શી ગયો. તમે મને 'બરાબર' સમજ્યા છો.

ભલે, મારી લેખશ્રેણી પૂરી થાય પછી હું તમને જણાવીશ. એ પછી હું ઘણો સ્પષ્ટ હોઈશ એ તમારી વાત સાચી છે. જોકે અત્યારે પણ એક 'લેખક' તરીકે તમને તમારી શ્રેણીમાં સાથ આપવા ધારું છું એ કોઈ સમાધાનકારી વલણ નથી. તમારી શ્રેણી સંદર્ભમાં કહું તો હું હાલ સર્જનાત્મક સાહિત્ય અને એને લગતાં વિવેચન અંગે ન લખી શકું ને એ મેં તમને સ્પષ્ટ કર્યું જ, પણ તમારી શ્રેણી એથી મોટા ફલકને આવરે છે એટલે આવા કામમાં (કેમ કે સાહિત્યવિવેચન અંગે, જીવનની કોઈ પણ પ્રવૃત્તિની સમીક્ષા અંગે) મને કોઈ વાંધો નથી. એ તો થવી જ જોઈએ. મારી અંગત મુશ્કેલી તો એટલી જ છે કે જો અમુક પ્રવૃત્તિ – અહીં સાહિત્ય – મને પાયામાંથી નિરર્થક લાગતી હોય તો એના વ્યાવહારિક વિવેચન રૂપે હું કશું કહું એના કરતાં 'સૈદ્ધાંતિક' રૂપે જ કહું તો જ વધુ યોગ્ય છે. એમાં 'વ્યાવહારિક' બધું આવી જ જાય એટલે સાહિત્યવિવેચન તરફ મારે નથી જવું. મારે સાથ આપવો જ જોઈએ, આપવાનો રસ પણ ખૂબ પડે ને એટલે હું સીમિત પ્રદેશમાંથી માર્ગ શોધતો હતો: પણ તમારી વાત જ બરાબર છે.

પણ તમે મને પાયામાંથી પકડ્યો છે. ઉપરના ફકરાથી વિપરીત લાગે એ રીતે કહું તો ક્યાંક ઊંડે ઊંડે Nothingness તરફ સરકવાની મારી ગતિ મને અનુભવાય છે. જોકે Nothingnessની નક્કરતાની ઝાંખી જાય છે. પણ એ તો વધુ આગળ ઉપર જેમ થાય તેમ. હાલ તો આટલું જ છે.

'શ્રીમદ્ રાજચંદ્ર'નો મને અભ્યાસ નથી, પણ આ નિમિત્તે અભ્યાસ કરી શકું. એમનું અને એમને અંગે કહેવાયેલું છૂટક જે વાંચ્યું છે તે પરથી લાગે છે કે એમના અંગે હું જરૂર કશુંક વિશેષ કહી શકીશ. પછી વિચારીશું. અ.ના પત્રોનું સંપાદન ચાલે છે. ગળાબૂડ છું.

**ભૂપેશ અધ્વર્યુ**

*

ભૂપેશ અધ્વર્યુ, ૧૦૦૩, હિંગળાજ
મહોલ્લો, ગણદેવી, જિ. વલસાડ,
પિન-૩૯૬૩૬૦, દક્ષિણ ગુજરાત
તા. ૮-૧-'૮૨

પ્રિય જોશીસાહેબ,

મજામાં ?

તમને તા. ૬-૧૦-'૮૧ના પત્રથી જણાવેલું તેમ ત્રણ મહિના પછી આ પત્ર લખી રહ્યો છું. લાગે છે કે અનિરુદ્ધના તમારા પરના પત્રો હજુ તમે શોધી શક્યા નથી. જો શોધી શક્યા હોત તો તમે એ મને મોકલી જ આપ્યા હોત. સ્વાભાવિક છે. તમારી વય, તબિયતની સાથે વિવિધ કાર્યક્રમો અને 'ગોવર્ધનપ્રતિભા' જેવા મોટા પાયા પરના સંપાદનનું, એની સાથે પરિસંવાદનું આયોજન, વ્યવસ્થા, એ બધાંની વચ્ચે તમારી મુશ્કેલી સમજી શકાય છે. બીજા પંદરેક દિવસ પછી હું તમને લખું તો ફાવશે?

પત્રો અને વિગતો એકઠાં કરવાનો મારા કામનો પહેલો તબક્કો હવે લગભગ પૂરો થવા આવ્યો છે. સાહિત્યના મિત્રો તરફથી ખૂબ સરસ સહકાર અનેકવિધ રીતે રહ્યો છે. બીજી દિશાઓમાં મારા પ્રયત્નો, જે હજુ ચાલુ જ છે, છતાં હજુ સુસ્તી જ દેખાય છે ને એ દિશાઓ પણ ઓછી અગત્યની નથી. જોઈએ.

ઉમાશંકરની ચીનયાત્રા અંગેની તમારી એમની મુલાકાત 'અક્ષરની આબોહવામાં'માં પ્રગટ થયાનો ઉલ્લેખ તમે એક પત્રમાં કરેલો. એ પાછળથી 'નિરીક્ષક'ના ૨૨-૧૧-'૮૧ના અંકમાં પ્રગટ થયું તે જ લખાણ? જો એમ હોય તો એ રીતે પણ એ જોવા મળ્યું ખરું!

મારે અમદાવાદ આવવાનું થશે ત્યારે મળીશું. પ્રબોધને યાદ.

**ભૂપેશ**

પરિષદની કાર્યવાહક સમિતિમાં તમે આવ્યા એ 'પરબ'ના તાજા અંકમાંના સમાચારથી જાણ્યું. આનંદ.

**ભૂ.**

*

ભૂપેશ અધ્વર્યુ, ૧૦૦૩, હિંગળાજ મહોલ્લો,
ગણદેવી, જિ. વલસાડ,
પિન-૩૯૬૩૬૦, દક્ષિણ ગુજરાત
તા ૧-૩-'૮૨

પ્રિય જોશીસાહેબ,

મજામાં હશો.

મારા પત્રના જવાબમાં તમારો તા. ૧૫-૨-'૮૨નો પત્ર મને તા. ૧૭મીએ તરત અહીં મળી ગયેલો.

'મુલાકાત-સમય' માંગતા બીજા પત્રો લખેલા તેમના જવાબોની રાહ જોવાતી હતી એટલે તમને છેક આજે જવાબ લખું છું.

હું મોટે ભાગે તમને તા. ૩-૩-'૮૨એ સાંજે છની આસપાસ ઘરે મળીશ. મને બસના સમય તથા અંતરનો ખ્યાલ નથી માટે ચોક્કસ સમય જણાવી શકતો નથી. એક વ્યક્તિનો 'મુલાકાત-સમય' મને, હું અમદાવાદ પહોંચું પછી જાણવા મળે એવો સંભવ છે. એ જો ઉપરના, તમને જણાવેલા સમયને કાપતો હોય તો પછી હું તમને તા. ૪-૨-'૮૨એ ઉપર જણાવેલા સમયે જ મળીશ.

મારું અમદાવાદનું સરનામું પાછળ નોંધ્યું છે.

**ભૂપેશ અધ્વર્યુ**

**ભૂપેશ અધ્વર્યુ**
કેર-રમણ કાન્તિલાલ સોની
('સાહિત્યકોશ'માં છે તે)
૧, શીતવન સોસાયટી, ભૂદરપુરા રસ્તો,
આંબાવાડી, અમદાવાદ-૩૮૦૦૦૬

❑

# *મારી આરપાર

યોગેશ જોષી

મારી સર્જનપ્રક્રિયા મારા માટેય રહસ્યમય છે. ઘણી વાર કશુંક સારું થઈ આવતાં મનેય વિસ્મય થાય છે કે આ બધું આવ્યું ક્યાંથી? મારી સર્જનપ્રક્રિયાને હું તર્જની અને અંગૂઠા વચ્ચે પકડીને આમ બતાવી શકું તેમ નથી. છતાં, શક્ય તેટલી વાત કરવા, મારી આરપાર તાકવા-તાગવા પ્રયત્ન કરીશ.

હું પાંચમામાં ભણતો ત્યારનો એક પ્રસંગ યાદ આવે છે. શનિવારે સવારની સ્કૂલ. લેસન બાકી હતું તે ઘેરથી વહેલો નીકળેલો. વિચારેલું, પ્રાર્થના પહેલાં લેસન પતાવી દઈશ. સ્કૂલે પહોંચીને જોયું તો આખીયે રાત વાવાઝોડા સાથેના વરસાદના કારણે, અમે રોજ રિસેસમાં જે લીમડા નીચે રમતાં એ લીમડો પડી ગયેલો. એ જોઈને મને કંઈક થઈ ગયું. લેસન કરવાને બદલે થોડી ક્ષણોમાં જ સ્કૂલથી પાછો ઘેર આવતો રહ્યો. એ 'કંઈક' – किमपि – એ જ કદાચ મારી સર્જનપ્રક્રિયાના મૂળમાં હશે.

ઘણી વાર થાય છે, સરસ્વતીનો વાસ મારી જીભને ટેરવે નથી, પણ મારી કલમને ટેરવે હશે. આમેય મારો સ્વભાવ પહેલેથી મૂંગા રહેવાનો. 'હં' કહેવાથી ચાલતું હોય તો 'હા' પણ ન બોલું. ઘણી વાર કલમ હાથમાં લીધા પછી, 'સૂઝવું' અને 'લખવું' બંને એક સાથે ચાલે છે! જાણે મારી ભીતરથી કોઈ લખાવતું હોય અને હું માત્ર ઉતારો ન કરતો હોઉં! ઘણી વાર તો ગાંડાતૂર પૂરની માફક અંદરથી બધું બહાર આવતું હોય કે એ બધું ઉતારવા, અવતારવા લખવાની ઝડપ ઓછી પડે. પણ બોલતો હોઉં ત્યારે આવું બનતું નથી. આનું કારણ કદાચ મારો વધુપડતો અંતર્મુખી સ્વભાવ પણ હોય. ઘણી વાર કોઈ સંવેદન, ચરિત્ર મનમાં અવળસવળ થયા કરે, ઘૂંટાયા કરે, પ્રગટ થવા રૂંધાયા કરે. પણ આળસને લીધે લખું નહિ ને એ ભુલાઈ પણ જાય. તો ક્યારેક કોઈ સંવેદન ઘૂંટામણ- રૂંધામણની એવી સ્થિતિએ પહોંચે કે હું લખવા ન બેસું ત્યાં સુધી એ મને જંપવા ન દે, ઊંઘવા ન દે, જીવવા ન દે!

નાનો હતો ત્યારથી હું ક્યાંય ઝટ હળીભળી શકતો નહિ. લગ્ન, જનોઈ કે કોઈ પ્રસંગમાં જવું ગમતું નહિ. નાનો હતો ત્યારે પણ, નાત હોય ને ઘરના બધા જ જમવા જવાના હોય તો પણ માત્ર મારા માટે મા રસોઈ કરતી. ટોળામાં જ નહિ, નાના ગ્રૂપમાં પણ ત્રણ-ચારથી વધારે જણ હોય તો હું મૂંગો થઈ જઉં છું, જાણે બિડાઈ જઉં છું. સાવ નાનો હતો ત્યારથી હું ચાહું છું મારા એકાન્તને. પણ હા; હું ક્યારેય એકલો નથી હોતો. હું હંમેશાં મારી સાથે હોઉં છું ને મારીય જાણ બહાર, મારો, મારી સાથેનો સંવાદ ચાલતો રહે છે. મારાં લગ્ન વખતે, મને સખત બીક લાગતી હતી, હવે શું થશે મારા એકાન્તનું? પણ સદ્‌ભાગ્યે પત્ની સારી મળી છે. એ જાળવે છે મારા એકાન્તને. અડધી રાતે હું લખવા ઊઠું તો એ, ઊંઘ આવતી હોવા છતાં, ઊઠીને આદુ નાખેલી ઓછી ખાંડવાળી સરસ ચા બનાવી આપે છે. મને ખબર નથી હોતી કે ઘઉંના કે તેલના ભાવ શું છે? દાળ-ચોખા ક્યારે ભરવાનાં છે? આખર તારીખ શું છે? હું તો બસ, પગાર એના હાથમાં આપી દઉં કે છુટ્ટો.

સૂકું પાંદડું ખરતું જોઉં ને આખીયે ધરતી ધ્રૂજતી દેખાય એટલો સંવેદનશીલ છું. પણ લોકો સાથે હળવા-મળવા-ભળવાને બદલે, બહાર પ્રગટવાને બદલે મારી જ ભીતર ઊંડો ને ઊંડો ઊતરતો જનારો હું વાર્તા-નવલકથા કઈ રીતે લખી શકું છું? કવિ માટે અંતર્મુખી હોવું ને નિજના એકાન્તમાં રાચવું એ કદાચ જરૂરી અને ઉપકારક હોય. પણ નવલકથાકારે તો બહિર્મુખી હોવું જોઈએ. એણે તો આખાયે સમાજને ઓળખવો-પરખવો-પામવો જોઈએ. આંતરજગતના વાસ્તવ ઉપરાંત બાહ્યજગતના વાસ્તવની પરખ પણ જરૂરી છે. જ્યારે હું તો જાણે સમાજથી સાવ પર હોઉં એટલી હદે અંતર્મુખી છું. તો પછી, મિત્રો પૂછે છે એમ, આ બધું આવે છે ક્યાંથી? પૂરેપૂરું તો કદાચ મનેય

* વડોદરા ખાતે ડિસે. ૧૯૯૭માં યોજાયેલા સાહિત્ય પરિષદના ૩૯મા અધિવેશનમાં વાંચેલું. અહીં થોડા ફેરફાર સાથે.

સમજાતું નથી. સર્જન મારા માટેય રહસ્યમય રહ્યું છે.

નાનો હતો ને કશું જાણતો-સમજતો નહોતો ત્યારે નર્યું વિસ્મય અનુભવાતું – બાળક જન્મે છે કઈ રીતે? નાનો ભાઈ જન્મ્યો ત્યારે બધાયને પૂછતો – નાનો નાનો ભઈલો આવ્યો ક્યાંથી? જવાબ મળતો – ભગવાનના ઘેરથી. આજે પણ એટલું જ વિસ્મય થાય છે નવજાત શિશુને જોતાં, ફૂટતી કૂંપળને જોઈને, કળીમાંથી ઊઘડતી – ખીલતી પાંખડીઓ જોઈને, એનાં રૂપ-રંગ-ગંધ-સુકોમળતા જોઈને; પ્રકૃતિની અનેકવિધ લીલા જોઈને ને કુદરત દ્વારા વિનાશ-સંહાર જોઈનેય! રોજેરોજ આટઆટલો આતંક-ખૂન-બળાત્કાર થયાનું વાંચતો હોઉં – સમાચારમાં સગી આંખે જોતો હોઉં છતાં મને સમજાતું જ નથી કે એક માણસ બીજાનું ખૂન કરી જ કઈ રીતે શકે? કોઈ, કોઈના પર બળાત્કાર કરી જ કઈ રીતે શકે? અને છતાંય 'સમુડી'માં ખૂન ને બળાત્કારની વાત ક્યાંથી આવી? નાનો હતો ત્યારે જે વિસ્મય અનુભવાતું એટલું જ વિસ્મય, નર્યું વિસ્મય અનુભવાયેલું મારો બાબો જન્મ્યો ત્યારે પણ. એ પછી બેબી જન્મી ત્યારે પણ એટલું જ વિસ્મય થયેલું કે તાજા જ ખીલેલા ગલગોટા જેવી આ આવી ક્યાંથી ને એના રુદનના અવાજ સાથે જ જાણે મારા કાનમાં ગુંજ્યો હતો એની વિદાયવેળાની શરણાઈનો સૂર પણ. બરાબર આવું જ વિસ્મય અનુભવાય છે કશુંક સારું સર્જાય ત્યારે પણ. કે આ બધું આવ્યું ક્યાંથી?

મારી અંદરના સર્જકને આવું વિસ્મય થાય છે ત્યારે મારી બુદ્ધિ તો એનાં કારણો, એનાં મૂળિયાં શોધવાના કામમાં લાગી જાય છે. સહૃદય ભાવકોનેય કદાચ મારી સર્જકતાનાં મૂળ 'મોટીબા' (૧૯૯૮)માંથી મળી આવે.

કથાની માંડણી-ગૂંથણી, પ્રસંગ ક્યાંથી ઉપાડવો, કેમ બહેલાવવો-સહેલાવવો, ક્યાં પૂરો કરવો; વાસ્તવમાં ઘૂંટીને, કપોલકલ્પિતનેય કઈ રીતે વાતમાં ઉમેરવું, વાતમાં મોણ કેટલું નાખવું, વાત કહેતાં કહેતાં ક્યાં અવાજને ધીમો ને ક્યાં ભારે કરવો, ક્યાં ગળગળા થઈ જવું, ક્યાં સાદ ઊંચો લઈ જવો ને ક્યાં વાક્યને અધવચ્ચે છોડી દઈ પાલવના છેડેથી નાક સાફ કરવું વગેરે અભિનય સાથેની મારાં મોટીબાની કથનશૈલીની કળાનો વારસોય મારી કલમને મળ્યો છે. પિતાજીય ભણતા ત્યારે કવિતા – વાર્તા લખતા ને વીસનગરમાં હસિત બુચ દ્વારા ચાલતી બુધસભામાંય જતા.

આમ મારામાં સાહિત્યના સંસ્કાર સીંચાયા મોટીબાની વાતોમાંથી, મોટીબા તથા મા પાસેથી સાંભળેલી રામાયણ-મહાભારતની વાતોમાંથી – અર્જુનના બાણમાંથી – પંખીની આંખમાંથી – ભીમની ગદામાંથી ને ભીમના લાડવામાંથીય; યમુનાના વહેણમાંથી – કાળિયનાગના ધરામાંથી – કદંબની ડાળમાંથી – ગોપીઓના માખણમાંથી – કાનુડાના મુખમાં થતા વિશ્વદર્શનથી – કાનુડાની વાંસળીમાંથી ને સુદર્શન ચક્રમાંથીય; શ્રાવણ મહિનામાં શેરીની સ્ત્રીઓને અમારાં પડોશી શિવગંગાબા વ્રતકથાઓ કહેતાં એમાંથી, વ્રતકથાઓ સાંભળતાં સાંભળતાં સ્ત્રીઓ હથેળીમાં રાખેલા ચપટી ચોખામાંથી એક એક દાણો નીચે મૂકતી જતી એમાંથી, નેવાં વચ્ચેની જગ્યામાંથી ઘરમાં તરતી તેજસ્વી રજકણોની તારલીઓથી ચમકતી તડકાની સેરોમાંથી, ઘરમાં રમતાં-સરતાં સોનામહોરો જેવાં ચાંદરણાંઓમાંથી, પ્લાસ્ટર વિનાની દીવાલો પર ઊંચે કિરમજી ઈંટો સાથે પગના નખ ભેરવીને ઊંધા માથે લટકતાં સૂકી માટી જેવાં ભૂખરાં ચામાચીડિયાંમાંથી, મોડી સાંજે દીવડું કે ફાનસ પેટાવતાં જ ઘરને ખૂણે-ખાંચરે બિલાડીનાં બચ્ચાંની જેમ લપાઈ જતા અંધકારમાંથી, દિવાળી અગાઉ મોટીબા બેય હથેળીની વચ્ચે પોચી પોચી કણક રાખીને સેવો વણવાના પાટલા પર પોલા હાથે એ કણક લસરક્ લસરક્ ઉપર નીચે લઈ જતાં ને બેય બાજુએથી જાદુની જેમ પાતળી રેશમ જેવી સેવો ઊતરતી ને કાપડ બાંધેલી થાળી પર માની આંગળીઓ દ્વારા ઝિલાતી જઈને જલેબીનાં ગૂંચળાંની જેમ ગોઠવાતી જતી એમાંથી, અધરાતે મધરાતે લાકડાના દાદર પરથી માણસની જેમ ઊતરતા ઉંદરના ધબ્ધબ્ અવાજમાંથી, શેરીની ધૂળમાં પડેલી પંખીઓની પગલીઓમાંથી, શિવલિંગ પર ફેણ ચઢાવીને બેઠેલા

પિત્તળના નાગમાંથી, ચંદન-બીલીપત્ર-ધતૂરાની ગંધમાંથી, વાર્તા સાંભળતાં સાંભળતાં જ ઊંઘી ગયા પછીયે વાળમાં ફરતી રહેતી માની આંગળીઓમાંથી, બાબરી ઉતરાવ્યા પછી ટાલકામાં પડેલા પહેલા ટકોરામાંથી, કબૂતરે ફુલાવેલી નીલજાંબલી ચળકતી ડોકમાંથી, ચીબરીના ડોળામાંથી, મોરનાં પીંછાંમાંથી. કળા કરતા મોરનાં પીંછાં જોઈને થતું, મોરને તો પીંછાંમાંય કેવી સરસ મઝાની આંખ છે! કળા કરે ત્યારે મોર એનાં પીંછાંમાંની કેટકેટલી આંખો વડે જોતો હશે મને! એ મોર પીંછાંઓનો પંખો થરકાવે ત્યારે લાગતું કે મોર એનાં પીંછાંમાંની અસંખ્ય આંખો એકીસાથે પટપટાવે છે! ને એ ક્ષણે એવું થતું, મોર એનાં પીંછાંઓના રંગો મનેય છંટકોરશે તો?

-ત્યાં મોટીબાનો અવાજ કાને પડતો, "લ્યા... ઑમ મોર જોઈ જોઈનં તું તો ગોંડો થઈ જએ..."

એ વખતથી ઝીણું જોવાની ટેવ, તાદાત્મ્ય, તરંગ-કલ્પન-સંવેદન ને વિસ્મય હજીયે એવાં ને એવાં જ છે મારામાં, જે પોષે છે મારી સર્જકતાને.

વાલમનું ઘર કાઢી નાખીને દાદા વીસનગરમાં વસેલા. બાપુજી નાના હતા ને દાદા ગુજરી ગયેલા. બાપુજી તથા ફોઈને મોટીબાએ ભણાવ્યાં, ગણાવ્યાં ને પરણાવ્યાં. મોટીબાનાં સગાં ઘરે આવે ને પછી લોકબોલીમાં, છીંકણીના તડાકે જે વાતો જામે ઘરની, વહેવારની, શેરીની, નાતની, ગામની... એ વાતો મોટીબાના પડખામાં રહીને હું સાંભળું અને આમ મોટીબાના પડખામાં રહ્યે રહ્યે જ મને નાતનો, ગામનો ને સમાજનો પરિચય થતો જતો.

એમ.એસસી. માટે અમદાવાદ આવવાનું થયું. સખત હોમસિકનેસ અનુભવાતી. કવિતા માટેની, સર્જન માટેની અંદરની જરૂરિયાત વધતી ગઈ. ક્યારેક બુધસભામા કે 'હોટેલ પોએટ્સ'માં જતો. ચિનુ મોદી પાસે ગઝલના છંદો શીખવા મળ્યા. પણ વધુપડતા અંતર્મુખી સ્વભાવના કારણે કોઈ ગ્રૂપમાં ભળી શક્યો નહીં. પણ પછી અનિરુદ્ધ બ્રહ્મભટ્ટનો પરિચય થયો. મારી હૉસ્ટેલની નજીક જ લેક્ચરર્સ ક્વાર્ટર્સમાં તેઓ રહેતા. જે કંઈ લખાય એ એમને બતાવતો-મઠારવા-મથતો. 'કિમપિ'માં એમણે મારાં સાત કાવ્યો છાપ્યાં. મારી પ્રથમ વાર્તાય એમણે જ છાપી. પછી તો કવિતાનું જાણે ઘોડાપૂર ઊમટ્યું. સામયિકોમાં કવિતાઓ છપાવા લાગી. ત્યારે અનિરુદ્ધભાઈ ચરિત્રનિબંધો લખતા. મેંય બેએક ચરિત્રનિબંધો લખ્યા. ત્યાં મને સાંભરી એ કામવાળી છોકરી કાળી. વીસનગર હું અગિયારમામાં ભણતો ત્યારે મારા મિત્ર હરકાન્ત જોષી (હાલ અમદાવાદમાં ડૉક્ટર છે)ના ઘેર વાંચવા જતો. એના ઘેર કાળી કામ કરવા આવે. એનાં ફઈબાના ઘરેય એ કાળી જ કામ કરતી. હરકાંતની મમ્મી તથા એનાં ફઈબા કાળીને ખૂબ સારું રાખે. આ બંને ઘર જાણે પોતાનાં જ હોય એમ વર્તે ને રસોઈ પણ કરે. ઘરની જ દીકરી હોય એમ કાળી લાડ પણ કરે ને દાદાગીરી પણ. એને ગમતા યુવકનેય એ હરકાન્તના ઘરે લઈ આવેલી, કેવાય ઠાઠ-મિજાજથી. ખાસ સુંદર નહિ, પણ 'લાઇફફૉર્સ'થી ભરી ભરી, ઊભરાતી-છલકાતી છોકરી. બસ, કાળી વિશે હું આટલું જ જાણું ને માત્ર આટલી વિગતને આધારે તો કઈ રીતે થઈ શકે ચરિત્રનિબંધ ?! તે એના વિશે ચરિત્રનિબંધ લખવાની વાત આમ પડતી મુકાઈ.

ટેલિફોન ખાતામાં જુનિ. એન્જિનિયર તરીકે મારી નોકરીની શરૂઆત સુરેન્દ્રનગરથી. ત્યાં અનિરુદ્ધભાઈનો પત્ર આવ્યો, 'વિશ્વમાનવ'માં છપાયેલી મારી વાર્તાઓ વાંચીને એમણે લખેલું, "હવે મોટા ફલક પર કામ આરંભો."

એ અગાઉ ક્યારેય લઘુનવલ કે નવલકથા લખવાનો સ્વપ્નમાંયે વિચાર આવેલો નહિ. પણ પછી એક વિચાર ઝબક્યો – બૅકગ્રાઉન્ડમાં 'આપણું ગામડું' હોય ને પેલી કામવાળી છોકરી કાળી વિશે ચરિત્રનિબંધ તો થઈ શકશે નહિ, તો એમાં કપોલકલ્પિત ઉમેરીને એ જ પાત્ર વિકસાવ્યું હોય તો? અને આમ 'સમુડી'નું બીજ મારા સર્જકચિત્તમાં રોપાયું. હરકાન્તનાં ફઈબા ને એનાં મમ્મી ભેગાં થયાં એમાં કપોલકલ્પિત ઉમેરાયું ને બન્યાં શાંતા ફૈબા. નામ ન પાડી શકાય એવા નિર્દોષ-નિખાલસ સંબંધનું સંવેદન પણ મનમાં ઘૂંટાવા લાગ્યું.

'સમુડી' મનમાં ઘૂંટાયા કરતી ત્યારે મારે શું શું

કરવું છે એના કરતાં શું શું નથી કરવું એ બાબત હું વધારે ચોક્કસ હતો. હતાશા-નિરાશા-શૂન્યતા- ફૂન્યતાની વાત નથી કરવી. આધુનિકતાની ધજાઓ નથી ફરકાવવી. પ્રત્યાયનનો તો પ્રશ્ન જ થવો ન જોઈએ. ભાષાબાજી નથી કરવી. કવિતાવેડામાં નથી લપસવું. આદર્શો-સિદ્ધાંતોનું ઘાસ ભરેલા કોથળા જેવાં ચરિત્રો નથી રચવાં કે હાડ-માંસ-રુધિરના બદલે, જેમાં આંખને આંજી દેતું ગદ્ય ઠાંસી ઠાંસીને ભર્યું હોય એવાં ચરિત્રોય નથી કરવાં. પકડી-જકડી રાખે એવી મોટી ઘટનાઓને પ્રાધાન્ય નથી આપવું. મેલોડ્રામાનેય અપવાદ સિવાય જગ્યા નથી આપવી. માત્ર નવલકથાઓમાં જ બને એવું બધું મારે નથી ગોઠવી દેવું, પણ એના બદલે રોજબરોજના વાસ્તવિક જીવનમાં જે કંઈ નાનાવિધ પ્રસંગો બને એના પર વધારે ધ્યાન આપવું. બધાંયે પાત્રોનાં હૃદય-મગજ એ લેખકનાં જ હૃદય-મગજ હોય એવું નથી થવા દેવું. બધાંયે પાત્રો લેખકની જ ભાષા – બોલી બોલે ને લેખક ડોલાવે એમ ડોલે એવું નથી થવા દેવું. કશુંય કૃતક નથી કરવું. સહજતા-સરળતા-સાદગી નંદવાય એવું કશું નથી કરવું. સાવ કપોલકલ્પિત પણ નહિ ને નર્યું દસ્તાવેજી વાસ્તવ પણ નહિ; એ બેની વચ્ચે, પણ વાસ્તવની વધારે નજીકના કોઈક દોર પર હાથમાં વાંસ લઈને ચાલવું. રિપોર્ટિંગ કે ડિસ્ક્રિપ્શનને બદલે 'નેરેશન' પાસેથી વધારે કામ લેવું. શબ્દ પાસેથી મૂવી કેમેરાનુંય કામ લેવું.

'સમુડી' રચતી વખતે કોઈ મોટા અભરખા નહોતા. બસ, લાઇફ-ફોર્સથી ઊભરાતું-છલકાતું, પંચેન્દ્રિયોથી ભરપૂર જીવતું એક પાત્ર કરવું. ને બૅકગ્રાઉન્ડમાં નાનકડું ગામડું. લોકબોલી પાસેથીય perfection સાથે કામ લેવું. 'સમુડી'માં ઉત્તર ગુજરાતની લોકબોલી હોવા છતાં દરેક પાત્રની બોલી-બોલછા અલગ અલગ છે. જેમ કે, 'શું છે?' કહેવું હોય તો હર્ષદ કહે, 'શું છે?', શાંતાફૈબા કહે, 'હું સ?' અને સમુડી કહે, 'હું હ?' જ્ઞાતિગત, પેઢીગત ને પાત્રગત બોલીમાં તફાવત રહેવાનો.

કથા ત્રીજા પુરુષ દ્વારા કહેવી અથવા તો પ્રથમ પુરુષ દ્વારા વગેરે વગેરે રૂઢિચુસ્તતાને બદલે, મારી કથાઓમાં હું તો – કોઈ પણ ઍંગલે કેમેરા રાખું; જરૂર પ્રમાણે જે તે પાત્રની આંખોમાંય કેમેરા રાખું ને જે તે પાત્રના મનમાંય.

એકાદ વૃક્ષ જો દોરવું હોય તો ડાળ-પાંદડાં વચ્ચેથી દેખાતા-ડોકાતા આકાશનું-અવકાશનુંય મારે મન વધારે મહત્ત્વ અને ધરતીની ભીતર વિસ્તરતાં જતાં મૂળિયાંની ભીતરના જળનેય પાંદડાંની ચમકમાં ચમકાવવું. મોટી મોટી ઘટનાઓને બદલે ઝીણી ઝીણી વિગતોનું મહત્ત્વ મારે મન અનેકગણું વધારે. જેમ કે, કચરો વાળતાં સમુડીને સાબુનું રૅપર નજરે પડે કે તરત એ રૅપર સૂંઘે ને એના ઘરે લઈ જાય. ભાગ્યે જ કોઈના જીવનમાં બને એવી ઘટના ઓછામાં ઓછા શબ્દોમાં આલેખવી, પણ લગભગ બધાયના જીવનમાં બને એવી નાની નાની ઘટનાઓ ને ઝીણી ઝીણી વિગતોની પ્રાણ સીંચીને વિગતે વાત કરવી, જેથી ભાવક પણ તાદાત્મ્ય અનુભવે. જેમ કે, 'જીવતર'માં રેવા એના નાનકડા શિશુને કોળિયો ભરાવતી વેળા બાળકનું નાનકડું મોં ખૂલે એની સાથે માનુંય મુખ ખૂલે ને કોળિયો મોંમાં મુકાયા બાદ બાળકનું મોં બંધ થાય એની સાથે માનુંય મોં બંધ થાય. આવું રચાય એ ક્ષણે શિશુની મા હું જ હોઉં છું ને એ શિશુ પણ હું જ હોઉં છું. એંસી વર્ષની ડોશી વિશે લખતો હોઉં ત્યારે હું જ એંસી વર્ષની ડોશી હોઉ છું કે બે વર્ષના બાળક વિશે લખતો હોઉં ત્યારે હું જ એ બાળક હોઉં છું. લખતી વેળા મારામાંથી મને બાદ કરીને હું જ મારી કથાનાં જે તે પાત્રો બની જતો હોઉં છું. પણ એ પછી, મઠારતી વખતે હું બધાંયે પાત્રોને ખૂબ દૂરથી જોતો તપાસતો હોઉં છું. ચરિત્રચિત્રણમાં મારી ભીતરનો કવિ તથા નાનપણથી જ ઝીણું જોનારી મારી નજર અને સંવેદનની પરખ મદદે આવે છે.

બાળપણથી જ મારી નજર ઝીણું જોનારી. ધારો કે બસમાં બેઠો હોઉં. સામેની સીટ પર કોઈ ડોસો બેઠો હોય તો હું એને ટીકી ટીકીને જોયા કરું, જાણે મારે એનું ચિત્ર દોરવાનું ન હોય! – એના ચહેરા પરની કરચલીઓ કેવી છે! એનાં આંખ-નાક-કાન-મોંફાડ-ચિબુક કેવાં છે! કેવી ઊપસી છે ભૂરી ભૂરી નસો! એની ઊંડી ઊતરી ગયેલી આંખની કાળી-ભૂખરી

કીકીમાં પ્રકાશનું ઝીણું સફેદ ગોળ ટપકું, ના, ટીપકી, કેવી ચમકે છે ! પછી થાય, એ ડોસો શું વિચારતો હશે ? એના કપાળમાં દેખાતી કરચલીઓમાંથી ઉંમરને કારણે કેટલી ને કશીક ચિંતાનું કારણ કેટલી ? શું ચિંતા-પીડા-દુઃખ હશે એને ? એમ વિચારતાં વિચારતાં જાણે હું જ એ ડોસો બની જઉં...! ધારો કે ક્યાંક, કોઈ નાની બહેનનાં લગ્ન હોય ને મોટી બહેન હજી કુંવારી હોય તો મારા ઘરમાં રહ્યે રહ્યેય મને થાય કે મોટી બહેનના કાળજામાં શું શું ઘમસાણ ચાલતું હશે ! આમ વિચારતાં વિચારતાં જાણે હું જ મોટી બહેન બની જઉં.... ભવિષ્યમાં કશું લખીશ એવું સ્વપ્નેય વિચાર્યું નહોતું ત્યારે પણ આવું થતું. ક્યારેક રેલવેસ્ટેશને કે બસસ્ટેશને કાળા કે સફેદ સાલ્લા પહેરેલી સ્ત્રીઓનું ટોળું ઊભું હોય તો 'લોકબોલી'માં થતી એમની વાતો હું ધ્યાનથી સાંભળું. ને લોકબોલીની શક્તિનો અભ્યાસ એમ જ થતો રહે. ભવિષ્યમાં કથાલેખનમાં લોકબોલી મને ખપ લાગશે એવી ખબર નહોતી ત્યારેય હું આમ કરતો.

'સમુડી' રચાવાનું શરૂ થયું ત્યારે મારા મનમાં એના આદિ-મધ્ય-અંત વિશેનું ચોક્કસ માળખું તૈયાર નહોતું. હવે પછીનાં પ્રકરણોમાં શું શું આવશે એની મનેય સ્પષ્ટ ખબર નહોતી ! સૂઝતું-સ્ફુરતું ગયું તેમ તેમ સહસા લખાતું ગયું. જાણે કોઈ ઝરણું ફૂટે ને ખળખળ વહેવા લાગે એટલી સહજતા – સરળતાથી 'સમુડી' પંદરેક દિવસમાં જ લખાયેલી, ૧૯૮૧માં, સુરેન્દ્રનગરમાં. જોકે એનું છેલ્લું પ્રકરણ બાકી હતું. છેલ્લું પ્રકરણ પાછળથી લખાયું. હા, લખાયા પછી એમાં કાટ-છાંટ કરી ત્રણેક વખત 'સમુડી' લખી. પહેલા ડ્રાફ્ટમાં તો એમાં ઠેકઠેકાણે કવિતા ફૂટી હતી ! કવિતામય ગદ્ય સરસ લાગતું હતું, ખૂબ ભાવતુંય હતું, વળી એ વખતે કાવ્યગંધી ગદ્યની ફૅશન પણ હતી, છતાં એમાં ઠેકઠેકાણે ફૂટી નીકળેલી કવિતા પર મેં (હૈયું કાઠું કરીને) કાતર ફેરવી હતી. ચંદ્રિકા પ્રિન્ટરીવાળા રાકેશભાઈએ કહેલું – અમારે ત્યાં આટલું બધું છપાય છે, પણ કમ્પોઝ કરનારાઓ કશું વાંચતા નથી, પણ 'સમુડી'નો હપતો આવતાં જ પહેલાં બધા ટોળે વળીને વાંચી જતા ને પછી જ કમ્પોઝ કરતા ! મુ. નગીનદાસ પારેખને 'સમુડી' ગમેલી અને જયંત કોઠારી તથા મધુ રાયને પણ. આથી હું તો રાજી રાજી ! 'સમુડી'ને આવી સફળતા મળશે એવું મેં સ્વપ્નેય ધાર્યું નહોતું. બધાએ 'સમુડી'ને વખાણી હોવા છતાં, એની બીજી આવૃત્તિ વખતે એમાં મેં કાટછાંટ કરી છે.

'સમુડી'ને સફળતા મળ્યા પછી મને એનો સખત ભાર લાગતો કે હવે પછીની કૃતિ સારી ન થાય તો ? હવે પછી બીજી લઘુનવલ લખાશે કે કેમ ? ૧૯૮૪થી અમદાવાદમાં રહેવાનું થયું. મારા ગુરુ તથા મિત્ર પણ, ચંદ્રકાન્ત શેઠ મારી શ્રદ્ધા વધારતા રહ્યા ને મારી સર્જકતાને સંકોરતા રહ્યા.

નવલકથાનાં પાત્રોનો સ્વભાવ ઘડાઈ ગયા પછી એ પાત્રોને મન ફાવે તેમ રમાડી નચાવી શકાતાં નથી. જે દોર વડે હુ પાત્રોને કઠપૂતળીની જેમ રમાડતો હોઉં એ જ દોર વડે મારીય આંગળીઓ બંધાઈ ગયેલી હોય છે. વર્ષો અગાઉ થયેલો કોઈ પરોક્ષ અનુભવ, ક્યાંક કશું જોયેલું કે સાંભળેલું હોય એ પણ લખતી વખતે સર્જકચેતનામાં રસાઈને આવે છે ત્યારે, પહેલાં તીવ્રતમ અનુભવાય છે ને પછી પ્રગટે છે. આમ, ઉછીનો અનુભવ પણ પોતીકો બની જાય છે. લખતી વખતે મારું હૈયું, મારી બધીયે ઇન્દ્રિયો, મારા પ્રાણ સમેત, જાણે મારી કલમની શાહી બની જાય છે !

નવલકથા – સર્જન દરમ્યાન શું શું અનુભવાય છે એની વાત કરું તો લખતી વખતે હું અંદરથી બરાબર સમજતો – જાણતો હોઉં કે આ તો માત્ર નવલકથા છે, આ તો માત્ર કથાનું વાસ્તવ છે. આ બધાં પાત્રોય નવલકથાનાં પાત્રો છે, સાચુકલાં નથી, જીવતાં-જાગતાં નથી; તે છતાંય પાત્રોના દુઃખે હુંય દુઃખી થતો હોઉં. જાણતો હોઉં કે ગામ-શેરી-ઘટનાઓ-સંવેદનો બધું જ, મારી જ કલ્પનાની નીપજ છે. તેમ છતાંય, કથા જેમ જેમ મનમાં ઘૂંટાતી જાય તેમ તેમ કલ્પેલું ગામ-શેરી-પાત્રો બધું જાણે સાચુકલું, જીવતું-જાગતું-ધબકતું-ધડકતું-થડકતું લાગવા માંડે ને મારું રોજિંદું જીવન જાણે આભાસી બનતું જાય ! સાચુકલું મારું વાસ્તવિક જગત જાણે કાલ્પનિક બની જાય ને કલ્પનાનું જગત-

નવલકથાનું વાસ્તવ ખરેખર જિવાવા લાગે!

મારા જીવનમાં ખરેખર દુઃખ આવી પડે તો મારે માત્ર યોગેશના ભાગે આવતું દુઃખ જ ભોગવવું પડે. જ્યારે નવલકથા-સર્જનમાં તો બધાંય પાત્રોનાં સુખ-દુઃખ – પીડા મારે એકલાએ જ ભોગવવાં પડે! વળી, વાસ્તવમાં આવી પડનારા દુઃખ કરતાંયે કલ્પેલું દુઃખ વધારે પીડાકારક હોય છે. નવલકથા મનમાં ચાલતી હોય તે દરમિયાન મારી બધીયે ઇન્દ્રિયો સર્જાતી નવલકથામાં જ ઓતપ્રોત હોય, જમતી વેળા ખબર ન પડે કે દાળમાં મીઠું છે કે નહિ અથવા તો રોટલી-શાક ખાઈને ઊભો થઈ ગયો હોઉં ને દાળ ખાવાનું ભૂલી જ ગયો હોઉં! બાકી, આમ તો જરીક-લગરીક મીઠુંય વધારે-ઓછું હોય તોય તરત મને ખબર પડે.

કોઈ કરુણ કથા પૂરી થવા આવે ત્યારે થાય કે, હા....શ, હવે બધાંય પાત્રોનાં દુઃખ-પીડામાંથી મારો છુટકારો થશે; પણ કથા પૂરી થાય ત્યારેય ઝટ છુટકારો નથી અનુભવાતો. પણ આ આભાસી દુઃખમાંથી છૂટા થવાનુંય દુઃખ થાય છે. બધાં પાત્રો સાથે એટલું બધું તાદાત્મ્ય થઈ ગયું હોય કે બધાં જ પાત્રો મારે મન જીવતાં-જાગતાં-ધબકતાં બની ગયાં હોય. આથી કથા પૂરી થતાં એ પાત્રોની, એ જગતની વિદાય પણ અસહ્ય બની જાય. થોડો વખત ખાવું-પીવું-હરવું-ફરવું કશુંયે ગમે નહિ; એવું લાગે કે જાણે હું અંદરથી ખાલી થઈ ગયો હોઉં, સાવ ખાલી! અંદર જાણે કશુંય બચ્યું ન હોય! ને એવુંય લાગે, હવે પછી કશુંય લખાશે નહિ. જોકે આ વેદનાની સાથે સાથે ખાલી થઈ ગયાની હળવાશ પણ અનુભવાય. કશીક શાંતિય અનુભવાય ને કશોક આનંદ ને પરમ સંતોષ પણ પમાય. જાણે કોઈ એવી સ્થિતિએ પહોંચી જવાય કે જ્યાં પીડા કે આનંદની વચ્ચે, અભાવ કે સંતોષની વચ્ચે કોઈ જ ભેદ રહ્યો ન હોય. આ સ્થિતિને જાણે કશા અધ્યાત્મ સાથેય સંબંધ હશે ?!

માનશો? 'જીવતર'માં રેવાના ટેણકા દીકરાને મેં કલમના એક ગોદે મારી નાખ્યો ને એ દીકરો કંઈ સાચુકલો નહોતો એ જાણવા-સમજવા છતાંય એ પ્રસંગ નિરૂપતાં જાણે હું જ રેવા હોઉં ને મારો જ દીકરો સાચેસાચ મરણ પામ્યો હોય એમ હું અસ્વસ્થ થઈ ગયેલો ને બે-ત્રણ દિવસ બરાબર જમીય નહોતો શક્યો. લાગણી એ પણ મારા Br. Asthmaનું એક કારણ છે ને નવલકથાલેખન દરમ્યાન દમની દવાના ડોઝ વધી જાય છે!

મારી મા આ વાત બરાબર જાણે છે. આથી જ એ અવારનવાર કહેતી – તું આ બધું લખવાનું છોડી દે તો તારું શરીર સારું થાય... પણ હવે એ આમ કહેતી નથી. હવે એય સમજી ગઈ છે કે લખવું એ મારા માટે જાણે શ્વાસ લેવા જેવું છે.

મારા ભાઈની પત્નીએ આત્મહત્યા કરેલી. એ સો ટકા દાઝી ગયેલી. મારો ભાઈ પણ સખત દાઝી ગયેલો ને મરણના મુખમાંથી માંડ બહાર આવેલો. એ અનુભવોનો આધાર લઈને 'નહીંતર' લખાયેલી. ખરેખર મારા પર દુઃખ આવી પડેલું ત્યારે મારે માત્ર યોગેશના ભાગે આવેલું દુઃખ જ ભોગવવું પડેલું. પરંતુ, 'નહીંતર' લખાઈ એ દરમ્યાન મારે માત્ર મારું જ નહિ, મારા ભાઈનું, એની પત્નીનું, બા-બાપુજીનું, મોટીબાનું ને બધાં જ પાત્રોનું દુઃખ ભોગવવું-જીરવવું પડતું. આથી ખરેખર આવી પડેલાં પહેલી વખતનાં દુઃખ-પીડા-વેદના કરતાંય લખતી વેળાની પીડા અનેકગણી વધારે હતી! પણ 'નહીંતર'ના લેખન દ્વારા જ, એ પીડામાંથી ફરીથી આરપાર પસાર થઈને જ હું બહાર પણ આવી શક્યો. આમ, લખવું એ મારા માટે સાવ ખાલી થવાની, totally involve થયા પછી સાવ મુક્ત થવાની ને છેક સાતમા પાતાળ સુધી ડૂબવાની સાથે સાથે બહાર આવવાનીય પ્રક્રિયા છે.

'નહીંતર'માંના હૉસ્પિટલના વર્ણનના કારણે, નલિનીબહેન બ્રહ્મભટ્ટ, ભૂતકાળનો એ સમય યાદ આવતાં, 'નહીંતર' પૂરી વાંચી શક્યાં નહોતાં. મારાં નાનીમાને 'નહીંતર' વાંચવાના કારણે ખરેખર બી.પી. વધી જતું તે છેવટે મામીએ 'નહીંતર'ને આગળ વાંચવા દીધી નહોતી. 'નહીંતર' વાંચ્યા પછી ઘણાં બધાંએ મને કહેલું–

" 'નહીંતર' વાંચનાર ક્યારેય કેરોસીન છાંટીને આપઘાત ન કરે." 'નહીંતર'ના મારા લેખનનો મુખ્ય

હેતુ પણ આ જ હતો. આથી જ ઘણી બધી વાત વ્યંજના દ્વારા, કલ્પન કે પ્રતીક દ્વારા સારી રીતે ઇંગિત થતી હોવા છતાંય એને જરી વધારે ઘૂંટીને loud કરેલી. મોટી સભામાં તો વધારે સંખ્યામાં માઈક તથા લાઉડ-સ્પીકર પણ જોઈએ જ ને? નહીંતર બધાં જ લોકોના કાન સુધી વાત પહોંચે શી રીતે?!

પ્રકૃતિને, સમગ્ર સૃષ્ટિને હું ખૂબ ચાહું છું. મારી ભાષાનેય હું અપાર ચાહું છું. ઘરથી દૂર જવાનું થાય ત્યારે હોમસિકનેસ અનુભવાય એમ, ગુજરાત બહાર જવાનું થાય ત્યારે મારી માતૃભાષાનીય સખત સિકનેસ અનુભવાય છે. મને 'માણસ'માં, 'જીવન'માં, 'પ્રકૃતિ'-માં ભરપૂર રસ છે. આટઆટલાં ખૂન, આતંક, યુદ્ધ છતાંયે માણસમાં મને અસીમ આસ્થા-નિષ્ઠા-શ્રદ્ધા છે.

મારી બધીયે વૃત્તિઓ સંતોષાય છે લખવામાં. અંદરનો બધોયે ઝંઝાવાત શમી જાય છે લખવામાં. ભીતરના સમુદ્રમંથન પછી નીકળતું અમૃત અને ઝેર – બધુંયે પચી જાય છે લખવામાં. લખવું એ મારા માટે 'માણસ'ને અને 'જીવન'ને ઓળખવાની ને સાથે સાથે જાતનેય ઓળખવાની-પામવાની પ્રક્રિયા પણ છે ને તમારા સુધી – માણસ સુધી પહોંચવાની સાથે સાથે મારા સુધી પહોંચવાનોય એક સેતુ છે.

❑

**અન્તર્યામીને**

મેં
તને જોયો નથી
હે અન્તર્યામી

જેનો શીતળ સ્પર્શ
ચિરકાળથી
પામતો રહું છું
એ બીજું તો કોણ હોઈ શકે
તારા સિવાય?

સ્વયં
તડકો વેઠીને
મારે માથે
છજું થઈને છવાયેલ રહે છે
એ જો તું નથી
તો કોઈ નથી

મારી અસંખ્ય પીડાઓનો સર્જનહાર હું છું
હિસ્સેદાર છે
મારા મિત્રો

તું હજાર હાથવાળો છે:
એવી સમજ
મિત્રો વગર
મને કોની પાસેથી મળી હોત?

**મનોહર ત્રિવેદી**

# 'બાંગલાની સાધના'ની ભૂમિકા

આ. ક્ષિતિમોહન સેન
અનુ. મોહનદાસ પટેલ

પૃથિવી ઉપર માણસો અસંખ્ય, છતાં પ્રત્યેક માણસના બોલવા-ચાલવામાં, આકાર-પ્રકારમાં એક પ્રકારની વ્યંજના. એટલા માટે માણસને આપણી ભાષામાં વ્યક્તિ કહે છે. માણસે-માણસે વ્યક્તિત્વનું આ વૈચિત્ર્ય. માત્ર કંઠસ્વરથી પણ વ્યક્તિને ઓળખી શકાય. પદ-ધ્વનિમાં પણ પ્રત્યેક માણસનું આ વૈશિષ્ટ્ય. આપણે બધી વખત સમજી ન શકીએ તો પણ દૃષ્ટિહીન વ્યક્તિઓ કાન દ્વારા તે સમજી શકે. આ બધી વાતો અંગે એક દિવસ સંધ્યાટાણે આલોચના ચાલતી હતી. કવિગુરુ રવીન્દ્રનાથ અને જ્ઞાનમૂર્તિ વ્રજેન્દ્ર શીલ, આ બેની વચ્ચે સદ્‌ભાગ્યે અમે એક-બે જણ ત્યાં ઉપસ્થિત હતા.

માનવતત્ત્વ સંબંધી વ્રજેન્દ્રનાથ શીલ મહાશયની એક ગભીર આલોચના પછી કવિગુરુએ કહ્યું, "આપણા દેશમાં બધી બાબતોમાં સ્થળ-કાળ-પાત્રનો વિચાર હોય છે. આમાં માણસ છે પાત્ર. પ્રત્યેક પાત્રનું પોતપોતાનું વિશેષત્વ છે. વિશેષ વિશેષ સ્થાન અને કાળને પણ શું આ પ્રકારનું વિશેષત્વ નથી? મને તો એમ લાગે છે કે એક યુગ બીજા યુગથી રીતસર ભિન્ન. વિચાર કરતાં જણાશે કે પૃથિવીના બધા દેશોમાં તે તે યુગનું કાળગત એક વૈશિષ્ટ્ય પકડાઈ જશે. પ્રત્યેક યુગની પણ દેશગત એક વિલક્ષણતા જોઈ શકાશે. નૂતન અને પુરાતન બધા યુગોમાં, તે યુગના વૈશિષ્ટ્યને ટાળો દેવાથી નહિ ચાલે."

વ્રજેન્દ્રનાથ મહાશયે પ્રશ્ન કર્યો, "આપના મત પ્રમાણે વૈશિષ્ટ્ય કયું?"

કવિગુરુએ કહ્યું, "વૈચિત્ર્યની માંહી જ ઐક્યની યોગ-દૃષ્ટિ અને ઐક્યની યોગ-સાધના જ ભારતનો વિશેષ ધર્મ. મારા 'ભારતના ઇતિહાસની ધારા'માં મેં આ વાત સારી રીતે કહી છે. ભારતમાં ઊંચાં-નીચાં ઘણાં ધર્મ અને સંસ્કૃતિ પાસે પાસે રહ્યાં છે. કોઈએ કોઈને નિઃશેષ કરવા ઇચ્છ્યું નથી. આવું બીજે ક્યાંય જોવા મળે છે ખરું ? બીજા બધા દેશોમાં પ્રબળ ધર્મ અને સંસ્કૃતિએ દુર્બળને પીસી નાખીને તેનું નામ-નિશાન કાઢી નાખ્યું છે. ભારતમાં આવું કદી પણ બન્યું નથી. આ વૈચિત્ર્યની માંહી સૂરસંગતિ (harmony)ની સાધના, એ જ છે ભારતની વિશેષ સાધના. વિવિધ વિરોધોમાં સમન્વયસાધન એ છે ભારતનું વ્રત. જે સાધકોએ સિદ્ધિ પ્રાપ્ત કરી છે, તેઓ આપણા દેશના મહાપુરુષો. તેમનાં નામ આપણે શ્રદ્ધાપૂર્વક સ્મરણ કરીએ છીએ. મોટાં મોટાં યુદ્ધોમાંના વિજેતાઓને ભૂલી જઈએ, પણ રામ, કૃષ્ણ, બુદ્ધ, કબીર, રવિદાસ, નાનક, ચૈતન્ય વગેરેની વાત આપણે ક્યારેય ભૂલી શકીએ નહિ. વિરોધોમાં યોગસાધનાનું નામ જ મધ્ય યુગના સાધકોની ભાષામાં ભારત-પંથ, અને આ સાધનામાં સિદ્ધ ભારત-પથિકો જ છે ભારતના મહાપુરુષો.

"વીણામાં જાડા-પાતળા, આરોહ-અવરોહ, નાના સૂરના ઘણા તાર હોય છે. તેમાંથી એકેયને બાદ કર્યે નહિ ચાલે. કલારસિકોને હાથે બધા તારના બધા સૂર મેળવીને જ પરિપૂર્ણ સંગીત વીણામાં બજે. ભારત પણ જાણે બહુતંત્રી વીણા. અહીં વિવિધ સાધનાના સમન્વયથી એક પરિપૂર્ણ સમવેત સંગીત જગાડી દેવું એ છે ભારતના મહાપુરુષોની સાધના–આવું તો ક્યાંય જોવા મળતું નથી. આ છે ભારતનું વિશેષત્વ.

"કાર્યને સહેલું કરવા માટે જેઓ ભારતની આ અપૂર્વ બહુતંત્રી વીણાને, વિવિધ વૈચિત્ર્યને જોરથી નિઃશેષ કરી સર્વૈશ્વર્યમયી વીણાને દીનહીન એકતારામાં પરિણત કરવા ઇચ્છે છે તેઓ ભારતના પેલા ધર્મથી ભ્રષ્ટ છે. આ વિશેષત્વને ખોવાથી સ્વધર્મભ્રષ્ટ ભારતનું બીજું રહેશે પણ શું? વિધાતાએ ભારતની આ ગૌરવમય મહાસાધનાને એટલી સહેલી નથી બનાવી તેને કારણે તો ભારતનું આટલું બધું દુઃખ અને તેની

આટલી બધી વેદના. ભારતના યથાર્થ મહાપુરુષો આ વિવાદ ટાળીને સસ્તો સરળ પથ નથી બતાવી ગયા, તે જ ભારતનું મહાભાગ્ય. સુભગ પથની દુર્ગતિ જાણે આપણને વળગી ન પડો. તેના કરતાં મોટું દુર્ભાગ્ય ભારતનું બીજું કશું નથી.

"બાંગ્લાદેશ વિધાતાના આશીર્વાદથી પુરાતન ભારમાંથી મુક્ત, તેથી જીવન-સાધનાનું ઉત્તરદાયિત્વ વિધાતાએ તેને વધારે પ્રમાણમાં આપ્યું છે. તેનો દેશ કાંપની માટીથી ફળદ્રુપ છે. જીવન અહીં વ્યર્થ થઈ શકતું નથી. પુરાતનનો મૃત પાષાણ-ભાર અહીં ના વેઠે તોય જીવનનો દાવો કરનાર અહીં પૂરેપૂરો સફળ થશે.

"આ પ્રાચ્ય-પાશ્ચાત્યમિલનયુગના પ્રારંભમાંય એટલા માટે વિધાતાનો પ્રથમ દાવો આવ્યો આ બાંગ્લાદેશમાં. મહાદુ:ખનું તે છે આવેદન. તેથી રામમોહન રાય આ દેશમાં પામ્યા નિર્યાતન. પરદેશમાં પામ્યા મૃત્યુ. આજે પણ આ દેશમાં તેમના નિર્યાતનનું અવસાન થયું નથી. જેટલી રીતે તેમને સમજવામાં અને સમજાવવામાં ભૂલ કરી શકાય, આપણે અશેષવિધ બુદ્ધિ દ્વારા હજી પણ નૂતન નૂતન રીતે તેનો પથ શોધીએ છીએ. વળી તેમના અનુવર્તી તરીકે આપણે, જેઓ પોતાનો પરિચય આપવા માગીએ છીએ, તેમની વાતો હજી પણ શોચનીય.

"છતાં આ દેશમાં વિધાતા તરફથી પ્રાણની પ્રથમ પ્રાર્થના આવી છે આ બાંગ્લાદેશમાં. આ માટે આ દેશને આજ સુધી ઓછું દુ:ખ ભોગવવું પડ્યું નથી. સાચે જ આ દેશના આ બધા પથિકોને દુ:ખ દેવા માટે ઘણા લોકો જન્મ્યા છે. તેમાંના કેટલાક તો ગુપ્તચર થઈને સરકારી પગાર મેળવે છે, વળી કેટલાક પ્રકાશ્યચર (ખુલ્લી રીતે તરફદારી કરનાર) થઈને સંકીર્ણદૃષ્ટિ મુખીઓનો પગાર ઉત્સાહ મેળવે છે. બાંગ્લાદેશના દુ:ખનો અંત નથી. તો પણ જેઓ સાચેસાચ બાંગ્લાદેશના સાધક-સંતો છે, તેમણે કોઈ પણ પ્રકારના દુ:ખને ટાળવા ઇચ્છ્યું નથી. આ સાધનામાં બાંગ્લાએ ચિરદિન પ્રત્યુત્તર આપ્યો છે. તેને માટે પ્રાણ વિસર્જન કરવામાં તે ભય પામ્યો નથી.

"પ્રાણને નામે, દાવો કરતાં જ અહીં એનો ઉત્તર મળશે. જીવંત ક્ષેત્રમાં જીવનનો દાવો જ ચાલે. પણ તેથી કરીને આ દેશની સાધનાને પુરાકાળના પથ્થરના અત્યંત દબાણથી નક્કર અને ભારગ્રસ્ત કરી રાખવાથી તો ચાલવાનું નથી. મંદિરના પ્રાસાદના પાષાણના ભારથી બાંગ્લાદેશના ઉર્વર વિસ્તારોને ઢાંકી રાખીને જીવનના પેલા દાયિત્વને ટાળવા ઇચ્છીશું તો આપણે ધર્મ-ભ્રષ્ટ થઈશું.

"વિવિધ ક્ષેત્રોમાં બાંગ્લાદેશની સાધનાનો ઇતિહાસ જોઈશું તો મારી આ બધી વાતોમાં સત્યતા શું છે તે સમજી શકાશે. માનવીપંથી બાંગ્લાદેશ પ્રાચીનકાળમાં પણ ભારતના શાસ્ત્રપંથી સમાજનેતાઓને મન નિંદનીય હતો. તીર્થયાત્રા સિવાય અહીં આવે એટલે પ્રાયશ્ચિત્ત કરવું પડતું. એનો અર્થ એ કે બાંગ્લાદેશ ચિરદિન શાસ્ત્રગત-સંસ્કાર-મુક્ત હતો. બૌદ્ધ, જૈન વગેરે મતો આ દેશમાં કે તેની આસેપાસે ચિરદિન પ્રબળ હતા, ત્યારે મગધ પણ બાંગ્લાદેશની સાથે જ હતો. પોતાના સમાજથી બહિષ્કૃત અર્થાત્ સ્વાધીન રહીને. વૈષ્ણવો અને બાઉલોની માંહી પણ જોઈ શકાય છે સ્વાધીનતા. તેમના સાહિત્યમાં કે ગાનમાં અલંકાર કે ગુરુભાર તેઓ ક્યારેય વેઠી શકતા નહિ. શાસ્ત્રનો વિપુલ ભાર ન હોવા છતાં શી ગભીર, શી ઉદાર તેની વ્યંજના. આ દેશનાં કીર્તન – બાઉલ – ભાટિયારી વગેરે ગાનોમાં ખૂબ જ સાદી ભાષામાં, એવા અપૂર્વ માનવીય ભાવ અને રસ સાધકો ખીલવી ગયા છે કે જેનું ક્યાંય તળિયું મળતું નથી, કે નથી મળતો કિનારો. અપાર માનવીય ભાવોની સીમાનોય તે ક્યાં અંત છે? પ્રાણની જેમ જ તે સર્વભારમુક્ત અને સહજ છે તેની અતલ સીમાનું રહસ્ય.

"ગંગા અને સાગરનો સંગમ રચાયો છે આ દેશમાં. ઉત્તરની આર્ય અને દક્ષિણની દ્રાવિડ સંસ્કૃતિ મિલિત થઈ છે આ બાંગ્લાના સાધનાક્ષેત્રમાં. આ દેશ એટલા માટે વિવિધ દિશાઓથી જ મિલનનું ક્ષેત્ર બન્યો છે. દિન અને રાત્રિ મળે સવાર અને સાંજમાં. તે જ પ્રમાણે સંધ્યાના મિલનક્ષેત્રમાં જેમ ધ્યાનયોગનો સમય, બાંગ્લાના મિલનતીર્થમાં તેની રહી છે બહુ

તપસ્યા માટેની પ્રતીક્ષા. કોઈ પ્રકારની લઘુતા, ચંચળતા અહીં ચાલશે નહિ. અહીંની ઉપયુક્ત સાધના છે વ્યાહૃતિમંત્ર 'ભૂર્ભુવઃ સ્વઃ' અર્થાત્ સ્વર્ગ-મૃત્યુ-અંતરીક્ષ-વિશ્વચરાચરમાં વિસ્તૃત હો, અમારું ધ્યાન. એટલે અહીં શાસ્ત્રગત કે સાંપ્રદાયિક સંકીર્ણતાનું સ્થાન નથી.

''બાંગ્લાની આ ઉદાર વિસ્તૃતિનું ફળ જોવા મળે છે તેનાં સર્વ ક્ષેત્રોમાં, તેના સંગીતમાં, સાહિત્યમાં. સાધનામાં. સૂરમાં અને વાણીમાં અપૂર્વ શિવ-શક્તિનું મિલન ચિર-દિન બાંગ્લા ગાનમાં જેવું જોવા મળે છે, તેવું ભારતમાં બીજે ક્યાંય રચાયું છે એવું સાંભળ્યું નથી. કીર્તનમાં અને બાઉલ ગાનમાં, ભાવના મંદિરમાં અહીં પૂજા-અંજલિ અપાઈ રહી છે, તેમાં વિવિધ ફૂલો મેળવીને અપરૂપ અર્ધ્ય-રચના કરવામાં આવી છે. ભાવનું રૂપ ખીલવવા માટે બાંગ્લાદેશના સાધકોએ પ્રયોજન પ્રમાણે ભાતભાતના સૂર અને તાલને અપરૂપ ભાવે સંગત કર્યા છે. તેમાં પ્રેમભક્તિનો જે પ્રસાદ બાંગ્લાના રસ-મંદિરમાંથી પરિવેશન કરવામાં આવ્યો છે તેની તો તુલના નથી. કેટલાંય ફૂલોનું મધુ આહરણ કરીને અહીંના ઉપાસકોએ આ અસાધ્ય સાધન કર્યું છે.''

મેં કહ્યું, ''કેવળ ભાવની રસશાળામાં નહિ, સંસારની રસવતી કે પાકશાળામાં પણ બાંગ્લાદેશ તો વિવિધ શાકભાજી મેળવીને અપૂર્વ બધાં વ્યંજનો (વાનગીઓ) તૈયાર કરે છે, ભારતના બીજા પ્રદેશોમાં તેનું ચલણ નથી. ત્યાં રીંગણનું શાક એટલે રીંગણનું શાક, કોળાનું (કુષ્માંડનું) શાક એટલે કોળાનું જ શાક, બટાકાની ભાજી એટલે બટાકાની ભાજી, મેળવણી-ભેળવણી કરીને રાંધવાની સગવડ નથી. તેમનાં કલામંદિરોમાં પણ જેવું, રસવતીમાં પણ તેવું જ. મિલન કે સંમિલનનો ઉપાય નથી. હમણાં હમણાં જરૂર બાંગ્લાદેશની જેમ બીજે પણ શાક-ભાજી મેળવીને થોડું થોડું રાંધવાનું શરૂ થયું છે. તે ઉપરાંત રસવતીમાં વિશેષ પ્રદાન છે સંદેશ અને રસગોલ્લા. આજકાલ બાંગ્લાદેશની બહાર પણ તેનો અણધાર્યો સમાદર થાય છે.''

કવિગુરુએ હસીને કહ્યું, '' 'સંદેશે' તો બાંગ્લાદેશની બાજીમાં ગાંડું કાઢ્યું છે. જે કેવળ 'ખબર' હતી, બાંગ્લાદેશે તેને સાકાર બનાવી તેને તેને 'ખાબાર' (ખાદ્ય) બનાવી દીધું, એટલે કે સાકાર-નિરાકારની શિવ-શક્તિનું મિલન.'' આ સાંભળી શીલ-મહાશય ખૂબ હસી પડ્યા.

તે દિવસ જો મને યાદ આવ્યું હોત તો કહેત કે બાંગ્લાની બીજી એક અપૂર્વ અર્ઘ્યાંજલિ છે તેની anthology, અર્થાત્ વૈવિધ્યપૂર્ણ કવિવાણીસંગ્રહ. તે દિવસે આ વાત યાદ આવી ન હતી. તે આ પ્રસંગે કહેવું ઉચિત ગણાશે.

એક એક કવિ એક એક પ્રકારની કાવ્યસૃષ્ટિ કરે છે. એક એક ભાવના ક્ષેત્રમાં જુદા જુદા કવિઓનાં ભાતભાતનાં કાવ્યકુસુમો લઈ વિચિત્ર અંજલિ શણગારવાના કાર્યમાં પણ બાંગ્લાદેશે જ પ્રથમ સાધના કરી છે. બાંગ્લાદેશમાં ચર્યાપદોમાં (બૌદ્ધ સાધકોએ રચેલી ગીતિઓમાં) ભિન્ન ભિન્ન કવિઓનો વાણીસંગ્રહ જોવા મળે છે. કવીન્દ્ર-વચન-સમુચ્ચય ગ્રંથ સંભવ છે કે ઈ.સ. ૧૦૦૦ની આજુબાજુમાં લખેલો હોય. પ્રાયઃ નવ સો વરસની પુરાણી બાંગ્લા લિપિમાં ગ્રંથ મળ્યો છે. તેમાં નાના ભાવોની વ્રજ્યા (પર્યટન) છે. એક એક વ્રજ્યામાં નાના કવિઓની વિવિધ વાણી સંગૃહીત. ત્યારપછી ઈ.સ. ૧૨૦૫માં બાંગ્લાદેશમાં સંગૃહીત થાય છે શ્રીધરદાસનું 'સદુક્તિકર્ણામૃત'.

કાશ્મીરના જલ્હન કવિનું 'સુભાષિત-મુક્તાવલિ' સંકલિત થયું ૪૨ વરસ પછી એટલે કે ઈ.સ. ૧૨૪૭ની સાલમાં. 'શાર્ઙ્ગધર પદ્ધતિ'નો સંગ્રહ થયો ઈ.સ. ૧૩૬૩ની સાલમાં. વલ્લભદેવની 'સુભાષિતાવલી' પંદરમા શતકની. સુભાષિતાવલી આનાથી પણ પાછળની. આના પછી ભારતમાં જુદા જુદા સ્થળે પણ વિવિધ કાવ્યકુસુમાંજલિઓ સંગૃહીત થઈ. પણ વિભિન્ન કવિઓના રચનાસંગ્રહો બાબતમાં બાંગ્લાદેશ જ પ્રથમ પથપ્રદર્શક. ચૈતન્યયુગના શ્રીધર ગોસ્વામી ઈ.સ. ૧૫૪૧ સાલ પહેલાં પદ્યાવલીમાં જુદા જુદા કવિઓની વાણી સંગ્રહ કરે છે. એનાં ૬૩ વર્ષ પછી પંજાબમાં ગુરુઓની વાણી ગ્રંથસાહેબ સંગૃહીત થઈ. ફારસી ભાષામાં પણ આવા પ્રકારની ઘણી પુષ્પાંજલિ સંગૃહીત થઈ છે. 'ગુલદસ્તા' કે કુસુમ-

સંચય કહે છે.

બાંગ્લાદેશના કથકોનાં વિવિધ ઘરાનાંમાં આજે પણ નાનાવિધ કવિવચનસંગ્રહો છે. તે બધા પ્રકાશિત થાત તો આ અંગે બાંગ્લાદેશની અતુલનીય પ્રતિભાનો વધારે પરિચય મળી શકત. જોકે તે દિવસે આવી બધી વાતો યાદ આવી ન હતી, એટલે બાંગ્લાદેશની આ પ્રકારની ચયન-પ્રતિભાની વાત તે દિવસે પણ કહેવાઈ ન હતી.

કવિગુરુ કહેવા લાગ્યા, "સંચયનપ્રતિભા એ છે બાંગ્લાદેશનું એક વિશેષત્વ. બાંગ્લાદેશના શિલ્પમાં પણ તે જોવા મળે છે. પ્રાણી જેમ ભાતભાતનાં જ ખાદ્યોમાંથી વિવિધ પ્રાણ-રસ લઈને જીવનમાં સમીકૃત (assimilate) કરે છે, તેવી રીતે વિવિધ ઉપકરણો દ્વારા બાંગ્લાદેશે તેનાં શિલ્પ અને કળાને જીવંત રાખ્યાં છે. પ્રાણ વસ્તુ ઘણી જ રહસ્યમય. તે જે લેવા જેવું છે તે સારી રીતે લે છે, છતાં વૃથા-ભાર તે એકઠો કરી રાખતો નથી. જે કાંઈ પ્રાણધારણ અંગે અનાવશ્યક છે તેનો તે સ્વચ્છંદે (elimination) ત્યાગ કરે છે. શરીર જ્યારે આ શક્તિ ગુમાવે છે, એટલે કે જે ત્યાજ્ય છે તેનો સારી રીતે ત્યાગ કરી શકતું નથી ત્યારે અનેક પ્રકારની વ્યાધિ અને દુર્ગતિ આવીને તેને ઘેરી વળે છે. બાંગ્લાદેશ આ વ્યાધિમાંથી ચિરદિન મુક્ત હતો.

"બાંગ્લાદેશમાં ચિત્રમાં અને પાષાણમૂર્તિઓમાં જે પ્રાણની લીલા જોવા મળે છે તે સર્વ પ્રકારે પુરાતન શાસ્ત્ર અને વૃથાભારથી મુક્ત છે, છતાં પણ તેમાં નૂતન અને પુરાતન, આ બાજુનાં કે પેલી બાજૂનાં બધા પ્રકારનાં ઉપકરણો પ્રાણશક્તિના રહસ્યમય કૌશલમાં સંગત થયાં છે. તેમાંથી કશાયને બાદ કરવાથી પ્રાણધર્મ અને બાંગ્લાદેશની સાધનાનો સ્વધર્મ ક્ષુણ્ણ થશે.

"વિશ્વવિધાતા જાણે મનમાં મનમાં આ વાત ચિરદિન ઇચ્છતા આવ્યા છે કે, આ બાંગ્લાદેશનાં બધાં તીર્થક્ષેત્રોમાં બધી સાધનાનું મિલન થશે. કેવળ વિધિવિધાનના બાહ્ય દાવાથી તે મિલન થવાનું નહીં. આ મિલન યોજાશે પ્રેમનો દાવો થયેથી. એટલે બાંગ્લાદેશની બધી સાધનામાં રહ્યું છે પ્રાણનું એક સહજ આવેદન. બાંગ્લાદેશનાં સંગીત, શિલ્પકળા બધે જ આપણને આ સત્ય જોવા મળે છે. ઉપકરણનું બાહુલ્ય બાંગ્લાદેશની સાધનામાં સહ્ય થશે નહિ."

ત્યારે મેં કહ્યું, "બાંગ્લાદેશના પાષાણશિલ્પમાં કેટલીક મૂર્તિઓ છે, જેને કીર્તિમુખ કહે છે. તે બધીમાં છે, બહુ અલંકારોનો વિપુલ ભાર. પણ અહીંની છત્રમુખ મૂર્તિઓ ખૂબ જ સાદીસીધી. તેમાં જરાય મંડન – બાહુલ્ય નથી – છતાં તેની વ્યંજનાનો અંત નથી. ઉત્તર- બંગની અને પૂર્વબંગની સંગૃહીત ઘણી મૂર્તિશાળાઓમાં આ છત્રમુખ શિલ્પના નમૂના જોઈ વિસ્મિત થવું પડે."

કવિગુરુએ કહ્યું, "તે બધી છત્રમુખ મૂર્તિઓ છે બાંગ્લાદેશની અસલ શિલ્પસાધના. આ બધી છે તેની નિજસ્વ સાધના. કીર્તિમુખ મૂર્તિઓમાં બાંગ્લાદેશે બહારની ચેલાગીરી કરી છે. બાંગ્લાદેશની સંસ્કૃતરચનામાં જે ગૌડીય રીતિ જોવા મળે છે, તેમાં શબ્દ અને અલંકારનો ભાર છે. ત્યાં બાંગ્લાદેશ બીજા દેશોને નજર સામે રાખીને બધાને આશ્ચર્યચક્તિ કરવા માગે છે. ત્યાં તે પોતાની અતલ અપાર તપસ્યાનું સાધન પામ્યો નથી. આ સાધના તે પામ્યો છે તેના પ્રાકૃત સાહિત્યમાં અને ગાનમાં. કીર્તનમાં અને બાઉલ ગાનોમાં તેનો પરિચય. પ્રાણની સ્વાભાવિક સાધનાની પ્રાકૃત આ ભૂમિ બાહ્ય શાસ્ત્ર અને વિધિવિધાનોના જગતનો ભાર શા માટે સહન કરે?

"બાંગ્લાદેશનું બીજું એક વિશેષત્વ છે એનો સુકુમાર સૂક્ષ્મ બોધ. કપાસ તો બીજી ઘણી જગાએ થાય છે. પણ ઢાકાના મસલિનના જેવી સૂક્ષ્મતા ક્યાં છે? અહીંની સ્ત્રીઓને હાથે જેવું સૂક્ષ્મ સૂતર નીકળે છે તેવું બીજે તો ક્યાંય નીકળતું નથી. તે સૂતર એટલું બધું સૂક્ષ્મ છે કે જરા જેટલો કઠિન સ્પર્શ તેનાથી સહેવાય નહિ. આવી સુકુમાર કલાને ઉપયુક્ત દરદી સ્પર્શ અહીં જ મળશે. જે દરદી હાથથી મસલિન સૂતર-સૃષ્ટિ, તે હાથથી બાંગ્લાદેશનાં ઘણાં સુકુમાર શિલ્પ સરજાયાં છે. એનાથી શું કોઈ નિષ્ઠુર મૃત આવર્જનનો ભાર સહન થાય?

"ગોળની સાથે ગૌડનો યોગ નથી શું? આ યોગ છે શબ્દશાસ્ત્રનો. પણ માધુર્ય સાથે આ દેશનો ચિર-

યોગ. નીરસ શુષ્ક પથ આ દેશનો નથી. જળપથના પથિક અમે શુષ્ક ધૂળને પથે ચાલી શકતા નથી. અમારો પથ સરસ જીવંત જલધારા. સર્વત્ર તે પ્રાણનો સંચાર કરે. સુકાઈ મરવાની નિષ્ઠુર રીત તે જાણતો નથી.

"બંગાળી સુજલા સુફલા જનનીનું સંતાન, એટલે સંઘરી ભેગું કરી રાખવાની તેની પ્રવૃત્તિ ઓછી હોઈ શકે. એટલે તે સારો વેપારી ન થઈ શકે, પણ તેનો દેશ વિસ્તૃત હોવાથી તેની દૃષ્ટિ ઉદાર હોવાની વાત ખરી. આ દેશ સમતલ. તેથી કરીને અહીં ઉચ્ચનીચ ભેદબુદ્ધિના પેલા બધા કૃત્રિમ પ્રતિબંધો શા માટે રહે ?

"પહેલાં જ મેં કહ્યું છે કે પુરાતનનો ભાર અહીં નથી. એટલે આ દેશમાં તીર્થનો ભાર નથી. બાંગ્લાદેશ કાંઈ દેવભૂમિ નથી. આ દેશ છે માનવનો. બંગાળી માણસને જ ઓળખે છે. તેણે દેવને ઘરના માણસ બનાવી દીધા છે. બંગાળનાં શિવ-દુર્ગામાં બંગાળી ચરિત્રનો જ પ્રકાશ. ગંગા-ગૌરીના કંકાસમાં, શિવ-દુર્ગાના કલહમાં છે અમારો ઘરઘરનો ઝઘડો. સારાં-ખોટાં બધાંમાં હોવા છતાં અમારા શિવ અમારા પોતાના જ માણસ. બંગાળના રામ વાલ્મીકિના રામ નથી. અમારા કૃષ્ણને પણ અમે શાસ્ત્રમાં શોધી શક્યા નથી, જોકે અમારા જીવનની માંહી તેમને ખૂબ જ જોવા પામીએ છીએ. દેવતાને પ્રેમના માણસ તરીકે ઓળખ્યા એટલે બાંગ્લાદેશના સાધકોએ તેમની રચનામાં જે દરદ દેખાડ્યું છે તે દરદની અમે શાસ્ત્રપંથીઓ પાસેથી આશા જ રાખી શકતા નથી. મારી 'વૈષ્ણવ કવિતા'માં આ વાતનો થોડોક આભાસ મેં એક દિવસ આપ્યો હતો. દેવતામાં અને માણસમાં અહીં કોઈ પ્રકારનું અનૈક્ય નથી. માનવતા એ જ અમારો ધર્મ એ વાતની મેં દેશ-વિદેશમાં ઉચ્ચ-કંઠે ઘોષણા કરી છે.

"બાંગ્લાદેશને તળિયે સમુદ્ર. તેના તીરના રહેવાસીઓ સાહસિક. પૂર્વબંગમાં નિત્ય જ નદીનાં ભંગાણ-નિર્માણ. ત્યાં કાંઠાના લોકો નિર્ભીક અને ઉત્સાહી. ગંગા અહીં આખા ભારતના આશીર્વાદ વહી લાવે છે. અહીંની માટીમાં પણ વિવિધ જાતિ અને સંસ્કૃતિનું મિલનતીર્થ. એટલે એનું એક વિશેષ મહત્ત્વ રહ્યું છે."

વ્રજેન્દ્ર શીલ મહાશય માનવતત્ત્વના ઘણા મોટા પંડિત. તેમણે કહ્યું, "બાંગ્લાદેશમાં કેટલીયે જાતિના માણસોનું મિલન થયું છે, તેનો કહેતાં પાર આવે એમ નથી. અહીં આર્ય, અનાર્ય, ભોટ, કિરાત પ્રભૃતિ મોંગોલિયન જાતિઓ મળી છે. મણિપુર માર્ગે શાનવાસી ચીનાઓ આવ્યા છે. ગેરો-ખાસિયા-કાછાડી, કોચ વગેરે જાતિઓ અહીં છે. સાંવતાલ, ભીલ, કોલ વગેરે લોકો વસે છે. દ્રાવિડોનો તો એક મૂળનો અડ્ડો છે. ઘણી જાતિઓની ભૂમિ હોવાથી માનવતત્ત્વ સંબંધે બંગાળીઓ આટલા બધા સચેતન." આ અંગે તેમણે એક ચમત્કારક આલોચના કરેલી.

મેં પણ કહ્યું, "આપણા દેશના ધર્મ અને આચારમાં એવી ઘણી વસ્તુઓ છે જે દ્રાવિડ સાથે મળતી આવે છે. બાંગ્લાદેશનાં ઘર-બારનાં સંસ્થાન ઉત્તર ભારતના બીજા પ્રદેશોનાં સંસ્થાનો સાથે મળતાં આવતાં નથી, પણ તેના કરતાં મળતાં આવે છે કેવળ કોચીન વગેરે સ્થાનો સાથે. ઘરની ચારેબાજુની હદમાં સરોવર, તળાવ, પોતાની જમીનમાં જ ચિતા-ભસ્મની રચનાનું સ્મારક હોય. અમારા જાતાચાર, મૃતાચાર, વિવાહ-આચાર, મંગળ-અમંગળ, સુજાત્રા-અજાત્રા વગેરે ઘણા સંસ્કારો મળતા આવે છે દક્ષિણની સાથે. તેમની જેમ અમે પણ સુવાવડ માટે આંગણમાં કામ-ચલાઉ ઓરડો બાંધીએ. પ્રથમ ઋતુ-દર્શનમાં સ્ત્રીઓના આચાર અને ઋતુકાળમાં સ્ત્રીઓ જે નિયમો પાળે છે, તે પણ તે દેશની જેમ. ધોબીને ધોવા વસ્ત્ર ન આપો ત્યાં સુધી તે શુદ્ધ થતું નથી. વિધવાઓના આચાર પણ ઘણાખરા એક જ પ્રકારના. વરપક્ષ તરફથી કન્યાને ઘેર વિવાહ-માંદળિયું (નાના માદળિયા જેવું કવચ) મોકલાય. કેળની નીચે વરકન્યા તળાવમાં રમે. આ બધા છે દક્ષિણી આચાર.

"ઉત્તર ભારતના ફલિત જ્યોતિષમાં સર્વત્ર વિંશોત્તરી ગણના, બાંગ્લાદેશમાં અષ્ટોત્તરી. જાતકર્મ, અન્નાશનથી માંડીને અહીં બધાં અનુષ્ઠાનોમાં માતુલનું પ્રધાન સ્થાન. માતુલનાં પણ અનેક કૃત્યો છે, તે બધાં અનુષ્ઠાનોમાં રહ્યાં છે. આ બધું જોતાં બાગ્લાદેશના

આચારને દક્ષિણ ભારતના આચાર સાથે જ યુક્ત કરવા મન થાય તે સ્વાભાવિક. ત્યાંના નંબુદ્રી બ્રાહ્મણોના કેરલાચાર બાંગ્લાદેશના આચાર સાથે એટલા બધા મળે છે કે ઘણા લોકો કહે છે કે નંબુદ્રીઓ એક કાળે કદાચ બાંગ્લાદેશમાંથી ત્યાં ગયા હશે. તેમના જેવા આચારનિષ્ઠ વેદપરાયણ બ્રાહ્મણ નથી, છતાં લગ્ન-પ્રસંગે તેમના આચાર છે, જેમાં તળાવમાંથી માછલાં પકડવાનો અભિનય કરવો પડે, લગ્ન વખતે કાંસાનું દર્પણ અને અસ્ત્ર હાથમાં લઈને વરઘોડો નીકળે. બાંગ્લાદેશ સિવાય બીજે ક્યાંય ઉલુધ્વનિ* છે એવું સાંભળ્યું નથી, પણ દક્ષિણની નાયર જાતિમાં તે છે. તેનું નામ છે 'કુડુબા.' બાંગ્લાદેશનાં કીર્તનાદિમાં જે બધા તાલ છે તેનો મેળ રહ્યો છે દક્ષિણી તાલની સાથે. આચાર્ય ભાતખંડેએ આ બધું એક વાર જોઈને વિસ્મય દર્શાવ્યું હતું. બાંગ્લાદેશના પ્રચલિત વ્યાકરણની ઉત્પત્તિ દક્ષિણ ભારતમાં. પાણિનિનું આ દેશમાં એટલું બધું ચલણ નથી, એટલે એવું નથી કે પાણિનિના પંડિતો આ દેશમાં જન્મ્યા નથી. આયુર્વેદ અને રસશાસ્ત્રમાં બાંગ્લાદેશની સાથે એકમાત્ર તુલના થઈ શકે કેરલાદિ ભૂભાગની. આયુર્વેદના ધાતુ-ચિકિત્સા પ્રકરણમાં બાંગ્લાદેશનું એક વિશિષ્ટ સ્થાન છે."

આ પ્રકારની વિવિધ આલોચના ચાલતી હતી. વિવિધ રીતે બધા વિષયો અંગે કવિગુરુ નૂતન નૂતન પ્રકાશ પાડ્યે જતા હતા. છેલ્લે બોલ્યા, " 'ભારતના ઇતિહાસની ધારા'માં જોકે થોડુંક મેં લખ્યું છે, તે વિષે બીજી પણ ઘણી બાબતો લખવાની મારી ઇચ્છા હતી– વિશેષતઃ મહાભારતના મર્મસત્યને સારી રીતે દેખાડી જવાની મારી ઇચ્છા હતી. મહાભારતની ચરમ વાત બહુ મર્માન્તિક. ઘણી વાર તે કહેવા ગયો છું. પણ બોલાયું નથી. હવે તો શક્તિને પોષાય એમ નથી. બાંગ્લાની વાતો પણ જરા લખવાની જરૂર ખરી. પણ હવે અવસર જરાય નથી. વળી વાર્ધક્યનો પ્રભાવ પણ રહ્યો છે ને? તે વાત ભૂલ્યે કેમ ચાલશે? આ કામ તમારામાંથી કોઈ હાથમાં લે તો ઘણું સારું થાય."

આટલું બોલી મારી સામું જોયું. તેમની આ દૃષ્ટિથી હું મનમાં મનમાં ઘણો ભય પામ્યો. તો શું તેઓ મારી પાસેથી કાંઈ ઇચ્છે છે? સંકોચપૂર્વક મેં કહ્યું, "તે દૃષ્ટિ શું અમારી પાસે છે? વળી બાંગ્લાદેશનાં પાસાં કેટકેટલાં! તેના વિશે જાણીએ છીએ તે પણ કેટલું? આ દેશનાં ધર્મ અને સાધનાની વાતો લઈને મેં થોડુંઘણું આમતેમ કર્યું છે, તેમાં શું બધુંય કહેવાઈ ગયું છે એમ કહી શકાય ખરું? એટલેસ્તો સાહસ કરી શકતો નથી."

તેમણે કહ્યું, "તો પછી તે અંગે તમારે જે કાંઈ કહેવાનું છે તે કહી દો ને? ત્યારપછી એ વિષયે બીજું જે કાંઈ મનમાં આવે તે પણ તમે સ્પષ્ટતાપૂર્વક કહી શકશો. ભય ન પામતા. કાર્ય કર્યે જાઓ. અમે બધા ચારેબાજુ છીએ જ. અમે બધા તમને બળ પૂરું પાડીશું."

કાર્ય વિરાટ. તેમની વાત ઉપેક્ષણીય નથી. ફરજિયાત હું ચૂપ કરીને બેસી રહ્યો. મનમાં મનમાં ભય છતાં હું બરાબર સમજી શક્યો છું કે આ વાત ઉડાડી દેવા જેવી નથી. વિષમ વિપદ.

ત્યારપછી દિવસ પછી દિવસ વીતવા લાગ્યા, પણ મનનો ભાર હવે જતો નથી. આટલા દિવસ જે અનુરોધ હતો તે આદેશ થઈને ઊભો રહ્યો. તેથી આ આદેશનું પાલન ન કરાય તો અપરાધ થશે.

બાંગ્લાદેશની વિવિધ સાધનાનું સંધાન અને સંગ્રહ કરવા લાગ્યો. કાંઈક કાર્ય થયું પણ ખરું. ચોપડી પણ લખાઈ. ચોપડી નાની ન થઈ. પણ બજારમાં કાગળ નથી, છાપવાનું પણ દુઃસાધ્ય. આ દરમિયાન દિલ્લીમાં પ્રવાસી બંગ સાહિત્ય-સંમેલન થવાની વાત થઈ. ત્યાંના પરિચાલકોએ મને દર્શનશાસ્ત્રના કાર્ય માટે બોલાવ્યો.

ઇન્દ્રપ્રસ્થની સભા – રાજસૂય કાંડ. કાંઈ કહેવામાં પણ સંકોચ થાય. ત્યાં બધાના આગ્રહથી કાંઈક બોલવાનું થયું. જોકે આખી પોથી, તે બધાંને માથે મારવાનું મન ન થયું. જે કહેવાનું હતું તેની બેચાર વાતો મોઢેથી જ કહી.

બેઠો હતો દર્શનના આસન ઉપર. પણ મારું કાર્ય

---

* 'ઉલુધ્વનિ' : હુલુ. શુભકાર્યમાં પુરનારીઓ દ્વારા 'ઉ'ના ઉચ્ચાર સાથે જીભને ડાબે-જમણે ફેરવી કરાતો મુખધ્વનિ.

હતું ધર્મ સંબંધી આલોચના. એટલે ધર્મ અંગેનાં તથ્યો જ મારી વાતોમાં મોટા પ્રમાણમાં આવ્યાં. તેથી કરીને કોઈ મારી ઉપર રોષે ભરાયું હશે કે કેમ, તે પણ સમજાયું નહિ. જોકે ઘણાએ મારું વક્તૃત્વ લેખિત આપવા ઉઘરાણી કરી.

મારી ચોપડી એક દિવસ છપાશે ત્યારે મારું કર્તવ્યપાલન થશે એમ માની ઘણા દિવસ બીજું કાંઈ કર્યું નહિ. એટલામાં બંધુવર્ગ તરફથી તગાદો આવવા લાગ્યો. દિલ્લીમાં જે કાંઈ મોઢે કહ્યું હતું, વધારે નહિ-તેટલું જ અત્યારે લખવું રહ્યું. મોટી ચોપડી જ્યારે બહાર પડશે ત્યારે જોયું જશે.

તેમના અનુરોધને વશ થઈને આજે લખું છું, બાંગ્લાદેશની સાધનાની પ્રાણવસ્તુ, જે સમજ્યો છું તે યથાસાધ્ય થોડામાં પ્રકાશ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો.

જેમના આદેશથી અને નિર્દેશનથી એક દિવસ આ કામ કરવા પ્રવૃત્ત થયો હતો, આજે તેઓ શરીરે આ જગતમાં નથી, એટલે જ તેમની વાત વારંવાર યાદ આવ્યા કરે છે, તેમની વાત અત્યારે પણ સાંભળવા પામું છું – "અમે છીએ ને."

જે દિવસે તેમણે આદેશ આપેલો તે દિવસે કહ્યું હતું, "ડરશો નહિ, કાર્ય કર્યે જાઓ. અમે છીએ ને. અમે બધા જ શક્તિ આપીશું." તેમની તે વાણી શું આજે મિથ્યા થશે? આજે પણ તેમણે અમારી માંહી પ્રાણ અને શક્તિનો સંચાર કર્યો છે. આજે પણ તેઓ અમને ઘેરીને રહ્યા છે. તો પછી ભય શેનો?

તેમની વાત આજે વારંવાર યાદ આવે છે. તેમની મૃણ્મય કાયા આજે નથી તોય ચિન્મય વિગ્રહમાં આજે પણ વિદ્યમાન છે. મહાપુરુષોનાં મૃત્યુ નથી. આજે જો આ સામાન્ય પુષ્પાંજલિ જોઈને તેઓ તૃપ્ત થશે તો જ સકલ શ્રમ સાર્થક માનીશ. આ વાત મનમાં રાખીને તેમના ઉદ્દેશ્યમાં આ ગ્રંથ આજે શ્રદ્ધા સાથે નિવેદન કરું છું.

□

## ચિરવિદાયની ક્ષણે

*લાગે – જાણે અહીં ફરીથી નહીં આવવું થાય.*
*વિહગ ન કૂજે, તરુ નવ ડોલે,*
*ચૂપ વહી સરી જાય,*
*તૃણસાગર નવ ચડે હિલોળે,*
*પવન અચંચલ કાંય!*
*સમજ્યું ના સમજાય. લાગે૦*

*વાતાવરણ સમૂળું જાણે*
*ખામોશીમાં ખૂંપ્યું,*
*આવકારસૂની ધરતીનું*
*હીર અવાચક ખૂટ્યું.*
*નર્યું શૂન્ય છલકાય. લાગે૦*

*અહીં કશું ના કર્ષે, ક્યાંયે*
*મન મોહી અટવાય,*
*સકલ પૃથુલ સંવેદન શમતાં*
*ઊંડું સુખ વરતાય.*
*સુરતા સરકી જાય. લાગે૦*

*પરિચિત સઘળું સાવ અજાણ્યું*
*કેમ અચાનક લાગે?*
*કોઈ સૂરમાં જીવન કેરું*
*કેમ ન સંગીત વાગે?*
*આ તે શું કહેવાય! લાગે૦*

*જનમ જનમ ભટક્યાનો જાણે*
*શમે સામટો થાક,*
*રોમે રોમે 'હાશ' વળે ને*
*'ચલો ચલો' બસ ક્યાંક !*
*સ્વપ્ન સમું શું થાય? લાગે૦*

*જર્જર શ્વાસે શિવનર્તનના*
*પદાઘાત સંભળાય,*
*હૃદયધબકમાં ડમરુ કેરા*
*સુણું નાદ પડઘાય.*
*પરમ મૌન પથરાય. લાગે૦*

**લાભશંકર રાવળ**

# 'પ્રકાશનો પડછાયો'માં કલ્પનાવિહાર

ચી.ના. પટેલ

પૃ. ૧૫૧-૧૫૨ :

"રાતભરની ગડમથલ પછી હરિલાલે બીજે દિવસે બાપુને એક પત્ર લખ્યો – બાપુ! તમને તથા બાને મળવા મારું મન વ્યાકુળ થતું જાય છે. સત્યાગ્રહની લડતમાં જોડાવાની મેં પ્રતિજ્ઞા લીધી હતી. ફરી એક વાર આફ્રિકા આવીને લડતમાં પડવા માટે તમારી આજ્ઞા માગું છું."

"પણ બાપુને પોતે લખેલા પત્રનો કોઈ ઉત્તર મળે એ પહેલાં જ ટૉલ્સટૉય ફાર્મથી એક એવા સમાચાર આવ્યા કે હરિલાલ હચમચી ઊઠ્યા. એમનું મન હાહાકાર કરી ઊઠ્યું."

જે ઘટનાના સમાચાર જાણીને હરિલાલ હચમચી ઊઠ્યા હતા તેનું શ્રી જોષીએ કરેલું વર્ણન ટૂંકમાં આવું છે:

ટૉલ્સટૉય વાડીમાં એક ઝરણું હતું, જેમાં ગાંધીજી ટૉલ્સટોય વાડીમાં રહેતાં કિશોર-કિશોરીઓને સાથે સ્નાન કરવા જવા દેતા. એક દિવસ લલિતા નામની સોળ-સત્તર વર્ષની એક યુવતી એ ઝરણામાં સ્નાન કરીને "સહુથી સહેજ જુદી ઊભી રહીને પીઠ વાળીને એના લાંબા ભીના વાળને છુટ્ટા મૂકીને સૂકવી રહી હતી...."

"અચાનક મણિલાલની નજર પીઠ વાળીને ઊભેલી લલિતા ભણી ગઈ."

" 'તારા આ વાળ... આ લાંબા વાળને લીધે તું સાચે જ ખૂબ સરસ લાગે છે... જાણે કોઈ પરી જોઈ લ્યો...' મણિલાલે આખરે કહી જ દીધું." " 'અરે વાહ!' લલિતા ચહેરો ઉઠાવીને મોકળું હસી. 'પરીનું નામ તમે સાંભળ્યું છે ખરું!' અને પછી લુચ્ચું હસીને એણે ફરી વાર પીઠ ફેરવી લીધી." (પૃ. ૧૫૩-૫૪).

ત્રણ-ચાર દિવસ પછી મણિલાલ "સહેજ ઊંડા પાણીમાં આગળ જઈને તરી રહ્યા હતા.... સહેજ ઊંડી ડૂબકી મારીને એ પાણીના બીજે છેડે બહાર નીકળ્યા ત્યારે ત્યાં ડૂબકી મારીને માછલીની જેમ સડસડાટ તરી રહેલી લલિતાને એમણે જોઈ!" "એના પેલા લાંબા અને સુંવાળા વાળ પાણીની સપાટી પર ફેલાઈને અદ્ભુત દૃશ્ય રચી રહ્યા હતા." "મણિલાલે લલિતાના એ વાળ પર ફરીવાર હાથ ફેરવ્યો." "પણ પાણીમાં પડેલા મણિલાલના પડછાયાનો અણસાર આવી ગયો હોય એમ પેલી કન્યાએ, જોરથી માથું હલાવીને ડોકું બહાર કાઢ્યું! મણિલાલ સ્તબ્ધ થઈ ગયા! એ લલિતા નહોતી! લલિતા જેવા જ વાળ અને એવી જ દેહયષ્ટિ ધરાવતી એ તો બીજી આશ્રમકન્યા ચંદા હતી!" (પૃ. ૧૫૫-૫૬).

ગાંધીજી મણિલાલ, લલિતા અને ચંદાને કહે છે : " 'તમારું વર્તન એ મોટી અધૂરપની નિશાની છે. એ અધૂરપ માટે મારે જ પાયશ્ચિત્ત કરવું જોઈએ! મેં નિશ્ચય કરી લીધો છે... આ નિષ્ફળતા માટે હું ઉપવાસ કરીશ.' " (પૃ. ૧૫૯-૬૦).

ગાંધીજી લલિતા અને ચંદાને કહે છે : " 'તો પછી બેટા! જે વાળના મોહમાં મણિલાલ લપેટાયા એ વાળના મોહમાં આવતી કાલે કોઈ બીજું પાપ આચરવા ન પ્રેરાય એ માટે આ વાળનો જ મોહ છોડી દો! તમારા બેયના આ વાળ કાપી નાખીએ...' "

" 'હા! એ જ એકમાત્ર પ્રાયશ્ચિત્ત છે', બાપુ બોલ્યા. 'મણિલાલ ટૉલ્સટૉય આશ્રમ છોડીને ફીનિક્સમાં વસવા જતા રહે! આ વાતાવરણ છોડવાથી એ નવા કામ વચ્ચે ઘેરાઈ જશે તો પાપ એમનો કેડો મૂકી દેશે! જ્યાં સુધી પાપે એમનો પીછો છોડી દીધો છે એવી પ્રતીતિ ન થાય ત્યાં સુધી એમણે લગ્નનો વિચાર જ છોડી દેવો જોઈએ! આત્મિક ઉન્નતિ માટે લગ્નજીવન જરૂરી છે એવી ખાતરી ન થાય ત્યાં સુધી માત્ર દૈહિક જરૂરિયાત માટે હું મણિલાલને લગ્ન કરવાની કદી સંમતિ આપી શકું નહીં!' " (પૃ. ૧૬૧).

ગાંધીજીએ નહોતા કર્યા પ્રાયશ્ચિત્તરૂપે ઉપવાસ કે નહોતું કહ્યું, "જ્યાં સુધી પાપે એમનો પીછો છોડી દીધો છે એવી પ્રતીતિ ન થાય ત્યાં સુધી એમણે

(મણિલાલે) લગ્નનો વિચાર જ છોડી દેવો જોઈએ!"

ગાંધીજીએ પોતે 'દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ'માં લખ્યું છે :

"લુચ્ચા ગણાતા છોકરાઓ ને નિર્દોષ જુવાન બાળાઓને હું સાથે નાહવા મોકલતો. બાળકોને મર્યાદા-ધર્મ વિષે ખૂબ સમજાવ્યું હતું... આ બાળકો અને બાળાઓ વિષે પ્રભુએ જ લાજ રાખી એમ હવે જોઉં છું.

એક દિવસ આ બાળાઓએ જ કે કોઈ બાળકે મને ખબર આપી કે એક જુવાનિયાએ આ બે બાળાઓની મશ્કરી કરેલી. હું ધ્રૂજ્યો. મેં તપાસ કરી. વાત ખરી હતી. જુવાનિયાને સમજાવ્યું. પણ એટલેથી બસ ન હતું. બંને બાળાઓના શરીર ઉપર મેં એવું ચિહ્ન ઇચ્છ્યું કે જેથી દરેક યુવક તે સમજી શકે અને જાણે કે એ બાળાઓ ઉપર કુદૃષ્ટિ કરાય જ નહીં. બાળાઓ પણ સમજે કે પોતાની પવિત્રતા ઉપર કોઈ હાથ નાખી જ ન શકે... એવું ક્યું ચિહ્ન હું એ બાળાઓને આપું કે જેથી તેઓ પોતાને સુરક્ષિત સમજે અને બીજા તેમને જોઈ નિર્વિકાર રહે. રાત જાગ્યો. સવારમાં બાળાઓને વીનવી. તેઓને ભડકાવ્યા વિના સમજાવીને સૂચવ્યું કે તેઓએ પોતાના સુંદર લાંબા વાળ કાપી નાખવાની મને રજા આપવી. પ્રથમ તો તે બાળાઓ ન સમજી.... છોકરીઓ બંને ભવ્ય હતી... અહો! એક આજે હયાત નથી. તે તેજસ્વિની હતી. બીજી હયાત છે. તે પોતાનો ગૃહસંસાર ચલાવી રહી છે. છેવટે તે બંને સમજી. તે જ ક્ષણે જે હાથ આ પ્રસંગ ચીતરી રહેલ છે તે હાથે આ બાળાઓના વાળ ઉપર કાતર ચલાવી! ને પછી વર્ગમાં આ કાર્યનું પૃથક્કરણ કરી બધાંને સમજાવ્યું. પરિણામ સુંદર આવ્યું. ફરી મેં મશ્કરીની વાત ન સાંભળી."

(દ્વિતીય ખંડ, પ્રકરણ ૧૧)

અહીં ગાંધીજીએ પ્રાયશ્ચિત્તરૂપે ઉપવાસ કર્યો હોવાનો ઉલ્લેખ છે જ નહીં. એમ છતાં આ બાબત કોઈને શંકા હોય તો જુઓ ચંદુલાલ દલાલની આ નોંધ :

૧૯૧૩: જુલાઈ ૧૪: ડર્બન ફી.આ.માં સાંજે આવ્યા.

એકટાણું ચાલુ; પ્રાર્થના સમયે પેલાં બેના આડા સંબંધની વાત નામો સાથે જાહેર કરી; અને એમ પણ જાહેર કર્યું કે પોતે ચાર માસ એકટાણું કરશે અને શરૂમાં સાત દિવસના ઉપવાસ કરશે.

જુલાઈ ૧૫ : ડર્બન ફી.આ.માં ઉપવાસ શરૂ.[૪] પેલી સ્ત્રીના વાળ પોતે કાપી નાખ્યા.[૫]

ગાંધીજીએ જે 'જુવાનિયાએ' બે બાળાઓની મશ્કરી કરી હતી તેનું નામ નથી આપ્યું. માની લઈએ કે એ મણિલાલ હતા, પરંતુ મશ્કરી કરવાના ગુનાનું પ્રાયશ્ચિત્ત કરવા ગાંધીજીને ઉપવાસ કરવાનુંય જરૂરી નથી લાગ્યું તે જ ગુના માટે મણિલાલને શ્રી જોષીએ નવલકથાના પૃ. ૧૬૧ ઉપર જણાવી છે તેવી સજા કરે?

વળી જે બે છોકરીઓને ગાંધીજીએ ભવ્ય કહી છે તેમાંની એકને 'લુચ્ચું' હસતી જણાવીને શ્રી જોષીએ એક નિર્દોષ યુવતીનો કોઈ સજ્જન ન કરે એવો અપરાધ કર્યો છે.

પૃ. ૧૬૬ :

"આફ્રિકાની લડત જીવસટોસટના આખરી તબક્કામાં પ્રવેશી ચૂકી હતી... હજારો સત્યાગ્રહીઓએ જેલવાસ સ્વીકાર્યો હતો અને એમનાં કુટુંબીજનોના પોષણની જવાબદારી બાપુના શિર પર હતી. સેંકડો પરિવારો ટૉલ્સ્ટૉય આશ્રમમાં વસવાટ કરવા આવી પહોંચ્યા હતા."

પણ સત્યાગ્રહની આખરી લડત શરૂ કરવાનો નિર્ણય ૧૯૧૩ના સપ્ટેમ્બરની ૧૧મીએ લેવામાં આવ્યો હતો અને ૧૫મીએ કસ્તૂરબા સહિત ૧૬ વ્યક્તિઓ સત્યાગ્રહ કરવા ડરબનથી નીકળી હતી, અને ટૉલ્સટૉય આશ્રમ તો ૧૯૧૩ના જાન્યુઆરીની ૯મીએ બંધ કરવામાં આવ્યો હતો.

(ગાંધીજીની દિનવારી, પૃ. ૧૩૩ અને ૧૨૯).

તો ૧૯૧૩ના જાન્યુઆરીની ૯મીએ બંધ કરવામાં આવેલા ટૉલ્સટૉય આશ્રમમાં

---

પાદટીપ ૪: 'દ આ'માં આવા ઉપવાસનો આ પહેલો પ્રસંગ હતો.

પાદટીપ ૫: એમાં એ સ્ત્રીની સંમતિ હતી. (ગાંધીજીની દિનવારી, પૃ. ૧૩૨)

સત્યાગ્રહીઓના સેંકડો પરિવારો ૧૯૧૩ના સપ્ટેમ્બરની ૧૫મી પછી વસવાટ કરવા કેવી રીતે આવી પહોંચ્યા હશે?

વળી ટૉલ્સટૉય આશ્રમમાં ગાંધીજી કેલનબેક અને પોતાના બે પુત્રો સાથે ૧૯૧૦ના જૂનની ચોથીએ રહેવા ગયા હતા (એજન પૃ. ૧૦૪) અને એ આશ્રમમાં રહેતાં હતાં માત્ર ૪૦ જેટલા યુવાનો, બેત્રણ વૃદ્ધો, પાંચેક સ્ત્રીઓ અને વીસથી ત્રીસ બાળકો, જેમાં ચારપાંચ બાળાઓ હતી (દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ, દ્વિતીય ખંડ, પ્રકરણ ૧૦).

તો વધુમાં વધુ ૮૦ની સંખ્યામાંથી સેંકડો પરિવારો થઈ ગયા?

પૃ. ૨૪૬:

"મહાદેવભાઈ સામે નજર ઠેરવીને, 'આણે હરિલાલની ગરજ સારી છે... જો મને બીજા પુત્રો ન હોત તો કદાચ ઝૂરીને મરી જાત...' " " 'હા, મહાદેવ! 'નવજીવન'ના આગામી અંકમાં મારા નામે એક જાહેર સ્પષ્ટતા કરતો લેખ પ્રગટ કરો.' "

સમયને પાંખો આવતી હશે?

ગાંધીજીએ ૧૯૧૮ના મેની પહેલીએ હરિલાલને લખ્યું હતું, "મને લખવાનો વખત નથી. ભાઈ મહાદેવ નવરાશ શોધી તમને લખશે... એણે તમારી ગરજ સારી છે. પણ તમે તેની જગ્યાએ હત તો કેવું સારું એવી મમતા હજી જતી નથી. જો મને બીજા પુત્રો ન હત તો હું ઝૂરીને મરી જાત." (મહાદેવભાઈની ડાયરી, પુસ્તક ૪, પૃ. ૯૯).

ગાંધીજીના નામે જાહેર સ્પષ્ટતા કરતો લેખ તો 'નવજીવન'ના ૧૯૨૫ના જૂનની ૨૧મીના અંકમાં પ્રગટ થયો હતો. (હરિલાલ ગાંધી, પૃ. ૯૭).

પૃ. ૨૭૪થી ૨૮૦:

"હરિલાલે તમામ જરૂરી સહીઓ કરી આપી અને કબા ગાંધીના ડેલાનું વેચાણ પાકું થઈ ગયું." "દારૂ પીધા પછી એમની આંખ સળગી ઊઠી. બલિબહેન પાસેથી પોતાનાં બાળકોનો કબજો લેવા એ અધીરા થઈ ગયા." "હરિલાલ જ્યારે બલિબહેનને ઘરે પહોંચ્યા ત્યારે રાજકોટ લગભગ જંપી ગયું હતું." "હરિલાલ... બલિબહેન તરફ વળીને બોલ્યા, 'બલિબહેન! તમારી ચાલાકી મારાથી અજાણી નથી... તમે એક રાંડીરાંડ બાઈ...' " " 'ચૂપ રહો, હરિલાલ!' બલિબહેને જોરથી કહ્યું." " 'હવે હું ચૂપ નહીં રહું... તમારાં બધાં લક્ષણો કંઈ મારાથી છૂપાં નથી... હું અત્યાર સુધી ચૂપ રહ્યો... હવે... હવે નહીં રહું...' કહેતાં હરિલાલને ઊબકો આવ્યો." " 'હરિલાલ!', બલિબહેન માટે હવે સહનશક્તિનો અંત આવી ગયો હતો. 'હવે જો એક અક્ષરેય બોલ્યા છો કે એક ડગલુંય આગળ વધ્યા છો તો...'" " 'તો તમે શું કરી લેશો, બલિબહેન?' હરિલાલે સાવ તુચ્છકારથી કહ્યું, 'હું દુનિયા આખીને કહેવાનો છું... કહેવાનો છું કે....' હરિલાલે ફરી વાર જોરથી ઊબકો ખાધો... 'કહીશ કે કે... આ રાંડીરાંડ બાઈનાં કારનામાં....' "

"સડાક."

"બલિબહેને હરિલાલના ગાલ પર એક જોરદાર તમાચો ખેંચી કાઢ્યો. હરિલાલ સ્તબ્ધ થઈ ગયા... રોષથી થરથર ધ્રૂજતાં બલિબહેને એક તમાચો પૂરતો ન થયો હોય એમ હરિલાલના ગાલ પર ઉપરાઉપરી બીજા બેત્રણ તમાચા ધરી દીધા."

હવે કબા ગાંધીના ડેલાનું વેચાણ રાજકોટના ઠાકોરસાહેબે ૧૯૨૬ના જૂનમાં મંજૂર કર્યું હતું (હરિલાલ ગાંધી, પૃ. ૧૦૩) અને બલિબહેને હરિલાલને તમાચા ૧૯૩૧ના માર્ચ કે એપ્રિલમાં માર્યા હતા. એ વર્ષના એપ્રિલની ૧૦મીએ ગાંધીજીએ મનુબહેનને લખેલા પત્રમાં આ વાક્યો હતાં: "તું કાગળ લખ્યા કરે છે એ સારું છે. તું હરિલાલનો ડર છોડી દેજે અને તેને ભૂલી જજે. બલી બહાદુર છે. તેણે (હરિલાલને)[1] તમાચા માર્યા તેમાં હિંસા ન હતી, પણ તેનો સરસ પ્રેમ હતો." (ગાંધીજીનો અક્ષરદેહ, ખંડ ૪૯; પૃ. ૨૭૦, અને પાદટીપ ૧ – 'મહાદેવ દેસાઈની ડાયરી', પુસ્તક ૧, પૃ. ૯૨).

તો અહીં પણ સમયને પાંખો આવે છે અને તે ૧૯૨૬ના જૂનમાં ઊડીને ૧૯૩૨ના માર્ચ-એપ્રિલમાં પહોંચી જાય છે. પણ સમયને પાંખો આવે એના કરકતાંય વધારે નવાઈની વાત તો એ છે કે પોતાની

વિધવા સાળીના ચારિત્ર્યને કલંક લગાડે એવા શબ્દો હરિલાલના મોંમાં મૂકતાં શ્રી જોષીને સંકોચ ન થયો !

પૃ. ૨૮૬:

ગાંધીજી મહાદેવ દેસાઈને કહે છે :

''મારો ધર્મ મને પ્રાયશ્ચિત્ત કરવાનું કહે છે. મારા પાપની શિક્ષા મારા પુત્રને થઈ રહી છે. પાપમુક્તિ માટે મારે પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ... અત્યારે જ સરકારને જાણ કરતો પત્ર લખો કે હું આવતા સોમવારથી એકવીસ દિવસના ઉપવાસ કરીશ.''

ગાંધીજીના કયા પાપની શિક્ષા હરિલાલને થઈ હશે ?

ગાંધીજીએ ૧૯૩૩ના એપ્રિલની ૩૦મીએ એક જાહેર નિવેદન કર્યું હતું. 'હરિજન'ના ૬-૫-૧૯૩૩ના અંકમાં પ્રસિદ્ધ થયેલા એ નિવેદનમાં ગાંધીજીએ ઉપવાસ કરવાનું કારણ આમ સમજાવ્યું હતું :

''આ ઉપવાસ કોઈની સામે નથી, અને જેમણે હમણાં ઉપવાસ કર્યા વિના ઉપવાસ કરવાના આનંદમાં ભાગ લેવો હોય એવાં સ્ત્રીપુરુષોની સામે છેય ખરો, પણ તે વિશેષે મારી પોતાની સામે છે. હું અને મારા સાથી કાર્યકરો શુદ્ધ થઈએ, છીએ તે કરતાં વધારે સાવધાન અને જાગ્રત થઈએ એ અર્થે હાર્દિક પ્રાર્થના છે. હું મારામાં અને મારા સાથીકાર્યકરોમાં છે તે કરતાં વધારે શુદ્ધિ, ખંત અને સમર્પણભાવની જરૂર જોઉં છું. જેમના ચારિત્ર્ય સામે કોઈ આંગળી ન ચીંધી શકે એવા વધારે કાર્યકરો મારે જોઈએ છે. ચારિત્ર્યની અશુદ્ધિના આઘાતજનક કિસ્સાઓ મારા જાણવામાં આવ્યા છે. આ ઉપવાસ દ્વારા હું એવાં સ્ત્રીપુરુષોને આગ્રહભર્યો અનુરોધ કરવા ઇચ્છું કે તેમણે અસ્પૃશ્યતાનિવારણની પ્રવૃત્તિઓથી દૂર રહેવું.''

(ગાંધીજીનો અગ્રેજી અક્ષરદેહ, ખંડ ૫૫, પૃ. ૭૪-૭૫).

આમાં ગાંધીજીએ અણસારસરખોય કર્યો છે કે પોતાના પાપની શિક્ષા હરિલાલને થઈ રહી છે અને એ પાપની મુક્તિ માટે પોતે પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ ?

પૃ. ૨૮૯:

''હરિલાલના હૃદયપરિવર્તન જેવો આ પત્ર બાપુ માટે તો છેક જ અણધાર્યો હતો... બાએ જ્યારે આ પત્રની વાત જાણી ત્યારે એ મોકળા કંઠે રડી પડ્યાં. એક અક્ષરેય બોલ્યા વિના એ પુત્રના આ લખાણ ઉપર ક્યાંય સુધી હાથ ફેરવતાં બેસી રહ્યાં. બાપુએ બાના આ મૌન તથા ફરતી આંગળીઓ સામે ક્યાંય સુધી જોયા કર્યું...''

ગાંધીજીને યરવડા જેલમાં મેની ૬ઠ્ઠીએ મળેલા હરિલાલના પત્રમાં આ વાક્યો હતાં: ''મારો પુત્રધર્મ શું ? આપના વતી હું અપવાસ કરવાને તૈયાર છું; અને આ દેહથી જે થતું હોય તે પણ આપ માગી લ્યો : એ આપવાને તૈયાર છું....''

(હરિલાલ ગાંધી, પૃ. ૧૨૦)

ગાંધીજીએ મેની ૬ઠ્ઠીએ જ હરિલાલને આવો તાર કર્યો : ''તમારો પત્ર સ્પર્શી જાય છે. જો આ ઉપવાસના પરિણામે તમે શુદ્ધ જીવન તરફ પાછા વળ્યા હો તો મારા ઉપવાસને બેવડા આશીર્વાદ મળશે. મને મળો. હું તમને દોરવાનો પ્રયત્ન કરીશ. ઈશ્વર તમારું કલ્યાણ કરો.''

(ગાંધીજીનો અંગ્રેજી અક્ષરદેહ, ખંડ ૫૫, પૃ. ૧૨૮, અને ચંદુલાલ દલાલ : 'ગાંધીજીની દિનવારી', ૯-૧-૧૯૧૫થી ૩૦-૧-૧૯૪૮, પૃ. ૩૫૦).

કસ્તૂરબાને તો ૧૯૩૩ના ફેબ્રુઆરીની ૮મીએ ૬ માસની સજા થઈ હતી. (એજન, પૃ. ૩૪૬). તેમને સાબરમતી જેલમાં રાખવામાં આવ્યાં હતાં અને એ જેલમાંથી તેમણે ગાંધીજીને કરેલો તાર ગાંધીજીને મેની ૧૦મીએ મળ્યો હતો અને તે જ દિવસે તેમણે કસ્તૂરબાને તારથી ઉત્તર આપ્યો હતો (ગાંધીજીનો અંગ્રેજી અક્ષરદેહ, ખંડ ૫૫, પૃ. ૧૧૧ અને ૧૬૬).

તો મેની ૬ઠ્ઠીએ ગાંધીજીને હરિલાલનો પત્ર મળ્યો ત્યારે કસ્તૂરબા યરવડા જેલમાં કેવી રીતે હોઈ શકે, એ દિવસે તો તે સાબરમતી જેલમાં હતાં.

પૃ. ૩૦૨, ૩૦૩ :

''બ્રિટિશ હકૂમતે આ વિરાટ દેશને સ્વરાજ્યની દિશામાં દોરી જાય એવા થોડાક રાજકીય સુધારાઓની ભેટ ધરી હતી. દેશની વડી ધારાસભામાં અને પ્રાંતોમાં સ્વાયત્તતા એમ બેય સ્થળે હિન્દીઓ જવાબદારીભર્યાં

સ્થાન સંભાળે એવી ગોઠવણ કરતો કાયદો જાહેર થઈ ચૂક્યો હતો.''

''કરાંચી કે કલકત્તામાં તો ઠીક, પણ ભીંડી-બજાર કે ભદ્રના વિસ્તારોમાં પણ 'પાકિસ્તાન લેકે રહેંગે'ના અણસમજુ નારાઓ ગાજતા હતા...''

વાસ્તવમાં રાજકીય સુધારાનો ખરડો આમસભામાં ૧૯૩૫ના જૂનની પાંચમીએ અને ઉમરાવસભામાં જૂનની ૨૦મીએ પસાર થયો હતો અને તે પછી એ ખરડાને એ વર્ષના ઑગસ્ટની બીજી શાહી સંમતિ મળતાં તે કાયદો બન્યો હતો.

(ગાંધીજીની દિનવારી: ૯-૧-૧૯૧૫થી ૩૦-૧-૧૯૪૮, પૃ. ૩૯૨-૯૩)

હવે હિન્દુસ્તાનના ઉત્તર-પૂર્વ અને ઉત્તર-પશ્ચિમ વિસ્તારોમાં જે પ્રદેશોમાં મુસલમાનોની બહુમતી હોય એ પ્રદેશોનાં સ્વતંત્ર રાજ્યો રચવાની માગણી કરતો ઠરાવ (જેમાં 'પાકિસ્તાન' શબ્દનો ઉલ્લેખ જ નહોતો) લાહોરમાં ૧૯૪૦ના માર્ચની ૨૩મીએ મળેલા મુસ્લિમ લીગના વાર્ષિક અધિવેશનમાં પસાર કરવામાં આવ્યો હતો.

(ઠરાવના અંગ્રેજી પાઠ માટે જુઓ ગાંધીજીનો અંગ્રેજી અક્ષરદેહ, ખંડ ૭૧, પરિશિષ્ટ ૮).

તો ૧૯૩૫માં ભીંડીબજાર કે ભદ્રના વિસ્તારોમાં 'પાકિસ્તાન લેકે રહેંગે'ના અણસમજુ નારાઓ કેવી રીતે ગાજતા હોય? હું પોતે ૧૯૩૬થી ૧૯૪૦ અમદાવાદમાં ગુજરાત કૉલેજમાં અભ્યાસ કરતો હતો અને એ ૪ વર્ષોમાં મેં ભદ્રના વિસ્તારમાં 'પાકિસ્તાન લેકે રહેંગે'ના નારા કોઈ દિવસ સાંભળ્યા નહોતા.

પૃ. ૩૩૯, ૩૪૦:

''બાપુને પૂના લઈ જઈને આગાખાન મહેલમાં કેદ કરવામાં આવ્યા હતા.''

''ચારેય બાજુથી સ્વાતંત્ર્ય માટેનો સંઘર્ષ પૂરજોશમાં ચાલુ હતો અને લંડનથી બ્રિટિશ હકૂમત આ કોકડું ઉકેલવા એક પછી એક હાકેમોને નવી નવી સમજૂતીઓ સાથે દિલ્હી મોકલી રહી હતી.''

ગાંધીજીની મુંબઈમાં ૧૯૪૨ના ઑગસ્ટની નવમીએ પરોઢિયે ધરપકડ કરવામાં આવી હતી અને તે જ દિવસે તેમને પૂના લઈ જઈને આગાખાન મહેલમાં અટકાયતમાં રાખવામાં આવ્યા હતા અને ૧૯૪૪ના મેની ૬ઠ્ઠીએ સવારે ૮ વાગ્યે મુક્ત કરવામાં આવ્યા હતા.

(ગાંધીજીની દિનવારી, ૯-૧-૧૯૧૫થી ૩૦-૧-૧૯૪૮, પૃ. ૪૮૬ અને ૫૦૯).

બ્રિટિશ પ્રધાનમંડળના સર સ્ટેફર્ડ ક્રિપ્સ નામના એક સભ્ય ૧૯૪૨ના માર્ચની ૨૩મીએ દિલ્હી આવ્યા હતા અને તે પછી છેક ૧૯૪૬ના માર્ચની ૨૩મીએ Cabinet Missionના ત્રણ સભ્યો, લૉર્ડ પેથિક-લૉરેન્સ, સર સ્ટેફર્ડ ક્રિપ્સ અને એ.વી. એલેક્ઝાંડર દિલ્હી આવ્યા હતા. (એજન, પૃ. ૪૮૦ અને ૫૩૮).

'હિંદ છોડી જાવ' લડત ચાલતી હતી તે વર્ષોમાં બ્રિટિશ હકૂમતે કોઈ હાકેમને દિલ્હી મોકલ્યા નહોતા. દેશની સ્વરાજની લડતના ઇતિહાસના સર્વ અભ્યાસીઓ આ હકીકતો જાણે છે. શ્રી જોપી આ હકીકતોથી સાવ અજાણ હશે? તો પછી એ લડતના મુખ્ય સૂત્રધાર જેવા ગાંધીજીને 'પ્રકાશનો પડછાયો'ના એક પાત્ર બનાવવાનું સાહસ તેમણે શા માટે કર્યું?

પૃ. ૩૪૧, ૩૪૨:

''પેનિસિલિન તો અમેરિકાના લશ્કરી મથકમાં જ બનતી.... એ દવા કોઈ પણ ભોગે મેળવી આપવા દેવદાસે સરકારી સત્તાવાળાઓને સૂચવ્યું હતું અને હિન્દી સરકારના અંગ્રેજ અધિકારીઓએ એ દવા અમેરિકાથી લાવવા માટે બ્રિટિશ લશ્કરના એક ઉચ્ચ અધિકારીને રવાના પણ કરી દીધો હતો.''

પેનિસિલિન મેળવી આપવાની સૂચના દેવદાસે નહીં, પણ ડૉ. સુશીલા નાયરે ૧૯૪૪ના ફેબ્રુઆરીની ૧૯મીએ આગાખાન મહેલના સત્તાધીશોને કરી હતી અને તે વિમાન દ્વારા કલકત્તાથી મોકલવામાં આવ્યું હતું, નહીં કે અમેરિકાથી.

(અમારાં બા, પૃ. ૧૯૦ અને ૧૯૯).

**[ક્રમશઃ]**



**દુષ્યન્ત પંડ્યા**

**૨૩. 'સન્માન' અને 'સાસુભાષા'**

એક લોકકથા સાંભળી છે.

કોઈ ગામને ચોરે ચાર નવરા માણસો બેઠા હતા. ત્યાં બેસીને ચોવટ જ કરતા હશે. એ વેળા અચાનક બીજા ગામનો કોઈ માણસ પોતાના ઘોડા પર બેસી ત્યાંથી પસાર થયો. પસાર થતાં ચોરા તરફ જોઈ બોલ્યો, "રામરામ." એનું ઘોડું તો ચાલતું જ હતું. થોડી વારમાં એ આગળ નીકળી ગયું.

આમ એ અર્ધોક કિલોમીટર ગયો હશે ત્યાં પાછળથી એને બૂમ પડી, "એ ઘોડાવાળા ભાઈ, જરા ઊભા રિયો, ઊભા રિયો. અમારે કાંક પૂછવું છે."

ઘોડેસવારે ઘોડો થંભાવ્યો, અને, પેલા દોડતા આવતા અને પોતાને ઊભા રહેવાનું કહેતા માણસો તરફ એને વાળ્યો પણ ખરો. એ તો પેલા ચોરે બેઠેલા જ ચાર જણા. થોડી વારમાં બંનેનો ભેટો થયો. હાંફતા હાંફતા, ચોરે બેઠેલા ચારેયે આ ઘોડેસવારને એક જ પ્રશ્ન કર્યો : "તમે અમારામાંથી કોને રામરામ કર્યા ?"

રામરામ, સલામ, નમસ્કાર કોઈ પ્રસિદ્ધ માણસને જ થાય. અમદાવાદની સાંકડી શેરીમાં સલમાનખાન આવે કે રાજકોટના ત્રિકોણ બાગ પાસે તબુ આવે તો એની સાથે હાથ મિલાવવા માટે કીડિયારું ઊભરાય. ચોરે બેઠેલા ચારમાંથી કોઈએ ધોળકું ધોળ્યું ન હતું, તેમ છતાં, આ અજાણ્યો અસવાર કોને 'રામરામ' કરી ગયો ? ચોરાની એ ચોકડીમાંથી એ વિભૂતિ કઈ ?

આ ગહન પ્રશ્ન પૂછનાર એ ચારેયની બુદ્ધિ પર વારી જઈ, પોતાને કામે ઝડપથી પહોંચવા માગતા ઘોડેસવારે ઘોડું વાળતાં જવાબ આપ્યો : "તમારામાંથી મોટામાં મોટો મૂરખ હોય ઈને."

'રામરામ'નો સામાન્ય શિષ્ટાચાર એ ચાર જણ સમજી અને વહેંચી શક્યા નહીં.

પ્રસિદ્ધિનો, વાહવાહનો, સન્માનનો મોહ આમ આપણને સૌને વળગેલો છે.

અમેરિકા જવા માટે અમે જામનગર છોડ્યું ત્યારે અમારાં કુટુંબીજનોનું, સાથી શિક્ષકમિત્રોનું તથા વિદ્યાર્થીવિદ્યાર્થિનીઓનું મોટું એવું ટોળું અમને વિદાય આપવા આવ્યું હતું. જામનગરના ખબરપત્રીઓ સજ્જન હતા એટલે એમણે અમને છાપે પણ ચડાવ્યાં હતાં. મુંબઈથી વિદાય થયાં ત્યારે, સાંતાક્રૂઝને હવાઈ મથકે પણ મુંબઈવાસી કુટુંબીજનો વળાવવાને આવ્યાં હતાં. લંડનમાં કે વૉશિંગ્ટનમાં અમારા ઉતરાણની કોણ નોંધ લે ? હા, અમારા વિમાનને અકસ્માત થયો હોત તો, ત્યાંનાં, અને અહીંનાં પણ અખબારોમાં અમારાં નામ આવ્યાં હોત. ઉપર સ્વર્ગલોકમાંથી કે નીચે સમુદ્રને તળિયેથી અમે અમારા તે નામોલ્લેખો વાંચી હરખી શકત નહીં.

એટલે, બેપૉર્ટમાં રહેવા આવેલાં બે અજાણ્યાં ભારતવાસીઓનાં નામ, 'લૉંગ આઈલંડ હેરલ્ડ' નામના સાંધ્ય અખબારમાં થોડી વિગતો સાથે વાંચી આશ્ચર્ય અને આનંદ થયાં અને 'અમારી છાતી ગજગજ ફુલાઈ.' એ અખબારનો સૌથી મૂલ્યવાન વિભાગ એના એંસી ટકા જેટલી જગ્યા રોકતી જાહેરખબરોનો હતો. મકાનમિલકત વેચવા-ખરીદવાના વિવિધ વસ્તુઓના 'ખાસ ઘટાડેલા દરે આકર્ષક અને ભવ્ય સેલ્સ'ની, દુકાનના મદદનીશ માટેની અને એવી જાતજાતની જાહેરાતો એ અખબારનું મુખ્ય આકર્ષણ હતી. તે ઉપરાંત, બનતા સુધી, તે સમયે 'વૉશિંગ્ટન' પોસ્ટમાં પોતાનું કૉલમ લખતા એક જમણેરી કટારલેખકની કટાર એનું અખબારી આકર્ષણ હતું. આ રીતે એક કરતાં વધારે અખબારોમાં કટારો આપતા કટારલેખકો ત્યાં 'સિંડિકેટ કૉલમિસ્ટ' તરીકે ખ્યાતનામ હોય છે.

અમારાં નામ અને અમારા વિશેના લખાણથી ત્યાં આમે કેટલાં પ્રસિદ્ધ થયાં એ ખબર નથી. પણ થોડા દિવસ પછીના એ 'લૉંગ આઇલંડ હેરલ્ડ'માં એ કટાર – લેખકનો આપણાં નવાં જ ચૂંટાયેલાં વડાં પ્રધાન શ્રીમતી ઇંદિરા ગાંધી વિશે ખોટી અને વિકૃત હકીકતો રજૂ કરતો લેખ આવ્યો. મને લાગ્યું કે આ જૂઠાણાનો વિરોધ કરવો જ જોઈએ. એટલે, 'ઇંદિરા ગાંધી સાવ અભણ છે, એ અંગ્રેજી પણ લખી – બોલી શકતાં નથી' વગેરે જે બાબતો હતી તેનું ખંડન કરતો પત્ર એ અખબારના તંત્રીને મેં લખી મોકલાવ્યો. શ્રીમતી ગાંધી ૧૯૩૪માં મુંબઈ યુનિવર્સિટીમાંથી મૅટ્રિક પાસ થયાં હતાં, કઈ શાળામાંથી પાસ થયાં હતાં – પછીથી એ પ્યૂપિલ્સ ઓન સ્કૂલમાં મેં શિક્ષણકાર્ય કર્યું હતું, – ત્યારબાદ એ થોડો સમય ઇંગ્લંડમાં ભણ્યાં હતાં અને એમણે જિનીવાની કોઈ શાળામાં પણ અભ્યાસ કર્યો હતો તે બધી હકીકતો મેં મારા એ પત્રમાં જણાવી. વળી, પોતાના પિતા જવાહરલાલ નહેરુ સાથે એ બધે ફરતાં, બધા મહાપુરુષોને મળતાં અને તેમની આગતા-સ્વાગતા કરતાં અને એ રીતે એમના પરિચયો વિશાળ હતા તેમ જ કૉંગ્રેસનું પ્રમુખપદ પણ એમણે શોભાવ્યું હતું તે વાત પણ લખી જણાવી. મારા ગરબડિયા અક્ષરોવાળો એ પત્ર. ટાઇપરાઇટરોના એ દેશમાં એ અખબારમાં તંત્રીએ છાપ્યો અને તેની નીચે 'કટાર-લેખકની માહિતીમાં ભૂલ હતી' એ એકરાર કર્યો. મેં લેખકના પૂર્વગ્રહનો પણ ઉલ્લેખ કર્યો હતો તે એ તંત્રીએ છાપ્યો હતો, પણ એ મુદ્દાનો ઉલ્લેખ એની નોંધમાં એણે ટાળ્યો હતો. શ્રીમતી ઇંદિરા ગાંધી પરના ગલીચ આક્ષેપોનું મેં આમ વિદેશમાં જાહેર નિરસન કર્યું તેની નોંધ અહીંના કોઈ અખબારે ન લીધી, ભારતના વિદેશખાતાએ ન લીધી, કોઈએ જ ન લીધી. નર્મદે કલમને ખોળે માથું મૂકી પ્રતિજ્ઞા લીધી હતી તેમ, કલમને ખોળેથી ખસી જવાની પ્રતિજ્ઞા લેવાનું મને મન થયું, પણ ત્યાં બૉલપેનો જ મળતી હતી, નર્મદ વાપરતો હતો તેવી કલમ નહીં, એટલે, એ વિચાર પણ માંડી વાળ્યો. હા, છાપામાં નામ આવ્યાનો થોડો સંતોષ હતો.

*

દેશી પંચાંગ પ્રમાણે, વિ. સંવત ૨૦૨૧નું વર્ષ પૂરું થતાં, પછીના વર્ષમાં અધિક માસ આવવાનો હતો એટલે દિવાળી ઑક્ટોબરની આરંભની તારીખમાં જ આવી ગઈ હતી. ત્યાં દિવાળીની રજા, ફટાકડા, દીવા, મીઠાઈ કશું ન હતું. અલબત્ત, અમે ઘરમાં દિવાળી ઊજવી જ હતી. એ ઉજવણી દરમિયાન શાળા તો ચાલુ જ હતી. આપણને આશ્ચર્યકારક લાગે એટલો નીચો ઉષ્ણતામાપકમાંનો પારો ઊતરતો જતો હતો.

તા. પાંચમી ઑક્ટોબરે હું શાળાએ જવા નીકળ્યો, સવારે આઠને સુમારે. ઉષ્ણતામાન ૩૪° ફે., એટલે ૯°સે. હતું. આ ઉષ્ણતામાને ગુજરાત-સૌરાષ્ટ્રનાં અખબારો તો 'ગજબની ઠંડી'ના ઢોલ પીટે. વળવાને ખૂણે ઊભેલાં સ્વયંસેવિકા પોલીસ મહિલા કહે, "અ બિટ કોલ્ડ, બટ ફાઈન ડે." રોજ "ગુડ મૉર્નિંગ" કરતાં એ વૃદ્ધા મારી મશ્કરી તો નથી કરતાં એની ખાતરી કરવા મેં એમની સામે જોયું. 'ફાઈન ડે'નો અર્થ દરેક દેશ, વ્યક્તિ માટે જુદો હોઈ શકે એ સત્યનો સ્વીકાર કરી, ઠંડીમાં થથરતી કાયા સાથે, મહાનલ પાસે ચિનગારી માગતો હું શાળાએ ગયો. શાળાએ પહોંચતાં મને સંદેશો મળ્યો, "આજ સાંજે મિસિઝ ફ્લેમિંગ તમને મળવા આવવાનાં છે." અમેરિકામાં ઑક્ટોબરમાં ચાર-સાડા-ચારથી સાંજના ઓળા ઊતરવા લાગે. મિસિઝ ફ્લેમિંગ કેટલા વાગ્યે આવશે ? શા માટે ? એ કોણ છે ?

બપોરે ૩-૩૦ વાગ્યે શાળાએથી છૂટી, ઘેર જઈ, ચાપાણી પી, અમે બંને, શાળાના મારા સાથી, અન્ય ભાષા વિભાગના વડા મિ. મેલેટાનાં પત્નીનો પગ મચકોડાઈ ગયો હતો તેમને જોવા ગયાં. એ ત્યાં, બેપૉર્ટમાં જ રહેતાં હોઈ, સૅલીબહેનની ગાડીમાં જતાં અને મિ. મેલેટાની ગાડીમાં આવતાં ૩૫-૪૦ મિનિટમાં પતી ગયું. શ્રીમતી ઈયાન ફ્લેમિંગ લગભગ સાડા પાંચને સુમારે આવ્યાં.

વયમાં પચાસ વટાવી ગયેલાં, પ્રમાણમાં એકવડી કાયાનાં, થોડાં ઊંચાં, સશક્ત, અને પ્રસન્ન મુખમુદ્રાવાળાં એ બહેન, અમારું બેપૉર્ટ એ પરગણામાં-તાલુકામાં આવેલું તે તાલુકાના અન્ય કોઈ ગામની

પ્રાથમિક શાળાની એક સામાન્ય શિક્ષિકા. એમની અસામાન્યતા એ કે, એ સન્નારી એ પરગણાના શિક્ષકમંડળનાં અધ્યક્ષ. એ તાલુકા શિક્ષક મંડળી ન્યૂ-યૉર્ક સ્ટેટ ટીચર્સ અસોસિયેશન – NYSTA–નું એક ઘટક, અને, પ્રાથમિક શાળાની આ શિક્ષિકા એ સમગ્ર રાજ્યવ્યાપી શિક્ષક મંડળની કારોબારી સમિતિનાં સભ્ય. એમના આગમનનું કારણ ?

ઇયાનબહેને વાત કરી કે આ સસેક્સ કાઉંટીમાં ટીચર એક્સચેન્જ પ્રોગ્રામ હેઠળ આવેલા ત્રણ શિક્ષકો છે. એ ત્રણેને સન્માનવાનો કાર્યક્રમ એમના તાલુકા શિક્ષક મંડળની કારોબારીએ યોજ્યો છે. ૮મી ઑક્ટોબર ને શુક્રવારે એ જાતે આવી અમને બંનેને લઈ જશે. અમારે માટે વેજિટેરિયન ખાણાની આવડી એવી વ્યવસ્થા એમણે કરી છે. એ ખાણું ચલાવી લેવા એમણે અમને વિનંતી કરી. એમણે એ માહિતી પણ અંકે કરી લીધી હતી કે, મારી સાથે મારી પત્ની પુષ્પા આવી છે એ રીતે ઇંગ્લંડથી આવેલા મિ. મૉર્ટન સાથે એમનાં પત્ની પણ આવ્યાં હતાં. મિ. મૉર્ટનને અને મને સજોડે નિમંત્રણ હતું. વિદેશોથી આવેલા શિક્ષકોને સન્માનવાનો આ પણ એક કાર્યક્રમ હતો.

નક્કી કર્યા પ્રમાણે, શુક્રવારે બરાબર સાંજે સાડા પાંચ વાગ્યે મિસિઝ ફ્લેમિંગ આવ્યાં. વીસપચીસ મિનિટના ડ્રાઇવને અંતે અમે, ન્યૂયૉર્ક જતાં રસ્તે આવતા બેશૉર પર પહોંચ્યાં. રસ્તે અમારે વિશે થોડી જાણકારી એમણે મેળવી. અમને એ માહિતી પણ આપી કે મને, અને મારી માફક બીજા એક્સચેંજ શિક્ષકોને, એક વર્ષ માટે એનવાયએસટીએના માનદ સભ્યો બનાવવામાં આવ્યા છે. અમારાં સરનામાં તથા ફોન નંબર એમણે પ્રાપ્ત કરી લીધાં છે અને અમને કશી મદદ જોઈતી હોય તો અમારે ફલાણા ફોન પર જાણ કરવાની. આ સજ્જનતા માટે માન થયું.

ખાણું કોઈ જૂના ઇનમાં રાખવામાં આવ્યું હતું. કારોબારી સમિતિનાં લગભગ બધાં જ સભ્ય શિક્ષક ભાઈબહેનો આવી ગયાં હતાં. સૌએ અમારું બંનેનું અભિવાદન 'હાઈ' કરીને કર્યું તથા સૌએ અમારી સાથે હાથ મિલાવ્યા. મિ. મૉર્ટન અને તેમનાં પત્ની પણ મળ્યાં અને ત્રીજા એક્સચેંજ શિક્ષક, બેલ્જિયમના મિ. ક્લૉક હતા તે પણ મળ્યા. વૉશિંગ્ટનમાં પરિચય થઈ શકે તેમ ન હતું, કારણ ત્યાં ભીડ મોટી હતી. અહીં પરિચય થયો.

શરાબ ન પીવો અને શાકાહારને વળગી રહેવું એ અમારી ટેવ અમારા યજમાનોને કદી અગવડરૂપ થતી અમે જાણી નથી. આ રીતે અતિથિ બની જમવાનો પ્રસંગ ભલે આ પહેલો હતો, પણ, મિ. શેવેલનાં પત્ની માર્ગરિટે, રસોડું જ પુષ્પાને ભળાવી જાતે કશી અગવડ વેઠી ન હતી. અમારા શાકાહારમાં અમે કશી જ અપેક્ષા વગર જતાં એટલે, બ્રેડ, માખણ, બાફેલા કે તળેલા બટેટા, સૅલડ, ફળના રસ અને ફળ અમને પીરસાતાં અમારું પેટ ભરાઈ જતું. અમારાં યજમાનોને બધું ખાવાપીવાની છૂટ હતી. આપણે ત્યાં છે તેમ, "તમે આ કેમ નથી ખાતા ? થોડું ચાખો ને ?" એમ કોઈ પૂછતું નથી. જમતી વખતે આગ્રહ કરીને કોઈ ખવરાવતું નથી. અને શાકાહાર કરતાં માંસાહાર ચડિયાતો છે એમ તમારા મન પર ઠસાવવા કોઈ યત્ન કરતું નથી. શાકાહાર ચડિયાતો છે એમ કોઈના મન પર ઠસાવવા અમે કદી યત્ન કર્યો નથી. એટલે, આ 'ઇન'માં પણ અમને જે પીરસાયું તેથી અમને ઘારીઘેવર જેવી તૃપ્તિ ભલે ન થઈ, પણ અમારાં પેટ સંતોખાયાં. અને, એ ખોરાકના આનંદ કરતાં વધારે આનંદ હતો, ત્યાં નવાં મિત્રોને મળવાનો, એમનો પરિચય કેળવવાનો.

ત્યાં ખાણા પછી પ્રવચનોનો રિવાજ હોય છે. શ્રીમતી ફ્લેમિંગે અમો ત્રણ વિદેશી શિક્ષકોનું અને એમાંથી બેની ભાર્યાઓનું સ્વાગત કર્યું. બે મિનિટનું પ્રવચન. પછી અમારે પ્રત્યુત્તરમાં કશુંક કહેવાનો કાર્યક્રમ હતો. પોસ્ટપ્રૅન્ડિયલ – ખાણા પછીનાં – પ્રવચનો સામાન્ય રીતે એકદમ ટૂંકાં અને હળવાં હોય છે. મિસિઝ ફ્લેમિંગની બાજુમાં ઇંગ્લંડથી આવેલા મિ. મૉર્ટન બેઠા હતા. એ ઊભા થયા. પોતાના ટૂંકા પ્રવચનમાં તેમણે એક કિસ્સો કહ્યો. એ કિસ્સો પોતે લંડનથી વૉશિંગ્ટન આવ્યા ત્યારપછીની એક ઘટનાને લગતો હતો. એ કહે : "અમે ડલૅસ એરપૉર્ટ ઊતરીએ

તેની પહેલાં અમને ઇમિગ્રેશન ફૉર્મ ભરવા આપેલાં તે ભરી, વિમાનની બહાર આવી, લાગતાવળગતા અધિકારીને તે આપ્યાં. ફૉર્મમાં એક જગ્યાએ કંઈ નંબર લખવાનો હતો, પણ તે શાનો તે સમજાતું નહીં હોવાથી તે જગ્યા ખાલી રાખી હતી.

"ઇમિગ્રેશન અધિકારી કહે, 'આ કેમ ખાલી છે ? ત્યાં તમે નંબર લખ્યો નથી.'

"મેં પૂછ્યું, 'કયો નંબર ?'

"એ કહે, 'કોઈ પણ નંબર.'

"એટલે મેં બેઉ ફૉર્મમાં ૦૦૭ નંબર લખી ફૉર્મ આપ્યું અને એણે એ સ્વીકારી લઈ 'થૅંક્યુ' કહ્યું."

૦૦૭ નંબર જાસૂસ જેમ્સ બૉન્ડનો નંબર છે. સાંભળી સૌ હસી પડ્યાં.

મિ. મૉર્ટન પછી મારે બોલવાનો વારો હતો. મેં પણ અમારો એક અમેરિકન અનુભવ વર્ણવ્યો.

અમે પણ ડલેસ એરપૉર્ટે જ ઊતર્યાં હતાં અને વૉશિંગ્ટનમાં પૂરું પખવાડિયું રોકાયાં હતાં. ત્યાં અમારી હોટેલમાં, જમવા જતાં તે કૅફેતેરિયામાં, ઇંટરનૅશનલ સેંટરમાં અને ત્યાંની સ્વયંસેવિકા બહેનો શ્રીમતી મિકી અને પેલી પરિચારિકા વગેરેને ત્યાં, શિક્ષણ ખાતાની ઑફિસમાં, ન્યૂયૉર્કના પેન સ્ટેશને, સ્ટોરોમાં, એમ સર્વત્ર અમને સાંભળ્યા પછી પૂછવામાં આવતું, "ઇઝ યૉર મધર ટંગ ઇંગ્લિશ ? – તમારી માતૃભાષા અંગ્રેજી છે ?"

અમે વિવેકપૂર્વક ના કહી અમારી માતૃભાષા ગુજરાતી છે એમ એકરાર કરતાં એટલે "બટ યૂ સ્પીક ઇંગ્લિશ સો વેલ !" કહી અમને વધાવવામાં આવતાં.

મારા ટૂંકા પ્રવચનમાં મેં અમને અપાતા 'કૉમ્પ્લિમેન્ટ્સ'નો ઉલ્લેખ કર્યો. પછી મૉર્ટન દંપતીની માતૃભાષા અંગ્રેજી છે એટલે એ અંગ્રેજી સરસ બોલીલખી શકે તે સ્વાભાવિક છે તે કહ્યું. પછી મારી ડાબી તરફ બેઠેલ પુષ્પા તરફ ચીંધીને મેં કહ્યું, "બટ વી ક્લેઇમ ટુ સ્પીક ઍંડ રાઇટ બેટર ઇંગ્લિશ બિકૉઝ, ટુ મેન એન્ડ વિમેન ઑવ અવર જનરેશન, ઇંગ્લિશ વૉઝ થ્રસ્ટ અપૉન અસ ઍઝ ધ મધર-ઇન-લૉ ટંગ – પણ અમે એ અંગ્રેજો કરતાં વધારે સારું અંગ્રેજી બોલવાલખવાનો દાવો એ માટે કરીએ છીએ કે એમને માટે અંગ્રેજી માતૃભાષા છે ત્યારે અમારી પેઢીનાં સ્ત્રીપુરુષો ઉપર તે ભાષા સાસુની માફક લદાયેલી હતી !"

ત્યાં, મા દીકરાવહુ સાથે રહેતી નથી હોતી, પણ દીકરીજમાઈ સાથે રહેતી હોય છે, અને કાર્ટૂનોમાં તેમ જ અન્ય ટુચકાઓમાં સાસુ–મધર-ઇન-લૉ-ને ભોગે ખૂબ વિનોદ થતો હોય છે.

આજે ઇંગ્લિશ મીડિયમની શાળાઓમાં ભણતાં બાળકો માટે અંગ્રેજી કઈ ભાષા થશે ? એમને માટે ગુજરાતી તો 'સ્ટેપ મધરટંગ' બની ગઈ છે અને અંગ્રેજી એમની 'મધર ટંગ' નથી જ.

□

**ટાઢ**

*કારમી કેવી ટાઢ !*
*એકલને ઓવાર વેગીલી આવતી એની બાઢ !*

*થીજતાં મ્હારાં સકલ કરણ,*
*જીવતી કાયા જોગવે મરણ,*
*જેમ તરુનાં ખરતાં પરણ;*
*ઓઢણનો આધાર નહીં શો, ધ્રૂજતી રહે દાઢ !*

*ટૂંટિયે દેહે કોઈ તે રીતે*
*જોઉં હું લાંબી રાત આ વીતે;*
*પાછલી રાતનાં-પ્હોરનાં ગીતે*
*કકડતે દાંત, ઠાર ઝરે તેમ, ઉરનો દ્રવે માઢ.*

રાજેન્દ્ર શાહ



પ્રીતિ સેનગુપ્તા

**આહાર દ્વારા ઓળખ**

અચાનક મને ખ્યાલ આવ્યો કે ન્યૂયૉર્ક શહેરમાંનાં આપણાં આહાર-ગૃહો વિષે કશું નથી લખ્યું. છેલ્લી શ્રમ-સિદ્ધ ગણતરી પ્રમાણે આ મહાનગરમાં પચીસેક હજાર રેસ્ટોરાં છે. અને શરત મારીને કહી શકાય કે આજે ફરી ગણતરી કરવામાં આવે તો સંખ્યા વધારે થાય, પણ ઓછી નહીં.

ખેર, આ તો દુનિયાના જુદા જુદા સો-સવા સો દેશોનો આહાર પ્રસ્તુત કરતી બધી જાતની રેસ્ટોરાં થઈ. પરન્તુ જો આપણી બાજુનાં ભોજન માટેનાં આહાર-સ્થાનો લઈએ તો આંકડો નાટ્યાત્મક રીતે અને સ્વાભાવિક રીતે ઘણો જ ઘટી જાય. છતાં બસો જેટલી સંખ્યા કાંઈ સાવ નાની ના કહેવાય. હું માનું છું કે આની ગણતરી પણ ફરી થાય તો સંખ્યા વધી ગયેલી જરૂર જણાય. છેલ્લાં દસ-બાર વર્ષમાં ભારતીય વસવાટીઓની સંખ્યા પણ વધી છે, ને એમની જીવનરીતિમાં ફેરફાર પણ ઘણા આવ્યા છે. આર્થિક ઉચ્ચતાની ભૂખ, તેમજ અંદરોઅંદર આગળ ધપવાની મહત્ત્વાકાંક્ષા કાંઈ એવી રીતે વધતા ગયાં છે અહીં વસતા આપણા લોકોમાં કે પૈસા બનાવવાની, અને સાથે જ, પૈસા ખરચવાની રીતોમાં અજબ-ગજબની 'સર્જનાત્મકતા' દેખાવા માંડી છે.

ભારતીય રેસ્ટોરાંના ચહેરા-મહોરા ધીરે ધીરે કરતાં સાવ બદલાઈ ગયા છે. શરૂઆતનાં વર્ષોમાં એટલે કે પચીસ જેવાં વર્ષ પહેલાં બે કે ત્રણ ભારતીય રેસ્ટોરાં હતી. ન્યૂયૉર્કમાં જતાંઆવતાં નજરે પડે ને ખુશ થઈએ. ખાવાનું બહુ ભાવે નહીં, પણ ક્યારેક ક્યારેક જઈએ ખરાં. એ વખતે 'સિલોન-ઇન્ડિયા' જૂનામાં જૂની ગણાતી. શહેરના રાત-દિવસ ધબકતા લત્તામાં એક મકાનમાં બીજે માળે નાનો રૂમ હતી. જે ભાઈ એના માલિક હતા એ જ એના રસોઇયા પણ હતા. ત્યારે ભારતીયોની વસ્તી નામની જ, અને બધાં હજી પગભર થવા મથતાં હોય, એમાં દેશમાંથી રસોઇયાને બોલાવવાનો તો વિચાર પણ કોને આવે?

જ્યારે એ વિચાર આવ્યો, અને એ અહીંના બાહોશ ભારતીયોએ અમલમાં મૂક્યો, ત્યારથી આરંભ થયો એ ફેરફારનો. એક-એકથી ચઢે એવાં શોભા-શણગાર ધારણ કરીને નવી નવી રેસ્ટોરાં, શહેરના સારા સારા રસ્તાઓ પર, મોટા મોટા ક્ષેત્રફળમાં, ખૂલવા માંડી. જ્યાં દીવાલો પર સાધારણ જેવાં બાટિક-ચિત્રો કે રાધા-કૃષ્ણના ને તાજ-મહેલના ફોટા ચોંટાડેલા રહેતા હતા, એને બદલે ખાસ ઑર્ડર આપીને બનાવવામાં આવેલાં ઝુમ્મર ને પ્રદીપ, ને શિલ્પો, ને પડદા વગેરે સ્થાન મેળવવા માંડ્યાં. દીવાલો અતિ-સભાન રીતે ખુલ્લી રખાતી હતી, કારણ કે ભાર મુકાવા માંડ્યો હતો કળાત્મક અનુપસ્થિતિ પર! દરેક નવી રેસ્ટોરાં, એના પહેલાંની 'સૌથી સરસ રેસ્ટોરાં'ને ટપી જતી હતી!

ભારતથી નિપુણ, ને ક્યારેક તો, જાણીતા પાકશાસ્ત્રીઓને ખેંચી લવાતા હતા, ને તેથી રસોઈની ગુણવત્તા સુધરી ગઈ. નિઃશંક, સાથે જ ભાવ પણ ઊંચે જતા જ ગયા. પણ ત્યારે, આ નવ્ય આહારભવનો કેવળ ભારતીયો માટે ન હતાં, બલકે, અભારતીય ગ્રાહકોને એ બધાં ઘણા વધારે પ્રમાણમાં આકર્ષતાં હતાં. એમાંનાં કેટલાંકમાં શુક્ર અને શનિવારની સપ્તાહની મુખ્યરાત્રીઓ દરમ્યાન સંગીત રજૂ થવા માંડ્યું. ના, હિન્દી ફિલ્મોનાં ગીતો નહીં, પ્રાંતીય ગાનની રમઝટ નહીં, કે કઠિન પડે તેવું શાસ્ત્રીય સંગીત પણ નહીં. જમવા આવેલાં ગ્રાહકોના કાન પર મૃદુ લાગે, એમની વાતોમાં દખલ ના કરે, પણ વાતાવરણને સભર કરતું રહે એવું સંગીત જરૂરી હતું. આ માટે પસંદગી ઊતરે છે સિતાર અને તબલાંના જનપ્રિય યુગ્મ પર.

આવી ઉચ્ચકક્ષાની રેસ્ટોરાંનાં નામ પણ એમના મોભા પ્રમાણેનાં જ હોય છે. પહેલવહેલાં જેણે લોકોને વાતો ને વખાણ કરતા કરી દીધા હતા તે હતી 'ગેલૉર્ડ'. એમાંનાં રંગીન ભૂંગળીઓનાં બનેલાં લટકામણમાંથી મોગલ બાદશાહો અને નૃત્યરત ગોપીઓનાં ચિત્ર ઊપસતાં હતાં. 'દરબાર', જેની ગુલાબી જગ્યા અને ગોળાકાર પહોળી સીડી ખાસ્સી આકર્ષક હતી. 'શાન'નું અલંકરણ તો એવું સૂક્ષ્મ-ચતુર, કે વર્ણવતાં ફાવે પણ નહીં અને 'જ્વેલ ઑફ ઇન્ડિયા'માં શાહી ઝુમ્મર લટકાવવામાં આવ્યું ત્યારે જાહેરાત કરેલી કે એમાં કેટલા હજાર 'હીરા, પન્ના ને માણેક' છે એ બરાબર કહી આપનારને અમુક-તમુક ઇનામ આપવામાં આવશે!!

દંભ, ડોળ કે દમામ વગરની, ઘણી ઓછી મોંઘી, ને ઘણી વધારે સાદી એવી ભારતીય રેસ્ટોરાં તો ન્યૂયોર્કમાં પારાવાર છે. એમનાં નામો જાણવાની મજા આવે તેમ છે. પરદેશમાં સ્થાપિત થવાનું, અને પરદેશીઓથી થતી આવક પર ટકવાનું, એટલે નામ એવાં રાખવાં પડે કે જે ભારતીય તરીકે ઓળખાય, અથવા જલદી યાદ રહી જાય. ભારતનાં શહેરો પરથી દિલ્હી, આગ્રા, કલકત્તા, બૉમ્બે પૅલેસ, પૂના, સિમલા, દાર્જીલિંગ, મલબાર હિલ, જયપોર, મદ્રાસ, વુડલૅન્ડ્ઝ, ઉડુપી, માવલી (કે જે એના સ્પેલિંગને લીધે 'મવાલી' જેવું લાગે છે!); આપણી ઐતિહાસિક બાબતો પરથી – બુખારા, બલૂચ, મોગલ, રાજ, અકબર, દરબાર; ભારતને લગતા સંદર્ભો પરથી – ક્રિકેટ ક્લબ, બૅન્ગૉલ ટાયગર, અન્નપૂર્ણા, તાજમહલ, બાસમતી; આપણા સંગીત પરથી – સિતાર, તાનપૂરા, તબલા, રાગા (એટલે 'રાગ', અલબત્ત!); જૂની યાદો પરથી – ઝૂંપડી, વતન, નમસ્કાર, આવિષ્કાર, બસેરા, ને હું માનું છું કે એક 'ધાબા' નામની રેસ્ટોરાં પણ થઈ છે! ભાષાના શબ્દો વાપરીને દાવત, દીવાન, સાહિબ, ગુલશન છે, તો કાશ્મીર, શાલીમાર, મલિકા, મુમતાઝ, નૂરજહાં પ્રાદેશિક સંદર્ભે લેવાયાં છે. 'ઇન્ડિયા' કે 'ઇન્ડિયન' શબ્દ આવતો હોય એવાં નામ ઇન્ડિયા કાફે, ઇન્ડિયન કાફે, ઇન્ડિયા વેલી ('ખીણ'ના અર્થમાં), ગેટ-વે ઑફ ઇન્ડિયા, ગ્રેટ ઇન્ડિયા, ઇન્ડિયા પૅલેસ, ઇન્ડિયા પેવિલિયન વગેરે કેટલાંયે!

ખેર, બધાં નામોની યાદી તો નથી જ કરવાની, પણ હજી એક પ્રકારનો ઉલ્લેખ કરવો પડશે. આપણા નેતાઓ પરથી પસંદગી પામેલાં 'પંડિત', 'ગાંધી', અને 'ગાંધીજી' નામ જોઈને તો નવાઈ લાગેલી જ, પણ જ્યારે 'બાપુજી' નામની રેસ્ટોરાં ખૂલેલી જોઈ ત્યારે જરા ઉપહાસપ્રદ લાગેલું.

ન્યૂયૉર્ક શહેરમાં જમીન ને મકાનની કિંમત વધતી જાય, એટલે ભાડાં પણ અનહદ વધે. દુકાનો ને રેસ્ટોરાં જેવાં ટપોટપ ખૂલે તેવાં જ બંધ પણ થતાં જાય, તેથી ફોનથી ખાતરી કરીને જવું પડે. શરૂઆતનાં વર્ષોમાં ઘણી રેસ્ટોરાંની બહારનાં પાટિયાં વાંચીને હસવું આવતું. નામ પછી "અહીં ઇન્ડિયન, પાકિસ્તાની અને બાંગ્લાદેશી ભોજન મળશે" એવા અર્થનું લખાણ અંગ્રેજીમાં જોવા મળતું. કાં તો એ વખતે બધા ભેગા થઈને પૈસા રોકતા હશે, અથવા ખાનારાંને બધી જાતના ભોજનની લાલચ આપતા હશે!

બીજી એક સમજૂતી પણ આપી શકાય. પૈસા બચાવવા-રોકવામાં અવ્વલ એવા ભારતીયો માલિક હશે, પાકિસ્તાનીઓ વેઇટરનું કામ કરતા હશે, ને બાંગ્લાદેશીઓ તો રસોઈ માટે જાણીતા છે જ! પણ આવા ત્રિવિધ મિશ્રણમાં રેસ્ટોરાંનું બહુ ઠેકાણું પડતું નહીં. અમે પાટિયું વાંચીને હસતાં, એ બધાંમાં ખાવા જતાં નહીં. હવે આવી જગ્યાઓ રહી લાગતી નથી.

શહેરની દક્ષિણે એક ગલીમાં કાળક્રમે એવું બન્યું કે ત્યાં સળંગ બાર-પંદર રેસ્ટોરાં થઈ ગઈ. પહેલાં તો ત્રણે દેશોનાં નામ પાટિયાં પર રહેતાં, પણ એ વાત જાહેર હતી કે એ બધી બાંગ્લાદેશીઓની રેસ્ટોરાં હતી. ખાવાનું પણ દરેકમાં એકસરખું. એમ જ લાગે કે રસોડું એક હશે, ને વેઇટરો દોડી દોડીને ખાવાનું ત્યાંથી આપતા હશે! વળી, ભાવ પહેલેથી જ ખૂબ ઓછો, તેથી ઘણા લોકો ત્યાં વારંવાર જાય, ને ઘણાને ત્યાં જતાં નાનમ લાગે. ખાવાનું સાધારણ પ્રકારનું જ રહેતું, સિવાય કે, બાંગ્લાદેશી રીતે પકાવેલી 'માછ' (એવું સાંભળ્યું હતું).

અને વાતાવરણ તથા માહોલની અગત્ય અવશ્ય છે જ. એ કદાચ પાશ્ચાત્ય સંકલ્પના હશે, પણ તો આ પશ્ચિમનો દેશ જ છે ને. અહીં રેસ્ટોરાંની અંદર અને બહારની સ્વચ્છતા માટેના નિયમો ઘણા કડક હોય છે, ને એ પ્રમાણે આહાર-ગૃહોએ વર્તવું જ પડે છે. વળી, ખાદ્ય-પદાર્થોનાં સ્વાદ, રૂપ-રંગ, ને પ્રસ્તુતિની રીતમાં પણ અમુક પરિવર્તન કરવાં જરૂરી બને છે. બિન-ભારતીયોની રુચિનો ખ્યાલ રાખીને ખાંડ, મીઠા ને મરચાનાં પ્રમાણ બદલવાં પડે છે. હવે તો એવું બન્યું છે કે અહીંની સારીસારી ભારતીય રેસ્ટોરાં સ્વાદ, સર્વિસ ને સ્ટાઇલમાં બીજી કોઈ પણ રેસ્ટોરાંની સ્પર્ધા કરી શકે એમ છે. આટલાં વર્ષોમાં ભારતીયોની બીજી પેઢી પુખ્ત બની ગઈ છે, અને દરેક ક્ષેત્રમાં પોતાની આગવી છાપ મૂકવા માંડી છે. રેસ્ટોરાં ચલાવવાનું શિક્ષણ અને રસોઈ શીખવાનો અભ્યાસ આ યુવા પ્રજા અહીંની સારી સંસ્થાઓમાં લેવા માંડી છે. એ આધુનિક દુન્યવી નિપુણતા સાથે ભારતીય રેસ્ટોરાંને આવશ્યક તત્ત્વો ભેળવીને એક જુદી જ તાજગી સર્જાય છે.

આ કારણે, ન્યૂયૉર્કની કેટલીક નવી ખૂલેલી રેસ્ટોરાંની ભોજન-પત્રિકામાં મૌલિકતા અને કલ્પનાપૂર્વકની ખાદ્ય-સામગ્રીઓ જોવા મળે છે, અને યુવાન પાકશાસ્ત્રીઓને દાદ આપવાનું મન થાય છે.

છેલ્લે, બીજી એક ભોજન-પત્રિકા યાદ આવે છે. રેસ્ટોરાંનું નામ 'ગાંધીજી'. ત્યાં આમિષ ખાવાનું પણ મળતું હતું, અને દારૂનાં વિવિધ પીણાં પણ વેચાતાં હતાં. આવા નામની રેસ્ટોરાંમાં શું મળતું હશે, એ જાણવા મેં આહાર-સૂચિ ખાસ જોવા માગી હતી (ત્યાં ખાધું ન હતું). જુદાં જુદાં મદિરા-મિશ્રણનાં નામ વાંચી થોડું અપમાન લાગ્યું હતું. મેનકા, ઉર્વશી, તિલોત્તમા વગેરે 'કૉકટેલ'નાં નામ હતાં.

એ સમજી શકાય કે દરેક જણ કશું નવું કરવા માગે, પોતાની રીતે કશું વિશિષ્ટ ને આકર્ષક કરવા માગે, પણ ભારતીય ઓળખ સ્પષ્ટ કરવા પાડેલું નામ જ્યારે આડકતરી રીતે પણ અનાદરનું વાહક બને ત્યારે કોઈના અધકચરાપણા માટે અચાનક ઉદાસ થઈ જવાય.

❐

**ગઝલ**

*રોજ હું પૂછું અને આપે નહીં તું કંઈ જવાબ,*
*હોય પ્રેમાલાપ ના તે જિંદગી તો છે અઝાબ.*

*ઝાડ દુઃખનું આ વધે વરસોવરસથી ક્યારનું,*
*એકલા કદનો વધારો ના મળે તેમાં સવાબ.*

*ખૂટતો, હા ખૂટતો જાતો સમય આ હર પળે,*
*એક હડ્ડી છે સમયની, બાકી છે જીવન કબાબ.*

*છે હૃદયના રોગનો ઉપચાર તારી હાજરી,*
*તું સમયમાં ને સમયની બ્હાર પણ છે બેહિસાબ.*

*રોજ હું શોધું, છતાં દીદાર તુજ દુર્લભ 'કરીમ',*
*શોધ કેરું શૂન્ય વળગ્યું છે સનમને લાજવાબ.*

---

અઝાબ = ઈશ્વરની નારાજગી
સવાબ = પુણ્ય

**અબ્દુલકરીમ શેખ.**

**ઘર બાબત...**

*હું વિચારું છું જ્યારે ઘર બાબત,*
*ગઝલ લખાય છે ઈશ્વર બાબત.*

*કોઈ બાબત વિશે શું સમજાવું?*
*છે તમામે સમજથી પર બાબત!*

*છીપલાંમાં લખી ગઈ લ્હેરો,*
*છે કથા એ જ સમંદર બાબત.*

*એમ હવે ઉલ્લેખ થાય છે તારો,*
*વાત ન થાતી હો અવસર બાબત.*

*જો કહે, વર્ણવું સફર 'ફકીર',*
*પૂછ મા કૈં જ હમસફર બાબત.*

**રસિક 'ફકીર' પંડ્યા**

પન્ના નાયક

"ના, ના, મને સારું છે. સાચે જ સારું છે. તમે કોણ?"

"મહેશ. પપ્પા, હું મહેશ છું."

ઉમેશભાઈને એ નામ સાથે કોઈ લેવાદેવા હોય એવું ન લાગ્યું. વેગમાં જતી ટ્રેનમાં સ્થિર ઊભા રહેવા કોઈ દાંડો પકડવા જાય એમ ઉમેશભાઈ એ નામને વળગવા મથી રહ્યા.

અમેરિકામાં વસતા ભારતીયોનાં પપ્પા-મમ્મી દર ઉનાળામાં ચાર મહિના દીકરા-દીકરી સાથે રહેવા ને પૌત્ર-પૌત્રીને રમાડવા આવે એમ જ ઉમેશભાઈ એમની પત્નીના અવસાન પછી ફરી એક વાર મહેશ સાથે રહેવા આવ્યા.

એક શનિવારે ઉમેશભાઈ નવ વાગ્યા સુધી નીચે ચા પીવા ન આવ્યા. મહેશે એના દીકરા સૌરભને દાદાજીને બોલાવવા મોકલ્યો. સૌરભ દાદાજીને ન લાવ્યો એટલે મહેશ પોતે જ ઉપર ગયો. ઉમેશભાઈ ભરઉનાળામાં કફની પર બંડી પહેરી શાલ ઓઢી પથારીમાં બેઠા હતા.

"પપ્પા, ચા થઈ ગઈ છે."

"શું?"

"ચા, પપ્પા."

"ચા?"

"તમને સારું નથી લાગતું?"

"ના, ના, સારું છે. તમે કોણ?"

"મહેશ. પપ્પા, હું મહેશ છું."

મહેશ ઓરડાની બહાર આવી દાદરનાં બબ્બે પગથિયાં કૂદી નીચે આવ્યો. નીચે સરલા અને સૌરભ ચા માટે સજાવેલા ટેબલ પર વાતો કરતાં હતાં. સરલાએ એને જોયો.

"પપ્પા બરાબર છે ને?"

"ના."

"ગયા વખત જેવું?"

"ના, ના, એવું નથી."

ગયા ઉનાળામાં ઉમેશભાઈ આવ્યા ત્યારે એમની પત્ની કમલબહેનનું અવસાન થયું હતું. દિવસે એમનો સમય વાચનમાં ગાળતા. બપોરે સૌરભ સાથે વાતો કરતા. ઇલેક્ટ્રિક ટ્રેન અને કમ્પ્યુટર ગેમ્સ વિશે કુતૂહલ બતાવતા. સાંજે મહેશ અને સરલા ઘેર આવે ત્યારે પુસ્તકો વિશે ચર્ચા કરતા. પુત્ર મહેશ ન્યૂજર્સીમાં ચેરી હિલમાં રહેતો હતો. પુત્રી માયા લૉસ ઍન્જલસમાં. ઉમેશભાઈ થોડા દિવસ માયાને ત્યાં જવાના હતા. નક્કી કરવા એક દિવસ માયાનો ફોન આવ્યો. મહેશ આજની જેમ જ બેડરૂમમાં બોલાવવા ગયેલો. બેડરૂમમાં પપ્પા પથારીમાં બેભાન અવસ્થામાં જોર જોરથી શ્વાસ લેતા હતા. એણે માયાને બેચાર વાક્યોમાં સમાચાર આપી ફોન મૂકી દીધો. ડૉક્ટરને બોલાવ્યા. ઘરનાં બધાં પપ્પાની પથારીની આસપાસ ભેગાં થયાં. બે દિવસ પર જ એમને એટલાન્ટિક સિટીનો કસીનો જોવા જવું હતું. પોતે કહી દીધેલું કે નહીં ફાવે. પપ્પા બર્ટ્રાન્ડ રસેલની વાત કરે તો સાંભળી ન સાંભળી કરે. એમની વાત કાપી નાંખી એ ને સરલા વાત કરે ત્યારે પપ્પા મૂગા મૂગા જમ્યા કરે. સૌરભ સાથે ઇલેક્ટ્રિક ટ્રેનની વાત કરતા હોય ત્યારે નાહકના ટોકેલા એ યાદ આવ્યું. એને માટે ખાસ મુંબઈથી લીલી ચા લાવેલા. પપ્પા આમ ચાલી નીકળવાના છે એવી ખબર હોત તો જરૂર એમને એટલાન્ટિક સિટી લઈ ગયો હોત.

ડૉક્ટર આવે ત્યાં સુધી શું કરવું? પપ્પાને એમના એમ પથારી પર રહેવા દેવા? મહેશે પપ્પાના મોઢામાંથી ચોકઠું કાઢી લીધું. ચોખ્ખી હવા માટે બારી થોડી ખોલી. ઓશીકું ઠીક કર્યું. પગ ઢાંક્યા. એણે પપ્પાના ખાટલા પાસે ખુરશી ખેંચી. બેઠો.

થોડી વાર પછી ઉમેશભાઈનો શ્વાસ થોડો હળવો થયો. ભાન આવતું લાગ્યું. આંખો થોડી ખૂલી. બોખા મોંમાંથી અસ્પષ્ટ પણ શબ્દો બહાર આવવા લાગ્યા.

ડૉક્ટર આવ્યા. ઉમેશભાઈને તપાસ્યા. સ્પેસમની દવા આપી. ઉમેશભાઈ ડૉક્ટરની હાજરીમાં જ બેઠા થયા. ચા માગી. કલાકેક પછી તો એમનું પ્રિય પુસ્તક વાંચતા હતા અને ગમેલાં વાક્યો નીચે લાલ પેનથી અન્ડરલાઈન કરતા હતા. મહેશને થયું કે પપ્પા આમ જ હોવા જોઈએ. કફની પહેરીને ખાટલા ઉપર બેઠા બેઠા વાંચતા હોય એ જ ચિત્ર બરાબર છે.

મહેશે હાશનો શ્વાસ લીધો. એને થયું કે તબિયત સારી ન થઈ હોત તો કદાચ હૉસ્પિટલમાં ખસેડવા પડત. હૉસ્પિટલના ખર્ચનો વિચાર કરતાં મહેશને ધ્રુજારી થઈ. કદાચ ખર્ચને તો પહોંચી વળાય, પણ હૉસ્પિટલમાં જવાઆવવાનો સમય ક્યાંથી કાઢવો? હૉસ્પિટલમાં ન ખસેડવા પડ્યા એ જ સારું થયું. પપ્પાએ વસિયતનામું કર્યું હશે? એમના મૃતદેહને અહીં જ અગ્નિસંસ્કાર કરવાનો કે ભારત મોકલવાનો? ફ્યુનરલ હોમમાં ક્રીમેશનની પણ તપાસ કરી રાખવી જોઈએ. હમણાં તો પપ્પાને જીવતદાન મળ્યું છે. એમને સમજવાની બીજી તક મળી છે. મહેશે વિચાર્યું, એ એના વર્તનમાં ફેર કરશે જ.

બીજા દિવસથી એણે સૌરભ સૂઈ જાય પછી પપ્પાના ઓરડામાં જવા માંડ્યું. એ ચોરપગલે જતો. પપ્પા વાંચતા હોય તો ધીમેથી બહાર સરકી જતો. પપ્પા સૂઈ ગયા હોય તો રજાઈ ઓઢાડતો. સાંજે જમતાં જમતાં આખા દિવસનો અહેવાલ પૂછતો. થોડા દિવસ આમ ચાલ્યું. ઉમેશભાઈને સારું થવા માંડ્યું. એમ એમનો જૂનો દમામ પાછો આવવા માંડ્યો.

"આપણે મર્સીડીઝબેન્ઝ કેમ નથી લેતા? મજબૂત અને ટકાઉ તો ખરી ને?"

"પપ્પા, હવે ફૉર્ડ પણ સારી ગાડી બનાવે છે."

ફોનની ઘંટડી વાગી. મર્સીડીઝની વાત અટકી.

બે અઠવાડિયાં પછી ઉમેશભાઈની ડૉક્ટર સાથે અપૉઈન્ટમેન્ટ હતી. રોજ મહેશને યાદ કરાવ્યું. જવાને દિવસે ઉમેશભાઈ બારણાની બહાર ગરાજ પાસે ઊભા હતા.

"પપ્પા, કેમ બહાર ઊભા છો?"

"ડૉક્ટરને ત્યાં જવાનું છે ને?"

"એ તો આઠ વાગ્યે. હજી સાડા પાંચ થયા છે."

ઉમેશભાઈનો જમવામાં જીવ નહોતો. સાત વાગ્યે પાછા તૈયાર થઈ બારણા પાસે ગયા.

"પપ્પા, હજી વાર છે. અહીંથી પાંચ જ મિનિટ થાય છે."

પોણા આઠે નીકળ્યા. મહેશ ઑફિસથી થાકીને આવેલો. ઑફિસમાં કંઈક મુશ્કેલીઓ હતી. મોટી તો બજેટની. થોડા પૈસા બચાવવા એના હાથ નીચેના માણસને છૂટો કરવાનો હતો. મહેશને એ બાબતનું ખૂંચતું હતું. એ બિચારાને બૈરીછોકરાં છે. બૈરી કામ નથી કરતી. ઘરનું મૉર્ટગેજ ભરવાનું. છોકરાંને ભણાવવાનાં. ગાડીના હપતા ભરવાના.

"કેમ ચૂપ છે?"

"ના, કંઈ નહીં."

"મોઢા પર ચિંતા છે ને મને કહે છે, કંઈ નહીં."

મહેશ હસી ન શક્યો.

"મારે લીધે તને કેટલી દોડાદોડી થાય છે." ઉમેશભાઈ બોલ્યા.

મહેશને થયું. મમ્મી જલદી ચાલી ગઈ એ જ સારું થયું. પપ્પા ભારે કરકસરિયા. મમ્મીને વેકેશન લેવાનો, બહાર જમવા જવાનો ભારે શોખ, પણ પપ્પા કહ્યા જ કરે કે એ રિટાયર થાય પછી પ્રૉવિડન્ટ ફન્ડના પૈસા આવશે એમાંથી કોણાર્ક અને મહાબલિપુરમ્ જશે. પપ્પા રિટાયર થતાં જ મમ્મી ચાલી ગઈ. એ પપ્પાને સમજી શક્યો નહોતો.

ડૉક્ટરે ઉમેશભાઈને તપાસ્યા. એ ઉમેશભાઈની પ્રગતિથી ખુશ હતા. દવા ચાલુ રાખવા કહ્યું.

પાછા ફરતાં ગાડીમાં મહેશે ઉમેશભાઈ માટે પ્રસ્તાવ મૂક્યો. એક ગુજરાતી ત્રૈમાસિક શરૂ થાય છે. એમાં સંપાદક-તંત્રીની જરૂર છે. પપ્પા જરૂર મદદ કરી શકે.

"મને ત્રૈમાસિકનો વિચાર જ ગમતો નથી."

"કેમ?"

"દેખીતું તો છે."

"શું દેખીતું છે?"

"અમેરિકામાં ગુજરાતીની પડી છે કોને? આ તમારાં છોકરાં તો પટપટ અંગ્રેજી બોલે છે ને રાતદિવસ ટીવી, વિડિયો જુએ છે. ગુજરાતી કોણ મારો બાપ વાંચવાનો છે?"

"પણ અહીં જે ગુજરાતીઓ વસ્યા છે એમને માટે. કદાચ ઊગતી પેઢી માટે..."

મહેશ મૂગો મૂગો ગાડી ચલાવતો હતો. ઉમેશભાઈએ વાત શરૂ કરી.

"બાબુભાઈના દીકરાનાં લગ્ન છે ને? શું નામ એનું?"

"વિકાસ."

"હા, વિકાસ. કેટલો ચાંલ્લો કરવાનો છે?"

"એક સો ને એક."

"અધધધ. એટલા બધા કેમ? ત્રણ હજાર રૂપિયા થયા."

"પણ પપ્પા, એમ ગણતરી ન થાય. અહીં અમેરિકામાં રહેતાં હોઈએ ને સારો સંબંધ હોય તો એ પ્રમાણે ચાંલ્લો કરવાનો ને!"

"તો પછી મારી સાળીના દીકરાને એના લગ્નમાં પાંચ સો એક રૂપિયા આપેલા એનું શું? માંડ સત્તર જ ડૉલર?"

"હા પપ્પા, મુંબઈમાં મુંબઈનો રિવાજ."

"એકવીસ ડૉલરથી વધુ ચાંલ્લો ન જ કરાય. ડૉલરનાં કાંઈ ઝાડ નથી ઊગતાં."

મહેશ અંદરથી ઊકળતો હતો. પપ્પાની ઉંમર, એમના સ્વભાવ, એમની રહેણીકરણી અને વિચારસરણીથી પરિચિત હતો.

મહેશે માથું ધુણાવ્યું.

"પપ્પા, તમારા વાળ કપાવી લો ને."

"અહીં વાળ કપાવું?" ઉમેશભાઈ તાડૂક્યા.

"હા, કેમ?"

"દસ ડૉલર કપાવવાના ને ઉપરથી ટિપ. કપાવીશ ઇન્ડિયા જઈને."

*

અને પછી આ શનિવારની સવાર. જ્યારે ઉમેશભાઈ ચા પીવા નીચે ન આવ્યા અને મહેશ બોલાવવા ગયો ત્યારે ઓરડામાં સભાન બેઠા હતા, પણ મહેશને ઓળખ્યો નહોતો.

મહેશે પપ્પાને પરિસ્થિતિ સમજાવી. એ અમેરિકામાં મહેશ અને સરલાને ત્યાં છે. આઠ વરસનો સૌરભ નીચે ઇલેક્ટ્રિક ટ્રેન સાથે રમે છે. માયા લૉસ ઍન્જલસ રહે છે, જ્યાં એ જવાના છે. એમને સાહિત્ય અને ફિલસૂફીનો શોખ છે. કૃષ્ણમૂર્તિ એમને ખૂબ પ્રિય છે.

"એમ, એમ? સારું."

મહેશને થોડી ધરપત થઈ.

"તારી મમ્મીને કહે કે આવતે અઠવાડિયે વેકેશન લઈએ. ખજૂરાહો જઈએ."

"પપ્પા, મમ્મી તો ગુજરી ગયાં છે."

"મમ્મી ગઈ? મને કેમ યાદ નથી? અને તારી પત્ની? શું નામ એનું?"

"સરલા."

"અને તારો બાબો?"

"સૌરભ."

"સૌરભ. એને શેનો શોખ છે?"

ઉમેશભાઈ ઊભા થયા. ડેસ્કનું ખાનું ખોલ્યું. બંધ કર્યું.

"પપ્પા, શું શોધો છો?"

"મારી... મારી ચોપડીઓ."

"એ તો આ રહી. બુક-કેઈસ પર."

ઉમેશભાઈ બુક-કેઈસ પાસે ઊભા રહ્યા. એક ચોપડી કાઢી. જૂના પૂંઠાની હતી. ડાબા હાથમાં મૂકી જમણા હાથથી ટપારી. સહેજ ધૂળ ઊડી. પછી જમણા હાથમાં લીધી.

"મહેશ, લે આ તારાં કાવ્યો. મેં તારા દીકરા માટે સાચવી રાખ્યાં'તાં..."

મહેશ ભૂલી ગયેલો કે એ અઢાર વર્ષનો હતો ત્યારે અઢાર સૉનેટ લખી વ્યવસ્થિત હસ્તપ્રત બનાવેલી.

મહેશ પપ્પાને વળગી પડ્યો.

□

# ગુજરાતી સાહિત્યનાં ઉત્તમ ગીતોની મુઠી ઊંચેરી કેસેટોના સર્જક નિરુપમા તથા અજિત શેઠનું નવું નજરાણું




"અજિત શેઠ કેવળ સંગીતકાર નથી, વાગ્ગેયકાર જેવા પણ છે. તેઓ શબ્દને ઘુંટ્યા પછી સૂરમાં ઉતારે છે. સાત્વિક કેફ જગાડવામાં અજિત ભાઈ નિષ્ણાત છે- તેઓ ગીતોમાં સૌંદર્ય, રસ અને સંસ્કાર ધર્મીતાનો સ્પર્શ મુકે છે" — ભગવતીકુમાર શર્મા






















**સંગીત ભવન ટ્રસ્ટ**
ઈસ્માઈલ બીલ્ડીંગ,
ફ્લોરા ફાઉન્ટન,
મુંબઈ - 400 023.
Tel.: 204 7372 / 202 3216


**સંગીત ભવન ટ્રસ્ટની કેસટો વસાવવી એટલે માતૃભાષા પ્રત્યે ઋણ ચુકવવું**

## સમગ્ર મેઘાણી-સાહિત્ય ગ્રંથાવલિમાં બે નવા ગ્રંથો

# મેઘાણીની સમગ્ર નવલિકા (ભાગ ૧-૨)

ઝવેરચંદ મેઘાણીની ૧૨૦ નવલિકાઓનો એકત્રિત સંગ્રહ. સંદર્ભ સામગ્રી સાથે. ૯૯૮ પાનાં.
રૂ. ૩૦૦ (ભાગ છૂટા નથી મળતા)

### અગાઉ બહાર પડેલા ગ્રંથો

## રઢિયાળી રાત

૧૦૬ ગીતોના ઉમેરણ સાથેની ૬૦૦ લોકગીતોની સંવર્ધિત આવૃત્તિ. ૫૯૨ પાના. રૂ. ૧૪૦

## લોકસાહિત્ય : ધરતીનું ધાવણ

લોકસાહિત્ય વિષયક લેખ-સંગ્રહના બેઉ ભાગની સંકલિત આવૃત્તિ. ૪૪૬ પાનાં. રૂ. ૧૧૫

## લોકસાહિત્ય અને ચારણી સાહિત્ય

'લોકસાહિત્યનું સમાલોચન', લોકસાહિત્ય : પગદંડીનો પંથ' ને 'ચારણો અને ચારણી સાહિત્ય' એ ત્રણ પુસ્તકો ઉપરાંત ૨૦ અગ્રંથસ્થ લેખો ને વ્યાખ્યાનો. ૫૪૪ પાનાં. રૂ. ૧૩૫

## સોના-નાવડી : સમગ્ર કવિતા

કવિનાં ૨૪૯ કાવ્યોનો સમુચ્ચય, રેખાંકનો, તસ્વીરો ને કવિના હસ્તાક્ષરથી સુશોભિત.
સંદર્ભ-સામગ્રી સાથે. ૪૮૦ પાનાં. રૂ. ૧૧૦

## મેઘાણીનાં નાટકો

'રાણો પ્રતાપ', 'શાહજહાં', 'રાજા-રાણી' ને 'વંઠેલાં અને બીજી નાટિકાઓ'
એ ચાર નાટ્ય-પુસ્તકો એક ગ્રંથમાં. ૩૬૦ પાનાં. રૂ. ૯૦

## સૌરાષ્ટ્રની રસધાર

પાંચેય ભાગની કથાઓ એક ગ્રંથમાં સંકલિત.
રેખાકનો, પ્રવેશક, લોકબોલીનો કોશ, સૂચિઓ સાથે. ૬૪૮ પાનાં. રૂ. ૧૧૦

## સોરઠી બહારવટિયા

ત્રણેય ભાગનાં વૃત્તાંતો એક ગ્રંથમાં સંકલિત. ૪૦૮ પાનાં. રૂ. ૮૦

### મેઘાણી-સાહિત્યનાં નવાં મુદ્રણો

| | | | |
|---|---|---|---|
| યુગવંદના | રૂ. ૫૫ | દાના ભગત | રૂ. ૧૦ |
| કિલ્લોલ ('વેણીનાં ફૂલ' સાથે) | રૂ. ૩૩ | સંત મેકરણ | રૂ. ૬ |
| હાલરડાં | રૂ. ૨૦ | 'જેસલ જગનો ચોરટો' | રૂ. ૧૦ |
| રસધારની વાર્તાઓ ('સૌરાષ્ટ્રની રસધાર'ની ચૂંટેલી કથાઓ) | રૂ. ૬૦ | સંત દેવીદાસ | રૂ. ૨૦ |



પ્રસાર

૧૮૮૮ આતાભાઈ એવન્યૂ, ભાવનગર ૩૬૪ ૦૦૨
ફોન (૦૨૭૮) ૫૬૮૪૫૨ ફેક્સ (૦૨૭૮) ૫૫૫૫૫૫

~ અન્ય પ્રાપ્તિસ્થાન ~

ગ્રંથાગાર, ધવલ કોમ્પ્લેક્સ, નવરંગપુરા પો૰ ઓ૰ પાછળ, અમદાવાદ ૩૮૦ ૦૦૯ (ફોન : ૬૪૪૬૦૯૩)
લોકમિલાપ ટ્રસ્ટ, સરદારનગર, ભાવનગર ૩૬૪ ૦૦૧ (ફોન : ૫૬૬૪૦૨)
મસ્તાનભાઈ મેઘાણી, ૧૦૩ 'સનગ્રેસ', પ્રતાપગંજ, વડોદરા ૩૯૦ ૦૦૨ (ફોન : ૭૯૧૩૫૭)
~ અને બીજા પુસ્તક-વિક્રેતાઓ ~



Uddesh (A literary, cultural monthly) February 1999 : ISSN 0971-6599
Licensed to post without prepayment, Licence No. 188 R. No. GAMC/920

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

**सर्वभाषा सरस्वती**

વર્ષ નવમું : અંક આઠમો

માર્ચ : ૧૯૯૯

તંત્રી

રમણલાલ જોશી

૧૦૪



# ઉદ્દેશ

**વર્ષ : નવમું        અંક : આઠમો        સળંગ અંક : ૧૦૪**

**અનુક્રમ : માર્ચ ૧૯૯૯**



પ્રકાશક : રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

લેઆઉટ, ટાઇપસેટિંગ : ઇમેજ સિસ્ટમ્સ, ૩૦૧, વૈભવી કૉમ્પ્લેક્સ, ફતેહપુરા પોલીસ ચોકી પાછળ, પાલડી, અમદાવાદ – ૩૮૦ ૦૦૭. ફોન : ૬૬૧ ૦૪૪૧.

મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૪

## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૧૫૦, વિદેશમાં (ઍરમેલ) રૂ. ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂ. ૧,૫૦૦.
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે, અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે.
- છૂટક નકલ રૂ. ૨૫, પોસ્ટેજ સાથે.
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું :

  **'ઉદ્દેશ' ફાઉન્ડેશન**
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
  ફોન : **૭૪૯૩૬૭૭; ૭૪૯૦૦૨૭**
- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ.
- 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે :

(૧) **વિજય મૅગેઝીન વર્લ્ડ**
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન: ૫૩૫૪૫૯૬

(૨) **સૌરભ પુસ્તક ભંડાર**
કેલિકો ડોમ પાસે, મેડા ઉપર
રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧
ફોન: ૩૮૧૨૩૦, ૭૪૭૫૦૯૭

(૩) **મૅગેઝીન વર્લ્ડ**
સ્ટેશન રોડ,
આણંદ - ૩૮૮ ૦૦૧

ઉદ્દેશ

માર્ચ ૧૯૯૯

सर्वभाषा सरस्वती



## વિષાદયોગ

સબંધની ગાંઠ. કેટકેટલી ભાતના ને જાતના તાંતણે ગૂંથાતી ગૂંથાતી નીપજેલી. સ્વજનની, મિત્રની ચિરવિદાય, અને એ ચિરકાલીન હીરગાંઠનો થતો વિલય. તમારી ચિરવિદાય પણ હાથવેંતમાં.

ત્યારે વિષાદનો જે આછોઘેરો પડછાયો તનમનને અભડાવ્યા કરે, તેમાંથી છુટકારો પામવાની મથામણ ઘણી અકળામણી. ચારછ દિવસમાં રોજની ઘરેડ બહારથી તો પાછી ચાલતી થઈ જાય. પણ બધા સ્વાદો ખટાઈ જાય, બધા રંગો ઝંખવાઈ જાય, બધા દીવા ટમટમતા બની ઓલવાઈ જવાની ધમકી આપે.

એક બાજુ વહેવારમાં રચ્યોપચ્યો જડ જીવ, બીજી બાજુ નિર્મમ, અલિપ્ત સંતભગત – એ બેની વચ્ચે, અર્વાચીન ત્રિશંકુ પણ વિશ્વામિત્ર વગરના તમે હો, એટલે આ દશાની મૂંઝવણ ઘણી કપરી.

કામકાજની દોડાદોડનો વંટોળિયો કામ લાગતો નથી. હળવા કે ગંભીર વાચનમાં કે ચિંતનમનનમાં જીવ ખોડાતો નથી. 'જનમેલા જીવને કપાળે મરણ લખાયેલું જ છે', 'જાતસ્ય હિ ધ્રુવો મૃત્યુઃ', 'કસ્તે પુત્રઃ કા તવ કાન્તા' એવાં એવાં વચનોનું રટણ પોકળ શબ્દોનું રટણ બની જાય છે. સંબંધો અનિત્ય હોય છે, લીસાં પાંદડાં પર પડતાં ઝાકળટીપાં જેવા અસ્થાયી, એમને છાતીએ ન વળગાડાય – એવો બોધ ક્ષણેક પણં ટકતો નથી – આલંબન-અવલંબન મેળવવાનાં ફાંફાં મારવા સિવાય તમારી પાસે કોઈ ઉપાય નથી. આ દશામાં અતીતના કડવામીઠા પ્રસંગોનાં સંભારણાં વાગોળતા રહેવા સિવાય અને એમ વિષાદને ઘૂંટતા રહેવા સિવાય બીજું કશું તમે કરી ન શકો.

કેટલીક યાદો ઝાંખી પડી હોય ખરી. એવું હોય ત્યારે મનની કણસ ઓછી સહેવી પડે. પણ તો પછી જડ બનતા હોવાની કણસ કોરવા માંડે તેનું શું કરવું?

હરિવલ્લભ ભાયાણી

તંત્રી

**કવિ કલાપીની સવાસોમી જન્મશતાબ્દી**

મહાન ઊર્મિકવિ કલાપીનો જન્મ ૨૬ જાન્યુઆરી ૧૮૭૪ના રોજ થયો હતો. આ વર્ષ એ કલાપીનું સવા સોમી જન્મશતાબ્દીનું વર્ષ છે. કલાપીનું અવસાન ૧૦ જૂન ૧૯૦૦ના રોજ થયું. માત્ર ૨૬ વર્ષના આયુષ્યકાળમાં તેમણે કાવ્ય, પ્રવાસવર્ણન, સંવાદો, પત્રો વગેરે ઘણું આપ્યું છે. કલાપીના જીવનમાં શોભના સાથેનો પ્રણયપ્રસંગ મોટો સંઘર્ષ રચે છે. દોહા (કચ્છ)નાં રાજબા (રમા) સાથે તેમનું લગ્ન થયેલું. રમાની સાથે આવેલી ખવાસણ દાસી મોંઘી (શોભના) સાથે પ્રથમ વાત્સલ્ય અને પછી પ્રણય થયો અને એણે કલાપીના જીવનમાં મોટો સંઘર્ષ ઊભો કર્યો. મૃદુ હૃદયના આ કવિની શાંતિ જોખમાઈ ગઈ. છેવટે ૧૮૯૮માં તે શોભનાને પરણ્યા. આરંભથી કલાપી નિષ્કામ વૃત્તિના હતા. રાજ્યસત્તાનો એમને મોહ ન હતો. રાજગાદી છોડવાનો પણ તેમણે નિર્ણય કરેલો. કલાપી હતા એક મહાન પ્રેમી! આખા વિશ્વ તરફ – પ્રકૃતિ અને મનુષ્ય તરફ તેમને અથાગ પ્રેમ હતો. તેમના કાવ્યસંગ્રહ 'કલાપીનો કેકારવ'માં એ લીટીએ લીટીએ પ્રગટ થાય છે. એ સમયના સાક્ષરો મણિલાલ નભુભાઈ, ગોવર્ધનરામ, બલવંતરાય ઠાકોર વગેરેના સંપર્કમાં તે આવેલા. દરબાર વાજસુર વાળાએ તો કલાપી, સુમન અને મિત્રમંડળ ઉપર લાંબી લેખમાળા લખેલી. એ જ રીતે કપિલભાઈ ઠક્કર, કવિ લલિત વગેરેનાં સંસ્મરણો મળે છે. 'ચિત્રદર્શનો'માં કવિ ન્હાનાલાલ લખે છે : "અને કલાપીનાં કીર્તિમન્દિરો ક્યહાં ક્યહાં છે? ગુજરાતે જ્યહાં જ્યહાં પ્રેમપિપાસુ હૈયાં છે, જ્યહાં જ્યહાં સુન્દરતાને શોધતા રસાત્માઓ છે, ત્યહાં ત્યહાં કલાપીનાં કીર્તિમન્દિરો છે. 'કલાપીનો કેકારવ' ને 'કલાપીનો વિરહ' એ બે કાવ્યસ્તંભો ઉપર કલાપી કવિનું કીર્તિતોરણ અમરવેલછાયું ઊભેલું છે. ગુજરાતીઓ સૌંદર્યને શોધતા થામશે ત્યહારે એ કીર્તિતોરણ પડે તો કોણ જાણે. ત્યહાં સુધી તો કાળના વજ્રઘાવ એમાંનું અણુરેણુયે ખેરવવે અસમર્થ છે."

કલાપીના મિત્ર કવિ કાન્તે કલાપીને સંબોધન કરતાં કહ્યું છે :

*સુરતાની વાડીના મીઠા મોરલા!*
*ઊછળતા શા ઉરસાગર ઉલ્લાસ જો!*
*નિર્ઝરતી સૌભાગ્ય સુહાગન જ્યોત્સ્નિકા :*
*નયને ઝળકે નમણું નિર્મલ હાસ જો!*
*સુરતાની વાડીના મીઠા મોરલા!*

કલાપીની સવા સોમી જન્મશતાબ્દી પર્વે આપણે ઇચ્છીએ કે ધોરણસરના પરિસંવાદો અને વ્યાખ્યાનો દ્વારા કલાપીનું મૂલ્યાંકન – પુનર્મૂલ્યાંકન થાય અને કલાપીની કૃતિઓનાં પારાયણો યોજાય અને એ દ્વારા દિનપ્રતિદિન આંતર જડતાના આ કાળમાં પ્રજા સવિશેષ સંવેદનશીલ બને. આ સવા શતાબ્દી પર્વે કલાપીની સ્મૃતિને આપણી ભાવાંજલિ.

**સાક્ષર વિષ્ણુપ્રસાદ ત્રિવેદીની જન્મશતાબ્દી**

૧૯૯૯નું વર્ષ આપણા આદરણીય વિવેચક વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીની જન્મશતાબ્દીનું વર્ષ છે. 'ઉદ્દેશ'ના પ્રથમ અંકમાં જ આ વિભાગમાં 'દસમા દાયકામાં પ્રવેશતા આપણા બે સાક્ષરો' વિશે નોંધ લખી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી અને ચં.ચી. મહેતાને અર્ઘ્ય આપ્યો હતો. એ વાંચીને તે બંનેએ પ્રેમાળ પત્રો લખેલા. એમાંના એક વિષ્ણુભાઈની જન્મશતાબ્દીનું પર્વ આપણે સુપેરે ઊજવીએ. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી એક અનોખા સર્જક વિવેચક હતા. જીવનભર તે રમણીયતાના ઉપાસક રહ્યા. તેમના ગુરુ આનંદશંકર ધ્રુવને તેમણે 'મધુદર્શી સમન્વયકાર' કહેલા. તેમના પોતાના માટે પણ આપણે આ શબ્દો યોજી શકીએ. 'વિવેચના', 'પરિશીલન', 'અર્વાચીન ચિન્તનાત્મક

ગદ્ય', 'ઉપાયન', 'સાહિત્યસંસ્પર્શ', 'દ્રુમપર્ણ', 'ગોવર્ધનરામ : ચિંતક ને સર્જક', 'ઉત્પ્રેક્ષા' વ. ગ્રંથોમાંની તેમની વાણી હૃદયસ્પર્શી અને પ્રબોધક છે. તેઓશ્રીના નિકટ પરિચયમાં આવવાની પણ તક મળેલી. તેમના કેટલાક પત્રો 'ઉદ્દેશ'માં પ્રગટ કર્યા છે. બીજા પણ અવકાશે આપીશું.

આ વર્ષે તેમના સાહિત્યિક કાર્ય અંગે સુ-આયોજિત વ્યાખ્યાનો અને પરિસંવાદો યોજીને આપણે તેમના સાહિત્યમાંથી પ્રેરણા અને બળ મેળવીએ. જન્મશતાબ્દી પર્વે તેમની સ્મૃતિને આપણી ભાવવંદના,.

### ગુજરાત સાહિત્ય અકાદમીના એવૉર્ડ્ઝ

ગુજરાત સાહિત્ય અકાદમીએ એના એવૉર્ડ્ઝની હમણાં જાહેરાત કરી એમાં ગૌરવ પુરસ્કાર સુપ્રસિદ્ધ વિવેચક-સંશોધક અને વિશ્વકોશના વિધાયક ડૉ. ધીરુભાઈ ઠાકરને, મુનશી સુવર્ણચન્દ્રક નવલકથાકાર શ્રી વીનેશ અંતાણીને અને ગિજુભાઈ બધેકા સુવર્ણચન્દ્રક શ્રી યશવંત કડીકરને અપાયો છે. ત્રણેને અભિનંદન.

### ઇન્ડિયા ફાઉન્ડેશન ફૉર ધી આર્ટ્સ (આઈએફએ) તરફથી આર્થિક સહાય

ઇન્ડિયા ફાઉન્ડેશન ફૉર ધી આર્ટ્સ (આઇએફએ) એ એક સ્વાયત્ત, રાષ્ટ્રવ્યાપી સંસ્થા છે. તે સર્જકતા, સંયુક્ત ધોરણે હાથ ધરાયેલા સંશોધન કાર્યક્રમો અને વિવેચનાત્મક ચિંતનને પોષણ આપવા ઇચ્છે છે. આઇએફએ પોતાના કળાસંશોધન અને દસ્તાવેજીકરણ કાર્યક્રમ હેઠળ વિવિધ પ્રકારનાં કળાક્ષેત્રે સંશોધન, ઐતિહાસિક મહત્ત્વ ધરાવતી સામગ્રીનાં દસ્તાવેજીકરણ તથા કળાત્મક નિર્માણ અને પ્રકાશન માટે આર્થિક સહાય આપે છે. વિવિધ પ્રકારનાં કળાસ્વરૂપો, દેશમાં જોવા મળતી કળાનિર્મિતિઓ વિશે વિવેચનાત્મક વિચારવિમર્શ કરતી પ્રવૃત્તિઓ તથા કળાજગતના વ્યાવહારિક પ્રશ્નોને આવરી લેતી પ્રવૃત્તિઓને પણ સહાય કરે છે. આઇએફએએ તાજેતરમાં જ કળાસંશોધન અને દસ્તાવેજીકરણના કાર્યક્રમ હેઠળ આર્થિક સહાય માટે દરખાસ્તો મંગાવતી વિનંતી જાહેરમાં કરી છે, એમાં અરજી માટેની જરૂરી વિગતોનો નિર્દેશ કર્યો છે. આઇએફએના આ પ્રસ્તાવ માટેના વિનંતીપત્ર (અંગ્રેજીમાં તથા બીજી કેટલીક ભારતીય ભાષાઓમાં) આ સરનામે લખવાથી મળી રહેશે :

ધી એક્ઝિક્યુટિવ ડાયરેક્ટર,
ઇન્ડિયા ફાઉન્ડેશન ફૉર ધી આર્ટ્સ
તરંગિણી, ૧૨મો ક્રૉસ
રાજમહેલ વિલાસ એક્સ્ટેન્શન
બૅંગલોર-૫૬૦ ૦૮૦

### જોડણીવિષયક પુસ્તિકાઓ

શ્રી જયંત કોઠારી લિખિત 'જો મન ખુલ્લું હોય તો...' (કિં. રૂ. ૫) અને 'ગુજરાતી લખાણ માટે એક જ ઇ ઉ બસ છે' (કિં. રૂ. ૫) પુસ્તિકાઓ મેળવવા ઇચ્છનારે 'શ્રી ઉત્તમ ગજ્જર, ૫૩-ગુરુનગર, .વરાછા રોડ, સુરત-૩૯૫ ૦૦૬' એ સરનામે લખવાની જાહેર વિનંતી કરવામાં આવી છે.

### ડૉ. પ્રદીપ પંડ્યાનું સૂચન

'ઉદ્દેશ'ના આજીવન પ્રોત્સાહક સભ્ય અને ચાહક લેખક ડૉ. પ્રદીપ પંડ્યા વડોદરાથી લખે છે : ''આપના મૅગેઝીનમાં લેખકો-પ્રકાશકો દ્વારા મોકલાતાં પુસ્તકોની નોંધ ફક્ત સાભાર સ્વીકાર સાથે લેવામાં આવે છે. લેખક જ્યારે પુસ્તક મોકલે ત્યારે એના વિવેચનની અપેક્ષા રાખે છે. મને ખબર છે કે દરેક મૅગેઝીનમાં પાનાંની ઓછપ હોય છે. છતાં આઠથી દસ લીટીમાં પુસ્તકનો ટૂંકો પરિચય અપાય તો લેખકો અને પ્રકાશકોને યોગ્ય ન્યાય મળી શકે. આ અંગે બધાં જ મૅગેઝીનોના તંત્રીઓ, સંપાદકોએ વિચારવા જેવું છે. આના વિશે ચર્ચા થાય એ પણ આવશ્યક છે. 'પરબ', 'શબ્દસૃષ્ટિ', 'તાદર્થ્ય'માં પણ આમ જ થાય છે. યોગ્ય કરવા વિનંતી છે.''



લે. ટી.એસ. એલિયટ
ભાવાનુવાદ : અરવિંદ કોરડે

(૧)
મારા આરંભમાં જ મારો અંત. અનુક્રમે
ઇમારતો ઊભી થાય છે ધ્વસ્ત થાય છે, ઈંટ ઈંટ તૂટે,
વધારાય છે, ખસેડાય છે, નાશ પામે,
પુનઃ સ્થપાય, અથવા તેના સ્થાને મેદાન ખૂલે
અથવા કારખાનું કોઈ એક, કે કેડી ખૂલવા પામે.
નવી ઇમારત ને જૂનો પથ્થર, નવો અગ્નિ ને જૂનું કાષ્ઠ
નવી રાખ ને જૂનો અગ્નિ, નવી ધરણી ને જૂની ભસ્મ
જે છે જ માનવ માંસ રુધિર રૂંવાં ને મળ
પશુ ને માનવનાં અસ્થિ, ઘઉંનો સાંઠો ને પર્ણ.
ઇમારતો જન્મે છે ને મરે છે :
ઘડતરનો સમય હોય છે
ને જન્મીને જીવવાનો પણ સમય હોય છે
ખખડધજ દ્વારને તૂટવાનો પણ સમય હોય છે
સંચાર કરતા વગડાના ઉંદર જ્યાં, તેવા ખંડેર અને મૌન હેતુસર
લટકાવેલ ચીંથરેહાલ પડદાને ધ્રૂજવાનો પણ સમય હોય છે.
મારા આરંભમાં જ છે મારો અંત. હવે પ્રકાશ પડી રહ્યો છે
ખુલ્લાં ખેતરો પર, ઊંડી ગલીઓ
વૃક્ષોની શાખાઓથી ગાઢ છવાયેલ,
ભરબપોરે પણ અંધારી ઘોર,
વાહન પસાર થતાં જ્યાંથી,
ઝૂકવું પડે તમને ઢોળાવ પર,
ને આ અંધારી ઊંડી ગલીઓ
ચુંબકીય મોહક ઉષ્ણતામાં
ખૂલે છે કો એક ગ્રામમાં.
હૂંફાળા ધુમ્મસમાં ઉષ્ણ પ્રકાશ ભળી જાય છે,
ભૂખરા પથ્થરોથી પરાવર્તિત થતો નથી.
'ડહેલિયા' સૂતાં શૂન્ય શાંતિમાં
નરોઢનાં ઘુવડોની રાહમાં.

તે ખુલ્લાં ખેતરો મહીં
જો તમે ન આવો અતિ નિકટ, જો તમે ન આવો અતિ નિકટ,
ગ્રીષ્મની એક મધ્યરાત્રિએ, સાંભળી શકો તમે સંગીત
વિલંબિત વેણુનું ને હળવો નાદ ઢોલનો
ને જોશો તમને નાચતા વિજયોત્સવના
અગ્નિની આસપાસ
નરનારીના મિલનસંગમ
તપ્ત થાતા, સૂચિત કરતા વિવાહિતતા,
ઉદાત્ત ને પ્રશસ્ત બંધન.
બે અને બે, બોલવા માટે અતિ અનિવાર્ય
પકડી રાખે છે એકમેકને બાહુ યા ભુજાઓથી
જે મેળ-મિલનનું સૂચક છે.
ગોળ ગોળ અગ્નિશિખા મહીંથી
જ્વાળા નીકળતી ને વર્તુળ બનતી,
ગમાર ગંભીરતા વા ગંભીર હાસ્ય મહીંથી
ઊઠતા પગોમાં ગ્રામીણ જોડા,
ઢેફાંના માનવી ને ઢેફાંના ઠિઠિયારા ને ઢેફાંમય જોડા
ધાન પકવતા માનવીના એકસરખા ઠિઠિયારા.
હતા નર્તનમાં તેમના લય-તાલ સવિચારા,
જેમ હતા જીવનમાં તેમના જીવંત ઋતુમાં
જેમ હતા નક્ષત્રભ્રમણમાં ને ઋતુના સમયમાં
જેમ હતા દોહવાના ને કાપણીના સમયમાં
જેમ હતા માનવ ને પશુના મૈથુનસમયમાં.
પગ ઊપડતા ને પડતા.
ખવાતા ને પિવાતા.
માટી થતા ને મૃત થતા.
ભોર થાય છે, બીજો દિવસ
રચે છે ખૂબ મૌન ને ઊમસ.
સાગર પર પ્રભાતના પવન
સરકાવે વલય સરસ.
હું અહીં અથવા ત્યાં છું
યા બીજે ક્યાંક છું.

(૨)

કરી રહ્યો છે શું નવેમ્બર
જેને વસંતનો છે પડકાર
અને ઉષ્ણ ગ્રીષ્મના જીવ જેને,
પગ નીચે હિમકણ દેતા ડામ
અને ઊંચે ઊઠેલા સદાપર્ણી
જેમને પાનખર દેતા ડાઘ

તાજી જ ઊગેલ ગુલાબકળી
ને પાડી દે છે કમોસમી હિમપાત?
સિતારા સહ મેઘનાદ ધસતા
જે વિજયરથ સમા ભાસતા
જાણે સમૂહમાં ગ્રહયુદ્ધ થાતાં
સૂરજ સામે વીંછુડો લઢે છે
જ્યાં લગી રવિ-શશી આથમે છે
ધૂમકેતુ રડે છે, નક્ષત્ર ઉડે છે
નભ ને ધરાનો પીછો કરે છે
વંટોળ ચઢશે અગ્નિ વરસશે
આ વિશ્વ આખું ભડકે જ બળશે
અગ્નિની જ્વાળા હિમમાં પ્રજ્વળશે.

એ જ એક રીત હતી કહેવાની ખાસ સંતોષકારક નહીં.
ગઈ ગુજરેલ કાવ્યાત્મક રીતે ક્લિષ્ટ વાક્યનો અભ્યાસ,
શબ્દને અર્થ સાથે દ્વંદ્વયુદ્ધ કરતા કરી મૂકે.
કાવ્યને નહીં કોઈ નિસ્બત ન હતી તે
(ફરી શરૂ કરવાને) ધારણા કોઈની જે.
દીર્ઘકાળથી રાહ જોવાતી મૂલ્ય તેનું શું ચૂકવવાનું હતું,
દીર્ઘકાળથી આશા રખાતી હતી શાંતિ માટે,
તે પાનખરની શાંતિ
અને વૃદ્ધત્વનું શાણપણ? તેમણે આપણને છેતર્યાં
કે પોતાની જાતને છેતર્યાં, શાંત સૂરના મુરબ્બીઓ
મૂકી ગયા છે અમારા માટે વારસામાં
છેતરપિંડીના ખતપત્ર?
શાંતિ કેવળ હેતુપૂર્વક જડતા
શાણપણ કેવળ મૃતપ્રાયઃ ગુપ્તતાનું જ્ઞાન.
વ્યર્થ છે તેમનું અંધકારમાં ડોકાવું
અથવા જેમાંથી તેઓ નજર નાંખતા હતા,
એ છે જ, તેમ લાગતું અમને,
વધુમાં વધુ કેવળ મર્યાદિત મૂલ્ય છે,
અનુભવમાંથી ઉપાર્જિત થતા જ્ઞાનમાં.
આ જ્ઞાન ભાત લાદે છે, અને જૂઠા પાડે છે,
કેમ કે પ્રત્યેક ક્ષણમાં એ ભાત નવી જ હોય છે
ને પ્રત્યેક ક્ષણ નૂતન અને આઘાતજન્ય
આપણે બધા જે છીએ તેમના મૂલ્યાંકનની છે.
આપણે કેવળ છેતરાયા નથી તેનાથી જે,
છદ્મમય હોવા છતાં નુકસાન કરી શક્યું નથી.
મધ્યમાં, કેવળ રસ્તાના મધ્યમાં નહીં જ,
પરંતુ સમગ્ર રસ્તે, ઘેરા જંગલમાં, ઝાંખરામાં
ભયભીતતાની કોરે, જ્યાં સલામત પાયદાન નથી,
અને દહેશત છે શેતાનની તરંગી અજવાળાની,
ને જોખમી મોહકતાની. મને વૃદ્ધોના શાણપણને
સાંભળવા ન દો, બલકે તેમની મૂર્ખતાને
તેમના તરંગી ભયના ભયને, માલિકીપણાના ભયને,
બીજાના કે બીજાઓના અથવા ભગવાનના હોવાના.
કેવળ શાણપણ સંપાદન કરવાની
આશા રાખી શકીએ તો માનવતાનું શાણપણ છે :
માનવતા અંતહીન છે
આવાસો તમામ સાગર તળે ડૂબી ગયા છે.
નૃત્યકાર તમામ ડુંગર તળે દબાઈ ગયા છે.

(૩)

હે અંધકાર અંધકાર અંધકાર. તેઓ તમામ
જાય છે – અંધકારમાં,
શૂન્ય સિતારાના ગુચ્છમય અવકાશ, શૂન્યમાં શૂન્ય,
અધિનાયકો, શ્રીમંત શરાફો, ખ્યાતનામ વિદ્યાવ્યાસંગીઓ,
કલાના ઉદાર ચાહકો, રાજદ્વારી પુરુષો અને સત્તાધારીઓ,
વિશિષ્ટ મુલ્કી સેવકો, ઘણી બધી સમિતિઓના અધ્યક્ષો,
ઔદ્યોગિક ઉમરાવ અને સામાન્ય ઇજારદાર તમામ
જાય છે અંધકારમાં
અને અંધકારમય બને છે સૂર્ય ને ચંદ્ર, ને શેર બજાર પત્રિકા,
મુખ્ય સંચાલકોની સૂચિપત્રિકા,
અને થીજવે છે સંવેદનાને અને ભુલાવે છે કાર્યપ્રેરણાને.
અને આપણે બધા તેમની સાથે જ જઈએ છીએ,
મૌન સ્મશાનયાત્રામાં,
સ્મશાનયાત્રા કોઈનીયે નથી, કારણ કોઈને
જ દફન કરવાનાં નથી.
મેં મારા આત્માને કહ્યું, શાંત થા, અને અંધકારને
તારા પર આવવા દે
જે અંધકાર દેવનો દીધેલ હશે, જેમ રંગમંચમાં
પ્રકાશ ચાલ્યો જાય છે, દૃશ્ય બદલાવવા માટે
જવનિકાની પોકળ બાજુના ગણગણાટ સહ, અંધકારના ઉપર
અંધકારના હલનચલન સાથે,
અને આપણે જાણીએ છીએ કે ડુંગર ને વૃક્ષો, દૂરની દૃશ્યાવલી
અને સ્પષ્ટ તરી આવતી ઇમારતોની અદૃશ્ય થતી દૃશ્યાવલી
અથવા જેમ, જ્યારે ભૂગર્ભમાં ખાઈમાંની ગાડી બે
સ્ટેશન વચ્ચે દીર્ઘ વિરામ કરે છે.

અને સંવાદો થાય છે અને મૌનમાં વિલીન થાય છે
અને તમે દરેક ચહેરાને જુઓ છો માનસિક શૂન્યતામાં ડૂબતાં
કેવળ કારણ વગરનો વધતો ભય જે નિરર્થક છે તેના
વિષે વિચારતા કરી મૂકે છે,
અથવા જ્યારે ખુલ્લા ગગન નીચે મન સભાન છે
પણ સભાન કશા માટે નહીં.
મેં મારા આત્માને કહ્યું, શાંત થા, અને ઉમ્મીદ વગર રાહ જો,
કારણ ઉમ્મીદ ખોટી વસ્તુ માટે ઉમ્મીદ હોય. પ્રેમ વગર રાહ જો
કારણ પ્રેમ ખોટી વસ્તુ માટે પ્રેમ હોય અને ત્યાં શ્રદ્ધા હજુ છે
પણ શ્રદ્ધા અને પ્રેમ અને ઉમ્મીદ બધું જ પ્રતીક્ષામાં છે.
વિચાર્યા સિવાય પ્રતીક્ષા કર, કારણ તું તૈયાર નથી વિચારવા :
તેથી અંધકાર પ્રકાશ હશે અને સ્થિરતા નાચ,
વહેતા ઝરણાનો ગણગણાટ અને શિશિરનો વીજકડાકો.
અદૃષ્ટ વગડાની વાતો અને સ્ટ્રૉબેરી
ઉપવનમાં અટ્ટહાસ્ય અને પ્રતિધ્વનિત થતો પૂર્ણાનંદ
સમતા નથી, પણ જોઈએ છે, જન્મ ને
મૃત્યુની અગન દર્શાવતા.
તમારું કહેવું છે કે હું પુનરાવર્તન કરું છું
કંઈક એનું જે મેં અગાઉ કહ્યું છે. હું ફરી પણ કહીશ.
ફરી હું કહી શકીશ? ત્યાં આવવાના હેતુસર,
જ્યાં તમે છો, ત્યાંથી નીકળવાને જ્યાં તમે નથી.
તમારે જવું જ જોઈએ એ રસ્તે જેમાં પૂર્ણાનંદ નથી,
ત્યાં આવી પહોંચવાને જેને તમે જાણતા નથી.
તમારે જવું જ જોઈએ એ રસ્તે જે રસ્તો અજ્ઞાનનો છે,
જે તમારું નથી તેને તમારું બનાવવા કાજ
તમારે જવું જ જોઈએ એ રસ્તે જ રસ્તો છે વિરક્તિ કાજ,
ત્યાં આવી પહોંચવા જે તમે કદી જ નથી.
તમારે જવું જ જોઈએ એ રસ્તે જેમાં તમે જ નથી.
જે તમે જાણતા નથી કેવળ એ જ તમે જાણો છો
અને તમે જે ધારણ કરો છો તે જ તમારું નથી
અને જ્યાં તમારું હોવાપણું છે ત્યાં જ તમે નથી.

(૪)

ઘવાયેલ તબીબી ઓજાર લાવે છે
બીમાર હાલતનો ઇલાજ કરે છે,
રક્તરંજિત હાથ તળિયે જોવા મળે છે
તબીબી કૌશલ્યની ઘેરી કરુણા
બીમારીનાં ઘેરાં રહસ્ય ઉકેલે છે.
આપણું સ્વાસ્થ્ય છે કેવળ વિકાર
જો આપણે લેત રુગ્ણ પરિચારિકાનું શરણ
જેની સતત શુશ્રૂષા ન આપણું મનધરણ,
કિંતુ આપણને ને આદમને શાપનું સ્મરણ,
કે સાજા થવા, બીમારીનું વધવું જ એ જ એક મારણ.

આ વિશ્વ આખું એક રુગ્ણાલય છે
ગરીબ થયેલ શ્રીમંતથી એ અર્પિત થયું છે.
જ્યાં, જો આપણે સદ્કાર્ય કરશું
તો વિશ્વપિતાની સંભાળમાં મરશું
ત્યજાઈશું નહીં, પણ સદૈવ સર્વત્ર સંભાળ પામશું.
તળ પગેથી ઘૂંટણે ઠંડી ચઢે છે.
મસ્તિષ્કરેષામાં જ્વર કંઈ ચઢે છે.
જો ઉષ્મ થવાય તો મારે થીજવું જ જોઈએ
ને નરકના નિસ્તેજ અગ્નિમાં કંપારી થાય છે
જેની જ્વાળાઓ છે ગુલાબોની ને માથે ધુમાડો
કંટકોનો બને છે.

નીંગળતું રુધિર છે અમારું પીણું
લોહી ગળતું માસ છે અમારું ખાણું
સ્વસ્થ છીએ અમે એવું ગમે છે વિચારવાનું
છતાં માંસ અને લોહીને જ સંગીન વિચારવાનું
તેમ હોવા છતાં આ દી શુભ શુક્ર કહેવાય છે.

(૫)

તેથી હું અહીં મધ્યરસ્તે છું, વીસ વર્ષ પસાર કર્યાં
વીસ વીસ વર્ષ મહદ્ અંશે નિષ્ફળ ગયાં,
શબ્દ વાપરવાના શીખવાના પ્રયત્નમાં, ને પ્રત્યેક પ્રયત્ન
એક નાવીન્યપૂર્ણ શરૂઆત છે, અને ભિન્ન
પ્રકારની નિષ્ફળતા
કારણ વ્યક્તિએ કેવળ વધારે સારા શબ્દ
પ્રાપ્ત કરવા શીખવાનું છે
કારણ વસ્તુ વિષે વધુ વાત કરવાની નથી,
અથવા વ્યક્તિ જે રીતે
તે ગોઠવે તેના વિષે વધુ કહેવાનું નથી.
ને તેથી પ્રત્યેક પ્રયત્ન
એક નવી જ શરૂઆત, અસ્પષ્ટતા પર
હલકટ સાધનો વડેનો
એક હુમલો હીન બનાવે છે સદાય લાગણીની ચોક્કસ
ગૂંચને, ને અશિસ્તબદ્ધ આવેગના સમૂહને. એ જેના પર
વિજય પ્રાપ્ત કરવાનો છે શક્તિ અને સમર્પણથી, તે

એકબે વાર શોધાઈ ચૂક્યા છે અથવા કેટલીક વાર,
એવી વ્યક્તિઓ વડે જેમના પર કોઈ આશા રાખી ન શકે
સ્પર્ધા માટે – પણ સ્પર્ધા છે જ નહિ–
જે ગુમાવ્યું છે તે પ્રાપ્ત કરવા કેવળ યુદ્ધ છે તેમાં
અને મેળવ્યું છે ને ગુમાવ્યું છે ફરી ફરી : અને હવે
આ પરિસ્થિતિમાં
તે અસમતોલિત લાગે છે. પણ કદાચ નફો કે ખોટ નથી.
અમારા માટે, કેવળ પ્રયત્ન છે. બાકીનું કામ અમારું નથી.

ઘર છે જ્યાંથી વ્યક્તિ શરૂઆત કરે છે. જેમ જેમ ઉંમર વધે છે
વિશ્વ અજાણ્યું બનતું જાય છે, ભાત વધુ જટિલ બનતી જાય છે
મરેલાની અને જીવતાની. પડતી નથી તીવ્ર ક્ષણ
વિખૂટી, ન પહેલાં કે ન પછીથી,
પણ પ્રત્યેક ક્ષણની આજીવન બળતરા
અને નથી કેવળ આ એક જ વ્યક્તિની આ જીવનબળતરા
પણ જૂના પથ્થરોની જેનો અર્થ ન કરી શકાય,
ચાંદનીના પ્રકાશમાંની સાંજ માટે સમય હોય છે
દીપના આલોકમાંની સાંજ માટે સમય હોય છે
(ફોટોગ્રાફના આલ્બમની સાંજ)
પ્રેમ પોતે જ અતિ નિજી હોય છે
ત્યારે અહીં અને અત્યારેનું મહત્ત્વ રહેતું નથી.
વૃદ્ધજનોએ સંશોધક થવું જોઈએ.
અહીં અને ત્યાંનું કંઈ મહત્ત્વ નથી.
આપણે સ્થિર જ ન હોવા જોઈએ છતાં ગતિશીલ છીએ
બીજી એક તીવ્રતામાં
આગળના જોડાણ માટે, એક મહાન સમાગમ માટે
ઘેરાં ઠંડાં શૂન્ય વેરાન ઉદાસીનતામાંથી
સમંદરનાં મોજાં રડે છે, અનિલ રડે છે,
વિશાળ જળચર ને પંખી ધરાવતો જળરાશિ રડે છે.
મારા અંતમાં મારી શરૂઆત છે.

❑

## 'ઉદ્દેશ'ના નવા આજીવન પ્રોત્સાહક સભ્યો

| | | |
|---|---|---|
| ૧. | શ્રી પ્રતિમા જી. ચૌહાણ | અમદાવાદ |
| ૨. | કુ. ધનવન્તી | પૉંડિચેરી |
| ૩. | ડૉ. વર્ષા દાસ | નવી દિલ્હી |
| ૪. | શ્રી નલિની કામાની | મુંબઈ |
| ૫. | શ્રી વિવેકાનંદ સાર્વજનિક પુસ્તકાલય | ભૂજ(કચ્છ) |
| ૬. | શ્રી માલદેવજી ઓડેદરા સ્મારક ટ્રસ્ટ મહિલા કૉલેજ | પોરબંદર |
| ૭. | શ્રી રમણીક સોમેશ્વર | નવું અંજાર (કચ્છ) |
| ૮. | શ્રી જાગૃતિ અનિલ પરીખ | અમદાવાદ |
| ૯. | શ્રી ચંદુલાલ જયશંકર રાવલ | અમદાવાદ |
| ૧૦. | આર્ટ્સ ઍન્ડ કૉમર્સ કૉલેજ | જામજોધપુર |
| ૧૧. | શ્રી રમેશ કે. ભટ્ટ, 'રશ્મિ' | નખત્રાણા (કચ્છ) |
| ૧૨. | ડૉ. દીપક દેસાઈ | વડોદરા |
| ૧૩. | શ્રી મહેન્દ્ર જાની | મુંબઈ |
| ૧૪. | માન. શ્રી મહેન્દ્ર એસ. ત્રિવેદી | ગાંધીનગર |

# 'પ્રકાશનો પડછાયો'માં કલ્પનાવિહાર

ચી. ના. પટેલ

'પ્રકાશનો પડછાયો' વાંચતાં મારા મનમાં થયેલો ત્રીજો, એ નવલકથામાં શ્રી જોષીએ આલેખેલાં ગાંધીજીનાં પિતારૂપ અને પતિરૂપની યથાર્થતાનો, પ્રશ્ન શ્રી જોષીએ હરિલાલને ગાંધીજી વિરુદ્ધ જે ફરિયાદો કરતા કલ્પ્યા છે તે ઉપરથી ઉપસ્થિત થાય છે. શ્રી જોષીએ હરિલાલના મોંમાં મૂકેલી ફરિયાદોનો સૂર એવો છે કે ગાંધીજીએ પોતાને અને કસ્તૂરબાને અન્યાય કર્યો હતો. એવા સૂરની ફરિયાદો હરિલાલના મોંમાં મૂકીને શ્રી જોષીએ જ ગાંધીજીને અન્યાય કર્યો છે.

શ્રી જોષીએ હરિલાલને એક ફરિયાદ આવી કરતા કલ્પ્યા છે :

"પોતાના લગ્ન વેળાએ બાપુએ આફ્રિકાથી મોટાબાપુને જે પત્ર લખ્યો હતો" તેમાં "બાપુએ આવું કેમ લખ્યું હશે?....'આ લગ્નથી હું રાજી થઈ શકતો નથી! હરિલાલનાં લગ્ન થાય અને ન થાય તો પણ ચાલે! હરિલાલ વિષે એક પુત્ર તરીકે વિચારવાનું આજકાલ મેં બંધ કર્યું છે.' " ('પ્રકાશનો પડછાયો', પૃ. ૨૭-૨૮)

અહીં ગાંધીજીએ હરિલાલના 'મોટાબાપુ'ને લખેલા જે પત્રનો ઉલ્લેખ છે તે તેમણે જોહાનિસ્બર્ગથી ૧૯૦૬ના મેની ૨૭મીએ રાજકોટ લક્ષ્મીદાસને લખ્યો હતો. લક્ષ્મીદાસે રાજકોટથી એ વર્ષના એપ્રિલની ૧૭મીએ લખેલા પત્રમાં ગાંધીજી ઉપર પોતાનો અવિશ્વાસ સૂચવતા કેટલાક પ્રશ્નો પૂછ્યા હશે. ગાંધીજીએ લક્ષ્મીદાસની શંકાઓના ખુલાસા કરીને લખ્યું હતું :

હરિલાલનાં લગ્ન ભલે થાય; લગ્ન ન થાય તો પણ ચાલે; કારણ કે આજકાલ કાંઈ નહીં તો એને વિષે એક પુત્ર તરીકે વિચારવાનું મેં બંધ કર્યું છે.

('ગાંધીજીનો અક્ષરદેહ', ખંડ ૫, પૃ. ૩૬૪-૬૫)

હવે ગાંધીજીનાં આ વચનોનો સંદર્ભ જોઈએ. લક્ષ્મીદાસે હરિલાલના 'મોટાબાપુ'ના અધિકારથી હરિલાલનાં ગુલાબ સાથે લગ્ન કરાવવાનો નિર્ણય કર્યો હતો, હરિલાલે પોતાના 'મોટાબાપુ'નો એ અધિકાર માન્ય રાખ્યો હતો, અને ગાંધીજી તથા કસ્તૂરબાની અનુપસ્થિતિમાં જ હરિલાલનાં ગુલાબ સાથે ૧૯૦૬ના મેની બીજીએ લગ્ન થયાં હતાં.

(ચંદુલાલ દલાલ : 'હરિલાલ ગાંધી, પૃ. ૧૬)

ચંદુલાલની આ પુસ્તિકા શ્રી જોષીએ આપેલી સંદર્ભસૂચિમાં છે જ એટલે તેઓ આ હકીકત જાણતા જ હોવા જોઈએ.

લગ્ન જેવી અતિ મહત્ત્વની બાબતમાં પણ હરિલાલે 'મોટાબાપુ'નો અધિકાર માન્ય રાખ્યો હતો તો ગાંધીજી માને જ ને હરિલાલના પિતા પોતે નહીં પણ હરિલાલના 'મોટાબાપુ' લક્ષ્મીદાસ છે અને સ્વાભાવિક રીતે જ હરિલાલ વિષે એક પુત્ર તરીકે વિચારવાનું બંધ કરી દે.

શ્રી જોષીની કલ્પનાના હરિલાલ ગાંધીજીને ફરિયાદ કરતાં કહે છે :

"(૧) મારે ભણવું હતું બાપુ! તમે જાણો જ છો કે ભણવા માટે જ હું હિંદુસ્તાનમાં એકલો રહ્યો હતો. અહીં પણ મારે અભ્યાસ કરવો હતો, પણ એ ન બન્યું ત્યારે મન વાળીને લડતમાં પડ્યો. લડતમાંય મેં ક્યાંય પાછી પાની નથી કરી એ તમે જાણો છો;

"(૨) બેરિસ્ટરીનું જે શિક્ષણ લઈને તમે કોમની સેવા કરી શકો, જે શિક્ષણ છગનલાલ કે સોરાબજીને માટે યોગ્ય હોય એ શિક્ષણ મારા માટે શી રીતે નકામું થઈ જાય એ વાત મારે ગળે ઊતરતી નથી. મને માફ કરજો બાપુ! પણ આ અન્યાય મારાથી સાંખી શકાતો નથી;

"(૩) યાદ છે બાપુ? ફીનિક્સ આશ્રમમાં એક ચપટી ખાંડ દેવદાસને વધુ પીરસવા માટે

આશ્રમવાસીઓએ તમારી પાસે બા વિરુદ્ધ ફરિયાદ કરી હતી! એક આટલાક ગુના માટે તમે સહુના દેખતાં બાની ધૂળ કાઢી નાખી હતી! તે દિવસે મેં બાની આંખમાં પાણી જોયાં હતાં! ચપટીક ખાંડ માટે બાનો દોષ કાઢતા એ આશ્રમવાસીઓ એક પછી એક લડત છોડીને પૈસા કમાવામાં પડી ગયા છે એ તમે જાણો જ છો! બિચારી બા તે દિવસે સમસમીને રડી હતી.''

("પ્રકાશનો પડછાયો", પૃ. ૧૩૩-૩૪)

પોતે કલ્પેલા હરિલાલની આ ત્રણ ફરિયાદોમાંથી બીજીનું સમર્થન કરતા હોય એમ શ્રી જોષી 'જન્મભૂમિ-પ્રવાસી' ના ૧૬-૧૧-૧૯૮૭ના અંકમાં પૂછે છે :

"મહાભારતમાં સત્ય વિશેની સમજણ આપતાં શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું છે-

*સત્યસ્ય વચનં સાધુ ન સત્યાદ્ વિદ્યતે પરમ્ ।*
*તત્ત્વેનૈવ સુદુર્જ્ઞેયં પશ્ય સત્યમનુષ્ઠિતમ્ ॥*

'સત્ય બોલવું ઉત્તમ છે, સત્યથી ઉત્તમ બીજું કંઈ નથી, પરંતુ એ સમજી લો કે સત્પુરુષો દ્વારા આચરાયેલું સત્ય એના યથાર્થ સ્વરૂપે સમજવું દુષ્કર છે.' જો આમ ન હોત તો હરિલાલને બૅરિસ્ટરીનું શિક્ષણ નિરર્થક છે એવું સમજાવતા બાપુ રિચ અને જોસેફને એમનું શિક્ષણ પૂરું કરીને પછી જ લડતમાં જોડાવાની સલાહ આપે એ શી રીતે સમજી શકાય? જે શિક્ષણ વ્યર્થ છે એ જ શિક્ષણ છગનલાલ કે સોરાબજી માટે સાર્થક શી રીતે હોઈ શકે? બાપુના જીવનમાંથી સત્યનું આવું વિસંવાદી દર્શન દૂર ઊભેલા આપણને સહુને થાય તો એમાં આશ્ચર્ય શું? એમના સત્યને મહાભારતના ઉપલા શ્લોક વડે જ સમજી શકાય."

આમાંથી આપણે છગનલાલનો પ્રશ્ન પહેલો લઈએ. શ્રી જોષીને એ જાણીને આશ્ચર્ય થશે કે છગનલાલને વિલાયત મોકલવાનો વિચાર ગાંધીજીને સૌપ્રથમ ૧૯૦૭ના જાન્યુઆરીમાં આવ્યો હતો. એ માસની ૨૮મીએ ગાંધીજીએ જોહાનિસ્બર્ગથી ફીનિક્સ આશ્રમમાં છગનલાલ ગાંધીને લખેલા પત્રમાં આ વાક્યો છે :

"મારા વિચાર આ પ્રમાણે છે.

દિવસે દિવસે પ્રેસ વધતું જાય છે. જેમ આપણા હેતુ નિર્મળ દેખાતા જશે ને વધતા જશે તેમ પ્રેસનું કામ વધતું જશે. નિર્મળતાની સાથે કુશળતા હશે તો આપણે ઘણું કરી શકીશું. પણ જો લોભમાં કે સ્વાર્થમાં નહીં પડીએ તો. આવા કારણસર કોઈ પણ પા. ૧૦-થી કે જે હદ આપણે છેવટની બાંધીએ તેથી વધારે ન ઉપાડી શકે તેવો બંદોબસ્ત થવો જોઈએ. એ ઉપરાંત જે વધે તે આપણે કેળવણી, આરોગ્યતા વ. વધારવાના કામમાં વાપરવું. આમ કરતાં આપણે બધાએ વધારે કેળવણી લેવાની જરૂર છે. તેથી જેને સર્વથી વધારે દૃઢ માનું છું તેને વિલાયત મોકલવાના વિચાર ઉપર આવું છું. જે જશે તે એવા નિશ્ચયથી જ કે તેણે પોતાની કેળવણીમાંથી પોતાને સારુ એક પણ પૈસો લેવાનો નથી, પણ તેનો લાભ બધો પ્રેસને આપવો ને પ્રેસમાંથી તેને મળે તે જ તે ખાય ને લેય. આવી લાયકાતને પહોંચેલ હિંદીઓમાં હાલ તમને જ જોઉં છું. તમે રહસ્ય સમજી શકો છો એમ માનું છું અને મારા ઉદ્‌ગારોનો વારસો હાલ તો તમે જ લઈ શકો એમ જણાય છે."

('ગાંધીજીનો અક્ષરદેહ', ખંડ ૬, પૃ. ૩૩૭)

અને ગાંધીજીએ ૧૯૦૭ના જાન્યુઆરીની ૧૬મીએ જોહાનિસ્બર્ગથી ફીનિક્સ આશ્રમમાં છગનલાલ ગાંધીને લખેલા પત્રમાં આ વાક્ય જુઓ :

"હરિલાલે સેફની ચાવી કલ્યાણદાસને આપી છે."

(એજન પૃ. ૩૧૪)

આમ ૧૯૦૭ના જાન્યુઆરીમાં હરિલાલ ગાંધીજીની સાથે જોહાનિસ્બર્ગમાં હતા જ. આનો અર્થ એ જ થયો ને કે ૧૯૦૭ના જાન્યુઆરીમાં પણ ગાંધીજીએ વિલાયત મોકલવા હરિલાલ કરતાં છગનલાલને વધારે લાયક ગણ્યા હતા ? તો વિલાયત જવા છગનલાલ વધારે લાયક કે હરિલાલ એ હરિલાલના પિતા જાણે કે 'દૂર ઊભેલા' શ્રી જોષી જાણે ?

ગાંધીજીએ છગનલાલને વિલાયત મોકલવાનો નિર્ણય છેવટે ૧૯૦૯ના સપ્ટેમ્બરની ૨૯મીએ લંડનમાં

કર્યો અને હિંદુસ્તાનમાં પ્રવાસ કરતા પોલાકને એ દિવસે પત્ર લખીને છગનલાલની બાબતમાં જણાવ્યું કે "તમારી સાથે ત્યાં થોડો સમય રહીને તેમણે અહીં આવવું, કહો કે મોડામાં મોડું માર્ચ માસના અંત સુધીમાં તેમણે ઇન્સ ઑવ્ કૉર્ટમાંથી એકમાં જોડાવું. તેમણે બૅરિસ્ટર થવું કે નહીં એ નિર્ણય પાછળથી થશે (સંભવ તો એવો છે કે ત્યાં સુધીમાં તો આપણે ઇચ્છીશું જ નહીં કે એ બૅરિસ્ટર થાય). કાયદાઓનો અભ્યાસ કરવાની સાથે તેમણે અહીં કોઈ સંસ્થામાં ચાલતા અંગ્રેજીના વર્ગમાં જોડાવું. આગબોટમાં બેસતાં પહેલાં તેમણે ગરીબાઈની વિધિસર અને નિશ્ચયાત્મક પ્રતિજ્ઞા લેવી. તે સાથે તેમણે એવી પણ પ્રતિજ્ઞા લેવી કે અહીં મેળવેલી વિદ્યાનો ઉપયોગ પોતે આજીવિકાના સાધન તરીકે નહીં કરે, આજીવિકાનાં સાધન તો સદા ફીનિક્સ આશ્રમમાંથી જ મળી રહેશે, અને તેમણે ફીનિક્સ આશ્રમના આદર્શો આચરણમાં સિદ્ધ કરવા અર્થે પોતાનું જીવન સમર્પિત કરવું." ('ગાંધીજીનો અંગ્રેજી અક્ષરદેહ', ખંડ ૯, પૃ. ૪૩૯, મૂળ અંગ્રેજીનો ગુજરાતી અનુવાદ)

અહીં ગાંધીજીએ કૌંસમાં મૂકેલા વાક્ય ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે છગનલાલ બૅરિસ્ટર થાય કે નહીં એ વિશે તે ઉદાસીન હતા. છગનલાલને વિલાયત મોકલવામાં તેમનો મુખ્ય હેતુ છગનલાલનું અંગ્રેજી સુધરે એ હતો.

છગનલાલે ૧૯૧૦ના જૂનની ૧૯મીએ વિલાયત જવા હિંદ છોડ્યું. ('હરિલાલ ગાંધી,' પૃ. ૩૦)

છગનલાલ લંડનમાં અભ્યાસ કરતા હતા તે દરમિયાન તેમને ક્ષય લાગુ પડ્યો હોવાનાં ચિહ્ન જણાતાં તે ૧૯૧૧ના જાન્યુઆરીની ૩૦મીએ લંડનથી હિંદ જવા નીકળ્યા.

('ગાંધીજીનો અક્ષરદેહ', ખંડ ૧૦, પૃ. ૩૮૪ અને ૫૩૨)

ગાંધીજીએ વિલાયત મોકલવા પોતાને નહીં, પણ છગનલાલને પસંદ કર્યા હતા તેથી રિસાઈને હરિલાલ ૧૯૧૧ના મેની ૮મી પહેલાં ગાધીજીની એક છબિ સહિત પોતાની કેટલીક વસ્તુઓ લઈને છાનામાના કોઈનેય કહ્યા વિના જોહાનિસ્બર્ગથી જતા રહ્યા. જતાં પહેલાં તેમણે ગાંધીજીને ઉદ્દેશીને એક પત્ર લખીને મૂકી રાખ્યો હતો. પોતે જતા રહે છે એ પોતાના જોસેફ રૉયપ્પન નામના એક મિત્રને જણાવ્યું હતું અને એ મિત્રને સૂચના આપી હતી કે જરૂર જણાયે તેમણે ગાંધીજીને જણાવવું કે પોતે જતા રહ્યા છે. ગાંધીજીએ તેમને પાછા બોલાવવા એક પછી એક એમ બે તાર કર્યા અને એ તારો મળતાં હરિલાલ ૧૯૧૧ના મેની ૧૫મીએ જોહાનિસ્બર્ગ પાછા આવ્યા.

('હરિલાલ ગાંધી', પૃ. ૪૦, ૪૧ અને ૪૨)

'હરિલાલ જોહાનિસ્બર્ગથી જતા રહ્યા તે પહેલાં ગાંધીજીએ તેમને વિલાયત મોકલવાની પોતાની તૈયારી બતાવી હશે. હરિલાલનો પ્રતિભાવ આપણે ગાંધીજીના શબ્દોમાં જ જોઈએ. તેમણે ૧૯૧૧ના મેની ૮મીએ ડૉ. પ્રાણજીવનદાસ મહેતાને લખેલા પત્રમાં આ વાક્ય છે : "તમારા પૈસાથી અને બંધાઈને વિલાયત જવાનું તેને પસંદ ન પડ્યું."

("ગાંધીજીનો અક્ષરદેહ', ખંડ ૧૧, પૃ. ૮૨)

બંધાઈને એટલે ગાંધીજીએ ૧૯૦૯ના સપ્ટેમ્બરની ૨૯મીએ લંડનથી પોલાકને લખેલા પત્રમાં જણાવેલી છગનલાલે લેવાની બે પ્રતિજ્ઞાઓથી બંધાઈને. ગાંધીજીએ વિલાયત મોકલવા પોતાને નહીં, પણ છગનલાલને પસંદ કર્યા હતા તેથી હરિલાલને છગનલાલની ઈર્ષ્યા થાય એ સમજી શકાય. પણ તેમણે તો ઈર્ષ્યાના આવેશમાં સાચાજૂઠાનો ભેદ ભૂલી જઈને છગનલાલ ઉપર આવો આરોપ મૂક્યો હતો :

"નળિયું રહેતાં સુધી, ફીનિક્સમાંથી, ફીનિક્સને ખાતર જ મુ. ભાઈશ્રી છગનલાલ ફીનિક્સ નહિ છોડે એવી જે આપની વર્ષોની માન્યતા (અમે આપને જુદું કહેવા છતાં) તે ખોટી ઠરેલ આપ જાણો છો."

('હરિલાલ ગાંધી', પૃ. ૧૮૧)

પણ છગનલાલ ૧૯૧૫ના માર્ચ-એપ્રિલમાં ફીનિક્સ આશ્રમમાં જ હતા.

ગાંધીજીએ લંડનથી ૧૯૧૪ના નવેમ્બરની પાંચમીએ તેમને લખેલા પત્રમાં આ વાક્યો છે :

"તમારો કાગળ મળ્યો.

મિ. પોલાકને અહીંથી લખું તે બરોબર નથી જણાતું. તમે તથા મિ. વેસ્ટ મળીને જે યોગ્ય લાગે તે કરજો.''

('ગાંધીજીનો અક્ષરદેહ,' ખંડ ૧૨, પૃ. ૪૮૦)

વળી ગાંધીજીએ મદ્રાસમાં ૧૯૧૫ના એપ્રિલની ૨૩મીએ એક સમાચારસંસ્થાના પ્રતિનિધિને આપેલી મુલાકાતમાં પણ એવો ઉલ્લેખ છે કે મિ. વેસ્ટ અને છગનલાલ ગાંધી સત્યાગ્રહીઓના વિચારો પ્રગટ કરતા 'ઇન્ડિયન ઓપિનિયન'નાં વ્યવસ્થા અને સંચાલન કરે છે.

('ગાંધીજીનો અક્ષરદેહ', ખંડ ૧૩, પૃ. ૫૪)

અને શ્રી જોષી તો છગનલાલ ઉપર જૂઠો આરોપ મૂકતા હરિલાલનો છગનલાલ વિરુદ્ધ પક્ષ લે છે! હવે સોરાબજીની વાત.

સોરાબજી વિલાયત જતા પહેલાં ૧૯૧૨ના જુલાઈની ૨૦મીએ ગાંધીજીને ટૉલ્સટૉય વાડીમાં મળવા ગયા હતા અને ૨૧મીએ ગાંધીજી તેમને વળાવવા જોહાનિસ્બર્ગ સ્ટેશને ગયા હતા. ('ગાંધીજીની દિનવારી', પૃ. ૧૨૧)

હરિલાલ અમદાવાદ પહોંચીને ત્યાં ન્યૂ ઇંગ્લિશ સ્કૂલમાં મેટ્રિકના વર્ગમાં દાખલ થયા હતા. ('હરિલાલ ગાંધી', પૃ. ૪૯)

અમદાવાદમાં હરિલાલે જાણ્યું હશે કે ગાંધીજીએ વિલાયત મોકલવા સોરાબજીને પસંદ કર્યા છે અને તેમણે ગાંધીજીની પસંદગીનો વિરોધ કરતો તેમને પત્ર લખ્યો હશે. ગાંધીજીએ હરિલાલને ૧૯૧૨ના ઑક્ટોબરની ૧૬મીએ આવો ઉત્તર આપ્યો હતો :

''ભાઈ સોરાબજી વિષે મારું કાર્ય તમે સમજી શક્યા નથી. મુખ્યત્વે એ કે તે પારસી છે અને તમે હિંદુ છો અને તેને હિંદુ ઉત્તેજન આપે એ શોભે. સોરાબજી બૅરિસ્ટર થશે જ તો તેની જવાબદારી વધશે. સોરાબજીનો વિશેષ ઉપયોગ ન થઈ શકે, પણ મેઢનો થઈ શકે. તેથી મેઢને બૅરિસ્ટર થવામાં ઉત્તેજન ન આપું. તમને તો કેમ જ આપું? તમને આપું તો મારા બધા વિચારો ઉપર પાણી ફરી વળે.'' ('ગાંધીજીનો અક્ષરદેહ', ખંડ ૧૧, પૃ. ૩૪૮)

હરિલાલને બૅરિસ્ટર થવામાં ગાંધીજીએ ઉત્તેજન આપ્યું હોત તો તેમના બધા વિચારો ઉપર પાણી ફરી વળ્યું હોત તે એ અર્થમાં કે પોતે કરેલી જાહેર સેવાના બદલામાં પોતાના કોઈ નિકટના સ્વજનને અનુચિત લાભ નહીં અપાવવાના તેમના સિદ્ધાન્તનો ભંગ થયો હોત. છગનલાલે લેવાની હતી એ બે પ્રતિજ્ઞાઓ લેવા હરિલાલ તૈયાર થયા હોત તો ગાંધીજીના એ સિદ્ધાન્તનો ભંગ ન થયો હોત. પણ આપણે જોયું કે હરિલાલને એ બે પ્રતિજ્ઞાઓથી બંધાઈને વિલાયત જવાનું પસંદ નહોતું પડ્યું.

શ્રી જોષીએ હરિલાલને જે ત્રીજી ફરિયાદ કરતા કલ્પ્યા છે તેની અંતર્ગત તેમણે હરિલાલના મોંમાં બે આક્ષેપો મૂક્યા છે, એક ખુદ ગાંધીજી ઉપર અને બીજો ફીનિક્સવાસીઓ ઉપર. ગાંધીજી ઉપર આક્ષેપ એ છે કે (દેવદાસને એક ચપટી ખાંડ પીરસવાના કસ્તૂરબાના) 'એક આટલાક ગુના માટે' તેમણે 'સહુના દેખતાં' કસ્તૂરબાની ધૂળ કાઢી નાખી હતી. ફીનિક્સવાસીઓ, એટલે કે આશ્રમવાસીઓ ઉપર આક્ષેપ એ છે કે 'ચપટીક ખાંડ માટે' કસ્તૂરબાનો 'દોષ કાઢતા એ આશ્રમવાસીઓ એક પછી એક લડત છોડીને પૈસા કમાવામાં પડી ગયા' હતા.

આપણે આશ્રવાસીઓ ઉપરનો આ આક્ષેપ પહેલો લઈએ. શ્રી જોષીએ હરિલાલને જે ત્રણ ફરિયાદો કરતા કલ્પ્યા છે તે તેમણે એ જ દિવસે કરી હતી જે દિવસે ગાંધીજી તેમને ડરબનથી જોહાનિસ્બર્ગ પાછા લાવ્યા હતા.

('પ્રકાશનો પડછાયો', પૃ. ૧૨૯થી૧૩૪)

ગાંધીજી હરિલાલને પાછા લાવવા ડરબન ગયા જ નહોતા એ મુદ્દો જવા દઈએ. આપણે જોયું કે ગાંધીજીએ તેમને પાછા બોલાવવા બે તાર કર્યા હતા અને એ તાર મળતાં તે ૧૯૧૧ના મેની ૧૫મીએ જોહાનિસ્બર્ગ પાછા આવ્યા હતા.

હવે શ્રી જોષી એવા આશ્રમવાસીઓનાં નામ જાણતા હોય જે ૧૯૧૧ના મેની ૧૫મી પહેલાં લડતમાં જોડાઈને પાછળથી લડત છોડીને પૈસા કમાવામાં પડી

ગયા હોય તો હું તેમને અનુરોધ કરું છું કે તેમણે એ નામો જાહેર કરવાં. હું સાબિત કરી આપીશ કે તેઓ જે આશ્રમવાસીઓનાં નામ જાહેર કરશે તે આશ્રમવાસીઓ ૧૯૧૧ના મેની ૧૫મી પહેલાં લડતમાં જોડાઈને પાછળથી પૈસા કમાવામાં પડી ગયા જ નહોતા.

શ્રી જોષીએ હરિલાલના મોંમાં મૂકેલા ગાંધીજી ઉપરના આક્ષેપનો તો ગાંધીજીના 'આજ્ઞાંકિત છોરું' અસલ હરિલાલે જ છેદ ઉડાવી દીધો છે. ' પૂજ્ય પિતાજીની સેવામાં' 'આજ્ઞાંકિત છોરુ' હરિલાલે ૧૯૧૫ના માર્ચની ૩૧મીએ લખેલા અર્ધ-ખુલ્લા પત્રમાં તો આ જ છે :

"આપની પાસે ફરિયાદ થાય કે 'મિસિસ ગાંધી સાકર બહુ ખાય છે. તેથી તેમનું ખરખ વધી ગયું છે.' 'મિસિસ ગાંધીને, પ્રેસના નોકરને કામ સોંપવાનો હક જ શો છે?' ('હરિલાલ ગાંધી', પૃ. ૧૮૩). અહીં તો ફરિયાદ એ છે કે કસ્તૂરબા બહુ સાકર ખાય છે તેથી તેમનું ખરચ વધી ગયું છે. નહીં કે તેમણે એક ચપટી ખાંડ દેવદાસને વધુ પીરસી હતી.

તો શ્રી જોષીની કલ્પનાસૃષ્ટિના હરિલાલ સાચા કે ગાંધીજીના 'આજ્ઞાંકિત છોરુ' હરિલાલ સાચા?

હવે શ્રી જોષીએ રિચ અને જોસેફ વિશે પૂછેલા પ્રશ્નોના ઉત્તરો.

શ્રી જોષીને ખબર નહીં હોય કે હિંદીઓએ જે રંગભેદલક્ષી કાયદાઓનો વિરોધ કરવાનો હતો તેમાંનો કોઈ ગોરી ચામડીના અંગ્રેજ રિચને લાગુ પડવાનો સંભવ જ નહોતો? તો પછી કયા કાયદાનો વિરોધ કરવાની લડતમાં જોડાતાં પહેલાં તેમનું શિક્ષણ પૂરું કરવાની ગાંધીજીએ રિચને સલાહ આપી હશે? રિચ વિલાયત જઈને બૅરિસ્ટર થયા હતા ખરા અને ૧૯૦૬ના નવેમ્બરની ૨૯મીએ લંડનમાં રચવામાં આવેલી દક્ષિણ આફ્રિકા બ્રિટિશ હિંદી સમિતિના મંત્રીપદે તેમને નિયુક્ત કરવામાં આવ્યા હતા. પણ એ સમિતિના ઉદ્દેશો તો હતા.

(ક) દક્ષિણ આફ્રિકામાં વસનાર બ્રિટિશ હિંદીઓ પ્રત્યે યોગ્ય અને ન્યાયપૂર્ણ વર્તાવ રાખવામાં આવે તે માટે જે મિત્રોએ આજ સુધી પાર્લમેન્ટમાં તથા બીજી રીતે પ્રયત્ન કર્યા છે તેમના પ્રયત્નોને કેન્દ્રિત કરવા અને જારી રાખવા;

(ખ) અને આ કઠણ પ્રશ્નનો યોગ્ય ઉકેલ લાવવામાં સામ્રાજ્યની સરકારને મદદ કરવી.

('ગાંધીજીનો અક્ષરદેહ, ખંડ ૬. પૃ. ૭૮. ૨૫૪ અને ૨૭૦). આ બે ઉદ્દેશોમાંથી એકેયમાં હિંદીઓની લડતમાં જોડાવાની વાત છે જ નહીં

જોસેફ રોયપ્પન તો ૧૯૦૨માં વિલાયત ગયા હતા. (ગાંધીજીનો અક્ષરદેહ, ખંડ ૧૦, પૃ. ૧૦૯)

ગાંધીજીએ જેને ખૂની કાયદા તરીકે ઓળખાવ્યો છે તેને તાબે નહીં થવાની પ્રતિજ્ઞા તો જોહાનિસ્બર્ગમાં એક નાટકશાળામાં ૧૯૦૬ના સપ્ટેમ્બરની ૧૧મીએ લેવામાં આવી હતી.

('દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ', પ્રથમ ખંડ, પ્રકરણ ૧૧ અને ૧૨)

આમ ૧૯૦૨માં જે લડત હજુ ભવિષ્યના ગર્ભમાં હતી તેમાં જોડાતાં પહેલાં પોતાનું શિક્ષણ પૂરું કરવાની સલાહ ગાંધીજીએ જોસેફને ૧૯૦૨માં કે તે પહેલાં આપી હોય એ કેવી રીતે સંભવે?

[ક્રમશઃ]

□

## 'ઉદ્દેશ'ના વાચકોને

*'ઉદ્દેશ'ના આરંભકાળથી જ 'ઉદ્દેશ'માં 'સાહિત્યવૃત્ત' વિભાગ રાખવામાં આવ્યો નથી. દેશ-પરદેશની ઘટનાઓ વિશે તંત્રીની સ્વાનુભવસૂચક નોંધ આપવામાં આવે છે. 'ઉદ્દેશ'ના વાચકોને આ બાબતની નોંધ લેવા વિનંતી છે.*

**વ્હાઇટ હાઉસ**

ગુમાવ્યું ખાસ, યુએસએ વસી ના જોયું વ્હાઇટ હાઉસ;
ઘણું ખોવાયું જીવનમાં, તમે જો ખોયું વ્હાઇટ હાઉસ.

બસો વર્ષો પૂરવ ગોરા ફક્ત આઝાદી પામ્યા'તા,
પ્રજા કાળી ગુલામીમાં નિહાળી રોયું વ્હાઇટ હાઉસ.

ભલે ને મ્હેલ છે એ ઈંટ પથ્થર સંગેમરમરનો,
પ્રજાકલ્યાણથી ચિંતિત સદા વ્હાલસોયું વ્હાઇટ હાઉસ.

બધા રંગોમાં એક જ રંગ જોયો લિંકને જ્યારે,
થઈને મુગ્ધ એ માનવ ઉપર ખૂબ મોહ્યું વ્હાઇટ હાઉસ.

ગમી ના રંગથી પર મુક્તિની રીત કંઈક રાજ્યોને,
વિભક્ત 'સંયુક્ત રાજ્યો' જોઈ, રડીને સોયું વ્હાઇટ હાઉસ.

બ્રિટિશના બૂટપોલિશની ઘસીને ના કહી દીધી,
ખમે ઘા ઍન્ડ્રયુ જેક્સન તે જોઈ હરખાયું વ્હાઇટ હાઉસ.

હિરોશીમા ને નાગાસાકીમાં અણુબૉંબ ઝીંકાયા,
ટ્રુમનના હુકમથી, એ જાણી ધ્રુસકે રોયું વ્હાઇટ હાઉસ.

વિયેટનામ વૉર કે વર્લ્ડ વૉરના રક્તે ભીંજાઈને,
બન્યું પથ્થરનું, તોયે પીગળીને રોયું વ્હાઇટ હાઉસ.

પ્રગટ કે ના પ્રગટ રંગીન સેક્સ સ્કેન્ડલના કાદવમાં,
કદીક ક્લિન્ટન કે બીજાંએ રમતમાં બોળ્યું વ્હાઇટ હાઉસ.

પ્રમુખ ક્લિન્ટન ને નિક્સન, ઍન્ડ્રયુ જૉનસન કેરાં કર્મોની
ઇમ્પીચમેન્ટની કથાએ એક ઝટકે કોર્યું વ્હાઇટ હાઉસ.

ભીતરમાં અવનવી કાળાશથી કંટાળી સૂતેલું,
ઊઠે ના એકદમ એ, કંઈ જને ઢંઢોળ્યું વ્હાઇટ હાઉસ.

ન એનો રંગ બદલાયો, ન એના ડાઘ ધોવાયા,
પ્રમુખોએ ઘણી કોશિશ કરીને ધોયું વ્હાઇટ હાઉસ.

પ્રમુખ ઍક્ટિંગ કરી શકતા અને ઍક્ટર પ્રમુખ બનતા,
અહીં નેપથ્યે હૉલિવુડ, બ્રૉડવે ખેલ્યું વ્હાઇટ હાઉસ.

સિવિલ રાઇટ્સ બિલ ને માનવ ચંદ્રને સ્પર્શ્યો પ્રથમ વેળા,
એ જેએફકેની જહેમત જોઈ, ખીલ્યું ને મ્હોર્યું વ્હાઇટ હાઉસ.

સમોવડ નર સમી નારી, છતાં બનતી પ્રમુખ ના કોઈ,
ફક્ત ફર્સ્ટ લેડીની વસ્તીએ બસ સંતોષ્યું વ્હાઇટ હાઉસ.

અમસ્તું વ્હાઇટ હાઉસ કહેવાય, પણ રંગો નિરાળા છે;
કહો કોણે વિવિધ રંગોમાં છે ઝબકોળ્યું વ્હાઇટ હાઉસ?

**ચંદ્રકાન્ત દેસાઈ**

**દિયો મને**

શાશ્વત બની જે ઘૂમતો એ શબ્દ દ્યો મને!
આકાશમાં નિત ગુંજતો ધ્વનિ દિયો મને!

રમતી અહીં લયની લીલા ચૌદે ભુવન વિષે,
નક્ષત્રનો, દ્યૌલોકનો ઝંકાર દ્યો મને!

પર્ણોની મધુર મર્મરોમાં ગાય રાતદિન,
એ નામ ને સંજ્ઞા નિઃશેષ અર્થ દ્યો મને!

પ્રેરી રહ્યું આ કોણ એ અક્ષરની શોધમાં?
અક્ષય બની જે રાજતો અ-ક્ષર દિયો મને!

ગુંજે હજીયે રાતદિન યમુનાના તટ ઉપર,
બંસીને સૂર નાચતો નિનાદ દ્યો મને!

રાધાના શ્વાસશ્વાસમાં જે નામની સુગંધ,
જે સ્ફુરતાં મઘમઘ થતો એ સૂર દ્યો મને!

ઝળહળ બની જે પલકતું ક્ષણભર અનંતમાં,
નિજમાં નિજત્વ 'ગાળતો સ્ફુલિંગ દ્યો મને!

વાણી અને અર્થો ગૂંથાતાં એકમેકમાં,
તમને ને મને બાંધતો ઉદ્ગાર દ્યો મને!

શિવ ને શિવાની જેમ સમાયાં અનન્યમાં,
શ્રુતિને સ્વરમાં સાંધતું મિલન દિયો મને!

કલકલ વહે જે મૌનમાં ગંગાનું જલ થઈ,
નીરવ એ મર્મે મ્હોરતો કલરવ દિયો મને!

**મનોહર દેસાઈ**

**મને**

મને પ્હેલો વિસામો દેજો રે ઘરઉંબરો
    રવેશની છાંટજો છાયા;
જોડે સોહાવજો ચૉક, રતનટાંક્યું બારણું,
    ગાંઠે તોરણતુલસીની માયા.

બીજો રે વિસામો મારો ખડકીખોળિયું,
    બાંધજો જવતલ ઝગ્યા સવાસ;
દીવેદીવામાં ઊંચો એક કંકુદીવડો,
    એના ઓલવ્યા ન જાય અજવાસ.

કોકનું મુખડું જોયાનું કે આભલું વાંચ્યાનું
    ઊઘડે નગરચોક બજાર;
ગઢનો ઘોડો એવો થેક્યો શિખરટોચ,
    ઉપાડી લાવ્યો તી અંબાર.

છેલ્લો વિસામો હળવો ઠારજો રે વીરા,
    રૂખડો આખર થયો અંગાર;
કોણે કાંધ્યો આલી રે એટલું કે'જો કાનમાં,
    મીઠો લાગશે મને અંધાર.

**રામચન્દ્ર પટેલ**

**નારિયેળ**

કોઈક
નીચે
જમીન પર
પડી રહેલું નારિયેળ
અચાનક
દોડતું દોડતું ઝટ
ચડી જઈને
બેઠું
તાડના ઝાડ ઉપર.
પછી તો
નિરાંતે
જોવા માંડ્યું હતું દરિયો.

**રામચન્દ્ર પટેલ**

**પાછો હું આવીશ ઘરે**

પ્રાણી થકી પ્રાણમાં,
ધરતી તણા ગાનમાં,
જીવન-મરણમાં,
તને જ ચાહીશ હું.
ઊર્ધ્વ નભ-નીલમાં,
ગહન સલિલમાં,
અતલ પાતાલમાં,
શોધીશ હું તને.
નીરવ ઉદ્ગાર મારા,
ગુપ્ત મારા શબ્દ,
વિશ્રંભની વાત મારી,
તને જ કહીશ હું.
ધૂળમાં, દેવળમાં,
એક એક પુષ્પમાં,
વૃક્ષમાં કે તૃણમાં,
દેખીશ હું તને.
કોલાહલે મગ્ન થઈ
લોક જ્યાં બેઠા હશે,
શાંત એકાન્તમાં
સ્મરીશ હું તને.
દિન ગત થતાં જ્યારે
બોલાવીશ તું મને,
પગે પગે ચાલીને
પાછો હું આવીશ ઘરે.

**અજૂ મુખોપાધ્યાય**
**અનુ. ધનવન્તી**

('ઘરેતે ફિરિબો' –'દિનગુલિ જાય'માંથી)

# કોલંબસને કેડે

દુષ્યન્ત પંડ્યા

**૨૪. યાત્રા જેવી મુલાકાતો**

ભાખરા-નાંગલ બંધનું લોકાર્પણ કરતી વેળાએ જવાહરલાલ નહેરુએ એ બંધને 'ભાવિનું તીર્થક્ષેત્ર' કહ્યો હતો. યુ.એસ.એ.માં ટેનેસી નદીની ખીણમાં બંધાયેલા બંધોને એ અર્થમાં તીર્થો કહી શકાય. પરંતુ એ બંધો અમે હતાં ત્યાંથી ઘણે દૂર હતા, અને અમે સિવિલ એન્જિનિયર નહીં હોઈ, અમને એ બંધો જોવા જવા માટે ખાસ રસ ન હતો.

અમે અમેરિકામાં પગ મૂક્યો તેના એક મહિનામાં જ, ને તે પણ પવિત્ર શ્રાવણ માસમાં જ અમે નાયગરા પ્રપાતનું દર્શન, એના ઘોર ગંભીર રવનું શ્રવણ, અને એની એક નાનકડી શાખાનું ઝીલણ પણ કર્યું હતું. એ અનાયાસ કરેલી તીર્થયાત્રા હતી.

મુંબઈમાં વડની ડાંખળી વેચાતી લઈ, આપણી સ્ત્રીઓ વટસાવિત્રી વ્રત કરતી હોય છે. ભાદરવી અમાસે પીપળો બિચારો પાણીથી ત્રાસ પામે એટલું બધું પાણી એને રેડવામાં આવે છે, જેથી પિતૃઓની સદ્‌ગતિ થાય. મહારાષ્ટ્રમાં દશેરાને દહાડે શમી-શીમળા-નાં પાનની આપલે કરવાનો રિવાજ છે. બાકી કોઈ રવિવારે આપણે ભૂલચૂકે કોઈ બાગમાં જઈએ છીએ તો ત્યાં વૃક્ષોનાં પાન અને ડાળો તોડતાં, માળી કે રખેવાળ ન જુએ તેમ ફૂલો ચૂંટતાં, અને ચવાણું કે ભેળપૂરી ખાવા બેઠાં હોઈએ ત્યારે, ઘાસનાં તણખલાંને ઉખેડવામાં આનંદ માણીએ છીએ. સામાન્ય રીતે આપણી વૃક્ષપ્રીતિની અહીં જ ઇતિશ્રી થઈ જાય છે. બાકી, સુંદરલાલ બહુગુણા ભલે ને ચીપકો આંદોલન કરે, આપણે જંગલો વાઢવાનું જ કરીએ છીએ. આપણે માત્ર વૃક્ષો પર નહીં, આપણી જાત પર જ કુહાડો મારી રહ્યાં છીએ.

આની સામે એક મિત્ર એક શનિવારે અમને કહે, "ચાલો, જરા ફરવા જઈએ." બેપોર્ટ લંબુદ્વીપ પર આવેલું હોઈ દરિયાકાંઠે હતું અને ત્યાં પાસે નહીં તો, ક્યાંક થોડેક દૂર ચોપાટી જેવો સમુદ્રતટ તો હોવાનો જ. અમને એમ કે અહીં એવી ચોપાટી જેવી કોઈ જગ્યાએ જઈ અહીંનાં 'ભેળપૂરી', ફ્રેંચ ફ્રાઈ – તળેલા બટાકા – કે આઇસ્ક્રીમ કે એવું કંઈક ખવડાવશે. પરંતુ, સમુદ્ર ભણી ગમન કરવાને બદલે એમની ગાડી અમને એક વિશાળ 'આરબોરીટમ' વૃક્ષવન – પાસે લઈ ગઈ. કોઈ પણ શહેરના બાગમાં જઈએ તો વૃક્ષો જોવા મળવાનાં, પણ તેમની સાથે, એ બાગમાં ફૂલછોડો અને જાતજાતની લતાઓ હોય, લતામંડપો હોય તથા લૉન-ઘ્રો- પણ હોય. આ 'આરબોરીટમ'માં વૃક્ષો જ વૃક્ષો. કાળજીપૂર્વક ઉગાડવામાં અને પોષવામાં આવેલાં જાતજાતનાં અને ભાતભાતનાં વૃક્ષો. ત્યાં ફૂલછોડોનો, પુષ્પલતાઓનો સદંતર અભાવ. વૃક્ષો પર પુષ્પો ભલે ખીલે. 'આરબોરીટમ'માં વૃક્ષોનું જ માહાત્મ્ય.

દરેક વૃક્ષના થડ વાસે ખોડેલા પતરાના ટુકડામાં એ ઝાડનું નામ લખવામાં આવ્યું હોય – જાણે કૉન્ફરન્સમાં પ્રતિનિધિએ લગાડેલો નામનો બિલ્લો. વનસ્પતિશાસ્ત્રના વિદ્યાર્થી માટે આ માહિતી અગત્યની. બાકી મારા જેવા સામાન્ય માણસ માટે એ વૃક્ષનું દર્શન આનંદદાયક. જાતજાતનાં વૃક્ષોની હારની હાર. આપણને જાણે કે નૈમિષારણ્ય કે દંડકારણ્યમાં લઈ જાય. કોઈ ઝાડ ગોરખમઢીની ટૂક જેવું ઊંચું તો કોઈ બલિરાજાને વશ કરનાર જેવું વામણું, કોઈ જાણે ઘટાટોપ વાદળ તો કોઈ સાવ પાંખું, કોઠી જેવું જાડું તો કોઈ લોકગીતની પાતળી પરમાર્થ જેવું પાતળું, કોઈની શાખાઓ સૂર્યોપાસના કરવા ઊંચે જતી હોય તો કોઈની ગંભીર માણસના હાથની માફક થડ તરફ નમતી હોય, કોઈની શાખાઓ બરાબર ધરતીને કાટખૂણે જ ફૂટે તો કોઈની જાણે બાળકને કૂદવાની સગવડ આપતી હોય તેમ ચડઊતર હોય, કોઈની

ઊંટની જેમ ડેક કાઢી ઊભી હોય. કોઈ નીચી નમી વિવેક દાખવતી હોય. તો મિનિસ્ટરની મહેરબાનીથી માલામાલ બની જનારની અદાથી કોઈ ઊંચે જ જોતી રહેતી હોય. પાનના આકારોનું વૈવિધ્ય પણ અચંબિત. અને પાનનો રંગ નીલ વર્ણની બધી છાયાઓ અને છટાઓનું અદ્‌ભુત પ્રદર્શન. આંખ આ દર્શનથી સંતર્પક થાય. અને આંખો વાટે તૃપ્તિનું અમીસિંચન આપણા અંતરમાં થયાં કરે. દેહ ભલે સાવ કોરો રહે. અમીવૃષ્ટિથી આપણું હૃદય સતત ભીંજાતું રહી આનંદ અનુભવે.

૧૯૯૫માં આરબોરીટમનું આ પ્રથમ દર્શન કર્યા પછી. ૧૯૯૮ના જૂનમાં ઇંગ્લૅંડમાં. હેરો ગેટ પાસે (યોર્ક પરગણામાં) આથીયે વિશાળ આરબોરીટમ જોવાનો લાભ મારા મિત્ર રાલ્ફની કૃપાથી પુનઃ પ્રાપ્ત થયો હતો. ઇંગ્લૅંડના એ આરબોરીટમમાં અમે લગભગ ચારેક કલાક ગાળ્યા હતા. મને એ પેલા લૉંગ આઇલૅંડના આરબોરીટમ કરતાં વધારે વ્યવસ્થિત. વધારે મોટું અને વધારે શાસ્ત્રીય ચોકસાઈવાળું લાગ્યું હતું. આ આરબોરીટમમાં એક ગ્રંથાલય હતું એ પણ નાનું ન હતું. ત્યાં બાળકોને વૃક્ષો વિશે અને તેમના ઉછેર વિશે માહિતી આપવાની સગવડ હતી અને લોકો વૃક્ષોનાં દાન કરી શકતા. સાઠેક હજારની વસતિ ધરાવતા હેરો ગેટનું આ આરબોરીટમ સાડા સત્તર એકરમાં પથરાયેલ 'વૅલી ગાર્ડન્સ'નો એક ભાગ છે. વચ્ચે વહેતું ને વળાંક લેતું એક કુદરતી ઝરણું એની શોભામાં ઓર વધારો કરે છે. નાનકડો અને પ્રમાણમાં ગીચ વસતિવાળો ઔદ્યોગિક દેશ કેટલું પ્રાકૃતિક સૌંદર્ય સાચવી બેઠો છે!

પણ સ્થલકાલમાં પાછળ કૂદી આપણે પાછાં સાઠીના અમેરિકામાં જઈએ. 'ટાઈમ મશીન'નો ઇજારો માત્ર એચ.જી. વેલ્સનો નથી.

અમારા ઘરધણી લાયલ થૉર્નબ્લૂમના દાદા મૂળ નૉર્વેથી આવેલા. એમનાં પત્ની સૅલીબહેનના પિતા કે દાદા પણ નૉર્વેથી જ આવેલા. સૅલીબહેન અમને એક શનિવારે એમને પિયેર લઈ ગયાં. એમનું પિયેરઘર લૉંગ આઇલૅંડ પર જ આવેલું હતું. પરંતુ એ હતું ટાપુના ઉત્તરના ભાગમાં અને લેપોર્ટ હતું દક્ષિણ તટે. એમના મોટા સ્ટેશનવેગનમાં બેસવા સિવાય અમારે પાંદડુંયે તોડવાનું ન હતું. ગયાં.

ત્યાં પહોંચ્યાં ત્યારે ખબર પડી કે એ નાનકડો લંબુદ્વીપ કેટલું વૈવિધ્ય ધરાવે છે. એક નાનું સરખું જંગલ. એની પાછળ સૅલીબહેનનું પિયેરઘર. એની થોડેક પાછળ ચારપાંચ મિનિટમાં ચડી શકાય એવી ધાર. અને એ ધાર પર ચડીએ એટલે. ઍટલૅંટિકની રુવાંટી જેવી. 'લૉંગ આઇલૅંડ સાઉંડ'નામે ઓળખાતી નાનકડી ખાડી અને એની સામે પાર ન્યુ હેવન અને બ્રિજપૉર્ટના કાંગરાઓ દેખાય. એ ખાડીમાં યાંત્રિક અને શઢવાળી હોડીઓ નાંગરેલી અને તરતી દેખાય. જાણે હોડી આકારના ફૂલદાનમાં થોડી પાંખડીઓ વેરી હોય. અંગ્રેજ કવિ ડબ્લ્યુ.એચ. ડેવિસે આ સ્થાન જોયું હોત તો એ પોતાના પ્રખ્યાત કાવ્યની પંક્તિમાંના શબ્દો વાપરી ત્યાં જ તાકીને જોતો ઊભો રહી ગયો હોત!

વળી એક બીજું વિશેષ આકર્ષણ પણ અમને જોરથી ખેંચી રહ્યું હતું. બે ઝાડની ડાળીએ દોરડાં બાંધી ઊભો કરેલો. ઝૂલવાને માટે બીજા કોઈને ન સંભળાય. પણ અમે જ સાંભળી શકીએ એવી બૂમ મારી અમને ઝૂલવા નોતરતો હીંચકો. આ ઉંમરે ખય્યામી વાતાવરણ હતું : ખુશનુમા હવા. ઝાડની ડાળીઓ પરનાં પર્ણોના પવનથી થતા અવાજ અને કોઈ પંખીના અવાજ સિવાય સંપૂર્ણ શાંતિ. વૃક્ષોની ડાળ (પરથી ઝૂલતો ઝૂલો). કુદરતની કિતાબ અને thou રૂપી પુષ્પા. હા. flask of wine – મદિરાની સુરાહી ન હતી. પણ હવા જ કેટલી મદીલી હતી! થૉર્નબ્લૂમ દંપતીની સૌથી નાની દીકરી. પાંચ વર્ષની લીઝા કરતાં પણ અમે નાનાં હોઈએ એમ અમે દોડ્યાં. ઝૂલે બેઠાં અને ઝૂલવા લાગ્યાં. મનપંખીની ગતિને ઝૂલે અનેકગણી વેગવાન બનાવી દીધી. પણ. મહાકાલી. મહાલક્ષ્મી અને મહાસરસ્વતી જેવી એ થૉર્નબ્લૂમ કન્યાત્રિપુટી. અને એમની પાછળ ઊભેલાં નાની વહેલ જેવાં પ્રચંડ સૅલીબહેન અમને વ્યવહારની દુનિયા પર લાવ્યાં. સમાધિ પણ. કદાચ. ભૂખ લાગતાં ઊતરી જતી હશે.

કેટલાક દિવસ પછી એક શનિવારે સવારે સૅલીબહેન કહે, "આજ જરા વહેલું લંચ લઈ લેજો. ફરનિચર લેવા જવું છે ત્યારે સાથે તમારે આવવાનું છે. જરા ફરીશું."

હવે ફરનિચર તો દુકાનમાં મળે. દુકાન હોય બજારમાં. બજારમાં વળી ફરવાનું શું? પણ પ્રશ્ન પૂછવાને બદલે જાતે જોવું વધારે સારું. એટલે અમે બંને સાડા અગિયારે તૈયાર થઈ ગયાં.

ગાડીમાં આખું થૉર્નબ્લૂમ કુટુંબ અને અમે બે બધાં ગોઠવાયાં. ગાડી ન ગઈ પૂર્વના પેચોગ તરફ કે ન વળી સૅવિલની બજાર ભણી. આડી ફંટાઈ એ અમને લંબુદ્વીપની ઉત્તર તરફના હાઇવે પર લઈ ગઈ ને પછી ક્યાંકથી હડસન ઓળંગી, ધોરી માર્ગ-હાઇવે-છોડી, પ્રમાણમાં ખૂબ શાંત અને એકદમ ઓછા ટ્રાફિક-વાળે રસ્તે ઉત્તર તરફ લઈ ગઈ. મને થયું, આ તરફ કોઈ મોટું ફરનિચરનું કારખાનું હશે. પણ ઢાળ ચડતીઉતરતી, નાનાંમોટાં ઝરણાં પુલની સહાયથી પાર કરતી, દ્રુમછાયા રમ્ય પથે વિહરતી સૅલીબહેનની એ ગાડી કોઈ એક વાડા પાસે ઊભી રહી. આ અમારું સ્ટેશન છે સમજી અમે ઊતર્યાં. અને એ હતું પણ. એ કોઈ મૉડર્ન ફરનિચર માર્ટ ન હતું. એ તો કોઈ ગ્રામીણ સુતારનું, પોતાના ઘર આસપાસના જંગલમાંનાં વિલો અને એવાં બીજાં વૃક્ષોમાંથી એણે જાતે બનાવેલાં ખુરશી-મેજ વગેરેનું ઘરબજાર! મને થયું કે આ અમેરિકન દંપતી, લાયલ અને સૅલી, આપણા જેવાં 'મૉડર્ન' નથી. ન્યૂયૉર્કના કોઈ મસમોટા સ્ટોરમાં જઈ લે...ટેસ્ટ ડિઝાઈનનું ફરનિચર ખરીદવાને બદલે આવું ગામડિયા ફરનિચર ખરીદતાં લાયલસૅલી કરતાં, સીસમની સાંગામાંચી અને સાગનો બાજોઠ જૂના માલસામાનવાળાને આપી, નવુંનકોર પ્લાસ્ટિકનું ફરનિચર ખરીદતાં આપણે કેટલાં ચડિયાતાં છીએ?

સાડીની દુકાનમાં સ્ત્રીઓને વાર લાગે તેવું કંઈ ત્યાં હતું નહીં. સોદો પાંચ મિનિટમાં પતી ગયો. ફરી અમે કંટકપુષ્પરથમાં આરૂઢ થયાં. અમારી ગાડીની દિશા થોડી વાયવ્ય તરફની થઈ. શકુન્તલા આશ્રમમાંથી વિદાય લેતી હતી ત્યારે, કણ્વ ઋષિએ એને જેવા માર્ગના આશીર્વાદ આપ્યા હતા તેવો જ અમારો માર્ગ હતો આ 'દુષ્યન્ત'ને પણ એવા કોઈ ઋષિના આશીર્વાદ પ્રાપ્ત થયા જ હશે ને? અને, મને નહીં તો, મારી સાથેનાં બીજાં છ સહયાત્રીઓમાંથી કોઈકના આશીર્વાદે અમે આગળ વધી રહ્યાં હતાં ત્યાં નદી દેખાઈ. અમારા રસ્તાની સાથે સાથે એ ચાલતી હતી. કઈ નદી? પૂછતાં જવાબ મળ્યો, હડસન, ન્યૂયૉર્ક પાસે સાગરને મળતી. અને થોડી વારમાં કોઈ વિશાળ જાગીરમાં અમારા એ કંટકપુષ્પરથે પ્રવેશ કર્યો. મહેલ જેવડું મોટું એક મકાન દેખાયું. પણ બહારથી કે અંદરથી એ મહેલ જેવું ન હતું. દેખાવ સાવ સાદો, થાંભલા, કમાન, ગોખ કશું નહીં. રંગ પણ પીળી મટોડી લગાડી હોય તેવો. અને વિશાળ ઓટલા પર કે અંદરના ખંડોમાં ભીંતે કે ભોંય પર આરસ નહીં, ચમકતા કાગળવાળાં સામયિકોની રંગીન જાહેરખબરોમાંથી ભાલાંની જેમ આંખમાં ભોંકાતી જાહેરાતોની ભપકાદાર ટાઈલ્સ નહીં. આ વળી ક્યાં આવ્યાં છીએ એ ચટપટી હતી.

સૅલીબહેન પણ એવાં શાણાં કે ફરનિચરવાડેથી ગાડી વાળી ત્યારે, રસ્તો કાપતાં હતાં ત્યારે, મકાન દેખાયું ત્યારે, એના વિશાળ પ્રાંગણમાં પ્રવશ્યાં ત્યારે, કે એમની શેવ્રોલે વૅગનમાંથી નીચે ઊતર્યાં સુધી અમને એ ક્યાં લઈ આવ્યાં છે ને અંદર શું જોવાનું છે તેનો ઉલ્લેખ કે ઇશારો કશું જ ન કર્યું. લાયલલાલ તો સૅલીબહેનથીયે ઓછાબોલા. મીંઢા. બહાર પાણી પીવાને નળેથી પાણી પી અમે ઓટલે ચઢ્યાં ત્યારે સૅલીબહેન કહે : "આ હાઈડ પાર્ક, પ્રેસિડંટ રૂઝવેલ્ટનું બાપીકું ઘર. હવે એ નૅશનલ મૉન્યુમેન્ટ છે."

અમદાવાદની મુલાકાત લેનારા બહુસંખ્ય લોકોને ડ્રાઇવ-ઇન સિનેમાનું કે કાંકરિયા ઝૂનું આકર્ષણ છે એટલું તો ઠીક, એના સોમા ભાગનુંયે 'હૃદયકુંજ' જોવા જવાનું નથી. ત્યાં કોચરબના આશ્રમમાં કોણ પોતાના ટાંટિયા 'રબ' કરે – ઘસે? કાંકરિયામાં, ડાર્વિન પ્રમાણે, આપણા પૂર્વજો સાથેનું અનુસંધાન આકર્ષે છે, તો ડ્રાઇવ-ઇનમાં બૉલિવુડિયા ઘેલછા ઘસડી જાય છે. જે હૃદયકુંજમાં દેશનું હૃદય ધબકતું હતું તેમાં ગોળી

મારનારના આજે રાસડા ગવાઈ રહ્યા છે એટલે ત્યાં શું જોવાનું છે? વળી, ત્યાં જવાથી સદ્‌વિવેક, સદ્‌બુદ્ધિ, સદ્‌વિચાર જાગે ને આપણી અલ્ટ્રામૉડર્ન, અપટુડેટ, આંધળી અનુકરણિયા જીવનશૈલી બદલાવી નાખે તો આપણે કેવા વેદિયા ગણાઈએ એ આવા ફેંકાઈ જઈએ? એકવીસમી સદી તરફની આપણી કૂચ કેવી થંભી જાય?

ફ્રૅંકલિન ડેલાનો રૂઝવેલ્ટના પૈતૃક ઘરની પહોળી પગથાર ઓળંગતાં આવતા આ અમદાવાદિયા વિચારોને દૂર હડસેલી અમે એ વિશાળ મહાલયના એક વિશાળ ખંડમાં પ્રવેશ કર્યો. શ્રુતિપરંપરામાં માનનારાં આપણે, સ્મૃતિને સહાય કરે એવી કોઈ વસ્તુ સંઘરવાસાચવવામાં માનતાં જ નથી. ફેંકી દો દાદાની ડાયરીને. શું કામ છે એનું? દાદીમાની બજરની દાબડીનો તો ઘા જ કરી દો. એમનો સાડલાનો છેડો કેવો રંગી કાઢતાં? બાપાના બી.એ.ના સર્ટિફિકેટથી મને કોઈ નોકરી આપવાનું છે? નાખો પસ્તીમાં. માનું પાટણનું પટોળું... સારું છે... પણ, આજના નાઇલૉનના જમાનામાં, એ આઉટ ઑફ ફૅશન થઈ ગયું છે. જૂના, ધીંગા, ચોમેર કોતરકામવાળા ઘડૂ, જૂની તાંબાકૂંડી કૂટમાં કાઢી નાખો. ત્યારે, અહીં રૂઝવેલ્ટના ઘરમાં બાળપણનાં એમનાં કપડાં, રમકડાં, બાળવયે લખેલા પત્રો, કરેલા સંગ્રહો બધું જાળવી રાખવામાં આવ્યું છે, નોંધ સાથે. દેશવિદેશના મહાનુભાવોએ આપેલી વિવિધ ભેટો પણ ક્યાં, ક્યારે અને કોણે આપી તેની વિગતો સાથે ત્યાં સંઘરાયેલી છે. રૂઝવેલ્ટની જીવનકથા લખવામાં રંગ પૂરવામાં ઉપયોગી થાય એવી અઢળક સામગ્રી ત્યાં છે. પણ, અમારે માટે મોટું આશ્ચર્ય હજી બાકી હતું. સ્ત્રીઓના સમાન હક માટે લડનારી એમેઝોનો બંડ પોકારી જોરદાર અવાજ ઉઠાવે એવું ત્યાં એ હતું કે, જેટલા ઓરડાઓમાં પ્રમુખ રૂઝવેલ્ટની ચીજવસ્તુઓનો પથારો હતો એટલા ઓરડાઓ નહીં પણ માત્ર એક જ ઓરડો, એમનાં પત્ની એલિનૉરના સ્મૃતિસંગ્રહ માટે ફાળવવામાં આવ્યો હતો. એલિનૉર પણ પ્રસિદ્ધ લેખિકા હતાં, સારી વક્તૃત્વશક્તિ ધરાવતાં, અને સેવાક્ષેત્રે તેમણે ખૂબ પ્રદાન કર્યું હતું. એ બધી વસ્તુઓના ખંડમાં પ્રવેશી અમે જોયું તો એમના વિવિધ ડ્રેસો, એમની હસ્તપ્રતો, એમના સેવાકાર્યને લગતી વિગતો, બધું જ નિહાળ્યું. પણ આજે ત્રણ દાયકા વીત્યા પછી, એમાંની એક પ્રદર્શિત વસ્તુ સ્મૃતિમાં બરાબર જડાઈ ગઈ છે. મને, અને મારા જેવા અનેક સૌરાષ્ટ્રવાસીને, આકર્ષે એવી એક વસ્તુ અમને ત્યાં જોવા મળી. એ વસ્તુ હતી સરસ મજાનો ચાકળો, જાંબુડામાં ભરેલો અને એ જ ગામડામાં ભેટ અપાયેલો. આ જાંબુડા અમારા જામનગરની પંદર કિલોમીટર પૂર્વ તરફ (થોડું ઉત્તરમાં) આવેલું ગામ. ૧૯૪૮થી ૧૯૫૬ સૌરાષ્ટ્રનું રાજ્ય હતું ત્યારે, ભારતની મુલાકાતે આવેલાં શ્રીમતી રૂઝવેલ્ટે સૌરાષ્ટ્રની પણ મુલાકાત લીધી હતી. સૌરાષ્ટ્રની આ હસ્તકલા, ભર્તૃહરિના સુપ્રસિદ્ધ અમરફળની માફક, જાંબુડાની એ ચારણ બહેન, જામનગરના કલેક્ટર, સૌરાષ્ટ્રના તે સમયના મુખ્ય મંત્રી ઢેબરભાઈ અને શ્રીમતી રૂઝવેલ્ટ – એમ કેટલા હાથમાં ફરી! ફરક એટલો જ કે અહીં 'ધિક્ તાં ચ, તં ચ ન' હતું. પ્રેમાદરનો સેતુ સૌને સાંકળતો હતો અને એ સાંકળના મુખ્ય મુખ્ય અંકોડાઓ એ ચાકળાની વિગતો આપતા કાગળના ટુકડા પર જળવાઈ રહ્યા હતા.

જામનગરથી હજારો કિલોમીટર દૂર અમે હતાં, પણ જામનગર અમારી સન્મુખ આવી ઊભું હતું. □

**મહેશ દવે**

હેડલાઈન્સ ગોઠવાઈ ગઈ, પાનાં પડી ગયાં, નરેન્દ્રે છેલ્લી સૂચનાઓ આપી દીધી. નરેન્દ્ર રિલેક્સ થયો. એણે હાશનો શ્વાસ લીધો. ચેરની પીઠ લંબાવી તેણે રિસીવર ઊંચક્યું, પણ્મુખમ્ ચેટિયારને ફોન જોડ્યો. "હાય-હેલો" પતાવી નરેન્દ્રે રોજની જેમ જાણ કરી, "અહીંનું બધું પતી ગયું છે. એવરિથિંગ ઓ.કે... હું નીકળું છું."

"ગુડ-નાઇટ એન્ડ હેવ વેટ-ડ્રીમ્સ." હો-હો-હો કરી ચેટિયાર મોટેથી હસ્યા અને રિસીવર મૂકી દીધું.

ઓગણચાલીસ વર્ષીય નરેન્દ્ર હજી કુંવારો અને ચારિત્ર્યનો અણિશુદ્ધ હતો. તેથી જ ચેટિયારે ભીનાં સપનાંઓની શુભેચ્છા આપી રમૂજ કરી હતી. ચેટિયાર 'ડેક્કન ડૉન'ના તંત્રી, માલિક અને સર્વેસર્વા હતા. ઉંમરમાં તેઓ નરેન્દ્રના પિતા જેવડા હતા, પણ નરેન્દ્ર સાથેનો એમનો ઘરોબો વડીલ મિત્ર જેવો હતો.

નરેન્દ્ર 'ડેક્કન ડૉન'માં સાતેક વર્ષથી હતો. ભાંગીતૂટી મલયાળમ તો પહેલાંય તેને આવડતી હતી, પણ હવે તો તે અહીંના લોકોની જેમ જ પટપટ મલયાળમ બોલતો. એટલે જ તો ઘણા તેને 'નરેન્દ્રન્' કહી બોલાવતા. નરેન્દ્રે સ્થાનિક રાજકારણ પર બરાબર હથોટી મેળવી હતી. સાઉથનું માનસ તે સારી રીતે સમજતો. તેમના રાજ્યાભિમાનને પોપી તેણે મિત્રો બનાવ્યા હતા. ગુજરાતીઓની જેમ તે બધાને 'મદ્રાસી' ગણવાને બદલે તામિલિયન, તેલુગુ, કેરેલાઈટ, કન્નડિગા વચ્ચેના ભેદ જાળવી તે વિવેકથી વર્તતો, મદ્રાસને 'ચેન્નઈ' કહેતો અને ત્રિવેન્દ્રમ્‌ને તિરુવનંતપુરમ્ તરીકે ઉલ્લેખતો. સાઉથની પ્રજાની તીવ્ર વિભૂતિ-પૂજાથી નરેન્દ્ર પરિચિત હતો. પેરિયારના નામ પાછળ લોકોને ગાંડા થતા તેણે જોયેલા, અન્નાદોરાઈના અવસાન પાછળ આત્મવિલોપન કરનારા તેણે જાણેલા.

ઘરે પહોંચી નરેન્દ્ર 'બેડ'માં પડ્યો ત્યારે બાર વાગવામાં આઠ મિનિટ બાકી હતી. તેની આંખો ભારે થવા માંડી. તંદ્રાને કિનારે ઊભેલો નરેન્દ્ર નિદ્રાના સાગરમાં ડૂબકી મારવામાં જ હતો ત્યાં ફોનની ઘંટડી વાગી. યંત્રવત્ નરેન્દ્રનો હાથ બાજુમાં પડેલા 'કૉર્ડલેસ' પર ગયો, 'ટિન્' અવાજ સાથે 'ટૉક'નું બટન દબાયું. નરેન્દ્રે "હેલો" કહ્યું ત્યાં તો ચેટિયારના ઉત્તેજનાભર્યા અવાજનો હલ્લો શરૂ થઈ ગયો. સુપરફાસ્ટ ઝડપે ચેટિયારે કહેવા માંડ્યું: "હૉટ ન્યૂઝ... નરેન્દ્રન્, 'સી.એમ. ઈઝ નો મૉર'.... ત્રીજી વારના માસિવ એટેકમાં જી.એન.કે. ઢળી ગયા છે."

"ઓહ્ નો!" નરેન્દ્ર પૂરો જાગી ગયો, તેના મોંમાંથી ચિત્કાર નીકળી ગયો. નરેન્દ્રને જી.એન.કે. સાથે બહુ સારું હતું, અંગત સંબંધ હતો. ચેટિયાર એ જાણતા હતા. નરેન્દ્રને કળ વળે એટલી વાર ચેટિયાર ચૂપ રહ્યા, પણ તરત જ કામની વાત પર આવ્યા, "નરેન્દ્રન્, ઇટ ઇઝ વેરી સૅડ. આપણે કામે વળગવું પડશે. હું પ્રેસ પર પહોંચું છું.. પહેલું પાનું બદલવું પડશે... 'ફ્લાયર' મૂકવું પડે... હું પાનાં 'રીએરેન્જ' કરાવું છું. યુ રશ ઍટ જી.એન.કે.... 'ડેડ બૉડી' એમના થીરુવંથપુરમ્‌ના ખાનગી બંગલે રાખ્યું છે... 'ઍક્શન ઇઝ ધેર.' તારે બધા સાથે સારો 'રૅપો' છે એટલે તું ત્યાં પહોંચ. સત્તાની સાઠમારી શરૂ થઈ જશે... એની 'સ્ટૉરી' તારા પર છોડું છું." ચેટિયાર એકશ્વાસે બધું બોલી ગયા.

દસ જ મિનિટમાં નરેન્દ્ર સી.એમ.ને બંગલે પહોંચી ગયો. માણસો આવવાના શરૂ થઈ ગયા હતા. જી.એન.કે.ના ત્રણ દીકરા, એક દીકરી અને બે જમાઈઓ હાજર હતાં. સ્થાનિક પાર્ટી-બૉસિઝ પાછળ રહ્યા નહોતા. એ બધાંને વટાવી નરેન્દ્ર મૃતદેહનાં દર્શન માટે અંદરના ખંડમાં ગયો.

સેકન્ડ રેન્કના નેતાઓ સિવાય અત્યારે જી.એન.કે. પાસે કોઈ નહોતું. સજાવેલી પાટ પર જી.એન.કે.ના મૃતદેહને સુવડાવ્યો હતો. શરીર પર ત્રિરંગો ઓઢાડ્યો હતો. ખુલ્લા ચહેરા પરનું તેજ વિલાઈ ગયું હતું. નાક પાસે ફીણ જેવો પદાર્થ થીજી ગયો હતો. આખોય ખંડ ક્ષુબ્ધતાની ચાદર ઓઢીને પડ્યો હતો. અગિયાર વર્ષ સુધી રાજ્યમાં અબાધિત સત્તા ભોગવનાર લોકપ્રિય નેતા અત્યારે કશીય સરભરા વિના નિસ્તેજ પડ્યો હતો. માણસની બધી જાહોજલાલી અને સત્તા મૃત્યુ આગળ અપ્રસ્તુત બની જાય છે. આવતી કાલે આ મૃતદેહ આસપાસ માંધાતાઓ કૉર્ડન કરી ઊભા રહેશે, આગળ-પાછળ લશ્કરી ઠાઠ હશે, દર્શન કરવા લોકોનાં ટોળાં ઊમટશે, પણ એ બધાથી આ મૃતદેહને શું? પત્રકાર તરીકે નરેન્દ્રની આ જ વિશિષ્ટતા હતી. બધા બહારનું જુએ ત્યારે એ ભીતરનું તત્ત્વ શોધતો, પામતો અને કલમમાં ઉતારતો. નરેન્દ્ર મૃતદેહ સમક્ષ નમ્યો, પ્રદક્ષિણા કરી અને બહાર નીકળી ગયો.

બહારના ખંડમાં જુદા જુદા જૂથમાં નેતાઓ વેરાયેલા હતા. ધીમા અવાજમાં મસલતો ચાલતી હતી. જી. એન.કે.ના મોટા દીકરાનું જૂથ એક તરફ હતું, બીજે ખૂણે નાનો એકલો સમસમીને બેઠો હતો. એક-બે અસંતુષ્ટો તેની સાથે હતા. વચેટ દીકરા અને મોટા જમાઈની આસપાસ મોટું ટોળું જામ્યું હતું. તેમની સંખ્યામાં વધારો થતો જતો હતો. એકબીજા જૂથ વચ્ચે કેટલાકની આવન-જાવન ચાલુ હતી. નાના જમાઈને કોઈ બોલાવતું નહોતું. થોડી વાર રહી એ નાના દીકરા પાસે જઈ બેઠો. 'પૉલિટિકિંગ વૉઝ ઇન ફુલ સ્વિંગ.' દિલ્હીથી આવનારા નેતાઓની રાહ જોવાતી હતી. નરેન્દ્ર બધો તાલ જોતો રહ્યો, લાગતાવળગતાને 'કન્ડોલન્સિઝ' આપતો ગયો. પણ એનું આશ્ચર્ય શમતું નહોતું: "ઉમા ગણેશન્ ક્યાંય દેખાતાં નહોતાં!"

બે વર્ષ પહેલાં જ ચુમ્મોતેર વર્ષના વિધુર જી.એન.કે.એ ઉમા સાથે લગ્ન કર્યાં તે વખતે કુટુંબીજનોએ હોબાળો મચાવ્યો હતો. પ્રજામાં પણ ઊહાપોહ થયો હતો. છાપાંઓએ પ્રકરણ ચગાવ્યું હતું, પણ જી.એન.કે. ખડકની જેમ ઉમાની પડખે રહ્યા. જી.એન.કે.ની પ્રતિભા અને પ્રજાની વિભૂતિ-પૂજાને કારણે તેમની સરકારને આંચ ન આવી, પણ તેમની લોકપ્રિયતાનો આંક સહેજ ઘટ્યો ખરો.

ઉમા પ્રકરણ અંગે ચણભણ તો પાંચેક વર્ષ પહેલાં શરૂ થયેલી. જી.એન.કે.એ તે વખતે ઉમાને પોતાનાં અંગત રહસ્યમંત્રી બનાવેલાં. ઉમા જી.એન.કેની જીવનકથા લખતાં હતાં, તેમાંથી સંબંધ વધ્યો અને ઉમા રહસ્યમંત્રી બન્યાં. તે વખતે ઉમા બત્રીસ વર્ષનાં. જી.એન.કે.ના કુટુંબમાંથી જ પહેલો વિરોધ ઊઠ્યો, "આ બાઈએ ભોળા સી.એમ.ને વશ કર્યા છે, તેની નજર જી.એન.કે.ની સત્તા અને સંપત્તિ પર છે." જી.એન.કે.ના દીકરા ને જમાઈઓ ઉમા સામે એક થઈ ગયા. વિરોધપક્ષોને દારૂગોળો મળ્યો. ઉમા પર ખૂબ કાદવ ઉછળ્યો. તેમના ભૂતકાળની ખણખોદ થઈ. પણ ઉમા ચૂપ રહ્યાં, જી.એન.કે. મક્કમ રહ્યા. જી.એન.કે. એ પછી તો ઉમા સાથે લગ્ન કર્યાં, ઉમાને લેજિસ્લેટિવ કાઉન્સિલમાં નીમ્યાં ત્યારે ફરી દેકારો થયો, પણ ઉમાએ શાંત 'લો પ્રોફાઈલ' જાળવી રાખ્યો ને બધું શાંત પડી ગયું.

જી.એન.કે. અને ઉમાને નરેન્દ્ર અંગત રીતે જાણતો હતો. તેણે એ દંપતીમાં કંઈક જુદું જ નિહાળ્યું હતું. તેમ છતાં નરેન્દ્રને એ સંબંધ પૂરેપૂરો સમજાયો નહોતો. બે મહિના પહેલાં જી.એન.કે.ના મોટા જમાઈએ ઝુંબેશ ઉપાડી હતી, વચેટ દીકરાએ અંદરખાને જીજાજી સાથે હાથ મિલાવ્યા હતા. એમનો આક્ષેપ હતો કે જી.એન.કે. કાચા કાનના હતા, મેડમના દોરીસંચારથી મધ્યકાલીન રાજશૈલીએ રાજ ચલાવતા હતા. જમાઈ-પુત્રની જોડી જી.એન.કે.ને ઉથલાવી દેશે તેવું લાગ્યું, પણ જી.એન.કે. ટકી ગયા. એ વખતે પણ ઉમા બહાર આવ્યાં નહોતાં, કશું બોલ્યાં નહોતાં, તોય વાતો એવી જ ઉડાડવામાં આવી કે મેડમની મેલી મુત્સદ્દીગીરીએ જ જી.એન.કે.ને બચાવ્યા હતા... અને છતાંય આજે મેડમ ક્યાંય દેખાતાં નહોતાં!

નરેન્દ્રે જી.એન.કે.ના ખાસ સાથીદાર દામોદરન્‌ને આંતર્યા, "ધરન્, મેડમ કેમ દેખાતાં

નથી?"

ખંડમાંની ટોળકીઓ તરફ તિરસ્કારથી જોઈ, દામોદરન્ બોલ્યો, "મૅડમ કોવલમ બીચ પરના તેમના અંગત બંગલે છે."

"તેમને ખબર આપવામાં આવી નથી?" નરેન્દ્રે શંકાશીલ થઈ પૂછ્યું.

"શી નોઝ... એમને ખબર છે." ધરને ઠંડો જવાબ આપ્યો.

"તો પછી..." નરેન્દ્ર પૂછવા જતો હતો, 'અહીં કેમ નથી?'

"નરેન્દ્રન્, મૅડમ લોકો માને છે તેવાં નથી... એમનો સંબંધ, એમનો વ્યવહાર જુદો છે." ધરને ફિલસૂફિક રીતે કહ્યું.

નરેન્દ્ર હલી ગયો. બધું ભૂલીને મૅડમને ઓળખવાની, તેમનો જી.એન.કે. સાથેનો સંબંધ સમજવાની નરેન્દ્રને અદમ્ય ઇચ્છા થઈ આવી. અત્યારની વેળા એ માટેની નહોતી, પણ ઓછામાં ઓછું તેમને 'કન્ડોલન્સિઝ'નો સંદેશો તો આપવો જોઈએ. કદાચ તેમનો પ્રતિભાવ જાણવા મળે. નરેન્દ્ર એક તરફની સૂની ગૅલેરીમાં ગયો, તેણે ઉમા ગણેશનને મોબાઈલ પરથી ફોન જોડ્યો. ત્રણેક રિંગ પછી મૅડમે પોતે જ ફોન ઉપાડ્યો, "હે...લો."

"મૅડમ, નરેન્દ્ર હિયર, ફ્રોમ 'ડેક્કન ડૉન.' " નરેન્દ્રે ઉમેર્યું, "માય સિન્સિયર કન્ડોલન્સિઝ... વેરી સૉરી ટુ..."

"ઈટ ઇઝ ઑલરાઇટ, નરેન્દ્રન્! જન્મે તેને મરવાનું તો છે જ..... પણ તેમના જમાઈ-દીકરાઓએ સત્તાના બખેડા ન કર્યા હોત તો કદાચ તે બે-પાંચ વર્ષ વધુ જીવ્યા હોત." ઉમાનો અવાજ વાંસ-વનના પવન જેવો ચોખ્ખો હતો.

"મૅડમ, યૂ સરપ્રાઈઝ મી! તમારો અવાજ ઘણો સ્વસ્થ છે... મને હતું કે..." નરેન્દ્રે વાક્ય અધૂરું છોડ્યું.

તેનું વાક્ય ઉમાએ પૂરું કર્યું, "હું ભાંગી પડીશ કે પછી અત્યારે જી.એન.કે.ના મૃતદેહ પાસે શિયાળવાંની સત્તાલૂંટ ફોજમાં હોઈશ!" ઉમાએ ક્રૂર-કરુણ વ્યંગ કર્યો.

મૅડમને સમજવાની નરેન્દ્રની ઇચ્છા ફરી સળવળી ઊઠી. તેનાથી પુછાઈ ગયું, "મૅડમ, તમને મળવા આવું? મારે તમારો પ્રતિભાવ જાણવો છે."

ઉમાએ તરત જ સૂચન વધાવી લીધું, "યૂ આર વેલકમ... અત્યારે હું બહુ 'સિરીન' મૂડમાં છું. પોતા સાથે વાતો કરવાને બદલે કોઈ સમજુ સમભાવી સાથે વાતો કરવાનું મને ગમશે... અત્યારે મૃત્યુ સમીપે હું સત્ય, ફક્ત સત્ય, માત્ર સત્ય બોલવાના મૂડમાં છું... તું મારો નાનકડો ઇન્ટરવ્યૂ પણ લઈ શકે." મૅડમે નરેન્દ્રનો સંકોચ દૂર કર્યો.

નરેન્દ્ર મૂંઝાયો. અહીંની સાઠમારીનો અહેવાલ છાપાં માટે અગત્યનો હતો, બીજી તરફ મૅડમના આમંત્રણનું ખેંચાણ હતું. નરેન્દ્રે ઝડપથી વિચાર્યું, "અહીંની માહિતી કાલનાં છાપાંમાં પહોંચવાની નહોતી. પરમ દિવસ પહેલાં તે માહિતી બીજેથી મેળવી લેવાય, પણ મૅડમની અત્યારની મુલાકાતમાંથી મળે તેવી 'અનયૂઝ્‌વલ સ્ટોરી' ભાગ્યે જ મળે." નરેન્દ્રે કહી નાખ્યું, "મૅડમ, હું આવું છું."

કોવલમ બીચ પરની મૅડમની નાનીશી બંગલીનું વાતાવરણ ઘરેલુ હતું. 'સિક્યુરિટી' અને નોકર-ચાકરોની હાજરી નામની હતી. મૅડમને એવી ભરમાર પસંદ નહોતી. 'કન્ડોલન્સિઝ' અને થોડી આડી-અવળી ઔપચારિક વાતો પછી નરેન્દ્ર સિફતથી ગમતા વિષય પર આવ્યો: "મૅડમ, જી.એન.કે. વિનાનું જીવવું તમને કેવું લાગશે?"

ઉમાના સંવદેનતંત્રને નરેન્દ્રે બરાબર સ્પર્શ્યું હતું. મૅડમના મોંમાંથી હળવો નિસાસો સરી પડ્યો, "એ કહેવું કદાચ બહુ વહેલું છે, પણ મને ખાતરી છે કે કે હું ભાંગી નહીં પડું, જીવનથી ભાગી પણ નહીં જાઉં. જી.એન.કે.નું જીવન પૂરું થયું, હું તેમની જીવનકથા પૂરી કરીશ."

"એ કામ ખાસ્સું લાંબું ચાલ્યું, નહીં?"

"હમ્."

"તમે એ કામમાં કેવી રીતે આવી પડ્યાં?" ઇચ્છિત દિશામાં મુલાકાતને વાળવા નરેન્દ્રે પ્રશ્ન કર્યો.

"મેં પેરિયાર અને અન્નાની જીવનકથાઓ લખી

છે. એ પુસ્તકો સારાં ચાલ્યાં એટલે પ્રકાશકે મને જી.એન.કે.માં ભેરવી.'' ઉમાએ શરૂઆત કેવી રીતે થઈ તે યાદ કર્યું.

''આઈ સી. એ કામ તમારા મિલન – પરિચયનું નિમિત્ત બન્યું.''

''અમારા ઐક્યનું નિમિત્ત પણ એ જ...'' ઉમાએ અધવચ્ચેથી વાત ઉપાડી. ''પેરિયાર અને અન્ના કરતાં વાત જુદી બની. પેરિયાર અને અન્ના મારે માટે ભૂતકાળ હતા. તેમને રૂબરૂ મળવાનું બન્યું નહોતું. જી.એન.કે.નો ભૂતકાળ તો હતો, સાંપ્રત મારી આંખ સામે હતો અને ભાવિનું તેમનું દર્શન તેમને મોઢે સાંભળવા મળ્યું. તેમની મુલાકાતો માહિતીનો ખજાનો હતો, તેથીય વિશેષ જીવનદર્શનના ઊંડાણની ખાણ હતી. બે-ચાર મુલાકાતમાં વાત પૂરી થશે એમ માની હું ચાલી, પણ હું એમનામાં ઊંડે ને ઊંડે ખૂંપતી ગઈ, ડૂબતી ગઈ !''

''જીવંત મટીરિયલનો ફેર તો પડે ને!'' વાત ચાલતી રાખવા નરેન્દ્રે મમરો મૂક્યો.

''એ જ વાત છે...'' ઉમા જાણે ખોવાઈ ગયાં, ''હું પૂછતી ગઈ, એ ઊઘડતા ગયા: તેમનું બાળપણ, શરૂઆતનાં વર્ષો, તેની ગાઢ અસરો, તેમના સાથીઓ, તેમણે વાંચેલાં પુસ્તકો, ઝીણી ઝીણી વિગતોમાંથી એક મહામાનવ મારા પર છવાઈ ગયો... પહેલાં તેમણે દોરેલાં સ્મૃતિચિત્રોના પ્રેમમાં હું પડી અને પછી...'' ઉમાએ વાક્ય અધૂરું છોડ્યું.

''આઈ સી... તેમના જીવનની કઈ વાતો તમને ખાસ કરીને સ્પર્શી ગઈ ?'' નરેન્દ્રે તાગ કાઢવા માંડ્યો.

ભાવવિભોર થઈ ઉમા કહેવા માંડ્યાં, ''એ બહુ જુદા માણસ હતા. જમીનદાર કુટુંબમાં ઊછર્યા, સામંતશાહી સમાજમાંથી આગનો વારસો ગ્રહણ કર્યો, સામ્યવાદથી રંગાયા, ઘરબાર છોડ્યાં, ગ્રામસમાજ જોયો, શોષણનો જાતઅનુભવ કર્યો, ભૂખ્યા જાગ્યા અને અર્ધભૂખ્યા સૂતા, ભાંગફોડિયા બન્યા અને આખરે ગાંધીજીની અસરમાં આવ્યા. બહાદુરની અહિંસા પાળી, આઝાદીની લડતની આકરી યાતનાઓ મૂંગા રહી સહી. પણ એ ઠાલા વિચારક નહોતા, કાઠા કર્મઠ કાર્યકર હતા, વિચક્ષણ અને વ્યવહારદક્ષ પુરુષાર્થી હતા. આઝાદી પછીના વાતાવરણમાં પણ એ બરાબર ગોઠવાયા. આજના વામણા નેતાઓ વચ્ચે તે દિગ્ગજ હતા.'' ઉમાની વાણીમાં અહોભાવ ટપકતો હતો.

''આવી પ્રતિભાનો પ્રભાવ ન પડે તો જ નવાઈ!'' તાળો મેળવી આપતો હોય તેમ નરેન્દ્રે ટાપશી પૂરી.

''નરેન્દ્રન્, 'પ્રભાવ' એ બહુ મોળો શબ્દ છે... સાચું તો એ છે કે તેમને જાણતી ગઈ તેમ હું એમનામાં ઓગળતી ગઈ. તેમને પૂર્ણપણે પામવા મેં તેમના બાળપણની જગાઓ, તેમનું ગામ, તેમનો સમાજ, તેમની શાળા-મહાશાળા, તેમના ભૂગર્ભવાસનાં સ્થળો જોયાં; તેમનાં સગાં-સંબંધી, દોસ્ત-મિત્રો, સાથી-સંગાથીઓને હું મળી. તેમનાં વીતેલાં વર્ષોમાં થઈને તેમની સાથે જીવી, તેમનામય થઈ ગઈ.... 'પ્રેમ' શબ્દ હું નહીં વાપરું. તે બહુ ગવાયેલો ને વગોવાયેલો શબ્દ છે.''

''આઈ નો... મને ખબર છે...'' નરેન્દ્રે સમર્થન આપ્યું, ''શરૂઆતમાં તમારા સંબંધ વિષે લોકો ને છાપાંઓએ ભારે હોબાળો મચાવેલો. તમારી વચ્ચેના ઉમરના તફાવતને બહુ ચગાવેલો. પણ તમને એ તફાવત નડ્યો નહોતો?'' નરેન્દ્રે પૂછી નાખ્યું.

તુચ્છકારના ભાવમાં ઉમાનું મોં મરડાયું, ''લોકો ને છાપાંઓ! તેમને સંબંધોની સચ્ચાઈમાં રસ નથી હોતો. કોઈ પણ સંબંધને તેઓ 'સ્કેન્ડલ'ના અપરસમાં ફેરવી શકે. યૂ...યૂ નો નરેન્દ્રન્, પહેલાં તો લોકો પ્રેમીઓને બદનામ જ કરે... પછી ભલે પાછળથી તે અમર પ્રેમકથા બને... પેલી ડેસ્ડિમોનાની જ વાત. ધોળી ચામડીની એ રૂપકડી નવયૌવના. ઘરને છાને ખૂણે બેસી એણે મોટી ઉમરના કાળા હબસીનાં પરાક્રમો સાંભળ્યાં. હબસી ઑથેલો પર વહાલ ઊભરાયું, પણ ઇયાગોને તો તેમાં વિકૃતિ જ દેખાઈ. આપણા લોકો આવા ઇયાગો જેવા છે.'' નરેન્દ્રે ડોકું હલાવ્યું, ''તમારી વાત મને સમજાય છે.''

''જુઓ ને,'' ઉમાએ જરા ગુસ્સાથી આગળ

ચલાવ્યું.' "હમણાં તમારા લોકો ને છાપાં પેલા અમેરિકન પ્રેસિડન્ટ અને પેલી યુવાન છોકરી પાછળ પડી ગયા છે."

નરેન્દ્ર ચમક્યો. મૅડમનો સંકેત ક્લિન્ટન-લેવિન્સ્કી સંબંધ તરફ હતો. એણે જરા આશ્ચર્યથી પૂછી નાખ્યું, "એ સંબંધમાં તમે કંઈ વિશેષ જુઓ છો?"

"આત્મીય નાતાની શક્યતાને હું કાઢી ન નાખું," ઉમાએ ચોક્કસ કમિટેડ જવાબ ટાળ્યો. "તે છોકરીને હું પૂરેપૂરી જાણતી નથી, પણ તેમની વચ્ચેના ઉંમરના તફાવત માત્રથી હું કોઈ ઊંચા સંબંધનો છેદ ન ઉડાડું."

"પણ પ્રેસિડન્ટ પરિણીત છે!" નરેન્દ્રે વાંધો ઉઠાવ્યો.

"તેથી શું? પરિણીત પુરુષ સાથે પ્રેમ ન થઈ શકે? લગ્ન એ સગવડ માટેનો સામાજિક સંબંધ છે. તેમાં હંમેશાં પ્રેમ હોય જ એવું હોતું નથી. સમાજવ્યવસ્થા માટે વફાદારીનું મૂલ્ય હશે, પણ પ્રેમ એ જુદી જ વાત છે. તેના પૂરમાં ઉંમર, નાત, જાત, લગ્ન, કુટુંબ, વફાદારી બધું ધોવાઈ જાય છે. પ્રેમી ઐક્યના સાગરમાં તણાઈ જાય છે. એકબીજાને મળવું, વાતો કરવી, એકબીજામાં પ્રોવાઈ રહેવું, બસ એ જીવનનું પ્રયોજન!"

ઉમા અને જી.એન.કે.નો સંબંધ તો નરેન્દ્ર સ્વીકારી શકતો હતો, પણ મૅડમની અરૂઢ ફિલસૂફી તેને ગળે ઊતરતી નહોતી. એણે વેધક સવાલ કર્યો, "યૂ મીન, મૉનિકાની ઑપેલ ઑફિસમાં આવવાની તીવ્ર ઇચ્છા, વારંવાર મળવું, લાંબા ને અસંખ્ય ફોન કરવા, એ બધામાં આવું સંવનન-પ્રયોજન હતું?"

"હોઈ શકે," ઉમાએ તરત જવાબ આપ્યો. "પ્રેમનાં લેવલ્સ જુદાં જુદાં હોઈ શકે... ઉપરછલ્લો, ઊંડો કે ગળાડૂબ પણ પ્રેમ એ પ્રેમ છે. આવા કોઈ વિવેક વગર તમે છાપાંવાળાઓએ તો વિકૃતિની એક નવી પરિભાષા સરજી, 'ફોન સેક્સ', 'ઑરલ સેક્સ'..."

"તમે એમ કહેવા માગો છો કે એમના સંબંધમાં કશું વિકૃત નહોતું?" અચેતનભાવે જ નરેન્દ્ર જર્નાલિસ્ટ્સના બચાવપક્ષે આવી ગયો.

"નરેન્દ્રન્, પ્રેમમાં કશું વિકૃત નથી, કશું ગંદું નથી. આત્મીયજનના આનંદમાં ભળી જવા જે કંઈ કરીએ તે સહી!" ઉમા એકદમ અટકી ગયાં. રોષ અને તિરસ્કારને તે ગળી ગયાં. મોઢા પર સૌમ્ય આભા પ્રગટી. એ મરક્યાં, "અરે નરેન્દ્રન, આપણે આડે પાટે ચડી ગયાં... મારે તો જી.એન.કે.ની વાતો કરવી છે."

પછી તો મુલાકાત લાંબી ચાલી. નરેન્દ્રને સમજાયું, મૅડમ અત્યારે જુદા મૂડમાં છે. તેઓ જી.એન.કે.નાં સ્મરણો સાથે જીવવા માંગતાં હતાં. એ સ્મરણો કોઈ સાથે 'શેર' કરવા માંગતાં હતાં.

મુલાકાત પૂરી કરી નરેન્દ્ર પાછો ફરતો હતો. કેટલી બધી વિગતોથી ચિત્ર ઊભરાતું હતું, પણ બધું શમી ગયું. ઉપર ઊપસી આવી મૅડમે કરેલી પ્રેમ-મીમાંસા. મૅડમે એક અદ્ભુત વિષય છેડ્યો હતો: 'સબસે ઊંચી પ્રેમસગાઈ.' વિઘ્નો વળોટીને પાંગરતા પ્રેમની તેમણે ઇજ્જત કરી હતી. મૅડમના વિચારો સ્ફોટક હતા. તેમાંથી 'અનયૂઝુવલ સ્ટૉરી' બને. 'ગરમાગરમ વિવાદ', 'હૉટ કૉન્ટ્રોવર્સી'...

નરેન્દ્ર ઘેર પહોંચ્યો ત્યારે બે વાગીને ઉપર ચાલીસ મિનિટ થઈ હતી, પણ તે ફ્રેશ હતો, મેમરી ફ્રેશ હતી. અત્યારે જ સ્ટૉરી લખી કાઢવા તે કોમ્પ્યુટર પર બેઠો. તેણે લેખનું મથાળું બાંધ્યું, 'સબસે ઊંચી...' પણ નરેન્દ્ર અટકી ગયો. કોમ્પ્યુટરના શ્વેત સ્ક્રીન પર મૅડમનો ગૌર ચહેરો નરેન્દ્રન્‌ને જાણે ઠપકો આપતો હતો : "નરેન્દ્ર, તું ઇયાગો ન બની શકે."

નરેન્દ્ર કોમ્પ્યુટર પરથી ઊભો થઈ ગયો. તે બારી પર ગયો. તારાભર્યું નિરભ્ર આકાશ નિહાળી રહ્યો. મૅડમે કરેલી પ્રેમપદારથની વાત તેણે મનના એક ખૂણે, છીપમાં મોતી સાચવે એમ સાચવીને મૂકી દીધી. કોમ્પ્યુટર પરના શબ્દો તેણે રદ કર્યા, મશીન ઑફ કર્યું અને પછી તે ઘસઘસાટ ઊંઘી ગયો.

☐

પ્રીતિ સેનગુપ્તા

## ચિત્રો જોયાં રે બાપુ, ચલચિત્રો જોયાં

કોણ ફેલાવતું હશે અફવાઓ ? જોકે આપોઆપ ફેલાઈ જવાનો જ કદાચ અફવાઓનો સ્વભાવ હોય છે. હવાની જેમ વળી, પ્રાસ પણ કેવો સરસ મળે છે એ બે શબ્દોનો ! જોકે અફવા શબ્દની આગળ વિશેષણ કયું મુકાય તેની ખબર પડતી નથી. 'ખોટી અફવા' કહેવાય ? પણ અફવાની વ્યાખ્યા જ 'ખોટી વાત' ના થાય ? વિનીત શબ્દકોશ એની સમજૂતી 'ઊડતી ખબર' અને 'ગામગપાટો' તરીકે આપે છે. એટલે કે વજૂદ વગરની, ગપ્પા જેવી વાત એવું સમજાય છે.

પરન્તુ કોઈ વાત અફવા છે, એટલે કે વજૂદ વગરની વાત, એની ખબર ક્યારે પડે ? એક વાર એ વાતને માની લેવા જેવી ભૂલ કરીએ તે પછી જ ને ? એકાદ જણે કહ્યું હોય તો કદાચ ના પણ માનીએ, પણ એકથી વધારે જણ કહે તો ? એવા સંજોગોમાં આપણે એ વાત માની લેવા પ્રેરાઈએ છીએ, અને પછી ભૂલ કર્યાનો પસ્તાવો પણ અનુભવવો પડે છે.

દાખલા તરીકે, કોઈ સિનેમાની બાબત. આમ તો એવા ભારતીય બંદા બહુ ઓછા જોવા મળે કે જેમની રગેરગમાં કિશોર કે યુવાન વયે સિનેમાનું શહેરી, ઝેરી, રૂપેરી રસાયણ ફેલાઈ ગયું ના હોય. પણ અનેક વર્ષો સુધી દેશની બહાર રહેતાં રહેતાં, ધીરે ધીરે, અને નછૂટકે, એ હળાહળ નીતરી ચૂક્યું હોય એવું અવશ્ય બને. આવાં રિક્ત, અલિપ્ત બની ચૂકેલાં ભારતીયોમાંની એક હું પોતે. ચલચિત્રોનો ગાંડો શોખ, કે અસહાય આદત ક્યારેય નહીં. પરદેશમાંનાં પહેલાં કેટલાંય વર્ષો હિન્દી સિનેમા જોવાની કશી તક મળી જ ન હતી, અને છેલ્લાં થોડાં વર્ષોથી એના ખેલ પડવા શરૂ થયા ત્યારે હિન્દી સિનેમા જોવા ચાલીસ-પિસ્તાલીસ માઈલ જવાની ઇચ્છા પોતે જ બાલિશ લાગવા માંડેલી. ત્યાં સુધીમાં મન આ દેશ અને શહેરમાંની બૌદ્ધિક, સાહિત્યિક, સાંસ્કૃતિક પ્રવૃત્તિઓમાં સરસ રીતે પરોવાઈ ગયેલું.

હમણાં હમણાં એક જુદી વસ્તુ બનવા માંડી છે. એક બાહોશ ગુજરાતી દુકાનદારે ખૂબ નજીકમાં સિનેમાના ખેલ બતાવવાની વ્યવસ્થા કરી છે. 'પેંતરો રચ્યો છે' એમ કહીએ તો પણ ચાલે. પેલું 'ઝેર' અહીં વસતાં ભારતીયોની નસોમાં ફરીથી ફેલાઈ જવાનું. પરદેશમાં રહેવું, ને દેશી દવાનું સેવન કરવું એવું એક ચિત્ર, એક કલ્પન મારા મનમાં જગ્યા પામે છે. જોકે મોટા ભાગનાં દેશાંતરિત ભારતીયો હિન્દી સિનેમાના રસથી વંચિત ક્યારેય રહ્યાં જ નથી. વિડિયો પર રોજનું એક–કે બે પણ – ચલચિત્ર જોનારાં વિષે હું શરૂઆતનાં વર્ષોથી જ સાંભળતી આવી છું.

મારે માટે તો હજી પણ આટલી નજીક નવાં, તાજેતરનાં ચલચિત્રો બતાવાતાં થયાં છે ત્યારે પણ આ બાબતે વધુ ભાગે પડદો જ પડેલો રહે છે. વાતવાતમાં મિત્રો ને ઓળખીતાં પાસેથી માહિતી મળે તો મળે, ને ના મળે તો ના મળે. મેં તો ફિલ્મોનાં નામ પણ ના સાંભળ્યાં હોય, અને એમનાં ગીતો પણ ના સાંભળ્યાં હોય. નામ, દિવસ ને સમયની સાથે 'બહુ જ સરસ છે' કે 'સાવ નકામું છે' એટલું પણ કહેવામાં આવે. મારી હાલત કાચા સોના જેવી હોય, જે ઘાટ ઘડવો હોય તે ઘડી શકાય એવી ! પરાણે, મૈત્રી ખાતર ક્યારેક જાઉં. ના ગમે તો ફરિયાદ નહીં કરવાની, ને ગમે તો એનાં કારણ એ ચલચિત્રની કળાત્મકતા પર આધારિત હોય.

હવે આવે છે ઉપર્યુક્ત 'અફવા'નો સંદર્ભ. ઊડતી ઊડતી ખબર એક ગુજરાતી ચલચિત્ર વિષે આવેલી. મેં જિંદગીમાં એક ગુજરાતી ફિલ્મ જોયેલી ને તે પણ નાનપણના કયા જમાનામાં. પછી ત્યારથી જ એ ફિલ્મ-પ્રકારની બાબતે ઇચ્છા અને રસ પર ડાટો લાગી ગયેલો. એક-બે 'સારી', જોવા જેવી, ગુજરાતી ફિલ્મો પણ આવી જ હશે, પણ મારે એ જોવાનો વારો

આવ્યો ન હતો. પ્રસ્તુત ચલચિત્રના નામ સાથે 'બહુ જ સરસ છે'નું છોગું લાગેલું. એટલાથી બહુ નહીં, તોયે થોડી ધરપત રહે ખરી. વળી, મારો અભિગમ કળા-પ્રવણ, અને કુતૂહલ બુદ્ધિ-પ્રધાન, તેથી મેં એ જોવા જવાનું નક્કી કર્યું. વર્ષોનાં વર્ષો પછી, સારા ચલચિત્ર દ્વારા, ગુજરાતી ચલચિત્રના ક્ષેત્રે કશું ઐતિહાસિક પરિપ્રેક્ષ્ય મળશે એવી આશા હતી.

–મહત્ત્વાકાંક્ષા હતી, એમ કહો! ઇતિહાસ તો શું, પણ વર્તમાન પણ મૂર્ચ્છિત થઈ જાય, એવો એ પ્રયાસ નીકળ્યો. બુદ્ધિપૂર્વકનું કાંઈ જ નહીં, અને રંગીન વસ્ત્રો સિવાય કળાત્મક પણ કાંઈ જ નહીં. હા, અભિનેત્રી સુંદર હતી, અને અભિનેતા ખોટો ન હતો. અલબત્ત, એટલું પર્યાપ્ત ન હતું. કશા વાંક વગર હેરાન થયેલું, પીડા પામેલું મારું મન વિચારે, 'બે હજારની સાલ થશે જોતજોતામાં, પણ વિકાસનો ખ્યાલ પણ નહીં આવતો હોય પ્રયોજકોને? ઉત્તમને માટેની ઝંખના કેમ નહીં થતી હોય એ લોકોને?'

મહાનગર ન્યૂયૉર્કના વિશ્વ-વિખ્યાત રંગમંચ-સંપુટ પરનાં અનેક અનુષ્ઠાનોના લાંબા ગાળાના પરિચય પછી કક્ષા અંગે સ્પષ્ટ અને સાગ્રહ સભાનતા માનસમાં આકાર પામી છે. આ કારણે કચાશવાળી કોઈ રજૂઆત – ભારતીય તેમજ અન્ય – સહન નથી થતી. નાટકો કરતાં ઘણા વધારે પ્રમાણમાં ફિલ્મો બહાર પડે, એટલે એમને જોવાની પસંદગી માટેનું ધોરણ પણ ઘણું કડક રાખવું પડે.

પ્રસ્તુત ફિલ્મમાં સંવાદનાં કશાં ઠેકાણાં નહીં. "એવો સ્વાદ ચખાડીશ કે જિંદગીભર યાદ કરશે" અને "જો એને બતાવી ના આપું તો મારું નામ... નહીં" જેવાં સાવ સાધારણ ને હલકાં વાક્ય લગભગ દરેક મુખ્ય પાત્ર બોલે છે, ને ક્યારેક તો એકથી વધારે વાર. મેં શરૂઆતમાં ખરેખર રાહ જોયેલી કે શો સ્વાદ ચખાડે છે, કે શું બતાવી આપે છે, ને પછી, કેટલી વાર આ વાક્યો વપરાય છે તે ગણવામાં મારું ધ્યાન ખેંચાયેલું રહ્યું હતું!

ઉપરાંત, મેં શા માટે માની લીધું હશે કે મારામારીનાં દૃશ્યો તો હિન્દી ફિલ્મોમાં જ આવે? અરે, આ ગુજરાતી ફિલ્મમાં તો એટલી મારામારી, અને લોહી – રૂપે એટલો લાલ રંગ બતાવ્યો કે હિન્દી ફિલ્મો તો શું, પશ્ચિમી 'વૅસ્ટર્ન' – ફિલ્મો પણ અહિંસક લાગે. વળી ફિલ્મ એટલી લાંબી ચાલેલી કે પૈસા વસૂલ થયેલા લાગવાને બદલે બંધ કરવા માટેના પૈસા આપવાનું મન થાય. થાકી જઈને મેં મનોમન કહેલું, "હા, બાપુ,હા, જોયું; જોયું." હિન્દી ફિલ્મોમાંથી અમુક અંશ જેટલું મનોરંજન મળતું હોય છે, તેટલું પણ આ પ્રયાસ આપી ન હતો શક્યો.

'આર્ટ મૂવી' તરીકે ઓળખાતો ફિલ્મપ્રકાર ભારતમાં જરૂર છે. એ 'કળાત્મક ફિલ્મો' કદાચ ભારતમાં સર્વત્ર રજૂઆત પણ નહીં પામતી હોય. દાખલા તરીકે, દિગ્દર્શક દીપા મહેતાની 'ફ઼ાયર' (અગ્નિ) ફિલ્મ, અને એ પછીની 'અર્થ' (પૃથ્વી). એનાં કથાનક અપરિચિત કે અસાધારણ નથી, પણ એની પ્રસ્તુતિમાં બુદ્ધિપૂર્વકની, કળાપર્વકની સંયતતા છે, જેને લીધે એ ફિલ્મો 'જરા જુદી' લાગે છે, અને ના ગમે તેવાં દૃશ્યો હોવા છતાં પ્રશંસાને પાત્ર બને છે.

એવી જ રીતે, દિગ્દર્શક દેવ બેનેગલની 'ઇંગ્લિશ, ઑગસ્ટ' નામની ફિલ્મ જોવા મળેલી. એ તો વળી એક વાર્ષિક ફિલ્મોત્સવમાં સ્થાન પામેલી. મને એ અસાધારણ ન હતી લાગી, અને અણગમતું અમુક તત્ત્વ પણ એમાં હતું જ, પણ 'કળાફિલ્મ'ને છાજે એવી તાજગી એમાં લગભગ સળંગ વર્તાતી હતી, ને ફિલ્મ પૂરી થયા પછી પણ યાદ બનીને રહી હતી.

આખા ને આખા સમાજને સાધારણતાનો થાક લાગવા માંડે, તો કેવું સારું! ઉચ્ચ કક્ષાની મનોરંજક ફિલ્મો માટેની માગણી વધવા માંડે, તો કેવું સારું! આવા વિચારો કદાચ અન્યાયી કહેવાય, એ કબૂલ કરું છું. અને તેથી, વ્યક્તિગત રીતે, એટલી જ આશા રાખું છું કે અફવાઓ ફેલાતી રહે, મારા સુધી પહોંચતી રહે, કારણ કે એમાંની કોઈ કોઈ વજૂદવાળી નીકળી પણ આવવાની. ખાસ કરીને, 'બહુ સારી છે' કહેવાતી કોઈ ફિલ્મ માટેની અફવા.



# પન્નાલાલ પટેલની વાર્તાઓમાં સ્ત્રીસંવેદના

મણિલાલ હ. પટેલ

પન્નાલાલ માટે રોજેરોજનું જીવન એ જ પાઠશાળા હતી. સમાજજીવનની વિદ્યાપીઠમાંથી એ મબલખ પામ્યા અને સવાયું-બમણું કરીને વાર્તા-નવલકથારૂપે એમણે ગુજરાતની પ્રજાને ચરણે ધર્યું. પન્નાલાલની નીવડેલી વાર્તા-નવલો વાંચતા હોઈએ ત્યારે એમાં રચાતું-બંધાતું આવતું વાતાવરણ આપણને (એમાં) તન્મય કરી દેનારું લાગ્યું છે. ગ્રામજીવન અને સીમવગડાનો એ પરિવેશ પાત્રોપ્રસંગો સાથે એકરૂપ થઈને રસાઈ જાય છે. પ્રકૃતિનું એમનું આલેખન તથા એનાં ખાસ તો નારીપાત્રો (ને કાનજી કાળુ જેવા પુરુષો)ની કથા આસ્વાદતાં એમનાં હૈયાંની વ્યથા-વેદના તથા પરિતાપજન્ય સંવેદના આપણને ઊંડે સુધી હલબલાવી મૂકે છે. આવે ટાણે પન્નાલાલે સુન્દરમ્ માટે વાપરેલું 'સાચના કવિ'નું વિશેષણ એમને ખુદને માટે વાપરવાનું મન થાય.

પન્નાલાલે ભલે ગદ્યનાં સ્વરૂપો ખેડ્યાં, એમના-માંનો કવિ ત્યાં પણ અનુભવાયો છે. લોકઢાળના એક કાવ્યમાં પન્નાલાલ કહે છે, "તું તો પાણી કરતાંય સાવ પાતળો, / મારી એરણથી ઢળી ઢળી જાય જો, / કેમ કરી ઘાટમાં લેવો." પણ પ્રકૃતિ અન માનવીના છટકિયાળ અને ઢળી ઢળી જતા સત્ત્વ-તત્ત્વને શબ્દમાં-ઘાટમાં લેવાની નૈસર્ગિક પ્રતિભા પન્નાલાલમાં હતી. એમના જેટલું ઓછું ભણેલો માણસ વિશ્વસાહિત્યના ઉત્તમ સર્જકોની પ્રથમ પંગતમાં પતરાળીનો હક્કદાર બને, એને ચમત્કાર કહેવો હોય તો કહી શકાય... પણ સામાજિક અસમતુલાઓ અને આર્થિક સંકડામણો વચ્ચે ઊછરેલા પન્નાલાલે એવી સ્થિતિજન્ય સંવેદનાથી અને પ્રકૃતિના સાંનિધ્યે સહજદીધેલી દૃષ્ટિથી પ્રતિભાને નિખારી હતી... એમનું સર્જન એનું પરિણામ છે.

પન્નાલાલની 'મળેલા જીવ', 'વળામણાં', 'સાચાં શમણાં', 'પાછલે બારણે', 'માનવીની ભવાઈ', 'મનખાવતાર', 'નાછૂટકે' અને 'ભાંગ્યાનાં ભેરુ' જેવી નવલો, લઘુનવલો તથા 'વાત્રકને કાંઠે', 'સાચી ગર્જિયાણીનું કાપડું,' 'કંકુ', 'ધરતીઆભનાં છેટાં', 'નેશનલ સેવિંગ્સ', 'ભાથીની વહુ', 'ઓરતા' 'મોરલીના મૂંગા સૂર', 'બલા', 'બાપુનો કૂતરો', 'એળે નહિ તો બેળે', 'સુખદુઃખનાં સાથી' જેવી વાર્તાઓનો અભ્યાસ કરનારને તરત સમજાશે કે પન્નાલાલ ગ્રામજીવન અને નારીસંવેદનાના પરખંદા છે. એમની ઉત્તમ કૃતિઓ (ઉપર મુજબની) માંય મોટા ભાગની તો નારીસંવેદના કે નારીજીવનને કેન્દ્રમાં રાખીને રચાઈ છે. તળ-સમાજમાં સ્ત્રીની જીવનચર્યાને વર્ણવતા પન્નાલાલ એમની વાર્તાઓમાં સ્ત્રીમનની અને સ્ત્રીજીવનની અનેક આંટીઘૂંટીઓને આબાદ ઉપસાવે છે.

પન્નાલાલ આત્મનિર્ભર વાર્તાકાર છે. આપ-અનુભવોને આપસૂઝથી આલેખી ચિરંજીવ વાર્તાઓ લખનારા, બીજાની કૃતિઓ કે વિવેચનથી પણ નહીં દોરવાનારા, માત્ર આંતરનાદ અને નિજી વિવેકને અનુસરનારા એટલે 'આત્મનિર્ભર' ! જગતના ઉત્તમ સર્જકો માટે કહેવાયું છે કે એ વાસ્તવને એની સંકુલતા સમેત આલેખે છે. પન્નાલાલની કેટલીક વાર્તાઓ વાંચતાં આપણને ગ્રામજીવનની એવી સંકુલતાઓનો સહજ પરિચય થાય છે. એકલી 'ધરતીઆભનાં છેટાં' વાર્તા લ્યો; તો પણ એ સમજાશે.

પન્નાલાલની કથનકળાના નમૂનારૂપ આ વાર્તામાં લોકોક્તિઓ તથા જનસમાજના સંવાદો દ્વારા જ રચાતું અને ગ્રામજીવનને ચિતારાની જેમ ચીતરી આપતું સહજ વાતાવરણ સમગ્ર વાર્તાને જીવંત બનાવે છે. માનવમનનાં ઊંડાણોને તાગવામાં અને લોકરૂઢિઓ દ્વારા ચરિત્રની ગતિવિધિઓને સ્વાભાવિક બનાવવામાં પન્નાલાલને ફાવટ છે.... કેમ કે એ 'એ જ જળનું

માછલું' છે. 'ધરતીઆભનાં છેટાં' વાર્તામાં ઝૂમી અને મોંઘજીના નોખા જીવતરની થોડીક રળિયાત ક્ષણો સાથે વર્તમાનની વિચ્છિન્નતાનું સ્પર્શ્ય આલેખન છે. મોંઘજી-ઝૂમી પ્રેમથી પરણેલાં, દાયકો એક મેળા અને તહેવારો મહાલ્યા; ઘર-ખેતરને પણ ઉમંગથી તરતાં કર્યાં; જાત – કમાણીથી મૂડી કરી અને ન્યાતસમાજમાં 'જુગતે જોડી' – રૂપ બની રહ્યાં. પણ વાર્તાના આરંભથી સૂચવાય છે તેમ હવે તો બંને અલગ થઈ ગયાં છે. અરે, છૂટાછેડાય થઈ ગયા છે. ઝૂમીની કૂખ ફળી નહિ એટલે એણે જ સામે ચાલીને પતિ મોંઘજીને પોતાની માસીની છોકરી બેનની સાથે નાતરું કરાવ્યું. નવી આવી. એની કૂખ ફળી; પણ ઝૂમીની સફળ જીવનરીત એને ના ફાવી. 'માસીની દીકરી-બેન પણ શોક્ય એટલ શોક્ય!' લોકો સાચાં પડ્યાં. ઝૂમી પિયર જઈ બેઠી. પણ ઝૂમી તો જુદી માટીની છે, નરી સ્વમાની અને ખુમારીવાળી. ભાભીઓનાં મહેણાં ખાવાનાં આવે એ પહેલાં જ સ્વેચ્છાએ ભાઈઓને કહીને ઘરના કરામાં એકઢાળિયું ઉતરાવીને જુદી રહે છે ને ભેંસો પાળીને પૈસા પેદા કરે છે... ઝૂમીને એકલપંડે લહેર છે... કાંઈ દુખ નથી. ગઈ કાલના સંસારને ભૂલીને એ જીવે છે. પણ–

નવીથી, ઝૂમી દૂરથીય જાણે વેઠાતી નથી. તે કહેવરાવે છે કે અમારાં કડલાં સમેતનાં બધાં ઘરણાં મોકલાવી દે. ઝૂમી એય કરે છે. નવી કહેવરાવે છે કે "તારું કાયટું (બારમું)ય અમારે માથે શું કામ રહે? છેડાછૂટ જ લઈ લે ને બાઈ!" ઝૂમી ન્યાત બોલાવી છૂટાછેડા કરી લે છે... તોય નવી કહેવરાવે છે કે કોઈનો વંશવેલો તો તું વાંઝણી શું વધારવાની હતી, પણ તારા જેવો કોઈ છાંડેલો શોધી લે ને તે એને રોટલો તો બાળી આપે! ઝૂમીને એવાં ઘણાં કહેણ આવ્યાં, પણ હવે એ "લૂંટાયાં એ રસ્તે ફેર જવા" નથી માગતી. એણે પતિ સાથેની પ્રેમ-સાહ્યબીય ભોગવી ને પછીનાં વસમાં વેણ ને વજોગ પણ! જીવતરના બધા અભરખા ભોગવી લીધા. એનાં વરવાં રૂપરંગેય જોયાં. હવે પૂછનારા મૂરતિયા માટે એ, 'ના' સંભળાવીને કામે વળતી. દૂધની આવકમાંથી એણે જૂના મોંઘજીના હતા એ જ ચંદુલાલ શેઠને ત્યાં આગવું ખાતું કરાવીને સિલક જમા કરાવી હતી. આમ, ઝૂમી શાંતિથી જીવતી હતી ત્યાં જ લોક મોંઘજીના ઘરની દશા બેસવાથી ઝૂમીને વાતોમાં વણી લે છે. વાર્તા આવી લોકચર્ચાથી પ્રારંભાઈ છે... ને પછી ભૂતકાળ સાથે વર્તમાનને વણતી ચાલે છે. મોંઘજીની નવી પત્ની મંદવાડને ખાટલે છે. પહેલો છોકરો તો દેવલોક પામેલો, આ બીજોય ધાવણ ને કાળજી વિના 'પાપડપાદીલો' છે. મોંઘજી ઘરકામ, રસોઈ, ઢોર ને ખેતર એકલે હાથે કરે છે. પારકાં લોક ટાંપુટેરું કરે, કાંઈ જવાબદારી થોડી લ્યે! મોંઘજીનાં [illegible] ેમાં હવે ઝૂમી હતી ને પાકતું એવું પાકતું નથી. મંદવાડનો ખર્ચ વધે છે. દેવું વધે છે... મોંઘજી હવે કંટાળી ગયો છે. લોક એની દયા ખાય છે, "બાપડાની એકે પાની બના નથી!" બધાં ઝૂમીને સંભળાવે છે! બિચારી ઝૂમી! એ તો છેડાછૂટ લૈને બેઠી છે... હવે એને ને મોંઘજીને સૂતકની સગાઈ પણ નથી રહી! તોય દુનિયા તો ઝૂમીનો વાંક કાઢે છે ને કહે છે કે એણે મોંઘજીને છોડ્યો ના હોત તો આજે આ દશા ના હોત! લોકો ઝૂમીને કહેવાયેલાં કથલાં વેણ – મહેણાંને લેખામાં લેતાં નથી. ઝૂમી અંદરથી તો ઘણીય સોરાતી હશે – મોંઘજીનું દુઃખ એને બેચેન કરતું હશે, પણ બહારથી તો એ સ્વસ્થ રહીને પોતાના કામમાં મશગૂલ રહે છે.

પણ ઝૂમી થાપણ મૂકવા ચંદુલાલ શેઠને ત્યાં જાય છે ત્યારે શેઠ એને કહે છે – "પેલો અક્કરમી (મોંઘજીસ્તો!) હમણાં જ ગયો." "અરે, આપઘાત કરે એવી એની દશા છે." વગેરે. ઝૂમી તો કહે છે, "કરે તોય આપણે શું કરીએ?" શેઠ એને ભૂતકાળ યાદ કરાવરાવે છે ને 'દિલને' અનુસરવા કહે છે, 'દુનિયાને' નહિ. શેઠ અને ઝૂમી વચ્ચેની એ વાતોમાં પાત્રનું મનોગત, દુનિયાદારી અને ઝૂમીનાં વ્યથાવેદના પન્નાલાલે કુશળ કળાકારની ભાતે ઉપસાવ્યાં છે.

થોડા સંવાદોના અંશો જુઓ. ઝૂમી કહે છે:

"...જે વાટે લૂંટાયાં એ વાટે ફેરનાં જઈએ તો દુનિયા આપણને મૂરખ જ કે' ને?... જવાય જ નહીં, ચંદુકાકા!"

"ઊભી રે' ઊભી, ઝૂમી!... આપણને દુનિયા

સાથે વધારે સંબંધ છે કે આપણા દિલની સાથે?''

ઝૂમી સાડલાનો છેડો આંબળતાં સાંભળી રહી...''...આ માણસને ભીડની વખતે દુનિયામાં જો કોઈ કામ આવે એવું હોય તો તું જ એક એવી છે; નકર ખરું કહું છું, ઝૂમી, લોક તો કે'છે કે આ મંદવાડ જો આવો ને આવો ચાલશે તો કાં તો પેલો અક્કરમી ગાંડો થઈ જશે કે – અરે, ઘડી પે'લાં એને જોયો તો મનેય એવું લાગ્યું આ માણસ આપઘાત ન કરી બેસે તો સારું!'' ''...ઝૂમી! દુનિયાદારીમાં એક મા ને બીજું હેતુ (પ્રેમી) એ બે જ જણ માફ કરી જાણે! ત્રીજા કોઈનું ગજું નહિ-'' વળી ઝૂમી થંભી; ઊભી. આંખો, ગળું સાફ કરતાં શેઠ સામે જોઈ બોલી, ''શું કામ ચંદુકાકા, મથીને આ જંજાળમાંથી નીકળી છું તે મને–'' આગળ એ બોલી જ ન શકી!

ઝૂમી શેઠને ત્યાંથી પરભારી શેઠ સાથે જ મોંઘજીને ઘેર પહોંચે છે. (અહીં પેલો પ્રેમ, સ્વમાન ઉપર વિજય મેળવે છે.) બેચાર માસમાં તો મંદવાડમાંથી (બેન મટી શોક્ય થયેલી) નવીને સાજી કરે છે. છોકરાને ચાલતો ને ઘર-ખેતરને ઊજળાં કમાણીવાળાં કરીને ઝૂમી એક દા'ડો પાછી પોતાના પિયેરઘેર જવા નીકળે છે ત્યારે નવી ને મોંઘજી બંને એને આજીજી કરે છે... ત્યારે ઝૂમી ઉદારચરિતા બનીને પેલાં મહેણાં-ટોણા યાદ નથી કરાવતી.... હા, એટલું કહે છે જરૂર કે ''બુનમાંથી શોક્ય થઈ શકે, પણ શોક્યની બુન થવી દોહ્યલી છે... હવે શોક્ય થવાની તો વાત જ નહીં.''

''હવે માફ કર્યું તો તો કરી જાણ'' કહેતા મોંઘજીને સાનમાં ઝૂમી કહે છે, ''ધણીધણિયાણીની તો હવે આ ભવ વાત જ નહીં!... હતાંસ્તો! એક દન ક્યારે ન'તાં! એટલેથી જ મન મનાવો!'' ચાલવા શીખેલા દીકરાને ઝૂમી લઈ જતાં કહે છે કે નવી ઘર-ખેતર કરતી થશે ત્યારે મોકલી દેશે. અરે! શેઠના ત્યાંના પોતાના આગવા રૂપિયાય મોંઘજીના દેવા પેટે માંડી આપતી ને કશાને વશ થયા વિના, સ્વમાનને સાચવીને ચાલી નીકળતી ઝૂમીને ''આ તો ચાકરીને બ્હાને ઘરમાં પેસી જવા આવી છે'' એવી ટીકા કરનારું લોક પણ ચકિત બનીને જોઈ રહે છે! આમ જુઓ તો પાસે ને આમ જુઓ તો ખરેખર ધરતીઆભનાં છેટાં પડી ગયાં છે! ઝૂમી પ્રેમભર્યાં હૃદિયાને, સ્વમાનભર્યા મનને અને પવન જોઈને ઊપણતાં લોકોના વ્યવહારને સાચવી જાણે છે. આ વાર્તા પ્રેમ, ખુમારી અને સ્વમાનની છે. ઝૂમી પન્નાલાલનાં નારીપાત્રોમાં જીવી-રાજુની તોલેતોલ ઊતરે એવી છે. એક લઘુનવલ બને એવી સંવેદનકથાને પન્નાલાલે અઢારવીસ પાનાંની વાર્તામાં સુપેરે ઢાળી છે. અહીં તનાવ અને સંવેદના બંનેને તાણાવાણાની ભાતે ગૂંથીને લેખકે સઘન પોત પણ વણ્યું છે. પન્નાલાલની શ્રેષ્ઠ વાર્તાઓમાં કૈંક ઉપેક્ષિત રહેલી આ વાર્તા ઈશાનિયા મલકનો પરિચય કરાવવા સાથે ગુજરાતી વાર્તાઓનાં ઉત્તમ નારીચિત્રણોની કથાઓમાં ધ્યાન ખેંચી રહે છે. જે જમાનામાં ગામડાં સુધી ભણતર હજી શમણું હતું ત્યારેય ઝૂમી જેવી કોઠાસૂઝવાળી અને હૃદયજીવી યુવતીઓ હતી એ વાત સમાજજીવનની અને માનવજાતની સમૃદ્ધિ સૂચવે છે.

'વાત્રકને કાંઠે' વાર્તા તો બહુ જાણીતી છે. એની નાયિકા નવલ. નદી જેવી આ નારી – પહેલાં તો નવલ બેમાંથી જે પણ આવે તે – એક પતિને ઝંખે છે (એને મન બેઉ વાત્રકના બે કાંઠા જેવા છે – પન્નાલાલની આ ઉપમા કેવી સૂચક છે), પણ 'એક' આવે છે ત્યારે એનું મન પેલા બીજા માટે ઝૂરે છે... નહીં આવેલાની લાયમાં એ આવેલાને ગુમાવી રહી છે... કદાચ પેલો બીજો આવ્યો હોત તોય આમ જ થાત ને ? ન જાને! આસ્તો છે નારીમનની અકળ ગતિ. નવલ જાણે વાત્રક છે ને પેલા બેઉ પતિ એના બે કાંઠા છે... એટલેસ્તો એ એકને પામીને તો અધૂરી છે... ને નિયતિ એવી છે કે બંનેને એક સાથે પામવાની શક્યતા નથી. સહજ રીતે આવાં માનવમનનાં કુહરો પ્રગટાવતી આ વાર્તા યોગ્ય રીતે જ શ્રેષ્ઠોમાં સ્થાન પામી છે.

નાટ્યાત્મકતાથી પ્રત્યક્ષ થતી અને બહુધા સંવાદોમાં (તડાફડી બોલાવતા અને દ્વિઅર્થી કે માર્મિક સંવાદોમાં) ચાલતી વાર્તા 'એળે નહિ તો બેળે' નોખી કથા છે. જોવનાઈ ઝાલી ના રહે એવી મેળાની મોસમ અને મેળો તથા 'સંસારસુખ' બેઉ મ્હાલવા આતુર

એવી, જોબનવંતી રખીને તો પતિને ઘેર જવું છે, પણ મા મોકલતી નથી... ને એ લજ્જાવશ કાંઈ કહી શકતી નથી. છેવટે આણે આવેલા પતિને એ મહેણું મારે છે ને એમ રઘવાયો પતિ એને ચોટલો ઝાલીને આગળ કરે છે... આવા ભીનાછમ વર્ષા-મેળાના દિવસોમાં બે વજોગ વેઠનારાં મળે છે. બેઉને પરસ્પરની 'મોયણી' છે. વાર્તામાં ગામડાની જરાક જુદી ભાતની સાસુ ઉપસાવાઈ છે. ખરી જમાવટ તો સાસુ-જમાઈના અને જમના-રૂખીના કોદર-ભગા સાથેના સંવાદોમાં થઈ છે. અહીં માત્ર પરિસ્થિતિ નિરૂપાઈ છે છતાં એ માટેનું વાતાવરણ તો થોડીક વિગતોના લસરકાથી જીવંત થઈ ઊઠ્યું છે. પન્નાલાલ હૈયાઉકલતથી વસ્તુસંકલના કરતા લાગે છે... ને ભાષા તો સહજ ચાલી આવે છે ને તેય પાત્રોનાં મનને ઉજાગર કરતી તથા પરિવેશને ચીતર્યા સરખો રજૂ કરી દેતી ભાષા.

'ઓરતા'ની પાનુમાં હજી બાળપણ છે. એટલે એ આરંભમાં જ, સાસરે પતિનો માર ખાય છે ને પિયર આવીને પાછાં સાસરે નહીં જ જવાની ગાંઠ વાળે છે... પણ પતિ ગગલની સમજણ તથા પાનુમાં પ્રગટેલી વય-સહજ વૃત્તિ : બંનેને મેળવે છે. પાનુની અલ્લડતાથી 'ભાથીની વહુ'ની અલ્લડતા વધારે જુદી છે. ભાથીને 'વેઠિયો' કહેતી, એની સાથે પત્નીપણું નિભાવવા છતાં ''તારું ઘર નથી બાંધવાની'', ''હું તો શે'રમાં જવાની'' એમ કહેતી અને છેવટે કમ્પાઉન્ડર બામણ જોડે શહેરમાં જઈને છેતરાતી ભાથીની વહુ પણ ગામડાંમાં ભાગ્યે જ મળે એવી યુવતી છે. માથાફરેલ વહુને અછોવાનાં કરતો ને એ નહીં માનતી તો મારઝૂટ કરતો પતિ ભાથી ગમતો નથી એમાં એને શહેરની લ્હે લાગી છે ને એ કશાક કુછંદે ચઢેલી છે એ કારણો છે. પણ શહેરમાં હરખે હોંશે જઈને છેતરાતી એ છેવટે ભાથીને ત્યાં પાછાં વળવાનો નિર્ણય કરે છે ત્યારે એને દુનિયાદારી સમજાઈ ચૂકી છે. બાપને છેતરીને પતિને નહીં ગાંઠેલી આ અલ્લડ યુવતી મોતને વહાલું કરવા ચાહે છે એ જ ઉપાય છે; પણ એક વાર એને થાય છે કે ભાથીને ત્યાં જઈ જોઉં... પછી મોત ક્યાં નાસી જવાનું છે. એણે ભાથીને ઓળખ્યો છે ને એને આ ગ્રામીણ જનમાં શ્રદ્ધા છે. ''પરદેશ લઈ આવીને દગો દેનાર; ધરમરૂપી ધણિયાણી કરી રાખવાને બદલે એની કાયા ઉપર કમાણી રળવાની દાનત કરનાર, આ કંપાડર બાંમણથી તો લાખ ગજે પેલો મારો વેઠિયો ધણી સારો!'' શહેરનું આકર્ષણ અને બદલાતા સમાજજીવનનો આછો સંકેત પણ આ વાર્તામાં છે. વાર્તામાં ભાથી તથા એની વહુ વચ્ચેના વિવાદો-વાદોને પન્નાલાલે રસિક રીતે આલેખ્યા છે.

પન્નાલાલ અચ્છા 'કથક' છે. વાર્તા કહેવાની એમને ઊંડી સૂઝ છે. પણ એ માત્ર કહી જતા નથી; જરૂર પડ્યે બધું વર્ણવે છે ને ઘટનાપ્રસંગો કે પરિસ્થિતિઓમાંથી પસાર થતાં પાત્રોને બતાવે છે. આમ એ 'પ્રક્રિયા' પાસે પણ કામ લે છે. આથી એમની વાર્તાઓ વધારે જીવંત લાગે છે. વાસ્તવને એ જરાક ઊંચકે છે ખરા, પણ ખાસ તો અશક્ય વાતને પણ સંભવિતતાની સરહદમાં લાવે છે અને એક નકરું પ્રતીતિજનક ભાવવિશ્વ રચી આપે છે. વાસ્તવની સરહદમાંથી એ આપણને એવી પરિસ્થિતિઓના અર્થગર્ભ તથા સૂક્ષ્મ આલેખન દ્વારા સહજ રીતે, સાહિત્યના પ્રદેશમાં (તમે એને કળાનું વાસ્તવ કહી શકો છો) લઈ જાય છે. આ કામ કસબીનું નહીં, કળાકારનું છે. 'મોરલીના મૂંગા સૂર'નો આરંભ આ રીતે થાય છે:

''ઉલતો મેળો હતો – આભનો ને ધરતીનો પણ. ભાદરવાની વાદળીઓ રંગમાં તરબોળ હતી તો રંગબેરંગી યુવતીઓ ને યુવાનોની લીલા પણ છાકમછોળ હતી – ઘેર જવાની આખરી વેળા હતી ને!''

બેએક વાક્યો, શબ્દોની પસંદગી જુઓ... મનોજગત અને બાહ્યજગત બંનેને બે લસરકામાં તો ચિત્તમાં આંકી દે છે. આ વાર્તામાં મેળે ગયેલી પત્ની મેળામાં પિયરના પ્રેમીને મળે છે ને એને કહે છે, નથી વેઠાતાં મહેણાં ને ઉપેક્ષા; સાસરી ને પતિ બેઉ નથી ગમતાં. પરણેલો પ્રેમી એને કહે છે, છ મહિના રાહ જો ને બધાંને તારાં કામથી, હેતથી ને નારીસહજ રીતથી પતિનેય જીતી લે; (પછી હું તને લઈ જઈશ.) એટલે કે

જીતી લેવાનું નાટક કર; બસ! પત્ની પતિ માટે મોરલી (વાંસળી) લઈ જાય છે ને 'નાટક' તો એવું જામે છે કે ઘરનાં બધાં પત્નીને વખાણે છે. પત્નીને પણ હવે સાસરું ને પતિ: બધુંય સરસ ફાવે છે. બીજા મેળામાં પેલો પિયરનો પ્રેમી છૂટાછેડા મેળવીને આને લેવા આવ્યો છે. પણ પત્ની કહે છે, "ના, હવે મારાથી આ આદમીનો વિશ્વાસભંગ નહીં કરાય!" પેલો તો આભો જ શું, વાઢો તો લોહી ના નીકળે એવો થઈને દલીલો કરે છે, પણ પત્ની (એની પ્રેમિકા) તો એનેય એ જ સલાહ આપે છે કે તુંય મારી જમ કર, તારી વહુને મનાવી લે... "હજાર દુઃખનું એક જ ઓસડ!" ને ચાલતી પકડે છે પાછી સાસરીમાં. અહીં નવાંસવાં પત્ની-પતિનું જીવન અને ગ્રામસમાજની રીતભાત તથા ક્લેશકંકાસ છે; તો વળી મીઠી વાતો ને એવી મનામણાંની મધુરપો ય છે. એનું આલેખન હૃદયસ્પર્શી છે.

'કંકુ' વાર્તામાં જોવનાઈના રંગો સાથે નારી-જીવનની ઘૂંટીઓનું આલેખન છે. નારીના મનને પન્નાલાલ બરોબર ઓળખી-પ્રમાણીને વિવિધ ભાવો સાથે નિરૂપે છે. એમની નવલોનાં નારીપાત્રોની જેમ એમની વાર્તાઓનાં નારીપાત્રો પણ એમની સર્જક પ્રતિભાનું પરિણામ છે. એમણે જે ગામડાં 'જીવ્યાં' છે એને આલેખવામાં એ ઊણા ઊતર્યા નથી.

આદમીના બાહ્યાભ્યંતરને પણ એમની વાર્તાઓ કુશળતાથી રજૂ કરે છે. 'ચીતરેલી દીવાલો'નો પતિ મહેમાનોને પાછા વાળીને ઘરની આબરૂ સાચવે છે. 'બાપુનો કૂતરો'માં બાપુનો અહમ્ ચૂરચૂર થઈ જાય છે. પણ આવી વાર્તાઓમાં ગ્રામપ્રજાનું માનસ જે રીતે ઊપસે છે તે પન્નાલાલની વિશેષતા છે. 'નૅશનલ સેવિંગ્સ'માં શોષણની શૂળ ભોંકતો લેખક રંક પ્રજાની સ્થિતિને કરુણાસભર રીતે આલેખે છે. ત્યાંય ગામડાંની છબિ ઊપસે છે જે અ-પૂર્વ છે. આ રીતે ગામડાને પન્નાલાલ સિવાય અન્યોએ ઊંચક્યું નથી. અલબત્ત, એ વ્યક્તિકેન્દ્રી વાર્તાઓના સર્જક છે, સમાજકેન્દ્રી નહીં. પણ ત્યાંય એક સમાજ એનાં સર્વાંગીણ રૂપે સાથે હાજર છે. 'જીવો દાંડ' કે 'મેઘો ગામેતી' પણ એની જ સાખ પૂરવાના... તો 'બલા'માં કોઠારોમાં ધાન ખૂટતું નથી ને તોય આદિવાસીઓનું શોષણ કરતો શાહુકાર ગરીબની છોકરીને સાથે રમવા જેવી બિલાડી છે તેય ઝૂંટવી લે છે! આવી વાર્તાઓ વિશે હજી લખાવું બાકી છે.

'વાચકના ચિત્તને સ્પર્શવું ને એનામાં સંવેદન જગાડવું, વ્યક્તિતાનો વિસ્તાર સાધી સમષ્ટિ પ્રત્યે અભિમુખ કરવું' સાહિત્યનો આવો ઉદ્દેશ રાખનાર પન્નાલાલ સૂક્ષ્મ તથા સંકુલ મનોભાવોને કળાત્મક રીતે નિરૂપે છે. એમનું સર્જન વાંચતાં લાગે છે કે વ્યક્તિ પન્નાલાલ અને સર્જક પન્નાલાલ અદ્વૈત સાધે છે. એ અલગ જીવતાં બે વ્યક્તિત્વો નથી, પણ અનુભવસમૃદ્ધ વ્યક્તિ જ સર્જકત્વ સાથે પ્રગટે છે. એમની વ્યક્તિચેતના અને સામાજિક ચેતના પણ એમની સર્જકચેતનામાં ઓગળી જાય છે.

(ધનતેરસઃ '૫૪)

(ભિલોડાના એન.આર.એ. વિદ્યાલયની સુવર્ણજયંતી પ્રસંગે યોજાયેલા જ્ઞાનસત્રમાં આપેલું વ્યાખ્યાન લેખિત સ્વરૂપે)

□

# સર્વભાષા કવિસંમેલન, લખનૌ

લાલજી

પ્રતિવર્ષની જેમ આ વર્ષે પણ આકાશવાણી, દિલ્હી દ્વારા અખિલ ભારત કક્ષાએ એક સર્વભાષા કવિસંમેલનનું આયોજન કરવામાં આવ્યું હતું. સામાન્ય રીતે આ પ્રકારના સંમેલનનું સ્થળ એક વખત ઉત્તર ભારતમાં અને બીજી વખત દક્ષિણ ભારતમાં એમ વારાફરતી પસંદ કરવામાં આવે છે. ગત વર્ષે આ સંમેલન હૈદરાબાદ ખાતે યોજાયું હતું. તેથી આ વર્ષે સર્વભાષા કવિસંમેલન માટે લખનૌની પસંદગી કરવામાં આવી હતી. આ સંમેલનમાં પ્રત્યેક માન્ય ભારતીય ભાષામાંથી એકએક કવિને નિમંત્રણ આપવામાં આવ્યું હતું. ગુજરાતી ભાષામાંથી લાલજી કાનપરિયાની પસંદગી થઈ હતી.

ભાષા ભલે ગમે તે હોય, પરંતુ કવિ હંમેશાં માનવતાની, માનવ-સંવેદનાઓની અને માનવ-અનુભૂતિઓની જ વાત પોતાની કૃતિમાં કરતો હોય છે. આવો જ કંઈક અનુભવ લખનૌના ગન્ના કિસાન સંસ્થાનના ભવ્ય સભાગૃહમાં આકાશવાણી દ્વારા યોજવામાં આવેલ સર્વભાષા કવિસંમેલનમાં થયો. ૧૮ જાન્યુઆરી, ૧૯૯૯ના રોજ સાંજે ૬-૩૦ કલાકે લખનૌની હાડ થીજવી નાખે એવી ઠંડીમાં નિમંત્રિત શ્રોતાઓની ઉપસ્થિતિમાં આ સુંદર કાર્યક્રમનો પ્રારંભ થયો. સખત ઠંડી હોવા છતાં શ્રોતાઓ સારી એવી સંખ્યામાં ઉપસ્થિત રહ્યા હતા. કુશળ સંચાલિકા સુશ્રી શીલા મિશ્રાએ કાર્યક્રમના પ્રારંભે સર્વભાષા કવિસંમેલનની પૂર્વભૂમિકા બાંધીને ક્રમશઃ દરેક ભાષાના કવિઓને અને તેમની કૃતિના હિન્દી અનુવાદકોને તેમનો પ્રત્યેકનો મિતાક્ષરી પરિચય આપીને સુંદર રીતે રજૂ કર્યા.

આકાશવાણી દ્વારા આયોજિત રાષ્ટ્રીય સ્તરના આ સર્વભાષા કવિસંમેલનમાં સંસ્કૃત અને હિન્દી સહિત કુલ અઢાર ભાષાઓના કવિઓએ પોતાના કાવ્યોદ્ગાર રજૂ કર્યા. આ કવિસંમેલનની એક વિશેષતા એ હતી કે હિન્દી અને ઉર્દૂ સિવાયની અન્ય ભારતીય ભાષાઓની કાવ્યરચનાઓનો હિન્દી ભાવાનુવાદ મૂળ કવિતાના પઠન બાદ તુરત જ પ્રસિદ્ધ હિન્દી કવિઓ દ્વારા રજૂ કરવામાં આવ્યો હતો.

સમસ્ત ભારતીય ભાષાઓની જનની દેવભાષા સંસ્કૃતના કાવ્યપઠનથી કવિસંમેલનનો આરંભ થયો. સંસ્કૃત કવિ. ડૉ. આઝાદ મિશ્રે પોતાની રચનામાં પોખરણમાં કરવામાં આવેલ પરમાણુવિસ્ફોટને કૈલાસ પર્વતની ગર્જના તરીકે ઓળખાવ્યો. એમની રચનાનો હિન્દી ભાવાનુવાદ કવિ શતદલે કંઈક આ રીતે રજૂ કર્યો :

*कैलाश हमारा भारत है, भारत की शक्ति पोखरण है,*
*परमाणुशक्ति-विस्फोट नहीं, कैलाश कर रहा गर्जन है ।*

ત્યારબાદ અકાદમી પુરસ્કાર વિજેતા અસમિયા કવિ અજિત બરુઆની અનુપસ્થિતિમાં તેમની ત્રણ ટૂંકી રચનાઓનું પઠન નરેન્દ્રનાથ શીલે કર્યું. તેનો હિન્દી અનુવાદ ડૉ. રાજેન્દ્ર ગૌતમે રજૂ કર્યો. અજિત બરુઆની ત્રણ રચનાઓમાંથી પહેલી રચનામાં સ્વાધીનતા દિવસનું એક આદર્શ ચિત્ર દોરવામાં આવ્યું હતું.

જ્ઞાનપીઠ પુરસ્કાર વિજેતા ઊડિયા ભાષાના સુપ્રસિદ્ધ કવિ ડૉ. સીતાકાન્ત મહાપાત્રે વનવાસીઓના ગામનું ચિત્ર રજૂ કરતી 'તમારું ગામ' નામની રચનાનું પઠન કર્યું અને તેનો હિન્દી ભાવાનુવાદ શંકરલાલ પુરોહિતે આપ્યો :

*परस्पर के हाथ थाम क़दम थिरकाकर नाचती हैं हताशाएं,*
*बंद मुट्ठियों में इन्द्रधनुष का आलोक और चेहरे पर अनजानी वेदनाएं।*

ઉર્દૂના મશહૂર શાયર ઇરફાન સિદ્દીકીએ એક સુંદર ગઝલ રજૂ કરીને શ્રોતાઓની સારી એવી દાદ મેળવી. શ્રોતાઓએ એમની રચનાને ભરપૂર રીતે

માણી :

*रोज़ एक शख़्स सदा दे के पलट जाता है,*
*मैं भी रहता हूँ बहुत जिस्म से बाहर अपने ।*
*किस क़दर पासे मुरव्वत है वफ़ादारों को,*
*मेरे सीने में छुपा रक्खे हैं खंजर अपने ।*

કન્નડ કવિ જંબણ્ણા અમરચિંતે પોતાની રચનામાં શબ્દની વેદના અને શબ્દની શક્તિને વ્યક્ત કરી. સુપરિચિત સ્થાનિક કવિ લીલાધર જગૂડીએ તેનો ભાવાનુવાદ આ રીતે રજૂ કર્યો :

*शब्द जब पूरी तरह खिल जाते हैं*
*तब शुरू होता है शब्दों का पतझड,*
*शब्दों की प्यास आँसू बन जाती है,*
*तालाब की प्यास नदी, नदी की प्यास समुद्र*
*और समुद्र की प्यास बादल बन जाती है ।*

કોંકણી ભાષાની કવયિત્રી નૂતન સખરદંડેની 'ખોવાયેલું ગામ' નામની રચનાનો સુંદર ભાવવાહી અનુવાદ મહેશ અનઘે રજૂ કર્યો..આ રચનામાં વ્યક્ત થયેલી ગામ ખોવાઈ ગયાની વેદના શ્રોતાઓનાં હૃદયને સ્પર્શી ગઈ :

*नाम खोया गाँव का, खो गये मण्डप, हरी झाँकी,*
*खो गये डोले हिंडोले, खो गई है गोद माँ की,*
*दूध में धोया सबेरा, खो गया है गाँव मेरा ।*

આ પછી ગુજરાતી ભાષાના કવિ લાલજી કાનપરિયાએ સંબંધોની દૂરતા અને નિકટતાના ભાવને વ્યક્ત કરતી 'આમ જુઓ તો..' નામની ગીતરચના રજૂ કરી, જેની કેટલીક પંક્તિઓ આ પ્રમાણે હતી :

*આમ જુઓ તો જોજન છેટું, તેમ જુઓ તો પાસે,*
*જેમ કે ધરતી સાવ અડોઅડ, રહીએ તોય આકાશે !*

*સૌને સૌનું ગીત મળ્યું છે, સૌને સૌના સૂર,*
*એક અમારા આંગણે વ્હેતાં મૌનનાં ઘોડાપૂર!*

*કોણ જાણે કયા ભવમાં ગાણું કોણ આવીને ગાશે?*
*આમ જુઓ તો જોજન છેટું, તેમ જુઓ તો પાસે.*

લાલજી કાનપરિયાની આ રચનાના કૈલાસ ગૌતમે રજૂ કરેલા એટલા જ સુંદર ભાવાનુવાદને ભાવક શ્રોતાઓએ એકાગ્રચિત્તે માણીને સુંદર દાદ આપી :

*कहने को हम पास-पास पर कोसों दूरी है,*
*धरती और गगन की भी कैसी मजबूरी है ।*

*मेरे भीतर रहता है पर मिलता नहीं कभी,*
*गूलर का है फूल सामने खिलता नहीं कभी ।*

*सूना सूना घर-आँगन, गहरी तन्हाई है,*
*ग्रहण लगा है, जनम-जनम की बदली छाई है ।*

તમિળ કવિ પ્રતિમા જયચંદ્રને (અનુવાદ-આર. શૌરિરાજનૂ) 'ખોશો નહીં સ્વપ્નોને' નામની પોતાની રચનામાં ભવિષ્યનાં સોનેરી સ્વપ્નોને જતનપૂર્વક જાળવવાની લાગણી વ્યક્ત કરી. તો તેલુગુ કવિ પ્રો. કોલાકાલૂરી ઇનોક (અનુવાદ-ડૉ. જે.એલ. રેડ્ડી)ની 'મને સ્વપ્ન જોવા દો' નામની રચનામાં પણ સ્વપ્નની વાત માર્મિકતાથી રજૂ થઈ :

*सपनों पर रोक मत लगाओ,*
*ये कल की सच्चाइयाँ बनेंगे ।*
*सपनों की आँखें मत निकालो,*
*सूर्योदय डूब जाएंगे ।*

સુપ્રસિદ્ધ પંજાબી કવિ સુરજિત પાતરની 'હજારો પક્ષીઓ' નામની રચનાનો હિન્દી ભાવાનુવાદ રજૂ કરતાં મોહન સપરાએ આ પંક્તિઓ કહી :

*हज़ारों परिन्दे मेरे भीतर कैद,*
*सुनूँ रात-दिन, मैं देते दुहाई–रिहाई, रिहाई...।*

મલયાળમ કવિ પ્રો. કે. સચ્ચિદાનંદ (અનુવાદ-રામસ્વરૂપ સિંદૂર)ની 'અક્કા મીષિયુન્નુ (દીદી ઉવાચ)' નામની કૃતિમાં ભગવાન શિવને આર્જવભરી પ્રાર્થના કરવામાં આવી હતી :

*हे शिव, हे मल्लिकार्जुन, खोलो कपाट खोलो,*
*निर्वस्त्र वचन से मैं तुम्हें पुकारती हूँ,*
*मैं शिवसमाधिक्षण की निष्काम आरती हूँ ।*

મરાઠી ભાષાના વરિષ્ઠ કવિ કુસુમાગ્રજ તેમની નાદુરસ્ત તબિયતને લીધે આ સંમેલનમાં ઉપસ્થિત રહી શક્યા ન હતા. તેમની અનુપસ્થિતિમાં તેમની કવિતાનું પઠન માયા દેશમુખે કર્યું હતું. તેનો હિન્દી ભાવાનુવાદ કરનાર ડૉ. કીર્તિ કાળેએ તે ખૂબ જ સુંદર કંઠે ગાઈને

શ્રોતાઓને ભાવવિભોર કરી દીધા હતા. કુસુમાગ્રજની આ રચનામાં આઝાદીનાં પચાસ વર્ષે ભારતમાતા પોતાનાં પંથ ભૂલેલાં સંતાનોને વિનંતી કરે છે :

*उम्र हो गई है पचास, मेरा अभिवादन करो नहीं,*
*बिनती करती हूँ मैं तुम से, ग़लत रास्ते चलो नहीं ।*

આ સિવાય કાશ્મીરી કવિ શૌકત અન્સારી (અનુવાદ – ડૉ. ઉપેન્દ્ર રૈના), નેપાળી કવિ સુરેન્દર થીંગ (અનુવાદ અનિમેષ શર્મા), બંગાળી કવિ મંજૂષ દાસગુપ્તા (અનુવાદ-અલકા સિંહા), મણિપુરી કવિ ઈ. સોનામણિ સિંહ (અનુવાદ–લક્ષ્મીશંકર વાજપેયી) અને સિન્ધી કવિ પ્રો. જે. કે. સેતપાલ (અનુવાદ– ઉપેન્દ્રકુમાર) વગેરેએ પણ પોતપોતાની રચનાઓ રજૂ કરી હતી.

સર્વભાષા કવિસંમેલનના આ સંદર કાર્યક્રમનું સમાપન રાષ્ટ્રભાષા હિન્દીના બે બહુચર્ચિત કવિઓ ચંદ્રસેન વિરાટ અને મંગલેશ ડબરાલની રચનાઓથી થયું હતું. ચંદ્રસેન વિરાટે પોતાની રચનામાં નિર્બળ અને પીડિત વર્ગને સંબોધન કરતાં કહ્યું :

*जिन का कहीं न कोई, हम पक्षधर उन्हीं के,*
*जो बेज़ुबान हैं सब, उन की ज़ुबान हम हैं ।*

કવિસંમેલનના અંતે આકાશવાણી, લખનૌના કેન્દ્રનિર્દેશક શ્રી સતીશ ગ્રોવરે આભારદર્શન કર્યું હતું. આ પ્રસંગે આકાશવાણી, દિલ્હીના કેન્દ્રનિર્દેશક ડૉ. રાવ પણ ખાસ ઉપસ્થિત રહ્યા હતા. કવિસંમેલનનું સંચાલન સુશ્રી શીલા મિશ્રા અને આત્મપ્રક। । મિશ્ર-એ બંનેએ સંયુક્તપણે અત્યંત કુશળતાથી કર્યું હતું. લગભગ ત્રણેક કલાક સુધી ચાલેલા આ કાર્યક્રમ દરમ્યાન કાવ્યરસિક શ્રોતાઓએ દરક કવિની રચનાને રસપૂર્વક માણીને સુંદર દાદ આપી હતી. ❑

## ‘ઉદ્દેશ’ માસિક અંગેનું માહિતીપત્રક

[ફૉર્મ ૪ (નિયમ આઠ મુજબ)]

| | | |
|---|---|---|
| ૧. પ્રકાશનસ્થળ | : | અમદાવાદ |
| ૨. પ્રકાશનની સામયિકતા | : | માસિક |
| ૩. મુદ્રક | : | રમણલાલ જોશી |
| રાષ્ટ્રીયતા | : | ભારતીય |
| સરનામું : ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯ | | |
| ૪. પ્રકાશકનું નામ | : | રમણલાલ જોશી |
| રાષ્ટ્રીયતા | : | ભારતીય |
| સરનામું : ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯ | | |
| ૫. તંત્રી | : | રમણલાલ જોશી |
| રાષ્ટ્રીયતા | : | ભારતીય |
| સરનામું : ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯ | | |
| ૬. માલિકનું નામ/સરનામું | : | ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસા. નવરંગપુરા, અમદાવાદ-૯. |

હું, રમણલાલ જોશી, આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી જાણ અને સમજ મુજબ બરાબર છે.

તા. ૧-૩-૧૯૯૯ રમણલાલ જોશી

# યશવંતભાઈ – એક અનોખો પુસ્તકપ્રેમી જીવ

**દીપક મહેતા**

'સર સલામત તો પગડિયાં બહોત' એ કહેવતને આદર્શ માનનાર સરેરાશ ગુજરાતીઓના ધોરણે જોતાં યશવંતભાઈ એક અનોખી ઘટના હતા.

નામ ભલે યશવંત, પણ કીર્તિલાભની સ્પૃહા એમણે રાખી નહોતી. પોતાના નામ કે કામ પર ફ્લડ-લાઈટ ફેંકાય તો સારું એવી આશા એમના મનમાં ક્યારેય રહેતી નહીં. બલકે સત્તાસ્થાનોથી, સંસ્થાઓથી, સભા-સમારંભોથી તેઓ સતત પ્રયત્નપૂર્વક દૂર રહેતા. પરિચય પુસ્તિકા અને 'ગ્રંથ'ની પ્રવૃત્તિને કારણે જુદાં જુદાં ક્ષેત્રોની અનેક વ્યક્તિઓ સાથે ઓળખાણ થતી, સંબંધ બંધાતો, પણ પોતાના સ્વંતંત્ર લાભ માટે તેમણે ક્યારેય કોઈ સંબંધનો સીધો કે આડકતરો ઉપયોગ કરવાનો પ્રયત્ન પણ કર્યો નહોતો. હા, લેખકો, અધ્યાપકો કે મિત્રોના આધિ, વ્યાધિ કે ઉપાધિના પ્રસંગે યોગ્ય જણાય તો તેમને મદદ કરવા તેમણે એ સંબંધોનો ઉપયોગ કર્યો હશે. જે ૨૩ વર્ષ 'ગ્રંથ' માસિક ચાલ્યું તે ગાળા દરમ્યાન પરિચય ટ્રસ્ટની ઑફિસમાં લેખકો, સમીક્ષકો, અધ્યાપકો, પ્રકાશકો વગેરેનો લગભગ દરબાર ભરાતો. આ બધાંને મળવાનું થતાં તેમની સાથે વાતો, ચર્ચાઓ, યોજનાઓ કરવાનું યશવંતભાઈને ગમતું પણ ખરું. પણ 'ગ્રંથ' બંધ થયા પછી ધીમે ધીમે ઘણાખરા મુલાકાતીઓ આવતા બંધ થયા ત્યારે પણ એમના મનમાં એ અંગે રંજ કે રોષ નહોતો. પાંચમાં પુછાવાનો કે મોટા ભા થઈને ફરવાનો શોખ તેમણે ક્યારેય કેળવ્યો નહોતો. સરેરાશ ગુજરાતી ધોરણે આ અનોખી વાત ગણાય.

અટક ભલે દોશી, કાપડના વેપારીની, પણ ધનલાભની લાલસા એમણે રાખી નહોતી. ૧૯૫૮ના એપ્રિલમાં પહેલી બે પરિચય પુસ્તિકા પ્રગટ થઈ. ૧૯૫૯ના જુલાઈની નવમી તારીખે પરિચય ટ્રસ્ટની સ્થાપના થઈ. ૧૯૬૩માં 'ગ્રંથ' માસિક પ્રગટ કરવાનું નક્કી થયું ત્યારે ઊંચા પગાર અને મોભાવાળી USISની નોકરી છોડી દઈને ૧૯૬૩ના સપ્ટેમ્બરની પહેલીએ યશવંતભાઈ પરિચય ટ્રસ્ટના મૅનેજિંગ એડિટર અને 'ગ્રંથ'ના તંત્રી તરીકે જોડાયા ત્યારે આર્થિક સધ્ધરતા અને સલામતીની દૃષ્ટિએ તેમણે જે ભોગ સ્વેચ્છાએ આપ્યો એ કોઈ વ્યવહારપટુ ગુજરાતી સહેલાઈથી ન આપે. એ વખતે યશવંતભાઈની પોતાની ઉંમર ૪૩ વર્ષની હતી, પુત્ર અભિજિત્‌ની ઉંમર ૧૪ વર્ષની હતી અને પુત્રી ચિત્રાની ઉંમર ૧૫ વર્ષની હતી, અને યુસિસની નોકરીનાં હજી પંદર વર્ષ બાકી હતાં, છતાં 'પરથમ પહેલું મસ્તક મૂકી વળતી લેવું નામ જો ને' એ ન્યાયે તેમણે પોતાની તથા કુટુંબની આર્થિક સધ્ધરતા અને સલામતીની ચિંતા કર્યા વગર 'પરિચય'ને પોતાનું સર્વસ્વ સમર્પી દીધું અને છેલ્લા શ્વાસ સુધી પોતાની નહીં, પણ 'પરિચય'ની જ ચિંતા કરતા રહ્યા. સરેરાશ ગુજરાતી ધોરણે આ અનોખી વાત કહેવાય.

જન્મ ભલે પરંપરાગત ધર્મપરાયણ જૈન કુટુંબમાં, પણ ધર્મલાભની કામના એમણે રાખી નહોતી. આજે આપણા અનેક નાનામોટા સાહિત્યકારો છાશવારે કોઈ ને કોઈ બાપુ, શાસ્ત્રી કે મહારાજના ખોળામાં બેસી જવામાં ગૌરવ અનુભવે છે ત્યારે યશવંતભાઈ છેવટ સુધી નાસ્તિક નહીં તો પણ નિરીશ્વરવાદી કે અજ્ઞેયવાદી (agnostic) રહ્યા હતા. બુદ્ધિના પ્રમાણ સિવાયનું બીજું કોઈ પ્રમાણ તેમને સ્વીકાર્ય નહોતું. માત્ર સાહિત્યની જ નહીં, પણ ધર્મ, અર્થકારણ, રાજકારણ, સમાજવ્યવસ્થા કે બીજા કોઈ પણ વિષયની બૌદ્ધિક ચર્ચા કોઈ ને કોઈ મિત્ર સાથે કરતા હોય ત્યારે હાજર રહેવાનો લા઼ ઘણી વાર મળ્યો છે. આવી ચર્ચા કરતી વખતે ઘણી વાર તેઓ ખૂબ ઉગ્ર થઈ જતા, પણ તેઓ હઠાગ્રહી નહોતા. સામી

વ્યક્તિનું દૃષ્ટિબિંદુ સાંભળતા, સમજતા અને ગળે ઊતરે તો પોતાનો અભિપ્રાય ફેરવતા પણ ખરા. ધર્મભીરુતાનો સ્પર્શ એમને છેવટ સુધી થયો નહોતો. ધર્મ નહીં તોય ધાર્મિકતામાં રચ્યાપચ્યા રહેતા સરેરાશ ગુજરાતીના ધોરણે આ અનોખી વાત કહેવાય.

અને છતાં જૈન ધર્મનો અપરિગ્રહનો સિદ્ધાંત તેમણે પોતાના જીવનમાં ઉતાર્યો હતો. જે 'ગ્રંથ' માટે પોતે આટલો મોટો ભોગ આપ્યો હતો તે 'ગ્રંથ'નું સંપાદન કશા કારણ વગર તેમના હાથમાંથી લઈને અમદાવાદથી કરવાનું નક્કી થયું ત્યારે એમના મનમાં ઉચાટ નહોતો થયો એમ નહીં, છતાં તેમણે એ નિર્ણય સમતોલતા અને સમતાપૂર્વક સ્વીકારી લીધો હતો. આનું એક મુખ્ય કારણ વાડીભાઈ ડગલી પ્રત્યેનો લગભગ આત્યંતિક કહી શકાય તેવો યશવંતભાઈનો પ્રેમાદર. જોકે આ પ્રયોગ સદંતર નિષ્ફળ ગયો અને એક જ વર્ષ પછી 'ગ્રંથ'નું સંપાદન ફરી યશવંતભાઈને સોંપાયું ત્યારે પણ જાણે કશું જ ન બન્યું હોય તેમ તેમણે 'ગ્રંથ' ફરી પોતાના હાથમાં લઈ લીધું. ૧૯૮૫ના ડિસેંબરમાં વાડીભાઈનું અવસાન થતાં યશવંતભાઈને મળતાં તેમનાં ઓથ અને પીઠબળ દૂર થયાં અને અને વાડીભાઈના અવસાન પછી માત્ર ૪૦-૪૫ દિવસમાં જ 'પરિચય'ના ટ્રસ્ટીઓએ 'ગ્રંથ' બંધ કરવાનો નિર્ણય લીધો. એ વખતે ટ્રસ્ટીઓમાં આપણા બે મૂર્ધન્ય સાહિત્યકારો પણ હતા છતાં – ના, હકીકતમાં તેમના આગ્રહને કારણે જ – લેવાયેલા નિર્ણયથી યશવંતભાઈના મનમાં અરેરાટી થઈ હતી છતાં તેમણે કશા વાદ, વિવાદ કે વિખવાદ વગર એ નિર્ણયને પણ સ્વીકારી લીધો હતો. સરેરાશ ગુજરાતી સાહિત્યકાર કે પત્રકારને ધોરણે આ અનોખી વાત કહેવાય.

યશવંતભાઈને પોતાની જાત વિષે કે પોતાના કામ વિષે વાત કરવાનું ફાવતું નહીં. 'ગ્રંથ' જેવા સાહિત્યિક સામયિકનું સંપાદન કરવાની યશવંતભાઈની સજ્જતા કેટલી એવી ગુસપુસ ખાસ કરીને મુંબઈ બહારના કેટલાક ગુજરાતી સાહિત્યકારોમાં ચાલ્યા કરતી, અને એ વાતની યશવંતભાઈને ખબર પણ હતી, છતાં એ અંગે તેઓ ક્યારેય વાદ-વિવાદમાં ઊતર્યા નહોતા. પણ ૧૯૯૫માં રમણ સોની સંપાદિત સામયિક 'પ્રત્યક્ષ'ના સામયિક-સંપાદક-વિશેષાંકમાં યશવંતભાઈએ એમની લાક્ષણિક નિખાલસતા અને સચ્ચાઈથી લખ્યું હતું : "ગ્રંથનું સંપાદન કરવાની મારી લાયકાત શી હતી એવો પ્રશ્ન મેં મને પોતાને ઘણી વાર પૂછ્યો છે. હું ગુજરાતી અને અંગ્રે ત્યના વિશાળ વાચનનો દાવો કરી શકું તેમ નથી. ગુજરાતી અને સંસ્કૃત લઈને બી.એ. થયો હોવા છતાં મેં સંસ્કૃત પુસ્તકો ગણ્યાંગાંઠ્યાં જ વાંચ્યાં છે. માટે મારી જાતને પ્રમાણપત્ર આપવાનું હોય તો હું આમ આપું : આ માણસને પુસ્તકો વિષે જાણવામાં ખૂબ રસ છે. બીજું બધું વાંચવાનું પડતું મૂકીને એ પુસ્તકો વિષેની માહિતી તરત હાથમાં લે છે. એને લીધે પુસ્તકો પરત્વેની વિવેકશક્તિ એનામાં કદાચ ખીલી પણ હોય. પણ એ પુસ્તકોનો પ્રેમી છે એમ તો હું વિનાસંકોચ કહી શકું." આપણી ભાષા માટે તો 'ગ્રંથ'નું પ્રકાશન એ એક અનોખી ઘટના હતી.

આવા એક અનોખા અને અસાધારણ પુસ્તક-પ્રેમી જીવને છેલ્લાં ૩૬ વર્ષથી ઠીક ઠીક નિકટથી જોવા-જાણવાનું તથા ત્રણેક વર્ષ તેમના મદદનીશ તરીકે કામ કરવાનું સદ્ભાગ્ય મને મળ્યું એનો આનંદ છે, સંતોષ છે. ૧૪મી જાન્યુઆરીના મકરસંક્રાતિના દિવસે યશવંતભાઈ જેવો એક નોખો જીવ આપણી વચ્ચેથી સંક્રાંતિ કરી ગયો એથી આપણે સૌ થોડા રંક બન્યા છીએ. આપણી આ રંકતાને ઓછી કરવાના કામમાં યશવંતભાઈ કરતાંય વધુ ધગશથી આપણે સૌ મંડી પડીએ એનાથી વધુ યોગ્ય અંજલિ બીજી શી હોઈ શકે?*

* ૨૧ જાન્યુઆરી '૯૯ના રોજ ભારતીય વિદ્યા ભવન, મુંબઈ ખાતે યોજાયેલી સ્મૃતિસભામાં રજૂ કરેલું વક્તવ્ય.



રાધેશ્યામ શર્મા

**રોમાન્ટિક સંશયાત્માનો સંવેદનાસભર વિચારવિહાર**

'સંશયાત્મા' નવલકથા એક પ્રતિનાયકના રૂઢિભંજક વિચારપ્રહારનું વાહન બની છે. નેરેશનમાં અધિક ઍક્શન નથી. સંવાદો છે, ચર્ચાઓ છે અને બે નાયિકાઓ સાથેનો મનોદૈહિક સમાગમ છે. ભ્રષ્ટ સિસ્ટમ સામે તેમ જ વ્યક્તિગત અપ્રામાણિક દાંભિક વ્યવહારની વિરુદ્ધ નિહિલિસ્ટ, નૉનકન્ફર્મિસ્ટ, મિસફિટ નાયકનું અત્રતત્ર વિચરણ કથાની કર્મભૂમિ છે. નાયકના વિચારોને જેટલો સફળ આકાર આપી શક્યા છે, એટલો સબળ આકાર લેખક કથાને આપી શક્યા હોત તો કેવું સારું. નવલકથાનું સ્વરૂપ આમેય શિથિલ મનાયું છે, પણ એમાં નિબંધના અંશો ભલે એ ગમે તેટલા પ્રકર્ષક હોય તોયે અંદર પ્રવેશીને કળાત્મક સંયમની ચુસ્તતાને પડકારે છે. વિરોધાભાસ લાગે તોયે કહેવું પડે કે ચર્ચાની ચાલણગાડી પર કથાનવલનો પ્રથમ પ્રયાસ અને પ્રવાસ ધ્યાનાર્હ છે. ગુજરાત અને વર્તમાન ભારતના જનજીવનના વિભિન્ન અંશને કૃતિમાં પ્રતિબિંબિત કરવા સાથે નાયકના વેદનારોષવાહક પ્રતિભાવો પ્રસ્તુત કરવામાં લેખકની નિષ્ઠાભરી નિસ્બત વ્યક્ત થઈ છે. શિક્ષણ, રાજકીય કટોકટી, પ્રેસફ્રીડમ જેવી પેચીદી બધી સમસ્યાઓનો રસથાળ એક જ કથામાં પેશ કરી દેવાનું પ્રલોભન જતું કર્યું હોત તો પરિણામ ધાર્યું આવત કદાચ.

પાશ્ચાત્ય ચિંતનનો પ્રારંભ શ્રદ્ધાથી નહીં તેટલો સંદેહ અને સંશયસવાલો વડે વાસ્તવને અવગત કરવાથી થાય છે. રૅશનાલિસ્ટ નાયક અવિનાશ ધર્મ, નીતિ, ઈશ્વરના વિરોધમાં સંશયને અગ્રપદ અર્પી કહે છે, "સંશય કરવાનું બંધ કરી દીધું ત્યારથી લોકોનું કુતૂહલ શમી ગયું, વિસ્મયભાવ અદૃશ્ય થઈ ગયો." (પૃ. ૬૧). સાથે તે એમ પણ કબૂલે છે કે સંશયાત્મા વિનશ્યતિ તે બરાબર, છતાં પોતે અવિશ્વાસુ નથી કે શંકાશીલ પણ નથી. (પૃ. ૧૩૩). લોકઘેટાંની જેમ તે ઈશ્વરના યા સમાજના વાડામાં પુરાવા રાજી નથી!

ભીડ, ભય અને ભ્રષ્ટાચારના ભોરિંગોથી ગ્રસ્ત નાયકને, અને સમસ્ત જગતને લેખકે શબ્દબદ્ધ કરવા રસપ્રદ ગદ્ય પ્રયોજ્યું છે :

"એનું વ્યક્તિત્વ ગુમ થઈ રહ્યું છે. એ ભીડમાં લોકોનાં વસ્ત્રો પર નંબર લખેલા હતા. એક માણસ નંબરનો બિલ્લો લઈને એના તરફ આવી રહ્યો હતો. એ બિલ્લો લાગી જાય, પછી અવિનાશ અવિનાશ મટી જશે અને નંબરથી ઓળખાશે... આખો દેશ એક મોટા રેલવે પ્લૅટફૉર્મ જેવો બની ગયો છે." ('પ્યાસા'માં ગુરુદત્તનું મુખ્ય પાત્ર ભીડથી ઘેરાઈ જાય છે એ, અને 'ટ્વેન્ટી સેવન ડાઉન'માં સેન્ટ્રલ સ્ટેશન પરનું પ્લૅટફૉર્મ દૃશ્ય અહીં ઊભરી આવે.)

સાર્ત્ર જેને કન્ટિન્જન્સી કહે એવી આકસ્મિતકતાઓનો અહીં નાયકની વ્યક્તિગત મર્યાદાનુસાર ઉલ્લેખ, ભયના સંદર્ભે જોવા જેવો છે. "આ બધી અનિશ્ચિતતાઓથી એ ઘેરાયેલો રહે છે. અકસ્માતનો ભય, ખટપટથી કોઈ એને ક્યાંક સપડાવી દે તેવો ભય, ઈર્ષ્યાથી કોઈ એનો અધિકાર લૂંટી લે તેવો ભય, જીવન એટલે જ આ બધા ભયનું વિષચક્ર." (પૃ. ૯૮).

વ્યાપક ભ્રષ્ટાચારથી ઉબાઈ ગયેલો નાયક વિરોધ, ઇન્કાર અને આક્રોશના સૂરમાં પૂછે છે, "શું ભ્રષ્ટાચાર ભારતીય નાગરિકના લોહીમાં ભળી ગયો છે? આ વર્તમાનમાંથી મુક્તિ મેળવી આપવાની જવાબદારી કોની છે?" (પૃ. ૧૮૭). લેખકે પણ ભ્રષ્ટાચાર-ભાગીરથનાં પૂરથી વાચકોને ૨૮–૨૯-૩૦ એમ ત્રણ ત્રણ પ્રકરણોમાં ભીંજવી ડૂબકાં ખવરાવ્યાં છે. પણ આ બધા કરતાં, નિષ્ફળ નીવડેલી સિસ્ટમ પ્રદર્શિત કરવા ૨૬મા પ્રકરણના અંતે વીજળી ગુલ થઈ જવાની

ઘટના વધુ સૂચક છે. એ જ રીતે પૃ. ૬૩ પર બસમાં બૉંબ મૂકવાની બાબતને વિશાળ દુનિયા સાથે સરખાવી સૌ કોઈના ઈન્વૉલ્વમેન્ટની વ્યાપકતા યથાર્થ ભારપૂર્વક રજૂ થઈ છે. ક્રિકેટ, ટી.વી. તેમજ બમ્બઈયા સિનેમાને સાંકળી નાયકમુખે ધારદાર નુક્તાચીની પ્રવર્તી છે એમાં લેખકની જાગતિક જાગૃતિ સ્પષ્ટ થઈ છે.

નાયકનો વિધાયક મત સાચો કે તે જેમ હિટલરની તહસનહસ કરવાની શક્તિને માન્ય કરે છે તેમ અડધી દુનિયાને પ્રભાવિત કરનાર ગાંધીના સામર્થ્યને પણ ગણે છે. (પૃ. ૬૪).

'ટ્રેજેડિકિંગ' દિલીપકુમાર અને પ્રગતિવાદી શાયર સાહિર લુધિયાનવી ઉપર ઓવારી જનાર નાયક અવિનાશને લેખકે ગુરુદત્તની ઇમેજમાં મઢી દીધો છે. તે એટલી હદે કે 'સાહેબ બીબી ગુલામ'માં ભૂતનાથ બનતા ગુરુદત્તને પગમાં ગોળી વાગે છે એ રીતે અવિનાશને અહીં બતાવી ખોડવાળો રજૂ કર્યો છે. નાયક દારૂ પીએ છે ને જૂની ફિલ્મોના નૉસ્ટાલ્જિક નશામાં ડૂબીને જીવવાનું પસંદ કરે છે. માત્ર સ્ત્રીઓ સાથેના સંબંધોમાં લેખક-પત્રકાર નાયક એના ગુરુથી જુદો તરી આવે. ગુરુ.ની જેમ બે નાયિકાઓ સાથે તે સંબંધાય છે. રોઝી અને સ્નેહલતા / અહીં શરદબાબુના 'દેવદાસ'ની બે નાયિકાઓનો એહસાસ થાય. રોઝી મહદ્ અંશે ચન્દ્રમુખી અને સ્નેહલતા પારુની પ્રતિમાની ફ્રેમમાં ફિટ થાય. ઉભય નાયિકાઓ જ નાયક તરફ આકર્ષાય એવું નથી. ટ્રેનપ્રવાસમાં ભેટી જતી વનિતા સંડાસમાં આક્રમક બની પ્રિય લેખકને ચુંબન પણ ચોડી દે છે! ગુરુદત્તનું ચરિત્ર સામાન્ય રીતે સ્ત્રીઓ સમક્ષ 'ઇન્ટ્રોવર્ટ' અને પલાયનવાદી રહેતું, જ્યારે સંશયવાદી નાયક રોઝીને નિઃસંશયપણે ભોગવે છે, સ્નેહા સમક્ષ એની બિન્દાસ્ત કબૂલાત પણ કરે છે! શુક્રસ્રાવને એ માનસિક દબાણનું 'આઉટલેટ' માને છે, પણ સ્નેહાની પ્રૌઢિયુક્ત પ્રતિમા આગળ તે સંયત રહેવાનું ગમાડે છે. નાઈજીરિયાના ખ્રિસ્તી સાથે વિવાહ થઈ ગયાનું જાણ્યા પછી પણ નાયકની જાતીય-નીતિ રોઝીને 'દિલ ફાડીને પ્યાર કરવા' સુધી વિસ્તરે છે. નારી પોતાના 'શરીર પરનો અધિકાર' સિદ્ધ કરવા પતિ સિવાય પ્રેમી સાથે સમાગમ-ક્રીડામાં ઊતરે એનું જસ્ટિફિકેશન રોઝીને સમજાવતા નાયકનું પાત્ર રોમાન્ટિક 'ક્રાંતિવીર' જેવું લાગે, પણ ઘણી બધી સમસ્યાઓનું આવા સરલીકરણના કારણે, 'રાઉન્ડ' જેવું વરતાતું ચરિત્ર સુજ્ઞ ભાવકોને ધીરે ધીરે 'ફ્લૅટ'-સપાટ પ્રતીત થાય. શરીરને 'શિયળના લેબલથી મુક્ત' કરવાનો ઉપદેશ યા આદેશ, ઓશોપ્રભાવની ચાડી ખાય!

કોઈ એક વિચારની કંઠી બાંધી નથી એવો નાયકનો દાવો સાચો, પણ એના 'વિચારવિહાર' બર્ટ્રાન્ડ રસેલ, કૃષ્ણમૂર્તિ અને સાહિરની ઘેરી અસર હેઠળ ઘૂંટાયા હોવાની છાપ કથાના પોતમાં ઊપસે છે. જોકે વિવેકબુદ્ધિની સરાણે જે ગ્રહણ કરવા જેવું લાગે એનું ચયન નાયકને મૌલિક દર્શાવવામાં સારો ફાળો આપે છે.

પૃ. ૧૦૮ અને પૃ. ૧૧૨ પર પ્રવર્તતી લેખકની ભાષા ઉર્દૂમિશ્રિત ગુજરાતી, કથાના સમગ્ર ભાષાકર્મનું જાણે પ્રતિનિધિત્વ કરે છે. નાયકની ભાષા અને નેરેટરની ભાષાનો વિચિત્ર સંકર ટાળવા જેવો હતો. પૃ. ૧૩૭ પરનો 'સહચર્ય' શબ્દ ખોટો છે. 'સાહચર્ય' જોઈએ. પૃ. ૧૨૫ પર 'આપના આગમનનો ઉપક્રમ શો છે?' પૂછતા પાઠકસાહેબની મજાક મજાની છે.

યાસીનને કથાના છેલ્લા પ્રકરણ માટે ધન્યવાદ-જ્યાં ભારતનો નકશો કન્યાકુમારી સમેત અદૃશ્ય થાય પછી 'ફૂલનદેવી કો વોટ દો'નું પ્રચારપોસ્ટર ચોંટાડાતું દર્શાવ્યું છે. અવિનાશ 'ભીડમાં અદૃશ્ય' થાય છે. (નાયકના વિનાશનો સંકેત માનવો ? ભીડમાં તે નિજી એકાન્ત સર્જી નથી શકતો?) તે દૃશ્ય પલકારામાં સત્યજિત્‌ના 'મહાનગર'ની સ્મૃતિ જગવી ગયું...*

---

* 'સંશયાત્મા' : લે. યાસીન દલાલ, પ્ર. આર. આર. શેઠની કંપની, અમદાવાદ-૩૮૦ ૦૦૧, પ્રકાશનવર્ષ ૧૯૯૮, પૃ. ૨૦૪, કિં. રૂ. ૮૦.

❒

# વિસ્તરતી સીમાઓ

## સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ

ચન્દ્રકાન્ત ટોપીવાળા

આજના અનુઆધુનિક યુગમાં વૈશ્વિકીકરણની સાથે સાથે સ્થાનિકીકરણની ઘટના સ્વાભાવિક બની રહી છે; એ એક મોટો વિરોધાભાસ છે. પણ મનુષ્યજાતિને અપાયેલાં મોટાં મોટાં વચનો કે મનુષ્યકલ્યાણ અંગેનાં મોટાં મોટાં આયોજનો નિષ્ફળ ગયાં છે. એની હતાશાએ અનુઆધુનિકતાના પ્રણેતાઓને મોટાં વૃત્તાન્તો છોડી લઘુવૃત્તાન્તો તરફ દોર્યા છે. એ જ અભિગમ કદાચ વિરોધાભાસના પાયામાં પણ હશે. કદાચ એથી જ આજના ઘણા અનુઆધુનિકતાવાદીઓ 'સપિર-હોર્ફ-અભિધારણા'ને દૃઢ કરી રહ્યા છે. એમ કરવામાં એમણે 'અસદૃશતા' (incommensurability)નો વિચાર વહેતો કર્યો છે.

'સપિર-હોર્ફ અભિધારણા' પ્રમાણે ભાષાકીય સંરચનાઓ મનુષ્યની વિચારતરેહોને ઘડે છે. એટલું જ નહીં, પણ જગત અંગેના આપણા સંવેદનને પણ નિર્ણીત કરી આપે છે. આનો અર્થ એ થયો કે અલગ અલગ ભાષાના ભાષકો બે અલગ અલગ વિશ્વમાં જીવે છે. આ સંદર્ભમાં 'અસદૃશતા' સંજ્ઞાનો વ્યાપક પ્રચાર થયો છે; અને એ દ્વારા સૂચવાયું છે કે બધી ભાષાઓ એકબીજાથી અસદૃશ હોય છે. ભાષાક્ષેત્રે 'અસદૃશતા'નો વિચાર આમ જોઈએ તો ગણિતના સિદ્ધાન્તમાંથી ઉપાડવામાં આવ્યો છે. ગણિતમાં આ સંજ્ઞા, જેમનું કોઈ સર્વસામાન્ય માપ ન હોય એવા બે ગુણોને કે પરિમાણોને નિર્દેશે છે. આ વિચારને ભાષાક્ષેત્રે ખેંચી લાવી બતાવવામાં આવ્યું છે કે જો બે ભાષાની સંરચનાઓ એકબીજા વચ્ચેના ચોક્કસ અનુવાદને અઘરો કે અશક્ય બનાવે તો તે બે ભાષાઓ અસદૃશ છે.

અસદૃશના ખ્યાલને વિલર્ડ વાન ઑરમન ક્વીને (Willard van orman Quine) બરાબર વિકસાવ્યો. ખરેખર તો અનુઆધુનિકતાયુગમાં દેરિદાએ અર્થ અંગેનો જે સર્વસામાન્ય શંકાવાદ ઊભો કર્યો, એનું જ એક આ ફરજંદ છે. ક્વીને અનુવાદનો સંદર્ભ લઈ આ વાતને રજૂ કરી અને 'અનુવાદની અનિર્ણીતતા' એવી સંજ્ઞા પ્રયોજી. 'અનુવાદની અનિર્ણીતતા' દ્વારા એને એ અભિપ્રેત નથી કે અનુવાદની પ્રક્રિયામાં નાની નાની અર્થચ્છાયાઓ લુપ્ત થઈ જતી હોય છે. એને સ્થાને ક્વીન, ન ઝલાતી નાની નાની અર્થચ્છાયાઓના મુદ્દાને જ નકામો ગણે છે. કારણ, એને મતે દરેક ભાષા જુદી જ વસની બનેલી છે અને જુદી જ રીતે જગતને રજૂ કરે છે.

આ જ 'અસદૃશતા'ના વિચારને લ્યોતારે 'વિવાદ' (દીફરાં, differend) હેઠળ વિકસિત કર્યો છે. 'વિવાદ'માં બંને પક્ષમાંથી દરેક પક્ષને પોતાની જુદી ભાષા જ નહીં, પણ એમનું જુદું જગત પણ હોય છે. પોતાના હેતુઓ અને લક્ષ્યો સાથે એ પક્ષ ભાષામાં જીવે છે. આમ બંને પક્ષ એકબીજાથી તદ્દન અલગ એવી ભાષાઓ ખપમાં લે છે. અહીં પરસ્પરને મેળ ન પડે એવો જે ભેદ ઊભો થાય છે તે લ્યોતારને મન 'વિવાદ' છે. એટલે કે દરેક પક્ષ અન્યથી અસદૃશ ભાષારૂપને પ્રયોજતાં વિવાદ જન્મે છે. ઉદાહરણ તરીકે દુષ્ટ માલિક દ્વારા શોષણ પામતો કર્મચારી કોર્ટમાં માલિક પાસેથી વસૂલાત મેળવી શકતો નથી, કારણ કે એ કોર્ટ પોતે જ એવા સામાજિક નિયમો આધારિત ઊભેલી છે જે માલિકો દ્વારા થતા આર્થિક શોષણને અનુમોદન આપે છે. આ વિવાદ ઊકલે એવો નથી. મોટે ભાગે વધુ સત્તાશીલ પક્ષ બીજા પક્ષ પર હાવી થઈ જઈ શકે છે. વિવાદ આમ સામાન્ય રીતે બલિષ્ઠ સત્તા દ્વારા દબાવી દેવામાં આવે છે. પરંતુ લ્યોતાર 'વિવાદ'ના મુદ્દા દ્વારા અબલિષ્ઠ સત્તાને ઓળખવા કરે છે. આ અંગે એવું ભાષાવિધાન (phrase regime) શોધવા મથે છે કે જેમાં અ-બલિષ્ઠ પક્ષની ફરિયાદ રજૂ થઈ શકે. ઉત્તર અમેરિકામાં કે ઑસ્ટ્રેલિયામાં ત્યાંના મૂળ વતનીઓના જમીનની માલિકીના દાવાઓ ઉદાહરણ રૂપે તરત નજર સમક્ષ આવે. આમ લ્યોતારનો 'વિવાદ'નો મુદ્દો શોષિત લોકો અને લઘુમતી જૂથ પોતાના અવાજને રજૂ કરી શકે એવા એમના અધિકાર તરફ નિર્દેશ કરે છે.

સાહિત્યમાં અનુવાદની પ્રક્રિયાથી માંડી સામાજિક-રાજકીય ક્ષેત્રે શોષણના મુદ્દા સુધી અસદૃશતાની અનુઆધુનિક સંજ્ઞા એ રીતે મહત્ત્વની બની રહી છે.

❐

# સ્વરાજ પ્રાપ્તિ પછી હવે સુરાજ્ય આપણી મંઝિલ



**શ્રી અટલબિહારી બાજપાયી**
**માનનીય વડાપ્રધાન શ્રી**



જ્યાં મન ભય રહિત અને
મસ્તક ઉન્નત હોય;
જ્યાં જ્ઞાન મુક્ત હોય;
જ્યાંનું જગત ઘરગથ્થુ
દીવાલોથી વહેંચાયેલું ન હોય;
જ્યાં વાણીનું ઉદ્‌ગમન સ્થાન
માત્ર સત્ય જ હોય,
જ્યાં અથાગ પુરૂષાર્થ
સંપૂર્ણતાને પામવાને
પ્રયત્ન કરતો હોય;
જ્યાં વિવેક અને બુધ્ધિનું ઝરણું
રણની સૂકી રેતીમાં
લુપ્ત ન થઈ જતું હોય;
જ્યાં મન સતત
વિશાળ વિચારધારામાં
પરોવાયેલું રહેતું હોય
એવા સ્વાતંત્ર્યના સ્વર્ગમાં
હે પ્રભુ!
મારા રાષ્ટ્રને જગાડ!

**- રવીન્દ્રનાથ ટાગોર**

સ્વરાજની લડતમાં જેમણે સર્વસ્વ ન્યોચ્છાવર કરી દીધું-કેટલાય નામી-અનામી લોકોએ-શહિદી વહોરી લીધી એ દેશદાઝનો જુવાળ હતો. એ "દેશભક્તિ" હતી-જેને સમાજ આજે પણ યાદ કરીને ગૌરવ લે છે.

શું સ્વરાજ મેળવ્યા પછી આ "દેશભક્તિ" પૂરી થઈ ગઈ ?

આપણો એક નાગરિક તરીકેનો સમાજ પ્રત્યેનો, રાષ્ટ્ર પ્રત્યેનો દેશ પ્રેમ, સ્વરાજની પ્રાપ્તિ પૂરતો સીમિત હતો?

મારું કહેવાનું તાત્પર્ય એ છે કે "સ્વરાજ" પછી હવે "સુરાજ્ય" માટે પણ દેશભક્તિની સમર્પિત ભાવનાને સમાજમાં ઉજાગર કરવાની છે. કોઇપણ માનવી પોતાના કાર્યક્ષેત્રમાં જ્યાં હોય ત્યાં પોતે સમાજ માટે, દેશ માટે પોતાનો કર્તવ્ય ધર્મ નિભાવે. આ પણ "દેશભક્તિ" છે અને લોકનજરે તેને સ્વીકૃતિ મળવી જોઈએ.

**-કેશુભાઈ પટેલ**
મુખ્ય મંત્રી-ગુજરાત રાજ્ય

**સમૃદ્ધ-સંસ્કારી ગુજરાત :**
**અખંડ શક્તિશાળી ભારત**

# બેકાવ્યો

**રમણીક સોમેશ્વર**

(૧)
રોજ સવારે
એક પતંગિયું
મારા આંગણામાં આવે છે
ઘડીક
ફૂલો પર બેસી પરાગ ચૂસે
ઘડીકમાં
અરવ ફરતું રહે
વૃક્ષવેલીઓની આસપાસ
મારી આંખો
એની પાછળ પાછળ.

સંતાકૂકડી રમે
આંખો અને પતંગિયું.

આંખો વૃક્ષ-વેલીઓ પર
આંખો ફૂલો પર
આંખો પરાગ
પાંખો-
પતંગિયાની ફૂલ સરીખી પાંખો
એનાં રંગો સમેત
પ્રસરે આંખોમાં.

ક્યારેક ભૂલથી
પતંગિયું આવીને બેસી જાય મારા ખભે
હું
ફૂલ-છોડની ડાળી જેવો
અનુભવું રોમાંચ.

વાત એટલેથી પૂરી ન થાય.
ખભા પર
ભૂલભૂલમાં આવી ચડેલું પતંગિયું
ખોતરતું ખોતરતું
ચામડીનાં પડ
ઊતરે અંદર
ને પછી
રણઝણવું કે તરફડવું
એની જ સમજ ન પડે.

(૨)
આ શેતૂરનું ઝાડ
કલશોર મચાવે છે આજે.

શેતૂરની આછી ઘટામાં
કોયલનું જોડું.

ધ્વનિ-સંકેતોની જુગલબંધી
વાચિકમ્
પછી
આંગિકમ્
પરસ્પર
અંગભંગિ–
ચેષ્ટાઓ.

શેતૂરના આંગણે
જાણે ઓચ્છવ.

આજુબાજુ વૃક્ષો
ઝીણું મલકે.

સૂરજ
ભૂલી ગયો આગળ વધવાનું.

ઘડિયાળ
ધીમે સાદે બોલ્યું
કૂ....ઉ....

Uddesh (A literary, cultural monthly) March 1999 : ISSN 0971-6599
Licensed to post without prepayment, Licence No. 188 R. No. GAMC/920

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

**सर्वभाषा सरस्वती**

વર્ષ નવમું : અંક નવમો

એપ્રિલ ૧૯૯૯

તંત્રી
રમણલાલ જોશી

**૧૦૫**



# ઉદ્દેશ

વર્ષ : નવમું અંક : નવમો સળંગ અંક : ૧૦૫

## અનુક્રમ : એપ્રિલ ૧૯૯૯




પ્રકાશક : રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

લેઆઉટ, ટાઇપસેટિંગ : ઇમેજ સિસ્ટમ્સ, ૩૦૧, વૈભવી કૉમ્પ્લેક્સ, ફતેહપુરા પોલીસ ચોકી પાછળ, પાલડી, અમદાવાદ – ૩૮૦ ૦૦૭. ફોન : ૬૬૧ ૦૪૪૧

મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૪


## સૂચનાઓ

- ❏ 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- ❏ 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
- ❏ આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
- ❏ વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૧૫૦, વિદેશમાં (ઍરમેલ) રૂ. ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂ. ૧,૫૦૦.
- ❏ 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે, અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- ❏ સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે.
- ❏ છૂટક નકલ રૂ. ૨૫, પોસ્ટેજ સાથે.
- ❏ લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું :


**'ઉદ્દેશ' ફાઉન્ડેશન**
૨, અચલાયતન સોસાયટી,
સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
ફોન : ૭૪૯૩૬૭૭; ૭૪૯૦૦૨૭


- ❏ લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં બહારગામના ચેકો સ્વીકારાશે નહિ.
- ❏ 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે :

(૧) **વિજય મૅગેઝીન વર્લ્ડ**
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન: ૫૩૫૪૫૯૬

(૨) **સૌરભ પુસ્તક ભંડાર**
કેલિકો ડોમ પાસે, મેડા ઉપર
રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧
ફોન: ૩૮૧૨૩૦, ૭૪૭૫૦૯૭

(૩) **મૅગેઝીન વર્લ્ડ**
સ્ટેશન રોડ,
આણંદ - ૩૮૮ ૦૦૧

ઉદ્દેશ

એપ્રિલ ૧૯૯૯



*सर्वभाषा सरस्वती*

**વિષાદયોગ-૨**

ગઈ કાલે ટપાલમાં બે સામયિક, ત્રણેક નકામાં નિમંત્રણો, એ સાથે એક પત્તું–પોસ્ટકાર્ડ મળ્યું.

'અબ કાર્ય વિશેષ હોતા નહીં, ચલના ફિરના ભી હોતા નહીં, મેરી ૮૮ વર્ષ કી ઉમ્ર ચલ રહી હૈ.'

જીવન સુખમય છે, દુઃખમય છે, એમ એમાં અચંબાઓની પણ ક્યાં મણા છે? નીચે સહી હતી : ભँવરલાલ નાહટા. ચાર દસકાથી એ મને જાણે, હું એમને. તો પણ પહેલી જ વાર એમનો પત્ર આવ્યો, ને મેં મારી સ્મૃતિનાં પડ ખોતર્યાં. ઉપરતળે કર્યાં.

કાકા અગરચંદ નાહટા અંતકાળ સુધી જૂની હસ્તપ્રતોનો સંઘરો કરતા રહ્યા. એ અંગત સંગ્રહનો ભારતભરમાં કે ભારત બહાર કોઈ જોટો નહીં. મૂળ કર્તા કોણ, એ ક્યારે થયો એની ખણખોદ પણ એમણે જિંદગીભર કર્યા કરી. ભँવરલાલજીનો એમાં સાથ રહેતો.

રોજ સવારે ત્રણચાર કલાક અગરચંદજી એ માટે અચૂક આપે. બાકીનો વખત વેપારધંધામાં. કલકત્તામાં ચા, શણની એમની મોટી વેપારી પેઢી. પણ અગરચંદજી અમારા જુદા જ ધંધાને નાતે ધંધાભાઈ ચારેક દસકાથી.

એમનો લાખોનો વેપાર, પણ કોઈ પણ કામ હોય, સંશોધનનું કે બીજું, પોસ્ટકાર્ડ જ લખે. હસ્તાક્ષર પણ એવા કે હસ્તપ્રતનું લખાણ ઉકેલવું વધારે સહેલું. કોઈક વાર તો બીજા પાસે કાગળ લખાવી મોકલવાનું એમને જણાવવું પડે. પહેરવેશ પણ મારવાડી ઢબના ફેંટાવાળો. રહેણીકરણીની કરકસર પણ એટલી જ.

અમે રાજસ્થાન ફરવા ગયેલાં. પાંચેક વરસ પહેલાં. બીકાનેરમાં નાહટોંકી ગવાડમાં મેં પહેલી વાર પગલાં કર્યાં. અગરચંદજી તો ઉપર પહોંચી ગયા હતા. ભँવરલાલજી કલકત્તા. ત્યાં રહેતા એક ઘરડા ભાયાતે મારી પડપૂછમાં કશો રસ ન બતાવ્યો.

ભँવરલાલજીએ એમની હાલની દશાના જે બેચાર શબ્દો લખ્યા, તેથી મારી ભાવી દશાનું તાદૃશ ચિત્ર આંખ સામે તરવા લાગ્યું – માનીને કે હજી ચારપાંચ વરસ ખેંચી કાઢીશ.

કાણા માટલામાંથી પાણી ઝરી જાય એમ આયખું ઝરી જાય છે – ભર્તૃહરિએ કહ્યું છે. તો સામે ડાહ્યાઓએ બોધ આપ્યો છે કે છેલ્લો શ્વાસ લ્યો ત્યાં સુધી વિદ્યા ને ધન કમાતા રહેવું. છેલ્લાં ડચકાં ખાતાં અજામિલે દીકરા નારાયણને નામ લઈને બોલાવ્યો, એટલે જમદૂતો નાઠા, સ્વર્ગદૂતો લેવા આવ્યા. ભગવદ્ગીતામાં કહ્યું છે કે અંતકાળે જે ચિંતવો તે મર્યા પછી પામો. પણ એક પહેલાંના કવિનાં વચન છે: સાજાસારા હો ત્યારે આત્માનું ચિંતન કરજો, મરવાની ઘડીએ દાનનું કે સંયમનું કશું ભાન રહેશે ખરું?

ઘડીભર તો વિષાદનું ઘનઘોર વાદળ મન પર છવાઈ ગયું.

હરિવલ્લભ ભાયાણી

તંત્રી

### શ્રી રાધેશ્યામ શર્માને પ્રો. અનંતરાય રાવળ વિવેચન એવૉર્ડ

પ્રસિદ્ધ વિવેચક અને કવિ-વાર્તાકાર શ્રી રાધેશ્યામ શર્માને ૧૯૯૮નો પ્રો. અનંતરાય રાવળ વિવેચન એવૉર્ડ એનાયત કરવામાં આવ્યો છે. હાર્દિક અભિનંદન.

### કવિ સુન્દરમ્ ગીત સંધ્યા

કવિ શ્રી સુન્દરમ્‌ના જન્મદિન ૨૨મી માર્ચે ભારતીય ભાષા સાહિત્ય સંસદ તરફથી 'કવિ સુન્દરમ્ ગીત સંધ્યાંનો કાર્યક્રમ સંસ્થાના અધ્યક્ષશ્રી શ્રી કે. કા. શાસ્ત્રીના પ્રમુખપદે યોજવામાં આવ્યો હતો. આ સંસ્થા દર વર્ષે સુન્દરમ્‌ના જન્મદિને 'કવિ સુન્દરમ્ સ્મૃતિ વ્યાખ્યાનમાળા' યોજે છે. એમનું પ્રથમ વ્યાખ્યાન 'સુન્દરમ્‌ની સારસ્વત પ્રતિભા' વિશે આ લખનારે તા. ૨૨ માર્ચ ૧૯૯૧ના રોજ આપેલું. એ પછી દર વરસે વ્યાખ્યાન યોજાય છે. આ વર્ષે 'ગીત સંધ્યા' કાર્યક્રમ યોજાયેલો. સુપ્રસિદ્ધ સંગીતકાર ગાયક શ્રી અતુલભાઈ દેસાઈએ શ્રી સુન્દરમ્‌કૃત 'પ્રભુજી, નમ્ર નમન તમ ચરણે', 'પ્રભુજી, અમને પદ પદ બોધો', 'મેરે પિયા મૈં કછૂ નહીં જાનું' એ ત્રણ સુન્દરમ્‌નાં કાવ્યો અને સુરદાસનું 'નિર્બલ કે બલ રામ', અને મીરાંનું 'જોગી મત જા મત જા' એ પાંચ કાવ્યો મધુર હલકથી ગાયાં હતાં. ભાવિકોની સંખ્યા સારી હતી, પણ સાહિત્યકારોની હાજરી પાંખી હતી. ઇચ્છીએ કે આપણા લેખકો સુન્દરમ્ પ્રત્યે વધુ અભિમુખ થાય. કાર્યક્રમની ભૂમિકા અને આભારદર્શન શ્રી રજનીકાન્ત જોશી અને શ્રી રામજીભાઈ કડિયાએ કર્યું હતું.

આ જ માતૃભવનમાં શ્રી સુન્દરમ્‌નાં સુપુત્રી સુધાબેનનો જન્મદિવસ તેમની હાજરીમાં તા. ૩-૪-'૯૯ના રોજ ઊજવાયો હતો. શ્રી માધવસિંહભાઈ સોલંકી આ પ્રસંગે ખાસ હાજર રહ્યા હતા. અન્ય શ્રોતાઓ સમક્ષ શ્રી રમણલાલ જોશી, શ્રી રતિલાલ બોરીસાગર અને શ્રી પલ્લવીબેન ભટ્ટે પ્રસંગોચિત વક્તવ્યો આપ્યાં હતાં.

### શ્રી ઇન્દુબેન મહેતાની નવલિકાને પુરસ્કાર

શક્તિમંચ-અખિલ ગુજરાત મહિલા સંસ્થા, પોરબંદર તરફથી યોજાયેલ નવલિકાસ્પર્ધામાં ઇન્દુબહેન મહેતાની 'દાયજો' નવલિકા પ્રથમ સ્થાને જાહેર થતાં, તેમને સંસ્થા તરફથી પુરસ્કાર અને પ્રમાણપત્રથી સન્માનિત કરવામાં આવેલ છે. તેમની 'છત્રીસ નંબર' અને 'સાંજની હથેળીમાં સૂરજ ડૂબ્યો' એ નવલકથાઓ જાણીતી છે. આ પહેલાં સુરેન્દ્રનગરની સંસ્થા 'ત્રિવેણી' તરફથી યોજાયેલ નવલિકાસ્પર્ધામાં તેમની નવલિકા 'પૂતળાં'ને પ્રથમ સ્થાન મળ્યું હતું.

### સ્તુત્ય પ્રયત્ન

પ્રસિદ્ધ નવલકથાકાર સ્વ.નવનીત સેવકની નવલકથાઓનો સેટ રન્નાદે પ્રકાશને તાજેતરમાં પ્રગટ કર્યો એ સારું થયું સ્વ. નવનીત સેવક સંવેદનશીલ અને ભાવનાશાળી નવલકથાકાર હતા. તેમણે તેમની કૃતિઓમાં સતત પ્રીતના પાયા વગાડ્યા છે. પ્રકાશકને અભિનંદન.

### સુધારો

'ઉદ્દેશ'ના માર્ચ-'૯૯ના અંકમાં અજુ મુખોપાધ્યાયના કાવ્યના ધનવંતીએ કરેલા અનુવાદ 'પાછો હું આવીશ ઘરે' કાવ્યમાં પહેલી પંક્તિ 'પ્રાણી થકી પ્રાણમાં'માં 'પ્રાણી'ને બદલે 'પ્રાણ' વાંચવા વિનંતી. મુદ્રણક્ષતિ માટે ક્ષમાયાચના.



# કિંગ ઈડિપસ

**લે. સૉફોક્લીઝ**
**અનુવાદક વિનોદ પ્ર. ત્રિવેદી**

પાત્રો

| | | |
|---|---|---|
| ઈડિપસ | : | થબાઈસનો રાજા |
| યોકાસ્તા | : | ઈડિપસની રાણી–રાજમાતા |
| ક્રેયોન | : | યોકાસ્તાનો ભાઈ |
| તૈરેસિયાસ | : | અંધ ભવિષ્યવેત્તા |
| રાજપુરોહિત | | |
| રાજદૂત | | |
| પશુપાલક | | |
| સેવક | | |
| કૉરસ | : | થબાઈસના શ્રેષ્ઠીઓ |
| રાજાના સેવકો | | |
| થબાઈસના નગરજનો | | |

**દૃશ્ય : થબાઈસના રાજ્યમહેલની આગળ**

યજ્ઞવેદીઓની આજુબાજુ અને પગથિયાં પર, રાજ્યમહેલની બરોબર સામે થબાઈસના નાગરિકો નિવેદનની મુદ્રામાં બેઠા છે. મહેલના મધ્ય દરવાજેથી રક્ષકોથી વીંટળાયેલો ઈડિપસ પ્રવેશ કરે છે.

ઈડિપસ: બાળકો, કાદ્મસની પ્રાચીન પેઢીના નવા વંશજો, શું નિવેદન કરવા ભેગાં થયાં છો ?

આ હારતોરા શાને ? અગરબત્તીઓથી આ શહેર મ્હેકાવ્યું શીદને ? વેદનાને રૂઝવવા માટેની આ પ્રાર્થનાઓ અને દુઃખના આર્તનાદ શા માટે ?

મારા દૂતોનું કે'વું માનીને બેસી રહું તો બરોબર નહિ, પણ મારે ખુદ જાણવું રહ્યું. હું, ઈડિપસ, જેનું નામ સહુ જાણે સાગરનીય પેલે પાર.

(રાજપુરોહિતને)

હે પવિત્ર પુરોહિતજી,

વયોવૃદ્ધ છો એટલે તો સહુ વતી આપ જ કહો ને,

કે વાત શું છે ? શું કોઈ ભય ? કે પછી કોઈ અભિલાષા ?

તમારાં કામ કરવા તો હું સદા તત્પર છું;

મારી પ્રજાના પોકારને, બહેરા કાન કરી, સાંભળું નહિ, તો તો મારા જેવો હૃદયહીણો બીજો કોણ હોય ?

રાજપુરોહિત: મારા સ્વામી અને રાજવી, જુઓ, અમે અહીં એકઠાં થયાં છીએ, નાનાં અને મોટાં, ગોદમાં તેડેલાં નવજાત શિશુઓથી માંડી ઉંમરે વયોવૃદ્ધ; આ પુરોહિતો છે, અને હું ઝિયૂસનો રાજપુરોહિત;

અને આ ચુનંદા જુવાનિયાઓ છે. હજુ તો ઘણાં બધાં બજારમાં બેઠાં છે. પ્રત્યેકના હાથમાં આવા જ પુષ્પગુચ્છ છે. પેલસની યજ્ઞવેદીઓ અને પ્રજ્વલિત પવિત્ર અરણીઓની આસપાસ ઇસ્મેનસને કાંઠે આપણા નગરની વેદના આપથી ક્યાં અજાણી છે ?

મૃત્યુના પૂરમાં ફસાયેલા આ નગરને બચવાનો કોઈ આરો નથી. નગરની ફળદ્રુપ ધરતીમાં મૃત્યુ ફરી વળ્યું છે. મૃત્યુ આવ્યું છે લીલાંછમ ગોચરોમાં, અને માનવપુત્રોના ગર્ભને પણ એણે છોડ્યો નથી.

અને ભયંકર ચેપી રોગ, જાણે અગ્નિ ઓકતો નગરને જકડતો કોઈ રાક્ષસ.

કાદ્મસના વંશને ખેદાનમેદાન કરતો યમદેવ, નગરને નરક બનાવી, વેદનાના વહેણની લહાણી કરે છે. નમ્રતાથી નિવેદન કરવા અમે તો એટલા માટે આપ સમક્ષ હાજર થયા છીએ,

–હું અને બાળકશા નગરજનો, તો એમ માનશો મા કે આપ દેવના સમકક્ષ છો.

પણ નગરના હે પ્રથમ નાગરિક, પછી ભલે ને વાત હોય રોજબરોજના સામાન્ય જીવનની,

કે પછી માનવથી ચડિયાતી કોઈ અપાર્થિવ શક્તિ સાથે આંખ લડી જવાની,

બરોબર યાદ છે, જ્યારે આપે કાદ્મસના આ નવાનવા નગરમાં પ્રવેશ કર્યો'તો,

આપે તો અમને સહુને દુષ્ટ જાદુગરણીના પાશમાંથી મુક્ત કર્યા'તા.

અમને ખબર પણ ન હતી અને ઇશારો પણ કર્યો ન હતો,

પરંતુ અમને શ્રદ્ધા છે કે દેવકૃપાએ, આપે અમને પુનર્જીવન બક્ષ્યું'તું. હે મહાન, કીર્તિમાન ઈડિપસ, પુનઃ હવે આમ અમારી વહારે ધાવ.

દૈવી કે માનવી-સહજ, કોઈ પણ રીતે, અમારો આ વ્યાધિમાંથી ઉદ્ધાર કરો.

ભૂતકાળના અનુભવે, સાંપ્રતની શિક્ષાને શક્તિ બક્ષો તેવી અમારી શ્રદ્ધા છે.

માનવકુળના શિરોમણિ, અમારા નગરને પુનર્જીવન બક્ષો.

ઘણી ખમ્મા આપની કીર્તિને, આપના ઉદ્યમે એકદા અમને તાર્યાં'તા. રખે ને ઇતિહાસ એવું ભાખે કે આપના શાસનકાળમાં અમે ઊર્ધ્વ થયા તે માત્ર પતન અર્થે જ.

ત્રાહિ ત્રાહિ આપણા નગરને, રે રાખજો અકબંધ તેને સર્વદા.

તે જ ધ્રુવતારક જેણે એકદા અમારા દૈવને તાર્યું'તું,

તે જ ધ્રુવ આજે અમારા નસીબને સુભાગ્યે તારજો.

આપ જ અમારા સમ્રાટ રહેવાના હો, હાલ છો તેવા જ,

તો જીવતા મનેખના રાજવી થજો, નહિ કે ખંડરના.

દીવાલ કે વહાણની કિંમત કોડીની પણ નથી,

જો તે ઘરમાં જીવતાજાગતા માનવકુળનાં ફરજંદ ન હોય,

કે ન હોય વહાણમાં ભર્યાં ભર્યાં શ્વાસોચ્છ્વાસ.

**ઈડિપસ**: મારાં બાળકો, તમારા દુઃખે હુંય દુઃખિયો છું. શ્રદ્ધા તો છે ને મારામાં કે મનમાં જે કંઈ વિચારો છો તેની મને જાણ છે!

વળી તમારા દુઃખને હું જાણું છું; અને બધાં જ જો દુઃખિયાં છો તો મારાથી

અધિક દુઃખિયું કોણ? તમારે સહુને કેટકેટલાં દુઃખ, પ્રત્યેકને પોતાનું દુઃખ,

કિંતુ હું તો મારું મડદું, ખભે મૂકી સ્મશાને જાઉં છું,

અને વિશેષ તો મારે ઊંચકવાનો મારી પ્રજાના દુઃખનો ભાર.

હું નિદ્રાધીન થયો નથી. હું તો રડું છું; અને વિચારોના વમળમાં ફસાઈ ગયો છું.

પરંતુ મારામાં લેશમાત્ર આળસ નથી; એક વસ્તુ તો મેં ક્યારની સિદ્ધ કરી છે.

એક જ વાત મારી આશાની દ્યોતક છે. મારા જ સ્વજન, મેનેસિયાસના પુત્ર ક્રેયોનને મેં દેવ અપૉલોના પિથિયન ગૃહે મોકલ્યો છે, તે જાણવા કે કયું કાર્ય કે મારો શબ્દ તમને મદદ કરશે. આજે જ હું ધારું છું કે તે પાછો ફરશે. તે હજુ સુધી પરત થયો નથી. – તે જ મારી ચિંતા છે. પરંતુ જેવો તે પાછો આવીને 'દેવ- આજ્ઞા' મને કહી સંભળાવશે, સોગંદ ખાઈને કહું છું, તે પ્રમાણે જ થશે.

રાજપુરોહિતઃ સરસ કહ્યું.

(કોઈને દૂરથી નજીક આવતો જોઈ, પોકારી ઊઠે છે.)

અને જુઓ, જુઓ! તેઓ કંઈક કહેતા હોય તેમ લાગે છે! ક્રેયોન, આ તરફ જ આવતો લાગે છે. હા, આ આવે તે અહીં, જુઓ!

ઈડિપસઃ (તેને આવતો જોતાં)

હા, હસતા મુખે તે પધારે છે!

હે અપૉલો દેવ! એના સમાચાર પણ શુકનવંતા હજો!

**રાજપુરોહિત**: સારાં જ વાનાં હશે; એના મસ્તિષ્કમાં જુઓ ને કેવો ચૂડામણિ શોભે છે! તે જ શુભ શુકનની નિશાની છે.

**ઈડિપસ**: હમણાં જ આપણે સહુ જાણીશું... હવે તો આપણને પણ તે સાંભળી શકે તેમ છે... રાજકુટુંબના ભ્રાતા, શું ખબર છે? દેવમુખે અમને શી આજ્ઞા આપી?

(ક્રેયોન પ્રવેશ કરે છે.)

**ક્રેયોન**: શુભ સમાચાર છે. અર્થાત્ પીડા પણ શુભ સમાચાર સંભળાવી શકે.... પણ બધું સમુંસૂતરું ઊતરે તો.

**ઈડિપસ**: શો પ્રત્યુત્તર મળ્યો? તું તો મને આશા-નિરાશા વચ્ચે ઝોલા ખવરાવે છે; કંઈ પ્રત્યુત્તર?

**ક્રેયોન**: સહુની ઉપસ્થિતિમાં હું દેવનો આદેશ કહી સંભળાવું તેમ જ ઇચ્છો છો? તો આપને કહું, નહિ તો પછી અંતરવાસમાં ચાલો.

**ઈડિપસ**: મારે કોઈથીય કંઈ છાનું ક્યાં છે!

મારી પ્રજાનાં દુઃખ મારાં દુઃખ બની ચૂક્યાં છે. મારી જિંદગીથી પણ સવિશેષ.

**ક્રેયોન**: તો પછી સાંભળો. આ પ્રત્યુત્તર છે, તે આપણા કુળદેવ ફીબસની સીધીસાદી આજ્ઞા છે. કહે છે

કે આપણી ધરતી પર જન્મેલી અને જેની પરવરિશ પણ અહીં જ થઈ છે એવી કોઈ અપવિત્ર વ્યક્તિએ જ આપણી પવિત્ર ધરતીને અપવિત્ર કરી છે. અહીંથી તેને કાઢી મૂક્યે જ છૂટકો. તેને અહીં રાખીને તો આપણે આપણો જ સર્વનાશ નોતરીશું.

**ઈડિપસ:** કઈ અપવિત્ર વ્યક્તિ? તેના પાપનું વિમોચન કઈ રીતે?

**ક્રેયોન:** તે વ્યક્તિને દેજો દેશનિકાલ કે પછી ખૂનનો બદલો ખૂન. તેણે રક્ત વહેવરાવ્યું છે અને આપણા નગરના સર્વનાશનું કારણ પણ તે જ છે.

**ઈડિપસ:** કોનું ખૂન? શું દેવે કહ્યું કે કોઈનું ખૂન થયું છે?

**ક્રેયોન:** આપ અમારા રાજવી બન્યા તે પહેલાં અમારે એક રાજવી હતા. તેમનું નામ હતું – લાયસ.

**ઈડિપસ:** જાણું છું, ભાઈ, જાણું છું. પરંતુ તેમને જોયાનું યાદ નથી.

**ક્રેયોન:** તેમની કતલ થઈ હતી. અને દેવની આજ્ઞા તો જણાવે છે કે આપણે તે અજાણ્યા ખૂનીને ન્યાયની અદાલતે ઢસડી લાવવો જોઈએ.

**ઈડિપસ:** ક્યાં હશે તે? અતીતના ઊંડાણમાં છુપાયેલા તે ગુનાને આપણે શી રીતે સાબિત કરીશું?

**ક્રેયોન:** અહીં, દેવ ઉવાચ : શોધવા મથો અને તમે તેને શોધી શકશો. જો શોધવાનો પ્રયત્ન જ નહિ કરો તો તે પકડાશે કેવી રીતે?

**ઈડિપસ:** ખૂન ઘરમાં થયું હતું? કે પછી ખેતરે? કે પરદેશમાં પારકી ભૂમિ પર? લાયસ ક્યાં મૃત્યુ પામ્યો? આવું કાતિલ મૃત્યુ?

**ક્રેયોન:** દેવે કહ્યું : "તેઓ પાત્રાએ જવા દેશ છોડી ગયેલા તે દિવસથી પુનઃ અમે તેમને કદાપિ જોયા સુધ્ધાં નથી."

**ઈડિપસ:** કોઈ સંદેશો તો મળ્યો હશે ને? કતલ જાતે જ જોઈ હોય તેવો, સહયાત્રીનો પુરાવો તો હશે ને?

**ક્રેયોન:** એક સિવાય, બાકીના સહુ પંચત્વને પામ્યા. ભયનો માર્યો તે પણ તે જગ્યાએથી ભાગી ગયો. નિશ્ચિતપણે કહેવાય એવું તો એની પાસે કશું ન હતું. હા, માત્ર એક વાત.

**ઈડિપસ:** એ શું હતું? એક વાત તો બીજી વીસને કહેશે. જો નાની સરખી વાતનો તાગ મળે તો પછી ભયો ભયો.

**ક્રેયોન:** એક વાત તો એવી છે કે એક નહિ, પણ અનેક લૂંટારા-ડાકુ રાજવી સામે થયા'તા અને તેમના તમામ માણસોને મોતને ઘાટ ઉતરાવ્યા.

**ઈડિપસ:** આવું દુઃસાહસ કરવાનું ગજું લૂંટારાઓનું ન હોય; કદાચ આ હિચકારા કૃત્ય માટે કોઈએ ધનદોલતની લાલચ આપી તેમને રોક્યા હોય.

**ક્રેયોન:** એમ પણ કહેવાયું'તું. પરંતુ તે પછીની આપત્તિઓમાં કોઈ વેરી ખૂનીઓને પરાજિત કરવા બહાર પડ્યો નહિ.

**ઈડિપસ:** કઈ આપત્તિઓ? રાજવીની કતલની નિષ્પક્ષ તપાસ માટેની આડખીલી તો નહિ ને?

**ક્રેયોન:** સ્ફિન્ક્સે તેના યક્ષપ્રશ્નોથી અમારું ધ્યાન બીજે દોર્યું. પછી તો ઉત્તરો આપવા અશક્ય એવી ગહન પ્રશ્નાવલીને બદલે સાંપ્રત પ્રશ્નો વધુ અગત્યના બનાવાયા.

**ઈડિપસ:** હું નવેસરથી શરૂ કરીશ. પ્રત્યેક ઘટનાને પ્રકાશમાં આણીશ. ફીબસ દેવનો જય હો. તમારો પણ આભાર, દેવને ખાતર અને આપણા દેશને ખાતર. હું સૌનો સાથીદાર જ રહેવાનો. મારે પોતાને ખાતર પણ, માત્ર અન્ય માનવી દ્વારા આ કલંક દૂર કરીશ એટલું જ નહિ, મારા દ્વારા પણ. લાયસનો કાતિલ ગમે તે હોય, તે મારું પણ પણ કાસળ કાઢવા વિચારતો હશે; એટલે તો લાયસનું કાર્ય એ મારો જ સ્વાર્થ બની જાય છે. હે બાળકો, હવે તમારી જગ્યાએથી ઊભાં થાવ. આ પુષ્પગુચ્છો દૂર કરો. અને તેમને કહો કે એવું કશુંય નથી જે હું નહિ કરું. જોકે એક વાત તો નિશ્ચિત છે કે દેવની કૃપા વગર પાંદડુંય હલતું નથી; આપણું જીવન-મરણ પણ એના જ હાથમાં છે.

(ઈડિપસ મહેલમાં પ્રસ્થાન કરે છે. એક સંદેશવાહક લોકોને બોલાવવા નીકળી પડે છે. નિવેદકોને વીખરાઈ જવા રાજપુરોહિત આજ્ઞા કરે છે.)

**રાજપુરોહિત:** બેઠાં થાઓ, બાળકો. હવે રાજવી વચનબદ્ધ થયા છે. આપણે જે કંઈ માંગ્યું તે આપણને મળ્યું છે. ચાલો, હવે દેવ ફીબસની આપણે પ્રાર્થના કરીએ. એમણે તો આપણને સમજણ આપી છે. તેથી જ એ આપણને આ ઉલ્કાપાતથી ઉગારશે.

(નિવેદકો વીખરાઈ જાય છે)

(થબાઈસના શ્રેષ્ઠીઓનું કૉરસ – વૃંદ– પ્રવેશ કરે છે.)

કૉરસ: પ્રકાશના આ નગર થબાઈસમાં, સુવર્ણવંશી પિથિયન ગૃહે પવિત્ર આકાશવાણી સંભળાય છે. અમારાં હૃદય ભયભીત છે.

જે કહેવાશે તેનો ભય છે.

દેલોસના પરદુ:ખભંજક, સાંભળો.

અમે ભયભીત છીએ. તું હવે શું કરવાનો?

નવી ચીજો કે પછી જૂની – ઋતુચક્રે ઘૂમરાતા વર્ષમાં, અમારી સાથે કંઈક તો બોલો, સુવર્ણ-આશાની પુત્રી! સાચો અમર્ત્ય શબ્દ!

અમર અથેના! ઝિયૂસની પ્રથમ પુત્રી, અમે તેને પ્રાર્થીએ છીએ;

અને પછી તારી ભગિની, દેવી આર્તિમિસને,

જેની ભવ્ય પ્રતિષ્ઠા અમારા નગરમાં થઈ છે;

અને ફીબસ, ધનુષ્યના દેવ, બતાવી દે તારી ત્રિગુણી શક્તિ

આ ઘડીએ, પુરાણકાળની જેમ જ,

પ્લેગના અગ્નિ અને વેદનામાંથી અમને બચાવી લે, અને અમને નીરોગી કર.

દુ:ખ તો એટલું બધું છે કે કહી શકતા પણ નથી. અમારે ઘેરઘેર રોગ આવ્યો છે – એના ઓસડની શોધને સફળ નહિ થવા દેતો;

કચીકચીને આ ઉઘાડી ધરતી પર, અને પ્રસવની વેદના પ્રસરાવતાં

જિંદગીનો દીપક, એક પછી એક, પ્રચંડ આગમાંથી, ત્વરાથી રાત્રિમાં ગળી જાય છે.

કહી શકાતું નથી, પણ આ નગર મૃત્યુને આવેલું જોઈ, એની શેરીઓમાં ખુદ મૃત્યુ સાથે બાથ ભીડે છે.

કોઈ રુદન પણ કરી શકતું નથી અને નગરનાં બાળકો મોતને ભેટતાં જાય છે.

દયા ખાવા પૂરતુંય કોઈ પાસે ફરકતું નથી.

માતાઓ તો યજ્ઞવેદીઓને લળી લળીને પગે પડે છે.

હે સુવર્ણમયી અથેના, અમારાં આંસુઓની સમીપ તો આવ!

હે અપોલો દેવ, અમારી અરજ સાંભળો અને અમારી વેદનાને શાંત કરો.

કોઈ શસ્ત્રને ખડખડાટ નથી, કિંતુ અમારી આજુબાજુ ખૂબ જોરશોરથી યુદ્ધ ચાલી રહ્યું છે; અતિ ત્વરાથી યમદૂત ઊડી રહ્યો છે,

અને દરિયાના દૂરદૂરના ખૂણેખૂણે,

અથવા તો એના ભાથામાંથી મોત વરસાવતાં તીર ઉપર તીર ભયંકર અખાતમાં ફેંકે છે. કાળમીંઢ રાત્રિની વેદના ત્રસ્ત દિવસમાં પરિણમે છે.

હે ઝિયૂસ, તારા વજ્રથી એનો નાશ થજો,

અને તારી વીજળી એને વિદારજો.

તારા સુવર્ણ-ધનુષ્યથી, લાયસિયન, એને વિદારી નાંખ.

આર્તિમિસ, રંગબેરંગી ટેકરીઓ પર! બેકસ, અમારા દેવ મૉનાદના ઉત્સવમાં નૃત્યમાં સોનેરી લાગતા, અન્ય દેવો પણ જેના દર્શનમાત્રને ધિક્કારે છે તેવા દેખાવે ના ગમે તેવા,

હે અરિ-દેવ, યુઓએ! તારી અગ્નિમશાલને આગળ કર જેથી

યમદેવ પણ ભસ્મીભૂત થઈ જાય.

(મહેલમાંથી ઈડિપસ પ્રવેશ કરે છે.)

ઈડિપસ: સૌએ પ્રાર્થના તો કરી લીધી અને જો તમે મારું કહ્યું કરશો અને તમારાં દુ:ખોનો રામબાણ ઉપાય મારા ઉપર છોડશો તો તમારી પ્રાર્થનાઓનો પ્રત્યુત્તર મદદ અને છુટકારાથી જરૂર મળશે. હું તો એક અજાણ્યા માનવી તરીકે બોલું છું, સિવાય કે તે સાંભળેલી વાત હોય. જે કંઈ બન્યું છે અને જે રીતે આ વાત આવી છે આ અનુસંધાન સિવાય હું મારા સત્યને જાણી શકું તેમ નથી. એટલે તો તમારી વચ્ચે આવેલ એક નવા નાગરિક તરીકે, હે થલાઈસના નગરજનો, હું તમારી આગળ આ જાહેર નિવેદન કરું છું, કે જો તમારામાં કોઈ જાણતું હોય કે લાયસનો કાતિલ કોણ હતો, એ લાયસ, જે લાબ્દાકસનો પુત્ર હતો, તો તે હવે મને સત્ય જે કંઈ હોય તે જણાવી દે.

(થોડી વાર થોભી જાય છે; કોઈ બોલતું નથી.)

અથવા તો કોઈ માણસનો અંતરાત્મા દોષિત હોય તો તે પોતાની જાતને જાહેર કરે.

એથી તો એની સજામાં હું રહેમ કરીશ. એને માટે દેશનિકાલથી વધુ ભયંકર સજા બીજી નહિ હોય, એને

બીજું કશું નુકસાન અડી પણ નહિ શકે.

(સાંભળનારા સૌ હજુય શાંત છે.)

અથવા તો કોઈ પરદેશી એનો કાતિલ હોય,

તો તેમ જાહેર કરો. તે બાતમીદારને મારા તરફથી જરૂર બદલો મળશે.

સાથેસાથે તમારા સૌ વતી એનો આભાર પણ માનવામાં આવશે.

(હજુય શાંતિ છે)

પણ જો તમે કંઈ બોલશો જ નહિ અને જો કોઈ પણ વ્યક્તિ આ વાતને છૂપી રાખતાં પકડાશે કે કોઈ ભયને લીધે તેમ નહિ કરતી હોય, તો ધડથી એનું માથું જુદું પડશે. આ મારો ચુકાદો છે.

–પછી તે ભલે મોટો ચમરબંધી હોય, તેને કોઈ આશરો સુધ્ધાં નહિ આપી શકે.

અથવા તો એની સાથે કોઈ બોલ્યા વ્યવહાર પણ નહિ રાખી શકે;

જ્યાં મારી સજસત્તા ચાલે છે તે તમામ પ્રદેશોમાં, પ્રાર્થનાના હક્ક કે બલિદાન કે ધાર્મિક વિધિમાંથી તેનો સદંતર બહિષ્કાર કરવામાં આવશે; કોઈ ઘરનાં બારણાં તેને માટે ખૂલશે નહિ, પિથિયન ઑરેકલની આજ્ઞા મુજબ તેને અસ્પર્શ્ય અને શાપિત ગણવામાં આવશે. આ પ્રમાણે દેવ પ્રત્યે હું મારી ફરજ બજાવીશ અને એમ કરીને મૃતાત્માઓનું તર્પણ કરીશ. આ મારી ગંભીર પ્રતિજ્ઞા છે કે અજાણ્યા તે કાતિલ અને જો કોઈ હોય તો તેના એવા સાથીઓ, શરમના માર્યા, તેમના અત્યંત હીન એવા બેશરમ કૃત્ય માટે, તેમની જિંદગીના અંત સુધી મિત્રો વગરના રહેશે. વળી જો મારી જાણમાં કે મારા રાજ્યમહેલમાં કે રસોડામાં તે ગુનેગારને આવકાર આપું તો હું મારી જાતને પણ આ બોલાયેલા અભિશાપમાંથી મુક્ત નહિ ગણું. જો એમ થાય તો બીજાને માટે જે સજાઓ મેં જાહેર કરી છે તે સૌ મારી ઉપર ઊતરજો એવા મારા શપથ છે. હવે એ પણ જોજો કે આ જે કહ્યું તેનો વિશ્વાસપૂર્વક સૌએ અમલ કરવાનો છે; કારણ કે સૌ મને ફરજથી બંધાયેલા છો અને પરમ દેવને અને મરકીના રોગમાં ગ્રસ્ત પીડાતી આપણી જન્મભૂમિ પ્રત્યેની તમારી ફરજની ભાવનાથી પણ બંધાયેલા છો. આશ્ચર્ય તો મને એ વાતનું છે કે દેવની વ્યક્ત થયેલ આજ્ઞાની રાહ જોયા સિવાય આ પવિત્રીકરણ કેમ ન થયું? આવી સંમાન્ય વ્યક્તિનું મૃત્યુ અને તે પણ તમારા રાજવીનું, પૂરેપૂરી તપાસને પાત્ર હતું. એમ થયું હોત તો એ ઇષ્ટ ગણાત. પરંતુ હવે એક વખત જેના તરફ તેઓ આરૂઢ હતા તે સિંહાસન મારું બન્યું છે,

તો તો એમની શય્યા, એમની પત્ની, એમનાં બાળકો, જો નસીબે એમ જ ધાર્યું હોત,

તો તે બધાંનો અને અમારો – લોહીનો સંબંધ બંધાયો હોત, અને એ સૌ ઉપર જો આપત્તિ આવી પડી હોત, તો હું એમના માટે હવે લડવા ઇચ્છું છું, જેમ મારા પોતાના પિતા ખાતર હું અવશ્ય લડ્યો હોત.

અને લાયસના કાતિલને પકડી પાડવા કોઈ પણ કસબ બાકી રાખત નહિ – લાયસ, લાબ્દાકસનો પુત્ર, પોલીદોરસનો પુત્ર, કાદ્‌મસનો પુત્ર, એઇજનરનો પુત્ર. આ આજ્ઞા જે શિરે ન ધારે તે સૌ ઉપર દેવનો અભિશાપ હજો. તેમનાં ખેતરોમાં દુષ્કાળ પડજો, તેમની સ્ત્રીઓ નિઃસંતાન રહેજો; આ સાંપ્રતની મહાઆપત્તિ અને તેથીય વધુ ભયંકર આપત્તિ, મૃત્યુ પર્યન્ત તેમનો પીછો પકડજો! બાકીના સૌ મારા પક્ષકારો એવા કાદ્‌મસના પુત્રો, ન્યાયદેવતા અને તમામ દેવો તમારી હંમેશાં રક્ષા કરજો.

કૉરસઃ તમારા અભિશાપની નીચે, હે રાજવી, અમે એમ કહેવાની હિંમત દાખવીએ છીએ કે અમે તે કાતિલ નથી, અને અમે તેને બતાવી શકવા પણ સમર્થ નથી. પ્રશ્ન પૂછ્યો છે દેવ ફીબસે અને ખરેખર કોણ ગુનેગાર છે એનો પ્રત્યુત્તર કરવા સમર્થ કોઈ પણ હોય તો તે દેવ ફીબસ જ છે.

ઈડિપસઃ એમાં કોઈ શક નથી. કિંતુ દેવની ઇચ્છા વિરુદ્ધ દેવનું આહ્વાન કરવું તે મનુષ્યના હાથની વાત નથી.

કૉરસઃ અમારે બીજી વાત કરવી છે.

ઈડિપસઃ કહો, કહો.

બીજા કે ત્રીજા વિચારો, અમે તો એ બધું સાંભળવા તૈયાર છીએ.

કૉરસઃ દેવ ફીબસની સૌથી વધુ નજીક છે તૈરેસિયાસ. દિવ્યતાની બાબતમાં તો અચૂક આપણી તપાસમાં એ આપણને સૌથી વધુ મદદ કરી શકે.

ઈડિપસઃ એમને મેં અવગણ્યા નથી. મેં તો એમને બોલાવવા કહેણ મોકલ્યું છે. ક્રેયોનની પણ એ જ શિખામણ

હતી. બે-બે વાર મેં કહેણ મોકલ્યું છે. પણ આશ્ચર્ય તો એ વાતનું છે કે હજુ પણ તે અહીં પધારેલ નથી.

**કૉરસ:** કેટલીક અફવાઓ હતી, ખરેખર, પણ ઘણુંખરું તો એ બધી ઠંડા પહોરની વાતો.

**ઈડિપસ:** અફવાઓ? કઈ અફવાઓ? મારે એ બધી જરૂર જાણવી જોઈએ.

**કોરસ:** કહેવાય છે કે રસ્તા પર કોઈ મુસાફરોએ એને મારી નાંખ્યો'તો.

**ઈડિપસ:** એમ તો મેં પણ સાંભળ્યું છે. પણ સાક્ષીઓ તો હોવા જોઈએ ને?

**કૉરસ:** શ્રીમાન, તો તો પછી તે ખરેખર શૂરવીર હોવો જોઈએ કે જે તમે કહ્યા તેવા અભિશાપને લક્ષમાં જ ન લે અને તે પણ તે અભિશાપને જાણ્યા પછી.

**ઈડિપસ:** જે કૃત્ય કરતાં અચકાયો નહિ તે શબ્દોથી શું બ્હી જશે?

**કૉરસ:** એક જણ છે જે એને શોધી શકે. તમામ માણસોમાં માત્ર એક જ કે જેમાં સાક્ષાત્ સત્ય વાસો કરે છે તેવા આદિશકને બોલાવવા તેઓ ગયા છે.

(સેવકનો હાથ પકડી, પ્રજ્ઞાચક્ષુ તૈરેસિયાસ પ્રવેશ કરે છે.)

**ઈડિપસ:** તૈરેસિયાસ, અમને એટલી ખબર છે કે એવું કશુંય નથી જે આપની દૃષ્ટિને દેખાય નહિ. પવિત્ર જ્ઞાન, સ્વર્ગ અને ધરતીનાં તમામ રહસ્યો આપે હસ્તગત કર્યાં છે. પાર્થિવ ચક્ષુઓથી નહિ તો આપના હૃદયથી આપે નગરની દશા જોઈ છે; અમારી એકમાત્ર આશા અને અમારા રક્ષક એવા આપનું અમે માર્ગદર્શન ચાહીએ છીએ. એ લોકોએ આપને જણાવ્યું હશે તેમ અમે દેવ ફીબસને એ વિષે પુછાવરાવ્યું છે અને દેવે પ્રત્યુત્તર પણ પાઠવ્યો છે. આ પ્લેગથી છુટકારો મેળવવા માટે એકમાત્ર રસ્તો લાયસના કાતિલને શોધી કાઢવાનો છે; એને તો સજાએ મોત કરવી કે પછી દેશનિકાલ કરવો જ રહ્યો. હવે મહેરબાન, આપની પંખી-બોલી કે પછી ભવિષ્યવાણીની કોઈ પણ વિદ્યાના બળે આ ભેદ ખોલવા આપની શક્તિને પૂરેપૂરી પ્રયોજો. તે આપને માટે છે; થબાઇસ માટે છે, તે મારે માટે પણ છે. આવો, અમને સહુને બચાવો.

અમને આપનામાં શ્રદ્ધા છે.

માનવીનું સૌથી ઉમદા કાર્ય તેના માનવબંધુઓને પોતાની પૂરી શક્તિથી મદદ કરવાનું છે.

**તૈરેસિયાસ:** ડહાપણયુક્ત વાણી; પરંતુ જ્યારે ડહાપણ શ્રેયસ્કર ના હોય તો ડાહ્યા હોવું એટલે દુઃખી થવું. જો આ સત્ય હું જાણતો'તો, પછી એને હું જ કેમ ભૂલી ગયો? ખેર, મારે અહીં આવવું જ જોઈતું ન હતું.

**ઈડિપસ:** એમ લાગે છે કે આપ અમને નિરુત્સાહ કરો છો.

**તૈરેસિયાસ:** મને ઘેર જવા દો. એથી તમે વધુ સહેલાઈથી તમારું દુઃખ સહન કરી શકશો અને હું મારું.

**ઈડિપસ:** શ્રીમાન, ચેતતા રહેજો. જો પ્રત્યુત્તર ન જ આપવાના હો તો હું માનીશ કે આપ થબાઈસના જાણે મિત્ર જ નથી. રખે ભૂલી જતા કે આપ આ નગરના જ પુત્ર છો.

**તૈરેસિયાસ:** એનું કારણ એ છે, નામદાર, કે આપના શબ્દો કોઈ સારા અંત તરફ દોરતા નથી. એટલે તો મારા શબ્દો હું સાચવી રાખવા માંગું છું.

**ઈડિપસ:** દેવના સોગંદ, આપ જો ખરેખર જાણતા હો તો બોલવાની ના પાડશો નહિ! અમે આપને નમ્ર પ્રાર્થના કરીએ છીએ; અમે આપને શરણે આવ્યા છીએ.

**તૈરિયાસ:** તમે બધાં ભ્રમમાં છો; મારા હૃદયની વેદના હું કહેવા માંગતો નથી અને તમારી પણ.

**ઈડિપસ:** શું કહ્યું? આપ કંઈક જાણો છો અને છતાંય કહેવાનો ઇન્કાર કરો છો? એનો અર્થ એ કે આપનામાં અમારી શ્રદ્ધા વ્યર્થ નીવડે અને આ નગરનો નાશ તમારા જોતાં જ થાય?

**તૈરેસિયાસ:** હું તો આપને બચાવવા માંગું છું. અને મારી જાતને પણ. આથી વધુ મને પૂછશો નહિ. એ બધું વ્યર્થ છે. હું આપને કશું જ નહિ કહું.

**ઈડિપસ:** કશું જ નહિ કહે? મૂઆ, શઠ, પથ્થરો ય આ જાણી ભભૂકી ઊઠે! શું તું નહિ જ બોલે? અંત સુધી તેં જક્કી રહેવાનું જ નક્કી કર્યું છે?

**તૈરેસિયાસ:** મને આપ આમ ભાંડશો મા. પહેલાં આપનું ઘર તો સમું કરો.

**ઈડિપસ:** સાંભળો છો આને? આવા બેફામ શબ્દો – રાજ્યનું આવું અપમાન તો સંતનેય ક્રોધાયમાન કરશે.

**તૈરેસિયાસ:** ભવિતવ્યાનાં દ્વારાણિ ભવન્તિ સર્વત્ર;

જોકે મારે એ વિષે પુનઃ બોલવું ન જોઈએ.

**ઈડિપસ:** ભવિષ્યવાણી એ તો તારો ધંધો છે.

**તૈરેસિયાસ:** હું કદાપિ કંઈ કહીશ નહિ. ગમે તેટલા ધમપછાડા કરી ક્રોધ કરીશ તો પણ નહિ.

**ઈડિપસ:** હું તો કહેવાનો જ; જરાય દબાયા વગર. હું જે વિચારું છું તે કહીશ જ જા, તને કહું છું અને ખરેખર હું માનું પણ છું કે કતલના કાવતરામાં તારો હાથ છે. આ કાળું કામ કરનારો તું જ છે. જો જોવા માટે તને આંખો હોત, તો હું તને બતાવી દેત કે આ કાળા કામનો કર્તા બીજો કોઈ નહિ, પણ તું જ છે.

**તૈરેસિયાસ:** તેં એમ કહ્યું હોત? તો સાંભળી લે. તારા ઓષ્ઠ જે વાણી વદ્યા છે તે પર નિષેધ છે. તારા સમ, આજથી હવે કદી મારી સાથે બોલતો મા અથવા અહીં જે પ્રત્યક્ષ છે, તેવા કોઈની પણ સાથે. અભિશાપિત એવા તેં આ ધરતીને અપવિત્ર કરી છે.

**ઈડિપસ:** શું તારી આ કહેવાની હિંમત? અલ્યા, તને કંઈ શરમબરમ છે કે નહિ? આના પ્રત્યાઘાતથી તું શું બચી જવાનો?

**તૈરેસિપાસ:** હું તો બચી ગયો છું; સત્ય એ જ મારી ઢાલ છે.

**ઈડિપસ:** કોણ છે આ કાળો કામો કરનારો? આ કોઈ ભવિષ્યવાણી નથી.

**તૈરેસિપાસ:** તેં જ મને જ્ઞાન આપ્યું. ભૂલતો મા કે મારી ઇચ્છા વિરુદ્ધ તેં જ મને આ કહેવાની ફરજ પાડી છે.

**ઈડિપસ:** ફરી કહે તો ખરો. રખે બોલવામાં ભૂલ કરતો.

**તૈરેસિયાસ:** શું એ સીધું સટ્ટ સત્ય ન હતું? કે પછી બધું કહેવા માટે તું મને લલચાવીશ?

**ઈડિપસ:** બેશક, હું ઇચ્છું છું કે તું સત્ય જ કહે. બોલ, બોલ, ફરીવાર બોલ.

**તૈરેસિયાસ:** તો પછી કાન ફાડીને સાંભળી લે કે જે કાતિલને તું શોધી રહ્યો છે તે તું જ છે.

**ઈડિપસ:** તું આ બીજી વાર કહે છે. આમ કહેવા માટે તારે પસ્તાવું પડશે.

**તૈરેસિયાસ:** તારે ગુસ્સે થવા માટે આથી પણ વિશેષ સાંભળવું છે?

**ઇડિપસ:** બેલાશક! વધારે ને વધારે પાગલપણું. તું જાણતો હોય તે બધું જ કહે.

**તૈરેસિયાસ:** તું જે નથી જાણતો તે હું જાણું છું. તું જેને પ્રેમ કરે છે, તેની સાથે પાપના પોટલે બંધાયો છું. ભલા, તારી અવિદ્યામાં તું અજ્ઞાની જીવ છે.

**ઈડિપસ:** શું તું એમ માને છે કે આવી આવી વાત, કોઈ પણ જાતની સજાના ભય વગર તું બોલી શકે છે?

**તૈરેસિયાસ:** ચોક્કસ બોલીશ, જો સત્ય પાસે કંઈ પણ શક્તિ હોય બચાવવાની.

**ઈડિપસ:** હા, સત્ય પાસે એવી શક્તિ છે; પણ તે તારે માટે તો હરગિઝ નહિ; ના, કદાપિ તારા માટે તો નહિ ને નહિ જ. બેશરમ, મૂર્ખ, આંધળા અને બુદ્ધિના બળદ!

**તૈરેસિયાસ:** તું મને આમ મેણાં મારે છે, પણ તારી મને દયા આવે છે. કોઈ દિવસ તો એકેએક માણસ તારી સામે આંગળી ચીંધી તને ધિક્કારશે.

**ઈડિપસ:** ચિરંતર નિશાચર, તું મને કોઈ હાનિ કરી શકે તેમ નથી.

અહીં બે આંખે દેખતા મનુષ્યનું એ ગજું નથી. તો તારી શી વિસાત?

**તૈરેસિયાસ:** તને ઉતારી પાડવા હું જન્મ્યો નથી. એ પરમદેવ અપૉલોના હાથની વાત છે અને એ દેવ તને જરૂર જોશે.

**ઈડિપસ:** (ક્રેયોનની સાથે મળીને એણે કપટ રચ્યું હોય એવી શંકા કરીને) ક્રેયોન, તું નહિ તો, શું આ કાવતરાનો સર્જક હતો?

**તૈરેસિયાસ:** ના રે ના, ક્રેયોન નહિ, પણ તું જ તારી જાતનો દુશ્મન બન્યો છે!

**ઈડિપસ:** (પોતાના વિચારોની પાછળ પાછળ જતાં)

અરે, ઐશ્વર્યો અને રાજસત્તા, પ્રગલ્ભતા સામે પ્રગલ્ભતા. જિંદગીની હોડમાં, શું તેનું જોડાણ હંમેશાં ઇર્ષ્યા સાથે થવાનું? શું હમણાં સુધી તો મારો દિલોજાન દોસ્ત, ક્રેયોન, મારો પરમ વિશ્વાસુ આપ્તજન, હું જાણું નહિ તેમ તેના ઇરાદાઓ છુપાવીને મને ખુદને છેતરશે? શું આ નગરે મને આપેલ સત્તા તે આમ ઝૂંટવી લેશે? તેના માંગ્યા વગર મેં એને પરમ સત્તા આપી, પણ તે

દુષ્ટ, જાદુઈ કૂડકપટનો કર્તા ! અને આ ભમતોરામ, સ્વાર્થ માટે જ આંખોને ઉઘાડતો, પણ ભવિષ્યકથનમાં નર્યો આંધળો ?

(તૈરેસિયાસને) તારા ભવિષ્યકથનની કીમત કોડીની પણ ખરી ? અને પેલી શ્વાનમુખી ડાકણ અહીં આવી'તી ત્યારે તું ક્યાં મરી ગયો'તો ? અમારી પ્રજા માટે છુટકારાનું કોઈ આશ્વાસન હતું તારી પાસે ? સામાન્ય બુદ્ધિના માણસો માટે સમજવો અશક્ય એવો કોયડો ત્યારે આવી પડ્યો'તો; તારા જેવા ભવિષ્યવેત્તાએ તો એનો પ્રત્યુત્તર પામવો ચપટીનું કામ હતું; પણ એ ઘડીએ તારી તો બોલતી જ બંધ થઈ ગઈ.

હા, હું અજ્ઞાની, ઈડિપસ આવ્યો અને યક્ષપ્રશ્નો પૂછનાર ડાકણના મોંને મેં દબાવી દીધું હતું. કારણ, હું સત્યને જાણતો'તો, મારી જનનીએ આપેલી સહજ સમજથી; કોઈ પંખીબોલીની મારે જરૂર નહોતી પડી. આ એ જ માણસ છે, જેને તમે તમારો વારસદાર નહિ સમજો. ક્રેયોનને ગાદીનો વારસદાર બનાવવા માટે તમે એમ જ ઇચ્છો ને ? આ કાવતરા માટે તું પસ્તાશે અને તારો સાગરીત પણ, આ તારી ધગશ અને તે પણ મને બલિનો બકરો બનાવવા માટે ? તું દેખાય છે એટલો વૃદ્ધ ન હોત તો તારા આ હિચકારા વિચાર માટે, મોટામાં મોટી સજાથી તને ખબર પાડી દેત.

**કૉરસઃ** મહેરબાન સજ્જનો, ઉભય બોલ્યા છો ગુસ્સાના આવેગમાં. ખરેખર આ યોગ્ય નથી. અત્યારે તો એ ઘડી છે કે જ્યારે આપણે દેવની આજ્ઞાને કેમ શિરોધાર્ય કરવી તે વિચારવાનું છે.

**તૈરેસિયાસઃ** જોકે તું રાજવી છે, પણ પ્રત્યુત્તરનો હક્ક તો મને છે અને એટલે આપણે બેઉ સરખા; અને મારો હક્ક હું પ્રથમ આગળ ધરું છું. હું તારો સેવક નથી, લોક્ષ્યાસનો છું. વળી ક્રેયોનની પણ મને કંઈ પડી નથી. તું મારા અંધત્વની વિડંબના કરે છે. પણ તારી અધોગતિના દર્શન માટે તારી પાસે નેત્રો છે ? તું કોની સોબત રાખીને બેઠો છે એ જોવા તારી પાસે નેત્રો છે ? અલ્યા, કોનો તું પુત્ર છે ? હું પોકાર કરીને કહું છું કે તેં મહાપાપ કર્યું છે, પણ કમનસીબે તું જાણતો નથી કે એ કયું પાપ છે ? એ ઘોર પાપ છે – ધરતી ઉપરના તારા સ્વજન પરત્વે અને કબરમાં જે દફનાવાયા છે તેમના પરત્વે પણ. એક ઝડપી અને બેધારી તલવાર, તારી જનની અને તારા પિતાનો એ અભિશાપ તને આ જગ્યાએથી સમૂળગો ઉખાડીને ફેંકી દેશે. સ્પષ્ટ જોઈ શકતી તારી આંખો આંધળી ભીંત થઈ જશે ત્યારે કોઈ જગ્યા બહેરી નહિ બની રહે, કિથૈરોનનો કોઈ ખૂણો ધ્વનિ-રહિત નહિ હોય જ્યારે તું જોરશોરથી વિલાપ કરતો હોઈશ; સત્યનું અને તારી આશાઓના સ્વર્ગ સમા તે ઘરમાં તારા પ્રવેશને સત્કારતાં મીઠાં લગ્નગીતોનું તને ભાન થતાં, તું ધારે છે તેનાથી વિશેષ વેદના તું અનુભવીશ. એ પળે તને ખબર પડશે કે તું કોણ છે. વળી 'પિતા' કહેતાં તારાં બાળકો ખરે જ કોણ છે તે પણ તું જાણીશ. તું ક્રેયોન પ્રત્યે વેદનાની વાણી પોકારીશ અને મારા બોલવા સામે પણ, ત્યારે લોકો તને કચડી નાંખતાં તારા શરીર પર ચાલતાં હશે – અને એટલા તે ધિક્કારથી કે એવો આક્રોશ કોઈ માનવી પર થયો કોઈએ સાંભળ્યો પણ નહિ હોય !

**ઈડિપસઃ** શું તું હજુ પણ વધુ બોલીશ ? મારી નજરમાંથી દૂર થઈ જા. ચાલ, જલદી ચાલ્યો જા. જ્યાંથી આવ્યો ત્યાં પાછો જા, જા, જા !

**તૈરેસિયાસઃ** હું ચોક્કસ જતો રહીશ. પણ તું જાણે છે કે તારા કહેવાથી મને અહીં લાવવામાં આવ્યો છે; નહિ કે મારી ઇચ્છાથી.

**ઈડિપસઃ** હું જાણતો હોત કે તું અહીં આવીને લવારી જ કરવાનો છે, તો મેં તને બોલાવવા તસદી લીધી જ ન હોત.

**તૈરિસિપાસઃ** હું તને ભલે પાગલ લાગતો હોઉં, પણ તારાં માતાપિતા મારા વિષે એવું સ્વપ્નેય ધારશે નહિ.

**ઈડિપસઃ** શું કહ્યું ? મારાં માતાપિતા ? તો પછી મને જન્મ કોણે આપ્યો ?

**તૈરેસિયાસઃ** આ દિવસે જ તારો જન્મ થાય છે અને તારું મૃત્યુ પણ.

**ઈડિપસઃ** અલ્યા, હજી પણ તારા શબ્દોને તું રહસ્યના જાળામાં વીંટાળી રાખીશ ?

**તૈરેસિયાસઃ** યક્ષપ્રશ્નોના ઉકેલ માટે તો તારી વાહવાહ બોલાય છે ને ?

**ઈડિપસઃ** એ ભેટ જે મારી મોટાઈ છે એનીય તું વિડંબના કરે છે ?

**તૈરેસિયાસ:** તારું જ દુર્દૈવ. અને તારો જ સર્વનાશ.

**ઈડિપસ:** કોઈ પરવાહ નથી! મેં તો આ દેશને સર્વનાશમાંથી ઉગાર્યો છે. મને એ વાતનું સ્વાભિમાન છે.

**તૈરેસિયાસ:** સારું, હું તો આ ચાલ્યો. અલ્યા એ છોકરા, તારો હાથ લાવ. મને આપણે ઘેર લઈ જા.

**ઈડિપસ:** અમે તને જીવદાન આપીએ છીએ. આ છોકરો તને ભલે તારે ઘેર લઈ જાય.

**તૈરેસિયાસ:** મેં કહેવાનું બધું કહી દીધું છે. તારી સામે જ. મને કહેવા દો કે તું મને કંઈ જ કરી શકે તેમ નથી; અને હું તારાથી ડરતો પણ નથી. જે માણસ માટે તેં આટલો બધો શોરબકોર કર્યો છે તે લાયસનો કાતિલ, તે માણસ અહીં જ છે; પોતે પરદેશી હોવાનો ડોળ કરે છે અને ભટકતો ભટકતો એ આપણામાં જ હાજર છે. પરંતુ થબાઈસમાં જન્મેલો, તેના જ જોખમે એ હમણાં જ અહીં દેખા દેશે. જે આ સ્થળે ચક્ષુઓથી જોતો આવ્યો છે તે અહીંથી અંધત્વ પામીને ચાલતો થશે. જે હાલ વૈભવમાં મ્હાલે છે તે ઘડીમાં શેરીશેરીએ ભીખ માંગતો થઈ જશે, એના હાથમાં લાકડીનો ટેકો હશે, અને દેશનિકાલ પામી એ અંધકારમાં અથડાતો પછડાતો થઈ જશે. ભાઈ, એ પિતા હશે, અને જેણે એને જન્મ આપ્યો તે પોતાની જ મા – જનની–નો એ પતિ પણ હશે. પિતાનો કાતિલ અને પિતાને જાનથી મારી તેની જ જગ્યા લેનાર તે બની જશે. જા ભાઈ, જા. અંદર જઈને આ વાત પર વિચાર કરી જો. જો તું સાબિત કરે કે હું જૂઠો છું તો પછી બેલાશક મને આંધળો કહેજે.

(બધાં જાય છે.)

**કૉરસ:** ડેલ્ફિયનના ખડક પરથી આવતી દેવવાણી રક્ત વહેવડાવનારને ધિક્કારે છે. કાળા કામનો કર્તા કોણ છે તે ખબર નથી. કોણ છે એ ગુનેગાર? પવનથી વધુ વેગે ધસી જતા અશ્વની ઝડપથી એને અહીંથી રવાના થવા દો. હાથમાં અગ્નિને અને વીજળીને ધારણ કરી ઝિયૂસનો પુત્ર સર્વનાશ કરવા દોડતો-કૂદતો આવે છે. મજબૂત પગવાળા વિધાતાઓ એની આજુબાજુ વીંટળાયા છે. પારનૅસસના હિમાચ્છાદિત પરોઢમાંથી હુકમ છૂટ્યો છે કે છુપાયેલા કાતિલને પકડી પાડો; અને ક્યાં છે એ કાતિલ? જંગલમાં, ગુફામાં એ ભયંકર પોઠિયારૂપે પર્વતો પર, નિર્જન રસ્તાઓમાં કેડીઓ પાડતો ફરી રહ્યો છે અને અનંત પડઘાઓ એના કાનમાં ગુંજન કર્યા જ કરે છે. ધરતીનાં અતલ ઊંડાણોમાંથી એ એની સામે પોકાર પાડે છે, પોકાર પાડે છે. ભવિષ્યવેત્તાની વાણી ભયંકર ભુતાવળો ઓકે છે. આપણે તો ભલા, માનીએ પણ કેવી રીતે અને સાચું નથી એમ કહીએ પણ શી રીતે? ચોપાસ ઘનઘોર અંધકાર છવાયો છે. અમને ભય થાય છે. પણ કશું જ સૂઝતું નથી. અમારી સમક્ષ આખરે શું છે? પોલિબિયસના પુત્ર અને લાબ્ડાકસના રાજા વચ્ચે શું વૈમનસ્ય પ્રગટ્યું હતું? અમને તો કશીય ખબર નથી. ઈડિપસના નામને કલંકિત કયા કારણે ગણીએ? લાબ્ડાકસના કુટુંબ પ્રત્યે વૈર શાને? જેના કાતિલને જાણતા નથી તેને માટે?

ઝિયૂસ અને અપૉલો ધરતીનાં રહસ્યોને જાણે છે, પણ મર્ત્ય એવા ધરતીના ભવિષ્ય ભાખનારાઓ – એમનામાં એક વધુ જાણે અને બીજો ઓછું તે કોણ કહી શકે? સૌમાં દેવાધિદેવે વત્તુંઓછું ડહાપણ તો બક્ષ્યું જ હોય, પણ જ્યાં સુધી ગુનો સાબિત ન થાય ત્યાં સુધી અમે કોઈને ગુનેગાર નહિ ગણીએ. પાંખાળી તાંત્રિક સ્ત્રીનો એણે પૂરેપૂરો સામનો કર્યો છે અને પોતાની પરીક્ષામાં અંતે એ સફળ થયો છે. બધાંએ તેના વિષે સારો અભિપ્રાય વ્યક્ત કર્યો છે. એટલે તો અમે એ વાતે કદાપિ સંમત નહિ થઈએ કે તે ગુનેગાર છે.

(ક્રેયોન પ્રવેશ કરે છે.)

**ક્રેયોન:** હે નગરજનો, મને એવું કહેવામાં આવ્યું છે કે નામદાર ઈડિપસે મારી વગોવણી કરતો આરોપ મૂક્યો છે. હું એ કદાપિ સાંખી નહિ લઉં. જો એ શ્રીમાન એમ માનતા હોય કે મેં મારી વાણી કે કોઈ કર્મથી એમનું અહિત કર્યું છે તો આ મહાન આપત્તિની પળે હું ક્ષણભર પણ જીવવાનું પસંદ નહિ કરું. જિંદગીને તો કપરો લાંબો પંથ કાપવાનો છે ત્યાં આવું કલંક કેમ કરીને સહન થાય? આ તો કલંકથીય વિશેષ, જાણે કે મારા કોઈ અંગને હણી નાંખતું ન હોય. મારા દિલોજાન દોસ્તો, હે મારા દેશ, શું તમે મને દેશદ્રોહી ગણશો?

**કૉરસ:** અમે ચોક્કસપણે માનીએ છીએ કે જે બોલાયું છે તે ગુસ્સાના આવેગમાં બોલાયેલું અને વગરવિચારાયેલું લાગે છે.

**ક્રેયોન:** દેવદૂત પણ મારી ચઢવણીથી અસત્ય

બોલતો હતો એમ એમણે કહ્યું હતું?

**કૉરસ**: હા, એમ જ; પણ એ કહેવામાં એમનો હેતુ શો હશે તે તો રામ જાણે.

**ક્રેયોન**: આંખનું મટકું માર્યા વગર એમણે જાણીબૂજીને શું એમ કહ્યું હતું? ખરેખર એ આરોપ મારી સામે હતો?

**કૉરસ**: અમારા માલિકના કાર્યના અમે કાજી નથી. પણ લ્યો, એ જ અહીં આવતા લાગે છે.

(ઈડિપસ પ્રવેશ કરે છે.)

**ઈડિપસ**: હં... શ્રીમાન, આપ અહીં કેમ પધાર્યા છો?

મારે બારણે મોઢું દેખાડવાની તમારી શી મજાલ? મારી જિંદગી સામે કાવતરું કરનાર? મારી રાજગાદીના ચોર? શું તું એમ માને છે કે હું નામર્દ છું? શું તેં એમ માની લીધું કે મારી સમક્ષ ઊભા થતા પ્રપંચને જોવા માટે મારી પાસે નેત્રો નથી? તેને પ્રચંડ શિકસ્ત આપવા હું શક્તિશાળી નથી? વળી છળકપટ અને તે પણ કેવું બાલિશ? કોઈ પણ મિત્ર કે ધનની સત્તા વગર રાજવી બનવાનું ખ્વાબ છે તને? જરા સમજ કે માણસો અને ધનની કોથળીઓથી જ રાજ્યો જીતી શકાય છે.

**ક્રેયોન**: તો આ રહ્યો મારો પ્રત્યુત્તર, જે સાંભળ્યા પછી ન્યાય તોળજો.

**ઈડિપસ**: તારી વાક્પટુતાથી કોઈ ફેર નથી પડવાનો. તું તો મારો પહેલામાં પહેલો દુશ્મન છે એ હું સારી પેઠે જાણું છું.

**ક્રેયોન**: પહેલાં તો મને કહેવા દો...

**ઈડિપસ**: સિવાય કે તું પ્રામાણિક છે, એ સિવાય તારે કહેવું હોય તે કહે.

**ક્રેયોન**: આ હઠીલાપણાથી તમે એમ માનો છો કે તમને કોઈ ફાયદો થવાનો?

**ઈડિપસ**: તો શું તું એમ માને છે કે તારા જ ઘરની વિરુદ્ધ તું કાવતરાં કરીશ અને એમનો એમ છૂટી શકીશ?

**ક્રેયોન**: એમ માનું તો તો હું અક્કલહીન જ ગણાઉં ને? છતાંય મને કહો તો ખરા કે મેં તમારું શું બગાડ્યું છે?

**ઈડિપસ**: પેલા નિષેધાત્મક ભવિષ્યવેત્તાને મારી પાસે લાવનાર તું કે કોઈ બીજો?

**ક્રેયોન**: હા, તે હું જ અને એ જ પ્રમાણે પુનઃ વર્તતાં પણ ખચકાઈશ નહિ.

**ઈડિપસ**: મને કહે કે કેટલા સમય પહેલાં લાયસે-

**ક્રેયોન**: લાયસે? શું? હું કંઈ સમજ્યો નહિ.

**ઈડિપસ**: લાયસના ગુમ થયે કેટલો સમય થયો?

**ક્રેયોન**: ઘણો લાંબો સમય... હું કહી પણ શકતો નથી કે કેટલો લાંબો.

**ઈડિપસ**: એ વૃદ્ધ ભવિષ્યવેત્તા એ વખતે ભવિષ્ય ભાખતો હતો?

**ક્રેયોન**: આજની જેમ તે સમયે પણ તેનો માનમરતબો એવો જ હતો.

**ઈડિપસ**: એ દિવસોમાં, શું એણે મારું નામ લીધું હતું?

**ક્રેયોન**: હું જાણું છું ત્યાં સુધી તો નહિ જ.

**ઈડિપસ**: લાયસના મૃત્યુ બાદ તે વિષે કોઈ તપાસ થઈ હતી?

**ક્રેયોન**: તપાસ તો કરી હતી, પણ વ્યર્થ.

**ઈડિપસ**: અને એ જ્ઞાનનો ભંડાર–ભવિષ્યવેત્તા, કેમ એ વખતે કંઈ બોલ્યો નહિ?

**ક્રેયોન**: હું જાણું છું તેથી વિશેષ કહેવાનું મારે હોય નહિ.

**ઈડિપસ**: એક વાત તો તું જાણે છે અને ડાહ્યો હોય તો ભલા, કબૂલ કરજે.

**ક્રેયોન**: હું જાણું છું તેની જરૂર કબૂલાત આપીશ. પણ હું શું જાણુ છું?

**ઈડિપસ**: આ કે, તારી ચકાસણી વગર આ ભવિષ્યવેત્તા 'હું લાયસનો કાતિલ છું' તેમ કહેવાની હિંમત કદાપિ ન કરે.

**ક્રેયોન**: એણે એમ કહ્યું કે નહિ એ તો તમે જાણો. પણ હવે તમે જેમ પ્રશ્નો પૂછ્યા તેમ મને પૂછવા દો.

**ઈડિપસ**: જરૂર પૂછ, પણ કાતિલ તરીકે, કોઈ પણ હિસાબે, તું મને સ્થાપિત નહિ કરી શકે.

**ક્રેયોન**: તમે મારા બનેવી છો ને?

**ઈડિપસ**: જી, હું એ જ છું.

(ક્રમશઃ)



# 'પ્રકાશનો પડછાયો'માં કલ્પનાવિહાર

ચી. ના. પટેલ

શ્રી જોષીની કલ્પનાના હરિલાલ ત્રીજી ફરિયાદ કરતાં ગાંધીજીને જે કહે છે તે ઉપરથી આપણાં મન ઉપર તેમના પતિરૂપની એકાંગી છાપ પડવાનો સંભવ છે. એ સાચું છે કે ક્યારેક ગાંધીજી કસ્તૂરબા સાથે આપણને ઘાતકી લાગે એવું વર્તન કરતા. તેમણે પોતે જ કબૂલ કર્યું છે : "પણ હું તો જેવો પ્રેમાળ તેવો ઘાતકી પતિ હતો." ('સત્યના પ્રયોગો,' ભાગ ચોથો, પ્રકરણ ૧૦). પણ એ ૧૦મા પ્રકરણનું શીર્ષક 'એક પુણ્યસ્મરણ ને પ્રાયશ્ચિત્ત' સૂચવે છે તેમ, આપણા એક કવિના શબ્દમાં, 'પશ્ચાત્તાપના પુણ્ય- ઝરણાએ' ગાંધીજીના મનને વિશુદ્ધ કર્યું હતું.

ઉપરોક્ત ૧૦મા પ્રકરણનો 'યંગ ઇંડિયા'ના ૧૯૨૭ના જુલાઈના ૨૧મીના અંકમાં પ્રગટ થયેલો અંગ્રેજી અનુવાદ વાંચીને જોહાનિસ્બર્ગથી જેઈન હાવર્ડ નામનાં એક અંગ્રેજ મહિલાએ ગાંધીજીના ઘાતકીપણાની આકરી ટીકા કરતો તેમને પત્ર લખ્યો હશે. ગાંધીજીએ એ પત્રનો ૧૯૨૮ના માર્ચની ૧૨મીએ આવો ઉત્તર આપ્યો હતો :

"પ્રિય મિત્ર,

તમારો લાંબો પત્ર મને મળ્યો તેથી મને ખૂબ આનંદ થયો છે. આત્મકથાત્મક પ્રકરણોમાં મે જે શરમજનક ઘટનાનું વર્ણન કર્યું છે તે અને મિસિસ ગાંધી વિષે તમે જે લખ્યું છે તેનું હું શબ્દશઃ સમર્થન કરું છું. અલબત્ત, તમે નહીં જ માની લીધું હોય કે એ પાશવતા યાદ કરતાં મને કોઈ રીતે ગર્વ થયો હતો, અથવા તો આજે હું એવી કોઈ પાશવતા આચરી શકું. પણ મેં વિચાર્યું કે જો લોકો મને એક સૌમ્ય અને શાંતિપ્રિય માણસ માનતા હોય તો તેમણે એ પણ જાણવું જોઈએ કે એક કાળે હું નરદમ પશુ જ હતો, જોકે દાવો તો પ્રેમાળ પતિ હોવાનો કરતો હતો. એક મિત્રે મને એક દિવસ સકારણ જ પવિત્ર ગાય અને મહાઘાતકી વાઘના મિશ્રણ તરીકે ઓળખાવ્યો હતો...."

('ગાંધીજીનો અંગ્રેજી અક્ષરદેહ', ખંડ ૩૬, પૃ. ૧૦૧)

અહીં પણ આપણે ગાંધીજીને ભૂતકાળના પોતાની એ પાશવતાના સ્મરણથી શરમ અનુભવતા જોઈએ છીએ.

પણ ગાંધીજી જેવા ઘાતકી પતિ હતા તેવા જ પ્રેમાળ પતિ હતા.

ડરબનમાં ડૉ. નાનજીની હૉસ્પિટલમાંથી ગાંધીજી ડૉક્ટરની ઇચ્છા વિરુદ્ધ કસ્તૂરબાને લઈ ગયા હતા તે પ્રસંગનું 'સત્યના પ્રયોગો'ના ચોથા ભાગના ૨૮મા પ્રકરણમાં તેમણે પોતે કરેલું આ વર્ણન જુઓ:

"...ઝરમર ઝરમર મેહ વરસતો હતો. સ્ટેશન દૂર હતું... બીજી ટ્રેન ઊપડવાનો સમય થયો ત્યારે મેં રિક્ષા મગાવી ને તેમાં આ ભયંકર સ્થિતિમાં પત્નીને લઈ હું ચાલતો થયો... આ હાડપિંજરમાં વજન તો રહ્યું જ નહોતું... ટ્રેનમાં ડબ્બા સુધી પહોંચતાં સ્ટેશનના વિશાળ પ્લૅટફૉર્મ ઉપર લાંબે સુધી ચાલીને જવાનું હતું. ત્યાં રિક્ષા જઈ શકે એમ નહોતું. હું તેને તેડીને ડબ્બા લગી લઈ ગયો."

કસ્તૂરબાને નાના બાળકની જેમ તેડીને લઈ જતા ગાંધીજીના ચિત્રની કલ્પના કરો. પોતાના બાળકને તેડીને લઈ જતી કોઈ માતાના હૃદયમાં એ બાળક માટે ઊભરાય એટલું જ વહાલ ગાંધીજીના હૃદયમાં કસ્તૂરબા માટે ઊભરાયું હશે. વળી ગાંધીજી કસ્તૂરબા ઉપર કેટલું હેત રાખતા તે તેમણે વૉક્રસ્ટ જેલમાંથી કસ્તૂરબાને ૧૯૦૮ના નવેમ્બરની ૯મીએ લખેલા પત્રમાં આવતાં આ વાક્યો ઉપરથી આપણે જોઈ શકીએ છીએ :

"વહાલી કસ્તૂર,

તારી તબિયતનો તાર મિ. વેસ્ટે આજે મોકલ્યો છે. મારું હૈયું કોતરાય છે. હું રડું છું, પણ તારી ચાકરી કરવા આવું એવી સ્થિતિ નથી. સત્યાગ્રહની લડતમાં મેં બધું અર્પણ કર્યું છે. મારાથી તો અવાય જ નહીં. દંડ તો ન જ અપાય. તું જરા હિંમત રાખે, રીતસર ખાય તો સારું થઈ રહેશે. છતાં મારે નસીબેથી તું જશે જ એમ હશે તો હું તને એટલું જ લખું છું કે તું વિયોગમાં પણ મારી

હયાતીમાં જ ચાલી જાય તેમાં ખોટું નથી. મારું હેત તારી ઉપર એટલું છે કે તું મરશે છતાં મારે મન જીવશે....'

('ગાંધીજીનો અક્ષરદેહ', ખંડ ૯, પૃ. ૧૦૮)

અને મૃત્યુ પામેલાં કસ્તૂરબા નોઆખલીના બીરામપુર ગામમાં ૧૯૪૭ના ફેબ્રુઆરીની ૧૯મીએ ગાંધીજીને મન સાચે જ જીવતાં હતાં. કસ્તૂરબાની પુણ્ય-તિથિના મહાશિવરાત્રિના એ દિવસે ભગવદ્ગીતાનું પારાયણ કરતાં મનુબહેન ગાંધીએ ૬ઠ્ઠા અધ્યાયનું પારાયણ પૂરું કર્યું તે સાથે ગાંધીજી જરા આડા પડ્યા અને તેમને ઝોકું આવી ગયું. તંદ્રાવસ્થાની એ સ્થિતિમાં તેમને લાગ્યું કે પોતાના ખોળામાં માથું રાખીને કસ્તૂરબા સૂઈ ગયાં છે.

(મનુબહેન ગાંધીઃ 'એકલો જાને રે', પૃ. ૧૫૪)

કસ્તૂરબા ઉપર ગાંધીજીને કેટલો પ્રેમ હતો તે આપણે આગાખાન મહેલમાં કસ્તૂરબાનું ૧૯૪૪ના ફેબ્રુઆરીની ૨૨મીએ અવસાન થયું તે મહાશિવરાત્રિના દિવસે અને ૨૩મીએ તેમના અગ્નિસંસ્કાર કરવામાં આવ્યા તે દિવસે પોતે જોયેલી ગાંધીજીની માનસિક સ્થિતિના ડૉ. સુશીલા નાયરે કરેલા આ વર્ણન ઉપરથી જોઈ શકીએ છીએઃ

"બરાબર સાત પાંતરીસે બાએ પ્રાણ છોડ્યા. દેવદાસભાઈ બાના ખાટલા ઉપર માથું નાખી બાળકની માફક બા-બા કરતા પોકેપોકે રડવા લાગ્યા. બાપુજીની આંખના ખૂણામાંથી બે મોતી નીચે સરકી પડ્યાં... બાના શરીરમાંથી પાણી બહુ છૂટ્યું એટલે દહનક્રિયા સાંજે ચાર વાગ્યે પૂરી થઈ. ત્યાં સુધી બાપુજી ચિતાની પાસે જ રહ્યા. કેટલીયે વાર મિત્રોએ કહ્યું કે આપ થાકી જશો. પરંતુ બાપુજીએ ત્યાંથી ખસવાની ના જ પાડી. 'બાસઠ વર્ષના સાથીને આ ઘડીએ આવી રીતે હું છોડી શકું ખરો ? બા પણ એ માટે મને માફ ન કરે', તેમણે હસીને જવાબ આપ્યો. પરંતુ તેમના હૃદયમાં તીવ્ર વેદના થતી હતી. તેઓ જ્ઞાની છે, મહાત્મા છે, પરંતુ મનુષ્ય તો છે જ. બધા ચાલ્યા ગયા ત્યારપછી રાત્રે ખાટલામાં સૂતા સૂતા કહેવા લાગ્યાઃ 'બાવિહોણા જીવનની હું કલ્પના જ નથી કરી શકતો. હું ઇચ્છતો હતો ખરો કે બા મારા હાથમાં જ ચાલી જાય, જેથી મને ચિંતા ન રહે કે મારી પછી એનું શું થશે. પરંતુ એ મારા જીવનની અવિભાજ્ય અંગ હતી. એના જવાથી મારા જીવનમાં જે ખાલીપણું પેદા થયું છે તે કદી ભરાઈ શકવાનું નથી.' "

('અમારા બા', ભાગ બીજો, 'વાત્સલ્યમૂર્તિ બા, પૃ. ૨૦૫, ૨૦૮ અને ૨૦૯)

આ વર્ણનમાં આપણે ગાંધીજીનું પ્રેમકોમળ પતિરૂપ જોઈ શકીએ છીએ, જ્યારે 'પ્રકાશનો પડછાયો'ના કેટલાય વાચકોને તો 'એક ચપટી ખાંડ દેવદાસને વધુ' પીરસવાના 'એક આટલાક ગુના માટે સહુના દેખતાં' કસ્તૂરબાની ધૂળ કાઢી નાખતા ગાંધીજીના શ્રી જોષીએ કલ્પેલા કઠોર પતિરૂપનું જ સ્મરણ રહેશે.

આપણે આગળ જોયું કે શ્રી જોષીની કલ્પનાના હરિલાલ પહેલી ફરિયાદ કરતાં ગાંધીજીને કહે છેઃ "....અહીં પણ મારે અભ્યાસ કરવો હતો, પણ તે ન બન્યું..."

અહીં એટલે જોહાનિસ્બર્ગમાં. હરિલાલ જોહાનિસ્બર્ગમાં કેમ અભ્યાસ ન કરી શક્યા એ આપણે ડરબનમાં પુત્રોના અભ્યાસ પરત્વે ગાંધીજીના વિચારોના સંદર્ભમાં જોઈએ.

'સત્યના પ્રયોગો'ના ત્રીજા ભાગના પાંચમા પ્રકરણમાં ગાંધીજીએ જણાવ્યું છેઃ "ગોરાઓને સારુ જે નિશાળો હતી તેમાં હું મારા છોકરાઓને મોકલી શકતો હતો, પણ તે કેવળ મહેરબાની ને અપવાદ દાખલ. બીજાં હિંદી બાળકો ત્યાં ભણી શકે તેમ નહોતું. હિંદી બાળકોને ભણાવવા સારુ ખ્રિસ્તી મિશનની નિશાળો હતી તેમાં હું મારાં બાળકોને મોકલવા તૈયાર નહોતો. ત્યાં અપાતી કેળવણી મને ગમતી નહોતી. ગુજરાતી દ્વારા તો ત્યાં શિક્ષણ મળે જ ક્યાંથી ? અંગ્રેજી દ્વારા જ મળે, અથવા બહુ પ્રયાસ કરીએ તો અશુદ્ધ તામિલ કે હિંદી દ્વારા. આ અને બીજી ખામીઓ હું જીરવી શકું તેમ નહોતું... બાળકોને હું પોતે આપવા માગતો હતો એટલો સમય નહોતો આપી શક્યો. તેથી અને બીજા અનિવાર્ય સંજોગોને લઈને હું ઇચ્છું તેવું અક્ષરજ્ઞાન હું તેમને ન આપી શક્યો. મારા બધા દીકરાઓની ઓછાવત્તા પ્રમાણમાં આ બાબત મારી સામે ફરિયાદ પણ રહી છે..."

ડરબનમાં હિંદી બાળકોની કેળવણીની બાબતમાં

ગાંધીજીએ અહીં વર્ણવી છે તેવી જ સ્થિતિ જોહાનિસ્બર્ગમાં પણ પ્રવર્તતી હશે. એટલે હરિલાલે એવી ઇચ્છા વ્યક્ત કરી હોય કે પોતે જોહાનિસ્બર્ગમાં કોઈ નિશાળમાં દાખલ થઈને અભ્યાસ કરે તો તેમની એવી ઇચ્છા સાથે ગાંધીજી સંમત ન થયા હોય એ સંભવે.

પોતાના અભ્યાસની બાબતમાં હરિલાલને હતો તેથીય વધારે અસંતોષ મણિલાલ અને રામદાસને હશે. આપણે આગળ જોયું કે દક્ષિણ આફ્રિકા જતા પહેલાં હરિલાલ મુંબઈમાં એસ્પ્લેનેડ હાઇસ્કૂલમાં અંગ્રેજી પાંચમા ધોરણ સુધી અભ્યાસ કરી શક્યા હતા, જ્યારે રામદાસ અને મણિલાલ રાજકોટમાં સાતેક માસ જ અભ્યાસ કરી શક્યા હતા. ગાંધીજીએ રામદાસને ૧૯૦૧માં ડિસેમ્બરની ૧૪મીએ તળશી માસ્તરની ધૂળી શાળામાં, એટલે કે પ્રાથમિક શાળાના બાળવર્ગમાં, ભણવા મૂક્યા હતા અને થોડા દિવસ પછી મણિલાલને મિડલ સ્કૂલમાં, અર્થાત્ જેમાં અંગ્રેજી ત્રણ ધોરણ સુધી અભ્યાસ કરાવાતો હોય એવી સ્કૂલમાં, દાખલ કરાવ્યા હતા. અને ૧૯૦૨ના જુલાઈની ૧૦મીએ તો ગાંધીજી સહકુટુંબ મુંબઈ જવા રવાના થયા હતા.

('ગાંધીજીની દિનવારી', પૃ. ૪૧ અને ૪૫; રામદાસ ગાંધી: 'સંસ્મરણો', પૃ. ૪-૫)

સાતેક માસનો અભ્યાસ અપૂરતો જ ગણાય. વળી કસ્તૂરબા સાથે ૧૯૦૪માં મણિલાલ અને રામદાસ દક્ષિણ આફ્રિકા ગયા ત્યાંય ફીનિક્સ આશ્રમની શાળામાં તેમને કંઈ વિશેષ નહીં મળ્યું હોય, કારણ કે બેયને કેળવણીની બાબતમાં અસંતોષ હતો. ગાંધીજી તેમનો અસંતોષ સમજી શક્યા હતા અને એ અસંતોષ માટે પોતાને જવાબદાર માનીને તેમણે એ બેય ભાઈઓની ક્ષમા માગી હતી.

રામદાસને ગાંધીજીએ ૧૯૧૮ના ફેબ્રુઆરીની ૨૭મીએ લખ્યું હતું :

"...તમારા કાગળોમાં હું નિરાશા જોઉં છું. તમને કેળવણીની ખોટ જણાય છે. તમે ઠેકાણે નથી એમ પણ તમને લાગે છે. મારી સમક્ષ તમે હો તો મારી ગોદમાં લઈને તમને આશ્વાસન આપું. તમને સંતોષ ન આપી શકું એટલી મારી ન્યૂનતા સમજું છું. ક્યાંક પણ મારા પ્રેમની ખામી હોવી જોઈએ. મારા દોષ બધા અજાણ્યે થયા હશે એમ જાણીને મને ક્ષમા આપશો..."

અને એ જ વર્ષના જુલાઈની ૩૧મીએ ગાંધીજીએ મણિલાલને લખ્યું હતું :

"મારી ઉપર રોષનાં મેં ઘણાં કારણ આપ્યાં છે એમ હું માનું છું. તેને સારુ મને ક્ષમા આપજો. તમને મેં બહુ રખડાવ્યા ને તેમાં તમારી નિયમિત કેળવણીનો ભંગ થયો. પણ આ અનિવાર્ય હતું એમ તમને ભાસે તો જ તમે મને માફી આપી શકો. મારી આખી જિંદગી મેં મને ઓળખવામાં ગાળી છે, મારું કર્તવ્ય શું છે એ શોધવામાં ગાળી છે. તેમ થવાથી હું ઘણી ભૂલોમાંથી બચ્યો છું. પણ ઉપરથી વિચારતાં લૌકિક દૃષ્ટિએ તમારો સ્વાર્થ બગડ્યો છે. મારા અખતરાઓનો ભોગ જેમ હું થયો તેમ તમે અને બા થયાં. બા સમજી ગઈ છે તેથી બા જેટલું કમાઈ છે તેટલું બીજી સ્ત્રી નથી કમાઈ. તમે હજી પૂરું નથી સમજ્યા. તેથી તમને રોષ રહે છે. હું હજીયે કહેવા ઇચ્છું છું કે તમારી બધા ભાઈઓની જે સેવા મેં કરી છે તેવી બીજો બાપ નહીં કરત. મેં તમને મારા ધાર્મિક અનુભવોના ભાગીદાર બનાવ્યા તેથી વિશેષ કોઈ શું કરી શકે? બીજાં માબાપોની જેમ હું તમારું જીવન લૌકિક રાખીને મારું જીવન નિરાળું ઘડી શકત. તેમ કરત તો અત્યારે તમારી ને મારી વચ્ચે એક સાંકળ નહીં રહેત અને જેમ ગોકીબહેન નામનાં બહેન છે તેવી દશા આપણી વર્તતી હોત. મારાથી બીજું નહીં થાત, કેમ કે સત્યની શોધમાં હું તો જ્યાં છું ત્યાં જ રહેત ને તમે તે માર્ગની બહાર હોત. એ તમારે સારુ ઇષ્ટ ન હતું. આ વાત તમે ધીરજથી વિચારશો તો મારી ઉપરનો રોષ ઉતારી શકશો..."

('ગાંધીજીનો અક્ષરદેહ', ખંડ ૧૪, પૃ. ૧૯૦ અને ૪૬૧-૪૬૨)

ગાંધીજીની આ માનસિક દ્વિધા, એક બાજુ કર્તવ્યની અને સત્યની શોધ, અને બીજી બાજુ લૌકિક દૃષ્ટિએ પુત્રોનો સ્વાર્થ, ગાંધીજીના જીવનમાંથી વિસંવાદી સત્યનું દર્શન કરતા શ્રી જોષી ન સમજ્યા હોય તો, એમના જ શબ્દોમાં, 'એમાં આશ્ચર્ય શું?'

[સંપૂર્ણ]

# શબ્દ, સંગીત અને ઉચ્ચારણ

**નિરુપમા શેઠ**

આપણી રોજિંદી જિંદગીમાં ભાષાની શુદ્ધિ, ઉચ્ચારણની સ્પષ્ટતા એ બધું ઘણું મહત્ત્વનું છે. આપણે જે વાતચીતમાં બોલી બોલીએ છીએ તે સાવ અસ્પષ્ટ ઉચ્ચારણવાળી હોય છે તે વિષે આપણે સભાન ન હોઈએ પણ જે સાંભળે તેને ઘણી વાર આઘાત પહોંચાડે છે.

સંગીતની વાત કરીએ તો આપણા મનમાં, કંઈક સુંદર, કર્ણપ્રિય અને મધુર અવાજ, તે સાંભળી આપણાં તન, મન અને હૃદયને શાંતિ મળે એવું ચિત્ર ઊપસે. ચિત્તતંત્રને શાંત, સ્વસ્થ અને નિરામય બનાવે. મનમાં રહેલો ઉકળાટ, રઘવાટ તથા અકળામણ કાઢી મનને પ્રસન્ન બનાવે. આ સંગીતમાં શબ્દ નથી. ફક્ત સુમધુર સૂરાવલિ જ છે. કોઈ વાદ્ય આ પ્રકારનો મધુર સૂર કાઢી શકે અથવા તો કોઈ ઉસ્તાદ, સવારનો રિયાઝ કરતા હોય તેનાં આલાપ, તાન આ પ્રકારની મધુર સૂરાવલિ તેમના કેળવાયેલા ગળામાંથી કાઢી શકે છે.

આવું જ સંગીત પક્ષીઓ પણ ગાઈ શકે છે. દરેક પક્ષી તેની ભાષા, સૂર અને તાલબદ્ધતાથી મઝાનું સંગીત પીરસી શકે છે. દરેક પક્ષી પોતાની ભાષા, સૂર અને તાલબદ્ધતાથી સુંદર સંગીત ગાઈ શકે છે. તેના અવાજનું માધુર્ય તથા તેમાં રહેલી લયબદ્ધતા આપણે માણી શકીએ છીએ. તેની જુદી જુદી બોલી, તેના ગળામાં રણકતી અનેક શ્રુતિઓ આ બધું ઘણું જ આનંદદાયક બને છે. કોઈ પક્ષીઓ એકલાં, કોઈ યુગલમાં તો કોઈ સમૂહમાં ગાય છે. તેમની પ્રત્યેક લાગણી સ્વરો દ્વારા પ્રદર્શિત કરે છે. સંગીતમાં ચાર વિભાગ પાડી શકાય : (૧) શાસ્ત્રીય સંગીત, (૨) લોક-સંગીત, (૩) ભજનસંગીત, અને (૪) સુગમ સંગીત.

શાસ્ત્રીય સંગીત : શુદ્ધ સંગીતસ્વરોની સુમધુર રમણા એટલે શાસ્ત્રીય સંગીત. રાગના સંવાદી સ્વરોનું સુંદર આયોજન કરી ગાવું એટલે શાસ્ત્રીય સંગીત. શુદ્ધ શાસ્ત્રીય સંગીતમાં નોમ, તોમના. બોલ, આલાપ, તાન વગેરે આવે છે. પણ જેને આપણે અર્થસભર કાવ્ય કે કવિતા કહીએ તે શાસ્ત્રીય સંગીતના લાલિત્યસભર અભિવ્યક્તિ કરતા પ્રકારમાં આવે છે, જેવા કે ઠૂમરી, ચૈતી, કજરી વગેરે. આ શબ્દોનો ઉપયોગ સૂર તથા તાલના વજનને પકડવા અથવા તો તેની ચોક્કસ અસર ઉપજાવવા જ કરાતો હોય છે. આ રીતે શબ્દો અર્થપૂર્ણ હોવા છતાં અર્થ તથા તેના ઉચ્ચારણ તરફ દુર્લક્ષ સેવાતાં, ગાવામાં શબ્દોની સ્પષ્ટતા તથા માધુર્ય જળવાતાં નથી. મહદ્ અંશે શાસ્ત્રીય સંગીતમાં ગીત તેના અર્થ માટે નહિ, પણ તેના સૂર તથા તાલના હિસાબ માટે જ વપરાતા હોય તેવી સાંભળનારને પ્રતીતિ થાય છે. આમ શબ્દનો અર્થ સંગીત દ્વારા તેના અર્થને પુષ્ટિ ન આપતાં તે ફક્ત સંગીતનાં આલાપ, તાનનું વાહન બની રહે છે, એક માધ્યમ બની રહે છે.

લોકસંગીત તેના નામ પ્રમાણે લોકોની રોજિંદી જિંદગી તથા કાર્યમાંથી જ ઉદ્ભવ્યું છે. જીવનની પ્રક્રિયા, ઋતુઓનો ફેરફાર, જન્મમરણ, લગ્ન, હાલરડાં આમ માનવજીવનને આવરી લેતા લગભગ બધા પ્રસંગોને સંપૂર્ણ નિખાલસતા અને સરળતાથી આવરી લે એ લોકસંગીત. આમાં સરળ શબ્દો અને સાદા ધરતીની સુગંધ વેરતા સૂરો. શબ્દ અને સૂરનો અનાયાસ પણ ઉત્તમ વિનિયોગ અને તેથી ગીતોમાં સચોટતા અને વેધકતા ભરપૂર. પેઢીઓ સુધી જીવતું રહે તે લોકસંગીત, ધરતીનું સંગીત. આમાં શબ્દોના સ્પષ્ટ ઉચ્ચારણનું મહત્ત્વ ઘણું, પણ સાદા અને સરળ સૂરોને લીધે ગાવામાં ક્લિષ્ટતા ઓછી અને તેથી ઉચ્ચારણની શુદ્ધતા જળવાઈ રહે છે.

આવાં જ અનાયાસ જન્મેલાં કોઈ ભક્તની સંવેદનાઓને આકાર આપતાં ભજનો પણ તેના શબ્દ, સૂર અને ભાવમાં એટલાં જ સરળ હોય છે. ભક્તકવિઓના અંતરમાંથી સ્ફુરેલાં આ ભજનો અસરકારક શબ્દો અને સાદા અનુરૂપ ઢાળોને લીધે અત્યંત વેધક અને ચોટદાર બને છે. ભજનસંગીતમાં ઈશ્વર, ભક્તિ, ભક્ત વગેરે વિષયો પર ભજન લખાયાં હોવાથી તેનો અર્થ સ્ફુટ કરવા, સ્પષ્ટ ઉચ્ચારણ જરૂરી છે. ભજનો ઘણી વાર સમૂહમાં ગવાતાં હોવાથી તેના શબ્દો અને સ્વર, સરળ અને લોકભોગ્ય હોવા જરૂરી છે.

અને છેલ્લે વાત કરીશું સુગમ સંગીતની, આધુનિક સંગીત એટલે શબ્દસંગીતની, કવિતાસંગીતની. કવિતામાં મુખ્ય અથવા સ્થાયી ભાવ કવિએ જ બાંધ્યો હોય છે. અને તે ભાવ ઉપર તેને અર્થાનુરૂપ ઢાળ બેસાડી, જોડણી તથા હ્રસ્વ-દીર્ઘ સમજી તેની માવજત કરી કવિતાને સર્વાંગસુંદર બનાવવી એટલે ગીતસંગીતનો હરિહરાત્મસંયોગ. ગીતના અર્થને સુયોગ્ય સંગીત અસરકારક રીતે સ્ફુટ કરે તે જ સાચી બંદિશ. આ બધું કર્યા પછી પણ ગાયકનાં ઉચ્ચારણ અસ્પષ્ટ

હોય તો ગીતની ધારી અસર ઊપજતી નથી. અને ભાવક કે શ્રોતા ને માણી શકતો નથી. આધુનિક સુગમ સંગીતમાં ગાયકનાં સ્પષ્ટ શબ્દો અને સમજદારીપૂર્વકની ભાવપૂર્ણ અભિવ્યક્તિ ગીતની અભૂતપૂર્વ અસર જન્માવી શકે છે.

આધુનિક સંગીતમાં સુગમ અને ફિલ્મી એમ બે વિભાગ છે. ફિલ્મસંગીત તો ધંધાદારી માધ્યમ હોવાથી તેમાં કોઈ પ્રકારની બાંધછોડ ચાલે જ નહિ. ગાયક પાસેથી સંગીતકાર સંપૂર્ણતઃ શુદ્ધ ઉચ્ચારણનો આગ્રહ રાખે છે. પ્રાદેશિક ભાષાસંગીતમાં ઘણી અરાજકતા ચાલે છે. ગીતની બંદિશ ઘણી વાર અર્થને પૂરક ન હોવાથી અને ગાયકનો સરસ અવાજ હોવા છતાં અસ્પષ્ટ ઉચ્ચારણોથી આખો પ્રયત્ન નિષ્ફળ જાય છે.

ગુજરાતી ગીતોની રજૂઆતમાં ભાષા અંગેની ત્રુટિઓ તથા બેદરકારી દેખાય છે તેવું જ આપણાં નાટકોમાં પણ જોવા મળે છે. 'સ' અને 'શ'ના ખોટા ઉચ્ચાર મનને એટલા તો કઠે છે કે સભાન પ્રેક્ષકનો જીવ કપાઈ જાય છે. થોડી જાગરૂકતા જાળવીએ તો આ ત્રુટિઓ જરૂર નિવારી શકાય છે. વળી નાટકો એ સમાજના મનોરંજનનું મોટું માધ્યમ છે. દરેક સ્તરના પ્રેક્ષકો નાટકો જુએ છે. રોજિંદી ગુજરાતી બોલીના ઉચ્ચારણમાં અનેક અસ્પષ્ટતાથી બોલતા અને તેની ઉપેક્ષા સેવતા આપણા મધ્ય કક્ષાના પ્રેક્ષકો 'શ' અને 'સ'નાં ઉચ્ચારણો બિન્દાસ ખોટાં કરે છે. જ્યારે આવા ભાષા માટે બેદરકાર પ્રેક્ષકો, તખ્તા ઉપર પણ સ, શ અને જોડાક્ષરોની ભૂલોથી ભરપૂર એવા સંવાદો સાંભળવાથી તેમના મનમાં તેઓ જે બોલે છે તે સાચું જ છે તેવી જડબેસલાક માન્યતા ઘર કરી જાય છે. સંગીત કે નાટકો જેવાં મનોરંજનનાં માધ્યમોમાં જ જો ભાષાશુદ્ધિનો તથા ઉચ્ચારણનો આગ્રહ રાખ્યો હોય તો પ્રેક્ષકો ખોટે માર્ગે જતાં અટકે છે અને માતૃભાષાનું અહિત થતું રોકાય છે. આકાશવાણી પણ અસ્પષ્ટ ઉચ્ચારણમાંથી બાકાત નથી. ઉદ્‌ઘોષકોથી લઈને વક્તા સુધી આ ત્રુટિઓની ભરમાર ચાલુ જ છે.

સંગીતમાં ઘણી વાર આપણે ગીત સાંભળતાં કડીનો છેલ્લો અક્ષર અકારાન્ત હોવાથી પકડી શકતા નથી, જેવાં કે ઉર, સાદ, વાત, રમત. આવા અકારાન્ત શબ્દો કડીની છેલ્લે આવતાં સ્પષ્ટ ઉચ્ચાર પ્રયત્નપૂર્વક કરવો પડે છે, છતાં મોટે ભાગે તે ગાવામાં મુશ્કેલી ઊભી કરે છે. આ ક્ષતિ સમજદાર અને થોડુંક સંગીત જાણતા કવિ નિવારી શકે. ગાયક અથવા સંગીતકારની આ મુશ્કેલી જુદી જ શબ્દરચનાથી એ જ ભાવ સ્ફુટ કરી નિવારી શકે. જોકે આ બધું શક્ય નથી. આવી પરિસ્થિતિમાં સંગીતકાર આ ક્ષતિને ગીતનો સ્વર બાંધતી વેળા અથવા ગાયકને ગીત શીખવતી વેળા જો સમજાવે તો છેલ્લે આવતા અકારાન્ત શબ્દોના ઉચ્ચારણને ઘણે અંશે પ્રયત્નપૂર્વકની સમજથી સ્પષ્ટ બનાવી શકાય. આપણે ત્યાં ઘણી વાર સંગીતકાર જ કાવ્યને વફાદારીપૂર્વક સમજવાનો સશક્ત પ્રયત્ન કરતા નથી. ઘણી વાર મુખડા એટલે અસ્થાયીની શબ્દ-રચના અને લયમાધુર્યથી તેઓ પ્રભાવિત થઈ ગીતનો સ્થાયી ભાવ તથા હાર્દ સમજવાનો પ્રયત્ન કર્યા વિના સંગીત બેસાડતા હોય છે. આવી તરજો ઘણી વાર કવિના સ્થાયી ભાવથી વિપરીત સંગીતરચના કરી કવિના શબ્દને સંગીત દ્વારા સ્ફુટ કરવાને બદલે મોટો અનર્થ કરે છે. આવી તરજો સાંભળનારની કવિતાની સૂક્ષ્મ સમજમાં ઉમેરો કરવાને બદલે હાનિ કરે છે. અનુસ્વાર, હ્રસ્વ, દીર્ઘ અને જોડાક્ષરો વગેરે સંજ્ઞાઓનું ભરદોર ઉલ્લંઘન થાય છે. ગાયક સજાગ હોય અને તેને જો ગીતનાં ભાવ, અર્થ તથા સંગીતના ત્રિવેણી–સંગમમાં રસ હોય તો ગીત બેસાડતા પહેલાં તેનું પઠન કરવું ખૂબ જ જરૂરી બની રહે છે. કવિતાનું અનેક વાર પઠન કરવાથી ગીતના લય, અર્થ અને ભાવથી પરિચિત થવાય છે. આ પ્રક્રિયા અતિ મહત્ત્વની છે. જોકે આપણે ત્યાં આ દિશામાં મોટે ભાગે ઘોર અજ્ઞાન અને બેદરકારી પ્રવર્તે છે. કવિએ રજૂ કરેલ રસને સંગીતકાર તથા ગાયકે તેટલી જ સંવેદનાપૂર્વક પઠન કરી, સમજી, સ્વર આપવો જોઈએ અને ગાવું જોઈએ.

આ અંગેનું કોઈ શાસ્ત્ર નથી, પણ સ્વરકારની સૂક્ષ્મ સમજ પર ગીતરચનાનો આધાર રહે છે. ઘણી વાર આવી ક્ષતિપૂર્ણ ગીતરચના કવિઓ તથા શ્રોતાઓનું અહિત કરે છે.

આપણા ઘરમાં તથા સમાજમાં પણ રોજિંદા જીવનમાં વપરાતાં ભાષા અને ઉચ્ચારણ કેટલાં અશુદ્ધ હોય છે તે વિષે આપણે કદી વિચાર કર્યો છે? ભાષા તથા ઉચ્ચારણ માટે દરેક ગુજરાતીએ આગ્રહ રાખવો જ જોઈએ, કારણ, ભાષા આપણી જનની છે. ભાષા ગઈ કાલ તથા આવતી કાલની પેઢી વચ્ચેનો મજબૂત સેતુ છે. ભાષા એ માતાના ધાવણ જેટલી મહત્ત્વની ચીજ છે. જો આપણાં બાળકો સાચી ભાષા જ નહિ બોલે, તો તેઓ તેમનાં દાદાદાદીને ભૂલી જશે, એટલી બધી હાનિ થશે.

છેલ્લે, આધુનિક સુગમ સંગીતના કલાકારો તથા સ્વરકારોએ આવી ભાષાકીય અરાજકતાથી દૂર રહેવું જોઈએ અને સ્પષ્ટ ઉચ્ચારણનો આગ્રહ રાખવો જ જોઈએ. દરેક કુટુંબમાં આવી જાગૃતિ આવશે તો આપણી ભાષા નિરામય અને સુંદર રહેશે.

□

# ભારતરત્ન પંડિત રવિશંકર

અભિજિત વ્યાસ

ભારતનું સર્વોચ્ચ નાગરિક સન્માન 'ભારતરત્ન' જાણીતા કલાકાર–સિતારવાદક પંડિત રવિશંકરને એનાયત થયું. પંડિત રવિશંકર આ સન્માનને માટેની યોગ્ય પસંદગી છે. આ સન્માન સરકારે ન આપ્યું હોત તો પણ પંડિત રવિશંકર ભારતરત્ન હતા જ. ગુરુદેવ રવીન્દ્રનાથ ટાગોર અને સત્યજિત રાયની સાથે સાથે પંડિત રવિશંકરે પણ વિશ્વના નકશામાં ભારતના રંગો પૂરવાનું ભગીરથ કાર્ય કર્યું છે. એટલું જ નહીં, પૂર્વ અને પશ્ચિમને જોડવાનો મહત્ત્વનો સેતુ પણ સંગીત દ્વારા એમણે રચી આપ્યો છે.

ભારતીય શાસ્ત્રીય સંગીતની પરંપરામાં પંડિત રવિશંકરે જે પ્રકારનું સર્જનાત્મક કાર્ય કર્યું છે એ ખરે જ અવર્ણનીય છે. એમણે કરેલા અનેકવિધ પ્રયોગોથી અંતે તો રસજ્ઞોને જ ફાયદો થયો છે. છતાં આ બધાને કારણે પંડિત રવિશંકર વિવાદાસ્પદ પણ ખૂબ થયા છે. પૂર્વ અને પશ્ચિમના સંગીતને જોડવાનો પ્રયોગ સૌપ્રથમ પંડિત રવિશંકરે કર્યો. પશ્ચિમના સંગીતના અનેકવિધ સારા અંગોને એમણે ભારતીય સંગીતમાં સામેલ કર્યા. પણ એ બધું અત્યંત સમજપૂર્વક કર્યું હોઈ એક વિશિષ્ટ મેલડી સર્જાઈ. ભારતીય સંગીતનાં અનેકવિધ અંગોનો પશ્ચિમી શ્રોતાઓને પરિચય કરાવ્યો. સાથે સાથે પશ્ચિમી સંગીતમાં એ બધાં અંગોને સ્વીકારાવ્યાં પણ ખરાં. પશ્ચિમની ઑરકેસ્ટ્રામાં એમણે સિતાર જેવા ભારતીય વાદ્યને સ્થાન આપ્યું. પંડિત રવિશંકરે સિતારને ઑરકેસ્ટ્રામાં સમાવી તેનું વાદન મશહૂર સંગીતસંચાલકો (music conducters) આન્દ્રે પ્રવીન અને ઝુબિન મહેતા સાથે કર્યું.

પણ આ બધાનો દોર તો ઘણાં વર્ષો પૂર્વે શરૂ થયો, જેનું પ્રથમ ચરણ પ્રસિદ્ધ વાયોલિનવાદક યહૂદી મેન્યુહિનની સાથે ૧૯૬૮માં આરંભાયું. સિતાર અને વાયોલિનની જુગલબંધીનું આયોજન કરી ભારતીય અને વિદેશી વાદ્યની એક સાથે રજૂઆત કરવાનું શ્રેય પંડિત રવિશંકરને ફાળે જાય છે. આ બન્ને કલાકારોનો સૌપ્રથમ કાર્યક્રમ યુનોના હૉલમાં જ યોજાયો. આ પછી આ બન્ને કલાકારોએ અનેક કાર્યક્રમોમાં જુગલબંધી કરી. અહીં એ નોંધવું જોઈએ યહૂદી મેન્યુહિને પંડિત રવિશંકરની સાથે જુગલબંધીમાં ભારતીય રાગની રજૂઆત કરી છે. યહૂદી મેન્યુહિને એમની આ જુગલબંધીનું વર્ણન પોતાની આત્મકથા 'અનફિનિશ્ડ જર્ની'માં ખૂબ સરસ શબ્દોમાં કર્યું છે. પંડિત રવિશંકર અને યહૂદી મેન્યુહિનની આ જુગલબંધીને 'best chamber music perfomance of the year' તરીકે 'ગ્રેમી એવૉર્ડ' ૧૯૬૮માં એનાયત થયો.

જેમ યહુદી મેન્યુહિન સાથે સિતાર-વાયોલિનની જુગલબંધી કરી તેમ આગળ જતાં પંડિત રવિશંકરે ફ્રાંસના વાંસળીવાદક (flutist) જ્યાઁ પિયર રામપાલ (jean Pierre Rampal) અને હાર્પવાદક (harpist) માર્ટિન ગેલિયૉટ (Martin Geliot) સાથે પણ જુગલબંધીની રજૂઆત કરી. આ બધી જુગલબંધી ભારતીય શ્રોતાઓમાં તો પ્રશંસા પામી જ, વિદેશી શ્રોતાઓમાં પણ એટલી જ આવકાર પામી. આ સમયમાં જ ઑરકેસ્ટ્રાની રચનામાં કેટલોક ફેરફાર કર્યો. સિમ્ફની ઓરકેસ્ટ્રાની રજૂઆતમાં એક પ્રકારની હાર્મની હોય છે. વિદેશી શ્રોતાઓ આ હાર્મની (harmony) સાંભળવાને જ વિશેષ ટેવાયેલા હોય છે. જ્યારે ભારતીય સંગીતનો અને વિશેષે કરીને વાદ્યોનો સૂર મેલડી (melody) રહ્યો છે. અને તે મુજબ ભારતીય શ્રોતાઓ પણ મેલડી સાંભળવાને જ ટેવાયેલા છે. એટલે પંડિત રવિશંકરે સંપૂર્ણ ઑરકેસ્ટ્રાની બંદિશની સ્વરરચનાની સંરચના મેલડીના ફૉર્મમાં જ તૈયાર કરી.

સિમ્ફની ઑરકેસ્ટ્રાની રજૂઆત આ પ્રકારની ભારતીય શાસ્ત્રીય સંગીતની શૈલીને અપનાવવા માટે રવિશંકરે વાદ્યવૃંદમાં પણ કેટલોક ફેરફાર કર્યો, જે આ પ્રકારની મેલડી માટે અત્યંત આવશ્યક હતો. સૌપ્રથમ તો સિતારની સાથે વાગતાં તબલાંને બદલે અહીં બૉંગોને તથા તેની સહાયમાં ટૉમ-ટૉમ અને ટીમયાની જેવાં તાલવાદ્યોને ગોઠવવામાં આવ્યાં. આ વાદ્યોએ તાલ તો

ભારતીય માત્રા મુજબ જ રજૂ કર્યા. ફક્ત તેની શૈલી જ વિદેશી રહી. બીજા percussion વાદ્યોમાં ગ્લોકેન સ્પિઅલ, મરિમ્બા, ઝાયલોફોન, બ્રાસ ડ્રમ, વિપ, સસ્પેન્ડેડ સિમ્બલ્સ, ફિંગર સિમ્બલ્સ, વુડ બ્લૉક, ટમટમ, ક્લેટ્સ, ટ્રાયેંગલ, સિયેસ્ટા, અને કેસ્ટાનેટ્સને સમાવ્યાં. પણ પંડિત રવિશંકરે ટ્રમ્પેટ્સ અને ટ્રૉમ્બોન્સને ઑરકેસ્ટ્રામાંથી દૂર કર્યાં. કારણ કે આ વાદ્યો ભારતીય શ્રુતિઓમાં મેળ બેસાડતાં નથી. તાનપૂરા (તંબૂર)ની જગ્યાએ હાર્પની પસંદગી કરી. અને ભારતીય શાસ્ત્રીય શૈલી મુજબ ઑરકેસ્ટ્રાના વાદનની રજૂઆત કરી. તેમાં પણ આપણી પરંપરાગત શૈલી મુજબ આલાપ, જોડ, ઝાલાની રસમ મુજબ વિલંબિત અને દ્રુતમાં બંદિશની સંરચના (structure) તૈયાર કરી. તીણઈ અને ચક્રધારને પણ સામેલ કર્યાં. તાલમાં આપણે ત્યાં ત્રણ માત્રાથી એક સો આઠ માત્રાનું જે બંધારણ છે તેને પણ લયબદ્ધ રીતે ગોઠવી આપ્યું. આમ સંપૂર્ણ રજૂઆત ભારતીય શૈલી મુજબ હતી. અને છતાં વિદેશી શ્રોતાઓએ આ સિતાર અને ઑરકેસ્ટ્રાના કૉન્સર્ટને મન ભરીને માણ્યો. આમાં પણ જે રાગદારી થઈ તેમાં ખમાજ, સિંધી ભૈરવી, અડાણા, માંજ ખમાજ જેવા રાગોની અંદર સંપૂર્ણ ઑરકેસ્ટ્રાની બંદિશની સંરચના સ્વરબદ્ધ કરી છે. આ ખરે જ મુશ્કેલ, પણ પ્રશંસાને યોગ્ય કાર્ય હતું.

ઑરકેસ્ટ્રાની સમૂહમાં વાદ્યોને રજૂ કરવાની પ્રણાલીને ધ્યાનમાં રાખીને પંડિત રવિશંકરે ભારતીય વાદ્યોનું સમૂહવાદન રજૂ કરી ઑરકેસ્ટ્રાનું પણ ગઠન કર્યું. આમ પરંપરામાં ભારતીય સંગીતમાં એક સાથે અનેક વાદ્યોના વાદનની રજૂઆત નથી થતી. પણ પંડિત રવિશંકરે આખી ઑરકેસ્ટ્રાની બંદિશની સ્વરરચના જ એવી કરી કે બધાં જ વાદ્યોને વ્યક્તિગત રીતે વાદક કલાકાર રજૂ કરી શકે. અને છતાં એ બધાં એક સમગ્ર બંદિશની રચનાના એક ભાગરૂપ પણ હોય. પંડિત રવિશંકરે આ વાદ્યવૃંદમાં સંપૂર્ણતઃ ભારતીય વાજિંત્રોને સામેલ કર્યા. સિતાર, સરોદ, સારંગી, વાંસળી, સંતૂરને યોગ્ય સંપૂર્ણતઃ પરંપરાગત રચનાઓ એમણે રજૂ કરી. અને ઑરકેસ્ટ્રાની રજૂઆતમાં લક્ષ્મી શંકર સરખા ગાયકને પણ રજૂ કર્યા. (વિદેશી ઑરકેસ્ટ્રામાં અને ખાસ કરીને સિમ્ફનીમાં કૉરલ-choral-નો સમાવેશ થતો હોય છે તેમ સોલો ગાયન પણ સિમ્ફનીના એક ભાગ રૂપે રજૂ થાય છે.) આ પૂર્વે આ બધાં જ વાદ્યો બે અલગ અલગ કલાકારનાં અલગ અલગ વાદ્યોની સાથે જુગલબંધીના રૂપમાં જ રજૂ થતાં હતાં. જ્યારે અહીં એ બધાં સાથે સાંભળવા મળ્યાં. અને તેમાં મેલડી ખૂબ સરસ સર્જાઈ. આ વાદ્યવૃંદની રજૂઆતમાં આપણી જૂની પરંપરાગત ચીજોનો આધાર બખૂબીથી પંડિત રવિશંકરે લીધો. ભગવાન ગણપતિની સ્તુતિ અહીં અદ્‌ભુત બંદિશમાં રજૂઆત પામી છે.

પંડિત રવિશંકર અને ઉસ્તાદ અલી અકબરખાન સાહેબની સિતાર-સરોદની જુગલબંધી પણ ખૂબ પ્રસિદ્ધ થઈ છે. હેમ બિહાગ, માંજ ખમાજ અને સિંધી ભૈરવી જેવા આ જુગલબંધીએ રજૂ કરેલા રાગો અત્યંત પ્રચલિત થયેલા છે. પંડિત રવિશંકર બાબા અલાઉદ્દીનખાન સાહેબના શિષ્ય છે. બાબાનો ઘરાનો મહિયર-સેનિયા તરીકે ઓળખાય છે. સંગીતસમ્રાટ તાનસેન પણ સેનિયા ઘરાનાના સંગીતકાર હતા. આજે ભારતમાં શાસ્ત્રીય સંગીતના ક્ષેત્રે આ મહિયર-સેનિયા ઘરાનાના વાદકો અને ગાયકો કદાચ સૌથી વધુ હશે. આ વિશેષે તો પંડિત રવિશંકર અને ઉસ્તાદ અલી અકબરખાન સાહેબના પ્રભાવનું પરિણામ છે. આ ઘરાનાના પ્રચલિત સંગીતકારોમાં નિખિલ બૅનર્જી, સરનરાની માથુર, હરિપ્રસાદ ચોરસિયા, આશિષખાન વગેરે અનેક છે. પંડિત રવિશંકર દેશમાં અને વિદેશમાં અનેક સંસ્થાઓ સાથે સંકળાયેલા રહ્યા છે, જેના પરિણામરૂપે અનેક શિષ્યોને એમણે તૈયાર કર્યા છે. વિશેષ ઉલ્લેખનીય તેવી આ સંસ્થાઓમાં કિનારા સ્કૂલ ઑવ મ્યૂઝિક ઍન્ડ ડાન્સ (મુંબઈ), યુનિવર્સિટી ઑવ કેલિફૉર્નિયા (લૉસ ઍન્જલસ), સિટી કૉલેજ (ન્યૂયૉર્ક) અને કેલિફૉર્નિયા ઇન્સ્ટિટ્યૂટ ઑવ ધી આર્ટ્સ (લૉસ ઍન્જલસ) મુખ્ય છે. વિખ્યાત બીટલ ગાયક જ્યૉર્જ હૅરિસન પણ પંડિત રવિશંકરના શિષ્ય છે. સિતારવાદક આનંદ શંકરે (ઉદયશંકરના પુત્ર) વર્ણવેલા એક પ્રસંગ મુજબ પંડિત રવિશંકર લૉસ ઍન્જલસમાં એક 'સેલિબ્રિટી'નું સ્થાન ધરાવે છે. એ જે જગ્યાએ જાય ત્યાં એમને જોવામળવા લોકોની ભીડ થઈ જતી એમણે જોઈ છે. આવું માન બીજા ભારતીય સંગીતકારોને વિદેશમાં તો શું, ભારતમાં પણ ભાગ્યે જ મળે છે.

પંડિત રવિશંકરે મોટે ભાગે પ્રચલિત રાગોને વગાડવા માટે વધુ પસંદ કર્યા છે. આ રાગોમાં પીલુ, હેમંત, માંજ ખમાજ, હેમ બિહાગ, સિંધી ભૈરવી, બાગેશ્રી, નટ ભૈરવ, પૂરિયા ધનાશ્રી, મિયાંકી તોડી, બિલાસખાંની તોડી, આનંદભૈરવ, જોગ, આહીર ભૈરવ, પલાસ કાફી, મિશ્ર માંડ વગેરેનો સમાવેશ થાય છે. તેવી જ રીતે એમણે કર્ણાટકી સંગીતના કેટલાક રાગોને પણ ઉત્તર ભારતીય પરંપરામાં વગાડ્યા છે. આ રાગોમાં ચારુકેશી, કીરવાણી અને મલયા મારુતન મહત્ત્વના છે. તો એમણે પોતે કેટલાક રાગોની રચના કરી છે, જેમાં 'મોહનકૌંસ' (મહાત્મા ગાંધીના નામ ઉપરથી આ રાગનું સર્જન કર્યું, જેમાં મુખ્યત્વે મ, ગ, ધ સ્વરોનો ઉપયોગ વિશેષ કર્યો છે), પરમેશ્વરી (હરિપ્રસાદ ચોરસિયાએ આ રાગ પરમેશ્વરી ઉપરથી 'પ્રભાતેશ્વરી'નું સર્જન કર્યું છે) વગેરે મુખ્ય છે. પરમેશ્વરીમાં પંડિત રવિશંકરે કરેલો આલાપ અદ્ભુત છે. પણ આ પછી રચેલો રાગ કામેશ્વરી ઘણા શ્રોતાઓને ખાસ પસંદ નથી પડ્યો. આ જ રીતે રાગ અડાણા એમણે ક્વચિત જ વગાડ્યો છે, જ્યારે દરબારી જેવા રાગને વગાડવાનું હંમેશ ટાળ્યું છે. એમણે વાદ્યવૃંદમાં તૈયાર કરેલી બંદિશોમાં કલાવતી અને શિવરંજની રાગોનું પુનરાવર્તન ખૂબ કર્યું છે. આ ખાસ એમના દ્વારા અપાયેલ ફિલ્મ-સંગીતમાં વિશેષ જોઈ શકાય છે. 'અનુરાધા' અને 'મીરાં' જેવી ફિલ્મોમાં એમણે ખૂબ સરસ સંગીત આપ્યું છે, જે તે ફિલ્મોનાં ગીતો દ્વારા સાંભળીને માણી શકાય છે. તો 'ગાંધી' અને 'ચાર્લી' જેવી કેટલીક અંગ્રેજી હૉલિવુડની ફિલ્મોમાં પણ એમણે સંગીત આપ્યું છે. સત્યજિત રાયની પ્રસિદ્ધ ફિલ્મો 'પથેર પંચાલી', 'અપરાજિત' અને 'અપુર સંસાર'માં પંડિત રવિશંકરે ખૂબ સુંદર પાર્શ્વસંગીત આપેલું છે. 'ગાંધી' ફિલ્મના પાર્શ્વ-સંગીત માટે શ્રેષ્ઠ પાર્શ્વ-સંગીતકાર તરીકેનું ઑસ્કર એવૉર્ડનું નૉમિનેશન પણ એમને મળેલું હતું. પંડિત રવિશંકરે ક્યારેક ગાયન દ્વારા પણ પોતાની કલા પ્રદર્શિત કરી છે. એમણે ગાયેલ ભજનની એક રેકૉર્ડ પણ પ્રગટ થઈ હતી. લક્ષ્મીશંકરે ગાયેલ રાગ કીરવાણીની બંદિશ અને તે ચીજના શબ્દો 'નટ નાગરા અતિ સુંદરા' પણ એમણે લખીને તૈયાર કરેલ છે. ફિલ્મ 'કાબુલીવાલા'ના ઉત્તમ સંગીત માટે એમને બર્લિન મ્યૂઝિક ફેસ્ટિવલમાં પ્રતિષ્ઠિત 'સિલ્વર બેર' પણ એનાયત થયું છે. ૧૯૬૮માં 'બિલ બૉર્ડ' નામના એક રેકર્ડ ઉદ્યોગના સામયિક દ્વારા અપાતો ખિતાબ 'રેકૉર્ડ આર્ટિસ્ટ ઑવ ધ ઇયર' એમને એનાયત થયેલો છે.

પંડિત રવિશંકરનું સમગ્ર કુટુંબ કલાકારોનું કુટુંબ છે. પોતે ખ્યાતનામ સિતારવાદક તો મોટાભાઈ ઉદયશંકર એવા જ ખ્યાતનામ નૃત્યકાર. એક સમયે ઉદયશંકર ચિત્રો પણ દોરતા હતા. ઉદયશંકરનાં પત્ની અમલા શંકર પણ નૃત્યાંગના. તેમનો પુત્ર આનંદ શંકર સિતારવાદક, (આનંદ શંકરનાં પત્ની તનુશ્રી શંકર નૃત્યાંગના), તો પુત્રી મમતા શંકર અભિનેત્રી અને નૃત્યાંગના. પંડિતજીના બીજા એક ભાઈ રાજેન્દ્ર શંકર લેખક હતા. એમણે કેટલીક ફિલ્મોની સ્ક્રિપ્ટ્સ પણ લખી હતી, જેમાં 'સીમા' ઉલ્લેખનીય છે. તો એમનાં પત્ની લક્ષ્મી શંકર એક ખૂબ સારાં ગાયક છે. અન્ય એક ભાઈ દેવેન્દ્રશંકર નાટ્યકાર, તો સચીન શંકર નૃત્યકાર છે. પંડિત રવિશંકરનાં પહેલાં પત્ની અન્નપૂર્ણા શંકર સૂરબહાર વગાડતાં. અન્નપૂર્ણા શંકરના શિષ્યોમાં વાંસળીવાદક હરિપ્રસાદ ચોરસિયા ખૂબ પ્રસિદ્ધિ પામ્યા. આજે પંડિત રવિશંકરનાં પુત્રી અનુષ્કા શંકર સિતાર વગાડે છે અને તેમાં ખાસ્સાં આગળ વધેલા છે. (પંડિતજીના પુત્ર શુભેન્દુએ યુવાન વયે આત્મહત્યા કરી, અન્યથા એ પણ એક કલાકાર તરીકે આજે પ્રસિદ્ધ હોત.) પંડિત રવિશંકરના શિષ્યોમાં ઉમાશંકર મિશ્ર, શમીમ અહમદ, કાર્તિકકુમાર અને જયા વિશ્વાસ સારાં સિતારવાદક તરીકે પ્રસિદ્ધ થયા છે.

પંડિત રવિશંકર (જન્મ૧૯૨૦) આ દેશના જ નહીં, વિશ્વના એક ઉત્તમ સંગીતકાર છે. સત્યજિત્ રાયે એમને ફક્ત વાદક (ઇન્સ્ટ્રુમેન્ટાલિસ્ટ) કહ્યા છે, તો ઉસ્તાદ અમજદઅલીખાને ભારતીય સંગીતને વિદેશી સંગીત સાથે જોડવા બદલ પંડિત રવિશંકરની સતત ટીકાઓ કર્યે રાખી છે. (વિવેક ચુકાય તે હદે અમજદઅલી ખાને એમના વિષે બોલ્યે રાખ્યું છે.) છતાં આ મહાન કલાકાર બધા જ વિવાદોથી પર, સંગીતના સર્વોચ્ચ શિખરે પહોંચેલા છે. પંડિત રવિશંકર ભારતરત્ન તો હતા જ. સંગીતવિશ્વના પણ એક અણમોલ રત્ન છે અને સદા રહેશે.

❑

# કોલંબસને કેડે

દુષ્યન્ત પંડ્યા

## ૨૫. થોડી વધુ તીર્થયાત્રાઓ

અમે અમેરિકાને પર્યટને ગયાં ન હતાં, વળી અમેરિકનો ન હતાં કે, 'વ્હેન ઇટ્ઝ ટ્યૂઝડે, ઇટ્ઝ બેલ્જિયમ' ફિલ્મની માફક રોજરોજ ઉચાળા ભર્યા કરીએ, અહીંતહીં આથડીએ, ફોટા પાડતાં રહીએ, અને લગભગ બધું જ ભૂલી જતાં રહીએ. ત્યાંની નોકરીમાં વરસની વીસ કેઝ્યુઅલ રજાઓ, વીસ માંદગીની રજાઓ અને પંદર પ્રિવિલેજ – હકની રજાઓ પણ ન હતી કે ચિઠ્ઠી મોકલાવી આપણે પરિભ્રમણે નીકળી પડીએ. જે કંઈ થયું તે સહજ રીતે થયું હતું.

અગાઉના એક પ્રકરણમાં મારા આચાર્ય કૉવેલે મને જુદી જુદી સ્કૂલો જોવાની સગવડ કરી આપ્યાનું જણાવ્યું છે. આ વાત તો એવી એક શાળાની મુલાકાતની જ છે, પણ શાળાની વિશિષ્ટતા જ અમને એ શાળાએ લઈ ગઈ. એ શાળાનું નામ વૉલ્ટ વ્હિટમન હાઇસ્કૂલ. આપણા કોઈ કવિનું નામ આપણી કોઈ શાળા સાથે, કૉલેજ સાથે કે યુનિવર્સિટી સાથે આપણે જોડ્યું નથી. કવિઓ નેતા નથી, કવિઓ દાતા (પૈસાના) નથી. શબ્દનું દાન કંઈ દાન કહેવાય? નેતા – અભિનેતાઓનાં નામ ભીંતો પર લખાય છે અને ભૂંસાય છે, તેમ કવિનાં નામ ક્યાંય લખાતાં નથી. કવિ ન્હાનાલાલની પ્રતિમા અ'વાદમાં ક્યાંક મૂકવાની મૂર્ખાઈ કોઈકે કરી હતી. પ્રતિમા ખંડિત થઈ ગઈ. ટુકડા પડ્યા હશે ક્યાંક. કોઈકના 'નેનનમાં' જલતી જ્વાલા જોવા ગયેલી પ્રતિમા એકદમ નમી જ પડી.

અમારા લૉંગ આઇલંડથી પશ્ચિમ તરફ જતાં ન્યૂયૉર્કનો હાઇવે પકડી શ્રીમતી હેલન પૉર્ટ્સ જરાક ઉત્તર તરફ ફંટાઈ અમને હંટિંગ્ટન લઈ ગયાં. હંટિંગ્ટનમાં તમે હટાણું કરી શકો. ત્યાં એકરોમાં પથરાયેલો મેસીનો મોટો ડિપાર્ટમેંટલ સ્ટોર આવેલો છે. પાંચ સો, સાત સો મોટરો પાર્ક કરી શકાય એવડો પાર્કિંગ લૉટ છે. તમારી સાથે તમે બાળકને લઈ ગયા હો અને એને એ સ્ટોરના જંગલમાં ફેરવવાને બદલે ક્રીડાંગણમાં મૂકી જવું હોય તો તેની પૈસા આપીને સગવડ છે, અને અડાબીડ અરણ્ય જેવડો વિશાળ ને એટલી વીથિકાઓવાળો એ સ્ટોર છે. 'ગીતા'ના 'વિભૂતિયોગ' અધ્યાયમાં ભગવાનની વિભૂતિ તરીકે સ્ટોરનો ઉલ્લેખ હોત તો "સ્ટોરોમાં મેસીનો સ્ટોર છું" એમ ભગવાને કહ્યું હોત એવડો મોટો, વિશાળ, વિરાટ.

પણ અમને મિસિઝ પૉર્ટ્સ વ્હિટમન હાઇસ્કૂલે લઈ ગયાં.

વ્હિટમન આપણા કવિ દલપતરામનો સમકાલીન કવિ. ૧૮૧૯માં એક ખેડૂત પિતાને ત્યાં આ હંટિંગ્ટનમાં એનો જન્મ. બારતેર વર્ષનો થયો ત્યાં એના અભ્યાસનું પૂર્ણવિરામ આવી ગયું. ખબરપત્રી બન્યો, તંત્રી બન્યો, જમીનના સોદામાં પડ્યો, વૉશિંગ્ટનમાં ઇંટીરિયર ડિપાર્ટમેંટ (ગૃહખાતા)માં નોકરીએ જોડાયો, પણ 'લીવ્ઝ ઑવ ગ્રાસ' નામના એના કાવ્યસંગ્રહમાં 'ઑબ્સીન-ગલીચ – લખાણો છે', માટે એને તુરત નોકરીમાંથી મુક્ત કરવામાં આવ્યો. આમ એના ભાગ્યચક્રે એને ફેરવ્યો. પણ એનો આ કાવ્યસંગ્રહ 'લીવ્ઝ ઑવ ગ્રાસ' એને અમર બનાવી ગયો. એમર્સનને આ કાવ્યસંગ્રહમાં હીર અને ખમીર દેખાયાં અને એમણે વ્હિટમનનો વાંસો થાબડ્યો. ઇંગ્લંડમાં અને યુરોપમાં એનાં કાવ્યો સારી પ્રસિદ્ધિ પામ્યાં, તે એટલે સુધી કે એક અંગ્રેજ મહિલા એની સાથે લગ્ન કરવાના ઇરાદાથી અમેરિકા ગઈ! વ્હિટમન સ્કૂલ જોતાં, અબ્રહામ લિંકનની હત્યાથી પ્રેરિત એનું પ્રસિદ્ધ કાવ્ય 'ઓ કૅપ્ટન! માઇ કૅપ્ટન!' યાદ આવી ગયું. 'લીવ્ઝ ઑવ ગ્રાસ' તો પછી વાંચ્યું-માણ્યું. આમ વ્હિટમન સ્કૂલની મુલાકાત મારે માટે યાત્રા બની ગઈ.

આજના જમાનામાં ઘેર બેઠે પણ 'યાત્રા' થઈ શકે છે. યાત્રાવર્ણનનું પુસ્તક વાંચી કરાતી યાત્રા આનંદ આપે છે. કાકા કાલેલકર સાથે હિમાલયનો અને સુન્દરમ્ સાથે દક્ષિણાયનનો પ્રવાસ એ રીતે આનંદથી કરેલ છે. ફિલ્મની સહાયથી થતી યાત્રા, કદાચ, વધારે આનંદદાયક છે. એવી એક યાત્રા રૉબર્ટ ફ્રૉસ્ટનાં અરણ્યો-Woods-ની કરી The

woods are lovely, dark and deep, ફ્રૉસ્ટની એ ચાર પ્રેરક પંક્તિઓ નહેરુ પોતાના મેજ પર રાખતા.

પોતે જન્મ્યા ત્યાં જ દટાવાનો ફ્રૉસ્ટના પિતાનો આગ્રહ ન હોત તો, કદાચ, ફ્રૉસ્ટ ન્યૂ ઇંગ્લંડવાસી બનવાને બદલે કેલિયાફૉર્નિયાવાસી જ રહ્યા હોત. જોકે ત્યાંનાં રેડવુડ અરણ્યો ઓછાં મોહક નથી. પિતાનું મૃત્યુ થતાં માતા અને બીજાં કુટુંબીઓ સાથે અગિયાર વર્ષનો રૉબર્ટ મૅસેચુસેટ્સમાં આવ્યો. મૅસેચુસેટ્સથી ન્યૂ હૅમ્પશાયર, રહોડ આઇલંડ, મેઈન વ. પૂર્વકાંઠાનાં એકદમ ઉત્તરતાં રાજ્યો ન્યૂ ઇંગ્લંડ નામે ઓળખાય છે.

ફ્રૉસ્ટ વિશેની એ ફિલ્મ, કવિના જીવનને ૮૬મે વર્ષે ઉતારાયેલી. ફ્રૉસ્ટનું અવસાન ૧૯૬૩માં, અમે અમેરિકા ગયાં તેનાં બે વર્ષ પહેલાં જ થયેલું. એમની કવિતાની સરલ બાની, નિર્ઝર જેવી પ્રવાહિતા અને એમાં વ્યક્ત થતી એમની પ્રકૃતિપ્રીતિ આપણને જકડી રાખે તેવાં છે.

અમે જે ફિલ્મ જોઈ તેમાં એ વૃદ્ધ કવિને અરણ્ય વચ્ચેની પોતાની પર્ણકુટિમાં રહેતા અને જાતે નાસ્તો તૈયાર કરતા જોયા, તે પછી ખાંધે કુહાડો લઈ અરણ્યની વીથિકા વીંધતા, ઘડીકમાં આમ ફંટાતા અને ઘડીકમાં તેમ ફંટાતા જોયા, ઝાડ પર કુહાડા મારતા જોયા, કવિતા લખતાં અને તંદ્રામાં સરી પડતા પણ જોયા. આ બધી પ્રવૃત્તિ દરમિયાન વનમાં પર્ણોની મર્મર અને કોઈ પંખીનું કૂજન સંભળાય, વચ્ચે આવતા, વહેતા ઝરણાનું સંગીત સંભળાય, પણ આ બધી પ્રકૃતિથી પર, એ પ્રકૃતિને અક્ષર-દેહ આપનાર કવિનો શબ્દ સંભળાય. ભરાવદાર શરીર, ઊંચી દેહયષ્ટિ, વયની અસરથી જરાક નીચા નમેલા, ખભે કુહાડી મૂકી ચાલતા કવિની પીઠ આપણને દેખાતી હોય અને કવિ The Road Not Takenની, The Woods Are Lovelyની કે એવા બીજા કોઈ કાવ્યની પંક્તિઓ પોતાને ધીર, ગંભીર સ્વરે બોલતા જતા હોય, કોઈક વાર આપણી તરફ દૃષ્ટિક્ષેપ કરતા જતા હોય. સૂર્ય અસ્તાચળે હોય અન કવિ એ તરફ જ જતા હોય. જતાં જતાં અંધકારમાં વિલીન થઈ જાય. હૉલિવુડની કલાત્મક ફિલ્મોને આપણે બાજુએ મૂકીએ તો પણ, પોતાના એક કવિના જીવનને, કવિના શબ્દની સાથે કચકડે મઢીને ભાવિ પેઢીને આપતા જવાની આ રીત અનોખી છે. ન્હાનાલાલને કે મેઘાણીને, ઉમાશંકર-સુન્દરમ્‌ને કે કરસનદાસ માણેકને આપણે એ રીતે મઢ્યા નથી. પાંત્રીસેક વર્ષ પહેલાં, સૌરાષ્ટ્ર-કચ્છને ખૂણેખૂણે આથડી અનેક લોકગીતોને રેકૉર્ડસ્થ કરી, તેમનું વર્ગીકરણ કરી, તેમનું વાર્તિક લખનાર, રાજકોટ રેડિયો સ્ટેશનના ચંદ્રકાંત ભટ્ટનું અંતર રુએ છે. કારણ, એમણે તૈયાર કરેલી આ બધી ટેપો 'જડતી નથી.' ચંદ્રવદન મહેતા પણ આવી કેટલીક મહામૂલી ઐતિહાસિક ટેપો માટે રુદન કરતા. ભઈલા, તમે તમારે રડતા રહો. શું કામ છે એ જુનવાણીને સંઘરી રાખવાનું? એ પળોજણમાં પડશું તો પૉપ સંગીતની નકલ કરનારાઓ, અમારા મામામાસીના-ઓ ગઝલું ગરડનારાઓ અને એ જ જૂની મૂડીનો વેપલો કરતા અમારા ગઢવી મિત્રોનું શું થાય?

સૉરી, વેરી સૉરી. આડા ફંટાઈ જવાયું. ચાલો, પાછળ ફંટાઈ, ઍટલૅંટિક ઓળંગી ઇંગ્લંડમાં આવીએ, અને, રૉબર્ટ ફ્રૉસ્ટ જે કવિને અનુસર્યા હતા તે પ્રકૃતિના પયગંબર જેવા કવિ વિલિયમ વર્ડ્ઝવર્થની 'કપોત કુટિર'ની મુલાકાતે જઈએ.

ઇંગ્લંડને વાયવ્ય ખૂણે સ્કૉટલંડની દક્ષિણે કવિ વર્ડ્ઝવર્થનો લેક ડિસ્ટ્રિક્ટ–સરોવર પ્રાંત–આવેલ છે. નાનાંમોટાં દસઅગિયાર સરોવરો, ડુંગરાઓની ધારો, ઢોળાવો અને મેદાનો, આંખને ઠારે અને હૃદયને ભરે એવી વનરાજિ અને શંતિની ચાદર ઓઢીને સૂતેલો ઇંગ્લંડનો એ ખૂણો તે આ સરવર પ્રાન્ત. એ પ્રાન્તમાં આજેયે વસતિ એકદમ પાંખી છે. બ્રિટિશ કાઉન્સિલની કૃપાથી પૂરાં સાઠ વર્ષની વયે વિદ્યાર્થી બની ૧૯૭૬માં હું લીડ્ઝ યુનિવર્સિટીમાં અભ્યાસ માટે ગયો હતો ત્યારે, જુલાઈમાં, આ યાત્રાની તક સાંપડી હતી.

લીડ્ઝથી નીકળ્યે અઢીત્રણ કલાક થયા હશે. ઢોળાવો ચડતી અને ઊતરતી, વળાંકો લેતી, અરણ્યમાંથી જપસાર થતી અમારી બસ અચાનક ઉત્તર તરફ વળી, અને અમારી બસના સારથિ માર્ગદર્શકે અમને માઇકમાં કહ્યું: "સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓ, બસના માર્ગને અડીને આવેલો, આપણી ડાબી તરફનો જલરાશિ તે લેક વિન્ડરમિયર'

બસડ્રાઇવરના આ બોલે અમારી બસમાં સોપો

પડી ગયો. બધી વાતચીત થંભી ગઈ. કોઈને ઊભા ન થવું પડ્યું, કોઈને ઊંચા ન થવું પડ્યું. બસની એ ઊંચી બેઠકો પરથી અમે સૌ એ સરોવરનાં લગભગ શાંત જળના દૃશ્યનું પાન સરળતાથી કરી શકતાં હતાં. સવારના સાડા દસ-અગિયારનો સમય હતો. આખું નામ એ સરોવરમાં ઝૂક્યું હતું. સરવરજળના આછા, જરા ઊંચાનીચા થતા, સૌમ્ય માનવીના ચિત્ત જેવા તરંગો સહસ્રરશ્મિનાં સહસ્ર રૂપો પ્રતિબિંબિત કરી રહ્યાં હતા. કાંઠાનાં વૃક્ષોની શાખાઓ ઊંચીનીચી થઈ રહી છે. પોતાના કાવ્યમાં વર્ડ્ઝવર્થે જેને અમર કરેલ છે તે 'કુકુ' – કોયલ કે લિનેટનું કોઈ વંશજ અચાનક ઊડતું આવી એ શાંત વારિ પર શાંતતર લિસોટો કરી જતું દેખાયું. આપણી આંખમાં જાણે અમૃતનું આંજણ અંજાયું. જમણી તરફ શાંત વનરાજિ અને ડાબી તરફ પ્રશાંત વિન્ડરમિયરની શાંતિને ઘેરી બનાવતી, અવાજ કરતાં લજાતી અમારી બસ ઉત્તર તરફ જઈ રહી હતી.

થોડી વાર પછી એ સરોવરનો ઉત્તરતટ પણ આવી ગયો અને બંને તરફ વૃક્ષોની લીલાનાં દર્શન થવા માંડ્યાં. અમારાં કોઈનાં મોં ઊઘડે અને એમાંથી શબ્દ બહાર પડે તે પૂર્વે સારથિબાબુના શબ્દો સંભળાયા : "થોડી જ પળમાં ડાબી તરફ ગ્રા(સ)મિયર આવશે અને એને કાંઠે આવેલા કવિ વિલિયમ વર્ડ્ઝવર્થના કપોતકુટિરે આપણે થોભીશું." ડ્રાઇવરના આ બોલે અમને અબોલ બનાવી દીધા. કઈ તરફ આંખો દોડાવવી એની દ્વિધા ન હતી, કારણ, અમે કપોતકુટિર – ડવ કૉટેજ – પાસે ઊતરવાનાં હતાં. એની યાત્રાએ તો અમે આવ્યાં હતાં.

આપણી સિટી કે એસટી બસોના ડ્રાઇવરો બસની અંદર બેઠેલાં આપણને સૌને એકબીજાની નિકટ લાવવાના શુભ આશયથી એવા જોરથી બ્રેક લગાવે કે આપણે બધાં ડ્રાઇવર તરફ ઊડી પડીએ. તેવો ઉમદા હેતુ અમારા આ બસડ્રાઇવરનો નહીં હોઈ, બસ જાણે કે બ્રેક માર્યા વિના કપોતકુટિરના પડખામાં જઈ ઊભી રહી ગઈ, જાણે કબૂતર સરક્યું.

ખરા છે આ અંગ્રેજો. વર્ડ્ઝવર્થ અને કોલરિજે ૧૭૯૮માં પ્રકાશિત કરેલા યુગવર્તી કાવ્યસંગ્રહ 'લિરિકલ બૅલેડ્ઝ'ની દ્વિશતાબ્દી ગૌરવપૂર્ણ રીતે ઊજવી રહ્યા છે, પણ સામ્રાજ્ય ગયું તેથી નાદાર થઈ ગયેલ હોય તેમ, આ બ્રિટિશરોએ કવિના આંગણાની ભીંતના પથરાઓમાં ચૂનો-સિમેંટ કંઈ ભર્યું નથી, એ અઢી ફૂટ ઊંચી ભીંતને આરસે તો શું શાહબાદી લાદીએ પણ મઢેલ નથી, અને, કવિ જેમ મૂકી ગયા હતા તેમ જ બધું રહેવા દીધું છે. એ જ છાપરું. એ જ દીવાલો, એ જ ફર્નિચર, એ જ જૂની લેખણ, એ જ જૂનું ખિસ્સાઘડિયાળ, એ જ મેજ, એ જ ખુરશી, એ જ ખડિયો. અરે, કબાટમાં પડેલાં થોથાં પણ એ બસો વર્ષ પૂર્વેનાં! કવિના હસ્તાક્ષરોનાં એ ચોપડાં ને એ ચોપાનિયાં, બહેન ડૉરોથીને અને સધી, કોલરિજ વ. મિત્રોને લખેલા એ જ જૂના પત્રો, બીજા કબાટમાં કવિનાં જૂનાં વસ્ત્રો – આજે ગ્લાસબરણીવાળો પણ એ ન લે તેવાં. કેટલી જુનવાણીપૂજક આ પ્રજા! અને આપણે કેટલા પ્રગતિશીલ છીએ! કવિ વર્ડ્ઝવર્થના સમકાલીન નહિ, એનાથી થોડા મોડા જન્મેલા, મહાન સંગીતકાર આદિત્યરામનું ઘર અમે પાડી નાખ્યું છે અને ત્યાં, આજના જમાનાને અનુરૂપ, ત્રણ મજલાનું મકાન ઊભું થઈ ગયું છે. આદિત્યરામનાં તંબૂર, મૃદંગ, એમનાં પુસ્તકોની હસ્તપ્રત તો ઠીક, છાપેલી નકલ? આજના ફિલ્મસંગીતના જમાનામાં એ જુનવાણી વસ્તુઓ યાદ શા માટે કરવી જોઈએ? આદિત્યરામના સ્મારકનો વિચાર સ્વપ્નેય નહીં કરનારા જામનગરના સંગીતશોખીનો, એ આદિત્યરાયની પરંપરાની છેલ્લી જ્યોત જેવા બળદેવ ભટ્ટ પાસે તાલીમ લઈ ફિલ્મસંગીત ભણી વળી ગયેલા ચત્રભુજ રાઠોડનું સ્મારક કરવાની વાત કરે છે! એ કરે તોય એમનું ભલું થશે.

વર્ડ્ઝવર્થના મિત્ર કવિ કોલરિજનું ગામ કેઝિક – આ અંગ્રેજી ઉચ્ચારણજોડણીની વિચિત્રતા તો જુઓ! લખાય Kezwick અને બોલાય 'કેઝિક'; આપણા ઉત્સાહી લિપિસુધારકોએ તરત ત્યાં દોડી જવાની જરૂર નથી લાગતી શું? – સાવ પાદરમાં, આ નાનું સરોવર વટાવ્યા પછી, થોડું ઉત્તરે. પણ ત્યાંની યાત્રા અમારા ભાગ્યમાં ન હતી. 'બુઢ્ઢા ખલાસીનું ગીત' – Rime of the Ancient Mariner – ગાનારના ઘરને ડેલે હાથ અડાડ્યા વિના અમે પાછાં ફર્યાં. આવું એકાદું સ્થાન છોડ્યું હોય તો જ ફરી એ તીર્થે જવાય ને? આ ભવમાં

નહીં તો 'આવતા ભવમાં ?

આ યાત્રાનો કાળ ભલે '૬૫-૬૬ પછીનો છે, પણ સ્થળ પૂર્વનું છે. હજીયે થોડાક પૂર્વમાં અને કાળની દૃષ્ટિએ ૧૯૭૬ના જુલાઈના આરંભના દિવસોમાં જઈ, નાટ્યકાર શેક્સપિયરની જન્મભૂમિ સ્ટ્રૅટફર્ડ ઑન એવનની ઝાંખી પણ કરી લઈએ.

જુલાઈની પાંચમી તારીખે સવારે, લંડનના હૉલંડ પાર્ક વિસ્તારમાં તે સમયે આવેલા વિવેકાનંદ વેદાન્ત સેંટરમાંથી મધ્ય લંડનમાં જઈ ત્યાંથી, બીજા ટુરિસ્ટો સાથે એવન નદીને તટે આવેલા આ સ્ટ્રૅટફર્ડની યાત્રા પણ એક અદ્ભુત યાત્રા હતી.

ઇંગ્લંડ – અમેરિકા – યુરોપનો ઉનાળો એટલે આપણા ઉનાળા જેવો દઝાડતો, કાળઝાળ આગ વરસાવતો, ખેતરમેદાનોને ચુડેલના વાંસા જેવાં સૂકાંભઠ્ઠ બનાવી દેતો, પાણીનો શોષ પાડતો અને બધેથી પાણી શોષી લેતો, અર્જુનના અગ્નયસ્ત્ર જેવી લૂનાં તીર ભોંકતો, પરસેવે રેબઝેબ કરી નાખતો અકળામણના ખારા સાગર જેવો ઉનાળો નહીં. ત્યાં ઉનાળો એટલે એકદમ લાંબા દિવસો – હીથરો એરપૉર્ટ પર રાતે ૯-૩૦ વાગ્યે વિમાન લાંગર્યું ત્યારે હજી સૂર્યાસ્ત થયો ન હતો – ખુશનુમા હવામાન, ચોમેર લીલોતરી અને છૂટથી હરવાફરવાની ઋતુ. જાડા ઓવરકોટ કબાટમાં મૂકી દેવાયા હોય, હળવાં વસ્ત્રો પહેરી લોકો મહાલતા હોય.

આવું પ્રસન્ન વાતાવરણ અને જવું નાટ્યસમ્રાટ શેક્સપિયરના વતનની યાત્રાએ. મનને પડદે પડદા વગરનું ગ્લોબ થિયેટર ઊભું થાય, એના રંગમંચ પર ઓફીલિયા આવતી અને જુલિયેટ જતી દેખાય, દારૂના પીપ જેવો ફૉલ્સ્ટેફ અને લિયરનો 'ફૂલ' દેખાય, દ્વિધામૂર્તિ હૅમ્લેટનો વ્યથિત ચહેરો ચડી આવે અને લેડી મેકબેથના લોહિયાળ હાથ પણ દેખાવા લાગે. લંડનની વાયવ્ય દિશામાં ચાલતી બસ ઑક્સફર્ડને જરા આઘું રાખી, વૉરિક – Warwick – પરગણામાં દાખલ થઈ, અને. જલસભર એવન સરિતા ઓળંગી સ્ટ્રૅટફર્ડમાં પ્રવેશી. નદી પાર કરી શકાય એવે સ્થાને એ ઊભું છે એ સ્ટ્રૅટફર્ડનું એક મહત્ત્વ. એટલે, ત્યાં અઠવાડિયે એક દહાડો બજાર ભરાય અને આસપાસનાં ગામડાંઓનાં લોકો હટાણું કરવા અને માલ વેચવા ત્યાં આવે. આ એનું બીજું મહત્ત્વ. પણ આ તો ચાલુ બાબતો. મેરી આર્ડનને પરણેલા જૉન શેક્સપિયરને ત્યાં જન્મેલા ચાર દશરથપુત્રો જેવા પુત્રોમાંનો રામ – જ્યેષ્ઠ પુત્ર – આ વિલિયમ ૧૫૬૪માં જન્મ્યો ન હોત તો એ ગામ ઇંગ્લંડના નકશામાં રહેત જ, પણ જગતનાં સાહિત્યતીર્થોને નકશે એ ચડત નહીં. આજે જગતભરના અનેક સાહિત્યપ્રેમીઓનું એ મકાન પ્રેરક તીર્થધામ થઈ પડ્યું છે.

બેય કાંઠે સેલારા લેતી એવન નદીને ઓળંગી આપણે એ ગામમાં પ્રવેશીએ ત્યારે ગામની રોનક આપણી આંખને આંજી દે. ત્યાં મોટાં સ્કાઇસ્ક્રેપરો નથી, મોટા મહેલો નથી, આકાશને અડતા મિનારવાળો કથીડ્રલ નથી. બધાં સામાન્ય ઘર, સામાન્ય દુકાનો અને સામાન્ય શેરીઓ છે. પણ છે બધું ચોખ્ખુંચણાક, ચકચકતું, જાણે ગઈ કાલે જ રંગરોગાન કર્યાં હોય એવું સુઘડ, સ્વચ્છ, તાજગીભર્યું.

પુલ ઓળંગી, એક ચોક વળોટી, જમણે હાથે હેન્સી સ્ટ્રીટમાં પ્રવેશ કરી એ મહાકવિ જે ઘરમાં જન્મ્યા હતા ત્યાં પહોંચી ગયાં. બ્રિટનના કોઈ પણ ગામડાના કોઈ પણ સામાન્ય ઘર જેવું એ લાકડાનું ઘર. એ ઘરને પહેલે માળે આવેલી એક રૂમમાં વિલિયમે પહેલું 'ઉવાં ઉવાં' કર્યું હતું. એ ઓરડાની વિશેષતાઓ બે છે : એની છત નીચી છે અને વાંકીચૂંકી છે તે એક, અને, એની એક બારીના દરવાજા પર સર વૉલ્ટર સ્કૉટ, ટૉમસ કાર્લાઇલ, આઇઝેક વૉટ્સ અને એવા પ્રસિદ્ધ યાત્રાળુઓએ – આપણી માફક – કોતરેલી પોતાની સહીઓ છે!

એ જે શાળામાં ભણ્યો હતો તે શાળાનું ૧૪૧૭માં બંધાયેલું મકાન યથાવત્ જાળવી રાખવામાં આવ્યું છે.

પરંતુ; આ અને આવાં બીજાં સ્થાન કરતાં ક્યાંય વધારે અગત્યનું સ્થાન કવિપત્ની એન હૅથેવેનું ઢળતા છાપરાવાળું કૉટેજ છે. કવિના ઘરની પશ્ચિમે, ચાલીને જતાં પંદરવીસ મિનિટને રસ્તે ઢળતા છાજવાળું, બગીચાથી ઘેરાયેલું, સ્થાપત્યની દૃષ્ટિએ ઊડીને આંખે વળગે એવું, રૂપકડું એ કૉટેજ છે. લાકડાની સલેપાટોની એના આંગણાની ભીંત બનેલી છે. એનો મુખ્ય દરવાજો તો ઠીક, જે છીંડેથી યુવાન કવિરાજ પોતાની પ્રિયતમાનું સંવનન કરવા દાખલ થતા તે છીંડું, અને જે રસોડાને

બાંકડે બેસી એ ઍનને આલિંગતા અને ચૂમતા હશે તે બાંકડો આજ પણ તમને જોવા મળે. તમે એ છીંડેથી દાખલ થઈ શકો છો અને એ બાંકડે બેસી શકો છો. પછી તમારે કલ્પનામાં વિલિયમ થવાનું અને કાલ્પનિક ઍનનું સંવનન કરવાનું! કવિના ધામમાં કલ્પનાનો કનકવો ન ચગે તો બીજે ક્યાં ચગે?

કવિના કે ઍનના પિયરના ઘરમાં વપરાતી હતી તે બધી વસ્તુઓ જાળવી શકાઈ નથી, પણ એ મકાનોમાંનું રાચરચીલું, જમવા માટેની ડિશ, ચમચાચમચીઓ અને દારૂનો એક ગૅલનનો ચામડાનો ચંબૂ – બધું એ જમાનાનું છે. ગૅલન શરાબનો એ ચંબૂ કોણીને ટેકે રાખી મોંએ મંડાય. પીનારને તૃપ્તિ થાય પછી એ બીજી વ્યક્તિને અપાય. એની તરસ છીપે પછી એ ત્રીજાને હાથ જાય. આમ ચક્કર ચાલ્યા કરે. એ મધુરસ માણનારા જ જાણે.

કવિના ઘરવાળી હૅન્લી સ્ટ્રીટ જ્યાં બ્રિજ સ્ટ્રીટ અને હાઈ સ્ટ્રીટને મળે છે ત્યાં, ચોકને ખૂણે, શેક્સપિયર સેંટર આવેલું છે. કવિની વિપુલ નાટ્યસૃષ્ટિનાં વિવિધ પાત્રોની કાચમાંથી બનાવેલી લાવણ્યમય પ્રતિમાઓ ત્યાં આપણને જકડી રાખે છે અને નદીતટે, સધર્ન લેન અને ચેપલ લેન મળે છે ત્યાં, વિશાળ રૉયલ શેક્સપિયર થિયેટર આવેલું છે. ત્યાં ભજવાતાં કવિનાં નાટકો જોવા વિશ્વભરમાંથી પ્રેક્ષકો આવે છે. અને નદીતટે આવેલા બાગમાં ઓથેલો ને ડેસ્ડિમોનાની, રોમિયો ને જુલિયેટની, લિયર અને કૉર્ડિલિયાની, માર્ક ઍન્ટની અને કૉરિયોલેનસની, તારિકા કેથરિનની અને હાસ્યના મહાન સમ્રાટ જૅક ફૉલ્સ્ટેફની પ્રતિમાઓ આપણને સ્થલકાલાતીત કવિની કલ્પનાસૃષ્ટિમાં લઈ જાય છે.

એ પાત્રસૃષ્ટિ સાથે આપણા મનોનયન સમક્ષ બરબેજ અને ગેરિકથી માંડી સર લૉરેન્સ ઑલિવિયર અને પીટર ઉસ્ટિનોવ સુધીની અભિનેતાપરંપરા અને એલન ટેરી, ઇલિઝાબેથ ટેલર આદિની અભિનેત્રીપરંપરા ખડી થઈ જાય અને એમની વિવિધ ઉક્તિઓ અને ભંગિઓ આપણા ચિત્તને ભરી દે. પણ, નાટકિયાનો ઝાઝો સંગ સારો નહીં.

૧૯૭૬ના જ જુલાઈમાં રાલ્ફ એમના હૂબીના નાનકડા ગામડામાંથી એક દહાડો મને એમની ગાડીમાં યૉર્કશાયરના વિજન, વેરાન અને વિવૃક્ષ પ્રદેશમાં લઈ ગયા. એમની ગાડી નાની ટેકરી પરના એક જૂના વિજન ઘર પાસે ઊભી રહી. એ સ્થળ હેવર્થ. બ્રૉન્ટી બહેનોનું નિવાસસ્થાન. ગઈ સદીના પૂર્વાર્ધમાં – સૌથી મોટી બહેન ૧૮૫૫માં અવસાન પામી હતી તે છેલ્લાં પાંચ વર્ષ બાદ કરવાં પડે – એ જન્મી, જીવી અને મૃત્યુ પામી, પણ પાતાલનાં નામ અમર કરી ગઈ. સૌથી નાની બહેન ઍન ૨૯ વર્ષ એનાથી મોટી એમિલી ૩૦ વર્ષ અને ચાર્લોટ ૩૯ વર્ષ જીવી. પરંતુ આટલી ટૂંકી જિંદગીમાં અંગ્રેજી સાહિત્યના ઇતિહાસમાં પોતાનાં નામ અમર કરી ગઈ. ૧૮૪૭ના વર્ષમાં એ ભગિનીઓની સુપ્રસિદ્ધ કૃતિઓ 'વધરિંગ હાઇટ્સ' (એમિલી), 'ઍગ્નિસ ગ્રે' (ઍન) અને જેન આયર' (ચાર્લોટ) પ્રગટ થઈ.

હેવર્થ અનેક યાત્રીઓને આકર્ષે છે, અને આ ત્રણ બહેનો વિશે અંગ્રેજીમાં ખૂબ લખાયું છે.

હેવર્થની એ ટેકરી પર કે, આસપાસ, વૃક્ષ નજરે પડતું નથી. સૂસવતા વાયરા જાણે સતત નિસાસા નાખ્યા કરે છે. 'વધરિંગ હાઇટ્સ'માં સંભળાતા નિસાસા આનાથી પ્રેરિત હશે? 'જેન આયર'ની સૂક્ષ્મ સંવેદના અહીં ઝિલાઈ હશે?

રાલ્ફ અને હું બંને મૂક અને ગંભીર બનીને ગાડીમાં પાછા ગોઠવાયા. ગાડીનો રવ અમારા મૌનને ઘેરું બનાવતો રહ્યો. અર્ધા પોણા કલાક પછી પાછા ઘેર ખુલ્લી હવામાં આવ્યા ત્યારે અમે અમારી વિચાર-તંદ્રામાંથી જાગ્યા.

અમારી નવાનગર હાઇસ્કૂલના તે સમયના જાણીતા આચાર્ય શ્રી રાવળસાહેબ અમને મેટ્રિકના વર્ગમાં અંગ્રેજી શીખવતા, ત્યારે શેક્સપિયર અને વર્ડ્ઝવર્થ શબ્દોનો વિગ્રહ કરતા : 'વન હૂ શેક્સ ધ સ્ફિયર' – પૃથ્વી હલબલાવે તે, અને 'વન હૂઝ વર્ડ્ઝ આર વર્થ મચ' – જેના શબ્દો અતિ મૂલ્યવાન છે તે. બ્રૉન્ટીનું કંઈ શીખવાનું હોત તો એ એનો અર્થ પણ બેસાડી દેત.

□

પ્રીતિ સેનગુપ્તા

**અનન્ય ચિકિત્સાપ્રથાઓ**

અત્યંત લોકપ્રિય ધર્મગુરુ શ્રી ચૌદમા દલાઈ લામાને સાંભળવા અમેરિકાના 'તિબેતી બૌદ્ધ-ધર્મ અભ્યાસ કેન્દ્ર'માં છ હજારથી વધારે લોકો ભેગા થયેલા. એમાંનો દરેક જણ બૌદ્ધ ધર્મ પાળનારો ન હતો, પણ એ દરેકને એ ધર્મના આચરણમાંની રીતિની જાણ હતી. એ રીતિનાં મુખ્ય અંગો ધ્યાન, શાંતિ અને માનસિક સમતુલન છે. પશ્ચિમના દેશોનાં શીઘ્રગતિ, ભૌતિકવાદી જીવન જીવનારાં અસંખ્ય પ્રજાજનો આ પ્રકારની જાણકારીની શોધ આજ-કાલ કરી રહેલાં જણાય છે. ધીમા પડી જવામાં, સ્થિર થઈ જવામાં જે ગુણ છે, તેનાથી એ બધાં વધારે ને વધારે માહિતગાર થતાં જાય છે.

ધ્યાન ઉપરાંત રેઈકી, સ્પર્શાતિરિક્ત ઉપચાર, યોગ જેવી પ્રથાઓ પણ પ્રચલિત થઈ રહી છે. કુદરતી ઉપચાર, હોમિયોપથી, આયુર્વેદિક દવાઓ વગેરેથી પણ પ્રજા હવે અજાણ નથી. તબીબી ક્ષેત્રમાં પણ અચાનક શરીર તેમ જ મનની ચિકિત્સા પર ભાર મુકાવા માંડ્યો છે. ઊલટું, હવે પ્રશ્ન એ પુછાય છે કે આટલું સમજતાં આટલી વાર કેમ થઈ! હૃદયની શસ્ત્રક્રિયા પછી બેભાનાવસ્થામાં રહેલા દરદીને પણ મધુર સંગીત સંભળાવવામાં આવે છે, કારણ કે એનાથી એને સાજા થવામાં ઘણી મદદ મળે છે. ધ્યાન, યોગ અને પ્રાણાયામ તો ઘણો જ પ્રચાર પામી ચૂક્યાં છે. આ બધી અ-સામાન્ય ચિકિત્સા-રીતિઓને વિવાદાસ્પદ માનનારાં પણ છે જ, છતાં એમાં વિશ્વાસ ધરાવનારાંની સંખ્યા ઘણી વધારે છે.

કુટુંબીઓ વગરની એકલવાયી જિંદગી જીવતાં અસંખ્ય પ્રજાજનો સમૂહ-બેઠકોમાં એકમેક સાથે વાતો કરીને, પોતપોતાનાં દરદ અને પીડાની ચર્ચા કરીને પણ ઘણો આધાર પામે છે. આવી વ્યવસ્થા હૉસ્પિટલોમાં જ નહીં, પણ વ્યક્તિગત રીતે ખોલાયેલાં સામાજિક સ્થાનો દ્વારા કરાયેલી પણ જોવા મળે છે. બિનતબીબી ઉપચારપદ્ધતિઓની અગત્ય હવે એટલા પ્રમાણમાં મનાય છે કે ન્યૂયૉર્કની એક મોટી હૉસ્પિટલમાં યોજાનારી 'ન્યૂરૉલોજી ઍન્ડ ન્યૂરોસર્જરી'ની મહત્ત્વપૂર્ણ કૉન્ફરન્સમાં શ્રી દલાઈ લામાને ખાસ આમંત્રણ આપવામાં આવેલું, અને દેહ-મન વચ્ચેના રહસ્યમય સૂત્ર વિષે વાત કરવા, પૂર્વીય પરિપ્રેક્ષ્યથી બ્રહ્માનંદ, જ્ઞાન ને ઉચ્ચ સ્તરીય ધ્યાનનો સંદર્ભ સમજાવવા તથા અંતે, તિબેતી ઉપચારના અભિગમો અપનાવવાના પ્રયાસોને આશીર્વાદ આપવા માટે એમને વિનંતી કરવામાં આવેલી. શ્રીજીએ હાજરી આપેલી, અને અમેરિકન ડૉક્ટરોની એ બધી વિનંતીઓને પૂરી પણ એમણે કરી જ હશે.

માનસિક શાંતિ અને સ્વ-ચિકિત્સાના જ ઉદ્દેશથી એક બીજી પણ ધૂન અમેરિકાને લાગી છે અને એ છે ભુલભુલામણીનાં સંકેન્દ્રિત વર્તુળો પર ચાલવાનો અનુભવ. અત્યારે એ પ્રાચીન પ્રથા અને નવ્ય નિસર્ગ-પ્રીતિ, પૂર્વીય ધર્માચાર અને ખ્રિસ્તી કર્મકાંડ જેવાં વિરોધાભાસી તત્ત્વોના મિશ્રણ જેવો અભિગમ લાગે છે, પણ ભુલભુલામણીના વર્તુળાકારો દુનિયાનાં અનેક સ્થાનોમાં, વિભિન્ન રીતે, ઈ. પૂ.ના કાળથી દેખાતા આવ્યા છે. ક્યાંક સિક્કાઓ અને માટીનાં વાસણો ઉપર, ક્યાંક પાષાણ પર કોતરેલા. ઇંગ્લૅંડ, આયરલૅન્ડ અને સ્વીડન-ડેનમાર્કની ભૂમિ પરનાં ખેતરોમાં ચાસ પડાયેલાં વર્તુળો દેખાયાં છે, અને મધ્યયુગના યુરોપનાં ખ્રિસ્તી દેવળોની દીવાલો અને ફર્શો પર ચીતરાયેલાં જોવા મળ્યાં છે. આજે અમેરિકાની પ્રજાનો કેટલોક અંશ આધ્યાત્મિક અનુભવ અને સાંત્વન માટે પાદરીના વ્યાખ્યાનથી જુદું કંઈક ઝંખી રહ્યો છે; ને ત્યારે ભુલભુલામણીનાં નિયત આલેખન પ્રાર્થના, અંતર્નિરીક્ષણ અને માનસિક સ્વસ્થતા તરફ જતો પથ બની રહે છે.

ભુલભુલામણી પર ચાલનારાં એકલાં કે સાથી સાથે, ઝડપથી કે ધીરે ધીરે, વિચારોમાં મગ્ન કે પરિસરને માણતાં પોતપોતાની રીતે એને માણે છે. શાંતિ તો બધાં જ પામે છે, મન હળવું થઈ જતું પણ ઘણાંને લાગે છે, અને કેટલાંક પોતાની પીડા ને સમસ્યાઓનો સામનો કરવાની હિંમત પામે છે. આશ્ચર્યજનક જ નહીં, વિચિત્ર પણ લાગે છે આ વાત, પણ જરા વિચાર કરીએ તો સમજી શકાય કે આવાં સારાં પરિણામ કેમ આવે છે આટલી નાની વાતથી. મોટા ભાગના લોકોનાં જીવન ખૂબ ઉતાવળાં, વ્યસ્ત, ક્લાંત અને અશાંત હોય છે. વાહનો અને લાંબાં લાંબાં અંતર છોડીને વ્યક્તિ જ્યારે જમીન પર પગ મૂકે છે, બધી જ ઝડપ અન દોડાદોડને જતી કરે છે, ત્યારે ગતિહીનતા આપોઆપ એને શારીરિક શાંતતા આપી દે છે. એ પછી વ્યક્તિ જ્યારે વિચરણ શરૂ કરે છે ત્યારે આકારની તેમ જ ચલનની નિયમિતતા એને આંતરિક શાંતિનું સુખદ સંવેદન બક્ષવા માંડે છે.

આવાં સંવેદનોથી પાશ્ચાત્ય પ્રજા અજાણ હોય છે, ને તેથી આ અનુભવે એને ઉત્સાહિત કરી દીધી છે. અમેરિકાનાં કેટલાંક દેવળો, હૉસ્પિટલો અને ખુલ્લાં મેદાનોમાં અગિયાર કે બાર વર્તુળો–દોરીને, રંગીને, પથ્થર જડીને, ચાસ પાડીને બનાવાયાં હોય તેવાં આજે સવા સો-દોઢ સો સ્થાન દેશમાં થઈ ગયાં છે. અહીં હંમેશાં બને છે તેમ શરૂ શરૂમાં તો લોકો ભય અને સંદેહ પામીને ભુલભુલામણીનાં વર્તુળોથી દૂર રહ્યાં. ક્યાંક તો વિરોધ પણ થયો, ને કોઈ પિશાચી પંથનું પ્રતીક માનીને એક બાગમાં પાડેલા ઘાસના વર્તુળાકાર ચાસ કાપી પણ નાખવામાં આવ્યા.

બીજી બાજુ, એની લોકપ્રિયતા, અને એનાં ગુણાત્મક પરિણામોમાં શ્રદ્ધા અહીં વધતાં પણ જાય છે. સ્થાયી ભુલભુલામણીઓની સાથે સાથે જાડા કાપડ પર ચીતરાયેલી ભુલભુલામણીઓ પણ અહીં અતિ-ઉત્સાહથી વપરાવા માંડી છે. ઘણાં દેવળો અને હૉસ્પિટલોમાં અઠવાડિયે એક કે બે વાર એ ચિત્રિત ઉપચારક અને ઉપકારક આલેખન ખુલ્લાં મુકાય છે. અસંખ્ય લોકો ને દરદીઓ એનો લાભ લે છે. કેટલાંક મહા-વિદ્યાલયોમાં પરીક્ષાઓ પહેલાં એમને ખોલીને પાથરવાની ટેવ શરૂ થઈ છે, કે જેથી વિદ્યાર્થીગણ એમના પર ચાલી શકે, ને ઉદ્વેગ-ચિંતાને ખંખેરી શકે! અરે, ચિત્રિત ભુલભુલામણીઓને જેલોમાં પણ લઈ જવામાં આવે છે કે જેથી કેદીઓ એનાં પરિણામોનો લાભ મેળવી શકે.

આ દેશનું એવું છે કે એક નવી યુક્તિ મળે કે તરત એની પાછળ પડી જાય, અને જાતજાતની મૌલિક, કલ્પનાસભર રીતો શોધીને એનાં ઉપયોગ, પ્રચાર, વેચાણ વધારી દે. આમ જુઓ તો અમેરિકન જાતિ ભોળી કહેવાય તેવી અને ઘણી સીધી છે, પણ એની બુદ્ધિમત્તાની વ્યાપકતા પ્રશંસાપાત્ર છે.

આ વિરચન માટે અંગ્રેજીમાં બે શબ્દો જોવા મળે છે : 'લૅબિરિન્થ' (labyrinth), કે જેને માટે આપણે સીધોસાદો શબ્દ 'ભુલભુલામણી' વાપરી શકીએ, અને બીજો તે 'મેઝ' (maze), જેને 'વ્યૂહ' કે 'ચક્રવ્યૂહ' કહીને વર્ણવવો પડે. ભુલભુલામણીમાં વર્તુળો ઘણાં હોય, પણ એમાં પ્રવેશવાનો અને બહાર નીકળવાનો એક જ રસ્તો હોય; એટલે કોઈ ગૂંચવણ કે ગભરાટ ના થાય, ક્યાંથી ક્યાં જવું એના નિર્ણય ના કરવા પડે. એનું ચક્કર લગાવતાં જલદી ચાલનારને થોડી મિનિટો થાય, ને ધીરે જનાર એક કલાક પણ કરી શકે. વળી, ચાલનાર આખા વિરચનને જોઈ પણ શકે, એવું સપાટ એ હંમેશાં હોય છે.

'મેઝ' એટલે સમસ્યા, ઉલઝન, કોયડો. શાંતિ નહીં, પણ ભય ને અજંપો આપનાર ચક્રવ્યૂહમાં પ્રવેશનાર એમાં ખોવાઈ જાય, અંદર ને અંદર ગૂંચવાયા કરે, બેબાકળું બને એવી એની રચના હોય છે, અને આ કારણે એ હંમેશાં ઊંચી વાડ કે દીવાલોથી બનાવવામાં આવે છે. ના, ચિકિત્સાર્થે વપરાય તેવી આ રચના નથી! એને તો 'ચિત્તભ્રમિકા'નો ખિતાબ આપી શકાય!

પણ ભુલભુલામણીના પ્રેમીઓ એક એવી વ્યવસ્થા કરી રહ્યા છે કે ૧૯૯૯ની સાલની છેલ્લી સાંજે દુનિયાભરની ભુલભુલામણીઓ પર લોકોએ ભેગા થવું, અને એક અપૂર્વ સામૂહિક માનવીય-માનસિક ઊર્જાનું સર્જન કરવું.

છે મૌલિકતામાં આ પ્રજાને પહોંચી શકાય તેવું!

□

બકુલ દવે

ડૉક્ટર શાહ કશા ઊંડા વિચારમાં ખોવાયેલા ઇન્ટેન્સિવ કેર યુનિટમાંથી ધીમેધીમે ચાલતા બહાર નીકળ્યા. એમની પાછળ એક નર્સ ચાલે છે. આઈ.સી.યુ.માંથી બહાર આવી ડૉ. શાહ ઘડીક ઊભા રહ્યા, સફેદ ઍપ્રનમાં બંને હાથ રાખી દૂર દૂર જોતાં. એમનો ચહેરો સાવ કોરો છે, સફેદ કાગળ જેવો. સદાય વિલસતું રહેતું ને આત્મવિશ્વાસ પ્રગટાવતું લાક્ષણિક સ્મિત અત્યારે એમના ચહેરા પરથી મુખવટો પામી ક્યાંક અદશ્ય થઈ ગયું છે.

ક્ષણ બે ક્ષણ માટે અર્ચનાની દૃષ્ટિ ડૉ. શાહ સાથે એક થઈ, પણ એમાં એને અગાઉ જેવી આત્મીયતાનો સ્પર્શ ન થયો. જાડા કાચનાં ચશ્માં હેઠળ રહેલી ડૉ. શાહની આંખોમાં એને અજાણ્યાપણું વરતાવા લાગ્યું. જે આંખોમાં જોતાવેંત જ એના હૃદયમાં પોતાના પતિ નીલના જીવી જવાની શ્રદ્ધાને બળ સાંપડતું તે આંખો આ નથી. આ આંખોમાં તો દિલગીરી છે. દરદીને ન બચાવી શકાયાની ગમગીની છે ને કશો ઓશિયાળો ભાવ પણ છે.

અર્ચનાનું મન નિર્વેદ અનુભવી રહ્યું. એ પોતાની અંદર સંકોચાઈ ગઈ. થોડીક પળો પૂરતું એ પોતાને આસપાસના પરિવેશથી અલગ કરવામાં સફળ બની શકી. ટકટકી બાંધી, સ્થિર નજરે એ તાકી રહી ડૉક્ટર શાહના ચહેરા સામે. છેલ્લા ત્રણ દિવસથી ઈશ્વરના ચહેરા જેવો જણાતો એ ચહેરો અત્યારે એને સાવ સામાન્ય જણાયો.

શાંત જળમાં કાંકરી ફેંકાય ને વમળો સર્જાય તેમ એની ભીતર કશુંક વમળાવા લાગ્યું. એને થયું, ઈશ્વરનો ચહેરો અને કોઈ સામાન્ય માણસના ચહેરામાં ખાસ તફાવત નથી હોતો. એ બંને વચ્ચે એકાદ ન બની ગયેલી ઘટના જ હોય છે ફક્ત.

નીલના મૃત્યુની ઘટનાએ પોતાના લાંબા તીક્ષ્ણ નહોર વડે ડૉ. શાહના ચહેરા પરથી ઈશ્વરનું મહોરું ઉતરડી લીધું છે. હવે અર્ચના એમનો સાચો ચહેરો-સામાન્ય માણસનો ચહેરો – જોઈ શકે છે.

છેલ્લા ત્રણ દિવસથી નીલની તબિયત વિષે ડૉક્ટરને સતત પ્રશ્નો કરતી રહેલી અર્ચના અત્યારે એમને કશું પૂછવા માટે ન દોડી ગઈ – પહેલી વાર જ. એ પ્રશ્નહીન થઈ ઊભી છે : શું પૂછવું હવે? જેને લઈને પ્રશ્નો ઉદ્‌ભવતા હતા તે નીલ તો હવે છે નહીં. બધા જ પ્રશ્નોના ઉત્તર હવે એક સાવ ટૂંકા શબ્દમાં ધરબાઈ ગયા છે ને તે છે – મૃત્યુ.

નીલની નોકરી છૂટી ગઈ પછી, પડછાયાની જેમ સતત સાથે રહેતા મરી જવાના વિચારોથી તો પોતે ઘેરાયેલી રહેતી હતી તેનું ફાંસ-જેવું સ્મરણ ખટકવા લાગ્યું અર્ચનાને.

બીજા કોઈની ભૂલને માટે નીલને ખોટી રીતે જવાબદાર ઠેરવવામાં આવ્યો હતો ને પછી તેને નોકરીમાંથી દૂર કરાયો હતો.

અર્ચના પર જાણે આકાશ તૂટી પડ્યું હતું.

"હવે? હવે શું કરીશું?"

"ગભરાઈશ નહીં..." અર્ચનાને નહીં, પણ પોતાને જ આશ્વસ્ત કરતો હોય તેમ નીલ બોલ્યો હતો, "હું બીજી નોકરી શોધી કાઢીશ..."

"પણ હવે તને બીજે ક્યાંય નોકરી મળશે?"

સત્ય ચાબુકની જેમ શિરોટાયું ને બંને વચ્ચેનું ક્ષણ બે ક્ષણનું મૌન થરથરી ગયું.

નીલ ઓછાબોલો અને ગંભીર બની ગયો હતો. કશું યોગ્ય કામ મેળવી, સન્માનપૂર્વક જીવી શકાય તે માટે એણે મરણિયા પ્રયાસો શરૂ કર્યા હતા. અતીત પર પડદો પાડી દઈ એ જીવનમાં નવેસરથી સ્થિર થવા હવાતિયાં મારી રહ્યો હતો. એ ડૂબતો હતો, સપાટી પર આવતો ને વળી ડૂબતો હતો. સતત, વણથંભ્યો

અને થાક્યા વગર એ હાથપગ હલાવ્યા કરતો હતો, પણ સફળતા એનાથી દૂર ને દૂર ભાગતી હતી.

રોજ સવારે સૂરજ ઊગતો ત્યારે નીલની આશાનો પણ ઉદય થતો ને સાંજે સૂર્યાસ્ત વેળાએ એ ઘેર પાછો ફરતો ત્યારે એની આશાઓ પણ ડૂબી જતી દૂર દૂર ક્ષિતિજે.

સાંજનું અંધારું નાનકડા ઘરમાં ઊતરી આવતું. નીલને ઓળખવા મથતી હોય તેમ અર્ચના એને જોયા કરતી. આ નીલ છે કે બીજું કોઈ? દિવસભરની નિષ્ફળ રખડપટ્ટીથી કાળો પડી ગયેલો નીલનો ચહેરો અંધારામાં સેળભેળ થઈ જવાની આશંકાથી એ ફફડી ઊઠતી. એને થતું : આ અંધારું નીલને ગળી જશે તો? અંધારું નીલને પોતાની અંદર સમાવી લઈ એને મિટાવી દેશે તો? પછી નીલ હંમેશ માટે આ અંધારાનો એક હિસ્સો બની જશે તો?

અર્ચનાની ભીતર ઊથલપાથલ મચી ગઈ હતી, પણ બહારથી એ શાંત હતી. એનો જીવનરસ સુકાવા લાગ્યો હતો. જીવતાં રહેવાથી એ ઉબાવા લાગી હતી ને એના મનનો કબજો મરવાના વિચારોએ લઈ લીધો હતો.

એને થયું હતું કે આમ ધીમેધીમે મરવું તે કરતાં એક ઝટકે જ એના જીવનનો અંત આવી જાય તો? એકાએક જ એને મૃત્યુ પોતાના આલિંગનમાં લઈ લે તો? તો કેવું સારું. પણ...

હજી ત્રણ દિવસ પહેલાં જ અર્ચના મૃત્યુના વિચારોથી ઘેરાયેલી હતી ત્યાં જ ખબર મળ્યા હતા કે નીલ રસ્તા પર જ ચક્કર આવવાથી પડી ગયો છે અને...

બંને બાળકો દીપ અને તન્વીને પાડોશમાં મૂકી અર્ચના શ્વાસભરી દોડી ગઈ હતી. હૉસ્પિટલમાં નીલ પથારીમાં પડ્યો હતો, મૂર્છિત થઈને. ડૉ. શાહે કાર્ડિયોગ્રામ લઈ જણાવ્યું હતું કે નીલને હાર્ટએટેક આવ્યો છે. મૅસિવ્ હાર્ટએટેક. હી ઇઝ નૉટ આઉટ ઑફ ડેન્જર.

નીલની હાલત વધુ ગંભીર બની હતી. એને આઈ.સી.યુ.માં દાખલ કરવામાં આવ્યો હતો. કાચની પારદર્શક દીવાલની આ તરફથી અર્ચના કાચની પેલી તરફ સૂતેલા નીલને આંખો ફાડીને જોતી રહી હતી. નીલ આ કાચની દીવાલ ભેદીને બહાર આવી શકશે? ફરી પોતે એને મળી શકશે? એની સાથે વાત કરી શકશે?

સ્ટૅન્ડ પર ઊંધી લટકાવેલી શીશીમાંથી ચોક્કસ સમયાંતરે ગ્લુકોઝ સેલાઈનનું ટીપું સરકી જતું હતું, રેતશીશીમાંથી ખરતી રેત જેમ. દીવાલ પર રાખેલા હૃદયાકાર ઘડિયાળમાં લાલ રંગનો સેકન્ડ કાંટો ચંદા પર એક પછી એક વર્તુળ પૂરાં કરી રહ્યો હતો. ડૉ. શાહે નીલના માટે જોખમી ગણેલા બોત્તેર કલાક પૂરા થવાને બહુ વાર નહોતી ત્યાં જ...

ત્યાં જ રેતશીશીમાંથી રેત ખૂટી ગઈ હતી.

અર્ચના અવાક બની ગઈ હતી. એ માની શકતી નહોતી. કશું એની સમજમાં ઊતરતું નહોતું. મરવાનું તો એ પોતે કહ્યા કરતી – વિચાર્યા કરતી – હતી – પણ મરી નહોતી શકતી ને જીવનને જેવું છે તેવું સ્વીકારી લઈ હંમેશાં જીવતાં રહેવાની સલાહ આપતા નીલને મૃત્યુએ પોતાની બાથમાં લઈ લીધો હતો.

હવે હૉસ્પિટલની પરસાળમાં થોડીક વ્યક્તિઓ એકઠી થઈ ગઈ છે.

થોડે દૂર અર્ચનાએ પોતાના ભાઈ દર્શન અને બીજા અજાણ્યા બે જણને પણ જોયા. અર્ચનાએ નીલ સાથે પ્રેમલગ્ન કર્યા પછી છેક બાર વર્ષે દર્શન સૌપહેલી વાર જ અર્ચના પાસે આવ્યો હતો, સગા તરીકે. એ ઈચ્છતો નહોતો કે અર્ચના નીલને પરણે. અર્ચના અને નીલને એણે લગ્ન પછી કદીયે બોલાવ્યાં નહોતાં. એ અર્ચનાથી અજાણ્યો અને અલગ થઈ ગયો હતો.

અત્યારે પણ અર્ચનાને દર્શન અજાણ્યો જ લાગ્યો. ટોળામાં નીલના એક-બે મિત્રો પણ છે. પણ અર્ચનાને એમાં કોઈ જ પોતાનું નથી લાગતું.

સૌ ધીમા અવાજે એકબીજા સાથે વાત કરે છે, પણ ડૉ. શાહને આઈ.સી.યુ.માંથી બહાર આવતા જોઈ બધા શાંત થઈ ગયા.

ડૉ. શાહે અર્ચના સામે જોઈ લીધું. નીલ અને

અર્ચનાના નિકટના સગા તરીકે દર્શને સહેજ આગળ આવી ડૉક્ટરને કશુંક પૂછ્યું. એમણે એને ટૂંકો ઉત્તર આપ્યો ને પછી પોતાની મદદનીશ નર્સ સાથે ધીમાંધીમાં ડગલાં ભરતા દૂર પરસાળના વળાંક પર અદૃશ્ય થઈ ગયા.

સૂનકાર છવાઈ ગયો.

અચાનક જ–કોને ખબર કેમ અર્ચનાને સફેદ રંગનો ડર લાગવા માંડ્યો. એ પોતાની અંદર ક્યાંક, કોઈક અજાણી જગ્યાએ લપાઈ જવા કોશિશ કરવા લાગી, પણ વ્યર્થ. ક્યાં છુપાઈ શકે તેમ છે એ ? ચોમેર બધું સફેદ જ સફેદ તો છે. એની પોતાની અંદર ને બહાર પણ.

સફેદ ડૉક્ટર, સફેદ નર્સ, સફેદ દીવાલો, સફેદ પૂણી જેવા ચહેરાવાળા મૃત્યુના કાંઠે ઊભેલા દરદીઓ, સફેદ સ્વજનો, મુર્દાઓને ઓઢાડેલા સફેદ કફનના ટુકડાઓ તેમ જ આ માંદલા દિવસના વરસાદી અંધારા સામે ઝઝૂમતું, જૂની થઈ ગયેલી ટ્યૂબલાઇટનું સફેદ અજવાળું. માંદું, થરથર કાંપતું અને ક્ષીણ.

સફેદી... સફેદી... સફેદી...

ઈંડાંના સફેદ કોચલા જેવી સફેદી શોષાવા લાગી અર્ચનાની છિદ્રાળુ આંખોમાં, ધી...મે...ધી...મે. સફેદ રંગની પીડા બરફ બની થીજવા લાગી એની છાતીમાં.

અર્ચનાને લાગ્યું કે નીલના આમ એકાએક જતા રહેવાથી પોતે બદલાઈ રહી છે – બદલાતી જાય છે. નીલના 'ન હોવાની' ક્ષણથી જ એનું પોતાનું 'હોવું' પ્રતિક્ષણ બદલાતું જાય છે. ધીરે ધીરે પોતે સાવ બદલાઈ જશે. અત્યારે છે તે કરતાં તદ્દન જુદી જ થઈ જશે પોતે.

ગોફણમાંથી છૂટતા પથ્થરની જેમ વિચારો અર્ચનાના પારદર્શક કાચ જેવા મનની સપાટી પર વીંઝાવા લાગ્યા. ખણણણ... ખણણણ. એ અંદરથી ફૂટવા લાગી, તૂટવા લાગી. એના મનમાં તિરાડો પડવા લાગી. એ ટુકડા ટુકડામાં વહેંચાવા લાગી.

હવે આ રંગીન વસ્ત્રો પોતે કદીયે ધારણ કરી શકશે નહીં ને સેંથી લાલ રંગ વગર સૂની બની જશે. કોઢ જેવો સફેદ રંગ પ્રસરતો જશે પોતાની શેષ જિંદગીમાં. નીલની આંખોમાં આંખો પરોવી પોતે જોયા કરતી હતી તે રંગબેરંગી સપનાંઓ પણ હવે પોતાની એકલીની જ આંખો વડે પોતે કેમ જોઈ શકશે? અશ્રુથી ધોવાઈ જતા કાજળની જેમ સપનાંઓ બધાં ધોવાઈ જશે ને હવે પોતાની આ આંખોમાં ફેલાઈ જશે અંધાપો. સફેદ અંધાપો. અંધની આંખોમાં ફક્ત અંધારાનો કાળો ડિબાંગ રંગ જ હોય છે તેમ પોતાની આ ખુલ્લીફટાક આંખોમાં હવે સફેદ અંધારું ક્રમશઃ ઘેરાતું જશે. પછી અંધારાની પછેડી હેઠળ રહીને પોતે પોતાનાં બાળકો માટે આ શરીરને જીવતું રાખવું પડશે.

કશું ફંફોસતી હોય તેમ ખાલી પડેલી પરસાળને અર્ચના અમસ્તું જ દૃષ્ટિ લંબાવી જોતી રહી. એ પોતાની અંદર ઊંડે ઊંડે ઊતરવા લાગી : અત્યારે પોતાની છાતીમાં થીજી ગયેલી પીડાને પિગળાવી શકાય ? પણ એ માટે ઉષ્મા જોઈએ. ક્યાંથી લાવવી ઉષ્મા ? ઉષ્માથી ભરચક અને સતત હૂંફ આપ્યા કરતો નીલ તો હવે...

હવે નીલ તો છે નહીં એની પાસે.

હવે તો રહ્યો છે માત્ર કડકડતી ઠંડીમાં દૂર સળગતા તાપણા જેવો નીલની સાથે ગુજારેલાં બાર વર્ષનાં સ્મરણોનો સહારો.

નજીકમાં જ સંચાર થયો.

અર્ચનાએ માથું ધુણાવ્યું. કોઈએ કાંકરીચાળો કર્યો હોય તેમ વિચારો ઊડી ગયા ક્યાંક પાંખો ફફડાવતા.

બે વૉર્ડબૉય્ઝ નીલના પાર્થિવ શરીરને સ્ટ્રેચર પર સુવાડી, પૈડાંવાળા કૅરિયર પર લઈ જાય છે. પૈડાંનો ફર્શ સાથે ઘસાવાનો અવાજ મસૃણ નીરવતા પર ઉઝરડા પાડી ગયો. અર્ચનાને થયું, રાતનો સમય હોત તો અવાજનું આ તીક્ષ્ણ ફણું વાતાવરણમાં હજી ઊંડે સુધી ખૂંપી ગયું હોત.

નીલનો એક હાથ – જમણો હાથ – સફેદ કપડાંની બહાર લટકે છે. અર્ચનાને વૉર્ડબૉયનું ધ્યાન એ તરફ દોરવાની ઈચ્છા થઈ ને વળતી જ પળે એ ઇચ્છા બુઝાઈ પણ ગઈ. હવે શું ? એ લટકતા નિર્જીવ

હાથ સાથે હવે એને શો સંબંધ? એ હાથનો હવે શો મોહ રાખવો?

આમ છતાંય, અર્ચના નીલના હાથ પરથી પોતાની દૃષ્ટિ હટાવી શકતી નથી. એ હાથ એનો સાથ છોડી, અલગ થઈ જઈ રહ્યો છે. એને યાદ આવ્યું કે આ હાથ પોતાની કેવી કેવી સૂક્ષ્મ સંવેદનાઓ અને પોતાનાં કેટકેટલાં રૂપને પિછાનતા હતા. આ હાથ પોતાની અઢળક પીડાના સાક્ષી હતા.

હવે આ હાથનો સ્પર્શ એ પોતે પોતાની આ ત્વચાનાં સાતેય પડની સોંસરો છેક અંદર સમાવીને કદીયે ગળિયાત નહીં થઈ શકે. આ હાથની હથેળી અને ટેરવાંના સ્પર્શથી એને પોતાની છાતીમાં રંગબેરંગી પતંગિયાની પાંખોનું સ્પંદન કરી અલૌકિક આહ્‌લાદક અનુભૂતિની પરાકાષ્ઠાએ લઈ જતું હતું. એ ભાંગી પડતી ત્યારે આ હાથના સહારે જ તો એને ફરી ઊભાં થઈ ચાલવાનું બળ આવી જતું. આ હાથ...

વૉર્ડબૉયે લટકતા નિશ્ચિતન હાથને ફરી સફેદ કપડા નીચે ધકેલી દીધો. એ લોકો નીલના શરીરને ઍમ્બ્યુલન્સમાં મૂકવા જઈ રહ્યા છે.

સૌ એમની પાછળ પાછળ ચાલે છે. એક સાથે ઘણા માણસો પરસાળમાં ચાલવાથી અનિયમિત પગરવ થાય છે. પણ એમાં મૃત્યુએ શિસ્ત લાવી દીધી છે તેથી તે અવાજ ઘોંઘાટના સ્તર સુધી જઈ શકે તેમ નથી.

નીલના મિત્ર ઉમંગની પત્ની અર્ચનાની લગોલગ ચાલે છે. એ ક્યારની એની સાથે જ છે. એ કશું બોલતી નથી. એણે પહેલી વાર અર્ચનાની પીઠ પર હાથ ફેરવ્યો. અર્ચનાને લાગ્યું કે એનાથી તે જ ક્ષણે રડી પડાશે. પણ એ રડી ન શકી. રુદનનું ધસમસતું મોજું આવ્યું ને પાંપણ પાસે આવી રોકાઈ ગયું. આંખો સાવ કોરી જ રહી ગઈ.

"જલદી કરો. પછી બહુ મોડું થઈ જશે..." કોઈક બોલ્યું.

"હવે વાર નહીં લાગે." અર્ચનાએ દર્શનનો અવાજ ઓળખ્યો.

"જુઓ. વરસાદ પડવાની તૈયારીમાં છે..." ફરીથી અજાણ્યા જણે કહ્યું, "અને રસ્તામાં, ટ્રાફિકમાં થઈને છેક સ્મશાન સુધી પહોંચતાં ઍમ્બ્યુલન્સને અડધોપોણો કલાક થઈ જશે."

"હા, સાંજ પડે ને અંધારું થાય તે પહેલાં..."

સાંજ થવા આવી છે? અર્ચનાએ ચાલતાં ચાલતાં પરસાળમાંથી દેખાતા મેલા આકાશના ટુકડા સામે જોઈ લીધું. એ સમયનું ભાન ભૂલી ગઈ હતી. આકાશ ક્યારનું અંધારેલું છે. બપોર છે કે સાંજ તેનો ખ્યાલ પણ ઝટ આવી શકે તેમ નથી. વરસાદ તોળાઈને રહ્યો છે પણ...

બધાં ઍમ્બ્યુલન્સ પાસે આવી ગયાં. અહીંથી પોતાના ઘર સુધી અર્ચનાનો નીલ સાથેનો છેલ્લો સંગાથ રહેશે. પછી આ જ ઍમ્બ્યુલન્સમાં નીલના શરીરને સ્મશાન લઈ જવાશે. એક ઋણાનુબંધ પૂરો થશે.

અર્ચનાએ અમસ્તું જ બસ, છેલ્લી વાર પાછળ ફરીને જોઈ લીધું. આઈ.સી.યુ. સૂમસામ છે. પણ તે સન્નાટામાં વિક્ષેપ પડે છે. કોઈ નવા દરદીને સ્ટ્રેચરમાં સુવાડી, નીલને રાખવામાં આવ્યો હતો ત્યાં લઈ જવાય છે. ડૉ. શાહ ફરી કોઈ માટે ઈશ્વર બની ગયા હશે, એણે વિચાર્યું. ફરી દરદી માટે જોખમી કલાકો પસાર થવાનો આરંભ થઈ ચૂક્યો હશે. પછી કદાચ આવી જ એક સાંજે અચાનક જ...!

બધું જ પૂરું થઈ ગયું.

"ચાલ, આપણે ઘેર..." દર્શને પહેલી જ વાર અર્ચનાને પિયરમાં આવી રહેવા આગ્રહ કર્યો.

અર્ચના નીલની સાથે પરણી ત્યારથી દર્શને એની સાથે સંબંધો તોડી નાંખ્યા છે. હવે નીલ નથી ત્યારે અર્ચનાને એ સંબંધો ફરીથી જોડવાનું નહીં ફાવે.

એણે માથું હલાવ્યું નકારમાં ને બોલી :

"નહીં... હું તો હવે અહીં જ નીલના ઘરમાં જ રહીશ. દીપ અને તન્વીને ઉછેરીશ."

દર્શન ચાલ્યો ગયો, લાલ રંગની મારુતિમાં બેસીને. મોટરનો અવાજ ક્રમશઃ ધીમો થઈને સંભળાતો બંધ થઈ ગયો.

"અમે રોકાઈ જઈએ, જરૂર હોય તો..."

ઉમંગની પત્નીએ જતાં જતાં કહ્યું.

"નથી જરૂર." અર્ચનાએ ફર્શ સામે જોતાં કહ્યું, ધીમેથી

હવે જરૂર હોય તો પણ રોજ એ કોને લાવશે? હવે તો એણે અહીં, આ નીલ વગર ખાવા દોડતા ઘરમાં હંમેશાં એકલાં જ રહેવાનું છે. તો પછી આજથી જ શા માટે નહીં?

સૌ એક એક કરી ચાલ્યાં ગયાં.

*ઘર ખાલી થઈ ગયું.*

*અર્ચના એકલી જ ઊભી રહી ગઈ ઘરની વચ્ચે.*

ત્રણ દિવસ અગાઉ એ જે સ્થિતિમાં મૂકીને ગઈ હતી તેમ જ હતું ઘર. નીલનાં કપડાં ખીંટી પર ટિંગાય છે. હમણાં જ એ નોકરી શોધવા ગયો છે તે પાછો ફરશે.

અર્ચના બારી પાસે આવી.

આ બારીમાં ઊભીને આવા સમયે એ નીલના પાછા ફરવાની રાહ જોતી. એણે આકાશમાં જોયું આકાશ વરસાદી ભારથી નીચે ઊતરી આવ્યું છે. વરસાદને કોણે રોકી રાખ્યો હશે?

ઘણી વાર એ આમ જ ઊભી હોય ને એકાએક જ નીલ પાછળથી આવી એની કમરને ફરતા હાથ વીંટાળી દેતો. શરૂઆતના દિવસોનો એ રંગ જ જુદો હતો. ત્યારે નીલ શરારતી હતો ને બાળક જેવો નિર્દોષ પણ. નોકરીમાંથી છૂટા થયા પછી એ ગંભીર બની ગયો હતો.

અચાનક જ દીપ અને તન્વી દોડી આવ્યાં.

"મમ્મી..." દીપ અર્ચનાને વળગી પડ્યો, પાછળથી એની કમરને ફરતા હાથ વીંટાળીને.

અર્ચનાને ક્ષણવાર માટે કશો આભાસ થયો.

"પપ્પા કેમ ન આવ્યા? ક્યાં છે એ?" દીપ પૂછતો હતો.

બંને બાળકો હજુ કશું જાણતાં નહોતાં. સાવ બેખબર હતાં.

"મમ્મી...મમ્મી..." તન્વી અત્યાર સુધી ચૂપ હતી એણે ઉત્સાહથી અર્ચનાનો હાથ પકડી લીધો, "જો મમ્મી, પેલું મેઘધનુષ..."

"મમ્મી, મેઘધનુષમાં સાત રંગ હોય ને?" દીપે કુતૂહલથી પ્રશ્ન કર્યો.

"હા, દીપુ." અર્ચનાના બદલે તન્વીએ જવાબ આપ્યો ને પછી ફરીથી અર્ચનાને કહેવા લાગી, પપ્પા કહેતા હતા કે મેઘધનુષના સાતેય રંગ સફેદ રંગમાંથી બનેલા હોય છે.."

અર્ચનાએ તન્વી સામે જોયું. તન્વીનો ચહેરો નીલ જેવો જ છે. ફરી એક વાર નીલ એને સાંત્વન આપવા એને એની અંદર જીવનબળ સીંચવા તન્વીનું રૂપ ધરી એની સામે આવી ગયો છે? એની ભીતર અજવાળું અજવાળું થઈ ગયું.

એણે તન્વીને છાતીસરસી ચાંપી દીધી ને દીપને પણ.

આકાશ પણ વરસવા લાગ્યું હવે. પહેલાં ઝરમર ઝરમર અને પછી ધોધમાર.

□

ઇલા નાયક

### સમાજજીવનની સમાંતરે ઊઘડતી કથાસૃષ્ટિ

'અને...છતાં...પણ' હરીશ નાગ્રેચાનો 'તું બોલ ને!' પછીનો વાર્તાસંગ્રહ છે. બીજા સંગ્રહમાં તેમનો વાર્તાકાર તરીકેનો વિકાસ સ્પષ્ટ દેખાય છે. સંગ્રહના 'નિવેદન'માં તેમનાં કેટલાંક વિધાનો વાર્તાઓને પામવા ઉપયોગી થઈ પડે તેવાં છે. આમ તો 'તેમને આવું જ ક્યાંથી સૂઝે છે' અને તેઓ 'એવું જ કેમ લખે છે' એનો તેમની પાસે ઉત્તર નથી. પરંતુ તેમણે પોતાના ચિત્તની તાસીરને આ વાર્તાઓ દ્વારા ઓળખવા પ્રયાસ કર્યો છે. આ માટે તેઓ કહે છે:

૧. અચેતનમાંથી ઊઠી મારી સંવેદનાનું કિરણ જે ત્રિપાર્શ્વ કાચમાંથી પસાર થઈ કૃતિ તરીકે પ્રગટે છે, એનાં પાસાં છે: સ્ત્રી, ભય અને ચહેરો.

૨. ભીતરનાં મૂલ્યો, આદર્શો નિર્દેશે છે: આવું નહીં, જગત આવું હોવું જોઈએ. અને એક પૂર્ણતાનો સંકેત પોતાના હોવાની પ્રતીતિ માટે સતત અજંપો પ્રેરે છે.

૩. જે કર્મોપલક્ષી છે, એ અસંગત, ઍબ્સર્ડ છે. એમાંથી છૂટવું એ માનવધર્મ. જો ન છુટાય તો પીડાને સહેવાની પોતાની આગવી રીત પસંદ કરવી. એટલે માનવીનાં ગૌરવ, પ્રતિષ્ઠા વધારવાં, હયાતીને મોકળાશનો અર્થ આપવો.

ઉપરનાં વિધાનો દ્વારા સ્પષ્ટ થાય છે કે સાંપ્રત વાસ્તવિકતાથી સર્જકચિત્ત ક્ષુબ્ધ થયેલું છે. તેઓ સાંપ્રત વાસ્તવની અસંગતિથી તથા અન્યાય સહેતી, પરાધીન કુંઠિત નારીને જોઈ પીડા અનુભવે છે. અનિષ્ટોને પહોંચી વળવા કેમ લડવું એ તેમને સમજાતું નથી. ભયની આત્મગ્લાનિ પણ તેમને કનડે છે. આ દોરંગાં મૂલ્યોથી વિખૂટો, એકલો પડેલો આ વાર્તાકાર અસંગતિની પીડાને સહેવા, ભયજગતને ઓળખવા માટે સુંદર, ગૌરવભર્યો અને રચનાત્મક એવો વાર્તાસર્જનનો માર્ગ સ્વીકારે છે. વાર્તાઓ દ્વારા સમાજને સુધારવાની પ્રતિબદ્ધતા અહીં નથી, પણ વાસ્તવનું આ રૂપાંતર સામાજિક ચેતનાને સંકોરવાનું કામ તો જરૂર કરે એવું છે. સમાજસંદર્ભથી વેગળી નહીં, પણ સમાજજીવનની સમાંતરે ઊઘડતી અર્થગર્ભ કથાસૃષ્ટિ વાર્તાસૌંદર્યનું મૂલ્ય પણ ધારે છે.

આમ અસંગતિની તાણ, મનુષ્યનું ભયજગત અને સ્ત્રીનું ભાવજગત આ વાર્તાઓમાં વિષયવસ્તુ તરીકે કેન્દ્રમાં રહેલાં છે. અનેકવિધ પ્રસંગો દ્વારા પાત્રોનું આંતરજીવન જ મહદ્અંશે પ્રગટ થયું છે. જેમાં પાત્રોની ઝંખનાઓ, તરંગો, સંઘર્ષો, અંધ આવેગો આદિનું પ્રવર્તન થયું છે. પ્રસ્તુત સંગ્રહની વાર્તાઓ કલાકૃતિ તરીકે કેવી નીવડે છે તે તપાસીએ.

'બુફે', 'ઓધાન', 'અને... છતાં... પણ...', 'સસલું', 'સો સારસી' વાર્તાઓમાં મનુષ્યની જડવત્ થયેલી સંવેદનાઓનું વાસ્તવ છે. 'બુફે' વાર્તામાં આજની હાઈ સોસાયટીની બુફે ડિનરપાર્ટીના ચિત્ર દ્વારા પોકળ થતી જતી આધુનિક સભ્ય સંસ્કૃતિ તરફ વ્યંગ છે. મિત્રને બુફે પાર્ટીનું આમંત્રણ આપતો નાયક પાર્ટી કેવી હશે એનું વિગતપૂર્ણ વર્ણન કરે છે. આવી પાર્ટીઓમાં ખાવાપીવાનું હોય, એકબીજાંને કૃતક સ્મિત અપાતાં હોય, સમૃદ્ધિનું વરવું પ્રદર્શન થતું હોય, બિઝનેસ ટૉક થતી હોય, ડ્રિંક્સ લેવાતાં હોય, સંગીત, નૃત્ય, જોક્સ ચાલતાં હોય, સ્ત્રી-પુરુષો કશા છોછ વિના મુક્ત રીતે હળતાં-મળતાં હોય અને અંગ્રેજી છાંટવાળી ગુજરાતી ભાષામાં જ વાતો થતી હોય. આવી પાર્ટીઓમાં બધું જ પૂર્વઆયોજિત હોય છે. યંત્રયુગની આ સિદ્ધિ છે કે ભવિષ્યની પળને વર્તમાનમાં મમળાવી શકાય છે. કેમ કે આવી પાર્ટીઓ બીબાઢાળ જ હોય છે. નાયક આ બધાથી ત્રસ્ત થયેલો છે, જ્યારે એની પત્નીને આ બધું ખૂબ જ ગમે છે. આથી જ નાયક એકલતાનો અનુભવ કરે છે. આ જ કારણે પાર્ટી શરૂ થયા પછી તે સ્ટડીરૂમમાં જઈ રવિશંકર કે અખ્તરીને માણશે. આ રીતે આંખ આડા કાન કરશે, કેમ કે એની પૂછપરછ થાય ત્યારે પત્ની જીના એને 'ક્લાસ'માં ખપાવી શકે. મિત્રને આમંત્રણ આપવા માટે કથાનાયક

પાર્ટીનું વર્ણન કરે છે. નાયકના આ મિત્ર દ્વારા એના અન્ય 'સ્વ'નું પ્રચ્છાદન કર્યું છે. આ 'સ્વ' સાથેનો જ સંવાદ છે. વાર્તા એમાંના ત્રિપરિમાણી વ્યંગને કારણે સર્જનાત્મક ઉંચાઈએ પહોંચી છે. બુફે ડિનરપાર્ટીનું વાસ્તવિક નિરૂપણ એ પહેલો સ્તર. એની પછીતે પોકળ થતી જતી આધુનિક સભ્ય સંસ્કૃતિ પ્રતિ જે વ્યંગનો કાકુ રહેલો છે તે બીજો સ્તર. અને આ બધાંમાં ક્યાંય ન ગોઠવાતા નાયકની પીડાને વ્યંજિત કરતો અસંગતિનો સ્તર. એમ વાર્તા એક વિશેષ સંકુલતા ઉપસાવે છે. વાર્તાકારનું ભાષાકર્મ સંવેદનને ઘનીભૂત કરે છે. કેટલાંય વિધાનો આધુનિક દ્વિધાગ્રસ્ત સંસ્કૃતિનું કે પરિસ્થિતિનું સીધેસીધું કથન કરતાં હોવા છતાં તે સપાટ કે ચપટાં બનતાં નથી. કોઈ પણ પ્રકારના વેશાંતર વિના હાઈ સોસાયટીની બોલાતી ભાષાના સાંપ્રત સ્વરૂપને ઉપયોગમાં લઈ તેને વિવિધ કાકુમાં પ્રયોજી વક્તવ્યને બલિષ્ઠ રીતે રજૂ કર્યું છે.

'ઓધાન' વાર્તામાં પારંપરિક ધર્મ અને ગરીબીને સામસામે તોળાયેલાં મૂકીને જીવનની વાસ્તવિકતાને વક્રતાથી છતી કરી છે. શહેરમાં નાગપાંચમને દિવસે સવારથી જ મહુવરોના સૂરમાં માંદલા, નમાલા, વિષવિહોણા ફણીધરો ઠેરઠેર ડોલતા દેખાતા હતા. એક મંદિરની આસપાસ પણ ચારપાંચ વાદીઓ ગોઠવાઈ ગયા હતા. ભિખારણ કેસર દીકરાને લઈને બેઠી હતી. તેને થાય છે: 'આ મૂઆ મદારી ભાગ પડાવવા ક્યાંથી ફૂટ્યા?' શ્રદ્ધાળુ લોકો શ્રદ્ધાના પ્રદર્શનની હોડમાં નાગબાપાને દૂધ પીવા પૈસા નાંખે છે. આ વાદીઓ પણ રોજી પર રોકેલા હતા. કેસર વિચારે છે, એ પણ એક દિવસ માટે નાગને ભાડે લઈ આવી હોત તો! આ પછી તર્ક કરે છે: 'એના નાગોબા અને પોતાના વિઠોબા પાસે કાલિદમનનો ખેલ કરાવ્યો હોય તો! વિઠ્ઠલને કેડેથી કાંચળીવાળી પૂંછડી ઊગી હોત તો!' આ વિચાર આવતાં જ તે ભયની મારી વિઠ્ઠલને ખોળામાં લઈ લે છે. આજે કેસરને પૈસોય મળ્યો નહીં. ભૂખનો માર્યો અકળાયેલો વિઠ્ઠલ રડવા લાગે છે. છેવટે કેસર હીબકતા વિઠ્ઠલને કાંખે લઈને ઊભી થાય છે. અને એને ફાટેલી ચોળીના ગુંજામાંથી એક પૈસો મળે છે તે એક વાદીને આપી દે છે, અને કહે છે: 'આ એક કહેવા પૂરતો હતો એય લે, દઈ દીધો તને! એને લાગો સમજ, હપતો સમજ, લાંચ સમજ, ધરમ-પૂન-દાન જે સમજવું હોય તે સમજ, પણ એક કિરપા કરજે. હવે આવે તો આવજે મારી કૂખે ફૂંફાડતો!' એટલામાં કેસરને ફાળ પડે છે કે, 'વિઠુડો ક્યાં?' વિઠુડો તો ગૂંચળું વાળી વાદીની ટોપલીમાં દૂધ ચાટતો હતો. કેસરે કાંખે હાથ ફેરવ્યો તો એના હાથમાં ભીંગડાવાળી કાંચળી આવી. એણે જોયું તો નવોનકોર થઈ નાગોબા કેડે બેઠો હતો. અને કેસર બેભાન થઈ ઢળી પડે છે. વાર્તામાં એક સાથે મુકાયેલી આજના માનવીની અંધશ્રદ્ધા અને સંવેદનની નીંભરતા વ્યંગની ધારને તીવ્ર બનાવે છે. અંતની કપોલકલ્પના વાર્તામર્મને ચમત્કૃતિ આપે છે.

'અને....છતાં.... પણ' વાર્તાના શીર્ષકમાં જીવનની અસંગતિનો ધ્વનિ રહેલો છે. એકબીજાં સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ ન હોય એવાં ત્રણ દશ્યો અહીં છે. એક અવાવરા કૂવામાં રહેતા કોલરભા નાગ અને એના પુત્રના સંબંધનું ચિત્ર છે. બીજું ત્ર્યંબકે એના શેઠને ત્યાં કરેલી ચોરીનું અને ત્રીજું દિલીપના મોટી બહેન કુકુ તરફના જાતીય આકર્ષણનું છે. આ ત્રણે ચિત્રો ક્રમશઃ વારાફરતી રજૂ કરીને વાર્તાસંરચના કરી છે. કોલરભાની કથામાં માનવસંબંધોમાં વધતા જતા વિષનું ઈંગિત છે. આર્થિક સંકડામણના દબાવમાં આવીને ત્ર્યંબકે પૈસાની ચોરી કરી, પોલીસ કસ્ટડીમાં તેણે ચોરીનો સતત ઇન્કાર કર્યો અને ચોર તરીકે ગયેલો ત્ર્યંબક નિર્દોષ છૂટી પાછો આવે છે ત્યારે એ જ લોકો સત્યના આગ્રહ માટે તેનું બહુમાન કરે છે. ભ્રષ્ટાચાર કેવી રીતે શિષ્ટાચાર બને છે તેનું મનોવૈજ્ઞાનિક નિરૂપણ થયું છે. ત્રીજા દશ્યમાં દિલીપ મોટી બહેનને નહાતાં, કપડાં બદલતાં જોયા કરે, મિત્રો સાથે બ્લુ ફિલ્મ જુએ, ચરસ-ગાંજો લે આદિ વિગતો સંકળાયેલી છે. કુકુનાં લગ્ન લેવાતાં દિલીપ ડિપ્રેસ થાય છે અને ભાઈ-બહેનના દઢ પ્રેમનું દષ્ટાંત બની જાય છે. આમ વિખંડિત દશ્ય-આયોજનથી મનુષ્યના આંતરજગતની વિસંગતિ સૂચિત થઈ છે એમાં રચનારીતિની સાર્થકતા છે.

'સસલું' વાર્તામાં ધાર્મિક કટ્ટરતા મનુષ્યને કેવો માનવતાવિહોણો બનાવે છે એનું પ્રતીકાત્મક ચિત્ર છે. ઝિંગુ અને ટોશી વચ્ચે ફંગોળાતું સસલું હિંદુ-મુસ્લિમની

કટ્ટરતા વચ્ચે પિસાતી રહેંસાતી નિર્દોષ, ગભરુ પ્રજાનું પ્રતીક બની રહે છે.

'સો સારસી' અર્થસંદિગ્ધતાને કાવ્યમય રીતે વ્યક્ત કરે છે. એમાં આપણાં કપાતાં જતાં જંગલો માટેનો વિષાદ, સ્ત્રીઓનું શોષણ અને એમનો સ્વ-અસ્મિતા માટેનો સંઘર્ષ, આદિવાસી પ્રજાનું થતું શોષણ એક ધ્રુવ પર રહીને મર્મવેધક અનુભવ કરાવે છે. પ્રસંગોનું ભાષામાં વિગલન થઈ તથ્યવાસ્તવ રૂપાંતરિત થયું છે. હવામાં તરતી, સરતી, નિર્મળ આંખોવાળી, લાંબી બંકિમ ડોકવાળી, ગુલાબી ઝાંયભરી ધવલ પાંખોવાળી સારસીની વિવિધ ક્રિયાછટાઓ ચલચિત્રાત્મક રીતે સંવેદનનો સંસ્પર્શ કરાવે છે. આ દશ્યચિત્રાવલીઓ – પછીતે રહેલા સંકેતો સુધી ન પહોંચીએ તો પણ વાર્તાકારની કૅમેરાની કળાના અદ્ભુત પ્રયોગો આસ્વાદ્ય છે. વર્ણનોમાંના અલંકારો, શબ્દશક્તિઓના વિશિષ્ટ પ્રયોગો અને વાક્યો, ઉપવાક્યોમાં પ્રાસ દ્વારા સિદ્ધ થતો લય ભાવકને ભાષાનો વિશિષ્ટ સ્વાદ આપે છે. એના ગદ્યલયમાં નિહિત વિષાદની મીંડ કરુણભાવને ઘનીભૂત કરે છે. જુદાં જુદાં દશ્યોના સંનિધીકરણથી રચાયેલી આ વાર્તામાં સો સારસીનાં ચિત્ર અને જીપમાં લઈ જવાતા દાઝેલા માણસના ચિત્ર-અવાસ્તવ અને વાસ્તવ–ને સાથે મૂકીને એક વિશિષ્ટ આકૃતિ નિપજાવી છે. ઘટાદાર વૃક્ષોના તસતસતા લીલાછમ સૌંદર્ય અને આકાશમાં ઝળુંબતી ભૂરાશમાં ઊડતી સારસીના ગુલાબી ઝાંયભર્યા ધવલ સૌંદર્યની સામે મનુષ્યહૃદયની ક્રૂરતા મૂકીને વિષમ સ્થિતિની અસહાયતા વ્યંજિત કરી છે. સમગ્ર રચનાની ભીતર વહેતી રહેતી સર્જકની મૂંગી વેદના વાર્તાનું ધારકબળ છે.

'ચુટકી', 'લૂણો', 'ફુલડી', 'સન-ડે જ સન-ડે' 'કૅટવૉક', 'ખુશબો', 'કલહ', 'ગાંડીતૂર', 'રિસાઈ ગયેલો સૂરજ' એ સ્ત્રીના ભાવજગતને અભિવ્યક્ત કરતી રચનાઓ છે. એમાં સ્વવ્યક્તિત્વનો સ્વીકાર કરાવવા સંઘર્ષ કરતી, ન્યાય ઝંખતી નારી છે, તો પુત્ર અને નોકરી વચ્ચે તણાતી નારી છે. માતૃત્વ ઝંખતી અને કુટુંબ માટે લગ્નજીવન ત્યાગતી સ્ત્રી પણ અહીં છે. અધિકારભાવે પ્રેમ કરતી કે પ્રેમનો ઉન્માદ અનુભવતી નારી આ વાર્તાઓમાં છે. નિષ્ફળ લગ્નજીવનને કારણે રુગ્ણ માનસ ધરાવતી કે મનોમન એકપક્ષી પ્રેમમાં રાચતી નારી પણ ચિત્રિત થઈ છે. આમ અનેકવિધ નારીરૂપો આ રચનાઓમાં પ્રગટ થયાં છે. 'કૅટવૉક' વાર્તામાં આજની નારીનો મુક્તિ માટેનો આક્રોશ દૃષ્ટિગોચર થાય છે. પિતા અને થનાર પતિ બન્ને સંજનાને બ્યુટી કૉન્ટેસ્ટમાં ભાગ લેવાની ના પાડે છે, ત્યારે પુરુષના માલિકીભાવથી તે અકળાય છે. જે પુરુષો અન્ય સ્ત્રીના સૌંદર્યની સ્પર્ધાઓ ટી.વી.માં જુએ, પ્રશંસા કરે એ જ પુરુષ પોતાની પુત્રી-પત્નીને આવી સ્પર્ધામાં જોવા ઇચ્છતો નથી. સંજનાને સંમતિ નહીં, પણ પોતીકાની સહાય જોઈએ છે. એને થાય છે, 'સંબંધો મારાથી જન્મે છે કે હું સંબંધોથી?' 'ફુલડી' વાર્તાની નાયિકા 'કૅટવૉક'ની સંજના કરતાં એક ડગલું આગળ વધે છે. અન્યાય સામેના આક્રોશને તે કાર્ય દ્વારા વ્યક્ત કરે છે. પુરુષ સ્ત્રી પર બળાત્કાર કરે અને સમાજ તિરસ્કાર કરે સ્ત્રીનો, ત્યારે પિયાસીને થાય છે કે 'જે દોષ પોતે નથી કર્યો એને સ્ત્રી હોવાને કારણે જ સહન કરવાનો? સ્પર્શને ત્રાજવે જ સંબંધને મૂલવવાનો? સંવેદનાને નહીં?' આ વાર્તામાં અહલ્યાકથાનો સાંપ્રત સંદર્ભમાં ઉપયોગ થયો છે. અહલ્યાની અવદશા માટે જવાબદાર ઇન્દ્ર છેતરપિંડી કરતો હોવા છતાં એ દેવાધિદેવ જ ગણાય છે અન ગૌતમ પતિ તરીકેના વિશ્વાસને વિસારે પાડીને કાયર બની ભાગેડુવૃત્તિ તથા સ્વામિત્વ દાખવે છે તો પણ ઋષિ જ રહે છે. લોકમાનસમાં આ બન્નેની છબી નિષ્કલંક છે અને પોતાના વાંક વિના જ અહલ્યા શલ્યા બને છે. પિયાસીના મનમાં સ્ત્રીને થતા અન્યાય અંગેના આવા વિચારો આવે છે. આ બન્ને વાર્તામાં નારીવાદી મિજાજ પ્રભાવક રીતે વ્યક્ત થયો છે. સ્ત્રી હોવાની સજગતા અને સભાનતાને કારણે જ આ નાયિકાઓ પોતાનો આક્રમક મિજાજ વ્યક્ત કરે છે.

લૉન્ડ્રીમાં કામ કરતી ચુટકી કપડાં આપવા આવતા એક યુવાનને મનોમન પ્રેમ કરે છે. એના આ પ્રેમતરંગો 'ચુટકી' વાર્તામાં મનોરમ રજૂઆત પામ્યા છે. ચુટકીની નજરે વી.ટી. એસ. બાઘુરામ છે. વી.ટી.એસ. પાત્ર જીવંત રૂપે તરવરી રહે એવું રસપ્રદ બન્યું છે. 'ઊંચો, સૂકો યુવાન, સહેજ બ્રાઉન રંગના, તેલ વગરના,

લાંબા કપાળ પર ઢળી આવતા વાળ, ટેરવાં રમાડવાં ગમે એવી તાજી કાપેલી ટર્ફની કુમાશભરી લીલાશ પડતી દાઢી, રિમલેસ ચશ્માં, ખભે બગલથેલો, પગમાં કોલ્હાપુરી ચંપલ, પણ ચિત્ર અધૂરું જ રહે, જો એના હાથમાં પુસ્તક ના હોય તો.' ચુટકીની આંખે કરેલું નિરીક્ષણ સ્ત્રીનજરની લાક્ષણિકતા વ્યક્ત કરે છે. વી.ટી.એસ.નાં કપડાં તરફ ચુટકી ખાસ્સો પક્ષપાત દર્શાવે છે, છતાં એની ઇનિશિયલ્સ સિવાય તે કશું જ વિશેષ જાણતી નથી. એક વખત એ કપડાં આપવા આવ્યો. કપડામાં સાડીઓ, બ્લાઉઝ અને નાનાં ફ્રૉકને જોઈને ચુટકી રોષ અનુભવે છે. એ ગુસ્સામાં પગ પછાડતી કબાટ પાછળ ચાલી જાય છે. એની બુદ્ધિ બાવરી બને છે, મન મૂર્ખતાભર્યું વિચારે છે. ચુટકી આખી વાતની ઉપેક્ષા કરવાનું વિચારે છે, એટલામાં જ એ યુવાનની બહેન સાડીને છેડે બાંધેલી ચાવીની તપાસ કરવા આવે છે એની વાતમાંથી એ જાણે છે કે બહેન અને ભાણી યુવાનને ત્યાં વેકેશનમાં આવ્યાં છે. આ જાણી ચુટકીનું ગુસ્સાથી તરડાયેલું મન ટહૂકવા લાગે છે. ચુટકીના મનની પરિવર્તિત થતી ગતિવિધિનું ચિત્ર અહીં આકર્ષક રીતે રૂપાંતરિત થયું છે. 'એમનાં કપડાં હું જ ધોઈ નાંખું તો!' અંતનું આ વાક્ય નારીમનની વિલક્ષણતા ઉત્તમ રીતે પ્રગટ કરે છે. વાર્તાના આંતરસ્તરે ઝમ્યા કરતો વિનોદ ભાવકને પ્રફુલ્લ કરે તેવો છે.

ભાઈ બહેનને પસલી આપે એમાં 'હું તારી પડખે જ ઊભો છું'નો ભાઈનો સધિયારો હોય છે. આપણા આ રિવાજને જે મોટાઈનો લૂણો લાગ્યો છે તેની કથા 'લૂણો' વાર્તારૂપ પામી છે. પત્રશૈલીએ રચાયેલી આ વાર્તામાં લાગણીશીલ છતાં સ્વમાની, સ્વતંત્ર નારીનાં દર્શન થાય છે. 'સન...ડે...જ સન...ડે' વાર્તામાં પ્રગટ થતું બાલમાનસ અને માતૃહૃદયની તાણ અનુભવતી નારી ચિત્રિત થયાં છે. 'ખુશ્બો'માં માતૃત્વ ઝંખતી કિન્નરીની મધુર કલ્પનાઓ કૌટુંબિક પશ્ચાદ્‌ભૂમિ સાથે રજૂઆત પામી છે. તો 'કલહ'માં નિષ્ફળ લગ્નને કારણે વિકૃત સંવિદ્ ધરાવતી નારીનું ચિત્રાંકન થયું છે. પ્રિયતમ પતિનું હૃદય અન્ય પુરુષના હૃદયમાં ધબકતું થયું છે એ ઘટના પ્રેમિકા નાયિકામાં કેવાં સંવેદનો જગવે છે તેનું 'ગાંડીતૂર' વાર્તામાં અસરકારક નિર્વહણ થયું છે. આવાસમાં પતિ સનાતનનું હૃદય ધબકે છે એ જાણીને ઉષ્મા એને મળવા જાય છે. ત્યારની ઉષ્માની ઉત્તેજના અને સનાતન સાથેના મધુર દામ્પત્યના પ્રસંગો કુશળતાપૂર્વક વણાયા છે. નાયિકાનાં સંવેદનો, ક્રિયા-પ્રતિક્રિયાઓ સહજસ્ફૂર્ત છે તેથી પ્રતીતિજનક બને છે. અજાણ્યા આવાસને મળીને, એની છાતીએ કાન માંડતાં ઉષ્મા ભૂલી જાય છે કે આ પરપુરુષ છે. એને તો સનાતનના ધબકારા જ સંભળાય છે. વાર્તાવસ્તુની કલ્પના અને માવજત આકર્ષક છે. પત્ની-બાળકો તરફની ફરજ અને દર્દી તરફનો સેવાધર્મ–આ બેની પસંદગી કરવાની આવે ત્યારે દર્દી તરફની ફરજને પ્રથમ સ્થાન આપતો અનિકેત પત્ની-બાળકોને ગુમાવી બેસે છે તેની કરુણ કથા 'રિસાઈ ગયેલો સૂરજ'માં રજૂ થઈ છે. અનિકેત અને ઇરા બન્ને એક જ પ્રકારની સ્થિતિમાં બે વાર મુકાય એવા પ્રસંગો યોજીને બન્ને એકબીજાંને સમજી શકે તેવો અવકાશ યોજી, સત્યની સામે સત્યને મૂકીને લેખકે બન્ને પાત્રો તરફ ભાવકનો સમભાવ ટકાવી રાખ્યો છે.

'ગાભલું' અને 'બીકનું બંડલ' વાર્તાઓમાં મનુષ્યનું ભયજગત આલેખાયું છે. તોફાન કરતા લાલુને રૂમમાં પૂરી દેતાં એ એકલો પડે છે અને તેને એકલાપણાનો તથા અંધારાનો ડર લાગે છે. ત્યારે ડરને હઠાવવા તે જે કલ્પનાઓ કરે છે તેનું સુંદર ચિત્રણ 'ગાભલું' વાર્તામાં થયું છે. 'બીકનું બંડલ'માં નાયિકા વિનુના ગરોળીથી ડરવાના પ્રસંગને નિમિત્ત કરી મનુષ્યમાં રહેલા સનાતન ડરનાં વિવિધ રૂપો તરફ વાર્તાકારે નિર્દેશ કર્યો છે.

'શેનૂદિવ્' વાર્તામાં સ્ત્રી-પુરુષના પ્રેમાકર્ષણ-ભાવની સંકુલતા અને તરલતા એકમેકમાં ઘૂંટાઈને મૂર્ત રૂપ પામ્યાં છે. તન્વી અને સુકેતુ એકબીજાને અત્યંત પ્રેમ કરે છે. બન્નેનું મિલનસ્થાન મિત્ર ચક્કિનું ઘર હતું. ત્રણે ઘનિષ્ઠ મિત્રો હતાં. એક દિવસ તન્વી સુકેતુના આવવાની રાહ જોતી ચક્કિ સાથે વાતો કરે છે. એમાં સૂચિત થાય છે કે ચક્કિ પણ તન્વીથી આકર્ષિત થયેલો છે, અને એ હકીકત તન્વીને ગમે છે. આ પછી તન્વી અને સુકેતુની ઇચ્છારમત નિમિત્તે જુદી જુદી

કાપલીઓમાં તેમણે વ્યક્ત કરેલી ઇચ્છા ચકિ વાંચે છે, તો એકમાં 'આઇ વિશ, મારું મોકલેલું માગું પારુલ સ્વાકારી લે', અને બીજીમાં 'લંડનથી ધવલ પાછો આવે છે, આઈ વિશ, જતા પહેલાં આપેલું વચન પાળે! બન્ને પ્રેમીઓની તરંગિત લાગણી ઉપર વાર્તાકારે આંગળી મૂકી આપી છે.

ટૂંકમાં, 'અને....છતાં....પણ..'ની વાર્તાઓ ભાવકપ્રતિભાને સક્રિય કરવા સક્ષમ છે. સર્જક અનુભૂતિની નિયત સીમામાં રહીને બુદ્ધિ અને હૃદયના આવિર્ભાવોને આ વાર્તાઓ દ્વારા સુગ્રથિત રીતે મૂકે છે. લગભગ બધાં જ સુશિક્ષિત પાત્રોની સંવેદના બુદ્ધિ અને તર્કથી નિયમનમાં રહે છે. આમ છતાં બૌદ્ધિક આબોહવા શ્વસતાં આ પાત્રો ક્યારેક માત્ર હૃદયબળને જ વશ વર્તતાં પણ જોવા મળે છે. કેવળ સમાજલક્ષિતા કે પ્રયોગલક્ષિતાથી સીમિત થયા વિના વાર્તાકારે ઈપ્સિતને પ્રગટાવવા રચનારીતિ અને ભાષારચનાના નવા નવા ઉન્મેષો દાખવ્યા છે. ચુટકી તર્ક કરતાં આકર્ષણના ઉન્માદને વશ છે. 'લૂણો' વાર્તાની નાયિકાની લાગણી આત્મસંમાનના સ્પર્શથી સંયમિત છે. તો 'કુલડી'ની પિયાસી ન્યાય માગતી, બૌદ્ધિક પરિસરમાં જીવતી, આધુનિક સ્વતંત્ર નારી છે. 'કેટવૉક'ની સંજના 'સ્વ'ની ઓળખ ઝંખતી નારીનું પ્રતિનિધિત્વ કરે છે. 'બુફે'નો નાયક તીવ્ર સંવેદનશીલતાથી જીવનની અ- સંગતિ અનુભવે છે. 'ગાંડીતૂર' અને 'રિસાઈ ગયેલો સૂરજ'નાં પાત્રો પ્રેમવિવશ છે.

વસ્તુને વાર્તાઘાટ આપવા માટે વાર્તાકાર ક્યારેક પ્રથમ પુરુષ કથનકેન્દ્રનો પ્રયોગ કરે છે. પ્રથમ પુરુષ કથનકેન્દ્રથી રચાયેલી 'ચુટકી' વાર્તામાં થયેલો સર્જક-પ્રવેશ એકવિધતા નિવારીને ચુટકીના મનોગતને અસરકાર બનાવે છે. 'લૂણો' પત્રરીતિએ કંડારાઈ છે. એકોક્તિસ્વરૂપે, 'આકાશભાષિત' જેવી ભાષારચનાથી નિબદ્ધ થયેલી 'બુફે' વાર્તા નાયકનો 'સ્વ' સાથેનો સંવાદ જ છે. 'અને...છતાં...પણ...' અને 'ઓ સારસી' વાર્તાઓ કથન-વર્ણનના ઉપયોગથી સંનિધીકરણની પ્રયુક્તિથી રચાઈ છે. આમ, રચનાસંવિધાનની વિવિધ રીતિએ વાર્તા-આવિષ્કાર થયો છે.

વાર્તાઓની ભાષાસંરચના ઉપર એક જુદો જ લેખ થઈ શકે એમ છે. શિક્ષિત પાત્રોની ભાષા અંગ્રેજી છાંટવાળી બોલચાલની જીવંત ભાષા છે. જુદા જુદા સંદર્ભોમાં વિવિધ ભાષામિશ્રણોથી, વાક્યલયથી આધુનિક બોલાતી ગુજરાતી ભાષાની વિશિષ્ટ મુદ્રા ઊભી થઈ છે. થોડાં દૃષ્ટાંતો જોઈએ. 'સાલી જૂઠાડી છે નીકુ તો', 'જોવાની એને ફુરસદ નથી તો ચુટકીનો ઠેંગો. મારે જીવ ડહોળીને શું કામ?' (પૃ. ૩), 'તાઈ વેડા આલા.!' (પૃ. ૮), 'અનુ, આપણને પોતાની જાતને ક્લોઝઅપમાં જોવાની, હોલ્ડ કરવાની બીક કેમ લાગે છે, વ્હાય?' (પૃ. ૨૪) વગેરે વાક્યો સાથે 'રાતે પાણીએ રોવું', 'ખાંજરે નાંખવું', 'ઢીંગરાઈ જવું', ભૂંડુંભખ, 'ડખો', 'ગાલાવેલી' જેવા થોકબંધ તળપદા શબ્દો અને રૂઢ પ્રયોગો વાર્તાઓને જિવાતા જીવન સાથે જોડે છે. આ ઉપરાંત હિન્દી, ઉર્દૂ અને સંસ્કૃત તત્સમ શબ્દોના વિનિયોગથી ભાષા આધુનિક મિશ્ર સંસ્કૃતિનો સંકેત રચે છે. આ સાથે કાવ્યભાષાનો પ્રયોગ પણ અહીં થયો છે : 'એણે બીતાં બીતાં પાંખાળા ગાભલા જેવી બીકને હાથમાં લીધી. બીકે રંગીન પાંખ વહાલસોયી રીતે ઉઘાડવાસ કરવા માંડી. ઉઘાડવાસ થતી બીકની પાંખના રંગ કાચિંડાના રંગની જેમ બદલાવા માંડ્યા. ઘડીક જાંબલી ને પીળો તો ઘડીક કથ્થઈ ને લાલ, ઘડીક કાળો, ઘડીક લીલો, ટપકાંવાળો!' (પૃ. ૭૬). 'ઓ સારસી' વાર્તાની સૂચનાત્મક ભાષાશક્તિ તથા ગદ્યલય ધ્યાન ખેંચે છે. આવાં દૃષ્ટાંતો પ્રસ્તુત સંગ્રહમાં ઓછાં નથી. વક્રવ્યંગ ધ્વનિત કરતાં વિધાનોમાં વાર્તાકારનું સૂક્ષ્મ નિરીક્ષણ પ્રત્યક્ષ થાય છે. જેમ કે, 'સ્ત્રી-પુરુષો હાથ જોડી, માથું નમાવી, ભયને ઓળખ્યા વિના નાગોબાનું રક્ષણ યાચતાં, શ્રદ્ધાના પ્રદર્શનની હોડમાં, ત્રાંસી નજરે એકબીજાને જોઈ, પાંચ પૈસા, પાવલી કે રૂપિયો ફંગોળતાં હતાં. (પૃ. ૫૭). આમ, સામગ્રીનું રૂપાંતર કરવામાં ભાષાકર્મનો ફાળો પણ નાનોસૂનો નથી.

અંતે, પ્રલંબ ફલક પર વિસ્તરેલી આ વાર્તાઓ ભાવકસંવિદ્‌ને કલાચમત્કૃતિના અનુભવ સાથે સંક્ષુબ્ધ કરે છે.*



* 'અને...છતાં....પણ...' લે. હરીશ નાગ્રેચા. રન્નાદે પ્રકાશન. કિં. રૂ. ૧૦૨, ઈ. ૧૯૯૮

# વિસ્તરતી સીમાઓ

## સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ

**ચન્દ્રકાન્ત ટોપીવાળા**

અનુવાદમીમાંસા (translation studies)ની જેમ આજે સંસ્કૃતિમીમાંસા (cultural studies) પણ સ્વતંત્ર વિદ્યાશાખા રૂપે વિકસી રહી છે. અનુઆધુનિકતાવાદ ઉચ્ચ સંસ્કૃતિ (high culture) અને જનપ્રિય સંસ્કૃતિ (popular culture)ની ભેદરેખાઓને ભૂંસવાનો પ્રયત્ન કરે છે, તે સમયે સમાજવિજ્ઞાનીઓ, નૃવંશશાસ્ત્રીઓ, સાહિત્યના સિદ્ધાન્તકારો અને વિવેચકો સંસ્કૃતિમીમાંસા સાથેની અને માધ્યમો, જનપ્રિય સંસ્કૃતિ સાથેની સમાજવિચારની સંગતતા અંગે ધ્યાન કેન્દ્રિત કરી રહ્યા છે. એટલું જ નહીં, સમાજ અને કલાઓ અંગેનાં લખાણોમાં પ્રધાનપણે વર્ચસ્ ભોગવતી સંસ્કૃતિની વ્યાખ્યા કરવામાં ગૂંથાયા છે.

સંસ્કૃતિની વિભાવનાને વિવિધ લોકોએ વિવિધ રીતે ઉપયોગમાં લીધી છે. નૃવંશશાસ્ત્રીઓને મતે સંસ્કૃતિ સંગ્રથન કરતી કેન્દ્રસ્થ વિભાવના છે. સંસ્કૃતિ માન્યતાઓ અને મૂલ્યોની તરેહોને નિર્દેશે છે. પેઢી દરપેઢી હસ્તાંતરણ પામતી વસ્તુઓ અને સંસ્થાઓમાં સંસ્કૃતિ પ્રતિબિંબિત થાય છે. કેટલાક સંસ્કૃતિને પ્રતીકોના ઉપાદાન દ્વારા સંક્રાન્ત થતી અને સામાજિક રીતે ગ્રહણ થતી સમસ્ત વ્યવહારની રચના માટેનું સામૂહિક નામ ગણે છે; કેટલાક આંતરશિક્ષણ (interlearning) એના પાયામાં છે એવો મત ધરાવે છે; તો કેટલાક નિયમનિયંત્રિત, પ્રતીકઆધારિત એવાં પ્રશિક્ષિત વ્યવહાર અને માન્યતાઓ પેઢીદરપેઢી આગળ વધે છે એને સંસ્કૃતિ આવરી લે છે એવું તારણ કાઢે છે. ટૂંકમાં, કેળવણી દ્વારા મનુષ્યમાં અંતર્ગત થયેલી આચારસંહિતા સંસ્કૃતિમાં મોજૂદ હોય છે.

જ્યારે જ્યારે કલાઓના સંદર્ભમાં 'સંસ્કૃતિ' સંજ્ઞાનો ઉપયોગ થાય છે ત્યારે ત્યારે એ ચોક્કસ પ્રકારની કલાને વર્ણવે છે. શાસ્ત્રીય નૃત્યો, વંચાતી પ્રશિષ્ટ કવિતા કે નવલકથાઓ, શાસ્ત્રીય સંગીત વગેરે સામાન્યતઃ એવા ભાવકોની અપેક્ષા રાખે છે, જેમની રુચિ અને સંવેદના કેળવાયેલી હોય. પરંતુ ઘણી વાર એવું બને છે કે આ બધી કલાઓમાં રસ ન લેતો હોય તે કેળવાયેલો નથી એમ માનીને ચાલવામાં આવે છે, જે તદ્દન અસંગત છે.

આનો અર્થ એ થયો કે અન્ય પ્રકારની પણ એક સંસ્કૃતિ છે, જે જનપ્રિય સંસ્કૃતિ તરીકે ઓળખાય છે, જેમાં કૉમિક સ્ટ્રિપ્સ, ટેલિવિઝનના કાર્યક્રમો, રેડિયો રૂપકો, ધારાવાહી નવલકથાઓ, જાસૂસકથાઓ, વિજ્ઞાન-કથાઓ, સૌન્દર્યસ્પર્ધાઓ, રમતગમતો વગેરેનો સમાવેશ થઈ શકે. ક્યારેક એવું બને છે કે ક્યાં જનપ્રિય કલા ઉચ્ચ કલા બની જાય છે અને ક્યાં ઉચ્ચ કલા જનપ્રિય કલા બની જાય છે એ કહેવું મુશ્કેલ બને છે. 'સરસ્વતીચન્દ્ર' ચલચિત્રમાં ઢળે કે શરદબાબુની 'શ્રીકાન્ત' ટેલિશ્રેણીમાં ઢળે તો તેથી એ જનપ્રિય કલા બને ? ઘણા વિવેચકો અને સાંસ્કૃતિક સિદ્ધાન્તકારો દલીલ કરે છે કે કોઈ આત્યંતિક નમૂનાઓ બાદ કરતાં ઉચ્ચ કલા અને જનપ્રિય કલામાં ઘણું સરખાપણું છે. ખાસ્સી જગ્યાએ આ બંને કલાઓ એકબીજાને આંતરે છે.

કેટલીક વાર તો એવું પણ જોવા મળે છે કે ઉચ્ચ સંસ્કૃતિમાં રસ લેનારો જનપ્રિય સંસ્કૃતિની પણ રુચિ ધરાવે છે. કેટલાક શનિવારની રાત્રે શાસ્ત્રીય સંગીતની બેઠકમાં ગયા હોય અને રવિવારે બપોરે ડાયરાનો આનંદ લેતા હોય. તો કેટલાક વળી બપોરે પ્રશિષ્ટ નવલકથા વાંચતા હોય અને સાંજે ટી.વી.ની સામે ગોઠવાઈને રંજક કૉમેડીને માણતા હોય છે.

આ બધા પરથી એક વાત ધ્યાન પર આવે છે કે કેટલાક આત્યંતિક નમૂનાઓમાં આ બે સંસ્કૃતિ વચ્ચેનો ફરક તરત જણાઈ આવે છે, પણ અન્યથા આ બે વચ્ચેનો ભેદ કરવો ઘણો મુશ્કેલ છે. બીજું, સૌંદર્યધોરણોના સંદર્ભમાં આ બંને સંસ્કૃતિઓની ચર્ચા કરવી અને એના ચાહકવર્ગની તેમ જ એ બંનેના સામાજિક-સાંસ્કૃતિક પ્રભાવની અવગણના કરવી એનો કોઈ અર્થ નથી.

જનપ્રિય સંસ્કૃતિનો અભ્યાસ આજે ઉચ્ચ સંસ્કૃતિના અભ્યાસ સાથે સાંકળી દેવામાં આવ્યો છે અને એ સાથે એક નવી વિદ્યાશાખા 'સંસ્કૃતિમીમાંસા' હયાતીમાં આવી છે. સમાજવિજ્ઞાનીઓ, નૃવંશશાસ્ત્રી-ઓ, રાજ્યશાસ્ત્રના અભ્યાસીઓ, ફિલસૂફો, માનવવિદ્યાના જાણકારો અને અમેરિકા-મીમાંસા (American studies) તેમ જ પ્રત્યાયન-ક્ષેત્રના નિષ્ણાતો ઉચ્ચ કે નિમ્ન સંસ્કૃતિનો ભેદ પાડ્યા વગર એકસરખો રસ લઈ રહ્યા છે. એમને કોઈ પણ સંસ્કૃતિ વિશ્લેષણયોગ્ય અને અર્થઘટનયોગ્ય લાગી છે. અનુઆધુનિકતાનું આ મહત્ત્વનું લક્ષણ છે. આ જ લક્ષણ આજે બહુસંસ્કૃતિવાદ (multiculturalism)-ના ક્ષેત્રમાં ખેંચી જઈ રહ્યું છે.

સંદર્ભ : 'કલ્ચરલ ક્રિટિસિઝમ', આર્થર એસા બર્જર (સેજ પબ્લિકેશન્સ) □

## ધોબીનો શ્વાન

ભાઈ ! અમે નહીં ઘરના
    કે નહીં ઘાટના !
સૂરજ-ચંદરને આછે
    અજવાળે હાલ્યા,
રતાંધળા પથિક માઝમરાતના ! ભાઈ !

હાટડીએ હાટડીએ સંબલની શોધ કીધી,
    ટુકડા પામ્યા બે એંઠી ચાટના – ભાઈ !

વાયુનો ગરભ ધારી વાધ્યો અમે વિહ્વાને,
    ખાધા મલીદા મોંઘા દાટના – ભાઈ !

પારકી પ્રસૂતિપીડ કુંવારી શું જાણે ?
    વિરલા વ્હેવારિયા એ વાટના – ભાઈ !

મધદરિયેથી મોતી મરજીવા લાવે,
    સતિયા શહીદો સાચી વાતના – ભાઈ !

સૂરજચંદરને આછે અજવાળે હાલ્યા
    રતાંધળા પથિક માઝમરાતના –
ભાઈ ! અમે નહીં ઘરના કે નહીં ઘાટના !

અનામી

## જુગલવિનોદ

(છન્દ-સ્રગ્ધરા)

રાધા – ઠોકે છે કોણ દ્વારે કર તકી ?
કૃષ્ણ – કુટિલે, માધવ
રાધા – શું વસન્ત ?
કૃષ્ણ – ના, ચક્રી
રાધા – કુમ્ભકાર ?
કૃષ્ણ – નહિ ધરણિધર
રાધા – શું દ્વિજિહ્વાભુજંગ ?
કૃષ્ણ – ના હું તો સર્પમર્દી
રાધા – ખગપતિ શું તમે ?
કૃષ્ણ – ના, હરિ
રાધા – શું કપીન્દ્ર ?

એવા આ ગોપકન્યાવચનજિત નટ કૃષ્ણ રક્ષા અમાન
(કર્ણકર્ણામૃત, આશ્વાસ ૩, શ્લોક ૧૦૫
બિલ્વમંગલ કૃત)

અનુ રાજેન્દ્ર શાહ

## વિપર્યાસ

વસંતતિલકા સૉનેટ

વર્ષો પછી વતનના ઘરમાં પ્રવેશું
એ ગાર-લીંપણ મહીં ચરણો અચોકાં
ખૂંપી જતાં, હવડ બંધ હવા અચિંતી
વાતાયને શરમ-બ્હાવરી રાધિકા-શી
દોડી જતી. ખબર-અંતર પૂછતાં જ
ભીંતો રડી, દગડ-શો મુજને અઢેલી !

બાના ઉજાસ ભરતા કર-ચાકળાઓ
ધીમેકથી 'રજભર્યા' ગણી ઓશિયાળા !
લ્યો, આભલાં ક્ષણિક તેજભર્યાં ઝબૂક્યાં !
ખાલી પડી ઉતરડે ચૂપ પાણિયારું
ભોંઠું પડે. તિમિર-અંધ અવાવરુ ત્યાં
કોઠા જરાક ખસિયાણું રહ્યા વકાની !

મારે હવે નીરખવું નવ કાંઈ શેષ–
વાસું કમાડ, વળનો કિચુડાટ, ક્લેશ

દેવેન્દ્ર દવે

## બાકીનાની શોધમાં

ક્યારેક ડાબા હાથ જેવા બેવકૂફ
ક્યારેક જમણા હાથ જેવા ચાલાક
શા માટે એકબીજાને એકબીજાની વિરુદ્ધ
હાથ કે હથિયાર જેમ ઉઠાવી પોતાને
કરી ત્યાં ને ત્યાં પહોંચીએ છીએ ?

ઘણી વાર ચીડપૂર્વક ધુત્કારી કાઢું છું
તને મને સૌને
પાણી ઓસરે ને હેઠથી
ચળકતાં પથ્થર રેતી છીપલાં
રૂડાં નજરે ચઢે એમ
મને વારે વારે સજવતી નીતરી શરમ
પજવતી રહે ક્યાંય સુધી

વારે વારે એકનો એક સિક્કો ઉછાળતો
જોતો રહું ઘૃણા ને ગમ્મના ભેદ
માગ સુધી જતો જતો
અટકી રહું માગમાં જ

રમણીક અગ્રાવત

Uddesh (A literary, cultural monthly) April 1999 : ISSN 0971-6599
Licensed to post without prepayment, Licence No. 188 R. No. GAMC/920

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

**सर्वभाषा सरस्वती**

વર્ષ નવમું : અંક દસમો

મે : ૧૯૯૯

તંત્રી
રમણલાલ જોશી

૧૦૬



# ઉદ્દેશ

વર્ષ : નવમું અંક : દસમો સળંગ અંક : ૧૦૬

અનુક્રમ: મે ૧૯૯૯



પ્રકાશક : રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

લેઆઉટ, ટાઈપસેટિંગ : ઇમેજ સિસ્ટમ્સ, ૩૦૧, વૈભવી કૉમ્પ્લેક્સ, ફતેહપુરા પોલીસ ચોકી પાછળ, પાલડી, અમદાવાદ – ૩૮૦ ૦૦૭. ફોન : ૬૬૧ ૦૪૪૧.

મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૪

## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૧૫૦, વિદેશમાં (ઍરમેલ) રૂ. ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂ. ૧,૫૦૦.
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે. અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે.
- છૂટક નકલ રૂ. ૨૫, પોસ્ટેજ સાથે.
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું :

  **'ઉદ્દેશ' ફાઉન્ડેશન**
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
  ફોન : **૭૪૯૩૬૭૭; ૭૪૯૦૦૨૭**
- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ
- 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે :

(૧) **વિજય મૅગેઝીન વર્લ્ડ**
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન: ૫૩૫૪૫૯૬

(૨) **સૌરભ પુસ્તક ભંડાર**
કેલિકો ડોમ પાસે, મેડા ઉપર
રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧
ફોન: ૩૮૧૨૩૦, ૭૪૭૫૦૯૭

(૩) **મૅગેઝીન વર્લ્ડ**
સ્ટેશન રોડ,
આણંદ - ૩૮૮ ૦૦૧

ઉદ્દેશ

મે ૧૯૯૯



*સર્વભાષા સરસ્વતી*

## સુખદુઃખની પારાયણ

અહીં ચાલે વીણાવાદન, સામે મોકાણની રોકકળ. આ બાજુ, જગતનો શો અર્થ છે? જીવશિવ એક જ કે જુદા? – એવી એવી ઘડભાંજમાં પંડિતો ડૂબ્યા છે, તો સામે જ સુરા પીને છાકટા બનેલાઓ ધમસાણ મચાવે છે. અહીં રમણીય તરુણી, તો સામે જ જરાથી જર્જરિત ડોસો. કહો, સંસાર વખ જેવો કડવો છે કે અમૃત જેવો મીઠો? ભર્તૃહરિ પ્રશ્નની મુદ્રા ધરીને આપણને તાકે છે.

બુદ્ધવાળા તો ભાર દઈને તમને ઠસાવે છેઃ બધું દુઃખ દુઃખ જ છે. એક ક્ષણથી લાંબું કશું ટકે છે જ ક્યાં ? શંકરની ફિલસૂફી આખી દુનિયામાં જાણીતી. સપના જેવો છે સંસાર.

શબ જોયું, રોગી જોયો, ખખડી ગયેલો ડોસો જોયો, ભગવાધારીને જોયો, અને દુઃખનો દરિયો કેમ તરવો એ ઢૂંઢવા, રાજસુખ ફગાવી દઈને, ગૌતમ નહોતા ચાલી નીકળ્યા ? 'લોકો! જનમવાનું, મરવાનું, બુઢાપાનું ને રોગદોગનું દુઃખ તમારે કપાળે લખાયેલું જ છે' – ભગવદ્ગીતા હાથ ઊંચા કરીને પોકારે છે.

પુનરપિ જનનં, પુનરપિ મરણં, પુનરપિ જનનીજઠરે શયનં, કોણ તારો બેટો? કોણ તારી પેમલી?

રસ્તા પર લાકડી ઠોકતો ડોસો ડગમગ ચાલે છે, જમદૂતોએ બાવડેથી પકડ્યો છે – 'ગમ્ – ગચ્છ એટલે જવું' એવાં વ્યાકરણનાં સૂત્રોનું ભલે જીવનભર રટણ કર્યું, તોય એને એ ક્યાં બચાવવાનાં છે? માટે મૂરખા, બચ્ચા, ભજ ગોવિંદં, ભજ ગોવિંદં.

સમજો, અહીં કશું નથી બન્યું. બધું સુખ સ્વર્ગમાં જ છે, સદાયે જુવાનના જુવાન, અપ્સરાઓ, અમૃત, વિમાન.... પાંડવોએ છેવટે સ્વર્ગારોહણ કર્યું હતું ને ?

જૈનો તો ૧૪ કે ૧૬ સ્વર્ગો દેખાડે છે. બીજાઓ વળી ગણાવે છે : ભૂ, ભુવર્, સ્વર્, જનલોક, તપલોક, સત્યલોક, બ્રહ્મલોક. વૈકુંઠ પણ. ભાઈ, લોભાવવા માટે સ્વર્ગ છે, ભડકાવવા માટે નરક. બેહિસ્ત, કયામત એ તો માત્ર કલ્પના.

પણ પુણ્ય ખૂટ્યાં ને સ્વર્ગમાંથી પાછાં ધરતી ભેળાં જ થવાનાં એનું શું? ખરતા તારા તમે જોયા નથી? અને શાપ પણ તમારે માથે લટકતો જ હોય – ઉર્વશી, મેનકા, કામદેવ ને રતિ, જયંતી, રંભા...

તો પછી એમ કરો ને, મોક્ષને આરોધો. ત્યાં બસ અનંત સુખ, અનંત જ્ઞાન... કલ્પનાના ફુગ્ગા ચગાવવામાં આપણે ક્યાં પાછા પડીએ એવા છીએ ? સંત કબીર તો ચૌટાની વચ્ચે ખડા રહીને, હાથમાં જલતી મશાલ લઈને હાકલો દે છે : તમારું ઘર સળગાવી દઈને નીકળી પડો મારી હારે અલખને દરબાર. ચલો ગગનમંડળમાં શૂન્ય શિખર પર આલોકને લોકે. ત્યાં નિશ્ચેના મહેલમાં વસે મારો વાલમો.

ને કહેનારા તો કહે જ છે : ભાઈ, અહીં ખરેખર તો સુખ જેવું કશું છે ખરું? દુઃખ મટે એને જ આપણે સુખ માની બેઠા છીએ. સુખ ભાસે છે એ તો મોટો ભ્રમ છે.

પણ આમાં ક્યાંક મોટી ભૂલ થાય છે. અહીં સુખ છે જ નહીં એવું તો કેમ કહેવાય? દુર્ભાગ્ય

છે, તો શું સદ્ભાગ્ય નથી? ઋષિમહારાજે આદિકાળે જ ભાખ્યું છે: જો આનંદ ન હોય તો કોઈ શું કામ શ્વાસની લેમૂક કરે? શું કામ જીવે? બીજા ઋષિ પણ કહે છે: કામો કરતાં રહીને પૂરાં સો વરસ જીવજો. જો બધું દુ:ખ જ દુ:ખ હોય તો કોઈ સો વરસ શું કામ પીડાય? અસ્તિત્વવાદ-વાળામાંથી પણ કોઈ રડ્યાખડ્યાએ આપઘાત કર્યો હોય તો એ યાદ કરવું પડે.

એટલે આવી બધી ખટપટ મૂકી, ગલોફામાં પાનબીડું ભરીને હીંચકતાં હીંચકતાં 'જીવવું અર્થહીન છે' એવી કવિતા કરવાની મોજ માણવા જેવી છે.

ચાર્વાકો, પહેલાંના અને આજના, એવી ભૂલમાં નથી પડ્યા. જિવાય એટલું સુખે જીવો, દેવું. કરીને પણ ઘી પીઓ – સુરાપાન કરો, માલમલીદા ઉડાવો. અક્કલના ઓથમીરો ! બ્રહ્મ, બ્રહ્મ કરતાં મૃગજળની પાછળ દોટ દ્યો છો. પણ હવાના બાચકા ભરવાથી કશું નહીં વળે. હાથ ઘસતા રહી જશો.

પણ ભાઈ, ઘી પણ થોડું એમ જ હાથવગું હોય છે? એ મેળવવાનું કષ્ટ તો લેવું જ પડે. તો જ એ પિવાય. મેળવવું અને મળ્યું એ જાળવવું – ક્ષેમ અને કુશળ – બેય કષ્ટવાળાં ખરાં કે નહીં?

પણ ખોટી ઘડફૂટ શું કામ કરવી? એવું કેમ ન માનવું કે સુખ અને દુ:ખની ભેળસેળ જ બધે છે? તો તારુંયે રહે ને મારુંયે રહે.

પણ એવી સાદીસીધી વાત હોય તો ડાહ્યાઓ જીભાજોડી શું કામ કર્યા જ કરે? સુખદુ:ખનું મિશ્રણ એ જ ખરી વાત હોય તો તરત સવાલ ઊભો થવાનો કે ભાઈ, કયું વધારે? કયું ઓછું? અખો ભગત એટલે તો ડહાપણનો દરિયો. એ આપણો કાન પકડીને કહે છે, 'ઝઘડો ભાંગી કોઈ ન મૂઓ.'

આપણા કવિઓને દેખાય છે સુખનાં રડ્યાંખડ્યાં બુંદ, પણ દુ:ખનો ઘૂઘવતો ધોધ છે. એક કહે છે, જગતની ઘટમાળ દુ:ખપ્રધાન, સ્વલ્પ સુખવાળી છે. બીજો ગાય છે, ઘડી અષાડ ને ઘડીક ફાગણ, પણ શ્રાવણની ઝરમર એ જ રોજનો અનુભવ.

ત્રીજો વળી ખોબો ભરીને હસ્યાનું, તો કૂવો ભરીને રોયાનું ગાણું ગાય છે. અવનિનું અમૃત લઈ જઈને સ્વર્ગમાં ઈશ્વરને ધરવાની મનસા રાખનાર કવિને પણ કોકિલાને માળે અંતરની વેદના વણવાની ધખના રહે છે.

આ વધુ હોય કે તે, પણ સુખદુ:ખને ઘટની સાથે જ ઘડ્યાં હોવાથી, ને એ રઘુનાથે જડ્યાં હોવાથી ટાળ્યાં ટળે એવાં નથી એવો બોધ જૂના કવિએ આપ્યો છે.

પણ તો તો દુ:ખથી બચવાની કોઈ છીંડીયે ન મળે. શું કરવું?

એક ભગત સીધો જ રસ્તો બતાવે છે: સુખદુ:ખને તમે દેહના ધરમ જાણો. એમાં આત્માને ન કશું લાગે, ન વળગે. તદ્દન નિર્લેપ, કૂટસ્થ.

તો વળી બીજા અનુભવીઓને જુદું જ દેખાય છે. ભાઈઓ, આ સુખ છે અને પેલું દુ:ખ એમ તમને જે થાય છે એમાં તમારું મન જ માત્ર કારણ છે. મનની વૃત્તિ તમને બાંધે કે છોડે – એને લીધે જ અનુભવ અનુકૂળ લાગે કે પ્રતિકૂળ.

હરિવલ્લભ ભાયાણી

**શ્રી મધુસૂદન ઢાંકીનો સન્માનસમારંભ**

વિશ્વવિખ્યાત પુરાતત્ત્વવિદ, ઇતિહાસકાર અને સ્થાપત્યવિદ્વાન શ્રી મધુસૂદન ઢાંકીનો સન્માનસમારંભ તા. ૧૦ એપ્રિલ ૧૯૯૯ના રોજ સવારે હઠીસિંગ કેશરીસિંગની વાડીમાં અમદાવાદ ખાતે યોજાયો હતો. શ્રી હેમચંદ્રાચાર્ય નવમ જન્મશતાબ્દી સ્મૃતિ સંસ્કાર શિક્ષણ નિધિ સંસ્થા તરફથી શ્રી મધુસૂદન ઢાંકીને રૂ. ૫૧,૦૦૦/- અને હેમચંદ્રાચાર્ય સુવર્ણચંદ્રક અર્પણ કરવામાં આવ્યો હતો. શ્રી ઢાંકીએ સંશોધનલેખો અને ગ્રંથો વગેરે મળી અઢી સો જેટલી કૃતિઓ આપી છે. તેઓ અંગ્રેજી, ગુજરાતી અને હિન્દીમાં લખે છે. તેમણે પુરાતત્ત્વ, પ્રાચીન અને મધ્યકાલીન શિલ્પ અને સ્થાપત્ય, ભારતીય શાસ્ત્રીય સંગીત, ઉદ્યાનવિદ્યા (ગાર્ડનિંગ), રત્નશાસ્ત્ર અને જૈન ઇતિહાસમાં મૂલ્યવાન પ્રદાન કર્યું છે. ભારતના સંનિષ્ઠ વિદ્યાપુરુષોમાં એમની ગણના થાય છે. આ પ્રસંગે તેમણે સંપાદિત કરેલ 'હઠીસિંગ હેરિટેજ, ધ જૈન ટેમ્પલ એટ અહમદાબાદ' નામે અંગ્રેજી ગ્રંથનું વિમોચન પણ કરવામાં આવ્યું હતું. આ પ્રસંગે જૈન મુનિઓ, ભારતના વિદ્વાનો, ભાવિકો અને ખ્યાતનામ સાહિત્યકારોની ઉપસ્થિતિ ધ્યાન ખેંચતી હતી. શ્રી મધુસૂદન ઢાંકી જેવા વિદ્યાપુરુષનું આ રીતે સન્માન થયું તે આનંદદાયક ઘટના છે. આ પ્રસંગે શ્રી મધુસૂદનભાઈને હાર્દિક અભિનંદન અને શુભેચ્છાઓ.

**કૃષ્ણવીર દીક્ષિતનું દુઃખદ અવસાન**

પાંચેક મહિના પહેલાં 'જનસત્તા' 'લોકસત્તા'ની મારી કૉલમ 'અક્ષરની આબોહવા'માં મેં 'કૃષ્ણવીર દીક્ષિતનું સર્જન પ્રગટ થવાની રાહ જુએ છે' એ નામે લેખ લખ્યો હતો. તેમણે મને વિસ્તૃત પત્ર લખી કેટલાં પુસ્તકોની હસ્તપ્રતો તેમની પાસે તૈયાર છે એની માહિતી આપેલી. સતત તેમના સ્નેહ નીતરતા પત્રો મળતા. અવારનવાર પત્રોમાં તેઓ પોતાના વ્યાધિઓની વાત લખતા અને પોતે હવે થોડો સમય છે એમ જણાવતા. તેમણે લખેલા અસંખ્ય પત્રોમાંથી થોડાક 'ઉદ્દેશ'માં છાપવાનો ખ્યાલ છે. અવારનવાર તેમને ફોન કરતો. દરેક વખતે એમની એક જ વાત : મુંબઈ આવો. મળવાની ખૂબ ઇચ્છા છે, મારાં અપ્રગટ પ્રકાશનોની વાત કરવી છે. પરંતુ કૃષ્ણવીરભાઈ આટલા થોડાક સમયમાં આપણને છોડી જશે એની તો કલ્પના પણ નહિ! મુંબઈમાં તા. ૧૩-૪-'૯૯ના રોજ સવારે એમનું અવસાન થયું. હૃદય વિષાદથી ભરાઈ ગયું.

સ્વ. કૃષ્ણવીર દીક્ષિત સ્વભાવે અત્યંત લાગણીશીલ હતા. એમના અવાજમાં રહેલો લાગણીનો રણકાર હૃદયને સ્પર્શી જતો. અમદાવાદમાં મારા ઘરે અને મુંબઈમાં સાન્તાક્રૂઝના તેમના નિવાસસ્થાને મળવાનું બન્યું છે. તેમણે અડધી સદી સુધી જન્મભૂમિનો 'કલમ અને કિતાબ' વિભાગ સંભાળ્યો અને વર્ષો સુધી 'ગુજરાત-મિત્ર'માં 'અક્ષરની આરાધના' વિભાગ ચલાવ્યો. તેમણે સેંકડો પુસ્તકોનાં અવલોકનો લખ્યાં છે, સંખ્યાબંધ સાહિત્યિક સમારંભોના અહેવાલો આપ્યા છે. લખાણની નીચે 'કૃ.દી.' લખેલું વાંચો એટલે એકદમ વિશ્વસ્યતાનો અહેસાસ થાય. કૃષ્ણવીરભાઈ જેવા પુસ્તકોના પ્રેમી મેં બહુ ઓછા જોયા છે. એક વાર તેમણે કહેલું કે થોડાં પુસ્તકો કાઢી નાખવા માટે તે દુકાનમાં ગયા અને બીજાં થોડાં પુસ્તકો ખરીદીને લઈ આવ્યા! મુંબઈ યુનિવર્સિટીની ઠક્કર વસનજી વ્યાખ્યાનમાળા હોય કે બીજા કોઈ પરિસંવાદો હોય, પણ એમાં કૃષ્ણવીરભાઈ અચૂક હાજર જ હોય. ૧૯૮૯માં મેં મુંબઈ યુનિવર્સિટીની ઠક્કર વસનજી વ્યાખ્યાનમાળામાં વિવેચન વિશે વ્યાખ્યાનો આપેલાં. કૃષ્ણવીરભાઈ યુનિવર્સિટીના સભાખંડમાં વહેલા આવી જાય. તેમણે આ વ્યાખ્યાનોનો વિગતવાર સાર જન્મભૂમિમાં આપેલો. પછી જ્યારે યુનિવર્સિટીને વ્યાખ્યાનોની ફાઈનલ હસ્તપ્રત આપવાની આવી ત્યારે એમનો આ વિગતવાર અહેવાલ મને ખૂબ ઉપયોગી નીવડેલો.

છાપાંમાં અવલોકનો તો ઘણાં પ્રગટ થાય છે, પણ પુસ્તક સાદ્યન્ત વાંચીને નીરક્ષીરવિવેકપૂર્વક તટસ્થ સમીક્ષા કરનારાઓ કેટલા ઓછા છે!

આજના વિપુલ સાહિત્યને પહોંચી વળવા માટે આપણી પાસે ઘણા સમીક્ષકો જોઈએ. કૃષ્ણવીર દીક્ષિતે એકલે હાથે મોટી સેવા બજાવી છે. તેમના ઉપર તેમના ગુરુ સ્વ. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીનો પ્રભાવ પડેલો. વિજયરાય વૈદ્યનો પણ.

તેમનાં અવલોકનો પ્રધાનતયા ગુણલક્ષી હતાં. એક વાર સ્વ. મેઘનાદ ભટ્ટે મને લખેલું કે રસ્તામાં કૃષ્ણવીરભાઈ તેમને મળી ગયા. તેમણે મેઘનાદની તબિયત વિશે પૂછ્યું. મેઘનાદે જવાબ આપ્યો, 'હમણાં મને ડાયાબીટીસ થઈ ગયો છે, તમારાં ગળ્યાંમધ અવલોકનો વાંચીને!' પરંતુ કૃષ્ણવીરભાઈ હંમેશાં પુસ્તકના ગુણપક્ષ ઉપર ભાર મૂકતા.

આટલું બધું લખવા છતાં કૃષ્ણવીરે વર્ષો સુધી કશું ગ્રંથસ્થ કર્યું નહિ. છેલ્લાં વર્ષોમાં કાવ્યગ્રંથોની સમીક્ષાનું, નવલકથાઓની સમીક્ષાનું, વિવેચનગ્રંથોની સમીક્ષાનું એમ સ્વરૂપવાર અનેક સમીક્ષાઓનાં પુસ્તકો પ્રગટ કર્યાં. મારા સંપાદન હેઠળ પ્રગટ થતી ગુજરાતી ગ્રંથકાર શ્રેણીમાં તેમણે સ્વામી આનંદ વિશે લઘુગ્રંથ આપેલો. તેમના એક પુસ્તકનું નામ છે 'ઋષિતર્પણ'. કૃષ્ણવીરે પોતે સાહિત્યની જે સેવા કરી છે, એ માટે આપણે તેમનું સાહિત્યિક તર્પણ કરવું ઘટે.

તેમના અવસાનથી ચિ. પરંતપ, પત્ની મંજુલાબેન, પુત્રીઓ નિકુંજબેન અને પૂર્વીબેનને થયેલું દુઃખ સહન કરવાની પ્રભુ શક્તિ અર્પે અને આ સાત્ત્વિક સારસ્વતના આત્માને ચિરશાંતિ અર્પે એ પ્રાર્થના.

### સ્વાતંત્ર્યસેનાની લલ્લુભાઈ મકનજીનું દુઃખદ અવસાન

પીઢ ગાંધીવાદી સ્વાતંત્ર્યસેનાની લલ્લુભાઈ મકનજી પટેલનું તેમના વતન મટવાડ (નવસારી)માં તા. ૧૨ એપ્રિલ '૯૯ના રોજ હૃદયરોગના હુમલાથી દુઃખદ અવસાન થયું છે. તેમની ઉંમર ૮૨ વર્ષની હતી. તેઓ ગાંધીજીના પ્રત્યક્ષ પરિચયમાં આવેલા. તેમનું પુસ્તક 'ગાંધીજીનો વિનોદ' જાણીતું છે. એકાદ વાર ઉમાશંકર જોશીને ત્યાં મળવાનું બનેલું. પછી ૧૯૯૦માં મેં 'ઉદ્દેશ' શરૂ કર્યું ત્યારે સરનામું મેળવીને તેમણે મને પત્ર લખેલો અને 'ઉદ્દેશ'ના આજીવન સભ્ય બનેલા. બીજા કેટલાકને પણ તેમણે આજીવન સભ્ય બનાવેલા. 'ઉદ્દેશ'ની તે ચિંતા કરતા અને અવારનવાર તેઓ જે સંસ્થાઓ સાથે જોડાયેલા હતા એની જાહેર-ખબરો મોકલી આપી આર્થિક ટેકો કરતા. ૧૯૯૫માં મેં 'ઉદ્દેશ'માં આવેલા તંત્રીલેખોનો સંગ્રહ 'આદિવચન' પ્રગટ કર્યો ત્યારે 'ઉદ્દેશ'ના કેટલાક હિતસ્વી શુભેચ્છકોને એ અર્પણ કરેલો એમાં શ્રી લલ્લુભાઈ મકનજીનું નામ પહેલું હતું. છેલ્લે તેઓ ગુજરાત ખાદી ગ્રામોદ્યોગ મંડળની મીટિંગ માટે અમદાવાદ આવેલા ત્યારે તેમને મળવા હરિજન આશ્રમમાં ગયેલો, પણ ત્યાંથી નીકળી ગયા હોઈ તેમને મળવા નવજીવનમાં ગયેલો. પણ ત્યાંથીય વતન જવા નીકળી ગયા હોઈ મળાયું નહિ એનો વસવસો રહી ગયો! અગાઉથી ફોન ઉપર વાત થયેલી એ પ્રમાણે હું ગયેલો, પણ સંજોગવશાત્ તેમને વહેલાં નીકળી જવાનું બન્યું હશે. ગમે તેમ, તેમની સાથે પત્રવ્યવહાર અને ફોનથી વાતચીત થતી. તેમની સુજનતા અને સંસ્કારપ્રીતિનો સતત અનુભવ થતો. તેમના અવસાનનું દુઃખ સહન કરવાની પ્રભુ તેમના પુત્ર અશોકભાઈને અને પરિવારને શક્તિ અર્પે અને સદ્ગતના આત્માને શાંતિ અર્પે એ પ્રાર્થના.

### દસમા દાયકામાં પ્રવેશતા આપણા સાક્ષરો

૧૯૯૦માં 'ઉદ્દેશ' શરૂ કર્યું ત્યારે એના પહેલા જ અંકમાં 'દસમા દાયકામાં પ્રવેશતા આપણા બે સાક્ષરો' એ નોંધ લખી સ્વ. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી અને સ્વ. ચન્દ્રવદન ચી. મહેતાના સાહિત્યિક અર્પણને અંજલિ આપી હતી. આજે સર્વ શ્રી કે. કા. શાસ્ત્રી, ગુલાબદાસ બ્રોકર અને રતુભાઈ દેસાઈ દસમા દાયકામાં પ્રવેશતા આપણા સંનિષ્ઠ સારસ્વતો છે. તેઓ સાહિત્યિક કાર્યમાં સતત વ્યસ્ત અને સક્રિય છે. ત્રણેને પ્રભુ સંપૂર્ણ સ્વાસ્થ્ય અર્પે અને તેમની સાહિત્યસેવાનાં સુફલ આપણને મળ્યા કરે એ પ્રાર્થના સહ ત્રણેને અભિનંદન-અભિવંદન.

### સુધારો

'ઉદ્દેશ'ના એપ્રિલ '૯૯ના અંકમાં પૃ. નં. ૩૨૨ ઉપર 'પ્રીતના પાયા'ને બદલે 'પ્રીતના પાવા' વાંચવા વિનંતી.

□

# નભ આખુંયે ઝળહળ*

રમણલાલ જોશી

કવિશ્રી લાલજી કાનપરિયાના પ્રથમ કાવ્યસંગ્રહ 'ઝલમલટાણું'ના વિમોચનસમારંભમાં બુધવાર તા. ૨૩ નવે. '૯૪ના રોજ અમરેલી ગયેલો. પછી 'રંગતરંગ'માં '૧૯૯૪નાં યાદગાર પુસ્તકો કયાં?' એ લેખમાં લખેલું : "...છેલ્લાં વીસ વર્ષમાં જે નવકવિઓનો પ્રવેશ થયો એમાં એક શક્તિશાળી કવિ તરીકે લાલજી કાનપરિયા ધ્યાન ખેંચે છે. આખો ગ્રામપ્રદેશ એમની કવિતામાં આબેહૂબ મૂર્ત થાય છે. ગામડાનાં ઘરો, ચલમ ફૂંકતા માણસો, બાળકો, મોલ ભરેલાં ખેતરો, વહુવારુઓ, ગ્રામકન્યાઓ, પ્રકૃતિના પરિવર્તો – સમગ્ર વાતાવરણ મૂર્ત થાય છે. આ માત્ર અતીત-અનુરાગ નથી. એથી ઘણું વિશેષ છે. શહેરી સંસ્કૃતિ પ્રત્યેનો ખોફ પણ પ્રસંગોપાત્ત પ્રગટ થાય છે, પણ એમની દૃષ્ટિ નિષેધાત્મક નથી. એક કાવ્યમાં તે કહે છે :

*આ ઝલમલટાણું આવ્યું લો,*
*હળવે રહીને દ્વાર ખોલો;*
*આ ગીત કોઈ મન ભાવ્યું છે લો,*
*હળવે રહીને દ્વાર ખોલો.*

મોરપિચ્છ મલકાયું છે તો એ મોરપિચ્છનો મુગટ ધારણ કરનાર તરફ તે વળશે તો આથી પણ વધુ સમૃદ્ધ રચનાઓ તેમની પાસેથી મળશે.

વળી તે કહે છે :

*કો' મોરપિચ્છ મલકાયું છે લો,*
*હળવે રહીને દ્વાર ખોલો;*
*આ ઝલમલટાણું આવ્યું છે લો,*
*હળવે રહીને દ્વાર ખોલો.*

શ્રી કાનપરિયાને શક્યતાના કવિ તરીકે મેં ઓળખાવેલા. તે આથી પણ અદકી કલાસમૃદ્ધ રચનાઓ આપશે એવી શ્રદ્ધા સાથે 'ઝલમલટાણું'નું સ્વાગત."

કવિમાં રહેલી અનેકવિધ શક્યતાઓ સાકાર થયેલી આપણે જોઈએ છીએ. 'ઉદ્દેશ'માં ઑગસ્ટ '૯૬થી જુલાઈ '૯૭ સુધીમાં પ્રગટ થયેલી કૃતિઓમાં શ્રી લાલજી કાનપરિયાનાં કાવ્યોને ચંદુલાલ સેલારકા પારિતોષિક અપાયેલું. ચંદરયા ચૅરિટેબલ ફાઉન્ડેશન તરફથી વિકાસોન્મુખ લેખકને અપાતો સાહિત્ય પુરસ્કાર પણ તેમને માર્ચ '૯૮માં મળ્યો હતો. અન્ય પારિતોષિકો પણ તેમને મળ્યાં હોય એ સ્વાભાવિક છે. કેટલાક દાખલાઓમાં સર્જકો પ્રસિદ્ધિ પામ્યા બાદ પોતાનું પુનરાવર્તન કરતા હોય છે, જ્યારે આ કવિમાં સર્જનપ્રક્રિયાની નવી નવી તરાહોમાં પ્રગટ થતી તાજગી જોવા મળે છે એ આનંદદાયક છે.

પાંચેક વર્ષ પછી તે બીજો સંગ્રહ 'નવા ચંદ્રની કૂંપળ' લઈ આવે છે. રાવજીની પંક્તિ ઉપરથી તેમણે સંગ્રહનું નામ આપ્યું છે. રાવજી સાથે એમનું સૂક્ષ્મ અનુસંધાન પણ છે. છતાં લાલજી કાનપરિયાનો અવાજ એમનો પોતાનો આગવો અવાજ છે. કાવ્યરસિક પોતાના સમાનધર્માને એમના જ શબ્દોમાં કહેશે, "લ્યો, ફરીને પ્રગટી પાછી નવા ચંદ્રની કૂંપળ." સાંપ્રત ગુજરાતી કવિતાગગન ઝળહળ થઈ ઊઠે એ શું ઓછી ઉપલબ્ધિ છે ?

આ સંગ્રહમાં મુખ્યત્વે ગીતો છે, થોડાં છંદોબદ્ધ કાવ્યો છે, ઉપજાતિ છંદમાં રચાયેલું 'અશ્વત્થામા' નામક દીર્ઘ સંવાદ-કાવ્ય છે, તો થોડી મૉનો-ઇમેજ રચનાઓ છે. સ્વ. કવિ હરીન્દ્ર દવે વિશે અંજલિકાવ્ય પણ છે. પરંતુ તેમની વિશેષતા ગીત પરત્વે છે. આપણે ત્યાં આધુનિક કાવ્યમાં બાલમુકુંદ દવે, રાવજી, રમેશ પારેખ આદિની ગીત-પરંપરા છે. પરંતુ લાલજી કાનપરિયાનાં ગીતો એક જુદી જ હવા લઈ આવે છે. આ હવા આપણને સુપરિચિત લાગે છે, પણ એની માદક સુગંધ હૃદયને ભરી દે છે. શહેરમાં વસવા છતાં કવિનો જીવ ગામડાનો છે. તે શ્વાસ લે છે શહેરમાં, પણ જીવે છે ગ્રામપ્રદેશમાં. કહો કે ગ્રામપ્રદેશ એમના હૃદયમાં દૃઢમૂલ છે.

*ખેતર મારી જનની છે ને ખેતર મારી નસમાં વહેતું લોહી,*
*દૂધમલિયા દાણાથી એણે છલકાવી દીધી છે મારી ખોઈ.*
*ખેતર મારી વત્સલ માનો ચહેરો, મારી નજરૂનું ઘરેણું,*
*મારી ઉપર ચડી ગયું છે ભવોભવથી વત્સલતાનું દેણું!*
*કદી વાટકીનું શિરામણ, કદીક બત્રીસ ભોજન મારું ખેતર,*
*કદીક ધૂળ-ઢેફાંમાં ઉજ્જડ, કદીક લીલાં સપનાંનું વાવેતર.*
*ખેતરને હું ખરચું, વહેંચું ને ઉડાવું તોય કદી ના ખૂટે,*
*ખેતર મારા મનની અંદર કલ્પતરુનો અંકુર થઈને ફૂટે!*

* શ્રી લાલજી કાનપરિયાના પ્રગટ થનાર કાવ્યસંગ્રહ 'નવા ચંદ્રની કૂંપળ'ની પ્રસ્તાવના.

*ખેતર વચ્ચે રમવું, જમવું, રઝળવું, – એમ સઘળું મુજને ગમે,*
*મારી ભીતરમાં સદીઓથી હળ હાંકતો ખેડૂત એક ભમે!*
*કોઈ મને સરનામું પૂછે તો હું કહું : મુકામ ખેતર લીલું,*
*તાલુકો એક તરણું, જિલ્લો ઝરણું, વાયા શમણું એક રસીલું!*

આ લાલજી કાનપરિયા છે. આ માત્ર કથન નથી, પ્રતીતિ છે. Via સ્વપ્ન ખેતર જ છે! સંગ્રહમાં પ્રકૃતિ, પ્રણય અને પ્રભુભક્તિનાં કાવ્યો છે, પણ કલ્પનો, પ્રતીકો અને પદાવલિ સમેત સઘળાં વાનાં પ્રકૃતિમાં પરિણમે છે. પ્રકૃતિના વર્ણન કરતાં પોતાના સંવિદ્‌માં એકરૂપ થયેલી પ્રકૃતિની સૂક્ષ્મ સંવેદનાને અભિવ્યક્તિ આપવામાં તેમને રસ છે. આ કારણે કાવ્યો આત્મકથનાત્મક પણ બને છે. આને કારણે પ્રકૃતિ સાથેનો વાચકનો સંવાદ અર્થપૂર્ણ અને હૃદયસ્પર્શી નીવડે છે. ખોરડું, પતંગિયું અને કીડીબાઈ, ચકલી અને પંખી, ગ્રામનાયિકા સાથેનો પ્રણય, શ્રીકૃષ્ણ પ્રત્યેની ભક્તિ – સઘળો પરિવેશ આ રચનાઓમાં તાદશ બને છે. કેટલાંક ગીતોમાં જૂના ઢાળોનો ઉપયોગ અસરકારક નીવડ્યો છે. ક્યાંક મર્માળુ હાસ્ય પણ છે.

છંદોબદ્ધ રચનાઓ પણ સરસ છે. 'માઢમેડી', 'દ્વાર વચમાં', 'નેન અડવાં', 'વાવણીપર્વ', 'સ્વપ્ન સર્યું', 'નવોન્મેષે', 'વિસ્મય', 'માધવપ્રિયા' વ. સૉનેટોમાં તેમની કવિત્વશક્તિનો ઉન્મેષ અનુભવાય છે. છંદો ઉપરનું પ્રભુત્વ ધ્યાનપાત્ર છે. પણ ખાસ કરીને એમાં રહેલી લયસંયોજના આપણને આહ્‌લાદકારક નીવડે છે. સાચકલી સંવેદના સમુચિત લયહિલ્લોલમાં પ્રગટ કરતી સર્જકશક્તિ પ્રશસ્ય છે. સૉનેટમાં ચાર ચારની ત્રણ કડી અને છેલ્લું પંક્તિ-યુગ્મ, પાંચ અને નવ પંક્તિઓ, છ અને આઠ પંક્તિઓ જરૂરિયાત પ્રમાણે પ્રયોજાઈ છે. 'અશ્વત્થામા'ની સુદીર્ઘ રચના એમની જીવનસૂઝ પ્રગટ કરે છે. પોતાની મુક્તિનાં સ્વપ્નો જોતો અશ્વત્થામા સમસંવેદના જગવે છે. કવિ તો કહે છે :

*નભે હસે પૂનમચંદ્ર આછું*
*કે ચંદ્રરૂપે વિભુ કૃષ્ણચન્દ્ર?*

'મોરપિચ્છ'ના કવિને ચંદ્રરૂપે શ્રીકૃષ્ણચન્દ્ર દેખાય એ સ્વાભાવિક છે.

છેલ્લા દશકાના એક સાચા સત્ત્વશીલ કવિ લાલજી કાનપરિયાના આ સંગ્રહને આવકારતાં આનંદ અનુભવું છું. આપણા સૌની તેમને ખૂબ ખૂબ શુભેચ્છાઓ.

❑

**શબ્દ અને તલ્લીનતા**

**મકરન્દ દવે**

આજે સવારે સેમિનારનો પ્રારંભ થયો. થોડું કહ્યું તેમાં એક સાખી યાદ આવી તે તમને સંભળાવું.

*'સુરતિ શબ્દ બિચ અંતરા*
*એતી ઘર મેં હાણ,*
*ધોરી બિચ બુંબી પડે*
*તો ક્યારી સૂકી જાણ.'*

શબ્દ અને શબ્દ સાથે જોડાયેલી તલ્લીનતા, એકાત્મતા વચ્ચે છેટું પડી જાય તો વાણી નિષ્ફળ જાય. દાખલો આપે છે કે કોશ ગમે તેટલો ચાલતો હોય, પણ વચ્ચે ધોરિયામાં રાફડી પડી હોય તો તે પાણીને શોષી લે છે, પાણી ક્યારા સુધી પહોંચતું નથી. અને મોલ ઊતરતો નથી. પોતાના કર્તવ્ય પરત્વેની નિષ્ઠા વિના ખળું પાકતું નથી અને ઘર અભરે ભરાતું નથી. પ્રમાદ એ જ ઊધઈ.

**(ડૉ. હ.ચૂ. ભાયાણી ઉપરના તા. ૨૩-૩-'૯૯ના એક પત્રમાંથી)**

મૂ. લે. સૉફોક્લીઝ
અનુવાદક : વિનોદ પ્ર. ત્રિવેદી

(ગતાંકથી ચાલુ)

**ક્રેયોન**: તો પછી તમારા શાસન અને મિલકતની અડધોઅડધ વારસદાર મારી બહેન ખરી ને?

**ઈડિપસ**: તે ઇચ્છા કરે તે બધાની કાયદેસર માલિકણ તે જ છે.

**ક્રેયોન**: ત્યારપછી ત્રીજા અને સરખા ભાગનો અધિકારી હું ખરો કે નહિ?

**ઈડિપસ**: એટલો ભાગ તારો ખરો, પણ તારાં સાબિત થયેલ જૂઠાણાંને લીધે તો તેથીય વિશેષ.

**ક્રેયોન**: પણ એ વાતનો હું સ્વીકાર કરતો નથી. જરા તો બુદ્ધિ ચલાવો, મારી જેમ, અને પછી પૂછો કે એવો તે કોણ હશે કે જે શાંતિભર્યા જીવનને બદલે રાજવીના દરજ્જાની ખાતરીવાળી પણ અશાંત ગાદીનો વારસદાર થવાનું પસંદ કરે? કહેવાતા રાજવી થવાની મને કોઈ મહેચ્છા નહોતી. રાજવીના ખરેખરા વૈભવની અદાને માણું એ જ મારે માટે પૂરતું છે. કોઈ પણ મવાલ પક્ષનો માનવી એનાથી બીજું શું ઇચ્છે? મારી માફકસરની માંગણીઓ માટે તમે મને ચોક્કસ સાંભળશો. પરંતુ તમારી પરિસ્થિતિમાં તો મને હેરાનપરેશાન કરે તેવું ઘણું બધું કરવાનું આવે તે સ્વાભાવિક છે. તો પછી રાજાશાહીનો ઠાઠ અને સત્તા અને તે પણ કોઈ ઉચાટ વગરના રાજવીપણા કરતાં મારે માટે કેટલી બધી સુખદ થઈ પડે? હું એટલો તો મૂર્ખ નથી કે મારે માટે ફાયદાકારક હોય તેનાથી પણ વિશેષ માનમરતબાની ઇચ્છા કરું. બધાય માણસો મને ચાહે છે. બધાયનો હું મિત્ર છું. તમને મળવાની ઇચ્છા રાખનાર છેવટે મને પણ મળવાનું પસંદ કરે છે, કારણ કે એને ખબર છે કે સફળ થવા માટેનો એ સૌથી શ્રેષ્ઠ રસ્તો છે. શું આવું જીવન કોઈ બીજા જીવન માટે હું પસંદ કરું ખરો? ના, કદાપિ નહિ. આવો વિશ્વાસઘાત તો કોઈ મહામૂર્ખ જ કરે. વિશ્વાસઘાત? એ મારી નીતિ કદાપિ ન હોઈ શકે, એ હું જાણતો હોઉં ત્યાં સુધી મારા કોઈ મિત્રને પણ એ નીતિ અપનાવવા ના જ દઉં. મારી પરીક્ષા કરવી હોય તો સૌપ્રથમ પીથિયનની પવિત્ર કબર પાસે જાવ, અને પહેલાં તો ત્યાં જઈને પૂછો કે જે સંદેશો લઈને હું આવ્યો તે સાચો છે કે નહિ; વળી એમ પણ પૂછીને સાબિત કરો કે ભવિષ્યવેત્તાની સાથે મેં કોઈ છળકપટ કર્યું હતું કે કેમ? જો એ સાચું હોય તો મને ગુનેગાર ગણી સજાએ-મોત જરૂર કરજો. એ મોતની સજા હું હસતે મોંએ કબૂલ રાખીશ. પરંતુ મારી પીઠ પાછળ આરોપનામું મૂકી માત્ર અંધવહેમથી હું ગુનેગાર છું તેમ માનવા કોઈ કાળે હું તૈયાર નથી. કોઈ ભલા માણસ પર આધાર વગર કલંક ઓઢાડી દેવું તે ખુદ એક ગુનો છે. તો વળી ખરાબ માણસોને ભલા માની લેવા તે બીજા પ્રકારનો ગુનો છે. પ્રામાણિક મિત્રને તરછોડી દેવો એનો અર્થ છે પોતાના જીવનને તરછોડી દેવું – તમારા સૌથી વહાલા ખજાનાને ફેંકી દેવા બરાબર એ કૃત્ય છે. સમો જ સત્ય પોકારશે, માત્ર સમો જ પ્રામાણિક માણસને સાબિત કરી શકે છે. એક દિવસ પાપી તો પકડાઈ જ જતો હોય છે.

**કૉરસ**: ઉત્તમ વાણી; સાંભળવી સ્પૃહણીય અને ધ્યાન આપવાલાયક આ શબ્દો મરમી માટે પૂરતા છે.

**ઈડિપસ**: ઉતાવળિયો કાવતરાબાજ જ્યારે પાસા નાંખતો હોય, ત્યારે મારા દોસ્ત, એને ઊંઘમાં જ ઝડપવો એ નીતિ છે. શું હું બેસી રહું અને પછી એની રાહ જોતો રહું અને એ તકને ઝડપી લે ત્યાં સુધી હું મારી બાજી રમું જ નહિ?

**ક્રેયોન**: તો પછી તમે શું ઇચ્છો છો? મને દેશનિકાલ કરશો?

**ઈડિપસ**: ના, રે, ના, તારે માટે તો મોતની સજા જ યોગ્ય છે. તને હું કદાપિ દેશનિકાલ નહિ કરું.

**ક્રેયોન**: જો તમે સાબિત કરી શકો કે મેં તમારું

શું બગાડ્યું છે?

ઈડિપસ: હજુય તારી જક્કી દલીલોને તું વળગી રહે છે?

ક્રેયોન: કારણ કે હું જાણું છું કે તમે ખોટા છો.

ઈડિપસ : હું જાણું છું કે હું સાચો છું.

ક્રેયોન: તમારી દષ્ટિએ હા, પણ મારી દષ્ટિએ ના.

ઈડિપસ: તું શઠ છે.

ક્રેયોન: અને પછી શું તમે જો ખોટા પડો તો?

ઈડિપસ: આજ્ઞા કરવી એ રાજવીઓનો દૈવી અધિકાર છે.

ક્રેયોન: અન્યાયથી આજ્ઞા કરતા હોય ત્યારે તો નહિ જ.

ઈડિપસ: થબાઈસ, મારા નગર, સાંભળે છે ને?

ક્રેયોન: આપનું નગર? એટલું જ એ મારું પણ નથી?

કૉરસ: નામદારો, મહાશયો, બહુ થયું. આ મહારાણી, યોકાસ્તા અહીં પધારે છે. આ વૈમનસ્યનું નિરાકરણ તેઓ જ કરશે.

[મહેલમાંથી યોકાસ્તા પ્રવેશ કરે છે]

યોકાસ્તા: આ જોરશોરથી થતી દલીલો શાને? આપસઆપસમાં લડી રહેલા માણસો? શરમ નથી આવતી તમને સૌને? મહાન આપત્તિની આ પળે તમે અરસપરસના વૈરને શા માટે પ્રજ્વલિત કરો છો? સ્વામી, અહીં આવો. અને ક્રેયોન, તમે મહેલમાં જાઓ. તમે તો કંઈ રજનું ગજ કરી બેઠા છો.

ક્રેયોન: ના, મારાં બહેન, ના. તારા પતિદેવ, ઈડિપસ, મારા પર દોષોરોપણ કરી મને મોત કે દેશનિકાલ વચ્ચે એકની પસંદગી કરી લેવાનું કહે છે.

ઈડિપસ: એ સત્ય કહે છે – મહારાણી. મારી સામે એને કાવતરું કરતો મેં પકડ્યો છે.

ક્રેયોન: હંમેશ માટે દેવનો અભિશાપ વરસજો મુજ પર, જો આવા કોઈ કાવતરા માટે હું ગુનેગાર ઠરું!

યોકાસ્તા: દેવને ખાતર, ઈડિપસ એના વચનમાં શ્રદ્ધા રાખો; એના સોગંદને ખાતર પણ એનામાં વિશ્વાસ મૂકો, અને વિશ્વાસ હજો મારે ખાતર અને અહીં જે સાક્ષીઓ તરીકે સાક્ષાત્ હાજર છે તેમને ખાતર.

કૉરસ: હે રાજવી, તમે આ નિવેદન માન્ય રાખો, માન્ય રાખો. દયા કરો અને પસ્તાવાના ઝરણામાં થોડું તો અવગાહન કરો.

ઈડિપસ: શા માટે હું પશ્ચાત્તાપ કરું?

કૉરસ: એની પ્રતિજ્ઞા એની ઢાલ બનો. આ અગાઉ કદી એ બેવફા નથી નીવડ્યો.

ઈડિપસ: તમે શેના સારુ આ વિનંતી કરો છો તે જાણો છો?

કૉરસ: અમને ખબર છે.

ઈડિપસ: કંઈ વધુ કહો.

કૉરસ: એની મૈત્રીના એણે સોગંદ લીધા. માત્ર ક્ષુલ્લક શબ્દને ખાતર એક મિત્રને, તિરસ્કૃત કરી સાંભળ્યા વગર જ આમ તરછોડી દેવો તે શું યોગ્ય છે?

ઈડિપસ: આમ પૂછીને મારા મૃત્યુ કે દેશનિકાલને જ ભલા તમે સૌ ઇચ્છા છો ને?

કૉરસ: ના, ના, આવો તો વિચાર સ્વપ્ને પણ ના કરશો. જિંદગીના પરમ દેવ ઝિયૂસ આવું કદી ન થવા દે! આમાં અમારો કોઈ સ્વાર્થ હોય તો તો દેવ કે માનવી અમારું સર્વસ્વ હરી લેજો. પરંતુ અમારા માણસો જ્યારે પારાવાર વેદના અનુભવે છે ત્યારે અમારું હૃદય કંપી ઊઠે તે સ્વાભાવિક છે. અમારા રાજકુમારો જેવા તમે સૌ તમારા પુરુષાર્થને આપણી જૂની આપત્તિ સામે ધરી દો.

ઈડિપસ: તો પછી તેને જવા દો પછી ભલે મને મોતની સજા થાય કે અપમાનિત કરી દેશનિકાલ કરવામાં આવે. તેનો નહિ, પણ તમારો અવાજ મારી દયાને પાત્ર છે. બાકી હંમેશને માટે એને તો હું ધિક્કારતો જ રહીશ.

ક્રેયોન: ક્રોધાગ્નિમાંય ક્રૂર લાગતી આ દયામાં આવાં ચરિત્રો જાણી જોઈને સળગીને ભસ્મીભૂત થઈ જાય છે.

ઈડિપસ: હવે અહીંથી તું દફા થઈશ?

ક્રેયોન: હું તો અહીંથી જઈ રહ્યો છું, પણ ખ્યાલમાં રહે કે તમે જ મને ખોટી રીતે સમજ્યા છો.

[જાય છે.]

કૉરસઃ દેવી, કંઈક તો આમને સમજાવો. થોડી વાર માટે નામદાર, અત્રેથી ભલે કશે જાય.

યોકાસ્તાઃ પણ આ બધી મુશ્કેલી ઊભી કેવી રીતે થઈ?

કૉરસઃ અમનેય એનું પરમ આશ્ચર્ય છે; વાતનું વતેસર થઈ ગયું.

યોકાસ્તાઃ શું એકબીજાને ગુનાઈત માને છે?

કૉરસઃ હા, એમ જ.

યોકાસ્તાઃ પણ શા માટે?

કૉરસઃ પુનઃ પૂછશો મા. આપત્તિના આરે ઊભેલા આપણા દેશ માટે આનાથી મોટી શરમ શી હોઈ શકે? તો પછી આ વાત અહીં ભલે વિરામ કરે, જ્યાં છે ત્યાં જ તે શ્રેષ્ઠ છે.

ઈડિપસઃ આ બધા મુરબ્બીઓ તો સંધિવિગ્રાહકનું પાત્ર આથી પણ સવિશેષ ભજવી શક્યા હોત.

કૉરસઃ હજુ પણ પુનઃ સાંભળી લ્યો, ભલા રાજવી; અમારાં વચનોમાં શ્રદ્ધા રાખો. એના રક્ષણકર્તા હાથમાંથી અનિષ્ટરૂપે નીકળતી આ સાદગી અમારી હોઈ શકે? કયામતની એ ઘડીમાં જેના ડહાપણે અમારા દેશને જીવતદાન આપ્યું, શું એ હાથ પુનઃ આ તોફાનમાંથી, શાંતિના પથ પર અમને દોરશે નહિ?

યોકાસ્તાઃ તમે એ વાત મને નહિ કહો? મારી વિનંતી છે કે મને કંઈક તો કહો. શા માટે, એની તરફ, આ ભયંકર ધિક્કાર તમારા મનમાં પેદા થયો છે?

ઈડિપસઃ ચોક્કસ હું કહીશ. આ ભલા માણસો કરતાંય તમે મારે મન વિશેષ છો. ક્રેયોનનો દોષ છે અને આ કાવતરું તેણે મારી વિરુદ્ધ કર્યું છે.

યોકાસ્તાઃ એ કાવતરાનો કરનાર એ જ શાને? શો એ આરોપ છે?

ઈડિપસઃ તે કહે છે કે લાયસનો કાતિલ હું છું.

યોકાસ્તાઃ તેણે જાતે જ આ માહિતી મેળવી છે કે પછી બીજાના કહેવાથી?

ઈડિપસઃ ત્યાં જ તો તેની હોશિયારી છે. એક દુષ્ટ ભવિષ્યવેત્તાને પોતાનું હથિયાર બનાવી એણે પોતાની જાતને આબાદ બચાવી લીધી છે.

યોકાસ્તાઃ તો તરત જ એટલું આપ નામદાર જાણી લો. કારણ કે હું આપને કહી શકું છું કે દેવના રહસ્યને જાણવા કોઈ માનવી સમર્થ નથી. ફોઈબસદેવ તરફથી લાયસને કોઈ આકાશવાણી સંભળાઈ હતી એમ નહિ, પરંતુ તેના જ મંત્રીઓએ આમ જણાવ્યું હતું કે તેનું પોતાનું જ સંતાન તેનો વધ કરશે – એનું ને મારું બાળક. પછી એનું પરિણામ શું આવ્યું? એ વાત તો જગપ્રસિદ્ધ છે કે લાયસનો વધ પરદેશી લૂંટારાઓના હાથે થયો'તો – એવા ત્રિભેટે કે જ્યાં ત્રણ માર્ગો મળતા હતા. બાળકની વાત કહું તો તે વખતે તે ત્રણ દિવસનો પણ નહોતો થયો; જ્યારે પોતે જાતે નહિ પણ બીજાની મારફત એને પગમાં બેડી સાથે, બહાર ફેંકી દેવામાં આવ્યો હતો, કે જેથી પર્વતના ઢોળાવમાં એ સંપૂર્ણ રીતે નાશ પામે. પછી એ વખતે અપૉલોએ તેમ થવા દીધું નહિ. નવજાત શિશુએ તેના પિતાનો વધ નહોતો કર્યો, પરંતુ એ તમામ ભયની સાથે, એ પિતાનું ખૂન થઈ ગયું, પરંતુ એના પુત્ર મારફત તો નહિ જ. છતાંય એ ભવિષ્યવેત્તા-ચેતવણી એવી તો હતી જ તો ઘડીભર તમારે એને શા માટે લક્ષમાં લેવી જોઈએ? તે જે ધારે છે તે દેવ એના યોગ્ય સમયે પરચો આપશે જ.

ઈડિપસઃ મારી અર્ધાંગના, તમે મને જે કહ્યું તેનાથી મને દુઃખ થયું છે. મારું મન વિચારના ચાકડે ચડ્યું છે અને મારી અંદર કંઈક સળવળે છે.

યોકાસ્તાઃ શા માટે? શી વાત છે? તમે કેમ પાછા ફરો છો? તમે કેમ ભયભીત થયા છો?

ઈડિપસઃ શું તમે એમ કહ્યું ને કે જ્યાં ત્રણ માર્ગો ભેગા થાય છે ત્યાં લાયસનું ખૂન થયું હતું?

યોકાસ્તાઃ એમ કહેવાયું એ સત્ય છે ને એમ હજુય કહેવાય છે.

ઈડિપસઃ ક્યાં? ક્યા દેશમાં?

યોકાસ્તાઃ ફોસિશ નામની એક જગ્યા છે, જ્યાં રસ્તો વિભક્ત થાય છે, એક ડેલ્ફી તરફ અને બીજો ડૉલિયા'તરફ.

ઈડિપસઃ કેટલા સમય પહેલાં ખૂન થયું?

યોકાસ્તાઃ તમારો રાજ્યકાળ શરૂ થયો તે પહેલાં થોડાક જ વખત ઉપર એની ખબર પડી હતી.

ઈડિપસ: અરે દેવ, મારું શું થવા બેઠું છે?

યોકાસ્તા: શા માટે, ઈડિપસ, તમારા મનમાં શી મૂંઝવણ થાય છે?

ઈડિપસ: પૂછશો નહિ મને! પરંતુ એટલું તો મને જરૂર કહો કે લાયસ કોના જેવો હતો? એની વય કેટલી?

યોકાસ્તા: ઊંચો, રૂપેરી વાળવાળો, લગભગ તમારા જેવો.

ઈડિપસ: અરે, દુષ્ટ! શું હું વગર વિચાર્યે જાતે જ શાપિત છું?

યોકાસ્તા: અરે મારા રાજવી, શી વાત છે? તમે તો મને ભયભીત કરો છો.

ઈડિપસ: શું ભવિષ્યવેત્તાને ખરે જ આંખો હતી? શું એ શક્ય છે? એ વાતને બરોબર નક્કી કરવા મને એક વધુ વિગત તો આપો.

યોકાસ્તા: તમે મને ભય પમાડો છો. પરંતુ હું જાણું છું તે બધી વાત તમને કરીશ.

ઈડિપસ: એ રાજવીની સાથે કોણ કોણ હતું? એમની પાસે અનેક રક્ષકો હતા કે પછી થોડાક જ?

યોકાસ્તા: હતા તો માત્ર પાંચ જ જણ, એક સંદેશવાહક સૌને દોરતો હતો. માત્ર એક જ રથ હતો – જેમાં રાજા લાયસ બિરાજમાન હતા.

ઈડિપસ: હવે બરોબર સમજાયું, ખરેખર, બરોબર સમજાયું! તમને આ વાત કોણે કરી?

યોકાસ્તા: એક સેવકે, માત્ર એ જ બચી ગયો'તો ને પાછો ફર્યો હતો.

ઈડિપસ: શું એ ઘરમાં હજુ પણ છે?

યોકાસ્તા: ના, તે જ્યારે પાછો આવ્યો અને પોતાના રાજવીના સ્થાને આપને રાજવી બનેલા જોયા ત્યારે એણે મને કાકલૂદી કરી કે હું તેને સેવામાંથી મુક્ત કરું કે જેથી એ પારકા દેશમાં જઈ ભલા ગોવાળિયાનું જીવન ગાળી શકે અને તે પણ આ નગરની નજરથી ખૂબખૂબ દૂર. પછી તો મેં એને તેમ કરવાની રજા પણ બક્ષી. બિચારો, એણે એનાથી પણ વિશેષ માંગ્યું હોત તો પણ હું આપત. તે ઘણો ઉમદા સેવક હતો.

ઈડિપસ: જરાય વિલંબ વગર એને આપણે અહીં બોલાવી ના શકીએ?

યોકાસ્તા: આપણે જરૂર તેમ કરી શકીએ. પણ આપ આવું કેમ કહો છો?

ઈડિપસ: અરે મારાં દેવી, મને ભય થાય છે. મને ભય થાય છે કે હું વધારેપડતું બોલ્યો છું. એટલા માટે તો તે માણસને મારે મળવું જ રહ્યું.

યોકાસ્તા: તો ભલે આપ એને અચૂક મળી શકશો. પણ તે દરમ્યાન એટલું જાણવાનો પણ મને હક નથી કે આપના હૃદયમાં આટલો બધો ઉદ્વેગ શાને?

ઈડિપસ: જણાવીશ આપને, ચોક્કસ જણાવીશ. હું જોઉં છું તેમ જ ઘટનાઓ બનતી હોય તો તમે પ્રથમ એવી વ્યક્તિ છો જેને હું મારી વાત કહીશ. તો પછી સાંભળો. મારા પિતા કૉરિન્થના વતની હતા – પૉલિબસ એમનું નામ, મારી માતા ડોરિયન હતાં – મેરોપે. ઘરમાં મારી તો વિશિષ્ટ વ્યક્તિ તરીકે ગણના થતી. પરમ આશ્ચર્ય હતું એ વાતનું મને પણ. હું એને યોગ્ય હોઉં તે કરતાં મેં એને વધુપડતું માની લીધું હતું. એક દિવસ ભોજનના ટેબલ પર, આસવના મદમાં છકી ગયેલ એક જણે એમ કહેવાની હિંમત કરી કે હું મારા પિતાનો પુત્ર નથી. આ વાતનું મને બહુ ખોટું લાગ્યું, પણ બોલ્યા વગર એ ઝેરના ઘૂંટડા શક્ય તેટલા હું ગળી ગયો. બીજે દિવસે મારાં માતાપિતા પાસે જઈને સત્ય જાણવા પ્રયત્ન કર્યો. એ તો, આગ જેવાં ગરમ થઈ, આવી વાત કહેવાની કોઈની પણ હિંમત કેમ થઈ તેમ પૂછવા લાગ્યાં. મને આનાથી સાંત્વન મળ્યું. છતાંય પેલી વાતનો ડંખ તો રહ્યો જ. અને આવી વાત પણ એક કાનથી બીજે કાને જવા લાગી. મારાં માતાપિતાને ખબર ના પડે તેમ હું પાયથો ગયો. પરંતુ જે કંઈ પ્રશ્ન પૂછ્યા તેના પ્રત્યુત્તરમાં મને નિરાશા સાંપડી; એના બદલે તો મને બીજી મહાવ્યથા ને દુઃખની વાત જાણવા મળી. એ વાતમાં તો મારે મારી જનની સાથે લગ્ન કરવાનું હતું અને એ મહાપાપથી પ્રગટેલી સંતતિના પિતા થવાનું હતું અને માનવજાતનું અધમાધમ મહાપાપ – એવો હું મારા પિતાનો જ કાતિલ બનવાનો હતો! આ સાંભળી હું તો લાગલો જ ભાગી ગયો. કૉરિન્થ અને મારી વચ્ચે ગ્રહોને ગોઠવી દીધા અને ઘર તરફ પાછા

ન ફરવાનો મેં અફર નિર્ણય કર્યો. આથી મારે તો એટલું જ સિદ્ધ કરવાનું હતું કે આવું પાપ રખે ને કદી પણ મારી-નજીક સળવળી પણ ના શકે. હું ભટકતો ભટકતો અહીં નજીકના પ્રદેશમાં આવ્યો, જ્યાં તમારા સ્વર્ગસ્થ પતિનો મેં અંત આણ્યો. સાંભળો છો ને મારી અર્ધાંગના, આ મારી કહાણી છે. ત્રિભેટે હું જ્યારે આવ્યો ત્યારે રથની આગળ એક સંદેશવાહક મને મળ્યો. એ રથમાં એક માણસ બેઠો હતો જેનું વર્ણન હમણાં જ તમે કર્યું તેવો જ. અપમાનિત શબ્દોમાં તે ટુકડીના નાયકે મને રસ્તામાંથી કાઢી મૂક્યો અને તેના માનનીય માલિકનો સચોટ હુકમ તેમાં જોડાયો. એના રથીએ તો મને ધક્કા મારી દૂર કાઢ્યો અને હું એની સાથે અથડાઈ ગયો, કારણ કે હું પણ ક્રોધાયમાન થયો હતો. તે જૈફ માણસે રથમાં વાંકા વળીને એ બધું જોયું અને હું ત્યાંથી ચાલી નીકળું ત્યાં સુધી રાહ જોયા જ કરી. તે પછી રથીની બેધારી અસિથી મારા મસ્તિષ્ક પર પ્રહાર કર્યો. પરંતુ વ્યાજ સહિત મેં એનું સાટું વાળ્યું. વીજળીની ત્વરાથી એના જમણા હાથના દંડ વડે એણે પ્રહાર કર્યો; પણ પછી તો તે ઊંધા માથે એ રથમાંથી ગબડી પડ્યો અને ત્યારપછી તમામનો મેં ધ્વંસ કર્યો. પણ હવે થાય છે કે એ અજાણ્યા માનવીની નસોમાં લાયસનું રક્ત વહેતું હોય તો પછી મારાથી અભાગિયો બીજો કોણ હોઈ શકે જેને દેવ અને માનવ ઉભય ધિક્કારતા હોય? હું તો એવો પાક્યો કે જેને કોઈ અજાણ્યો કોઈ નાગરિક એના ઘેર પણ શી રીતે લઈ જઈ શકે? પછી તો મારી સાથે કોઈ બોલ્યા વ્યવહાર પણ ન રાખે. કોઈ પારકાએ નહિ પણ મેં જાતે જ મારા પર આ અભિશાપ ઢોળ્યો છે. એની પત્ની! આ એ જ હાથ કે જેણે એના પતિની કતલ કરી, એ જ તેને સ્પર્શ કરે છે! શું આ પાપ મારું? હું પૂરેપૂરો અધમ નથી શું? રે થજો દેશનિકાલ અહીંથી હું, અરે મારા દેશનિકાલમાં જ મારા ઘરમાંથી બહિષ્કૃત ને મારી પિતૃભૂમિમાંથી પણ કાઢી મુકાયેલો હવે એને ત્યજી દઈશ હંમેશ માટે, રખે ને હું રહું અહીં મારી જનનીને મારી અર્ધાંગના બનાવવા, અને પિતાનો કાતિલ થવા! મારા પિતા... પૉલિબસ, જે મારી જિંદગીનો જન્મદાતા, હશે ખરે એ ભયાનક, પાપનો દેવ જેણે મને આ દોઝખમાં ડુબાડ્યો?

ના, ના, કદી નહિ, કદી નહિ. આકાશના દેવો, ઉગાડો મા આવો દિવસ! એના કરતાં તો તત્કાલ મારું મૃત્યુ થાય અને ધરતીની આ ગોદમાંથી હું ફંગોટાઈ જાઉં હંમેશને માટે, હંમેશને માટે. આવા પાપના જખ્મોને લઈ જીવવા કરતાં તો મોત ભલું:

કૉરસઃ શ્રીમાન, આ તો કારમી વાણી. પણ આશાના તંતુને સમૂળગો તોડશો મા, અમારા સાક્ષીઓને પૂરું સત્ય તો કહેવા દ્યો.

ઈડિપસઃ એ તો રહી સહી મારી આશા છે, એટલે તો રાહ જોઉં છું પેલા ગોવાળિયાની.

યોકાસ્તાઃ પણ શા સારુ? એની પાસેથી ભલા શું જાણવા ઇચ્છો છો?

ઈડિપસઃ એ જ કે તમારી વાત સાથે એની વાતનો મેળ પડે તો પછી હું પૂરેપૂરો અભાગિયો હોઈશ.

યોકાસ્તાઃ એવી કોઈ ખાસ વાત? મેં શું કહ્યું?

ઈડિપસઃ તમે એમ કહ્યું કે લૂંટારાઓએ તેનું ખૂન કર્યું હતું. હજુય એ લૂંટારાઓની વાતને વળગી રહે તો પછી તે હું ન હતો; એ સિવાય બીજો ન હોઈ શકે. પણ જો તે નિર્દેશ આપતો હોય માત્ર એક અટૂલા, રઝળતા, પથિકનો તો તો પછી મારો છુટકારો નથી; એનો અર્થ તો એટલો જ કે કાતિલ બીજો કોઈ નહિ, પણ હું જ.

યોકાસ્તાઃ પણ આપને હું ખાતરી આપું છું કે એણે એનાથી વિશેષ કંઈ કર્યું ન હતું; હવે એના બોલાયેલા શબ્દોથી વિપરીત એ નહિ બોલી શકે. સમસ્ત નગરે એ સાંભળ્યું છે. માત્ર મેં એકલીએ જ નહિ. અને પોતાની વાત જો એ બદલશે, નાના મુદ્દાને પણ વિપરીત કરશે તો પછી એવો દંભ નહિ આચરી શકે કે લાયસ ભવિષ્યવાણીની રૂએ જ મર્યો; કારણ કે લોક્ષ્યાસે તો કહ્યું'તું કે મારું બાળક તેનો વધ કરશે. પણ એમ તો બનવાનું જ ન હતું. બિચારું બાળક, આખરે તો એ પોતે જ મૃત્યુ પામ્યો. દેવને ધરાવાયું હતું એ બલિદાન! એ પછી એ કોઈ માટે. હું તે રસ્તો કદાપિ ઓળંગીશ નહિ.

ઈડિપસઃ તમે ખરું કહો છો. હજુ પણ એ ગોવાળિયાને અહીં તો બોલાવી લાવો; એને બોલાવવા તો કોઈને મોકલો.

યોકાસ્તાઃ એમ જ થશે – તત્કાલ. ચાલો, અંદર ચાલો. આપની ઇચ્છા વિરુદ્ધ કશુંય નહિ થાય.

[બન્ને જાય છે.]

કૉરસઃ અમે તો એટલું જ કહીશું કે મોતને હંફાવજો; વાણી ને ક્રિયામાં પવિત્ર વિશ્વાસને રાખજો, પરમ નિયમ જેની વિરાટ મૂર્તિ આકાશનેય આંબતી, ને ઘાટ તો એના મર્ત્ય માનવી શા તો નહિ જ, ઝાંખપ જરીય નહિ, ને જાગરણેય શાશ્વત, જેના જીવનને પરમકૃપાળુ કદીયે વૃદ્ધત્વ ન બક્ષે, ને ન હોય એવાને કો' મૃત્યુયે!

અભિમાન તો સરમુખત્યારની જનની; ગેરકાનૂની લૂંટથી સૂજી ગયેલ અભિમાન તો મહેલોની અટારીએથી છેક નીચે ગર્તામાં ગબડી પડે છે, ને ઊભું તો રહી શકે જ ક્યાંથી? નાગરિક ધર્મને ખાતર લૂંટાઈ જતો ઉત્સાહ, તેને તો કોઈ કાયદાનો નિષેધ ન હોય; દેવ હજુય તેનું મંગલ કરો. જે સતના મારગે ચાલતો નથી, ને જેને અંગે ધર્મનું આભૂષણ નથી ને અભિમાન – નશાથી તલ્લીન થઈ જે ઊંધે રસ્તે જાય છે, ને જેના વિજયમાં નર્યું કપટ જ હોય ને પવિત્ર વસ્તુઓને અભડાવતો જ જાય એવો અભિમાનની શાપિત સજામાંથી કદી છૂટશે ખરો? દેવના તીક્ષ્ણ રોષમાંથી, જે મહાસતિપો મટી અસત્યનું શરણ લે એની રક્ષા કોઈ કવચ કેમ કરી શકે? સદ્‌ગુણને બદલે જો ક્રૂરતાની જ પૂજા થશે તો પવિત્ર ગીતની મીઠડી સૂરાવલીઓ, તમને, અમારી અલવિદા, બસ આવજો – અલાઈની અને ઓલિમ્પસની યજ્ઞવેદીઓ, રજા લઈએ તમારી, અને આવજો, ધરતીમાનાં હૃદય, અન્યથા જે અનૃત ઠરી નથી તેવી હે તીર્થભૂમિ, જો આ ઘડીએ તારા આગમો ખોટા ઠરે કે સંદિગ્ધ બની રહે તો પછી કદીય માનવીની જિહ્વા પર તે વાત પર વિશ્વાસ નહિ રહે.

ઝિયૂસ, તું હાજરાહજુર દેવ હોય, તારી આણ સર્વોપરી હોય, તું સચરાચરમાં વ્યાપી રહ્યો હોય તો પ્રગટ થા; જૂની આર્ષવાણીઓને તો અમે ક્યારનીય મનમાંથી હાંકી નાંખી છે; જો દેવ અપૉલોની શ્રદ્ધા જ પીગળવાની હોય ને એની કીર્તિનો સૂર્ય આથમવાનો હોય તો તો પછી માનવજાત નાસ્તિક બની ગઈ છે એમ જ માનવું રહ્યું.

[યોકાસ્તા મહેલમાંથી પ્રવેશ કરે છે, તેના હાથમાં વસ્ત્રાચ્છાદિત ડાળી અને ધૂપ છે.]

યોકાસ્તાઃ નગરના મુરબ્બીઓ, પવિત્ર મંદિરોના દર્શને હું જાઉં છું. મારા હાથમાં પૂજાની સામગ્રી અને ધૂપની અર્ચના છે. જાતજાતના તર્કવિતર્કમાં રાજવી ઘેરાઈ ગયા છે; સાંપ્રતને ભૂતકાળમાં ભરડીને, ડહાપણથી, તેઓ ચકાસી શકે તેમ નથી અને એકેએક શબ્દ ભડકામાં ઘી પડે તેમ એમના ભયને પ્રજ્વલિત કરે છે. એમને આશ્વાસન આપવા મારો ગજ ટૂંકો પડે છે. અને તું પરમ પ્રકાશમય અપૉલો, મારા મહેલના પ્રવેશદ્વારની સૌથી નજીક જેની પ્રતિષ્ઠા છે એવા હે દેવ, નરકથીય બદતર આ અભિશાપમાંથી અમને બચાવી લે, પ્રભુ, અમને બચાવી લે! અમારા નાખુદાને જ આમ હતપ્રભ જોઈ અમે ભય પામીએ છીએ.

[વેદીઓની સમક્ષ તે ઘૂંટણિયે પડે છે.]

[સંદેશવાહક કૉરિન્થોસથી આવે છે.]

સંદેશવાહકઃ હે અજાણ્યા માનવીઓ, મને ક્ષમા કરો. સમ્રાટ ઈડિપસના મહેલને શોધું છું, મને ત્યાં, અથવા જો જાણતા હો કે તેઓ ક્યાં છે તો તેમની પાસે લઈ જશો, ભલા?

કૉરસઃ આ જ તેમનું નિવાસસ્થાન છે, ભાઈ, અને તેઓ મહેલમાં જ છે. આ દેવી તેમનાં પત્ની છે – તેમનાં જ સંતાનોની માતા.

સંદેશવાહકઃ દેવ, ભગવતીનું કલ્યાણ કરો, અને તેમના સમસ્ત પરિવારનું પણ; આવા રાજવીનાં સાચે જ મહારાણી!

યોકાસ્તાઃ આપનુંય કુશળક્ષેમ ઇચ્છું છું ને આપના આશિષને મસ્તિષ્કે ચઢાવું છું. આપ કોઈ નિવેદન માટે કે પછી સંદેશ લઈને પધાર્યા છો?

સંદેશવાહકઃ લાવ્યો છું શુભ સંદેશ, આપના પતિ માટે, હે દેવી, અને એમના પરિવાર માટે.

યોકાસ્તા: શો સંદેશ છે? અને કોના માટે?

સંદેશવાહક: કૉરિન્થોસમાંથી. આપને એ જાણીને આનંદ થશે. પણ કદાચ રંજ પણ થશે.

યોકાસ્તા: એવું તે શું છે કે જે આનંદ પણ આપે ને રંજ પણ આપે?

સંદેશવાહક: એમ કહેવાય છે કે અમારા લોકો એમને સમસ્ત ઇસ્થમસના રાજવી બનાવશે.

યોકાસ્તા: શું પૉલિબસ રાજવી મટી ગયા?

સંદેશવાહક: દેવી, રાજવી પૉલિબસ દેવગતિને પામ્યા છે; એ તો એમની કબરમાં પોઢી ગયા.

યોકાસ્તા: શું કહ્યું, સ્વર્ગે સિધાવ્યા? ઈડિપસના પિતા?

સંદેશવાહક: ખરે જ, મારા જીવનના સોગંદ.

યોકાસ્તા: (પરિચારિકાને) દાસી, તારા માલિક પાસે દોડતી જા! આ સમાચાર એમને કહે. (પરિચારિકા જાય છે.) આ પળે, દૈવી ભવિષ્યવાણીઓ, ક્યાં છો તમે સૌ? એ માનવી કે જેનાથી આ બધાંય વર્ષો ઈડિપસ અળગો રહ્યો, કદાચ ને પોતાના હાથથી એનું મોત થાય, ને એ તો હવે મૃત્યુ પામ્યા! સ્વાભાવિક રીતે જ એમનું મૃત્યુ, ને ઈડિપસના હાથે તો નહિ જ!

[ઇડિપસ પધારે છે]

ઈડિપસ: પ્રિયે યોકાસ્તા, મહેલની બ્હાર પુનઃ મને કેમ બોલાવ્યો?

યોકાસ્તા: આ માણસ કહે તે તો સાંભળો, અને એની વાત સાંભળ્યા બાદ મને કહો કે અપૂર્વ એવા આપના ભવિષ્યવેત્તા કેવા ખોટા ઠર્યા?

ઈડિપસ: કોણ છે આ માણસ? અમારે માટે તે શો સંદેશ લાવ્યો છે?

યોકાસ્તા: આવે છે તો એ કૉરિન્થોસથી. આપના પિતા પૉલિબસ દેવગતિને પામ્યા છે.

ઈડિપસ: શું કહ્યું, ભાઈ? તું જાતે જ મને કહે.

સંદેશવાહક: શ્રીમાન, સાચું જ કહું છું આપને– જો આપ પ્રથમ વાર જ સાંભળતા હો તો માનવીમાત્રનો જે અંતિમ માર્ગ તે રસ્તે તેઓ સંચર્યા છે.

ઈડિપસ: કોઈ કપટથી, કે પછી અકસ્માત કે માંદગીથી?

સંદેશવાહક: માત્ર આકસ્મિક માંદગી કે જે વૃદ્ધ માનવીને શાશ્વત નિદ્રામાં પોઢાડી દે છે.

ઈડિપસ: બિચારા વૃદ્ધ માનવી, શું તું એમ કહે છે કે તેઓ માંદગીને લીધે સ્વધામ ગયા?

સંદેશવાહક: એવું જ, અને વર્ષોની વાત એમ પૂરી થઈ.

ઈડિપસ: બસ, બસ. તો પછી મહારાણી પિથિયનના પાવાનું શું? ભવિષ્યવાણી, ભવિષ્યકથન કરતાં પંખીઓ અને તેમની આ કિકિયારીઓનું શું? હું તો મારા પિતાને મોતને ઘાટ ઉતારવાનો હતો ને? હવે તેઓ કબરમાં પરમ નિદ્રામાં પોઢી ગયા છે, અને અહીં હું આ રહ્યો. મેં તો ક્યારેય શસ્ત્રને હાથ સુધ્ધાં અડાડ્યો નથી, પણ કદાચ એમ કહેવાય ખરું કે મારા પરોક્ષભાવને લીધે થયેલ વેદનાએ એમનો જાન લીધો અને એટલે એમ પણ કહેવાય કે હું જ તેમનો કાતિલ હતો. પણ ના, ભવિષ્યવાણીના દેવની વાણી ફળી નહિ અને કહો કે પૉલિબસની જેમ જ તે વાણી પણ મૃત્યુ પામી છે.

યોકાસ્તા: આ બધી વાત મેં હમણાં જ ના કહી?

ઈડિપસ: કહી છે,જરૂર કહી છે. પણ મને મારા ભયે વિપરીત કક્ષામાં મૂકી દીધો છે.

યોકાસ્તા: ચાલો, જવા દો એ વાતને.

ઈડિપસ: હજુય એક છે જેનો મને ભય છે... મારી જનની.

યોકાસ્તા: ભય? પુરુષને વળી ભય કેવો? આપણી જિંદગી પર દૈવનું આધિપત્ય છે. સવારે શું થવાનું છે એની તો ક્યાં કોઈનેય ખબર છે? આપણે તો દિનપ્રતિદિન ઉત્તમ જીવન ચરિતાર્થ કરવું રહ્યું. આ જનની-લગ્નનો વિચાર ભયપ્રેરક ન બનો. એનાં શમણાં કેટલાય માનવપુત્રોને આવે છે ખરાં. આવી વાતોનું તો વિસ્મરણ જ સારું – જો જિંદગીને ખરેખર માણવી હોય તો!

ઈડિપસ: જો મારી જનની આ જગતમાં જીવિત જ ન હોય તો તો તમારું આ કથન યોગ્ય કહેવાય ખરું, પણ ના, એ તો જીવિત છે અને એ જો જીવતાં હોય તો તો પછી તમે ગમે તેમ કહો, હું મારો ભય કેમ

નિવારી શકું?

યોકાસ્તાઃ છેવટે તમારા પિતાનું મૃત્યુ – એ વાતે તો નિરાંત છે.

ઈડિપસઃ એ વાત તો સો ટકા સાચી : પણ જ્યાં સુધી જનની જીવિત છે ત્યાં સુધી હું સહીસલામત નથી.

સંદેશવાહકઃ પણ પૂછી શકું ખરો કે જેનાથી આટલા બધા ડરો છો તે સ્ત્રી કોણ છે?

ઈડિપસઃ કેમ ભાઈ, એ તો મહારાણી મેરોપે, પૉલિબસની ધર્મપત્ની

સંદેવાહકઃ ઓહો, તે? એની જિંદગી આપના માટે ભયરૂપ કેવી રીતે?

ઈડિપસઃ દેવવાણી થઈ છે, ભાઈ–દેવવાણી, ભયંકર ભવિષ્ય ભાખતી.

સંદેશવાહકઃ એ ભવિષ્યવાણી અજાણ્યાને સંભળાવી શકાય તેવી છે?

ઈડિપસઃ એ અભિશાપ, મારી જનની જ મારી ધર્મપત્ની બને, મારા પિતાનો કાતિલ હું જ થાઉં અને એમનું રક્ત મારા પોતાના જ હાથે રેલાય. કૉરિન્થોસથી મારા દીર્ઘ વિયોગનું આ જ કારણ છે; અને આ વાતમાં હું કામિયાબ બન્યો છું. જોકે માતાપિતાના વિયોગમાં બીજાં કોણ મારાં માતાપિતા બની શકે?

સંદેશવાહકઃ જેને લીધે આજ સુધી આપે દેશનિકાલ ભોગવ્યો તે આ જ ભય?

ઈડિપસઃ હા, એમ જ હું મનોમન વચનબદ્ધ થયો'તો, મારા પિતાનો ધ્વંસ મારે હાથે – એ કદાપિ નહિ બને.

સંદેશવાહકઃ તો પછી એ આપનો બીજો ભય મને દૂર કરવા દ્યો. હું તો આપના ભલા માટે આવ્યો છું.

ઈડિપસઃ આભાર, ભાઈ, તારો. કદીયે કલંકિત નહિ કરું આ આભારને.

સંદેશવાહકઃ અને સત્યનું જ કથન કરવાનું હોય તો એક ભલું કામ મને કરવા દો – આપને સ્વદેશપ્રયાણનું વચન કહીને.

ઈડિપસઃ સ્વદેશ, ના, ના, કદાપિ નહિ – મારાં માતાપિતાના નિવાસસ્થાનમાં, ના, કદી નહિ!

સંદેશવાહકઃ મારા વહાલા યુવાન માનવપુત્ર, તમે આમ જણાવી તમારી જાતને છેતરી રહ્યા છો.

ઈડિપસઃ એ વળી કેવી રીતે? વહાલા ભાઈ, દેવને ખાતર મને કહો તો ખરા, તે કેવી રીતે?

સંદેશવાહકઃ આ જ ભય કે જે પોતાના – સ્વગૃહથી જ અળગા કરે

ઈડિપસઃ હા, તે જ ભય. ફોઈબસની વાણી હજુય મારે માટે કદાચ સાચી ઠરે પણ ખરી.

સંદેશવાહકઃ આપનાં માતાપિતા દ્વારા આપની એ અધર્મકહાણી?

ઈડિપસઃ હા, ભાઈ, હા, એ જ કહાણી. શાશ્વત વેદનાની મારી એ વાત.

સંદેશવાહકઃ બધું જ નિરર્થક, મહેરબાન; આપનો ભય તર્કવિહીન છે, વ્યર્થ છે.

ઈડિપસઃ એ વળી કેમ બની શકે એ જાણીને કે હું એમનો પુત્ર છું?

સંદેશવાહકઃ ના, પૉલિબસ તમારા કોઈ સગા થતા નથી.

ઈડિપસઃ શું કંઈ પણ સગપણ નહિ? શું પૉલિબસ મારા પિતા નથી?

સંદેશવાહકઃ જેમ હું પણ નથી – તેટલું-જ સાચું.

ઈડિપસઃ શી વાત કરો છો, શ્રીમાન, જેટલા તમે નથી તેમ [illegible] કંઈક ફોડ પાડીને વાત કરો.

સંદેશવાહકઃ હું આપનો પિતા અવશ્ય નથી; તેમ પૉલિબસ પણ.

ઈડિપસઃ તો પછી હું તેમનો પુત્ર કેમ કહેવાયો?

સંદેશવાહકઃ એ વાત હું આપને કહું છું. મેં આપને એમને સોંપ્યા હતા.

ઈડિપસઃ સોંપ્યા'તા? છતાંય એમણે મને પુત્ર તરીકે પાળ્યો?

સંદેશવાહકઃ એમનો બીજો પુત્ર હતો જ ક્યાં?

ઈડિપસઃ હું મળી આવ્યો'તો કે મને ખરીદવામાં આવ્યો'તો?

સંદેશવાહકઃ કિથૈરોનની વનગુફામાં આપ મળી આવ્યા'તા.

ઈડિપસ : ત્યાં તમે શું કામે ગ્યા'તા?

સંદેશવાહકઃ ડુંગરાઓમાં હું ઢોર ચારતો'તો.

ઈડિપસઃ તમે એ વખતે ભરવાડને ત્યાં કામ કરતા હતા?

સંદેશવાહકઃ હા, તેમ જ ને એ જ સદ્‌ભાગ્યે આપનો તારણહાર.

ઈડિપસઃ તમે મને બચાવ્યો ત્યારે કોઈ વેદના કે ભયથી હું ત્રસ્ત હતો?

સંદેશવાહકઃ આપના પગની ઘૂંટણીઓની બેડીઓ જ એ કહાણીની દ્યોતક છે.

ઈડિપસઃ અરે એ જૂની વેદના, એનો સંદર્ભ આપવો જરૂરી છે?

સંદેશવાહકઃ આપની ઘૂંટણીઓને બેડીઓ પહેરાવી રિવેટ લગાવ્યા હતા. અને મેં જ આપને એનાથી મુક્ત કર્યા હતા.

ઈડિપસઃ એ સત્ય છે; મારા શૈશવકાળથી જ એ કરુણ નિશાની મારી સાથે જ છે.

સંદેશવાહકઃ આપનું હાલનું નામ એને જ આભારી છે.

ઈડિપસઃ ઓ દેવો! આ માટે જવાબદાર મારા પિતા હતા કે મારાં માતા?

સંદેશવાહકઃ એ તો હું જાણતો નથી. પરંતુ જેના દ્વારા મેં આપને મેળવ્યા તેને પૂછો.

ઈડિપસઃ મને આપ્યો? શું તમે જાતે જ મને શોધી નહોતો કાઢ્યો?

સંદેશવાહકઃ એક બીજા ભરવાડે મારી સંભાળમાં આપને સોંપ્યા હતા.

ઈડિપસઃ એ કોણ હતો? તમે મને કહેશો કે એ કોણ હતો?

સંદેશવાહકઃ મારા ધારવા મુજબ એ લાયસનો જ કોઈ માણસ હોવો જોઈએ.

ઈડિપસઃ લાયસ? અમારા પહેલા રાજવી?

સંદેશવાહકઃ એમ જ સ્તો; રાજા લાયસ; એ એમનો જ એક સેવક હતો.

ઈડિપસઃ શું એ જીવે છે? શું એને હું મળી શકું?

સંદેશવાહકઃ એ વાત તો તમારા લોકો જાણે.

ઈડિપસઃ સદ્‌ગૃહસ્થો, તમારામાંથી કોઈ એ માણસને ઓળખો છો? જેની વાત થાય છે એ ભરવાડને કોઈ જાણો છો? કોઈએ એને જોયો છે ગોચરમાં કે નગરમાં? એ જાણતા હોય તો કહો – મને કહો. હવે જ આ તક છે જ્યારે રહસ્યનો તાગ મળી શકે તેમ છે.

કૉરસઃ તમે જેને જોવા સ્પૃહા બતાવી છે એ જ હોવો જોઈએ એ માનવી. આ વાતનો ફોડ તો માત્ર રાજવી જ પાડી શકે.

ઈડિપસઃ મારાં પત્ની, આપણે જેને બોલાવવા મોકલ્યો છે તે માણસને તમે તો જાણો જ છો. એ કહે છે તે જ માણસ એ છે?

યોકાસ્તાઃ (ભયથી થરથરતાં, પૂણી જેવાં થઈ જઈને) એ કયો માણસ કહે છે એથી શું? એથી હવે કોઈ ફરક પડતો નથી.

ઈડિપસઃ એણે જે કહ્યું છે તે ભૂલી જાવ. એથી કોઈ ફરક પડવાનો નથી. અક્કલ વગરની વાત છે. જ્યાં સુધી મારા જન્મનું રહસ્ય હું પામીશ નહિ ત્યાં સુધી એ વાતનો પીછો હું છોડવાનો નથી.

યોકાસ્તાઃ ના, કદાપિ નહિ! દેવને ખાતર, જો આપ જીવવા માંગતા હો તો પછી આ વાત આગળ ન જ જવી જોઈએ. મેં કંઈ ઓછું સહન કર્યું છે?!

ઈડિપસઃ એ વાતથી ભય પામવાની કોઈ જરૂર નથી. ત્રીજી પેઢીએ પણ હું ગુલામનો વંશજ છું એમ સાબિત થાય તો પણ તારી કીર્તિનો વાળ વાંકો નહિ થાય.

યોકાસ્તાઃ છતાંય એ બધું ન કરો. હું તમને પગે પડીને કહું છું કે એ બધું ન કરો.

ઈડિપસઃ મારે એ બધું કરવું જ રહ્યું. સત્યને જાણ્યા વગર હું રહેવાનો નથી.

યોકાસ્તાઃ મને ખબર છે કે હું સાચું કહું છું. આપના ભલા ખાતર હું આપને ચેતવણી આપું છું.

ઈડિપસઃ મારું ભલું તો મારો પીછો લઈને પાછળ પડ્યું છે.

યોકાસ્તાઃ શાપિત માનવ! એ સત્ય જાણવા આપ જીવતા ન હો તેમ ઇચ્છું છું!

(ક્રમશઃ)



# પ્ર-પંચતંત્ર (એક)

કાગડો નળિયે બેઠો વિચારે ચડ્યો.
શ્રાદ્ધના શુભ દહાડા ચાલે છે.
હું રોજ ખીરપૂરી ને ખમણ
ચૂરમાલાડુ માલમલીદો આરોગું
ગળફાને ભાળ્યે આજે દી આઠ થવા આવ્યા.
માલમલીદો આરોગી વજન પણ
ખાસ્સું વધ્યું જણાય.
ઊડવા જતાં પાંખપીંછાં
શરીરનો ભાર ખમી શકતાં નથી.
કાગડો બેઠો બેઠો વિચાર્યા કરે.
થોડી વેળ રહી વિચારમાં શંકા પેઠી.
શ્રાદ્ધના દહાડા સુખરૂપ પસાર થાય
તો ગંગા નાહ્યા.
વચ્ચે ક્યાંક વરસાદ આડખીલી ઠોકે નહીં તો ભયોભયો.

આ મેર સીમમાં મોરસભા મળી.
વરસાદ આ વચ્ચે ધારણા કરતાં કંઈ વધુ ખેંચાયો.
અંકાશે વાદળનું નામનિશાન ના મળે
ત્યાં વરસવાની વાત જ ક્યાં રહી?
ગામપાદરના મોવડી મોર ભેળા મળી વિચાર કરે.
શું કરવું આ કપરા સમામાં?
વિચારી અંતે નક્કી કર્યું:
મોરમહેફિલ ગોઠવીએ.
સહુ ભેળા મળી ગાયનાચે ને કેકારવ કરે.
વરુણને વીનવે. વરુણદેવ વિનવણી સુણી રીઝે. વરસે.
મોભી મોરના આદેશથી આસપાસ ગામપાદરે ગોંદરે
ઢંઢેરો પિટાયો.
ઢંઢેરા પિટાતાં સહુ મોરગણ એકઠો થઈ
નાચગાન કેકારવની તૈયારીમાં પડી ગયો.

પણે કાગગણમાં વાત વા માફક પસરી ગઈ.
કાં કાં કરતા સહુ વિચારે ચડ્યા.
મોરમહેફિલે વરુણ રીઝશે તો કરુણ થાશે.
વિપરીત કાળ માથે ઝળૂંબશે.
વરસમાં માંડ સોળ દી શ્રાદ્ધના આપણે માણીએ.
બાકી તો ગળફા ચૂંથીગળી ચાંચ ભીની કરીએ એટલું જ.

પણ કાગળ ચૂંથી થોડું ગણેલો કાગ એકચિત્ત વિચારી રહ્યો.
કાગગણને કને બોલાવી કહ્યું :
આમ કાં કાં કકળાટ કર્યે કંઈ નહીં વળે.
સાંભળો, સમજો, કપરા દીનો સામનો કરવાનો
સમો આવી લાગ્યો છે.
સહુ કામે લાગી જાવ વગર ઝાઝું વિચાર્યે.
જાવ, બાવળલીમડે ગુંદરના જેટલા ગઠ્ઠા હોય
તેને વીણીવીણી કણકણ કરી મેલી
પાથરી દો પણે મોરમહેફિલ પટમાં.
મોરમહેફિલમાં કેકારવ થયે વાદળ બંધાય – વરસે પણ ખરાં.
શ્રાદ્ધના દિવસોમાં વરસાદ આપણને આડખીલીરૂપ
થવા સંભવ ખરો.
માટે લાગી જાવ સહુ સહુના ચીંધ્યા કામે.
પટમાં પડેલ ચણ-કણ ભેળા
ગુંદરકટકીકણ પણ ગળી જાશે મોરઢેલ ઘડીકમાં.
પછી હું જોઉં તો ખરો કે
એમના મધુર કંઠેથી કેકા તો શું, કાં કાં
પણ નહીં નીકળે તે નક્કી જાણો, મારા ભેરુભાઈઓ.

ગણેલા કાગભાની ગણતરીને ગણકારી
અન્ય કાગસમૂહ લીમડા-બાવળ ડાળે
ગુંદરની શોધમાં પગ ઠેકતોક આગળ વધ્યો.

પ્રાણજીવન મહેતા

# પ્ર-પંચતંત્ર (બે)

અડધો બહેરો ને આખેઆખો અણસમજુ
એવા આ આખલા સંગ
ભોળીભટ્ટાક ગાયને પનારો પડ્યો.
હૂંકારનું નકરું નકાર સમજે
ને નકારનું તો બસ ઠાવકું કાંઈ જ ના સમજે એટલું નક્કી.
સાંભળવું તો હવાડે રહ્યું,
સમજવાનુંય તે સીમાડે મેલી આવ્યો હોય તેવું જણાય.

એની સમજ પણ પાતળી પાણીની ધાર જેવી.
કાળું એટલું રૂપાળું એ એની સમજ.
આવી તેવી સમજથી દોરાઈ દી આખો
ભાગોળે ભેંસટોળાં ભેગો ભમ્યા કરે બાબરા ભૂત શો.
ક્યારેક તલાવડીમાં ડૂબકી દે તો ક્યારેક વળી
ખાબોચિયે ખાબકે ભેંસો ભેળાભેળ.
પણે પાડાને આ બધું આખલાનું
આંખના કણા માફક ખટકે-ખૂંચે.
પાડો થોડો જ્ઞાની ખરો, પણ કોપિત વધુ.
કોપને પાછો કાબૂમાં રાખી જાણે.
મનોમન ફૂંફાડે. વિચારે – શું કરવું?
આખલાની અણસમજણને ક્યારેક સવળી સમજે સમજી
જતું મેલે બધું. પણ આ તો રોજનું થયું.
કાંક વિચારવું રહ્યું. કાંક કરવુંય રહ્યું.

એક દી આખલો-પાડો સીમમાં સામસામે આવી ઊભા.
એકમેકના ખબરઅંતર પૂછ્યા.
સીમની લીલીસૂકી વાતો વાગોળી.
વાગોળતાં વાગોળતાં પાડાએ પ્રસ્તાવ મૂક્યો.
–એલા, ચાલ ને આંધળો-પાટો રમિયે :
અડધો બહેરો આખલો કંઈ સમજે
તે પહેલાં તો પાડાએ શીંગડાં ભેરવ્યાં.
બુડથલ સમજણહીણો આખલો
કંઈ સમજે તે પહેલાં પટમાં પટકાયો.
ઝાંઝું તો વાગ્યું નહીં, પણ પગખરી મોચવાઈ.

પાડો મૂછમાં હસ્યો. પુચ્છ ઉલાળી પૂછ્યું :
અલ્યા આખલા, આટલું અમથું જોર નહીં તારામાં,
તે ઘાસપૂળાની જેમ પટમાં ભફાંગ પટકાયો તું તો.
આખલો પાડાનું બધું સાંભળે, પણ સમજે નહીં.

વેળ રહી આખલો માંડ કરી ઊભો થયો. પગ ભોંય પર મંડાય નહીં.
અડબૂથે પગ ભોં પર પછાડ્યો. પીડા વધી. પાછો પટમાં બેસી પડ્યો.
એવામાં પડખે ધણમાં ચરતીફરતી ગાય આખલા કને આવી પૂગી.
વાતવિગત જાણી તાલતમાસો જોયો.
બહેરા આખલાને શું કે'વું ને એ શુંનું શું સમજશે અણસમજુ
તે ગાયને કેમેય સમજાયું નહીં.
ગાય આખલાને શીંગડાં ભેરવી શિખામણ આપવા મથી.
આમ શીંગડાં ભેરવ્યે આખલો સમજે તો તે આખલો શેનો?
ગાય વિચારતી ઊભી રહી.
એટલામાં પડખેથી ભેંસટોળું પસાર થતું દેખાયું.
આખલાના પગ તળે સળવળાટ થયો. સડાક ઊભો થઈ ગયો.
ગાયને થયું, આખલો આ કાળીભમ ભેંસો પછવાડે ઊજળો થતો લાગે.
આનું કાંક વિચારવું પડશે અબઘડી.
ગાય વિચારતી રહી. ત્યાં એક ભેંસે આવી સલાહ આપી :
અલી બેનબા, જા પણે કોલસીકણી પથરાઈ પડી છે.
થોડું આળોટી આવ અતરઘડી.
તારી કાયા, કાળી ને કામણગારી થાશે.
ઊભી રે' પછી આખલા આગળ.
જો, ઘડીકમાં ઊભો થઈ આખલો પૂંછ ઉલાળતો
થનગન થનગન એક પગે ખોડંગાતો
તારી પાછળ પાછળ આવે છે કે નહીં તે.

ભેંસવાત પર ગાયને ભરોસો બેઠો.
ભેંસવાત સાકરમાં દૂધ ભળે તેમ ભળી ગઈ ગાયમનમાં.
વિચારવાનું ત્યાં જ છાંડીછોડી
કોલસીકણ પથરાઈ પડેલ તે દિશા મેર
ગાયે દોટ મૂકી.

**પ્રાણજીવન મહેતા**



## ઝાંખરીમાં પૂર જોઈને

અરી ઝાંખરી ! અઢળક તને, મને જોઈને પૂર હેતનાં આવ્યાં
અને ભીતર હું મલમલ મલકું.
સ્મરણોના એ પારાવારે સકળ સૃષ્ટિ સહુ સમરસ મુજમાં,
અનેક ચોમાસાં થઈ છલકું...

તટ ઊભેલો પારસપીપળો, વ્હેણ પ્રલયનાં, જાય તણાયો;
વડવાઈનો ટેકો લૈ વડ ઊભો ઘેઘૂર.
હશે હલેતી હરકતનો તો સાક્ષી તું ભૈ જીવતો જૂના સાંભરણે;
અવ તો થઈ ને શું તું ચકચૂર!
અરી ઝાંખરી ! મને જોઈને પૂર હેતનાં આવ્યાં અઢળક તને,
અને ભીતર મન હલકું હલકું...

કેટકેટલા પ્રસંગ પરથી પરિચિત હું સંકળાઈ સંગે તારી;
અવ ઊઘડી આ ચૌદિશ બારી.
પૂર્વાપર સંબંધે સોહે કનકમંજૂષા, હજી ઇચ્છાઓ-અભિલાષા
રહી અનાગત સાવ કુંવારી.
અરી ઝાંખરી ! મને જોઈને પૂર હેતનાં આવ્યાં અઢળક તને–
અને મળી ગૈ ખલકની ઝલકું...

નાનીમોટી રમણાઓ ભીતર ભંડારી પારાવારે પ્રેમના હે–
સુંદરી, આજ અગાધ ઊભરે.
તટ તોડી આકાશ જવું છે આંબી એ ઇચ્છા મુજ અદકેરી–
અવ પુરાણી પ્રીત મુજ શું સ્મરે ?
અરી ઝાંખરી ! મને જોઈને પૂર હેતનાં આવ્યાં અઢળક તને,
અને પાંપણો કહે ન પલકું...

**સુશીલા ઝવેરી**

## પૃચ્છા

કોશેટામાં સળવળતા કીડાએ પૂછ્યું:
ક્યાં છે પાંખો ?
પાંખો જોવા
આપો આંખો.

પાંખોની પ્રાપ્તિ માટે
રેશમનો તાંતણો તોડવો જ પડે કે ?
કે એ રેશમી તાંતણામાંથી
ફૂટી નીકળે પચરંગી પાંખો ?
આકાશમાં ઊડવાની સાથે જ
ઊગી નીકળે આપમેળે આંખો ?
તો–
આ કોચલું
ક્યારે તૂટે ?
કેમ તૂટે ?
કાળનો વજ્જરહથોડો પડે ત્યારે ?

કોઈ રીતે અંધાપાની આ દીવાલમાં
સહેજ જો બાકોરું પાડી શકાય
ડોક જરાક જો બહાર કાઢી શકાય!
–ઊઘડે અવકાશ આખો
ઝગમગ ઝગમગ સપ્તરંગી આંખો
પુલક પુલકે પચરંગી પાંખો.

પાંખોમાં આંખો
આંખોમાં પાંખો
ઊછળે સમદર આખો
દલદલ
અંતર છલછલ.

**દક્ષા વ્યાસ**

## ભીંત એક કહે....

ભીંત એક કહે, બીજી ભીંતને
'તું જુએ છે, બારણાંની જીતને!'...

આપણે યુગોથી અરે, સામસામે ઊભાં,
પણ બોલવાના જાણે લીધા સમ;
બારણાં તો જો, ઊઘડે ને બંધ થાય,
પણ થોભે ત્યાં સૌનાં કદમ:
કોણ સમજે જડાયેલી પ્રીતને... ભીંત...

અહીં ખીલા જડાય, ત્યાં તોરણ બંધાય,
તોય, સ્મરણોના ભાર ખુદ ઝીલીએ;
સૂનાં આંગણ જોઈ, ડૂસકે ચઢે એ ત્યારે
ઘટના કો' કાન મહીં રેડીએ :
કોણ જાણે આ મૌન-ભેદી રીતને... ભીંત...

**માધુરી દેશપાંડે**

## જીવતરની બાંધણી

પાનખર સહી, ને બહુ ઝાંઝવાંયે ઝીલ્યાં,
હવે, ઝરમર કોઈ પાઠવે તો ચાલે;
મને જરા, મસ્તીમાં મ્હાલે...

ઘેરાતાં રોજ નભ, વરસે ના એકે પણ,
આશા તો નવલી બંધાતી;
કોરા કાગળ મહીં ઘૂંટે કો' પ્રીત અને
જીવતરની બાંધણી ગૂંથાતી;
આંસુઓ પીધાં ને સૂકવીયે દીધાં,
હવે, ખળખળ કોઈ પાઠવે તો ચાલે... મન જરા:...

રટના તો રોજ કે મારગ હો વનરાવન,
ગોરસની મટકી બસ...ફૂટે;
આશમાં ને આશમાં જિવાતા જીવનમાં
સેર બસ.... આનંદની છૂટે;
શ્રદ્ધાને તાવી, ને તોય છે ટકાવી,
હવે, ઝળહળ કોઈ પાઠવે તો ચાલે...મન જરા...
પાનખર સહી...

**માધુરી દેશપાંડે**

## ઊંદરો...

સકળ ઊંદરો આ ખૂબીદાર, ખંધા ને ખૂંખાર ખાસ્સા...
(એ ઊંદર છે એથી વધુ શા ખુલાસા?)

અરે, ઊંદરો તો ચડઊતરે દેહ પર ચીપકે ને ભફભફ પડે
ને કરે ચિચિયારી ખુશીની
ત્વચા તીણા ન્હોરોથી ફાડે
ઘચક્ લાંબાં મોઢાંઓ ગાત્રોમાં ઘોંચે
નસો તાણીતાણીને તોડે તડોતડ
ચૂસે રક્ત ચસચસ
ચૂંથે માંસ લુસલુસ
ને લચકા ઉછાળે ને ગળચે...
(ઘૂમે ઘીંઘમાં સહુ ઘૂસણખોર ઘાંઘા
શરીરે સજી સદ્‌ગૃહસ્થોના વાઘા)
અભિનય કરે સાતે રંગોના ઝાઝા
પરંતુ
આ એકાન્ત ઘરમાં
ધડોધડ પ્રકટતો
જુઓ, એનો નાગો ચહેરો
જુઓ, મારા ફરતે આ ઘાલેલ ઘેરો
એ તોડે છે ટચટચ હૃદયકોશ ચાંચે
બધિર થૈ ગઈ મારી ઇંદ્રિય પાંચે
નથી હારતો કે નથી તો હું હટતો
છતાં હર ક્ષણે કાં ઊંચાઈમાં ઘટતો?

મને હાથપગથી આ બાંધ્યો છે જેણે,
મને મારા પિંજરમાં પૂર્યો છે એણે.
જુઓ, ચીસ આડે છે મોઢામાં દાટો
આ ફાટે છે આંસુથી ડબડબતું માથું
(પણછ ચેતનાની
ઊંદરડાઓએ ચાવી ખાધેલ છે
છે આ ભાંગ્યાધનુષ જેવી ઠોબારુ આંખો)
સકળ પ્રાણનું ખાલીખમ સાવ ભાથું...

ઊઠે હીનતાના ઉબરડા ઉદરમાં
પડ્યો ભય તણું પોટલું થઈ હું ઘરમાં.
આ સર્વત્ર, સર્વસ્વ સ્વાહા કરી નાખતો ઊંદરોનો
વિવશ ગ્રાસ હું પૂછું, હે ગણપતિ!
કે ક્યા જન્મમાં વાંસળીવાળો હું હેમલીનનો હતો
કે રહ્યા દાટ વાળી હયાતીનો આ ઊંદરો?
(આ ઊંદર એ જીવતરું અપમાન છે
હે કલ્કિ! હવે તું અહીં જન્મ લે!)

**રમેશ પારેખ**

# નરસિંહ મહેતાનાં પદો : કર્તૃત્વનો કોયડો

જયંત કોઠારી

(સૌરાષ્ટ્ર યુનિવર્સિટીની નરસિંહ મહેતા વ્યાખ્યાન-માળાના ઉપક્રમે તા. ૧૬ તથા ૧૭ ઑક્ટોબર ૧૯૯૫ના રોજ અપાયેલાં વ્યાખ્યાનોનું સંવર્ધિત રૂપ)

**ભૂમિકા**

શુદ્ધ ઇતિહાસદૃષ્ટિએ નરસિંહ મહેતા ગુજરાતી ભાષાના આદિકવિ રહ્યા નથી, કેમ કે એમની પૂર્વેનું ઘણું ગુજરાતી સાહિત્ય હવે હાથ લાગ્યું છે. તેમ છતાં આપણને હજુ એમને આદિકવિ કહેવાનું ગમે છે, અલબત્ત 'કવિ' શબ્દને રેખાંકિત કરીને, ઉમાશંકરે કર્યું છે તેમ. એટલે કે નરસિંહ મહેતાને આપણે આપણા સૌપ્રથમ મોટા ગજાના કવિ લેખીએ છીએ. વાત કંઈ ખોટી નથી. મધ્યકાળનો એક બળવાન અને સમૃદ્ધ કવિતાપ્રવાહ તે કૃષ્ણભક્તિનો છે અને નરસિંહ મહેતા તેના આદિસ્રોત છે. આવા નરસિંહ મહેતાનું ગૌરવગાન કરતાં આપણે થાકતા નથી. એમને નામે પુરસ્કારો ઊભા કરીએ છીએ, સ્વાધ્યાયપીઠો સ્થાપીએ છીએ અને વ્યાખ્યાનમાળાઓ ચલાવીએ છીએ. ગુજરાત રાજ્યનો સર્વોચ્ચ સાહિત્ય પુરસ્કાર પણ નરસિંહને નામે છે.

નરસિંહ મહેતાનું આપણે પૂજન-અર્ચન કરીએ છીએ, પરંતુ એમના વિશે કરવું જોઈતું કામ આપણે કેટલું કર્યું છે અને કરી રહ્યા છીએ એ પ્રશ્ન છે. કેટલુંક કામ અવશ્ય થયું છે, પણ નરસિંહના જીવનકવનના સઘળા પ્રશ્નો ઊકલી ગયા છે એવું નથી. નરસિંહના જીવન અંગે, જૂનાં-નવાં ને અધિકૃત-અનધિકૃત સાધનોમાંથી મળતી માહિતીઓની ભેળસેળ કરીને આપણે કેવા નિરર્થક અટવાતા રહ્યા! દર્શના ધોળકિયાએ 'નરસિંહચરિત્ર વિમર્શ'માં પહેલી વાર જૂનાં-નવાં તથા વધુ શ્રદ્ધેય અને ઓછાં શ્રદ્ધેય સાધનો વચ્ચે વિવેક કરીને નરસિંહજીવનનું સ્વચ્છ ચિત્ર ઊભું કરવાનો એક ધ્યાનપાત્ર પ્રયાસ કર્યો છે. પરંતુ આ દિશામાં હજુ આગળ કામ કરવાને કેટલોક અવકાશ છે. નરસિંહજીવનવિષયક કેટલીક કૃતિઓ હજુ હસ્તપ્રતમાં પડેલી છે તે બહાર આણવી જોઈએ અને નરસિંહજીવનવિષયક સઘળી મધ્યકાલીન કૃતિઓને ગ્રંથરૂપે સંકલિત કરી લેવી જોઈએ. એથી નરસિંહજીવનના અભ્યાસનું એક સાધન હાથવગું થશે અને કેટલાક મુદ્દાઓ પરત્વે નવો પ્રકાશ પડશે. અન્ય ઐતિહાસિક સાધનોની પણ હજુ વધુ ખણખોદ થઈ શકે. તીક્ષ્ણ અને નિર્મમ સંશોધનદૃષ્ટિથી આ સર્વ સાધનોમાંથી પ્રાપ્ત થતી માહિતીનું તોલન કરી પ્રામાણિક નરસિંહચરિત્રની જેટલા નજીક પહોંચી શકાય તેટલા પહોંચવાનો એક વધુ પ્રયાસ તે પછી થઈ શકે.

નરસિંહને નામે મળતી રચનાઓના કર્તૃત્વનો પ્રશ્ન ઘણો જટિલ છે. કે. કા. શાસ્ત્રી, જેઠાલાલ ત્રિવેદી, ધીરુ પરીખ, રજની દીક્ષિત, દર્શના ધોળકિયા વગેરેએ આ અંગે કેટલું કામ કર્યું છે. 'પ્રાચીન કાવ્યમાળા'માં અને પછીથી 'નરસિંહ મહેતા કૃત કાવ્યસંગ્રહ'માં છપાયેલી 'સુરતસંગ્રામ' અને 'ગોવિંદગમન' એ કૃતિઓ નરસિંહની ન હોવાનું હવે સ્વીકારાઈ ગયું છે તથા 'કૃષ્ણજન્મવધાઈનાં પદ', 'દાણલીલા' (બન્ને) ને આત્મચરિત્રાત્મક કૃતિઓ નરસિંહની ન હોવા વિશે સપ્રમાણ સંદેહ વ્યક્ત થયો છે. આ દિશામાં હજુ ઘણું કરવાનું બાકી રહે છે. 'સુદામાચરિત્ર'ના કર્તૃત્વ વિશે શંકા વ્યક્ત થઈ છે, પણ એની શાસ્ત્રીય તપાસ હજુ થઈ નથી. 'ચાતુરીઓ'માં ચડેલા વિવિધ થરોને જુદા પાડી એના કર્તૃત્વ અંગે ઊપાપોહને અવકાશ છે.

વિશાળ પદસમૂહના કર્તૃત્વ અંગે શંકા સતત વ્યક્ત થતી રહી છે. નરસિંહને નામે પ્રાપ્ત સઘળાં પદો એમનાં હોવાનું કોઈ અભ્યાસીએ માન્યું નથી. 'નરસિંહ મહેતા કૃત કાવ્યસંગ્રહ'ના સંચયકાર ઇચ્છારામ દેસાઈ એ સંગ્રહમાં સંગૃહીત થયેલાં સઘળાં પદો અને કાવ્યો નરસિંહ મહેતાની જ કૃતિ છે એમ કહેવાને પોતાને અસમર્થ ગણાવે છે. એ કહે છે કે પદો લોકમુખે ગવાતાં

હોવાથી એમાં ઘણું સંકરપણું થઈ ગયું છે અને નરસિંહ મહેતાની કૃતિ કઈ તથા નરસિંહ મહેતાની કૃતિને અનુસરી થયેલાં બીજાં પદો કયાં તે શોધવું મુશ્કેલ છે. કનૈયાલાલ મુનશીને 'રાસસહસ્રપદી'ને નામે ગ્રંથસ્થ થયેલાં પદોમાં ભેળસેળ થયેલી જણાઈ અને કવિની કોઈ એક અસલ કૃતિ ઉપરથી જુદા જુદા કવિઓએ રચેલાં પદોનો એ સંગ્રહ છે એમ એમણે માન્યું છે. ('નરસૈંયો ભક્ત હરિનો', ઉપોદ્ઘાત). જેઠાલાલ ત્રિવેદી 'રાસસહસ્રપદી' ને 'શૃંગારમાળા'નાં પદો ઉપરાંત ભક્તિજ્ઞાનનાં પદોને પણ સર્વાંશે નરસિંહનાં માનતા નથી. એમને તો સગુણ અને નિર્ગુણ બન્ને ધારાના ગાયક તરીકે એક જ નરસિંહકલ્પના અયુક્ત લાગે છે. એટલે કે એમની દૃષ્ટએ નિર્ગુણ ધારાના ગાયક કોઈ બીજા નરસિંહ છે. (નરસૈં મહેતા : – વ્યક્તિત્વ અને કર્તૃત્વ.) હરિવલ્લભ ભાયાણી પ્રશ્ન કરે છે કે ઘણાં પદો ભાવ, ભાષા, અભિવ્યક્તિ વગેરેની દૃષ્ટિએ અતિ સામાન્ય કોટિનાં કે ક્ષુલ્લક છે, તે નરસિંહની રચના હોવાનો કેટલો સંભવ ? મધ્યકાલીન પદકવિતા અને વિશેષે પદસાહિત્યમાં કર્તૃત્વ અને પાઠાવસ્થા પરત્વે પ્રવર્તતી પ્રવાહી પરિસ્થિતિને ધ્યાનમાં લઈ તેઓ નરસિંહ, મીરાં, સૂરદાસ વગેરેની મૂળ રચનાઓ અને નરસિંહપરંપરાની, મીરાંપરંપરાની, સૂરદાસપરંપરાની એટલે કે નરસિંહ વગેરેને નામે થયેલી તેમના અનુગામી કવિઓની રચનાઓ એવો ભેદ કરવા સૂચવે છે અને વધુમાં કહે છે કે "કેટલીક કૃતિઓ નિશ્ચિતપણે નરસિંહની, કેટલીક નિશ્ચિતપણે તેની નહીં, તેમ કેટલીક બાબતમાં સંદિગ્ધતા (એમ કૃતિઓ તેમ જ પાઠાંતરોના) ત્રણ પ્રકાર પાડવાના રહેશે અને આમાં નિશ્ચિતતા પણ સાપેક્ષ જ રહેશે."

નરસિંહને નામે મળતા વિશાળ પદસમૂહના કોયડાની આવી તીવ્ર સભાનતા છતાં એ કોયડો સંશોધનની કઠોર શિસ્ત સાથે ને શ્રદ્ધેય બની શકે એવી પદ્ધતિએ ચર્ચવાનું મોટું કામ તો કોઈ સમર્થ અભ્યાસી કે અભ્યાસીમંડળની વાટ જોતું બેઠું છે. છેલ્લા સમયમાં રજની દીક્ષિતે 'નરસિંહ મહેતા, નરસૈંયો અને અન્ય નરસિંહો' (૧૯૯૦)માં કેટલાંક શૈલીલક્ષણોને આધારે પદોમાં વરતાતા ભિન્નકર્તૃત્વને પ્રકાશિત કરવાનો એક નોંધપાત્ર ઉદ્યમ કર્યો છે. એમણે પદના પ્રાપ્તિસમયને આનુષંગિક રીતે લક્ષમાં લીધો છે, પરંતુ એમનો સીધો મોરચો તો શૈલી કે પદાવલી-આધારિત છે. આ આંતરિક પ્રમાણની ભૂમિકા હંમેશાં લપસણી હોય છે. મર્યાદિત સામગ્રીની તપાસથી પ્રાપ્ત થયેલા નિષ્કર્ષો એમાં છે, જેનું સમર્થન ઘણી વધુ સામગ્રીની તપાસથી થવું ઘટે છે. વિચાર, વિષયવસ્તુ, પદ્યબંધ આદિ આધારોને કામમાં લેવાનું પણ રજનીબહેનથી ખાસ બની શક્યું નથી. વળી તેઓ પાઠસુધારણાના જંગી કાર્યક્રમમાં અટવાઈ ગયાં છે. એટલે કર્તૃત્વના પ્રશ્ન પર એમનું એકાગ્ર લક્ષ રહ્યું નથી. એમના કેટલાક કર્તૃત્વનિર્ણયો તો પાઠસુધારણા-આધારિત છે ને એ પાઠસુધારણા સારી પેઠે વિવાદાસ્પદ બને એવી છે.

પદોના કર્તૃત્વની તપાસ સૌથી અઘરી છે, કેમ કે કથાત્મક કૃતિઓ પરત્વે જે વસ્તુલક્ષી આધારો ને પરંપરા સાથેની નક્કર ભૂમિકા પ્રાપ્ય છે તે ત્યાં બહુ ઓછાં પ્રાપ્ય છે. આપણે બહુધા ભાષા, શૈલી, કવિત્વ વગેરે ધોરણોથી ચાલવાનું રહે છે, જે આ પૂર્વે કહ્યું તેમ લપસણી ભૂમિ છે. આ બાબતોમાં આપણાં કેટલાંક ગૃહીતો હોય છે, જે ખોટાં પણ હોઈ શકે. મધ્યકાલીન પદાવલીનો સૈકાવાર સંપૂર્ણ દસ્તાવેજ કંઈ આપણી પાસે નથી તેથી આપણે આપણી સામાન્ય છાપ ને અટકળનો આશ્રય લેવાનો થાય છે. જેને આપણે નવતર પદાવલી લેખતા હોઈએ તે વસ્તુતઃ પ્રાચીન જ હોય એવું બને. વળી મધ્યકાલીન કૃતિનો પાઠ પ્રવાહી હોય છે. એટલે નવતર પદાવલી એ અસલ કૃતિમાં પાછળથી દાખલ તત્ત્વ હોય એમ પણ બની શકે. કવિત્વની બાબતમાં તો આપણું ગૃહીત એવું હોય છે કે નરસિંહ ઊંચી કોટિના કવિ હોઈને નબળી રચનામાં એમનું કર્તૃત્વ ન હોઈ શકે. પણ શું કોઈ કવિની સઘળી રચનાઓ એક કોટિની હોય છે ? સારા કવિને હાથે પણ ક્યારેક નબળી રચના ન થઈ જાય ? આ ધોરણો સાવ નકામાં છે એવું નથી, પણ એકલાં આ ધોરણો પર મદાર રાખવામાં ઘણું જોખમ છે, કશીક વસ્તુલક્ષી તપાસપદ્ધતિ આપણે શોધવી જોઈએ. તો જ કંઈક ટકી

શકે તેવા નિર્ણયો સુધી પહોંચી શકાય.

અત્યાર સુધીમાં પદોના કર્તૃત્વની જે તપાસ થઈ છે તે છૂટકછૂટક છે. એ વિશાળ સામગ્રીના અવલોકન પર આધારિત નથી અને તેમાં વસ્તુલક્ષી પદ્ધતિનો ખાસ આશ્રય લેવાયાનું દેખાતું નથી. તેથી એના નિર્ણયોને અપેક્ષિત મજબૂતી પ્રાપ્ત થતી નથી.

પદોના કર્તૃત્વના પ્રશ્નનો મુકાબલો કરતાં મને દેખાયું છે કે એની એક મહત્ત્વની અને મોટી ચાવી પદોની હસ્તપ્રતમાં પ્રાપ્યતાના સમયમાં રહેલી છે. નરસિંહના બધાં જ પદોને, એ હસ્તપ્રતમાં સૌપ્રથમ જે સમયે પ્રાપ્ત થતાં હોય એ સમયના ક્રમમાં ગોઠવીએ તો ભાષા, શૈલી, પદ્યબંધ, વિચાર, વિષયવસ્તુ વગેરેમાં પ્રવેશતાં નવતર તત્ત્વો વધારે સારી રીતે ઊપસી આવે. બીજી બાજુથી અન્ય કવિઓના પૂરા પદસંચયો આ રીતે પ્રાપ્ત થાય તો તુલનાત્મક પદ્ધતિએ કર્તૃત્વના કોયડાને ઉકેલવાનું એક બીજું મોટું સાધન આપણે હાથ આવે. શિવલાલ જેસલપુરા સંપાદિત 'નરસિંહ મહેતાની કાવ્યકૃતિઓ' (૧૯૮૧) હસ્તપ્રતોને આધારે થયેલો આપણો નરસિંહની કૃતિઓનો એકમાત્ર સર્વસંગ્રહ છે. એમાં પદોને પ્રાપ્તિસમયને ક્રમે ગોઠવ્યાં નથી, પણ કોઈ પણ પદ કઈકઈ હસ્તપ્રતમાં પ્રાપ્ત થાય છે એ એમણે નોંધ્યું છે અને એને આધારે આપણે પદોનો સૌપ્રથમ પ્રાપ્તિસમય મેળવી શકીએ છીએ તેમ જ સર્વ સામગ્રીને સમયક્રમમાં ગોઠવી શકીએ છીએ. આ લાભ નાનો નથી.

જેસલપુરાએ નરસિંહ મહેતાની કૃતિઓનો સર્વસંગ્રહ કરવાની નેમ રાખી છે, પરંતુ થોડીક હસ્તપ્રતો એમને જોવા ન મળી હોય એમ લાગે છે, ઉપરાંત, જોયેલી હસ્તપ્રતોમાંથી કોઈ પદો એમનાથી ચુકાઈ ગયાં હોય એવો વહેમ જાય છે. કે. કા. શાસ્ત્રી સંપાદિત 'નરસૈં મહેતાનાં પદ' (૧૯૬૫)નાં બેચાર પદો જેસલપુરાના સંગ્રહમાં મને મળ્યાં નથી. રતિલાલ દવે સંપાદિત 'નરસિંહ મહેતાનાં પદ' (અપ્રકાશિત) (૧૯૮૩)નાં કેટલાંક પદો પણ જેસલપુરાના સંપાદનમાં આવ્યાં નથી. જેસલપુરાએ સ્પષ્ટ રીતે એવું નિવેદન કર્યું નથી, પણ એવું અનુમાન થઈ શકે છે કે સંગ્રહ કરવામાં એમણે રચનાની પ્રમાણભૂતતાને પણ લક્ષમાં લીધી હશે. જે રચનાઓ એમને પ્રમાણભૂત રીતે નરસિંહની ન જણાઈ હોય તેનો સમાવેશ એમણે નહીં કર્યો હોય. પુસ્તકની બીજી આવૃત્તિ (૧૯૮૧)માં અપ્રમાણભૂત પ્રતીત થયેલી રચનાઓ બાદ કરવામાં આવી છે તે હકીકત આ અનુમાનનું સમર્થન કરે.

એમ લાગે છે કે નરસિંહની નામછાપ ધરાવતાં સઘળાં પદોનો, પ્રમાણભૂતતાની કસોટી લાગુ પાડ્યા વિના, એક વખત પ્રાપ્તિસમયને ક્રમે સંચય થવો જોઈએ. સંભવ છે કે એથી પદાવલી, પદ્યબંધ વગેરેની નવતર તરાહો વધારે ઊઘડી આવે અને રચનાઓની પ્રમાણભૂતતા નક્કી કરવામાં આપણને થોડી વધારે મદદ મળે.

પદોના કર્તૃત્વની મારી અહીંની ચર્ચામાં એના-હસ્તપ્રતમાં પ્રાપ્તિના સમયનો મુદ્દો પ્રધાન રહેવાનો. એથી નવતર તત્ત્વોને પકડવાનું સુગમ બને એમ હું માનું છું. પ્રાપ્તિસમયને આમ મહત્ત્વ આપવાની મર્યાદા હું જાણું છું. હસ્તપ્રતમાં મોડું મળતું પદ અનિવાર્યપણે મોડું રચાયેલું ન માની શકાય, કેમ કે પૂર્વેની હસ્તપ્રત આપણા હાથમાં ન આવી હોય, એ નષ્ટ થઈ હોય અથવા પદ મુખપરંપરામાં કેટલોક વખત રહી મોડેથી લિપિબદ્ધ થયું. હોય. વળી નરસિંહનાં પદો જેમાંથી પ્રાપ્ત થાય છે એવી અનેક હસ્તપ્રતો લેખનસંવત વગરની છે, જે મોડા કે વહેલા સમયની પણ હોઈ શકે.

લેખનસંવત ન ધરાવતી હસ્તપ્રતોનો સમય આનુષંગિક પ્રમાણોની મદદથી અનુમાની શકાય છે, જે આવે પ્રસંગે માર્ગદર્શક બની શકે. નરસિંહનાં પદોવાળી પ્રતો વિશે એમ થઈ શક્યું નથી. પણ એક ઘણો ઉપયોગી બને એવો દાખલો જડે છે. રતિલાલ દવેએ સં. ૧૭૩૮ની કહેલી એક પ્રત, ડૉ. જેસલપુરા કહે છે કે, વસ્તુતઃ લેખનસંવત વગરની છે – સં. ૧૭૩૮ તે એમાં ઉતારાયેલ પ્રેમાનંદકૃત 'સુદામાચરિત્ર'નું રચનાવર્ષ છે – એટલું જ નહીં, એમાં દલપતરામની 'ફુલણજીની ગરબી' ઉતારાયેલી હોઈ એ સં. ૧૯૦૦ પછીની ઠરે છે. મારું અનુમાન એવું છે કે લેખનસંવત વગરની ઘણીખરી પ્રતો મોડા સમયની છે.

કૃતિ હસ્તપ્રતમાં ક્યારે પ્રાપ્ત થાય છે એ હકીકતને પ્રમાણ તરીકે વાપરવાની દેખીતી મર્યાદા હોવા છતાં નરસિંહનાં પદોની બાબતમાં એનું જોખમ ઓછું થઈ જાય છે, કેમ કે એ પદો ધરાવતી સંખ્યાબંધ હસ્તપ્રતો પ્રાપ્ય છે અને હસ્તપ્રતો એક સાથે મળીને જે કહે તેની ઉપેક્ષા આપણે ન કરી શકીએ. જેસલપુરાએ ૧૨૨ હસ્તપ્રતો નોંધી છે તે સં. ૧૬૬૮થી ૧૯૨૦ સુધીના લગભગ ૨૫૦ વર્ષના સમયગાળાને આવરી લે છે અને સૈકાવાર હસ્તપ્રતની પ્રાપ્તિનું નીચે મુજબનું ચિત્ર એમાંથી સાંપડે છે.

| | | |
|---|---|---|
| સં. ૧૭મી સદી, ઉત્તરાર્ધ | : | ૨ |
| સં. ૧૮મી સદી, પૂર્વાર્ધ | : | ૨ |
| સં. ૧૮મી સદી, ઉત્તરાર્ધ | : | ૧૦ |
| સં. ૧૯મી સદી, પૂર્વાર્ધ | : | ૯ |
| સં. ૧૯મી સદી, ઉત્તરાર્ધ | : | ૨૧ |
| સં. ૨૦મી સદી, પૂર્વાર્ધ | : | ૪ |
| લે. સં. અપ્રાપ્ત | : | ૭૪ |
| | | ૧૨૨ |

આમાં 'ભ્રમરગીતા' (સંપા. મંજુલાલ મજમુદાર)માં નોંધાયેલી સં. ૧૮૦૬ની પ્રત ઉમેરી શકાય (જેમાંથી ત્રણ પદો જેસલપુરાના સંપાદનમાં આવેલ છે).

શિવલાલ જેસલપુરાના ગ્રંથના 'વિવિધ પદ' વિભાગમાં ઉપરની હસ્તપ્રતોને આધારે કુલ ૫૯૫ પદો આપવામાં આવ્યાં છે (પરિશિષ્ટમાં મૂકેલાં 'નરસિંહ મેહેતાકૃત કાવ્યસંગ્રહ'નાં ૩૯ પદો જુદાં). આમાંથી અધઝાઝેરાં પદો સં. ૧૭૦૦ લગભગની જૂનામાં જૂની બે પ્રતોમાંથી છે. આ બે પ્રતો – સં. ૧૬૬૮ અને સં. ૧૭૦૦ લગભગની – નાં પદો કે. કા. શાસ્ત્રી સંપાદિત 'નરસૈં મહેતાનાં પદ'માં સંઘરાયાં છે તે ૧૫+૩૭૫ = ૩૯૦માંથી એક પીતાંબરનું અને ૯ બેવડાનાં પદ જતાં કુલ ૩૮૦ છે. જેસલપુરાના સંપાદનમાં આ પ્રતોનાં કોઈક પદ છૂટી ગયેલાં જણાયાં છે, તો પણ એનાં ૫૯૫ પદોમાંથી ઓછામાં ઓછાં ૩૭૫ પદો તો આ પ્રતોમાંથી હશે. રતિલાલ દવેએ પોતે સંપાદિત કરેલાં પદોની પ્રતવાર સંખ્યા આપી છે (જે ૧ થી ૬૦ સુધીની છે) જેસલપુરાએ નથી આપી, પરંતુ એમ સમજાય છે કે જૂની બે પ્રતો સિવાયની પ્રતો બહુ ઝાઝાં પદો આપતી નહીં હોય, કોઈ પ્રતો તો એકબે પદો આપનારી પણ હશે.

અધઝાઝેરાં પદો જૂનામાં જૂની પ્રતોમાંથી મળે છે એ ઘટના ઘણી આશ્વાસક છે. નરસિંહના માન્ય સમયથી ઓછામાં ઓછાં દોઢ સો વરસ પછીની આ પ્રતો છે એટલે ત્યાં સુધીમાં અન્યરચિત પદો નરસિંહને નામે ન ચડી ગયાં હોય એમ તો ન કહી શકાય, પરંતુ આ પદોના કર્તૃત્વની અધિકૃતતા વધુમાં વધુ લેખાય અને મોડા સમયની હસ્તપ્રતોમાં પહેલી વાર પ્રાપ્ત થતાં પદોના કર્તૃત્વની અધિકૃતતા તપાસવાની એક ભૂમિકા આપણને સાંપડે છે એમ કહેવાય.

જૂની પ્રતોનાં પદો સાથે તુલના કરીને નવાં પ્રાપ્ત થતાં પદોનાં નવતર તત્ત્વોને ઓળખવાની સગવડ આપણે માટે ઊભી થાય છે. નરસિંહને નામે નવાં પ્રાપ્ત થતાં પદોની મારી સૈકાવાર તારવણી (જેસલપુરાના સંગ્રહમાંથી) નીચે પ્રમાણે છે.

સં. ૧૮મી સદી, પૂર્વાર્ધ: દ૪ (૧૭૪૬): ૨

સં. ૧૮મી સદી, ઉત્તરાર્ધ: દ૫ (૧૭૫૮): ૪૫; દ૬ (૧૭૬૪): ૨, દ૭ (૧૭૭૪): ૧૧; ફા. ૨ (૧૭૮૭): ૧; દ૯ (૧૭૯૨): ૯ ; દ ૧૧ (૧૭૯૯) ૭; કુલ ૭૫

સં. ૧૯મી સદી, પૂર્વાર્ધ : 'ભ્રમરગીતા'વાળી (૧૮૦૬): ૩; દ૧૨ (૧૮૩૨): ૪; દ ૧૩ (૧૮૩૫): ૭; ફા ૪ (૧૮૩૮): ૪; વ ૧ (૧૮૪૧): ૨; દ ૧૪ (૧૮૪૫): ૩; ફા ૫ (૧૮૪૬): ૧; વ૨ (૧૮૪૬): ૩; કુલ ૨૭

સં. ૧૯મી સદી, ઉત્તરાર્ધ: દ ૧૬ (૧૮૫૨): ૩૬; દ ૧૭ (૧૮૫૨): ૧; દ૧૮ (૧૮૫૬): ૩; દ ૨૦ (૧૮૬૭): ૨; દ ૨૧ (૧૮૬૯): ૬; દ ૨૪ (૧૮૮૧): ૩; દ ૨૮ (૧૮૯૦): ૧; દ ૨૯ (૧૮૯૨): ૭; દ ૩૦ (૧૮૯૪): ૧૦; દ ૩૧ (૧૮૯૬): ૧; કુલ ૭૦

સં. ૨૦મી સદી, પૂર્વાર્ધ: દ ૩૨ (૧૯૦૯): ૨; ફા ૧૦ (૧૯૧૦): ૩; દ ૩૩ (૧૯૨૦): ૭; કુલ ૧૨

લે.સં. વગરની પ્રતો: કુલ ૭૭

અહીં જૂનામાં જૂની બે પ્રતો પછી ઉમેરાયેલાં પદોના કર્તૃત્વનો પ્રશ્ન ચર્ચવાનો ઇરાદો છે. પ્રાપ્તિસમય ઉપરાંત પદાવલી, પદબંધ, વિચાર, વિષયવસ્તુ વગેરેને લક્ષમાં લઈ એ ચર્ચા થશે. 'નરસિંહ મહેતા કૃત કાવ્યસંગ્રહ'માં હસ્તપ્રતના નિર્દેશપૂર્વક પદો અપાયાં નથી અને રતિલાલ દવે સંપાદિત 'નરસિંહ મહેતાનાં પદો'નો પદસંગ્રહ મર્યાદિત છે. તેથી જેસલપુરા સંપાદિત 'નરસિંહ મહેતાની કાવ્યકૃતિઓ'માં સંઘરાયેલાં પદોની જ ચર્ચા કરવાનું રાખ્યું છે. પદોના કર્તૃત્વની તપાસને આગળ વર્ણવી છે તેવી મર્યાદાઓ વળગેલી હોઈ આ ચર્ચાને દૃષ્ટાન્તાત્મક અને દિગ્દર્શનરૂપ જ ગણવા વિનંતી છે. આ ચર્ચાને બીજા અભ્યાસીઓ આગળ લઈ જઈ શકે છે ને બીજાં સાધનો હાથમાં આવતાં ભવિષ્યમાં આ પ્રશ્ન પર વધુ પ્રકાશ પડવાને અવકાશ રહે છે.

**જ્ઞાનવૈરાગ્યભક્તિબોધનાં પદોના કર્તૃત્વની તપાસ**

સૌપ્રથમ ભક્તિબોધ અને જ્ઞાનવૈરાગ્યનાં પદોના કર્તૃત્વનો પ્રશ્ન લઈએ. જેસલપુરાના સંપાદનમાં આ પદોનો અલગ વિભાગ છે ને એમાં કુલ ૬૫ પદો છે. એમાંથી ૧૧ પદો સં. ૧૭૦૦ સુધીની બે પ્રતોમાં પ્રાપ્ય છે અને બાકીનાં ૫૪ પદો સં. ૧૭૯૨થી સં. ૧૯૨૦ સુધીની તથા લેખનસંવત વગરની પ્રતોમાં પ્રાપ્ય છે. જેસલપુરાના સંપાદનમાં અન્ય વિભાગમાં મુકાયેલાં, પણ ભક્તિબોધ અને તત્ત્વવિચારનું નિરૂપણ જેમાં જોઈ શકાય તેવાં અન્ય ચાર પદો સં. ૧૭૦૦ સુધીની પ્રતમાંથી પ્રાપ્ત થાય છે. સં. ૧૭૦૦ સુધીની પ્રતમાંથી પ્રાપ્ત થતાં અને ત્યારપછી સો-બસો વર્ષ પછીની પ્રતોમાંથી પ્રાપ્ત થતાં પદોને સામસામે મૂકતાં કેટલીક હકીકતો ઊઘડી આવે છે ને કર્તૃત્વના પ્રશ્ન પર મહત્ત્વનો પ્રકાશ પડે છે.

સં. ૧૭૦૦ સુધીની પ્રતમાંથી પ્રાપ્ત થતાં પદો નીચે પ્રમાણે છે. (કૌંસમાં જેસલપુરા અને શાસ્ત્રીનાં સંપાદનોના ક્રમાંક આપ્યા છે.)

૧. ભૂતળ અવતારનું ફળ એહ (જે. શૃંગારનાં પદ) ક્ર. ૪૮૩, પૃ. ૩૫૨: શા. ક્ર. ૩૬૪)

૨. સજની! સ્નેહ તો અનુભવીએ (જે. શૃં. ક્ર. ૪૮૬, પૃ. ૩૫૩: શા. ૧૯૪)

૩. ટળતો ટળતો શો હીંડે (જે. શૃં. ક્ર. ૪૯૩, પૃ. ૩૫૬: શા.ક્ર. ૧૨ અને ૧૧૯)

૪. આનંદે આવે રે અબળા ૦ (જે. શૃં. ક્ર. ૪૯૬, પ્રૃ. ૩૫૮: શા.ક્ર. ૨૭૬)

૫. કોણ પુણ્યે કરી (જે. ભક્તિજ્ઞાનવૈરાગ્યનાં પદ ક્ર. ૫, પૃ. ૩૬૧: શા. ક્ર. ૧ અને ૧૧૭)

૬. કોટિ કંદર્પનો દર્પ હરવા (જે. ભ. ક્ર. ૬, પૃ. ૩૬૨: શા. ક્ર. ૩૮૯)

૭. રાત રહે જાહરે (જે. ભ.ક્ર. ૧૦, પૃ. ૩૬૪: શા.ક્ર. ૯૭)

૮. ધ્યાન ધર, ધ્યાન ધર નંદના કુંવરનું (જે. ભ. ક્ર. ૧૦, પૃ. ૩૬૫: શા. ક્ર. ૯૫)

૯. મન! તું મેળવ મહાનિધિ રે (જે. ભ. ક્ર. ૨૩, પૃ. ૩૭૦: શા. ક્ર. ૨૭૭)

૧૦. જેને દ્વાર બ્રહ્માદિક (જે. ભ. ક્ર. ૨૫, પૃ. ૩૭૧: શા.ક્ર. ૨૯૭)

૧૧. ઓલગ્યો નિષ્ફળ ન જાય (જે. ભ. ક્ર. ૨૭, પૃ. ૩૭૨: શા. ક્ર. ૧૬૭)

૧૨. પરિબ્રહ્મ ગોવાળા શું રમે (જે. ભ. ક્ર. ૨૮, પૃ. ૩૭૨: શા. ક્ર. ૨૯૮)

૧૩. મારા વહાલા વહાલા વહાલાજી (જે. ભ.ક્ર. ૩૨, પૃ. ૩૭૪: શા. ક્ર. ૨૦૨)

૧૪. તું તારા બિરુદ સામું જોજે (જે. ભ. ક્ર. ૩૮, પૃ. ૩૭૭: શા. ક્ર. ૧૬૮)

૧૫. હરિરસ કોએક જાણે રે (જે. ભ. ક્ર. ૪૬, પૃ. ૩૮૧: શા. ૩૨૪)

આ પદોને તપાસતાં તત્ત્વવૈચારિક અને અન્ય મુદ્દાઓ નીચે પ્રમાણે તારવી શકાય છે. (કૌંસમાં ઉપર જે ૧ થી ૧૫ ક્રમાંક છે તે દર્શાવેલ છે):

૧. પૃથ્વી પર અવતારનું – મનુષ્ય-અવતારનું ફળ કૃષ્ણપ્રીતિ જ છે) (૧) કૃષ્ણ પ્રેમથી જ પ્રાપ્ત થાય છે. જપતપતીરથથી નહીં, દેહકષ્ટથી નહીં, યજ્ઞયાગથી નહીં, યોગધ્યાનથી નહીં, જ્ઞાનવિવેકથી નહીં. (૧, ૨, ૪, ૫) આ પ્રીતિરસ શૃંગારરસ જ સારમાં સારરૂપ છે. એ શુક, સનક, નારદ, જયદેવ વગેરેએ તેમ જ

વ્રજની ગોપીએ જાણ્યો છે – પીધો છે. (૩, ૬) મોટા મુનિવરે જેને ઓળખ્યો નથી તેને કામિની હાથ પકડીને તાણે છે એ આ પ્રીતિનું બળ છે. નારીને મુક્તિ નથી એમ શાસ્ત્રો કહે છે, પણ કૃષ્ણને વ્યભિચારભાવે ભજતાં નારીને મુક્તિ મળે છે. આથી નારી-અવતારનું માહાત્મ્ય છે, એ પુણ્યબળે પ્રાપ્ત થાય છે. (૫, ૬, ૧૨)

૨. કૃષ્ણ મહા ધનભંડાર છે, જેને ચોર ન ચોરી શકે, અગ્નિ ન બાળી શકે. અંતકાળે એ ઉગારે છે અને દેહાવસાન પછી પણ સાથે રહે છે. શુકસનકાદિકે અને નરસિંહે આ ધનનો મહિમા જાણ્યો છે. (૯)

૩. કૃષ્ણ નરમોક્ષદાતા છે. એને ભજતાં, સ્નેહથી સ્મરતાં ફરી અવતરવાનું રહેતું નથી. (૭, ૧૦, ૧૧)

૪. મુક્તિ કૃષ્ણને ઘેર દાસી છે. જન્મોજન્મ કૃષ્ણની દાસી થઈને અમે એની લીલા ગાશું.

૫. કૃષ્ણ ઉદ્ધારક છે. એનાં ઉપકારકાર્યોની સૂચિ આપવામાં આવી છે તેમાં રામાવતારનાં કાર્યોનો પણ સમાવેશ છે – વિભીષણને રાજ આપ્યું, શબરીનાં બોર ખાધાં, શલ્યામાંથી અહલ્યા કરી વગેરે. (૧૧, ૧૪)

૬. બ્રાહ્મમુહૂર્તે સાધુ પુરુષે ઊઠી જવું. સૌએ પોતાના ધર્મ સંભાળવા. વૈષ્ણવોએ કૃષ્ણને ભજવા. યોગીઓએ યોગ કરવો, વેદશાસ્ત્રીઓએ વેદનું અધ્યયન કરવું, પતિવ્રતા નારીએ કંથને પૂછી કર્તવ્ય બજાવવાં. સૌએ પોતાનાં કર્મનો સાર વિચારી લેવો. (૭)

૭. હરિ એમને જ વહાલા છે એમ માનવું, જેમને હરિ-જન એટલે કે હરિભક્ત વહાલા હોય. એમ ન હોય તો સઘળો પાખંડ છે. જ્યાં હરિજન સુખ પામે છે ત્યાં શ્રીગોપાળ વસે છે. (૧૫)

૮. નામછાપ મોટે ભાગે 'નરસૈંયાચા સ્વામી' એ રીતની છે. બેએક સ્થાને નરસિંહ કાવ્યવસ્તુમાં જ દાખલ થાય છે – 'ઊગરતો રસ ઢળતો હતો, નરસૈંયે ઝોંટીને લીધો રે', (૩) 'નરસૈંયા જેવાં કંઈ કોટિ તરશે' (૬). બેએક સ્થાને જુદી રીતની નામછાપ છે – 'નાગર નરસૈંયો વખાણે રે' (૯), 'કર જોડીને કહે નરસૈંયો' (૧૪)

૯. આ પદોમાં ક્યાંયે નિર્ગુણ બ્રહ્મવાદ, અદ્વૈતવાદ ને વૈરાગ્યભાવની છાયા નજરે પડતી નથી.

એ નોંધવું જોઈએ કે ક્ર. ૮માં પહેલી પંક્તિ પછી કૃષ્ણના મનોરમ ચિત્રનું જ આલેખન છે, ક્ર. ૧૨માં બાળકૃષ્ણની અદ્ભુત લીલાનું વર્ણન છે, તો ક્ર ૧૩માં સર્વ સંસારી સ્નેહોને વિસરાવી દેતા ગોપીના ઉત્કટ કૃષ્ણપ્રીતિભાવની અભિવ્યક્તિ છે. ભક્તિબોધ અને જ્ઞાનવૈરાગ્યનાં પદોમાં આમનું સ્થાન શંકાસ્પદ છે. સામે જેસલપુરાના સંપાદનમાં સ્થાન નહીં પામેલું ભક્તિબોધનું એક પદ શાસ્ત્રીજીના સંપાદનમાં મળે છે – 'તું હરિ ભજ ખિણું ખિણું પ્રતિ રે' (ક્ર. ૩૩૦).

આ પહેલાં કહ્યું તેમ સં. ૧૭૦૦ આસપાસની એટલે કે નરસિંહના માન્ય જીવનકાળથી દોઢ સો કે થોડાં વધારે વર્ષો પછીની પ્રતોમાંની રચનાઓ પરત્વે પણ અધિકૃતતા-અનધિકૃતતાના પ્રશ્નો ઊભા થઈ જ શકે. એટલા સમયમાં અસલની સાથે નવતર સામગ્રીનું ઉમેરણ અવશ્ય થયું હોય. ઉપરનાં પદોમાં પણ નવતર હોવાનો વહેમ જાય એવાં તત્ત્વો જોવા મળે છે. જેમ કે–

૧. 'કર જોડીને કહે' એ પ્રકારની નામછાપવાળા નરસિંહને રજની દીક્ષિતે જુદા માન્યા છે. અહીં પણ એવું માનવું કે સહજ રીતે જ જુદી નામછાપ આવી ગઈ છે એમ માનવું ? એ નોંધપાત્ર છે કે સં. ૧૭૦૦ આસપાસની પ્રતોનાં પદોમાં આ જાતની નામછાપ માત્ર આ એક જ પદમાં મળે છે.

૨. રામવતારનાં કાર્યોનો નિર્દેશ નરસિંહની અનન્ય કૃષ્ણભક્તિ સાથે અસંગત ગણવો કે એને વિશાળ વૈષ્ણવભાવનો સંકેત સમજી સ્વાભાવિક ગણવો ? એ નોંધપાત્ર છે કે સં. ૧૭૦૦ આસપાસની પ્રતોમાં પ્રાપ્ત થતાં પદોમાં આવો નિર્દેશ (અને ભગવાનનાં ઉપકારકાર્યોની યાદી) માત્ર ઉપર નિર્દેશેલાં બે પદોમાં જ મળે છે, અને એમાંના જ એક પદમાં 'કર જોડીને કહે' એવી નામછાપ છે.

૩. જન્મોજન્મ કૃષ્ણની દાસી થઈને એની લીલા ગાવાની અભિલાષા કૃષ્ણને સ્મરતાં ફરી અવતરવાનું રહેતું નથી એવા વિચારથી વિરુદ્ધમાં જાય છે એમ માનવું કે બન્ને ભાવનાઓ એકબીજાની પૂરક બની એકસાથે ટકી શકે છે એમ માનવું ? એ નોંધપાત્ર છે કે સં. ૧૭૦૦ સુધીમાં પ્રાપ્ત થતાં પદોમાં લીલા ગાવાની અભિલાષા માત્ર આ એક જ પદમાં વ્યક્ત

થઈ છે, જ્યારે કૃષ્ણભક્તિથી ફરી અવતરવાનું રહેતું નથી એવો વિચાર આઠ-દશ સ્થાને વ્યક્ત થયો છે. ભવસાગર તરવાની વાત તો વધારાની.

૪. 'રાત રહે જાહરે'નો વિવિધ કર્તવ્યોનો બોધ કરતો સૂર પણ સં. ૧૭૦૦ સુધીમાં પ્રાપ્ત થતાં પદોમાં જુદો પડતો નથી લાગતો? 'યોગવિયોગ વિમુખને આપ્યાં', 'તાપ તપસ્યા કર્મજડને આપ્યાં' એમ કૃષ્ણભક્તિ સિવાયના માર્ગોનો અનાદર કરનાર આમ યોગ, વેદાધ્યયન વગેરેને ઇષ્ટ કર્તવ્યો તરીકે વર્ણવે? કૃષ્ણ પ્રત્યેની જારપ્રીતનો મહિમા કરનાર અહીં પતિવ્રતાધર્મનો બોધ કરવા લાગે એ પણ કેવું લાગે? કૃષ્ણલીલાગાયકની મસ્તીને સ્થાને અહીં વ્યવહારડાહ્યાપણું નથી અનુભવાતું? આવું પણ બીજું પદ તો આ સમયે પ્રાપ્ય નથી.

૫. હરિજન એટલે કે હરિભક્તને વહાલા ગણવાનો ઉપદેશ પણ સં. ૧૭૦૦ સુધીનાં પ્રાપ્ત થતાં પદોમાં, આ એક પદ સિવાય અન્યત્ર ક્યાંય જોવા મળતો નથી. ('હરિજન' શબ્દ પણ ક્યાંય વપરાયો છે કે કેમ તે શંકા છે.) સાક્ષાત્ કૃષ્ણપ્રીતિ સિવાય બીજી કોઈ વાત આપણને સંભળાતી નથી. એ નોંધવું જોઈએ કે આવા ભાવનાં પદ પછીના સમયમાં મળે છે.

એવી દલીલ જરૂર થઈ શકે કે કવિએ એક જ ચરેડમાં લખવું શું અનિવાર્ય છે? સામાન્ય પ્રવાહની રચનાઓ સાથે ભાવવિચારના વિશિષ્ટ ફણગાઓવાળી થોડી રચનાઓ એણે કરી હોય એવું શું બની ન શકે? ઓછામાં ઓછું, સં. ૧૭૦૦ સુધીની પ્રતોમાં પ્રાપ્ત થતાં પદોની અધિકૃતતા તપાસવા માટે હજુ બીજા આધારો આપણે શોધવા પડે.

પરંતુ સં. ૧૭૯૨ પછીની હસ્તપ્રતોમાં પહેલી વાર પ્રાપ્ત થતાં પદોની અધિકૃતતા તપાસવા માટે કેટલાક વધુ ચોક્કસ આધારો જરૂર પ્રાપ્ત થાય છે. એક તો, પદોની આટલા બધા મોડા સમયે પહેલી વાર પ્રાપ્તિ એના કર્તૃત્વ પ્રત્યે શંકા પ્રેરે છે. બીજું, આ પદોમાં ભાવવિચારના, આગલાં પદો કરતાં એકદમ જુદા પડતા ઉન્મેષો નજરે પડે છે. ત્રીજું, ભાષા-પરિભાષા, પ્રાસ, પદ્યલય આદિમાં પણ નવતર તત્ત્વો કળાય છે. આપણે આ પદો વીગતે તપાસીએ

સૌપ્રથમ જેના કર્તૃત્વના પ્રશ્ન પર પ્રકાશ પાડતો નક્કર પુરાવો મળે છે એવાં બે પદ લઈએ. એ બે પદ આ પ્રમાણે છે:

*(૧) હું ખરે, તું ખરો, હું વિના તું નહીં,*
*હું રે હઈશ તાંહાં લગી તું રે હઈશે,*
*હું જતે તું ગયો, અનિર્વાચી રહ્યો,*
*હું વિના તું તુંને કોણ કહેશે? ૧*
*સગુણ હોય જાંહાં લગી, નિર્ગુણ તાંહાં લગી,*
*તેમ કરે સદ્‌ગુરુ વાત સાચી,*
*સગુણ શમતાં ગયો છે નિર્ગુણ શમી,*
*સુખપૂરણ રહ્યો છે અનિર્વાચી. ૨*
*જીવ ને શિવનો ન્યાય તે એક છે,*
*જીવ હોય તાંહાં લગી શિવ હોયે,*
*જીવ શમતાં શિવ-સાંસો સમાઈ ગયો,*
*ટળી જાય દ્વન્દ્વ, એ નામ દોયે. ૩*
*તાહરા માહરા નામનો નાશ છે,*
*જેમ લૂણ-નીર દૃષ્ટાંત જોતે,*
*મહેતો નરસૈં કહે: વસ્તુ વિચારતાં*
*વસ્તુરૂપ થશે રે વસ્તુ પોતે. ૪*
*(જે. ભ. ક. ૫૧, પૃ. ૩૮૪)*

*(૨) સ્વામીનું સુખ હતું માહરે ત્યાં લગી,*
*જ્યાં લગી હદ હતી રાત કેરી;*
*સ્વામીના સુખ તણો સ્વાદ ભાગી ગયો,*
*જ્યારે ઓચિંતો ઉદિયો સૂર વેરી. ૧*
*સૂરના તેજમાં સાવ સમરસ થઈ,*
*સહેજમાં પિયુ મારો ગયો સમાઈ,*
*પિયુને પગલે હું ખોળવાને ગઈ,*
*પિયુને ખોળતાં હું ખોવાઈ. ૨*
*એહવા અટપટા ખેલમાં આંખ ઊલટી ફરી,*
*હું તજી, હું રહી હાર ખાઈ,*
*વાણીમાં અનુભવ એહ આવે નહીં,*
*અનિર્વાચી કહે નિગમ ગાઈ. ૩*
*અચરજ વાત એ કોઈ માને નહીં,*
*જેહને વીતી હોય તેહ જાણે,*
*વસ્તુનો સાગર સાવ સમરસ ભર્યો,*

નરસૈંયો અણછતો થઈને માણે. ૪
(જે. ભ. ક્ર. ૫૮, પૃ. ૩૮૮)

છેક સં. ૧૮૯૪ની પ્રત (દ. ૩૦)માં પહેલી વાર પ્રાપ્ત થતાં આ પદોમાં આપણે જૂનાં પદોથી તદ્દન જુદા વાતાવરણમાં વિહરતા હોઈએ એમ નથી લાગતું? નારી-અવતારનો મહિમા ગાનારને દ્વૈત જ ઇષ્ટ હોય. આ પદોમાં કેવલ અદ્વૈતની સ્થાપના છે. બીજા પદમાં સખી-સ્વામીની વાત છે તેથી પ્રેમલક્ષણા ભક્તિ જોવા આપણે લલચાઈએ, પણ ત્યાં પણ સખી-સ્વામી-ભાવને વટીને અદ્વૈતના અનુભવમાં પરિણતિ સાધવામાં આવી છે, અખાભગતનાં જ્ઞાનશૃંગારનાં પદોની પેઠે. જ્ઞાનમાર્ગી કવિતા આવી નિરૂપણરીતિનો આશ્રય લેતી જ આવી છે. પ્રેમલક્ષણા ભક્તિમાર્ગને સંગત આ ભૂમિકા નથી જ. પહેલા પદમાં સદ્ગુરુનો હવાલો છે તે પણ નરસિંહ સાથે સંગત નથી. એમનાં જૂનાં પદોમાં ગુરુભાવનો અણસારો સુધ્ધાં નથી. એમના ગુરુ ગણો તો ગુરુ એક જ – ઉમિયાનાથ, જેમણે રાસલીલાનું દર્શન કરાવ્યું. ગુરુભાવ જ્ઞાનમાર્ગી વિચારધારાનો તો એક ઘટક છે.

બન્ને પદોમાં જીવ-શિવ, સગુણ-નિર્ગુણ, અનિર્વાચી, વસ્તુ (= બ્રહ્મ), અણછતો, સમરસ – એ વેદાંતી જ્ઞાનમાર્ગી કવિતાધારાની પદાવલી ને પરિભાષા વપરાયેલી છે તે પણ સં. ૧૭૦૦ સુધીમાં પ્રાપ્ત થતાં બોધાત્મક પદોમાંયે સંપૂર્ણપણે ગેરહાજર છે. પદોમાંના પહેલામાં 'મહેતો નરસૈં કહે' એવી નામછાપ મળે છે. 'મહેતા' ઉલ્લેખવાળી આવી નામછાપ એક અપવાદે (શા. ક્ર. ૩૦૩) સં. ૧૭૦૦ સુધીમાં મળી નથી.

પણ વધારે અગત્યની વાત તો એ છે કે આ બન્ને પદ કૃષ્ણજીને નામે પણ મળે છે (જુઓ મંજુલાલ મજમુદાર સંપાદિત સાહિત્યકાર અખો, ૧૯૪૯ – 'અખાના સમકાલીન અજ્ઞાત કૃષ્ણજીનાં પદો'[૧]) – આ પદોનું વિચારદ્રવ્ય, એની પરિભાષા-પદાવલી સઘળું વેદાંતી જ્ઞાનમાર્ગી કવિ કૃષ્ણજી સાથે જ પૂરેપૂરું બંધ બેસે છે. કૃષ્ણજીની નામછાપ ધરાવતી પંક્તિઓ આ પ્રમાણે છે : (૧) કૃષ્ણજી અનુભવ સર્વકાલે દીસે, છે છતે છે છતે વસ્તુ પોતે. (૨) અણછતો કૃષ્ણજી થઈને માણે.

એમ લાગે છે કે આ બે પદો નરસિંહનાં માનવાની કોઈ સ્થિતિ નથી. કૃષ્ણજીનું કર્તૃત્વ જ પ્રમાણભૂત ગણાય.

સં. ૧૮૯૪ની પ્રતમાં જ પ્રાપ્ત થતું નીચેનું પદ પણ ઉપરનાં પદો સાથે જ બેસે એવું નથી લાગતું?

*રાતલડી અંધારી રે વરણ વહી ગઈ રે,*
*ઊગ્યા ઊગ્યા અગોચરના સૂર;*
*ત્રણે રે ભુવન રે બાઈ! દષ્ટે પડ્યાં રે,*
*મટી ગયું માયા કેરું પૂર. ૧*
*સરવે તે અંગે રે જાગી સખી સુંદરી રે,*
*જોવા જોવા જોગેશ્વરનું રૂપ;*
*કોટિ કંદર્પ રે, બાઈ! ઉદે હવા રે,*
*નીરખ્યા નીરખ્યા બ્રહ્માદિકના ભૂપ. ૨*
*અનેક કમળ રે બાઈ! મારે વિકસ્યાં રે,*
*મધુકર પામ્યો છે કાંઈ મોખ,*
*નરસૈંયાચો સ્વામી રે બાઈ! મુંને તાંહાં મળ્યો રે,*
*પૂર્યા મારા મન તણા સંતોખ. ૩*
*(જે. ભ. ક્ર. ૫૯, પૃ. ૩૮૮)*

પહેલી દૃષ્ટિએ પ્રેમલક્ષણા ભક્તિનો ભાસ કરાવે એવા આ પદમાં પણ અગોચર (બ્રહ્મજ્ઞાન)ના સૂર્ય ઊગવા, માયાનું પૂર મટી જવું વગેરે બાબતો વેદાંતી જ્ઞાનમાર્ગની જ છે. 'અનેક કમળ...' એ પંક્તિ તો જાણે રહસ્યવાદની સીમામાં આપણને લઈ જાય છે. સમગ્ર અભિવ્યક્તિમાં અ-નારસિંહી છાયા પ્રતીત થાય છે.

ઉમાશંકરે જેને નરસિંહની અદ્વૈતાનુભવની અષ્ટપદી તરીકે ઓળખાવી છે તેમાંનાં પાંચ પદો આ સં. ૧૮૯૪ની પ્રતમાં પ્રથમ પ્રાપ્ત થતાં પદોમાંથી છે. કૃષ્ણજીને નામે મળતાં બે પદો પણ એમાં આવી જાય છે. આ પ્રતમાંથી મળતાં, એ અષ્ટપદી માંહેનાં બાકીનાં ત્રણ પદો જોઈએ.

[ક્રમશઃ]

---

૧. મજમુદારે આ પદો સં. ૧૭૧૭માં ઉતારાયેલી પ્રાચ્ય વિદ્યા મંદિરની પોથી ક્ર. ૮૧૫માં છે એમ કહ્યું છે તેમાં કશીક સરતચૂક થયેલી છે. પોથી ક્ર. ૬૬૪ છે અને ઉતાર્યા સં. ૧૮૮૧-૮૨ અને ૧૯૦૬ છે. એટલે કૃષ્ણજી આખાના સમકાલીન હોવાની સ્થિતિ રહેતી નથી. મજમુદારે વાનગી લેખે પાંચ પદો છાપ્યાં છે. બાકીનાં પદો અપ્રસિદ્ધ છે.

# આપણા કાવ્યસાહિત્યમાં ભક્તિનું નિરૂપણ

હરીશ વ્યાસ

મહાન કાવ્યશાસ્ત્રી ભામહે કહ્યું છે, કાવ્ય યા સાહિત્યની વ્યાખ્યા કરતાં, "शब्दार्थौ सहितौ काव्यम्" અર્થાત્ શબ્દ અને અર્થની સહિતતા એ જ છે કાવ્ય યા સાહિત્ય. તો આચાર્યશ્રી ડોલરભાઈ માંકડે, "साहित्यस्य भावः इति साहित्यम् ।" પર ભાર મૂક્યો છે. 'સાધના' ગ્રન્થમાં ગુરુદેવ વિશ્વકવિ રવીન્દ્રનાથ ટાગોરે આની સુંદર મીમાંસા કરતાં 'સાહિત્ય' વિશે કહ્યું છે, "શબ્દ સાથે અર્થ, બાહ્ય સાથે ભીતર, દૂર સાથે નિકટ, સ્થૂળ સાથે સૂક્ષ્મ, વ્યષ્ટિ સાથે સમષ્ટિ, પૂર્વ સાથે પશ્ચિમ, પ્રાચીન સાથે અર્વાચીન, વિજ્ઞાન સાથે સંસ્કૃતિ અને ભૌતિકતા સાથે આધ્યાત્મિકતાનું મધુર અર્થપૂર્ણ સહિતત્વ જે સાધે છે, તે જ છે સાહિત્ય." 'કાવ્યવિવેચન' ગ્રંથમાં આચાર્યશ્રી ડોલરભાઈ માંકડે મહાન કાવ્યશાસ્ત્રી શ્રી આનન્દવર્ધન દ્વારા કવિ, કવિની શક્તિ અને કવિનું કાર્ય સરસ નિરૂપ્યાં છે, જે ધ્યાનાર્હ છે.

*"अपारे काव्यसंसारे कविरेव प्रजापतिः ।*
*यथा स्मै रोचते विश्वं, तथेदं परिवर्तते ॥"*

અર્થાત્ આ અપાર-અનન્ત કાવ્યરૂપી સંસારમાં કવિ જ પ્રજાપતિ, બ્રહ્મા, મહાન સ્રષ્ટા-સર્જક છે. એને જેવું વિશ્વ બનાવવાનું ગમે છે, તેવું જ તે પરિવર્તન કરે છે. એ જ અર્થમાં "कवयः मन्त्रद्रष्टारः ।" "कवयः क्रान्तदर्शिनः ।" અર્થાત્ કવિઓ મન્ત્રદ્રષ્ટાઓ છે, અને આવતી કાલે શું થવાનું છે તે, જગતની આરપાર જોવાની કાન્તિકારી પારગામી દૃષ્ટિ તેઓ ધરાવે છે, જેને તેઓ કવિતા, વાર્તા, નાટક, નિબંધ, આત્મકથા, નવલકથા વગેરે સાહિત્યસ્વરૂપો દ્વારા પ્રગટ કરે છે. સાક્ષર કવિશ્રી બળવંતરાય ક. ઠાકોર તો કહે છે, "કવિતા એ ત્રીજા (પ્રતિભા) નેત્રની પ્રસાદી છે." વળી ગુરુદેવ ટાગોર તો સાફ શબ્દોમાં કહી દે છે, "શબ્દાર્થના અર્થપૂર્ણ સંયોજનથી 'સત્યં શિવં સુન્દરમ્'નું સુન્દર નિરૂપણ એ જ છે સાહિત્ય." એટલે કે "સાહિત્યનું કાર્ય સત્યમય, સૌન્દર્યમય અને કલ્યાણમય સમાજ બનાવવાનું છે" એમ મહાન સાહિત્યકાર શ્રી પૂ. કાકાસાહેબ કાલેલકર 'કાલેલકરના લેખો' ગ્રંથમાં તારવે છે.

ભગવાન ઈશુ ખ્રિસ્તે ભક્તિ વિશે કહ્યું છે, "Work is worship." અર્થાત્ કર્મ એ જ ઉપાસના (ભક્તિ, આરાધના) છે. સંત વિનોબાજીએ આ મહાવાક્યની મીમાંસા કરતાં કહ્યું છે. "'ઉપ + આસ્' ધાતુમાંથી 'ઉપાસના' શબ્દ બન્યો છે. પાસે જવું, પાસે રહેવું, નિકટ થવું, નિકટ બેસવું એ એનો અર્થ છે. એ કર્મ એ ભગવાનની પાસે બેસવાનું, જવાનું અને રહેવાનું સાધન (માધ્યમ) છે. ખરેખર તો ઈશ્વરની સમર્પણભાવે આરાધના, ઉપાસના એ જ છે ભક્તિ.." મહર્ષિ વ્યાસે એમની મૌલિક રીતે નીચેના શ્લોકમાં ભક્તિના સ્વરૂપને સારી રીતે અભિવ્યક્ત કર્યું છે :

*"कायेन वाचा मनसेन्द्रियैर्वा बुद्ध्यात्मना वा प्रकृतेः स्वभावात् ।*
*करोमि यद् यद् सकलं परस्मै, नारायणायेति समर्पयामि ॥"*

અર્થાત્ પ્રકૃતિના સ્વભાવ પ્રમાણે શરીર, મન, ઇન્દ્રિયો અથવા બુદ્ધિથી જે જે કાંઈ કર્મ થાય છે, તે તે બધું જ હું નારાયણને (ભગવાનને) (સપ્રેમ) સમર્પણ કરું છું. એટલે જ ભક્તિ વિશે સંત વિનોબાજી ટૂંકું ને ટચ કહી દે છે." "मनसा वचसा कायेन यद् यद् क्रियते, तद् तद् स्नेहेन नारायणाय समर्पणीयम् । सा एव भक्तिः ।" અર્થાત્ મન, વચન અને શરીરથી જે કાંઈ થાય છે તે પ્રેમપૂર્વક નારાયણને, ભગવાનને સમર્પણ કરવાનું છે. એ જ છે ભક્તિ.

અત્ર આપણા ગુજરાતી સાહિત્યમાં થયેલું પ્રભુભક્તિનું નિરૂપણ રજૂ કરવાનો યત્કિંચિત્ નમ્ર ઉપક્રમ છે. આપણા આદિકવિ, ભક્તકવિ શ્રી નરસિંહ મહેતા ભક્તિનો મહિમા કરતાં કહે છે :

*"ભૂતળ ભક્તિ પદારથ મોટું, બ્રહ્મલોકમાં નાહીં રે,*
*પુણ્ય કરી અમરાપુરી પામ્યા, અને ચોરાશી માંહી રે!"*

બલકે જે બ્રહ્મલોક-સત્યલોકમાંયે નથી, એવો મહાન પદાર્થ, આ પૃથ્વીલોકમાં છે – ભક્તિ. પુણ્યકાર્યો કરનારને સ્વર્ગ મળે છે, પણ પુણ્યક્ષય થતાં જ, ચોરાશી લાખ યોનિઓમાં કર્મ પ્રમાણે જન્મો લેવાના હોય છે. મહર્ષિ વ્યાસે 'ભગવદ્‌ગીતા'માં કહ્યું છે, ''क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति ।'' પુણ્યક્ષય થતાં જ મનુષ્ય (જીવાત્મા) મૃત્યુલોક – પૃથ્વીલોકમાં પાછો આવે છે. વળી આદિકવિ આગળ જઈને ગાય છે :

*''ભરતખંડ ભૂતલમાં જનમી, જેણે ગોવિન્દના ગુણ ગાયા રે;*
*ધન્ય ધન્ય રે તેનાં માતપિતાને, સફળ કરી તેણે કાયા રે.''*

અત્ર આદિકવિ ભરતખંડ અને ભૂતલમાં જન્મ થવો, તેમ જ ગોવિન્દ (ભગવાન)નું ગુણકીર્તન કરવું એનું ખાસ મહત્ત્વ કરે છે. એવા ભક્તનું જીવન ધન્ય છે, જેણે જન્મ લઈને, માતાપિતાનેય ધન્ય કર્યાં છે. બલકે ''कुलं पवित्रं, जननी कृतार्था, वसुन्धरा पुण्यवती च येन ।'' 'સરસ્વતીચન્દ્ર'માં મહાન સાક્ષર શ્રી ગોવર્ધનરામ મા. ત્રિપાઠીએ પ્રયોજેલા આ શબ્દો – જેનાથી કુળ પવિત્ર થાય છે, માતાની કૂખે જન્મ કૃતાર્થ થાય છે અને જે ભક્તના જન્મથી વસુન્ધરા (પૃથ્વી) પુણ્યશાળી થાય છે, જે અત્ર સ્મરણીય છે. વળી આવા હરિજન (ભક્ત)ના ''અનાસક્તિયોગ'ને આદિ-કવિ 'પૂર્ણયોગ' સુધી પહોંચાડે છે, જે મહર્ષિ અરવિન્દની 'અતિમનસ્', 'અધિમનસ્', 'અતિમાનસાવતાર'ની પૂર્ણયોગી સાધનાનો અત્ર સચોટ સ્વભાવોક્ત બાનીમાં નિર્દેશ કરે છે. તેમ જુઓ :

*''હરિના જન તો મુક્તિ ન માગે, જનમોજનમ અવતાર રે;*
*નિત્ય સેવા,-નિત્ય કીર્તન ઓચ્છવ, નીરખવા નન્દકુમાર રે...''*

હરિના જન, ભક્ત મુક્તિ (salvation)યે નથી માગતા, બલકે જન્મોજન્મ અવતાર માગે છે, જેથી પ્રભુ-સ્વરૂપ એવા આ જગત્‌જનોની સેવાશુશ્રૂષા થાય, નિત્ય ગોવિન્દનું ગુણકીર્તન થતું જાય, અને સર્વમાં નન્દકુમાર-બાલમુકુન્દસ્વરૂપ-કૃષ્ણભગવાનનું સતત દર્શન થાય, જે આપણને અત્ર મહર્ષિ વાલ્મીકિના, પવિત્ર ભક્તનાં લક્ષણ રૂપે નીચેના શ્લોકમાં જોવા મળે છે, જેનું પૂ. મહાત્મા ગાંધીએ ભારે મહત્ત્વ કર્યું છે, જે ધ્યાનકર્ષક છે :

*''न त्वहं कामये राज्यम्, न स्वर्ग नापुनर्भवम् ।*
*कामये दु:खतप्तानाम्, प्राणिनाम् आर्तिनाशनम् ॥''*

તેનું રૂપાન્તર મહાન તત્ત્વચિન્તક – ભક્ત શ્રી કિ. ઘ. મશરૂવાળાએ આમ કર્યું છે : ''નથી મને કામના રાજ્યની વા, /ના સ્વર્ગની, ના ભવ છૂટવાની; / છે કામના એક ખપી જવાની, / પીડિતનાં દુઃખ નિવારવામાં !'' રામકૃષ્ણ પરમહંસના મહાન ક્રાન્તિકારી પટ્ટશિષ્ય સ્વામી વિવેકાનન્દે ભક્તિને જનસેવા-પીડિતવાત્સલ્યરૂપે પ્રગટ કરી છે, "I do not know any other God, rather than 'Daridra-Narayan'.'' અર્થાત્ દરિદ્રમાં રહેલા નારાયણ (ભગવાન) સિવાય, બીજા કોઈ ઈશ્વરને હું જાણતો-ઓળખતો નથી, તેમ જ ''Service to a man, is a service to God.'' તેને સમર્પિતભાવે પૂ. ગાંધીજીએ ''જનસેવા એ જ પ્રભુસેવા છે'' એમ કહીને વ્યાપક કરી છે. જેને ભગવાન ઇશુ ખ્રિસ્તે બીમારો, પીડિતો, દલિતો, પતિતો અન રક્તપિત્તિયાંની સેવા રૂપે, ભક્તિને મૂર્ત કરી છે. વળી શ્રી પ્રીતમ ભગતે ભક્તિનો માર્ગ એ કાયર, બાયલા કે નામર્દનો નહિ, બલકે શૂરાનો છે, એમ દર્શાવ્યું છે. ''હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જો ને !... પ્રેમપંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જો ને, તીરે ઊભા જુએ તમાશો, તે કોડી નવ પામે જો ને... માંહી પડ્યા તે મહાસુખ માણે, દેખણહારા દાઝે જો ને !'' તેની શૌર્ય નિર્ભયતા ને હિંમતની ભાવનાને પૂ. ગાંધીજીએ ઠેઠ સત્યાગ્રહની સ્વાતંત્ર્યલડત ને દેશભક્તિરૂપે કેવી જોરદાર રીતે રીતે પ્રગટ કરી છે, એ જ ભક્તિકવિનું શહૂર તો જુઓ, ''શૂર સંગ્રામ કો દેખ ભાગે નહીં, જો ભાગે વોહી શૂર નાહીં.'' જીવન એ તો સંગ્રામ છે. શૂરવીર ભક્ત કદીયે પારોઠનાં પગલાં ભરતો જ નથી. બલકે શ્રી મેઘાણીની 'આગેકદમ' કરતી દાંડીકૂચ તો જુઓ, ''આગેકદમ ! આગેકદમ ! આગેકદમ !... યારો ! ફનાના પન્થ પર આગેકદમ !'' અને એ ફનાગીરી, ત્યાગ, સમર્પણ, શહીદી અને કુરબાનીથી ઝળહળતી ભારતમાતાની મુક્તિ માટેની દેશભક્તિને શ્રી ઝવેરચંદ મેઘાણીના જ શબ્દોમાં જુઓ, ''રક્ત ટપકતી સો સો

ઝોળી સમરાંગણથી આવે, કેસરવરણી સમરસેવિકા કોમલ સેજ બિછાવે; ઘાયલ મટતાં મરતાં રે માતની આઝાદી ગાવે..." અને છેલ્લે દેશભક્ત શહીદોની સમાધિ પર આ જ ઝિન્દાદિલ દેશભક્ત કવિ આર્દ્ર હૈયે કેવું સંબોધે છે, નવલોહિયા સ્વાતંત્ર્યવીરોને! "એ પથ્થર પર કોતરશો નવ કોઈ કવિતા લાંબી, લખજો : ખાખ પડી આંહીં, કોઈના લાડકવાયાની!"

આ હરિને ભક્તિપન્થે પળનારા ભક્તોને સ્વામી બ્રહ્માનન્દ ભારે ચીમકી આપતાં કેવું જોરદાર રીતે ચેતવે છે 'શિર સાટે' કાવ્યમાં તેય જુઓ : "રે શિર સાટે નટવરને વરિયે, રે પહેલું તો મનમાં ત્રેવડિયે, રે હોડેહોડે જુદ્ધે નવ ચડિયે, (અને) જો ચડિયે તો કટકા થઈ પડિયે રે, શિર સાટે નટવરને વરિયે!" આ ભક્તિનો મારગ માગે છે શિર સાટે ન્યોચ્છાવર થવાની નિર્ભયતા, મક્કમતા, ત્યાગ, કુરબાની, શહીદી અને અડીખમતા. એટલે ભક્તિને ઘોડે ચઢતા પહેલાં, ત્રણ વાર વિચારી લેવા, હોડે હોડે કે દેખાદેખીથી, જુદ્ધે ન ચડવા અને જો જુદ્ધે ચડિયે, તો કટકા થઈને પડવા માટે, કવિ લાલબત્તી ધરીને ચેતવણી આપે છે. આ સંદર્ભે કવિ નર્મદ "સહુ ચલો જીતવા જંગ, બ્યૂગલો વાગે, યાહોમ કરીને પડો, ફતેહ છે આગે" તેમજ "રણ તો ધીરાનું, ધીરાનું." કાવ્યમાં ધૈર્ય, શૌર્ય અને જુસ્સા – પ્રેમનું મહત્ત્વ પ્રગટ કરે છે.

આ ઉપરાંત, આપણા આદિકવિ શ્રી નરસિંહ મહેતા તેમના 'વૈષ્ણવજન' કાવ્યમાં ભક્તનાં લક્ષણોને વ્યક્ત કરે છે : "વૈષ્ણવનજન તો તેને કહીએ, જે પીડ પરાઈ જાણે રે; પરદુઃખે ઉપકાર કરે તોયે, મન અભિમાન ન આણે રે." વૈષ્ણવનજન એટલે વ્યાપક માનવધર્મ વાળો ભક્તજન, એ અર્થમાં. ભક્તકવિ શ્રી દયારામનાં "વૈષ્ણવ નથી થયો તું રે, હરિજન નથી થયો તું રે, શીદને ગુમાનમાં તું ઘૂમે?... તારા સંગનો રંગ ન લાગે, તો તું વૈષ્ણવ કાચો..." તેમ જ "જે કોઈ પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે" કાવ્યો આ બાબતે ખૂબખૂબ ધ્યાનાર્હ છે. આપણા મૂર્ધન્ય કવિશ્રી સુન્દરમ્ : "વસુંધરાનું વસુ થાઉં સાચું, હું માનવી માનવ થાઉં તો ઘણું." વળી ભક્તિ, નરમાંથી માનવધર્મી માનવને, વિશ્વમાનવકક્ષા સુધી પહોંચાડવા માટે આપણા બીજા મૂર્ધન્ય કવિ શ્રી ડૉ. ઉમાશંકર જોશી કહે છે, "વ્યક્તિ મટીને બનું વિશ્વમાનવી, માથે ધરું ધૂળ વસુંધરાની." 'હજીયે ન જાગે મારો આતમરામ!' અને 'નવયૌવન' કાવ્યમાં પ્રો. રામનારાયણ વિ. પાઠક ચિત્તશુદ્ધિ, જીવનશુદ્ધિ અને સમાજસેવા સુધી ભક્તિને લઈ જાય છે. "રૂઝવે જગના જખ્મો, આદર્યાંને પૂરાં કરે, ચલાવે સૃષ્ટિનો તન્તુ, ધન્ય તે નવયૌવન!" અંત્યોદય દ્વારા સર્વોદય, સર્વપ્રેમ રૂપે ભક્તિને મૂર્ત કરતાં ડૉ. ઉમાશંકર જોશી એમના 'વિશ્વશાન્તિ' કાવ્યમાં કેવી સર્વકલ્યાણકારી – સર્વોદયી ભક્તિનો સુન્દર નિર્દેશ કરે છે તેય જુઓ :

*"વિશાળે જગવિસ્તારે, નથી એક જ માનવી;*
*પશુ છે, પંખી છે, પુષ્પો, વનોની છે વનસ્પતિ!"*

મહાકવિશ્રી ન્હાનાલાલ તો ભક્તિને કલ્યાણયાત્રારૂપે પ્રસ્તુત કરે છે. "જ્ઞાનવારિધિને કાંઠે તો જિંદગી એટલે જ કલ્યાણયાત્રા." અને આ કલ્યાણયાત્રા માટે સર્વ પ્રત્યે સ્વતંત્રતા, સમાનતા અને બન્ધુતાને દાખવતાં, પ્રશિષ્ટ કવિ શ્રી કાન્ત આમ ગાય છે :

*"હિન્દુ અને મુસલમિન, વિશ્વાસી પારસી જિન,*
*દેવી, સમાન રીતે, સંતાન સૌ તમારાં.*

*સૌની સમાન માતા, સૌએ સમાન તેથી,*
*ના ઉચ્ચનીચ કોઈ, સંતાન સૌ તમારાં.*

*ચાહો બધાં પરસ્પર, સાહો બધાં પરસ્પર;*
*એ પ્રાર્થના કરે આ, સંતાન સૌ તમારાં."*

ખરેખર ભક્તિ મનુષ્યને આળસુ, એદી, નિષ્ક્રિય કે ઉદાસીન નહિ, બલકે વ્યક્તિ, સમાજ અને રાષ્ટ્રના ઉત્થાન, ઉદ્ધાર અને નવનિર્માણ માટે જરૂર પ્રેરે છે. શ્રી પિનાકિન્ ત્રિવેદીનું 'નવભારતનિર્માણ' કાવ્ય એ સન્દર્ભે જોવા જેવું છે :

"યહી હમારી સબ ધરતી હો, ખેતોં સે હરિયાલી;
ફૂલફલોં સે ઝૂમ રહી હો વનવન ડાલી ડાલી;
નદી નહર સરવર બરસા કે જલ સે બરસે ધાન!
કરના હૈ નિર્માણ, હમેં નવભારત કા નિર્માણ!"

શ્રી નાથાલાલ દવે નવી પેઢીને નવરચના કાજે પોકારે છે : "હાલો રે ખેતરમાં, હાલો રે વાડીએ, પાડે

છે સાદ માત જંગલ ને ઝાડીએ; કરો શ્રમથી આ સીમને સોહાવતી, રે નવાં માગે નૈવેદ્ય મા ભારતી, આજે મહેનતના મંત્રો ઉચ્ચારતી!" તદુપરાન્ત "પતિતપાવના પૃથ્વી" કાવ્યમાં શ્રી પ્રો. હસિત હ. બુચે ધરતી પર નંદનવન સર્જવા, સૌને હાકલ કરી છે: "વગડાની વનકુંજો કરિયે, રણ લીલાંછમ કરિયે, અઢળક વહેતા જતા નીરની, સર્જકતા સંઘરિયે!" વળી શ્રી રમણલાલ સોનીએ 'સૂત્રયજ્ઞ'માંયે ભક્તિયજ્ઞ જોયો છે. "રેંટિયે લેજો હરિનું નામ, રેંટિયો દીન તણો દાતાર; રેંટિયો વસ્તરનો પૂરનાર, રેંટિયો દળદરનો હરનાર!" શ્રી વેણીભાઈ પુરોહિતે કુરબાનીની ભક્તિ-કવાલી ગાતી, નવા લોહીની લાલીને જોઈને કેવી મસ્ત પ્રસન્નતા પ્રગટ કરી છે! "એક સૂરમાં, એક તાનમાં, માનવતાની એક સાનમાં; ખંડખંડ ધસમસતી જાતી ગાતી, કુરબાનીની લાલ કવાલી, નવા લોહીની લાલી, દેખો! નવા લોહીની લાલી!" શ્રી પ્રહ્લાદ પારેખ નવજાગૃતિ માટે હાકલ કરે છે, "જાગો જાગો જન! જુઓ ગઈ રાત વહી; રાત વહીને ભોર ભઈ! હિમડુંગરનાં શિખરો ઝળક્યાં, મરક મરક વનરાઈ થઈ; સાગર જાગ્યો ભૈરવ રાગે, ઝરણજલે નવઝલક ધરી!" શ્રી જુગતરામ દવે જીવનને સત્યં શિવં સુન્દરમ્ બનાવવા કાજે કેવું આવાહન કરે છે: "આવો ગંધ રૂપે, આવો રંગ રૂપે; આવો સુંદર મંગલ સત્ય રૂપે, મનમોહન ગાયન રૂપ ધરીને, આવો રે, તમે પ્રાણમાં નવ નવ રૂપ ધરીને આવો રે!" વળી "આપજે તારા અંતરનો એક તાર, બીજું હું કાંઈ ન માગું રે... તુંબડું મારું પડ્યું નકામું, કોઈ જુએ ના એના સામું, બાંધીશ તારા અંતરનો એક તાર, પછી મારી ધૂન જગાઉં! આપજે તારા અંતરનો એક તાર!" આ ઉપરાંત અજ્ઞાનતિમિર અને અહંકારના અંતરપટને મિટાવવા-હટાવવા માટે, એ જ કવિ ગાય છે, "અરેરે આડું અંતરપટ આ અદીઠ!"

સંત વિનોબાજી જીવનના ભક્તિયજ્ઞ માટે કહે છે, "अन्तःशुद्धिः बहिःशुद्धिः श्रमः शान्तिः समर्पणम् ।" બલકે તેઓ અન્તઃશુદ્ધિ, બાહ્ય શુદ્ધિ, શ્રમ, શાન્તિ અને સમર્પણને, જીવનના ભક્તિયજ્ઞ માટે અનિવાર્ય ગણે છે, જે અંગે શ્રી 'ઉપવાસી' (ભોગીલાલ ગાંધી) "आत्मदीपो भव" "પોતે જ પોતાના દીપક થવા કાજે, પ્રેરે છે, રખે કદી તું ઉછીનાં લેતો, પારકાં તેજ ને છાયા; એ રે ઉછીનાં ખૂટી જશે ને, રહી જાશે પડછાયા! તું તારા દિલનો દીવો થા ને ઓરે ઓરે ઓ ભાયા!" વળી જીવાત્મા (રાધા) – પરમાત્મા (કૃષ્ણ) વચ્ચેના અદ્વૈત-અભેદને શ્રી પ્રિયકાન્ત મણિયારે રૂપકોની માળામાં સુન્દર ગૂંથ્યો છે: "આ નભ ઝૂક્યું તે કાનજી ને ચાંદની તે રાધા રે, આ સરવરજલ તે કાનજી ને પોયણી તે રાધા રે; આ દીપ જલે તે કાનજી ને આરતી તે રાધા રે, આ લોચન મારાં કાનજી ને નજરું જુએ તે રાધા રે!...." આપણા આદિકવિ શ્રી નરસિંહ મહેતા આ ભક્તિરસની અનુભૂતિ વિશે કહે છે, "ધન્ય વૃન્દાવન, ધન્ય એ લીલા, ધન્ય એ વ્રજનાં વાસી રે; અષ્ટસિદ્ધિ આંગણિયે રે ઊભી, મુક્તિ છે જેમની દાસી રે." આપણા આદિકવિ શ્રી નરસિંહ મહેતા આ ભક્તિરસની અનુભૂતિ વિશે કહે છે: "એ રસનો સ્વાદ શંકર જાણે, કે જાણે શુક જોગી રે; કોઈ એક જાણે વ્રજની રે ગોપી, ભણે નરસૈંયો ભોગી રે!" અસ્તુ.

❑

**'ઉદ્દેશ'ના નવા આજીવન પ્રોત્સાહક સભ્યો**

| | | |
|---|---|---|
| ૧. | શ્રી દિનેશભાઈ એ પટેલ | વિઠ્ઠલ ઉદ્યોગનગર |
| ૨. | શ્રી કિશોરસિંહ સોલંકી | ગાંધીનગર |
| ૩. | શ્રી માયાબહેન દવે | મુંબઈ |
| ૪. | શ્રી જયન્ત કોઠારી | અમદાવાદ |

**ડૉ. ભારતી હરીન્દ્ર**

આઠમા ધોરણની પરીક્ષાઓ પૂરી થઈ. રજાઓ પડી. આ રજાઓમાં મંજરીએ મહાભારત વાંચવાનું નક્કી કર્યું હતું. એની મમ્મી લાજવંતીબેનનો આ સુઝાવ હતો. તેઓ બહુ ધાર્મિક હતાં અને બાળકો રજાઓમાં કંઈક શીખે, સારું વાચન કરે એમ ઇચ્છતાં. ટી.વી. ઉપર પણ મહાભારત સીરિયલ આવતી, જે મંજરી હોંશે હોંશે જોતી. એટલે જ એણે મમ્મીનો પ્રસ્તાવ સ્વીકારી લીધો હતો. રોજ રાતના સૂતા પહેલાં એને મહાભારત વાંચવું ગમતું. રોજની જેમ આજે પણ એણે મહાભારત વાંચવા લીધું.

મહાભારતનું યુદ્ધ ઘોષિત થાય એ પહેલાં કૃષ્ણ, આ યુદ્ધ નિવારવાના બધા પ્રયત્નો કરી ચૂક્યા છે, અને છેલ્લે તેઓ પોતે સંધિની વિષ્ટિ કરવા હસ્તિનાપુર, કુરુસભામાં જાય છે. તેઓ ધૃતરાષ્ટ્ર અને દુર્યોધનને સમજાવે છે, પણ કોઈ એમની વાત માનવા તૈયાર નથી. આ પ્રસંગે નારદજી સભાજનોને તથા દુર્યોધનને સમજાવવા એક વાત કહે છે :

વિશ્વામિત્ર ઋષિ તપ કરે છે અને ગાલવ ઋષિ એમની સેવા કરતાં કરતાં વિદ્યા પ્રાપ્ત કરે છે. તપશ્ચર્યા પૂરી થતાં, ગાલવ ઋષિ વિશ્વામિત્રની રજા માંગે છે અને જતા પહેલાં ગુરુદક્ષિણા આપવાની ઇચ્છા દર્શાવે છે. વિશ્વામિત્ર કહે છે : "તું જા, મને કંઈ જોઈતું નથી." પણ ગાલવ માનતા નથી અને હઠ કરીને ફરી ફરી પૂછે છે. આખરે વિશ્વામિત્ર ક્રોધે ભરાય છે અને કહે છે : "ચન્દ્રમા જેવા શ્વેત રંગવાળા તથા જેનો એક કાન કાળો હોય એવા આઠ સો અશ્વ મને લાવી આપ !"

"ઓ મા ! કેટલા સુંદર ઘોડાઓ હશે ! ચંદ્રમા જેવા સફેદ અને એને નજર ન લાગે માટે પ્રભુએ એક કાન કાળો આપ્યો !" આવા આઠ સો ઘોડાઓના વિચારમાં ને વિચારમાં મંજરીની આંખો ઘેરાવા લાગી. "આટલા સુંદર આઠ સો ઘોડા ગાલવ ઋષિએ કેવી રીતે મેળવ્યા હશે ?" આગળ વાંચવા મંજરીનું મન કરતું હતું, પણ ક્યારે મહાભારતે એના તકિયા પાસે જગ્યા કરી લીધી એનો મંજરીને ખ્યાલ ન રહ્યો અને એનાં કમલનયનો બિડાઈ ગયાં... અને...

"મંજરી, ચાલ તને ઘોડાની રેસ જોવા લઈ જાઉં. મારા મિત્ર મિ. પટેલ છે ને, એમનો ઘોડો દોડવાનો છે. જલદી તૈયાર થઈ જા." મંજરીના નાના કાકા બલવંત – બલ્લુકાકા લંડનથી આવ્યા હતા એમણે કહ્યું. જ્યારે જ્યારે બલ્લુકાકા રેસ જોવા જતા ત્યારે મંજરી હંમેશ એમની સાથે જવા હઠ કરતી. આજે એમણે સામે ચાલીને મંજરીને કહ્યું હતું.

મંજરી તો કાળું જીન્સ અને કાળું શર્ટ પહેરીને તૈયાર થઈ ગઈ. ગોરી ગોરી મંજરીને કાળો પોપાક બહુ શોભતો. મંજરી ખૂબ સુંદર હતી અને એની મા રોજ એના કાન ઉપર મેશનું ટપકું કરતી. "રખે મારી દીકરીને નજર લાગી જાય !" અને મંજરી ખૂબ ખુશ થતી. કોઈ વાર મા ભૂલી જાય તો પોતે યાદ કરાવતી. આજે પણ તૈયાર થઈને, મેશની ડબ્બી લઈ એ મમ્મી પાસે ગઈ... "મમ્મી," અને મેશની ડબ્બી ધરી....

"અરે નટખટ છોકરી....કાકા શું કહેશે ?" મમ્મીએ ડબ્બી હાથમાં લઈ, ડાબા કાન ઉપર ટપકું કરતાં કહ્યું.

"અરે ભાભી, આ શું કરો છો ? કાન ઉપર મેશ લગાડાય ?" બલ્લુકાકાએ અચરજથી પૂછ્યું.

"અરે દિયરજી, આ તમારી ભત્રીજી કેટલી રૂપાળી છે. કોઈની નજર લાગી જશે તો ?" માએ હસતાં હસતાં કહ્યું.

"અરે, અમારા લંડનમાં તો બધી જ છોકરીઓ ગોરી હોય. મારી થોડી બહેનપણીઓ છે, એમને એક- એક મેશની ડબ્બી ભેટ આપવી પડશે. ભાભી, કઈ બ્રાન્ડ સારી આવે છે ? મારે માટે થોડી લઈ રાખશો ?" કાકાએ મશ્કરી કરતાં કહ્યું.

"શું દિયરજી, ભાભીની મશ્કરી કરો છો..." લાજવંતીબહેને અંદર જતાં કહ્યું.

"બાય મમ્મી, ચાલો ને કાકા, બહુ મોડું થઈ જશે તો સરસ જગ્યા નહીં મળે..." મંજરીએ કાકાનો હાથ ખેંચતાં કહ્યું.

રેસકોર્સ ઉપર ખૂબ ગરદી હતી. બલ્લુકાકા પાસે એકદમ આગળનો પાસ હતો. એમણે એક કૉલબુક લીધી. મંજરીએ પણ જીદ કરીને એક લીધી. મંજરીને જગ્યા ઉપર બેસાડીને કાકા ટિકિટો ખરીદવા ગયા.

મંજરી કૉલબુક જોવા લાગી. એમાં બધા ઘોડાઓનાં નામો હતાં અને એમનું વર્ણન હતું. 'ગોલ્ડન ટોબેકો', 'ગ્રે ઇન્ડિયન', 'ડાયમંડ કિંગ', 'લવબર્ડ', 'બ્લૅક ઇયર', 'બ્લૂ રોઝ' અને એવાં ઘણાં નામો હતાં. મંજરીને મનોમન રેસ રમવાનું મન થયું. એણે ફરીથી ઘોડાઓની યાદી જોવા માંડી, અને પોતે કયા ઘોડા ઉપર રમવું જોઈએ, એની નોંધ કરવા લાગી. એક વાર મંજરીના પપ્પાએ એને કૉલબુક જોતાં શિખવાડ્યું હતું. એમાં બધા ઘોડાઓનાં વર્ણન, એમનું વજન, કેટલી રેસ ક્યાં જીત્યા, એ બધાનો અભ્યાસ કરવા લાગી. આમ પરીક્ષણ

કરતાં કરતાં એની નજર 'બ્લેક ઇયર' ઉપર પડી. એનું વર્ણન હતું : "આ ઘોડો પહેલી વાર ડરબીમાં ઊતરવાનો છે. રંગમાં આ ઘોડો આખા પૂનમના ચંદ્ર જેવો સફેદ છે, પણ એનો જમણો કાન કાળો છે. એનું વજન 'અ' છે, ઊંચાઈ 'બ' છે. નાની નાની ઘણી રેસો એ જીત્યો છે. છેલ્લી રેસ બેંગલોરમાં જીત્યો હતો. હવે અહીંની ડરબીમાં પહેલી વાર ભાગ લેવાનો છે..."

મંજરી તો અવાક્ જ થઈ ગઈ! આ ઘોડાનું વર્ણન તો એણે ક્યાંક વાંચ્યું હતું... એ આ ઘોડાને ઓળખતી હતી... ક્યાં જોયો હતો એને?

"અરે શું કરે છે, મંજરી... કોલબુક વાંચવામાં આટલી મગ્ન થઈ ગઈ? તને સમજ પડે છે?" બલ્લુકાકાએ પોતાની જગ્યા ઉપર બેસતાં કહ્યું.

"કાકા, તમે કયા ઘોડા ઉપર રમવાના છો? હું તો 'બ્લેક ઇયર' ઉપર રમવાની છું." "મંજરીએ ડાવકાઈથી કહ્યું.

"What? તું શું રેસ રમવાની છે?"

"હા કાકા, હું પૈસાથી નહિ રમું. હું તો મનોમન જ આ ઘોડા ઉપર મારો પ્રેમ રમી નાખીશ. મારું માનો તો તમે પણ એના ઉપર રમો." મંજરીની આંખોમાં ઉત્તેજના હતી. ચમક હતી.

"ના રે ભાઈ, અમે કંઈ એમ અમારો મોંઘો પ્રેમ આવા ખચ્ચર ઉપર વેડફી ન નાખીએ, સમજી?" કાકાએ હસતાં હસતાં કહ્યું. પછી ઉમેર્યું : "એ ઘોડો તો ચોથી રેસમાં રમવાનો છે. હું તો પહેલી બે રેસની ટિકિટો લાવ્યો છું. જો, પહેલી રેસ તો શરૂ પણ થઈ ગઈ. મેં તો 'ગ્રાન્ડ ફાઇટર' ઉપર દાવ લગાવ્યો છે."

આજુબાજુના પ્રેક્ષકો આતુરતાથી ઊભા થઈ રેસ જોવા લાગ્યા અને બૂમો પાડવા લાગ્યા... "બક અપ.... બક અપ..." એમ કરતાં રેસ પૂરી થઈ અને ફોટોફિનિશમાં કાકાનો 'ગ્રાન્ડ ફાઇટર' ત્રીજો આવ્યો.

"No luck. ચાલો, બીજી રેસમાં શું થાય છે એ જોઈએ." અવાજમાં હતાશા સાથે કાકાએ કહ્યું. મંજરીને પૂછવાનું મન થયું કે "કેટલા પૈસા ગુમાવ્યા?" પણ એણે હિંમત ન કરી.

બીજી રેસમાં પણ કાકાનો ઘોડો ન જીત્યો. તેઓ ખૂબ હતાશ થઈ ગયા. ત્રીજી રેસ ન રમવી એમ નક્કી કરી, તેઓ ચોથી રેસની ટિકિટ લેવા જવા ઊભા થયા. પણ મંજરીએ એમનો કોટ પકડીને પાછા બેસાડ્યા.

"કાકા, પ્લીઝ, મારું માનો અને 'બ્લેક ઇયર' ઉપર રમો... પ્લીઝ, કાકા..."

એક ક્ષણ બલવંત મંજરી સામે જોઈ રહ્યા. એની નિર્દોષ આંખોની ચમકમાં કોઈ જાદુ હતો. એમણે મંજરીનું માનવાનું નક્કી કર્યું. આમ પણ એ ભાગ્યે જ જીતતા. મિ. પટેલ હંમેશ એમને આગ્રહ કરી બોલાવતા એટલે જતા, અને આજે તો ડરબી હતી.

ડરબીની ટિકિટની સાથે કાકા ચૉકલેટ પણ લાવ્યા હતા. મંજરી તો ખુશખુશાલ! આશાભેર એ ચોથી રેસ પૂરી થવાની રાહ જોવા લાગી.

આખરે રેસ શરૂ થઈ. એ પણ ઊભી થઈને પોતાના ઘોડાને 'બક અપ' કરવા લાગી. આ રેસ માટેની બધાંની ઉત્કટતા કંઈ ઓર જ હતી. બધાં જ પોતાના શ્વાસ અધ્ધર રાખીને જોતાં હતાં...

અને મંજરીનો 'બ્લેક ઇયર' જીતી ગયો! કાકા તો એટલા ખુશ થઈ ગયા કે મંજરીને ઊંચકીને ગોળ ગોળ ફેરવી! બેઉ જણાં રેસકોર્સ ઉપર જીતેલા ઘોડાઓ લઈ જવાતા હતા ત્યાં ગયા. મિ. પટેલ એમની સાથે હતા.

'બ્લૅક ઇયર'ને જોઈને મંજરી તો હર્ષઘેલી થઈ ગઈ. જેવો એ ઘોડાનો જોકી નીચે ઊતર્યો અને બ્લૅક ઇયર'ને આગળ લઈ જવા લાગ્યો ત્યાં તો મંજરી એકદમ કૂદી અને ઘોડા ઉપર બેસી ગઈ, લગામ હાથમાં પકડી લીધી... અને એનો ઘોડો તો જાય દોડ્યો... દોડતાં દોડતાં એના આગળના બેઉ પગ ઊંચા કરીને વિમાનની જેમ 'ટેકઑફ' લઈને એ ઊડવા લાગ્યો.

મંજરી ઘોડાના ગળાને વળગી પડી અને આકાશમાં ઊડવા લાગી. રેસકોર્સ પાછળ રહી ગયું, વરલીનો દરિયો દેખાતો બંધ થયો.... અને રાતના તારાઓ ટમટમતા દેખાવા લાગ્યા... કેટલા નજીક હતા એ બધા... અરે, આ શું? આ તો ચાંદામામા દેખાય છે.... આ 'બ્લૅક ઇયર' ક્યાં લઈ જાય છે મને? એ ઘોડા સાથે ચંદ્રમા ઉપર ઊતરવા લાગી... ત્યાં તો 'બ્લૅક ઇયર' જેવા જ કેટલા બધા સફેદ ઘોડાઓ, કાળા કાનવાળા દેખાતા હતા! શું ગાલવ ઋષિ અહીં આ બધાને લેવા આવશે? મંજરીને તો મજા પડી ગઈ! એણે નીચે ઊતરીને પોતાના ઘોડાને પંપાળ્યો અને થાબડ્યો. બીજા બધા ઘોડાઓ 'બ્લૅક ઇયર'ને જોઈને ગેલમાં આવી ગયા અને હણહણી ઊઠ્યા...

"અરે મંજરી, ઊંઘમાં જ હસે છે, ગાંડી છોકરી... જો તો કોણ આવ્યું છે? જલદી ઊઠ, મંજરી..." માએ મંજરીને જગાડી. આંખો ચોળતી મંજરી બેઠી થઈ ગઈ... અને જુએ તો બલ્લુકાકા!

"અરે કાકા, તમે લંડનથી ક્યારે આવ્યા?" મંજરી એના લાડકા કાકાને ભેટી પડી. "મને કાકાને લેવા કેમ કોઈ એરપોર્ટ ન લઈ ગયું?"

"દીકરા, મારું આવવાનું છેલ્લી ઘડીએ નક્કી થયું. એટલે અહીં જણાવી ન શક્યો. જો, તારે માટે શું લાવ્યો છું?" બલ્લુકાકાએ મંજરીનો હાથ ખેંચતાં કહ્યું.

કાકાએ સોંપહેલાં બધી ચૉકલેટો કાઢી. મંજરી તો નાચવા જ લાગી. પછી નીકળ્યો સફેદ રુવાંટીવાળો મખમલી ઘોડો! પણ એના તો બેઉ કાન સફેદ હતા....

"ઓ કાકા, કેટલો સુંદર ઘોડો છે... પણ એના બેઉ કાન ધોળા છે! મને તો એક કાન કાળો એવો ઘોડો જોઈએ..." અને કાકાને વળગીને મંજરી રડવા લાગી..

"Come on, child.... એમાં રડે છે શું? આપણે એનો એક કાન કાળો કરી નાખીશું. પણ શા માટે તને એક કાન કાળો જોઈએ છે?"

મંજરીએ એને આવેલા સ્વપ્નાની વાત કહી.

બલ્લુકાકા તો અચંબામાં પડી ગયા! "બસ, આટલી જ વાત..." અને નિરાંતના સમયમાં કાકાએ એ ઘોડાનો એક કાન કાળો રંગી આપ્યો.

"ખુશ, મારો દીકરો? તારો 'બ્લૅક ઇયર' બરાબર છે? ચાલ, તારા ગાલવ ઋષિને આઠ સો નહિ, પણ આઠ સો ને એક ઘોડા મળશે..."

"ના કાકા, આ મારો ઘોડો હું કોઈને નહિ આપું! ઓહ કાકા! I love you... ઓહ, મારો 'બ્લૅક ઇયર', I love you too!" અને મંજરી એના બલ્લુકાકાને ફરી એક વાર ભેટી પડી...!

☐

## સાભાર સ્વીકાર

રન્નાદે પ્રકાશન (૫૮/૨, જૈન દેરાસર સામે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧)નાં
નવનીત સેવકનાં પુસ્તકો:

**સુસવાટનો સાથી:** કિં. રૂ. ૯૦. **આ લોક પરલોક:** કિં. રૂ. ૧૧૫. **વેરપિપાસા:** કિં. રૂ. ૮૦. **પિશાચગઢ:** કિં. રૂ. ૧૦૫. **પ્રતિશોધ:** કિં. રૂ. ૧૨૦. **પ્રીતના પાવા વાગે:** કિં. રૂ. ૮૫. **અગ્નિશિખા:** કિં. રૂ. ૧૧૫. **સુસવાટ:** કિં. રૂ. ૧૨૦. **પ્રત્યાઘાત:** કિં. રૂ. ૧૩૫. **સાગરલક્ષ્મી:** કિં. રૂ. ૧૦૦. **દરિયાસારંગ:** કિં. રૂ. ૭૫. **દરિયા- દિલ:** કિં. રૂ. ૮૫. **યૌવનનાં ભયસ્થાનો:** લે. વૈદ્ય જાદવજી નરભેરામ શાસ્ત્રી, કિં. રૂ. ૧૯૨. **વાલ્મીક ઉવાચ:** લે. વાલ્મીક મહેતા, કિં. રૂ. ૭૮. **પીછી:** લે. ચિનુ મોદી, કિં. રૂ. ૯૦. **ન્યાયદંડ:** લે. જરાસંધ, અનુ. નગીનદાસ પારેખ, કિં. રૂ. ૧૩૮. **સિનેરાગ:** લે. હિંમત કપાસી, કિં. રૂ. ૧૩૬. **અવધૂત-સારિકા:** લે. મેઘનાદ હ. ભટ્ટ, કિં. રૂ. ૪૦. **લોકમાતાઓ:** લે. પુરુષોત્તમ સોલંકી, કિં. રૂ. ૯૬. **લાભશંકર ઠાકરનાં પુસ્તકો: કલ્પાયન:** કિં. રૂ. ૨૫. **ઊડતી સાઈકલ :** કિં. રૂ. ૩૫. **ઢુમ ઢુમ સસલું:** કિં. રૂ. ૩૫. **મ્યાઉં હાઉસ :** કિં. રૂ. ૩૫. મનહર અને મોદી (ગઝલ-સંગ્રહ): લે. મનહર મોદી, કિં. રૂ. ૧૦૦.

**ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ.** (૧-૨, અપર લેવલ, સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ, અમદાવાદ-૩૮૦ ૦૦૬)નાં

**શબ્દની આંખે, સૂરની પાંખે:** સં. સુરેશ દલાલ, કિં. રૂ. ૬૦. ગોપીગીત: સુરેશ દલાલ, કિં. રૂ. ૬૦. **કલાપી: સ્મરણમૂર્તિ:** સં. જયંત કોઠારી, કિં. રૂ. ૧૨૫. **ઉપચારમંજૂષા:** લાભશંકર ઠાકર, કિં. રૂ. ૭૫. **કામિની:** મધુ રાય, કિં. રૂ. ૮૦. **વિમાનથી વ્હીલચેર:** જયા મહેતા, કિં. રૂ. ૧૦૦. **છાતીમાં બારસાખ:** રમેશ પારેખ, કિં. રૂ. ૫૦. **કાવ્યસંકેત:** સુરેશ દલાલ, કિં. રૂ. ૫૦. **ચાલ વરસાદની મોસમ છે...** (હરીન્દ્ર દવેની સમગ્ર કવિતા) : હરીન્દ્ર દવે, કિં. રૂ. ૩૦૦. (હરીન્દ્ર દવે મેમોરિયલ ટ્રસ્ટ દ્વારા પ્રકાશીત) **અરુણાચલના સંત શ્રી રમણ મહર્ષિ:** પ્રા. તરલા દેસાઈ, કિં. રૂ. ૭૫. **મૃત્યુ-સાવ સહજ:** સીમોન દ બોવ્વાર, અનુ. શાલિની નિરંજન ભટ્ટ, કિં. રૂ. ૫૦. **આયુષ્યની અયોધ્યા** (મારી બારીએથી-ભા.૧૮): સુરેશ દલાલ, કિં. રૂ. ૫૦. **રૂપેરી સ્મૃતિ:** શિરીષ કણેકર, અનુ. જયા મહેતા, કિં. રૂ. ૯૦. **એક મુઠ્ઠી અક્ષર:** લે. અમૃતા પ્રીતમ, અનુ. અરુણા ચોકસી, કિં. રૂ. ૭૫. Poems: Amita Modi, Rs. ૧૨૫.

# કોલંબસને કેડે

દુષ્યન્ત પંડ્યા

## ૨૬. અમેરિકામાં ગાંધીજયંતી અને થોડું ધરમધ્યાન

અમેરિકામાં બે ગાંધીજયંતીઓ ઊજવી, એક ૧૯૬૫ની ૯૬મી ગાંધીજયંતી અને બીજી ૧૯૯૩ની ૧૨૪મી ગાંધીજયંતી.

બેપોર્ટની શાળામાં હું જોડાયો તેને હજી મહિનો પણ પૂરો થયો ન હતો. ત્યાં ગાંધીજયંતીની રજા તો હોય જ શાની ? ઘેર બેસી 'વૈષ્ણવજન' ગાયું, 'રઘુપતિ રાઘવ રાજા રામ' બોલ્યાં અને એ રીતે એ જયંતી ઊજવી. ના, સાવ એમ નહીં જ. અગાઉના એક પ્રકરણમાં મેં એન્સાઇક્લોપીડિયા બ્રિટાનિકાની ગાંધીજીને લગતી ફિલ્મનો ઉલ્લેખ કર્યો છે. એ ફિલ્મ ત્રણેક વર્ગોનાં વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓને બતાવી. એ રીતે બાળઅમેરિકનોમાં ગાંધીનો થોડો પ્રચાર કર્યો.

પણ ૧૯૯૩ની ગાંધીજયંતીની સ્મૃતિ મગજના સ્મૃતિકોષોમાં દૃઢપણે અંકાઈ ગઈ છે. એ રીતે એ અંકાવાનું એક કારણ એ ઉજવણી અનાયાસ થઈ હતી, કશી કલ્પના વગર અને કશી પૂર્વતૈયારી વગર થઈ હતી તે છે.

સપ્ટેમ્બરના ત્રીજા અઠવાડિયામાં પુષ્પા અને હું આલબેની પહોંચ્યાં હતાં. અમારી બંનેની એ ત્રીજી અમેરિકાયાત્રા હતી, એટલે એ યાત્રાનું નાવીન્ય ઓછું હતું. ફરક એટલો જ હતો કે, ઇજિપ્ત-એરની ટિકિટો હોઈ, અમારી કારવાં મિસરને માર્ગે, કાહિરો થઈ, જતી હતી. નીલનો વિશાળ પ્રવાહ અને પિરામિડનાં દર્શન વિમાનમાંથી જ કરી, અમે સીધી ન્યૂયૉર્કની, અને ત્યાં ઊતરી, ત્યાંથી સીધી આલ્બેનીની વાટ પકડી હતી. નિમિત્ત હતું અમારી પુત્રી ચિ. સૌ. વરદાના માતૃત્વોત્સવનું.

અમે હજી ત્યાં ગોઠવાયાં ન ગોઠવાયાં ત્યાં આ બીજી ઑક્ટોબર આવી. એ શનિવાર કે રવિવાર હતો. લીને રજા હતી. આગલી સાંજે નક્કી કર્યા મુજબ વરદા, એમની પુત્રી અમી /રિબેક્કા અને અમે બે એમની ગાડીમાં ગોઠવાયાં.

લી કુશળ અને ખૂબ કાળજીપૂર્વકના વાહન- ચાલક છે. આલ્બેનીનું એરપૉર્ટ અને ટ્રૉય વટાવી ડુંગરાની ધાર ચડતીઊતરતી ને ફરી ચડતી, અરણ્ય વીંધતી લીની ગાડી લગભગ પોણા કલાકથી કલાકના ડ્રાઇવ પછી અમને ગ્રુફેન એક બૌદ્ધ પેગોડા પાસે લઈ ગઈ.

અમેરિકામાં પણ વિહિંપ અને બજરંગદળના સંકુચિત મનની વિચારસરણી ધરાવનારા 'ડૉટબસ્ટર્સ'- ચાંદલો ભૂંસનારા–ની જમાત છે જ. પણ અહીં જંગલમાં મંગલ હતું. અહીં એ જમાત ન હતી.

મહાત્મા ગાંધીના અંતેવાસી તરીકે કેટલાંક વર્ષો ભારતમાં એક ફૂજી ગુરુજી નામના જાપાની બૌદ્ધ સાધુ રહી ગયા હતા. બુદ્ધના બોધનો જ પ્રતિઘોષ એમને મહાત્માજીના બોલમાં સંભળાતો હતો અને આચરણમાં દેખાતો હતો. પોતાનાં ધાર્મિક પ્રવચનોમાં ફૂજી ગુરુજીએ એ બેઉ ભારતીય મહાત્માઓના બોધનો સંગમ કર્યો હતો. ફૂજી ગુરુજીના અમેરિકન અનુયાયીઓએ આ પેગોડા બાંધ્યો હતો અને એ પેગોડાની પ્રાણપ્રતિષ્ઠા કરવા માટે આ ગાંધીજયંતી કરતાં વધારે પવિત્ર દિવસ બીજો કયો મળે ? પેલા મરાઠી નાટકકાર દળવીનો 'મીં નાથુરામ ગોડસે બોલતોય' ભલે બબડ્યા કરે, ગાંધીહત્યારા ગોડસેનો ભાઈ ગોપાલ 'ગાંધીહત્યા આણિ મીં' ભલે લખ્યા કરે અને બાળ ઠાકરે ગમે તેટલું થૂંક ઉડાડ્યા કરે, ગાંધી અને ગાંધીવિચાર જગતને કોઈ ને કોઈ ખૂણે આમ, પહાડમાં ફૂટતા નિર્ઝરની માફક ફૂટી નીકળવાનો જ. કેટલે ઠેકાણે ફૂટ્યો છે તે નારાયણ દેસાઈ કહી શકશે.

આ અમે ગયાં હતાં તે પ્રસંગનું વૈચિત્ર્ય તો જુઓ ! બુદ્ધ અને ગાંધી ભારતના. બંને વચ્ચે ખાસ્સો અઢી હજાર વર્ષનો ગાળો. બુદ્ધનો અનુયાયી એવો વીસમી સદીનો એક જાપાની સાધુ એ બે મહાત્માઓના ચિંતનથી પ્રભાવિત થઈ, પ્રેરાઈ, તેમાં નિકટનું સામ્ય જોઈ, ભારતમાં ગાંધીજીના આશ્રમમાં થોડાં વર્ષો ગાળી, જૂની ભાષામાં કહેવું હોય તો ગાંધીજીનો અંતેવાસી બની, વધારે પાકો બૌદ્ધ બને છે, અને પોતાના હૃદયની ખરલમાં ઘૂંટી એ બેઉના ચિંતનને એકરૂપ બનાવી જગતને પ્રબોધવા નીકળી પડે છે. અહીં અમેરિકામાં એને જાપાની શિષ્યો સાંપડે એ સ્વાભાવિક છે, પરંતુ એના અમેરિકન શિષ્યોની સંખ્યા પણ કેટલી વિશાળ હશે એ તે દહાડે મળેલી ત્રણચાર હજારની મેદની પરથી થોડુંક સમજી શકાય તેમ હતું. વળી એ મોટી મેદનીમાં ભલે અમેરિકાવાસીઓ હતાં પણ એ બધાં અમેરિકનો ન હતાં. ભારતવાસીઓ હતાં, કોરિયનો હતાં, શ્રીલંકાવાસીઓ હતાં, ઇંડોનેશિયનો હતાં, તિબેટવાસીઓ હતાં અને યુરોપના વિવિધ દેશોમાંથી ત્યાં ગયેલાં તથા દક્ષિણ

અમેરિકાથી પણ આવનાર લોકો ત્યાં હતાં. ત્યાં ભાતીગળ વિશ્વ જ ખડું થઈ ગયું હતું.

એ અદ્‌ભુત કાર્યક્રમની વિશેષતા માત્ર આટલી જ ન હતી. એ વિશાળ પેગોડા બાંધવા માટે કોઈ કડિયાસુથારને રોજંદારીથી કામે લગાડવામાં આવ્યો ન હતો. પાયાના ખોદકામથી પેગોડાના શિખર સુધીનું સમગ્ર ચણતર સ્વયંસેવકોએ કર્યું હતું. બાબરી મસ્જિદ તોડવા માટે 'રથયાત્રા' – પૂરી સગવડભરી મોટરનો પ્રવાસ – કાઢી પ્રચાર કરી અહીં કોઈએ ધર્મઝનૂન જગાડ્યું ન હતું. બધી પ્રેમસેવા હતી અને ઢોલ પીટ્યા વગરની મૂંગી સેવા હતી. બુદ્ધ અને રામ પણ ત્યાં જ વસી શકે. બીજા ધર્મનું દેવસ્થાન તોડી તમે સપ્ત- સિંધુના જળથી પ્રક્ષાલન કરી ત્યાં રામમંદિર બાંધશો તો ત્યાં મંદિર – આકારનું મકાન જરૂર ઊભું થશે. અંદર રામ નહીં જ પ્રવેશે. રામને સર્જનમાં રસ છે, વિનાશમાં નહીં; પ્રેમમાં રસ છે, દ્વેષમાં નહીં; જોડવામાં રસ છે, તોડવામાં નહીં. ફૂજી ગુરુજીના અનુયાયીઓએ કેટલાં બધાં માણસોને જોડ્યાં હતાં ? કેવા અનન્ય પ્રેમથી એ બધાંની સેવા કરી રહ્યા હતા ? કેવી ઊંડી ભક્તિથી આ વિશાળ સમુદાય માટે ચાપાણીની અને ભોજનની તૈયારી સાવ નામને દરે કરી હતી ?

સભાસ્થાને દાખલ થતા પહેલાં એક ચોપડામાં આવનાર સૌ પોતાનાં નામ અને ગામ લખતાં હતાં. અમે અમારાં નામ લખ્યાં, અને ગામનું નામ લખ્યું તે અમારા જામનગરનું, ભારતનું. અલબત્ત, કૌંસમાં (આલ્બેની, ન્યૂયૉર્ક) લખ્યું હતું. અને ટી.વી. જોનાર લોકોએ અમને કહ્યું કે રાતે અપાયેલા સમાચારોમાં અમારો વિશેષ નામોલ્લેખ કરવામાં આવ્યો હતો, અને ટી.વી. જોનારાંઓને અમારાં મુખારવિંદનાં દર્શન પણ કરાવવામાં આવ્યાં હતાં!

કાર્યક્રમનો આરંભ બધા ધર્મોની પ્રાર્થનાઓથી થયો. કોઈ વિવેકાનંદ વેદાન્ત સેંટરના કોઈ સ્વામીએ વૈદિક મંત્રપાઠ કર્યો. કોઈ મૌલવીએ કુરાનની પાક આયત પઢી. કોઈ રબીએ યહૂદી પ્રાર્થના ગાઈ. કોઈ પાદરીએ ખ્રિસ્તી ધર્મનો કોઈ 'સામ' ગાયો. ત્યાં જૈન, શિંટો અને બૌદ્ધ ધર્મની પણ પ્રાર્થના થઈ. પૂરાં એક સો વર્ષ અને થોડા દિવસ પહેલાં, ૧૮૯૩ના સપ્ટેમ્બરમાં, શિકાગોની પ્રથમ વિશ્વ ધર્મ પરિષદમાં આ રીતે બધા ધર્મોની પ્રાર્થનાઓ ગવાઈ ન હતી. સો વર્ષમાં જગતે સહિષ્ણુતાના ક્ષેત્રમાં સાધેલી પ્રગતિની પ્રતીતિ આ પ્રાર્થનામંત્રો અને એમને શાંતિથી ને આદરથી સાંભળતો વિશાળ વિવિધવર્ણી, વિવિધધર્મી માનવસમુદાય કરાવતો હતો.

પ્રાર્થના પછી એક જાપાની સાધુ પ્રવચન કરવા ઊભા થયા. પાંચસાત મિનિટ ચાલેલું એ જાપાની પ્રવચન તો જરાય ન સમજી શકાયું. પરંતુ એ પ્રવચન દરમિયાન એ વક્તાએ ત્રણ વાર ગાંધીજીનો નામોલ્લેખ કર્યો હતો અને દરેક નામોલ્લેખ વખતે પોતાનું મુંડિત મસ્તક આદરપૂર્વક નમાવ્યું હતું. કદાચ ગાંધીજયંતીનો ઉલ્લેખ પણ એમણે કર્યો હોય.

હાર્વર્ડ યુનિવર્સિટીના પ્રખ્યાત અધ્યાપક સેમ્યુઅલ હંટિંગ્ટન આજના અમેરિકાના એક અગ્રગણ્ય રાજકીય ચિંતક અને લેખક છે. એમણે અમેરિકાની જે નિકાસે જગતને ભરડામાં લીધું છે તેની આકરી ટીકા કરી છે. એ નિકાસો છે કઘોણા લાગતા કપડા – જીન્સ-ની, બાટલી ઉઘાડો એટલે પરપોટાથી ઊભરાતા પીણા – કોક–ની, અને અપચો જ કરે એવા ખાદ્ય – મેકડોનલ્ડના પીઝા અને બર્ગર–ની. આ ત્રણ બાબતોનું આક્રમણ જેટલું આપણે ત્યાં વધ્યું છે તેટલો ગાંધીને આપણે આઘો હડસેલ્યો છે.

અમેરિકાથી આયાત કરતાં આપણાં ટોચનાં ૪૦ ઉદ્યોગગૃહોને અમેરિકાથી થતી નિકાસ પર કલમને એક ઝાટકે રાષ્ટ્રપતિ ક્લિંટને પ્રતિબંધ મૂકી દીધો. આ બધાં ઉદ્યોગગૃહો પૂરાં ભારતીય છે. કોકા કોલા, ફિલિપ્સ કે બીજી કોઈ બહુરાષ્ટ્રીય કંપની પર પ્રતિબંધ નથી. પરપોટાવાળું પીણું – fuzzy drink – પીધે રાખો, ગ્લોબલાઇઝેશનને નામે બહુરાષ્ટ્રીય કંપનીઓને હાથે લૂંટાયે રાખો, આર્થિક રીતે પૂરા પરાવલંબી બની જાઓ. ગાંધીવિસ્મૃતિમાંથી કયું પ્રાયશ્ચિત્ત ઉગારી શકશે ?

પોખરાણમાં સરકારે અણુધડાકા કર્યા ત્યારે હૂપાહૂપ કરનારાઓને નાગાસાકી – હિરોશમાની કશી યાદ જ નહીં હોય ? ખ્રિસ્તી દેવળો, પ્રાર્થનાસભાઓ અને કબ્રસ્તાન તોડનારાઓ આદિવાસીઓ અને અંત્યજોની સામાજિક અને આર્થિક સુધારણામાં શા માટે નથી લાગતા ?

હિમાલયી ભૂલનો એકરાર ગાંધી જ કરી શકે. ગોડસેની ગોળીએ ગાંધીનો દેહ ખતમ કર્યો હતો. પચાસ વર્ષોની આપણી રાષ્ટ્રનીતિએ એના આત્માને હણવા પ્રયત્નો કર્યા છે. પણ આત્મા કદી હણાતો નથી. ગાંધીનો આત્મા જાપાનમાં, કોરિયામાં, સ્કૅંડિનેવિયામાં, ઇટલીમાં, ફ્રાન્સમાં, દક્ષિણ અમેરિકાના કોઈ દેશમાં, અને આમ આ અમેરિકન ભૂમિભાગમાં ફૂટ્યા જ કરે છે. દળવી ભલે ગોડસેની આરતી ઉતારે, ઍટનબરોએ ગાંધીજીનો સંદેશ જગભરમાં નથી ફેલાવ્યો ?

અમે ગયાં હતાં તે વગડામાં સમૂહકાંતણ ન હતું, 'રઘુપતિ રાઘવ રાજારામ'ની ધૂન ન હતી, સ્ટાર્ચવાળાં, ટેરીખાદીનાં વસ્ત્રોમાં શોભતા કોઈ નેતાનાં અનુરોધક

પ્રવચનો ન હતાં, પરંતુ ત્યાં બુદ્ધ હતા, ત્યાં ગાંધી હતા, ત્યાં સહિષ્ણુતા હતી, ત્યાં સર્વધર્મસમભાવ હતો, ત્યાં સંવાદ હતો.

આ અદ્‌ભુત ગાંધીજયંતી માણી અમે પાછાં આલ્બેની આવ્યાં, ત્યાં સર્વધર્મસમભાવનો શંખનાદ પોકારનાર સ્વામી વિવેકાનંદના પ્રચંડ વિસ્ફોટની શતાબ્દી – શિકાગોની ૧૮૯૩ની વિશ્વ ધર્મ પરિષદમાં અજાણ, ભટકતા હિંદુ સંન્યાસીમાંથી જગદ્‌ગુરુનું, સ્થાન પ્રાપ્ત કરાવનાર એમનાં પ્રેરક વ્યાખ્યાનોની શતાબ્દી-ની ઉજવણી બૉસ્ટન અને પ્રૉવિડન્સનાં વિવેકાનંદ વેદાન્ત કેન્દ્રો કરી રહ્યાં હતાં. કરાંચીની અમારી બંનેની નિકટની સ્વજન સૌ. બહેન ત્રિવેણીનું ઘર આ બે શહેરોની બરાબર વચ્ચે, અને એ બેઉ કેંદ્રો સાથે એ નિકટતાથી સંકળાયેલી ત્રિવેણીને ફોન કરતાં એણે આ બંને કેંદ્રોમાં થનારા કાર્યક્રમોની તારીખોની જાણ કરી અને ઑક્ટોબરની પાંચમી તારીખે અમે એને ત્યાં પહોંચી ગયાં.

શ્રી રામકૃષ્ણ મઠ–મિશનના વર્તમાન પરમાધ્યક્ષ પૂજ્ય સ્વામી રંગનાથાનંદના વાત્સલ્યનો લાભ ત્રિવેણી કરાંચીમાં પામી હતી. વળી આ બૉસ્ટન- પ્રૉવિડન્સ કેંદ્રો સંભાળતા સ્વામી સર્વગતાનંદ પણ કરાંચીમાં બ્રહ્મચારી તરીકે હતા.

પાંચમીની જ સાંજે, પ્રૉવિડન્સના વેદાંત સેંટરમાં રામકૃષ્ણ મિશનના એક ઉપાધ્યક્ષ સ્વામી ગહનાનંદ ખાસ આવ્યા હતા. આગલે મહિને, સપ્ટેંબરમાં વિશ્વ ધર્મ પરિષદની શતાબ્દી શિકાગોમાં ઊજવાઈ હતી તેમાં ભાગ લેવા માટે એ વિવેકાનંદની વાટે જ આવ્યા હતા. તેમનું પ્રવચન હતું, અને બૉસ્ટન-પ્રૉવિડન્સનાં વેદાંતકેંદ્રો સંભાળતા સ્વામી સર્વગતાનંદનું પ્રવચન હતું. કાખઘોડીઓના ટેકા વિના જરાય હલનચલન નહીં કરી શકતી, શ્યામવર્ણી બહેન ગ્લૉરિયાએ પિયાનો વગાડતાં ગાયેલી મધુર પ્રાર્થનાએ વાતાવરણને આધ્યાત્મિકતાથી ભરી દીધું હતું.

પ્રૉવિડન્સનો એ કાર્યક્રમ પૂરો થયા પછી બંને સંન્યાસીઓ ત્રિવેણી-પોપટભાઈને ત્યાં પ્રસાદ લેવાના હતા. એ વળી વિશેષ લાભ મળ્યો. તે દિવસે ત્રિવેણીની સહાયમાં એક શ્વેત અમેરિકન મહિલા ઍન પણ હતાં. વાતો કરતી વખતે સર્વગતાનંદજીએ વરદાના પણ સમાચાર પૂછ્યા. મેં એ માતા બન્યાની ખબર આપી અને એની પુત્રીનો ફોટો પણ બતાવ્યો. એ બંને સંતોએ એના પર આશિષ વર્ષાવી.

૭મી ઑક્ટોબરે બૉસ્ટનના વિવેકાનંદ વેદાંત સેંટરમાં કાર્યક્રમ હતો. અમે સૌ ત્યાં પણ ગયાં. અહીં ગ્લૉરિયાબહેન ન હતાં. કોઈ બીજાં શ્વેત બહેન ભજન ગાતાં હતાં. એ ભજન રોમન લિપિમાં લખેલી પ્રત સૌના હાથમાં હતી, પણ એક લિપિ બીજી ભાષાનો કેવો ભવાડો કરી શકે છે તે ત્યાં જોવા મળ્યું. ભજનમાં શબ્દ હતો 'દયા' એ રોમન લિપિમાં daya લખાય. હવે અંગ્રેજી ભાષામાં 'દ' ઉચ્ચારાતો નથી એટલે 'દયા'નો 'દ' 'ડ' બની ગયો અને બાજુમાંનો 'ત' 'આ' બની ગયો કે બનાવાયો. પરિણામે 'દયા'ને બદલે 'ડાયા' થઈ ગયું. ભાષા ઉપર દયા આવે એવું જ એ બની ગયું.

બૉસ્ટન અને પ્રૉવિડન્સમાંના કાર્યક્રમો નિમિત્તે ન્યૂયૉર્કના રામકૃષ્ણ વિવેકાનંદ સેંટરના સ્વામી આદીશ્વરાનંદને તથા સાન્ફ્રાન્સિસ્કો કેન્દ્રના સ્વામી પ્રબુદ્ધાનંદને પણ સાંભળવાનો લહાવો મળ્યો હતો.

પ્રૉવિડન્સના કેંદ્રમાં અજિત અને આલ્પના નામનું એક મરાઠીભાષી જોડું મળ્યું. મરાઠીમાં વાત કરવાનો આનંદ માણ્યો. કોઈ બંગાળી યુવતી પણ હતી. બીજાં પણ ત્રણચાર ભારતીયો હતાં. વ્યાખ્યાન પછી બધાંએ 'પ્રસાદ' ત્યાં કેંદ્રમાં લીધો – સૌ પોતાને ઘેરથી કંઈ ને કંઈ વાનગીઓ લાવેલાં હતાં. એ પ્રસાદનો આનંદ હતો જ, પણ એથી વધારે આનંદદાયક પ્રસાદ જૂની કહાણીની યાદમાં સ્વામી સર્વગતાનંદે આપ્યો: સ્વામી ચેતનાનંદ સંપાદિત પુસ્તક Shri Ramakrishna As We Saw Him એ અદ્‌ભુત ગ્રંથમાં શ્રી રામકૃષ્ણનાં ધર્મપત્ની શ્રી શારદામણિદેવીથી માંડી અનેક ભક્તોએ શ્રી રામકૃષ્ણનો – પોતે મળ્યાં તેનો અહેવાલ આપેલો છે.

શ્રી રામકૃષ્ણ અને શ્રી શારદામા રૂઢિચુસ્ત બ્રાહ્મણ કુટુંબોમાં જન્મ્યાં અને ઊછર્યાં હતાં અને ઓગણીસમી સદીના એ કાળમાં જ્ઞાતિબંધનો એકદમ જડ હતાં. પરંતુ, એ બંનેએ ઢોલપડઘમ વગાડ્યા વગર જ્ઞાતિબંધનોને તોડ્યાં હતાં. બંને કહેતાં, "ભક્તોને જ્ઞાતિબંધન નડે નહીં. ભક્તોની એક જ જ્ઞાતિ." અહીં અમે તેનો અનુભવ સરસ રીતે કર્યો. ગ્લૉરિયાનો અને ઍનનો, અજિત અને આલ્પનાનો ઉલ્લેખ કર્યો છે જ. એક બૅંગલોરનું કન્નડભાષી ભક્ત દંપતી વિશ્વનાથ અને હેમા પણ મળ્યું. હેમાબહેન એમ.આઈ.ટી.ના ગ્રંથાલયમાં એક ગ્રંથપાલ તરીકે કામ કરે છે. વિશ્વનાથ કંઈ કંપ્યૂટરનિષ્ણાત છે. વીણા સાથે હેમાબહેને ગાયેલું ભજન હૃદયમાં વસી ગયું. આપણી સંસ્કૃતિની જાળવણી વિશે ચિંતા કરવાની કશી જરૂર નથી એમ આ બધું જોઈ લાગ્યું.

જ્યાં જ્યાં સત્ય છે, અહિંસા છે, પ્રેમ છે, સંવાદિતા છે, સહિષ્ણુતા છે, ત્યાં ત્યાં, હૃદયકુંજ છે, દક્ષિણેશ્વર છે,

બેલુડ છે, ગાંધી છે, રામકૃષ્ણ છે, વિવેકાનંદ છે. પવિત્ર ભાવના છે ત્યાં પાવનકારિણી જાહ્નવી વહે છે અને ધૃતિ છે ત્યાં ધર્મ છે. વિશ્વને કોઈ પણ ખૂણે પવિત્રતા પ્રગટી શકે છે.

શ્રી રામકૃષ્ણની જ વાત નીકળી છે, તો જગતના અદ્‌ભુત ગ્રંથ 'શ્રી રામકૃષ્ણ કથામૃત'નો અંગ્રેજી અનુવાદ કરનાર અને શ્રી રામકૃષ્ણ મઠ-મિશનના એક વરિષ્ઠ સંન્યાસી સ્વામી નિખિલાનંદને મળવાનો લાભ અમે લીધો હતો. ૧૯૬૫માં એક રવિવારે- નવેમ્બરની બીજી તારીખે – અમે વહેલી સવારે સેવિલથી રેલગાડીમાં બેસી ન્યૂયૉર્ક ગયાં હતાં. અમારે શહેરમાં બે કામ હતાં તેમાંનું પહેલું અમે ન્યૂયૉર્કના વિવેકાનંદ સેંટરમાં જઈ સ્વામી નિખિલાનંદને પ્રણામ કરવાનું તથા એમને સાંભળવાનું કર્યું હતું. કારણ ગમે તે હોય, પણ શ્રોતાઓની હાજરી એકદમ પાંખી હતી. જે અપેક્ષાથી અમે ગયાં હતાં એ ન સંતોષાઈ. એમાં અમારો જ કંઈ દોષ હોવા સંભવ છે.

(ક્રમશઃ)

## સાભાર સ્વીકાર

અરુણોદય પ્રકાશન (૨૦૨, હર્ષ કૉમ્પ્લેક્સ, ખત્રી પોળ, પાડા પોળ સામે, ગાંધી રોડ, અમદાવાદ-૧)નાં

**ગુજરાતી કવિતાઃ** કૃતિલક્ષી અર્થઘટન અને આસ્વાદઃ ડૉ. રમેશ આ. ઓઝા, કિં. રૂ. ૭૫. **પટારોઃ** ઊજમશી પરમાર, કિં. રૂ. ૧૦૦. **સ્મિતમાં વરસે સોનું...:** નસીર ઇસમાઈલી, કિં. રૂ. ૩૫. **હસતાં જડશે હીરા....:** નસીર ઇસમાઈલી, કિં. રૂ. ૩૫. **મલકતાં મળશે માણેક...:** નસીર ઇસમાઈલી, કિં. રૂ. ૩૫.

ગુજરાત સાહિત્ય અકાદમી (જૂનું વિધાનસભા ભવન, સેક્ટર ૧૭, ગાંધીનગર-૩૮૨ ૦૧૭)નાં

**साहित्यान्वेषण के हिन्दी निबंध :** पं. केशवराम काशीराम शास्त्री, संपादक डॉ. अम्बाशंकर नागर, प्र. हिन्दी दिल्ही साहित्य अकादमी, पुराना विधानसभा गृह, सेक्टर १७, गांधीनगर, मूल्य-रू. १५०. **Selected Poems of Umashankar Joshi:** Translated by Dushyanta Pandya, Rs. 50. **अधुना** : સંપાદક : પ્રાજ્ઞતા મહેશ ત્રિવેદી, રૂ. ૭૦. **વહીવંચા બારોટઃ પરિચય અને પ્રદાનઃ** ડૉ. બળવંત જાની, રતુદાન રોહડિયા, કિં. રૂ. ૯૦.

પાર્શ્વ પ્રકાશન (નિશાપોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧)નાં

**આગંતુકઃ** ઈવા ડેવ, કિં. રૂ. ૭૫. **ખંડિત અખંડઃ** હરેશ ધોળકિયા, કિં. રૂ. ૧૦૦. **કથાત્રયીઃ** કિશોર જાદવ, કિં. રૂ. ૧૨૫. **નવી ટૂંકી વાર્તાની કળામીમાંસાઃ** કિશોર જાદવ, કિં. રૂ. ૭૫. **ચૌદ લોકઃ** પ્રેમજી પટેલ, કિં. રૂ. ૫૫. **અરૂપસાગરે રૂપરતનઃ** યજ્ઞેશ દવે, કિં. રૂ. ૧૦૦. **અગ્નિગર્ભઃ** મહાશ્વેતાદેવી, અનુવાદકઃ નિસ્પૃહા દેસાઈ, કિં. રૂ. ૧૨૦. **સ્મરણઘાટઃ** શૈલેશ ટેવાણી, કિં. રૂ. ૫૦. **બારીઃ** દીપક રાવલ, કિં. રૂ. ૫૫. **મુખ્યમંત્રીઃ** વિષ્ણુ પંડ્યા, કિં. રૂ. ૧૪૦. **સંપશ્યનાઃ** રમેશ મ. શુક્લ, કિં. રૂ. ૮૫. **વિવેચનપૂર્વકઃ** ભરત મહેતા, કિં. રૂ. ૮૦. **કથાત્રયીઃ** કિશોર જાદવ, કિં. રૂ. ૧૨૫. **ફળશ્રુતિઃ** લે. લાભશંકર પુરોહિત, મૂલ્ય નથી.

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય (રતનપોળ નાકા સામે, ગાંધી માર્ગ, અમદાવાદ-૩૮૦ ૦૦૧)નાં

**વાયોલિનવાદનઃ** હસુ યાજ્ઞિક, કિં. રૂ. ૫૦. **સિતારવાદનઃ** શશિકાંત ગુંદાણી, કિં. રૂ. ૨૦૦. **હાર્મોનિયમવાદન :** ડૉ. હસુ યાજ્ઞિક, કિં. રૂ. ૧૫૦. **ગિટારવાદનઃ** શશિકાંત ગુંદાણી, કિં. રૂ. ૧૦૦. **બંસરીવાદનઃ** ડૉ. હસુ યાજ્ઞિક, કિં. રૂ. ૧૨૦. **એવા રે અમે એવા....:** વિનોદ ભટ્ટ, કિં. રૂ. ૯૦. **પ્લેટો, ઍરિસ્ટૉટલ-લૉન્જાઈનસની કાવ્યવિચારણાઃ** જયંત કોઠારી, કિં. રૂ. ૮૦. **સંસ્કૃત કાવ્યશાસ્ત્રની આધુનિક કૃતિવિવેચનમાં પ્રસ્તુતતાઃ** જયંત કોઠારી, કિં. રૂ. ૨૦૦. **અંધારખંડની આરપારઃ** અરુણા ચોકસી, કિં. રૂ. ૧૫૦. **આવો, ગાઈએ ગરબાઃ** અરુણા ચોકસી, પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૫૦.

વિજય શાસ્ત્રી

**દસ્તાવેજી મૂલ્ય**

પંદર પ્રકરણોમાં વહેંચાયેલું આ દળદાર પુસ્તક લેખિકાએ પીએચ.ડી.ની પદવી માટે કરેલા સ્વાધ્યાયનું ફળ છે. વર્તમાનપત્રોને ઓછેવધતે અંશે પણ સાહિત્યનાં વિવિધ સ્વરૂપોમાં લખાતી કૉલમો વગર ચાલ્યું નથી. ગ્રંથાવલોકન જેવી નિતાંત સાહિત્યિક કતારથી માંડી જીવનોપયોગી સામગ્રી રજૂ કરતી સેમિ-લિટરરી કૉલમોનું મૂલ્ય તંત્રીઓ પિછાણે છે અને વાચકો માણે છે. આવું સખ્ય અત્યાર સુધી અભ્યાસનો વિષય બન્યું નહોતું તે કદાચ પ્રથમ વાર બને છે તે ઘટના નોંધપાત્ર ગણાય. ૧૯૮૧થી ૧૯૯૦ના દાયકામાં અગ્રગણ્ય ગુજરાતી દૈનિકોમાં પ્રગટ થયેલી સાહિત્યિક કૉલમો વિશેનો આ અભ્યાસ, દેખીતું છે તેમ, ક્ષેત્રકાર્ય માગી લે તેવું છે. અગ્રગણ્ય વર્તમાનપત્રોની ઉક્ત દસ વર્ષની ફાઈલો મેળવવી એ કામ ખાસ્સો મનઃશારીરિક શ્રમ માગી લે તેવું છે. અનેક વ્યવહારુ મુશ્કેલીઓનો સામનો તેમાં કરવો પડે. લેખિકાએ જુદાં જુદાં દૈનિકોની ફાઈલો જુદે જુદે ઠેકાણેથી મેળવી, ઉથલાવી અને પછી તદંતર્ગત સામગ્રીનો અભ્યાસ કર્યો એ કામ, ફક્ત ટેબલવર્ક કરતાં સાવ જુદું પડે તેવું છે.

ઉપરના દાયકાનાં વર્તમાનપત્રો અને સ્વાતંત્ર્ય પૂર્વેનાં દૈનિકોનો તફાવત તેઓ આ રીતે દર્શાવે છે કે "સ્વાતંત્ર્ય પૂર્વે વર્તમાનપત્રો લોકસેવાનું એક મિશન લઈને ચાલતાં હતાં, જ્યારે સ્વાતંત્ર્યોત્તર કાળમાં વર્તમાનપત્રો...ની...નીતિમાં સ્પષ્ટ રીતે વ્યવસાયિક દૃષ્ટકોણ વિકસેલો જોવા મળે છે. અહીં વર્તમાનપત્રો પોતાની મૂળભૂત કામગીરી 'લોકરુચિ'નું સંવર્ધન વીસરીને વર્તમાનપત્રોના ફેલાવા તરફ હરણફાળ ભરતાં દેખાય છે. ચલચિત્રો અને ટેલિવિઝન જેવાં દૃશ્ય-શ્રાવ્ય માધ્યમોના વિકાસ પછી પણ તે વધારે 'પ્રોફેશનલ' બન્યાં છે. પરન્તુ ગુણવત્તાની દૃષ્ટિએ, સાહિત્ય અને સંસ્કારની દૃષ્ટિએ ખૂબ ઊણાં ઊતર્યાં છે." (પૃ. ૯).

ગ્રંથનું માળખું ચોક્કસ દૃષ્ટિપૂર્વકનું છે. જે તે વિષયની પ્રારંભિક ભૂમિકા, ત્યારબાદ વર્તમાનપત્રો અને તેમાં જે તે કૉલમની વીગતો અને ત્યારબાદ એનું ગુણવત્તાની દૃષ્ટિએ મૂલ્યાંકન-આસ્વાદન એવા ત્રણ ખંડો દરેક પ્રકરણમાં જણાય છે. જેમ કે ગ્રંથાવલોકનની કૉલમો માટે સાચી રીતે જ તેઓ નોંધે છે કે "એક સાહિત્યકારને કે સાહિત્યના વિવેચકને અભિવ્યક્તિની જેટલી મોકળાશ, વિષયવૈવિધ્ય અને પ્રયોગશીલતાનો અવકાશ મળે છે તેટલો વર્તમાનપત્રોના કૉલમલેખકોને મળતો નથી, કારણ કે તેણે વર્તમાનપત્રના વાચકોની કક્ષા અને માગને સતત નજર સમક્ષ ('નજર-સમક્ષ' દૂષિત પ્રયોગ) રાખવી પડતી હોય છે." (પૃ. ૨૯).

વર્તમાનપત્રો અને કાવ્યસમીક્ષાઓના સંબંધની વાત કરતાં તેઓ વર્તમાનપત્રની કાવ્યસમીક્ષાઓ સૂક્ષ્મતામાં જઈ નથી શકતી એવી પ્રચલિત માન્યતાનો છેદ ઉડાડતાં 'ગુજરાતમિત્ર'ની જયન્ત પાઠકની 'કાવ્ય-મધુ' કતારમાં રજૂ થયેલી સામગ્રીની વીગતો આ પ્રકારે નોંધે છે કે–

*"ને છિન્નભિન્ન છતથી દદડેલ વારિ–*
*રૂપે નવાં ફરકતાં તૃણવેલઝાડી.*

અહીં 'તૃણવેલઝાડી'ની આકર્ષક કલ્પનાને સમજાવતાં શ્રી જયન્ત પાઠક લખે છેઃ 'આમતેમ ખસી ગયેલાં નળિયાં ને વળીઓમાં થઈને ભીંતો ઉપર દદડેલું વરસાદનું પાણી અવનવી ભાત રચે છે. આ રેલાની ભાતને જ કવિ 'તૃણવેલઝાડી' કહે છે.' (પૃ. ૪૩)."

આ જ પદ્ધતિએ લલિત નિબંધોની, ચરિત્રસાહિત્યની, હાસ્યસાહિત્યની, નાટ્યસાહિત્યની, પ્રસંગકથા તેમ જ ધારાવાહી નવલકથાઓની, લોકસાહિત્ય, વ્યાકરણ અને પ્રકીર્ણ વિષયોની કતારોનો લેખિકાનો અભ્યાસ ૧૯૮૧થી ૧૯૯૦ના દાયકાની તવારીખ તો પૂરી પાડે જ છે, પણ સાથે જ તેના આસ્વાદ માટેની જરૂરી ભૂમિકા પણ રચી આપે છે. જેમ કે પ્રીતિ

સેનગુપ્તાના ગદ્યખંડમાં વીગતો તો ખરી જ, પણ પદવ્યુત્ક્રમ અને તેને કારણે સરજાતું સાંદોલ ગદ્ય વીગતો (વૃત્ત)ને પણ કેવી રીતે 'નિબંધ'માં પરિવર્તિત કરી દે છે તે લેખિકાએ સચોટપણે દર્શાવ્યું છે.

ધારાવાહી નવલકથા લગભગ દરેક વર્તમાનપત્રનું એક અનિવાર્ય અંગ છે. તેનું રસશાસ્ત્ર શા માટે ચોક્કસ સ્વરૂપનાં લક્ષણો ધરાવે છે તેની ચર્ચા પણ રસપ્રદ બની છે. તેમના મતે ધારાવાહી રૂપમાં પણ પ્રયોગશીલતા સાવ નષ્ટ નથી થઈ, છતાં રાધેશ્યામ શર્મા કે કિશોર જાદવની નવલકથાઓ વર્તમાનપત્રમાં આવી શકતી નથી તેનાં કારણોનું નિદાન સ્પષ્ટ છે. 'ભાષા અને વર્તમાનપત્રો' નામના ચૌદમા પ્રકરણમાં લેખિકાએ નોંધેલી નિમ્નલિખિત ફરિયાદ સાથે સૌ કોઈ સંમત થશે કે "ગુજરાતી વર્તમાનપત્રોની ભાષા તો વધુ અશુદ્ધ બની છે, પણ સાથે જોડણીના પણ હાલ બેહાલ થઈ ગયા છે. ખરેખર તો વર્તમાનપત્રોની 'લોકશિક્ષણ' તરીકેની કામગીરી જોતાં તેમણે તો જોડણીની બાબતમાં પણ ઉદાહરણરૂપ બની રહેવું જોઈએ. તેને બદલે આજે જોડણીની બાબતમાં જે અરાજકતા પ્રવર્તે છે તે કદાચ અગાઉ ક્યારેય નહોતી." (પૃ. ૨૩૯). આ જ પ્રકરણમાં એમણે સુરેશ જોષી, ભોળાભાઈ આદિનાં લખાણોના નમૂના ટાંક્યા છે એ સાથે જ જોડણી અને ભાષાની અરાજકતા દર્શાવતા નમૂનાઓ (જે સંખ્યાબંધ મળી શકે તેમ છે તે) ટાંક્યા હોત તો આ કથનને પુષ્ટિ મળત કે "ભાષામાં નિરર્થક શૈલીવેડા, આભાસી રંગદર્શિતા અને શબ્દ- સ્ખલનો છે. વર્તમાનપત્રોએ બચવાનું છે આવી ભાષાછલનાથી." (પૃ. ૨૪૫). પુસ્તકના અંતભાગે આપેલી સંદર્ભસૂચિઓ પણ અભ્યાસીઓને ઉપયોગી થાય તેવી છે.

અહીં સંશોધન પણ છે, કેમ કે કેટલાંક તથ્યોની શોધ થઈ છે અને વિવેચન પણ છે, કેમ કે સંશોધિત તથ્યોની ગુણવત્તા-સાહિત્યિકતા-ને પણ નાણવાનો ઉપક્રમ રખાયો છે. આ ક્ષેત્રના હવે પછીના અભ્યાસીઓને કેટલીક મહત્ત્વની સામગ્રી હાથવગી કરાવી શકે એવો આ સ્વાધ્યાય ૧૯૮૧થી ૧૯૯૦ના દાયકાની 'સાહિત્યરંગી' કતારોનું સમતોલ મૂલ્યાંકન આપે છે. આ કતારોને તેમણે 'સાહિત્યિક' ન કહેતાં 'સાહિત્યરંગી' કહી છે એ પણ એટલો જ સૂચક શબ્દપ્રયોગ છે.*

* સાહિત્યરંગી પત્રકારત્વ: લે. ડૉ. અમિતા ઠાકોર; પ્રકાશક પોતે. પ્રાપ્તિસ્થાન: નવભારત સાહિત્ય મન્દિર, ૧૩૪, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૪૦૦ ૦૦૨; દેરાસર પાસે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧. પ્રથમ આવૃત્તિ : સપ્ટેમ્બર ૧૯૯૮. કિંમત : રૂ. ૨૦૦-૦૦. પૃ. ૧૨ + ૨૬૬ = ૨૭૮.

## સાભાર સ્વીકાર

**પરિચય ટ્રસ્ટ** (મહાત્મા ગાંધી મેમોરિયલ બિલ્ડિંગ, નેતાજી સુભાષ રોડ, ચર્ની રોડ, મુંબઈ-૪૦૦ ૦૦૨)**ની પરિચય પુસ્તિકાઓ**, દરેકની કિં. રૂ. ૫)

**ટેલિકમ્યુનિકેશન્સ :** રમેશ જાદવ, ૫. પુ. નં. ૯૫૫. **ગુજરાતીમાં પુસ્તક-પ્રકાશન :** દીપક મહેતા, નં. ૯૫૬. **સૂર્યમાળાની સમજણ :** જે. જે. રાવળ, નં. ૯૫૭. **પચાસ વર્ષમાં તબીબી પ્રગતિ :** ડૉ. ભાનુ ર. શાહ, નં. ૯૫૮. **ઇન્ટરનેટ શું છે ? :** નીલેશ જાદવ, નં. ૯૫૯. **આર્થિક ચિંતક અમર્ત્ય સેન :** સુકુમાર એમ. ત્રિવેદી, નં. ૯૬૦.

**અન્ય**

**શિવ સમીપે:** નાનશા પંડિત, પ્ર. નાનશા પંડિત, ૨/બી, વિવેકાનંદ સોસાયટી, પેટલાદ રોડ. કિં. રૂ. નથી. **જિજ્ઞાસુની ડાયરી:** પુરુરાજ જોષી, પ્ર. સંવાદ પ્રકાશન, ૨૩૩, રાજલક્ષ્મી સોસાયટી, જૂના પાદરા રોડ, વડોદરા-૩૯૦ ૦૦૭, કિં. રૂ. ૧૮૦. **ચોમાસાનું વહાણ:** પ્ર.: નિરંજન મ. દેસાઈ 'અમીદાન', કિં. રૂ. ૧૦. **બયાને હમદર્દ:** હુસૈન એમ. હમદર્દ, પ્ર. પ્રેમશંકર ન. ભટ્ટ, શૈક્ષણિક વિભાગ, શિશુવિહાર, ભાવનગર-૩૬૪ ૦૦૧, કિં. રૂ. ૫. **નીરક્ષીર:** સંપા. પ્રા. તખ્તસિંહ પરમાર, પ્રા. ડૉ. વિનોદ જોશી, પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૧૩.

## બે કાવ્યો

(૧)

ઇચ્છા નામે માણસ...
ઊડતાં
પતંગિયાં...
જૈ બેસે એક ફૂલથી બીજા ફૂલે
કોકરવરણા તડકે નાહી
રાતા ધોળા ફૂલે
લચી મધુમાલતી જૈ ઝૂલે...
મરક....મરક... કંઈ ગાય...!
જાસૂદપર્ણે સૂતાં સૂતાં
અંજન આંજે સૂર્યકિરણનાં...!
પંખીપાંખે બેસી
ઝંખે
આકાશગમન
હારે...થાકે...
માંડે ઊઘડેલી કળીએ આસન
પીવા મહેક વેરતું વંન
ને...પછી...
ઢળે સૂરજ પશ્ચિમે
કોઈ પક્ષીની ચાંચે
કે રુક્ષ વૃક્ષના કાંટે
કે કોઈ હિંસક જીવની મોંફાટે
ઓગળે પતંગિયાના રંગ...
ઇચ્છાના પળ અનિયત...
ઊડતાં
પતંગિયાં...!

(૨)

નિ:સીમ
અંધકારનું
શિલ્પ
હું...
નગરભીડ જૈ
માણસ માણસ રમતું
દીવા દીવા મારગ મારગ
પ્રકાશ જલના ઘોડા દોડે વેગે
લથબથ લથબથ અંધારે
જ્યાં મને ન જડતો હું
મારી ઓળખ મને નથી ને
લોકો પૂછે, કોણ તમે છો?
હું ગહ્વર...
હું પાતાળ...
કે પછી અંધકૂપ પાષાણ...?
આંખ મળી છે આંધળી
પાંખ મળી છે પાંગળી
મને સ્પર્શ કરાવો કોઈ
પૂરવ ઊગ્યા અજવાળાનો
ખરખર ખરખર સમયરેત સંગાથે
કાલ સુધીમાં
ખરી જઈશ...!

મુકુન્દ પરીખ

Uddesh (A literary, cultural monthly) May 1999 ISSN 0971-6599
Licensed to post without prepayment, Licence No 188 R No GAMC/920

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

**सर्वभाषा सरस्वती**

વર્ષ નવમું : અંક અગિયારમો

જૂન : ૧૯૯૯

તંત્રી
રમણલાલ જોશી

**૧૦૭**



# ઉદ્દેશ

વર્ષ : નવમું અંક : અગિયારમો સળંગ અંક : ૧૦૭

અનુક્રમ: જૂન ૧૯૯૯




પ્રકાશક : રમણલાલ જોશી, મેનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

લેઆઉટ, ટાઇપસેટિંગ : ઇમેજ સિસ્ટમ્સ, ૩૦૧, વૈભવી કૉમ્પ્લેક્સ, ફતેહપુરા પોલીસ ચોકી પાછળ, પાલડી, અમદાવાદ – ૩૮૦ ૦૦૭. ફોન : ૬૬૧ ૦૪૪૧.

મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૪


## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૧૫૦, વિદેશમાં (ઍરમેલ) રૂ. ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂ. ૧,૫૦૦.
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે, અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે.
- છૂટક નકલ રૂ. ૨૫, પોસ્ટેજ સાથે.
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું :


**'ઉદ્દેશ' ફાઉન્ડેશન**
૨, અચલાયતન સોસાયટી,
સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
ફોન : ૭૪૯૩૬૭૭; ૭૪૯૦૦૨૭


- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ.
- 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે :

(૧) **વિજય મૅગેઝીન વર્લ્ડ**
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન: ૫૩૫૪૫૯૬

(૨) **સૌરભ પુસ્તક ભંડાર**
કેલિકો ડોમ પાસે, મેડા ઉપર
રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧
ફોન: ૩૮૧૨૩૦, ૭૪૭૫૦૯૭

(૩) **મૅગેઝીન વર્લ્ડ**
સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧

(૪) **ઇમેજ પબ્લિકેશન પ્રા. લિ.**
૧,૨ સેન્ચુરી બજાર પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ-૩૮૦ ૦૦૬.

**'ઉદ્દેશ'**ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે.

ઉદ્દેશ

જૂન ૧૯૯૯

सर्वभाषा सरस्वती



## માણ્યું તેનું સ્મરણ કરવું...

આજના વિષમ કાળમાં સંવેદનશીલ મનુષ્યને સ્મરણોની સાથે જીવવું ગમે, પણ એ સ્મરણોનું આલેખન વાચકોને ન રુચે એવું બને. કોઈકોઈને પોતાના જીવનના એ પ્રકારના પ્રસંગો સ્મૃતિમાં ઝબકી જાય તો કોઈને વળી એથી જુદા જ પ્રકારના અનુભવોનો અહેસાસ થાય. દરેક વ્યક્તિ એના માનસબંધારણ અને રસરુચિ અનુસાર પ્રતિભાવ આપે છે. પરંતુ શ્રી ચન્દ્રહાસ ત્રિવેદીનાં આ સંસ્મરણોમાંથી પસાર થનારને સાહિત્યિક આનંદનો અનુભવ થાય છે. 'પાછે પગલે' જેવી કલાત્મક લઘુનવલ આપનાર લેખક પોતાના જીવનમાં પણ પાછે પગલે ડગ ન ભરે તો જ નવાઈ!

તેમણે સ્મૃતિની સાથે સાથે પોતાની જીવનયાત્રાનું વિલોકન કર્યું છે. જીવનમાં બધા પ્રસંગો સુખદ ન હોય એ સ્વાભાવિક છે. બધા પ્રસંગો આપણી ચેતના પર કોઈ ને કોઈ છાપ મૂકી જતા હોય છે. મનુષ્યને માટે અનુભવોમાંથી પસાર થવું અનિવાર્ય છે. એક અનુભવમાંથી પસાર થનાર વ્યક્તિ અગાઉના જેવી રહી શકતી નથી. મહત્ત્વની બાબત એ છે કે પોતાના વ્યક્તિત્વ-વિકાસમાં તે એનો કેવો વિનિયોગ કરે છે. શ્રી ચન્દ્રહાસ ત્રિવેદીમાં એક તરફ કવિત્વના અંશો છે તો બીજી તરફ સાધકના અંશો પણ છે. આ બંને મળીને એમના જીવનને ઘાટ આપે છે. આ ઘાટ જોવો ગમે એવો છે. આત્મચરિત્રાત્મક સંસ્મરણાત્મક સાહિત્યના લેખકે જો કોઈ એક બાબતમાંથી પોતાની જાતને ઉગારવાની હોય તો તે છે આત્મરતિમાંથી. પોતાના જીવનને અવલોકતાં વિલોકતાં તે પોતાના પ્રેમમાં પડી જાય છે અને સ્થળે સ્થળે અતિશયોક્તિ કરવા પ્રેરાય છે. પોતાના જીવનપ્રસંગોનું જાતે જ અર્થઘટન કરે છે અને પોતે પહેલેથી જ કેવો મહાન અને વિશિષ્ટ હતો તે બતાવવા પ્રયત્ન કરે છે. તો બીજી તરફ આત્મદયા અને આત્મવંચનાનાં ભયસ્થાનો પણ રહેલાં છે. 'સ્મૃતિની સાથે સાથે'માં લેખક સામાન્ય રીતે બધી મુશ્કેલીઓ પાર કરી શક્યા હોવાની છાપ પડે છે. એથી જ એનું વાચન રસપ્રદ નીવડે છે. અતીત-અનુરાગ માણસને માટે સ્વાભાવિક છે, પણ અહીં તો સવિશેષ જોવા મળે છે જીવન-અનુરાગ. જીવન પ્રત્યેનો અનુરાગ સમજણમાંથી ઉદ્ભવે છે. આ જીવનસૂઝ-જ્ઞાનદૃષ્ટિ એ એમના વ્યક્તિત્વનું એક મહત્ત્વનું પાસું છે.

આ સ્મરણયાત્રાનો આરંભ થાય છે નિવૃત્તિના દિવસના વર્ણનથી અને પછી તરત જ પિતાના અંતિમ દિવસો અને એમના અવસાનની વાત આવે છે. પહેલા પ્રકરણનું શીર્ષક 'ઘૂંટડે ઘૂંટડે' આપ્યું છે. આપણે પણ આ સંસ્મરણોનું ઘૂંટડે ઘૂંટડે રસપાન કરીએ છીએ. કફોડી આર્થિક સ્થિતિ, કૌટુંબિક પ્રશ્નો, બાનો અથાગ પ્રેમ, ભણતરના અનુભવો વગેરે આવે છે. લેખકે આલેખેલાં પાત્રો જીવંત અને આબેહૂબ છે. નવલકથાકાર ચન્દ્રહાસ ત્રિવેદીનો એને લાભ મળ્યો છે. ખાસ એક પાત્ર ચિત્તમાં રમી રહે છે. એ છે બાળકી હિનાનું પાત્ર. હિનાના ઉછેરની વાત પણ વિચારપ્રેરક છે.

બાળપણનાં સંસ્મરણોમાં શાળાશિક્ષણ, શિક્ષકો, સહાધ્યાયી મિત્રો, પૂજ્ય બા, સ્વામીકાકા વગેરે વિશે દિલચસ્પ વીગતો જાણવા મળે છે. એ પછીનું કૉલેજશિક્ષણ, નોકરી, રેડિયોના અનુભવો, વહીવટી કાર્યમાં જોતરાવાનું બન્યું તે, ધીમે ધીમે આર્થિક કંગાલિયતમાંથી સમૃદ્ધિ તરફના પ્રયાણની વીગતો પણ રોચક છે. ખાસ ઉલ્લેખપાત્ર છે સંયુક્ત કુટુંબના પ્રશ્નો અને પત્ની સુમિત્રા સાથેનાં લગ્નની પ્રસન્ન દામ્પત્યની બાબત. અગાઉ ઉલ્લેખેલ લેખકનું તત્ત્વજ્ઞાની માનસ તેમનાં લેખનકાર્યોમાં કેવું પ્રેરણાદાયી નીવડે છે તે પણ સુપેરે વ્યક્ત થયું છે.

સમકાલીન સમાજના નિરૂપણમાં પ્રગટ થતી લેખકની વિચારસરણી સમાજની સંવાદિતાને પોષક અને પ્રેરક બંને છે.

'તત્તાપાની' આખું જ પ્રકરણ કાવ્યમય છે. કોટિ રિસૉર્ટ, સિમલાથી દૂર આવેલા આ સ્થળનું વર્ણન પુનઃ પુનઃ વાંચવું ગમે એવું છે. પૃ. ૨૩૩ ઉપર "અમારી પાછળની બાલ્કનીમાંથી સવારે નજર નાખીએ તો નીચે ઊતરી જતો પહાડી ઢોળાવ જંગલી પુષ્પોથી ખીલી ઊઠ્યો હોય" ત્યાંથી શરૂ થતો ભાગ અત્યંત રમણીય ગદ્યછટાથી અંકિત છે. અહીં ઉતારતો નથી. વાચકોને સહર્ષ નિમંત્રણ.

વિશ્વવિખ્યાત જીવનચરિત્રકાર લિટન સ્ટ્રેચીએ કહ્યું છે કે "એક સારું જીવન જીવવું જેવું મુશ્કેલ છે તેવું જ મુશ્કેલ સારું જીવનચરિત્ર લખવું એ છે." આ બંને ચીજો શ્રી ચન્દ્રહાસ ત્રિવેદી કરી શક્યા એ માટે તેમને હાર્દિક અભિનંદન.

કવિ કલાપીના સવા શતાબ્દી જન્મપર્વે આ પ્રાસ્તાવિકના શીર્ષકમાં એમની પંક્તિનો ઉપયોગ કર્યો છે તે સાભિપ્રાય છે. એ પંક્તિનો ભાવ લેખક-વાચક ઉભય સંદર્ભે છે તે કહેવાની જરૂર છે?

[લેખક શ્રી ચન્દ્રહાસ ત્રિવેદીના પ્રગટ થનાર પુસ્તક 'સ્મૃતિની સાથે સાથે'...ની પ્રસ્તાવના]

**રમણલાલ જોશી**

તંત્રી

### શ્રી કિશોર જાદવના અંગ્રેજી ગ્રંથનું વિમોચન

તાજેતરમાં ડૉ. કિશોર જાદવના અંગ્રેજી ગ્રન્થ Folklore And Its Motifs in Modern Literatureનું નાગાલૅન્ડના રાજ્યપાલ શ્રી ઓમ્‌પ્રકાશ શર્માએ કોહિમામાં આયોજિત સાંસ્કૃતિક કાર્યક્રમમાં વિમોચન કર્યું. કાર્યક્રમનું સંચાલન નાગાલૅન્ડની વિધાનસભાના અધ્યક્ષ શ્રી ઝેડ. લોહેએ કર્યું હતું; જ્યારે નાગાલૅન્ડ સરકારના કળા અને સંસ્કૃતિ ખાતાના મંત્રીશ્રી વિશિષ્ટ અતિથિ તરીકે ઉપસ્થિત હતા. નાગાલૅન્ડ યુનિવર્સિટીના અંગ્રેજી તેમ જ કેળવણી વિભાગોના પ્રાધ્યાપકોએ તથા સંરક્ષણ મંત્રાલયના જનસંપર્ક અધિકારીએ આ ગ્રન્થ ઉપર પ્રશસ્તિવચનોરૂપે વક્તવ્યો આપ્યાં હતાં. આ ગ્રન્થ પૂર્વોત્તર ભારતની લોકસંસ્કૃતિ-લોકકળા-સંસ્કૃતિ પરના ડૉ. જાદવના સંશોધન-અભ્યાસનું મૂલ્યવાન પ્રદાન છે અને ભારતીય સંસ્કૃતિના અભ્યાસીઓને તેમ જ સાહિત્યરસિકોને વિશેષરૂપે ઉપયોગી નીવડશે.

**પ્રાપ્તિસ્થાન** : Manas Publication, 4819/xi, Varun House, Mathur Lane, 24,Ansari Road, Darya Ganj, New Delhi-110 002, Price Rs. 700/, US $ 30.00, £ 20.00.

### ગુજરાત સાહિત્ય સભાની સમીક્ષા : ૧૯૯૮

ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદની કાર્યવાહક સમિતિએ ઈ. સ. ૧૯૯૮ની સાલમાં પ્રકાશિત થયેલા સાહિત્યની સમીક્ષા માટેની જવાબદારી શ્રી મધુસૂદન પારેખને સોંપી છે. આ વાર્ષિક સાહિત્યની સમીક્ષા ૧૯૯૯માં પ્રગટ થાય તેવી અપેક્ષા છે. લેખકો તથા પ્રકાશકોએ તેમનાં સર્વ પ્રકાશનો નીચેના સરનામે મોકલી આપી, ગુજરાત સાહિત્ય સભાની આ મહત્ત્વની પ્રવૃત્તિમાં સહકાર આપવા વિનંતી છે.

સરનામું : શ્રી મધુસૂદન પારેખ, એ/૩, લિંકન એપાર્ટમેન્ટ, મણિનગર, અમદાવાદ-૩૮૦ ૦૦૮.

### 'ઉદ્દેશ'ના લેખકોને વિનંતી

'ઉદ્દેશ'માં અત્યારે મૅટરનો અત્યંત ભરાવો થયો હોઈ લેખકોએ હમણાં પોતાની કૃતિઓ પ્રકાશનાર્થે ન મોકલવા વિનંતી છે. કોઈ વિશિષ્ટ કૃતિ હોય તો તંત્રીને પત્ર લખી પુછાવવા વિનંતી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું હશે તો જ અસ્વીકૃત કૃતિ પરત કરવામાં આવશે. અન્યથા એને રદ કરવામાં આવશે એની નોંધ લેવા વિનંતી છે.

### 'ઉદ્દેશ'ના વાચકોને

'ઉદ્દેશ'ના આરંભકાળથી એમાં 'સાહિત્યવૃત્ત'-નો વિભાગ આપવામાં આવતો નથી. ગુજરાતની, ભારતની અને વિશ્વની સાહિત્યિક – સાંસ્કૃતિક ઘટનાઓ વિશે તંત્રી પોતે નોંધો લખે છે. માટે આ જાતના સમાચારો ન મોકલવા વિનંતી છે.

### સુધારો

મે અંકમાં સાભાર સ્વીકારમાં નિરંજન મ. દેસાઈના પુસ્તકનું નામ 'ચોમાસાનું વહાણ' છપાયું છે એને બદલે 'ચોમાસાનું વહાલ' વાંચવુ.



લે. સૉફોક્લીઝ
અનુ. વિનોદ પ્ર. ત્રિવેદી

(ગતાંકથી ચાલુ)

**ઈડિપસ:** કોઈક જાઓ તે ભરવાડને બોલાવી લાવો. આ સન્નારી એમના કુળના અભિમાનને ભલે વાગોળે!

**યોકાસ્તા:** આપને તો મેં ગુમાવ્યા અને આપની અધોગતિ! આ છેલ્લી વાર, આપને આખરી ચેતવણી, હંમેશ માટે!

(જાય છે.)

**કૉરસ:** નામદાર, આટલાં બધાં નારાજ થઈને મહારાણી કેમ ચાલી ગયાં? તેઓ ઉચ્ચારણ પણ ન કરી શકે તેવી કોઈ અમંગળ આંધીનાં એંધાણ અમને તો વરતાય છે.

**ઈડિપસ:** સત્ય ભલે છતું થતું; પછી ભલે ગમે તેટલું એ અમંગળ હોય! મારું કુળ ભલે ને નિમ્ન કોટિનું હોય, પણ મારા જન્મનું રહસ્ય તો મારે છતું કર્યે જ છૂટકો. સ્ત્રીના ગૌરવથી વિશેષ મને જન્મ આપનારી મારી જનેતા મારા નીચા કુળની શરમ અનુભવે છે. હું તો ભાગ્યાધીન બાળક છું. દૈવ તો જે કરે તે ભલા માટે અને મને એનું કોઈ લાંછન નથી. વિધાત્રી તો મારી જનેતા છે અને ઋતુઓ મારી માજણી બહેનો. મારી ચડતીપડતી એટલે જ વસંત અને પાનખર. નસીબજોગે જેવો જન્મ્યો તે જન્મ્યો; મારે અન્ય થવું નથી. જે છું તે જ ઠીક છું અને એ પણ એટલું જ નિશ્ચિત સમજજો કે હું કોણ છું એ જાણ્યા વગર હું રહીશ નહિ.

**કૉરસ:** ભવિષ્યને જોતી, અમારી દૃષ્ટિ શૂન્ય નભને ન જોતી હોય તો માનજો કે આવતી કાલનો ચંદ્રોદય થશે ત્યારે જગત આપણા માલિકના જન્મ-રહસ્યને અવશ્ય જાણશે. કિથૈરોનના નામથી આપણું ગીત ગુંજી ઊઠશે; તે તો જે કહો તે હતાં. તેમના પિતા, તેમની માતા, તેમને ઉછેરનારી અને આપણા રાજવી પરના તેમના આશિષ માટે તો કિથૈરોનનો જય હો! હે ફ્રાઇબસ દેવ, આપ જે ઇચ્છતા હશો તેમ જ થઈને રહેશે. પૂર્વેની કોઈ પાંખોવાળી દેવતાઈ સુંદરીના તો આ સંતાન નહિ હોય? પર્વતોમાં ભ્રમણ કરતા દેવ પાનના નયનબાણે વીંધાયેલી કોઈ અપ્સરાનું સંતાન? કે પછી લીલાછમ ઘાસના ગોચરે પરિભ્રમણ કરતા તેજસ્વી દેવ લોક્ષ્યાસનો એ બાળક હશે? કે પછી સાયલેનના દેવતાના નયનનો આનંદ? કે પછી હેલીકોનના પર્વત ઉપર દિયોનિસોસના હાથમાં કોઈ અપ્સરાએ એને મૂક્યો હશે?

**ઈડિપસ:** મુરબ્બીઓ, આપણો ગોવાળ આવતો લાગે છે. હું ધારું છું કે તે જ હોવો જોઈએ. જોકે હજુ મેં એને પૂરેપૂરો નીરખ્યો નથી. તે અને આપણો કોરિન્થોસનો મિત્ર લગભગ એકસરખી વયના છે. મારા જ માણસો તેને બોલાવીને લાવી રહ્યા છે. મને લાગે છે કે તે જ હોવો જોઈએ. પરંતુ તમે જો એને જાણતા હો તો તો વધારે ચોકસાઈથી કહી શકશો.

**કૉરસ:** હા, એ તે જ છે. અમે એને ઓળખીએ છીએ. લાયસનો ગોવાળિયો, પોતાના સેવાધર્મમાં એ તો ઓલિયો છે. (વચમાં મોટો એવો ગોવાળ, પરિચારકોથી વીંટળાયેલો આવે છે.)

**ઈડિપસ:** ભલા, કોરિન્થોસના નગરજન, હવે સૌ-પ્રથમ તારી ગવાહી – જે તું કહેતો'તો તે જ આ માણસ છે?

**સંદેશવાહક:** હા, આ એ જ માણસ છે.

**ઈડિપસ:** તો પછી ભલા ગોપાલક, મારી સામે જો, અને હું પૂછું તેનો જવાબ આપ. તું લાયસનો સેવક હતો?

**ગોપાલક:** શ્રીમાન, ખરેખર હું તેમનો જ સેવક હતો; જન્મ્યો અને ઊછર્યો પણ તેમના સેવક તરીકે. પણ મારા મહેરબાન, હું કંઈ તેમનો ખરીદેલો ગુલામ ન હતો.

**ઈડિપસ:** કોણ હતો તું? તારો વ્યવસાય શો હતો?

**ગોપાલક:** જિંદગીનો મોટો ભાગ હું તો ગોવાળિયો જ રહ્યો છું, મારા મહેરબાન.

ઈડિપસ: દેશના કયા ભાગમાં તારું કાર્ય કરતો'તો?

ગોપાલક: એ તો....અં... કિથૈરોન... એની આજુબાજુ...

ઈડિપસ: આ માણસને આ અગાઉ તેં ક્યાંય જોયો હોય એવું યાદ છે?

ગોપાલક: કહી તો ન શકું કે મેં તેને જોયો છે, પણ કંઈ યાદ આવતું...

સંદેશવાહક: મને કંઈ આશ્ચર્ય થતું નથી. હું એની યાદદાસ્તને ઢંઢોળીશ. એ દિવસો તો એ ભૂલી નહિ ગયો હોય જ્યારે તે અને હું કિથૈરોનમાં પાડોશીઓ હતા – એની પાસે બે ગોચરો હતાં જ્યારે મારી પાસે તો એક જ; વસંતથી પાનખરની ત્રણ ઋતુઓમાં અમે સાથે હતા. શિયાળો આવતાં હું મારા પશુધનને કોરિન્થોસ પાછાં હાંકી જતો અને લાયસના ગોચરમાં તે થબાઈસ જતો. એ વખતે જે હતો શું તે જ રસ્તો આ હતો?

ગોપાલક: અરે તેવો જ તે હતો. ઘણાં વર્ષો વહી ગયાં એ વાતને.

સંદેશવાહક: તો પછી કદાચ તને યાદ હશે કે તેં એક નાનકડા છોકરાને મને આપ્યો હતો, અને મારા પુત્ર તરીકે ઉછેરવા કહ્યું હતું?

ગોપાલક: (ભયભીત આંખે) શું કહેવા તું માંગે છે? હું શું કરું તેમ તું ઇચ્છે છે?

સંદેશવાહક: અરે મારા જૂના જોગી, એ જ તારો બાળક – છોકરો આ ઊભો 'છે.

ગોપાલક: તારા મનમાં તું શું સમજે છે દુષ્ટ, તારી જીભને કાબૂમાં રાખ!

ઈડિપસ: રહેવા દે રહેવા, મારા જૂના મિત્ર; મને લાગે છે કે તારા કરતાં તે વધુ પ્રામાણિકતાથી બોલે છે.

ગોપાલક: મહેરબાન માલિક, તમને ખોટું લાગે એવું હું ક્યાં બોલ્યો છું?

ઈડિપસ: તે બાળક વિષેના પ્રશ્નનો સીધોસટ જવાબ નહિ આપીને...

ગોપાલક: એ જાણતો નથી કે એ શું બોલી રહ્યો છે. તે ખરેખર મોટી ભૂલ કરી રહેલ છે.

ઈડિપસ: જો સ્વેચ્છાએ તું બોલીશ નહિ તો પછી અમારે તને પરાણે બોલતો કરવો પડશે.

ગોપાલક: વૃદ્ધ માનવીના હૈયાની લાગણીને ભાંગશો મા, પરમ પૂજ્ય દેવને ખાતર!

ઈડિપસ: એના હાથને જકડી રાખો; ત્યાં ચાલ!

ગોપાલક: અરે મહેરબાન, શા માટે, આ બધું શું છે? હવે શું વધુ જાણવા તેને પ્રશ્નો પૂછવા છે?

ઈડિપસ: જે બાળકની વાત કરે છે, શું તેને જ તેં આપ્યું હતું?

ગોપાલક: બેલાશક, એ જ બાળક. મેં એ દિવસે જ જીવનના અંતિમ શ્વાસ લીધા હોત તો કેવું સારું?

ઈડિપસ: જો સત્ય નહિ કહે તો પછી તારું મોત તો હમણાં થશે.

ગોપાલક: હું રહસ્ય કહું તે જ મારા મૃત્યુ બરોબર છે.

ઈડિપસ: અલ્યા, હજુય ટાળે છે!

ગોપાલક: મેં કહ્યું તો ખરું કે મેં એ બાળકને એને આપ્યું હતું; એથી વધુ શું જાણવા ઇચ્છો છો?

ઈડિપસ: એ બાળક ક્યાંથી લાવ્યો'તો? તારા ઘેરથી કે બીજેથી?

ગોપાલક: એ બાળક મારું નહિ હરગિઝ, પણ એ તો બીજાનું.

ઈડિપસ: એ બીજું કોણ હતું? કયા ઘરમાંથી?

ગોપાલક: દેવોના સોગન, માલિક, હવે વિશેષ પૂછશો મા મને!

ઈડિપસ: જવાબ દે! હવે જો પુનઃ મારે બોલવું જ પડે તો તો તારું મોત આવ્યું સમજ!

ગોપાલક: હા, એ હતું બાળક લાયસના વંશનું.

ઈડિપસ: તેના ગુલામનું? કે પછી એના જ રાજવંશનું?

ગોપાલક: શું એનો પણ જવાબ મારે આપવો જ પડશે?

ઈડિપસ: તારે એ આપવો જ પડશે; અને મારે એને સાંભળવો જ પડશે.

ગોપાલક: એ તેમનું ફરજંદ હતું, એમ તેમણે મને કહ્યું'તું. પણ આપનાં મહારાણી જ સાચી વાત કહી શકશે.

ઈડિપસ: શું તેમણે તને એ બાળક સોંપ્યું'તું?

ગોપાલક: હા, માલિક.

ઈડિપસ: શા માટે?

ગોપાલક: એને મારી નાંખવાનું હતું.

ઈડિપસ: જેને જન્મ આપ્યો તે જ બાળકને?

ગોપાલક: હા, માલિક. તેઓ કહેતાં'તાં કે એ બધું કોઈ દુષ્ટ અભિશાપને લીધે કરવું પડે તેમ હતું.

ઈડિપસ: શેનો અભિશાપ?

ગોપાલક: એવું કહેવાયું'તું કે તે બાળક તેના પિતાનો કાતિલ થશે.

ઈડિપસ: દેવના સોગંદ લઈને કહે કે આ માણસને તેં બાળક કેમ દઈ દીધું?

ગોપાલક: માલિક, સાચું કહું તો મારો જીવ ન ચાલ્યો તે બાળકને હણવાનો. મને લાગ્યું કે ભલે ને એના વતનમાં, એને ઘેર લઈ જતો એ બાળકને. અને એમ બન્યું પણ ખરું. એ બાળકની જિંદગી બચી પણ ગઈ – અને એનો અંજામ આ આવ્યો! જો આપ જ એ બાળક હોવ તો તો તમારી જિંદગી પૂરી થઈ સમજો!

ઈડિપસ: અરેરે! આખરે સત્ય બહાર નીકળ્યું! બધું જ સ્પષ્ટ થઈ ગયું! હવે વધુ કંઈ જ છુપાવવાનું રહ્યું નથી! હે પ્રકાશ! ફરી હવે અંધારું ઘોર થઈ જજો કાયમના મારી આંખે; હું હવે ખુલ્લો પડી ગયો છું, મારા જન્મથી જ હું પાપી, લગ્નમાં પણ હું ઘોર પાપી અને લોહી વહેવરાવવામાં પણ હું જ પાપી!

(જતો રહે છે.)

(સંદેશવાહક અને ગોપાલક છૂટા પડે છે)

કૉરસ: મર્ત્ય એવા માનવીની તમામ પેઢીઓ કશુંય શાશ્વત ઉમેરતી નથી! બતાવશો એવો કોઈ માનવી જેનું સુખ માયાથી સહેજેય વિશેષ હોય? ભમની પછવાડે નિર્ભ્રાન્તિ. આ એનું દૃષ્ટાંત છે; આ રહ્યા ઈડિપસ, આને કારણે તો કાળા માથાનો માનવી કદાપિ સંપૂર્ણ સુખિયો છે તેમ અમે કદીયે કહેશું નહિ. ધ્યેયની કેવી પરમ ખાતરીથી એણે પોતાની તપાસને પાંખાળી બનાવી. દેવાધિદેવ ઝિયૂસના સમ, દરેક સ્પર્ધામાં પુરસ્કારને જીતી લીધો! એક વાર તો એણે બ્રહ્મરાક્ષસીને ડુબાડી દીધી હતી, નહોરવાળા પગવાળી કુલટાને. આપત્તિની સામે અમારો તારણહાર હતો, અમારો ગરવો રાજવી; સમસ્ત થબાઈસ નામદારના નામથી ઉજ્જ્વલ હતું. અને હવે, આનાથી વધુ હૃદયવિદારક કરુણાની કથા સવિશેષ બીજી કઈ હોઈ શકે? દુઃખના ઊકળતા તાવડામાં આનાથી વિશેષ શું તપ્ત થતું હશે? ઓ ઈડિપસ, સ્વાભિમાનથી ભર્યુંભર્યું તારું મસ્તિષ્ક! એક જ માતાએ પુત્ર અને પિતા ઉભયને છાતીએ ઝુલાવ્યા ત્યારે વહાલ કરતી એ મિટ્ટી–એ જોરથી આર્ત્તનાદ કરી કકળી કેમ ન ઊઠી? સમય તો સાક્ષી છે સંધાયનો; જ્યારે તેં ધાર્યું ન હતું તે જ ઘડીએ તને તેણે ઓળખી પાડચો છે; તને શોધી કાઢ્યો છે અને લગ્નવિડંબનાનો પાર પામી લીધો છે; વરરાજો – પુત્ર! આ તારી કરુણ પ્રશસ્તિ છે. અમે તને જોયો જ ન હોત તો કેવું સારું! લાયસના પુત્ર, ગઈ કાલ સુધી તો તું અમારું પરોઢ હતો પ્રકાશના પુંજનું, પણ હવે તો તું છે માત્ર અનંત અંધકારની કાળરાત્રી!

(મહેલમાંથી સેવક પ્રવેશ કરે છે.)

સેવક: આ થબાઈસ નગરના સંમાન્ય શ્રેષ્ઠીઓ, જો તમે સાચે જ ફરજંદો હોવ લાબ્દાકસના અને તેના વંશને વફાદાર હોવ તો તો જે કહું તે સાંભળીને અને તે બધું નજરોનજર જોઈને અવશ્ય અશ્રુ સારશો. એસ્તરનું બધુંય પવિત્ર જળ અને ફેસીસનું પવિત્ર પાણી આ ભયંકર કુકર્મોને ધોઈ શકવા સમર્થ નથી – આ પાપની કહાણી કે કેફિયત હું હમણાં જ કહું છું. એ તો ભયંકર પાપોમાં અતિ ભયંકર છે; કહો કે જાણીબૂજીને પસંદ કરાયેલું દોઝખ.

કૉરસ: જે જાણ્યું છે, જે જોયું છે એનાથી અમે ઓછું રડ્યા નથી, તે હવે શું બાકી છે કહેવામાં?

સેવક: સૌથી પહેલાં અને ટૂંકમાં કહું તો મહારાણી કાળધર્મને પામ્યાં છે!

કૉરસ: અરે, બિચારો આત્મા; પણ એમના મૃત્યુનું કારણ?

સેવક: એમણે આપઘાત કર્યો. જેણે જોયું નથી અને હવે જોશો પણ નહિ, એ ભયંકર દશ્યને તમે જોયા વગર જ ઓછું દુઃખ પામશો. પણ મેં તો તે જોયું, અને હંમેશ માટે મારી નજર સમક્ષ તે પ્રગટ જ રહેશે અને મને જે કંઈ યાદ છે તે બધું જ કહીશ. તે અંતિમ વેદનાની પળે તેમને છેલ્લે ઉંબરો ઓળંગતાં અને

લાગણીના તુમુલ યુદ્ધમાં ચાલી જતાં જ જોયાં'તાં, પોતાના શયનખંડની લગ્નશય્યા પર તે સીધાં જ ગયાં, ને પોતાના મસ્તિષ્કના કેશને, આંગળીઓથી પકડી-પકડી બાંધી, પોતાના શયનખંડનાં બારણાને જોરથી અફળાવતાં, પૂર્વે મૃત્યુ પામેલ લાયસને ચીસો પાડીને સંબોધન કરતાં'તાં અને પૂર્વે જે પોતાની કૂખે જન્મ્યો'તો તેનું સ્મરણ કરતાં'તાં, એ પુત્ર કે જેણે પોતાના જ પિતાનો ધ્વંસ કર્યો'તો, એ પુત્ર કે જેના દ્વારા પોતાનાં બાળકોની તે માતા બની હતી; એ સંતાનો જે નસીબ વગરનાં, ખોટી રીતે જન્માવાયેલાં હતાં. એ વાતનું કારમું રુદન કર્યું'તું ત્યાં – જેમાં બે બે વાર ગૂંચવાયું'તું તેનું પરણેતર; પતિએ જ જન્માવ્યો પતિને, બાળકે બાળક. આટલી કથા તો અમે ખુદ સાંભળી. એમનું મૃત્યુ તો અમારાથી ગોપનીય જ રહ્યું. એમની કરુણાંતિકાને અમે ખુદ જોઈએ તે પહેલાં કાન ફાડી નાંખે તેવી ચીસ પાડતાં નૃપતિ દોડતા આવ્યા અને અમારા બધાયની નજર એમની સામે મંડાઈ'તી. આમતેમ ફંગોળાતા અમારી સામે તે ધસી આવ્યા. "તલવાર, તલવાર!" એમણે બૂમ પાડી; "ક્યાં છે પેલી પત્ની? મારી પત્ની? નહિ, – એ કૂખે તો મેં જન્મ લીધો'તો અને એ જ કૂખે મારાં બાળકો જન્મ્યાં?!!" આમ જ્યારે તેમણે ચીત્કાર કર્યો – જાણે કોઈ પાશવી શક્તિના પાશમાં ન હોય! અને અમારામાં તો હરફ ઉચ્ચારવાની પણ શક્તિ રહી ન હતી. પછી મહારાણીના શયનખંડમાં તેઓ ધસી ગયા. જાણે કે કોઈ અદૃશ્ય શક્તિ તેમને ફરજ પાડતી હોય તેમ, ભયંકર બૂમબરાડા મચાવતાં તેમણે ભોગળ દીધેલાં બારણાંઓ પર જબરજસ્ત પ્રહાર કર્યા અને જોરજોરથી લાત લગાવી ખીલા-સાંકળને છૂટાં કરી નાંખ્યાં અને લથડિયાં ખાતાં અંદર પ્રવેશ કર્યો. ત્યાં એક ઝૂલતા અને બાંધેલા દોરડા પર ગળે ફાંસો લગાવેલાં સન્નારીને અમે અમારી સગી આંખોએ દીઠાં. આપણા રાજવીએ પણ એ દૃશ્ય જોયું અને હૃદયવિદારક ચીત્કારો સાથે તે દોરડાને ત્વરાથી છોડી નાંખ્યું અને પછી તે સન્નારીના શરીરને ધરતી પર જાળવીને મૂક્યું. પણ આથીય બદતર તો હજુય જોવાનું નસીબમાં હતું. એના ઉપવસ્ત્રમાંથી રાજવીએ સુવર્ણની, શણગારની પિનો એક પછી એક કાઢી નાંખી અને પૂરા એક હાથ જેટલા અંતરેથી એનાં નેત્રોમાં પોતાનાં નેત્રોથી મીટ માંડી. આ એવાં નેત્રો હતાં કે જે હવે પોતાનાં પાપ-શરમને જોઈ શકે તેમ ન હતાં; કદાપિ જેને જોવાં નહોતાં જોઈતાં તેવાં નેત્રોને તે નેત્રો હવે કદાપિ જોવા માંગતાં ન હતાં. એ નેત્રો કે જેને જોવા માટે હંમેશાં એમનાં નેત્રો તડપતાં હતાં એમને નહિ જોઈને, કદાપિ કશું નહિ જોતાં એ નેત્રો હવે મહાકાલરાત્રીના અંધકાર સિવાય અન્ય કશું જોઈ શકે તેમ ન હતાં. આ પ્રચંડ પ્રલાપમાં તેમણે વારંવાર પોતાની કીકીઓને જડી દીધી ત્યારે પોતાના ગાલ ઉપર રક્તઆંસુઓ ટપકવા લાગ્યાં. – એ આંસુઓ માત્ર ટીપાં નહિ, પરંતુ મુશળધાર વરસાદની જેમ પલાળી નાંખતા, ધસમસતા ધોધ જેવાં લાગતાં હતાં. જાણે બન્ને, પાપનાં થાણાં ન બન્યાં હોય! એક પર નહિ, પરંતુ બન્ને મસ્તિષ્ક ઉપર, પુરુષ પર અને પત્ની પર – સહિયારી સજા કરાય છે. પહેલાં તેમનું સુખ તો ન્યાયપુરઃસરનું સુખ હતું; પરંતુ આજે તો, પરમ આપત્તિ, મોત, સર્વનાશ. અશ્રુઓ અને પાપ, જેને નામ આપી શકાય તેવાં બધાં જ પાપ, સમષ્ટિસમસ્તનાં બધાં જ પાપ અહીં એકઠાં થયાં છે!

કોરસ: રાજવીની સાંપ્રત સ્થિતિ કેવી છે? હજુય તેઓ વેદનાના ભાર તળે છે?

સેવક: તેઓ ચીસ પાડીને કોઈને દ્વાર ઉઘાડવાનું કહે છે, જેથી થબાઈસ એક પિતાના કાતિલને નજરોનજર નિહાળી શકે અને જનનીનો... એ અપવિત્ર શબ્દનું ઉચ્ચારણ કરતાંય શરમ આવે છે. તેના ખુદના ઓષ્ઠમાંથી બોલાયેલા અભિશાપમાંથી પોતાના ગૃહને શાપમુક્ત કરવા અવશ્ય તેઓ સ્વેચ્છાએ દેશનિકાલ ભોગવવા તૈયાર થઈ જશે. પરંતુ બિચારા, દુઃખથી ભર્યા ભર્યા રાજવીમાં કોઈ શક્તિ રહી નથી અને એમને માર્ગદર્શન આપે તેવું પણ કોઈ નથી. હવે તેઓ વધુ દુઃખ સહન કરવા અસમર્થ છે. તમે જોઈ શકશો કે બારણાં ખૂલી રહ્યાં છે. અનુપમ ધિક્કાર ને અણગમો જેના પર અરેરાટી જ પ્રગટ કરી શકે તેવી એક સાક્ષાત્ કરુણાની મૂર્તિ એમનામાં જોવા મળશે.

(અંધ બનેલો ઈડિપસ પ્રવેશ કરે છે.)

કોરસ: અહો! તમામ સહનશક્તિની, પેલે

પારની ભયંકર ભુતાવળ! આવું કારમું જુગુપ્સાપ્રેરક સ્વરૂપ તો પૂર્વે કદી જોયું નથી! અરે ક્રૂરતા, દશનવિહીન બની ગયેલી વેદના!
ઝડપથી લાંબા પગલે ફાળ ભરતાં
વિધાતાની પાશવી શક્તિએ
આપને શું જમીનદોસ્ત કરી દીધા?
હે સંતપ્ત મસ્તિષ્ક!
અમે આપને શી રીતે જોઈ શકીએ?
અમે અમારી આંખોને ઢાંકી દઈએ છીએ.

કેટલું બધું જોવાની ઇચ્છા હતી, પણ હવે સહન થતું નથી; અને જેમને સાંભળવા અમે તલપાપડ હતાં, તેમનાથી જ આટલાં બધાં અમે ભયભીત!

**ઈડિપસ :** ઓ વેદના!

હું ક્યાં છું?

જે હવામાં પડઘા પાડી રહ્યો છે તે મારો જ પ્રતિઘોષ તો નહિ હોય?

નસીબનું આ કયું કારમુ રૂપ મને ઢસડી રહ્યું છે?

**કૉરસ:** કોઈ માનવીના કાન માટે અકથ્ય અને નેત્રો માટે અદશ્ય એવું દર્શન.

**ઈડિપસ:** જેનાથી વિખૂટા પડી શકાય નહિ તેવી અંધકારભરી, કાળરાત્રી! જેને કોઈ પરોઢ નથી! અને ઘનઘોર વાદળ, જેને વહેવા માટે કોઈ હવા નથી! અરેરે, વળી પાછું વળી પાછું વીંધી નાંખતું દર્દ શરીરને અસહ્ય વેદના આપતું, ને આત્માની કાળમીંઢ યાદદાસ્તના કમાડને ઢંઢોળતું એ દર્દ!

**કૉરસ:** એમ જ થવું જોઈએ; આવું દુ:ખ તો બે બે વાર થવું ઘટે; એકદા શરીર પર ને બીજી વાર આત્માના ઝૂલણે.

**ઈડિપસ:** શું હજુયે મારી નજીક મારો દિલોજાન વફાદાર મિત્ર ઊભો છે?

ભાઈ, તારો હાથ મારા અંધત્વની લાકડી થશે? હજુય તું મારી નજીક છે?

હું સાંભળું છું તે શબ્દ ભલા, તું બોલે છે?

પણ તારું મુખારવિંદ જોવા માટેની મારી ભાગ્યરેખા તો ક્યારનીય ભૂંસાઈ ગઈ છે!

**કૉરસ:** પેલી આંખો, તમે જે કર્યું છે તે સંભવી શકે જ શી રીતે? ક્યાં પાપની કુમતિએ તમને છેક આ ઓવારે લાવી મૂકી દીધા?

**ઈડિપસ:** દેવ અપૉલોએ, મારા દોસ્તો, અપૉલોએ, આ વેદનાને મારા પર ઝીંકી દીધી છે, પણ દેવનો કોઈ વાંક નથી; એ મારું જ કર્તૃત્વ છે.

જ્યાં હવે નર્યું કુરૂપનું દર્શન હોય
તે આંખો હવે મારે શા ખપની?

**કૉરસ:** એ વાતનો અસ્વીકાર તો કેમ થઈ શકે?

**ઈડિપસ:** મારી આંખોને હવે સૌંદર્ય શું?

દર્શન અને શ્રવણસુખનાં પડી ગયાં ને યુગ-અંતર?

હંસલો તો ચાલ્યો માનસરોવરે!
આ દેશમાંથી ત્વરાથી મને હાંકી કાઢો.
હું તો તોડી પડાયેલી એક ડાળખી છું.

દેવોથી તરછોડાયેલ માનવકુળના મનુષ્યનું આવું ઘોર પતન થયેલું કદી જાણ્યું છે?

**કૉરસ:** બબ્બે વાર દોઝખના તાવડે તળાયા છો; શરીરની જેમ આત્માય ભડથું થયો.

આના કરતાં તો આ કોયડાનો ભેદ પામવા તમે જીવતા જ ન રહ્યા હોત તો?

**ઈડિપસ:** અભિશાપ હજો એ મારા હિતચિંતક પર જેણે મારા પગની બેડીઓથી મને મુક્ત કર્યો, અને જેણે મને બક્ષી હતી જિંદગી, પણ માત્ર મોતને ખાતર;

આ તો બડો ખોટનો ધંધો. એ પળે મને સાક્ષાત્ મૃત્યુ ભેટ્યું હોત તો મારા અણુએ અણુમાં તે પણ મારા માટે આશિષનું મોતી બની ગયું હોત!

**કૉરસ:** અમેય એમ જ ઇચ્છયું હોત!

**ઈડિપસ:** હવે, મારું નામ જગતમાં લેવાશે,
પોતાના જ પિતાના કાતિલ તરીકે,
ને પોતાની જનનીના જ પતિ તરીકે;
ઈશ્વરથી વિમુક્ત અને પાપનો પોઠી
એક સાથે ભ્રાતા અને પુત્રો તણો જન્મદાતા,
આનાથી કંઈ પણ વિશેષ
શું બાકી રહ્યું ઈડિપસને કલંકિત થવા?

**કૉરસ:** છતાંય અમે તો એમ માનીએ કે તમારા અંતરાત્માની શિખામણ ખોટી હતી;

અંધાપાએ જીવન જીવવા કરતાં મૃત્યુ હજારગણું

ઇચ્છનીય.

**ઈડિપસ:** એમ તો હું માનીશ નહિ કે જે મેં કર્યું તે સર્વશ્રેષ્ઠ નહોતું. મને અન્ય કોઈ પાઠ મા ભણાવશો. જીવતીજાગતી આંખે કહો, મને કહો, શી રીતે મૃત્યુને પેલે પાર મમ પિતાને હું મળી શક્યો હોત?

કે પછી દુખિયારી મારી જનનીને, જેના વિષે મેં એવું હિચકારું પાપ કર્યું? એની આગળ મૃત્યુદંડની કોઈ વિસાત નથી ને? શી રીતે જોઈ શક્યો હોત, કહો કયા નેહથી મમ બાળકો ભણી, કઈ દૃષ્ટિથી, જન્મ પામવાનાં હતાં જે રીતે જન્મ્યાં'તાં એ સર્વે?

એ સૌંદર્યદૃશ્યને જોવા જ મારી આંખો મારે જોઈતી હતી? શું થબાઈસના ટાવરોના દર્શને, તેનાં પવિત્ર રહેઠાણો જે ન જોવાના સોગંદ મેં મારી આંખને દીધા છે, તેનો પરમ પનોતો ને છતાંય દુઃખતમ દીકરો–

મેં સમસ્ત માનવોને પાપાચારથી વિમુક્ત રહેવા આજ્ઞાએ બાંધ્યા'તા,

જેને દેવોએ શાપિત ઘોષિત કર્યો'તો એવો અપવિત્ર, લાયસનો પુત્ર,

અને એ જ 'બ્રાન્ડ'ના માનવી તરીકે મારી જાતને સાબિત કરી,

શું આ લોકોની સામે મીટ માંડવા મારે આંખો જોઈતી હતી? ના, કદાપિ નહિ. મારે તો શ્રવણેન્દ્રિય પણ ના ખપે! અગર જો મારી પાસે ધુત્કારવા અન્ય કો' ઇન્દ્રિય હોત, તો જ્યાં સુધી પાપાચારી આ શરીરને પૂર્ણ શૂન્યાવકાશમાં પૂરી ન દઉં ત્યાં સુધી જંપીને બેસત નહિ. વેદનાયે જ્યાં પૂગી ન શકે તેવા પ્રદેશમાં મારું મનસ્ નિવાસ પામશે ત્યારે જ તે શાંતિ પામશે. કિથૈરોન! મારી સાવકી મા! તેં મને, શું આ માટે જ આશરો આપી ઉછેર્યો'તો? એ પળે જ તેં મને મરવા દીધો હોત તો? નાહકનો બચાવ્યો એટલા માટે જ કે હું જગતને જેથી કહી શકું કે હું કઈ રીતે જીવી ગયો? કૉરિન્થોસ અને પૉલિબસ, દેખીતું મારું 'ઘર' અને માતાપિતા, તમને એવો કદી વિચાર આવ્યો'તો કે તમારા પાલક પુત્રની યૌવનસભર સ્નેહાર્દ્રતા પર કેવો પાપાચાર વસંતને પાનખર આવશે? હવે તો જોયું ને સંપૂર્ણ પાપ અને પાપનુંય પાપ?

ઉપવનને છેવાડે નિઃશબ્દ ત્રિભેટે– જ્યાં ત્રણ કેડીઓ મળે છે,

એ ધરતીને મેં પિતાના રક્તથી જ તરબોળ કરી, મારું જ રક્ત જેમણે જોયું તે જરૂર યાદ કરશે અને તે રસ્તે થબાઈસ ભણી હું શા પ્રયોજને આવ્યો'તો? નિકટના સ્વજનને ભોગવવાનું પાપ! જેની કૂખે જન્મ્યો તેને જ પત્ની તરીકે માની?

પિતા, ભ્રાતા અને પુત્ર; કન્યા, પત્ની અને જનની, આ બધુંય એક માતા સાથેના લગ્નમાં એકીસાથે, અહો! ત્રિવેણીસંગમ!

માનવીનું સૌથી અધમ – ગંદું પાપ એક જ ગુનામાં છતું થયું! અવદ્ય કર્મો – નહિ બોલું હવે જરીય વધુ એ વિષે. હવે મને એકદમ સંતાડી દો, દેવના ગૌરવને ખાતર, મને દૂર લઈ કશેક સંતાડી દો,

દૂર-સુદૂર! મને જાનથી મારી નાંખો! સમદરનાં અતલ ઊંડાણોમાં મને ડુબાડી દો! લઈ જાવ મને!

(અન્યને પકડવા માટે ફંફોળાતા એના હાથમાંથી કૉરસ છુટકારો મેળવે છે)

દયાને ખાતર, મારો હાથ પકડો અને મને અહીંથી દૂર લઈ જાઓ! મને અડો તો ખરા, મારાથી ભય શે પામો? ના, કોઈ બીજા પર નહિ, પણ સજાનો સિતમ મારે એકલાને જ સહન કરવાનો છે! કૉરસ, અહીં ક્રેયોન આવતા લાગે છે. હવે જે કરવાનું છે તે માટે આપની ઇચ્છાના પ્રત્યુત્તરનો એમના પર જ આધાર છે. તમારા ભલા માટે અમારો તો એક જ આધાર છે.

**ઈડિપસ:** કયા મોંએ હું શું કહીશ? મારી કઈ યાચના એની આંખોમાં ન્યાયને પ્રાર્થી શકશે? હવે તો સ્પષ્ટ દેખાય છે કે મેં એને કેટલો બધો અન્યાય કર્યો'તો?

(ક્રેયોન પ્રવેશ કરે છે)

**ક્રેયોન:** ઈડિપસ, આપના વિનિપાત માટે ધિક્કાર વ્યક્ત કરવા હું આવ્યો નથી, કે નથી આવ્યો આપનાં ભૂતકાળનાં ભૂલભરેલાં કાર્યો માટે ઠપકો આપવા. મારા મિત્રો, જિંદગીના અધિપતિ દેવ માટે તમારી અર્ચનાને યાદ કરો – ભગવાન સવિતાનારાયણ જે આપણી ઉપર પ્રકાશે

છે – માનવોનાં બાળકોને ખાતર નહિ, પણ એ સવિતુર્વરેણ્યને ખાતર, એમના સાંનિધ્યમાં પાપી ગંદકીને ટકવાનો કોઈ અધિકાર નથી; અને આવા પાપને તો કદાપિ સંઘરશે નહિ આ ધરતી, નહિ હવા અને સલિલ પણ કદી નહિ, ના, કદી નહિ. એમને અંદર લઈ જાવ; કરુણા એટલી તો અપેક્ષા રાખે છે કે સ્વજન સિવાય કોઈએ પણ આવું દુઃખ ન સાંભળવું કે ન જોવું ઘટે.

**ઈડિપસ**: મારા પ્રેમાર્દ્ર મિત્ર, હું તો એક જ વસ્તુની ભીખ માંગું છું – પણ મારા જેવા માટે તો પ્રેમની ભીનાશની ઇચ્છા કરવી વધુપડતી છે, તોય હે પ્રેમાર્દ્ર મિત્ર, હું તો તારી આગળ મારી ઝોળી ફેલાવું છું – માત્ર એક જ વસ્તુ માટે, દેવને ખાતર, તારા ભલા માટે, મારા ભલા માટે તો હરગિઝ નહિ.

**ક્રેયોન**: આટલી નમ્રતાપૂર્વક કઈ ચીજ માટે તમે ઝોળી ફેલાવો છો?

**ઈડિપસ**: આ ઘડીએ જ મને આ દેશમાંથી લાગલો જ ફેંકી દો, માનવીની દૃષ્ટિથી દૂર-સુદૂર.

**ક્રેયોન**: ક્ષણનાય વિલંબ વગર, શ્રદ્ધા રાખો કે એમ જ થયું હોત, પણ હું દેવના આદેશની રાહ જોઉં છું.

**ઈડિપસ**: એની આજ્ઞા તો દીવા જેવી સ્પષ્ટ નથી શું? પિતાનો કાતિલ અને અધર્મી, પાપી એવા મને તો મોતને ઘાટ ઉતારવો રહ્યો; અને લ્યો, અહીં એ ઊભો છે!

**ક્રેયોન**: એ તો એમ જ થવાનું હતું, છતાંય સાંપ્રત ઘટનાના વળાંકમાં, અમે વધુ ધિંગી શિખામણને ઇચ્છીએ છીએ.

**ઈડિપસ**: મારી ખોવાયેલી જિંદગી માટે? મારા જેવા પાપીઓ માટે દેવને હજુય પૂછશો?

**ક્રેયોન**: દેવમાં શ્રદ્ધા રાખવા માટેનું તમને સારું કારણ હજુય મળ્યું નથી?

**ઈડિપસ**: હા. તો પછી મારે તો દેવને એટલું જ પૂછવું છે, જો તમારી રજા હોય તો; જે અંદર સૂતાં છે તે મહારાણીના અંતિમ સંસ્કાર માટે તમને યોગ્ય લાગે તેમ કરજો. પણ તમારાં તો એ ભગિની છે, એટલે પણ એમનો અંત્યેષ્ટિસંસ્કારવિધિ તો તમે યોગ્ય જ કરશો. મારી વાત કરું તો, મારા શરીરના પ્રત્યક્ષપણાથી મારો પિતૃદેશ અભિશાપિત ન બનો, પણ મહેરબાની કરી મને અહીંથી પ્રસ્થાન કરવા દો, જેથી પર્વતો પર હું રહું ને મરું પણ ત્યાં જ. કિથૈરોન! મારી સાથે શાશ્વત જે બંધાયું, એ નામ – એ કિથૈરોનના પહાડ પર, જ્યાં મારાં માતાપિતાએ મૃત્યુની ચિરનિદ્રામાં પોઢી જવા મને હડસેલી દીધો'તો; ત્યાં હું જઈશ જ અને એમની ઇચ્છાને વશ થતો મોતને એ ભાવે જ ભેટીશ. છતાંય હું જાણતો નથી કે કોઈ વય, કોઈ માંદગી કે પછી હોય કો સામાન્ય અકસ્માત, જે મારી જિંદગીનો અંત આણશે; મને મૃત્યુના પંજામાંથી એક વાર પણ કોઈ ઝૂંટવી શક્યું નહોતું; માત્ર વધુ ભયંકર વિધાતાના ખેલ માટે જ કદાચ હું જીવતો રહેવા પામ્યો હોઉં. તો પછી એમ જ ભલે થતું.

અને મારાં બાળકો... એ દીકરાઓની કોઈ ચિંતા, ક્રેયોન, તમે કરશો મા, જ્યાં પણ જશે ત્યાં તેઓ જાતે જ પોતપોતાનું ભરણપોષણ તો કરી શકશે. પરંતુ મારી દીકરીઓ, બિચારી, જંતુઓ સમી, પિતા વગર તો ધાનનો કોળિયો લેવાની એમને ટેવ નથી, અમે તો ભોજન વખતે બધાંયનો સરખો ભાગ કરી આપતાં અરેરે, એમની સંભાળ કોણ રાખશે? તમે રાખશો ને, ક્રેયોન? ક્રેયોન, જો એક વખત, માત્ર એક વખત એમને હું સ્નેહાળ હાથે સ્પર્શ તો કરી લઉં, અને રડી પણ લઉં....

ફરી માત્ર એક વાર...
જો તમારી આજ્ઞા હોય તો,
પરમ દયાળુ અને પરમ ઉદાર...
બસ એક વખત તેમને અડવા તો દો, તો તો
હું માનીશ કે, મારી આંખો સમક્ષ સાક્ષાત્ મારી મીઠડી પુત્રીઓ ઊભી હતી...

(ઈસ્મેને અને ઍન્ટિગોનને ક્યારનીય લાવવામાં આવી છે અને બન્નેને ઈડિપસ સમક્ષ ઉપસ્થિત કરવામાં આવી છે.)

શું મારી મીઠડી દીકરીઓ ડૂસકાં ભરે છે? શું ક્રેયોને મારા પર દયા કરી અને તેમને મારી પાસે મોકલી આપી છે?

મારી વહાલી દીકરીઓ, તેઓ બન્ને અહીં છે?

ક્રેયોન: તમારી પુત્રીઓ અહીં જ છે. તમારી પાસે હું તેમને બોલાવી લાવ્યો છું. કેટલું બધું અનુપમ વાત્સલ્ય આપે એમને આપ્યું છે અને હજુય તેમને આપ કેટલી બધી ચાહો છો એ વાતનો હું સાક્ષી છું.

ઈડિપસ: ક્રેયોન, આ ઉપકાર માટે તો દેવ તમારું ભલું કરો. અને મારા કરતાંયે વધુ તમારો જીવનપથ શાંત અને અનુકૂલ પવનવાળો બનો.

મારાં બાળકો, તમે ક્યાં છો?

અહીં આવો, તમારા ભ્રાતાના હાથને સ્પર્શ તો કરો.

પૂર્વે સ્પષ્ટ જોઈ શકતાં આ ચક્ષુઓની આ હાથોએ જ આ દશા કરી છે. તમારા પિતાનાં નેત્રો, તમે તો એમને બરોબર ઓળખો છો ને? જોકે એમણે કદી જોયું નહોતું અને જાણ્યું પણ નહોતું કે તમારા પિતા બનતી વખતે એ શું કરી રહ્યા હતા! પણ હવે તો એ નેત્રો તમને જોઈ શકે તેમ નથી, પણ તમારાં આંસુઓ સાથે આંસુઓ તો જરૂર પાડી શકશે. આવનાર દિવસોમાં હું તો માત્ર વિચાર કરું છું તમારી દુ:ખી દવલી જિંદગીનો, જ્યારે તમારે જાણીજાણીને દુનિયાનાં ઝેર પીવાનાં છે. તે પવિત્ર દિવસો, પર્વના દિવસો ને રાજ્યની તવારીખના દિવસો, તમને તો કશોય આનંદ બક્ષી શકે તેમ નથી, એ દિવસોમાં જ્યારે સૌ મોજમજાહ માણતાં હશે ત્યારે તમે તો નિરાશ વદને સ્વગૃહે પાછાં જતાં હશો ને! યોગ્ય મુરતિયાની શોધમાં તમે હશો ત્યારે એવા કોઈ વિરલાઓ હશે, શું એકાદો પણ એવો ભડ કોઈ નીકળશે જે મારાં બાળકોને લાગેલું લાંછન "છટ્" કહીને ભૂંસી નાખશે? મારાં બાળકોનાં ફરજંદોને પણ લાગવાનું કલંક? છે કોઈ જગતમાં એવું પાપ જે અમને વળગ્યું ન હોય? એક પિતાએ જ કરેલું તેના પિતાનું ખૂન; સ્વજન્મની શય્યાને જ જેણે અભડાવી મૂકી ને એમ કરીને જે કૂખે એ જન્મ્યો તે જનની સાથે જ જારકર્મ કર્યું; એ 'બ્રાન્ડ'નાં તમને પણ ગણવામાં આવશે. તો એ ઘડીએ તમે પતિઓની શોધ ક્યાં ચલાવશો? કોઈ પણ પતિ તમારે માટે નહિ હોય, મારી દીકરીઓ, એટલું તો સમજો છો ને? પરાણે ધારણ કરેલા કૌમાર્યવ્રતમાં જ તમારા દિવસો પૂરા થવાના એ નક્કી છે.

મીનોસિયસના પુત્ર, હજુય તમે તો સ્વજન છો. તમે તો તેમના માટે પિતાતુલ્ય છો; હું તો હવે પિતા મટી ગયો – જોકે હું તો એમના જન્મનું નિમિત્ત હતો. અનાથ એવી અમારી દીકરીઓ શું ઘર વગરની ઘેરઘેર રખડશે અને પતિ વગરની કુંવારી જ રહેશે? હું જે જોઈશ એવા દિવસો જોવાનો વારો એમને હરગિજ ન આવે. સંભાળ રાખજો એ બાપડીઓની, હજુ તો એ બન્ને નાની છે, બિચારીઓ, તમારા સિવાય બીજાને માટે તો એ ખોવાયેલી છે. શું તમે એમને શરણમાં નહિ લ્યો?... લાવો તમારો હાથ, સોગંદ લઈને વચનબદ્ધ થવા.

(ક્રેયોન એનો હાથ આપે છે.) મિત્ર! મારી દીકરીઓ, મોટી થશે ત્યારે ઘણુંબધું સમજશે;

અત્યારે તો તમે સહન નહિ કરી શકો. પણ તમે દેવને પ્રાર્થના કરો ત્યારે આટલું તો માંગજો : કુશળથી સહેજ પણ વધુ ને જરાય ઓછું પડે તે માટે જીવનનાં દાન માંગશો નહિ, અને એમ કરીને તમારા પિતા કરતાં તો અદકું જીવન જીવી જજો.

ક્રેયોન: બસ બસ, બહુ થયું. આપ હવે અંદર પ્રસ્થાન કરશો?

ઈડિપસ: મારી ઇચ્છા તો નથી, પણ હું અંદર ચોક્કસ જઈશ.

ક્રેયોન: બધી વસ્તુઓ આખરે નિયમને અધીન છે.

ઈડિપસ: તો પછી વચન આપો છો ને મને?

ક્રેયોન: કયું વચન?

ઈડિપસ: મને દૂર મૂકી આવવાનું.

ક્રેયોન: એ નક્કી કરનાર તો દેવ છે, હું વળી કોણ?

ઈડિપસ: કોઈ દેવ ને વળી તે પણ મારા જેવા માટે વાણી ઉચ્ચારે?

ક્રેયોન: તો પછી તમારી ઇચ્છા પ્રમાણે થશે.

ઈડિપસ: અને તમારી સંમતિ?

ક્રેયોન: હું જાણું છું તેથી વિશેષ કંઈ બોલતો નથી.

ઈડિપસ: (સંતોષ પામતો, પણ અચકાતાં, અચકાતાં) મને લઈ જાવ.

ક્રેયોન: તો પછી જાવ.

(ઈડિપસ મહેલ તરફ જાય છે.)

પણ રાજકુમારીઓ ભલે અહીં રહેતી.

ઈડિપસ: ના, ના, મારી દીકરીઓને મારાથી

વિખૂટી ના પાડશો, ના, કદી નહિ.

**ક્રેયોન:** તમે આજ્ઞા નહિ આપી શકો. હવે તો મારા આદેશને તમારે તાબે થવાનું છે. તમારી સત્તાનો હવે અંત આવ્યો છે.

(ઈડિપસને દોરી જાય છે.)

**કૉરસ:** થબાઈસનાં પુત્રો અને પુત્રીઓ, જુઓ: આ ઈડિપસ એક સમે માનવોનો સરતાજ, અગમ્ય ઘેરાં રહસ્યોની ચાવી એની પાસે હતી; આ રાજવીની સહજપ્રાપ્ત રિદ્ધિસિદ્ધિની તો સૌ લોકને ઈર્ષ્યા થતી હતી; જુઓ, દુર્દૈવની સંપૂર્ણ ભરતી એના માથે જાણે કેવી ધરબી પડી છે! તો પછી એટલું તો સમજો કે મર્ત્ય એવા માનવીએ પોતાના મોતને કેવું ધ્યાનમાં લેવું જોઈએ! અને આજથી ધરતીના કોઈ માનવીને એ સુખિયો છે એમ કહી નવાજશો મા; અંતકાળે, કબરમાં માનવીને શાંતિ મળે અને એના સુખને પણ એની સાથે દફનાવાય ત્યાં સુધી તો નહિ જ.

[સંપૂર્ણ]

તા.ક. 'કિંગ ઈડિપસ'નો અનુવાદ આ અંક સાથે પૂરો થયો છે. સૉફોક્લીઝના આ વિખ્યાત નાટક વિશેની ટૂંકનોંધ નીચે આપી છે. – વિ. પ્ર. ત્રિવેદી.

**કિંગ ઈડિપસ'**

**લે. સૉફોક્લીઝ**

'કિંગ ઈડિપસ' અથવા 'ઈડિપસ ધ કિંગ' જે 'ઈડિપસ રેક્સ' કે 'ઈડિપસ ટાયરેનસ'ના નામે ઓળખાય છે તે, નાટ્યકાર સૉફોક્લીઝ (આ. ઈ.પૂ. ૪૯૫-૪૦૬)ની ગ્રીક ટ્રેજેડીને ઉત્તમ ઉદાહરણ ગણીને ઍરિસ્ટૉટલે તેના 'પોએટિક્સ'માં ટ્રેજેડીની વ્યાખ્યા કરી છે. આ નાટકમાં માનવહૈયાના અંતરિયાળને સમૂળગું બાળી નાખતા કરુણ વાસ્તવનું ભવ્ય આલેખન થયું છે. ફ્રૉઇડનો માતૃરાગ સમજાવતો ઈડિપસગ્રંથિનો સિદ્ધાંત આ નાટકમાંથી ઉદ્ભવ્યો છે.

ગ્રીસના થબાઈસ નામના નગરના બદનસીબ રાજા ઈડિપસની કથાથી બીજું વિશેષ કરુણ શું હોઈ શકે ? રાજા લાયસ અને રાણી યોકાસ્તા તેમનો પુત્ર પિતાનો હત્યારો અને સગી માતા સાથે લગ્ન કરનારો થશે એવી આગાહીથી અત્યંત ભય પામીને પુત્રને બે પગે બેડી બાંધીને એક ભરવાડ દ્વારા જંગલમાં છોડી દેવાનો ઘાતકી પ્રપંચ રચે છે. પરંતુ ભાગ્યને અધીન તે બાળક કૉરિન્થના નિ:સંતાન રાજાની પાસે ઊછરે છે. ઈડિપસનો અર્થ જેના પગે સોજો આવ્યો છે તે. તે બાળકને કાળક્રમે પોતાના વિષે પ્રયોજાયેલી ભવિષ્યવાણીની જાણ થાય છે. ઈડિપસને પોતાનું ભાગ્ય બદલવું છે તેથી કૉરિન્થમાંથી તે ભાગી જાય છે. થબાઈસ નગરના દ્વારે તે પહોંચે છે. સ્ફિન્ક્સ નામની ડાકણ નગરવાસીઓને હેરાનપરેશાન કરે છે. ઈડિપસ તેના યક્ષપ્રશ્નોના જડબાતોડ જવાબો આપે છે. નગરજનો તેની વરણી પોતાના રાજવી તરીકે કરે છે. પરંપરાના સંદર્ભમાં તે વિધવા રાણી જે વાસ્તવમાં પોતાની જનની છે તે યોકાસ્તાનો પતિ બને છે. યોકાસ્તાથી થયેલ ચાર સંતાનોમાં બે પુત્રો તે પૉલિનિસેસ અને એટિયૉક્લીઝ તથા બે પુત્રીઓ તે ઇસ્મેન અને ઍન્ટિગોન.

'કિંગ ઈડિપસ' નાટકની શરૂઆત રાજપુરોહિત અને નગજનોની કેફિયતથી થાય છે. થબાઈસ નગરમાં પ્લેગ ફેલાયો છે. તેના મૂળમાં શું કારણ છે તે જાણવા રાજા ઈડિપસ યોકાસ્તાના ભાઈ ક્રેયોનને ડેલ્ફીના દેવસ્થાનમાં મોકલે છે. દેવ કહેવરાવે છે કે નગર પરના અભિશાપને નિવારવા લાયસના ખૂનીને શોધીને નગરની બહાર કાઢી મૂકવો જોઈએ. તૈરેસિયાસ નામનો અંધ ભવિષ્યવેત્તા છેવટે ઈડિપસે જ આ હત્યા કરી છે એમ ખાતરીપૂર્વક કહે છે. બાળકને જંગલમાં છોડી દેનાર ભરવાડ પણ સાક્ષી પૂરે છે. એટલામાં કૉરિન્થથી રાજા પૉલિબસના અવસાનના સમાચાર સંદેશવાહક લાવે છે, અને ત્યાંના નગરજનોએ ઈડિપસની રાજા તરીકે વરણી કરી છે તેમ જણાવે છે. તે દૂત ઈડિપસના બાળપણનો સાક્ષી છે. પોતાનો સગો પુત્ર પોતાનો પતિ છે, અને તેનાં ચાર સંતાનોનો તે જ પિતા છે એમ જાણતાં રાણી યોકાસ્તા આપઘાત કરે છે. ઈડિપસ પોતાને જગતનો સૌથી મોટો પાપી ગણી પોતાની આંખો ફોડી નાંખે છે અને પોતાના સાળા કે મામા ક્રેયોનને પોતાની મીઠડી પુત્રીઓની સંભાળ રાખવાનું કહી નગરત્યાગ કરે છે.

□

# વસંતનું સામ્રાજ્ય*

આચાર્ય વિજયપ્રદ્યુમ્નસૂરિ

*"ચલ હંસા! વાં દેસડાં*
*જાં બારે માહ વસંત."*
પ્રદ્યુમ્નસૂરિ.

તત્ર આદરણીય શ્રી ભાયાણીસાહેબ,
યોગ્ય, સ્નેહભીના ધર્મલાભ.

મુંબઈથી તમારા આવ્યાના સમાચાર મળ્યા તેવામાં જ અમારો વિહાર નક્કી થયો તેથી મળવાનું ન બન્યું, અને અમે ઈડરિયો ગઢ જીતવા નીકળી પડ્યા. આમે અમે સતત બાર મહિનાથી અમદાવાદની હવામાં ગૂંગળાઈ ગયા હતા તેથી જેવી ખુલ્લા આકાશ અને ખુલ્લાં ખેતરોની વચ્ચે ટહેલવાની તક મળી તેવી તરત ઝડપી લીધી. કોબા ગાંધીનગર છોડીને જેવા અમે હિંમતનગરના રસ્તે ધણપ ગામની સીમમાં પહોંચ્યા ત્યાં જ અમને જાણે મોતના મોંમાંથી પ્રકૃતિની ગોદમાં આવી ગયાનો અનુભવ થવા લાગ્યો. દૈયડ, દરજીડા ને લક્કડખોદના કર્ણમધુર કલરવ કેટલા વખતે સાંભળ્યા. પછી એ રસ્તે પ્રાંતિજ, હિંમતનગર વટાવીને પોશીનાના ધૂળિયા માર્ગે ચાલ્યા ત્યાં તો અમારો મિજાજ પલટાઈ ગયો. કુદરતના સાંનિધ્યમાં અમારું મન બાળક જેવું નિર્દોષ બની ગયું. મોટા નગરના માણસ મટી ગયા. અને વસંતે ફેલાવેલા સામ્રાજ્યમાં આળોટવા લાગ્યા. શિરીષનાં સુગંધ ઝરતાં પુષ્પના ગુચ્છના ગુચ્છ જોઈને તો મનોજ ખંડેરિયાની પેલી પંક્તિ વગર નોતરી જીભે સવાર થઈ ગઈ :

*"આ ડાળ ડાળ જાણે કે રસ્તા વસંતના,*
*આ ફૂલ બીજું કાંઈ નથી, પગલાં વસંતનાં."*

આ વસંતે તો ધરતીનું રૂપ જ બદલી નાંખ્યું. વસુંધરા જ બની ગઈ. મહુડાનાં ધીંગાં વૃક્ષોની તો હાર જ જોઈ. કેવાં મોટાં. એકાદ પણ ક્યાંય દૂર ઊભું હોય ને તોય તુરત આપણને જણાવી જ દે, જુઓ, અહીં અડીખમ ઊભું છું. તેની જેમ જ ડગલે ને પગલે સ્નિગ્ધ છાયા પાથરતું રાયણવૃક્ષ જોયું. તો તેની નજીકમાં ચારે-તરફ નીલશ્યામ સઘન છાયામંડિત રાયણવૃક્ષ મળ્યાં. કવિ શુભવીરે "રૂડો માસ વસંત ફળી વનરાજી રે, રાયણ ને સહકાર વા'લા" એ ઢાળમાં રાયણને આંબાની સાથે જ મૂકી દીધી છે. પછી તો નેળિયામાં ચાલ્યા. ત્યાં બંને બાજુ સુગંધના ફુવારા જેવાં મકરોળ મળ્યાં. એકદમ લીલાંછમ પાંદડાંથી ભરચક અને ઝીણાં ઝીણાં સફેદ પુષ્પોને વેરતાં મકરોળ. જે દિવસે અમે પોશીના પહોંચ્યા (૧૮/૩) તે દિવસે છાપામાં વાંચ્યું કે આજે પશ્ચિમ આકાશમાં ચંદ્ર, શુક્ર અને શનિ એ ત્રણે નજીક નજીકમાં જોવા મળશે અને આવો ત્રણેનો એક સાથે દર્શનયોગ સામાન્ય રીતે દુર્લભ હોય છે. અમને એ પોશીનામાં સાંજે સ્વચ્છ, નીલ અને નિરભ્ર આકાશમાં પ્રસન્નકર દર્શન થયાં. શહેરમાં તો આની સંભાવના જ ક્યાં રહે ? વાહનોનાં, કારખાનાનાં ધૂમ્રવલયોનું એક પડલ જ આકાશમાં છવાયેલું હોય છે. જ્યાં સ્વચ્છ આકાશ પણ જોવા નથી મળતું ત્યાં આ ગ્રહ-નક્ષત્રની વાત તો દૂર જ રહે. પોશીનાથી સવારે વિહાર કર્યો ત્યારે એક વિસ્મય અને મૂંઝવણનો અનુભવ થયો. રસ્તામાં અંકોલ્લ – જેને સાંબરકાંઠાના ગ્રામ્ય જનો અંકોલા કહે છે તે–ની વાડની વાડ જોઈ અને તેનાં કેસરાંવાળાં કંદમાં નાનાં ફૂલ જોયાં. ફૂલ શું, ફૂલના ગુચ્છ જ જોયા. તેના પર ભમરીનો ગુંજારવ પણ ચાલુ હતો. તેની માદક સુગંધ મને વીંટળાઈ વળી. નાકને સ્વસ્થ કરી સહેજ ઊંડેથી શ્વાસ લીધો અને એ પરિમલથી ફેફસાં ભરી લીધાં. આ પહેલાં એકલ-દોકલ અંકોલ જોયાં હતાં, પણ આ તો જાણે તેનું વન હોય તેવું જોયું. ત્યાંથી સહેજ આગળ ગયા ને શિરીષની વૃક્ષવીથિકા જોઈ. પુષ્પો તો પાંદડાંથી પણ વધુ હતાં, પણ સુગંધ ન હતી.

---

* આચાર્ય વિજયપ્રદ્યુમ્નસૂરિનો ડૉ. હરિવલ્લભ ભાયાણી પરનો પત્ર.

બે વાર નાકને સાબદું કર્યું. પણ પરિણામ શૂન્ય. થોડી વાર ત્યાં ઊભા રહ્યા. એકબે વટેમાર્ગુઓ નીકળ્યા તેમને પૂછ્યું. ફૂલ તો આટલાં બધાં છે, પણ તેની સોડમ કેમ નથી આવતી ? કહે : પવન નથી. મને એકબે પંક્તિ સ્ફુરી આવી.

(પૃથ્વી)

*શિરીષ ફૂલથી લચી સકળ ડાળખી જો અહીં,*
*દીસંત થડડાળમાં પરણથી વધુ ફૂલડાં,*
*સુગંધ ભરપૂર છે, સુમન એકલાં શું કરે ?*
*સ્વયંગતિ ન થૈ શકે, ચરણ પંગુ જંતુ સમા,*
*સુગંધ ફરતી બધે પવનચાખડી પહેરીને,*
*ચડી સમીરને ખભે ઘૂમત એ દિશે દિશ મહીં.*

આવી પંક્તિ ગણગણતો હતો ત્યાં મંદમંદ પવન વાયો અને તેમાં શિરીષની સુગંધ ભરાઈ. આ સુગંધ સાવ નિરાળી. મોગરાની જુદી, મીઠી અને મનોહર. મહુડાંની જુદી, માદક અને મીઠી. મકરોળની પણ જુદી. આ બધાં પુષ્પોનો સમૂહ ભેગો થાય અને વાતાવરણમાં જે સુંગધ છલકાય તેથી તે મનભર બની જાય.

વળી પાછાં રાયણનાં ઝાડ પણ આવતાં જ ગયાં. ધૂળિયો રસ્તો. રસ્તો શું, નેળિયું જ કહો ને ! બન્ને બાજુ વાડ અને તે પણ થોરની નહીં. વાડે વાડે આંબા, લીંબડા, એવાં ઘટાદાર છાયા પાથરતાં વૃક્ષોની જ હાર. વાડમાં ચણોઠીના વેલા જોયા. તો છૂટાંછવાયાં કેસૂડાં પણ એનાં ભગવારંગી પુષ્પો સાથે ઊભાં હતાં. તમામ કેસૂડાનાં વૃક્ષની નીચે લક્ષ્મીજીના કપાળમાંથી ખરી પડેલું સુકાયેલું કંકુ પડ્યું જ હોય. હવામાં કોઈ ભેળસેળ ન હોવાના કારણે લીમડાની માંજર પણ મહેક મહેક થતી હતી.

આમ વસંતનું સામ્રાજ્ય ચારે બાજુ છવાયેલું માણ્યું. દેશી મેંદીની સુગંધ સાંજના સમયે ભરપૂર આવે. કેટલાંય નામીઅનામી વગડાઉ ફૂલોની આછી સૌરભથી પેલી 'વસંતવિલાસ'ની પંક્તિ યાદ આવી ગઈ–

*"દહ દિસિ પસરઈ પરિમલ, નિરમલ થ્યા દિશિઅંત."*

આકાશ ચોખ્ખું અને નિરભ્ર હોય, અવનિ વૃક્ષો, વેલા ને વિમલ ઝરણાંથી ભરી હોય અને ઋતુ વસંત હોય, ગામની સીમમાં સવારનો સમય હોય તો આનંદથી ઝૂમી ઊઠવા બીજું શું જોઈએ !

બસ, આવી વસંત બારે માસ હોય અને તમારા જેવા રસિક વિદ્યાપુરુષ સાથે હોય. પછી મોજ અને લહેર જ લહેર. બસ હવે અટકું – આનો તો અંત જ નથી ને !

□

**સ્મૃતિ-કૂંપળ**

*અસ્તિત્વની ડાળે*
*ખરતું પાન*
*ના ના મૃત્યુ*
*એ તો*
*અમ નયનડાળે ફૂટતી*
*સદાય અલોપિત*
*સ્મૃતિ-કૂંપળ !*

**ભરત પડિયા 'સ્પંદન'**

પ્રીતિ સેનગુપ્તા

**રામાયણ-પરાયણ**

એક ઘણો લાંબો કાળ એવો હતો કે જ્યારે મને ભેટમાં જોઈતાં હતાં કેવળ પુસ્તકો, અને મારી સૌથી મનગમતી પ્રવૃત્તિ હતી વાચન. પછી સાબરમતીના પાંખા વહેણમાં પાણી અચકાતાં અચકાતાં વહેતાં ગયાં. કેવી એવી જ ધીમી ગતિએ જીવન બદલાતું ગયું. પુસ્તકો મૂકવાની જગ્યા ઘરમાં ખૂટતી ગઈ, પુસ્તકાલયના ઉપયોગમાં ડહાપણ વર્તાયું, ને પ્રકાશ-સભર દરેક દિવસ પોતે જ ભેટ-રૂપ બનતો ગયો. મનગમતી પ્રવૃત્તિ? એ એકમાંથી બે થઈ – પ્રવાસ અને લેખન. વાચનનો સમય આ કારણે ઘણો ઘટી ગયો. પણ લગભગ સાથે જ, પુસ્તકોનાં અવલોકન વાંચવાની દઢ ટેવ પડી. એ ઘણો મોટો, પક્વ વયને શોભે તેવો, લાભ થયો ગણાય. અલબત્ત, આ આખા અનુભવમાં સંદર્ભ મુખ્યત્વે વિદેશમાં લખાયેલાં, ને છપાયેલાં પુસ્તકોનો છે – હું મુખ્યત્વે વિદેશમાં રહું છું તેથી.

સમયનો દેખીતો અભાવ હોવા છતાં ક્યારેક એવું પુસ્તક હાથમાં આવી જતું હોય છે કે જેને માટે બીજું ઘણું બાજુ પર મૂકી દેવું પડે. પછી એની વાત કરવાનું મન થાય – બોલીને, લખીને! આવું એક પુસ્તક છે 'Arrow of the Blue-skinned God' ('ઍરો ઑફ ધ બ્લુ-સ્કિન્ડ ગૉડ'). એના લેખક અમેરિકન છે. નામે Jonah Blank (જોનાહ બ્લૅન્ક). શીર્ષક પરથી તરત સમજાતું નથી કે કયા 'ગૉડ'ની વાત કરતા હશે, ને તેથી પેટાશીર્ષક અપાયું જ છે- 'Retracing the Ramayana Through India' ('ભારતમાં રામાયણને શોધી કાઢતાં').

રામના જીવનને આમ અનુસરવાનો વિચાર શ્રીમાન બ્લૅન્કને ક્યાંથી આવ્યો હશે, તે એ જણાવતા નથી, પણ રામાયણનો એમનો અભ્યાસ, અને ભારતની ભૂગોળ સાથેની એમની પરિચિતતા, પુસ્તકમાં સ્પષ્ટ થતાં રહે છે. રામની જેમ અયોધ્યાથી શરૂ કરીને એ ચિત્રકૂટ, નાસિક પાસે અગસ્ત્યના આશ્રમ પર, કિષ્કિન્ધા, રામેશ્વર અને લંકા સુધી ગયા. ઉપરાંત, આગળ-પાછળ ભારતનાં, તથા શ્રીલંકાનાં, ઘણાં બીજાં શહેરોમાં પણ ફર્યા. આમુખના આરંભનાં વાક્યો આ છેઃ "એક એવી કથાની કલ્પના કરો કે જે (ગ્રીક મહાકાવ્ય) 'ઑડિસી', ઈસપની વાર્તાઓ, 'રોમિયો અને જૂલિયેટ', બાઈબલ, અને (લોકપ્રિય વિજ્ઞાની સાહસી કલ્પિત વાર્તા) 'સ્ટાર વૉર' એ બધું જ હોય. એક એવી કથાની કલ્પના કરો, જે સાહસ ને સૂક્તોક્તિ, પ્રેમાખ્યાન ને ધર્મ, અતિ-કાલ્પનિક ને દાર્શનિક વગેરેનું સંમિશ્રણ કરતી હોય. એક એવી કથાની કલ્પના કરો કે જેના દ્વારા કિશોર-કિશોરીઓ વિસ્મિત થતાં રહે, હૃષ્ટપુષ્ટ પુરુષોને (પણ) જે રડાવી રહે, અને વૃદ્ધ સ્ત્રીઓ જેનાથી સ્વપ્નિલ બનતી રહે. આવી એક કથા ભારત (ઇન્ડિયા)માં મોજૂદ છે, અને એને 'રામાયણ' કહે છે."

લેખક શ્રી બ્લૅન્કનો અભિગમ આ પુસ્તક લખવામાં વિદ્વત્તાપૂર્ણ હતો, અને નિર્દોષ હતો. પણ ઇત્તફાક એવો આશ્ચર્યજનક થયો, કે પ્રકાશનના અઢી જ મહિના પછી આજના અયોધ્યામાં પેલો ભયંકર અને શરમપ્રેરક બનાવ બન્યો. પહેલા પ્રકરણમાં એમણે બે કોમ વચ્ચેના તનાવના જે અનુભવ વર્ણવ્યા હતા તે ખરેખર, સળગતો દાવાનળ બની ગયા હતા. બીજી આવૃત્તિના આમુખમાં શ્રી બ્લૅન્ક કહે છે કે "કદાચ (ઘણા રાજકારણીય) લોકોએ રામાયણ ફરી વાંચવું જોઈએ." એમાં રામે પૃથ્વી પરના સૌથી મોટા પાપીઓની યાદી આપતાં "જે બધાં બીજાં સાથે એમની એમની માન્યતાઓ અને ભગવાનો માટે લડે છે" તે બધાંને ગણાવ્યાં છે.

પણ લેખકનો ઉદ્દેશ ભારતીય જીવનની 'સમજૂતી' આપવાનો હતો જ નહીં, પણ પ્રવાસી અને નિરીક્ષક તરીકે એ જે પામ્યા તે વાચકો સુધી પહોંચાડવાનો હતો; અને લાખો-કરોડો લોકોને સદીઓ સુધી જેણે પ્રેર્યા કર્યા છે તે મહાકાવ્ય રામાયણનો સંદર્ભ રાખી આજના 'ઇન્ડિયા'ને જોવાનો હતો. આ કામ

એમણે ઘણી પ્રશસ્ય રીતે કર્યું છે, એમ મને લાગે છે. એમના લેખનના સૂરમાં નથી ખોટા પૂર્વગ્રહ, કે નથી કૃત્રિમ ઉદારતા, એટલે વાંચતાં ભારતીય વાચકને અપમાનનો ભાવ નથી થતો.

પુસ્તકને શ્રી બ્લેન્કે બાર પ્રકરણોમાં વહેંચ્યું છે. 'આરંભો' તથા 'અંતો' નામોની વચ્ચેનાં દસ શીર્ષકો છે 'નિયતિ, રાજાઓ, સ્વામીઓ, વર્ણ, ભ્રાંતિ, દુષ્ટતા, પ્રજાતિ, વિધિ, યુદ્ધ, પ્રેમ.' ફક્ત શીર્ષકોથી એમના કથનનો કે કથન-શૈલીનો ખ્યાલ નથી આવવાનો. એ તો જેમ પુસ્તક વાંચતાં જઈએ તેમ જ મળતો જાય છે. દરેક પ્રકરણની શરૂઆત રામાયણના પ્રસંગોથી થાય છે, ને પછીનાં પાનાં એ પ્રસંગોને સમુચિત સમકાલીન અનુભવો, નિરીક્ષણો અને મુલાકાતોના ઉલ્લેખોથી ભરાતાં રહે છે. બંને સૂત્રોની સંસક્તતા ખૂબ સરસ, અને સ્પષ્ટ, રીતે ઊપસી આવે છે. દરેક શીર્ષક યથાર્થ લાગે છે. અલબત્ત, ભારતીય છીએ તેથી આપણને આ કૃતિમાં રસ પડે તે સ્વાભાવિક છે. કોઈ બીજા મહાકાવ્યની અને કોઈ બીજા દેશની જો વાત હોત તો કદાચ એ ખૂબ ધ્યાનાકર્ષક ના લાગત. પણ ત્યારે, અસંખ્ય બિન-ભારતીય લોકોએ પણ આ કૃતિ વાંચી ને ખરીદી છે જ ને.

કૈકેયીની સ્વાર્થી માગણી અને રામના વનવાસ-ગમનથી પુસ્તકની શરૂઆત થાય છે. જે બન્યું તેમ જ જે બધું બને છે તેનું કારણ નિયતિ છે. દરેક જણને એક-એક સ્ક્રિપ્ટ આપવામાં આવેલી હોય છે, અને દરેકે એ શ્રદ્ધા રાખવાની હોય છે કે એના રચયિતાએ પોતાને માટે સુખાંત લખ્યો હોય. પછી લેખક નિયતિની રહસ્યમતાને એક ભુલભુલામણી સાથે સરખાવે છે, ને કહે છે કે બહાર નીકળવાનો માર્ગ જરૂર એમાં હોય છે જ, જેને આપણે શોધતાં રહેવાનો હોય છે. અવધના રાજ્યમાં અઢારમી સદીમાં બંધાયેલી જૂની, જટિલ ભુલભુલામણીમાં ફરતાં ફરતાં એવાં જ બીજાં ફરનારાં સાથે કરેલી વાતો નોંધી લેખક આ મત દૃઢ કરે છે. માર્ગમાં, મુસાફરીમાં મળી જતા સાવ અજાણ્યા, સાવ સામાન્ય લોકો સાથે શ્રી બ્લેન્ક વાતચીત, ચર્ચા અને પ્રશ્નોત્તરી કરતા જ રહે છે, અને પ્રકરણનું રેખાંકન શીર્ષક-યોગ્ય થતું રહે છે. કોવાલમ્ (કેરળ) સાગર-કિનારા પર એમને એક 'જ્યોતિષી' મળે છે. કોઈએ ના કહ્યું હોય એવું ભવિષ્ય કહી આપવા માટે એ પંદર જ રૂપિયા માગે છે. દેવ-દેવીઓનાં ચિત્રો (રામ ને સીતા, લક્ષ્મી, વિષ્ણુ, કૃષ્ણ, હનુમાન, કાલી, દુર્ગા ઇત્યાદિ) દર્શાવતાં, જાતે બનાવેલાં, પત્તાંમાંથી એક સાચું પત્તું ઉપાડી આપતો હતો એમની પાસેનો પોપટ! લેખક જ્યારે પૂછે છે કે ફરી પોપટ પાસે પત્તું ઉપાડાવીએ, તો એ કયું ઉપાડે-બીજું કે એનું એ જ? ત્યારે એ રાહદારી 'જ્યોતિષી' જવાબ આપે છે કે ભલે ને ગમે તેટલા પૈસા મળતા હોય, એ બીજી વાર વ્યક્તિનું ભવિષ્ય કદી કહેતા જ નથી. "આ જિંદગીમાં જે પત્તાં આપણને મળ્યાં હોય એમાંથી જ આપણે બધાંએ બાજી રમવાની હોય છે."

રામાયણની કથા આમ તો સમાજના પ્રત્યેક વર્ગ માટે છે, પણ એ કથા છે એક રાજકુમાર વિષેની. રામ આમ તો દરેક વ્યક્તિને ઉદાહરણ પૂરું પાડે છે, પણ વિશેષ રીતે, જેની પાસે શાસનની જવાબદારી છે એ બધાને પૂરું પાડે છે. લેખકના એક વાક્ય "સુખી રાષ્ટ્ર એ છે કે જ્યાં સારો રાજા હોય" પરથી સમજી જવાય કે પ્રકરણમાં રાજકારણની વાતો હશે. જયપુરના 'ચાલીસમા મહારાજ' ભવાનીસિંહ, બનારસના 'મહારાજા' ભક્તિનારાયણસિંહ સાથે ખાસ લીધેલી મુલાકાતોના વર્ણનની સાથે સાથે સમકાલીન રાજકારણની અસરોનો ચિતાર પણ લેખક 'રાજાઓ' પ્રકરણમાં આપી રહે છે. "કદાચ રાજતંત્રના બદલામાં લોકતંત્ર લઈને ઇન્ડિયાએ કશું ગુમાવ્યું છે. રાજાઓ પ્રજા માટે પિતા સમાન હતા. રાજાઓ માટે પ્રજા સાથેનાં બંધન સન્માન્ય અને પવિત્ર હતાં. અને ત્રણ હજાર વર્ષ પહેલાં, રામ જેવા રામને પિતાની આજ્ઞા પાળવામાં ક્યાં અપમાન લાગ્યું હતું?"

દંડકારણ્યમાંના ઋષિઓ, તેમ જ એમને સતત કનડતા રાક્ષસો સાથેની વિવિધ પરિસ્થિતિઓ પછી પણ ગૂંચવાયેલા રહેલા રામને છેવટે અગસ્ત્ય મુનિ કહે છે કે સત્ય માટેની શોધ દરેકે પોતાની મેળે પોતાની રીતે કરવાની હોય છે, "જ્યારે વ્યક્તિ ખરેખર સમજે છે કે

પોતે કોણ છે ત્યારે એને જાણ થશે જ કે એ ઈશ્વરનો અંશ છે.'' રામ તો ક્ષત્રિય હતા, અને એમની ફરજ રક્ષા કરવાની હતી, તે છેવટે એ સમજે છે, પણ કુટુંબ-કબીલા છોડીને જે હજારોના હજારો લોકો સાધુ બની જાય છે, એમાંના કેટલાક ઉદાત્ત, સંતુષ્ટ છતાં સાધારણ સાધુઓ વિષે લેખકે સહાનુભૂતિથી, અને અપાર સ્નેહથી લખ્યું છે. ''સાધુઓ ઇન્ડિયાના આત્માના રક્ષકો છે. લગભગ દરેક ભારતીય વીર-પુરુષ એના હૃદયથી સંન્યાસી છે.'' તો મધર ટેરેસા સાથેની મુલાકાત પછી શ્રી બ્લૅન્ક માનતા થઈ ગયા કે એ કેવળ અમર ખ્રિસ્તી 'સેઇન્ટ' નહીં, પણ હિન્દુ ઋષિ તરીકેનાં બધાં લક્ષણ ધરાવતાં હતાં.

વર્ણ વિષેની વાત કેવી સરસ રીતે થઈ છે એનો એક જ દાખલો આપું. રોજના પિસ્તાલીસ રૂપિયા કમાતો, ગરીબ. પણ સુખી, સુથાર – જાતે શૂદ્ર – કહે છે, ''દરરોજ મારા મનથી હું એમને (રામને) પૂજું છું, કારણ કે એમના થકી એક ગરીબ સુથાર પણ સાચેસાચ ભગવાન થઈ શકે છે.'' લેખક જાણે એને સલામ કરતાં મનોમન વિચારે છે, ''પશ્ચિમનો ઈશ્વર (ઈશુ) પણ ગરીબ માણસ હતો. એ પણ સુથાર હતો, સુથારનો જ પુત્ર હતો. એના નખની અંદર પણ લાકડાનો વહેર ભરાયેલો રહેતો હતો.''

''ભ્રાંતિ'' એટલે સુવર્ણ-હરણથી સીતા-હરણ સુધીના પ્રસંગ. પણ ભ્રાંતિ એટલે અરુણ ગોવિલ પણ ખરા, જેમણે દૂરદર્શન પર ભગવાન શ્રી રામચંદ્રનું સ્વરૂપ ધારણ કર્યું હતું. ભ્રાંતિ એટલે દૂરના એ દર્શનને સત્ય માની બેસવું. ભ્રાંતિ એટલે બૉલિવુડમાં માનવું અને મુંબઈની – મારીચની માયાજાળ જેવી – વાસ્તવિકતાથી આંખો ફેરવી દેવી.

રામ જેવા રામ (રાવણની) દુષ્ટતાનો જવાબ દુષ્ટતાથી આપવા તત્પર થઈ ગયા હતા. અને વાલીની હત્યાનું શું? સીતાની અગ્નિ-પરીક્ષાનું શું? લેખક લંબાણપૂર્વક પંજાબ, ખાલિસ્તાનની ચળવળ, અમૃતસરને આમાં સાંકળે છે. ખુશવંતસિંહ સાથેની મુલાકાત પણ એ ચૂક્યા નથી. છેલ્લે એ ગુરુ ગોવિંદસિંહના શબ્દો ટાંકે છે, ''જ્યારે બીજી બધી રીતો નિષ્ફળ ગઈ હોય ત્યારે તલવાર ઉપાડી શકાય છે.''

આર્ય અને દ્રવિડ પ્રજા પહેલેથી જ એકમેકથી અલગ રહી છે, પણ એ બંને દ્વારા જ ભારતને બધા પ્રકારની પ્રાપ્તિ થયેલી છે – મહાકાવ્યો, વેદો, અન્ય પંથો, ભક્તિ-રીતિ ઇત્યાદિ. પ્રજાતિઓ માટેની અસહિષ્ણુતા સમગ્ર વિશ્વમાં રહેલી છે – એક સંસ્કૃતિના આરંભથી આ વૈદ્યુતિક યંત્રયુગ સુધી.

હિન્દુઓ માટે પૂજા અને વિધિ જીવનરીતિ બનેલાં છે. ભારતીય જીવનનું ભાગ્યે જ કોઈ પાસું ધર્મ સાથે સંકળાયેલું નહીં હોય. રામ દેવોની કૃપા માટે પ્રાર્થના કરતા હતા, એટલું જ નહીં, પણ રાવણ સુધ્ધાં સાચો ભક્ત હતો. તે કાળથી દેવો પાસેથી માગણી મોક્ષ માટેની નહીં, પણ આ જીવનમાં સુખ માટેની થતી આવી છે. આવાં 'સ્થૂળ' પાસાંની સાથે 'સૂક્ષ્મ' જે બાજુ ચાલતી રહે છે, તે છે 'આત્મન્'ની શોધ.

રામ અને રાવણ, તથા વાનરસેના અને રાક્ષસ-સેનાની વચ્ચેનું યુદ્ધ પૂરતું લંબાણ પામ્યું છે, પણ એ પછી, આજની શ્રીલંકામાંની સ્ફોટક પરિસ્થિતિ પાનાં ને પાનાંમાં વર્ણવવામાં આવી છે.

રામાયણ શું ખરેખર પ્રેમ-કથા કહેવાય? એમાં ફરજનું ભાન, ગૌરવનો આગ્રહ વધારે ન હતાં? પણ રામે ડહાપણપૂર્વક દસ હજાર વર્ષ રાજ્ય કર્યું, ને એ દરમ્યાન દરેક પશુ, પંખી ને પ્રજાજનનાં જીવન સંપૂર્ણ સુખથી સભર હતાં. 'પ્રેમ' પરના પ્રકરણમાં લગ્ન, દાંપત્યચ્યુતિ, કૌટુંબિક ભાવના, સંતાનો, ગરીબી, ભિખારીઓ વગેરે માટેનાં નિરીક્ષણ થયેલાં છે. અને આજની સ્ત્રી? એ બે ડગલાં પાછળ ચાલવાની? ને છતાં સીતા પાસેથી એ ઘણું શીખી શકે તેમ છે – સીતાનાં ધૈર્ય, ભક્તિ, કરુણા, પ્રેમ.

આ પુસ્તકનાં કેટલાંક વાચકોને લેખકનો સૂર ઘણી વાર ઉપદેશાત્મક લાગ્યો છે. બીજી ચર્ચાવિચારણાઓની અંદર શ્રી બ્લૅન્ક અંગત વાતો ઘણી વાર લાવે છે, એ સાચું છે, પણ અંતે નમ્ર ભાવે એ સ્વીકાર કરે છે કે રામ અને સીતા વચ્ચે જે પ્રેમ હતો – વ્યક્તિથી વૈશ્વિકને, માનવીયથી દૈવીને જોડતો પ્રેમ – તે આખા ભારતને જીવંત રાખી રહ્યો છે. આજે પણ.

□

[શ્રી ચી. ના. પટેલનો લેખ ' 'પ્રકાશનો પડછાયો'માં કલ્પનવિહાર' ત્રણ હપતે 'ઉદ્દેશ'ના ફેબ્રુઆરી, માર્ચ અને એપ્રિલ '૯૯ના અંકોમાં પ્રગટ થયો હતો. એ પછી નવલકથાલેખક શ્રી દિનકર જોષીએ શ્રી ચી. ના. પટેલને ઉદ્દેશીને પત્રરૂપે પોતાનો પ્રતિભાવ પ્રસિદ્ધિ અર્થે મોકલી આપ્યો છે. આ લખાણ શ્રી ચી. ના. પટેલને મોકલી આપ્યું હતું. તેમણે પોતાનો પ્રતિભાવ લખી મોકલ્યો છે તે શ્રી દિનકર જોષીના લખાણ પછી છાપ્યો છે. શ્રી જોષીના લખાણમાં શ્રી નવમાલિકા વજરિયાનો ઉલ્લેખ છે. તેમણે પણ પોતાનો પ્રતિભાવ મોકલી આપ્યો છે. તે પણ પ્રગટ કર્યો છે. આ સાથે આ ચર્ચા હવે બંધ કરવામાં આવે છે. તંત્રી]

### આંધળાપાટાની રમત

આદરણીય શ્રી ચી. ના.જી,

આશા છે કે સંબોધનમાં વપરાયેલા આ વિશેપણને આપ કલ્પનાવિહાર નહીં જ માનો. આપ વયસ્ક છો અને વય આદરપાત્ર બનવાનું એક સ્વીકૃત કારણ તો છે જ. ઉપરાંત ગાંધી વિચારધારાનો આપનો અભ્યાસ આ ઢળતી ઉંમરે પણ આપને તવારીખી ખાંખાંખોળા કરવા જેટલું સામર્થ્ય આપે એમ દોરી ગયો એ પણ કંઈ ઓછું આદરપાત્ર ન કહેવાય! મારે જે કંઈ કહેવું છે એ આપની જેટલાં વિશદતા અને વિસ્તારથી તો હું કહી શકીશ નહિ એનું એક કારણ એ પણ છે કે 'ઉદ્દેશ'નો આખો એક અંક ભરાય એવી આ વિચારણા એક જ પુસ્તક ઉપર આપણે કરીએ એનાથી અન્ય સાહિત્યરસિક વાચકોને અન્યાય થાય અને શ્રી રમણભાઈ જોશીને પણ અજુગતું કામ પરાણે કરવું પડ્યું હોવાનો રંજ થાય. આ વિષમ પરિસ્થિતિમાંથી ઊગરવા માટે હું બને એટલો સંક્ષિપ્ત અને સાંકેતિક ઉત્તર જ વાળીશ. આશા છે, આપ ક્ષમા કરશો.

આપનો પહેલો પ્રશ્ન આ પ્રમાણે છે – "નવલકથાનાં પહેલાં ત્રણ પ્રકરણોમાં હરિલાલને બદનામ કરે એવી કેટલીક માહિતી છે તે જાહેર કરવાના ઔચિત્યનો અને એ માહિતીની શ્રદ્ધેયતાનો."

પહેલી વાત એ છે કે હરિલાલને બદનામ કરે એવી કઈ માહિતી 'પ્રકાશનો પડછાયો'માં મેં પહેલી જ વાર પ્રગટ કરી છે? હરિલાલ શરાબી હતા, પરસ્ત્રીગમત કરતા, નાણાકીય વ્યવહારોમાં ફાંદા કરતા, આ વાતને આપ જો બદનામી કહેતા હો તો આ બધું તો મારી નવલકથા પ્રગટ થયા પૂર્વે જ અનેક સ્થાને પ્રગટ થઈ ચૂક્યું હતું. આ માહિતી ત્યારે કદાચ આપના જેવા થોડાક સજ્જનો પૂરતી સીમિત હતી એ કબૂલ, પણ સત્યને શું આપ સદાય સીમિત રાખવા જ માગો છો? સત્યે ક્યારેય પણ જાહેર ન થવું એવું આપ ઇચ્છો છો? સત્ય જાહેર થાય એમાં ઔચિત્યનો કયો પ્રશ્ન આવે? આપ નવલકથાનાં પહેલાં જે ત્રણ પ્રકરણોનો ઉલ્લેખ કરો છો એ આખી ઘટના માત્ર કેશવલાલે જ નહિ, પણ શ્રી સુરેન્દ્ર મશરૂવાળાએ પણ લેખિત સ્વરૂપે મને આપેલી છે. એટલું જ નહિ, આમાં જે પાનવાળાનો ઉલ્લેખ છે એ પાનવાળો "હજી આજે પણ હયાત છે અને એનું નામ અબ્દુલા છે" એવું છેક ૧૯૮૭-૮૮માં મને લેખિત સ્વરૂપે જણાવવામાં આવ્યું છે.

અહીં બીજો સવાલ એ પેદા થાય છે કે ઐતિહાસિક પાત્રો વિશે સમયાંતરે સત્ય પ્રગટ થાય એને અનુચિત કહેવાય ખરું? તત્કાલીન સંદર્ભો વચ્ચે આવાં સત્યો જો પ્રગટ થાય તો સામાજિક કે અન્ય સમસ્યાઓ પેદા થાય એવો ભય ખરો, પણ લાંબા ગાળે સત્યો સીમાડા વળોટીને સહુકોઈ સમક્ષ પ્રગટ થાય એમાં અનુચિત શું છે? રાવણ પરસ્ત્રીગામી હતો અને રામ એકપત્નીવ્રતધારી હતા, આ તથ્યને વાલ્મીકિએ જો રામાયણમાં આપણને કહ્યું ન હોત તો આપણે શી રીતે જાણત? વાલ્મીકિએ આ કથાનક રાવણની બદનામી કરવા લખ્યું છે એમ આપણે કહી શકીએ ખરા? એમણે તો રામની ભવ્યતા જ ગાઈ છે. 'પ્રકાશનો પડછાયો'માં પણ આપને મન 'હરિલાલની બદનામી' જેટલી દેખાઈ એથી અદકેરી ગાંધીજીની ભવ્યતા કેમ ન દેખાઈ? ગાંધીજી વિપરીત પારિવારિક પરિસ્થિતિઓ વચ્ચે પણ

પોતે જેને સત્ય માનતા હતા એને, હૈયું વજ્રનું બનાવીને વળગી રહ્યા આ વાતનો સંદેશો આપને આમાં ક્યાંય ન સંભળાયો? તામિલનાડુના ઈ. વી. રામસ્વામીએ રામાયણમાં સીતા વિશેના ઉલ્લેખો તારવીને એમ કહ્યું હતું કે સીતા તો પતિની સતત ટીકા કરતી, કટકટિયણ પત્ની હતી. રાવણ પ્રત્યે આકર્ષણ ધરાવતી હતી અને અલંકારોનો એને ભારે શોખ હતો. હવે આપ જ કહો, રામાયણમાંથી ઈ. વી. રામસ્વામીએ અમુકતમુક શ્લોકો ટાંકીને આવાં અર્થઘટનો તારવ્યાં એમાં વાલ્મીકિનો શો દોષ? આ સિવાય હમણાં હમણાં ગાંધીજીના પૌત્ર રાજમોહન ગાંધીએ એમના પિતામહ, સરલાદેવી નામની એક અન્ય સ્ત્રી સાથે બાપુ બન્યા પછી પંચાવન વરસની વયે પ્રેમમાં પડ્યા હતા એવું આલેખન કર્યું છે એને આપણે શું કહીશું? વેદો અને ઉપનિષદોના પ્રકાંડ પંડિત અને આપણા સદ્ગત રાષ્ટ્રપતિ રાધાકૃષ્ણન્‌ને અનેક સ્ત્રીઓ સાથે લગ્નેતર સંબંધ હતા એવી વાત એમના પુત્ર ડૉ. ગોપાલે પુસ્તકમાં આલેખી છે એ આપે જોઈ છે? આને બદનામી કહેવાય કે પછી સત્યનું રહસ્યોદ્ઘાટન! શ્રી ક. મા. મુનશીએ સોલંકીયુગની એમની નવલકથાઓમાં જે લખ્યું એને આપણે સિદ્ધરાજની, મૃણાલવતીની, કે મુંજની બદનામી કહીશું? શ્રી 'દર્શકે' એમની નવલકથા 'સૉક્રેટીસ'માં સૉક્રેટીસની પત્ની વિશે જે આલેખન કર્યું છે એ આપે વાંચ્યું છે? શ્રી 'દર્શક'નો ઇરાદો શું આ સ્ત્રીને બદનામ કરવાનો હતો એમ કહી શકાય? એચ. ડબ્લ્યૂ. શૂમાન નામના પશ્ચિમ જર્મનીના રાજદૂત અને બૉન યુનિવર્સિટીના બૌદ્ધ તત્ત્વજ્ઞાન ઉપર ડૉક્ટર થયેલા લેખકે એવું સંશોધન કર્યું છે કે ભગવાન બુદ્ધે પણ દેવદત્તના સંઘમાં જોડાયેલા વિરોધીઓને પાછા લાવવા સારિપુત્ત મારફતે પ્રયાસો કરેલા. આ ઐતિહાસિક સત્ય આપણી જાણમાં આવે એનાથી શું શૂમાનને દંડ દેવાય કે એનાથી કંઈ બુદ્ધની બદનામી થઈ એમ કહેવાય ખરું?

હવે વાત રહી શ્રદ્ધેયતાની. આ શ્રદ્ધેયતા વિશે પણ હું આપના લેખમાંથી જ થોડીક વાત કરું. ૧૯૮૭માં આ નવલકથા જ્યારે હપતાવાર પ્રગટ થતી હતી ત્યારે આપની જેટલા જ વયસ્ક અને કર્મઠ ગાંધીવાદી એવા પુણેનિવાસી શ્રી કાંતિભાઈ પરીખે આપને આ નવલકથા વાંચીને એના વિશે યોગ્ય સૂચનો કે સલાહ આપવાનું લખ્યું હતું એ આપને યાદ છે? શ્રી કાંતિભાઈ જૂના ગાંધીવાદીઓ પૈકી એક છે અને આજે પંચ્યાસી વરસની ઉંમરે પણ ગાંધી વિચારધારાનો પ્રચાર કરવા માટે ગાંઠનું ગોપીચંદન કરીને પૂનાના ગુજરાતીઓ વચ્ચે ગાંધીવાદી પુસ્તકોની લહાણી કરે છે એ વાત કદાચ આપ જાણતા હશો. હપતાવાર પ્રગટ થયેલી આ નવલકથા વાંચીને તેઓ ખૂબ પ્રસન્ન થઈ ગયા હતા અને એટલે એમણે આ નવલકથા વિશે પોતાના કેટલાક જૂના ગાંધીવાદી સાથીઓને પત્રો લખીને સૂચનો માંગ્યાં હતા. એ સમયે આપે તા. ૨૦-૬-૧૯૮૮ના એક પત્તામાં એવો જવાબ વાળ્યો કે "આવી વાતો વાંચી હું મૌન રહું છું. મેં ચંદુલાલ દલાલનું પુસ્તક પણ જોયું છે. તેમની રજૂઆત એકપક્ષીય છે... આપણા હૃદયમાં રહેલો આત્મા ગાંધીજીના હૃદયમાં રહેલો આત્મા જેવો જાગૃત ન હોય તો એમની વિવેકબુદ્ધિ કેવી રીતે સમજી શકીએ?" વગેરે. (આશ્ચર્યની વાત એ છે કે જે ચંદુલાલ દલાલના પુસ્તકને આપે એકપક્ષી કહીને વખોડી કાઢ્યું હતું એ જ પુસ્તકનો સહારો લઈને આપે આપના લેખોમાં સમર્થન પ્રાપ્ત કરવાનો પ્રયાસ કર્યો છે! ત્યારે જે પુસ્તક અશ્રદ્ધેય લાગતું હતું એ પુસ્તક આજે દશકા પછી આપને શ્રદ્ધેય લાગવા માંડ્યું એ આશ્ચર્ય વિશે આપણે શું કહીશું?) ૧૯૮૮માં આપે મૌન પસંદ કર્યું ન હોત તો કદાચ આપનું આ તવારીખી ખોદકામ ક્યાંક ઉપયોગી પણ થઈ શકત. પણ સત્ય પ્રગટ કરવાના મારા પ્રયાસમાં ત્યારે આપનો સહકાર મેળવવા હું સદ્ભાગી થયો નહિ. જે સાથ આપ ૧૯૮૮માં એક પત્તાથી આપી શક્યા હોત એ ન આપ્યો અને હવે ટેલિવિઝનની કોઈક ધારાવાહિક સીરિયલની જેમ લાંબા સમયે સ્પૉન્સરશિપ મેળવીને આપે આ ધારાવાહિક પ્રસિદ્ધ કરી હોય એવો ઘાટ થાય છે.

શ્રી કેશવલાલે મને જે વાત કહી એને પ્રગટ કરીને મેં મિત્રદ્રોહ કર્યો છે એવું આપનું તારતમ્ય તર્કસંગત તો નથી જ, પણ રમૂજપ્રેરક પણ છે. ૧૯૪૮માં હરિલાલના

મૃત્યુ સમયે કેશુભાઈ આ મૃત્યુની સચ્ચાઈ પ્રગટ ન થાય એવું ઇચ્છતા હોય એ તત્કાલીન પરિસ્થિતિને આભારી છે. કેશુભાઈ પણ એવા ગાંધીવાદી નહોતા કે જે સત્ય છે એને સદા ગોપિત જ રાખવાનો આગ્રહ રાખે. ખુદ ગાંધીજી પણ એવું ન ઇચ્છે. ગાંધીજીએ પોતાના જીવનના કેટલાક બ્રહ્મચર્ય- વિષયક પ્રયોગોને છડેચોક ચર્ચ્યા છે. આશા છે આ સંકેત આપ સમજશો જ. કેશુભાઈએ આપેલી માહિતીને એક સત્ય તરીકે હું ક્યાંય પ્રગટ નહીં કરું એવું કોઈ વચન મેં એમને આપ્યું નહોતું. એવું વચન એમણે માંગ્યું પણ નહોતું. આથી ઊલટું, શ્રી હરિલાલ ગાંધીનાં પુત્રવધૂ સરસ્વતીબહેન સાથે આ કથા વિશે જે વિગતે ચર્ચા થઈ હતી એમાં એમણે બાપુની સ્મશાનયાત્રા પછી શ્રી દેવદાસ ગાંધીના ઘરે બનેલી ઘટનાનો ખ્યાલ આપ્યો હતો, પણ એ વખતે શ્રી હરિલાલ અને દેવદાસ વચ્ચે થયેલી વાતચીત વિશે મારે ક્યાંય કશું ન લખવું એવું વચન માંગ્યું હતું. આ વચનનું મેં અક્ષરશઃ પાલન કર્યું છે. જૂનાગઢમાં હરિલાલનાં દૌહિત્રી નવમાલિકાબહેને મને એમના ઘરે નોતરીને ત્યાં એકત્રિત કરેલાં વીસ-પચીસ જેટલાં પરિવારજનો અને મિત્રવર્તુળ સમક્ષ સરસ્વતીબહેને કહેલી આ વાતને પ્રગટ કરવા માટે સત્યના નામે જ ખૂબ ખૂબ આગ્રહ કરેલો. પણ સત્યને હું જે અર્થમાં સમજું છું એ અર્થ નવમાલિકાબહેનની સમજ કરતાં ભિન્ન હતો એટલે ન તો મેં આ વાત નવલકથામાં આલેખી છે કે ન તો એ વિશે કોઈને કશું કહ્યું છે.

આપ લખો છો કે ત્રેવીસચોવીસ વર્ષ પછી કેશવલાલને આ બધી વાત શી રીતે યાદ રહે? જવાબમાં હું આપને એક પ્રશ્ન પૂછું? ત્રેવીસચોવીસ વરસ પહેલાં આપે ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી 'ટ્રેજેડી જીવનમાં અને સાહિત્યમાં' એ વિષય ઉપર વ્યાખ્યાનો આપ્યાં હતાં અને તેમાં એક ગાંધીજી વિશે પણ હતું એ શું આપ ભૂલી ગયા છો? આપ જો આ યાદ રાખી શકતા હો તો કેશવલાલ ત્રેવીસચોવીસ વરસ પહેલાંની વાતને યાદ ન રાખી શકે એવું માનવામાં રહેલા તર્કદોષને તો આપ સમજી જ શકશો. એક વયસ્ક અને પૂર્ણ સાનભાનવાળા માણસને ૨૩-૨૪ વરસ પહેલાંની મહત્ત્વની ઘટનાઓ યાદ ન રહી શકે એવું તો આપને કોઈ તબીબે કહ્યું હોય એવું કોઈ નહીં માની શકે! છેક ૧૯૬૬માં એટલે કે લગભગ ૩૪-૩૫ વરસ પહેલાં આપને કેન્સરનું નિદાન થયું હતું એ આપને બરાબર યાદ છે એવું તો આપે જ આ લેખમાં લખ્યું છે. જો આપને યાદ રહી શકે તો કેશવલાલને કેમ ન રહે? અહીં કોઈ પણ પ્રકારનો હેત્વારોપણ કરવાનો મારો ઇરાદો નથી એટલી સ્પષ્ટતા કરી લઉં.

વળી હરિલાલના મૃત્યુ – પ્રમાણપત્રમાં ડૉક્ટરે ઉપદંશ એટલે કે સિફિલિસ એવું કારણ જણાવ્યું છે એ વિશે આપ લખો છો કે "મૃત્યુ-પ્રમાણપત્રમાં હરિલાલના મૃત્યુનું કારણ ઉપદંશ જણાવ્યું છે ખરું, પણ એ ડૉક્ટરે હરિલાલના મૃત્યુના કારણનું નિદાન કરવામાં ભૂલ ન કરી હોય? અનુભવી ડૉક્ટરો પણ ક્યારેક એવી ભૂલો કરે છે." જે વાત આપણને અનુકૂળ ન હોય એ વાતને માટે સામેવાળાએ ભૂલ કરી છે એમ કહેવું આપના જેવા શિક્ષણશાસ્ત્રી અને એય ગાંધીવાદીને શોભે છે ખરું? એક તરફ આપ ઉપદંશ વિશે તબીબી ચર્ચા કરો છો અને બીજી તરફ હરિલાલના મૃત્યુના કારણ તરીકે એનો સ્વીકાર કર્યા પછી પણ ડૉક્ટરો ઉપર દોષારોપણ કરો છો આ બે વાત વદતોવ્યાઘાત જેવી નથી લાગતી?

આપનો બીજો પ્રશ્ન આ પ્રમાણે છે – "જેનાં પાત્રો કાલ્પનિક નહીં, પણ જગપ્રસિદ્ધ ગાંધીનામધારી પરિવારનાં સભ્યો હોય એવી નવલકથા લખવાની શ્રી જોષીની સજ્જતાનો."

અહીં મારા સદ્‌ભાગ્યે આપ ગાંધીનામધારી પરિવારનાં સભ્યો વિશે કોઈ અને ખાસ કરીને હું નવલકથા ન જ લખી શકું એવું નથી કહેતા. નવલકથા તો જરૂર લખી શકાય એટલું તો આપ સ્વીકારો જ છો. હવે જ્યારે આ કૃતિ એક નવલકથા જ છે એટલું સમજ્યા પછી નવલકથાના કલાસ્વરૂપને પણ સમજવાનો આપ થોડોક આયાસ કરો એવી મારી આપને આગ્રહભરી વિનંતી છે. નવલકથા એ લલિત સાહિત્યનું એક આગવું સ્વરૂપ છે. આ વિશે મેં મારા પુસ્તકના આમુખમાં સ્પષ્ટતા કરી જ છે. મેં કોઈ ઐતિહાસિક દસ્તાવેજનું આલેખન કરવાનો દાવો કર્યો જ નથી. બારમી સાહિત્ય પરિષદના પ્રમુખપદેથી ગાંધીજીએ ભલે કહ્યું હોય કે

"નવલકથા વાંચવી એ તો રોગ છે... નવલકથાનું સાહિત્ય ગુજરાતીમાં ન હોય તો ગુજરાતી રાંડી રાંડ નહિ રહે." પણ પ્રાતઃસ્મરણીય બાપુને વંદના કર્યા પછી પણ પ્રત્યેક સાહિત્યપ્રેમીએ એમના આ કથનને તો નજરઅંદાજ જ કરવું પડે. ગાંધીજીની પ્રતિભા દેશભરમાં વ્યાપક સ્વરૂપે પ્રસરેલી હતી એ કબૂલ અને ફળસ્વરૂપે ગુજરાતી સાહિત્યમાં ગાંધીયુગ પણ દાખલ થયો એય કબૂલ, પણ એથી કરીને કંઈ નવલકથા જેવા લલિત સાહિત્ય વિશે ગાંધીજી જે કંઈ કહે એને પવિત્ર કુરાનની આયત કહી શકાય નહિ. (ગીતાનો શ્લોક – આ શબ્દ હું જાણીબૂજીને નથી વાપરતો, કેમ કે ગીતાના શ્લોકને તો અનેક રીતે ચર્ચી પણ શકાય અને અર્થઘટનો પણ તારવી શકાય, પણ કુરાનની આયત વિશે આવું કહી શકાય એમ નથી.) ગાંધીજીએ ભલે આમ કહ્યું હોય, પણ આપ તો ગાંધીવાદી હોવા ઉપરાંત એક શિક્ષણશાસ્ત્રી પણ છો. શિક્ષણમાં સાહિત્ય પણ અભિપ્રેત હોય જ અને સાહિત્યમાં નવલકથા પણ હોવાની જ. આમ છતાં આ રચનાને આપ એક નવલકથા તરીકે સમજી શક્યા નથી એનાથી મોટું આશ્ચર્ય બીજું કયું હોઈ શકે? ઐતિહાસિક પાત્રો કે ઘટનાઓ વિશે આજ સુધીમાં ગુજરાતી કે અન્ય ભાષામાં પુષ્કળ નવલકથાઓ લખાઈ ચૂકી છે. આપ એમાંથી આપની પસંદ મુજબ કોઈ પણ નવલકથા ચયન કરીને એક વાર વાંચી જજો. નવલકથાના આલેખન સાથે ઐતિહાસિક તવારીખોને મેળવી જોજો. આપનો આ બીજો પ્રશ્ન આપોઆપ હલ થઈ જશે. હું એમ નથી કહેવા માગતો કે તવારીખી ઘટનાઓનું આ પ્રકારની નવલકથાઓમાં કોઈ મૂલ્ય નથી. પણ ક્યાંક સ્થાન કે સંદર્ભોને નવલકથાના કલાસ્વરૂપને લક્ષમાં રાખીને આગળ-પાછળ કરવાં પણ પડે. આ વાત મેં આમુખમાં સ્પષ્ટ કરી જ છે. આમાં આપને જે કંઈ અસંભવિત લાગે છે એની તારીખો વિશે થોડીક વાત કરું. આપ ચંદુલાલ દલાલના જે પુસ્તકને એકપક્ષી કે અશ્રદ્ધેય માનો છો એના જ પૃષ્ઠ ૧૦ અને ૧૧નો હવાલો આપીને આપે લખ્યું છે કે હરિદાસના ઘરમાં હરિલાલ પથારીવશ હતા તે દિવસોમાં તેમને ગુલાબનો પરિચય થયો અને આગળ કહો છો કે હરિલાલે પૂરા બે માસનો સમય સાસરવાસમાં સેવ્યો હોય એવો ઉલ્લેખ ક્યાંય મળતો નથી. આપે આ જ પુસ્તકના પૃષ્ઠ ૧૮૭ ઉપર જોયું હોત તો આ વાક્ય હરિલાલ ગાંધીના પત્રરૂપે નજરે ચડ્યું હોત. "હરિદાસભાઈ આપણે ત્યાં આવી મને પોતાને ત્યાં લઈ ગયા. ત્યાં મારી સારવાર થઈ. હું સાજો થયો. બેક માસ હું તેમને ત્યાં રહ્યો... હું મારે સાસરે હતો એ હું સમજતો હતો." આ 'બેક' એટલે કાઠિયાવાડમાં જેને બેએક અર્થાત્ બે કહે છે એ જ શબ્દ છે એટલું તો આપ સમજી જ શકશો. હવે કહો, આથી વધુ કયો પુરાવો જરૂરી છે?

વળી આપે ગાંધીજીએ પોતાના કોઈ પુત્રને બૅરિસ્ટર બનવા માટે વિલાયત મોકલવાનો કોઈ પ્રસ્તાવ ડૉક્ટર મહેતા પાસેથી મળ્યો જ નહોતો એવી વાત પૉલાક પરના ગાંધીજીના એક પત્રને ટાંકીને લખી છે. ચંદુલાલ દલાલના પુસ્તક 'હરિલાલ ગાંધી'ના પૃષ્ઠ ૨૯ પર આ વાક્ય લખ્યું છે – "ગાંધીજી વિલાયત હતા ત્યારે એમના મિત્ર ડૉ. પ્રાણજીવનદાસ મહેતા પણ ત્યાં હતા. એ વખતે એમણે ફીનિક્સ આશ્રમમાં રહેતા એક વિદ્યાર્થીનું, અને ગાંધીજીના એકાદ પુત્રને વિલાયતમાં ભણવાનું ખરચ ઉઠાવવા ઇચ્છા દર્શાવી." આ જ પુસ્તકના પૃષ્ઠ ૩૭ ઉપર નીચે પ્રમાણે ઉલ્લેખ છે – "અધૂરામાં પૂરું, ડૉ. પ્રાણજીવનદાસે જ્યારે, ગાંધીજીના એક પુત્રનું, વિલાયતમાં ભણવાનું ખરચ ઉઠાવવા તત્પરતા દાખવી ત્યારે ગાંધીજીએ તેમને એમ કહ્યું હતું કે મણિલાલ સહુથી વધુ યોગ્ય હશે તો તેને એ લાભ આપવામાં કાંઈ વાંધો નહિ આવે." (અહીં પણ આપે નોંધ લેવા જેવી વાત ગાંધીજીએ મણિલાલનો કરેલો ઉલ્લેખ છે. બાપુ, હરિલાલ જ્યેષ્ઠ પુત્ર હોવા છતાં એમના વિશે વાતચીત કે વિચાર પૂરતો પણ ઉલ્લેખ નથી કરતા એની નોંધ ચતુરસુજાણોએ લેવી જોઈએ.)

હવે આપણે થોડીક વાત દક્ષિણ આફ્રિકાના ટૉલ્સટૉય આશ્રમમાં ગાંધીજીએ જે કન્યાઓના વાળ કાપી નાખ્યા હતા એ વિશે આપે જે નોંધ્યું છે એના વિશે કરીએ. આ ઘટનામાં મણિલાલ હતા કે નહિ એ વિશે આપે આશંકા કરી છે. જે સમયે આ ઘટના બની

એ પછીના તરતના ગાળામાં એટલે કે ૨ માર્ચ ૧૯૧૪ના હરિલાલ ઉપરના એક પત્રમાં બાપુએ લખ્યું છે – "મણિલાલમાં જોર તો ખૂબ છે ને જો દુષ્ટ વિષયમાં ન પડ્યો હોત તો વધુ જોરાવર થાત." એ જ રીતે ૧૮ સપ્ટેમ્બર ૧૯૧૪ના પત્રમાં લખ્યું છે "મણિલાલ જે.બી.માં છે ને હાલ તો કઠણ વ્રતો કરી પ્રાયશ્ચિત્ત કરી રહ્યો છે." આ ઉપરાંત ચંદુલાલ દલાલે જે નોંધ્યું છે એ એમના પૃષ્ઠ ૧૦૦ ઉપર આપ જોઈ શકશો – "હરિલાલના ત્યાંથી નીકળી ગયા પછી (એટલે કે ૧૯૧૧ પછી) મણિલાલ અમુક દોષમાં પડી ગયેલા અને ગાંધીજીનો ગુસ્સો વહોરેલો. એ અંગે ગાંધીજીએ ઉપવાસ પણ કરેલા." હવે કહો જોઉં, આપ જેને પ્રશ્ન કહો છો એનો ઉત્તર આમાં નથી? ઉપવાસની વાત પણ આમાં સ્પષ્ટપણે દર્શાવી છે. અહીં પણ આપ અનુકૂળતા મુજબ ચંદુલાલ દલાલને ટાંકો છો એટલે એ જ સંદર્ભ અહીં આપને આપું છું. આ ઉપરાંત 'ગુજરાતમિત્ર'ના એપ્રિલ ૧૯૮૩ના જુદા જુદા અંકોમાં શ્રી કુંજવિહારી મહેતાએ આ કન્યાઓનાં નામઠામ સાથે જે વિગતો આપી છે એ આપ જોઈ જશો તો કોઈ સજ્જન ન કરે એવો અપરાધ કોને કહેવાય અને કોઈ શિક્ષણશાસ્ત્રી ન આચરે એવી અસજ્જતા કોને કહેવાય એ બે વચ્ચેનો તફાવત આપને સમજાઈ જશે.

બલિબહેનવાળા પ્રસંગ વિષેય આપને વાંધો હરિલાલના મોંમાં મુકાયેલા શબ્દો સામે છે. હરિલાલ એ સમયે શરાબી હતા – ચિક્કાર શરાબ પીને મધ્યરાત્રિએ એમણે બલિબહેન જોડે તકરાર કરી હતી. એનો તો આપ અસ્વીકાર કરતા નથી મનુબહેન ગાંધીએ તા. ૪ એપ્રિલ ૧૯૩૨ના બાપુ ઉપરના પત્રમાં લખ્યું જ છે કે હરિલાલે દારૂ પીને એ રાત્રે તોફાનો કર્યાં હતાં. "માસીએ ભાઈને ત્રણચાર તમાચા માર્યા હતા." એવુંય મનુબહેને પોતાના તા. ૧૧-૪-'૩૨ના બાપુ પરના પત્રમાં લખ્યું છે. તા. ૨૩-૬-'૩૨ના બાપુએ લખ્યું છે કે હરિલાલ, બલિ અને મનુને ધમકાવે છે અને મનુ સામે ફરિયાદ કરવાની ધમકી આપે છે. આ બધું નિઃશંક પુરવાર કરે છે કે હરિલાલના મનમાં બલિબહેન વિષે પારાવાર રોષ હતો અને રોષે ભરાયેલો શરાબી જ્યારે ઝઘડવા માંડે ત્યારે એ પ્રતિસ્પર્ધીને પૂજ્યભાવે પ્રણામ કરે એવી આપ અપેક્ષા રાખી શકો ખરા? વળી બલિબહેને એમને તમાચા માર્યા હતા એ શું વળતાં ક્રોધિત થયા વિના માર્યા હશે? આવા સંજોગોમાં જે સંવાદ થયો હોય એ કંઈ વેદોક્ત મંત્રોચ્ચાર થોડો હોય? એનો કોઈ દસ્તાવેજી પુરાવો પણ ક્યાંય સંઘરાયો ન હોય! લેખક તરીકે એને નવલકથામાં વણી લેવો હોય તો આ શબ્દ જ વપરાય એટલું કલ્પનાસૌષ્ઠવ પણ શું આપ નહીં દાખવો?

એક વધુ વાત આપ લખો છો કે "સમયને પાંખો હોતી હશે?" ભારે રમૂજપ્રેરક છે આ પ્રશ્ન. શું આપ એ નથી જાણતા કે સમયને તો પાંખો હોય જ! એ પાંખ પણ ગરુડ જેવી હોય છે. આંખના પલકારામાં સમય ક્યાં સરકી જાય છે એનો શું આપને અનુભવ નથી? જીવનના નવમા દાયકામાં પ્રવેશ્યા પછી પણ?

બાના મૃત્યુ સમયે પેનિસિલિન વિશે જે વાત લખી છે એ વાતનું મૂળ તપાસવા માટે આપે સદ્‌ગત શામળદાસ ગાંધીને પૂછવું પડશે. ફેબ્રુઆરી ૧૯૪૨માં બા જ્યારે માંદગીને કારણે પથારીવશ હતાં ત્યારે 'વંદે માતરમ્' દૈનિકમાં રોજેરોજ એમની માંદગીના ખબરો શામળદાસભાઈ પ્રગટ કરતા. જો આ જૂની ફાઇલ ક્યાંકથી મેળવીને જોઈ જશો તો મેં જે લખ્યું છે એ વિશે આપને ધરપત થશે. એમાં આ સૂચના દેવદાસે કરી હતી અને પેનિસિલિન અમેરિકાથી પૂના, વાયા કલકત્તા મંગાવવામાં આવ્યું હતું એની સ્પષ્ટતા છે. આપે લખ્યું છે કે વિમાન દ્વારા કલકત્તાથી લાવવામાં આવ્યું હતું. આપની આ જાણકારી અર્ધસત્ય છે. કલકત્તામાં કંઈ એનું ઉત્પાદન થતું નહોતું. આપે મારા પુસ્તકમાંથી એવો પણ સંદર્ભ ટાંક્યો છે કે ભીંડી બજાર કે ભદ્રના વિસ્તારોમાં 'પાકિસ્તાન લેકે રહેંગે'ના અણસમજુ નારાઓ કેવી રીતે ગાજતા હોય? મારું આખું વાક્ય આ પ્રમાણે છે – "કરાંચી કે કલકત્તામાં તો ઠીક, પણ ભીંડી બજાર કે ભદ્રના વિસ્તારોમાં પણ 'પાકિસ્તાન લેકે રહેંગે'ના અણસમજુ નારાઓ ગાજતા હતા..." મને આશ્ચર્ય થાય છે કે આપ આ વાક્યનું તાત્પર્ય સમજી શક્યા નથી અને સ્થૂળ શબ્દોને વળગીને આપનો પોતાનો દાખલો ટાંકીને લખો

છો કે ભદ્રના વિસ્તારોમાં આવો નારો મેં તો (એટલે કે આપે) કોઈ દિવસ સાંભળ્યો નથી. (આ તો એવું થયું કે ગાંધીજીને મેં જોયા નથી માટે ગાંધીજી થયા જ નથી એવો નિષ્કર્ષ કોઈ કાઢે !) આ મારા વાક્યનો લક્ષ્યાર્થ કોઈ પણ સમજદાર માણસ આટલો જ કરે કે એ દિવસોમાં કરાંચી કે કલકત્તા જેવા મુસ્લિમોની મોટી સંખ્યાવાળા વિસ્તારોમાં તો ઠીક પણ ભીંડી બજાર કે ભદ્ર જેવા વિસ્તારો જે વિશાળ હિંદુ બહુમતીથી ઘેરાયેલા છે ત્યાં વસતા મુસલમાનો પણ મોટા ભાગે પાકિસ્તાનતરફી થઈ ગયા હતા. આશા છે, આટલું ખુલાસાવાર લખ્યા પછી તો આપ સમજી જ શકશો.

આપનો ત્રીજો પ્રશ્ન આ પ્રમાણે છે – "નવલકથામાં શ્રી જોષીએ આલેખેલા ગાંધીજીના પિતારૂપ અને પતિરૂપની યથાર્થતાનો."

આપ લખો છો કે મેં "હરિલાલને ગાંધીજી વિરુદ્ધ ફરિયાદો કરતા કલ્પ્યા છે. મેં, હરિલાલના મોમાં મૂકેલી ફરિયાદોનો સૂર એવો છે કે ગાંધીજીએ હરિલાલને અને કસ્તુરબાને અન્યાય કર્યો હતો. આવી ફરિયાદો હરિલાલના મોમાં મૂકીને મેં જ ગાંધીજીને અન્યાય કર્યો છે." હરિલાલે, "મારા પિતાજી એમ.કે. ગાંધી (બાર-એટ-લૉ), તેમના ઉપરનો મારો ખુલ્લો પત્ર" ૧૯૧૫માં પ્રગટ કર્યો હતો એ તો આપ જાણતા જ હશો. આ પત્રમાં હરિલાલે આ પ્રમાણે લખ્યું છે – "આપે અમારી લાગણીનો કોઈ દિવસ ખ્યાલ જ નથી રાખ્યો... અમે બધા ભાઈઓ પ્રત્યે આપે એક સર્કસના રિંગમાસ્તર અને જાનવરો જેવું જ વર્તન રાખ્યું છે... આપે અમારી સાથે ક્રોધથી જ વાતો કરી છે. આપનો પ્રેમ... મેં દેખ્યો નથી એટલે શું કહું?" આમાં મેં ક્યાંય કલ્પનાવિહાર કર્યો છે એવું હવે આપને લાગે છે? આ તો હરિલાલના જ શબ્દો છે. લખાયેલા છે અને છપાયેલા પણ છે. મેં તો નમૂના તરીકે અહીં બે વાક્યો જ ટાંક્યાં છે, પણ જો આખો પત્ર પુનર્મુદ્રિત કરીએ તો હરિલાલે જે આક્રોશ કર્યો છે એ વાંચીને ફરી એક વાર આપને બદનામી થતી પણ લાગે એવો ભય છે.

ગાંધીજીએ બૅરિસ્ટરીનું ભણવા માટે પોતાના એક પુત્રને બદલે ભત્રીજા છગનલાલને પસંદ કર્યા. જોકે ભત્રીજો પણ પુત્રવત્ જ કહેવાય એટલે ગાંધીજીની આ પસંદગી વિશે પ્રશ્ન તો અવશ્ય ઊભો થાય. પણ છગનલાલને બૅરિસ્ટરીનું ભણવાના બહાને ગાંધીજીએ તો એમને માત્ર એમનું અંગ્રેજી સુધરે એટલા માટે જ વિલાયત મોકલ્યા હતા એવું આપનું અર્થઘટન માત્ર રમૂજપ્રેરક જ નહિ, હાસ્યાસ્પદ પણ છે. અંગ્રેજી ભાષા શીખવા માટે એ દિવસોમાં શું રાજકોટમાં શિક્ષક નહોતા મળતા? વળી ભાષા ઉપરાંત રીતભાત જ શીખવી હોય તો છગનલાલ દક્ષિણ આફ્રિકામાં પણ રહી શક્યા હોત. ભત્રીજાની અંગ્રેજી ભાષા સુધારવા માટે જ ગાંધીજી પાંચ હજાર માઈલ દૂરનો આવડો મોટો દાખડો કરે એમ કહેવું કોઈક અણસમજુ માટે ભલે વાજબી હોય, પણ આપના જેવા ગાંધી વિચારધારાના અભ્યાસી જ્યારે આવો અર્થ તારવે ત્યારે તો વ્યાસની જેમ બે હાથ ઊંચા કરીને એટલું જ કહેવાનું રહે કે હવે આમાં શું કહેવું?

"હરિલાલ પોતે જોહાનિસબર્ગમાં કોઈ નિશાળમાં દાખલ થઈને અભ્યાસ કરે તો તેમની એવી ઇચ્છા સાથે ગાંધીજી સહમત ન થયા હોય એવું સંભવે" એવી સંભાવના આપે ઉદારતાપૂર્વક સ્વીકારી છે. પણ આમાં કોઈ સંભાવનાનો સવાલ જ નથી ઊઠતો. ખુદ હરિલાલે પેલા જાહેર પત્રમાં લખ્યું છ – "મેં આપની પાસે અનહદ કાલાવાલા કરી, અનેક દલીલો આપી માગણી કરી હતી કે... મારે અભ્યાસ જ કરવો છે. વિદ્યા જ પ્રાપ્ત કરવી છે. મારી બીજી ઇચ્છા નથી. મેં વિલાયત જવાની માગણી કરી, એક વર્ષ હું રડ્યો, રવડ્યો. આપે કાન જ ન દીધો." હરિલાલે અભ્યાસ માટેની સ્પષ્ટ ઇચ્છા કરી છે અને બાપુએ એની અવગણના કરી છે એ બંને દીવા જેવાં સત્યોને બીતાં બીતાં 'સંભાવના કહેવાં' એ તો બાપુ અને હરિલાલ બંનેને અન્યાય કરવા જેવું નથી લાગતું?

ગાંધીજીની પતિરૂપ યથાર્થતા વિશે આ નવલકથામાં મેં આપને ક્યાં દૂભવ્યા એ હું સમજી શકતો નથી. ખાંડવાળા જે પ્રસંગની આપ વાત કરો છો એ પ્રસંગ પણ અસલમાં તો પેલા પત્રમાં છે જ. ફરિયાદ, કસ્તુરબા પોતે સાકર ખાય છે એવી હતી અને દેવદાસને ખાંડ પીરસે છે એવી નહોતી એવું આપ જણાવો છો,

પણ મને એ તો કહો કે આશ્રમના જાહેર નાણાથી ખરીદાયેલી ખાંડ ખુદ કસ્તુરબા છાનાંમાનાં વધુ ખાઈ જાય છે, એવું લખવું એમાં ઔચિત્ય હતું કે પછી માતૃવત્સલ માતા નાનકડી અનિયમિતતા આચરીને પણ અણસમજુ બાળક દેવદાસને ખાંડ પીરસતી હતી એમ કહેવું વધુ યોગ્ય કહેવાય? જો કસ્તુરબા ખાંડ ખાઈ જતાં હતાં આ વાતનું આલેખન થયું હોત તો એ તથ્ય હોવા છતાં સત્યનું એના પરમ અર્થમાં સંવર્ધન ન જ થાત! એનું આલેખન સત્ય હોવા છતાં આપ જેને બદનામી કહો છો એવું ન થાત? આપ શું એમ ઇચ્છો છો કે બાની બદનામી થવી જોઈએ? ગાંધીજીની પતિરૂપ યથાર્થતા વિશે ખુદ ગાંધીજીએ આત્મકથામાં લખ્યું જ છે એ ઉપરાંત શ્રીમતી લીલાવતી મુનશીએ કસ્તુરબા ઉપરના પત્રોમાં જે નિરીક્ષણ કર્યું છે એ આપ જોઈ જશો. આનો જવાબ બાએ એક પરંપરાગત આર્ય નારીને શોભે એવો જ આપ્યો છે. આ આખો પત્ર 'અનમોલ વિરાસત' ભાગ, ૩, લેખિકા સુમિત્રા કુલકર્ણી–માં આપ જોઈ શકશો. આમ છતાં બાપુ પ્રેમાળ પતિ પણ હતા જ એનો કોઈ ઇન્કાર કરી શકે નહિ. મૂળ વાત – બાપુ પણ મુઠ્ઠી ઊંચેરા માણસ હોવા છતાં આખરે તો કાળા માથાના માનવી જ હતા એટલે ક્યાંક એમના વર્તનમાં વિરોધાભાસ પણ દેખાઈ આવે તો એને માનવીય લક્ષણ ગણીને આપણે સહજ ભાવે સ્વીકારી લેવું જોઈએ. એ વિશે કાળો કકળાટ કરવાની કોઈ જરૂર નથી. રામાયણમાં, સીતા પ્રત્યે આદર્શ અને પ્રેમાળ પતિ રામ પણ ક્યાં એકસરખું વર્ત્યા છે?

અંતમાં હું આપની પાસેથી એટલી જ અપેક્ષા રાખું છું કે આપ નવલકથાનું કલાસ્વરૂપ અને ઇતિહાસની દસ્તાવેજી દડમજલ આ બે વચ્ચે વિવેકપુરઃસર સમજણ સ્થાપિત કરો. જો આટલીક ઉદારતા વિકસિત થશે તો આ સિવાયના બીજા જે પ્રશ્નો આપે ઉઠાવ્યા છે અને જેનો મેં સ્થાન અને સમયની મર્યાદા સ્વીકારીને ઉત્તર નથી વાળ્યો એના ખુલાસાઓ આપને આપોઆપ મળી જશે. 'પ્રકાશનો પડછાયો' કૃતિ સત્યનું સંવર્ધન કરતાં તથ્યો પર આધારિત જીવનકથનાત્મક નવલકથા છે. એનાં મૂળગત તથ્યો મેં ક્યાંય ઉવેખ્યાં નથી. આ મૂળ તથ્યો આ છે :

(૧) હરિલાલ શરાબી અને પરસ્ત્રીગામી હતા... નાણાકીય વહેવારોમાં ફાંદેબાજ હતા.

(૨) ગાંધીજીએ પુત્રના આવા કલુષિત વહેવારોમાં ક્યાંય 'પુત્રમોહ' દાખવીને એને ભૂલેચૂકેય સમર્થન નહોતું આપ્યું.

(૩) કસ્તુરબા પતિ અને પુત્ર વચ્ચેના સંઘર્ષમાં વલોવાતાં હતાં.

(૪) હરિલાલ જ્યેષ્ઠ પુત્ર તરીકે માતા-પિતાના અંતિમ સંસ્કાર માટે ઉપલબ્ધ હોવા છતાં તેઓ એમ કરી શક્યા નહોતા.

(૫) પિતાપુત્ર બેય વચ્ચે પારાવાર મતભેદ હોવા છતાં બંને પરસ્પર માટે અપાર સ્નેહ અને સન્માન ધરાવતા હતા.

આ બધાં સત્યોને મેં ક્યાંય ચાતર્યાં હોય એવું આપને લાગે છે? આ મૂળ તથ્યોની યાદી લાંબી કરી શકાય એમ છે, પણ આ પત્રના આરંભે જ મેં લખ્યું છે એમ એવું કરવું ઉચિત લાગતું નથી અને ખુદ આપે જ શ્રી કાંતિભાઈ પરીખ પરના ઉપર ઉલ્લેખેલા તા. ૨૦-૬-'૮૮ના પત્રમાં જે લખ્યું છે એને સહેજ શાબ્દિક ફેરફાર કરીને કહીએ તો જેમને સત્ય અને ન્યાયબુદ્ધિમાં શ્રદ્ધા છે તેઓ માત્ર સંકેતથી સમજી જશે અને જેમને એવી શ્રદ્ધા નથી અને કાયદાશાસ્ત્રના નિયમ પ્રમાણે ન્યાય તોળ્યો છે તેમાં કોઈ બચાવ માનશે નહીં. (અહીં આપે લખ્યું છે. – "માટે હું મૌન રહું છું.") હું અહીં કહીશ – માટે હું અહીં આટલેથી જ સમાપ્ત કરું છું. આશા છે, આ સંક્ષિપ્ત સંકેતોને સમજવા જેટલો કલ્પનાવૈભવ આપ દાખવશો જ. આંખે પાટા બાંધીને આંધળાપાટાની રમત રમી શકાય – પ્રકાશને પામી ન શકાય!

**દિનકર જોષી**

**શ્રી દિનકર જોષીએ મને ઉદ્દેશીને લખેલા પત્રની બાબતમાં હું મૌન સેવવાનું જ પસંદ કરું છું. મારા મૌનનો શ્રી જોષી ઇચ્છે તે અર્થ કરી શકે છે.**

**તા. ૭-૫-૧૯૯૯** **ચી. ના. પટેલ**

*

શ્રી દિનકર જોષીના લેખમાં મારા નામનો ઉલ્લેખ છે. તેના અનુસંધાનમાં આપને જણાવવાનું કે: તેમણે મારાં મામીને (સરસ્વતીબહેનને) આપેલા વચનપાલનનો આગ્રહ રાખ્યો હતો. ત્યારે જ મેં તેમની સાથે જોરદાર દલીલો કરી હતી કે વચનપાલન ખાતર તેઓ સત્ય છુપાવતા હતા તે યોગ્ય ન હતું. એ સત્ય પદના વ્યક્તિના ચરિત્રની ઉદાત્તતા બતાવતું હતું, પરંતુ એ સત્ય પ્રગટ કરવા જતાં તેમને વચનનો ભંગ લાગતો હતો. અને એ સત્ય પ્રગટ થાય તો શ્રી દેવદાસ ગાંધીના વારસદારોને કદાચ દુઃખ લાગે કે અમારાં ભાભીએ (સરસ્વતીબહેને) અમારા પિતાશ્રી વિશેની નબળી કડી પ્રગટ કરી. આ દલીલો હેઠળ એમણે સત્ય પ્રગટ ન કર્યું.

બસ, આ મારી સ્પષ્ટતા છે. શ્રી દિનકર જોષીએ શ્રી ચી. ના. પટેલને જવાબ આપ્યો – જે લેખ લખ્યો છે, તેમાં મારા નામનો ઉલ્લેખ થયેલો છે. એ બાબત વિશે મને લાગે છે કે શ્રી દિ.જો.ના મતે વચનપાલન એટલે સત્ય. પરંતુ આજેય મારો મત તો કાયમ જ છે કે તમે જ્યારે એક વિષય પર સાહિત્યિક કૃતિ રચવાના હો ત્યારે એ વિષયને લગતી સત્ય હકીકત છુપાવવાનું કોઈને વચન આપી જ કેવી રીતે શકો?

રમણભાઈ, આ વિષય ઉપર ઘણી બધી ચર્ચાઓ થઈ છે, ઘણા બધા લેખો લખાયા-છપાયા છે. એ નવલકથા પરથી નાટક બન્યું અને અમદાવાદમાં ભજવાયું ત્યારથી આ વિષય ફરી જોરદાર ચર્ચાના ચગડોળે ચડ્યો છે... ગયા વર્ષના 'અખંડ આનંદ'ના દીપોત્સવી અંકમાં (૧૯૯૭ના) તંત્રીનોંધ સાથે અમારાં ત્રણેય બહેનોના લેખ પ્રગટ થયા હતા. તે આપે વાંચ્યા હશે એમ માનું છું.

તા.ક.: એક વ્યક્તિના જીવિત વારસદારોની લાગણી ન દુભાય એટલા ખાતર એક બદનામ વ્યક્તિને વધુ બદનામ ચીતરવી એ ક્યાંનો ન્યાય? એ બદનામ વ્યક્તિના વારસદારોની લાગણીનો કોઈ વિચાર નહિ કરવાનો !?

જૂનાગઢ
તા. ૨૨-૫-'૯૯ નવમાલિકા વજરિયા



**શાંત....જળ...શાંત**

*ટપ...ટપો....ટપ*
*બોર ટપકતાં રસ્તે આખે,*
*જાય દોડતો રસ્તો આખો,*
*અખરાધાર વરસતું આભ.*
*ઝાડ ધૂણતાં આડાંઅવળાં*
*વાડ ભીંજાતી મૂંગી મૂંગી;*
*જાય ભીંજાતો વગડો!*
*વગડા વચ્ચે*
*રસ્તો એકીશ્વાસે દોડે દડબડ દડબડ*
*જીવ ઊંચકી,*
*પાછળ...પાછળ...પાછળ*
*યમ જેવા બુઝાયેલા*
*સૂર્ય-ચંદ્ર પણ દોડે.*
*પૂર ચઢેલી નદીએ*
*સઘળાં સગપણ જળબંબાકાર*
*એમાંથી નીસરે કાળમીંઢ શા પથ્થર*
*ને શાંત... શાંત... જળ...શાંત!*

**નલિન પંડ્યા**

**તડકો**

*બારીથી ડોકાયો તડકો*
*ફળિયા લગ રેલાયો તડકો*

*રોજ સવારે સૂરજસાખે*
*આભેથી પછડાયો તડકો*

*રસ્તા-શેરી-ચોક વચોવચ*
*સરેઆમ પથરાયો તડકો*

*સૌની આંખોમાં શોધે છે*
*પોતાનો પડછાયો તડકો*

*નમતી સાંજે ગોરજટાણે*
*વાદળમાં સંતાયો તડકો*

*દૂર ક્ષિતિજને ઢળતી દેખી*
*સાચકલું શરમાયો તડકો*

**સુધાકર જાની**

શરીફા વીજળીવાળા

## 'ગાંધીજીનું ખોવાયેલું ધન : હરિલાલ ગાંધી'

કોઈ વ્યક્તિ કલ્પનાતીત કાર્યોથી મહામાનવ બને એ તેની સિદ્ધિ છે. પરંતુ એનો અર્થ એ નથી કે એ મહામાનવ સામાન્ય માનવીય મર્યાદાઓ કે મતભેદોથી પર હોય. દરેક સમાજમાં, દરેક ઘરમાં બાપ-દીકરા વચ્ચે હળવાથી તીવ્ર મતભેદો જોવા મળવાના જ. પણ એને છાપે કે છાપરે નથી ચડાવાતા. હરિલાલ, ગાંધીજીના પુત્ર હતા એટલે બાપ-દીકરા વચ્ચેના મતભેદોને છાપરે ચડાવાયા, એના પરથી નવલકથા ને નાટક લખાયાં. આવું કરનારાઓને લેખિકાએ પુસ્તકના આરંભે જ જવાબ આપી દીધો છે : "બુદ્ધનો પુત્ર બુદ્ધ ન થયો. નરસૈંયાનો પુત્ર નરસૈંયો ન થયો. ગાંધીજીનો પુત્ર ગાંધીજી ન થાય એ જ સ્વાભાવિક છે. આ વાત નથી સમજાતી ત્યારે તેમાંથી નવલકથા કે નાટક ઉદ્ભવે છે!!" (૧).

જો આ નવલકથા કે નાટક લખનારાઓએ કાળક્રમ ઊલટસૂલટ કરી સત્યને અવગણ્યું ન હોત, કલ્પનાને છૂટો દોર આપવામાં વિવેકભાન કોરાણે ન મૂક્યું હોત, તો ફરિયાદને અવકાશ ન રહેત... અને તો કદાચ હરિલાલનાં દૌહિત્રી નીલમબહેનને આ પુસ્તક લખવાની જરૂર પણ ન પડી હોત. 'પ્રકાશનો પડછાયો'ના લેખક દિનકર જોષીએ (તથા એના ઉપરથી ઊતરેલા 'ગાંધી વિરુદ્ધ ગાંધી'માં) હકીકતો સાથે ચેડાં કરીને, સમયને આગળપાછળ કરીને શીર્ષક સિદ્ધ કરવાની જે કોશિશ કરી છે એની સામે ચી. ના. પટેલ જેવા ગાંધી સાહિત્યના પ્રખર અભ્યાસીએ સાધાર વિરોધ નોંધાવ્યો જ છે. ('ઉદ્દેશ'-ડિસે. '૯૮થી એપ્રિલ '૯૯). હું નીલમબહેનના પુસ્તક પર જતા પહેલાં 'પ્રકાશનો પડછાયો' વિશે એક-બે વાત કરવા ધારું છું.

આપણે સૌ જાણીએ છીએ કે જીવનકથનાત્મક નવલકથા લખનાર હકીકતોને કલ્પનાના રંગે રંગવા માટે સ્વતંત્ર છે. પરંતુ જ્યારે તે સાવ નજીકના ભૂતકાળની, વિશ્વપ્રસિદ્ધ, પરમ આદરણીય વ્યક્તિ કે તેનાં સંતાનો વિશે લખવાનું સાહસ કરે ત્યારે એની જવાબદારી અનેકગણી વધી જવાની. કારણ કે–

૧. જે પાત્રને કેન્દ્રમાં રાખીને દિનકર જોષીએ નવલકથા લખી છે એ પાત્રના પિતાનો જીવનક્રમ, એમના જીવનની પળેપળની વાતો નોંધાયેલી છે. એટલે વિગતો, પ્રસંગોમાં ચૂક થાય તો કાન પકડવાવાળા નીકળવાના જ.

૨. કેન્દ્રવર્તી પાત્રનાં નજીકનાં સગાંઓ વિદ્યમાન હોવાનાં એટલે સહેજ પણ આડીઅવળી કલ્પનાને કોઈ પણ પડકારવાનું.

૩. સર્જકને મુખ્ય પાત્ર કે એની આસપાસનાં લોકોની ગરિમાને તસુભાર હાનિ પહોંચાડવાનો કોઈ જ હક્ક નથી.

નવલકથાના આરંભે દિનકર જોષીએ 'સમકાલીન' સાથેની પ્રશ્નોત્તરી મૂકી છે, જેમાં એમણે કહ્યું છે : "કોઈ જગ્યાએ પાયાની હકીકતોને ચાતરી નથી... જે કંઈ બન્યું, જેવું બન્યું એવું જ મેં ઘટનાના સંદર્ભમાં રજૂ કર્યું છે." ચી. ના. પટેલે પાના નંબર, પ્રસંગો ટાંકીને તારવ્યું છે કે દિનકર જોષીએ કઈ હદે હકીકતોને ચાતરી છે. ચંદુલાલ દલાલનું પુસ્તક 'હરિલાલ ગાંધી' ઉપરાંત વિપુલ ગાંધી સાહિત્ય સામે હોવા છતાંય અભ્યાસપૂર્ણ આલેખનને બદલે શ્રી જોષીએ હિંમતભેર કલ્પનાના ગબ્બારા ચલાવવાનું દુઃસાહસ કર્યું છે. નવલકથાના આરંભે દિનકર જોષીએ જે પ્રસંગ આલેખ્યો છે તેમાં હકીકતદોષ તો છે જ, સાથે સાથે નવલકથાની પાયાની શરત – પ્રતીતિકરતાનો ભંગ થાય છે. ૧૮-૬-'૪૮ના રોજ મુંબઈની શિવરી હૉસ્પિટલમાં હરિલાલ ગાંધીનું અવસાન થયું ત્યારે બંને પુત્રીઓ રામીબહેન, મનુબહેન તથા મનુબહેનના પતિ સુરેન્દ્ર મશરૂવાળા હાજર હતા. ('હરિલાલ ગાંધી', ૧૭૧). દિનકર જોષી કેશવલાલ અને સુરેન્દ્ર મશરૂવાળાને ફોરસ રોડ પર મોકલી સસ્તી સનસનાટી પેદા કરવા ગયા, પણ એમાં સમગ્ર ઘટનાને અપ્રતીતિકર બનાવી બેઠા. કોઈ પણ વ્યક્તિ, વિગત પછી – વ્યક્તિ પહેલાંના ન્યાયે પેલી બાઈના ફોન પછી

દવાખાને જ દોડે, ફોરસ રોડ ન જાય. ફોરસ રોડ પર કેવું વાતાવરણ હોય એની બધાને જ ખબર હોય. એમાં કલમને આટલી હદે લપસવા દેવાની જરાય જરૂર નહોતી. સુરેન્દ્ર મશરૂવાળાએ કહ્યું છે તે પ્રમાણે આ રીતે ફોરસ રોડ પર જવાનો કોઈ પ્રસંગ, કે આવો વાર્તાલાપ થયા જ નહોતા. વળી મશરૂવાળાને ફોરસ રોડ પર હરિલાલભાઈને મળવા જવામાં કોઈ નાનમ – કોઈ સંકોચ નહોતાં લાગતાં. (૯-૧૧-'૯૭ના 'જન્મભૂમિ પ્રવાસી'માં મનુબહેન – સુરેન્દ્રભાઈની દીકરી ઊર્મિબહેન દેસાઈનો લેખ).

બલિબહેન સાથેના પ્રસંગ સંદર્ભે પણ વાંધો ઉઠાવી શકાય. ધારો કે તમારે, તમારું પાત્ર દારૂ પી બેફામ વર્તી રહ્યું છે એવું દેખાડવું છે. એના માટે નવલકથાકાર તરીકે સંવાદો કલ્પવાની તમને પૂરી છૂટ છે. પરંતુ પાત્રોની ગરિમા ખંડિત કરતા સંવાદો કે પ્રસંગો આલેખવાની છૂટ જીવનકથનાત્મક નવલકથા લખનારને કદી નથી હોતી એ દિનકર જોપી ભૂલી ગયા. આ પાત્રોનાં અંગત સગાંઓ વિદ્યમાન છે એ વાત લેખક વીસરી ગયા હશે? તેઓ લખે છે: "બલિબહેન પ્રત્યેનો અણગમો જાણે ઘૃણામાં ફેરવાઈ ગયો." ('પ્રકાશનો પડછાયો', ૨૬૪). નીલમબહેને પ્રગટ કરેલા હરિલાલના બલિબહેન પરના પત્રોમાં ક્યાંય અણગમો કે ઘૃણા કશું પ્રગટ થતું નહીં લાગે. હરિલાલ પોતાની મર્યાદાઓથી માહિતગાર હતા જ. એ બદલ એમને અફસોસ પણ હતો. એટલે દિનકર જોષી જે તારણ પર પહોંચ્યા છે એની સાથે સંમત નથી થઈ શકાતું. બલિબહેને મનુબહેનની હાજરીમાં હરિલાલને તમાચા માર્યા એ વાત સાચી, પરંતુ પોતાનાં નમાયાં બાળકોને પાંખમાં લેનારને હરિલાલ આવું કહી શકે ખરા? – "તમે એક રાંડી રાંડ બાઈ... તમારાં બધાં લક્ષણો કંઈ મારાથી છૂપાં નથી... આ બાઈને તો હું બરાબર ઓળખી ગયો છું, એને તો હું હવે જોઈ લઈશ... એનાં કાળાં કારનામાં..." (૨૭૯). બલિબહેન પ્રત્યે અતિશય પ્રેમાદર ધરાવનાર હરિલાલ આવું બોલે ખરા? જીવનકથનાત્મક નવલકથા લખનારે તથ્યો તથા ઘટનાઓનું કલ્પનાકેન્દ્રી પુનર્ઘટન (imaginative reconstruction of the facts) કરવાનું છે એ વાત સાચી, પણ આનો અર્થ એ નથી થતો કે તે કલ્પનાના ગબ્બારા ચલાવે. મન ફાવે તેવા સંવાદો-પ્રસંગો કલ્પી પાત્રોના ગૌરવને હાનિ પહોંચાડવાનો, એમની આસપાસનાં લોકોની લાગણીને ઠેસ પહોંચાડવાનો એને જરાય હક્ક નથી.

હસતા મોઢે બધી યાતના સહી લેતા, જેલ જવામાં મોખરે રહેતા, આફ્રિકાની લડતમાં બાપુના શ્રેષ્ઠ સાથી બની 'છોટે ગાંધી'નું બિરુદ રળનાર હરિલાલ પથભ્રષ્ટ થયા કઈ રીતે? માટીમાંથી માનવ બનાવનાર આ મહાનુભાવનો જ પુત્ર માનવમાંથી માટી કેમ બન્યો એ એક કોયડો છે. ('હરિલાલ ગાંધી'-૮). ચંદુલાલ દલાલે હરિલાલ ગાંધીનું ચરિત્ર વિકૃત કેમ બન્યું, સંજોગો, નિયતિનો ભોગ બનેલા હરિલાલના જીવનમાં જે વિકૃતિઓ પ્રવેશી તે વિકૃતિઓ એમની પ્રકૃતિ નહોતી એ વિશે સાધાર, વિગતવાર છણાવટ કરી છે. તારણ આપતાં એમણે લખ્યું છે: "પિતાપુત્રના સંબંધમાં બે ભિન્ન વિચારસરણીવાળાનું ઘર્ષણ છે; સામસામી ટક્કર ઝીલનાર બે બળવાન પ્રકૃતિઓનો સંઘર્ષ છે; બે અત્યંત આગ્રહી વ્યક્તિઓનો સંઘર્ષ છે. ભલે એક સત્યાગ્રહી હોય અને બીજો હઠાગ્રહી હોય, પણ બંને પોતપોતાની વાતને સાચી માનતા હતા અને એકબીજા તરફ આદર અને મમતા હોવા છતાં, પોતાની વાતને છોડવા તૈયાર નહોતા." (પ્રસ્તાવના, ૧૪-૧૫). પરિસ્થિતિ, સંજોગો, નસીબના સહિયારા પ્રયાસથી ઉત્તમ પિતાનો ઉત્તમ પુત્ર કેવો અવળા માર્ગે ફંટાયો, હેરાન થયો, મૂંઝાયો, અકળાયો ને વધુ ને વધુ ઊંડી ગર્તામાં સરતો ગયો એની સ્વસ્થ ચિત્તે વાત માંડતાં નીલમબહેન, હરિલાલ ગાંધીનાં દીકરી રામીબહેનનાં દીકરી થાય. 'પ્રકાશનો પડછાયો'ની સામે પડવાને બદલે આ પુસ્તકના તટસ્થ આલેખન દ્વારા નીલમબહેને એમના નાનાનું તર્પણ તો કર્યું જ છે, સાથે સાથે નાની લીટીને ભૂંસવાને બદલે બાજુમાં મોટી લીટી દોરવાનું ડાહ્યું પગલું ભર્યું છે. સ્વાભાવિક છે કે અહીં બધી માહિતી નવી ન જ હોય. પરંતુ આજ સુધી અપ્રગટ એવા પત્રોનું અહીં ઉમેરણ જરૂર થયું છે. ઉપરાંત ચંદુલાલ દલાલે લખેલા હરિલાલ ગાંધીના જીવનચરિત્રને વીસરી ચૂકેલા લોકો ફરી એને વાંચશે એ પણ મારી દૃષ્ટિએ તો લાભ જ છે.

ગાંધીજીના આદર્શો, જાહેર કાર્યો પરત્વે શ્રદ્ધા, આદર હતાં એટલે જ તો હરિલાલ દક્ષિણ આફ્રિકાની આકરી જેલ વેઠી આવ્યા હતા. જીવન અવળે માર્ગે ચડ્યા

પછી પણ, જાહેર વિદ્રોહ પછી પણ ગાંધીજી પ્રત્યેનો હરિલાલનો આદર એવો ને એવો જ રહ્યો હતો... એમના આવેશભર્યો ઊભરા, ને પછીથી જાહેર વિદ્રોહ ને પછીથી છેડો ફાડી નાખવા સુધી જવા માટે ગાંધીજી કેટલા જવાબદાર હતા એનો જવાબ આ પુસ્તક વાંચનારને મળી જશે. સત્યને સુવર્ણની પથારી હોતી જ નથી એવું દઢપણે માનતા ગાંધીજીએ સંતાનોને પણ પોતાના કંટકભર્યા માર્ગે દોર્યા હતા. તેઓ જે માનતા એને અમલમાં મૂકતા. જાહેરમાં કોઈ નવો વિચાર મૂકે તો એનો પ્રથમ પ્રયોગ પોતા પર, પોતાના પર કરતા. જ્યેષ્ઠ સંતાન હોવાના કારણે હરિલાલ ગાંધીજીના કેળવણીવિષયક પ્રયોગોનાં ભોગ બન્યા એને નિયતિનો ખેલ જ કહેવો પડે. વળી અન્ય ત્રણ ભાઈઓ ગાંધીજીના હાથ નીચે ઘડાયા હતા, પણ કમનસીબે હરિલાલના ઘડતરમાં ગાંધીજીનો હાથ બહુ ઓછો રહેલો. ગાંધીજીથી દૂર રહીને મોટા થયેલા હરિલાલને નાનપણમાં સંયુક્ત કુટુંબમાં રહેવું પડેલું. ૧૮૯૬થી દક્ષિણ આફ્રિકામાં ગાંધીજીની સાથે રહ્યા તો કેળવણીનો પ્રશ્ન વણઊકલ્યો રહ્યો. બાકીનાં સંતાનોને ગાંધીજીએ પોતાની રીતે પલોટેલા, પણ હરિલાલ બાપુની કેળવણીથી વંચિત રહેલા, વણપલોટાયેલા રહેલા.. એટલે સંયમ-નિયમ, નિષેધ, પરહેજ એમને અકળાવતાં. ગાંધીજીના એકાદ-બે વિચારે પણ હરિલાલના ચિત્તતંત્ર પર કાયમી ધોરણે અવળો પ્રભાવ પાડ્યો હોય એવું બને. એક તો હરિલાલના લગ્ન પ્રસંગે ગાંધીજીએ લખેલ પત્ર હરિલાલના ચિત્ત પર અવળી અસર પાડી શકે... ૨૭-૫-'૦૬ના ગાંધીજીએ એમના મોટાભાઈને લખેલ: "હરિલાલનાં લગ્ન ભલે થાય, લગ્ન ન થાય તો પણ ચાલે, કારણ કે આજકાલ કાંઈ નહિ તો એને વિશે એક પુત્ર તરીકે વિચારવાનું મેં બંધ કર્યું છે." ('હરિલાલ ગાંધી', ૧૫). ગાંધીજીના પત્રનો ભલે અન્ય કશો અર્થ નીકળતો હોય, પણ એનાથી હરિલાલને માઠું લાગી શકે એની ના નહીં પાડી શકાય. હરિલાલના અવળા માર્ગે ચડવા માટે પોતાને દોષ આપતા ગાંધીજી શબ્દફેરે વારંવાર જે વાત કરતા તેનાથી પોતે પાપનું પરિણામ છે એવી ગ્રંથિનો ભોગ હરિલાલ બન્યા હોય તો નવાઈ નહીં. હરિલાલના જન્મકાળે ગાંધીજીનું મન વિષયો પાછળ દોડતું રહેતું એટલે હરિલાલને તેઓ પોતાના વિકારનો દીકરો માનતા અને મણિલાલને પોતાના વિચારનો દીકરો માનતા. (૪૮). ગાંધીજીની આ વાત સાથે જોકે સંમત નહીં થઈ શકાય. ચંદુલાલ દલાલે જે દલીલ કરી છે તે મુજબ : "ગાંધીજીના પિતા વિશે જાણ્યા પછી ખુદ ગાંધી કેમ એવા ન થયા એવો પ્રશ્ન થાય." ('હરિલાલ ગાંધી': ૯). પરંતુ જે પ્રેમતત્ત્વે ગાંધીને ઉગારી લીધેલા, એ પ્રેમતત્ત્વનો, માબાપથી દૂર રહેવાને કારણે હરિલાલ માટે અભાવ જ રહ્યો... પછીથી પણ નિયતિની રમતે એમને એકલા જ રાખ્યા ને એક હોનહાર વ્યક્તિત્વ બાપની મહાનતાના સામા છેડે જઈ બેઠું.

હરિલાલની વિલાયત થઈ બૅરિસ્ટર થવાની અબળખાએ બાપદીકરા વચ્ચે કલહનું બીજ રોપ્યું. ગાંધીજી માને છે કે "શિક્ષણ એટલે કેવળ અક્ષરજ્ઞાન નહીં, શિક્ષણ એટલે ચારિત્ર્યનું ઘડતર. ચારિત્ર્ય વિનાનું અક્ષરજ્ઞાન બહુ નુકસાન કરનારું છે." (૪૨). હરિલાલની ઉંમર, ગાંધીજીની અનુભવથી ઘડાયેલી દૃષ્ટિ ન સમજી શકે, ન સ્વીકારી શકે એ સ્વાભાવિક છે. હરિલાલની દલીલ "બાપુએ જે કેળવણી લીધી છે તે અમે કેમ ના લઈ શકીએ ?" એમની જગ્યાએ, એમની ઉંમરે જરાય ખોટી નથી. કસ્તુરબાએ પણ આ અંગે વિરોધ પ્રગટ કર્યો જ છે: "આ એમણે શું ધાર્યું છે? છોકરાને અભણ રાખવા છે? બધાને લંગોટી પહેરાવવી છે? ગરીબ ભિખારી રાખવા છે?" (૩૯). લોકો, ગાંધીજીના મિત્રો પણ આ બાબતે ગાંધીજીની ટીકા કરતા. ગાંધીજી આવા વિરોધથી અજાણ્યા હતા એવું પણ નહોતું, પરંતુ અનુભવે ઘડાયેલા પોતાના કેળવણીવિષયક વિચારો બાબતે તેઓ મક્કમ હતા. જોકે પાછળથી ગાંધીજીએ કબૂલ્યું છે કે "મારા પ્રયોગો અપૂર્ણ હતા. બાળકોને હું આપવા માગતો હતો એટલો સમય નહોતો આપી શક્યો. તેથી અને બીજા અનિવાર્ય સંજોગોને લઈને હું ઇચ્છું તેવું અક્ષરજ્ઞાન હું તેમને ન આપી શક્યો. મારા બધા દીકરાઓની ઓછાવત્તા પ્રમાણમાં આ બાબતમાં મારી સામે ફરિયાદ પણ રહી છે." (૧૯૨). ફરિયાદ બધા ભાઈઓને હતી, પણ હરિલાલની ફરિયાદે વિદ્રોહનું રૂપ લીધું. ગાંધીજીના હાથ નીચે પલોટાયા હોત, ઘડાયા હોત તો કદાચ ગાંધીજીના પ્રયોગો એમના માટે ગજા બહારના ન નીવડત. લેખિકા કહે છે તેમ "સ્વજનોની શક્તિનો વિચાર કર્યા વિના ગાંધીજી તેમની પાસેથી પોતાના સિદ્ધાંતોના પાલનનો આગ્રહ રાખતા હતા તેનું સૌથી વધુ

દુઃખદ પરિણામ હરિલાલ વિશે આવ્યું." (૪૪).

પિતા-પુત્ર વચ્ચે સ્નેહાદરની જરાય કમી નહોતી. હરિલાલને પોતાની રીતે વર્તવાનું ગાંધીજીએ અનેક વાર કહ્યું હતું. ગાંધીજીએ પુત્રો પાસે ક્ષમા પણ માગી હતી. જીવનના કોઈ તબક્કે હરિલાલની ખોટ નહોતી પુરાઈ. એમને સાચા માર્ગે વાળવા ગાંધીજીએ પ્રયાસો કર્યા છે, તો સન્માર્ગે વળવા હરિલાલે પણ કોશિશ કરી જ છે... પરંતુ વિધિને કંઈ જુદું જ મંજૂર હતું... હરિલાલ કદી પાછા ન ફરી શક્યા.

હરિલાલને પોતાની રીતે વર્તવાનું, નિર્ણય લેવાનું કહેતાં ગાંધીજી લખે છે: "હું તમારા મુરબ્બી તરીકે તમને સલાહ આપું છું. પણ કરજો તમારું ધાર્યું." (૪૨). "બાપુ આમ ધારે છે વાસ્તે તેમ કરવું એવું ન કરજો. હું વિચારો બતાવું તેમાં તમને જે પસંદ પડે તે જ અમલમાં મૂકજો. તમે સ્વતંત્ર રીતે વૃદ્ધિ પામો એવું જ હું ઇચ્છું છું..." (૪૬). આફ્રિકા છોડી હરિલાલ ભારત પાછા આવવા નીકળે છે ત્યારે ગાડી ઊપડવાના સમયે ગાંધીજીએ ગદ્ગદ કંઠે હરિલાલને કહ્યું હતું: "બાપે તમારું કાંઈ બગાડ્યું છે એમ લાગતું હોય તો એને માફ કરજો." (૪૪). હરિલાલ પરનો પ્રેમ, વિશ્વાસ વારંવાર ગાંધીજીએ પ્રગટ કર્યો છે. (૪૨,૪૭). "તમારી પર હુકમ ચલાવવા અથવા હું જે કહું તે ખરું ને બાકીનું નકામું એમ તમને મનાવવા મારો ઇરાદો નથી. તમને મિત્ર ગણીને તમારી સાથે સલાહ કરીશ. (૪૭)". આવું કહેનાર ગાંધી જાણી જોઈને દીકરાનું અહિત કરે એમતો કઈ રીતે માની શકાય? હા, કદાચ અતિ ઉત્સાહમાં એમણે પોતાનાં વિચારો, જીવનદૃષ્ટિ, કેળવણીવિષયક પ્રયોગોનો પડઘો પોતાનાં બાળકોમાં ઇચ્છ્યો હોય તો પિતા તરીકે એમાં કશું ખોટું નથી. સંતાનોની ઇચ્છા, ગજું સમજવામાં ગાંધીજી થાપ ન ખાઈ શકે? મેટ્રિકમાં ત્રીજી વાર નાપાસ થતા હરિલાલને ગાંધીજીએ લખ્યું છે : 'હું એવો અભિમાની બાપ છું કે મારાં છોકરાંઓમાં હું સંપૂર્ણતા આરોપી મૂકું છું. એ ભૂલ છે, મોહ છે..." (૫૫). આવું સમજવા છતાંય એ ભૂલ થઈ... બની શકે કે આ સંપૂર્ણતાનો આગ્રહ પણ હરિલાલને ગાંધીજીથી દૂર લઈ ગયો હોય. ભાવિ બોલાવતું હોય એમ કહે છે: "આપણા માર્ગ ભલે જુદા હો, આપણે જવાનું ઠેકાણું એક જ હશે તો ત્યાં મળીશું. અને કદાચ આપણે પરસ્પરવિરોધી માર્ગે વળ્યા તોયે શું? મને મિથ્યાભિમાન નથી કે હું સર્વથા સાચો ને બીજા ખોટા...." ગાંધીજી સ્પષ્ટવક્તવ્યમાં માને છે; હરિલાલની વારંવારની ભૂલથી દરેક બાપની જેમ ગાંધીજી પણ અકળાય છે. અકળામણ ઠાલવતાં લખે છે : "તમે દરેક કાગળમાં માફી માગો છો... બચાવ પણ કરો છો... હવે તો મને કેવળ દંભ લાગે છે... તમારાં લક્ષણ મને જરાયે પસંદ નથી પડતાં... તમને લખતાં મને રોષ ચડે છે... ને રડવું પણ આવે છે..." (૪૯). જોકે હરિલાલના સુધરવાની જરાક આશા દેખાય તોય ગાંધીજી હરખાઈ ઊઠ્યા છે. તો સામા પક્ષે તીવ્ર વિરોધ હોવા છતાંય હરિલાલ પોતાના મહામાનવ પિતા માટે મગરૂરી અનુભવતા. દેવદાસ ગાંધી લખે છે: "કુટુંબ અને મિત્રોના વર્તુળની બહાર તેઓ બાપુને માન આપતા અને ઉગ્રપણે એમની તરફેણ પણ કરતા..." (૨૦૨). "તમારા પર પ્રીતિ ઓછી છે એમ માનશો નહીં" કહેનાર ગાંધીજીએ અનેક વાર "માબાપનું હેત તમે સમજી શક્યા નથી", 'મારી લાગણી તમે સમજી શકતા નથી" (૧૫૪-૫૫) એવું લખ્યું છે. પોતાના ચારિત્ર્યની પૂંજીનો અધિકારી થઈ એ પૂંજીમાં જ્યેષ્ઠ દીકરો વધારો કરે એવું ઇચ્છનાર ગાંધીજીને હરિલાલના કુમાર્ગે વળવાથી કેટલી પીડા થઈ હશે એવું સમજનાર કદી આ કથાને ગાંધી વિરુદ્ધ ગાંધીની કથા નહીં કહે.

ગાંધીજી હિંદુસ્તાન પાછા આવ્યા પછી હરિલાલ એમની સાથે ઘણું ફર્યા, વાતો પણ ઘણી થઈ, પણ મનમેળ ન થયો. ગાંધીજીથી નોખા થયા પછી હરિલાલે 'મારા પિતા એમ.કે. ગાંધી (બાર ઍટ લૉ) : તેમના ઉપરનો મારો અર્ધખુલ્લો પત્ર' શીર્ષકથી ૩૨ પાનાંની પુસ્તિકા છપાવી. આફ્રિકા છોડતા પહેલાં ગાંધીજી સમક્ષ હરિલાલે જેવો ઊભરો ઠાલવેલો એવું જ આ પત્રિકામાં પણ છે. ધરબાયેલા આક્રોશને વ્યક્ત કરતા આ પત્રમાં કેળવણી બાબતનો બળાપો સૌથી તીવ્ર રહ્યો છે "હું માનું છું કે આપનાથી અજાણ્યે, આપની પ્રવૃત્તિમાં અમારા તરફ ધ્યાન અપાયું જ નથી... અમે બધા ભાઈઓ પ્રત્યે આપે એક સરકસના રિંગમાસ્તર અને જાનવરો જેવું જ વર્તન રાખ્યું છે. આપે સુધરેલ ઢબથી અમને દબાવી જ રાખ્યા છે... આપે કોઈ દિવસ કોઈ જાતનું અમને ઉત્તેજન જ નથી આપ્યું. પ્રેમથી નહીં, પણ હંમેશાં આપે અમારી સાથે ક્રોધથી જ વાતો કરી છે... આપે અમને બુદ્ધિહીન

રાખ્યા છે. આપે અમારો અધિકાર જોયો જ નથી... આપે અમારી નબળાઈ તરફ ઉદાર દૃષ્ટિ રાખી જ નથી. આપની રહેણી અને કરણી બહુ કઠિન છે. હું તેને માટે મને નાલાયક માનું છું... મને કોઈ પણ વખત ખબર પડશે કે મારા વિચારો ખોટા છે, ત્યારે હું કદી પણ સુધર્યા વિના નહીં રહું. મારા અંતઃકરણને ઊંડે ઊંડે પણ આપના પુત્ર સિવાય હું બીજું કોઈ હોઉં એમ મનમાં નથી. જો આપના પુત્રને લાયક હોઉં તો..." (૫૯-૬૧). ગાંધીજીને આ પત્રથી ઉદ્વેગ તો ઘણો થયો છે. પણ એમને લાગે છે કે લખ્યા પછી હરિલાલને કંઈક શાંતિ વળી છે. એલ. ડબ્લ્યુ. રિચને એક પત્રમાં ગાંધીજી લખે છે: "...એક અર્થમાં એ બહાદુર છોકરો છે કે તે પોતાના દુર્ગુણો છુપાવતો નથી અને તેનો બળવો ખુલ્લો બળવો છે." (૯૦). હરિલાલના ગુણ પારખતા ગાંધીજી એના ગોટાળાની હારમાળાથી નારાજ નથી થયા એવુંય નથી. ને તોય "તારું શુભ થાય, તારામાં ભગવાન વસો" વગેરે કહેતા ગાંધીજીએ હરિલાલને સાચે રસ્તે લાવવાની સતત કોશિશ કરી છે. હરિલાલે સુધરવાની તૈયારી પણ બતાવી. પ્રયત્નો થયા, પણ પરિણામ હંમેશાં નિરાશાજનક રહ્યું. ગાંધીજીના આચાર-વિચાર, નિયમો, નિષેધોનો ભોગ મણિલાલ પણ બન્યા જ હતા. પરંતુ એમનું ઘડતર ગાંધીજીના આદર્શો, વિચારો, નિયમો હેઠળ જ થયું હતું, એટલે જ હરિલાલની જેમ ગાંધીજીની રહેણીકરણી કઠિન છે એવું એમને નથી કહેવું પડ્યું. થયેલી સજાને મણિલાલે દરેક વખતે માથે ચડાવી છે. આ બધી બાબતો સંદર્ભે કોઈ ગમે તે કહે, પણ જાત માટે અને જાહેર જીવન માટે નક્કી કરેલી મર્યાદાઓ ગાંધીજીએ પોતે પાળી છે અને કુટુંબીજનો પાસે પળાવી છે. મણિલાલ, હરિલાલને નજીવી મદદ કરે કે બા રામદાસને ખાંડ પીરસે કે પછીથી કાંતિભાઈ ભણવાના પૈસા માગે... ગાંધીજીએ કદી સમાધાન નહોતું કર્યું. સેવાગ્રામમાં રહેનાર ગાંધી પરિવારના સભ્યે પોતાનો ભોજનખર્ચ તથા અન્ય ખર્ચ આશ્રમને ચૂકવવો પડતો. પરણ્યા પછી મનુબહેનની માંદગીનો ખર્ચ જાહેર ફંડમાંથી લેવો યોગ્ય નથી એવું ગાંધીજીએ સુરેન્દ્ર મશરૂવાળાને લખેલું. આપણને આ વાતો નજીવી લાગી શકે, ગાંધીજીને નહીં.

જાહેર જીવનમાં સમાધાન નહીં સ્વીકારનાર ગાંધીએ અંગત રીતે પુત્રોની માફી માંગવામાં શરમ નહોતી અનુભવી. મણિલાલને લખે છે, "મારી પર રોષ કરવાનાં મેં ઘણાં કારણો આપ્યાં છે એમ હું માનું છું. તેને સારુ મને ક્ષમા આપજો... મેં ઇરાદાપૂર્વક તમારો સ્વાર્થ નથી બગાડ્યો. જે કર્યું છે તે તમારું સારું સમજીને કર્યું છે... મારા અખતરાઓનો ભોગ જેમ હું થયો તેમ તમે અને બા થયાં..."(૮૮). ૧૩-૩-'૨૪ના રોજ રામદાસને લખ્યું: "મેં કબૂલ કર્યું જ છે, પણ ફરી કબૂલ કરું છું કે જો તમને મેં વધારે અક્ષરજ્ઞાન આપવા વધારે પ્રયત્ન કર્યા હોત તો અત્યારે તમારી અવ્યવસ્થિત સ્થિતિ ન હોત. પણ થયું ન થયું કોણ કરી શકે છે? ભૂલ્યા ત્યાંથી આપણે ફરી ગણીએ." (૮૯). ગાંધીજી પોતાના પ્રયોગોની નિષ્ફળતા કબૂલ કરી પુત્રોની માફી માગે છે ત્યારે હરિલાલનું વહાણ તો ખરાબે ચડી ગયું હતું. જે કારણે પિતા સાથે છેડો ફાડેલ એ સિદ્ધ ન કરી શક્યા, સફળ થઈ બતાવવું હતું અને એક પછી એક નિરાશા જ સાંપડી. પિતાની નજરમાંથી ઊતરી ગયાની લાગણી હરિલાલને વધુ કોરે છે. અને 'હાર્યો જુગારી બમણું રમે' એ ન્યાયે એ ગાંધીજીથી વધુ ને વધુ દૂર થવાય એવાં કામ કરતા ગયા. બાપુ પ્રત્યે મનમાં અતિ આદર અને સાથે તીવ્ર વિરોધ, કશુંક કરી દેખાડવાની મથામણ અને દરેક ક્ષેત્રે સાંપડેલી નિષ્ફળતા, આપ્તજનોનાં એક પછી એક મૃત્યુ અને પરિણામે આવી પડેલી અવસાદમય એકલતાએ હરિલાલને નૈતિક પતન તરફ ધકેલ્યા. કુટુંબની ઓથ અને હૂંફ જવાથી હરિલાલ નિરંકુશ થયા. વ્યસન-વ્યભિચારમાં ડૂબતા ગયા. દારૂ પીને મોટી સાળી સાથે કરેલું તોછડું વર્તન, એમણે મારેલા તમાચા, સરદારે મળવાની પાડેલી ના... આ બધી ઘટનાઓ પછી પણ ૨૭-૪-'૩૨ના ગાંધીજી, હરિલાલને લખે છે: "હું હજી તારા સારા થવાની આશા છોડવાનો નથી... જ્યાં લગી તું અને હું જીવીએ છીએ ત્યાં લગી છેવટ સુધી આશા રાખીશ..." (૯૬). પિતા-પુત્રને સામસામે મૂકી તાળીઓ ઉઘરાવનારાઓ એક બાપની પીડા, અને કમનસીબ દીકરાની વ્યથા નહીં જોઈ શક્યા હોય? એવો પ્રશ્ન થાય.

ગુલાબબહેનના મૃત્યુ પછી સાવ એકલા પડી ગયેલા હરિલાલ પ્રત્યે ગાંધીજીને અપાર સહાનુભૂતિ છે. અહીં-તહીં અથડાતાં-કુટાતાં નમાયાં સંતાનોને ગાંધીજીએ પાંખમાં લીધાં હતાં. પત્નીના મૃત્યુ પછી કિશોરવયના દીકરા રસિકનું અવસાન હરિલાલને સાવ ભાંગી નાખે

છે. મહાત્માના દીકરા તરીકે જેવું તેવું કામ કોઈ આપતું નથી ને મેટ્રિક નહોતા એટલે સારું કામ મળતું નહોતું. કુદરત રૂઠી હોય એમ હરિલાલના બધા જ પાસા અવળા પડે છે. એક પછી એક આઘાત, નિષ્ફળતા, પૈસાની તંગી, મોંઘાં વ્યસનો ને એકલતા... પ્રેમ કરવા કે પામવાનું કોઈ ઠેકાણું જ ન રહ્યું. હૂંફ ગઈ ને હતાશા રહી. અંકુશ ગયો ને એકલતા રહી. હતાશ-હારેલા, એકલતાથી કંટાળેલા હરિલાલે દારૂમાં આશરો શોધ્યો. નશામાં ધૂત પગ એમની જાણ બહાર એક પછી એક પગથિયાં ઊતરતા ગયા. કદાચ એમની કુટેવોને કારણે પછીથી એમની અવગણના વધી હોય તો એ સમજી શકાય એવી વાત છે. કોઈને પણ એમની પર વિશ્વાસ નથી એ વાત હરિલાલને કોરી ખાય છે. કથળી ગયેલી આર્થિક, શારીરિક હાલતમાં હરિલાલે બલિબહેનને જે પત્રો લખ્યા છે એમાં એમના જીવનનો કરુણ ચિતાર પ્રગટ થાય છે. બાળકોને સોંપતી વખતે માસિક ખર્ચ મોકલવાનો જેમને વાયદો કર્યો હતો એ જ બલિબહેન પાસે હરિલાલને હાથ લંબાવવો પડ્યો છે: "મારી તબિયત હવે કામ નથી કરતી. આઠેક દિવસથી તાવ આવે છે... પાસે એક પૈસો નથી. કપડાં કે ઓઢવાનું કાંઈ જ નથી. રૂ. ૫૦/ આ કાગળ મળતાં તારથી મોકલાવશો તો ઉપકાર થશે..." પૈસા ન મળતાં વળી લખે છે: "આશ્વાસન આપનાર કે પ્યાલો પાણી આપનાર કોઈ પાસે નથી. માંદો માંદો તણાઈ હાથે મારું કરું છું. દવાના પૈસા નથી. દૂધના કે ફળના પૈસા નથી. જે તે ફાકી પેટ હજુ તો ચલાવું છું ત્યાં મારાં વ્યસન ક્યાં પોષું?..." (૭૫). દેશ આખો જેનું કુટુંબ હતું એનો દીકરો કેટલો તો એકલો હતો!

એકલતા, પૈસાની હાડમારી, દરેક બાજુની નિષ્ફળતા અને મોંઘાં વ્યસનોએ લપસી ગયેલા હરિલાલને વધુ લપસાવ્યા છે. પિતા સાથે છેડો ફાટી ગયાની પીડાએ હરિલાલને ધર્મપલટા તરફ વાળ્યા. ક્યાંક અંદરખાને એ રીતે બાપ સાથે બદલો લેવાની ભાવના ઉપરાંત આર્થિક લાલચ પણ હોઈ શકે. ૨-૨-'૩૬ના રોજ ખ્રિસ્તી ધર્મ સ્વીકારવાની જાહેરાત કરનાર હરિલાલ લખે છે: "જ્યારે મારા પિતાએ મારો સર્વાંશે ત્યાગ અને બહિષ્કાર કરવાનું પસંદ કર્યું છે, તો મારા માટે પુત્ર તરીકેનો મારો સંબંધ ભૂંસી નાખવાનું કરવા સિવાય બીજો માર્ગ જ રહ્યો નથી..." ('હરિલાલ ગાંધી,' ૧૩૬). હરિલાલ જેવી પ્રતિભાશાળી વ્યક્તિ જ્યાં વધુ લાભ મળે એ ધર્મ તરફ વળે એ પણ કેવી કરુણતા છે એમના જીવનની? અલગ માન્યતા ને મૂલ્યો માટે પિતાથી છૂટા પડનાર હરિલાલ પોતાની જિંદગીને કદી કોઈ રસ્તે વાળી જ ન શક્યા... એમાં ગાંધીજીનો વાંક જોનારને શું કહેવું? એમની જાહેરાતને કારણે હરિલાલને હિંદુ ધર્મમાં ટકાવી રાખવા માંગનારાઓ એમને નોકરી અપાવે છે ને ૨૭-૨-'૩૬ના રોજ હરિલાલ એ જ શહેરમાં જાહેર કરે છે કે એ પોતે ધર્મ-પરિવર્તનમાં માનતા નથી. તેઓ લખે છે: "મારો એવો નમ્ર અભિપ્રાય છે કે ચોક્કસ સમાજમાં જન્મેલી અને ઊછરેલી દરેક વ્યક્તિ પર એ સમાજનું નૈતિક ઋણ છે, અને એ વ્યક્તિને સ્વચ્છંદે તેનો ત્યાગ કરવાનો અધિકાર નથી." ('હરિલાલ ગાંધી': ૧૩૮). આવું કહેનાર હરિલાલ ૨૯-૫-'૩૬ના રોજ ધર્મપલટાની જાહેરાત કરી 'અબ્દુલ્લા' નામ અપનાવે છે. ગાંધીજી જાહેર નિવેદનમાં જણાવે છે : "જો એણે આ ધર્મસ્વીકાર હૃદયપૂર્વક અને કશાં દુન્યવી લેખાં માંડ્યા વગર કર્યો હોય તો મારે એમાં કાંઈ કહેવાપણું ના હોય, કેમ કે ઇસ્લામને હું મારા ધર્મ જેવો જ સત્ય માનું છું... એનો આર્થિક લાભ નહોતો સંતોષાયો અને એ સંતોષવા સારુ એણે ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો છે..." (૧૦૮). કસ્તુરબા ગાંધીજી જેવી સ્વસ્થતા ન જાળવી શકે એ સ્વાભાવિક છે. રામીબહેન પરના પત્રમાં હૃદયવિદારક સૂરે હરિલાલની જનનીએ લખ્યું છે: "અમે રતન ખોયું છે." (૧૧૦). હરિલાલની રોજેરોજ થતી જતી નૈતિક પડતી કસ્તુરબાને અસહ્ય લાગે છે. એમની એ હૃદયદ્રાવક વાણીને રામદાસે 'એક માતાનો પુત્રને ખુલ્લો પત્ર'માં શબ્દબદ્ધ કરી હતી. આ પત્રમાં હરિલાલની ચિંતાથી પળેપળ વલોવાતી મા પ્રગટ થાય છે, ઉપરાંત પતિને સાચી રીતે ઓળખનાર પત્ની પણ દેખાય છે. મુસ્લિમોને ઉપાલંભ આપતાં બાએ સાચી ભાષામાં વેધક પ્રશ્ન પૂછ્યો છે મુસલમાનોને : "કેટલાક તો મારા પુત્રને 'મૌલવી'ની ઉપાધિ આપવાની હદ સુધી પહોંચ્યા છે. તમારો ધર્મ દારૂડિયાને મૌલવી તરીકે ઓળખવાની અનુજ્ઞા આપે છે?" (૧૧૩). કસ્તુરબાના પત્રમાં વ્યથા ને રોષ ભેગાં થઈને વહી નીકળ્યાં છે... "...તું અમારો પુત્ર જન્મ્યો અને શત્રુની ગરજ સારે છે... ઘણી વાર મને થાય છે કે જાણે તને મારું... તું પૈસાનો ગુલામ છે. તું

તારો અને તારા આત્માનો નાશ કરી રહ્યો છે...'' (૧૧૩). હરિલાલે થોડા જ વખતમાં પાછો હિંદુ ધર્મ અપનાવી લીધેલ. દેવદાસ ગાંધીએ હરિલાલના ધર્મપરિવર્તનનને કેવળ સ્ટંટ ગણાવેલ. આપણે કલ્પી શકીએ છીએ કે આર્થિક રીતે પાયમાલ થઈ ગયેલા હરિલાલને આ રસ્તે સગવડો સચવાતી દેખાઈ હશે, એકલતાથી કંટાળેલાને પરણવાની લાલચ થઈ હશે... અને ગાંધીજીની સામે પડવાનો હેતુ તો ખરો જ ખરો....

હરિલાલની વિકૃતિઓ જગજાહેર હતી, પણ એમના સમગ્ર જીવન પર નજર નાખનાર કહી શકશે કે આ વિકૃતિ એમની પ્રકૃતિ નહોતી જ. હરિલાલની નીયતમાં ખોટ નહોતી, પણ નિયતિએ એમને કદી સાથ જ ન આપ્યો. રાનરાન પાનપાન થઈ ગયા હતા ત્યારેય રાણાવાવના સોનીને પૈસા પાછા વાળે છે. માત્ર ૪૧૮ રૂ. જ બાકી રહે છે. કબા ગાંધીના ડેલા પરનો હક્ક જતો કરે છે ત્યારે તો એમની પાસે રાજકોટ જવા જેટલા પૈસા પણ નહોતા જ. આવા કપરા કાળમાં પણ એમની દાનત નહોતી બગડી. પરંતુ નિયતિએ દેખાડેલા બધા ખેલમાં એમના નસીબે ઊંધા મોંએ પડવાનું જ થયું. ખોટ જ ખાવાની થઈ. વાણિયાના દીકરા હતા તોયે વેપાર ન જ આવડ્યો. ને લોકોએ પણ યથાશક્તિ એમને છેતર્યા, લેવાય એટલો એમના નામનો લાભ લીધો. ધારો કે હરિલાલનું ઘડતર ગાંધીજીના હાથે થયું હોત, દક્ષિણ આફ્રિકાથી હરિલાલ પાછા ન ફર્યા હોત, ફરી દક્ષિણ આફ્રિકા જતાં ગોખલેએ એમને ન રોક્યા હોત, પત્નીનું અકાળ અવસાન થયું ન હોત, એમના બધા જ પાસા અવળા ન પડ્યા હોત... આવા કેટલા 'તો' દર્શાવે છે કે હરિલાલને નિયતિ કઈ હદે નડી છે. હાથ બેસી ગયા પછી પણ ધંધામાં ખતા ખાધી. જ્યાં હાથ નાખ્યો ત્યાં ધૂણીની રાખ જ નીપજી એમાં નસીબ સિવાય કોને દોષ આપી શકાય? હરિલાલને ગાંધી નહીં, પણ નસીબ નડ્યું છે. હૂંફાળું પ્રેમાળ કુટુંબ વિખેરાઈ ગયું એમાં ગાંધીને કઈ રીતે દોષ આપી શકાય? ગાંધીજીએ કારકિર્દી ખાતર સંતાનો પ્રત્યે બેદરકારી દાખવી હતી એવો આરોપ ફીનિક્સ આશ્રમનો એમનો રોજિંદો ક્રમ તપાસનાર નહીં મૂકી શકે. હા, પોતે કરવા ધારેલ કેળવણીનો પ્રયોગ સફળ બનાવી શકાય એટલું ધ્યાન એ નહોતા આપી શક્યા. એમનો પ્રયોગ અખતરો પુરવાર થયો ને સંતાનો એનો ભોગ બન્યા એ બદલ ગાંધીજીએ એક કરતાં વધુ વાર સંતાનોની માફી માગી છે. આઝાદીની લડાઈ ચાલતી હતી ત્યારે ભરચક્ક કાર્યક્રમો વચ્ચે ગાંધીજીએ હરિલાલનાં સંતાનોને સંભાળ્યાં હતાં. હરિલાલને સુમાર્ગે વાળવાના પ્રયાસો છોડ્યા નહોતા. મનુબહેન પરના, હરિલાલ, કાંતિભાઈ, બલિબહેન વગેરે પરના પત્રો એ વાતની સાક્ષી આપે છે કે દેશ પાછળ બધું જ ત્યજનારે કૌટુંબિક જવાબદારીઓ નહોતી ત્યજી. મનુબહેનનાં દીકરી ઊર્મિબહેન નોંધે છે: "હરિલાલનાં બાળકોને બાપુએ વાત્સલ્યભેર ઉછેર્યાં હતાં.'' ('જન્મભૂમિ-પ્રવાસી,' ૧૩-૧૦-'૯૭). હા, પોતાનાં સિદ્ધાંતો, મૂલ્યો, માન્યતાઓ બાબતે ગાંધીજીએ બાંધછોડ નહોતી કરી અને કરવા ગયા એમની ચલાવી નહોતી.

પિતા-પુત્ર વચ્ચે પ્રેમ, આદરની કોઈ કમી નહોતી. હરિલાલની તીવ્ર બુદ્ધિપ્રતિભા, અન્ય ભાઈઓ કરતાં ચડિયાતી સમજ, વ્યવહારકુશળતા છતાંય હરિલાલના જીવનની ગતિ આવી કેમ? લેખિકાનુ તારણ મજાનું છે: "આપણે પોતાનાં સંતાનોને આપણા બીબામાં ઢાળવા પ્રયત્નો કરીશું તો એમાંથી હરિલાલ જ પેદા થશે.'' (૧૩૬). ગાંધીજીના આગ્રહો (હરિલાલના અનુભવ પછી) અન્ય ત્રણ દીકરાઓ માટે ઓછા થવા માંડ્યા હતા. ત્રણેય પુત્રોને વધુ મોકળાશ મળી હતી, ને હરિલાલના પુત્ર કાન્તિભાઈના શિક્ષણ અને ઘડતર માટે ગાંધીજીએ અતિશય કાળજી લીધી. જ્યેષ્ઠ પુત્ર હોવાને કારણે આ કશાનો લાભ હરિલાલને ન મળ્યો, એ એમનું કમનસીબ નહીં તો બીજું શું? ગાંધીજીના જીવનના આગ્રહોમાંથી અને હરિલાલના જીવનની નિષ્ફળતાઓમાંથી પાઠ શીખી શકાય એમ છે. હરિલાલ અને ગાંધીજી વચ્ચેના વિચારભેદો બે પેઢી વચ્ચેના સનાતન વિચારભેદો હતા. પિતાની સામે પુત્ર બંડ પોકારે, વિરોધ નોંધાવે એમાં કશું ખોટું નથી. પણ પિતાના આદર્શો, આગ્રહો સામે બંડ પોકાર્યા પછી હરિલાલનું જીવન કોઈ ચોક્કસ દિશા ન પકડી શક્યું, કોઈ આદર્શ માર્ગે વળી ન શક્યું એના પરિણામે આ કરુણાંતિકા સર્જાઈ. લેખિકા કહે છે તેમ "હરિલાલ ગાંધીજીની જીવનદૃષ્ટિ સ્વીકારી ન શક્યા અને પોતાની જીવનદૃષ્ટિ વિકસાવી ન શક્યા.'' (૧૩૮). હરિલાલે વિદ્રોહ કર્યો ત્યારે શું જોઈએ છે એ બાબતે તેઓ સ્પષ્ટ હતા... પરંતુ કમનસીબે તેઓ એ મેળવી ન

શક્યા. ગાંધીજીની વૈચારિક છત્રછાયા છોડનાર પાસે પોતાની કોઈક જાતની વૈચારિક ભોંય હોવી જોઈતી હતી. કારણ કે એ કેળવવી પડે છે, વારસામાં નથી મળતી. પરંતુ હરિલાલ એમાં ઊણા ઊતર્યા... ને પરિણામ જગત સામે છે. હરિલાલને આવા પિતાના પુત્ર હોવા બદલ ગર્વ હતો. બગાડેલી બાજી સુધારી લેવાની બંને પક્ષે પ્રામાણિક પ્રયત્નો થયા જ છે. પરંતુ હરિલાલ જ્યાંથી પાછા ન ફરી શકાય એટલા આગળ વધી ગયા હતા.

આખી જિંદગી સામા પ્રવાહે તરનાર હરિલાલના જીવનસંઘર્ષથી માતા-પિતાને કેટલી અને કેવી દારુણ વ્યથા થઈ હશે તે કલ્પી શકાય છે. "જીવનભર રખડવાનું જ મારા ભાગ્યમાં નિર્માયેલું છે" ('હરિલાલ ગાંધી,' ૨૦૨) કહેનારની પીડા આપણને હલાવી દે છે. પોતાના કારણે કોઈ હેરાન ન થાય એની કાળજી હંમેશ લેતા હરિલાલની ઉદાત્તતા વાચક પ્રમાણી શકે છે. વ્યસન, વ્યભિચાર, તકવાદી ધર્માન્તર, વિદ્રોહ આ બધા છતાં હરિલાલના પતન માટે સહાનુભૂતિ થાય છે અને દીકરો ખોઈ બેઠેલા બાપ માટે વિષાદ... અને એટલે જ આ કથા ગાંધી વિરુદ્ધ ગાંધીની નથી. એવું માનનારાઓને નીલમબેનનું આ પુસ્તક સમજાવશે કે આ કથા સુધરવામાં અને સુધારવામાં નિષ્ફળ જનાર દીકરા અને બાપની કરુણ કથા છે. આના માટે વ્યક્તિ ઓછી અને પરિસ્થિતિ, નિયતિ વધુ જવાબદાર છે.*

નીચેનાં બે પુસ્તકોનો ઉલ્લેખ આ લેખમાં એક કરતાં વધુ વાર થયો છે :

૧. 'પ્રકાશનો પડછાયો': દિનકર જોષી, નવભારત સાહિત્ય મંદિર, પ્ર. આવૃત્તિ, સપ્ટે. '૮૮.
૨. 'હરિલાલ ગાંધી' : ચંદુલાલ ભગુભાઈ દલાલ, સાબરમતી આશ્રમ સુરક્ષા અને સ્મારક ટ્રસ્ટ, અમદાવાદ, પ્ર. આવૃત્તિ, એપ્રિલ ૧૯૭૭.

---

* 'ગાંધીજીનું ખોવાયેલું ધન : હરિલાલ ગાંધી' : લે. નીલમ પરીખ, નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ-૩૮૦ ૦૧૪; પ્રથમ આવૃત્તિ : ઑગસ્ટ '૯૮; પૃ. ૨૬૦; કિં. રૂ. ૯૫.

□

**તારી પાંદડીઓમાં...**

*મારી ઑફિસના ટેબલ પરના*
*ફ્લાવરવાઝના*
*ઓ ફૂલ,*
*તારી પાંખડીઓમાં સચવાયેલ*
*એની આંગળીઓનાં ટેરવાંનો*
*એકાદ સ્પર્શ*
*મને પાછો આપ;*
*તારી પાંખડીઓમાં છુપાયેલ*
*અમારા મીઠા ગોષ્ઠિગીતનો*
*એકાદ રવ*
*મને પાછો આપ;*
*તારી પાંખડીઓમાં શોષાયેલ*
*અમારા*
*દીર્ઘ ચુંબને*
*ને*
*ગાઢ આલિંગને*
*ગરમ શ્વાસોચ્છ્વાસનો એકાદ ઉચ્છ્વાસ*
*મને પાછો આપ;*
*તારી પાંખડીઓએ સંગ્રહેલી*
*અમારી તસવીરો*
*–'ઑફિસના બંધ-બારણે*
*એના કુર્તામાં હાથ નાંખી મેં કરેલા*
*સ્તનમર્દને*
*અર્ધમૂર્ચ્છિત*
*માથું ઢાળી ઊભેલી*
*એ*
*મારા ગરમ ગરમ શરીરના ખભે!*
*એમાંની આવી એકાદ તસવીર*
*મને પાછી આપ.*
*કાશ,*
*હું તો સાવ ભૂલી ગયો–*
*આ*
*ફૂલ તો એના જેવાં પ્લાસ્ટિકનાં હતાં!*

**ભરત પડિયા 'સ્પંદન'**

# વિસ્તરતી સીમાઓ

## (સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ)

**ચન્દ્રકાન્ત ટોપીવાળા**

વર્ષો પહેલાં પેટ્રોલ પંપ પર જાહેરાત વંચાતી, 'ઇટ પુટ્સ ટાઇગર ઇન યૉર ટૅન્ક'. આપણા કેટલાક કવિઓ પણ મડદાલ જેવી કાગળ પર સૂતેલી કવિતાને છલાંગ મરાવી શકે છે. મજાકમાં કહેવું હોય તો કાગનો વાઘ કરી શકે છે. કોઈકે એક વાર ફરિયાદ કરેલી કે અમુક કવિ અતિશય ચેષ્ટાઓ સાથે કાવ્યને રજૂ કરે છે, ત્યારે મેં સુધારીને કહેલું કે માત્ર ચેષ્ટાઓથી નહીં, સમગ્ર શરીરથી એ કવિતાને રજૂ કરે છે. સંગીતમાં અવાજમાંથી અર્થ ઊભો થતો હોય છે, જ્યારે કવિતામાં અર્થમાંથી અવાજ ઊભો થાય છે. અલબત્ત, આ અવાજ જે મુદ્રિત પાનાંઓ પર ઘણી વાર ટાઢોહિમ પડેલો જણાય છે તે કવિની પ્રસ્તુતિ વખતે એકદમ સફાળો સજીવ થતો હોય છે. અવાજને કેટલો નાટ્યાત્મક કરવો, કેટલો પ્રસ્તુતિપરક કરવો એ કવિએ કવિએ વિવેકનો પ્રશ્ન છે. આપણી મધ્યકાલીન કવિતામાં તો 'અવાજ' વગરની કવિતા કલ્પવી જ શક્ય નથી. મધ્યકાલીન કવિતા ગવાતી અને ક્યારેક આખ્યાનમાં બન્યું છે તેમ એમાં પાઠ અને અભિનય પણ ઉમેરાતો. કવિતાનું માધ્યમ 'અવાજ' જ છે. સંગવડ ખાતર એને આપણે મુદ્રિત સ્વરૂપમાં વાંચીએ છીએ. ધ્વનિમુદ્રણ એ સંગીતની સગવડ છે, એમ કવિતામુદ્રણ એ પણ કવિતાની માત્ર સગવડ છે. અને એટલે વારંવાર કવિતા એના 'અવાજ' તરફ જવા પ્રયત્ન કરતી હોય છે. આજે ઇલેક્ટ્રૉનિક યુગમાં સંચારઉપકરણોની ભરમાર છે, ત્યારે કવિતા, ભુલાયેલી મૌખિક પરંપરાને, લોકો પાસે પહોંચી જવાની પરંપરાને, પ્રજામાં વ્યાપી જવાની પરંપરાને પાછી મેળવવા આતુર છે અને એવા અણસાર દેખાય છે.

ન્યૂયૉર્કના મૅનહૅટન કૉકટેલની ખબર 'ધી એશિયન એજ' (૫ એપ્રિલ ૧૯૯૯)માં છપાયેલી છે, જે કૉકટેલમાં કાઉબૉય કવિઓ, હિપ-હૉપ અને હાઇકુઓ જામવાનાં છે. એડ્ગર ઍલન પોની નાદકવિતા 'ધ રેવન' કબ્રસ્તાનમાં વંચાવાની છે. માઈક બધા માટે ખુલ્લું રહેશે, જ્યાંથી કીર્તિ મેળવવા માગતા અને કીર્તિ મેળવી ચૂકેલા કવિઓ કાવ્યપાઠ કરશે. એમાં પુલિત્ઝર પ્રાઈઝ વિજેતા ગૉલ્વે કિનેલ, જાણીતા રૉબર્ટ બ્લાય અને અમેરિકન રાજકવિ રૉબર્ટ પિન્સ્કી ભાગ લેવાના છે. એપ્રિલ ૯થી એપ્રિલ ૧૧ સુધી પ્રજાની આ કવિમેળો મૅનહૅટનની આસપાસ ગાજશે.

એમાં સૉનેટો રજૂ થશે, હિપ-હૉપ રજૂ થશે, ૧૮મી સદીનો સ્કૉટિશ કવિ રૉબર્ટ બર્ન્સ રજૂ થશે અને ઇન્ટરનેટ પર પ્રસારિત રચનાઓ પણ રજૂ થશે. આ મેળો લોકસંસ્કૃતિની જાળવણી કરતા અને કવિગૃહ ચલાવતા કોઈ જૂથ દ્વારા આયોજિત થશે. એનો નિયામક સ્ટીવ ઝાઈટલિન તો માને છે કે કવિતા છેવટે તો લોકભૂખી કલા છે, કારણ, કોઈ પણ વ્યક્તિ કવિતા કરી શકે છે. આ મેળામાં સાહિત્યિક કવિઓ તો ખરા જ, પણ લોકપરંપરાના અને તળસમાજમાંથી આવેલા કવિઓનો પણ સમાસ થશે. અહીં અમેરિકન કવિ બ્રાઝિલના કવિ સાથે મુકાશે અને અમેરિકન કવિ લૉર્કાની કવિતાઓ રજૂ કરશે. તો કોઈક વળી પાબ્લો નેરુદાની રચના હાથ ધરશે.

રૉબર્ટ બ્લાય જણાવે છે કે જર્મનીમાં કાવ્યપઠનો યોજાતાં નથી, પણ અમેરિકામાં કવિતાને યુનિવર્સિટીની ચાર દીવાલોની બહાર લાવવાની એક તંદુરસ્ત પ્રણાલી છે. બ્લાયનો મૌખિક પરંપરાનો આગ્રહ જોઈ શકાય છે. અને તેથી બ્લાય પશ્ચિમ આફ્રિકાની મૌખિક પરંપરામાંથી આવતા કવિ કેવુલે કામારા જોડે ચર્ચા કરવાના છે. એમનું માનવું છે કે મૌખિક પરંપરામાંથી આવતા કવિઓની સામાજિક ભૂમિકા પશ્ચિમના સમાજ કરતાં જુદી છે. આ કવિઓ સાંસ્કૃતિક એલચીઓ છે, ત્યાંના વિધિવિધાનના સ્વામીઓ છે. એમનો શબ્દ ધન નહીં, પણ માણસોને એકઠા કરે છે. આ કવિઓ સંગીત સાથે કવિતા રજૂ કરશે. અહીં પાદપૂર્તિઓ પણ યોજાશે અને આ મેળામાં અકસ્માત્ કવિતાઓનો પણ

સિલસિલો ચાલશે.

મૅનહેટન કૉકટેલ એ ચાલી રહેલા અને આવી રહેલા યુગની વિશિષ્ટ તાસીર છે. મૌખિક કવિતા જ્યારે મુદ્રિત કવિતા બની એ સાથે જ પ્રજાનો ઘણો વર્ગ એનાથી પરિણામસ્વરૂપે કપાઈ ગયો હતો. આજે મુદ્રિતકવિતા ઇલેક્ટ્રૉનિક સંચાર-ઉપકરણોની સહાયથી જ્યારે ફરી મૌખિક અને લોકભોગ્ય બનવા તરફ જઈ રહી છે ત્યારે પ્રજાનો ઘણો બધો વર્ગ જે કપાઈ ગયેલો એ એમાં સામેલ થવાનો. આથી કવિતાની પ્રકૃતિ પણ બદલાવાની.

ભવિષ્યની કવિતાની પ્રવૃત્તિમાં આવી રહેલા ફેરફાર માટે ભાવકે તૈયાર રહેવું પડશે. કવિતાની દિશા વાણિજ્યકરણની છે, તો સાથે સાથે પ્રજાવ્યાપ્તિની પણ છે. એ બજારુ માલ બનશે તો સાથે લોકપ્રિય પણ બનશે. મુદ્રણયુગની ઘણી છોછને વીજાણુયુગમાં પાછળ મૂકીને આગળ ચાલવું પડશે. આ ચેતવણી કહો તો ચેતવણી છે અને સમાધાન કહો તો સમાધાન છે.

❒

## સાભાર સ્વીકાર

**શ્રીમદ્ ભાગવત કથારસધારા-રસિક સ્તુતિ:** સંકલન, લેખન, સંપાદન : અતુલ ભટ્ટ, પ્ર. શ્રી રસિકલાલ વસા ફાઉન્ડેશન, કિં. નથી. **ઉત્સવ:** ડૉ. શાન્તા ચાવડા, પ્ર. 'પ્રિયદર્શિની', ૧, પંચરત્ન પાર્ક, પંચવટી સોસાયટી હૉલ પાછળ, રાજકોટ-૩૬૦ ૦૦૪, કિં. રૂ. ૬૫. **આપણાં ઉપનિષદો – એક ઝાંખી:** લે. બકુલ રાવલ, પ્ર. નૂતન કપોળ સમાજ, ભરત વિલા, ફડિયા રોડ, કાંદીવલી (પશ્ચિમ), મુંબઈ-૪૦૦ ૦૬૭, કિં. રૂ. ૬૫. **હું પણછ ખેંચીશ નહીં:** ડૉ. કનૈયાલાલ ભટ્ટ, પ્ર. જાહ્નવી પ્રકાશન, ધ્રાંગધ્રા-૩૬૩ ૩૧૦, કિં. રૂ. ૮૦. **પ્રીતિ-હૃદય-દર્પણ:** લે. પ્રીતિ મગુદિયા, પ્ર. મહેન્દ્ર સુંદરલાલ શાહ, ૫૦૨, બી.એન. ટાવર, ટાટા હૉલ સામે, નવસારી-૩૯૬૪૪૫, કિં. નથી. **મહાભારત: મનન અને મંથન:** સંપા. જયાનન્દ લ. દવે, વિક્રેતા: પ્રવીણ પુસ્તક ભંડાર, લાભ ચેમ્બર્સ, મ્યુનિ. કૉર્પો. સામે, ઢેબર રોડ, રાજકોટ-૩૬૦ ૦૦૧, કિં. રૂ. ૮૦. **પત્રં, પુષ્પં, ફલં, તોયમ્:** સંપા. ડૉ. બળવંત જાની, રાજુલ દવે, પ્ર. શ્રી વસંતભાઈ મહેતા, જયાનંદભાઈ દવે સન્માન સમારોહ સમિતિ, રાજકોટ, વિક્રેતા: ઉપર મુજબ, કિં. રૂ. ૭૫. **શાંતિનિકેતનનાં સંસ્મરણો:** લે. મણિલાલ શાહ (અલગારી), પ્રાપ્તિસ્થાન ૩, સમર્પણ ફ્લૅટ, પ્લૉટ નં. ૫૦, દેવબાગ, ભાવનગર-૩૬૪ ૦૦૨, કિં. રૂ. ૧૫. **કર્મશીલની કલમે :** વાલજીભાઈ પટેલ, સંપા. ચંદુ મહેરિયા, પ્ર. વાલજીભાઈ પટેલ સન્માન સમિતિ, ૪૪૭, હરિઓમ્‌નગર, વલ્લભવિદ્યાનગર – ૩૮૮૧૨૦, કિં. રૂ. ૫૦. **નયા પૈસા:** સુન્દરમ્, પ્ર. માંગલ્ય પ્રકાશન, શ્રી અરવિન્દ કૃપા ટ્રસ્ટ, 'માતૃભવન': ૮૭, સ્વસ્તિક સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯, કિં. રૂ. ૧૭૫. **ભૂરીબાઈની વાણી:** માવજી કે. સાવલા, પ્ર. માનવ વિકાસ કેન્દ્ર વતી, સરદારશ્રીની પ્રતિમા પાસે, જૂનું ટેલિફોન એક્સચેંજ બિલ્ડિંગ, વલ્લભવિદ્યાનગર-૩૮૮ ૧૨૦, કિં. રૂ. ૩૦. **...અને રેતકણ:** ધર્મેશ ભટ્ટ, પ્ર. ધર્મેશ ભટ્ટ, ૧૪-એ, બિલ્ડિંગ નં. ૧૬૨ (પો. ઑફિસ પાસે), સમતાનગર, વેસ્ટર્ન, એક્સપ્રેસ હાઇવે, કાંદીવલી (પૂર્વ), મુંબઈ-૪૦૦ ૧૦૧, કિં. રૂ. ૩૦. **સૂર્યની આમંત્રણપત્રિકા:** મકરન્દ દવે, પ્ર. નવભારત સાહિત્ય મંદિર, ૧૩૪, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૪૦૦ ૦૦૨, કિં. રૂ. ૬૫. **માટીનો મહેકતો સાદ:** લે. પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૧૦૦. **રામચરિતમાનસ:** ભાવાનુવાદક: રામઋણી (મહેન્દ્ર જાની), પ્ર. ઊર્મિ-મનન-કીર્તન પ્રકાશન, બી/૧૭, સુમન, શંકર લેન, કાંદીવલી (પશ્ચિમ), મુંબઈ-૪૦૦ ૦૬૭, કિં. રૂ. ૨૯૫. **પોરવાડ વણિકોનો ઇતિહાસ:** જયંતીલાલ છોટાલાલ મહેતા, પ્ર. શ્રી જયંતીલાલ છોટાલાલ મહેતા પરિવાર, c/o કિરણકુમાર જ. મહેતા, 'શ્રી જય', સ્ટર્લિંગ પાર્ક, 'ડ્રાઇવ ઇન સિનેમા પાસે, મેમનગર, અમદાવાદ-૩૮૦ ૦૫૨, કિં. નથી. **સુખની શોધમાં:** ડૉ. નવીન કા. મોદી, પ્ર. આદર્શ પ્રકાશન, ૧૭૬૦/૧, ગાંધી માર્ગ, પહેલે માળે, બાલા હનુમાન સામે, અમદાવાદ-૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૫૦. **ત્યારે કરીશું શું ?** તૉલ્સ્તૉય, અનુ. નરહરિ દ્વા. પરીખ, સંપા. મહેન્દ્ર મેઘાણી, પ્ર. લોકમિલાપ ટ્રસ્ટ, પો.બૉ. ૨૩, સરદારનગર, ભાવનગર-૩૬૪ ૦૦૧, કિં. રૂ. ૧૫. Beauty of Death: Compiled by Mahendra Meghani, Pub.: Lokmilap Trust, Bhavnagar-૩૬૪ ૦૦૧, Price Rs. ૧૦. **પહાડ ઓગળતા રહ્યા:** લે. ભાગ્યેશ જહા, પ્ર. પ્રાર્થના પ્રકાશન, ૬૮૩/૨, સેક્ટર ૮, ગાંધીનગર, કિં. રૂ. ૪૧. **એક અભિવાદન-ઓચ્છવ, એક ગોષ્ઠિ:** સં. કાંતિભાઈ બી. શાહ, પ્ર. કાંતિલાલ ગો. શાહ, પ્રકાશભાઈ પ્ર. ઝવેરી, સુબોધરત્ન ચી. ગાર્ડી, મંત્રીઓ, શ્રી મહાવીર જૈન વિદ્યાલય, ઑગસ્ટ ક્રાન્તિ માર્ગ, મુંબઈ-૪૦૦ ૦૩૬, કિં. રૂ. ૬૦. **શ્રી હીરવિજયસૂરિ રાસ:** સંપાદન-ભાવાનુવાદ- આ. શ્રી વિજયહેમચંદ્રસૂરિજી, પ્ર. શ્રી શ્રુતજ્ઞાન પ્રસારક સભા, c/o હર્ષદ બી. શાહ, બી/૫, ગૌતમ ફ્લૅટ, માણેકનગર પાસે, સરખેજ રોડ, પાલડી, અમદાવાદ, ૩૮૦ ૦૦૭, કિં. ૧૦૦. **રણમાં ડૂબ્યું વહાણ:** ડૉ. પ્રદીપ પંડ્યા, પ્ર. આર.આર. શેઠની કંપની, મુંબઈ-૪૦૦ ૦૦૨, અમદાવાદ-૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૯૦. **અનેરા આચાર્ય** (શ્રી ચુનીભાઈ શાહ સ્મૃતિચયન) સંપા. મનસુખ સલ્લા, પ્ર. લોકભારતી ગ્રામવિદ્યાપીઠ

પ્રકાશન, સણોસરા, જિ. ભાવનગર. **કાવ્યછટા:** લે. પ્ર. જયંત કોઠારી, ૨૪, નેમિનાથનગર, સુરેન્દ્ર મંગળદાસ રોડ, આંબાવાડી, અમદાવાદ-૩૮૦ ૦૧૫, કિં. રૂ. ૫૦. **મણકુ:** વાસુદેવ મોહી, અનુ. જયંત રેલવાણી, પ્ર. પાર્શ્વ પબ્લિકેશન, નિશા પોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૪૦. **ચંપકલાલ : પ્રેમ અને પ્રકાશનો પુંજ:** લે. વી. મધુસૂદન રેડ્ડી, અનુ. પી.એમ. વૈષ્ણવ, પ્ર શ્રી અરવિન્દ સોસાયટી, દાંડિયા બજાર, વડોદરા-૩૯૦ ૦૦૧, કિં. રૂ. ૫૦. **રૈયતનો રખેવાળ:** લે. રજનીકાન્ત સોની, પ્ર. નવભારત પ્રકાશન મંદિર, હિંગળોક જોશીની પોળ, બાલા હનુમાન, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૧૧૦. **૧૯૯૫ની સાલનું ગ્રંથસ્થ વાઙ્મય:** સમી. મધુસૂદન પારેખ, પ્ર. ગુજરાત સાહિત્ય સભા, હ.કા. આર્ટ્સ કૉલેજ, આશ્રમ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૯, કિં. રૂ. ૯૦. **ભગવદ્‌ભક્ત મોહનભાઈ:** લે. રમણલાલ સોની, પ્ર. નવનીતલાલ મોહનલાલ ગાંધી, ૩/બી, વિજય ચેમ્બર્સ, ત્રીજો માળ, ત્રિભુવન રોડ, મુંબઈ-૪૦૦ ૦૦૪; પ્રેમજીવન મોહનલાલ ગાંધી, ૨૦, કલ્યાણ સોસાયટી, મોડાસા-૩૮૩૩૧૩; સ્વ. શ્રી નટવરલાલ મોહનલાલ ગાંધી પરિવાર, ગાંધી ઍન્ડ કું., લિલાંઉવાળાઓ, ૭૨, નગીનદાસ માસ્ટર રોડ, ફૉર્ટ, મુંબઈ-૪૦૦ ૦૦૧. **શ્રી માતાજી (સંક્ષિપ્ત જીવનચરિત્ર):** મૂ. લે. વીલફ્રૂડ, અનુ. કિરીટ ઠક્કર, પ્ર. શ્રી અરવિંદ મેમોરિયલ ટ્રસ્ટ, શ્રી અરવિંદ નિવાસ, દાંડિયા બજાર, વડોદરા-૩૯૦ ૦૦૨, કિં. રૂ. ૩૦. **વિશ્વ-લોકકથા મંજરી:** લે. રમણલાલ સોની, પ્રકા. નયનાબહેન પ્રફુલ્લભાઈ વોરા, ૪, મેઘદૂત નૉર્થ સાઉથ રોડ નં. ૦૫, જૂહુ સ્કીમ, વિલે પાર્લા (પશ્ચિમ), મુંબઈ-૪૦૦ ૦૫૬, કિં. રૂ. ૨૦૦. **ઢમઢમ ઢોલકીવાળો:** લે. રમણલાલ સોની, પ્ર. શ્રીમતી હેમલતાબહેન લક્ષ્મીચંદભાઈ નીસર, ૩૦૩, પ્રેષિત એપાર્ટમેન્ટ, હુતાત્મા ચોફેકર બંધુ માર્ગ, મુલુંડ (પૂર્વ), મુંબઈ-૪૦૦ ૦૮૧, કિં. રૂ. ૧૧૦. **ભૂરિયો ભોટ:** લે. રમણલાલ સોની, પ્ર. શ્રીમતી હેમલતાબહેન લક્ષ્મીચંદભાઈ નીસર, ૩૦૩, પ્રેષિત એપાર્ટમેન્ટ, હુતાત્મા ચોફેકર બંધુ માર્ગ, મુલુંડ (પૂર્વ), મુંબઈ-૪૦૦ ૦૮૧, કિં. રૂ. ૧૧૦. **માતા-મહાતીર્થ:** લે. રમણલાલ સોની (બીજી આવૃત્તિ), પ્ર. પ્રતિમા હેમન્ત મોદી, ૫૦૨, મકવાણા બિલ્ડિંગ, પાંચમો માળ, સર ફીરોજશા મહેતા રોડ, વિલે પાર્લા (પૂર્વ), મુંબઈ-૪૦૦ ૦૫૭, કિં. રૂ. ૧૧૦. **આ દરવાજા ખોલૂંગા:** નટવર પટેલ, પ્ર. અસાઈત સાહિત્ય સભા, બ્રાહ્મણ શેરી, ઊંઝા-૩૮૪૧૭૦, કિં. રૂ. ૫૨. **महाभारत का मर्म :** मनुभाई पंचोली 'दर्शक', अनु. रामनरेश सोनी, प्र. श्री हिम्मतभाई पारीख स्मृति सद्‌भाव न्यास, कोटगेट, बीकानेर-३३४००१, मूल्य-चिंतनमनन.

**બૃહત્ કાવ્યદોહન પદમાળામૂલક: ભાગ ૧ :** પુનઃસંપાદન : ડૉ. બળવંત જાની, કિં. રૂ. ૩૨૦. **કલાપી પત્રસંપુટ:** સંપાદન: રમેશ મ. શુક્લ, કિં. રૂ. ૧૮૦. **આપની યાદી:** સંપાદક હરિકૃષ્ણ પાઠક, કિં. રૂ. ૧૦.

**દાંપત્યસંવાદ:** માવજી કે. સાવલા, પ્ર. માનવ વિકાસ કેન્દ્ર, વલ્લભવિદ્યાનગર-૩૮૮ ૧૨૦, કિં. રૂ. ૨૫. **ઉપવાસ:** ડૉ. શરણપ્રસાદ, અનુ. સરોજ પટેલ, પ્ર. અક્ષર ભારતી પ્રકાશન, ભુજ, કિં. રૂ. ૩૮. **મધ્યયુગીન ઊર્મિકાવ્યો:** સંપા. ચિમનલાલ ત્રિવેદી, બળવંત જાની, ચિનુ મોદી, પ્ર. સાહિત્ય અકાદમી, ૧૭૨, રબીન્દ્ર ભવન, ૩૫, ફીરોજશા રોડ, નવી દિલ્હી-૧૧૦ ૦૦૧, કિં. રૂ. ૧૬૦. **ખામોશી:** શશી દેશપાંડે, અનુ. અનિલા દલાલ, પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૧૧૦. **ને તમે છો:** મધુકર ઉપાધ્યાય, પ્ર. શ્રીમતી હર્ષા ઉપાધ્યાય, પ્લૉટ નં. ૧૧૭૯/A-૨, આંબાવાડી, ભાવનગર-૩૬૪ ૦૦૧, કિં. રૂ. ૫૦. **અનાહત:** દેવેન શાહ, પ્ર. 'વ્યંજના', ઠે૦: દિલીપ જોશી, ૩, મારુતિનગર, 'દિનકર', એરોડ્રોમ રોડ, રાજકોટ-૩૬૦ ૦૦૧, કિં. રૂ. ૧૦૦. **નિવેદન:** અનિલા દલાલ, પ્ર. અનિલા દલાલ, ૩૪, પ્રોફેસર્સ કૉલોની, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯, કિં. રૂ. ૮૦.

**કંઠે કોળ્યું ગીત:** સુમન અજમેરી, પ્ર. સાગર પબ્લિકેશન્સ, સાગર બિલ્ડિંગ, સરિતા હોટલની બાજુમાં, ગુજરાત સમાચાર ચોક પાસે, ખાનપુર, અમદાવાદ-૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૭૦. **અંતઃસલિલા:** સુમન અજમેરી, પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૮૦. **સુવર્ણમૃગ:** રમેશ ત્રિવેદી, પ્ર. પોતે, બ્રહ્મપોળ, કડી (ઉ.ગુ.)-૩૮૨૭૧૫, કિં. રૂ. ૫૦. **ક્ષણોને પાંદડે ઝાકળ છલોછલ:** ભારતી રાણે, શબ્દલોક પ્રકાશન, બાલા હનુમાન, અમદાવાદ-૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૧૦૦. **માઘકવિ:** ચંડિકાપ્રસાદ શુક્લ, અનુ. વિજય પંડ્યા, પ્ર. સાહિત્ય અકાદમી, રવીન્દ્ર ભવન, ૩૫, ફીરોઝશા રોડ, નવી દિલ્હી-૧૧૦ ૦૦૧; કિં. રૂ. ૨૫. **આથમતી સાંજે:** ડૉ. ભાનુમતી એ. શાહ, પ્ર. નવભારત પ્રકાશન મદિર, હિંગલોક જોષીની પોળ, બાલા હનુમાન, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૭૫. **રામાયણ: ભ્રાન્તિ અને સમાધાન:** લે. નાથુભાઈ કે. ડોડિયા, પ્ર. આર્યસમાજ, નવા ડેરા, ભરૂચ, મૂલ્ય નથી. **નગીનદાસ સંઘવી કે ગપ્પીદાસ સંઘવી :** સંક. પ્ર. બાબુલાલ સાવલિયા, કિં. નથી. **ધ રેવન:** કાવ્યરચનાનો અનુવાદ (એડગર ઍલન પો), અનુ. ચન્દ્રકાન્ત ટોપીવાળા, પ્ર. સંસ્કૃતિ, ૭૦૮, સાંકડી શેરી, અમદાવાદ-૩૮૦ ૦૦૧, વિક્રેતા : અક્ષરભારતી, ગુ.સા. પરિષદ, અમદાવાદ, કિં. રૂ. ૨૫. **ગાંધીજીનું ખોવાયેલું ધન: હરિલાલ ગાંધી:** લે. નીલમ પરીખ, પ્ર. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ-૩૮૦ ૦૧૪, કિં. રૂ. ૯૫. **પગેરું:** લે. પ્રફુલ્લ નાણાવટી, પ્ર. 'મિલન' સંસ્થા, જૂનાગઢ, કિં. રૂ. ૬૦. **સમ્યક્ત્વ ષટ્‌સ્થાન ચઉપઉ:** સંપાદક વિજયપ્રદ્યુમ્નસૂરિ, પ્ર. શ્રી શ્રુતજ્ઞાન પ્રસારક સભા, અમદાવાદ, કિં. રૂ. ૨૫. **કલરવનું ઘર:** હર્ષદ ચંદારાણા, પ્ર. TECH પર્યાવરણ અને સંસ્કૃતિ રક્ષણ ટ્રસ્ટ, અમરેલી-૩૬૫૬૦૧, કિં. રૂ. નથી.






# ગુજરાત સાહિત્ય અકાદમી

જૂનું વિધાનસભા ભવન, સે-૭, ગાંધીનગર-૩૮૨૦૧૭

ગુજરાત સાહિત્ય અકાદમી તરફથી નીચેની યોજનાઓ માટે નિયત સમયમર્યાદામાં પુસ્તકો / હસ્તપ્રતો / આવેદનપત્રો મંગાવવામાં આવે છે.

### (૧) શ્રેષ્ઠ પુસ્તકોને પારિતોષિક :

ગુજરાતી ભાષામાં લખાયેલાં જુદા જુદા સાહિત્યસ્વરૂપોના મૌલિક પુસ્તકો, જે તા. ૧-૧-'૯૮ થી ૩૧-૧૨-'૯૮ સુધીમાં પ્રગટ થયાં હોય, તે શ્રેષ્ઠ પુસ્તકોને પારિતોષિક આપવાની યોજના અંતર્ગત મંગાવવામાં આવે છે. આ યોજના અન્વયે રસ ધરાવતા લેખકો/પ્રકાશકોએ પોતાના પુસ્તકની એક નકલ તા. ૩૧-૭-'૯૯ સુધીમાં અકાદમીને વિના મૂલ્યે મોકલી આપવી. આ માટે લેખકે / પ્રકાશકે કોઈ આવેદનપત્ર ભરવાની જરૂર રહેતી નથી.

### (૨) શિષ્ટમાન્ય કૃતિઓને પ્રકાશન સહાય :

ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, કલા, ભાષાસાહિત્ય, તેમજ સંશોધનને લગતા, સાંસ્કૃતિક ભૂમિકા ધરાવતા ગ્રંથો અને અભ્યાસલેખોના સંગ્રહોને રૂ. ૧૦,૦૦૦ સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે આવેદનપત્ર સાથે જરૂરી હસ્તપ્રત રજૂ કરવાની રહે છે.

### (૩) નવોદિત સાહિત્યકારોને પ્રકાશન સહાય :

અગાઉ જેમની એક પણ સાહિત્યકૃતિ પુસ્તક સ્વરૂપે પ્રગટ થઈ નથી, તેવા નવોદિત લેખકને સાહિત્યનાં વિવિધ સ્વરૂપોમાં લખાયેલી મૌલિક કૃતિના પ્રથમ પ્રકાશન માટે રૂ. ૧૦,૦૦૦ સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે પણ જરૂરી હસ્તપ્રત રજૂ કરવાની રહે છે. નવોદિત લેખકોનાં કાવ્ય અથવા વાર્તા, નિબંધ કે રેખાચિત્ર, ગદ્યલેખો ઇત્યાદિ સાહિત્યનાં શિષ્ટ સામયિકોમાં પ્રગટ થયેલાં હોય તો તેનો ઉલ્લેખ હસ્તપ્રતમાં કરવો અનિવાર્ય છે.

### (૪) ભારતીય ભાષામાંથી અનુવાદ માટે પ્રકાશન સહાય :

હિન્દી, અંગ્રેજી, સિંધી તથા ઉર્દૂ સિવાયની અન્ય અર્વાચીન ભારતીય ભાષામાંથી ગુજરાતીમાં કરેલ અનુવાદની હસ્તપ્રતો પ્રકાશન સહાય માટે મંગાવવામાં આવે છે. આ પ્રકાશન સહાય પણ રૂ. ૧૦,૦૦૦ સુધીની છે.

### (૫) મૌલિક બાલસાહિત્યને ઉત્તેજન :

બાલસાહિત્યનું પ્રકાશન થતું રહે, અને ગુજરાતનાં બાળકોને નવું સર્જાતું બાલસાહિત્ય સુલભ થાય, તે હેતુથી આ વિષયના લેખકોને પ્રકાશન સહાયરૂપે અને બાલસાહિત્યને પ્રોત્સાહન માટે રૂ. ૫૦૦૦ સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે પણ જરૂરી હસ્તપ્રત આવેદનપત્ર સાથે રજૂ કરવાની રહે છે.

સંબંધિત લેખકો/પ્રકાશકોએ ઉક્ત યોજના ક્રમાંક : ૨ થી ૫ નાં આવેદનપત્રો ટપાલથી કે રૂબરૂ અકાદમી કાર્યાલયના ઉપરના સરનામેથી મેળવીને તા. ૩૧-૭-'૯૯ સુધીમાં હસ્તપ્રતની જરૂરી નકલો સાથે મોકલી આપવાં. સુવાચ્ય હસ્તપ્રત વિનાનાં કે અધૂરી અને અસ્પષ્ટ વિગતોવાળાં આવેદનપત્રો અસ્વીકાર્ય બનશે, જેની નોંધ લેવા વિનંતી છે.

| દલપત પઢિયાર | કુમારપાળ દેસાઈ | ભોળાભાઈ પટેલ |
|---|---|---|
| મહામાત્ર | ઉપપ્રમુખ | પ્રમુખ |

# ગુજરાતી સાહિત્યનાં ઉત્તમ ગીતોની મુઠી ઊંચેરી કેસેટોના સર્જક નિરુપમા તથા અજિત શેઠનું નવું નજરાણું




"અજિત શેઠ કેવળ સંગીતકાર નથી, વાગ્ગેયકાર જેવા પણ છે. તેઓ શબ્દને ઘુંટ્યા પછી સૂરમાં ઉતારે છે. સાત્વિક કેફ જગાડવામાં અજિત ભાઇ નિષ્ણાત છે- તેઓ ગીતોમાં સૌંદર્ય, રસ અને સંસ્કાર ધર્મીતાનો સ્પર્શ મુકે છે" — ભગવતીકુમાર શર્મા

























**સંગીત ભવન ટ્રસ્ટ**
ઇસ્માઇલ બીલ્ડીંગ,
ફ્લોરા ફાઉન્ટન,
મુંબઇ - 400 023.
Tel.: 204 7372 / 202 3216

**સંગીત ભવન ટ્રસ્ટની કેસટો વસાવવી એટલે માતૃભાષા પ્રત્યે ઋણ ચુકવવું**

# બા–વિદાય

ત્યાં, બીજા ઓરડામાં
ચાર વર્ષ તેના તે જ બિછાનામાં પરિભ્રમણ કરી
હવે સ્વાતંત્ર્ય મળ્યું તમને; ત્યાં, બીજા ઓરડામાં જવાનું,
પોઢવાનું ચાદર પર, ભોંય પર પાથરેલી, ઠંડાગાર ઓરડામાં,
સાચવવા આખી રાત તમારા મૃત-દેહને, બા,
તમારા મૃત-દેહને માત્ર, હા, મળ્યું એ સ્વાતંત્ર્ય.

રાત્રે, આ તમારાવાળા ઓરડામાં, તમારા બિછાનાની
લગોલગના બિછાના પર સૂઈ શકી – તમારી નજીક,
વર્ષો પછી – તમારી લગોલગ. પણ તમે ત્યાં ક્યાં હતાં?
તમે તો ત્યાં બીજા ઠંડા કરાયેલા ઓરડામાં.
ડાહ્યા, અનુભવી સ્વજનોએ કહ્યું: આમ જ સાચવી
શકશું તમને, તમારા દેહને, જાણે મમીને સાચવતાં
હોઈએ તેમ. પગના બે અંગૂઠાને સામટા બાંધી દઈને–
હશે કો'ક વૈજ્ઞાનિક કારણ.

પણ તમે હવે મુક્ત હતાં તમારા જ દેહથી.
જે દેહે તમે ભોગવી લીધી હતી બધી જ પીડા
શક્ય હોઈ શકે તે રીતે – ક્યારેક ઊંહકારા,
ક્યારેક પોકાર, ચીડ, ગુસ્સો ક્ષણિક, ક્યારેક મૂંગાં મૂંગાં,
જે જોયું તે તમારી આંખોમાં, તમારી કથળતી જતી
કૃશ ચામડીમાં – ને છતાં તે જ મુખમુદ્રા.

બાલપણથી જ જેમને 'ભાભી' કહ્યાં હતાં,
પણ હવે તો વહાલથી બા કહી તમને
માથા પર હાથ ફેરવતાં. અને તેથી વધુ
અમે શું કરી શકત તમારી વ્યથાને હળવી કરવા
પી જવા તમારી એકલતાને? તો ક્યારેક એકાદ
હુંફાળી ચૂમી દેતાં.

યાદ છે, બસ, જતા પહેલાં, આવજો કહેતાં
એક મીઠું ભર્યું ભર્યું સ્મિત દેતાં અમારા હાથને
ચૂમી ભરી દીધી હતી તમે મોતને હંફાવતાં?
(ક્યાં ખબર હતી આ તો હવે–)
જન્મજન્માંતરોનાં કોતરોમાં કોતરાઈ ગઈ હશે એ–!

પણ રાત્રે, અમારે સહુએ ધ્યાન રાખવાનું હતું.
તમારું, તમારા-શીત દેહનું શીતાગારમાં. પાસે અખંડ દીવો.
પ્રકાશ. ત્યાં જાણે અંધકારમાં ક્યાંક તમે અથડાઈ ન પડો,
માટે હશે? – કે ચિરપ્રકાશ, જ્યોતિધામ ભણી જવાનો?

ઊઠું ઊઠું, ને થાય, લાવ, બાને જરા જોઈ આવું.
બધું ઠીકઠાક છે ને?

પણ ન ઉઠાયું તે ન જ. બીક લાગી મને. હા. સાચે જ.
કદાચ તમે કોઈ રીતે મને પેલા દીવાના પ્રકાશમાં દેખાઈ જાઓ–
એ આત્મપુંજ બની કે કોઈક બીજી રીતે–
બીક. પ્રિમિટિવ બીક. આદિમાનવને લાગી હશે જે બીક.
ને થાક્યાંપાક્યાં નિદ્રા જેવું કશુંક.

ને પછી તો બસ, જોતજોતામાં ભળભાંખળું થતાં જ
તમને વિદાય આપવાની વેળા આવી. તેની શાંત ધમાલ,
એનો જ અંશ બની જોઈ જ રહી. જીવન તો એ જ રીતે,
યંત્રવત્ કે લાગણીવશ કે વિવશ ચાલ્યા જ કરતું હતું.

પણ તમે હતાં તોય જાણે ન હતાં.
મકાનને છેવાડે ડાઘુઓનું મળવું–
શાલ શ્રીફળ સોપારી નાડાછડી હાંડલી વાંસની ભારી ધૂણી
સુખડના હાર બધું તૈયાર.
તૈયારી થઈ ચૂકી. ઓરડાઓમાં આછો ગણગણાટ.

ધૂપસળીની સુવાસમાં ભળી ગયેલી તમારા જીવનની
સુવાસિત કે નૈરાશ્યભરી ક્ષણો – સામાન તૈયાર.

ને પછી છેવટનો તમારા ચોખ્ખા લાગતા દેહને પણ
નવડાવ્યા જેવું કરી, સફેદ વસ્ત્રોથી, તમે વર્ષોથી સાચવી
રાખેલી પોટલીમાંથી, વારંવાર ભલામણ કરી હતી જેની,
કાઢ્યાં વસ્ત્રોથી તમને, તમારા દેહને, મૂંગી પ્રેમભાષાએ
સજાવ્યો જ્યારે–

વિદાયવેળાએ, આવી જ ચૂકેલી વિદાયવેળાએ
મનુષ્યમાત્રની નિયત વેળાએ; તૂટી જ પડ્યા બંધ સર્વે–

બા જશે; બા ગયાં, બા રહ્યાં અમારાં.

**માલતી પરીખ**

**Uddesh** (A literary, cultural monthly) June 1999: ISSN 0971-6599
Licensed to post without prepayment, Licence No 188 R No. GAMC/920

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

**સર્વભાષા સરસ્વતી**

વર્ષ નવમું : અંક બારમો

જુલાઈ : ૧૯૯૯

તંત્રી
રમણલાલ જોશી

૧૦૮



# ઉદ્દેશ

વર્ષ : નવમું અંક : બારમો સળંગ અંક : ૧૦૮

## અનુક્રમ: જુલાઈ ૧૯૯૯



પ્રકાશક : રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

લેઆઉટ, ટાઇપસેટિંગ : ઇમેજ સિસ્ટમ્સ, ૩૦૧, વૈભવી કૉમ્પ્લેક્સ, ફતેહપુરા પોલીસ ચોકી પાછળ, પાલડી, અમદાવાદ – ૩૮૦ ૦૦૭. ફોન : ૬૬૧ ૦૪૪૧.

મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૪

## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૧૫૦, વિદેશમાં (ઍરમેલ) રૂ. ૭૫૦, આજીવન પ્રોત્સાહક ગ્રાહક : રૂ. ૧,૫૦૦.
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે, અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે
- છૂટક નકલ રૂ. ૨૫, પોસ્ટેજ સાથે.
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું :

**'ઉદ્દેશ' ફાઉન્ડેશન**
૨, અચલાયતન સોસાયટી,
સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
ફોન : **૭૪૯૩૬૭૭; ૭૪૯૦૦૨૭**

- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં બહારગામના ચેકો સ્વીકારાશે નહિ
- 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે :

(૧) **વિજય મૅગેઝીન વર્લ્ડ**
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન. ૫૩૫૪૫૯૬

(૨) **સૌરભ પુસ્તક ભંડાર**
કૅલિકો ડોમ પાસે, મેડા ઉપર
રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧
ફોન: ૩૮૧૨૩૦, ૭૪૭૫૦૯૭

(૩) **મૅગેઝીન વર્લ્ડ**
સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧

(૪) **ઇમેજ પબ્લિકેશન પ્રા. લિ.**
૧,૨ સેન્ચુરી બજાર પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ-૩૮૦ ૦૦૬.

**'ઉદ્દેશ'**ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે.

ઉદ્દેશ

જુલાઈ ૧૯૯૯

સર્વભાષા સરસ્વતી



## ભારતવાસીની એક પ્રાર્થના

[પાંચેક વર્ષ પહેલાં 'ઉદ્દેશ'ના જાન્યુઆરી '૯૪ના અંકમાં પ્રગટ થયેલો તંત્રીલેખ સાભિપ્રાય પુનઃ પ્રકાશિત કરીએ છીએ. આજે પણ દેશની સ્થિતિ પૂર્વવત્ જ છે, બલકે કેટલીક બાબતોમાં તો બદતર છે. માટે જ પ્રભુને પુનઃ પ્રાર્થના. તંત્રી]

હે પ્રભુ!

ઘડીભર સ્વમાનને બાજુએ મૂકી તને આ પ્રાર્થના ગુજારું છું. તારી હમણાં આ ભારતવાસીઓ પ્રત્યે સહેજ પણ રહેમનજર નથી એટલે પ્રાર્થના કરવાનું મન થતું ન હતું. પણ તો પછી બીજે ક્યાં જઈ ધા નાખવી? એટલે મને-કમને આ નિવેદિત કરું છું. વૃદ્ધાવસ્થાને કારણે ઓછું સંભળાતું હોય તો તારા જે કોઈ અંતેવાસીઓ બચ્યા હોય તેમની પાસે આ મોટેથી વંચાવજે. પણ કંઈક કરજે જરૂર. તારો પ્રિય ભરતખંડ આજે તો છિન્નભિન્નતાને આરે આવી ઊભો છે. કોમવાદ અને ધાર્મિક ઝનૂને માઝા મૂકી છે. એની પાછળ ક્ષુલ્લક સત્તાલાલસા જ રહેલી છે. રાજકારણે સામાન્ય જનજીવનને ભરડો લીધો છે. ઇતિહાસમાં ક્યારેય નહિ દેખાયેલાં પાશવી પરિબળો દેશભરમાં ફાલ્યાંફૂલ્યાં છે. એક પણ રાજકીય પક્ષ દેશહિતને પ્રધાનતા આપી વર્તતો જોવામાં આવતો નથી. આટલી બધી કુટિલતા ક્યાં છુપાયેલી હતી? એકમાત્ર આશા કૉંગ્રેસ માટે હતી, પણ એય ઠગારી નીવડતી જાય છે. જીવનમૂલ્યોનો હ્રાસ અને ઉપહાસ જ સર્વત્ર દેખાય છે. પ્રજાને લાંબો સમય મૂર્ખ બનાવી શકાતી નથી એ ઇતિહાસનું સત્ય રાજકારણીઓ ક્યારે સમજશે? દેશ છદ્મ સરમુખત્યારશાહી તરફ તો નહિ ધકેલાય ને એવી દહેશત ઊભી થઈ છે. ગુજરાતની સ્થિતિ તો એથી પણ બદતર છે. બધાં ક્ષેત્રોમાં ભ્રષ્ટાચારને છૂટો દોર મળી રહ્યો છે. ગુજરાતની પરિસ્થિતિને નાથવામાં કેન્દ્રીય નેતાગીરી નિષ્ફળ ગઈ છે. કદાચ એની ગંગોત્રી ત્યાં પણ હોય. મોટી મોટી યોજનાઓની ગુલબાંગો અને ખોટાં ખોટાં છેતરામણાં અને ફોસલાવનારાં વચનો ઉપર સૌ પોતપોતાની નાવ હંકાર્યે રાખે છે. રાજકારણીઓ વિમાનો અને હેલિકૉપ્ટરોમાં આમતેમ ઊડ્યા કરે છે અને અહીં આવશ્યક સેવાઓનું જ ઠેકાણું નથી. પીવાના પાણીની સમસ્યા, સસ્તા અનાજની હાલાકી, દિનપ્રતિદિન વધતી જતી અસહ્ય મોંઘવારી, તાર-ટપાલ અને ટેલિફોનની સુવિધાઓમાં ભારે અરાજકતા, અંધાધૂંધી અને મનસ્વિતા, બૅન્કિંગ સેવાઓની તો શી વાત કરવી? એનાં તાજેતરનાં કૌભાંડો ક્યાં અજાણ્યાં છે? સઘળી સ્થિતિઓમાં છેવટે વાત તો માણસ આગળ આવી ઊભી રહે છે. એ 'માણસ'ની તબિયત જ કથળતી જાય છે. સંસ્કાર-સાહિત્યના ક્ષેત્રમાં મનીષીઓ કે વિચારકો ગણાતા અને ગાંધીવાદી મહોરાં ધારણ કરી ચોમેર

ઘૂમતા 'નાના' માણસો સત્તાના પુરોહિતો બન્યા છે. હવે ક્યાં જવું? અને સરેરાશ નાગરિક તો 'ચાલે છે એમ ચાલવા દો, આપણે શું?' એવી મનોવૃત્તિ ધારણ કરી બેઠો છે. અને પ્રભુ! તને બધા સર્વશક્તિમાન ગણે છે, પણ આજે તો તારું એ સ્થાન તાંત્રિકોએ લીધું છે. સર્વ તંત્ર સ્વતંત્ર!

આ સંદર્ભમાં ભારતના મહાન કવિ રવીન્દ્રનાથે ઘણાં વર્ષો પહેલાં તને 'પ્રાર્થના' કરેલી એ મને યાદ આવે છે :

*ચિત્ત યેથા ભયશૂન્ય, ઉચ્ચ યેથા શિર,*
*જ્ઞાન યેથા મુક્ત, યેથા ગૃહેર પ્રાચીર*
*આપન પ્રાંગણતલે દિવસશર્વરી*
*વસુધારે રાખે નાઈ ખણ્ડ ક્ષુદ્ર કરિ,*
*યેથા વાક્ય હૃદયેર ઉત્સમુખ હતે*
*ઉચ્છ્વસિયા ઉઠે, યેથા નિર્વારિત સ્રોતે*
*દેશે દેશે દિશિ દિશિ કર્મધારા ધાય*
*અજસ્ર સહસ્રવિધ ચરિતાર્થતાય,*
*યેથા તુચ્છ આચારેર મરુબાલુરાશિ*
*વિચારેર સ્રોતઃપથ ફેલે નાઈ ગ્રાસિ-*
*પૌરુષેર કરે નિ શતધા, નિત્ય યેથા*
*તુમિ સર્વ કર્મચિન્તા આનન્દેર નેતા,*
*નિજ હસ્તે નિર્દય આઘાત કરિ પિતઃ,*
*ભારતેરે સેઇ સ્વર્ગે કરો જાગરિત ॥*

['એકોત્તરશતી', પૃ. ૨૨૯-૨૩૦]

[ચિત્ત જ્યાં ભયશૂન્ય હોય, શિર જ્યાં ઉન્નત રહેતું હોય, જ્ઞાન જ્યાં મુક્ત હોય, ઘરઘરના વાડાએ જ્યાં પોતાના આંગણામાં રાતદિવસ વસુધાના નાના નાના ટુકડા કરી મૂક્યા ન હોય, વાણી જ્યાં હૃદયના ઝરણામાંથી ઊભરાઈને આવતી હોય, કર્મનો પ્રવાહ જ્યાં અનિવાર રીતે દેશે દેશે અને દિશાએ દિશાએ અજસ્રપણે સહસ્રવિધ સફળતા પ્રતિ ધસતો હોય, તુચ્છ આચારની મરુભૂમિની રેતીએ જ્યાં વિચારના ઝરણાને ગ્રસી લીધું ન હોય – પૌરુષને શતધા છિન્નભિન્ન ન કરી નાખ્યું હોય, તું જ્યાં સહુ કર્મ, વિચાર અને આનંદનો નેતા હોય, ત્યાં – તે સ્વાતંત્ર્યસ્વર્ગમાં – તારે પોતાને હાથે નિર્દય આઘાત કરીને, હે પિતા, ભારતને જગાડ. – અનુ. નગીનદાસ પારેખ, 'નૈવેદ્ય', પૃ. ૭૩.]

તો હવે, सुज्ञेषु किं बहुना ।

રમણલાલ જોશી

તંત્રી

### નંદિગ્રામ-મટવાડ-દાંડી

કવિ શ્રી મકરન્દ દવે સાથે ઘણાં વર્ષોનો આત્મીય સંબંધ છે. થોડા સમય પહેલાં તેમણે મને 'લખાલખી નહિ પણ મુખામુખી' કરવાનું જણાવેલું. ગઈ તા. ૩૦ મે '૯૯ના રોજ તેમને મળવા નંદિગ્રામ ગયેલો. ઘણી વાતો થઈ. આનંદ આવ્યો. તેમણે 'મધુવિદ્યા' વિશે વાત કરી અને થોડું મને લખી આપ્યું તે અક્ષરશઃ નીચે પ્રમાણે છે:

ॐ

મધુવિદ્યા

શ્રી રાધિકા-હૃદય કુંજ ષટ્પદ

ષટ્પદી વિદ્યા

ચિત્તભ્રમર, છ પદ, અધોગામી, ચંચલ

કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર

છ પદ ઊર્ધ્વગામી–

ધર્મ, યશ, શ્રી, વીર્ય, જ્ઞાન, વૈરાગ્ય

રાધા–ચંપકવર્ણ, કૃષ્ણ–શ્યામવર્ણ

। સંયુક્ત-કૃષ્ણસ્મરણ ।

પ્રશ્ન:

*ચંપા, તુજ મેં તીન ગુન, રૂપ-રંગ અરુ બાસ,*
*ઐસો અવગુન કયો કિયો, ભ્રમર ન આવત પાસ.।*

ઉત્તર:

*ચંપા મુજ મેં તીન ગુન, રૂપ, રંગ અરુ બાસ,*
*કૃષ્ણ – ભ્રમર મન મેં બસ્યો, અવર ન આવત પાસ.*

મંત્ર

॥ ॐ ક્લીં કૃષ્ણાય નમઃ ॥

શ્રી કુન્દનિકાબહેનને પણ મળ્યો. નંદિગ્રામનું વાતાવરણ પ્રેરક છે. ગોવર્ધનરામનું કલ્યાણગ્રામ તો સાંપ્રત સમયમાં કવિ મકરન્દભાઈનું નંદિગ્રામ!

અમારા મિત્ર અને 'ઉદ્દેશ'ના હિતચિંતક શ્રી લલ્લુભાઈ મકનજી પટેલના તાજેતરમાં થયેલા અવસાનને કારણે તેમનાં કુટુંબીજનોને મળવા મટવાડ ગયેલો. પહેલાં નવસારી ગયો. ડૉ. પીયૂષ વૈદ્ય મને મટવાડ લઈ ગયેલા. તેમનાં પત્ની ડૉ. નીનાબહેનને પણ મળ્યો. મટવાડમાં અત્યંત પ્રેમાળ અને ભાવનાશાળી મિત્ર શ્રી દયાળબુદ્ધિ પટેલ અને તેમનાં પત્ની લક્ષ્મીબહેનને મળ્યો. તે મને લલ્લુભાઈને ઘરે લઈ ગયા. લલ્લુભાઈ મકનજીનાં પત્ની રામીબહેનને અને પુત્ર અશોકભાઈને મળ્યો. વલસાડ જિલ્લા ખાદી ગ્રામોદ્યોગ સહકારી મંડળી લિ., કરાડીનાં હિસાબનીસ અને લલ્લુભાઈનાં અંતેવાસી શ્રી કરુણાબહેન મિસ્ત્રીને પણ મળ્યો. ત્યાંથી દાંડી ગયો. દક્ષિણ ગુજરાતની આ યાત્રા આનંદદાયક નીવડી. મારી સુપુત્રી ચિ. સુચિરાને પણ ખૂબ આનંદ થયો.

### ભારતીય ભાષા પરિષદ તરફથી કવિ સુરેશ દલાલનું સન્માન

ભારતીય ભાષા પરિષદ (કલકત્તા) તરફથી એના રજત-જયંતી વર્ષમાં ભારતની ચાર દિશાઓના ચાર શ્રેષ્ઠ લેખકોની મહત્ત્વપૂર્ણ સર્જનાત્મક પ્રદાન માટે વરણી થઈ તે પૈકી પશ્ચિમ દિશાના સાહિત્યસર્જક તરીકે લબ્ધપ્રતિષ્ઠ કવિ સુરેશ દલાલની વરણી થઈ છે. પરિષદ તરફથી આ સન્માનમાં રૂ. એકાવન હજાર, તામ્રપત્ર અને શાલ અર્પણ કરવામાં આવે છે. કવિ શ્રી સુરેશ દલાલને હાર્દિક અભિનંદન અને શુભેચ્છાઓ.

### શ્રી ઉત્પલ ભાયાણીને અને અન્ય વાર્તાકારોને ધૂમકેતુ નવલિકા પુરસ્કાર

સ્વ. ધૂમકેતુના પરિવાર અને પ્રકાશક સંસ્થા ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય તરફથી દર ત્રણ વર્ષે 'ધૂમકેતુ નવલિકા પુરસ્કાર' એનાયત કરવામાં આવે છે. છેલ્લાં ત્રણ વર્ષમાં પ્રગટ થયેલા ઉત્તમ વાર્તાસંગ્રહના લેખકને

આ પુરસ્કાર અપાય છે. શ્રી ઉત્પલ ભાયાણીના વાર્તાસંગ્રહ 'ખતવણી'ને ૧૯૯૪થી ૧૯૯૬નાં વર્ષોના ઉત્તમ સંગ્રહ તરીકે પસંદ કરવામાં આવ્યો છે. ૧૯૯૫થી ૧૯૯૭ સુધીમાં પ્રકાશિત થયેલ નવલિકા સંગ્રહોમાંથી (૧) શ્રી રમેશ ર. દવેના નવલિકાસંગ્રહ 'શબવત્' અને શ્રી જનક ત્રિવેદીના સંગ્રહ 'બાવળ વાવનાર અને બીજી વાર્તાઓ'ને સંયુક્ત રીતે એનાયત થયો છે. ત્રણે વાર્તાકારોને અભિનંદન. ધૂમકેતુ નવલિકા પુરસ્કારમાં વાર્તાકારને રૂ. પાંચ હજારની રકમ આપવામાં આવે છે.

**'ઉદ્દેશ'ના ગ્રાહકોને**

ઑગસ્ટ '૯૯થી 'ઉદ્દેશ' ૧૦મા વર્ષમાં પ્રવેશ કરશે. મોટા ભાગના ગ્રાહકો ઑગસ્ટથી થયેલા હોય છે. તેઓ પોતાનું વાર્ષિક લવાજમ રૂ. ૧૫૦/- મનીઑર્ડરથી, સ્થાનિક ગ્રાહકો હાથોહાથ અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન' નામના ચેકથી વેળાસર મોકલી આપે એ વિનંતી. બહારગામના ગ્રાહકોએ 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામનો ડ્રાફ્ટ મોકલવો. બહારગામના ચેક સ્વીકારતા નથી. ગ્રાહકોએ મનીઑર્ડરમાં પોતાનું નામ, સરનામું અને ગામનો પિનકોડ નંબર અવશ્ય લખવો. અત્યાર સુધીમાં ગ્રાહકોએ આપેલ સહકાર બદલ ઉદ્દેશ ફાઉન્ડેશન વતી આભાર માનું છું.

**સુધારો**

'ઉદ્દેશ'ના જૂન-અંકમાં તંત્રીલેખ તરીકે મૂકેલ 'માણ્યું તેનું સ્મરણ કરવું....'ના લેખક રમણલાલ જોશી છે. અનુક્રમમાં ભૂલથી હરિવલ્લભ ભાયાણીનું નામ છપાયું છે. જોકે તાત્કાલિક સુધારો કરતી સ્લિપો અંકોમાં ચોંટાડી છે. છતાં ક્યાંક રહી ગઈ હોય તો ઉપરની વીગતની નોંધ લેવા વિનંતી. મે '૯૯ના અંકમાં શ્રી સુશીલા ઝવેરીનું કાવ્ય 'ઝાંખરીમાં પૂર જોઈને'ની પહેલી બે પંક્તિઓ નીચે પ્રમાણે હોવી જોઈએ :

*"અરી ઝાંખરી ! મને જોઈને*
*પૂર હેતનાં આવ્યાં અઢળક તને*
*અને ભીતર હું મલમલ મલકું"*

મુદ્રણક્ષતિ માટે ક્ષમાયાચના.

**પ્રેમીજનને**

*ડંખ આપે ચાંદની*
*ને ચાંદ પણ દુશ્મન બને,*
*તો સમજજે સ્હેજ અમથું,*
*પ્રેમ જેવું છે તને.*

*દૂર લાગે ચિત્તને,*
*પણ હોય એ સાવ જ કને,*
*તો સંમજજે સહેજ અમથું,*
*પ્રેમ જેવું છે તને.*

*એકલો એકાંતમાં તું*
*ગાય એક જ રાગને,*
*તો સમજજે સ્હેજ અમથું,*
*પ્રેમ જેવું છે તને.*

*આગિયો જોઈ થતું*
*કે લાવ ઠારું આગને,*
*તો સમજજે સ્હેજ અમથું,*
*પ્રેમ જેવું છે તને.*

*એમ લાગે આભ પડશે*
*ને ધરા ગળશે મને,*
*તો સમજજે સ્હેજ અમથું,*
*પ્રેમ જેવું છે તને.*

*રોજ સાંજે બ્હાવરો થઈ*
*રોજ શોધે જામને,*
*તો સમજજે સ્હેજ અમથું,*
*પ્રેમ જેવું છે તને.*

**સુભાષ શાહ**

# નરસિંહ મહેતાનાં પદો : કર્તૃત્વનો કોયડો

**જયંત કોઠારી**

[ગતાંકથી ચાલુ]

એક છે, 'જાગીને જોઉં તો જગત દીસે નહીં' (જે. ભ. ક્ર. ૫૭, પૃ. ૩૮૭). આ પદ શુદ્ધ અદ્વૈત વેદાંતનું છે. 'ચિત્ત ચૈતન્યવિલાસ તદ્રૂપ છે', 'કનકકુંડળ વિશે ભેદ ન્હોયે... અંતે તો હેમનું હેમ હોયે', 'જીવ ને શિવ તે આપ-ઇચ્છાએ થયો' (પા. 'જડ ને ચૈતન્ય તે આપ-ઇચ્છાએ થયો') વગેરે. છેલ્લી પંક્તિ 'ભણે નરસૈંયો, એ તે જ તું, એ તે જ તું, એને સમર્યાથી કંઈ સંત સીધ્યા'નું 'ભણે નરસૈંયો તું પ્રીછને પાધરું, એ સમસ્યાએ એવું કાંઈ સંત સીધ્યા' એવું પાઠાંતર એકથી વધુ પ્રતોમાં મળે છે એ અહીં નોંધવું જોઈએ. સ્વીકૃત પાઠમાં છે તે (હરિ)સ્મરણનો સંદર્ભ પાઠાંતરમાં નીકળી જાય છે અને જ્ઞાનમાર્ગનો ઉપદેશ વ્યક્ત થાય છે.

બીજું છે 'એક તું, એક તું એમ સહુ કો સ્તવે' (જે. ભ. ક્ર. ૫૦, પૃ. ૩૮૩). એમાં વેદાંતના અદ્વૈતવિચારની સ્પષ્ટ સ્થાપના છે – 'જીવ, ઈશ્વર અને બ્રહ્મના ભેદમાં સત્ય વસ્તુ નહીં સદ્ય જડશે.' પણ તે ઉપરાંત આ પદમાં આપણને ચોંકાવે એવો વિચારફણગો છે. એમાં મૂર્તિપૂજાનો અને ઈશ્વરકૃપા યાચવાની વૃત્તિનો તિરસ્કાર છે–

*પ્રતિદિન જડ કને જઈ કરી માગતો,*
*ઈશ! તું સહાય થાજે સદા રે*
*તોય પણ દુઃખ તો લેશ ટળતું નથી.*

o

*એમ કરતાં કદી લાભ જો પામિયો,*
*તો કહે, હરિ તણી સહાય થઈ રે,*
*કામ કથળ્યા થકી ભવિષ્યને ભાંડતો,*
*પૂર્વના કર્મનું નામ લઈ રે.*
*પૂર્વનાં કર્મ જો હરિ ભજ્યે નવ ટળે,*
*તો કહો કોણ તે કામ કરશે ?*

કવિનો અભિપ્રાય છે–

*સત્ય સમજી કદી પરમપદ પરખશે,*
*ભવ-ભય-ભ્રમને તે જ હરશે.*
*આકના વૃક્ષથી અમૃતફળ તોડવા*
*મૂરખ જો કદી આશ ધરશે,*
*શ્રમ વૃથા તો જશે જગ વિશે,*
*જ્ઞાનહીણો સદા તે જ ઠરશે.*

એટલે કે ઈશ્વરકૃપાથી દુઃખ ટળવાની, હરિભજનથી પૂર્વનાં કર્મ ટળવાની આશા રાખવી તે આકડાના વૃક્ષ પાસેથી અમૃતફળની આશા રાખવા જેવું છે. એ વૃક્ષા શ્રમ છે, મૂર્ખાઈભરી પ્રવૃત્તિ છે. તો પછી ખરેખર કર્તવ્ય શું છે? જીવ, ઈશ્વર અને બ્રહ્મનો ભેદ છોડવો, અભેદભાવ કેળવવો અને–

*હું અને તુંપણું તજીશ નરસિંહ! તો*
*ગુરુ તને હર્ષથી પાર પાડશે!*

તાત્પર્ય કે જ્ઞાનમાર્ગ અને ગુરુશરણ એ જ ઉપાય છે.

જેમણે જીવનમાં ભક્તિ સિવાય બીજા કશાનો આશ્રય કર્યો નથી, જેમના આખા જીવન પર ઈશ્વરની કરુણાની છાયા ઢળતી રહી છે, જેમને દામોદરજીએ હાજરાહજૂર થઈ કંઠમાં હાર પહેરાવેલો છે એ નરસિંહ જીવનના કોઈ પણ તબક્કે વિચારના બીજા છેડા સુધી, મૂર્તિપૂજા અને ઈશ્વરકૃપાનો અનાદર વ્યક્ત કરવા સુધી પહોંચે એ સંભવિત લાગે છે ખરું ? આપણા મગજમાં ઊતરે એવું લાગે છે ખરું? ઘણું ઘણું મુશ્કેલ લાગે છે.

ત્રીજું પદ આખું જ ઉતારીએ:

*આદ્ય તું, મધ્ય તું, અંત્ય તું શ્રીહરિ!*
*એક તું એક તું એક પોતે.*
*અખિલચો બ્રહ્મ બ્રહ્માદિક નવ લહે,*
*ભૂરચાં માનવી અન્ય ગોતે. ૧*
*રવિ-શશી કોટિ મુખચંદ્રિકામાં વસે,*
*દૃષ્ટિ પહોંચે નહીં ખોજે-ખોળે,*

*અર્ક-ઉદ્યોત જ્યમ તિમિર ભાસે નહીં,*
*નેતિ-નેતિ કરી નિગમ બોલે. ૨*
*કોટિ બ્રહ્માંડના ઈશ ધરણીધરા,*
*કોટિ બ્રહ્માંડ એક રોમ જેનું,*
*મર્મ સમજ્યા વિના ભર્મ ભાળે નહીં*
*સગુણ સ્વરૂપ નિર્ગુણ એનું. ૩*
*એ નથી એકલો: વિશ્વ થકી વેગળો,*
*સર્વવ્યાપિક છે શક્તિ જેની,*
*અખિલ અનાદિ આનંદમય કૃષ્ણજી,*
*સુંદરી રાધિકા ભક્તિ તેની. ૪*
*વેદની વાતનો ભેદ કો નવ લહે,*
*તેહનું હાર્દ તો કોઈક જાણે,*
*શુક-સનકાદિક દેવમુનિ નારદ*
*પૂરણ બ્રહ્મને ધ્યાને આણે. ૫*
*પૂરણ પુરુષોત્તમ પ્રેમદા શું રમે,*
*ભામિનીએ ભાવ-શું અંક લીધો,*
*જે રસ વ્રજ તણી નાર વિલસે સદા,*
*સખી રૂપે તે નરસૈંયે પીધો. ૬*

આને શુદ્ધ અદ્વૈત વેદાંતનું પદ ભાગ્યે જ કહી શકાય. છેલ્લી કડીમાં તો પ્રેમલક્ષણા ભક્તિનો સ્પષ્ટ આવિષ્કાર છે. કૃષ્ણને અહીં પરિબ્રહ્મ સ્વરૂપે જોવામાં આવ્યા છે, જેમ 'પરિબ્રહ્મ ગોવાળા-શું રમે' એ જૂના પદમાં જોવામાં આવ્યા છે. એમ કહેવાય કે અહીં પ્રેમલક્ષણા ભક્તિનું અદ્વૈતવેદાંતી અર્થઘટન છે, સગુણ-નિર્ગુણની મિશ્ર ભૂમિકા છે. ચોથી કડીની પહેલી પંક્તિનું 'બે નથી, એકલો, વિશ્વ થકી વેગળો, સર્વ વ્યાપિક છે શક્તિ જેની' એવું પાઠાંતર મળે છે ('નરસિંહ મેહેતાકૃત કાવ્યસંગ્રહ'માં) તેમાં કેવળ પરિબ્રહ્મ છે, માયા તેનાથી ભિન્ન નથી, તેની જ શક્તિ છે એવા વેદાંતવિચારનો પડઘો છે. આ ભૂમિકા જૂના સમયનાં પદોથી સાવ અસંગત છે એમ કદાચ ન કહેવાય, એમાં વ્યક્ત થયેલા ભાવનું વિસ્તરણ છે એમ કહેવાય, પણ આ વિસ્તરણ જૂના સમયનું એટલે કે મૂલ નરસિંહનું માનવું કે કેમ એ પ્રશ્ન તો રહે જ છે. 'આદ્ય તું, મધ્ય તું, અંત્ય તું શ્રીહરિ! એક તું એક તું એક પોતે' એવો ઉદ્ગાર પૂર્વ સમયમાં સંભવતો લાગતો નથી. 'ખોજે-ખોળે,' 'ભૂરચાં' જેવા પ્રયોગો પણ નવતર હોવાની શક્યતા છે. 'ભૂરચાં' શબ્દ નરસિંહને નામે ચડેલાં આત્મચરિત્રાત્મક કાવ્યોમાં વપરાયેલો છે, જૂનાં પદોમાં એ ક્યાંય છે કે કેમ એનો સંશય છે. છેવટે આ પદની સં. ૧૮૯૪ જેટલી મોડી પ્રતમાં પ્રાપ્તિ અને તે પણ જેનું નરસિંહકર્તૃત્વ ભારે શંકાસ્પદ છે એવાં પદોની સાથે પ્રાપ્તિ, એની અધિકૃતતાને પણ શંકાસ્પદ જરૂર બનાવે છે.

સં. ૧૮૯૪ની પ્રતની વાત જ પૂરી કરીએ. એમાંના એક પદ 'તેહ તું, તેહ તું, જેહને જોતો ફરે' (જે. ભ. ક. પ૨, પૃ. ૩૮૫) સ્પષ્ટ અને નિર્ભેળ અદ્વૈત વિચારનું પદ છે. ભાષા-પરિભાષા પણ વેદાંતી છે. જુઓ–

*તાહરા ખેલમાં તું જ ભૂલો પડ્યો,*
*અણછતો જીવપણે જઈને વળગ્યો.*

o

*વસ્તુરૂપ થઈને આ તું જ વિલસી રહ્યો,*
*અખિલ બ્રહ્માંડને વિશ્વ બાધે.*
*આપ અજ્ઞાનની ઓટમાં આવીને*
*આપ-અભ્યાસ-શું આપે લોભ્યો.*

કોઈ વેદાંતી કવિની સંભવે એવી જ આ રચના છે. અભિવ્યક્તિમાં થોડી ક્લિષ્ટતા અને કચાશ છે, પણ કર્તૃત્વના નિર્ણયમાં એ મુદ્દાનેયે લાવવાની જરૂર નથી.

બીજું પદ 'ધ્યાન ધર, ધ્યાન ધર, નેત્રમાં નાથ છે' (જે. ભ. ક. ૧૨, ૩૬૫) સ્પષ્ટ નિર્ભેળ ભક્તિબોધનું કાવ્ય છે. વૈચારિક તત્ત્વ અ-નારસિંહી નથી, પણ અભિવ્યક્તિની કૃત્રિમતા અને કચાશ કર્તૃત્વ વિશે વિચારવા પ્રેરે એવી છે. 'દેહીમાં દરસશે, પ્રેમથી પરસશે', 'મોરલીના નાદમાં, શ્રવણના સ્વાદમાં (પા. સાદમાં)'ની પ્રાસરચનામાં આયાસ છે. આટલા બધા મોડા સમયે મળતી આ રચનાને નરસિંહની કૃતિ માનવાની કોઈ આવશ્યકતા નથી.

ઉમાશંકરે નરસિંહની અદ્વૈત-અનુભવની અષ્ટપદીમાં જેને સ્થાન આપ્યું છે એ 'જ્યાં લગી આતમા તત્ત્વ ચીન્યો નહીં ત્યાં લગી સાધના સર્વ જૂઠી'

એ પદ (જે. ભ. ક્ર. ૫૫, પૃ. ૩૮૬) પણ છેક સં. ૧૮૯૨ જેટલી મોડી પ્રત (દ. ૨૯)માંથી પ્રાપ્ત થાય છે. એમાં તત્ત્વદર્શન, પરિબ્રહ્મદર્શનને સર્વ સાધનાનું લક્ષ્ય માનવામાં આવ્યું છે. સ્નાન-સંધ્યા-પૂજા, જપ-તપ-તીરથ આદિ સાધનોનો એમાં આત્યંતિક તિરસ્કાર નથી, પણ પરિબ્રહ્મદર્શન તરફ ન લઈ જાય તો એ બધાં નિરર્થક છે એમ કહેવામાં આવ્યું છે. કેવળ તત્ત્વદર્શનનો આ મહિમા અને સાધનામાર્ગોનો નિર્દેશ જ્ઞાનમાર્ગી વિચારધારાનો સંકેત કરે છે, એ કૃષ્ણદર્શનમાં જીવનની ધન્યતા માનનાર ને પ્રેમલક્ષણા ભક્તિમાર્ગના ઉપાસક નરસિંહ સાથે કેટલે અંશે બંધબેસતા બને એ પ્રશ્ન છે. જૂનાં પદોમાં આ ભાવ ક્યાંયે નથી, ને પદ ઘણા મોડા સમયની પ્રતમાં પ્રાપ્ત થાય છે એટલે એનું નરસિંહકર્તૃત્વ શંકાસ્પદ જ લેખાય.

સં. ૧૮૯૨ની પ્રતનાં બીજાં કાવ્યો પણ જોઈ લઈએ. 'જે ગમે જગતગુરુદેવ જગદીશને, તે તણો ખરખરો ફોક કરવો' (જે. ભ. ક્ર. ૬૩, પૃ. ૩૯૦) એ પદની 'કૃષ્ણ' વિના બીજું સર્વ કાચું' અને 'જન્મ-પ્રતિ-જન્મ હરિને જ જાચું' એ ઉક્તિઓ નરસિંહની હોઈ શકે, પણ એમ તો કોઈ પણ ભક્તકવિની હોઈ શકે, પરંતુ કાવ્યમાં જે ઉપદેશ છે :

*'હું કરું, હું કરું એ જ અજ્ઞાનતા,*
*શકટનો ભાર જ્યમ શ્વાન તાણે.'*
*'જેહના ભાગ્યમાં જે સમે જે લખ્યું,*
*તેહને તે સમે તે જ પહોંચે.'*

એટલે કે મનુષ્યયત્નની વ્યર્થતાનો અને ઈશ્વરાધીનતા, દૈવાધીનતાનો – તે મૂળ નરસિંહથી જુદો સૂર પ્રગટ કરે છે. 'જગતગુરુદેવ' એ તેમ જ અંત્ય કેટલાક પ્રયોગો પણ કદાચ અ-નારસિંહી હોવાનું સાબિત થાય. 'જુગલ કર જોડી કરી નરસૈંયો એમ કહે' એ નામછાપની પંક્તિ પણ શંકાસ્પદ છે.

'પ્રાણ થકી મુને વૈષ્ણવ વહાલા' એ પદ (જે. ભ. ક્ર. ૪૭, પૃ. ૩૮૧)નો વિચાર તો ભાગવતપ્રણીત છે. પણ હરિજન – ભક્તજનના મહિમાનો સૂર જુદો પડતો સૂર છે એમ જૂનાં પદો પરત્વે પણ નોંધવાનું થયું છે. અહીં–

*'લક્ષ્મીજી અર્ધાંગના મારી, તે મારા સંતની દાસી રે'*
*'જે મારા સંતની નિંદા કરે તેને કુળ સહિત હું ભાંગું રે'*
*'મારા રે બાંધ્યા વૈષ્ણવ છોડે, વૈષ્ણવે બાંધ્યા મેં નવ છૂટે રે'*
*'બેઠાં ગાય ત્યાં ઊભો ઊભો સાંભળું,*
*ઊભાં ગાય ત્યાં હું નાચું રે'*

એટલી હદ સુધીની ઈશ્વરની જે ભક્તાધીનતા વર્ણવાઈ છે એ તો પૂર્વે વર્ણવાયેલા હરિજનમહિમાથીયે ઘણી આગળ જાય છે. નરસિંહનો આને અસલી, પ્રામાણિક સૂર માનવો કે કેમ એ પ્રશ્ન રહે છે.

'તાહરી મેહેરની લહેર પામું સદા' (જે. ભ. ક્ર. ૩૫, પૃ. ૩૭૬) સાદું પ્રાર્થનાનું પદ છે. પણ 'મહેરની લહેર' એ આયાસી પ્રાસ ને 'અષ્ટ મહાસિદ્ધિ ને નવનિધ મહામતિ દ્વાર થઈને રહે નિત્ય દાસી' એ પંક્તિમાંનો 'મહામતિ' શબ્દ જેવું કેટલુંક નવતર સમું ભાસે છે અને એના નરસિંહ-કર્તૃત્વને સંદિગ્ધ બનાવી મૂકે છે. ('મહેર' શબ્દ નરસિંહેતર લેખક સૂચવે છે એમ રજની દીક્ષિત કહે છે. પૃ. ૩૪)

'ભૂતળ ભક્તિ પદારથ મોટું' (જે. ભ. ક્ર. ૧, પૃ. ૩૫૯) ભક્તિનો મહિમા ગાનારું પદ છે. અંતની કડી–

*એ રસનો સ્વાદ શંકર જાણે, કે જાણે શુક જોગી રે,*
*કાંઈએક જાણે વ્રજની વનિતા, ભણે નરસૈંયો ભોગી રે.*

-માં જૂનાં પદોના ભાવ-શબ્દના ભણકારા વાગે છે. પરંતુ 'હરિનાં જન તો મુક્તિ ન માગે, માગે જનમોજનમ અવતાર રે' એ ભાવ 'પુનરપિ જન્મ ન હોય' એવા જૂનાં પદોમાં વ્યાપકપણે મળતા ભાવથી વિપરીત છે અને 'નિત્ય સેવા, નિત્ય કીર્તન-ઓચ્છવ'માં પુષ્ટિમાર્ગીય પદાવલી પડઘાય છે. 'અષ્ટ મહાસિદ્ધિ આંગણિયે રે ઊભી, મુક્તિ થઈ રહી દાસી રે' એ પંક્તિ આ પદને આની પહેલાંના પદની સાથે સાંકળે છે. બધું વિચારતાં આને વલ્લભાચાર્યના પુષ્ટિસંપ્રદાયના પ્રચાર પછીની રચના માનવાનું વધુ સ્વાભાવિક લાગે છે.

ઉમાશંકર નરસિંહની અદ્વૈત-અનુભવની અષ્ટપદીમાં જેને સ્થાન આપે છે તે 'અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ, જૂજવે રૂપે અનંત ભાસે' (જે. ભ. ક્ર.

૪૯, પૃ. ૩૮૩) છેક સં. ૧૮૬૭ની પ્રતમાં પહેલી વાર પ્રાપ્ત થાય છે. એમાંની 'કનકકુંડળ વિશે ભેદ ન્હોયે...અંતે તો હેમનું હેમ હોયે' એ પંક્તિઓ 'જાગીને જોઉં તો...' એ પદમાં પ્રાપ્ત થયેલી જ છે. આ પદમાં અંતે 'પ્રીત કરું, પ્રેમથી પ્રગટ થાશે' એ ઉદ્ગારમાં પ્રેમલક્ષણા ભક્તિમાર્ગનો સંકેત જોઈ શકાય, પણ એ બાદ કરતાં આ પદ 'જાગીને જોઉં તો....' એ પદની જેમ જ સર્વાંશે અદ્વૈતવિચારને રજૂ કરતું પદ છે, 'શિવ થકી જીવ થયો એ જ આશે' વગેરે. કદાચ બન્ને પદો ઉપનિષદોના તત્ત્વજ્ઞાનની છાયા ઝીલે છે ને લીલાવાદને પુરસ્કારે છે. ગોપીભાવની ભક્તિમાંથી આ જ્ઞાનવિચાર સુધીનો કૂદકો ઘણો મોટો કહેવાય.

અદ્વૈત-અનુભવની અષ્ટપદી માંહેનું 'નીરખ ને ગગનમાં કોણ ઘૂમી રહ્યું? તે જ હું, તે જ હું, શબ્દ બોલે' (જે. ભ.ક. ૫૩, પૃ. ૩૮૩) પણ છેક સં. ૧૮૪૫-ની પ્રત (દ. ૧૪)માંથી મળે છે. આ પદ 'આદ્ય તું, મધ્ય તું, અંત્ય તું, એક તું, એક તું એક પોતે'ના કુળનું ભાસે છે. અહીં પણ 'પ્રેમના તંતમાં સંત ઝાલે' અને 'શ્યામના ચરણમાં ઇચ્છું છું મરણ રે, અહીંયાં કો નથી કૃષ્ણતોલે' એવી ઉત્કટ કૃષ્ણપ્રીતિ દર્શાવતી પંક્તિ મળે છે. પણ પદમાં વ્યાપ્ત જે ચિત્ર છે તે તો સર્વવ્યાપક પરિબ્રહ્મતત્ત્વનું, જે સચ્ચિદાનંદરૂપ છે, જે કોટિ સૂર્યના ઝળહળ પ્રકાશરૂપી સોનાના પારણામાં ઝૂલે છે, જે અરધ-ઊરધમાં મહાલે છે, જે અકળ અવિનાશી છે, જે વાટ અને તેલ વિના પ્રકાશતા વિમળ દીવા સમાન છે, જે નેત્ર વિના નીરખવાનો છે, જેનો રસ જીભ વિના ચાખવાનો છે. આ દર્શન અને આ વર્ણનછટા અસલ નરસિંહથી જ જુદી જ ચીજ ભાસે છે. પદની અભિવ્યક્તિ ક્યાંક શિથિલ પણ છે.

આ જ પ્રતમાંથી મળતા 'નામ પામ્યો, પણ રામને નવ લહ્યા' (જે. ભ. ક. ૧૯, પૃ. ૩૬૮)માં અદ્વૈત જ્ઞાનનો બોધ છે–

*જો નિરાકારમાં તેહનું મન ગળે,*
*દ્વૈત સંસારની ભ્રાંતિ ભાંગે,*
*દાસ નરસૈંયો ચરણ તેને નમે,*
*જ્ઞાનવૈરાગ્યની જ્યોત જાગે.*

'પંડમાં પ્રભુ, પણ પ્રગટ પેખે નહીં', 'દ્વૈતભાવે કરી માળ ઝાલે' એ પંક્તિઓમાં નામરટણ વગેરેમાં દ્વૈતભાવ જોવામાં આવ્યો છે અને ભક્તિનો નહીં, પણ જ્ઞાનવૈરાગ્યનો મહિમા થયો છે તે જોતાં આને નરસિંહની અધિકૃત રચના માનવામાં દેખીતી મુશ્કેલી છે. 'દાસ નરસૈંયો' એ નામછાપને પણ રજની દીક્ષિતે ભિન્ન કર્તૃત્વની નિર્દેશક માની છે

આ પ્રતના 'વરણના ધરમનાં કરમ કરવા ટળ્યાં, મરમ જાણ્યો ત્યારે ભરમ ભાંગ્યો' (જે. ભ. ક. ૪૦,પૃ. ૩૭૮) આમ તો હરિનામનો મહિમા ગાય છે, પરંતુ પ્રાસ અને વર્ણસગાઈનો કૃત્રિમ અતિરેકી વ્યાપાર, 'રાધિકાકૃષ્ણ'ના ભજનનો તથા 'સદ્ગુરુ-શબ્દ'નો નિર્દેશ વગેરે કેટલુંક નરસિંહની આ પ્રામાણિક રચના હોવાનું માનવા પ્રેરે એવું નથી.

સં. ૧૮૮૧ની પ્રતમાંથી મળતું 'રઝળતી રાંડનાં રવડતાં છોકરાં, કોણ શિક્ષા દઈ કોર આણે?' (જે. ભ. ક. ૪૧, પૃ. ૩૭૯)માં અદ્વૈત જ્ઞાનવિચાર ને નિર્ગુણવાદ છે, મૂર્તિપૂજાની ટીકા છે ને અજ્ઞાની ગુરુ ને અબોધ શિષ્ય પર અખાના જેવા ઠોક છે–

*'અંધ ગુરુ ને વળી બધિર ચેલા કર્યા,*
*બ્રહ્મની વાત તે શું રે જાણે?'*
*'ભૂલ્યા ભમતા ફરે, અન્યને આદરે,*
*પૂરણ બ્રહ્મ પોતે ન જાણે.'*
*'નિર્ગુણ નાથને ઓળખી નવ શકે'*
*'જડને વંદન કરે, ચેતન નિંદા કરે.'*

આ પદને નરસિંહનું અધિકૃત પદ માનવાની કોઈ ભૂમિકા દેખાતી નથી.

આ પ્રતમાંથી મળતું બીજું પદ 'ધ્યાન ધર, ધ્યાન ધર, અલ્પમતિ આળસુ' (જે. ભ. ક. ૧૧, પૃ. ૩૬૪) છે તો કૃષ્ણભક્તિબોધનું, પણ એમાં પ્રયોજાયેલું વેપારનું રૂપક, વૃદ્ધત્વનો થયેલો નિર્દેશ (અંગ જોબન ગયું, પલિત પિંજર થયું'), 'અલ્પમતિ આળસુ' જેવાં ઠોક મારનારાં વચન અને કૃત્રિમ આયાસી પ્રાસરચના ('પટક માયા પરી, અટક ચરણે હરિ, વટક મા વાત સુણતાં જ સાચી') એના નરસિંહ-કર્તૃત્વને સંદિગ્ધ બનાવી મૂકે છે. રજની દીક્ષિતે અન્યકર્તૃત્વની નિર્દેશક

ગણી છે તે 'નરસૈંયો રંક' એ નામછાપ પણ અહીં છે.

આ પ્રતમાંથી મળતું ત્રીજું પદ 'દુરમતિયાં ડાહ્યાં થઈ આવે' (જે. ભ. ક. ૪૨, પૃ. ૩૭૯) પણ છે કૃષ્ણભક્તિબોધનું, પણ 'જમકિંકરના માર પડશે' એવો મૃત્યુભયનો નિર્દેશ, 'નાટકનટીએ' જેવો શબ્દપ્રયોગ અને સમગ્ર વિચારાભિવ્યક્તિમાં અનારસિંહી સૂર સંભળાય છે. આ પદ 'અમે એવા રે એવા' એ આત્મચરિત્રાત્મક પદની સાથે બેસે એવું છે.

લેખનસંવત વગરની પ્રત (દ. ૬૪)માંથી મળતું 'સાંભળ સહિયર! સુરત ધરીને આજ અનોપમ દીઠો રે (જે. ભ. ક. ૬૦,પૃ. ૩૮૯) એ પદ પહેલી દૃષ્ટિએ પ્રેમલક્ષણા ભક્તિનું લાગે, પણ ત્રીજી જ પંક્તિમાં 'દૃષ્ટે ન આવે' એમ કહેવાયું છે અને પછી આરાધ્ય તત્ત્વને 'નવધાથી ન્યારો' 'અકલિત બ્રહ્મ' 'સચ્ચિદાનંદ' 'ક્ષર-અક્ષરની ઉપર' એમ વર્ણવવામાં આવેલ છે. નીચેની પંક્તિઓમાં પણ અવિકારી બ્રહ્મનું ચિત્ર છે–

*જ્યાં લગી જ્યમ છે, ત્યમનો ત્યમ છે,*
*વધે ઘટે નહીં વહાલો રે,*
*આવે ના જાયે, જાયે ના આવે,*
*નહીં ભર્યો, નહીં ઠાલો રે.*

પ્રેમલક્ષણા ભક્તિના પરિવેશમાં મુકાયેલું પણ સ્પષ્ટપણે અદ્વૈત વેદાંતવિચારનું આ પદ છે. 'અચપ્યો રસ' 'હુંતું મટશે' 'દુગ્ધા' 'ચીની' વગેરે પદાવલી પણ એની સાથે જ સંકળાયેલી છે.

સં. ૧૮૯૬ની પ્રત (દ. ૩૧)માંથી પ્રાપ્ત થતું 'આજ, સખી! વૃંદાવનમાં મધરાતે મોરલી વાગી રે' (જે. ભ. ક. ૬૧, પૃ. ૩૮૯) એ પદ પણ કૃષ્ણલીલાના સંદર્ભથી આરંભાય છે, પણ પછી–

*જાગૃતિ, સ્વપ્ન, સુષુપ્તિ, તુરીયા,*
*ઉન્મનીએ તાળી લાગી રે,*
*ત્રિગુણ-રહિત થયું મન મારું,*
*મનની ભમણા ત્યાં ભાગી રે.*
*જ્યાંહાં જ્યાંહાં દૃષ્ટ પડે, મારી સજની!*
*મુક્તિ તણાં સર્વ મોતી રે.*

એ ઉદ્‌ગારો આપણને યોગસાધનાના ને અધ્યાત્મ-અનુભવના ક્ષેત્રમાં લઈ જાય છે. આ નરસિંહને ઇષ્ટ હોવાનું માનવું ઘણું મુશ્કેલ છે.

આપણી ભક્તિપરંપરામાં રામ અને કૃષ્ણ બે નામો ઘણી વાર પર્યાયરૂપ બની ગયાં છે તથા રામ અને કૃષ્ણ બન્નેની ભક્તિ એકસાથે સંભવે છે. પરંતુ નરસિંહની તો અનન્ય કૃષ્ણભક્તિ છે. એની ભક્તિ ગોપીભાવની છે ને એ કૃષ્ણની રાસલીલાનું દર્શન કરાવનાર ભગવાન શંકર છે ને આ હકીકતનો નિર્દેશ કેટલાંક પદોમાં આવે છે, પરંતુ શિવભક્તિનું એકેય પદ નરસિંહને નામે મળતું નથી. જૂનાં પદોમાં રામાવતારનાં કાર્યોનો નિર્દેશ મળે છે, પણ રામભક્તિનું કહેવાય એવું એકે પદ નથી. આ મોડા સમયની પ્રતોમાં એવાં પદો મળે છે. 'પઢો રે પોપટ રાજા રામના' એ જાણીતું પદ (જે. ભ. ક. ૨૨, પૃ. ૩૭૦) છેક સં. ૧૯૨૦ની પ્રત (દ. ૩૩)માંથી મળે છે. એની પરોક્ષ નિરૂપણરીતિ (સીતા પોપટને પઢાવે છે) અને પોપટને લાડ લડાવવાની અભિવ્યક્તિછટા સઘળું નૂતન ભાસે છે. બીજું જાણીતું પદ 'સંતો! અમે રે વહેવારિયા રામનામના' (જે. ભ.ક. ૬૧, પૃ. ૩૭૪) સં. ૧૯૦૦ પછીની નોટબુકો (ફા. ૨૭)માંથી લેવામાં આવેલ છે ('પ્રત ઉપરથી' એવી નોંધ સાથે ઉતારાયેલું પદ). આ પદમાં 'આવરો ને ખાતાવહીમાં લક્ષ્મીવરનું નામ' 'ચિઠ્ઠીમાં ચતુર્ભુજ લખિયા' એમ વિષ્ણુના ઉલ્લેખો છે, પણ કૃષ્ણનો નથી ને સીધો તો રામનામનો બોધ છે. ઉપરાંત, વેપારનું રૂપક, એની વીગતો, ત્રીજી કડીમાં બદલાતો પદ્યબંધ આ સઘળું અસલ નરસિંહ સાથે જોડવું મુશ્કેલ લાગે છે.

એ નોંધપાત્ર છે કે 'વૈષ્ણવજન તો તેને રે કહીએ' (જે. ભ. ક. ૪૮, પૃ. ૩૮૨)માં પણ 'રામનામ-શું તાળી લાગી' એવી જ પંક્તિ છે, કૃષ્ણનો નામનિર્દેશેય નથી. છેક સં. ૧૮૩૮ની પ્રતમાંથી મળતા આ પદનું સંતલક્ષણવર્ણન નરસિંહનાં પદોમાં એક નવતર ફણગા સમાન જ ભાસે છે. એ ધ્યાનમાં રાખવું જોઈએ કે આ સંતલક્ષણ છે – વાચ-કાછ-મનની નિશ્ચલતા, સમદૃષ્ટિ, તૃષ્ણાત્યાગ, દૃઢ વૈરાગ્ય વગેરે; એ ભક્તલક્ષણ નથી, 'રામનામ-શું તાળી લાગી' એટલું છે, પણ નરસિંહને ઇષ્ટ ગોપીભાવનો ઇશારો સુધ્ધાં

નથી ને ભક્તની આરતનુંયે કોઈ ચિત્ર નથી. યાદ કરો 'અખે-ગીતા'માં અખા-ભગતે દોરેલું ભક્તનું ચિત્ર).

મોડા સમયની આ પ્રતોમાં અન્ય પદોમાં પણ રામનામને આગળ કરવામાં આવ્યું છે. સં. ૧૮૪૫ની પ્રતમાંથી મળતું 'નામ પામ્યો, પણ રામને નવ લહ્યા' એ પદ આપણે આગળ જોઈ ગયા, જે બીજાં કારણોથી પણ અનધિકૃત ઠરે છે. સં. ૧૯૦૦ પછીની નોટબુકો (ફા. ૨૭)માંથી પ્રાપ્ત થયેલ 'એક વાર આખા દહાડામાંહે જિહ્વાએ શ્રીકૃષ્ણ કહે' (જે.ભ.ક. ૩૦, પૃ. ૩૭૩)માં 'રામનામનો મહિમા મોટો' એવી પંક્તિ આવે છે, એટલું જ નહીં, 'નરસિંહ મહેતા-કૃત કાવ્યસંગ્રહ'માં આ પદ ઘણાં પાઠાંતરો સાથે પ્રાપ્ત થાય છે ત્યાં પહેલી જ પંક્તિમાં રામનો નિર્દેશ ઉમેરાય છે. 'પ્રાતઃ સમે સૂર ઊગ્યાં પહેલાં જો રે રસના મુખ રામ કહે', અને કૃષ્ણનું નામ બીજી પંક્તિમાં જાય છે – 'હાં રે હાં રે કૃષ્ણને તું ભજ નામે'. આમેય સ્થિર પાઠ વિનાની આ સાધારણ રચનાને નરસિંહને નામે ચડાવવામાં કશું સ્વારસ્ય નથી.

ટૂંકમાં, રામનામના નિર્દેશવાળાં બધાં પદો સંદિગ્ધ કર્તૃત્વનાં ઠરે છે.

સં. ૧૯૨૦ પછીની નોટબુકો (ફા. ૨૭)માંથી પ્રાપ્ત થતું પદ 'ભજ રે ભજ રે તું ભૂતળમાં' (જે. ભ. ક. ૮, પૃ. ૨૬૩) 'માવડલી' ગાવડલી' 'ધાબડલી' 'રાવઠલી' 'પાવડલી' 'વાંસડલી' 'કાસડલી' એવા સળંગ એક પંક્ત્યંત પ્રાસથી સંદિગ્ધ કર્તૃત્વની કૃતિ બને છે ('ધાબળો' પરથી 'ધાબલડી', 'વાંસળી' પરથી 'વાંસલડી', 'કાસળ' પરથી 'કાસલડી' એ ખરી શબ્દરચનાઓ ન કહેવાય?); તો 'ભૂલ મા, ભૂલ મા ભક્તિ ભૂધર તણી' (જે. ભ. ક. ૨૬, પૃ. ૩૭૧) એ પદ 'કારમી માયા જોઈ કાં રે હરખો' 'સ્વપ્નની વાતમાં શું રે રાચી રહ્યો' 'માયાની જાળમાં મોહ પામી રહ્યો' એમ સંસારવૈરાગ્યનો સ્ફુટ ઉપદેશ, 'ભાવે ભરવાડની છાશ પીધી' એ નૂતન ઉલ્લેખ તથા 'શંકર ઉગારીને ભસ્માંગદ (ભસ્માસુર?) મારિયો, આપી કૈલાસ ને ઉમિયા દીધી' એ નૂતન કથાનિર્દેશથી સંદિગ્ધ કર્તૃત્વનું બને છે.

જેમાંથી 'પઢો રે પોપટ રાજા રામના' પદ આવ્યું છે તે છેક સં. ૧૯૨૦ની પ્રતને અવિશ્વસનીય સાબિત કરવામાં ઝાઝો શ્રમ પડે એવું નથી. એમાં બે પદોમાં 'નરસૈંયો દાસ' એવી નામછાપ મળે છે, જેને રજની દીક્ષિતે ભિન્ન કર્તૃત્વની સૂચક ગણી છે. (સં. ૧૭૦૦ સુધીમાં એક પદ – શા.ક. ૯૨ – એ નામછાપ ધરાવે છે તેનેય અનધિકૃત રચના ગણવી? કે ત્યાં આકસ્મિક રીતે એ નામછાપ આવી છે એમ માનવું?) પણ એ સિવાય પણ એ પદોમાં, એને નરસિંહનાં માનવામાં મુશ્કેલી ઊભી કરે એવું ઘણું છે. 'ધન્ય રે ધન્ય મહા પુણ્ય જશોદાતણું' (જે. ભ. ક. ૨૯, પૃ. ૩૭૩)માં કૃત્રિમ આયાસયુક્ત ને અર્થહીન બની જતી રૂપકમાલા છે– આહીર તે અમર (= દેવ), ગોપાંગના તે અર્ધાંગ (દેવાંગના?), વૃક્ષવેલી તે ઋષિરાણી, રાધિકા તે ભક્તિ, યશોદા તે મુક્તિ, વ્રજ તે વૈકુંઠ, વસુદેવજી તે નિગમ, ગાય-ગોપી (?) તે ઋચા, કરલાકડી તે બ્રહ્મા (!), વેણુ તે મહાદેવજી (!), દેવકી તે બ્રહ્મવિવાદ (!), અહંકાર (કોનો?) તે દુર્યોધન વગેરે. 'ઘડપણ કોણે મોકલ્યું' (જે. ભ. ક. ૬૫, પૃ. ૩૯૨) એ જાણીતા પદમાં દોરાયેલું વૃદ્ધત્વનું લાક્ષણિક કરુણ-વિનોદી ચિત્ર તો નરસિંહને નામે વિરલપણે મળતું ચિત્ર છે. ને આમ ભય જન્માવી ભક્તિબોધ કે ધર્મબોધ પમાડતા નરસિંહ જુદા ભાસે છે. (આ પદમાં જે. માં સ્વીકૃત પાઠમાં 'મહેતો નરસૈં' ને પાઠાંતરમાં 'નરસૈંયો દાસ' નામછાપ છે.)

એ પ્રશ્નમાંથી પ્રાપ્ત થતા નીચેના પદ (જે. ભ. ક. ૧૪, પૃ. ૩૬૬)નાં કર્કશ ગાલિપ્રદાન, શાપવાણી પણ નરસિંહને છાજતાં લાગે છે?

*નંદના નંદ શું નેહ જેને નહીં,*
*તે રે માનવ ખરશ્વાન તોલે,*
*ભૂતળ ભાર કરવાને એ અવતર્યા,*
*પ્રેતની પેરે સંસાર ડોળે. ૧*
*દૃષ્ટિથી તે ટળો, ભોગ તેહના બળો,*
*શલ્ય (શિલા?) પડો તેહના સુખ માથે,*
*જીવતા નર તે તો શબ સમા જાણવા,*
*જેહનું ચિત્ત નહીં કૃષ્ણ સાથે. ૨*
*કીર્તિ શ્રીકૃષ્ણની જીભથી નવ ભણે,*

તેહને મુખ દીજે રે તાળું,
ભણે નરસૈંયો : હરિ જેને વહાલા નહીં,
તે તણું કુટુંબ સદાય કાળું. ૩

'શરીર શોધ્યા વિના સાર નહીં સાંપડે, પંડિતા! પાર નહીં પામે પોથે' (જે. ભ.ક. ૫૬, પૃ. ૩૮૭) જાતના શોધન-જાતની શુદ્ધિ વિના પોથીપંડિતાઈ નિરર્થક છે એમ ઉપદેશે છે – કૃષ્ણભક્તિનો ઉપદેશ એ કરતું નથી. આ જ્ઞાનમાર્ગી વિચારધારાનું તત્ત્વ છે અને 'વિગતિ ગુરુજ્ઞાન વિના રે ગૂંથે' એ પંક્તિમાંનું ગુરુશરણનું સૂચન પણ એ ધારા સાથે જ સંબંધ ધરાવે છે. 'અંધ થૈ સંચરે શૈલ્ય ઓથે' એ પંક્તિ અસ્પષ્ટ છે અને 'મેં તો રચી કહ્યું પદ ચોથે' એ પંક્તિમાંનો પ્રતિનિર્દેશ ન સમજાય એવો છે.

આ બધું જોયા પછી આ પ્રતમાંના 'સુખદુઃખ મનમાં ન આણીએ' (જે. ભ. ક. ૬૪, પૃ. ૩૯૧) એ પદનો સાદો ડહાપણભર્યો જીવનબોધ નરસિંહ સાથે જોડવા જેવો લાગે છે? નળ વગેરે પર પડેલી વિપત્તિના દાખલાઓથી જ કાવ્ય ચાલે છે. 'રઘુનાથનાં જડિયાં'માં રામનો નિર્દેશ છે, 'મહેતા નરસૈં' એવી નામછાપ ને 'લૂંટાણી' 'ગણાણી' જેવાં કદાચ પાછળના સમયનાં કાઠિયાવાડી ક્રિયાપદરૂપો છે.

છેક સં. ૧૯૧૦ની પ્રતમાંથી મળતા '(તારી) કેમ પૂજા કરું, કૃષ્ણ કરુણાનિધિ?' (જે. ભ. ક. ૩૪, પૃ. ૩૭૫) એ પદમાં આમ તો કૃષ્ણના પરબ્રહ્મસ્વરૂપનું વર્ણન છે અને એને અનુષંગે સર્વ પૂજનસામગ્રીની વ્યર્થતા બતાવી છે. 'સ્થાવર-જંગમ વિશ્વ વ્યાપી રહ્યો તે કેશવ કંડિયે કેમ સમાયો?' એવા ઉદ્ગાર કૃષ્ણની બાળલીલાનાં પદોમાં જે અદ્ભુતનું આલેખન છે તેની સાથે મેળમાં છે, પરંતુ અહીં છે તેવી પૂજાવિધિ ને પૂજાસામગ્રીની વાત તો જૂનાં પદોમાં નથી મળતી. નરસિંહની ભક્તિ તે પૂજાભક્તિ નથી, સખી રૂપે પ્રણયભક્તિ કે દાસી રૂપે સેવાભક્તિ છે. કદાચ આ પદની થોડી પદાવલી પણ મોડા સમયની ઠરે. આટલી મોડી પ્રતમાંથી મળતી આ રચનાને નરસિંહને નામે ચડાવવાનું જરૂરી નથી જણાતું.

'જાગને જાદવા, કૃષ્ણ ગોવાળિયા' એ સુંદર પદ (જે. ભ. ક. ૮, પૃ. ૩૬૨) પણ, એ નોંધપાત્ર છે કે, છેક સં. ૧૯૦૯ની પ્રત (દ. ૩૨)માંથી મળે છે અને એ એક જ પ્રતમાંથી મળે છે. આ હકીકત જ એના નરસિંહ-કર્તૃત્વને સંદિગ્ધ બનાવી દેવા પર્યાપ્ત છે. 'ત્રણસેં ને સાઠ ગોવાળ ટોળે મળ્યા' એ કશોક અન્ય સંકેત ધરાવતી પંક્તિ આખા પદની સરળ સાહજિકતાથી જુદી પડી જાય છે, પણ એ જુદી વાત છે.

આ પ્રતમાંથી મળતું એક અન્ય પદ 'હરિ, હરિ રટણ કર કઠણ કળિકાળમાં' (જે. ભ. ક. ૧૬, પૃ. ૩૬૭) પણ માત્ર આ એક જ પદમાંથી પ્રાપ્ત થતું પદ છે. 'પામર' 'મૂઢ' જેવાં સંબોધનો ભક્તિબોધમાં થોડી કઠોરતા આણે છે અને 'શીશ પર કાળ રહ્યો દંત કરડે' એ અભિવ્યક્તિ સ્વાભાવિક સુભગતાવાળી નથી જણાતી. ખરેખર તો આટલા મોટા સમયની ને આમ એકલી પડી જતી પ્રતની વિશ્વસનીયતા જ ઘણી ઓછી ગણાય.

સં. ૧૮૬૯ની પ્રત (દ. ૨૧)ને પણ વિશ્વસનીય ગણવાની જરૂર જણાતી નથી. એમાંથી મળતા પદ 'કૃષ્ણકીર્તન વિના નર સદા સૂતકી' (જે.ભ.ક. ૧૫, પૃ. ૩૬૬)માં 'સૂતકી' જેવો કઠોર શબ્દપ્રયોગ છે તો ઉપરાંત 'વપન', 'મહિપીના કુંવર' જેવા પ્રયોગો ને 'નરસૈયો રંક' એ નામછાપ કર્તૃત્વને સંદિગ્ધ બનાવે છે. (રજની દીક્ષિતે આ નામછાપને ભિન્ન કર્તૃત્વ દર્શાવનારી ગણી છે.)

આ જ પ્રતમાંથી મળતી 'હરિ તણું હેત તુને કયમ ગયું વીસરી?' (જે. ભ. ક. ૨૦, પૃ. ૩૬૯)માં 'કૃતઘ્ની' 'મૂઢમતિ' 'કરમહીણા' જેવાં કઠોર સંબોધનો અને પશુઅવતારનાં દુઃખોનાં જે ચિત્રો છે તેને નરસિંહનો અસલી સૂર માનવા જેવું નથી લાગતું.

સં. ૧૮૫૬ની પ્રતમાંથી મળતું એક પદ છે 'અનંત નામનું ઓસડ મારે' (ભ. ક. ૨૪, પૃ. ૩૭૦). વૈદકનું રૂપક, એમાં 'હરિ હરડે ને સૂંઠ સારંગધર' એવી સ્થૂળ વર્ણસગાઈનો વિનિયોગ અને 'હરિચરણોદક ભૂકી' એવી કઢંગી કલ્પના–આ બધું અસલ નરસિંહને નામે ચડાવવામાં કશું સ્વારસ્ય દેખાતું નથી.

પદાવલીની તપાસ પણ કદાચ એ મોડા સમયની રચના હોવાના પ્રમાણરૂપ બને.

સં. ૧૮૫૨ની એક પ્રત (દ. ૧૬)માં ત્રણ પદો મળે છે. એમાંના એક પદ 'કહો રે, સજની ! કેઈ પેર મેલું' (જે. ભ. ક. ૩, પૃ. ૩૬૦)માં 'અબળા ટાળી નહીં કો સમરથ પાલવ એનો સાહવાને' એ વિચાર તો લાક્ષણિક નારસિંહી છે, પણ 'તે તો વિષયી જનને વહાવાને' એ ચરણનો કડીમાં અન્વય બેસાડી શકાતો નથી, 'ભેદ ન જાણે ભવના હીણા, જાયે સમાવડ થાવાને' એ પંક્તિમાંનો 'ભવના હીણા' એ પ્રયોગ કઠોર છે તે ઉપરાંત એમાંનો વિચાર અપ્રસ્તુત સમો ભાસે છે અને 'જાગ-જગનમાં ઝાંખી ન જુએ, શીખ્યો ચોરી ખાવાને'નું પહેલું ચરણ અસ્પષ્ટ રહે છે. એ પ્રતમાંથી મળતા બીજા પદ 'જુવાનીને દહાડે રે હરિને જાણ્યા નહીં રે' (જે. ભ. ક. ૪૩, પૃ. ૩૮૦)માં વૃદ્ધત્વનું ચિત્ર છે અને વૃદ્ધત્વનો ભય બતાવી ભક્તિબોધ કરવામાં આવ્યો છે. ત્રીજા પદ 'વાસ નહીં જ્યાં વૈષ્ણવ કેરો' (જે. ભ. ક. ૪૫, પૃ. ૩૮૧)માં 'જીભલડી ન જપે જપમાળા તો જીભલડી નહિ, ખાસડિયાં' એવી તિરસ્કારની અભિવ્યક્તિ છે ને 'વાસડિયાં' 'સાસડિયાં' 'ફાંસડિયા' 'માસડિયા' એવી પ્રાસરચના સં. ૧૯૦૦ પછીની પ્રતમાંથી મળતા 'ભજ રે ભજ રે તું ભૂતળમાં' (જે. ભ. ક. ૮, પૃ. ૩૬૩)ની 'ધાબડલી' 'વાંસલડી' 'કાસલડી' એ પ્રાસરચનાની યાદ અપાવે છે.

સં. ૧૮૫૨ની આ પ્રતને રજની દીક્ષિતે અવિશ્વસનીય ગણી છે. આ પદો પૂરતી તો એ વાત સાચી ઠરતી જણાય છે.

સં. ૧૮૫૨ની બીજી એક પ્રત (દ. ૧૭)માંથી મળતા 'સમર ને શ્રી હરિ, મેલ મમતા પરી' (જે. ભ. ક. ૯, પૃ. ૩૬૩)માં 'જો ને વિચારીને મૂળ તારું' 'દેહ તારી નથી' 'જાગતાં નરસૈંયા ! લાભ છે અતિઘણો' એ બધો જ્ઞાનવિચાર ને 'સંતના શબ્દ'નો ઉલ્લેખ એને જ્ઞાનમાર્ગી કાવ્યધારા સાથે સાંકળે છે. આની અધિકૃતતા શંકાસ્પદ જ લેખાય.

સં. ૧૭૦૦ સુધીની જૂનામાં જૂની પ્રતો પછી આ વિભાગનાં કાવ્યો સૌપ્રથમ પ્રાપ્ત થાય છે તે સં. ૧૭૯૨ની પ્રત (દ. ૯) છે. આ પ્રતમાં આ વિભાગનાં પાંચ પદ મળે છે. એમાંના એક પદ 'મેં ગાયો બ્રહ્મ તે પરમ આનંદ-શું' (જે. ભ. ક. ૨, પૃ. ૩૬૦)માં મળતી 'નરસૈંયો મહામતિ' એ નામછાપ જ એના અન્ય-કર્તૃત્વનો પ્રબળ સંકેત બની રહે છે. ઉપરાંત, આમાં 'બ્રહ્મ'નું ગાન છે, 'પૂર્ણ તે પૂર્ણાનંદથી પૂર્ણ છે' એવી જ્ઞાનમાર્ગી કવિતાધારામાં સાંપડે એવી ઉક્તિ છે અને કદાચ કૃષ્ણગોપીલીલાનું અર્થઘટન રજૂ કરવાનો, એમાં કામભાવનું નિરસન કરવાનો એક બૌદ્ધિક પ્રયાસ છે- 'કામીને રતન તે ગુંજા તોલે' 'રમાપતિને કાંઈ રુચે નહિ કામના' (પા. કામની), 'કામીજન જોએ તે કામ નોહે' વગેરે. 'અગમ ને નિગમ તે સુગમ છે ગોપીને' જેવી કોઈ પંક્તિ અસ્પષ્ટ પણ રહે છે.

આ પ્રતના 'પ્રેમરસ પા ને તું મોરના પિચ્છધર !' (જે. ભ. ક. ૬૨, પૃ. ૩૯૦)માં પણ 'નરસૈંયો મહામતિ' એવી નામછાપ મળે છે – સ્વીકૃત પાઠમાં નહીં – પણ 'નરસિંહ મેહેતાકૃત કાવ્યસંગ્રહ'ના પાઠમાં. 'કાવ્યસંગ્રહ'નો પાઠ 'નરસૈંયો મહામતિ, ગાય છે ગુણથી' દેખીતી રીતે જ સ્વીકૃત પાઠ 'નરસૈંયો જાચે છે રીતિ-મતિ પ્રેમની' કરતાં વધારે પ્રાસાદિક ને વિશદ છે. ચતુર્ધા મુક્તિની નહીં, પણ જન્મોજન્મ લીલારસ ગાવાની અભીપ્સા અહીં વ્યક્ત થઈ છે તે જૂનાં પદોમાંની અભીપ્સાથી જુદી છે, 'ચતુર્ધા મુક્તિ' એવો પ્રયોગ પણ જૂનાં પદોમાં હોવાનું શંકાસ્પદ છે ને 'લહાણનાં વહાણ તે દ્વાર છૂટે'માંનું રૂપક પણ અ-નારસિંહી ભાસે છે.

આ પ્રતના એક અન્ય પદ 'તાહરા દાસની નિત્ય સંગત વિના' (જે. ભ. ક. ૩૭, પૃ. ૩૭૭)માં પણ ચતુર્ધા મુક્તિ નહીં, પણ જન્મોજન્મની ભક્તિ માગવામાં આવી છે. ઉપરાંત આ પદમાં હરિભક્તની સંગતનો મહિમા વર્ણવાયો છે ને નામછાપ પણ 'બેહુ કર જોડીને નરસૈંયો' એવી મળે છે.

આ ત્રણે પદોને નરસિંહના પ્રમાણભૂત કર્તૃત્વની કૃતિઓ માનવામાં મુશ્કેલી છે.

આ પ્રતના 'સારમાં સાર અવતાર અબળા તણો' (જે. ભ. ક. ૪, પૃ. ૩૬૧)માં નારી-અવતારનો અને

ગોપીનો મહિમા છે તે તો નરસિંહ સાથે બંધબેસતી વાત છે, પરંતુ 'મુક્તિ પર્યંત તો પ્રાપ્તિ છે પુરુપને' તથા 'રસભર્યું રૂસણું નાથ નોહરા કરે, તે નહીં નારી-અવતાર પાખે' એ ઉદ્‌ગારો દ્વારા મુક્તિ કરતાં લીલારસને ચડિયાતો ગણાવ્યો છે એ નરસિંહનો અસલી સૂર માનવો કે કેમ તે પ્રશ્ન છે. 'પેંધ્યું પશુ જેમ પૂંઠે લાગ્યું ફરે, ત્યમ ફરે નરસૈંયો નાથ ત્રોડી' એ પંક્તિમાંનું ચિત્ર પણ કંઈક અ-નારસિંહી.લાગે છે.

આ પ્રતના 'નારાયણનું નામ જ લેતાં વારે તેને તજીએ રે' એ પદ (જે. ભ. ક્ર. ૧૭, પૃ. ૩૬૭)માં નરસિંહ સાથે સંગત ન ગણાય એવું ભાગ્યે જ કંઈ છે. સિવાય કે મોડા સમયની સંદિગ્ધ કર્તૃત્વવાળી કૃતિઓની સાથે એની પ્રાપ્તિ જ એના કર્તૃત્વને સંદિગ્ધ બનાવે છે.

લેખનસંવત વગરની એક પ્રત (દ. ૬૪)માંથી આવેલા એક પદની વાત આપણે આગળ કરી ગયા છીએ. આ વિભાગનાં અન્ય પદો લેખનસંવત વગરની પ્રતોમાંથી આવેલાં છે. એ પદોનું ભાવ-ભાષાનું સ્વરૂપ જોતાં જ સમજાઈ આવે છે કે આ પ્રતો ઘણા મોડા સમયની છે – સં. ૧૯મી સદી પહેલાંની તો નહીં જ. આમાંથી ચાર પદો એવાં છે જે એકમાત્ર પ્રતમાંથી (અને 'નરસૈં મહેતાકૃત કાવ્યસંગ્રહ'માંથી) પ્રાપ્ત થાય છે. દ. ૪૮માંથી પ્રાપ્ત થતું પદ 'બાપજી, પાપ મેં કવણ કીધાં હશે' (જે. ભ. ક્ર. ૩૯, પૃ. ૩૭૮)માં 'નરસૈંયા રંકને' એવી નામછાપ છે તે ઉપરાંત એમાં શ્રી-હરિનામની યાચના સાથે નરસિંહમાં સામાન્ય રીતે ન મળતો આત્મનિંદાનો ભાવ ગૂંથાયો છે, ને ભાષાભિવ્યક્તિમાં પણ ઘણા નવતર અંશો ભાસે છે – 'ઊંઘ, આળસ ને આહાર મેં આદર્યાં' 'લાભ વિના લવ કરવી ભાવે', 'દુર્મતિનાં મેં ભર્યાં રે ડાલાં', 'ખાંડ્યાં સંસારનાં થોથાં ઠાલાં', 'કળવિકળનું મને બળ ન ફાવે', 'હેડબેડી ભાંગો' વગેરે.

દ. ૮૧માંથી મળતાં બે પદોમાંનું એક 'રાખ ભવસિંધુના અતાગ મહા ભય થકી' એ પદ (જે. ભ. ક્ર. ૧૮, પૃ. ૩૬૮) નામમહિમાનું અને પ્રાર્થનાનું પદ છે. એમાં 'બેઉ કર જોડીને નરસૈંયો વીનવે' એવી નામછાપ છે, તે ઉપરાંત 'તું થકી વેગળા, આસુરીમાં ભળ્યા' એવું કઠોર તિરસ્કારવચન છે, 'ઘોર ભવસિંધુના વેળની રેલમાં મહેરના પવનમાં મેલ ઠેલી' એવી ક્લિષ્ટ અર્થ ને શબ્દયોજનાવાળી પંક્તિ છે અને 'મહેર' શબ્દ પણ કદાચ નરસિંહ-પદાવલીનો નથી. '(તારા) દાસનાં ચરણની રેણ મસ્તક ધરું' એ બીજા પદ (જે. ભ. ક્ર. ૩૬, પૃ. ૩૭૬)માં સંતસંગતનો મહિમા વર્ણવાયો છે અને 'જ્ઞાનદીપક થકી તિમિર નાસે' એમ જ્ઞાનનો પણ મહિમા થયો છે, જે નવતર સૂર છે.

એ નોંધપાત્ર છે કે 'ભોળી રે ભરવાડણ હરિને વેચવાને ચાલી' એ આપણને પ્રિય પદ (જે. ભ. ક્ર. ૩૩, પૃ. ૩૭૫) પણ એક જ પ્રત (દ. ૬૦)માંથી પ્રાપ્ત થાય છે. આપણને પ્રિય આ પદમાં મટુકીમાં ઘાલી હરિને વેચવા ચાલેલી વ્રજનારીને મટુકીમાં હરિનું મુખ જોતાં મૂર્છા લાગી એ નિરૂપણ કેટલું સંગત કહેવાય એ વિચારવા જેવું છે. સંભવતઃ ઘણા મોડા સમયના ને એકમાત્ર પ્રતમાંથી મળતા આ પદની પ્રામાણિકતા શંકાસ્પદ જ લેખાય.

દ. ૩૮માંથી મળતા 'શા સુખે સૂતો? સંભાર શ્રીનાથને' એ પદ (જે. ભ. ક્ર. ૨૧, પૃ. ૩૬૯)માં સંસારની મોહમાયામાં રચ્યાપચ્યા રહેનાર ને હરિને ન સંભારનાર પર ઠીક છે – 'લંપટ લોચને ઘેરી લીધો', 'સ્વપ્નમાં સાંભરે મોહમાયા' 'ધનધામે કરી મોહી રહ્યો, લોભિયા! વીસર્યો વેદના ગર્ભ કેરી' 'લાજ રે જીવડા! વાજ આવ્યો ઘણું કેટલાએક પ્રતિબોધ દીજે' વગેરે. ભાવવિચાર, અભિવ્યક્તિછટા અને શબ્દાવલીમાં અ-નારસિંહી તત્ત્વો દેખાય છે.

ફા. ૧૭માંથી મળતું 'સંતકરુણા થકી સકળ કારજ સરે' એ પદ (જે. ભ. ક્ર. ૪૪, પૃ. ૩૮૦), એમ કહવાય કે, જગત-ભગતની જુદી રીત વર્ણવે છે અને સંતસંગત તથા ભક્તિનો બોધ આપે છે. 'જગતકરુણા થકી યોનિ નિત્ય નવી ધરે'માં 'જગતકરુણા'નો વિલક્ષણ ઉલ્લેખ, 'ભગવંત-સંગ-રંગરાતા' 'જંજાળ-ભરપૂર-માતા' જેવાં સામાસિક પદો ને 'અઘથર' જેવા શબ્દપ્રયોગો આપણને કંઈક જુદી જ આબોહવાનો અનુભવ કરાવે છે.

લેખનસંવત વગરની પ્રતોમાંથી મળતાં આ પદોને નરસિંહકૃત માનવા માટે કોઈ સબળ કારણ જણાતું નથી.

જોઈ શકાય છે કે સં. ૧૭૦૦ સુધીની જૂનામાં જૂની જે બે પ્રતો છે તેમાં કૃષ્ણભક્તિબોધ, પ્રેમલક્ષણા ભક્તિનો મહિમા, નારીઅવતારનું મહત્ત્વ, કાયક્લેશ, જ્ઞાન આદિ સાધનોની નિષ્ફળતા – વગેરે વિષયોનાં થોડાંક પદો મળે છે – પંદરેક પદો, પરંતુ એમાં જ્ઞાનવૈરાગ્યનું કહેવાય એવું વેદાંતી જ્ઞાનમાર્ગ, અદ્વૈત-વિચાર ને નિર્ગુણવાદના અણસારાવાળું કે સંસારભાવની નિંદા કરી વૈરાગ્યનો બોધ કરતું એક પણ પદ નથી. એવાં પદો એનાથી સો વર્ષ પછી મળવા લાગે છે. એમાં બીજાં પણ ઘણાં નવતર તત્ત્વો જોવા મળે છે. – તત્ત્વદર્શન – તત્ત્વજ્ઞાનનો બોધ, અધ્યાત્મવાદ, યોગમાર્ગનું અનુમોદન, રહસ્યવાદ, મર્તિપૂજાવિરોધ, ઈશ્વરકૃપાની અપ્રસ્તુતતા, ઈશ્વરાધીનતા-દૈવાધીનતાનો વિચાર, મુક્તિની નહીં પણ જન્મોજન્મ અવતારની માગણી, લીલાવાદ, પુષ્ટિસંપ્રદાયનો પ્રભાવ, રામભક્તિ, ડહાપણભર્યો જીવનબોધ, કર્તવ્યબોધ, વૃદ્ધત્વનાં બિહામણાં ચિત્રો વગેરે. આમાં પરસ્પરવિરોધી વિચારવલણો જોવાં પણ જરાય મુશ્કેલ નથી.

અભિવ્યક્તિની દૃષ્ટિએ પણ કેટલાંક તત્ત્વો નવતર ભાસે છે. જ્ઞાનમાર્ગી પરિભાષા અને પદાવલી – જીવ-શિવ, વસ્તુ, અચવ્યો, ચીની વગેરે; પુષ્ટિમાર્ગીય પદાવલી – નિત્યસેવા, નિત્યકીર્તન, ચતુર્ધા મુક્તિ, નવધા ભક્તિ; વૈદક ને વેપારનાં રૂપકો તથા અર્થહીન બની જતી રૂપકમાલા; કૃત્રિમ અતિરેકી પ્રાસ; ગાલિપ્રદાનની હદે પહોંચી જતી કઠોર ઉક્તિઓ ને શાપવાણી; અર્વાચીન કાઠિયાવાડી ભાષાતત્ત્વ અને મોડા સમયના હોવાનો વહેમ જગવતા શબ્દપ્રયોગો, વગેરે. 'નરસૈંયો રંક' 'નરસૈયો દાસ', 'નરસૈંયો મહામતિ' જેવી નામછાપો પણ સંદેહાસ્પદ છે.

સમગ્ર રીતે જોતાં સં. ૧૮૦૦ આસપાસની કે તે પછીની પ્રતોમાંથી મળતા જ્ઞાન-વૈરાગ્ય-ભક્તિબોધનાં આ પદને સં. ૧૭૦૦ સુધીની પ્રતોમાં સચવાયેલા કૃષ્ણલીલાગાયક નરસિંહની રચનાઓ માનવામાં ઘણી જ મુશ્કેલી છે. એ જ્ઞાનમાર્ગી વિચારધારા ને પુષ્ટિસંપ્રદાયના પ્રસાર પછીની રચનાઓ હોવાનું સમજાય છે. કોઈ કોઈ પદ ભાવ-વિચારદ્રવ્ય અને અભિવ્યક્તિની દૃષ્ટિએ જૂનાં પદો સાથે મેળ ધરાવતાં હોય તો પણ એને નરસિંહકૃત માનવાનું અનિવાર્ય નથી. એવાં પદો અન્ય કવિ પણ રચી શકે જ. મધ્યકાલીન સાહિત્યની પરંપરાનિષ્ઠતા જાણીતી છે.

આ પદો કોઈ એક વ્યક્તિની રચનાઓ નહીં હોય. અન્ય નરસિંહનામધારીઓ હોઈ શકે કે આ પદો અન્યનામધારીઓએ નરસિંહને નામે રચ્યાં હોય કે આ પદોને લોકોએ નરસિંહને નામે ચડાવી દીધાં હોય. આમાંનાં બે પદો કૃષ્ણજીનાં હોવાનું પ્રમાણ મળે જ છે. હસ્તપ્રતોમાં હજુ દટાયેલી રહેલી મધ્યકાલીન પદકવિતા બહાર આવે તો આમાંનાં બીજાં કેટલાંક પદોનું અન્યકર્તૃત્વ પણ પ્રમાણભૂત રીતે સ્થાપિત થાય એવી શક્યતા છે.

મોડા સમયની હસ્તપ્રતોમાં પ્રાપ્ત થતી આ રચનાઓને અપ્રામાણિક માનવાથી, ગુજરાતી ભાષાને જેમનાથી ગૌરવાન્વિત થયેલી આપણે માનીએ છીએ એ આપણા લાડીલા ભક્તકવિ નરસિંહ મહેતાને નામેથી આપણને વહાલી કેટલીક સુંદર રચનાઓ ઝૂંટવાઈ જાય એ ગળે ઉતારવું જરા અઘરું છે. એમાંયે 'નીરખ ને ગગનમાં...' જેવી ત્રીજા નેત્રની – પરિણત પ્રજ્ઞાની પ્રસાદી સમી રચનાઓએ નરસિંહને નામે ન રહે તો જાણે ઊથલપાથલ થઈ જતું હોય – નરસિંહની મૂર્તિ ખંડિત થઈ જતી હોય એમ આપણને લાગે. પણ સંશોધન તો નિર્મમ હોય છે અને હોવું ઘટે. આ પદો તો સં. ૧૮૪૫ પહેલાંની કોઈ પ્રતમાં મળતાં નથી. આવી ઉત્કૃષ્ટ રચનાઓએ નરસિંહના માન્ય સમયથી ૩૦૦ વર્ષ વર્ષ સુધી – જે ગાળાની નરસિંહનાં પદો આપતી ઓછામાં ઓછી ૧૯ પ્રતો મળે છે – કેમ દેખા દીધી નથી એનો ખુલાસો કરવો મુશ્કેલ છે. આ પદોને સમાવતા આ ગાળાની બધી હસ્તપ્રતો કંઈ નષ્ટ થઈ હોય? આ રચનાઓ ભલે હસ્તપ્રતમાં ન આવી હોય,

એ મૌખિક પરંપરામાં સચવાયેલી હશે એમ દલીલ કરવી હોય તો જરૂર થઈ શકે. પરંતુ એ પદોને કેવળ મૌખિક પરંપરામાં રહેવા માટેનું કોઈ વાજબી કારણ જણાતું નથી. સં. ૧૭૦૦ આસપાસની એક પ્રત તો ૩૭૫ જેટલાં પદો આપે છે. એમાં થોડાં ભક્તિબોધનાં પદો પણ છે. તો જ્ઞાનવૈરાગ્યનાં અન્ય પદોને બાજુ પર રાખવા એને શું કારણ?

અહીં એ નોંધવું જોઈએ કે મધ્યકાળમાં નરસિંહના જીવનપ્રસંગો વિશે ઘણાં આખ્યાનો રચાયેલાં છે. પણ આ ચરિત્રકારોએ નરસિંહની જે છબી ઊભી કરી છે તે એક અનન્ય કૃષ્ણભક્ત અને કૃષ્ણલીલાગાયકની છે, એ છબીમાં જ્ઞાનીની એક રેખાયે જડતી નથી. આ ચરિત્રકારોની સામે નરસિંહનાં આ જ્ઞાનવૈરાગ્યનાં પદો આવ્યાં હોય એવો ભાસ થતો નથી.

નરસિંહને નામે મળતાં જ્ઞાનવૈરાગ્યનાં ઘણાં પદોના કર્તૃત્વ અંગે ફેરવિચાર કરવાને પૂરો અવકાશ છે એમાં શંકા નથી.

❑

**સ્ટ્રોકે ઘેરી બા**

(મંદાક્રાન્તા)

*સ્ટ્રોકે ઘેરી મુજ જનનીની જર્જરિત વૃદ્ધ કાયા,*
*ખાટેથી એ ઢળી પડી નીચે ને મરોડાઈ ડોકી,*
*ડાબે અંગે અસર લકવાની અતિ સખ્ત વ્યાપી,*
*ચક્ષુ જિહ્વા કર ચરણ ને ઓષ્ઠ તો સાવ લૂલા;*

*સાજી માડી તરત થઈ ગૈ વ્યાધિથી ગ્રસ્ત ત્રસ્ત,*
*જાયે કૈં કૈં વચન વદવા, હાલતા ઓષ્ઠ મિથ્યા,*
*ખાવું પીવું મુલતવી રહ્યું ને સગી થૈ પથારી,*
*મૃત્યુ સાથે સહજ મળીને નિત્ય દે હાથતાળી;*

*શૌચાદિ ને કૃશ શરીરની સૌ ક્રિયા દોહ્યલી થૈ,*
*મસ્તિષ્કે તો ભૂતભવિષ્યની કાળરેખા ભૂંસાઈ,*
*સાચું જૂઠું નરસું સરસું સર્વ લાગે સમાન,*
*સૂતાં સૂતાં પ્રભુરટણ ને મૌનમાં મસ્ત ધ્યાન.*

*તોયે આ શું ? સરળ મધુરો સાંભળ્યો ગણગણાટ;*
*"દાસી તારી જન્મજનમની,"* શબ્દ સુણ્યા સુસ્પષ્ટ.*

**ચંદ્રકાન્ત દેસાઈ**

* પૂજ્ય બાની ભગવત્પ્રેમની ભાવના એટલી પ્રબળ હતી, કે લકવાની અસરને લીધે ખૂબ જ અસ્પષ્ટ બોલાતું હોવા છતાં, "હું તો તારી જનમજનમની દાસી છું" એ વાક્ય સ્પષ્ટ બોલી શક્યાં હતાં. પૂજ્ય બા ઈ. સ. ૧૯૮૦માં ભારતથી અમારી સાથે વસવા યુ.એસ.એ. આવ્યાં અને ઈ.સ. ૧૯૯૯માં અમારી સાથે રહી છેલ્લો શ્વાસ લીધો.

# અક્ષરનો અણથક આરાધક

હરિવલ્લભ ભાયાણી

"ભાયાણી, હું આવું છું." "તમે ન આવો. આવશો તો હું બારણું નહીં ખોલું. તમને પાછા કાઢીશ."

અશક્તિથી ડગમગ ચાલતા, ત્રણેક રોગોથી પીડાતા. તેમાં એક તો અસાધ્ય. મારા બે દાદરા ચડતાં એ વચ્ચે પડી જવાનું અને હાથમાં મારી પૌત્રી માટેની ચૉકલેટની કોથળી લટકતી રહેવાનું વરવું ચિત્ર મારી સામે ખડું થયું.

"તમે મને મળવાની ના પાડો છો?" રડતે રાગે ટેલિફોન બોલ્યો. "મારાં પત્ની અને પુત્રીએ મને અરધો મરેલો મૂકીને બીજે ચાલ્યાં જવાની ધમકી આપી છે, ત્યારે મારા એકમાત્ર શ્રદ્ધાપુરુષ તમે પણ મને તરછોડો છો? વિષ્ણુભાઈના ગયા પછી એક તમે જ મારા ગુરુ છો." વિષ્ણુભાઈ એમનું એકાદ અવલોકન વખાણે ત્યારે, એ સાતમે આસમાને પહોંચી જતા. "આ તમારા ને મારા બંનેના હિતમાં છે. બનશે તો હું જ તમને મળી જઈશ." કહીને મેં રિસીવર પાછું મૂક્યું. નહીં તો દસમી વાર સાંભળવા મળત કે "ભાયાણી, તમે મને કહો કે દસમે માળેથી કૂદી પડ, તો હું પળનો પણ વિચાર કર્યા વિના કૂદી પડું."

આધિ, વ્યાધિ ને ઉપાધિથી એ જીવ દુઃખી, દુઃખી. "કેટલાં બધાં સારાં સારાં પુસ્તકો મારી સામે ઘૂરકી રહ્યાં છે – મને વાંચ, મને વાંચ કહેતાં કહેતાં. મારાં લખાણોના સાતમા ગ્રંથની પ્રેસકૉપી હું તૈયાર કરી રહ્યો છું. માત્ર લોકો ખાતર એ કર્યું છે. એ પ્રકાશિત કરવા ગુજરાતમાંથી શું કોઈ આગળ નહીં આવે?"

ખુજલીને લીધે ઊંઘ ન આવે. રાતે ત્રણ વાગ્યે ઘર સાફ કરે.

"મને આવા રોગો શા માટે? મેં કોઈનું ખરાબ કર્યું નથી. સાહિત્ય સેવવા સિવાય બીજું કશું કર્યું નથી. મારું મન ઘણું આળું છે. મારાથી આ સહ્યું જતું નથી."

"દુનિયામાં તમારા કરતાં ઘણા વધુ દુઃખી છે. તમે તો કેટલું બધું મેળવ્યું, કર્યું? ગીતા અને ઉપનિષદને લગતું તમે ક્યાં ઓછું વાંચ્યું છે? કર્યાનો સંતોષ માણો, અધૂરું રહ્યાની રાતદી ફિકર કરતાં દુઃખી ન થાવ." મારા શબ્દો બહેરા કાને અથડાય છે.

મને યાદ આવે છે, એમણે પોતે રસોઈ કરીને મને શિખંડપૂરી ખવડાવ્યાં હતાં એ. "ભાયાણી. ઓમ્કારનાથને મળવા ગયો ત્યારે એ પૂરિયા ધનાશ્રી ગાતા હતા. એમના બેત્રણ ટુકડા સાંભળતાં માથું ધુણાવીને મેં દાદ આપી. ઓમ્કારનાથે ફરી આવવાનો મને આગ્રહ કર્યો."

મળવા આવવા ન દીધા, ઊલટું ધમકાવ્યા એનો ઊંડો ખટકો કૃષ્ણવીર દીક્ષિતની – કૃ. દી.ની – ચિરવિદાય મૂકી ગઈ. સાહિત્ય પ્રત્યે કેવો ભક્તિભાવ, કેવી એકનિષ્ઠા? મારી ઉપર કેટલી આસ્થા? એ સંવેદનશીલ જીવે છેવટનાં વરસોમાં જે વેઠ્યું તે અસ્વસ્થ કરી મૂકે તેવું હતું.

□

દુષ્યન્ત પંડ્યા

**૨૭. નાટકચેટક, મિલનમુલાકાત, પાપડપુરાણ**

મરાઠીમાં નાટક જેટલું જીવંત છે એટલું જીવંત ગુજરાતી નાટક નથી જ. તેંડુળકર, દળવી, પરાંજપે, વિજયા મહેતા, કાનિટકર, જબ્બાર પટેલ... નાટ્યલેખન, સૂત્રસંચાલન, અભિનય ઇ. સર્વ ક્ષેત્રોમાં મરાઠી રંગભૂમિ ઠીકઠીક આગળ છે. ફિલ્મ અને ટીવી આવ્યા પછીયે નાટકે પોતાની પકડ મહારાષ્ટ્રમાં ગુમાવી નથી. વિદેશોનું પણ તેમ જ છે. ૧૯૮૭ના જૂનમાં હું એડિનબરો ગયો હતો. પાંચેક લાખની વસતિના એ શહેરમાં લગભગ ડઝન નાટ્યગૃહો છે અને દર વરસે ઑગસ્ટના અંતમાં અને સપ્ટેમ્બરના આરંભમાં ત્યાં નાટ્યસમારોહ રાખવામાં આવે છે. '૮૭ના એ સમારંભમાં અંગ્રેજી નાટકો ઉપરાંત, ફ્રેંચ, રશિયન અને જાપાની ભાષામાં પણ નાટકો રજૂ થવાનાં હતાં. ટિકિટોનું વેચાણ ક્યારથીયે શરૂ થઈ ગયું હતું અને કોઈકકોઈક થિયેટરની અમુકઅમુક દહાડાની બધી ટિકિટો વેચાઈ ગઈ પણ હતી.

સુઝી અમને વૉશિંગ્ટનમાં 'માઈ ફેર લેડી'ની ફિલ્મ જોવા લઈ ગઈ હતી. બર્નર્ડ શૉના એક નાટક પર આધારિત એ ફિલ્મ પરથી મરાઠીમાં અને ગુજરાતીમાં નાટકો રજૂ થયાં હતાં અને એ નાટકો પણ ખૂબ લોકપ્રિય બન્યાં હતાં. આ સદીના આરંભના સમયનું લંડનની મચ્છીબજારનું દૃશ્ય, તે સમયનું રેસ કોર્સનું દૃશ્ય, પ્રો. હિગિન્સ અને ઇલિઝાબેથ ડુલિટલ પાત્રોના અભિનય વગેરે તખ્તા ઉપર રજૂ કરવાં કઠિન છે.

બેપૉર્ટ આવ્યા પછી એક દહાડો સૅલીબહેન અમને 'ધ સાઉંડ ઑવ મ્યુઝિક' જોવા લઈ ગયાં હતાં. એનું હિંદી અનુકરણ ખૂબ નબળું છે.

૧૯૬૫ના નવેમ્બરની બીજી તારીખે અમે સવારથી ન્યૂયૉર્ક ગયાં હતાં. પ્રથમ વિવેકાનંદ વેદાંત સેંટરમાં જઈ પછી ન્યૂયૉર્કના સુપ્રસિદ્ધ સંકુલમાંના લિંકન આર્ટ સેંટરમાં એક 'ઑપેરા' જોવા ગયાં હતાં. ઑપેરામાં નૃત્ય અને સંગીત પણ છે. એ વિદેશી કલાસ્વરૂપ અમે માણી શકીએ એ માટે, અમારે સદ્ભાગ્યે, ઑપેરા હતો હૅન્સ ઍંડર્સનની સુપ્રસિદ્ધ બાળવાર્તા 'સિંડ્રેલા'નો. એનું વિષયવસ્તુ જાણીતું હતું એટલે, સંગીત, અભિનય, મંચસજ્જા, વેશભૂષા પ્રકાશાયોજન વગેરે જ અમારે માણવાનું હતું.

ઍંડર્સન અતિ ઉચ્ચ કક્ષાનો કલાકાર છે. 'સિંડ્રેલા' છે તો એક બાલવાર્તા જ, પણ પુત્રીઓ પ્રત્યેનો ભેદભાવ, નિયતિની સહાય, પગરખાનો ચમત્કાર ઇ. બાબતોના તાણાવાણા ઍંડર્સને અદ્ભુત રીતે વણ્યા છે. આ કથાવસ્તુથી અમે પરિચિત હતાં એટલે અર્ધો જંગ અમે જીતી લીધો હતો. આ વસ્તુની રજૂઆતની કલાત્મકતાનો આસ્વાદ અમારે લેવાનો હતો.

અમે ફોન કરી અમારી ટિકિટો લીધી હતી. એટલે, ઑપેરા શરૂ થવાના સમયથી અર્ધો કલાક પહેલાં પહોંચી જવું અમારે માટે આવશ્યક હતું. ૩,૭૦૦ બેઠકોનું એ બહુમાળી પ્રેક્ષાગૃહ છતાં ધ્વનિવ્યવસ્થા એવી કે માઇક્રોફોનની કે લાઉડસ્પીકરોની આવશ્યકતા ન રહે. એકદમ ધીમેથી કોઈ બોલે તો તે પણ પ્રેક્ષાગૃહને ખૂણે બેઠેલો પ્રેક્ષક-શ્રોતા સાંભળી શકે. આવડા વિશાળ પ્રેક્ષાગૃહનું આ મારું પ્રથમ દર્શન હતું. કેટલી શાસ્ત્રીય ચોકસાઈથી એ બંધાયું હશે!

મંચની આગળના ભાગમાં જાતજાતનાં વાજિંત્રો લઈને ચાળીસપચાસ વાદકો બેઠા હતા. નૃત્ય અને સંગીત બંને અમારે માટે અપરિચિત હતાં. પરિચિત કથાનો દોર પકડી અમે આ અજાણ ક્ષેત્રમાં પ્રવેશ કરવાનાં હતાં. વિશાળ પ્રેક્ષાગૃહ, વિશાળ પડદો, વિશાળ પ્રોસીનિયમ, પડદા પાછળનો, હજી સુધી અદૃશ્ય મંચ, આ બધું ચિત્તતંત્રના ભિન્નભિન્ન તાર

વગાડતું હતું.

–પડદો ખૂલ્યો. રાખાળી – સિંડ્રેલા નૃત્ય કરતી હતી, ગાતી હતી અને ઘરનાં વિવિધ કામ કરવાનો અભિનય કરતી હતી. એની ગતિ અને ગાન ક્યારેક દ્રુત બનતાં, ક્યારેક વિલંબિત બનતાં, ક્યારેક થંભી જતાં. ક્યારેક વાયોલિનના કરુણ સ્વર રેલાતા, ક્યારેક ગિટાર ચિત્કાર કરી ઊઠતી, ક્યારેક, કામ માટે દોડાદોડી કરતી સિંડ્રેલા દ્રુત તાલની પરંપરા સાથે નૃત્ય કરતી.

રાજકુંવરનો ઢંઢેરો, સિંડ્રેલાની બંને કદરૂપી બહેનોનું બનીઠનીને નૃત્યમાં જવું, સિંડ્રેલાને ઘેર જ રાખી જવી, પરીનું આગમન, એના જાદુઈ સ્પર્શે રાખાળીનું સુંદર વસ્ત્રાલંકારોમાં સજ્જ થવું, એને જોતાવેંત રાજકુંવરનું મોહિત થઈ એની સાથે જ નૃત્ય કરવું, પરીએ નિયત કરેલે સમયે નીકળી જતાં, એક પગરખાનું ત્યાં પડી જવું અને બીજા કોઈને પગે ન બેસતું એ પગરખાનું રાખાળીને પગે ફિટ થઈ જવું : અંતે, આપણી વાર્તાઓની માફક 'ખાધું, પીધું ને રાજ કર્યું' જેવો મધુર અંત. આખો સમય મંત્રમુગ્ધ બની અમે બેઠાં હતાં.

ઍના પૅવલોવાને કે, એવી કોઈ પ્રખ્યાત નર્તકીને જોવાનું સદ્‌ભાગ્ય તો નથી સાંપડ્યું. અમે જોયી તે ઑપેરા એ સીઝનમાં, લિંકન થિયેટરમાં પ્રથમ વાર રજૂ થતો હતો. પ્રેક્ષાગૃહ ચિક્કાર હતું. પાત્રોના અભિનય, એમનું સંગીત – આપણે ત્યાં છે તેમ ત્યાં પ્લેબૅક સંગીત નથી હોતું, મંચ પર અભિનય કરનાર જાતે જ ગાય છે. એ સંગીત સાથેના જાતજાતનાં વાદ્યોના સ્વરતાલ, વિશાળ મંચ પર મુક્તપણે થતાં અભિનય અને નૃત્ય, આટલા વિશાળ મંચ પરની ભાતીગળ મંચસજ્જા, પ્રકાશનું સંયોજન આ બધાંની પાછળ કેટલો રિયાઝ હશે તે કલ્પવું રહ્યું. એક સુંદર કલાકૃતિ આપણા ચિત્તતંત્ર પર અને હૃદય પર ચિરંજીવી છાપ મૂકી જાય છે. બ્રહ્માનંદસહોદર આનંદથી હૈયું ભરી અમે પાછાં બેપૉર્ટ ગયાં.

ત્યાં ટીવીની કોઈ ચૅનલમાં દર શુક્રવારે રાતે સાડા દસ પછી નાટકોની ફિલ્મો બતાવવામાં આવતી હતી. અંગ્રેજ કવિ શેક્સપિયરનાં મહાન નાટકો 'હૅમલેટ', 'ઓથેલો', 'કિંગ લિયર', 'વિંટર્સ ટેલ' એ ચૅનલ પર ભજવાતાં જોયાં હતાં. શેરિડનનું 'રાઈવલ્સ' પણ જોયું હતું તથા બ્રેખ્ટનું 'વેઈટિંગ ફૉર ગોડો(ટ)' અને, પ્રખ્યાત અર્વાચીન અમેરિકન ટ્રૅજડી 'ડેથ ઑવ અ સેલ્સમન' પણ જોવાનો આનંદ માણ્યો હતો. આ બધી ફિલ્મોની વિશિષ્ટતા એ હતી કે, એ ફિલ્મો નાટ્યકૃતિઓ પરથી ઉતારવામાં આવી ન હતી, પરંતુ તખ્તા પર ભજવાતાં નાટકોને કચકડે મઢી લેવામાં આવ્યાં હતાં.

આ રીતે એકલાંએકલાં ઘરને ખૂણે બેસી ટીવીના પડદા પર નાટક જોઈએ, અને થિયેટરમાં જઈ નાટક જોઈએ તે બેમાં સારો એવો ફરક છે. થિયેટરમાં પ્રેક્ષાગૃહમાં આપણે એકલાં જ નથી હોતાં. થિયેટરનું નાટક સામૂહિક અનુભવ છે. આપણે થોડેઘણે અંશે એ સમૂહનો અંશ બની જઈએ છીએ, અને એ સમૂહ તાળી પાડે ત્યારે આપણે પણ તાળીઓ પાડવા અને સિસોટીઓ વગાડે ત્યારે સિસોટીઓ વગાડવા તૈયાર થઈ જતાં હોઈએ છીએ. ટોળામાં હોય ત્યારે વ્યક્તિને સ્વતંત્ર ઇચ્છાશક્તિ હોતી નથી. પોતાનું અસ્તિત્વ પણ ભૂલી જવાનો એ એક આધ્યાત્મિક (?) અનુભવ છે.

અમારી શાળાના અંગ્રેજી વિભાગે શ્રેણી બારમીના વિદ્યાર્થીઓને ન્યૂયૉર્કના વિખ્યાત વિસ્તાર બેતાળીસમી શેરીમાંના એક થિયેટરમાં ચાલતું એક નાટક દેખાડવા લઈ જવાનું નક્કી કર્યું. હું એક શિક્ષક તરીકે સાથે જોડાયો અને મારી અર્ધાંગિની હોઈ પુષ્પા પણ સાથે આવી.

તે દિવસ હતો ૧૯૬૬ના માર્ચની બીજી તારીખ ને બુધવારનો. હું તો સવારે ૮-૨૦થી જ શાળામાં હતો. પોણા અગિયાર થતાં પુષ્પા અમારાં બંનેનું 'લંચ' ડબ્બામાં ભરી, શાળાએ આવી. અમે બધાં બસમાં ગોઠવાયાં. બસ બરાબર ૧૧-૦૦ વાગ્યે ન્યૂયૉર્ક જવા માટે ઊપડી. બસ ઊપડતાની સાથે અમારાં સૌનાં લંચ-પૅકેટ ઊઘડ્યાં. થોડા સમય માટે વાતચીતના અવાજો બંધ નહીં તો ઓછા થઈ ગયા અને વેફરના ને ચૉકોલેટ-બિસ્કિટના અને બીજા કંચીમંચીના અવાજો

આવવા લાગ્યા. અરસપરસ ખાદ્યપદાર્થોની આપલે પણ થઈ. આ પતાવી, પાણી પી, સ્વસ્થ થયાં ત્યાં અમારી બસ ટનલમાં પ્રવેશી.

ન્યૂયૉર્કમાં પૂર્વ બાજુએથી અને દક્ષિણ દિશાએથી દાખલ થવા માટે ટનલ છે અને પુલ પણ છે. હડસન નદીનો સાગર સાથે સંગમ થાય છે ત્યાં ન્યૂયૉર્ક વસેલું છે. આશરે ૨૩ કિ.મી. લાંબો અને ૪ કિ.મી. પહોળો એ ટાપુ ન્યૂયૉર્ક શહેરનો મુખ્ય ભાગ છે. પુલો અને ટનલોથી એ ટાપુ, શહેરના બીજા ભાગો સાથે અને દેશના બીજા ભાગો સાથે જોડાયેલ છે. રેલગાડીઓની ટનલો જુદી છે અને વાહનવ્યવહાર માટેની ટનલો પણ જુદી છે. જુદી જુદી લોકલ ગાડીઓ માટેના ઉંદરમાર્ગો – ટનલો–ની લંબાઈ બસો કિ.મી. કરતાં વધારે હશે. જમીનની નીચે આટલા ભૂગર્ભ માર્ગો અને જમીન ઉપર સોળથી માંડીને સો માળ ઊંચી ઇમારતોની હારમાળા. અમેરિકનોની ઇજનેરી કરામત દાદ માગી લે તેવી. પણ જરા ઇતિહાસમાં ડોકિયું કરીએ ત્યારે એમનું બીજું પાસું દેખાઈ આવે. એ મૅનહટન ટાપુ મૂળ કોઈ અમેરિકન આદિવાસી જાતિની માલિકીનો. વલંદા-ડચ લોકોએ એ ભોળી પ્રજાને ઈ.સ. ૧૬૨૧માં માત્ર ૨૪ ડૉલરની કિંમતનાં, ખોટાં પણ ચળકતાં ઘરેણાં આપી એમની પાસેથી લઈ લીધો. પોતાના વતનના પાટનગરના નામ પરથી એનું નામ પાડ્યું, 'ન્યુ ઍમ્સ્ટર્ડૅમ'. એ ડચ વસાહતીઓને હરાવી અંગ્રેજી બોલનારા વસાહતીઓએ એ જીતી લઈ, એનું નામ 'ન્યૂયૉર્ક' આપી દીધું. વેપારઉદ્યોગની દૃષ્ટિએ જગતનું એ પ્રથમ મહાનગર બની ગયું છે. 'નાલ્પે સુખમસ્તિ, ભૂમા વૈ સુખમ્', એ ઉપનિષદ્‌વાક્ય અમેરિકનોનો મહામંત્ર હોય તેવું આ ન્યૂયૉર્ક જોતાં લાગે. એમ્પાયર સ્ટેટ બિલ્ડિંગ, ગગનહાઇમ મ્યુઝિયમ, રૉકફેલર સેંટર, સેંટ્રલ પાર્ક, રેડિયો સિટી હૉલ, સેંટ્રલ લાઇબ્રેરી, વૉલ સ્ટ્રીટનું શેરબજાર, ટાઇમ્સ સ્ક્વેર, મેટ્રોપૉલિટન મ્યુઝિયમ, સ્વતંત્રતાની દેવીની પ્રતિમા... બધું જ વિશાળ, ઊંચું, મોટું. વૉલ સ્ટ્રીટની ઊથલપાથલ મોટી, ડબલ ડે જેવી ચોપડીઓની હાટો મોટી, મેસી અને ગિમ્બેલ્સ જેવા સ્ટોરો મોટા, ટાઇમ્સ સ્ક્વેર આસપાસના નિશાજીવનની વાતોય મોટી. અમે જે નાટક જોવા ગયાં હતાં તેનું નામ પણ એવું મોટું જ હતું – 'ધ સ્કાયસ્ક્રેપર' ('The skyscraper'). 'સ્કાય' એટલે આકાશ અને 'સ્ક્રેપર' એટલે (એને) ઘસરકો કરતું, અર્થાત્, 'આકાશને ઘસરકો કરતું' (મકાન).

'રચો, રચો અંબરચુંબી મંદિરો/ ઊંચા ચણો મહેલ અને મિનારા' વ. પંક્તિઓવાળું પોતાનું પ્રખ્યાત કાવ્ય ઉમાશંકરે લખ્યું ત્યારે એમણે ન્યૂયૉર્ક ચોક્કસ જોયું ન હતું. ન્યૂયૉર્કનું પ્રખ્યાત ઊંચું મકાન – હવે એના કરતાં ઊંચેરાં મકાનો થઈ ગયાં છે – એમ્પાયર સ્ટેટ બિલ્ડિંગ ૧૯૨૯ આસપાસ, વૉલ સ્ટ્રીટના કડાકાના જમાનામાં, બંધાયેલું. સંભવ છે કે યુવાન ઉમાશંકરના મનમાં એ મકાન રમતું હોય.

નાટકમાં નામ સિવાય બીજી કોઈ વિશેષતા અમને ન જણાઈ. ઊંચા મકાનનું બાંધકામ કેવી ટ્રેજડી નોતરે છે એ તેનું વસ્તુ હતું, પણ એની રજૂઆતમાં કંઈક ખૂટતું લાગતું હતું. 'ડેથ ઑવ્ અ સેલ્સમન'માં, 'મૉર્નિંગ બિકમ્સ ઇલેક્ટ્રા'માં જે કરુણ નિર્માણ થાય છે તેવું કશું આ નાટકમાં નિષ્પન્ન થતું દેખાયું નહીં. હા. એ બહાને, તખ્તા પર ભજવાતું નાટક જોવાનો લહાવો મળ્યો.

પણ, '૬૬માં જે ન મળ્યું તે '૭૬માં પ્રાપ્ત થયું હતું. ત્યારે ઇંગ્લંડના લીડ્ઝની એક નાટકશાળામાં ચેખૉવનું નાટક Seagull ('સીગલ') જોવા અમે ગયાં હતાં. અભિનય તથા નિરૂપણની દૃષ્ટિએ ચિત્ત પ્રસન્નતાથી ભરાઈ ગયું. પણ મજા તો, નાટક જોયા પછી પ્રો. એલિસ અમને મંચ પર લઈ ગયા ત્યારે થઈ. મંચ ત્રણ મજલા જેટલો ઉપર અને લગભગ એટલો જ નીચે. બધા સેટ નીચે કે ઉપર ગોઠવાય અને ઇલેક્ટ્રિક સ્વિચ દબાવે એટલે તરત જ મંચ પર પોતાને સ્થાને આવી જાય. ત્યાં મેં પૂછ્યું હતું : "તમે માઈક કેટલાં ને ક્યાં રાખો છો ?" મને ઉત્તર મળ્યો : "એક પણ નહીં, ઈવન અ વ્હિસ્પર ઑન ધ સ્ટેજ ઈઝ ઑડિબલ એવરીવ્હેર ઇન ધી ઑડિટૉરિયમ' – આછા બોલાયેલા શબ્દો પણ પ્રેક્ષાગૃહમાં બધે જ સાંભળી શકાય છે. વિશેષ તપાસ

કરતાં જાણવા મળ્યું કે, બાર સો પ્રેક્ષકો માટેનું એ થિયેટર દોઢ સો વર્ષ પુરાણું છે.

*

અંગ્રેજી વિભાગમાં મારાં એક સાથી હતાં શ્રીમતી રેને કૉર્લિસ. એ યહૂદી હતાં. એમના પતિ, ડૉ. કૉર્લિસ, અમારા બેપૉર્ટથી આઠેક કિ.મી. પૂર્વમાં આવેલી બ્રુકહેવન લૅબમાં રસાયણવિભાગના વડા હતા. એ બ્રુકહેવન લૅબ તત્ત્વતઃ અણુસંશોધન કરતી પ્રખ્યાત સંસ્થા છે અને ત્યાં એકદમ ઉચ્ચ પ્રકારનું સંશોધન થાય છે. બધા અગ્રગણ્ય ભારતીય અણુવૈજ્ઞાનિકોએ એની મુલાકાત એક યા બીજા સમયે લીધી હશે અને રાષ્ટ્રપતિ ક્લિંટનના ફતવા છતાં ત્યાં આજે પણ કેટલાક ભારતીય વૈજ્ઞાનિકો કાર્ય કરી રહ્યા હશે.

કૉર્લિસ દંપતી સાથે અમારે મૈત્રીભર્યા સંબંધો બંધાયા હતા. ડૉ. કૉર્લિસ ગમે ત્યારે સ્વીડન, ફ્રાન્સ, ઇંગ્લંડ કે ક્યાંક બીજે ગયા હોય, બ્રુકહેવન લૅબમાં આવેલા કોઈ પરદેશીઓને પોતાને ત્યાં નિમંત્ર્યા હોય કે કોઈ ને કોઈ કૉન્ફરન્સના કામમાં વ્યસ્ત હોય. અલબત્ત, એમનું સંશોધન તો ચાલતું જ હોય. એમની કૃપાથી એ બ્રુકહેવન લૅબમાં સત્યજિત્ રાયની પ્રખ્યાત બંગાળી ફિલ્મ 'દેવી' જોવા અમે એમની સાથે ગયાં હતાં. અમારા જેવાં ભારતીયો પાંચદસ હોય તો ભલે. બાકીનો પ્રેક્ષકવર્ગ ઠીકઠીક અંશે કૉસ્મોપૉલિટન – અનેકભાષી — લોકોનો, પણ, મુખ્યત્વે અમેરિકનોનો – સત્યજિત્ રાયની એ વિશુદ્ધ બંગાળી ફિલ્મ એ પ્રેક્ષકવર્ગે આનંદથી માણી.

ડૉ. કૉર્લિસે એક વાર બ્રુકહેવન લૅબમાં આવેલા કેટલાક વિદેશી વૈજ્ઞાનિકોને નિમંત્ર્યા હતા તેમની સાથે અમને પણ નિમંત્ર્યાં હતાં. અમે બધી રીતે જુદી ન્યાતનાં. એ બધા વૈજ્ઞાનિકો, ખ્યાતનામ વૈજ્ઞાનિકો, ત્યારે હું શિક્ષક, સામાન્ય શિક્ષક; એ સૌ માંસાહારી, હું શુદ્ધ શાકાહારી; એ બધા સોમરસનું પાન કરનારા, ત્યારે મારે માટે એ વર્જ્ય. છતાં, એ મંડળી સાથે અઢી કલાક આનંદથી વિતાવ્યા.

ડૉ. કૉર્લિસ શરાબના કૉનોઇસર – નિષ્ણાત – છે. તે સાંજે ખબર પડી કે બધા દારૂ ગ્લાસમાં ઠલવી ગટગટાવાય નહીં. લોકો બિયર પાણીની માફક પીએ. સોડા સાથે ભેળવી વ્હિસ્કીનો ઘૂંટ લેવાય. ફ્રેંચ બનાવટનો કોન્યેક પણ ધીમી ધીમી ઘૂંટે પિવાય. ત્યારે રશિયન વૉડકાનું આચમન જ લેવાય, આચમનીથી નહીં, પણ જીભ વડે જરાક જરાક ચાટીને. અને આ બધાં સુરાપાન વખતે, બે ઘૂંટડા વચ્ચે, બે ઘૂંટ વચ્ચે કે બે જિહ્વાચમન વચ્ચે પ્રેટ્ઝેલ, ખારી સિંગ, ખારા કાજુ કંઈ ને કંઈ ખાતા રહેવાનું. સુરાપાનનો આ વિધિ તમે જાણતા ન હો તો તમે સંસ્કારી નહીં. સંસ્કારની વ્યાખ્યા પણ સભ્યતા અનુસાર બદલાતી રહે. અમારે માટે આ નવું હતું.

એ કૉર્લિસ દંપતી અમારે ત્યાં પણ જમવા આવતાં હતાં. બાસુંદી બનાવી હોય તો ચમચીથી મોઢામાં મૂકી ડૉ. કૉર્લિસ સ્વાદનું પૃથક્કરણ કરે. પછી કહેઃ આમાં આટલી આટલી વસ્તુઓ છે. એ કે બીજો કોઈ વિદેશી મહેમાન અમારે ત્યાંથી કદી ભૂખ્યો ગયાનું જાણ્યું નથી. બાસુંદી, દૂધપાક, શિખંડ, મીઠો ભાત, ગાજરનો હલવો, ઢોકળાં, બટાટાવડાં, ખાંડવી, લચકો દાળ, ઓસામણ બધું જ સૌને ભાવ્યું છે ને સૌએ પેટ ભરી ખાધું છે. પાપડની તો વાત જ ન્યારી છે, એ સૌને ભાવ્યા છે. કૉર્લિસ દંપતીને પણ એ ખૂબ ભાવતા. એ કેવી રીતે શેકવા તે પણ એમણે સમજી લીધું. એમને ઘેર એ પાપડ લઈ ગયાં. ત્યાં બીજી વાર એને શેકવાનું નિદર્શન પુષ્પાએ આપ્યું. અમે ૧૯૬૬ના જૂનમાં પાપડનું એક પડીકું એમને ભેટમાં પણ આપ્યું. એ પાપડનું શું થયું?

જૂનના અંતમાં શાળાઓ બંધ થતાં એ અને ડૉ. કૉર્લિસ ક્યાંક પ્રવાસે ગયાં. પ્રવાસે ગયાં હશે ત્યારે એ પૅક પડીકું ડીપ ફ્રીઝમાં એ મૂકી ગયાં હશે. એ ડીપ ફ્રીઝમાં એ પડીકું પૂરાં સત્તર વર્ષ પડી રહ્યું. ૧૯૮૩માં, અમારી સત્તર વર્ષ પૂરાંની પુત્રી વરદા અમેરિકા ઉચ્ચ શિક્ષણ માટે ગઈ ત્યારે, નાતાલમાં કે એમ ક્યાંક એની બહેનપણી આઈલીન એને પોતાને ઘેર લઈ ગઈ. આઈલીનનાં માતાપિતા નજીકના બેશોરમાં રહે. ત્યાં ગયા પછી વરદાને ખબર પડી કે

બેપોર્ટ સાવ પાસે છે. શ્રીમતી કૉર્લિસ સાથે પત્રવ્યવહાર જળવાઈ રહ્યો હતો. અને વરદાના યુનિવર્સિટીપ્રવેશ અંગે એના અમેરિકન નાગરિકત્વના પુરાવા તરીકે એના જન્મનો બ્રુકહેવન મેમૉરિયલ હૉસ્પિટલનો દાખલો મેળવી આપવાની તકલીફ એમને આપી હતી. આમ, વરદા ત્યાં આવી છે એ વાતથી એ વાકેફ હતાં. આઈલીનને ત્યાંથી ફોન કરી, એ બંને છોકરીઓ બેપોર્ટ ગઈ ત્યારે, શ્રીમતી કૉર્લિસ ખૂબ હર્ષ પામ્યાં. પછી જમતી વખતે એમણે વરદાને બોલાવી. વરદાના જન્મ પહેલાંનું પાપડનું પડીકું ડીપ ફ્રીઝમાંથી કાઢી, વરદાને કહે, "તારી માએ મને શીખવ્યું હતું, પણ આ કેમ શેકવા તે હું ભૂલી ગઈ છું. તું જરા બતાવી શકીશ?" વરદાએ તુરત પાપડ શેકી આપ્યા. સત્તર વરસેય એ બગડ્યા ન હતા. કૉર્લિસ દંપતી ત્રણચાર પાપડ ખાઈ ગયાં હતાં.

અમારા સાખપાડોશી ડૉ. ગાઉડસ્મિટ હતા. એ મૂળ જર્મનીથી આવેલા યહૂદી હતા, અને હિટલરને પ્રતાપે એમને, આઇન્સ્ટાઇનની માફક, જર્મનીથી ઉચાળા ભરવા પડ્યા હતા. આઇન્સ્ટાઇનની તો ખબર નથી, પણ ડૉ. ગાઉડસ્મિટને અંગ્રેજી ભાષા બરાબર બેઠી ન હતી. નોબેલ પારિતોષિક વિજેતા એ ભૌતિક વિજ્ઞાનશાસ્ત્રી બ્રુકહેવન લૅબમાં ભૌતિકવિજ્ઞાન વિભાગના વડા હતા. એમની બાજુમાં જ અમે પૂરા દસ મહિના રહ્યાં ત્યાં સુધીમાં કોઈ વાર 'હલો' કહેવાની તક પણ સાંપડી ન હતી ત્યાં એમને ઘેર જવાનું તો ક્યાંથી જ થાય?

એ તક વરદાના જન્મે આપી. વરદાને લઈને હૉસ્પિટલમાંથી પુષ્પા ઘેર આવ્યા પછી, વરદાના જન્મ અંગે ખુશાલી વ્યક્ત કરતો સંદેશો મિસિઝ ગાઉડસ્મિટે પાઠવ્યો તથા, પોતાને ત્યાં, વરદાને લઈ આવવાનું નિમંત્રણ અમને આપ્યું. એ નિમંત્રણના માનમાં, દસબાર વાસાની વરદાને લઈને અમે એ ગાઉડસ્મિટ-ગૃહે ગયાં. એ દંપતીએ અમને પ્રેમથી આવકાર્યાં. બંનેએ વરદાને તેડી, રમાડી અને કંઈ ઝભલું ભેટ આપ્યું. એ ભૌતિકશાસ્ત્રીનો શોખ હતો ઇજિપ્ટૉલોજીનો – પ્રાચીન મિસરને લગતી વિદ્યાનો – એમણે મિસરના દસબાર પ્રવાસ કર્યા હશે. ત્યાંની પુરાણી વસ્તુઓનો નાનો સંગ્રહ પણ એમણે કર્યો હતો. આમ ત્યાં પ્રાચીન મિસર, નિરાશ્રિત જર્મન યહૂદી, મહાન ભૌતિક વૈજ્ઞાનિક, ભારતનાં શિક્ષકો અને ટચૂકડી વરદાનું મિલન અમેરિકામાં થયું હતું, અમેરિકા આવાં મિલનોની જ ભૂમિ છે.

□

**સાભાર સ્વીકાર**

ગુજરાતી સાહિત્ય પરિષદ (આશ્રમ રોડ, નદીકિનારે, અમદાવાદ-૩૮૦ ૦૦૯)નાં

**સવ્ય-અપસવ્ય:** લે અનિલ વ્યાસ, કિં. રૂ. ૧૨૦. **ગુજરાતી નવલિકાચયન : ૧૯૯૪-૯૫:** સંપા. વીનેશ અંતાણી, કિં. રૂ. ૧૧૦. **ગુજરાતી કવિતાચયન : ૧૯૯૫ :** સંપા. રમણ સોની, કિં. રૂ. ૫૦. **ગુજરાતી કવિતાચયન: ૧૯૯૬:** સંપા. નરોત્તમ પલાણ, કિં. રૂ. ૭૨. **ગુજરાતી નવલિકાચયન: ૧૯૯૬:** સંપા. કિરીટ દૂધાત, કિં. રૂ. ૬૫.

**પાર્શ્વ પબ્લિકેશન** (નિશા પોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧)નાં

**રાઈનો પર્વત:** લે. રમણભાઈ મહીપતરામ નીલકંઠ, કિં. રૂ. ૫૦. **કથાત્રયી:** અનુ. પ્રસાદ બ્રહ્મભટ્ટ, કિં. રૂ. ૧૦૦. **ઓખાહરણ:** સંપાદક: મણિલાલ હ. પટેલ, કિં. રૂ. ૨૫.

# ૧૯૭૦ પછીનું બાલકિશોરસાહિત્ય*

શ્રદ્ધા ત્રિવેદી

જો સમગ્ર ગુજરાતી સાહિત્યમાં આઝાદી પછી ને ખાસ તો ૧૯૫૫-૫૬ પછી કાવ્યાદિના આંતરબાહ્ય સ્વરૂપમાં પરિવર્તન આવ્યું છે, તો ગુજરાતી બાલસાહિત્યમાં પણ આવ્યું છે. ગુજરાત રાજ્યની સ્વતંત્ર રાજ્ય તરીકેની સ્થાપના થઈ તે અરસામાં '૫૬થી '૬૦ના ગાળામાં કેળવણીના સતત વધતા પ્રચારને લઈને, માતાપિતા અને શિક્ષકોની બાળકેળવણી બાબતે વધેલી સભાનતાને કારણે, બાલસાહિત્યના પ્રકાશન અંગે આવેલી જાગૃતિ અને વેગને લીધે તત્સંબંધે વિકસેલી ચિત્રકલા અને મુદ્રણકલાને કારણે-આવાં આવાં અનેક કારણો– પરિબળો આ પરિવર્તનના મૂળમાં છે એમ કહી શકાય.

વીસમી સદીના ત્રીજાચોથા દાયકા દરમ્યાન 'દક્ષિણામૂર્તિ', 'ગાંડીવ' જેવી સંસ્થાઓએ અને હંસા મહેતા વગેરે અનેક બાલપ્રેમી સર્જકોએ બાળકોના હિતવિકાસને લક્ષમાં રાખીને પથ્ય અને પ્રસન્નકર, વિષય અને સ્વરૂપની દૃષ્ટિએ વૈવિધ્યસભર એવું મૂલ્યનિષ્ઠ સાહિત્ય આપ્યું હતું. બાળકના મનોરંજનને જ નહીં, તેના મનોઘડતરનેય ધ્યાનમાં લઈ, તેની કલ્પનાશક્તિને ઉત્તેજે, તેની અપેક્ષાઓ અને રસરુચિને સંતોષે તેવું સત્ત્વશીલ સાહિત્ય આ બે દાયકામાં નોંધપાત્ર પ્રમાણમાં મળ્યું. તો પાંચમા દાયકામાં રાજકીય તથા સામાજિક અસ્થિર પરિસ્થિતિને લીધે બાલસાહિત્યનો પ્રવાહ પણ કંઈક ક્ષીણ થતો વરતાયો. અલબત્ત, આ મંદ ગાળામાંય બાલસાહિત્યમાં યત્કિંચિત્ નોંધપાત્ર ઉમેરણ તો થયું જ.

પ્રથમ બાલકાવ્યક્ષેત્રે જોઈએ. રમણલાલ સોનીનાં બાલકાવ્યો અને તેમાંય તેમનાં કથાકાવ્યોએ ભારે લોકપ્રિયતા પ્રાપ્ત કરી હતી. 'ઈડરનો વાણિયો' સૌ બાળકોને પરિચિત. એ જ રીતે ત્રિભુવન વ્યાસનાં બાલકાવ્યોના કેફમાં કેટલાંયે બાળકોનાં તનમન ઝૂમતાં રહ્યાં. ગુજરાતના તેઓ એક ઉત્તમ બાલકવિ. સોમાભાઈ ભાવસારનું પ્રદાન પણ ઉલ્લેખનીય. એવું જ એ પછીયે કેટલુંક યાદગાર લખાણ બાલકાવ્યક્ષેત્રે મળતું રહ્યું છે. ચંદ્રવદન મહેતાએ આપેલા 'દૂધના દાણા'નો સ્વાદ માણવા જેવો. સુન્દરમ્‌ના 'રંગ રંગ વાદળિયાં'નો ઉમંગ બાલહૃદયને સાંભળતાં જ વશ કરે તેવો. ઉમાશંકરે પણ 'ધારાવસ્ત્ર'માં 'બાલકાવ્યો' નામ પાડીને અગિયારેક રચના આપી, જેમાં 'બાલમાનસનાં જિજ્ઞાસારસ, લયલુબ્ધતા વગેરેને તર્પે તેવું વિશિષ્ટ કવિકર્મ તેમનું છે. રાજેન્દ્ર શાહે 'આંબે આવ્યા મોર'માં કેટલાંક આસ્વાદ્ય ગેય બાલકાવ્યો આપ્યાં છે. બાલમુકુન્દ તો બાલકાવ્યોના એક ઉત્તમ કવિ છે. એ પછીના ગાળામાં સુરેશ દલાલે સારું કામ કર્યું છે. 'ઇટ્ટાકિટ્ટા', 'છાકમછલ્લો', 'પિપરમીટના પહાડ પર' જેવા સંગ્રહોમાં આધુનિક જીવનસંદર્ભનીયે છબી ઝિલાઈ છે. તેમ જ તેમની પ્રયોગશીલતા પણ વ્યક્ત થઈ છે. અને ૧૯૭૯નું વર્ષ 'આંતરરાષ્ટ્રીય શિશુવર્ષ' તરીકે ઊજવાયેલું તેણે બાલસાહિત્યમાં ભરતી આણી. આ વર્ષે ખાસ શિશુબાલકાવ્યોના વિશેષાંકો પ્રકટ થયા, 'કવિલોક', 'નવનીત સમર્પણ' વગેરે. આ અરસામાં 'તરાપો' અને 'ઉજાણી' દ્વારા સ્નેહરશ્મિ ધ્યાન ખેંચે છે. 'ચાંદલિયાની ગાડી' દ્વારા ચંદ્રકાન્ત શેઠે બાળકોને ભાષા-લયનો સંવાદ આપતાં, તેમનો જિજ્ઞાસારસ ને ક્રીડારસ સંતોષે એવાં બાલકાવ્યો આપ્યાં. ઊંચી કક્ષાના ભાવ-રસ-આનંદરસના હિલ્લોળાઓને કારણે 'હાઉક', 'ચીં' જેવાં સંગ્રહોમાંનાં રમેશ પારેખનાં કાવ્યોની બાલભોગ્યતા સ્વયંસ્પષ્ટ છે. 'હું ને ચંદુ છાનામાના કાતરિયામાં ગ્યાં'તાં' બાલપ્રિય રચના. રક્ષા દવેએ પણ બાલમાનસને સ્પર્શે તેવાં કેટલાંક ઉપયોગી બાલકાવ્યો આપ્યાં છે. આ સિવાય ધીરુબહેન પટેલનો 'મિત્રાનાં જોડકણાં', રઘુવીર ચૌધરીનો 'દિવાળીથી દેવદિવાળી', હરિકૃષ્ણ પાઠકનો 'કોઈનું કાંઈ ખોવાય છે', યોસેફ મેકવાનનો 'તોફાન', પ્રીતમલાલ મજમુદારનો 'જમરૂખી', કરસનદાસ લુહારનો 'હોંકારો', કિરીટ પુરોહિતનો 'ક્લિકિલાટ', માણેકલાલ પટેલનો

* 'જ્ઞાન-ગંગોત્રી ગ્રંથશ્રેણી'ના પુનર્મુદ્રણ નિમિત્તે, મૂળશંકર ભટ્ટના 'બાળ-કિશોર સાહિત્ય' નામક લેખની પૂર્તિરૂપ લખાયેલ લેખ.

'ઝમખડાં', નટવર પટેલનો 'તલ્લકછાંયો', રશીદ મુનશીનો 'કલરવ', નરોત્તમ વાળંદનો 'છીપલાં', રમેશ ત્રિવેદીનો 'ચૂં ચૂં ચૂં ચૂં મિયાઉં' જેવા સંગ્રહો સત્ત્વશાળી હોઈ ધ્યાનપાત્ર છે. રવીન્દ્ર ઠાકોર, કાન્તિ પાઠક, ફિલિપ ક્લાર્ક, ધીરેન્દ્ર મહેતા, સુશીલા ઝવેરી, ભાનુભાઈ પંડ્યા, એની સરૈયા, અમૃતલાલ પારેખ, ધનસુખલાલ પારેખ વગેરેએ પણ બાલકાવ્ય- ક્ષેત્રે ઉલ્લેખનીય કાર્ય કર્યું છે. આમાં છેલ્લાં થોડાં વર્ષમાં જોઈએ તો અરવિંદ જોશી, પોપટલાલ મંડળી, 'ધમાચકડી' તથા 'પકડાપકડી'ના કવિ બલદેવ પરમાર અને પ્રભુલાલ દોશીનેય યાદ કરવા જોઈએ. ગુજરાત સાહિત્ય સભા તરફથી ૧૯૯૬નો રણજિતરામ ચંદ્રક બાલસાહિત્યકાર રમણલાલ સોનીને અર્પણ થયો તે પ્રસંગે તેમણે 'ખદુક, ઘોડા, ખદુક !' નામે મૌલિક બાલકથાકાવ્યોનો સંગ્રહ બાળકોને અર્પણ કર્યો. વિષય, રીતિ, લય વગેરે અનેક રીતે આ સંગ્રહ નોંધપાત્ર છે. દલપતરામનો તંતુ અહીં સંકળાયેલો મળે છે. બીજી બાજુ બાલકાવ્યના ક્ષેત્રે બાલવય ધરાવતા તેજસ્ પટેલ, હેતલ મોદી જેવા કવિઓ સક્રિય થયા છે તે આવકાર્ય બાબત છે.

આમ બાલકાવ્યક્ષેત્રે કેટલીક સત્ત્વશીલ કલમોનાં પુષ્પો મળ્યાં છે એ ખરું, પરંતુ તેમ છતાં તેની વ્યાપ્તિ બાલકથા જેટલી તો નહીં જ. સ્વતંત્રતા પછીયે બાલકિશોરકથાનું ક્ષેત્ર સતત ખેડાતું રહેલું ક્ષેત્ર છે. સ્વરૂપગત અને વિષયગત દૃષ્ટિએ ત્રીજાચોથા દાયકામાં જે નહોતું તેવું કેટલુંક બાલકિશોરકથાઓમાં આ પછીના કાળમાં પ્રગટેલું જોવા મળે છે. જેમ કે રહસ્યગર્ભ ડિટેક્ટિવ કથાઓ, વૈજ્ઞાનિક શોધો પર નિર્ભર દરિયાઈ-અવકાશી સાહસોની કથાઓ, સાંપ્રત જીવન સાથે સંબદ્ધ વિજ્ઞાનકથાઓ, પર્યાવરણવિષયક કથાઓ, બાલકિશોરજીવનની બદલાયેલી માનસિક અને સામાજિક ભૂમિકા-સ્થિતિને સ્પર્શતી વાસ્તવનિષ્ઠ કથાઓ, રાષ્ટ્રીય ભૂમિકાએ નોંધપાત્ર સેવા-પ્રદાન કરનારાં વીર અને અપંગ બાળકોની પ્રતિભાને બિરદાવતી કથાઓ, આધુનિક મુદ્રણકલાનો લાભ લઈ તૈયાર થયેલી ચિત્રકથાવલીઓ અને ડાયરીના સ્વરૂપમાં ('મૃત્યુ મરી ગયું રે લોલ', લે. હરીશ નાયક) રજૂ થયેલી બાલસંવેદનાની કથા – આ બધું છેલ્લા બે-ત્રણ દાયકાનું રળતર છે. આ કથાઓ –કથામાળાઓના સંદર્ભમાં કેટલા બધા સર્જકોનો ફાળો છે ! એમાંય હરીશ નાયક, રતિલાલ નાયક, યશવંત મહેતા, સત્યમ્, કનુભાઈ રાવળ, પન્નાલાલ પટેલ, નાનુભાઈ સુરતી, ગિરીશ ગણાત્રા, વસંત નાયક, કુમારપાળ દેસાઈ, નગીન મોદી, ઈશ્વર પરમાર, ધીરુબહેન પટેલ, રમેશ ત્રિવેદી, જયવતી કાજી, રક્ષા દવે, બેપ્સી એન્જિનિયર, શ્રદ્ધા ત્રિવેદી, વસંતલાલ પરમાર, રવીન્દ્ર અંધારિયા વગેરેનાં નામ-કામ તો આંખ પાસે તરત તરી આવે એવાં છે. આ ગાળાની બીજી નોંધપાત્ર ઘટના તે એ કે મૌલિક સાહિત્ય તરફ ઝોક વધતો જાય છે. રમણલાલ સોની અને જીવરામ જોષી જેવા તો છેલ્લા પાંચ પાંચ દાયકાથી આ ક્ષેત્રે ધૂણી ધખાવી કામ કરી જ રહ્યા છે. જીવરામ જોષી પાસેથી બાળખ્યાત 'મિયાં ફૂસકી', 'છકો-મકો', 'છેલ-છબો', 'અડુકિયો-દડુકિયો' જેવી પાત્રપ્રધાન કથાઓ મળતી રહી છે. તો રમણલાલ સોનીએ પણ 'ગલબા શિયાળનાં પરાક્રમો'માં મૌલિક કથાઓ આપી છે. ઉપરાંત વિશ્વનો અને ગ્રીસનો લોકકથા-ભંડાર અનુસર્જનની રીતે બાળકો પાસે ખુલ્લો મૂકી દીધો છે. આ સિવાય પર્યાવરણ અંગે વંદના સોલંકી, યજ્ઞેશ દવેનું કામ, બાલમાનસને કલ્પનામિશ્રિત કથાથી આનંદ આપવા માટે યશવંત કડીકર, બાબુભાઈ જોષી, શાંતા ગાંધી, કપિલા ઠાકોર, સુશીલા ઝવેરી, નટવર પટેલ, રમેશ ત્રિવેદી, ઉદયન ઠક્કર, અરુણિકા દરુ, જાગૃતિ રામાનુજ, પ્રભુલાલ દોશી વગેરેનું પ્રદાન ધ્યાનપાત્ર છે. યોગેશ જોશી 'પતંગિયાની પાંખે' બાળકોને ગગનવિહાર કરાવે છે. અરુણિકા દરૂ 'કુલીન-ગણેશનાં પરાક્રમો'માં વ્યાવહારિક પ્રસંગો દ્વારા બાલકિશોર વાચકોને જ્ઞાનગમ્મત આપવાનો પ્રયત્ન કરે છે. જીવરામ જોષીએ જે પાત્રપ્રધાન કથાઓ આપી તે પરિપાટીમાં ઘણી કથાઓ પછી મળે છે. હર્ષદ પટેલ 'બોઘો', નવલકાંત ભાવસાર 'વિનુ', 'બાબુ' વગેરે, જુગા પંડ્યા 'વેણાકાકા', મનુભાઈ શાહ 'ફતુભા ફાંકડાનાં પરાક્રમો', જયમલ પરમાર 'શેખચલ્લી', નારદ 'અક્કડ અને ફક્કડ', મધુસૂદન પારેખ 'બુધિયો' અને 'માખણલાલ', ધનંજય શાહ 'સોટી અને પોઠી', ચંદ્રકાન્ત અમીન 'મિયાં લબ્બે,' ધીરજ બ્રહ્મભટ્ટ 'મૂછાળાં મેનામાસી' જેવી કૃતિઓ આપે છે. હરીશ નાયકે રાજીવ-સંજીવ, ટિંગુ-પિંગુ, નારદ, એકલવ્ય-ના નિમિત્તે જે તે પાત્રને કેન્દ્રમાં રાખતી કથામાળાઓ આપી છે. આ

કથાઓમાં કેટલાંક પાત્ર હાસ્ય, કેટલાંક ચતુરાઈ અને કેટલાંક સાહસનું નિમિત્ત બન્યાં છે.

આ ગાળા દરમ્યાન વિજ્ઞાનની શોધો, તેના શોધકોના જીવન વિશે તેમ જ વિજ્ઞાનનાં સાધનોના ઉપયોગ વિશે લાંબીટૂંકી કથાઓ શ્રીકાંત ત્રિવેદી, હરીશ નાયક, યશવન્ત મહેતા, ધીરજલાલ ગજ્જર, રતિલાલ નાયક, કનૈયાલાલ રામાનુજ, ગિરીશ ગણાત્રા, બંસીધર શુક્લ, રજની વ્યાસ, સુરેશ શેઠના, નગેન્દ્ર વિજય, યશવંત કડીકર, કિશોર પંડ્યા, નગીન મોદી, બિપિન પટેલ, ઈશ્વર પરમાર, સાકરચંદ સાહેબ વગેરે પાસેથી મળી છે. આમ છતાંય એચ.જી. વેલ્સ જેવા વૈજ્ઞાનિક કથાસર્જકના સત્ત્વતેજની ગુજરાતી બાળકો-કિશોરોને પ્રતીક્ષા છે. અલબત્ત, કિશોરકથાઓ એટલે સાહસકથાઓ આવી કંઈક સમજ વ્યાપક થઈ હોય તેમ એવું કેટલુંક સાહિત્ય અવશ્ય પ્રાપ્ત થયું છે. કિશોરોને ગમતી સાહસ- પરાક્રમકથાઓ, જેમાં વૈજ્ઞાનિક સાધનોનો આધાર લેવાયો પણ હોય તેમ જ પરદેશની આ પ્રકારની કથાઓનાં રસાળ અનુવાદો-રૂપાંતર યશવન્ત મહેતા અને અન્ય અનેક સર્જકોએ 'ગૂર્જર'ની 'કિશોર-સાહસકથામાળા' નિમિત્તે આપ્યાં છે. આ પહેલાં મૂળશંકર ભટ્ટે જુલે વર્ન અને સ્ટીવન્સનની કથાઓ ગુજરાતીમાં ઉતારી કિશોરોને પ્રોત્સાહક વાચન પૂરું પાડ્યું જ હતું.

કેટલાક સનાતન કથાસ્રોતો છે, જેના આધારે પ્રારંભથી આજ સુધી કથાઓ રચાતી રહી છે. ઐતિહાસિક-પૌરાણિક સાહિત્ય, પંચતંત્ર જેવા દેશી કે અરેબિયન નાઇટ્સ જેવા પરદેશી સ્રોતમાંથી રૂપાંતર-અનુવાદો સતત મળતાં રહ્યાં છે. તે જ રીતે લોકપ્રચલિત કથાઓનું પણ સર્જકોને સતત આકર્ષણ રહ્યું છે. હાન્સ ઍન્ડરસન જેવાની કથાનું આકર્ષણ રમણલાલ સોનીને પણ રહ્યું છે. તે જ રીતે ટારઝન, હરક્યુલસ, ગુલિવર, રૉબિન્સન ક્રૂઝોની પરાક્રમગાથાઓ પણ સમયે સમયે બાળકો-કિશોરોને મળી છે. તો ગાંધીજી, વિનોબા, લાલબહાદુર શાસ્ત્રી જેવી વ્યક્તિઓને કેન્દ્રમાં રાખી પ્રસંગકથાઓ કે કથામાળાઓ પ્રયોજાઈ છે. યશવન્ત મહેતાની 'ગાંધીકથા'એ તો એન.સી.ઈ.આર.ટી.નું પારિતોષિક પણ પ્રાપ્ત કર્યું છે. અલબત્ત, કિશોરો માટે આ પ્રકારનું સૂઝપૂર્વક લખાયેલું સાહિત્ય અલ્પ છે. આ સંદર્ભમાં નાનાભાઈ ભટ્ટે આપેલ 'હિંદુધર્મની આખ્યાયિકાઓ', રામાયણ-મહાભારતનાં પાત્રો, ધૂમકેતુની 'ઉપનિષદકથાઓ' કે 'સમર્પણની વાતો', પન્નાલાલ પટેલની 'ઋષિકુળની કથાઓ', રામ અને કૃષ્ણની કિશોરકથા સહજ યાદ આવે.

કથા બોધ આપવાનું સૌથી વધુ સુગમ ને સચોટ સાધન મનાયું છે. પ્રાણીકથાઓ બાળકોને ખૂબ ગમતી હોય છે. તેથી એ કથાઓ નિમિત્તે બોધ આપવાનું વલણ 'પંચતંત્ર'થી પોષાતું રહ્યું છે. શુદ્ધ પ્રાણીકથાઓ પણ છેલ્લા કેટલાક સમયમાં મળી છે. પ્રાણીઓના જીવનને અનુલક્ષતી, પ્રાણીઓના ચિત્તની વિવિધ ભૂમિકાઓ નિર્દેશતી શુદ્ધ પ્રાણીકથાઓ મનુભાઈ જોધાણી, વિજયગુપ્ત મૌર્ય, નાનુભાઈ સુરતી, કનૈયાલાલ રામાનુજ, હરજીવન સોમૈયા, વસંતલાલ પરમાર જેવા પાસેથી મળી છે. તેમાંય વિજયગુપ્ત મૌર્ય પાસેથી મળેલ 'સરકસ ડૉક્ટરનાં રોમાંચક સાહસો' કૃતિ તો છેલ્લા દાયકાની એક વિશિષ્ટ પ્રાણીકથા બની રહે છે. સાહસકથા નિમિત્તે શિકારકથાઓ મળી છે જે બંને રીતે સંતોષે છે. તો પંચતંત્ર – હિતોપદેશની પરંપરાની કથાઓ પણ ક્વચિત્ મળ્યાં કરી છે. પંચતંત્ર-હિતોપદેશથી આજ સુધીના કથાપ્રવાહને અવલોકીએ તો એક રસપ્રદ નિરીક્ષણ પ્રાપ્ત થાય છે. પંચતંત્ર આદિની કથામાં પ્રાણીપાત્રો પ્રાધાન્ય ભોગવે છે. પ્રાણીના નિમિત્તે માનવસ્વભાવની વાત થાય છે. પ્રતીકાત્મતા ત્યાં છે. પછી આ સદીમાં આવતી બકોર પટેલની કથાઓમાં મુખ પ્રાણીનું ને વર્તન માનવનું એ ભૂમિકા છે. 'મિયાં ફૂસકી'માં સંપૂર્ણ માનવપાત્ર આવે છે. આમ માનવસ્વભાવના આલેખન માટે પ્રારંભમાં પ્રાણીનો આધાર લેવાય છે ને અંતે એ આધાર છોડી દેવાય છે એમ વિકાસક્રમ જોઈ શકાય છે. હવે કેટલીક કથાઓમાં પ્રાણીપાત્રો આધુનિક સમાજને વ્યક્ત કરવા નિમિત્ત બને છે. તો મોટા ભાગે માનવ અને પ્રાણીસૃષ્ટિનું સીધું આલેખન થાય છે. માનવેતર પ્રાણીઓ પણ માનવ જેવું વર્તન કરે છે. ઘણીયે વાર્તાઓના બાલનાયકો કે બાલપાત્રો પ્રાણીઓ સાથે મૈત્રીસંબંધ ધરાવે છે.

જેમ શુદ્ધ પ્રાણીકથા તેમ માત્ર બોધ માટે પણ સાહિત્ય મળ્યું છે. મુકુલ કલાર્થી, કુમારપાળ દેસાઈ, મહેન્દ્ર ત્રિવેદી, ઉપેન્દ્ર ભટ્ટ જેવાનું કાર્ય અહીં આપોઆપ યાદ આવે.

આ ત્રણ દાયકા દરમ્યાન બાલસાહિત્યને મુદ્રણકલાના ઝડપી અને વૈવિધ્યપૂર્ણ વિકાસનો લાભ પણ મળ્યો છે. રંગીન ચિત્રોથી આ સાહિત્ય બાળકોને જોતાવેંત જ આકર્ષી લે તેવું બનતું ગયું છે. સાથે જ ચિત્રકથાવલીઓ પ્રાપ્ત થાય છે. સામયિકોમાં ચિત્રકથાઓ માટે અનેક નવાં પાત્રો સર્જાતાં ગયાં છે. સ્પાઈડર મૅન ખૂબ પ્રિય બનેલું પાત્ર છે. બીજી એક નોંધપાત્ર બાબત એ છે કે બાલસાહિત્ય નિમિત્તે બાળકોને કથારસ તો પહોંચાડાય છે જ. સાથે જીવંત ભાષાનો પરિચય કરાવવાનો પ્રયત્ન પણ થાય છે. શબ્દભંડોળ, રૂઢિપ્રયોગો, કહેવતો, વાક્યના વિવિધ વિન્યાસો, શબ્દસંગીત કે નાદસૌંદર્ય આ બધી રીતે પણ સર્જકોએ આ ક્ષેત્રે કામ પાડ્યું છે. ગિજુભાઈએ આવી સજાગતા દાખવી જ હતી. ઉમિયાશંકર ઠાકરે 'કલ્પવૃક્ષ'માં સુંદર વર્ણકથાઓ આપેલી છે. અનિલ જોશીનો આવો જ પ્રયત્ન 'ચકલી બોલે ચીં...ચીં...ચીં'માં છે. લાભશંકર ઠાકર, ઘનશ્યામ દેસાઈ, ઈશ્વર પરમાર ('બહુબીન'માં ખાસ), રક્ષા દવે, રતિલાલ નાયક, શ્રદ્ધા ત્રિવેદી વગેરેના પ્રયત્નો પણ આ સંદર્ભે મહત્ત્વના છે. 'લાઠાદાદાની બાળ-વારતાઓ' (૧૯૯૪)ના પાંચ ભાગમાં બાળકોને ગુજરાતી ભાષાનું લાલિત્ય માણવા મળે છે તેમ જ તરેહ તરેહના વાક્યવિન્યાસો જાણવા મળે છે. કદાચ સાચી બાલકથા અને ગદ્યની સર્જનાત્મક શક્તિનો સુંદર પરિચય લાભશંકરની તેમ જ ઘનશ્યામ દેસાઈની કથાઓથી થાય છે. લા.ઠા.ની એક વાર્તાનો અંશ જોઈએ :

"છે ને એક મુંબઈની કીડી હતી.

આ કીડી છે ને એક કવિના બુશકોટના ગજવામાં બેઠી હતી. કવિ છે ને મોટરમાં બેઠા હતા. મોટર છે ને, જંગલમાંથી પસાર થતી હતી. કવિ છે ને 'કીડી' પર કવિતા લખતા હતા અને મોટેથી ગણગણતા હતા. મુંબઈની કીડી છે ને ગજવાની બહાર આવીને સાંભળતી હતી અને છે ને..." ને એમ કથા રસળતી ગતિએ ચાલે છે. લગભગ '૮૦ પછીની બાલકથાઓમાં આધુનિક બાળકની માનસિક ભૂમિકાને અને સમજણને સંતોષે એવાં કલ્પનાનાં ઉડ્ડયનો મળે છે. તો વાર્તાકથનક્ષેત્રે હરીશ નાયકનું કામ પ્રશંસનીય છે.

આ જ સિલસિલામાં કિશોરસાહિત્યક્ષેત્રે પણ અવનવા તરીકાઓ અજમાવાયા છે. હરિકૃષ્ણ પાઠકની 'ગુલાબી આરસની લગ્ગી' કે મહેન્દ્ર ત્રિવેદીની 'ટિલ્લી' જેવી કૃતિઓ રમત નિમિત્તે કિશોરજીવન જીવંત કરે છે. માધવ દેસાઈએ 'નવજીવન શાળા' અને શ્રદ્ધા ત્રિવેદીએ 'દુર્ગાનો દીપક' દ્વારા નવો જ અભિગમ દાખવી કિશોરમાનસને – તેની સંકુલતાને સ્પર્શવાનો – અભિવ્યક્ત કરવાનો પ્રયત્ન કર્યો છે. યશવન્ત મહેતાએ 'ખોવાયેલી દુનિયાની સફરે' દ્વારા બહુ રસિક રીતે જ્ઞાન-માહિતી આપ્યાં છે. આ ઉપરાંત શશિશિવમ્, કિશોર પંડ્યા, ધીરજલાલ ગજ્જર, બંસીધર શુક્લ, નરસિંહ મૂ. શાહ વગેરેનું કામ પણ નોંધપાત્ર છે. જો કિશોરાવસ્થાનાં સંસ્મરણો રજૂ કરતું સાહિત્ય પણ કિશોરસાહિત્ય ગણીએ તો કાલેલકરની 'સ્મરણયાત્રા'ની પરંપરામાં ચંદ્રકાન્ત શેઠની 'ધૂળમાંની પગલીઓ' કે ચંદ્રકાન્ત પંડ્યાની 'બાનો ભીખુ' જેવી પ્રૌઢસાહિત્યની કૃતિઓને પણ યાદ કરવી રહી. છતાંય વિષયવસ્તુ તથા નિરૂપણપદ્ધતિના સંદર્ભમાં કિશોરકથાસાહિત્ય બાલકથાસાહિત્યની સરખામણીમાં રાંક છે.

કાવ્ય અને કથાના મુકાબલે બાલનાટ્યક્ષેત્રે ઘણી મંદી લાગી. એક તબક્કે ગિજુભાઈ-જુગતરામે આ ક્ષેત્રે ઘણું સારું પ્રેરણાદાયી કાર્ય કર્યું હતું. પછી નોંધપાત્ર કાર્ય ઠરે દુર્ગેશ શુક્લ અને શ્રીધરાણીનું. જયંતિ દલાલ, કિસ્મત કુરેશી, ધૂમકેતુ, હિંમતલાલ દવે, હસિત બુચ, હરીશ નાયક જેવાના પ્રદાનના સંદર્ભમાં યશવંત પંડ્યાનાં 'બાળનાટકો' વધુ ચઢિયાતાં ગણી શકાય. શાંતા ગાંધી, લીના મંગલદાસ, પ્રકાશ લાલા, ચં. ચી. મહેતા, જ્યોતિર્ રાવળ, ઇન્દુ પુવાર, નટવર પટેલ, નિરંજના વોરા, શ્રદ્ધા ત્રિવેદી વગેરેનાં કેટલાંક નાટકો રેડિયો, ટી.વી. કે રંગભૂમિ પર ભજવાયાં છે અથવા ભજવી શકાય એવાં છે. રમણલાલ સોની આ ક્ષેત્રે પણ અણનમ ઊભા છે. મુંબઈ ખાતે પ્રાગજીભાઈ ડોસાએ છેલ્લા શ્વાસ સુધી બાલનાટ્યની સેવા કરેલી. જનક દવેનું 'રંગલો ચાલ્યો ફરવા' સરળ રજૂઆત અને મંચનક્ષમતાને લીધે ધ્યાનપાત્ર છે. તેમણે ગિજુભાઈના 'મા-બાપ થવું આકરું છે'માંના લેખોનું 'નાટક ખેલે બાલ-ગોપાલા'માં કરેલું નાટ્યરૂપાંતર ખાસ ઉલ્લેખનીય છે. તો 'બાળનાટ્ય દિગ્દર્શનકલા' નામક પુસ્તિકામાં તેમણે બાલનાટ્યની સૈદ્ધાંતિક ચર્ચા કરી છે. શ્રી અમૂલખ ભટ્ટ 'કલરવ' સંસ્થા દ્વારા બાળકોને અભિનયની તાલીમ અને લેખકોને લેખનની તક આપે છે.

— ઉદ્દેશ

ચરિત્રસાહિત્ય વિશે વિચારીએ તો એમ કહી શકાય કે તે પ્રમાણમાં સમૃદ્ધ છે. મહાન માણસો અને વૈજ્ઞાનિકોનાં ચરિત્રો પૂરતા પ્રમાણમાં મળ્યાં છે. વિદ્યાર્થીભોગ્ય શ્રેણીઓના સંદર્ભે ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અને સયાજી જ્ઞાનમાળાના નિમિત્તે ઠીક ઠીક સંખ્યામાં ચરિત્રો મળ્યાં છે. આમાં રાજકીય, સામાજિક, ધાર્મિક, કલા, સાહિત્ય અને વિજ્ઞાન આદિ ક્ષેત્રે નોંધપાત્ર કાર્ય કરનારનાં જીવનસંઘર્ષો અને સિદ્ધિઓનું આલેખન થાય છે, જે બાલ-કિશોરો માટે પ્રેરણાબળ બની રહે છે. ધીરજલાલ ટો. શાહ, ધનવંત ઓઝા, જયભિખ્ખુ, ભોગીલાલ ગાંધી, મનુબહેન ગાંધી, ર. પી. સોની, સત્યમ્, ધીરજલાલ ગજ્જર, મનુભાઈ ભટ્ટ, વીણા શાહ, ઉપેન્દ્ર ભટ્ટ વગેરેનું પ્રદાન ઉલ્લેખનીય છે. પણ રોચક શૈલી, માહિતી અને ચિત્રાત્મક રજૂઆતથી ઉષા જોશી, યશવન્ત મહેતા અને વસંત નાયકનાં ચરિત્રાત્મક પુસ્તકો ઠીકઠીક આકર્ષક બન્યાં છે. ઉષાબહેને પિતા ધૂમકેતુના જીવનઘડતરની વાતોના ૧૧ ભાગો આપ્યા છે, તે ઉપરાંત ઈંદિરા ગાંધી, વિક્રમ સારાભાઈ, સરદાર, રાજા રામન્નાનાં ચરિત્રો પણ આપ્યાં છે. ભારતની પહેલી સ્ત્રી પાયલટ પ્રેમ માથુરનું વસંત નાયકે 'પહેલી પાયલટ'માં સુંદર ચિત્રણ કર્યું છે. યશવન્ત મહેતાએ 'મહાન મહિલાઓ', 'ભગિની નિવેદિતા', 'વિજ્ઞાનના મરજીવા', 'મહાન મુસાફરો' વગેરેમાં રસાળ ચરિત્રો આપ્યાં છે. ધનવંત ઓઝાએ ૧૨૦ જેટલાં ચરિત્રો આપી આ ક્ષેત્રે અમૂલ્ય સેવા બજાવી છે. પ્રસાદ બ્રહ્મભટ્ટની કલમ પણ અહીં યશસ્વી નીવડી છે. ચંદ્રકાન્ત શેઠનું 'ધરતીના ચાંદ, ધરતીના સૂરજ'માં પચીસ નાનકડા રસિક, માહિતીસભર ચરિત્રલેખો છે. આ તેમ જ અન્ય મોટા ભાગનાં ચરિત્રો વિદ્યાર્થી-કિશોરભોગ્ય રહ્યાં છે.

ગિજુભાઈએ કેટલાક નિબંધો આપેલા. બાકી આ ક્ષેત્રે એ પછી જથ્થાબંધ નિબંધો કોઈએ આપ્યા નથી. અલબત્ત, ૧૯૮૯માં યોગેશ જોષીમાં તેનું કંઈક આછુંપાતળું અનુસંધાન જોવા મળે છે. સ્વરૂપગત નાવીન્ય ધરાવતી 'પરાગની નોંધપોથી' કૃતિ (લે. મોહનભાઈ શં. પટેલ) તેમાંની સામગ્રી, સચિત્રતા અને રસાળતા તથા ગદ્યલહેકાઓને કારણે ધ્યાનાર્હ બને છે. ૧૯૯૭નું આ પ્રકાશન મુદ્રણકલાના વિકાસનું પણ જાણે કે પ્રતિબિંબ ઝીલે છે અને તેના લેખકની સૂઝ-પ્રતિભા અને બાલમાનસની જાણકારી વ્યક્ત કરે છે.

બાલકિશોરસાહિત્યના વિકાસ-વિસ્તાર માટે સ્વાતંત્ર્યોત્તર કાળમાં સામયિકોએ નોંધપાત્ર ભૂમિકા ભજવી છે. 'ગાંડીવ', 'બાલજીવન', 'કિશોર' કે 'રમકડું' જેવાં સામયિકો હવે નથી એ દુઃખની વાત છે. છતાંય 'બાલજગત', 'બાલસખા, 'પગલી', નિરંજન', 'કુમાર', 'ઝગમગ', 'બાલસંદેશ', 'સબરસ' જેવાં સાપ્તાહિક – પાક્ષિક – માસિકોએ ઉલ્લેખપાત્ર કાર્ય જરૂર કર્યું છે. એવાં તો અનેક સામયિકો મળ્યાં છે, જે અલ્પ કે લાંબા સમય સુધી ચાલી બંધ પડી ગયાં હોય. છેલ્લે ગુજરાત રાજ્ય શાળાપાઠ્યપુસ્તક મંડળ 'બાલસૃષ્ટિ' દ્વારા આ દિશાની ખોટ પૂરી પાડવા પ્રયત્ન કરે છે તે આનંદની વાત છે. 'ચાંદામામા' અને 'ચંપક' જેવાં પરપ્રાંતીય સામયિકોની ગુજરાતી આવૃત્તિ પ્રગટ થાય છે તેને આનંદની વાત ગણવી કે દુઃખની તે એક વિચારવા જેવી બાબત છે. 'ના મામા કરતાં કહેણા મામા સારા' એવું સમાધાન કરવું રહ્યું. 'ગ્રંથ', 'પરબ' જેવાં સામયિકોના ખાસ બાલસાહિત્ય અંગેના વિશેષાંકો પ્રકટ થયા હતા તે આનંદની ઘટના ખરી. અલબત્ત, તેમાં સૈદ્ધાન્તિક ચર્ચાઓ સરસ થઈ હતી અને બાલસાહિત્યવિષયક અપેક્ષાઓ વ્યક્ત થઈ હતી. તો કેટલીક સંસ્થાઓના કાર્યને પણ બિરદાવવું રહ્યું. પાઠ્યપુસ્તક મંડળે ગયા દાયકામાં વિપુલ પ્રમાણમાં બાલસાહિત્ય પ્રગટ કરેલું. ગુજરાત સાહિત્ય અકાદમી પણ સત્ત્વશીલ બાલકિશોરસાહિત્યના પ્રકાશન માટે અનુદાન આપે છે. અનડા, ઇન્કા, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, આર.આર. શેઠની કંપની, નવભારત સાહિત્ય મંદિર, આદર્શ પ્રકાશન, સાધના પ્રકાશન, રન્નાદે પ્રકાશન, કુસુમ પ્રકાશન, ગુજરાત પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, અસાઇત સભા જેવી અનેક પ્રકાશનસંસ્થાઓ, પુસ્તકવિક્રેતાઓ આ ક્ષેત્રે સક્રિય રહેલ છે. બાળકો માટે નહેરુ બાલપુસ્તકાલય, ચિલ્ડ્રન્સ બુક ટ્રસ્ટ, નૅશનલ બુક ટ્રસ્ટ વગેરેનું કાર્ય ઉલ્લેખનીય છે. દિલ્હીની NCERT (નૅશનલ કાઉન્સિલ ઑફ એજ્યુકેશનલ રિસર્ચ ઍન્ડ ટ્રેઇનિંગ) સંસ્થા દર બે વર્ષે વયજૂથ પ્રમાણે પુરસ્કાર આપે છે. વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું કાર્ય પણ સ્મરણીય ગણાય. ગુજરાતી સાહિત્ય પરિષદ દ્વારા શ્રી મોટા પ્રેરિત 'નીલકંઠ બાલોપયોગી ગ્રંથમાળા'માં વિષય-

સ્વરૂપનું વૈવિધ્ય દાખવતું સત્ત્વવંતું બાલકિશોરસાહિત્ય પ્રગટતું રહે છે. પરિષદ દ્વારા દર બે વર્ષે શ્રી નટવરલાલ માળવી પારિતોષિક, શ્રી રમણલાલ સોની પારિતોષિક તથા એની સરૈયા પારિતોષિક બાલકિશોર-સાહિત્ય માટે અપાય છે. ગુજરાત સાહિત્ય અકાદમી દર બે વર્ષે બાલસાહિત્યનાં જુદાં જુદાં સ્વરૂપોને લક્ષમાં રાખી ઇનામ આપે છે. ઈ.સ. ૧૯૮૬થી બાલસાહિત્ય સંદર્ભે 'શ્રી ગિજુભાઈ બધેકા સુવર્ણચંદ્રક' દર બે વર્ષે અપાય છે. ૧૯૮૬નો પહેલો ચંદ્રક શ્રી રમણલાલ સોનીને અપાયો હતો. ત્યારબાદ ૧૯૮૮નો રમેશ પારેખ, ૧૯૯૦નો હરીશ નાયક, ૧૯૯૨નો રતિલાલ નાયક, ૧૯૯૪નો રક્ષાબહેન દવે તથા ૧૯૯૬નો શ્રદ્ધા ત્રિવેદીને : તેમના સમગ્ર બાલસાહિત્યક્ષેત્રના પ્રદાનને ધ્યાનમાં રાખી આ ચંદ્રકો અપાયા છે. શ્રી કોયા એજ્યુકેશન ટ્રસ્ટના ઉપક્રમે મોહનભાઈ શં. પટેલ અવારનવાર પરિસંવાદ રાખે છે અને ફલશ્રુતિ રૂપે પુસ્તકો પ્રગટ કરે છે. 'યોજના' કાર્યાલય દ્વારા પણ પ્રયત્ન થાય છે. છેલ્લાં ચાર વર્ષથી શ્રી યશવન્ત મહેતા અને છગનભાઈ ભૈયાના પુરુષાર્થથી 'બાલસાહિત્ય અકાદમી' સક્રિય થઈ, પરિસંવાદ યોજી, બાલસાહિત્યકારોનું સન્માન કરી કેટલાંક કાર્યો કરવામાં મક્કમ ડગ માંડી રહી છે. ગ્રંથાલયોમાં બાળકો માટે ખાસ ઓરડા અને તેમના કદને ધ્યાનમાં રાખી પુસ્તકો માટેના ઘોડા તેમ જ ટેબલ-ખુરશીઓ રખાય છે. અવારનવાર પુસ્તકમેળાઓ યોજાય છે. વાલીઓમાં જાગૃતતા આવતી જાય છે. એકંદરે બાલસાહિત્ય માટે હવા જામતી જાય છે. તેથી બાલકિશોર-સાહિત્યનું ભવિષ્ય ઉજ્જ્વળ છે.

બાલસાહિત્ય પ્રત્યે સમાજની સજાગતા આનંદ-પ્રેરે તેવી છે. પણ જેટલું, જે રીતે ને જેવી રીતે બાલસાહિત્યનું વિવેચન થવું જોઈએ તે થયું નથી. તેથી બાલસાહિત્ય પ્રકાશિત તો વિપુલ માત્રામાં થાય છે, પણ બાલમાનસની દૃષ્ટિએ પથ્યકર અને કલાકીય દૃષ્ટિએ સંતોષપ્રદ સાહિત્યનું પ્રમાણ ઓછું મળે છે. અલબત્ત, ગુજરાત સાહિત્ય સભાની કાર્યવાહીમાં તે વિશે વિચારણા તો થઈ છે – થાય છે જ. જે તે કાર્યવાહીના લેખકો જેમ કે રસિકલાલ પરીખ, યશવંત શુક્લ, રમણલાલ જોશી, મધુસૂદન પારેખ અને અનેક વિદ્વાનોએ તેનાં નોંધ-મૂલ્યાંકનો કર્યાં જ છે. વળી કાકાસાહેબ, નાનાભાઈ ભટ્ટ, ગિજુભાઈ, મૂળશંકર ભટ્ટ, વસંત નાયક, રમણલાલ સોની, મોહનભાઈ પટેલ, કનુભાઈ જાની, યશવંત દોશી, વિનોદિની નીલકંઠ, ચંદ્રકાન્ત શેઠ, ભારતી ઝવેરી વગેરેએ આ અંગે સમયે સમયે ચિંતા-ચિંતન કર્યું છે. ભારતી ઝવેરી અને શ્રદ્ધા ત્રિવેદીએ ગુજરાતી બાલકથા-સાહિત્ય વિશે ઊંડાણથી સંશોધનકાર્ય કર્યું છે. આવા કેટલાક પ્રયત્નો છતાંયે અસંતોષ રહે તેવી સ્થિતિ તો છે જ.

બાલસાહિત્ય વિપુલ પ્રમાણમાં ખેડાયું છે છતાંય બાલકિશોરમાનસને સંપૂર્ણ વ્યક્ત કરે, તેમની અપેક્ષાઓને, સૂક્ષ્મ જરૂરિયાતોને સંતોષે, કલાકીય રીતે પણ ઉત્તમ નીવડે તેવું સાહિત્ય ઝાઝું મળ્યું નથી. મૌલિકતાની દૃષ્ટિએ નવમા-દસમા દાયકામાં કંઈક સત્ત્વશીલ બાલસાહિત્ય મળ્યું છે. આમ છતાંય બાળકોના મનોજગતનો વાસ્તવજગત સાથે સુમેળ સાધી શકે તેવું બાલસાહિત્ય હજુ અલ્પ પ્રમાણમાં છે. રવીન્દ્રનાથ, શરદબાબુ કે હાન્સ ઍન્ડરસન જેવા કોઈ સાહિત્યકારનું સ્થાન ગુજરાતીમાં હજી ખાલી છે.

બાલસાહિત્ય બાલમાનસઘડતરનું પાયાનું કાર્ય કરે છે માટે જ તે વિશેષ માવજતનું – માતાની મમતા અને પિતાની કડકાઈના સંમિશ્રણ જેવી – હકદાર છે. તેની લેશ પણ ઉપેક્ષા સમાજને હાનિકારક નીવડી શકે. આપણે અણુવિજ્ઞાનની વાત જેટલી જ બાલમનોવિજ્ઞાન, બાલકેળવણી અને બાલસાહિત્યની વાતને લક્ષમાં લેવી જોઈએ. ઇતિહાસ બતાવે છે તેમ સમયે સમયે સમાજને ટોકનારા અને સાહિત્ય-શિક્ષણને સાચી દિશા ચીંધનારા મહાનુભાવો મળ્યા જ છે. આજના અણુયુગમાં ઊછરતા બાળક માટે પણ તેના હવેના સમયના સંદર્ભને અને તેને સમજી શકે તેવા, તેને ન્યાય આપનાર સાહિત્યકાર આવશે – તેવી આશા સેવવી અસ્થાને નથી.



પ્રીતિ સેનગુપ્તા

### નવી નવી રીતે સ્વની શોધ

કેટલીક વાર વિધિની વક્રતા એવી હોય છે કે કોઈ વ્યક્તિ જે કારણસર પ્રસિદ્ધિ પામી હોય છે તે જ કારણને લીધે ઉપાલંભ પણ પામ્યા કરે છે. આવું બનેલું દેખાય છે બહુશ્રુત, તેમ જ બહુચર્ચિત, લેખક વી. એસ. નાયપૉલની બાબતમાં. એમની કલમ દ્વારા સતત લખાતાં રહેતાં પુસ્તકોને કારણે એ ઘણાં પારિતોષિક, તથા બ્રિટિશ સરકાર તરફથી 'સર'નો સન્માનિત ખિતાબ, પામી ચૂક્યા છે. તો સાથે જ, સર્વોચ્ચ ગણાતા નોબેલ પારિતોષિકથી જાણે જાણી જોઈને જ એમને વંચિત રખાયા છે, તથા હજી એ ત્રીજા વિશ્વમાંના ટ્રિનિડાડ નામના દ્વીપ-દેશમાંથી આવતી બદામી રંગની વ્યક્તિ તરીકેની ગણતરી જ પામતા રહે છે.

સાડા ચાર દાયકાથી પણ લાંબા કાળથી નાયપૉલનું સર્જનાત્મક લેખન ચાલતું આવ્યું છે. એ દરમ્યાન લગભગ દરેક કૃતિ બનેલી જણાય છે. અગિયાર જેટલી એમની નવલકથાઓમાં 'અ હાઉસ ફૉર મિ. બિશ્વાસ,' 'અ બૅન્ડ ઇન ધ રિવર', 'ઇન અ ફ્રી સ્ટેટ' વગેરેનો સમાવેશ થાય છે, અને એટલી જ સંખ્યામાં લખાયેલા વિદ્વત્તાપૂર્ણ નિબંધ-ગ્રંથોમાં 'ઇન્ડિયા–અ વૂન્ડેડ સિવિલિઝેશન', 'અમન્ગ ધ બિલીવર્સ', 'બિયૉન્ડ બિલીફ', 'ધ રિટર્ન ઑફ એવા પેરૉન' વગેરે ગણાવી શકાય. બંને લેખનપ્રકારોમાં વિષય-વસ્તુની એકવિધતા અથવા સમાનતા આશ્ચર્યકારક લાગે છે. ત્રીજું વિશ્વ જે આફ્રિકા, કરિબિયન, એશિયા, મધ્ય-પૂર્વ વગેરેમાંના દેશોના સ્વરૂપે હોઈ શકે છે તે નાયપૉલના લેખનના કેન્દ્રમાં અવિચળ રીતે રહે છે. આ કેન્દ્રની આસપાસ અર્થઘન અને અસરકારક શબ્દ-જાળ ગૂંથતી રહે છે નાયપૉલના ચિત્તને સદા ગ્રસી રહેતી વિચાર-ધારાઓ. એમની બે મુખ્ય મનોગ્રસ્તિ આ પ્રમાણે છે: એક, લેખક બનવું, તથા હોવું એટલું શું તે, અને બીજું, પરદેશી સત્તાધારીઓ ડેરા ઉઠાવી જતા રહે પછી તાજા સ્વતંત્ર થયેલા એ ગરીબ દેશોમાં, અરાજકતા ને અવ્યવસ્થાને કારણે શું બને છે તે. સ્પષ્ટ રીતે જ, આ બીજા સૂત્ર વડે એમનાં પુસ્તકોમાં ઘણાં મોટાં વમળ સર્જાતાં રહ્યાં છે. લાંચ-રુશવત, અંદર-અંદરનાં વેર-ઝેર, ઘાતકી વર્તાવ અને ખૂનામરકીનો કારમો ચિતાર હર-હંમેશ નાયપૉલના વાચકની સામે ખડો થતો હોય છે. ''અડધી-પડધી અવસ્થામાં રહી જવાનો શાપ પામેલા અડધા-પડધા સમાજો'' સાથેની મુલાકાતો વાચકોએ સતત ખમવી પડતી હોય છે.

નાયપૉલ પોતે આ વાતથી અજાણ નથી જ અને એક વાર એમણે ક્યાંક કહ્યું પણ છે કે ''મારું બધું સર્જન-કાર્ય ખરેખર એક છે; હું ખરેખર એક મોટો ગ્રંથ લખી રહ્યો છું.'' જે પુસ્તકમાં આ કથન ખૂબ બળપૂર્વક સાચું પડતું જોવા મળે છે તેનું નામ 'અ વે ઇન ધ વર્લ્ડ' (A Way in the World). નાયપૉલે એને નવલકથા કહી છે, પણ એ આત્મકથા કે સ્મૃતિકથા જેવી વધારે લાગે છે. એની અંદરનો નાયક ઘણી રીતે નાયપૉલની પોતાની સાથે સરખાવી શકાય એવો છે. એ પણ એના સર્જકની જેમ ટ્રિનિડાડથી ઇંગ્લંડ, ઇંગ્લંડથી આફ્રિકા, ત્યાંથી પાછો ટ્રિનિડાડ, ને ફરી ઇંગ્લંડ પહોંચે છે. નવ હિસ્સામાં વહેંચાયેલું કથાનક અંગત, ઐતિહાસિક, વાર્તા-સ્વરૂપે, સંસ્મરણાલેખે – એમ વિવિધ સ્તરો પર વિકસે છે. આમ તો પુસ્તકનું કદ ચાર સો પાનાંથી પણ ઓછું છે, પરંતુ એનો વ્યાપ મહા-કથા જેવો છે. કથાનક દૂર દૂરની જગ્યાઓમાં, લાંબા કાળમાં પ્રસરતું જાય છે; ને કોલમ્બસ, રેલે, બૉલિવાર જેવા આદ્ય-સાહસીઓ એટલે કે પ્રથમ 'કૉલોનિસ્ટો' પણ હાજર થતા જાય છે. વિવેચકોએ

નાયપૉલના ગદ્યને અત્યંત પ્રવાહી અને પ્રશસ્ય ગણ્યું છે, પણ કથાનકનું વાચન કઠિન કહ્યું છે.

'અ વે ઇન ધ વર્લ્ડ' પુસ્તકનો ઉઘાડ ઓગણીસ સો ચાલીસના દસકાના ટ્રિનિડાડના મુખ્ય શહેર પૉર્ટ ઑફ સ્પેઇનમાં થાય છે, જ્યાં નાયપૉલની કિશોરવય વીતી, અને જે એમની નવલકથાઓમાં ફરી ફરી દેખાતું જ રહે છે. એ એવો સમય હતો કે જ્યારે સારામાં સારી નોકરીઓ માટે શ્વેત રાજ્યકર્તાઓ છેક ઇંગ્લંડથી શ્વેત કર્મચારીઓને બોલાવી લેતા. સ્થાનિક લાયક વ્યક્તિઓ જ્યાં ને ત્યાં નકાર પામતી રહેતી. ઘણાં સ્થાનિક જણ ભણવા, કમાવા, સુખી થવા પરદેશોમાં ઇંગ્લંડ, સ્પેઇન, વેનેઝુએલા જતાં રહેતાં, પણ એમનાં ચિત્ત માતૃભૂમિ માટેના ઝુરાપામાંથી મુક્ત થઈ ના શકતાં. બે સ્થાનોમાંથી ક્યાંયનાં પૂરેપૂરાં થઈને નહીં રહી શકવાની એ સંભ્રાંત સ્થિતિ પર નાયપૉલે વારંવાર લખ્યું છે. અહીં પ્રવક્તા દ્વારા એ કહે છે, "વારસાનું રહસ્ય હું સમજાવી શકું તેમ નથી. આપણે આપણાં મા-બાપ અને દાદા-દાદી અંગે તો જાણતાં હોઈએ છીએ. પણ આપણે હંમેશાં પાછળ ને પાછળ શોધતાં જઈએ છીએ; આપણે સૌ છેક શરૂઆત સુધી જઈએ છીએ; આપણાં લોહી અને હાડકાં અને મગજમાં હજારો જણની સ્મૃતિઓ આપણે ભરી રાખીએ છીએ. વારસામાં પામ્યાં હોઈએ તે બધાં લક્ષણો આપણે સમજી શકતાં નથી. ઘણી વાર આપણે આપણી જાતથી જ અજાણ્યાં થઈ જતાં હોઈએ છીએ."

ઐતિહાસિક રીતે જાણીતા થયેલા પેલા બધા આદ્ય-સાહસીઓ નવા વિશ્વને નામે વધારે સત્તા અને ધનની લાલસાથી નીકળી પડેલા, ખોટી દિશામાં ગયા પછી પણ આગળ ધપેલા, પોતે હેરાન થયેલા, અન્ય પ્રજાઓને ખૂબ હેરાન કરેલી, ને છેવટે પોતે ખુવાર થઈ ગયેલા. આનું કારણ એક રીતે 'સાહસની ઘેલછા અને જાત સાથે છેતરપિંડી' હતું, તો બીજી રીતે, એ બધા પોતપોતાની જાતને નવેસરથી સર્જવા, પ્રાપ્ત કરવા ઝંખતા હતા.

સૌથી ઓછો જાણીતો સાહસી ફ્રાન્સિસ્કો મિરાન્ડા નામનો વેનેઝુએલા દેશનો એક ધનિક પુરુષ છે, અને એ પુસ્તકમાં પ્રમુખ સ્થાન પામ્યો છે. એને વિષે અન્યત્ર નાયપૉલ લખે છે કે "મેં એને 'કૉલોની'માંથી આવતી એવી એક વ્યક્તિ તરીકે જોયો કે જે અધૂરાપણાનો ભાવ અનુભવે છે, અને જ્યારે એ બહારના વિશ્વમાં જઈ પહોંચે છે ત્યારે એને નવેસરથી જાતને સર્જવી, શોધવી પડે છે. એનામાં મેં મારાં જ શરૂઆતનાં કેટલાંક પ્રેરણો જોયાં."

એકવીસ વર્ષનો આ યુવક, નામે મિરાન્ડા, નસીબની શોધમાં યુરોપ જાય છે. ટકી રહેવા માટે જે થોડા પૈસા લઈને એ નીકળ્યો છે તે બધા એ એક રેશમી રૂમાલ અને એક રેશમી છત્રી ખરીદવામાં ખર્ચી નાખે છે, કારણ કે યુરોપના ધનિકોમાં જલદીમાં જલદી ભળી જવાની એની ઇચ્છા તીવ્રતમ છે. પછી તો મિરાન્ડા પાકો ઠગ અને આત્મવિશ્વાસથી ભરેલો ચાલબાજ બને છે. યુરોપથી રશિયા સુધીનાં શ્રીમંતો તથા રાજા-રાણીઓનાં દ્વાર મિરાન્ડા માટે સર્વદા ખુલ્લાં રહે છે. એ પોતાનાં સાહસો અને સામાજિક વિજયોની નોંધો એક પોથીમાં કરતો રહે છે, અને આ જ પોથીને આધારે એ પોતાને નવાં નવાં પ્રતિરૂપોમાં સર્જતો રહે છે – મશ્કરો મિરાન્ડા, કળા-પ્રેમી મિરાન્ડા, ગર્ભ-શ્રીમંત મિરાન્ડા, લોકપ્રિય મિરાન્ડા. આમ કરતાં કરતાં એ એમ પણ માનવા માંડે છે કે પોતે રાજવી મિરાન્ડા છે, જ્યાંથી ૩૫-૪૦ વર્ષ એ દૂર રહ્યો છે ત્યાં એક સરકાર એની 'રાહ' જોઈ રહી છે. પછી એ વેનેઝુએલા પર ચડાઈ કરી જાય છે, ત્યાં વસી ગયેલા સ્પૅનિશ રાજ્યકર્તાઓને હઠાવવામાં નિષ્ફળ થાય છે, અને બાકીની જિંદગી જેલની કોટડીમાં વિતાવે છે.

ગુલામ થઈને જીવતા લોકો પણ એની સાથે નથી જોડાતા. જેમણે મિરાન્ડાને લંડનથી બોલાવ્યો – વેનેઝુએલાની ક્રાંતિકારી ચળવળના આગેવાન બનવા માટે – તે જ લોકો એને સ્પૅનિશ સત્તાધારીઓના હાથમાં સોંપી દે છે. જે ભવિષ્ય અંગે પહેલેથી જ એને ડર રહ્યો હતો તે જ એ અંતે પામી બેસે છે. જીવનનાં છેલ્લાં ચાર વર્ષ અંધારી જેલમાં – ઘણો સમય તો સાંકળોથી બદ્ધ થઈને – મિરાન્ડા ગુજારે છે. લંડનને, તેમ જ એના કુટુંબને, મિરાન્ડા ક્યારેય ફરી જોઈ –

મળી શકતો નથી. ઓગણીસમી સદીનો પહેલો દસકો પૂરો થયો છે. યુરોપી 'કૉલોની'કાળ પુરબહારમાં ચાલુ છે. નાયપોલ મિરાન્ડાનાં ઘોર અંધારાં રાત-દિવસ, અને એના અંતર્ગત સંદેહઅસુરોને માનપૂર્વક, વહાલપૂર્વક સંભાળે છે, અને વર્ણવે છે, કે જેથી મિરાન્ડાની કથા સંભવિત લાગે છે, તેમ જ ભાવાત્મક પણ બની રહે છે.

કેટકેટલી ક્રાંતિઓ નિષ્ફળ જતી હોય છે – ઐતિહાસિક પણ, અને અંગત પણ. કોઈ કોઈ વ્યક્તિઓ નથી જન્મના દેશમાં સંપૂર્ણતા પામી શકતી, નથી બીજા વિકાસ પામેલા, ધનાઢ્ય સમાજોમાં સ્થિરતા મેળવી શકતી. પુસ્તકના શીર્ષક પ્રમાણે, વિશ્વમાં પથ શોધતી, બનાવતી એ વ્યક્તિઓ નીકળી પડે છે ખરી, પણ ઘરનો કોઈ સ્પષ્ટ આકાર, કે ઉષ્માભર્યો આધાર એ કદી પ્રાપ્ત કરી શકતી નથી. ૪૦-૪૫ વર્ષ 'બહાર' રહ્યા પછી, તથા અપૂર્વ માન-સન્માન પામતા રહ્યા પછી પણ નાઈપૉલ પોતે જ આવી એક વ્યક્તિ બનીને રહેલા છે. પોતાના નાયકોનો અપૂર્ણતાનો ભાવ તે નાયપૉલનાં નિજી સંવેદનોનું સીધું આરોપણ છે, તે અતિ-ચર્ચિત બાબત છે. વિવેચકો એમના લેખનમાંના સૂરને "સ્વ-દેશથી દૂર વસતી વ્યક્તિનો અવાજ" કહીને ઓળખાવે છે.

નાઈપૉલના પોતાના કહેવા પ્રમાણે, પોતાના સર્જનાત્મક લેખનને લીધે જ પછાત દેશના બંધિયાર વાતાવરણમાંથી એ 'છટકી' શક્યા, એક અર્ધ-ભૂખ્યા ગામડિયામાંથી વિશ્વ-વિખ્યાત સર્જકમાં નિજને રૂપાંતરિત કરી શક્યા. કલમને સહારે હજી એ ભૂતકાળને 'પકડવા' પ્રયત્ન કર્યા કરે છે, અને સાથે જ, એ જાણે છે કે વર્ષો પહેલાં જેને છોડ્યો તે જન્મ-દેશની વાસ્તવિકતા સતત છેહ દેતી જ રહે છે. દેશ-ઝુરાપાનું, દરેક દેશાંતરવાસીથી અનુભવાતું, સંવેદન નાયપૉલના સર્જનાત્મક હસ્તે મૂર્તિમંત બને છે.

નાયપૉલના ચૈતસિક 'અધૂરાપણા'નું ઊંડાણ એટલું ગહન છે, ત્રીજા વિશ્વ પ્રત્યેનું એમનું દર્શન એટલું વિસ્તૃત છે, તથા એમના કથાનકમાંનો 'અવાજ' એટલો વ્યાપક છે કે એમનું લેખન આધ્યાત્મિક – અથવા પરાભૌતિક – સ્તર પ્રાપ્ત કરી ચૂક્યું છે, તથા નાઈપૉલનું નામ ઉત્તમના પર્યાયો સાથે જોડાઈ ગયું છે. □

## સાભાર સ્વીકાર

**એક મુઠ્ઠી અક્ષર:** લે. અમૃતા પ્રીતમ, અનુ. અરુણા ચોકસી, પ્ર. ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., ૧-૨, અપર લેવલ, સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ, આંબાવાડી, અમદાવાદ-૩૮૦ ૦૦૬, કિં. રૂ. ૭૫. **Poems:** Amita Modi, : Pub. Image Publications Pvt. Ltd., Ahmedabad-6, Rs. 125. **સંસ્કૃતિના દરવાજે:** વિષ્ણુ પંડ્યા, સંપાદક, પ્રકાશક: ડૉ. આરતી પંડ્યા, ૫૦૧/B, વરદાન એપાર્ટમેન્ટ, પમા માળે, પ્રગતિનગર, નારણપુરા, અમદાવાદ-૧૩, કિંમત રૂ. ૩૦૦. **હું મને મળવા મથું:** ડૉ. આર. સી. મારુ, પ્રકાશક: ડૉ. આર.સી.મારુ 'અમિત', ૪, લેઇક વ્યુ પ્લૉટ, ધ્રાંગધ્રા-૩૬૩૩૧૦, કિંમત રૂ. ૪૦. **કાવ્યાક્રોશ:** અનુ. જયંત રેલવાણી, પ્ર. અનુવાદક પોતે, ૪/૯, શાસ્ત્રીનગર, ગુરુદ્વારાની પાછળ, રાજકોટ-૩૬૦ ૦૦૧, કિં. રૂ. ૪૪. **શબ્દે કોર્યાં શિલ્પ:** ભાનુપ્રસાદ પંડ્યા, પ્ર. હીરાગૌરી પંડ્યા, 'રુચિર', પંચવટીનગર, રાજકોટ-૩૬૦ ૦૦૧, કિં. રૂ. ૬૦. **'સંચયિકા' – કવિ ખબરદારની કાવ્યયાત્રા :** સંપાદક ડૉ. ધર્મેન્દ્ર મ. માસ્તર ('મધુરમ્'), પ્રકાશક: રાષ્ટ્રકવિ અ. ફ. ખબરદાર જન્મશતાબ્દી પ્રકાશનમાળા, ૫૦, કલાવિહાર, બીજે માળે, જયનગર, ઉસ્માનપુરા, ઔરંગાબાદ-૪૩૧ ૦૦૫, કિં. રૂ. ૧૬૦.

# અલગારી રખડપટ્ટીમાંથી ફિરસ્તાની સૃષ્ટિ

મહેશ દવે

શરદબાબુ કેટલા બધા ગુજરાતના લાગતા એ બતાવતો એક કિસ્સો પ્રચલિત છે : એજ્યુકેશન ઇન્સ્પેક્ટરે વિદ્યાર્થીઓને પૂછ્યું, "ગુજરાતનો શ્રેષ્ઠ નવલકથાકાર કોણ ?" કિશોરોએ જવાબ આપ્યો, "શરદબાબુ" ! એ સમય એવો હતો કે પ્રૌઢોને શરદબાબુ પ્રિય, ગૃહિણીઓ બપોરે શરદબાબુ વાંચે અને નવી પેઢી શરદબાબુના વાચનથી ઊછરતી હતી.

ગુજરાતના લેખકો ઐતિહાસિક રોમાંચ, તળપદી લોકવાતો, જાનપદી કથાઓ, લાગણીલપટી સમાજકથાઓ, સ્વાતંત્ર્યસંગ્રામની ગાથાઓ, ધર્મનીતિ-ઉપદેશમાં રચ્યાપચ્યા હતા એવે સમયે આબેહૂબ જીવનઆલેખનથી શરદબાબુ નમૂનેદાર ચરિત્રોવાળી નવલકથાઓ સરજી રહ્યા હતા. શાંતમંથર ગતિ, વિગતેવિગતભર્યા પરિવેશનાં વાસ્તવસાદશ્ય, ચરિત્રચિત્રણની મનોવૈજ્ઞાનિક સૂઝ અને અજબ કથાકૌશલથી તેમની કથાઓ ઓપતી અને આકર્ષતી. પોતાની ભાષાના વાર્તાકારો કે નવલકથાકારો કરતાં ગુજરાતી વાચકે શરદબાબુને વધારે વાંચ્યા હોય એટલી શરદબાબુની ગુજરાતમાં લોકપ્રિયતા. શરદબાબુનું લગભગ તમામેતમામ વિપુલ કથાસાહિત્ય કાંઈ અમથું-અમસ્તું ગુજરાતીમાં નથી ઊતર્યું. He was liked, loved and longed for as a storyteller.

તેમના જીવનકાળમાં જ શરદબાબુ જીવતી, જાગતી 'લીજેન્ડ' (કૌતુકરોમાંચકથા) બની ગયા હતા. પણ એમને વિશે દંતકથા ઝાઝી, સાચી જીવનકથા પાંખી ને ઝાંખી. વિષ્ણુ પ્રભાકરે તેમનું જીવનચરિત્ર 'આવારા મસીહા' હિન્દીમાં આલેખ્યું છે. તેમણે આશ્ચર્ય વ્યક્ત કર્યું છે : "પ્રામાણિક તો શું, પણ સાચા અર્થમાં જીવનકથા કહી શકીએ એવુંય શરદબાબુ પરનું કોઈ પુસ્તક, અન્ય ભાષામાં તો ઠીક, ખુદ બંગાળીમાં પણ નથી !"

શરદબાબુની જીવનકથા લખવામાં વિષ્ણુ પ્રભાકરને ઘણી મુશ્કેલીઓ પડી. કલ્પિત વાતો ઘણી જડી, પણ નક્કર વાસ્તવિક માહિતી ઓછી મળી. જીવનકથા પૂરી કરતાં વિષ્ણુ પ્રભાકરને ખાસ્સો સમય લાગ્યો, પણ ડૂબકી મારી મરજીવો છીપમાંથી મોતી શોધી લાવે તેમ શરદબાબુના જીવનસાગરમાં અવગાહન કરી તેમણે શરદબાબુનો જીવનમર્મ ઝડપ્યો છે અને વ્યક્તિત્વ ઉપસાવ્યું છે. તેઓ શરદબાબુનાં સ્નેહી-સંબંધી-મિત્રોને મળ્યા, સમકાલીનોએ લખેલાં સંસ્મરણો તેમણે વાંચ્યાં અને શરદબાબુની જીવનઘટનાનાં સ્થળોની તેમણે મુલાકાત લીધી. તેમણે કાળ-દેશ-વ્યક્તિઓની રેખા સાંધી. આ રીતે તેમણે દળદાર બૃહદ્ગ્રંથરૂપે શરદજીવનકથા 'આવારા મસીહા' આપી. સાથે જ સામાન્ય વાચક માટે સંક્ષિપ્ત જીવનકથા પણ તૈયાર કરી. તે સંક્ષિપ્ત જીવનચરિત્રનો ગુજરાતીમાં અનુવાદ કરી હસમુખભાઈ દવેએ ગુજરાત અને ગુજરાતી ભાષાની મોટી સેવા કરી છે.

હસમુખ દવે એટલે મારા મોટાભાઈ. ઘરમાં બધાં એમને બાબુભાઈ કહે. બાબુભાઈ નાનપણથી પુસ્તકોના રસિયા. જુદી જુદી નોકરીઓ, વ્યવસાય દરમ્યાન બાબુભાઈએ સાહિત્ય-પ્રીતિ જાળવી રાખી તે મોટી વાત છે. તેમણે ચેખૉવથી માંડી હિન્દી, મલયાળમ, કન્નડ જેવી ભાષાઓમાંથી વાર્તા-કવિતાના અનુવાદ આપ્યા છે. અનન્તમૂર્તિની લબ્ધપ્રતિષ્ઠ નવલ 'સંસ્કાર'નો તેમનો અનુવાદ એક મોટું કામ છે. તેમણે અમૃતા પ્રીતમની નવલકથા 'તેરહવા સૂરજ'નો પણ અનુવાદ કર્યો છે, સુરેશ દલાલસંપાદિત 'અમૃતાવિશેષ'માં તે પ્રગટ થયો છે. આર. કે. નારાયણની એક લઘુનવલનો તેમનો અનુવાદ તૈયાર છે, પણ લેખકની પરવાનગીના વિલંબને કારણે હજી અપ્રગટ છે. વૈવિધ્યભરપૂર એવી તેમણે અનુવાદ કરેલી ઘણી વાર્તાઓ અને કવિતાઓ સામયિકો અને "ઍન્થૉલોજિઝ'માં સ્થાન પામી છે. તેમણે કરેલો

'આવારા મસીહા'નો અનુવાદ આપણા અનૂદિત સાહિત્યમાં મૂલ્યવાન ઉમેરો ગણાશે.

આત્મકથા અને જીવનકથાના સાહિત્યપ્રકારની આજકાલ પશ્ચિમમાં ખૂબ બોલબોલા છે. સામાન્ય માણસ કે અદના કલાકારથી માંડી મોટી વિભૂતિઓ, વિદ્વાનો, વિજ્ઞાનીઓ અને રાજકારણીઓની જીવનકથાઓ ત્યાં જુદી જુદી રીતે આલેખાય છે. એક જ વ્યક્તિ પર જુદા જુદા દૃષ્ટિકોણથી લખાયેલાં ચાર-પાંચ જીવનચરિત્રો મળી આવે. આપણે ત્યાં આ સાહિત્યસ્વરૂપનું ખેડાણ પ્રમાણમાં અલ્પ રહ્યું છે (આપણો બહુ ખાનગીરખ્ખો – secretive – સમાજ તો નથી ને !).

જીવનકથામાંથી માણસ અને તેના મનુષ્યત્વ, તેની મહત્તાઓ અને મર્યાદાઓની ચાવી જડે છે. એ દૃષ્ટિએ અહીં પ્રસ્તુત થયેલું શરદબાબુનું જીવનવૃત્તાંત વિસ્મય સંતોષનારું જ નહીં, રહસ્યોદ્‌ઘાટક પણ છે.

શરદબાબુમાં બે વિરલ તત્ત્વોનો અદ્‌ભુત સમન્વય જોવા મળે છે : નૈસર્ગિક પ્રતિભા અને અતિસમૃદ્ધ (rich) જીવનઅનુભવ. સમર્થ લેખક હોવા ઉપરાંત તેઓ સંગીત, ગાયન, અભિનય અને ચિત્રકામમાં નિપુણ હતા. કલાઓ તેમને સહજ હતી, તાલીમનો ફાળો નહિવત્ હતો. તેમણે સંગીતનો કોઈ શાસ્ત્રીય અભ્યાસ કર્યો નહોતો. પણ તેમના ગળાની મીઠાશ, હલક અને સૂર-તાલની જાળવણીથી ભલભલા સંગીતજ્ઞો રીઝતા અને સામાન્ય શ્રોતાઓ ભાવવિભોર થઈ જતા. નાટકોનો તેમનો અભિનય લોકોને વર્ષો સુધી યાદ રહી ગયેલો.

શરદબાબુનું બાળપણ બાપીકા ગામ દેવાનંદપુર અને મોસાળ ભાગલપુરમાં વીત્યું. બંગાળનું ગ્રામજીવન તેમની બાળસ્મૃતિમાં જડાઈ ગયું. નાનાં તળાવો, ઘાસનાં લીલાં મેદાનો, નારિયેળ અને કેળનાં વૃક્ષો, નદી અને ઝરણાં, ધૂડી નિશાળ અને ગોઠિયાઓ, તોફાનો ને સજા, જંગલો અને ઝાડ-વેલ છવાયેલાં કોતરો ને ગુપ્ત જગ્યાઓ, ગરીબાઈ ને મેલેરિયા તથા પ્લેગ જેવા રોગ, સ્ત્રીઓ ને વિધવાઓના કરુણ સંસાર, સાપ ને નોળિયા, માનવતા ને કરુણાથી મહોરતાં માણસો, ભૂખની ભુતાવળ ને અપાર દુઃખો, કૌટુંબિક પ્રેમ ને ખટપટ, રઝળપાટ ને શાંત 'તપોવન', સાધુબાવા ને મદારીઓની સંગત, મુઝફ્ફરનગર ને બિહાર – આ સર્વની પ્રત્યક્ષ છબી શરદબાબુએ ઝીલી, તેનાથી તેમનું સંવેદનતંત્ર રસાયું. તેમાંથી પ્રગટી બંગાળના ગ્રામજીવન, કુટુંબજીવન અને સમાજજીવનની ભાવસૃષ્ટિ. તેમની વાર્તાઓ ને નવલકથાઓમાં તેમણે આ સૃષ્ટિનો આપણને સેન્દ્રિય અનુભવ કરાવ્યો છે.

શરદબાબુ મોટા ગજાના વિદ્વાન નહોતા. પ્રમાણમાં ભણ્યા ઓછું, પણ ઉઘાડી આંખ અને ધબકતા હૃદયે ઔપચારિક શિક્ષણની ખોટ પૂરી કરી દીધી. રખે કોઈ માની લે કે શરદબાબુ સાહિત્યના વિશ્વથી અપરિચિત હતા. રમવા, રખડવા ને તોફાનો જેટલો જ તેમને વાંચવાનો શોખ હતો. સ્કૂલની સમગ્ર લાઇબ્રેરી તેમણે ફેંકી નાખેલી; પિતાજીના કબાટમાં પુરાયેલાં તમામ પુસ્તકો તેમણે વાંચ્યાં હતાં; રંગૂનમાં બર્નાર્ડ લાઇબ્રેરીનો પૂરો લાભ લીધો હતો; તે સમયના લગભગ તમામ પ્રસિદ્ધ લેખકોની કૃતિઓ તેમણે વાંચેલી. ટૉલ્સટૉય અને રવીન્દ્રનાથ તેમના પ્રિય લેખકો હતા. સોળ-સત્તર વર્ષની ઉંમરે તો તેમણે હેન્રી વુડના 'ઇસ્ટલીન' અને મેરી કૉરેલીના 'માઇટી ઍટમ'નું ભાષાંતર-રૂપાંતર કરેલું. અઢાર વર્ષ સુધીમાં તેમણે બેએક નવલકથાઓ ને ઘણી વાર્તાઓ લખેલી. બીજાના નામે ચડાવેલી તેમની વાર્તાને શ્રેષ્ઠ વાર્તાનું ઇનામ મળેલું. પણ પ્રસિદ્ધિનો તેમને મોહ નહોતો. તેમનું નિશાન ઊંચું હતું : 'રવીન્દ્રનાથ જેવું લખવું.'

શરદબાબુનો જીવનઅનુભવ વ્યક્તિસમૃદ્ધ હતો. નાનપણનાં તેમનાં સાહસિક મિત્રો : નયનદા, રાજુ, નીલા; કેટલાય સ્ત્રી-પરિચયો ધીરુ, કાલીદાસી, નીરદા, નિરુપમા; અસંખ્ય સ્નેહીસંબંધીઓ. આ બધી જીવંત વ્યક્તિઓના પડઘા તેમણે સર્જેલાં અમર ચરિત્રોમાં સંભળાય છે. 'દેવદાસ'ની પારો, 'બડી દીદી'ની માધવી અને 'શ્રીકાન્ત'ની રાજ્યલક્ષ્મીમાં 'ધીરુ'નાં દર્શન થાય છે એમ મનાય છે. પણ આપણી માહિતી એટલી પામર છે કે શરદબાબુની આ બાળસખીનું અસલ નામ શું હતું તે પણ જીવનકથા – આલેખકને જડી શક્યું નથી. તેમણે 'ધીરુ'નું કાલ્પનિક નામ આપવું પડ્યું છે. એ જ રીતે 'દેવદાસ'ની ચંદ્રમુખીનું સર્જન કાલીદાસી પરથી થયાનું

મનાય છે. 'દેવદાસ' અને 'શ્રીકાન્ત'માં ઘણાએ શરદબાબુ નિહાળ્યા છે. આશ્ચર્ય પમાડે એવી વાત તો એ છે કે પ્રેમ અને પ્રેમિકાની આટલી બધી નાજુક વાતો કરનારા શરદબાબુનાં બન્ને લગ્નો અકસ્માત્ અથવા તો પરોપકારી ભલમનસાઈમાંથી સર્જાયાં. ગરીબ બ્રાહ્મણને ઘરડા દારૂડિયાને દીકરી પરણાવવી ન પડે તે માટે મદદ કરવા જતાં મસીદ કોટે વળગી અને પ્રથમ લગ્ન થયું શાન્તિ સાથે. શાન્તિના મૃત્યુ પછી કંઈક એવા જ સંજોગોમાં કંઈક અંશે ઉપકારવશ કરુણાભાવથી અવિધિસર લગ્ન થયાં મોક્ષદા સાથે. મોક્ષદાને તેઓ હિરણ્યમયી કહેતા. તેમણે બન્ને લગ્નો નિભાવ્યાં એટલું જ નહીં; બન્ને જીવનસાથીઓને ખૂબ ખૂબ પ્રેમ, આદર અને સાથસહચાર આપ્યા. અંગત જીવન તેમ જ સાહિત્યમાં શરદબાબુએ રખડેલ અનીતિમય વ્યવહારનો ક્યારેય પુરસ્કાર કર્યો નથી.

શરદબાબુ અવ્યવસ્થિત અને આળસુ જરૂર હતા, પણ જવાબદારીમાંથી છટકવાની ભાગેડુવૃત્તિ એમણે કદી નથી દાખવી. રવીન્દ્રનાથે કહ્યું કે "આ માણસ ન લખે તો તે નરી નિષ્ઠુરતા ગણાશે" અને સૌરીન્દ્રનાથ મુખર્જીએ ટોણો માર્યો કે "લખી શકે એવા લોકો હાથ જોડી બેસી જાય તો તે અક્ષમ્ય ગુનો છે !" ત્યારે શરદબાબુએ કબૂલ રાખ્યું, "હા, હવે હું લખીશ. જરૂર લખીશ." જોકે તેમની પાસેથી લખાણ કઢાવવું એ સંપાદકો અને પ્રકાશકો માટે હંમેશાં મુશ્કેલ કામ રહ્યું.

સ્વાતંત્ર્યના રાજકારણ સાથે શરદબાબુ પ્રતિબદ્ધ રહ્યા. ગાંધીજીના અસહકારના આંદોલનને તેમનો સંપૂર્ણ ટેકો હતો. અદના કૉંગ્રેસી કાર્યકર તરીકે તેમણે અથાગ કામ કર્યું. તેમનો ઝુકાવ તિલક, સુભાષબાબુ જેવા પરિવર્તનવાદી અને જહાલ નેતાઓ તરફ હતો. દેશબંધુ દાસ તો તેમના ગુરુ. તેમને તેઓ સદાય વફાદાર રહ્યા. રેંટિયા પ્રત્યે તેમની આસ્થા નહોતી. પણ શિસ્તબદ્ધ કાર્યકર તરીકે રેંટિયા અને ખાદીનો પ્રચાર કરતા, ઉત્તમ સૂતર કાંતતા. 'સાહિત્યકારનો ધર્મ સાહિત્ય, તેમણે રાજકારણમાં પડવું ન જોઈએ' એવી વાતનો તેઓ જોરદાર પ્રતિકાર કરતા. તેઓ માનતા કે પ્રત્યેક દેશવાસીની રાજનીતિમાં યોગદાન આપવાની ફરજ છે. 'વકીલ, ડૉક્ટર, વિદ્યાર્થી બધા પોતપોતાનાં જ કામ કરે તો રાજનીતિ કોણ સંભાળશે ?'

શરદબાબુનો અભિગમ હંમેશાં જીવનલક્ષી રહ્યો. તેમનો એક પગ ઓગણીસમી સદીમાં હતો, બીજો વીસમી સદીમાં, પણ તેમની આંખોમાં એકવીસમી સદીનું દર્શન હતું. એ સમયે પણ એ જોઈ શક્યા હતા કે જમીનદારી ચાલી શકે નહીં. તે ટકવાની નથી. તેઓ પ્રખર નારીવાદી હતા. સ્ત્રીઓની દુર્દશા તેમણે જોઈ હતી. સ્ત્રીઓ માટે તેમનું હૃદય દ્રવતું. સ્ત્રી- સ્વાતંત્ર્ય અને વિધવાવિવાહની હિમાયતે તેમને માટે દુશ્મનો સર્જ્યા હતા.

લેખકનાં સ્વમાન અને સ્વાતંત્ર્ય માટે તેઓ ઝઝૂમતા, પણ કપરી આર્થિક સ્થિતિમાંય તેમણે મિત્ર-સંપાદકો ને પ્રકાશકો તરફ વફાદારી જાળવી. 'ચરિત્રહીન અશ્લીલ છે' તેવી ટીકાનો જડબાતોડ જવાબ આપતાં કહ્યું, "આપણે આપણી જાંઘ ખોલીને બતાવતા નથી, પણ જખ્મ કે ગૂમડું બતાવવાની જવાબદારી તો લેખકે બજાવવી પડે. લોકોને ભયભીત કરવા કે તેમને સસ્તું મનોરંજન પૂરું પાડવા નહીં, પણ આ જવાબદારી નિભાવવા લેખકે દૂષણો પ્રકાશમાં લાવવાં પડે છે."

શરદબાબુ અનીશ્વરવાદી ખરા, પણ માનવમૂલ્યોમાં તેમને અતૂટ દૃઢ શ્રદ્ધા. તે અર્થમાં તેઓ આસ્તિક હતા. તેમને મંદિરમાં જતા જોઈ કોઈકે પૂછ્યું, "તમે તો ઈશ્વરમાં માનતા નથી. તો પછી મંદિરમાં કેમ જાઓ છો ?" તેમનો જવાબ બહુ માર્મિક છે: 'ભગવાનમાં મને શ્રદ્ધા નથી, પણ ભક્ત મને પ્રિય છે. અભણ ગ્રામજનની સાચી ભક્તિમાં મને ભગવાન દેખાય છે !"

શરદબાબુ અને રવીન્દ્રનાથ સમકાલીન. શરદબાબુને રવીન્દ્રનાથ માટે અનન્ય આદર અને રવિબાબુને તેમના પર અપાર પ્રેમ. પણ બન્નેનાં ઉછેર અને વ્યક્તિત્વ સાવ નોખાં. રવીન્દ્રનાથ કુલીન ભદ્રવર્ગીય, શરદબાબુ બ્રાહ્મણ ખરા, પણ કુલીનશાહી જરાય નહીં, સામાન્ય પ્રજાના માણસ. અંગ્રેજો અને અંગ્રેજી પ્રત્યે રવીન્દ્રનાથને અહોભાવ, લાગણી, સહિષ્ણુતા; શરદબાબુ માતૃભાષાની અસ્મિતાના

આગ્રહી. ચુસ્ત સ્વદેશીવાદી. ઉત્તરકાળમાં શરદબાબુને પુષ્કળ પ્રસિદ્ધિ અને લોકપ્રિયતા વરી, ઠીક ઠીક સમૃદ્ધિ પણ મળી, એમ. એન. રૉય જેવાએ તો કહ્યું કે શરદબાબુ નોબેલ ઇનામના રવીન્દ્રનાથ જેટલા જ અધિકારી છે, પણ આવી બધી વાતોથી શરદબાબુ છકયા નહોતા. તેમને પોતાનું બરાબર માપ હતું. કોઈકે તેમને કહ્યું કે "તમારું સાહિત્ય ખૂબ ગમે છે. પણ રવીન્દ્રનાથનું સાહિત્ય સમજાતું નથી." શરદબાબુએ જવાબ આપ્યો, "હું તમારે માટે લખું છું. રવીન્દ્રનાથ મારા જેવા માટે લખે છે." અને છતાં વિચારભેદ હોય ત્યાં રવીન્દ્રનાથ સામે ખુલ્લંખુલ્લે લડતા, ઝનૂનપૂર્વક લખતા.

'આવારા મસીહા'ની સંક્ષિપ્ત આવૃત્તિનો અનુવાદ વાંચતાં શરદબાબુના માનવતાભરપૂર ચિત્રની ઝાંખી થાય છે. બૃહદ આવૃત્તિમાંથી તો શુંનું શુંયે મળે. જાણવા પ્રમાણે કેન્દ્રીય દિલ્હી સાહિત્ય અકાદમીએ 'આવારા મસીહા'ની બૃહદ્ આવૃત્તિનું ગુજરાતીમાં ભાષાંતર કરાવવા નક્કી કરેલું છે, પણ પૂરતો સમય આપી શકે એવા અનુવાદકના અભાવે તે કામ હજી સુધી ખોરંભે પડ્યું છે. હસમુખ દવે પાસેથી આ સંક્ષિપ્ત અનુવાદ મળ્યો. બૃહદ્ આવૃત્તિના અનુવાદની રાહ જોઈએ.

[તાજેતરમાં પ્રકાશિત થયેલ 'આવારા મસીહા'ની પ્રસ્તાવના]

□

**એ**

એ
પડછાયાના ભારથી
ગયો છે તરડાઈ...
એ
ભાષા વિનાની ભાષાથી
ગયો છે ગોબાઈ....
એ
લય વિનાના તાલથી
તૂટ્યો છે તડાક્.
એ
પવનોના ઘસારાથી
ચોમેરથી ગયો છે ઘસાઈ.
એ
સ્વપ્નોના નહોરથી
નસોમાંના લોહીને ખોતરી....
ફીંદાઈ ગયો છે અંદરથી....
એવો એ
ઉત્ખનનમાં મળી આવ્યો છે તમને
એકવીસમી સદીમાં
એ....એ...
કોણ ?

**યોસેફ મેકવાન**

# ધરમીને ઘેર ધાડ

હરિવલ્લભ ભાયાણી

તમારે પ્રશ્ને સત્ય હોય, ઈશ્વર હોય. અથવા તમે એને પક્ષે હો. બંને એકનું એક. એથી તમારામાં અનેરું આત્મબળ પ્રગટે. એવું કે જે હિટલર જેવા જાલિમોને પણ વશ-વિવશ કરી મૂકે. એવી હતી મહાત્માજીની અનુભવવાણી.

શું ખરેખર એવું થાય? એવું થાય જ? સાંભળો. પરમાર રાજવી મુંજ સાંગોપાંગ કવિનો જીવ. એના ગયાથી દેવી સરસ્વતી પોતે નિરાધાર બની ગઈ. કહ્યુ છે, 'ગતે મુંજે યશઃપુંજે નિરાલંબા સરસ્વતી.' પણ મુંજનું કેવું કરુણ મોત થયું!

તો મુંજનો ભત્રીજો જગવિખ્યાત રાજા ભોજ. ભલભલા પંડિતો એની આગળ પાણી ભરે. એ ભોજની અજોડ વિદ્યાસભા મ્લેચ્છોએ લૂંટી, બાળી. ધારાનગરી ધ્વસ્ત કરી.

નવમી સદીના દક્ષિણાપથનું રાજનગર માન્યખેટ વિદ્યા, કળા, સમૃદ્ધિનું ધામ. દીનો, અનાથોનો આશરો. ધનની રેલમછેલ. ફૂલેલાંખીલેલાં ઉદ્યાનોથી મહેક મહેક થતું. બીજી પુરંદરપુરી જ સમજો ને. પરમાર રાજવીના આક્રમણે એને ધૂળભેગું કરી દીધું. મહાકવિ પુષ્પદંત રડે છે : હું હવે બીજે ક્યાં શરણ શોધું?

ઉદાર, રસિક પૃથ્વીરાજ ચૌહાણને લુટારુ શાહબુદ્દીને આંધળો કર્યો. ઉપનિષદ, રામાયણના મરમી દારા શુકોહને ભૂંડે મોતે માર્યો. રાખેંગારના એવા જ હાલ થયા.

વલભી, વિક્રમશીલા જેવાં વિદ્યાધામો બર્બરોએ ધરાશાયી કર્યાં.

ચંદ્રગુપ્ત મૌર્યની, ચંદ્રગુપ્ત ગુપ્તની અંતે કેવી દુર્દશા થઈ?

વિદેશ તરફ દૃષ્ટિ દોડાવો. સૉક્રેટીસે વિષપાન કર્યું (અહીં મીરાંએ પણ). ઈશુ ખ્રિસ્તને ખીલે જડ્યા.

પુરાણકથા વાંચો. ભીષ્મ પિતામહનું, દ્રોણગુરુનું, ગીતાબોધક કૃષ્ણનું અપમૃત્યુ. પાંડવકૌરવી ગાથા વ્યાસે એક લાખ શ્લોકમાં ગાઈ.

હરિશ્ચંદ્રની, સગાળશાની વેદના આપણે માટે તો અસહ્ય.

ધરમીને ત્યાં ધાડ પડ્યાની કથાઓ પણ ગણી ન ગણાય એટલી. બે હજાર વરસ જૂની કોવલન અને કણ્ણગીની લોહીનીંગળતી પ્રેમકથા તમિળ મહાકાવ્ય મણિમેખલૈમાં વાંચો.

અને સૂર, નરસિંહ, મીરાં, અખો જેવા સંતભગતની દંતકથાઓ એમની કસોટીઓ વગર તો ક્યારનીયે ભુલાઈ ચૂકી હોત. 'સતિયા સત નવ છોડીએ, સત છોડ્યે પત જાય', એ સૂત્રને જેણે જીવાદોરી બનાવી એવા માનવધર્મી ગાંધીની નિર્લજ્જ અવહેલના : એ તો છે આજની મોટામાં મોટી કરુણતા.

ધનલાલસા, સત્તાભૂખ, ગુંડારાજની બોલબાલા – એ બધાએ મહાત્માને પૂરેપૂરા નહીં તો પણ ઠીકઠીક ભરખી લીધા છે.

ટૉરૉંટો યુનિવર્સિટીના પ્રોફેસર વૉર્ડર. આખું જીવન ભારતીય કાવ્ય-શાસ્ત્રના ઇતિહાસ પર કામ કર્યું. પાંચ ગ્રંથ પ્રકાશિત થયા, અને એમને પક્ષઘાત થયો. પણ બાકી રહેલું કામ પૂરું કરવા જેટલા સાજા થયા, અને છઠ્ઠો અને સાતમો ગ્રંથ પૂરો કરી શક્યા.

બર્લિન યુનિવર્સિટીના પ્રોફેસર બ્રૂન. જૈન સાહિત્ય, પ્રાકૃત, સંસ્કૃતના ઊંચી કોટિના વિદ્વાન. ઊભા ઊભા જ હવે લખીવાંચી શકે છે.

વૈદિક સાહિત્ય અને સંસ્કૃતિનું અને વિશેષે તો ઋગ્વેદને લગતું શોધકાર્ય કરનાર જર્મન પાઉલ થિમેની કક્ષાનો કોઈ વિદ્વાન નથી. ચોરાણુ વરસના

એ અત્યારે પથારીવશ છે.

ભારતીય દર્શનોના અનન્ય તદ્‌વિદ દલસુખ માલવણિયાની અત્યારે સ્મૃતિ ઘણી ઝાંખી પડી ગઈ છે.

પણ કેટકેટલા દાખલા દેવા? પચાસ, સો, હજાર? આ તો માણામાંથી મૂઠી. શામળ ભટે કહ્યું છે તેમ અફાટ સાગરજળમાંથી પોપટની ચાંચમાં માય એટલું જ.

તમે જ કહો. ધરમ-અધરમની હારજીતની હોડ કદીયે રૂકી છે ખરી? કોઈ વાર એક પલ્લું નમતું લાગે, કોઈ વાર બીજું. પણ કોઈ એકનું અખંડ રાજ નહીં. એવું કેમ?

આ છે એક લોઢાની મેખની જેમ ખોડાયેલો અડગ, અડીખમ પ્રશ્નાર્થ.

ભાઈ, સારામાઠા યુગો તો એકની પછી બીજો એમ આવ્યા જ કરે. ઋષિમહારાજોએ નથી કહ્યું? પણ એ કલ્પના શું સાવ પોકળ આશ્વાસન નથી? હવામાંનાં હવાતિયાં નથી?

સતયુગ ને કળિયુગની સદાયે સેળભેળ જ રહી છે. આ નક્કર હકીકત સામે આંખમિચામણાં કરવાં એ તો શાહમૃગી વૃત્તિ. પણ એથી મેળવી મેળવીને કેટલું આશ્વાસન મેળવાય, કેટલું સમાધાન થાય?

□

**ગઝલ**

સાત પડમાં હાડપિંજર ઢાંકવાનું હોય છે,
આંખથી બ્રહ્માંડ આખું ઝાંકવાનું હોય છે.

પાંપણો પર ભાર મૂકી એક ખંડિત સ્વપ્નનો,
શેષ રાતો આભ સામે તાકવાનું હોય છે.

કોણ, કોની વેદના વ્હેંચી શક્યું છે આજ લગ?
દર્દ કેવળ આત્મબળથી નાથવાનું હોય છે.

એ હશે શ્રદ્ધા જ કે પ્હોંચી જવાતું મંઝિલે,
નિત નવા રસ્તે નહીંતર હાંફવાનું હોય છે.

રેત-તડકો, રણ-હરણ સૌનો જ થોડો દોષ છે,
શું ગજું જગમાં નહીંતર ઝાંઝવાનું હોય છે?

હુંય તારો અંશ છું એ વાત સાચી હોય તો—
તારી પાસે કેમ મારે યાચવાનું હોય છે?

લઈને સમજણ સાવ કાચી જન્મથી મૃત્યુ સુધી,
કેટલું અઘરું કથાનક વાંચવાનું હોય છે?

મરજી મુજબ જીવવા હકદાર છું 'નાદાન', પણ—
એ નચાવે એમ મારે નાચવાનું હોય છે.

**દિનેશ ડોંગરે 'નાદાન'**

***'એક માતાનો તાપી નદીને પત્ર'***

હે તાપી!
આ શું?
થાક તારો કે ગુસ્સો?
થાક શું?
ને શું ગુસ્સો!
આપણે તો બસ, વહેવું....વહેવું... વહેવું!

સમયનો જો લઈ ભાર,
ક્યાંક દૃષ્ટિનોય સહી ભાર!
ચૂપચાપ સઘળું સહેવું, ને બસ, વહેવું.

હોય ક્યાંક રસ્તો બોઝિલ
ને હોય વળી અવરુદ્ધ,
શું કરીએ આપણે! બસ, વહેવું અને વહેવું.

આપણે સંસ્કારની સીમા,
ને આપણે ફરજની મૂર્તિ!
આપણે ઉછેરવી પેઢીઓ! તો પછી બસ, વહેવું.

વધુ હું શું લખું?
શબ્દનાં જ જાળાં ગૂંથું!
ન જાણું! આ તારી કથા! કે મારી વ્યથા!
છે સદીઓનું બસ, વહેવું.

**રીતા ત્રિવેદી**

ઈલા નાયક, બિપિન આશર


## વિચારગ્રસિત વાર્તાઓ

૧૯૯૭માં પ્રગટ થયેલા પ્રાણજીવન મહેતાના 'પ્રા.કથન' સંગ્રહની વાર્તાઓનો રચનાકાળ ૧૯૬૭થી ૧૯૯૭ સુધીનો છે. આથી છેલ્લા દસકાની ગુજરાતી વાર્તાઓ કરતાં આ રચનાઓ અલગ તરાહની જણાય છે. પ્રસ્તુત સંગ્રહમાંની તેર-ચૌદ વાર્તાઓનું અનુસંધાન આધુનિકતા સાથે રહેલું છે. પરંતુ અહીં દરેક વાર્તામાં સ્થૂળ ઘટના નહિવત્ છે. લેખકને કોઈ ને કોઈ વિચાર પોતાની આગવી રીતે કહેવો છે. તેથી જ તો શીર્ષક 'પ્રા.કથન' છે. આ જ કારણે બધી વાર્તાઓ કથનાત્મક રીતિએ કહેવાઈ છે. 'પ્રા.કથન'ની વાર્તાઓમાં સંવેદન કરતાં વિચારતત્ત્વની પ્રબળતા જોવાય છે. વાર્તાકારની સર્જકતા વિચારતત્ત્વથી ઘેરાયેલી છે. અહીં મનુષ્યમાં રહેલાં વ્યક્તિત્વવિરોધો, વ્યક્તિત્વલોપ, અહમ્‌ની અથડામણ, સ્વ સાથેનો વિચ્છેદ, જીવનની નિરર્થકતા, એકવિધતા, સ્ત્રીપુરુષસંબંધની સંકુલતા જેવા વિષયો આયાસસિદ્ધ કાવ્યાત્મક ગદ્યમાં રજૂઆત પામ્યા છે. એમાંની ચાર વાર્તાઓમાં વેપારીજગતનું સૂક્ષ્મ નિરીક્ષણો સાથે માર્મિક નિરૂપણ થયું છે. 'શેઠનું છીંકવું અને આગળ', 'શેઠની એક સવાર / થાળીવાજું', 'શેઠ જગડૂશા દાતાર' આ ત્રણ વાર્તાઓમાં ગામડાના શેઠ અને વાણોતરના લાક્ષણિક સંબંધો, શેઠનો ધનલોભ અને કંજૂસાઈ, શેઠનાં વહેમ, ધરમધ્યાન, દંભ વગેરે હળવી રગમાં આબાદ ઊપસ્યાં છે. તો 'રોજિંદું'માં આધુનિક શેઠનાં વૃત્તિ, વલણો, વ્યવહારો અંકિત થયાં છે. શેઠના વ્યક્તિત્વની વિવિધ રેખાઓ ભાષાના વ્યંગબળથી ચિત્રરૂપ પામી છે. શેઠનાં આ ચિત્રો વિનોદની લહેરો ઉપજાવે છે. તેલ અને માખીનું તત્ત્વજ્ઞાન સમજાવતા શેઠ, વિચારોમાં અટવાયેલા શેઠ, જાડાં ચશ્માંમાંથી ઝીણી નજર ફેરવી લેતા શેઠ, નકશાપોથીમાં જ અનેક સ્થળે પ્રવાસ ખેડતા શેઠ, હીંચકે બેઠેલાં શેઠાણીને જોઈ રાગ-વૈરાગ્યના પલટા અનુભવતા શેઠ, બેભાન શેઠાણીનાં અંગો ઉપરથી ધીટતાપૂર્વક ઘરેણાં ઉતારી પટારામાં મૂકી દેતા શેઠ જેવાં ચિત્રો હાસ્યપ્રેરક છે. આ ચારે વાર્તાઓમાં એક જ નાયક 'શેઠ' નિમિત્તે જુદી જુદી પરિસ્થિતિઓ આસ્વાદ્ય બની છે. 'લાખા ફૂલણની લડાઈ' અને 'રા'-અવઘણ' વાર્તાઓમાં જૂના રજવાડાની પલટાયેલી સ્થિતિનું ચિત્ર પારંપરિક પરિવેશમાં વ્યંગવક્રતાથી અસરકારક બન્યું છે. 'લાખા ફૂલણની લડાઈ'માં લાખાની ઈપ્સા અને લઘુતાગ્રંથિના ભાવો હાસ્ય અને કરુણનો મિશ્ર સંસ્પર્શ રચે છે. લાખો પોતાના જ પડછાયાના ટુકડાઓ સાથે યુદ્ધ ખેલે છે, અને અંતે પાળિયો ખોદી કાઢી ખાડામાં પલાંઠી વાળીને બેસી જાય છે. 'પડછાયા'નો પ્રયોગ અર્થવિસ્તાર સાથે છે.લાખાની મનઃસ્થિતિની અભિવ્યક્તિ પ્રતીકાત્મક, માનસશાસ્ત્રીય અને વેધક રીતે થઈ છે. 'રા' અવઘણ' વાર્તામાં જૂના રજવાડાની પરિવર્તિત સ્થિતિ મનોહર અને સંપન્ન રીતે રજૂઆત પામી છે. 'રા'નવઘણ'ને બદલે 'રા'અવઘણ' શબ્દ પ્રયોજીને લેખકે કથામર્મ અસરકારક રીતે સૂચિત કર્યો છે. ચોણિયામાંની ઢગલોક ધૂળ અને માથામાં પડેલી જૂ રા'અવઘણની પડતી દશાનો નિર્દેશ કરે છે. રા'અવઘણનો ભર્યોભાદર્યો રાણીવાસ આજે સૂનો છે. દરબારમાં માત્ર પસાયતો જ છે અને વડવાઓની છબીઓ ધૂળે ધોવાઈ છે. – આ બધું રા'અવઘણ માટે અસહ્ય બને છે. તેથી સાફો ફંગોળી, કાટ ખાધેલી તલવાર વીંઝી સાફાના લીરેલીરા ઉડાડી રા' ઢળી પડે છે. સોરઠી નર્મ-મર્મથી રા'અવઘણના જીવનની કરુણતા અસરકારક બની છે.

'અમારો સંબંધ' શીર્ષક હેઠળની ચાર રચનાઓમાં કથાનાયકની વાગ્દત્તા નાયકની માસીના છોકરાને પ્રેમ કરવા માંડે એ વિષયમાં અસામાન્યતા નથી, પણ ત્રણ પાત્રોના આંતરસંબંધ તથા નાયકના મનોજગતનું આસ્વાદ્ય આલેખન છે. 'નવલશા

હીરજીની આજકાલ'માં નવલશાની ઘસાઈ ગયેલી આર્થિક સ્થિતિનું હળવું નિરૂપણ છે.

'મહાભિનિષ્ક્રમણ' શીર્ષકથી જ વિસ્તરતી વાર્તા છે. 'મહાભિનિષ્ક્રમણ' શબ્દ અહીં લાક્ષણિક અર્થમાં પ્રયોજાયો છે. નિદ્રસ્થ પત્નીને આલિંગનમાં લેવા પ્રયત્ન કરતા પ્રૌઢ નાયકને પત્નીના ઉદરમાં રહેલ બાળકની ચીસ સંભળાય છે અને નાયકનું મહાભિનિષ્ક્રમણ થાય છે. અહીં ઘુવડ-ઉંદરના સંદર્ભો અને પ્રતીકાત્મકતા ધ્યાનપાત્ર છે.

ઉપર્યુક્ત વાર્તાઓમાં લાખો ફૂલણ, રા'નવઘણ, શેઠ જગડૂશા, નવલશા હીરજી જેવાં પ્રાચીન પાત્રોનો વિલક્ષણ પ્રયોગ વાર્તાકારની સર્જકતાની પ્રતીતિ કરાવે છે. વિડંબન, કટાક્ષ, અવળવાણી, વક્રતા, અસ્વાભાવિકતા, વિચિત્રતા જેવાં કરણોથી વાર્તાકારે હાસ્ય જન્માવ્યું છે. માનવમનને તિર્યક્ દૃષ્ટિથી જોવાની વાર્તાકારની શક્તિ અહીં જોઈ શકાય છે. આ વાર્તાઓમાંની સર્જકની નિરીક્ષણશક્તિ અને કલ્પનાતરંગો એક શક્તિસંપન્ન વાર્તાકારનો પરિચય કરાવે છે. વિષય અને નિરૂપણરીતિનું સહજસંયોજન વાર્તાઓને સહૃદયગમ્ય બનાવે છે.

આ સિવાયની અન્ય 'ખાલી ખુરશીઓ', 'કહો તમે કોણ છો?', 'ભાસ-આભાસ શ્વાસ-ઉચ્છ્વાસ', 'સાપ સમડી સૂર્ય', 'આ હું / તે હું!', 'હું / ત્રીજો પુરુષ', 'પહેલો પુરુષ અનેક વચન', 'સ્વ-છેદ', 'રાજકુમારી – નામે ર', 'પીછેહઠ', 'વેશાંતરે' અને 'કાચબો અને હું' વાર્તાઓનું વિચારવસ્તુ અને રચનારીતિ આધુનિક છે. આ વાર્તાઓને અપારદર્શી બનાવવાનો લેખકનો પ્રયત્ન દેખાઈ આવે છે. 'ખાલી ખુરશીઓ' વાર્તામાં લગ્નપ્રસંગને ઘટના તરીકે લઈ મનુષ્યની એકલતાની અને અર્થહીનતાની સ્થિતિ લયવાહી ગદ્યમાં રજૂ થઈ છે; એ સાથે આપણા સામાજિક વ્યવહારપ્રસંગોની પોકળતા અને દાંભિકતા પણ વ્યંજિત થાય છે. 'ખાલી ખુરશીઓ'ની પ્રતીકાત્મકતા અર્થસંદિગ્ધતા વધારે છે. 'કહો તમે કોણ છો?'માં ગધ્ધાવૈતરું કરતા આજના માનવીનો નિજી ચહેરો જ લુપ્ત થયો છે તેની વાત છે. 'ભાસ-આભાસ શ્વાસ-ઉચ્છ્વાસ'માં નાયકના આભાસી અનુભવો દ્વારા જીવનની નિરર્થકતા, એકવિધતા સૂચિત થયાં છે. 'આ હું / તે હું', 'હું ત્રીજો પુરુષ', 'પહેલો પુરુષ અનેક વચન', 'સ્વ-છેદ' જેવી વાર્તાઓ મનુષ્યની 'સ્વ'ની ઓળખ માટેની મથામણ દર્શાવતી નીરસ રચનાઓ છે. એકના એક વિચારનું પિષ્ટપેષણ કંટાળો ઉપજાવે છે. 'પીછેહઠ'માં અરીસાના પ્રતીકપ્રયોગ અને કપોલકલ્પનાની સહાયથી નાયકનો સ્વ-અસ્તિત્વને પામવાનો પ્રયત્ન કંઈક અંશે સફળ થયો છે. 'વેશાંતરે'માં સમયના પ્રવાહ સાથે તણાતા જતા મનુષ્યની અસમર્થતા વ્યક્ત થઈ છે. 'કાચબો અને હું'-માં કાચબાનું પ્રતીક સમયની એકધારી ધીમી ગતિ સૂચિત કરે છે. આમ, આધુનિક સંવેદન નિરૂપતી આ વાર્તાઓ નિરર્થક મનોયત્નોરૂપ છે. એમાંની કૃતકતા રસાસ્વાદમાં બાધક બને છે. અહીં વ્યક્તિવિશેષો અને સ્થળવિશેષોનો લોપ થયો છે. એમાંનાં અમૂર્ત વિચાર અને પરિસ્થિતિ વાર્તાઓને વાયવ્ય બનાવે છે.

આમ, 'પ્રા.કથન'ની વાર્તાઓનાં સ્પષ્ટ બે જૂથ પડી જાય છે. પ્રથમ જૂથની રચનાઓમાં પરંપરાગત પાત્રવિશેષોને સાંપ્રત સાથેના તણાવમાં મૂકી આપી કરુણનો અનુભવ કરાવ્યો છે. આ વાર્તાઓ સર્જકનાં વિચારવળગણોથી મુક્ત રહી તાટસ્થ્યની નીપજ છે. બીજા જૂથમાં સુરેશ જોષીની વાર્તાપરંપરા સાથે જોડાતી આધુનિક સંવેદન નિરૂપતી રચનાઓ છે. એમાં પાત્ર કે પ્રસંગ કેન્દ્રમાં નથી. વિચારગ્રસિત આ રચનાઓ ઘેરો વિષાદ કે અજંપાનો અનુભવ કરાવવા અસમર્થ છે. ટૂંકમાં, અહીં બધી જ કૃતિઓમાં એકસરખી ગુણવત્તા રહી છે એમ નહીં કહી શકાય, પણ થોડી સમર્થ વાર્તાઓ વાચકચિત્ત પર પ્રભાવ પાડે એવી નીવડી છે. ભાષા અને નિરૂપણરીતિની કૃતકતા નિવારી શકાઈ હોત તો વધુ સારી રચનાઓ પ્રાપ્ત થઈ શકી હોત.

[પ્રા.કથન : લે. પ્રાણજીવન મહેતા, પાર્શ્વ પ્રકાશન, વર્ષ ૧૯૯૭, કિં. રૂ. ૭૦/-]

**ઈલા નાયક**

*

## રમણીય અને સ્મરણીય મુક્તકો

અર્વાચીન ગુજરાતી કાવ્યસાહિત્યમાં ખૂબ જ અલ્પ પ્રમાણમાં જો કોઈ કાવ્યપ્રકાર ખેડાયો હોય તો તે છે મુક્તક. એક કાવ્યપ્રકાર તરીકે મુક્તકનો સમાવેશ ભાવપ્રધાન કવિતામાં કરવામાં આવે છે. તેમાં કવિની વૈયક્તિક અનુભૂતિઓ, ભાવના કે આદર્શોનું નિરૂપણ થયેલું અનુભવી શકાય છે. મુક્તકનું સ્વરૂપ લઘુ હોવાથી તેમાં સંક્ષિપ્તતા, સરળતા અને સાંકેતિકતા અનિવાર્ય બની રહે છે; છતાં ભાવ, રસ કે ચમત્કૃતિસભર અર્થ વ્યંજિત કરવાની બાબતમાં મુક્તક ક્યારેય પાછી પાની કરતું નથી. કહો કે ગાગરમાં સાગર સમાવવા જેટલી ગુંજાશ-ક્ષમતા આ લઘુકાવ્યપ્રકારમાં રહેલી છે. ભાવ, ભાષા અને અભિવ્યક્તિથી પ્રભાવિત કરી દે, મન-હૃદયને પ્રસન્નતાથી છલ-બ-છલ કરી દે તેવી માર્મિક સાદગી મુક્તકનો વિશેષ છે. સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ ભાષા-સાહિત્યમાં તો મુક્તકની એક સમૃદ્ધ પરમ્પરા દષ્ટિગોચર થાય છે. સંસ્કૃતજ્ઞોએ તેની કાવ્યત્વને સમાવવાની અપાર શક્તિને બિરદાવીને મુક્ત કંઠે પ્રશંસા કરી છે. કેટલાક વિદ્વાન તો ચમત્કારક્ષમ શ્લોકને જ મુક્તક તરીકે ઓળખાવે છે તો અભિનવગુપ્ત એવા કાવ્યને મુક્તક કહે છે કે જેનો સમ્બન્ધ આગળ અથવા પાછળ બીજાં પદો કે કવિતાઓ સાથે ન હોવા છતાં રસાનુભૂતિનો અહેસાસ કરાવતું હોય. આ લઘુ છતાં કવિની કવિત્વશક્તિની પૂરેપૂરી કસોટી કરી લે તેવા અઘરા અને બહુધા વણસ્પર્શ્યા કાવ્યપ્રકારને જ કેન્દ્રમાં રાખીને ડૉ. દિલીપ મોદી, જ્યારે 'હે, સખી! સંદર્ભ છે તારો! અને –' જેવો સ્વતંત્ર મુક્તકસંગ્રહ આપે છે, ત્યારે ગુજરાતી કવિતા-સાહિત્ય વિશેષ સમૃદ્ધ બનતું અનુભવાય છે.

'અનુભૂતિની અભિવ્યક્તિ'રૂપે લખાયેલા નિવેદનમાં કવિશ્રી દિલીપ મોદી કાવ્યસર્જનની સગર્ભક્ષણ પ્રતિ સંકેત કરતાં અને પોતાના વૈયક્તિક ભાવને કાવ્યાત્મક અભિવ્યક્તિ બક્ષીને સર્વનો ભાવ કર્યાનો બ્રહ્માનંદસહોદર આનંદ વ્યક્ત કરતાં નોંધે છે : "હકીકતે કોઈક પ્રિયજનને સાચુકલો પ્રેમ કરવાનો ગુનો કે તેની સજા કંઈ નાનીસૂની નથી હોતી... પ્રેમનો ભ્રમ તૂટવાનો કે સંબંધ છૂટવાનો આઘાત એનાથીયે કેટલો બધો વિશાળ અને વિકરાળ હોય છે! આપણી અંદર ને અંદર ઘૂમરાતી વેદના કેવી અસહ્ય બની જાય છે! અને પીડા પ્રત્યે આંખમીંચામણાં કરવાનું પણ શી રીતે વિચારી શકાય! વિરહની આ ગ્લાનિ આપણી ભીતરના આનંદને કુંઠિત કરી નાખે છે ત્યારે માત્ર કવિતા જ જાણે જીવનનો એક અદ્‌ભુત રસ બની જાય છે. શબ્દોનો સહારો તથા આશરો મળી જાય ત્યારે આપણું એક આગવું અસ્તિત્વ રચાય છે અને જાણે આપણી ઝંખના આકાર પામે છે." અંગત ડૂસકાને પોતાની કિંમતી મૂડી ગણતા અને વિરહની ગ્લાનિથી કુંઠિત થયેલા આનંદને એક નવું સ્વરૂપ આપીને આનંદોત્સવ મનાવતા આ કવિના સંવેદનશીલ હૃદયે કોઈ પ્રિયજનની સ્નેહભંગની સ્થિતિને જાણે પરકાયાપ્રવેશ કરીને પૂરેપૂરી સમસંવેદી હોય, આત્મસાત્ કરી હોય અને પછી પોતાની કારયિત્રી પ્રતિભાના બળે તેને કાવ્યાત્મક અભિવ્યક્તિ આપી હોય એવું સતત આ સંગ્રહમાં ગ્રંથસ્થ થયેલાં મુક્તકોમાંથી પસાર થતાં અનુભવાયું છે.

પ્રસ્તુત સંગ્રહમાં ૪૪૮ (+ ૭) જેટલાં મુક્તકો ગ્રંથસ્થ કરાયાં છે. આ મુક્તકોમાં કવિએ જે રીતે વિવિધ ભાવસંવેદનોની સંકુલતાને વ્યંજિત કરી બતાવી છે તેમાં તેમની પરિપક્વ એવી કવિત્વશક્તિનાં દર્શન થાય છે. અહીં મુખ્ય તો પ્રણયાનુભૂતિ અને તેની સાથે સંકળાયેલ પ્રતીક્ષા, વિરહવ્યથા, વ્યાકુળતા, તડપન, અજંપો, પ્રિયજનના સ્પર્શ અવાજ કે સામીપ્યની ઝંખના, સ્વપ્નો અને સ્મરણો. ઉદાસીનતા, રિક્તતા, કશું જ ન પામ્યાની વેદના, વચનભંગને કારણે પ્રગટેલી નિરાશા, વિશ્વાસ તૂટ્યાનું દુઃખ, સગપણ એક વળગણ હોવાની થતી પ્રતીતિ અને તેના પરિણામે અનુભવાતી સમ્બન્ધ-શૂન્યતાની લાગણી જેવાં રંગબેરંગી ભાવસંવેદનો અને ભાવપરિસ્થિતિ વ્યંજિત થતાં અનુભવાય છે.

પ્રિયજનના વિરહમાં સ્મરણ અને સ્વપ્નમાં ગરકાવ થઈ જતા કાવ્યનાયકની મનઃસ્થિતિને તથા મનોયાતનાને કવિએ પોતાની પૂરેપૂરી શક્તિથી આ લઘુકાવ્યપ્રકારમાં મૂર્ત કરવાનો પ્રયાસ કર્યો છે. આ પ્રકારની ભાવપરિસ્થિતિને વ્યંજિત કરતાં અનેક મુક્તકોમાંથી કેટલાંક નોંધીએ.

"જિંદગીની સ્લેટ કૈં કોરી નથી, હે દોસ્તો!
કેવી રીતે ભૂંસવા મારે લિસોટા યાદના?
પ્રેમની શતરંજનાં પ્યાદાં બન્યાં'તાં આપણે,
જય-પરાજયના હિસાબો કૈં શ્વસે છે કાળના." (પૃ. ૧૩)
"એક ઠોકર જેવું કૈં વાગ્યું હશે
કે પછી તારું સ્મરણ જાગ્યું હશે;
બારસાખે સ્વપ્નની ઊભું છે કોણ?
આ નગર સૂનું સૂનું લાગ્યું હશે." (પૃ. ૨૨)
"તુજ વલણ વિસ્મય પમાડે છે મને,
રાતભર સ્મરણો જગાડે છે મને,
આમ હરપદ ફૂલને બદલે સખી
કંટકો શાને લગાડે છે મને?" (પૃ. ૨૩)
"હું મુલાકાતો વગર તુજને મળું છું,
તુજ સ્મરણની શેરીમાં હું નીકળું છું;
દૂર શું? નજદીક શું? તારે ને મારે,
હું ઉદાસી ઓઢીને શાને ઢળું છું?" (પૃ. ૭૦)
"કેવી મોસમ આ તડપવાની છલકતી,
સ્મૃતિની ફોરમ, સખી! મનમાં પમરતી;
સાવ ભીંજાઈ ગયું અસ્તિત્વ મારું,
આ અજંપાની ક્ષણો હરક્ષણ વરસતી." (પૃ. ૮૪)
"રંગબેરંગી સ્મરણોનાં દર્પણોમાં
મુગ્ધ એ ચ્હેરો નથી ભૂંસી શકાતો." (પૃ. ૯૭)
"સ્વપ્ન થઈ જા; કેદ હું તુજને કરું,
ખુલ્લી રાખી છે મેં પાંપણ; આવ તું." (પૃ. ૧૦૪)
"યાદ આવે રોજ ચ્હેરા પર્વના,
હું નિહાળું સ્વપ્ન કૈં સંદર્ભના;
શબ્દની ચિંતા નથી ઘટતી હજી,
શ્વાસ ભારેખમ બન્યા છે અર્થના." (પૃ. ૧૩૭)
"મોજું તોફાની મને આવ્યું છે યાદ,
ઘૂઘવે દરિયો ભીતર સહવાસનો." (પૃ. ૧૨૦)

કવિએ પ્રિયજન દ્વારા થતી પત્રપ્રતીક્ષાને ધૂમકેતુની નવલિકા 'પોસ્ટઑફિસ'ના પાત્ર કોચમીન અલી ડોસા સાથે સાંકળીને, સાહિત્યિક સન્દર્ભનું નિર્માણ કરીને, જે મુક્તક આપ્યું છે તે વિશેષ આસ્વાદ્ય અને નોંધપાત્ર બની રહે છે:

"પત્ર ક્યાં છે? ખબર શી મરિયમની?
હોય ચિંતા સતત વહાલીની;
હું અલી કોચમીન ડોસો છું,
છે પ્રતીક્ષા મને ટપાલીની." (પૃ. ૫)

પત્રની પ્રતીક્ષા કરતા પ્રિયજનની સ્થિતિને વ્યંજિત કરતાં ઘણાં મુક્તકો અહીં નજરે પડે છે:

"જોઉં છું આકાશમાં વાદળ નથી,
સ્પર્શી જોયું ઘાસ તો ઝાકળ નથી;
સ્નેહભીના શબ્દનું શમણું ઝૂરે,
કેમ તારો એક પણ કાગળ નથી?" (પૃ. ૧૩૭)
"લાગણીની કોઈ પણ હરકત નથી,
કેટલા લાંબા સમયથી ખત નથી." (પૃ. ૯)

પત્રની, પ્રિયજનના સ્નેહના સામીપ્યની સતત ઝંખના કરતા કાવ્યનાયકને પત્ર તો મળતો નથી; પરન્તુ તેની રહીસહી આશાનું બાષ્પીભવન કરી નાંખીને શક્યતા પર પૂર્ણવિરામ મૂકતી લગ્નકંકોતરી મળે છે! જીવનની આ આયરની (irony) કવિએ એક સરસ મુક્તક દ્વારા વ્યંજિત કરી બતાવી છે:

"હા, મળી તુજ લગ્નની કંકોતરી,
આંસુઓથી આંખ મારી ઊભરી;
આથમ્યો સૂરજ પ્રતીક્ષાનો હવે,
આંગણામાં શક્યતા ડૂબી મરી." (પૃ. ૨૦૪)

કવિએ કેટલાંક મુક્તકો દ્વારા પ્રિયજનની પ્રિયપાત્ર સાથે સમ્પૂર્ણપણે એકરૂપતા સાધવાની, We two are one – અદ્વૈત સ્થિતિ પ્રાપ્ત કરવાની ઝંખનાને કલાત્મક રીતે ધ્વનિત કરી છે:

"રાત બાકી છે હજી,
વાત બાકી છે હજી;
સર્વ લૂંટાઈ ગયું,
જાત બાકી છે હજી." (પૃ. ૬)

પ્રેમમય સ્થિતિ જ એક એવી સ્થિતિ છે કે જેમાં લૂંટાવાની, હારવાની મજા પડે છે. કહો કે તેમાં જ વિજયનો અનુભવ થાય છે. પ્રિયજન તો પોતાના પ્રિયપાત્રની લેશમાત્ર દૂરતા સહન કરી શકતો નથી. તેથી તો તે પ્રિય વ્યક્તિ સમક્ષ કેવી અપેક્ષા પ્રગટ કરે છે: 'રક્ત થઈને તું વહે ભીતર હવે.' (પૃ. ૭). 'નામ તારું હોય મારા નામ આગળ. / નામ મારું હોય તારા નામ

પાછળ." (પૃ. ૧૬૪). બારસાખે ટહુકી જા તું એક વાર / ને હવા થઈ સ્પર્શી જા તું એક વાર." (પૃ. ૧૩૮). આવી અપેક્ષા વ્યક્ત કરતો પ્રિયજન ક્યારેક તો આધ્યાત્મિક શિખરને સ્પર્શી જાય એવી ભાવના વ્યક્ત કરે છે:

'ઓગળી જાવું છે મારે હે, સખી!
ને ભળી જાવું છે મારે હે, સખી!
છોડી દઈ અસ્તિત્વ મારું ને સ્વરૂપ–
નીકળી જાવું છે મારે હે સખી." (પૃ. ૧૬૭)

વિશ્વ આખુંય જેના માટે અંધકારમય છે એવા પ્રિયજનને માટે પ્રિય વ્યક્તિનો ચહેરો દર્પણ બની જાય અને પોતે જ પોતાને પામીને પોતાના પહાડ જેવડા અહમ્‌ને રજકણ બની જતો અનુભવે એવા અર્થવલયને કલાત્મક રીતે પ્રગટાવતું મુક્તક (પૃ. ૫૫) કવિની સૂક્ષ્મ અનુભૂતિનું પરિચાયક બની રહે છે.

પ્રણયાનુભૂતિ અને તેની સાથે સંકળાયેલ વિશિષ્ટ અને વિવિધ ભાવસંવેદનો મુક્તકોને સમૃદ્ધ કરે છે. આ સાથે જ કવિએ, આ પ્રકારનાં ભાવસંવેદનો ઉપરાંત પણ કેટલાંક આધુનિક ભાવસંવેદનોને તથા સ્વર્ગસ્થ થયેલા પિતાશ્રી પ્રત્યેના પ્રેમને કારણે અનુભવાતા અભાવને કાવ્યસ્થ કરતાં આપેલાં મુક્તકો પણ આસ્વાદ્ય છે.

"માણસો ભેગા મળી બનતું નગર,
એકને બીજા વિશે ક્યાં છે ખબર?
લ્યો, અહીં ભજવાય છે નાટક સદા,
ચોતરફ વર્તાય ભ્રમણાની અસર." (પૃ. ૪૯)

"સર્વ ખૂણે શોધું, ખાલી નીકળ્યાં,
ઘરથી પગલાં ક્યાંય ચાલી નીકળ્યાં;
ભવ્ય એ અસ્તિત્વનો પીડે અભાવ,
જેમનો સૌ હાથ ઝાલી નીકળ્યાં" (પૃ. ૭૪)

(–સ્વ. પૂ. પિતાશ્રીને–)

"ડાળની માફક પ્રભુ! ઝૂકી ગયો,
ગોદમાં તારી હું શિર મૂકી ગયો;
મુજ નયનની કેવી આ આળસ જુઓ–
દિવ્ય દર્શન આજ હું ચૂકી ગયો." (પૃ. ૧૩૨)

"ચીસ સૂરત શહેરની સાંભળ બધિર કાનો વડે,
અંધ આંખે યાતનાની વાંચ પળ લોહીલુહાણ;
એકતા ને શાંતિનાં પંખી ગગનમાં ક્યાં જડે!
ડૂસકાં ભરતી રહી પાંખો અકળ લોહીલુહાણ." (પૃ. ૭૨)

અર્થસૌંદર્યની દૃષ્ટિએ, અહીં ગ્રંથસ્થ થયેલાં મુક્તકો હૃદય અને મનને પ્રસન્નતાથી ભરી દે તેવાં છે. કેટલાંક મુક્તકો ભલે સાદ્યન્ત આસ્વાદ્ય ન હોય કે સ્વરૂપને અપેક્ષિત એવી કલાત્મકતા ન પ્રગટ કરતાં હોય, તો પણ તેમાંની કેટલીક પંક્તિઓ સ્વતંત્ર રીતે પણ કવિની સર્જકશક્તિના ચમકારાઓનો અનુભવ કરાવતી જાય છે. જેમ કે:

"જળનું સરનામું મળે મારી તરસને."
"એક સગપણ એક વળગણ હોય છે."
"ભીતરે ટહુકે ઉમળકાની ક્ષણો."
"ને હવા થઈ સ્પર્શી જા તું એક વાર."
"આ પ્રતીક્ષાના ઝરૂખે સ્થિર ઊભો."
"છે ખખડપાંચમ હવેલી શ્વાસની."
"લોહીમાં ખખડ્યા કરે છે નામ તારું."
"ડૂસકાં ભરતાં રહ્યાં ઠાલાં વચન."
"તરફડે છે આ સમય વ્યાકુળ બનીને."
"યાતનાના ધોધ વચ્ચે જીવું છું."

એક કરતાં અનેક પંક્તિઓને આપણે સરળતાથી વીણી શકીએ તેમ છીએ, પરન્તુ અહીં કવિની અનુભૂતિની તીવ્રતા અને અભિવ્યક્તિની સચોટતાના સન્દર્ભમાં એક અંગ્રેજ કવિની કાવ્યપંક્તિ ટાંકીને અટકીએ:

"Our sweetest songs are those
That tell us of saddest thoughts."

ખરેખર, 'હે, સખી! સંદર્ભ છે તારો અને –'માં ગ્રંથસ્થ થયેલાં મુક્તકો રમણીય અને સ્મરણીય છે. આટલી મોટી સંખ્યામાં અને એક પુસ્તકરૂપે મુક્તકો આપીને કવિએ અર્વાચીન ગુજરાતી કવિતામાં મુક્તકનાં માન અને સ્થાન પ્રસ્થાપિત કરી બતાવ્યાં છે એ બદલ કવિશ્રી દિલીપ મોદી અભિનંદનના અધિકારી છે.

**બિપિન આશર**

□

# વિસ્તરતી સીમાઓ

## (સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ)

ચન્દ્રકાન્ત ટોપીવાળા

જડબેસલાક પિતૃસત્તાક અને પુરુષસત્તાક રજપૂતસંકેતો વચ્ચે મધ્યકાળની મીરાંએ વૈધવ્યના પ્રતિસમતુલન માટે 'અખંડવર'નું શરણ લીધેલું – એમાં એની નારીઓળખ કઈ રીતે પ્રગટ થાય છે એ હજી નારી-અભિગમથી ઊંડી તપાસ માટેનું મહત્ત્વનું ક્ષેત્ર છે. અલબત્ત, મીરાંને મુખ્ય પ્રવાહમાં સ્થાન અપાયું છે એ એક વિશિષ્ટ ઘટનાની નોંધ લેવાવી જોઈએ. લેખકોનો બહુ પાતળો પ્રવાહ ગુજરાતી સાહિત્યમાં વહેતો આવ્યો છે. વીસમી સદીના છેલ્લા એકાદબે દાયકામાં સ્ત્રીલેખને ખાસ ધ્યાન ખેંચ્યું છે. હિમાંશી શેલતનું પરિચારક રૂપ, સરૂપ ધ્રુવનું વિદ્રોહી રૂપ, પન્ના નાયકનું વસાહતી રૂપ, સંસ્કૃતિરાણી દેસાઈનું તરંગી રૂપ કે મનીષા જોશીનું મનોલૈંગિક રૂપ વિવિધ આવિષ્કારોના નમૂના છે. આ બધું સાહિત્ય હાંસિયામાં નથી રહ્યું, પણ કેન્દ્રમાં આવીને વસતું જોવાય છે.

વીસમી સદીએ પૂર્વાર્ધની ભૂલો પછી ઉત્તરાર્ધમાં ક્રમશઃ રાષ્ટ્રના સાર્વભૌમત્વની સાથે લોકશાહીનાં મૂલ્યો તેમ જ માનવઅધિકારોની સ્થાપના કરી છે એની માનવજાતના ભવિષ્યના ઇતિહાસમાં વિશેષ ભૂમિકા રહેશે, એમાં કોઈ શંકા નથી. માનવજાતને ઘણું બધું હાંસિયામાં હાંકી મૂકવાની ટેવ હતી, વીસમી સદીના અંતિમ છેડાએ આ હાંસિયાને જ લગભગ હાંકી મૂક્યો છે, અને તેથી જ સંસ્થાનવાદના અંત પછી જે તે પ્રજાનાં ઉત્થાનો, અંશીય ઉત્કર્ષો, દલિત ઉન્મેષો અને દલિતના મુક્ત અવાજો બહાર આવ્યાં છે. એ જ પ્રક્રિયામાં જગતની અડધા ઉપરાંતની નારીવસ્તીને 'ઊતરતી કક્ષાના મનુષ્ય' રૂપે, ખામીભર્યાં મનુષ્ય રૂપે કે કનિષ્ઠ પ્રકારનાં મનુષ્ય રૂપે જોવાની જે સંસ્કૃતિની રૂઢિ હતી એના પર કુઠારાઘાત થયો છે. પુરુષસત્તાક સંકેતોની સર્વોપરિતાને પડકારવામાં આવી છે. પિતૃસત્તાક આધારોને ખુલ્લા પાડવામાં આવ્યા છે. હેલન સિઉ જેવી ફ્રેન્ચ નારીચિંતકે જો એક બાજુ સ્ત્રીપુરુષના વિરોધ અને ઉચ્ચાવચતા પર આધારિત વિચાર પરત્વે આક્રોશ ઠાલવ્યો છે, તો બીજી બાજુ લુસ ઇરિગેરે જેવી ફ્રેન્ચ નારીચિંતકે નારીઓળખની વ્યાખ્યા માગી છે.

આ સંદર્ભમાં નારીવાદની એક એવી સમજ છે કે નારીસમાજ મુખ્ય પ્રવાહમાં ભળવા માટે અશક્ત નથી. નારીની એક જુદી વિશ્વદૃષ્ટિ છે અને તે મુખ્ય પ્રવાહમાં આવરી લેવાવી જોઈએ. સ્ત્રી અને પુરુષ એકબીજાથી ઘણાં જુદાં છે, પણ એનો અર્થ એ થતો નથી કે એકથી બીજું ચઢિયાતું છે. બંને વચ્ચે ભેદ તો રહેવાના જ, પણ તેથી સ્ત્રીએ પુરુષ થવાની જરૂર નથી. સ્ત્રી હોવું એ કોઈ પણ રીતે ઊતરતી કક્ષાની વાત નથી.

નારીવાદના મર્મને સમજનારા કે નવા નારીરૂપને સમજનારા જાણે છે કે આધુનિક નારી એ મતાધિકાર માટે, શિક્ષણ માટે કે આર્થિક મુક્તિ માટે સંઘર્ષ કરી રહી છે તે કેવળ પુરુષની બરાબર થવા માટે નહિ. એવો વિચાર તો પુરુષબુદ્ધિનું કર્તૃત્વ છે. આજની નારી જે સંઘર્ષ ખેલી રહી છે તે તો સ્ત્રી તરીકેના એના સ્વાતંત્ર્ય માટેનો સંઘર્ષ છે. નારીવાદની વિચારણામાં નારીનું પોતાના જીવન પરનું આધિપત્ય કેન્દ્રમાં છે. સદીઓથી થતાં આવેલાં એના પરત્વેનાં દુર્વ્યવહાર અને ક્રૂરતા અંગેની ધારણાઓને એ તોડવા માગે છે. નારી પોતાને એક સંપૂર્ણ નારી સ્વરૂપે જોવા માગે છે, પુરુષની ઉપાંગ કે એની માત્ર પરિશિષ્ટ બની રહેવા માગતી નથી. પુરુષ જેમ સમાજનું એક અંગ છે, નારી પણ એવું જ સમાજનું અંગ છે.

ટૂંકમાં, નારીનું સમાજમાં જે સ્થાન છે એને અંગેના અસંખ્ય પ્રશ્નોને નારીવાદ વાચા આપી રહ્યો છે અને પુરુષસત્તાક તેમજ પિતૃસત્તાક સંકેતોના ઘેરામાંથી મુક્ત નારીની એક આકૃતિને ઘડી રહેલો છે. પુરુષદ્વેષથી માંડીને પુરુષપ્રેમ પર્યંતનાં એનાં અનેકવિધ રૂપોની સંકુલતા એમાં પ્રવેશેલી છે. નારીલેખન અને નારીવિવેચને પિતૃસત્તાક સંકેતોની કિલ્લેબંધી તોડીને નવી નારીનાં સંવેદનોનું નવું જગત કઈ રીતે રચવા માંડ્યું છે તે અનુઆધુનિક સાહિત્યનો રસનો વિષય છે.

□

# ઉદ્દેશ

વર્ષ નવમું
ઑગસ્ટ ૧૯૯૮થી જુલાઈ ૧૯૯૯

# વાર્ષિક સૂચિ

તૈયાર કરનાર : રતિલાલ જોગી

[આ સૂચિમાં 'પ્રતિભાવ'નો સમાવેશ કરાયો નથી]

## કાવ્યો

## વાર્તા-નાટક



## પત્ર-પ્રસાદી

## સ્વાધ્યાય અને સમીક્ષા



## સાંપ્રત પ્રવાહો

## લેખો

## લેખક-સૂચિ

□

**દૂરને સાદ**

દૂર દૂરનો સાદ આવતો સરવા કર્ણ-
કુહરમાં,
ઘરે વાછરુ મેલી રેઢું જાય દોડતી વનમાં
બાલા કોઈ નહીં અવઢવમાં.

રહ્યું ઝીલવું ગોરસ ઝરણું,
અહીં પડ્યું ખાલી બોઘરણું,
અધર ઉપર મોરલી, શિર પર પિચ્છ,
–પ્રાણ નિજ ભવમાં – બાલાઙ્ગ

ત્યહીં શ્યામ નિકુઞ્જે ઘેલી
જઈને બેઠી કાય અઢેલી;
એક સૂર-મૂર્ચ્છના તણે લય તન્મય
મુદિત નયનમાં. બાલાઙ્ગ

રાજેન્દ્ર શાહ

**વ્રજ-વિપિને**

ઓ ઈ ચમેલી
કદમ્બની કેરે આલિઙ્ગી રસપ્રદ કરતી કેલી!

રોમહર્ષ છે કશો ઉભયને,
કુસુમિત રજ્ઞ મળ્યો પલ્લવને,
ભ્રમર ગુન્ગુની સમીર-વહને,
વન-ઉપવનમાં સુગન્ધની મનહર વરસન્તી હેલી!

થનગન નાચત વિહગ કરીને પ્રગટ પિચ્છની લીલા;
રહી રહી મુદમય ટહુકન્ત ઊંચે સૂર શબદ ગમતીલા.

કલકલ જલરવ ગભીર ગહને,
પુલિન-લહર રમણીય નયનને,
સભર હૃદયમાં ધરત વિભવને;
અહીં વ્રજ-વિપિને પરમ એકાન્તે સુભગ
સુરતિ – રસઘેલી.

રાજેન્દ્ર શાહ

Uddesh (A literary, cultural monthly) Julay 1999 · ISSN 0971-6599
Licensed to post without prepayment, Licence No. 188 R No. GAMC/920